# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ.

સન ૧૯૨૦

કિંમત રૂપિઆ ત્રણ.

અમદાવાદ.

અમદાવાદમાં

તા. ૨, ૩, ૪ એપ્રિલ ૧૯૨૦ ના રોજ મળેલા

# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદનો

## અહેવાલ અને નિબંધ સંગ્રહ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

રામમોહનરાય જ. દેસાઇ.
હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ.
ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ.
ગટુલાલ ગોપીલાલ ધ્રુ.
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.

મંત્રીઓ, છઠ્ઠી ગુ. સાહિત્ય પરિષદ.

અમદાવાદ.



સંવત્ ૧૯૭૯      ઇ. સ. ૧૯૨૩

કિમ્મત રૂપિયા ત્રણ.

અમદાવાદમાં

પૃ. ૧ થી ૬૪ અને સાહિત્ય વિભાગ પૃ. ૧ થી ૨૩૬ ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં, રા. સોમાલાલ મંગળદાસે છાપ્યા.

પૃ. ૧ થી ૪૦ અને ઇતિહાસ વિભાગ પૃ. ૧ થી ૨૦૮ ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યા.

પૃ. ૬૫ થી ૧૩૨ અને વિજ્ઞાન વિભાગ પૃ. ૧ થી ૮૦ જ્ઞાનમંદિર પ્રેસમાં, રા. શંકરરાય અમૃતરાયે છાપ્યા.

પૃ. ૮૧ થી ૯૬ ન્યુ પ્રિન્ટિંગ પ્રેસમાં, રા. કુંજવિહારી ગોપીલાલ પ્રભુએ છાપ્યા.

# પ્રસ્તાવના.

આજથી લગભગ વીસેક વર્ષ ઉપર સ્વ. ભાઇ રણજીતરામ વાવાભાઇને ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવાની સ્ફુરણા થઇ હતી, તે વખતે તેઓ સ્વ. નરહરિ હરિલાલ ધ્રુવને 'સાહિત્ય' માસિક, ચલાવવામા મદદ કરી રહ્યા હતા; તાજાજ બી. એ. થયા હતા; ફેલોશીપ મળી હતી એટલે વાચન માટે સમય પણ પુષ્કળ મળતો અને સાહિત્યમય (Life literary) અને સેવામય જીવન ગાળવુ એ તેમના જીવનની મહત્વાકાક્ષા હતી. યુરોપમા વખતોવખત ભરાતી પૌર્વાત્ય કોન્ફરન્સો (Oriental Congresses) ના વૃત્તાંત વાચતા તેમને એમ લાગી આવ્યુ હતું કે ત્યાની જેમ, આપણે અહીં પણ આપણા વિદ્વાનો–લેખક અને અભ્યાસી વર્ગ પ્રસંગોપાત એકઠા મળી પોતાના અભ્યાસના, શોધખોળના, અને જ્ઞાનના પરિણામો, લેખ, નિબંધ કે ભાષણદ્વારા તે મંડળીને વાંચી સંભળાવે, તેમની સાથે વિચારની આપ લે કરે, પરસ્પર નોંધ સરખાવે અને મુદ્દાઓ ચર્ચે, એ પ્રકારની કાર્યપદ્ધતિ ખરેખર ઇચ્છવાયોગ્ય છે. તે પહેલા રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયાને તેમના 'કાવ્ય માધુર્ય' મા કાવ્યોની પસંદગીમા કંઇક મદદ આપતા તેમને ગુજરાતી લેખકવર્ગ એક બીજાના વિશેષ પરિચયમા અને સહવાસમા આવે એ જરૂરનું જણાયું હતું. આમ ગુજરાતી સાહિત્ય, ઇતિહાસ, ભાષા અને સંસ્કૃતિનો સવિસ્તર અને પદ્ધતિસર અભ્યાસ થાય અને તેમના અભ્યાસ અને શોધખોળનાં પરિણામ વિદ્વજ્જન, સાહિત્ય પરિષદ્ સમક્ષ રજૂ કરે અને તે પરિષદ્ લેખક અને અભ્યાસી વર્ગને મળવાનું, એક બીજાનો પરિચય કરવાનું, સાથે બેસી કાર્ય કરવાનું અને ભાઇચારો સાધવાનું કેન્દ્ર બને એ વિચારે તો તેમનું મસ્તક હચમચાવી મૂક્યું. વળી તે સમય બંગભંગ–રાષ્ટ્રીય ચળવળનો હતો. જાપાનના વિજયે તો પૂર્વની પ્રજાઓને કંઇ નવીન સંદેશો આપ્યો હતો અને હિંદી પ્રજાજીવન નવા વિચાર અને ભાવનાથી ખળભળી ઉઠયુ હતું. આવા મહાન્ ફેરફારની અસર રા. રણજીતરામ ઉપર ન થાય એ સંભવેજ નહિ. 'કાળીંધ્રાટ પર' એ નામનો તેમનો લેખ તે અસરનું માપ કાઢવાને ઉપયોગી થઇ પડશે. પણ તેમનું મન રાષ્ટ્રીય એકતા અને દેશભાવનાથી કેટલુ બધુ પ્રચૂર હતું તેના પુરાવામાં માત્ર એટલું નોંધવુ બસ થશે કે, આપણા વિદ્વાનોના સંમેલન માટે કોન્ગ્રેસ, કોન્ફરન્સ, એ પ્રચલિત અંગ્રેજી શબ્દો ન પસંદ કરતા તેમણે તે માટે 'પરિષદ્' એ નવો શબ્દ પ્રાચીન સસ્કૃત સાહિત્યમાંથી શોધી કાઢયો હતો, જે ભાષામાં અત્યારે રૂઢ થઇ ગયો છે. વળી તે પરિષદ્ પ્રજાને જાગ્રત કરે અને જ્ઞાન આપે એ પણ તેમના મનનો અભિલાષ હતો. એટલે કે, (૧) લેખક અને અભ્યાસી વર્ગમા પરસ્પર પિછાન અને પરિચય, (૨) ગુજરાતી ભાષા સાહિત્ય ને ઇતિહાસનો અભ્યાસ, સશોધન, અને શોધખોળ અને (૩) પ્રજાને તે જ્ઞાનનો લાભ તેમજ જ્ઞાનનો પ્રચાર, એ તેમના પરિષદ્ સંબંધી વિચાર અને ભાવનાને પોષનારા મુખ્ય અંગો હતાં.

છેલ્લી પાચ પરિષદોનાં સંમેલનથી આપણે એટલુ જોઇ શક્યા છીએ કે, લેખક અને અભ્યાસી વર્ગમાં પહેલા કરતાં પરિચય, સહવાસ, અને ભ્રાતૃભાવ વધ્યા છે અને કેટલાક તો એક બીજા સાથે નિકટ સ્નેહથી ગંઠાયા છે, એ આપણી ભાવિ પ્રગતિ માટે ઓછુ ઉજ્જવળ ચિહ્ન નથી.

બીજું, એ પરિષદોમાં રજૂ થયેલા નિબંધો માટે એટલું કહેવું જોઇએ કે, સૌ કોઇએ તેમા યથાશક્તિ સારો ફાળો આપેલો છે અને તે ફાળો કેટલો વિવિધ અને સર્વદેશી છે તે રા. રણજીતરામે સન ૧૯૧૫ મા, પાછલી પરિષદોની સમાલોચના-'સમાલોચક' માસિકમાં કરેલી તે જોવાથી જણાઇ આવશે જોકે તેટલાથી આપણી ભૂખ ભાગે તેમ નથી, હજી વધારે અભ્યાસ, શોધખોળ, સંશોધન અને જ્ઞાન માટે સતત પરિશ્રમ અને વિશેષ પ્રયત્ન થવાની જરૂર રહે છે.

માત્ર ત્રીજી દિશામા એટલે કે, પ્રજાને જ્ઞાનનો લાભ આપવા માટે અને પ્રજામા જ્ઞાનનો પ્રચાર કરવા માટે પરિષદ્ તરફથી જોઇએ તેવું અસરકારક કે સગીન કાર્ય થયું નથી. પરિષદના કામકાજમા પ્રજા રસ લેતી થાય તે માટે શરૂઆતથી તજવીજ થતી રહી છે. રાજકોટ પરિષદે તો પ્રાચીન સાહિત્ય, ઇતિહાસ અને કળાના સાધનો અને અવશેષોનું એક પ્રદર્શન ભરી પ્રજાનું લક્ષ પરિષદ્ પ્રતિ ખેંચ્યું હતું અને પરિષદ્ વ્યાખ્યાનમાળાની યોજના, પરિષદ્ લાઇબ્રેરીની સ્થાપના અને પરિષદ્ ભંડોળની ઘટના વગેરે પ્રયત્નો–યોજના–એક રીતે તેને પોષક તત્ત્વો હતા. વડોદરામાં શ્રીમંત મહારાજા સાહેબે પોતા તરફથી જ્ઞાનપ્રચાર માટે પુસ્તકો પ્રસિદ્ધ કરવા આપેલા રૂપિયા એક લાખની બક્ષીસ, અને સુરત પરિષદે કાવ્ય અને નિબંધ માટે હરિફાઇથી ઇનામ આપવા કરેલી વ્યવસ્થા, એ સર્વ પરિષદની લોકપ્રિયતા અને મહત્તા વધારનારા અંશો હતા એમ કહી શકાય.

પરંતુ અમદાવાદના કાર્યવાહકોને એટલાથી સંતોષ થયો નહિ, તેમણે નિશ્ચય કર્યો કે પરિષદના કાર્યક્રમમા પ્રાચીન શોધખોળ, સંશોધન, અને વિદ્વત્તાના વિષયોની જેમ જનસમૂહને તે જ્ઞાનનો લાભ આપી શકાય એવી વ્યવસ્થા અવશ્ય થવી જોઇએ. જ્ઞાનની અભિવૃદ્ધિ અર્થે શોધખોળ અને સંશોધન જેમ આવશ્યક અગો છે તેમ પ્રજામા તે જ્ઞાનનો પ્રચાર થાય એ પણ એટલુંજ ઉપયોગી છે. પ્રજામાં તે જ્ઞાનનો પ્રચાર થયા વિના એકલું સંશોધન ને શોધખોળનું કાર્ય થયા કરે એ પ્રવૃત્તિ નિરર્થકજ લેખાય; એક તરફથી વિદ્વજ્જન જ્ઞાનમાં ઉમેરો કરતા રહે અને બીજી તરફથી પ્રજાને તે જ્ઞાનનો લાભ આપવા પ્રયાસ થાય તેમાજ આવી પરિષદોની સાર્થકતા રહેલી છે.

વાસ્તે જાણીતા વિદ્વાનો પાસે લોકોપયોગી જાહેર વ્યાખ્યાનો અપાવાની છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદે પહેલ કરી હતી; અને તે યોજના ફતેહમંદ નીવડી છે; પરંતુ એ કાર્ય એટલેથી અટકવું જોઇએ નહિ. જુદા જુદા વિષયો પહેલેથી નક્કી કરી તે વિષે એક આખી વ્યાખ્યાનમાળા પ્રતિ વર્ષે જે તે વિષયના અભ્યાસી પાસે અપાવવાની યોજના થવી જોઇએ, જેથી પ્રજાને ગમે તે એક વિષય પૂરતું સામાન્ય જ્ઞાન એકસામટું મળી શકે.

પરિષદ્ આમ જ્ઞાનપ્રચારને પોતાનું એક આવશ્યક અંગ લેખી પ્રજાને જુદા જુદા વિષયોનું જ્ઞાન આપવાને ઇનામો આપી વ્યાખ્યાન કરાવવાની યોજના ઉપાડી લે તો, જુદે જુદે સ્થળોએ, તેજ વ્યાખ્યાનો અપાવવાનું સુગમ થાય, તે સાથે વાચવા જેવું લોકોપયોગી સાહિત્ય પણ સમાજને મળતું રહે. અત્યારની પરિસ્થિતિમા જનસમાજમાં જ્ઞાનપ્રચાર અર્થે આવી કોઇ યોજના કે વ્યવસ્થા થાય તે બેશક ઉપકારક થઇ પડે. આપણી ઉન્નતિ અર્થે આવો કોઇ પ્રયાસ આવશ્યક છે. સમાજમા કેળવણીનો અને જ્ઞાનનો બહોળો પ્રચાર થાય તોજ સમાનતાના અને સ્વાતંત્ર્યના સુખ, શાન્તિ ને વૈભવ આપણે અનુભવી શકીએ.

આ સિવાય પરિષદના કાર્યક્રમમા બીજાં બે મહત્વના તત્ત્વો ઉમેરવાનું અમદાવાદની કમિટીને યોગ્ય જણાયુ હતું. એક તો હિંદના પ્રતિષ્ઠિત અને જાણીતા વિદ્વાનો અને સાક્ષરોને પરિષદમા પધારવા નિમંત્રણ કરી તેમની વિદ્વત્તા, જ્ઞાન અને અનુભવનો લાભ મેળવવો, જુદા જુદા પ્રાંતના ભાષા સાહિત્યથી પરિચિત રહેવુ અને પ્રાંત પ્રાંત વચ્ચે વિચારની આપ લે કરી અને જે કાર્ય,–ખર્ચ અને શક્તિના પ્રમાણમા ઉપાડવું મુશ્કેલ જણાય,–જેવા કે, જ્ઞાનકોષની યોજના, વિજ્ઞાન સાહિત્યની સંકલના, બાળસાહિત્યની સમૃદ્ધિ અને વિવિધતા, સચિત્ર ગ્રંથાવલિની પ્રસિદ્ધિ વગેરે,–એકસાથે પ્રયાસ અને સહકાર કરી, જેમાં સુગમતા પ્રાપ્ત થાય તે માટે યોગ્ય અને અનુકૂળ વહેવારૂ પગલા ભરવા તજવીજ કરવી, એ રીતે દેશની એકતાનું સંઘટ્ટન વધારવા જે કઇ પ્રયાસ થાય તે ઇષ્ટ અને લાભદાયીજ ગણાય.

તેમા શ્રીયુત રવીન્દ્રનાથ ટાગોરે નોબલ પ્રાઇઝ મેળવી હિન્દની કીર્તિ ઉજ્જ્વળ કરી હતી, તેમનાં દર્શન માટે કયો હિંદી ઉત્સુક ન હોય ? સૌ કોઇ એટલું તો સ્વીકારશે કે, કવિવર ટાગોરની હાજરીથી પરિષદના ગૌરવમા ઓર વૃદ્ધિ થઇ હતી.

તેજ પ્રમાણે પ્રજાના વિનોદ, ઉત્સવ, રમતગમત વગેરેની રસસામગ્રીનુ નિદર્શન પરિષદ્ તરફથી ગોઠવાયેલી ગાર્ડન પાર્ટીમાં રજૂ કરી કાર્યવાહકોએ આપણા પ્રજાજીવનમા વહી રહેલુ રસચૈતન્ય, તેના સુખ વૈભવ અને ભાવ અભિલાષો, કેટલા બધા ઉલ્લાસપ્રેરક અને સુખદાયક છે, અને પ્રજાજીવનમા તે કેટલો બધો મહત્વનો ભાગ ભજવે છે તે પ્રતિ સૌનુ લક્ષ દોરવા અને કેળવાયેલા વર્ગ તરફથી તે પ્રતિ બતાવાતી બેદરકારી દૂર કરવા જે પ્રયાસ કર્યો હતો તે ઉચિત સફળ લેખાશે.

થોડાક વખત પર વર્તમાનપત્રોમા છપાયું હતું કે, માજી વડો પ્રધાન મિ. લોઇડ જ્યોર્જ સહેલગાહે પોતાને વતન વેલ્સ ગયો હતો ત્યાં, પ્રજાની રમતગમતમા અને વિનોદ ઉત્સવમા ઉત્સાહપૂર્વક જોડાઇ જઇ તેમાંથી તેણે એક બાળકની જેમ નિર્દોષ આનંદ અને સુખની મોજ માણી હતી. વળી રા. પાઠકે બનારસ રાષ્ટ્રીય કેળવણી કોન્ફરન્સ વિષે 'વસંત ' માસિકમા લેખ લખતા બનારસમા હોલિકા ઉત્સવ કેવી સરસ રીતે ઉજવવામા આવ્યો હતો; પૂજ્યશ્રી આનંદશંકરભાઇ અબીલ ગુલાલથી કેવી રીતે રંગાયા હતા અને માનનીય પંડિતજી મદનમોહન માળવિય તે વસંતોત્સવમા વિદ્યાર્થીઓ સાથે કેવા ઓતપ્રોત થઇ ગયા હતા તે વિષે કરેલુ વર્ણન વાચતા આપણા આ ઉત્સવોનું જીવનમા જે મહત્વ રહેલુ છે તે કોઇને પણ સહજ સમજાશે.

કવિવર ટાગોર તો આપણા ગરબાઓ અને એકતારાવાળાના ભજનોથી મુગ્ધ બન્યા હતા. ગરબા, એ તેમણે ગુજરાતના પ્રજાજીવનની એક વિશિષ્ટતા લેખી હતી. દયારામની ગરબીઓ સાંભળી અમરતો આસો માસમા ગરબાઓના મીઠા સૂર, તેમા સ્ત્રીઓની મૃદુતા અને લાવણ્ય નિહાળી કોણ તાજુબ થયુ નથી ? ડૉ. ટાગોરે તો એમ પણ જણાવ્યુ હતું કે, " એમને ( ગરબા ગાનારી બાળાઓને ) શાંતિનિકેતન મોકલો; હું રાજવંશીઓની જેમ મારે ત્યાં રાખી તેમની પરોણાગત કરીશ અને બંગાળી બાળાઓને આ ગરબા શિખવાડી તરત એમને વિદાય કરીશ. "

નવા પાશ્ચાત્ય સંસ્કારોથી આપણા પ્રજાજીવનની આ રસ સામગ્રી પ્રતિ દુર્લક્ષ થતું હતું, તે આપણે આશા રાખીશુ કે આ પછી તેમનું અસલ સ્થાન પુનઃ પ્રાપ્ત કરશે, અને પ્રજાજીવનને સદા જીવંત, આશાભર્યું અને ઉલ્લાસપ્રેરક રાખશે.

તેજ દિશામા ડૉ. હરિપ્રસાદે પ્રદર્શનમા રજૂ થયેલી વસ્તુઓની ઉમદા કારીગીરી, ને તે કારીગીરીમા દાખવેલી ઉંચી કળા અને કળા-લાલિત્ય, કારીગર વર્ગનો કળા માટેનો પ્રેમ અને તે પર થતી ફીદાગીરી, એ પર ભાર મૂકી જે વસ્તુસ્થિતિનો ખ્યાલ આપ્યો હતો તે આપણે પ્રજા તરીકે વિસરવો જોઇએ નહિ કળા અને રસ સામગ્રીનો ઉત્કર્ષ થતાજ પ્રજાજીવન પણ આપોઆપ ઉંચે ચઢશે અને ત્યારેજ તે, પ્રજાજીવનના માધુર્યનો, જીવનના આનંદનો, જીવનની શાંતિ અને સુખનો અનુભવ કરી શકશે.

વિશેષમા, નિબંધ વાચન માટે દરેક વખતે પૂરતો સમય મળતો નથી તેથી ઘણાકને નિરાશ થવુ પડે છે, તે મુશ્કેલી દૂર કરવાને આ વખતે પારષદનો કાર્યક્રમ, સાહિત્ય, ઇતિહાસ અને વિજ્ઞાન, એમ ત્રણ વિભાગમા વહેચી નાખવામા આવ્યો હતો; છતા સખેદ કહેવુ જોઇએ કે તે વ્યવસ્થા પણ અનુકૂળ માલુમ પડી ન હતી. ગઇ સાલ કલકત્તામા ભરાયેલી બીજી ઓરિએન્ટલ કોન્ફરન્સમા જુદા જુદા વિષયોના નિબંધ વાચન માટે તેર વિભાગ રાખવામા આવ્યા હતા તથાપિ ત્યા પણ બધા નિબંધોના વાચન માટે પૂરતો સમય મળ્યો નહતો તેથી સહેજ નિરાશા જણાતી હતી. આ સજોગોમા જે તે વિભાગમા લેખક તરફથી લખાઇ આવેલા તેમના નિબંધના સાર વાચવાની વ્યવસ્થાજ સુગમ થઈ પડવા સંભવ છે.

વળી એક વાત નોધીશુ કે, પ્રસગોપાત પરિષદના અગે સાહિત્યકળા અને ઐતિહાસિક ચીજોના સુન્દર પ્રદર્શનો ભરાય છે, તેમાની ઘણીખરી ચીજો તો તેના માલીકો પાસે, યોગ્ય જાળવણી કાળજીથી રાખવામા ન આવે તો તેનો નાશ થવાનો સભવ છે, વાસ્તે પ્રજાનું આ અમૂલ્ય ધન છુટુછવાયુ વિખરાયેલુ, પડી રહી ખેરાનવેરાન ન થઇ જાય પણ તે સુવ્યવસ્થિત અને સારી રીતે સચવાઇ રહે એવી કોઇ વ્યવસ્થા થવી જોઇએ. રા. બ કાંટાવાળાએ, પરિષદને રૂ. ૧૦૦૦૦) ભેટ આપવાનુ કહ્યુ તેમ અન્ય શ્રીમત વર્ગ તરફથી એવી મદદ મળતી રહે તો ખચિત તે માટે પૈસાની તાણ પડે નહિ;-તે સંબંધે શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીનો કળા અને ઐતિહાસિક ચીજોનો સંગ્રહ બેનમૂન અને કોઇપણ મોટી વ્યક્તિને કે સંસ્થાને યશ આપે અને મગરૂર કરે, એવો કિમતી અને ખાસ મહત્વનો છે. અન્ય દેશોમા કળાના સંગ્રહ અને મ્યુઝિયમો પાછળ કરોડો રૂપિયા ખરચાય છે, જ્યારે આપણે તો આપણા દેશની જાહોજલાલી અને સુખવૈભવના પુરાણુ અવશેષો માટે, કિમતી પુસ્તકો, અને નાદર ચિત્રો માટે, દેશ પરદેશના મ્યુઝિયમોજ ઢુંઢવા પડે છે, છતા જે કઇ બાકી રહ્યું છે તેનો સંગ્રહ કરી સાચવી રાખવા કઇ પણ તજવીજ ન થાય અને તે પ્રતિ સાવ ઉદાસિનતા અને નીરસતા માલુમ પડે એ ઓછુ શોચનીય નથી.

તદુપરાત પરિષદે બે મુદ્દાના ઠરાવો પસાર કર્યાં હતા, જેમાનો એક ગુજરાતી કોલેજ કાઢવાનો હતો, પણ તે સબધી કઈ હિલચાલ શરૂ થાય તે પૂર્વે સુભાગ્યે અત્રે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઇ ગઇ છે તેથી તે પ્રશ્ન અનાયાસે ઉકેલાઇ ગયો છે. હાલતો પ્રજા તે અખતરાને સમભાવપૂર્વક તપાસતી રહે અને યથાશક્તિ તેને મદદ આપે એજ અગત્યનું છે.

વળી યુનિવરસીટીની ઇંટર, બી. એ.ની પરીક્ષાઓમા ગુજરાતીને સ્થાન મળે તેમજ જુદી જુદી કોલેજોમા ગુજરાતીના અધ્યાપકો નીમાય એવી તજવીજ થવા પરિષદે ઠરાવ કર્યો હતો; આપણે જાણીને આનંદ પામીશુ કે ગુજરાતી કોલેજની જેમ તે ઠરાવનો બહુધા અમલ થઇ ગયો છે. બી. એ, ની પરીક્ષામા ગુજરાતી દાખલ થયાથી લગભગ બધી

કોલેજોમા ગુજરાતીના અધ્યાપકો નીમાઇ ચૂક્યા છે. હવે માત્ર બી. એ, ના ઓનર્સ કોર્સમા અને ઇંટર તથા ફર્સ્ટ ઇયર ઇન આર્ટ્સ, એ પરીક્ષાઓમા ગુજરાતી દાખલ થાય તે માટે પ્રયત્ન કરવો જોઇએ.

થોડાક સમયમા રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી તે માટે યુનીવરસીટી સેનેટમા દરખાસ્ત આણનાર છે એમ સાભળ્યુ છે. આપણે ઇચ્છીશુ કે તેમનો તે પ્રયાસ સફળ નીવડે અને તેનો યશ એમને મળે.

બીજો ઠરાવ સાહિત્ય પરિષદ્ મંડળની સ્થાપનાનો હતો. પરિષદનું કાર્ય સતત ચાલુ રહે એ ઉમેદથી અહીંની કારોબારી કમિટીએ સાહિત્ય પરિષદ્ મંડળની યોજના ઘડી હતી. પરંતુ વિષયવિચારિણી સભામા તે પ્રશ્ન રજૂ થતા આગળ સ્થપાયેલી ભંડોળ કમિટી સાથે પરિષદ્ મંડળને એકત્ર કરવા આગ્રહ કરવામા આવ્યો અને તે માટે ૧૫ ગૃહસ્થોની એક કમિટી નીમાઇ, પણ છેલ્લા ત્રણ વર્ષ દરમિયાન ભંડોળ કમિટીના મંત્રી સાથે થયેલો પત્ર વ્યવહાર વાચતા ખાતરી થાય છે કે તે ઠરાવનુ કંઇ પણ ફળ આવે એવુ એક પણ આશાજનક ચિહ્ન અત્યારે માલુમ પડતુ નથી. પરિષદ્ મંડળની વ્યવસ્થા સ્વતંત્રરીતે થઇ હોત તો છેલ્લા ૩ વર્ષમા તે ખચિત પગભર થાત.

આવી કશી વ્યવસ્થા થઈ શકી નહિ તેથી બાળસાહિત્ય માટે પરિષદે કરેલો ઠરાવ કાગળપરજ રહ્યો છે, જો કે, રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ જેઓ, તે રિપોર્ટ ઘડવામા મુખ્ય હતા તેમના તરફથી 'શ્રી બોધ' માસિકમા બાળવિભાગ ખાસ દાખલ કરવામા આવ્યો છે અને બાળસાહિત્ય માટે પણ કઇ ને કંઈ તજવીજ કરી રહ્યા છે, એ ખુશી થવા જેવુ છે. તેમજ અમો પૈકીના એક મંત્રી રા ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલે તો 'ચરોતર એજ્યુકેશન સોસાઇટી' તરફથી નિકળતા "બાળમિત્ર" નુ તંત્રીપદ સ્વીકારી બાળ સાહિત્ય અને બાળ જીવનના વિકાસ માટે ઉપયોગી કાર્ય રસ્તા ઉપર આણી દીધુ છે.

પણ સંતોષ લેવા જેવુ એ છે કે, વિજ્ઞાનવિભાગ કમિટીએ પોતાનુ કાર્ય આરંભ્યુ છે અને અવરનવર મુબાઈ અમદાવાદમા તેના તરફથી વિજ્ઞાન વિષયક વ્યાખ્યાનો પણ અપાવાય છે. વળી તે મંડળને એક સખી ગૃહસ્થ તરફથી નાણાની મદદ મળ્યાથી તેનું કાર્ય, પ્રો. શાહની સલાહ ને દેખરેખ અને રા. પ્રીતમરાયના ઉત્સાહ અને ખંતથી, વધારે સંગીન અને પદ્ધતિસર થવા આશા રહે છે.

છેવટે પરિષદમા રજૂ થયેલા વિધવિધ નિબંધો, પરિષદને અંગે અપાયેલા જાહેર વ્યાખ્યાનો, કવિશ્રી ટાગોરનુ એડ્રેસ, પ્રમુખ, વિભાગી અધ્યક્ષો, અને શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીના ભાષણો તેમજ રિપોર્ટના અંતે પરિશિષ્ટો આપ્યા છે તે, એમ આખો સંગ્રહ કિંમતી, વાચવા ને વિચારવા જેવો છે. આશા છે કે, રજૂ થયેલી આ સાહિત્યસામગ્રી સાહિત્યના અભ્યાસી અને વાચક વર્ગને ઉપયોગી અને માર્ગદર્શક માલુમ પડશે

આમ, પરિષદનુ કાર્ય ઉત્તરોત્તર અભિવૃદ્ધિ પામો ! ગુજરાતી ભાષાનું ગૌરવ વધો! સર્વત્ર ગુજરાતીનો જય જય હો ! એજ મનોવાછના, પ્રભુ ! તેની ફળસિદ્ધિ આપો ! એજ પ્રાર્થના.

# આભાર દર્શન.

માનવંતા લેડી સુલોચના ચીનુભાઈ, ઓ. બી. ઈ; એઓએ પરિષદ્ રિપોર્ટના છપામણી ખરચના રૂ. ૨૦૦૦) ભેટ આપી જે ઉદારતા બતાવી છે તે બદલ પરિષદ્ તેમની સદા ઋણી રહેશે. શેઠ અંબાલાલે, માનવંતા મહેમાન કવિવર ટાગોરના ઉતારા માટે બધી સવડ કરી આપી, તેમજ પોતાનું 'આનંદભવન' થીએટર વાપરવા આપી પરિષદ્ પ્રતિ સહાનુભૂતિ દર્શાવી હતી, શેઠ મંગળદાસે મહેમાનોની મહેમાનગીરીની જવાબદારી સ્વીકારી લઇ કમિટીને સરલતા કરી આપી હતી; મહાત્મા ગાંધીજીએ શરૂઆતથી પરિષદના કાર્યમા રસ લઇ મંત્રીઓને સલાહ અને સૂચના કરી પ્રોત્સાહન આપ્યુ હતું, અને કવિવર ટાગોરને અત્રે બોલાવવામા પોતા તરફથી સહાયતા આપી હતી; અને અમદાવાદના શ્રીમંતોએ પરિષદને જે નાણાંની મદદ આપી હતી, (નામાવલી આગળ આપી છે) તે સર્વનો કમિટી જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

સાહિત્ય અને કળાનુ પ્રદર્શન તો રા. ભાઇ હરિપ્રસાદ દાક્તર અને ભાઇશ્રી રવિશંકર રાવળે તનતોડ શ્રમ ન કર્યો હોત તો આટલું આકર્ષક નજ થાત. તેની ફતેહનો યશ એ બે ભાઇઓને જ છે. ખાસ કરીને પ્રદર્શન માટે ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઇન્સ્ટીટ્યુટનું ભવ્ય મકાન ઉપયોગમા લેવા દઇ સૌ. વિદ્યાબહેને કમિટી ઉપર ભારે અહેસાન કર્યો છે. આવુ સુંદર અને રમ્ય, બધી સગવડોવાળું બીજુ કોઇ મકાન કમિટીને ભાગ્યેજ મળત. 'શ્રી નવીન દેશી સમાજ' ના ચાલક રા. ઘેલાભાઇએ તેમનું થીએટર આપી અને અન્ય પ્રકારે કિંમતી મદદ કરેલી છે. ભાઇ અંબાલાલે અને ભાઇ ચંદુલાલ દેસાઇએ વૉલંટિયરના કેપ્ટન તરીકે, અને વૉલંટિયરોએ ૩ દિવસ પરિષદમા વ્યવસ્થા જાળવી જે સહાયતા આપી છે તે કદી વિસરાય તેમ નથી વળી બાળાઓએ ત્રણે દિવસ પરિષદમા સંગીત ગાઇ આનંદ આપ્યો હતો, પેટા કમિટીઓએ, ખાસ કરીને નિરીક્ષક કમિટીએ આપેલી મદદ અને પ્રેમાભાઇ હોલનો વખતોવખત ઉપયોગ કરવા દેવા રા. બા. રમણભાઇએ કરી આપેલી સરલતા, એ માટે, એ સૌનો ઉપકાર માનવામા આવે છે.

ગાર્ડન પાર્ટીની વ્યવસ્થા રા. નરહરિ કલ્યાણરાય દેસાઇએ ઉપાડી લીધી હતી અને ત્યાની બીજી અંતર વ્યવસ્થા ડૉ. હરિપ્રસાદ અને રા ગટુલાલ ધ્રુની રસિકતા અને કળા પ્રેમને આભારી હતી

ઑડિટર તરીકે રા. ભોગીલાલ કેશવલાલ પટવાએ પરિષદ્ હિસાબ તપાસવામા જે શ્રમ લીધો છે તે બદલ તેમનો ખાસ ઉપકાર માનવામા આવે છે.

ડાયમંડ જ્યુબીલી, ગુજરાતીપંચ, અને જ્ઞાનમન્દિર પ્રેસોએ છાપવાના કામમા જે અનુકૂળતા કરી આપી હતી તેની કદર તો તે કામનો અનુભવ લેનાર જ સારી રીતે કરી શકે.

સિવાય રા. મણિલાલ છબારામ ભટ્ટ અને રા. ઇચ્છાશંકર ત્રિપાઠી, પરિષદની શરૂઆતથી તેના કામકાજમાં સહાયતા આપતા રહ્યા છે, તે સેવાની કિંમત અંકાય એમ નથી.

અંતમાં, જે લેખકબંધુઓના લેખો રદ કરવામાં આવ્યા છે અગર તો જેમના લેખો પરિષદ્ રિપોર્ટમાં છાપવાનું બની શક્યું નથી તેમને અનાયાસે પણ કંઈ અન્યાય થઇ ગયો હોય અગર તો કંઈ ભૂલ થઇ હોય તો તે બદલ તેમની ક્ષમા યાચીએ છીએ.

પરિષદની ફતેહ વાસ્તવિક રીતે લેખક બંધુઓનેજ આભારી છે, તેમની પૂરેપૂરી સહાનુભૂતિ અને સહાયતા વિના પરિષદનું કાર્ય અફળજ જાય, તે માટે લેખકવર્ગનો અને જે કોઇએ એક વા અન્ય રીતે પરિષદના કાર્યમાં યથાશક્તિ જે કઇ ફાળો પરોક્ષ કે અપરોક્ષ રીતે આપ્યો છે, તે સઘળાનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે અને પરિષદને જે કંઇ યશ મળ્યો હોય તો તે તેમને આભારી છે। અસ્તુ।



# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદનો હેવાલ.

સન ૧૯૧૫ મા પાચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ સુરતમા મળી તે આગમચ ગુજરાત સાહિત્ય સભાએ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ અમદાવાદમા બોલાવવાનો ઠરાવ કર્યો હતો, પરતુ સુરતમા મળેલા ઘણાખરા સાહિત્ય રસિકોએ એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી કે, આગામી સાહિત્ય પરિષદ્ તો નડિયાદ, ભરૂચ કે ભાવનગરમા ભરાય તે જરૂરનુ છે અને તે માટે યોગ્ય તજવીજ કરવાનુ બની આવે એ ઉદ્દેશથી પાચમી પરિષદ્, પછીની પરિષદ્નુ સ્થળ મુકરર કર્યા વિના વિસર્જન થઈ હતી.

ઉપર જણાવેલા કોઇ પણ શહેરમા પરિષદ્ ભરવાનુ બની આવે તે માટે જવાબદારી ઉપાડી લઇ શકે એવા મિત્રોને જુદે જુદે સ્થળે પરિષદના સામાન્ય મત્રીઓ તરફથી પત્રો લખી પુછાવવામા આવ્યુ હતું પણ તે હિલચાલનું પરિણામ જોઇએ તેવુ આશાજનક આવ્યુ નહિ તે પરથી સન ૧૯૧૮ ના એપ્રિલ માસમા ગુજરાત સાહિત્ય સભાએ પરિષદના સામાન્ય મત્રીઓને પત્ર લખી છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ અમદાવાદમા ભરવાની પરવાનગી માગી અને તે માગણીનો સ્વીકાર થયો

આ પ્રમાણે પરવાનગી મળતા તા. ૨૧ મી જુલાઇ ૧૯૧૮ ને રવિવારના રોજ અમદાવાદના શહેરીઓની એક જાહેરસભા પ્રેમાભાઇ હોલમા રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકઠના પ્રમુખપદ હેઠળ ભરવામા આવી; તેમા આગામી પરિષદ્ સન ૧૯૧૯ ના નવેમ્બર માસમા ભરવાનું નક્કી થયુ અને તેની વ્યવસ્થા કરવાનું ઉપાડી લેવા માટે ૭૩ ગૃહસ્થોનુ સ્થાનિકમંડળ–વધુ નામ ઉમેરવાની સત્તા સાથે, નીમવામા આવ્યુ તે સાથે પરિષદના સામાન્ય મત્રીઓ તરીકે રા રામમોહનરાય જ. દેશાઈ, ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ, રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ, રા ગટુલાલ ગોપીલાલ ધ્રુ, અને રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, એ પાચની પસંદગી થઈ.

સ્થાનિક મંડળની પહેલી સભા તા. ૧ લી આગસ્ટ ને ગુરુવારના રોજ પ્રેમાભાઈ હોલમા રા કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયાના પ્રમુખપદ હેઠળ મળી તેમા રૂ. ૫) કે વધુ રકમ આપે તેને સત્કાર મડળનો સભાસદ નીમવાનો અને પરિષદની ચાલુ વ્યવસ્થા કરવા માટે ૩૪ સભાસદોની એક કારોબારી કમિટી,–વધુ નામ ઉમેરવાની સત્તા સાથે ઉભી કરવાનો ઠરાવ થયો હતો.

તા. ૧૩ મી આગસ્ટે મિ. કેખુશરૂ અરદેસર બાલાના પ્રમુખપદે કારોબારી કમિટીની પ્રથમ સભા મળી હતી તેમા, બાળસાહિત્ય વિષે વિચાર કરી એક રિપોર્ટ રજુ કરવા પેટા કમિટી નીમાઇ હતી. તે સિવાય નાણા ઉઘરાવવા માટે વર્તમાનપત્રો અને પ્રજાને વખતો વખત પરિષદની ખબર આપવાને અને અન્ય કામ માટે જુદી જુદી પેટા કમિટીઓ ચુટી કાઢવામા આવી હતી અને મત્રીઓએ રજુ કરેલો પરિષદ્ પત્રિકાઓ નં. ૧–૨ નો ખરડો મજુર રાખવામા આવ્યો હતો.

દરમિયાન ઇન્ફ્લુએન્ઝાનો ચેપી રોગ ફાટી નીકળવાથી અને દુકાળના કારણથી પરિષદનું કામકાજ કેટલાક માસ સુધી બધ રહ્યું હતું.

સાનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થતા કારોબારી કમિટીની સભા ફરીવાર તા. ૧૭ મી જુલાઇ ૧૯૧૯ ના રોજ બોલાવવામા આવી હતી અને તેમાં પરિષદની બેઠક તા. ૮-૯-૧૦ નવેમ્બરે ભરવાનો, પરિષદને અંગે એક સાહિત્ય, કળા અને ઇતિહાસનુ પ્રદર્શન ભરવા; અને સત્કાર મંડળના પ્રમુખ તરીકે પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવને નીમવાના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

આગળથી જાહેર કર્યા પછી સત્કાર મંડળની સભા તા. ૨૨ મી. આગસ્ટને શુક્રવારે પ્રો. આનંદશંકરના પ્રમુખપણા હેઠળ પરિષદના પ્રમુખ અને સાહિત્ય ઇતિહાસ અને વિજ્ઞાન વિભાગોના જુદા જુદા અધ્યક્ષો ચુટવા માટે મળી હતી. તેમા પરિષદના પ્રમુખ તરીકે રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાને અને સાહિત્ય, ઇતિહાસ અને વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ તરીકે રા. બ. રમણભાઈ, પ્રો. બળવંતરાય ઠાકોર અને પ્રો. મસાણીને ચુંટી કાઢવામા આવ્યા હતા.

પરંતુ પરિષદ્ માટે પૂર્વે નિશ્ચિત કરેલા સમયના આસપાસના દિવસોમા પુણામાં ઑરિએન્ટલ કોન્ફરન્સ, પહેલીવાર મળનારી હતી અને તેમા આ તરફના કેટલાક જાણીતા વિદ્વાનો ભાગ લેવાને ઉત્સુક હતા, તેમજ ઑરિએન્ટલ કોન્ફરન્સના અધ્યક્ષ રા. વિશ્વનાથ વૈદ્યે પણ પત્ર લખી આગ્રહ કર્યાથી કારોબારી કમિટીની સભા તા. ૩ જી સપ્ટેમ્બરે મળી તેમાં બધા સંજોગો લક્ષમા લઈ પરિષદની બેઠક ડિસેમ્બર માસમા સુલેહના તહેવાર દરમિયાન રાખવાનો અને પ્રો. મસાણીએ વિજ્ઞાન વિભાગનું અધ્યક્ષ પદ સ્વીકારવા નામરજી બતાવ્યાથી તેમને બદલે પ્રો. સાંકળચંદ શાહને નીમવા ઠરાવો થયા હતા.

એ અરસામા રા. મનસુખલાલ રવજીભાઇ મહેતાએ પરિષદના કાર્યક્રમમા અન્ય વિભાગો સાથે જૈન વિભાગ ઉમેરવા સૂચના લખી મોકલી હતી, પરંતુ પૂરતી સંખ્યામા તે વિભાગ માટે જૈન સાહિત્ય અને ઇતિહાસને લગતા લેખો અને નિબંધો આવશે કે કેમ, એ અનિશ્ચિત હોવાથી અને પરિષદનો સમય નજદીક આવેલો હોવાથી તે સૂચના હાલ તુરત પડતી મૂકવા નક્કી થયુ હતું, પરંતુ જનસમાજ પરિષદના કાર્યમા વધુ રસ લેતો થાય એ હેતુથી પરિષદના દિવસોમા જાણીતા વિદ્વાનો પાસે ખુલ્લા મેદાનમા જાહેર વ્યાખ્યાનો અપાવવાનો કારોબારી કમિટીએ પ્રબંધ કર્યો અને તે વ્યાખ્યાન આપવા માટે કવિવર રવીન્દ્રનાથ ટાગોર, મહાત્મા મોહનદાસ ગાંધી, રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. નાનાલાલ દલપતરામ કવિ, મિ. કેખુશરૂ અરદેસર બાલા, રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, રા. કૌશિકરામ વિઘ્નહરરામ અને રા. મણિશંકર રત્નજી વગેરે પ્રસિદ્ધ પુરુષોને નિમંત્રણ પત્ર મોકલવા ઠર્યું હતું. તેમજ સાહિત્ય પરિષદ્ પ્રદર્શન ખુલ્લુ મૂકવાની ક્રિયા કરવા માટે શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીને વિનંતિ કરવા, કેટલાક દેશી રાજ્યોને પરિષદમા પોતાના ડેલીગેટ મોકલી આપવા વિનંતિપત્ર લખવા અને પરિષદના ઉપપ્રમુખ તરીકે રા. બ. રમણભાઇ અને મિ. કેખુશરૂ અરદેસર બાલાને નીમવાના ઠરાવો થયા હતા.

આગળ પરિષદની બેઠકના દિવસો બદલેલા ત્યારે એમ માની લીધેલું કે ડિસેમ્બર માસમા સુલેહના તહેવારોની રજા બધાને અનુકૂળ થઇ પડશે પરંતુ પાછળથી માલુમ પડયું કે કેળવણી ખાતામા કામ કરતો શિક્ષક વર્ગ જે, પરિષદના કામકાજમા રસપૂર્વક ભાગ લે છે તે બીજા જરૂરી રોકાણને લીધે તે વખતે પરિષદમા સમુળગો હાજરી આપી શકશે

નહિ. આ મુશ્કેલીની ખબર કમિટીને કાને આવતા તા. ૧૩ મી. નવેમ્બરે કારોબારી કમિટીની સભા ફરી મેળવી પરિષદની બેઠક સન ૧૯૨૦ ના ઇસ્ટરના તહેવારમા ભરવાનો છેવટનો નિર્ણય કરવામા આવ્યો અને પરિષદના બધારણમા યોગ્ય સુધારાવધારા અને ફેરફાર સૂચવવા એક પેટા કમિટી નીમી, તે સાથે સાહિત્ય અને ઇતિહાસના ક્ષેત્રમા જુદા જુદા પ્રાંતોમા કામ કરતી સંસ્થાઓને લગતી માહિતી એકઠી કરવાનો ઠરાવ પણ કરવામા આવ્યો.

પ્રથમ તો પરિષદની બેઠક પ્રેમાભાઇ હોલમા રાખવા નિર્ણય થયો હતો પણ ડો. રવીન્દ્રનાથ ટાગોર પરિષદમા હાજરી આપનાર છે એવી ચોકસ ખબર મળતાં પરિષદની બેઠક માટે ખાસ નવો મંડપ બાધવા અગર તો એક વિશાળ થીએટર રોકવા સેક્રેટરીઓને સત્તા આપવામા આવી હતી; તેમજ પરિષદ્ તરફથી માનવતા મહેમાન કવિવર ટાગોરને માનપત્ર આપવાનું મજુર થયુ હતું. આ સિવાય નિરીક્ષક કમિટી, મહેમાન કમિટી, ટીકીટ કમિટી, મડપ કમિટી, નીમી કામની યોગ્ય વહેચણી કરવામા આવી હતી; જેથી કામના ઉકેલમાં ઘણી સુગમતા પ્રાપ્ત થઇ હતી.

છેવટમા અત્રે એટલુ નોંધવુ જોઇએ કે રા. બ. રમણભાઇ અને મિ. કેખુશરૂ અ. બાલાએ અંગત અગવડ વેઠીને પણ કારોબારી કમિટીમા વખતો વખત હાજરી, સલાહ, અને મદદ આપી પરિષદના કામકાજમા ભારે સરલતા કરી આપી હતી.





રા. બા. રાજ્યરત્ન હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા,

પ્રમુખ, ૬ ઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્

નીક્ષ પ્રિ વર્કસ

# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન.

શરૂઆતથી છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ વધારે ખેચાણકારક અને લોકપ્રિય થાય એવી તૈયારી ચાલુ રહી હતી પણ હિંદભૂષણ કવિરત્ન ડો. રવીન્દ્રનાથ ટાગોર અત્રે ખાસ હાજરી આપનાર છે એ વાતથી તો ચોતરફ પરિષદ્ માટે ભારે ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. તા. ૧ લી. એપ્રિલે તેઓશ્રી અત્રે પધારતા સ્ટેશન પર તેમને વધાવી લેવા ભારે મેદની જામી હતી અને ખાસ ઉતારે તેમના સ્વાગત માટે યોજેલો વિધિ પણ આપણી પ્રાચીન પરંપરાને અનુરૂપ, પ્રસંગને શોભાવનારો અને ઉત્સાહપ્રેરક હતો; જે દશ્ય નિહાળી સૌ કોઇના હ્રદય આનંદથી ઉછળતા હતા. તેજ સાંજે પરિષદના પ્રમુખ રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા મિત્રમંડળસહ આવી પહોચ્યા હતા અને તેમનો આદરસત્કાર પણ સ્ટેશન પર અને ખાસ ઉતારે પરિષદના ગૌરવને શોભે અને આનંદ આપે એટલો આકર્ષક નીવડયો હતો.

પરિષદનું રીતસરનું કામકાજ તા. ૨ જી એપ્રિલ ૧૯૨૦ ને શુક્રવારે બપોરના ૧૨ વાગે આનંદભવન થીએટરમાથી શરૂ થનાર હતું પરતુ મુકરર કરેલા સમય પૂર્વે આખું થીએટર વિદ્યાવિલાસી સ્ત્રી પુરુષો, સંભાવિત શહેરીઓ અને શેઠિયાઓ અને બહાર ગામથી આવેલા જાણીતા વિદ્વાનો અને મહેમાનોથી ચિકાર ભરાઇ ગયુ હતુ. વળી સ્ટેજને સારી રીતે ફૂલપાનથી શણગારવામાં આવ્યુ હતું; તેમજ મહાત્મા ગાધીજી, શ્રીમતી સરલાદેવી ચોધરાણી, પ્રો. આનંદશકર ધ્રુવ, રા. બ. હરગોવિદદાસ કાટાવાળા, સર ગિરિજાપ્રસાદ ચીનુભાઇ, રા. નરસિહરાવ, રા. કેશવલાલ ધ્રુવ, રા. બ. રમણભાઇ, મિસિસ વિદ્યાગૌરી નીલકંઠ, સૌ. શારદા મહેતા, રા. કૃષ્ણલાલ ઝવેરી, પ્રો. બળવંતરાય, રા. ડાહ્યાભાઇ દેરાસરી, શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, રા. મટુભાઇ કાટાવાળા, મિ. કેખુશરૂ અરદેસર બાલા, પ્રો. સાકળચદ શાહ, ડો. બાલાભાઇ, રા. માનશકર પીતાબરદાસ, પ્રો. વિઠ્ઠલરાય, રા. કૃષ્ણરાવ દિવેટિયા, રા. મનહરરામ, રા. ચદ્રશકર, વગેરે વગેરે જાણીતા સ્ત્રી પુરૂષોની સ્ટેજ પર હાજરી સૌના ધ્યાન ખેચી રહી હતી.

સમય થતાં બાળાઓ કવિ નાનાલાલનું "ધન્ય હો, ધન્યજ પુણ્ય પ્રદેશ, અમારો ગુણિયલ ગુર્જર દેશ" એ કાવ્ય ગાઇ સંભળાવતી હતી તે અરસામા પરિષદના માનવંત મહેમાન કવિવર રવીન્દ્રનાથ, શેઠ અંબાલાલ સારાભાઈ અને મિ. ઍંડ્રુસ સાથે આવી પહોચતા આખી સભાએ માનપૂર્વક સત્કાર કર્યો હતોઃ જે પછી રા. કેશવ હ. શેઠનું "મોંઘેરા મહેમાન" નામનું કાવ્ય ગવાતા શ્રોતા વર્ગના મનરજિત થયા હતા. અને પરિષદમા અવનવો ઉત્સાહ ને ચેતન જણાતા—માલુમ પડતાં હતા.

---

(૧)

ગુજરાત.

૧ ધન્ય હો ! ધન્ય જ પુણ્યપ્રદેશ !
અમારો ગુણિયલ ગુર્જર દેશ,
કૃષ્ણચન્દ્રની કૌમુદીઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશઃ
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો !

૨ આર્યનું સાગર-તીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ;
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથીના જ્હાં રાજ્યઃ
ગ્રીસરોમથી ય જૂના,
કુરુપાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકાઃ
યુગ યુગ ધ્યાનવિલીન
ઉભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો!

૩ સ્થળેસ્થળ નવપલ્લવના પુંજ,
નદી ને તળાવ કેરી કુંજ;
કોમળી કવિતા સમ સુરસાળ
સિન્ધુ જ્હાં દે મોતીના થાળઃ
જગજૂના નિજ ગીત ગર્જતો
ફરતો સાગર આજ;
કેસર ઉછળી ધૂનવે ગરવો
વનમા જ્હા વનરાજઃ
ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્તમહન્ત. ધન્ય હો!

૪ પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણુ ભરી વ્હેતી તેમ નિકાસ,
મોહી આગણુ ઉતર્યો જ યૂરોપ,
વીણુવા વાડીના ફૂલરોપ;
વીણી ન વીણુસે પુણ્યપાગરી
અમ રસભૂમિની છાબ;
જગમોહન મુંબઇ નગરી જૂવો!
શું પાથર્યો કિનખાબઃ
નિત્ય નવફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યે લક્ષ્મીના ધામ. ધન્ય હો!

૫ ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વહન જમાવ;
અંગે આખે યે નિજ અલબેલ,
સાળુમા ઢાકતી રૂપની વેલ,

રાણુકતનયા, ભાવશોભના,
            સુન્દરતા શું છોડ !
આર્યસુન્દરી ! નથી અવનીમાં
            તુજ રૂપગુણની જોડ;
    ભાલ કુંકુમ, કર કંકણુસાર,
    કન્થનાં સજ્યાં તેજશૃણગાર. ધન્ય હો !

૬    ખેતરો ન્હાનાં ન્હાનીશી પોળ,
    નાતજાતે ન્હાનડિયા ધોળ;
    ક્ષત્રિજાયાનાં ન્હાનલ રાજ્ય,
    ધર્મના ન્હાનકડા જ સમાજ;
વૃદ્ધ ચાણાક્યે વર્ણ્યાં પૂર્વે,
            ન્હાના પ્રજાના તન્ત્ર;
એહ પુરાતનના પછડાયા,
            આ અમ જીવનજન્ત્ર;
    એક ફૂલવેલે ફૂલતા ફૂલ,
    અમારા એક સુગન્ધ અમૂલ. ધન્ય હો !

૭    દેશ નિજ તજી ધર્મને કાજ
    સાગરે ઝુકાવ્યુ સફરી જહાજ;
    ધર્મવીર પારસીનો સત્કાર
    જગતઇતિહાસે અનુપ ઉદાર,
ઇસ્લામી યાત્રાળુનું આ
            મક્કાનું મુખબાર,
હિન્દુ મુસલૂમિન પારસીઓને
            અહિયાં તીરથદ્વાર·
    પ્રભુ છે એક, ભૂમિ છે એક,–
    પિતા છે એક, માત છે એક,–
    આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો !

૮    નથી રમી શમશેરોના દાવ,
    નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
    શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાય
    લીધાં વ્રત જાણે હજી ય પળાયઃ
એક ઇડરના વનકેસરીએ,
            ભડવીર બાપ્પારાવ.
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
            ચિતોડ કીધ યશછાવઃ
    જન્મભૂમિ દયાનન્દના ધામ,
    ગાંધીના ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો !

૯ સુરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધનભર્યો શ્રીનગર સમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સન્તાન,
ખંડખંડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,
તીરતીર જઇ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ,
મહાસાગરના પૃથ્વિવિશાળ.
સરોવર કીધા ગુર્જરી બાળ. ધન્ય હો !

૧૦ વનેવન લીલો ઘટાસોહાગ,
જગતનો દીપે શું અમુલખ બાગ !
સજાવ્યા જેને રસશણુગાર,
લતામંડપ સમ ધર્માગાર,
ભારતીએ કંઇ ફૂલફૂવારો
અંજલિમાં શું લીધ !
દિશદિશમાં ફૂલધાર ઉડાવી
દિલના પરિમળ દીધ !
હિન્દ માતની લાડિલી બાળ !
ગુર્જરી ! જય ! જય ! તવ ચિરકાળ ! ધન્ય હો !

ન્હાનાલાલ દલપતરામ કવિ.



( ૨ )

મોંઘેરા મેમાન.

મનગમતા મ્હેમાન, પધારો, મોંઘેરા મ્હેમાન.
પુણ્ય પનોતા કુમકુમ પગલે પાવન પામર સ્થાન,
તમ દર્શનમાં ઝાંખી પ્રભુની, જીવનના કલ્યાણ— પધારો.
અનુપમ આપતણું આહ્વાન, લેશું અલૌકિક લ્હાણું,
વધાવીએ વ્હાલા વીરાને, સાહિત્યને ઉદ્યાન-- પધારો.
તેજ ભર્યા તમ લોચન રસિયા, અજવાળે અમ પ્રાણ,
પ્રેમ પરિમલ ફોરી રહી તમ, શ્વાસ વડે પુણ્યવાન-- પધારો.
અઢળક અમૃત ઢળતું હૃદયે, સ્નાનતણું દ્યો દાન,
પુરશો કોડ હળીમળી કરતા, સાહિત્યમાં રસના પાન-- પધારો.
ઉણપ હશે મેમાનગીરીમાં, છે તમ આત્મ મહાન;
ઉદાર ભાવે ઉરના આદરના, કરશો સન્માન--
મહાનુભાવ પધાર્યો, ધન્ય અમારા ધામ. પધારો.

કેશવ હ. શેઠ.



પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,

પ્રમુખ, સત્કાર મંડળ

આ મંગળાચરણનુ સંગીત પૂરુ થયા બાદ પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે પોતાનું સ્વાગત કરનારું વ્યાખ્યાન કવિવર ટાગોરને અને પરિષદને સંબોધીને મધુર કંઠે ખુલ્લા અવાજથી વાચી સભળાવ્યુ હતું, (જુઓ પૃ ૧ થી ૧૨) જે પૂરું થતા રા. ડાહ્યાભાઇ પી. દેરાસરીએ આ પરિષદના પ્રમુખ તરીકે રા. બ. હરગોવિંદદાસને ચુંટવાની દરખાસ્ત રજૂ કરતા જણાવ્યુ કે, રા બ. હરગોવિંદદાસને કોણ નથી ઓળખતુ, તેમને મારે શુ કહેવુ તે મને સુઝતું નથી. સૂર્ય કે ચંદ્રને ઓળખાવવાનુ શુ ? પરંતુ જેઓ ઉમ્મરે નાના છે અને તેમને વિષે નહિ જાણતા હોય તેમને માટે કહીશ. સ્વ. મહીપતરામ, જેમનું નામ દરેકના મનમા છે તેમના તે પ્રિય શિષ્ય છે રા. બ. લાલશંકર જ્યારે દેશ અને સાહિત્ય પ્રત્યેની 'સેવા' બજાવી રહ્યા હતા ત્યારે તેમની જોડમા રહી સ્વ. મહીપતરામના આ શિષ્યના 'બુદ્ધિવર્ધક' માસિકમા રસભરી હોરીઓમા 'સીતાના કાગળો' છપાતા હતા. તેમા તેઓ નામ નહોતા આપતા પરંતુ તે તેમણે લખેલી એ વાત ખરી છે, એજ અગ્સામા તેમનું છપાવેલુ 'પાણી-પત' નામનુ વીરરસ ભરેલુ દેશભક્તિનું નાનુ કાવ્ય છે. પરંતુ એમા શુ સમાયેલુ છે તે માટે બે લીટીઓ કહીશ મહાભારતના યુદ્ધ વિષે કહેતા તેઓ કહે છે × × × × "પ્લાસીમા જે જીત થઇ તે લજવે માનવજાતિ" આદિ વળી આગળ ચાલતા તેમણે જણાવ્યુ કે ગુજરાતી સાહિત્યમા એ કાવ્ય લખીનેજ તેમણે બસ નથી કર્યું 'દેશી કારીગરીને ઉત્તેજન' એ નામની તેમની ચોપડીએ સન ૧૮૭૫-૭૭ મા બહુ હોહા કરી મુકી હતી. મહાત્મા ગાધીજી હાલ જે રેંટિયા માટે કહે છે તે તેમણે તે વખતે બજાવ્યુ હતું. આમોદ વગેરે સ્થળેથી દેશી છરીઓ તથા બીજો દેશી માલ આવવા લાગ્યો હતો. તેમણે સ્વ-દેશીનો પ્રેમ ફેલાવી દીધો હતો દેશની અને સાહિત્યની આટલીજ સેવા કરીને તેઓ અટક્યા નથી. પહેલા 'પ્રાચીન કાવ્ય ત્રિમાસિક' કાઢી તેમા છુટા છુટા પ્રાચીન કાવ્યો તેઓએ બહાર પાડયા હતાં અને પછીથી તેમણે ' પ્રાચીન કાવ્યમાળા ' બહાર પાડી છે, જેથી આપણા સરસ્વતીના ભંડારમાથી જે ખુણે પડી રહેલ તે જાહેરમાં આવ્યુ છે. આવા પ્રમુખને આપણે પ્રમુખ નીમવા જોઇએ જ.

ઉપરની દરખાસ્તને ટેકો આપતા રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ જણાવ્યુ કે, રા. ડાહ્યાભાઇએ મારુ કામ સહેલુ કરી મૂક્યુ છે. દરખાસ્ત મૂકનારને શુ કહેવુ તેની ખબર ન પડે તો ટેકો આપનારને કયાથી પડે. હું પૂરવણીમાં એકજ બાબત કહીશ. રા. બ. હરગોવિંદદાસ જુના અને નવા વર્ગને જોડનારી સાકળરૂપે છે. હોપ સાહેબની કમિટીએ પુસ્તકો રચ્યા તે ઉપર જે જે વર્ગના માણસો પોસાયા તે જુના વર્ગના. હાલની કમિટીના રચેલા પુસ્તકો ઉપર પોસાયલા અને નવીન સાહિત્ય પ્રવૃત્તિ કરનારા તે નવા વર્ગના. તેઓ એ બે વચ્ચે અનુસધાનરૂપે છે, હાલ વૃદ્ધાવસ્થા હોવા છતાં પણ તેમના સાહિત્ય પ્રેમ સંબંધી હુ નથી ધારતો કે બે મત હોઇ શકે. એવા સદ્‌ગૃહસ્થને આપણે પ્રમુખપદે નીમવા એ દરેક રીતે વાજબી છે

મિ. કેખુશરૂ અરદેસર બાલાએ તેને વધુ ટેકો આપતા જણાવ્યુ કે મારા પહેલાના બે બોલનારે રાજગ્લ કાટાવાળાની પ્રમુખના ઉચા ઓદ્ધાની લાયકાત અને સાહિત્ય સેવાનુ વિવેચન કર્યું છે એટલે તે ઉપર વધુ બોલવુ તે આપનો અમૂલ્ય વખત રોકવા જેવુ છે. રા. ઝવેરીની પેઠે હુ પણ એકજ બાબત કહીશ. ગુજરાતી સાહિત્યમા પારસીઓએ જે અલ્પ

પ્રયાસો કર્યા છે અને કર્યે જાય છે તે પ્રત્યે જેઓ સહાનુભૂતિ દર્શાવે છે તેમાના એક સાક્ષર રા. બ. કાટાવાળા છે, તેથી આ દરખાસ્તને ટેકો આપતા મને ઘણો આનંદ ઉપજે છે.

ત્યારબાદ તાળીઓના ગડગડાટ વચ્ચે રા. બ. હરગોવિંદદાસે પ્રમુખસ્થાન લઇ પોતાના ભાષણનો થોડોક ભાગ વાચી સંભળાવ્યો હતો પણ તે ભાષણ ઘણું લાબુ હોવાથી તેમણે પોતાના પુત્ર રા. ભાઇ મટુભાઇને બાકીનો ભાગ વાચી સભળાવા કહ્યું હતુ. તે ભાષણના વાચન દરમિયાન જ્યા સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે સૂચના કરેલી છે ત્યા આવી પહોચતા પ્રમુખ મહાશયે ઉભા થઇ સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે પોતે રૂ. ૧૦,૦૦૦) દસહજાર આપવાનુ જાહેર કરી જણાવ્યું કે સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે રૂપિયા દસ લાખની જરૂર છે. મે તો ફક્ત શતાશ ભાગ આપ્યો છે. સ્વ. લાલશંકરભાઇના વડીલબંધુ રા. નરભેરામે પણ રૂ. ૫૦૦૦) આપવાનુ કહ્યું છે, મારા જેટલી સો માણસોની મદદની જરૂર છે. સર્વ ભાઇઓ પોતાની શક્તિ પ્રમાણે આ કામમા મદદ આપશે એવી આશા રાખુ છુ.

પ્રમુખનુ ભાષણ પુરૂ વચાઈ રહેતા ( ભાષણ માટે જુઓ પૃ ૧૩ થી ૬૨) પરિષદ્ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનાર તાર અને કાગળ આવેલા વચાયા બાદ વિષય વિચારિણી કમિટી નીમાઈ હતી. તે પછી પરિષદ્ ૩ વાગતા સુધી મુલતવી રહી હતી.

સાજની બેઠક માનવતા મહેમાન રવીન્દ્રનાથ ટાગોરને પરિષદ્ તરફથી માનપત્ર અર્પણ કરવા ખાસ રાખવામા આવી હતી તે પ્રસગ પરિષદના ઇતિહાસમા સોનેરી અક્ષરે કોતરાઇ રહેશે. તેનો દબદબો અને ભવ્યતા કઇ જુદાજ જણાતા હતાં. પ્રથમ શ્રીયુત લલિતે ડૉ. ટાગોરના એક અંગ્રેજી કાવ્યનો તરજુમો જે નીચે આપ્યો છે, તે ભાવવાહી રીતે સુમધુર કંઠે ગાઇ સંભળાવ્યો હતો.—

" અહા જ્યા અભયભર્યા મન ખીલે,
અને જ્યા ઉર્ધ્વજ્યોતિ શિર ઝીલે-
અહા ! જ્યા જન કુટુબ વિસ્તરે,
અને જ્યા સત્ય મોતી મુખ સરે
પિતા ! એ સ્વતત્રતાને સ્વર્ગ,
પ્રભુ ! હો અમ સ્વદેશ ઉત્કર્ષ ! "
અહા જ્યા પૂર્ણોદય સહુ પૂરે-
અને જ્યા વિવેકસર નિર્ઝરે-
અહા જ્યા મન તુંમય વિચરે-
વિચારો વિશાળ વર્તન ધરે-
પિતા ! એ સ્વતંત્રતાને સ્વર્ગે
પ્રભુ ! હો પ્રિય સ્વદેશ-ઉત્કર્ષે.

" લલિત "

સગીતનો ધ્વનિ શાત પડતા પ્રો. આનદશંકરભાઇએ પરિષદ્ તરફથી નીચેનું માનપત્ર છટાદાર રીતે વાચી સંભળાવ્યુ હતુ



કવિવર રવીન્દ્રનાથ ટાગોર.

પ્રા વકર્સ

## પરમ માનનીય

# કવિવર ડૉ. રવીન્દ્રનાથ ટાગોર.

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદને વિશિષ્ટ પ્રસંગે આપ અમારું આમંત્રણ સ્વીકારી અત્રે પધાર્યા છો તે કૃપા માટે ગુર્જરગિરાના નમ્ર સેવકો કૃતજ્ઞ છીએ, અને આપને અન્તઃકરણપૂર્વક સ્વાગત દઇ સવિનય અભિવદન કરીએ છીએ. સરસ્વતી દેવીના ઉપાસનમા આપે અમર કીર્તિ સંપાદન કરી છે અને આપનું પ્રત્યક્ષ સનિધાન એ દેવીની સેવા કરવામા અમને વિશેષ પ્રોત્સાહક થશે એવી અમને પ્રતીતિ છે.

આ અમદાવાદ શહેર ગુર્જરભૂમિનુ પાટનગર છે અને ઐતિહાસિક ખ્યાતિથી પૂર્ણ છે. અમારુ શહેર વેપાર ઉદ્યોગમા મશગુલ છે અને લક્ષ્મીના ઉપાર્જનમા ઘણો કાળ કાઢે છે, તે છતા સુભાગ્યે તે સરસ્વતીથી વિમુખ નથી. સાહિત્યના પ્રયાસ માટે કેન્દ્રસ્થાન ઉત્પન્ન કરવાનું કાર્ય આ શહેરે ઘણા વર્ષથી ઉપાડી લીધેલુ છે અને તે ચાલું રાખ્યું છે.

બંગાળાના સાહિત્યનો પરિચય ભાષાન્તરો દ્વારા ગુજરાતને કરાવવાનું સ્વ. નારાયણ હેમચન્દ્રે શરુ કર્યું ત્યાર પછી તે પ્રણાલી ચાલુ રહી છે, અને આપના પૂજ્ય પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ, ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર, બંકિમચન્દ્ર, રમેશચન્દ્ર દત્ત, દેવીપ્રસન્ન રાય ચૌધરી, દામોદર મુખોપાધ્યાય ઇત્યાદિની બંગાળી વાણીનો પ્રસાદ ગુજરાતી વાંચનારને સુલભ થયો છે. આપની અનુપમ 'ગીતાંજલિ'નો સુધાસ્રોત પ્રગટયો ત્યારથી તેની ઉત્કટ પિપાસા ગુજરાતમા ઉત્પન્ન થઇ છે અને

એ આમાર શરીરેર શિરાય શિરાય
જે પ્રાણ-તરઙ્ગમાલા રાત્રિદિન ધાય
સેઇ પ્રાણ છુટિયા છે વિશ્વ-દિગ્વિજયે
સેઇ પ્રાણ અપરુપ છન્દે તાલે લયે
નાચિ છે ભુબને;

એ આપનો અલૌકિક અનુભવ ગુજરાતની પ્રજામા અલ્પાંશે પણ સંક્રાન્ત થાય, આપની 'પ્રાણતરઙ્ગમાલા' નું પાન ગુજરાતની તૃષાર્ત ભારતીને થોડુ ઘણું પણ થાય એ ઉત્કંઠાથી આપના વિવિધ વાગ્વિલાસ ગુજરાતી ભાષામા ઉતારવામા આવ્યા છે.

બંગાળી અને ગુજરાતી ભાષાઓ વચ્ચે ઘણું સામ્ય અને સામીપ્ય છે. બંગાળી સાહિત્ય તરફ ગુજરાતમા ઘણી અભિરુચિ છે. મહર્ષિ દેવેન્દ્રનાથે એક વાર અમદાવાદની મુલાકાત લઇ અહિના પ્રાર્થનાસમાજ મંદિરમા ઉપદેશ કરેલો. આપના વડીલ ભાઇ સત્યેન્દ્રનાથ ટાગોર લાંબો વખત અમદાવાદ રહેલા અને તેઓ એ મંદિરમાં ગુજરાતી ભાષામા ઘણી વાર ભાષણો કરતા. આપ પણ એમને ત્યાં સાબરમતીને કિનારે શાહીબાગના એકાન્ત બંગલામા રહેલા છો અને ત્યાના કજ્નરો અને મધમાખીઓના આપનાં સંસ્મરણો હજી તાજા છે. આ સર્વ નિકટ સબંધને લીધે આપનું અહિં આવવુ વિશેષ

પ્રિયકર થયુ છે. અને આ પ્રસગનો લાભ લઇ ગુજરાતી સાહિત્ય પરિષદ્ તરફથી આ માનપત્ર દ્વારા આપને ધન્યવાદ દઇએ છીએ

આપને 'નોબલ પ્રાઇઝ' મળ્યુ તે વખતે ભારતવર્ષની સમસ્ત પ્રજા પેઠે અમે પણ બહુ હર્ષ પામ્યા હતા અને આપના મહાન કવિત્વની કીર્તિ સર્વ દેશોમા વ્યાપી એ જોઇ અમે અમારુ અત્યત ગૌરવ માન્યુ હતું આપે પૃથ્વી પર્યટણ કરી ભારત માતાની કીર્તિ વધારી અને સસારતાપથી શેકાતા યુરોપ અને અમેરિકાના બન્ધુઓને અને બહેનોને આપે શાન્તિ અને અમરત્વ પામવાનો આપણા પુરાણ આર્યાવર્ત્તનો સનાતન સદેશો મ્હોચાડયો એ મ્હોટુ કાર્ય કદી વિસરાય એવુ નથી

દેશ પરદેશના રસાભિલાષી જનો આપના સમાગમનો લાભ મેળવે અને અમે આપના બન્ધુઓ અને પાડોશીઓ છતા આપના દર્શનથી પણ વિહીન રહીએ એ ઉણપ થઇ પડી તેથી અમે આ પ્રસગે આપને તસ્દી આપી છે

મહાન આદર્શો જીવનમા કેમ ઉતારવા તેનુ અનુપમ દૃષ્ટાન્ત આપે શાન્તિનિકેતન સ્થાપીને પ્રત્યક્ષ કર્યું છે

આપની ગમ્ભીર તત્ત્વદૃષ્ટિ, ઉભરાઇ જતી પ્રભુભક્તિ, નિડરતા, સત્યનિષ્ઠા, સ્વદેશપ્રેમ અને સકલજનતા માટેનો બન્ધુભાવ જોઇ અમે મુગ્ધ થયા છીએ.

આપનુ ઋષિસમ પવિત્ર, શુદ્ધ, ભાવનાપરાયણ અને પરોપકારી જીવન અને આપની અવિચલ સાહિત્યભક્તિ પ્રત્યે અમારો પરમ આદર છે.

હિન્દુ માતાની કુખે કઇ કઇ સત મહત જનો જન્મ્યા છે તેમની સખ્યામા આપના એક વ્યક્તિત્વથી અનેકશઃ ઉમેરો થયો છે.

પ્રભુ પાસે આજના શુભ પ્રસગે અમારી પ્રાર્થના છે કે આપ દીર્ઘાયુ થાઓ અને ભારતનુ ગૌરવ હજી પણ વધે એવા અનેક મગલ કાર્ય આપને હાથે થાઓ.

અમદાવાદ, તા ૨ એપ્રિલ ૧૯૨૦.

આપના સદાના અનુરાગી સાહિત્યભક્તો,

પ્રમુખશ્રીએ માનપત્રવાળુ કાસકેટ અને હારતોરા અર્પણ કર્યા તેનો સ્વીકાર કરી ડૉ. ટાગોરે આભાર માનતા જણાવ્યુ કે, મને લાગે છે કે, મારા દેશબંધુઓને મારે કઇક કહેવુ જોઇએ; અને આપના પ્રેમનો બદલો વાળવાનુ ઉત્તમ સાધન આ મે લખેલુ ભાષણુ તે છે. તેમણે તે ભાષણ માધુર્યપૂર્ણ અને ભાવમય અવાજે શ્રવણ કરાવી સૌના મન પ્રફુલિત કર્યા હતા. (ભાષણ માટે જુઓ પૃ ૧૧૨ થી ૧૩૨)

અહિ પહેલા દિવસનુ કામ ખલાસ થઇ સૌ કોઇ, લાલદરવાજા ગ્રાઉંડપર મહાત્મા ગાધીજીનુ "સમાજની દૃષ્ટિએ સાહિત્ય" એ નામનું વ્યાખ્યાન સાભળવા ગયા હતા. ત્યા પ્રમુખપદ પ્રો. ધ્રુવને અપાયુ હતું. (ગાધીજીના ભાષણ માટે જુઓ, પરિશિષ્ટ પૃ. ૨૭).

**બીજો દિવસ.**

બીજે દિવસે એટલે શનિવારે સવારમા ૮ વાગે પરિષદ્ તરફનું સાહિત્ય અને કળાનુ પ્રદર્શન, જે ભોળાનાથ સારાભાઇ લેડીઝ ઇન્સ્ટીટયુટમા ભરવામા આવ્યુ હતું, અને જેને ફૂલ-પાનના તોરણો અને ધ્વજા પતાકાથી સુશોભિત કરવામા આવ્યુ હતું ત્યા, વિદ્વજ્જનો અને પ્રતિષ્ઠિત સ્ત્રી પુરુષોના ભવ્ય મેળાવડા સમક્ષ તે ખુલ્લુ મૂકવાની ક્રિયા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીના હસ્તે કરવામા આવી હતી. શરૂઆતમા ડો. હરિપ્રસાદે પ્રદર્શનના કામનો હેવાલ સંક્ષેપમા પણ અસરકારક રીતે કહી સભળાવ્યો હતો અને શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ તે પ્રસગે આપેલુ વ્યાખ્યાન તો પ્રાચીન હિદી કળાના વિષે ઉત્તમ માહિતી આપે છે, જે માહિતી તે આગમચ ગુજરાતી વાચકને ઉપલબ્ધ નહોતી. ( શેઠ પુરૂષોતમ અને ડો હરિપ્રસાદના ભાષણ માટે જુ પૃ ૬૫ થી ૧૧૩ અને પૃ. ૩૧ )

પ્રદર્શનમાથી છૂટી જેમ તેમ પરવારી સૌ કોઇ પાછા બપોરના ૧૨ વાગે પરિષદમા હાજર થઇ ગયા હતા. શરૂઆત, બાળાઓએ ' હે જગતપ્રેરક તારકો ! પૂજક સરસ્વતી માતના ' નામક નીચે આપેલા શ્રીયુત 'વસતવિનોદિની'ના કાવ્યથી કરી હતી

( ૩ )

**સત્કાર.**

હે ! જગત પ્રેરક તારકો ! પૂજક સરસ્વતી માતના !
હે ! ગુર્જરી સન્તાન રૂડા ! વન્દન ઝીલો અમ વ્હાલના.
છો અજબ જાદુગર તમો
અદ્‌ભુત શક્તિ શબ્દમાં
ઉર્મિ છુટે જગ વિખરતા
કે સ્વર્ગ રચતા પલકતા હે જગત
જોખમ તમારે શિર ઘણુ
રખવાળ છો જગ તેજના,
ભાવિ પ્રજા ભૂલ ચાપશે
કર્તવ્ય સૂના તમ થતા. હે જગત
આદર્શ કઇ શૂર રસભર્યો
બતલાવશો ઉગતી પ્રજા
પ્રભુ પ્રેમથી ઝૂકી રહી
ભારતી ઝલકાવવા હે જગત
વ્હાલા સદા પ્રેમળ મને
સ્વાતત્ર્ય ધૂનમા મ્હાલતા
નભ મ ડળે ફરતા રહો
અમ ક્ષિતિજને વિકસાવતા. હે જગત.
જગ આત્મશ્રદ્ધા ખોધજો,
ભડ સત્ય દર્શન આપતા
સંભાળજો ! સભાળજો ! છે હિન્દ દોરી હાથમા. હે જગત.

' વસંતવિનોદી.'

તે પછી રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ સુરત સાહિત્ય પરિષદનો રિપોર્ટ આ (છઠ્ઠી) પરિષદના પ્રમુખને અર્પણ કર્યો હતો; બાદ સાહિત્ય વિભાગના અધ્યક્ષ રા. બ રમણભાઇ, ઇતિહાસ વિભાગના અધ્યક્ષ પ્રો. બળવતરાય ઠાકોર અને વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ પ્રો. શાહે પોતપોતાના ભાષણો વાચી સભળાવ્યા હતા. તે વાચન પૂરું થતા પરિષદ એક કલાક આરામએસ માટે ઉઠી હતી. (વિભાગી અધ્યક્ષોના ભાષણો માટે જુઓ. સા વિ. પૃ. ૩ થી ૨૩, ઇ વિ. પૃ ૧ થી ૨૬, અને વિ. વિ. પૃ ૧ થી ૧૩)

પરિષદની બેઠક સાજે ફરી મળતા તેનો કાર્યક્રમ ત્રણ જુદા વિભાગમા વહેચાઇ જઇ ત્યા જે તે વિષયના નિબંધોના વાચન અને ચર્ચા માટે જોગવાઇ રાખવામા આવી હતી પણ કારણવશાત તે પ્રમાણે તે કાર્યક્રમ અમલમા મુકી શકાયો નહતો

પ્રથમ રા. રા કેશવલાલ ધ્રુવે પ્રાસરહિત 'વનવેલી' નામક છદ રચના વિષે લેખ વાચતા તેપર સારો ઉહાપોહ થયો હતો. રા. રા. નરસિંહરાવે ચર્ચા કરતા કહ્યું કે, ભલે તેને વનવેલી કહો કે ઉધાનલતા કહો પણ તેમા જે ચમત્કાર જણાયો તે એમની વાચવાની છટાથી જણાયો છે. શાસ્ત્રદૃષ્ટિએ મને તેમા શકાઓ થાય છે એ પદ્ય નથી, તાલ સગીતનું અંગ છે તેમ પદ્યનુ પણ છે. તે પછી પ્રો. બળવતરાયે જુના મતને છેટે રાખી નવો પ્રયાસ કરવાની હિમાયત કરી હતી, અને એક વર્ષ જેવુ ગુજરાતીમા જોઇએ એવા તેમના મતને ટેકો મળશે એમ જણાવ્યુ હતું.

આ ચર્ચા પૂરી થતાં ગુજરાતી કોલેજ વિષે પ્રો. આનંદશકરે ઠરાવ રજૂ કર્યો કે—

"આ પરિષદને ગુજરાતી વાઙ્મયની અભિવૃદ્ધિ અર્થે એવી જરૂર જણાય છે કે, પૂર્વ અને પશ્ચિમના સાહિત્યનું જ્ઞાન, ગુજરાતીમા મળી શકે તે અર્થે એક ગુજરાતી પાઠશાળા સ્થાપવી જોઇએ અને તેને મુબાઇ યુનિવરસીટીમા સ્થાન મળે તે અર્થે પ્રયત્ન કરવા આ પરિષદ્ વિદ્વાનોને આગ્રહપૂર્વક સૂચના કરે છે."

પ્રસ્તુત ઠરાવ પર વિવેચન કરતા પ્રો આનંદશકરે ઇંગ્રેજી સાહિત્યની જરૂર દર્શાવી હતી અને પાઠશાળા સ્થાપવાનો વિચાર નહિ પણ નિશ્ચય કરવો જોઇએ એમ કહ્યું હતું.

મહાત્મા ગાધીજીએ આ ઠરાવને અનુમોદન આપતા જણાવ્યુ કે, હાલ ઇંગ્રેજી ભાષા આપણા રાષ્ટ્રીય જીવનમા અસ્થાને રહે છે, તે બાદ કરતા ઇંગ્રેજી સાહિત્ય ઉપર મારા જેવા થોડા જ મોહિત હશે; અને વિદ્વાનો અને ધનિકોને તેને મદદ કરવા જણાવ્યુ હતું. આ પ્રસગે પ્રમુખ મહાશયે જાહેર કર્યું કે, જો પાઠશાળા સારી રીતે ચાલે તો શેઠ મગળદાસ ગીરધરદાસે કેળવણી માટે પોતે કાઢેલી રકમમાથી એક સારી રકમ આપવા ઇચ્છા દર્શાવી છે; અને પ્રો આનંદશકરભાઇ પણ જરૂર પડે તો ત્યા ઓનરરી કામ કરવા કબુલ થાય છે

પરિષદનું કામ પૂરૂ થતા સૌ કોઇ શ્રીયુત ટાગોરનો સદેશ સાભળવા લાલ દરવાજાના મેદાનમા ગયા હતા તે વખતે પ્રમુખસ્થાન રા. નરસિંહરાવે લીધુ હતું; અને પાછળથી મહાત્મા ગાધીજીએ કવિવરના સંદેશાનો સાર ગુજરાતીમા શ્રોતાઓને કહી સંભળાવ્યો હતો. છેવટે શ્રીમતી સરલાદેવીએ 'અયિ ભુવન મનમોહિની'નુ કાવ્ય ગાયા બાદ સભા વેરાઇ ગઇ હતી.

તેજ રાત્રે ૮॥ વાગે વિષયવિચારિણી કમિટી પ્રેમાભાઇ હોલમા મળી હતી, જ્યા બીજે દિવસે પરિષદમા રજૂ કરવાના ઠરાવો નક્કી કરવામા આવ્યા હતા.

આમ બીજા દિવસનું કામ પણ ભારે ઉત્સાહમા પસાર થયુ હતુ.

**ત્રીજો દિવસ.**

પરિષદની રીતસરની બેઠક મળે તે પૂર્વે સવારમા લાલદરવાજા ગ્રાઉંડપર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ મિ. કેખુશરૂ અરદેસર બાલાએ પરિષદ વ્યાખ્યાનમાળાનું ત્રીજુ વ્યાખ્યાન "આધુનિક સમયનુ ગુજરાતી સાહિત્ય અને તે ઉપરથી ઉપજતા વિચાર" એ વિષયપર આપ્યુ હતું; જેની શ્રોતાવર્ગપર સારી છાપ પડી હતી

તે પછી પરિષદ્ પાછી બાર વાગે આનંદભવન થીએટરમા પ્રમુખ સાહેબની નાદુરસ્ત તબિયતને લીધે તેમની ગેરહાજરીમા મિ કેખુશરૂ બાલાના પ્રમુખપદ હેઠળ મળી હતી. પ્રથમ બાળાઓએ સરસ્વતીને આહ્વાન નામનુ નીચેનુ કાવ્ય ગાયુ હતું:—

( ૪ )

## સરસ્વતીને આહ્વાન.

સુખદાયિની, સુખદાયિની, સરસ્વતી માતા તું.
સુખદાયિની સરસ્વતી તુ
પંડિત જનની પુણ્યગતિ તું
આપ અમોને આશિષ, બ્રહ્મસુતા તું, રે સરસ્વતી માતા તુ. સુખ.
મયૂરવાહિની, પ્રણુતપાલિની,
સુરતરૂપિણી સ્વર્ગમાલિની,
જ્વાલામુખી જગજનની, ભક્તરતા તું, રે સરસ્વતી માતા તુ.
પારસમણિ તું પાવન કરજે, દાસજનો આવ્યા સંઘરજે
દીન દયાળી દેવી, દિવ્ય સુધા તુ; રે સરસ્વતી માતા તું. સુખ.

તે પૂરુ થતા રા ડાહ્યાભાઇ પી. દેરાસરીએ 'જની' નામની એક સ્ત્રી કવિના પુસ્તકો મળ્યાનુ જણાવી તેમાથી તેના કેટલાક કાવ્યો ગાઇ સંભળાવ્યા હતા, ત્યારબાદ પરિષદનું કામ ૩ વિભાગમા વહેંચાઇ ગયુ હતુ. દરેક વિભાગમા કેટલાક નિબંધો વંચાયા હતા અને સમયના અભાવે કેટલાકનો સાર આપવામા આવ્યો હતો. નિબંધ વાચનનુ કામ પૂરુ થતા થોડોક વખત આરામ લઇ પરિષદ્ પાછી ૪ વાગે રા. બ. કાટાવાળાના પ્રમુખપણુ હેઠળ મળી હતી. તે વખતે નીચેના ૮ ઠરાવો પ્રમુખસ્થાનેથી રજૂ કરવામા આવ્યા હતા જે સઘળા પસાર થયા હતા.

**ઠરાવ ૧ લો.**

સ્વ. રણછોડરામ વાવાભાઇ મહેતાના અકાળ અને દુ:ખદાયક મૃત્યુની આ પરિષદ ઉંડા ખેદ સાથે નોંધ લે છે. સાહિત્ય પરિષદને સ્થાપવામા અને તેને દેશની એક ઉપયોગી અને મહત્વની સંસ્થા કરવામા તેમણે અત્યંત પરિશ્રમ ઉઠાવ્યો હતો. તેમના અવસાનથી સરસ્વતીદેવીએ એક સાચો અને પરમ ઉપાસક ગુમાવ્યો છે એટલુજ નહિ પરંતુ ગુજરાત સાહિત્યને અને સમસ્ત દેશને એક ઉત્સાહી, બહુશ્રુત અને આદર્શરૂપ સમાજસેવકની ભારે ખોટ પડી છે

વળી સરસ્વતીના સાચા સેવકો સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટીઆ, સ્વ. શિવભાઇ બાપુભાઈ, સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીઆર, સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ, સ્વ. કંચનલાલ વાસુદેવ મહેતા,-( મલયાનિલ )-સ્વ. ગણપતરામ અનુપરામ ત્રવાડી, સ્વ. વલ્લભજી આચાર્ય; સ્વ. ખરસેદજી પ્રરામજી ( બીરબલ ) સ્વ. ભાગલીઆ; સ્વ. દાદી તારાપોરવાળા, સ્વ. ડો. જી. પી ટેલર; સ્વ ડો. ટેસેટોરી, તેઓના મૃત્યુની આ પરિષદ્ શોકપૂર્વક નોંધ લે છે.

ઠરાવ ૨ જો

(૧) મુબાઇ યુનિવરસિટિની ઇન્ટરમિડિએટ અને બી. એ. ની પરીક્ષાઓમા દેશી ભાષાઓ દાખલ કરવા મુબાઇ યુનિવરસિટિની સેનેટને આ પરિષદ્ ખાસ આગ્રહ કરે છે અને સાથેસાથે નામદાર સરકારને સરકારી કોલેજોમા અને વડોદરાના નરેશ શ્રીમત મહારાજા સયાજીરાવને વડોદરામા, ભાવનગરના મહારાજા સાહેબને ભાવનગરમા અને જુનાગઢના નવાબ સાહેબને જુનાગઢમા ગુજરાતીના અધ્યાપકની એક ખાસ નવી જગો સ્થાપવા વિનતિ કરે છે.

(૨) આ ઠરાવની એક નકલ પરિષદના પ્રમુખ અને મત્રીઓની સહીથી યોગ્ય અધિકારીઓને ઉપર મુજબ વ્યવસ્થા થવા માટે મોકલી આપવી.

ઠરાવ ૩ જો.

ચાથી ગુજરાતી સાહિત્ય પરિષદમા (વડોદરા) જોડણી કમિટીએ મુકરર કરેલા અને પરિષદે સ્વીકારેલા નિયમોને અનુસરીને પરિષદને અગે છપાતા રીપોર્ટો અને પુસ્તકો છપાવા જોઇએ તથા આ નિયમો મુજબ વાચનમાળાની જોડણી રાખવા સરકારી કેળવણીખાતાને વિનતિ કરવી.

ઠરાવ ૪ થો.

આ પરિષદ્ ઠરાવ કરે છે કે ગુજરાતીમા વિજ્ઞાનના સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે નીચેના ગૃહસ્થોની એક કમિટી–વધુ નામો ઉમેરવાની સત્તા સાથે–નીમવી —

૧ રા રા કાન્તિલાલ છગનલાલ પડયા.
૨ રા રા ગોપટલાલ ગોવિન્દલાલ શાહ
૩ રા. રા. પર્જન્યરાય વૈકુઠરાય મેઢ.
૪ રા. રા. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી.
૫ રા. રા. કલ્યાણજી નથુભાઇ જોષી
૬ રા. રા. રવિશકર વલ્લભજી આચાર્ય.
૭ રા. રા. જયસુખરામ પી૰ જોષીપુરા.
૮ રા રા વીરમિત્ર ભીમરાવ દિવેટીઆ
૯ રા. રા. હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી.
૧૦ રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.
૧૧ રા. રા. હરિલાલ મૂળશકર.

અને અધ્યક્ષ–એક્ષ–ઓફીસીયો.

અને તેમણે નીચે લખેલુ કામ કરવુ:—

૧ વિજ્ઞાનનો પ્રસાર કરવાની યોજના.
૨ વિજ્ઞાનના અભ્યાસીઓના સંમેલનની યોજના
૩ વિજ્ઞાનના પારિભાષિક કોષની યોજના.

ઠરાવ ૫ મો

(૧) અમદાવાદની સબ–કમિટીએ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના બંધારણમા સૂચવેલા સુધારા અને ફેરફારનો ખરડો મજુર કરવો

(૨) તેમા જણાવ્યા પ્રમાણે "ગુજરાત સાહિત્ય પરિષદ્ મડળ ' સ્થાપવામા આવે છે અને તે ખરડાની કલમ ટ ૭ મુજબ નીચેના ૧૫ ગૃહસ્થોનુ–દશ સભ્યો ગુજરાતી સાહિત્ય પરિષદ્ તરફથી, અને પાચ સભ્ય, પરિષદ્ ભડોળ કમિટી તરફથી–કારોબારી મડળ નિમવામા આવે છે, જે પોતામાથી મત્રીઓ નીમી લેશે.—

૧ રા બા. હરગોવિદદાસ દ્વારકાદાસ કાટાવાળા.
૨ પ્રોફેસર આનંદશકર બાપુભાઇ ધ્રુવ.
૩ રા રા નરસિહરાવ ભોળાનાથ દિવેટીઆ
૪ રા બા રમણભાઇ મહીપતરામ નીલકઠ.
૫ રા રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
૬ રા રા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
૭ રા રા વિશ્વનાથ પી. વૈદ્ય
૮ રા. રા. રાકરરાય અમૃતરાય
૯ રા રા. માનશકર પીતાબરભાઇ.
૧૦ રા. રા જયસુખરામ પી. જોષીપુરા
૧૧ પ્રોફેસર બળવતરાય કલ્યાણરાય ઠાકોર.
૧૨ રા. રા મટુભાઇ હરગોવિદદાસ કાટાવાળા.
૧૩ ઓન મી. લલ્લુભાઇ સામળદાસ
૧૪ રા. રા દલપતરામ ભગવાનજી શુકલ.
૧૫ રા રા હરિલાલ માધવજી ભટ્ટ.

(૩). ગુજરાતી કોલેજ બાબત આ પરિષદે તા. ૩ એપ્રિલ ૧૯૨૦ ના રોજ કરેલા ઠરાવનો અમલ કરવાનુ કામ "ગુજરાત સાહિત્ય પરિષદ્ મંડળ" ની કારોબારી કમિટીને સોંપવામા આવે છે.

ઠરાવ ૬ ઠ્ઠો

"બાળ-સાહિત્ય" વિષે અમદાવાદની સબ-કમિટીએ જે રીપોર્ટ તૈયાર કર્યો છે, તેની નકલ યોગ્ય તજવીજ થવા માટે નવા સ્થપાએલા "ગુજરાત સાહિત્ય પરિષદ્ મંડળ" ની કારોબારી સભાને મોકલી આપવી

ઠરાવ ૭ મો

રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા અને રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, એઓને ગુજરાતી સાહિત્ય પરિષદના સામાન્ય મંત્રીઓ નીમવામા આવે છે.

ઠરાવ ૮ મો. ઉપકાર પ્રદર્શન:—

લેડી સુલોચના ચીનુભાઇએ પરિષદના અહેવાલ અને નિબંધસંગ્રહનું છપામણી ખર્ચ અને ફંડમા રૂ. ૨૫૦ આપવા ઉદારતા બતાવી છે તે બદલ, શેઠ અંબાલાલ સારાભાઇએ પરિષદના ઉપયોગ માટે આનંદભવન થિયેટર વાપરવા આપવા માટે અને પરિષદ્ કમિટી તરફથી કવિવર ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની મહેમાનગીરી અને ફંડમા રૂ. ૨૫૦ આપવા બદલ; શેઠ મંગળદાસ ગીરધરદાસે પરિષદના મહેમાનોની મહેમાનગીરી અને ફંડમા રૂ. ૧૨૫ આપવા બદલ; શેઠ ચેલાભાઇ ડી. દલાલે મગનભાઇની વાડી અને થિયેટરનો ઉપયોગ કરવા દેવા બદલ; વોલંટીઅરો અને તેના કેપ્ટન શ્રીયુત અંબાલાલનો સુવ્યવસ્થા બદલ અને પરિષદના ખર્ચ માટે જે ગૃહસ્થોએ નાણાની સારી રકમો ભરી છે તેમજ અન્ય રીતે સહાયતા આપી છે તે બદલ; તે સર્વનો પરિષદ્ અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે.

ઉપર મુજબ ઠરાવો પસાર થયા બાદ મિ. કેખુશરૂ અરદેશર બાલાએ પ્રમુખ સાહેબ રા બ. કાટાવાળાએ પરિષદને રૂ. ૧૦,૦૦૦) અને રા. નરભેશંકર ઉમિયાશંકરે રૂ. ૫૦૦૦) ભેટ આપ્યા તે બદલ ઉપકાર માનવાની દરખાસ્ત રજૂ કરી હતી, જે સર્વાનુમતે પસાર થઇ હતી.

આ વખતે આવતી સાહિત્ય પરિષદ્ ભાવનગરમાં મેળવવા પ્રો. વિઠ્ઠલરાય એમ. મહેતાએ નિમંત્રણ કર્યું, જે પરિષદે સ્વીકાર્યું હતું. તે પછી રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યે પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાની દરખાસ્ત રજૂ કરતા જણાવ્યુ કે, જેમણે આખી જીંદગી કેળવણીના કાર્યમા ગાળી છે અને સાહિત્ય સેવા કરવા ૭૫ વર્ષથી વધુ ઉમ્મરે વડોદરેથી અત્રે પધારી આપણુ કામ સાંગોપાંગ પાર ઉતારી આપ્યુ છે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. આજે તેઓ જાણે સાહિત્યના યજ્ઞમા છેલ્લી વખત નાલિયેર હોમવા આવ્યા છે તેનો આપણને ભાવ થાય છે.

આ ઠરાવને પ્રો. વિઠ્ઠલરાય અને રા. દુર્લભરામ જેઠારામ ભટ્ટે યોગ્ય શબ્દોમા ટેકો આપ્યો હતો.

અંતમા ત્રણે વિભાગના પ્રમુખોનો ઉપકાર માનવાની દરખાસ્ત, રા. રા. કેશવલાલ ધ્રુવે રજૂ કરી હતી, જેને રા. ડાહ્યાભાઇ દેરાસરીએ ટેકો આપ્યો હતો. રા. ધ્રુવે ત્રણે પ્રમુખોને જુદા ગણાવતા જણાવ્યુ હતું કે, રા. બ. રમણભાઇ તો સાહિત્યમય જ છે. એમને જુઓ ને સાહિત્યને જુઓ, પ્રો. ઠાકોર જે બીજા ગૃહસ્થ છે તેમને તો જેને મસ્તકવિદ્યાની પરીક્ષા હશે તેઓ તરત તેમને ઇતિહાસનિપુણ કહેશે અને ત્રીજા રા. સાકળચદ નિરભિમાની, શાંત પ્રકૃતિના અને ખુણામા બેસી કામ કરે તેવા છે. ઓછુ બોલે છે તેથી તેમની હિમ્મત કંઇ ઓછી નથી

આભાર દર્શનની દરખાસ્તનો જવાબ આપતા પ્રમુખ મહાશયે જણાવ્યુ કે, દિ. બ. રણછોડભાઇનો પત્ર આવ્યો છે જેમા લખ્યુ છે કે, અસ્વસ્થ તબિયતને લીધે તેઓ આવી શક્યા નથી. મારા જુના મિત્ર મિ. દેરાસરીએ તો કમાલ કરી છે. પ્રદર્શન માટે તસ્દી લેનાર શેઠ પુરુષોત્તમ માવજીનો પણ આભાર માનુ છુ. તેમજ ડો હરિપ્રસાદે પ્રદર્શનને લગતી માહિતી રજુ કરવામા જે શ્રમ ઉઠાવ્યો છે તે બદલ તેમનો અને બાળાઓએ તેમના મધુર કંઠથી જે આનંદ આપ્યો છે, તેમનો ખાસ ઉપકાર માનુ છુ. મને એકજ બાબતની દિલગીરી થાય છે અને તે એકે, સાહિત્ય માટે ઘણા રૂપિયાની થાપણ થશે એ મારી આશા નિષ્ફળ ગઇ છે, મને ઉમેદ છે કે, અમદાવાદ પોતાની અયોગ્ય કરકસર છોડી દઇ પરિષદ્ ફંડમા પોતાનો ફાળો આપશે.

પ્રમુખનુ ભાષણ પૂરુ થતા તેમને અને વિભાગોના પ્રમુખોને હારતોરા આપી ભારે હર્ષનાદ સાથે સૌ કોઇ પરિષદ્ તરફથી ગોઠવવામા આવેલી ગાર્ડન પાર્ટીમા ભાગ લેવા ગયા હતા; અને પરિષદનુ કામ સાગોપાગ ફતેહમદ રીતે પૂરુ થયુ હતું.

ખરી રીતે પરિષદની પૂર્ણાહુતિ વિક્ટોરિયા બાગમા થયેલા ભવ્ય મેળાવડાથી થઇ હતી, જયા પ્રજા જીવનની રસસામગ્રી એક જીવત પ્રદર્શન રૂપે મહેમાનોના આનદ માટે રજુ થઈ હતી. ભજનમડળીઓ, દાંડિયાના રાસ, પાવા, અને વાસળીનું સગીત અને ગરબા દ્વારા ગુજરાતી પ્રજાજીવનમા રમી રહેલી રસિકતાના ઝરણા ત્યા ખાલી કરવામા આવ્યા હતા, બાળાઓએ ગાયેલો " જળ ભરવાને ચાલો રે મીઠડા જળ ભરવા " એ ગરબા પર તો સૌ આફરીન થયા હતા, કવિવર ટાગોરે તે ઉદ્દેશીને કહ્યુ કે, **'આત્માની તરસ છીપાવવાનાં જળ આ રમણીઓ ભરવા જાય છે.' ગુજરાતના તલસતા આત્માની તરસ પણ સાહિત્યની અધિષ્ઠાતા દેવી સરસ્વતી આમ છીપાવો;** અસ્તુ.*

---

* પરિષદ્ વિસર્જન થયા પછી પણ બીજે દિવસે સવારે રા કૌશિકરામ મહેતાએ 'કેટલાક મહા સત્યો,' એ વિષય પર પરિષદની જાહેર વ્યાખ્યાનમાળાનુ છેલ્લુ વ્યાખ્યાન આપ્યુ હતુ જ્યારે રા નર્મદાશંકરનુ વ્યાખ્યાન 'આપણા સાંપ્રદાયિક ધર્મો' એ, સમયના અભાવે વાચેલુ સ્વીકારી લેવા ઠર્યું હતુ

# ડૉ. હરિપ્રસાદ વ્રજરાયનું ભાષણ.*

શ્રીમાન્ શેઠ સાહેબ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, રાજ્યરત્ન હરગોવિંદદાસ કાટાવાળા, સન્નારીઓ અને સદ્ગૃહસ્થો

સાહિત્ય પરિષદને અંગે સાહિત્ય અને કલાનુ પ્રદર્શન ભરવાનો વિચાર જ્યારે અમને ઉદ્ભવ્યો ત્યારે એ પ્રદર્શન આટલુ સારૂ થશે એવી અમને કલ્પના પણ ન્હોતી. અમદાવાદ લક્ષ્મીનુ ઉપાસક છે, છતા એ કલાવિહીન નથી, એમ જ્યારે હું આપને કહીશ ત્યારે હું આશા રાખુ છુ કે આપ નવાઈ નહીં પામો. અહીંના મંદિરો, મસ્જીદો અને રોજાઓ તથા લાકડાની બારીક કોતરણીવાળા મકાનોમા જે ઉચ્ચ સ્થાપત્ય અને સુરૂચિવાળી કલા આપ ઠેક ઠેકાણે જુવો છો તે મ્હારા ઉપર કહેલા અભિપ્રાયનો ટેકો આપશે.

અહીંના જૈન ઉપાશ્રયોમા આ પ્રદર્શનને માટે અમે ફર્યા છીએ. ત્યા હજી ઘણા પુસ્તકો એવા છે કે જેના અભ્યાસથી ગૂજરાતના ઇતિહાસ અને સાહિત્ય વિષે ઘણું નવું જાણવાનું મળે ત્યાથી બે ચિત્રપટો અમે આ પ્રદર્શન માટે મેળવ્યા છે, તેમા જૈન પુરાણ વાર્તાના જુની ઢબના ચિત્રો આપ જોશો.

આ પ્રસગે ડૉ. ટેલરના દુઃખદ મૃત્યુની અમારે નોંધ લેવાની છે. એ જો જીવતા હોત તો આજનો દિવસ જોઇને એ બહુ આનદ પામત. એમની પાસે જુના શિક્કાઓનો અમૂલ્ય સગ્રહ હતો. એ પણ આપને જોવા માટે આજે મળ્યો હોત પરતુ એ સંબંધમા હવે તો એટલુજ આપની ધ્યાન પર મ્હારે લાવવાનું રહે છે કે એ સગ્રહ અમદાવાદની બ્હાર ખેચાઇ ના જાય એટલુ તો આપે જોવુજ જોઇએ. આ પ્રદર્શનમા તેમ છતા ભાવનગર રાજ્યના સગ્રહસ્થાનમાથી કેટલાક સિક્કા, તામ્રલેખો તથા શેઠ પુરૂષોત્તમદાસનો ઐતિહાસિક સગ્રહ આપ જોશો.

પ્રદર્શનમા ઓઇલ કલરના, વોટર કલરના, ફોટોગ્રાફીના વગેરે ચિત્રો આવ્યા છે શ્રીમાન પુરૂષોત્તમ મથુરાદાસના ચિત્રો મ્હને લાગે છે કે આપને બહુ ગમશે. હિન્દી કાવ્ય સાહિત્યના મનમોહક પ્રસગોને, એમણે જીવન્ત રૂપ આપ્યા છે. રવિશકર રાવળનું "પ્રણય બસરી" આપ અહીં જોશો અને સ્વ મગનલાલ લીલાધરના "દમયતી અને અજગર", "પિતૃભક્ત શ્રવણ," "સિદ્ધરાજ અને રાણકદેવી" વગેરે સુદર ચિત્રો પણ આવ્યા છે સ્વ મગનલાલ અહીંની મ્યુનીસિપાલીટીના એક શિક્ષક હતા. પરતુ જણાવતા ખેદ થાય છે કે એમની પુરી કદર મ્યુનિસિપાલીટી કરી શકી ન્હોતી. ચિત્રો પાછળ એ ગાંડા હતા ઘણી રાત્રીઓ એ ઉઘ્યા વગર અને કલાકોને કલાકો ખાધા વગર એમણે એ ચિત્રો દોર્યા છે. આશા છે કે એ ચિત્રો પણ ગુજરાત ખરીદી રાખે.

રાજમહદ્રીના રહીશ, મી. રામરાવના વોટર કલરના ચિત્રો આપ ધ્યાનપૂર્વક જોશો. એ હિન્દના ચિત્રકારોમા "નવા ઉદય પામતા કોઇ તેજસ્વી તારા જેવા છે." અજન્ટા અને એલીફન્ટાની ગુફાઓમા એમણે તે સમયના દેશકાળ ખડા કરી પ્રાણ મૂક્યો છે. એમની કલાની સજીવતા તથા કાવ્યમયતા અદ્ભુત છે.

---

* સાહિત્ય પ્રદર્શન ખુલ્લુ મુકવાને શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીને વિનતિ કરતી વખતે શરૂઆતમા આપેલુ તે

મી કોલ્હાટકરનુ સ્વામી રામતીર્થનુ બાવલુ, ગોડલ રાજ્યના પ્લાસ્ટર ઓફ પેરીસના પુતળા અને વડોદરા રાજ્ય તથા અત્રેની પ્રેમચદ રાયચદ ટ્રેનીંગ કોલેજમાથી મળેલું સ્લોઇડ વર્ક પ્રદર્શનને શોભાવે એવા છે પરતુ કોતરણીમા સૌથી વિશેષ ધ્યાન તો મીસ્ત્રી સોમનાથ ભુધરની જાળી એ અને લાકડા ઉપર કરેલુ એમનું કોતરકામ ખેચશે પાચપટી પાસે વૃદ્ધ સોમનાથ મીસ્ત્રી રેહે છે. સ્વ. દલપતરામ ડાહ્યાભાઇ તથા ફાર્બસ સાહેબે એમના પિતા ભુધર મીસ્ત્રીનું કામ જોયેલુ. રાસમાળાના બ્લોકસ ભુધર મીસ્ત્રીએ કરેલા છે ભુધર મીસ્ત્રી લાકડા ઉપર એવુ સુદર કોતરકામ કરતા કે તે વખતના અમદાવાદના શેહેરીઓએ, એ રહે છે એ ખાચાનુ નામ ભુધર મીસ્ત્રીનો ખાચો પાડેલુ તે હજી ચાલે છે. લાલ દરવાજાની જાળીઓના આબેહુબ નમુના તથા હિન્દુ અને મુસલમાની કારીગરીની સુન્દર બારીઓ સોમનાથ મીસ્ત્રીએ કરી છે પરતુ આપ જાણીને તાજુબ થશો કે એમની બીલકુલ કદર અહીંના ધનવાનોએ કરી નથી. યુરોપીયનો અને શેઠ નવરોજી પેસ્તનજીએ એમને કઇક ઉત્તેજન આપેલુ પરન્તુ સોમનાથ મીસ્ત્રીનું ગુજરાન તો સાબરમતી સ્ટેશનની એક ઓઇલ મીલના સાહેબની મેહેરબાનીથી ચાલ્યુ હતું એમને એક પુત્ર હતો તે બિચારો પ્લેગમા મરી ગયો. એમના જેવા બીજા પણ કેટલાક સુતારો કોતરકામ કરતા. પરન્તુ એ "છદે ચ્હડેલાઓના," "બાપના બાગમા રઝળ્યા અને વહુના સીમતોની પણ નાતો ના થઇ શકી"; એવુ કામ કરતા આખો ખેચવી પડે અને કેડો રહી જાય ત્યારે રોજનો બાર આના રોજ પણ ના પરવડે. પ્રેમ વગર આવુ કામ થતું નથી અને એવો પ્રેમ એમના છોકરાઓ રાખવા ના પાડે છે. સૌ ગુણીજનોને માથે જેવા ત્રાસ વેઠવાના વિધિએ લખ્યા હોય છે એવા ત્રાસ વેઠી સોમનાથ મીસ્ત્રી આખરે સુખી થયા છે. પરતુ એમના પછી આ કલાનો નાશ થશે. માટે હજી વખત છે ત્યા સુધી આવા બુદ્ધિશાળી કલાવાનની કલા ભવિષ્યની પ્રજા શીખી શકે એવો કોઇ પ્રબધ આપે કરવો ઘટે છે

રવિકરણ કરીને એક શિલ્પિ હતા. એમના દુખદાયક મરણની પણ મ્હારે આપની આગળ નોધ લેવાની છે. એ રગરગીત કીમતી પથ્થરોમા જડિતકામ કરતા. તાજ મહાલમા છે એવી વેલો, પુષ્પો અને પક્ષિઓ વગેરે એમણે અહીંના જૈનમદીરોમા કરેલા છે. એમના અને સ્વ. ગુલાબજી મીસ્ત્રીના હાથથી થયેલા મદિરો ખેતરપાળની પોળ અને પતાસાની પોળમા છે, તે આપને ફુરસદ મળે તો જોશો. જૈનભાઇઓમા દેરાસરો માટે પ્રીતિ છે. તેથી આવા શિલ્પિઓને ઉત્તેજન મળે છે અને એ કળા જીવતી રેહશે. પરંતુ આવા કલાવાનોને કવિઓ કે નવલકથાકારો જેવુ માન જ્યા સુધી આપણે નહિ આપીએ ત્યા સુધી એમની કલામા નવો જીવ કે પ્રતિભા આવવા મુશ્કેલ છે. સ્વ. રવિકરણને અત્રેની સાહિત્ય સભામા મ્હે એક વખત માનનીય સભાસદ કરવા દરખાસ્ત મુકેલી પણ એને ટેકો આપનાર પણ કોઈ ના મળ્યુ !

રેશમનું ગુથણકામ એક કાળે અહીં સરસ થતું. પાલખીના ઝુમતા, નાડા, હાથીની ઝુલો એ બધુ રાજદરબારોમા અહીંના પટવાઓ મોકલતા. પરતુ હવે ફેશનો બદલાઇ છે. અને શોખ ફર્યા છે. શ્રીયુત ભોગીલાલ પટવા હવે માસ્તર થયા છે અને એમના કુટુંબના યુવાનો માસ્તરી કે દાક્તરીમા પડયા છે. એમના કાકા કહે છે કે મ્હારા મરી ગયા પછી આ હુન્નર ચાલ્યો જવાનો. શ્રીયત બકરીવાળા તરફથી કિનખાબ પટણીઓ. શેલા અને

કસબી રૂમાલો તથા પીછોડીઓ અને પડદા આવ્યા છે તે આપ જોશો. ઘીસ્સા જાપાની કે ટીનના ખોટા જર્મનીના કસબી કામ સાથે આપ એમને જરા સરખાવી જોશો. અને આપની ખાત્રી થશે કે હાથની શાળો ઉપર થતું આ કામ કેટલું ઉત્તમ છે. હજી લુણસાવાડા અને શાહપુરમા આ શાળવીઓની શાળો ચાલે છે. એમા ટકાઉપણું, આર્થિક લાભ અને કલા રેહેલા છે. જગતમાંથી ઉત્તમ વસ્તુઓનો કદાપી નાશ નથી થતો તેમ આ પટ્ટણીઓ અને કિનખાબોનો તો નાશ નહીજ થાય, એમ હું આશા રાખું છુ અમદાવાદ એક કાળે ત્રણ તાર ઉપર ટક્યુ હતું. કસબ, રેશમ ને સુતર. એજ ત્રણ તાર પાછા એને આર્થિક સાહાય ને રસિકતા આપશે એમ હું માનું છુ. ગાલીચાના પણ કેટલાક સુંદર નમુના આપ જોશો. એના અહીં બે કારખાના છે. પરતુ ટેબલ ખુરસીમા બેસનાર અમદાવાદીઓને એની ખુબસુરતીનો ખ્યાલ નથી, એ અફસોસકારક છે—એના રગ, ઉન અને વણાટ બધુ સંપૂર્ણ સ્વદેશી છે. પરન્તુ એની કદર કરનારા યૂરોપ, અમેરીકા, આફ્રીકા અને જાપાનમા પડયા છે, અહીં નથી.

ભુજનુ રેશમ કામ અને ખોજા સ્ત્રીઓ પહેરે છે એવુ, કસબી ભરત કામ પણ આ પ્રદર્શનમા છે. તે તો એની મેળે જ બોલી ઉઠશે. ઉત્તમ કામને ભલામણપત્રોની કંઇ જ જરૂર નથી

અત્રે કેટલાક કલાની ઉત્તમ વસ્તુઓના સંગ્રહ કરનારા પણ છે, તે જાણીને આપ ખુશી થશો. શેઠ મોહનલાલ ખેમચંદ ડોશીવાડાની પોળમા ખુણામા રહે છે. એમનું ઘર લાકડાની બહુજ ઉત્તમ કોતરણીનો નમુનો છે. જેવુ એમનું ઘર છે, એવી એમની રસિકતા છે. જુની શાલો, પીત્તળના વાસણો, તથા શેલા અને મૂર્તિઓ એમની પાસેથી અમને મળ્યા છે. શેઠ કારંજાવાળા પાસે પણ જુની વસ્તુઓ છે પરન્તુ એ અમે મેળવી શક્યા નથી. શેઠ મોતીલાલ મનસુખ બિલાડીબાગવાળા, એક સંગ્રહસ્થાન રાખે છે. શ્રાવણમાસમાં બિલાડીબાગનો જ્યારે મેળો ભરાય છે ત્યારે એમની વસ્તુઓ જોઇને ગામડાંના લોકોને બહુજ આનદ થાય છે. એમના સંગ્રહમાની પણ કેટલીક સારી ચીજો આપ જોશો

આ પ્રદર્શન આવુ જોવા લાયક બન્યુ તેનો મુખ્ય જશ મ્હારા મિત્ર ચિત્રકાર રવિશંકર રાવળને છે. અને ડૉ. ચદુલાલ મણીલાલ દેસાઇ (વસત વિનોદી) ની સતત મહેનત ના હોત તો પ્રદર્શનની રચનામા છે એવીએ સપૂર્ણતા અમને ના મળત. આ બન્નેનો આ પ્રસગે હું ખાસ ઉપકાર માનુ છુ આ શિવાય પ્રદર્શનના કામમાં બીજા પણ ઘણા ભાઇઓએ અમને સાહાય કરી છે; તે સૌના અમે ઋણી છીએ.

છેવટે, સન્નારીઓ અને સદ્ગૃહસ્થો, હવે શેઠ સાહેબ પુરૂષોતમ વિશ્રામને આ પ્રદર્શન ખુલ્લુ મુકવા હું વિનંતી કરૂ છુ. અને આપ સૌ પાસે એક યાચના કરૂં છુ કે આ સાહિત્ય પારષદની પ્રવૃત્તિને અંગે ગુજરાતમા એક સરસ્વતીમદીર જોઇએ ત્યા ઉત્તમ કલાનો કાયમનો સગ્રહ કરી આપણે જનસમાજની રસવૃત્તિને ઉત્તેજીત કરી શકીએ સંસારની મલિનતા મનુષ્ય જીવનને અશુદ્ધ કરી રહી છે. કલાની પૂજાથી એ અશુદ્ધ જીવન જરૂર સ્વચ્છ થશે.

## પત્રિકા નં. ૧.

# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્—અમદાવાદ.

તા. ઓગસ્ટ ૧૯૧૮.

મે. અધિપતિ સાહેબ, મુ.

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સેક્રેટરીઓની સલામ,-વિ વિ. કે નીચે લખી મોકલેલી હકીકત આપના પત્રમા પ્રસિદ્ધ કરી અમને ઉપકૃત કરશો.

અત્યાર સુધીમા ભરાયેલી પાચ પરિષદોના અનુભવપરથી એમ જણાયુ છે કે પરિષદ્ માટે લખાઈ આવતા નિબધો અને લેખો પરિષદમા વચાવવા માટે જોઇએ તેવી સંતોષકારક વ્યવસ્થા થઇ શકી નથી, આથી તે પદ્ધતિમા ફેરફાર કરવાનુ અમને યોગ્ય જણાય છે અને તે પ્રમાણે પરિષદનો કાર્યક્રમ પરિષદના બંધારણ અનુસાર ત્રણ વિભાગમા— (૧) ભાષા અને સાહિત્ય, (૨) ઇતિહાસ અને સમાજ તથા (૩) વિજ્ઞાન અને કળામા વહેચી નાખવા નિર્ણય કર્યો છે. પરિષદ્ માટે જે નિબધો લખાઇ આવશે, તે જે તે વિષયોના વિભાગમા વચાવાની વ્યવસ્થા કરવામા આવશે વળી દરેક વિભાગનો જૂદો પ્રમુખ પસંદ કરવામા આવશે, જે પોતે તે વિભાગને ઉપકારક એવી માર્ગસૂચક સૂચનાઓ કરશે અને બીજી પરિષદ્ ભરાતા દરમ્યાન કેવા પ્રકારનુ કાર્ય આરભવુ આવશ્યક છે, તેનો કાર્યક્રમ તે વિષયના અભ્યાસીઓ સાથે મળી તેઓ નક્કી કરશે

આ રીતે કામ લેવાથી અમારૂ માનવુ છે કે દરેક વિભાગને-પરિષદના કાર્યક્રમને-કઇક વ્યવહારૂ અને ચોક્કસ સ્વરૂપ આપવાનું બની શકશે, તેમજ દરેક વિભાગમા આપણે કેવા પ્રકારનું કાર્ય કરવાનુ છે અને તેમા કેવી પ્રગતિ થાય છે તેનો સ્પષ્ટ ખ્યાલ પણ આવશે, વિશેષમા પરિષદનો એક હેતુ, અભ્યાસીઓ એક બીજાના નિકટ પરિચય અને સહવાસમા આવે, તે આ રીતે સહેલાઇથી પ્રાપ્ત થશે.

બીજુ પરિષદમા હાજરી આપતા જનસમૂહના મોટા ભાગને ત્યા રજુ થતા દરેક નિબધમા કે વિષયમા રસ પડતો નથી, એટલુજ નહિ પણ કેટલાક વિષયો એવા હોય છે કે જેમા માત્ર વિદ્વાનો અને અભ્યાસીઓ જ રસ લઇ શકે, આ સ્થિતિ કંઇક અંશે ઓછી કરવાને, અમે આ વખતે એવી યોજના કરવા ઇચ્છીયે છીયે કે પરિષદ્ તરફથી પરિષદના દિવસોમા-સવાર સાજ, લોકોપયોગી સાહિત્યના અને જ્ઞાનના ભાષણો અપાવવા, જે જનસમૂહને સારી રીતે આકર્ષે અને આનદ આપે

આમ નવા ફેરફાર દાખલ કરેથી, વિભાગમા અભ્યાસીઓ અને વિદ્વાનોને વિશેષ આનદ પડશે અને લોકોપયોગી ભાષણની યોજનાથી જનસમૂહને પરિષદ્ માટે તીવ્ર લાગણી થશે અને તેઓ તેના કાર્યમા વિશેષ રસ લેતા થશે.

૩ સાહિત્યમા રસ લેતી જાહેર સંસ્થાઓને વિનતિ કરવાની કે છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે કોને નિમવા તેઓ યોગ્ય ધારે છે, તેના નામો આ માસ આખર સુધીમા પરિષદ્‌ના સેક્રેટરીઓને મોકલી આપવા. પરિષદના બંધારણ અનુસાર પ્રમુખ ની પસંદગીનો છેવટનો નિર્ણય જો કે સત્કાર કમિટી હસ્તકજ છે પણ પરિષદ્‌ની સત્કાર મડળને જે સૂચનાઓ લખી મોકલવામા આવશે તે પર પુરતું ધ્યાન અપાશે લી.

રમણભાઈ મહિપતરામ... 

રમમોહનરાય જસવતરાય દેસાઇ
ગટુલાલ ગોપીલાલ ધ્રુ
હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ
ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ
સેક્રેટરીઓ, છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

## પરિષદ્ પત્રિકા—નં. ૨.

વિ. વિ. કે, ચાલુ સાલના નવેમ્બર માસમા કે તે અરસામા છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ અમદાવાદમા ભરવાનું નક્કી થયુ છે આશા છે કે, આપ તે કાર્યમા ઉત્સાહપૂર્વક ભાગ લેશો અને તેને સંપૂર્ણ રીતે ફતેહમંદ કરવામા અમને બનતી મદદ આપશો. આપ સારી પેઠે જાણો છો કે, પરિષદની ખરી ફતેહ તે માટે લખાઇ આવેલા ઉંચી પ્રતિના અને ખાસ અભ્યાસના લેખો અને નિબંધો તેમજ તેના સમગ્ર કાર્યપર અવલબે છે. પરિષદ પત્રિકા નં. ૧ મા જણાવ્યા મુજબ આ વખતે પરિષદના કાર્યક્રમમા સહેજ સુધારો કરવામા આવ્યો છે.

પરિષદ્ માટે લખાઇ આવેલા નિબંધો વગેરેની ત્રણ વિભાગમા વહેચણી કરવામા આવશે, અને તેને યોગ્ય વિભાગમા તેના વાચનની વ્યવસ્થા થશે; જેથી કેટલીક સરળતા થવા સંભવ છે. વળી પરિષદના દિવસોમા જાણીતા વિદ્વાનો પાસે જનસમૂહને આકર્ષે અને આનંદ આપે એવા ખાસ ભાષણો સવાર સાંજ અપાવવાની યોજના કરી છે, જે અમારૂં માનવુ છે કે, લોકપ્રિય થઇ પરિષદ્ની ખ્યાતિમા વૃદ્ધિજ કરશે.

પરિષદ્ માટે લેખ લખી મોકલવામા માર્ગદર્શક થાય એવી એક યાદી અમારી કમિટીએ તૈયાર કરી છે, જે આ સાથે સામેલ છે. આપને આગ્રહપૂર્વક વિનતિ કરવાની કે, આપ તે પૈકી એકાદ વિષયપર અગર તે સિવાયના કોઇ વિષયપર એક અથવા વધુ નિબંધો લખી મોકલવા તેમજ પરિષદને વધુ ઉપયોગી અને લોકપ્રિય કરવાને યોગ્ય લાગે તેવી સૂચનાઓ કરવાની પણ મહેરબાની કરશો.

લિ. સેવકો,

**રામમોહનરાય જશવંતરાય.**
**ગટ્ટુલાલ ગોપીલાલ ધ્રુ.**
**હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ.**
**ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.**
**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.**
સેક્રેટરીઓ-છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

**તા. ક.**

તા. ૩૧ મી ઓક્ટોબર ૧૯૧૮ સુધીમા લેખકોને પોતાના નિબંધો મોકલી આપવા વિનતિ છે. જે તે લેખક પોતાના લેખનો વિષય પરિષદના સેક્રેટરીઓને બનતી અનુકૂળતાએ લખી જણાવશે. સર્વ પત્રવ્યવહાર-**છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્,-અમદાવાદ.** એ સરનામે કરવા વિનતિ છે.

## પરિષદ્ પત્રિકા નં. ૩

વિ. વિ. કે ચાલુ સાલના ડિસેમ્બર માસમાં તા. ૧૩ મીથી ૧૫ મી, એ સુલેહના ઉત્સવના દિવસોમા છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ અમદાવાદમા ભરાવાનું નક્કી કર્યું છે. આશા છે કે, આપ તે કાર્યમા ઉત્સાહપૂર્વક ભાગ લેશો અને તેને સંપૂર્ણ રીતે ફતેહમંદ

કરવામા અમને બનતી મદદ આપશો. આપ સારી પેઠે જાણો છો, કે પરિષદ્ની ખરી ફતેહ પ્રજામા સાહિત્ય માટે પ્રબળ ઉત્સાહ પ્રેરવા ઉપરાત તે માટે લખાઇ આવેલા ખાસ અભ્યાસના અને વિદ્વતાના લેખો અને નિબન્ધો ઉપર આધાર રાખે છે. પરિષદ્ માટે લેખ લખી મોકલવા માર્ગદર્શક થાય એવી એક યાદી અમારી કમિટીએ તૈયાર કરી છે, જે આ સાથે સામેલ છે આપને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે, આપ તે પૈકી એકાદ વિષય પર અગર તે સિવાયના કોઇ મહત્વના વિષય પર એક વા વધુ નિબંધો લખી મોકલવા અને પરિષદ્નું કાર્ય વધુ ઉપયોગી કરવા યોગ્ય લાગે તેવી સૂચનાઓ કરવા પણ મહેરબાની કરશો.

પરિષદ્નુ કાર્ય વધારે સુવ્યવસ્થિત અને સુગમ થાય તે માટે આ વખતે શરૂઆતથી તેનો કાર્યક્રમ ત્રણ વિભાગ-સાહિત્ય, ઇતિહાસ અને વિજ્ઞાનમા વહેંચી નાખવામા આવ્યો છે અને તે માટે અત્યાર આગમચ માર્જીનની ડાબી બાજુમા જણાવ્યા મુજબ, ગુજરાતના જાણીતા અને પ્રતિષ્ઠિત વિદ્વાનોને જે તે ભાગનો નિર્વાહ કરવા પ્રમુખ તરીકે પસદ કરવામા આવ્યા છે. વળી, પરિષદના દિવસોમા જાણીતા વિદ્વાનો પાસે જનસમુહને આકર્ષે અને જ્ઞાન સાથે આનદ આપે એવા ખાસ ભાષણો અપાવવાની યોજના કરી છે, જે અમારૂં માનવુ છે કે પરિષદને લોકપ્રિય કરવામા સહાયભૂત થશે.

તે સિવાય પરિષદના અંગે સાહિત્ય, કળા અને કેળવણીનુ એક સરસ પ્રદર્શન ભરવા અમારી કમિટીએ નિર્ણય કર્યો છે અને તે કાર્યમા, પોતાથી બનતી તમામ મદદ કરવા ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર રા. રવિશકર મહાશંકર રાવળે, કબૂલ કર્યું છે. વાસ્તવિક રીતે તેની બધી વ્યવસ્થા તેમને જ સુપ્રત થઇ છે. વળી વડોદરા રાજ્ય તરફથી પ્રદર્શન માટે કીમતી અને નમુનાદાર ચીજો મળવા આશા રહે છે. અને ત્યાનો બાળસાહિત્ય વિભાગ ખરેખર આકર્ષક થઇ પડશે. ઉપરાત અત્રેની પ્રે. રા. ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ મી. કૈખશરૂ અરદેશર બાલા, આ કાર્યમા-ખાસ કરીને કેળવણી વિભાગમા સારો રસ લે છે, તેમણે તે સસ્થામા કેળવણીને લગતું, કિન્ડરગાર્ટન અને સ્લૉઇડ શિક્ષણનું જે ઉપયોગી અને જોવાલાયક સાહિત્યનું સંગ્રહસ્થાન છે, તેનો ઉપયોગ કરવા દેવા ખુશી દર્શાવી છે.

આ પ્રમાણે પરિષદના કાર્યની તૈયારી ચાલી રહી છે અને તેને વધુ ઉપયોગી અને ફતેહમદ કરવા બનતી મદદ આપવા સાહિત્યપ્રેમી બ્હેનો અને ભાઇઓને અમારી વિનંતિ છે.

લી.

**આનદશંકર બાપુભાઈ ધ્રુવ.**

પ્રમુખ સત્કાર કમિટી, છઠ્ઠી ગુ. સા. પરિષદ.

તા ક. તા. ૧૫ મી નવેમ્બર ૧૯૧૯ સુધીમા લેખકોને પોતાના નિબંધો પરિષદના સેક્રેટરિઓ ઉપર બનતી અનુકૂળતાએ મોકલી આપવા ખાસ સૂચના છે.

સર્વ પત્રવ્યવહાર-**છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્-અમદાવાદ** એ સીરનામે કરવા વિનતિ છે.

# છઠ્ઠી સાહિત્ય પરિષદ્ માટે લેખો લખી મોકલવા બાબત માર્ગસૂચક યાદી.

## (૧) ભાષા અને સાહિત્ય.

૧ ગુજરાતી ભાષાનો વિકાસ ને ઇતિહાસ.
૨ ગુજરાતી સાહિત્યનો વિકાસ ને ઇતિહાસ
૩ નવલકથા વગેરે ગુજરાતી સાહિત્યના કોઇપણ અંગની ઉત્પત્તિ અને ઇતિહાસ.
૪ ગુજરાતી કવિતા–પ્રાચીન અને અર્વાચીન.
–તુલના અને સરખામણી–
અ પ્રાચીન અને અર્વાચીન કવિતામા છંદ અને અલંકારનો ઉપયોગ.
૫ નાટક–રંગભુમિ–પ્રાચીન ને અર્વાચીન.
૬ વ્યાકરણ–ઐતિહાસિક ને તુલનાત્મક.
૭ લિપિ.
૮ એક ભાષા.
૯ પરિભાષા.
૧૦ સમાલોચના.
૧૧ લોકગીત અને લોકકથા.
૧૨ શૈલી.
૧૩ નિબંધ.
૧૪ પાશ્ચાત્ય સાહિત્ય અને વિચારની ગુ૦ સાહિત્યપર થયેલી અસર.
૧૫ ફારસી અને હિંદી સાહિત્યની ગુ. સાહિત્યપર થયેલી અસર.
૧૬ અન્ય ભાષાઓના વિકાસ અને ઇતિહાસ સાથે ગુ૦ સાહિત્યની સરખામણી અને તુલના.
૧૭ અમદાવાદ અને આસપાસના કવિઓ અને તેમના જીવનવૃત્તાંત.
૧૮ વર્તમાનપત્રનું સાહિત્ય
૧૯ ગુજરાતી માસિકો.

## (૨) ઇતિહાસ અને સમાજ.

૧ ગુજરાતના ઇતિહાસના સાધનોની સમાલોચના.
૨ પરદેશી મુસાફરોની નોંધ
૩ સાહિત્યમાંથી મળી આવતી ઐતિહાસિક નોંધ.
૪ બ્રિટિશ અમલ પહેલાની ગુ૦ ની રાજ્યવ્યવસ્થા ને બંધારણ.
૫ ગુજરાતનો ફારસી ઇતિહાસ ને ઇતિહાસકારો.
૬ પુરાણવસ્તુ શાસ્ત્ર —
અ સિક્કા.
બ શિલાલેખ.
ક તામ્રપત્ર.
૭ જુદી જુદી નાતોના ઇતિહાસ.
૮ ગુજરાતનું સમાજબંધારણ ને વ્યવસ્થા.
૯ ગુજરાતની ભુગોળ.
૧૦ ગુજરાતના ધર્મસંપ્રદાયોના ઇતિહાસ અને રચના.
૧૧ ગુજરાતી ધાર્મિક સાહિત્યની સમાલોચના.
૧૨ તત્ત્વજ્ઞાનનો ગુ૦ કાવ્ય સાહિત્યમા વિકાસ અને ઇતિહાસ.
૧૩ પ્રાચીન ગુજરાતની આર્થિક સ્થિતિ
૧૪ ગુજરાતના મહાજન અને જ્ઞાતિના બંધારણો.
૧૫ પ્રાચીન યુદ્ધકળા અને તેની વ્યૂહરચના.

## (૩) વિજ્ઞાન અને કળા.

૧ વિજ્ઞાનના ગુજરાતી સાહિત્યની સમાલોચના.
૨ સંગીત–તેનો ઇતિહાસ; રાગરાગિણી; કાવ્ય અને સંગીતનો સંબંધ.
૩ ચિત્રકળા–પ્રાચીન અને અર્વાચીન.
૪ શિલ્પ, ૫ સ્થાપત્ય } ગુજરાતની બાંધણીનું વર્ણન અને સમાલોચના જૈન અને મુસલમાન
૬ નૃત્ય.
૭ હુન્નર ઉદ્યોગ અને વેપારનું સાહિત્ય.
૮ ગૃહકળાઓ.

## પત્રિકા નં. ૪

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ વખતે, સાહિત્ય, કેળવણી અને કલાનું પ્રદર્શન ભરવાનુ નક્કી થયુ છે.

એ પ્રસંગે અમદાવાદ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજ તરફથી સ્લૉઇડ વર્ક તથા કેળવણી શાસ્ત્રને લગતી બીજી વસ્તુઓ આપવા પ્રિન્સિપાલ મી૦ બાલાએ મહેરબાની કરીને કબૂલ કર્યું છે.

વડોદરા રાજ્ય તરફથી પ્રાચીન પુસ્તકો, તામ્રપત્રો, હસ્તલિખિત લેખો, સાક્ષરોના ચિત્રો તથા બાળસાહિત્ય અને બાળકોના પુસ્તકાલયોનો સામાન ઇત્યાદિ પ્રદર્શન માટે મળવા વકી છે. ભાવનગર, જૂનાગઢ, સુરત, ભરૂચ તથા મુબાઇ વગેરે શહેરોમાંથી તેમજ અમદાવાદમાથી કલા તથા સાહિત્યને લગતી અનેક જોવા જેવી વસ્તુઓ, મેળવવા પ્રયત્ન શરૂ થયો છે.

એ પ્રસગે, કોઇ પણ સજ્જન નીચેની વસ્તુઓમાથી કોઇ ચીજ અમને મોકલી આપશે તો પ્રદર્શન કમિટી ઉપર મ્હોટો ઉપકાર થશે. આવેલી વસ્તુ સાચવી, હતી તેવી સ્થિતિમા પાછી મોકલવા અમે પૂરેપૂરી જોખમદારી લઇએ છીએ.

**ઐતિહાસિક સામાન**—જુના હથિયારો, શિક્કા, બખ્તરો, ચિત્રો, અસલ વપરાશની કોઇ બતાવવા લાયક ચીજો, જુની કારીગરીના નમૂના વગેરે.

**વિજ્ઞાનની અજાયબીઓ**—દરિયાની કોઇ અદ્દ્ભુત નિકાશ, જમીનમાથી મળી આવેલા કોઇ પથ્થર હીરા વગેરે.

**કલાની કૃતિઓ**—સુદર ભરતકામ, (મોતીનુ ઝીકનુ ને રેશમનું)-સ્વતત્ર બુદ્ધિથી કરેલાં કામ વધારે માન પામશે, સુદર કોતરકામ, શિલ્પ, હાથીદાત લાકડા કે હાડકા વગેરેનું.

**ચિત્રકામ**—ગુજરાતના ઐતિહાસિક તથા સૃષ્ટિ સૌન્દર્યના દશ્યો, ગુજરાતના ઇતિહાસ કે ઘર સંસારપરથી ઉપજાવેલા દેખાવો, ગુજરાતીએ આલેખેલા કોઇ ઉત્તમ ચિત્રો.

**ફોટોગ્રાફ્સ**—ગુજરાતના સુન્દર દેખાવોની છબિઓ (વસ્તુની પ્રસદગી, સફાઇ અને ગોઠવણ સારા જોઇશે.)

કુદરતી દેખાવનો ફોટોગ્રાફ કેબીનેટ કદનો હોવો જોઇએ, અગર ૧૦×૧૨ નુ વિસ્તારેલુ ચિત્ર (એન્લાર્જમેન્ટ) પણ આવકાર પામશે. ફોટોગ્રાફમા ગુજરાતના ભવ્ય બાધકામો, નકશી કામો અને ઐતિહાસિક સ્થળો શોધીને તેની છબિઓ મોકલવી

વિવિધ જાતિઓની તેમના રહેઠાણોમાજ જઇ છબિઓ લેવાઇ હોય, વિવિધ ઉદ્યોગો કરતા લોકો (ખેડૂત, વણકર, સોની, લુહાર, સુતાર વગેરેને તેમની ખાસીયતો પ્રમાણે છબીઓમા લેવા.)

**મૂર્તિવિધાન**—માટીના, ધાતુઓના, મીણના, પથ્થરના, સૌન્દર્ય, ઇતિહાસ કે ભાવનાઓ રજુ કરતા હોય તેવા.

**આલેખન**—કલાપ્રેમી વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ, કે પુરૂષોના કામો; જેવા કે-સાદા ફૂલપાનના ચિત્રો, વનસ્પતિના ચિત્રો, સુન્દર વેલ પટીની અંદર, ગુજરાતી સૂત્રો અથવા મહાન્ વાક્યો લખેલા હોય તેવા, ઇત્યાદિ

આ સિવાય અન્ય પ્રદર્શનને લાયક કોઇ વસ્તુ મોકલવા વિષે અગાઉથી અમારી સાથે પત્ર વ્યવહાર કરવા વિનંતિ છે.

પ્રદર્શનના કાર્યમા ઉત્સાહી સજ્જનો તથા સ્વયસેવકોને જોડાવા આમત્રણ છે.

આવા પ્રદર્શનથી દેશનુ કલા કૌશલ્ય તથા બુદ્ધિ ચાતુર્ય એક સ્થળે એકઠું કરી શકાય છે. વસ્તુઓ મૂકનાર તથા જોનારને અલભ્ય લાભ થાય છે, અને દેશની ગુપ્ત શક્તિઓ વિકાસ પામી પ્રજામા રસવૃતિ જાગ્રત થાય છે કલા દેશના ભવિષ્યની પ્રગતિમાં કેવો હિસ્સો આપી શકે તે માટેના આદર્શો પણ આવા પ્રદર્શનો પરથી બરાબર ગોઠવાય છે.

ઉત્તમ વસ્તુઓ માટે ચાદો, ઇનામો, સરટીફીકેટો વગેરે આપવાની ગોઠવણ કરવામા આવશે.

| | |
|---|---|
| તા. ૨૦-૯-૧૯ ખાડીયા અમદાવાદ. | રવિશંકર મહાશંકર રાવળ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ, મત્રીઓ પ્રદર્શન કમિટી. |

## પ્રદર્શન પત્રિકા-નં. ૨.

પ્રદર્શન ખુલ્લુ મુકવાની તા. ૭ જી એપ્રિલ નક્કી કરવામા આવી છે. પ્રદર્શનમા નીચે મુજબ ત્રણ મુખ્ય વિભાગો અને બીજા અંતરગ વિભાગો રાખવામા આવ્યા છે. તે ઉપરાત અનુકૂલતા પ્રમાણે પુષ્પોની ગુંથણી, સગીતના મેળાવડા કે નાટકી અભિનયો ગોઠવવામા આવશે.

| સાહિત્ય અને કેળવણી વિભાગ. | કલાવિભાગ. | ઇતિહાસ અને વિજ્ઞાન વિભાગ. |
|---|---|---|
| હસ્તલિખિત પ્રતો | ચિત્રકામ | જૂના ચિત્રો |
| શિક્ષણનો સામાન | મૂર્તિકામ | ઐતિહાસિક પદાર્થો |
| સુંદરરૂપમા છપાયેલા પુસ્તકો | સ્થાપત્ય | સિક્કાઓ |
| વાચનમાળાના નમૂનાઓ | ફોટોગ્રાફી | જૂના ઓજારો |
| સાક્ષરો તથા કવિઓની છબીઓ | છાપાકળાની કૃત્તિઓ | બખતરો, વસ્ત્રો |
| વર્તમાનપત્રોના નમૂનાઓ | શિલ્પકામ, લાકડાનું કોતરકામ | ઐતિહાસિક સ્થળોના ચિત્રો |
| વગેરે. | ભરતગુથણ | અજાયબીભર્યા પદાર્થો વગેરે. |
| | સુદર અક્ષરાલેખન | |
| | વિદ્યાર્થીઓનું કામ | |
| | નાજુક વણાટકામ વગેરે. | |

૧ નમૂનાની વસ્તુ ગુજરાતને લગતી અગર ગુજરાતીને હાથે થયેલી હોવી જોઇએ. એ સિવાય કોઇ ઇતર સજ્જનો જોવાલાયક વસ્તુ મોકલશે તો તે સાભાર સ્વીકારી પ્રદર્શનમા રજુ કરવામા આવશે પરતુ હરીફાઇમા મૂકાશે નહિ. તેમને બનતા સુધી નમૂનાની ઉત્તમતા માટે સર્ટીફીકેટ આપવામા આવશે.

૨ નમૂના મોકલનારાઓએ તા. ૧૫ મી માર્ચની અંદર પ્રદર્શનના મત્રીઓને નમૂના મોકલવા સંબંધી ખબર આપવી અને મંત્રીઓ તરફથી સૂચના મળ્યા બાદ તા. ૨૫ મી માર્ચની અંદર નમૂના પ્રદર્શન ઓફીસમા પહોચતા કરવા.

૩ સ્થાનિક નમૂનાવાળાઓએ ૨૮ મી માર્ચના રોજ સવારના નવથી સાંજના પાંચ સુધીમાં પ્રદર્શનની જગ્યાએ પહોંચાડી જવા અને રસીદ લઇ કમીટીને સોંપવા અને પ્રદર્શન વીત્યા બાદ ત્રણ દિવસની અંદર તેમણે પોતાનો સામાન જાતે આવી લઇ જવો.

૪ બહારગામથી નમૂના મોકલનારે માર્ગમાં તે સુરક્ષિત રહે તે માટે જાતે બંદોબસ્ત કરવો. પ્રદર્શન કમીટી નમૂનાઓ રાખ્યા પછી તેની સલામતી માટે જોખમદાર રહેશે. પ્રદર્શન પૂરૂં થયા બાદ વેચાયેલા નમૂના શિવાયના પ્રદર્શન કમીટી યોગ્ય બંદોબસ્ત સાથે માલિક તરફ રવાના કરશે પરંતુ તેનો ખર્ચ માલના ધણીને શીર રહેશે.

૫ અત્યંત ગરીબ કલાકર અગર કારીગરને તેના વતનના કોઈ જાણીતા માણસનું સર્ટીફીકેટ મોકલવાથી નમૂનાનું વાહન ભાડું આપવાની પ્રદર્શન કમીટી ગોઠવણ કરશે.

૬ નમૂના મોકલનારે પ્રદર્શનને લગતી જાણવાજેવી માહિતી અગાઉથી મેળવી લેવી તથા પ્રદર્શન કમીટી તરફથી જોઇતા ખુલાસા પત્રદ્વારા મેળવી લેવા.

૭ પ્રદર્શનમાં પુષ્પોના મેળાવડા, ગરબા કે સંગીતના જલસા અગર નાટકી અભિનયો માટેના દિવસો અગાઉથી જાહેર થશે જેથી તેમા ભાગ લેવા ઇચ્છના માણસોએ પોતાના નામ, વય તથા ઠેકાણું મોકલી આપવા.

૮ પ્રદર્શનમા ઇનામો, સર્ટીફીકેટો વિગેરે આપવાને એક કમીટી નીમાશે અને તે કમીટીનો ચુકાદો સર્વમાન્ય ગણાશે. તે કમીટી બધી રીતે સ્વતંત્ર રહેશે અને પોતાના ચુકાદા માટે ખુલાસા આપવા બંધાયેલી નહિં રહે.

૯ દરેક નમૂનાની પછવાડે તેના માલિકનું કે કારીગરનું નામ ઠેકાણું તથા વેચવાનું હોય તો કિંમત ચોખ્ખા અક્ષરથી લખેલા લેબલો ચોડીનેજ મોકલવા. આ પ્રમાણે નહિં હોય તો ભુલચૂક માટે પ્રદર્શન કમીટી જુમ્મેદાર નહિ રહે. નમૂનાની સાથે તેની હકીકત મૂકવી હોય તો તે મોકલનારે સ્પષ્ટ મોટા અક્ષરોમા લખી પુઠાપર ચોડીનેજ મોકલવી.

૧૦ નમૂના ભરેલી પેટીઓ કે ખોખાના ઢાકણા સરળતાથી છુટા પડે તે માટે સ્ક્રુથી બંધ કરવા અને તે ઢાંકણાપર મોકલનારે લખી રાખવુ.

૧૧ નમૂના મોકલનારે નીચે પ્રમાણે ફોર્મ તા. ૧૫ મી માર્ચ પહેલા ભરીને મંત્રીઓ તરફ રવાના કરવુ.

| આખુ નામ તથા ગામ | નમૂનાની વિગત. | વિભાગ. | બનાવનાર અથવા માલિક. | કિંમત. | જરૂરી સૂચના. |
|---|---|---|---|---|---|

## પ્રદર્શન કમીટીના સભ્યો.

રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુ. બી. એ.

રા. વલ્લભભાઇ લલ્લુભાઇ પટેલ. હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનીંગ કૅાલેજ પ્રેક્ટીસીંગ સ્કૂલ.

રા. ભોગીલાલ કેશવલાલ પટવા. બી. એ.

રા. ભરતરામ ભાનુસુખરામ મ્હેતા.

રા. માણેકલાલ કાળીદાસ ભટ્ટ.



રામમોહનરાય નાવળ ડાહ્યાભાઈ પ્રીતમરાય હીરાલાલ પારેખ ગટુલાલ ડૉ હરિપ્રસાદ

ફિનીક્ષ પ્રી વર્ક્સ

રા. પ્રીતમરાય વ્રજરાય દેશાઇ. બી. એ.
રા લાભશંકર દયાશંકર પંડ્યા ડ્રોઇંગ માસ્તર ટ્રેનીંગ કૉલેજ.
રા. દમનલાલ ઉમીયારામ મ્હેતા. „ „ મીડલ સ્કૂલ.
રા. જનાર્દન યશવંતરાવ દીક્ષે. ફોટોગ્રાફીક આર્ટીસ્ટ.

## મંત્રીઓ.

ડા. હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ.
ગા. રવિશંકર મહાશંકર રાવળ.

પ્રદર્શનના સમયમા શિક્ષિત કારીગરો પોતાના ધંધાને લગતી માહિતી આપનારા લેખો રજુ કરશે તે જાહેરમા મૂકવાની વ્યવસ્થા થશે. જેઓ વ્યાખ્યાન આપવા મ્હાતા હશે તેમને માટે પણ ગોઠવણ થઇ શકશે. લેખો માટે યાદી રૂપે થોડાક વિષયો સૂચવીએ છીએ. છાપાકળા, માટીકામ, બાંધકામ, હાફટોન તથા ત્રણ રંગ છપાઇ, લીથોગ્રાફી, મોલ્ડીંગ (ઢાળા પાડવાનું), મીનાકામ, ભરતકામ, રંગાટકામ તથા શેત્રંજીનો વણાટ, ફૂલ ઉગાડવા, રમકડાં બનાવવા, ગૃહસુશોભન વગેરે.

ખાડીઆ,
અમદાવાદ.

રવિશંકર મહાશંકર રાવળ.
હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ.
મંત્રીઓ, પ્રદર્શન કમિટી.



## પત્રિકા નં. ૫.

તા. ૧૩-૧૪-૧૫ ડિસેમ્બર ૧૯૧૯ એટલે સુલેહના ઉત્સવના દિવસોમા છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ગુજરાતના પાટનગર અમદાવાદમા ભરવાનુ નક્કી ઠર્યું છે અને તેના પ્રમુખ તરીકે વડોદરા રાજ્યના માજી વિદ્યાધિકારી અને ગુજરાતી પ્રાચીન કાવ્યમાળાના સંશોધક અને સપાદક રાજ્યરત્ન હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાને પસંદ કરવામા આવ્યા છે

વળી પરિષદ્નો હેતુ પાર પડે અને કાર્યમા સુગમતા અને વ્યવસ્થા પ્રાપ્ત થાય તે કારણથી પરિષદ્નો કાર્યક્રમ ત્રણ વિભાગમા ઇતિહાસ, વિજ્ઞાન અને સાહિત્ય—એ પ્રમાણે વ્હેચી નાખ્યો છે અને જે તે વિભાગનો નિર્વાહ કરવા એક ખાસ અધ્યક્ષની યોજના રાખી છે તે પ્રમાણે ઇતિહાસ વિભાગના અધ્યક્ષ તરીકે પ્રોફેસર બળવતરાય કલ્યાણરાય ઠાકોર, સાહિત્ય વિભાગના અધ્યક્ષ તરીકે રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકઠ અને વિજ્ઞાન વિભાગના અધ્યક્ષતરીકે પ્રોફેસર સાકળચદ જેઠાલાલ શાહને નીમવામા આવ્યા છે.

આ સિવાય પરિષદ્ના દિવસોમા લોકોપયોગી, સાહિત્ય અને જ્ઞાનના વિષયોપર જાહેર વ્યાખ્યાન અપાવવાની વ્યવસ્થા રાખવામા આવી છે અને વ્યાખ્યાનકાર તરીકે ગુજરાતના પ્રસિદ્ધ પુરૂષો, મહાત્મા મોહનદાસ કરમચદ ગાધી, શ્રીયુત નર્મદાશકર દેવશકર મહેતા; શ્રીયુત મણિશકર રત્નજી ભટ્ટ, અને શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિને નિમત્રણ કરવા કમિટીએ નિર્ણય કર્યો છે. તેમજ ડો. રવીન્દ્રનાથ ટાગોરને પરિષદ્મા હાજરી આપવા ખાસ વિનંતિ કરવામાં આવી છે.

પરિષદ્ના અંગે સાહિત્ય, ઇતિહાસ, કળા અને કેળવણીની ચીજોનુ એક સુદર પ્રદર્શન ભરાનાર છે અને તેની વ્યવસ્થા કરવાનુ કાર્ય જાણીતા ચિત્રકાર રા. રવિશકર મહાશકર રાવળને સોંપાયુ છે, અને તેમા મદદ કરવાને મે. પ્રે રા. ટ્રેનિગ કોલેજના પ્રિન્સિપાલ મી. કેખશરૂ અરદેશર બાલાએ ખુશી દર્શાવી છે અને કોલેજ સ્ટાફની સહાયતા આપવા જણાવ્યુ છે.

વિશેષમા પ્રદર્શન ખુલ્લુ મુકવાની ક્રિયા ગુજરાતના કલારસિક અને સાહિત્યવિલાસી વિદ્વાન શેઠ શ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજીના શુભ હસ્તે કરાવવાનું ઠર્યું છે.

છેવટે, ગુજરાતના વિદ્વાન અને લેખક વર્ગને પરિષદ્ને લાયક વિદ્વતા અને જ્ઞાનના નિબંધો તાકીદે મોકલી આપવા ખાસ વિનતિ છે.

પ્રદર્શન માટે નમૂનાઓ તા. ૧ લી ડીસેબરથી મગાવવામા આવશે. નમૂનાઓ મોકલનારે ૩૦ નવેબર પહેલા નમૂનાની યાદી મોકલવી. અને મંત્રીઓ તરફથી યોગ્ય સૂચના મળ્યા બાદ નમૂના રવાના કરવા. પ્રદર્શનમા રજુ થવાના નમૂનાઓની સલામતી માટે કમિટી દરેક જાતની સાવચેતી લેશે તોપણુ માલીકોને પોતાની તરફથી બનતી ગોઠવણ કરવા ભલામણ છે.

પ્રદર્શનના દિવસોમા રા. ગજાનન વિશ્વનાથ પાઠક મેજીક લેન્ટર્નની મદદથી વિજ્ઞાન અને કલા તથા ઐતિહાસિક બાધકામો અને સ્થાપત્યના દેખાવો રજુ કરશે.

ફડમા પણ સારી મદદ મળતી જાય છે અને આશા છે કે ગુજરાતના ધનવાનો ધનથી અને વિદ્વાનો પોતાની વિદ્યાથી પરિષદ્ને સંપૂર્ણ ફત્તેહ અપાવવા સહાયભૂત થશે.

## પત્રિકા નં. ૬.

તા. ૨ જી, ૩ જી અને ૪ થી એપ્રિલ ૧૯૨૦ શુક્ર, શનિ અને રવિ એટલે ઇસ્ટિરના તેહેવારોમા છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ અમદાવાદમા શાન્તિભવન થીએટરમાં રાજરત્ન રાવબહાદૂર હરગોવિંદદાસ કાંટાવાલાના પ્રમુખપદ નીચે મળનાર છે.

આ પ્રસંગે જગત્ પ્રસિદ્ધ મહાન કવિ ડૉ. રવીન્દ્રનાથ ટાગોર પરિષદ્મા પધારવાના છે

પરિષદ્નું કામકાજ બીજા દિવસથી સાહિત્ય, ઇતિહાસ, અને વિજ્ઞાન એ ત્રણ વિભાગમા વેહેંચી નાખવામા આવશે અને રા. બા. રમણભાઇ, પ્રો. બળવંતરાય ઠાકોર, અને પ્રો. સાંકળચંદ શાહને એ ત્રણ વિભાગોના અનુક્રમે પ્રમુખો નીમવામા આવ્યા છે

પરિષદ્ને અંગે યોજેલી જાહેર વ્યાખ્યાનમાળામા મહાત્મા ગાંધીજી, પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલ મી. કે. એ. બાલા, રા. નર્મદાશંકર મેહેતા; રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ; પ્રો. બી. કે. ઠાકોર; અને રા. કૌશિકરામ વિઘ્નહરરામ મેહેતા દરરોજ સાંજના ભાષણો આપશે

સાહિત્ય અને કલાનું પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા તા. ૩ જી એપ્રિલ ને શનિવારે સવારે ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઇન્સ્ટીયૂટમા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીને હસ્તે થશે

પરિષદ્ના ઉતારે જેઓ ઉતરવા ઇચ્છતા હોય તેઓએ તા. ૨૫ મી માર્ચ સુધીમાં પોતાના નામ સેક્રેટરીઓને લખી જણાવ્યાથી તેમને માટે યોગ્ય વ્યવસ્થા કરવામા આવશે અને તે બદલ દરરોજના રૂ. ૧॥ પ્રમાણે ચાર્જ લેવામા આવશે.

સત્કારમંડળના સભ્યની ફી રૂ. ૫), સભાસદની ફી રૂ. ૩), સંભાવિત પ્રેક્ષકની ફી રૂ. ૧૦, અને પ્રેક્ષકની રૂ. ૨ અને ૧ એ પ્રમાણે રાખવામા આવી છે.

રામમોહનરાય જસવંતરાય દેસાઇ
ગટુલાલ ગોપીલાલ ધ્રુ
હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ
હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ
સેક્રેટરીઓ; છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્—અમદાવાદ.



# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ-ઉપજ ખરચનો હિસાબ.

**આવક**

૨૭૪૭—૦—૦ બક્ષીસ,* પરિશિષ્ટ અની વિગતે.
૨૫૭૮—૦—૦ ટીકીટ વેચાણ.
૧૫૭—૦—૦ બીજી ઉપજ.

———————

૫૪૮૨—૦—૦

## પરિશિષ્ટ અ.

### *છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદને નાણાંની ભેટ આપનાર ગૃહસ્થોની યાદી.

| નામ. | રકમ. |
|---|---|
| લેડી સુલોચના ચીનુભાઇ | ૨૫૦—૦—૦ |
| શેઠ અંબાલાલ સારાભાઇ | ૨૫૦—૦—૦ |
| શેઠ નરસીદાસ જેઠીશનદાસ | ૧૫૧—૦—૦ |
| શેઠ લાલભાઇ દલપતભાઇ અને બ્રધર્સ | ૧૫૦—૦—૦ |
| નગરશેઠ કસ્તુરભાઇ મણિભાઇ | ૧૨૫—૦—૦ |
| શેઠ મંગળદાસ ગીરધરદાસ | ૧૨૫—૦—૦ |
| નવુ શેરબઝાર | ૧૫૧—૦—૦ |
| જુનું શેરબઝાર | ૧૨૫—૦—૦ |
| શેઠ માકુભાઇ મનસુખભાઇ | ૧૨૫—૦—૦ |
| શેઠ જમનાભાઈ ભગુભાઇ | ૧૦૧—૦—૦ |
| શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ | ૧૦૧—૦—૦ |
| શેઠ જીવણલાલ ગીરધરદાસ | ૧૦૧—૦—૦ |
| મસ્કતી કાપડમારકીટ મહાજન | ૧૦૧—૦—૦ |

**ખરચ.**

૧૧૫૧—૦—૦ છપામણી ખરચ.
  ૩૪૮—૦—૦ ડાયમંડ પ્રેસ.  ૪૦—૦—૦ જ્ઞાનમંદિર પ્રેસ.
  ૩૦૦—૦—૦ લુહાણાસ્ટીમ પ્રેસ.  ૩૦—૦—૦ યુનિઅન પ્રેસ.
  ૧૭૩—૦—૦ ગુજરાતીપંચ પ્રેસ.  ૨૦—૦—૦ બાઇન્ડર આત્મારામ
  ૧૩૧—૦—૦ ડી. એમ. પટેલને  ૧૫—૦—૦ ભાગ્યોદય પ્રેસ.
  ૪૪—૦—૦ નટવર પ્રેસ

૫૪૭—૧૦—૦ ગાર્ડનપાર્ટી ખરચ.
  ૩૩૫—૦—૦ શિવલાલ કંદોઇને
  ૩૭૦-૧૦-૦ રા. નાનુભાઈ ને જયંતીલાલ ઠાકોરને ખર્ચના.
  ૧૪૦—૦—૦ એકતારાવાળા, ભજનમંડળી અને ગાર્ડ ભાડુ વગેરે ખરચના, હા. ડૉ. હરિપ્રસાદ
  ૮૬—૦—૦ રાવને-ચા, આઇસ્ક્રીમના
  ૧૨—૦—૦ તા ૧૨ મી મેના રિફ્રેશમેંટના.

૭૫૮—૧૩—૦ પ્રદર્શન ખાતે.
  ૫૫૦-૦-૦ ડૉ. હરિપ્રસાદ ને રા. રાવળને ખર્ચ માટે હિસાબની વિગતે
  ૧૮૫-૭-૦ મેડલો, સરટીફિકેટનો બ્લોક ને છપામણીના.
  ૨૩-૬-૦ પ્રદર્શનનો સામાન પાછો મોકલ્યો તેના ખર્ચના. હા ડૉ હરિપ્રસાદ ને ઇન્છાશંકર

૬૧૨-૧૫-૦ ખુરસીઓનું ભાડુ ને મજુરી ખરચ
  ૧૨૬-૭-૦ નવરોજી ફરામજી-ખુરસીઓનું ભાડુ.
  ૧૨૧-૦-૦ ગુ વ સોસાઈટી ,,
  ૮૨—૦—૦ મેસર્સ મોદીને ,,
  ૭-૮-૦ ગુજરાત કલબ ,,
  ૨૨૫—૦—૦ ખુરસીઓની મજુરી અને પરચુરણ મજુરી ખર્ચના હા. ગંગારામ સેવકગમ
  ૫૧—૦—૦ થીએટરમા કોન્ટ્રાક્ટ ખરચના જીવણલાલને

| | | | |
|---|---|---|---|
| શેઠ અંબાલાલ ડી. લખિયારા | ૧૦૧–૦–૦ | ૪૫૬—૦–૦ | રિફ્રેશમેંટ અને ઉતારા ખરચ. |
| શેઠ ચીમનલાલ ગીરધરલાલ | ૫૧–૦–૦ | | ૨૬૯–૦–૦ ભવાનીશંકર કાનજીને થીએટરમા રિફ્રેશમેટના. |
| શેઠ હરિદાસ અચરતલાલ | ૫૧–૦–૦ | | ૧૦૦–૦–૦ રા. રાવળને ઉતારા ખરચના. |
| શેઠ ચંદુલાલ કે. મશરૂવાળા | ૭૫–૦–૦ | | ૮૭–૦–૦ રા. વાડીલાલ શાહને ત્યા વેલંટિયરના ઉતારા ખરચના. |
| શેઠ માણેકલાલ મણિલાલ | ૫૧–૦–૦ | ૧૦૦—૦–૦ | વેલંટિયર ખરચ હસ્તે રા. અંબાલાલ પુરાણી ને મિ. ચંદુલાલ દેશાઇ. |
| શેઠ સોમનાથ રૂપજી | ૫૦–૦–૦ | | |
| શેઠ મોતીલાલ હીરાભાઇ | ૫૦–૦–૦ | ૧૧૬—૦–૦ | ફૂલહાર તોરણના માળીઓને. |
| શેઠ બાલાભાઇ જમનાદાસ નાણાવટી | ૫૦–૦–૦ | ૧૪૦—૬–૦ | કાસકેટનું ખરચ–ડો ટાગોરને આપ્યુ તેના. |
| પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ | ૫૦–૦–૦ | ૧૬૪—૮–૦ | ગાડીભાડું અને રેલવે ખરચ. હા. મંત્રીઓ. |
| ગ. બ. રમણભાઇ મહીપતરામ | ૫૦–૦–૦ | ૧૧૫—૦–૦ | પોસ્ટેજ ને તારખરચ, સ્ટેશનરી |
| શેઠ જેશંગભાઇ ઉજમશી | ૫૦–૦–૦ | ૪૫—૧–૦ | હિંદી, બંગાળી અને મરાઠી પુસ્તકોના |
| શેઠ નાનુભાઇ માણેકલાલ મુનશા | ૫૧–૦–૦ | ૫૦—૦–૦ | પરચૂરણ સામાન ખાતે. |
| મિસિસ લીલાવતી લાલભાઈ | ૩૫–૦–૦ | ૫૮–૧૦–૦ | પાણીવાળા મહારાજને તથા વાવટાની નુકશાનીના. |
| શેઠ ગોરધનભાઇ ઇશ્વરભાઇ | ૨૫–૦–૦ | ૧૦૭–૧૦–૦ | શાંતિનિકેતનને પુસ્તકો મોકલ્યા તેના. |
| શેઠ ૫નેહમહમદ ફકીરમહમદ | ૨૦–૦–૦ | ૬૩—૨–૦ | લેડીઝ કલબ રિપેર ખાતે. |
| શેઠ કાળીદાસ લાલભાઈ | ૨૦–૦–૦ | ૬૦—૦–૦ | નોકરોને બક્ષીસ. |
| રા. માધવલાલ ઝવેરીલાલ યાજ્ઞિક | ૨૦–૦–૦ | ૪૫—૦–૦ | મંત્રી સુ. સા. પરિષદ ૩૫+૯+૧ રેલવે ખર્ચ બાદ જતા રૂ. ૩૫. |
| શેઠ વ્રિજવલ્લભદાસ જેકીશનદાસ | ૫૦–૦–૦ | ૨૫—૦–૦ | ટીકીટ માડવાળ ખાતે. |
| શેઠ ફૂલચંદ ગોવિંદલાલ | ૪૧–૦–૦ | ૫૦૧૬–૧૧–૦ | |
| | | ૪૬૫—૫–૦ | સીલક |
| | | ૫૪૮૨—૦–૦ | |
| | ૨૭૪૭–૦–૦ | | |

વૉઉચરો સાથે આ હિસાબ મે તપાસ્યો છે અને તે બરોબર છે.

બી. કે. પટવા.
ઓડિટર.

રામમોહનરાય જે. દેસાઇ.
હરિપ્રસાદ વ્રજરાય.
ગટ્ટુલાલ ગોપીલાલ ધ્રુ.
હાહ્યાભાઇ લક્ષ્મણભાઇ.
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.
મંત્રીઓ, છ. ગુ. સા. પરિષદ.

# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્-રિપોર્ટ છપામણી ખરચ.

૫૦૦-૦-૦ તા. ૧૭-૪-૨૦.
૧૦૦૦-૦-૦ તા. ૨૮-૪-૨૧.
૫૦૦-૦-૦ તા. ૧૫-૫-૨૨.

રૂ. ૨૦૦૦-૦-૦

**છપામણી.**

૪૫૦—૦-૦ ગુજરાતી પચને.
૩૭૮—૦-૦ ડાયમંડ જ્યુબીલીને.
૨૩૦—૮-૦ જ્ઞાનમંદિરને.
૨૪—૦-૦ ન્યુ પ્રિન્ટિંગ પ્રેસને.

**કાગળ ખરચ.**

૩૬૮-૧૦-૦ ડી. એમ. પટેલને ૧૩ રીમના.
૨૬૦—૦-૦ ,, ૧૦ રીમના
૮૧—૦-૦ ,, ૩ રીમના
૨૨—૦-૦ ઉમેદચંદ માસ્તરને ૧ રીમના. આર્ટપેપરના
૧૭—૬-૦ બ્લોકનો ખરચ હસ્તે રા. બચુભાઈ રાવત.
૧૦૦—૦-૦ ફીનિક્ષ પ્રેસને (આશરે)
૬૪—૦-૦ બાઈન્ડરને (૧૫૦ નકલની બંધામણના છીંટના પુંઠાના)
૩—૮-૦ પરચુરણ ખર્ચના.

રૂ. ૨૦૦૦—૦-૦

રામમોહનરાય જ. દેસાઈ.
ગટ્ટુલાલ ગોપીલાલ.
હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ.
ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.
સેક્રેટરીઓ, છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્.



સર ચીનુભાઇ માધવલાલ પહેલા હિન્દુ બેરોનેટ.



**લેડી સુલોચના ચીનુભાઇ, એ બી ઈ,**
(પ્હેલા બેરોનેટના પત્ની અને બીજા બેરોનેટના માતુશ્રી)



**સર ગિરિજાપ્રસાદ ચીનુભાઇ—બીજા બેરોનેટ.**

પરિષદને ઉદાર મદદ આપનાર પ્રથમ હિન્દુ બેરોનેટનુ કુટુંબ

ફિનિક્ષ પ્રી વર્કસ

## અનુક્રમણિકા.

૧ પ્રસ્તાવિક.



૨ ભાષણો.



૩ સાહિત્ય વિભાગ.



૪ ઇતિહાસ વિભાગ.



## છબીઓ.







૧

## સત્કારમંડળના પ્રમુખ પ્રો. ધ્રુવનું ભાષણ.

૨

## પરિષદ્‌ના પ્રમુખ રા. બા. રાજ્યરત્ન કાંટાવાળાનું ભાષણ.

૩

## શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીનું ભાષણ.

—પ્રદર્શન ખુલ્લું મૂકતી વખતે આપેલું તે—

૪

## ડૉ. રવીન્દ્રનાથ ટાગોરને પરિષદ્ તરફથી આપેલું માનપત્ર.

૫

## ડૉ. રવીન્દ્રનાથનો સંદેશ.

१

# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્—અમદાવાદ.

## સત્કાર મંડળના પ્રમુખનું ભાષણ.

( તા ૩-૪-૧૯૨૦ )

इदं कविभ्यः पूर्वेभ्यः नमो वाकं प्रशास्महे ।
विन्देम देवतां वाचममृतामात्मनः कलाम् ॥

કવિ કુલાવતંસ શ્રીયુત ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, ગુર્જરસાહિત્યવિલાસી બ્હેનો અને બન્ધુઓ—

આ છઠ્ઠી ગૂજરાતી સાહિત્યપરિષદ્ મેળવનાર અમદાવાદના સાહિત્યપ્રેમી મંડળ તરફથી હું આપને સ્વાગત દઉં છું એ કાર્ય કરવાનું મને પ્રાપ્ત થયું છે એ મારૂં સુભાગ્ય છે પણ, વિશેષમાં, મારે સ્વાગત કરવાના મ્હેમાનોમાં હિન્દના, બલ્કે વર્તમાન સમયના અખિલ ભૂમંડળના અગ્રગણ્ય કવિવર રવીન્દ્રનાથ ટાગોર છે, એમ હું જોઉં છું ત્યારે મારૂં હૃદય, અનન્યસાધારણ અહોભાગ્યના અનુભવથી, પુષ્પના ભારથી ડાળ લચે એમ, લચે છે, હું એ ક્રાન્તદર્શી મહાપુરુષને આ પરિષદ્ના સત્કાર મંડળ તરફથી સ્વાગત દઈ પ્રણામ કરૂં છું, અને આશાથી ભરાઉં છું કે એમના આગમનથી આપણી ગુર્જરગિરા વસન્ત આવતાં વનલક્ષ્મી ખીલે એમ ખીલશે, અને એમને પોતાને પણ ઘણે વર્ષે આ ભૂમિનું બીજી વારનું દર્શન થતાં ઉત્તરરામચરિતમાં રામે જેવો પુરાનુભૂત 'પંચવટી–સ્નેહ' અનુભવ્યો હતો એવો આ સાબરમતીની ભૂમિપ્રત્યે એ અનુભવશે, અને શાહીબાગ પાસે સાબરમતીનાં નિર્મળ વ્હેતાં નીર જોતાં જોતાં, યૌવનનાં મધુરાં સ્મરણ તાજાં થઇ, એમની હૃદયવીણામાંથી કાંઇક અવનવા જ અને કાળની વિદૂરતાથી અધિક કોમળ બનેલા સૂર નીકળશે.

'સ્મરણ'–શબ્દ મુખે આવતાં જ આ ક્ષણે મ્હારા હૃદયમાં કાંઇક સ્મરણો થઇ આવે છે ! સૌને થયાં હશે આ પરિષદ્ની ભાવના ઉપજાવનાર, અને આજ નગરમાં એની પહેલી પરિષદ્ યોજનાર રા. રણજીતરામ ક્યાં ? એ જ બેઠકના પ્રમુખ રા. ગોવર્ધનરામની અવિસ્મરણીય આકૃતિ ક્યાં ? ઉભયની ખોટ ગૂજરાતને કેટલી બધી છે ! પણ "ન ભૂલાતું ભૂલી જા" એવી પ્રકૃતિની ક્રૂર અને દયાળુ આજ્ઞા છે, એને આપણે અનુવર્તવું પડશે, અનુવર્તીએ છીએ જ ? ભાવી ગૂજરાતમાં એ આત્માઓ ભાવી યુગને અનુરૂપ રૂપમાં પ્રકટ થાઓ એટલું જ પ્રભુ પાસે માગીને આગળ ચાલીશું.

અતિથિને અર્ઘ્યપાદ્ય આપવાનો આપણો પ્રાચીન વહીવટ છે, અને તે આપતાં આપતાં આપની વધારે કિંમતી ભોજનવેળા વ્યતીત થવા નહિ દઉં, તોપણ થોડુંક વધારે પડતું રોકાણ થાય તો આપ ક્ષમા કરશો.

બ્હેનો અને બન્ધુઓ !–હું આ પ્રસંગે અમારા અમદાવાદના લાંબા લાંબા યશો-

આન નહિ માણુ—એ કે, જ્યાં પરિષદ્ મળે ત્યાં ભૂમિદેવતાની સ્તુતિ કરવાનો સામાન્ય રિવાજ છે. અમારી નગરી હિંદુસ્થાનના ઇતિહાસની પરિભાષામાં જેને "પ્રાચીન" કહીએ તેવી નથી તેમ અમારી નગરી માટે રસિકતાનું અભિમાન ધરાવવાની પણ અમારી હિંમત ચાલતી નથી. અખો ભગત અને સામળભટ એ અમારા ખરા; અને વર્તમાન ગૂજરાતના કવિઓમાં ભક્તિરસ અને સૃષ્ટિસૌન્દર્યના પ્રેમમાં સહજે અગ્રસ્થાન ભોગવતા—સ્વ ભોળાનાથ સારાભાઇ અને રા. નરસિંહરાવ ભોળાનાથ માટે અમને અમારાપણાનો ભાવ છે. તોપણ કુટિલ લોકમતે અમને રસિકતાના ગુણ ઉપર કદી દાવો કરવા દીધો નથી, તેથી એ દાવો કરતા અમે ખચકાઇએ છીએ. પણ એક બીજા ગુણનું અભિમાન તો છાતી ઠોકીને અમે કરીશું, અને તે અમારી આકર્ષકતા. અમે આપણા સાક્ષર બન્ધુઓમાંથી ઘણા મ્હેમાનોને અહીંના વતની કરી દીધા છે. રા નાનાલાલ પોતાને અમદાવાદી કહેવડાવે છે કે કાઠીઆવાડી એ હુ જાણતો નથી (હુ ધારૂ છુ કે અમદાવાદી જ કહેવડાવતા હશે), પણ એમના પિતાશ્રીને તો અમે વઢવાણના નહિજ ગણાવા દઇએ. રા. સા. મહીપતરામ અને રા. બા કમળાશંકર એ બેને પણ અમે અમારા જ ગણીશું અને રા રમણભાઇને પણ અમે સૂરત ભૂલાવી દીધુ છે. કિં બહુના—મહાત્મા ગાંધીજીના સમ્બન્ધનુ માન પણ ઇતિહાસ પોરબંદરને નહિ લેવા દે· "નવજીવન" અને "સત્યાગ્રહાશ્રમ" ની ભૂમિનેજ એ માન આપશે.

હવે, બન્ધુજનો! અસંખ્ય રાજકીય, સામાજિક અને આર્થિક પ્રવૃત્તિઓથી વ્યાપ્ત વર્તમાન સમયમા અમે આપને સાહિત્યવિષયક ચર્ચા કરવાને નોતર્યા છે તે માટે આપ સાહિત્યપ્રેમી જનોની તો ક્ષમા યાચવાની જરૂર નથી, પણ જે વિશાળ જનસમાજના આપણે સૌ અંગ છીએ તે અમને ખુલાસો પૂછશે અને અમારે જવાબ આપવો પડશે કે—શા માટે અમે તમને અહી એકઠા કર્યા છે, અને દેશના અન્ય અન્ય મહાન્ કાર્યોમાથી તમારો વખત રોકયો છે? નવી ધારાસભાઓ માટે આપણે અત્યારથી શરૂ કરી દેવાનુ કામ થોડુ છે? એમા ઉપસ્થિત કરવાના પ્રશ્નો જેવા તેવા છે? યુદ્ધ પછી પશ્ચિમની પ્રજાઓએ પોતાના દેશમા ધનનો દુકાળ ટાળવા માટે પરદેશ ઉપર જે ઔદ્યોગિક હલ્લા કરવાની યોજનાઓ ઘડી છે તે સામે ટકી શકવા સારૂ આપણે સ્વદેશી ઉદ્યોગોને થોડા અજમાવવાના છે? આવી સ્થિતિમાં, સાહિત્યની વાતો કરવી એ કેટલાકને મન, રોમ બળતુ હોય ત્યારે નીરોની માફક સારંગી વગાડવા બેસવા જેવું લાગશે. આનો ઉત્તર કેવલ સાહિત્યનાજ રસમાં મ્હાલતા અને એ રસથી જ જીવતા રસિક જનો તો એમના જીવન માત્રથીજ આપશે સુદામા કે તુકારામને કહેવું કે કોઠીમા દાણા નથી માટે કમાવવા નીકળી પડો. એ ઉપદેશ સામાન્ય જન માટે ગમે તેટલો ખરો હોય પણ એમના જેવા ભક્તજનો માટે તો અસ્થાને છે. એઓ તો એમના પ્રભુના જ તાનમાં રહેશે, અને પ્રભુજ એમના યોગક્ષેમનુ વહન કરશે. તે પણ કરો વા ન કરો! તે જ પ્રમાણે સરસ્વતીના ઉપાસકોને એમની ઉપાસનાનુ ફળ મળો વા ન મળો, એમના કાર્યથી લાભ છે કે હાનિ એવો નફા–તોટાનો હિસાબ કર્યા વગર તેઓ એ દેવીની સેવા કર્યા જ કરશે. બેશક, રોમ બળતું હતું તે વખતે સારંગી વગાડવા બેસનાર નીરોનું કૃત્ય આપણે નિંદ્ય ગણીશું, પણ નેપોલિયનની

તોપના મારાથી શહેર સળગ્યું અને અગ્નિ સળગતો સળગતો ઘર સુધી આવી પહોંચ્યો, ત્યારે જ સમાધિમાંથી જાગી, પોતે લખવા માંડેલા પુસ્તકનાં કાગળીઆં ગજવામાં ઘાલી ચાલવા માંડનાર જર્મન ફિલસુફ (હેગલ) ને પણ આપણે એ જ હારમાં મૂકીશું ? એ ફિલસુફ રાષ્ટ્રના સ્થૂલ દેહનો વિધ્વંસ જોતો હતો તે જ ક્ષણે એ રાષ્ટ્રના સનાતન આત્માનું સ્વરૂપ આલેખતો હતો, અને સ્થૂલ દેહની ભસ્મમાંથી રાષ્ટ્રીય આત્માને ફરી ઉત્થાન પામવાની મૃતસંજીવની ઔષધિ બનાવતો હતો સરસ્વતીજીની પાસે આપણે સેવા લઇશું ? કે સરસ્વતીજીની આપણે સેવા કરીશુ ?–એ પક્ષમાંથી કયો પક્ષ આપણે આપણો કરીએ છીએ, એ ઉપર આપણા જીવનના સ્વરૂપનો આધાર રહેશે બે પક્ષ એક જ નથી. બેનો ભેદ અકિંચિત્કર યાને તુચ્છ નથી. સેવા કરવાને આપણે આપણા જીવનમાં પહેલુ પદ આપીએ છીએ કે સેવા લેવાને—એટલા સાદા દેખાતા પ્રશ્નના ઉત્તરમાં આપણા જીવનનું પાસું સવળું છે કે અવળું એવડો મોટો ભેદ રહેલો છે. સરસ્વતીની આપણે સેવા કરવાની છે, એનો અનુગ્રહ પામવાનો છે. એ આપણી સેવા કરે એમ બોલતા તો જીભ કપાઇ જવી જોઇએ. આમ કહેવામા તાત્પર્ય એ છે કે સાહિત્ય, કલા, તત્ત્વજ્ઞાન, એ જનસમાજની સેવા અર્થે રચાએલી કૃતિઓ નથી, અને તેથી એની કિંમત જનસમાજને થતા લાભ પૂરતી થવી ન જોઇએ. એ લાભ તે તો જગન્માતા સરસ્વતીના ઊભરાતા પ્રેમનો પ્રસાદ છે. જ્યારે કવિપ્રતિભારૂપ "अमृता आत्मनः कला" (આત્માની અમર કળી) પૃથ્વી ઉપર ઊતરે છે, ત્યારે "हन्त मण्डितः संसार." અને પાઠાન્તરે–"पण्डितः संसार'–સંસાર મંડિત અને પંડિત ઉભય થાય છે. પણ આ મંડન અને આ પાંડિત્ય—અર્થાત્ સંસારને શોભાવવો, સંસારને વધારે ડાહ્યો કરવો—તે "Seek ye first the Kingdom o' God and His Righteousness. and all things shall be added unto you" –એ ન્યાયે થતો 'ઉમેરો' યાને અનુગ્રહ, એટલે કે આનુષંગિક લાભ છે, એ એનું જીવાતુભૂત તત્ત્વ કે કિંમતની કસોટી નથી. પરંતુ નફાતોટાની દૃષ્ટિને, અને તે પણ રાષ્ટ્રીય લાભાલાભનું રૂપ ધારણ કરે છે ત્યારે, આ ઉપાસના યા નિષ્કામ સેવાનું તત્ત્વજ્ઞાન એને ધ્યાનમા બેસવું કઠણ છે. સુભાગ્યે પ્રભુએ નફાતોટાની અને નિષ્કામ સેવાની દૃષ્ટિ ભિન્ન રાખી છે, તોપણ બંનેને પામવાનુ સત્ય લગભગ એકજ રાખ્યુ છે, અને તેથી જે એક દૃષ્ટિએ સિદ્ધ થાય છે તે ઘણે ભાગે બીજી દૃષ્ટિએ પણ સિદ્ધ થાય છે જ કવિનુ કવિત્વ રાષ્ટ્રીયત્વથી સ્વતન્ત્ર હોવા છતાં, રાષ્ટ્રીયત્વને ઉપકારક થાય છે. હોમરના વીરપાત્રનુ બુદ્ધિપૂર્વક અનુકરણ કરીને એલેક્ઝાંડર જગવિજેતા થયો, અને ગ્રીક સંસ્કૃતિને એશિયામા વિસ્તારી શિવાજી અને રાજપૂતો રામાયણ અને મહાભારતની કથાના દૂધ ઉપર ઊછરી દેશનુ સ્વાતન્ત્ર્ય રક્ષી તથા ઉદ્ધરી શક્યા. બંકિમચન્દ્રના એક કાવ્યે આખા હિન્દુસ્થાનને એકતાન કર્યું અને સ્વદેશીનો મહામન્ત્ર પઢાવ્યો. અને આપણા આજના મ્હેમાન—ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યો જેટલા શુદ્ધ સૌન્દર્યથી તેટલા જ અલૌકિક રાષ્ટ્રીયત્વથી અંકાએલાં છે. પણ આવાં પ્રકીર્ણ દૃષ્ટાન્તો—જેમા બીજાં ઘણાંનો ઉમેરો થઈ શકે એમ છે—એના કરતાં વધારે ઊંડા જઇને આપણે જોઇ શકીએ છીએ કે આપણા આગામી રાષ્ટ્રીય પુનર્ઘટનાના

યુગમાં કવિની ઘણી જરૂર પડશે. આ દેશના રાષ્ટ્રીય દેહની પુનર્ઘટના થશે, દેશ 'નવપલ્લવ' ધારણ કરશે, અને એનો આત્મા જરઠ પડયો રહેશે ? એના દેહમાં નવચૈતન્યનો સંચાર નહિ જોઇએ ? એ ચૈતન્ય સમાજનું કે રાજ્યનું યન્ત્ર બદલવાથી પ્રાપ્ત થશે ? થશે,—જેટલે અંશે ચૈતન્યને વધારે સ્વતન્ત્ર અને બન્ધનરહિત થઇને સંચરવાની સરળતા મળશે તેટલે અંશે. પરંતુ ચૈતન્યના સંચારનો મૂળ આધાર તો ચૈતન્યના પોતાના જ ઉપર છે. ઇટાલિને સંબોધીને કહેલા ડૅન્ટીના શબ્દો સાચા છે કે —" Ah ! servile Italy ! hostel of grief ! ..what avails it for thee that Justinian readjusted the bridle, if the saddle be empty "? ઘોડા ઉપર ઘોડેસ્વાર નહિ હોય તો લગામ આમ તેમ ગોઠવ્યે શું થવાનું હતું ? રાષ્ટ્રનું ચૈતન્ય 'પોલિંગ બૂથ ' માંથી નહિ આવે, ત્યાં તો એ ફક્ત પ્રકટ થશે સુપ્રસિદ્ધ ઉદાહરણ લઇએ તો, ફ્રેંચ રૈવોલ્યૂશનનું ચૈતન્ય બૅસ્ટીલ ઉપર હલ્લો કરનાર ટોળાના હોકારામાં કે શસ્ત્રમાં જન્મ્યું નહતું, એનો જન્મ તો ફ્રેંચ ફિલૉસોફર્સ્ અને એન્સાઇક્લોપીડિસ્ટ્સની શાન્ત બુદ્ધિમા થયો હતો આજ સત્ય વધારે પ્રબલ અને ગંભીર આકારમા પ્રતિપાદન થએલું સાભળવું હોય તો સાયણાચાર્યનું મંગળાચરણ છે—જેમા એ મહાન્ વિદ્વાન્ એક પ્રાચીન વચનને પોતાની વાણીમાં ગૂથીને કહે છે

यस्य निःश्वसितं वेदा यो वेदेभ्योऽखिलं जगत् निर्ममे—

રહસ્યાર્થ કે જ્ઞાન અને સાહિત્ય એ પરમાત્માનું નિઃશ્વસિત—પ્રાણ જેવી ચૈતન્યની સ્વાભાવિક ક્રિયા—છે, અને સમસ્ત જગત્ જ્ઞાન અને સાહિત્યમાથી ઉત્પન્ન થાય છે.

પણ બુદ્ધિએ એક વખત નવા યુગને જન્મ આપ્યો, પછી એનું શું પ્રયોજન ? આનો ઉત્તર કે સઘળા મહાન્ યુગપરિવર્તમાં થાય છે તેમ હિન્દુસ્થાનમા હાલ ચાલી રહેલા પરિવર્તમા પણ નવા યુગનું તત્ત્વ સમજનાર, એની ભાવનાઓને અને આકાંક્ષાઓને પોતાની વાણીમા વ્યક્ત કરનાર, એના આંધળા જીવનને નેત્ર અર્પનાર કવિની જરૂર પડશે, એટલુંજ નહિ, પણ એ યુગની ક્ષણિકતા ભેદી, એ યુગની પાર જઇ, જીવનના સનાતન સત્યો પ્રકટ કરનાર મહાકવિની પણ જરૂર પડશે

કવિ એ જનતાનું મુખ છે. અંગ્રેજી સાહિત્યનો ફ્રેંચ ઇતિહાસકાર ટેઇન કહે છે કે કોઇ પણ કવિ કયી પ્રજાનો છે ( race ), એનો યુગ કયો છે (epoch)., અને તેમાં તેની પરિસ્થિતિ શી છે ( surroundings ), એ કહો, એટલે એની કવિતાનું સ્વરૂપ હું તમને ભાખી આપીશ પણ આ સૂત્ર પર યોગ્ય વાર્તિક થયું છે કે કવિ ઉપર જમાનાની અસર વિષે બોલતા, કવિની જમાના ઉપર કેટલી અસર થાય છે એ વાત બોલવી એ વિદ્વાન ભૂલી ગયો હતો. પણ મૂળ સૂત્ર અને વાર્તિક ઉભય એકઠાં કરીને આપણે ભાષ્ય રચી શકીએ છીએ કે યુગને દ્રષ્ટા અને સ્રષ્ટા—યુગપ્રકાશક અને યુગપ્રવર્તક—ઉભયવિધ કવિની જરૂર છે એક તો એ યુગને " આ હું " એમ આત્મદર્શન કરાવનાર કવિ જોઇશે—જે વિના આપણે પણ આપણા યુગને પૂરો ઓળખી શકીશું નહિ, ભવિષ્યના ઇતિહાસકારે તો ઓળખવાની વાત જ શી ? બીજુ—આ નવો યુગ

બેસતાની સાથે જનસમાજની વૃત્તિઓમાં ભારે ઉછાળો આવશે-અત્યારે એ શરૂ થઈ ચૂકયો છે-એમાં વિશુદ્ધિ, સુન્દરતા અને ઉચ્ચતાનાં તત્વો પ્રવેશવાનુ કર્તવ્ય સાહિત્યને શિર રહેશે. નહિ તો, જીવન જાડુ, કદ્રૂપું અને પ્રાકૃત બની જશે. ચોમાસું કોણ નથી ઇચ્છતું? પણ તે માટે, એ ઋતુના ડહોળાએલા પાણી પીવાનુ કોણ પસંદ કરશે? એ નવા જીવનને સૂક્ષ્મ, સુન્દર અને સંસ્કારી બનાવવા સારૂ કવિપ્રતિભારૂપી નિર્મળી, બીજુ રૂપક આપીએ તો શરદ ઋતુની ચાંદની, અવશ્ય જોઇશે. નવા જીવનના સૂક્ષ્મ ભયસ્થાન, અને એના તારની વિષમ ગૂંથણી બહકે ગૂચવણો કવિ નહિ સમજાવે તો કોણ સમજાવશે? મેથ્યુ આર્નોલ્ડે કવિતાને "Criticism of life" કહી છે એ વર્ણનમા ગમે તેટલી અપૂર્ણતા હો, પણ એક ગંભીર સત્યાંશ છે કે કવિ જ જીવનની સમાલોચના કરી એને વિશુદ્ધ બનાવે છે. ઇંગ્લંડની શાળાઓ સુધારવાનુ જે સો ઇન્સ્પેકટરના રિપોર્ટ ન કરી શકત તે ડિકન્સની નવલકથાઓએ કર્યું.

આટલુ જ નહિ, પણ આવતા જમાનાના સ્થૂલ રાજકીય અને આર્થિક-જીવનમા પણ તાત્કાલિક ઉપયોગની પાર સનાતન શાસ્ત્રીય સિદ્ધાન્ત જોનાર વિદ્વાનોની જરૂર પડશે મંત્રના દ્રષ્ટાઓ ઋષિઓ જુદા હોય છે, અને એનો જીવનયજ્ઞમા વિવિધ ક્રિયાઓમા વિનિયોગ કરનાર પુરોહિતો જુદા હોય છે. ઋષિઓના મન્ત્રોજ યુગપરિવર્ત કરી શકે છે, અને યુગનાં પ્રધાન ગાન પૂરાં પાડે છે. બેન્થમ અને મિલ વગર કોબ્ડન અને ગ્લેડસ્ટન શકય નથી, કાર્લાઇલ, રસ્કિન અને માકર્સ વગર સોશ્યાલિઝમ સમજવું કઠણ છે.

વળી, નાદિરશાહે છાવણીમા જેમ આખો જન્મારો ગાળ્યો હતો, તેમ શું આ નવો યુગ પણ 'પોલિંગ બૂથ' અને 'કોન્સિલ ચેમ્બર' માજ સ્વજીવન ક્ષપણ કરશે? એને ગૃહજીવનની શાન્તિ અને મીઠાશ બતાવનાર કોઇ કવિતા નહિ જોઇએ? સિંહ હરિકુમ્ભ વિદારતો શોભે છે, પણ સિંહિકાની પાસે કોમળ બનતો થોડો શોભતો નથી તેથી, રાષ્ટ્રના વિશાળ હકમા ગૃહજીવનનો હક ડુબી ન જાય તેની સભાળ રાખવાની છે. એ સભાળ કોઇ પણ તરેહની દલીલોથી કે કાયદાઓથી રાખી શકાવાની નથી. એને માટે તો કવિ પ્રતિભામાથી ઉદ્ભવેલા ગૃહજીવનના મધુરા ચિત્રોજ જોઇશે જે આપણા હૃદયને આકર્ષશે, અને આપણા જીવનમાં નિ શબ્દ ઉન્નતિ પ્રેરશે. એમ કહેવાય છે કે પ્રાચીન ગ્રીસમા મહાન્ દેવ વા મનુષ્યની મૂર્તિ ઘરમાં રાખવામા આવતી એટલા હેતુથી, કે એનુ દર્શન કરતી ગૃહિણી તત્સદૃશ પુત્ર ઉત્પન્ન કરે, અને અરબસ્ત્રીઓ પોતાના ઓરડામા મૃગલા પાળતી, એટલા માટે કે એનું ચિન્તન કરતી પોતે મૃગ નયના છોકરીને જન્મ આપે, આવો ભાવનાનો મહિમા મનાયો છે.

અસ્તુ, સાહિત્યની ઉપયોગિતા સ્વીકારી, પણ સાહિત્ય પરિષદ્ કવિઓ કે વિદ્વાનો ઉપજાવી શકશે? સાક્ષાત કવિઓ કે વિદ્વાનો ઉપજાવવાનો દાવો આ સંસ્થાએ કદી કર્યો નથી અને કરતી નથી. પણ આષાઢનાં વાદળાં જોઈ કૃષિકાર-એમાંથી જળનુ એક બિન્દુ પણ ટપકાવા શકવાનું એનું સામર્થ્ય ન હોય તો પણ-ઊંચી ડોકે એના સામુ જોઇ રહે છે, તેમ યુગધુરન્ધર કવિ અને તત્ત્વવેત્તા માટે આપણી પરિષદ્ પણ

તલસે તો એ સ્વાભાવિક નથી ? મહાપ્રસંગો ઉપજાવવાનું કામ એક પરમાત્માનું છે, અને બીજું પરમાત્માના અવતારભૂત જનસમાજના ચૈતન્યનું છે આમાંથી, પરમાત્માના સામર્થ્યને તો કોઇ દેશકાલના ઉપાધિ ઘેરી શકતા નથી, " The spirit of God bloweth as it listeth. " પણ જનસમાજનું ચૈતન્ય અત્યારે સર્વ પ્રકારના સાહિત્યના વિકાસને અનુકૂલ છે. જેમ ગ્રીસમા નવા નગરો બંધાયા, ગ્રીક પ્રજા બહાર ફેલાઇ, અને સંસ્થાનો વસ્યાં, તે વારે એના સાહિત્યની પણ અનેકવિધ શાખાઓ જન્મ પામી હતી, અને તે પછી, પંદરમા—સોળમા સૈકામા જેમ યૂરોપનું ચૈતન્ય ઉભરાતાંની સાથે એનું સાહિત્ય પણ ઉભરાવા લાગ્યું હતુ, તેમ આપણે ત્યા પણ પૂર્વે આર્યો પંજાબમાંથી પૂર્વ તરફ ફેલાયા તે વારે, ત્યારપછી ગૌતમબુદ્ધનું ધર્મચક્રપ્રવર્તન થયુ તે વારે, તે પછી ચન્દ્રગુપ્તે રાજકીય અને સામાજિક પરિવર્ત કર્યો તે વારે, તે પછી હૂણોને હાંકી કાઢી ગુપ્તવંશના રાજાઓએ સ્વરાજ્ય સ્થાપ્યું તે વારે અને છેવટે રજપૂત—મુસલમાન રાજ્યના સન્ધિકાળમા જનસમાજનું ચૈતન્ય હાલ્યું હતું, અને સાહિત્યની વાડી ખીલી હતી. તેજ પ્રમાણે, અર્વાચીન સમયમાં બ્રિટિશ સંબન્ધ થતાની સાથે, અને જનસમાજમા નવું જીવન પ્રકટ થતાં વાત, આપણે ત્યા બંગાળી, મરાઠી અને ગૂજરાતી સાહિત્યને નવો મ્હોર બેઠો હતો, અને તેજ પ્રમાણે આ નવા યુગમાં પણ જીવનની વિવિધતા અને વિપુલતા થતાની સાથે સાહિત્યમાં પણ પુષ્કળ ફાલ આવશે એમ આશા રાખી શકાય છે.

પણ આ સંબન્ધમા પરિષદ્‌નું કર્તવ્ય થોડું નથી નવા યુગના જીવન પ્રભાતમા મળેલી આ પરિષદ્‌ના એના ચઢતા પહોરના કાર્યની કાંઇક રૂપરેખા દોરે એમ અમે અમદાવાદી સાહિત્યપ્રેમી જનો ઇચ્છીએ છીએ; અને આપના અન્ય વ્યવસાયમાં વિઘ્ન પાડી આ ગરમીના દિવસોમાં અમે આપને શ્રમ આપ્યો છે તે એટલા જ માટે છે એ રૂપરેખા આપ જે અનુભવી અને ગુર્જરસાહિત્ય પ્રત્યે અતુલ પ્રેમ ધરાવનાર પ્રમુખ મહાશયની પસંદગી કરવાના છો તેમની દેખરેખ નીચે, બહુ સારી દોરશો એમ અમને ખાતરી છે, તો પણ અત્યારે ગુજરાત આગળ આપણા વિષયને લગતાં શાં શાં મ્હોટા કાર્યો પડેલાં છે એનું અમે આપને સ્મરણ આપવા ચાહીએ છીએ, જેથી અમારી આકાંક્ષાઓ કેમ સફળ કરવી એ આપ વિચારી શકો.

(૧) જ્યારે જ્યારે પરિષદ્ ભરાય છે ત્યારે ત્યારે, અને વચલા ગાળામા પણ જ્યારે સાંભરી આવે છે ત્યારે, આ ફરિયાદ થાય છે કે નર્મદાશંકર અને ટેલરના સઘળા પ્રયત્ન પછી ગુજરાતી ભાષાનો એક સારો કોષ થયો નથી, અને એક સારૂ વ્યાકરણ થયુ નથી. ( હમણા જ બહાર પડેલુ રા. બ. કમળાશંકરભાઇનુ વ્યાકરણ બાદ કરીને બોલતા ) પરંતુ, એ માટે અત્યારે શોક કરવો પડે એવું નથી આપણે પહેલાં ધાર્યાં હતા તેવા એ થયાં હોત તોપણ તે અત્યારે ફરી રચવાં પડત. અત્યારે હિન્દુસ્થાનની અસાધારણ એકતાનો યુગ બેઠો છે. ગુજરાતના સત્વગુણની મૂર્તિ મહાત્મા ગાંધીજીની અમદાવાદ-અમૃતસર—દિલ્હી—કાશી—કલકત્તા અને મુંબાઇ વચ્ચેની મુસાફરી એક ઓરડામાથી બીજા ઓરડામાં જવા જેવી સરળ અને સામાન્ય થઈ

ગઇ છે. બંગાળાના મહાકવિ રવીન્દ્રનાથ ટાગોરની ગૂજરાતી સાહિત્યપરિષદ્‌મા પધરામણી કરવી એ આપણે આપણા કાર્યનો એક મામુલી ભાગ ગણીએ છીએ. આ સ્થિતિમા ગૂજરાતી ભાષાનો કોષ તેમ જ વ્યાકરણ ‘ Comparative method ’ યાને તે તે ભાષાના સાધર્મ્ય–વૈધર્મ્ય નિરૂપણપૂર્વક થાય તો જ તે વર્તમાન સમયને યોગ્ય ગણાય એ કોષ અને વ્યાકરણમા ગૂજરાતી ભાષાનુ પ્રાધાન્ય અને વિશિષ્ટત્વ બેશક રહેશે જ પણ અત્યારે દરેક ભાષાને જે ‘એકાન્તવાસ’ ની શિક્ષા ભોગવવી પડે છે તે દૂર થશે

(૨) બીજુ—ગૂજરાતને વ્યાકરણ અને કોષની ખામી છે તેવીજ બલ્કે તે કરતા પણ વધારે મહત્ત્વની ખામી સારા ઇતિહાસની છે. ગૂજરાતના બાલકો રસથી વાચી શકે, એના વિદ્વાનો સૂક્ષ્મતાથી મનન કરી શકે, અને સામાન્ય પ્રજા ઉત્સાહ અને સ્વભૂમિનુ અભિમાન પામી શકે,–એવા વિવિધ જાતના ઇતિહાસનાં પુસ્તકો ઉત્પન્ન થવાની જરૂર છે વળી પ્રતિષ્ઠિત અને પ્રામાણિક ઇતિહાસ રચવા માટે આજ દિન સુધી જેટલાં સાધનો જડયા છે તેટલા પણ એકત્ર કરી ગૂજરાતી વાચક આગળ મૂકવાનો હજી સુધી પ્રયત્ન થયો નથી ! તો એ સાધનોનો ઉપયોગ કરી ગૂજરાતનુ જીવન્ત ચિત્ર ખડું કરનાર ઇતિહાસકારની પીંછી વિષે તો બોલાય જ શું ? વળી આ ઇતિહાસ પણ, કોષ અને વ્યાકરણની માફક, વર્તમાન ગૂજરાત કરતા વધારે વિશાળ પ્રદેશનો થવો જોઇએ. આ વાત સારી રીતે જાણીતી છે કે ગૂર્જર પ્રજા એક વખતે કનોજ, માળવા, પશ્ચિમ રાજસ્થાન, સૌરાષ્ટ્ર, લાટ અને ખાનદેશ પર્યન્ત વસતી હતી. આ કારણથી એની પ્રાચીન ભાષાનો ઇતિહાસ પણ તે તે પ્રાન્તની હાલની ભાષાઓ સાથે મૂળમા ગૂથાએલો છે એ ભાષાઓના પરસ્પર સંબન્ધ માત્રનો ઉલ્લેખ કરીને કે એના છૂટાં છવાયા ઉદાહરણો આપીને હવે સન્તોષ મનાશે નહિ, ઉદાહરણ તરીકે, વ્રજભાષાની ગૂજરાતી સાહિત્ય ઉપર અસર થઇ છે કે મીરાંબાઇના કાવ્યો ગૂજરાતી અને હિન્દી બંને ભાષામા ઉપલબ્ધ થાય છે–એ વાત એક ઐતિહાસિક અકસ્માત્ તરીકે નોધીને હવે બેસી રહેવાશે નહિ એ હકીકતની પાર કનોજથી લાટ પર્યન્તના પ્રદેશની મૂળ જે ઐતિહાસિક એકતા હતી તે વિગતવાર સમજાવવી પાડશે. તે માટે ભાષાનાં અને સાહિત્યનાં સાધનો એકત્ર કરવા પડશે. તથા એમાથી અનુમાન કાઢવા પડશે વળી એટલેથી પણ નહી અટકાય. બૌદ્ધ જાતક, અને વધારે ચોકસાઇથી બોલીએ તો એ જાતકના પૂર્વરૂથી માંડી, પ્રાકૃત બૃહત્કથા અને સસ્કૃત દશકુમારચરિતાદિકમાંથી પસાર થઇ, પ્રાચીન ગૂજરાતી જૈન રાસા બલ્કે સામળભટની વાર્તાઓ સુધી–નો જનસમાજના જીવનનો ઇતિહાસ એક અખંડ ધારામા ઉપસ્થિત કરવો જોઇશે. આ લાબા ઇતિહાસમાં, સંસ્કૃતની સાથે સાથે ચાલતુ, સસ્કૃત ઉપર અસર કરતું અને સંસ્કૃતથી અસર પામતું જનસમાજના વાસ્તવિક જીવનના સંપર્કમાથી ઉત્પન્ન થતું પ્રાકૃત સાહિત્ય હતું. એ કેટલું વિશાળ હશે એનો કાઇક ખ્યાલ ગુણાઢયની બૃહત્કથા સંબંધી દન્તકથામાંથી, નાટયશાસ્ત્રના ગ્રન્થોમા મળતા ઉલ્લેખો તથા પારિભાષિક શબ્દો ઉપરથી, સંસ્કૃતમાં એ સાહિત્યની પડેલી પ્રતિચ્છાયા ઉપરથી, હજી જે જે પ્રાકૃત ભાષાના ગ્રન્થો સચવાઇ રહ્યા છે,

મધ્ય એશિયામાંથી જડતા જાય છે, તથા જૈન ભંડારોમાંથી ડોકીયાં કરે છે–એ સર્વ ઉપરથી, તથા એ સર્વની આપણી પ્રાન્તિક ભાષામાં ઉતરેલી સન્તતિ ઉપરથી–આપણને મળી શકે છે. પ્રાકૃતની આ મહાન્ જીવનકથાનાં વાક્યો, બલ્કે એના અક્ષરો પણ તૂટેલા છે તોપણ એને ભૂતાર્થદર્શી કલ્પનાશક્તિથી ગોઠવી, સાંધી, એ કથાનો વાચનાર નવા યુગમાં કોઇક ગિબન કે મોમ્સન જન્મે તો આપણા ઇતિહાસની એક નવીજ દુનિયા પ્રત્યક્ષ થાય. સંસ્કૃત સાહિત્યનો છેલ્લો સૂનેરી યા રૂપેરી યુગ તે બાણ અને ભવભૂતિનો એટલે કે હર્ષ અને યશોવર્માના રાજ્યકાળનો, તે પછી સંસ્કૃત સાહિત્યની મન્દતા થઇ અને રાજશેખરના સમયમાં ( ઇ. સ. ૯૦૦ ) આવતા આપણે જોઇએ છીએ કે સંસ્કૃત અને પ્રાકૃતના એ મહાન્ કવિએ—

परुसा सक्कअवन्धा पाउअबन्धो वि होइ सुउमारो ।
पुरुसाणं महिलाणं जेत्तिय मिहन्तरं तेत्तिय मिमाणं ॥

અર્થાત્, "સંસ્કૃતની રચના કઠોર અને પ્રાકૃતની સુકુમાર છે સુકુમારતાની બાબતમાં પુરૂષ અને સ્ત્રી વચ્ચે જેટલું અન્તર છે તેટલું આ બે વચ્ચે છે—" એમ સંસ્કૃતની સ્તુતિ ગાઇ, અને પ્રાકૃત યુગનું મંગળાચરણ કર્યું એનાજ પછીના અંકો આપણા પ્રાન્તની ભાષાના ઇતિહાસમાં આપણે જેને અપભ્રંશ અને જૂની ગૂજરાતીના યુગ કહીએ છીએ તે. અપભ્રંશ અને જૂની ગૂજરાતીનું સાહિત્ય અમુક પ્રકારનું જ કેમ છે, જૂના રાસાઓ જૈનોના કરેલા કેમ છે,–ઇત્યાદિ આ વિષયને લગતા વિવિધ પ્રશ્નોના ઉત્તર પ્રાકૃત ભાષામાં કયી જાતનું જીવન આલેખાતું હતું; એના આલેખનાર મૂળ કોણ હતા ઇત્યાદિમાંથી મળશે. એજ સાહિત્યનો સંપ્રદાય ૧૮ મા સૈકામાં કવિ સામળમાં પુનઃ અવતરે છે–જેમ સંસ્કૃત સાહિત્યનો સંપ્રદાય પ્રેમાનન્દમાં અવતરે છે તેમ આમ આપણી ભાષાનો ઇતિહાસ એના મૂળ પર્યન્ત શોધતા જવું જોઇએ.

આ સર્વ વિષયનો વિગતવાર અને સૂક્ષ્મતાથી અભ્યાસ કરવા અને કરાવવા માટે હવે વ્યક્તિઓના પ્રયત્નો બસ થવાના નથી જે વ્યક્તિઓએ આજ પર્યન્ત એકલહાથે આ વિષયમાં કાર્ય કર્યું છે તેમને ધન્યવાદ હો, પણ સુપ્રતિષ્ઠિત સંસ્થાને અભાવે એમના પ્રયત્નો છૂટાછવાયા, અધૂરા, અને થોડાં સાધનો ઉપરથી અતિ–અનુમાનના દોષથી ડંખાએલા છે. સાહિત્યપરિષદે હવે આ કાર્ય માટે અનુકૂળતા રચવી જોઇએ તે માટે આ નીચેની સંસ્થાઓ સ્થાપવાની જરૂર છે.

(૧) પ્રાચીન ગૂજરાતી સાહિત્ય પ્રકાશક મંડળી એ ગૂજરાતી વ્યાકરણ, કોષ અને ભાષાશાસ્ત્ર રચાવે, પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરે. અને એની 'ગાઇડ' યાને સૂચીપત્ર બનાવરાવે: આ કાર્યને અંગે ડેક્કન કોલેજ (ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ ) ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટિ, ફાર્બસ ગૂજરાતી સભા, વડોદરા સેન્ટ્રલ સ્ટેઇટ લાઇબ્રેરી, પાટણ, અમદાવાદ, ખંભાત અને જેસલમેરના જૈન ભંડાર, રા. બ. હરગોવિન્દદાસ ઇચ્છારામ, રા કેશવલાલ, રા. મનસુખલાલ કીરતચંદ, રા. જીવણચંદ, રા. મણિલાલ

બહેરામાઈ, રા. છગનલાલ રાવળ, રા. હીરાલાલ પારેખ વગેરે વગેરે ખાનગી સંગ્રહો-મૂળ અથવા નકલરૂપે એકજ સ્થળે સ્થાપી શકાય એમ ન હોય તો એમની સંપૂર્ણ એકઠી સૂચી, કક્કાવાર અને વિષયવાર એમ બે વિભાગમા તૈયાર કરાવવી જોઇએ

(૨) બીજી, પ્રાચીન ગૂજરાત અને તેને લગતા હિન્દુસ્થાનના ઇતિહાસની પ્રકાશક અને સંશોધક મંડળી· આ મંડળીએ વર્તમાન અને પ્રાચીન ગૂજરાતના ઇતિહાસના સઘળાં સાધનો-શિલાલેખ, તામ્રપદ અને સિક્કાઓના ઊતારા, અને તે ઉપરથી કરવામા આવેલાં અનુમાનોની ટૂંક નોધ તૈયાર કરાવવી વળી, લોકકથા, દુહા, કવિત વગેરે પ્રકીર્ણ લોકસાહિત્ય, જે ઘણુ લુપ્ત થઇ ગયુ છે તો પણ હજી કાઇક રહ્યુ છે, તેનો, તથા લગ્નાદિક સંબન્ધે લોકરિવાજની હકીકતનો સંગ્રહ કરવા માટે યોગ્ય વિદ્વાનની દેખરેખ નીચે તે તે સ્થળે માણસો મોકલવાં, દક્ષિણ ધ્રુવની ભૂમિ શોધવા માટે જેવી સાહસિક મંડળીઓ નીકળી પડે છે તેના સહસ્રાંશ ઉત્સાહ, સાહસ અને ધૈર્યવાળી પાર્ટી હશે તો બસ.

આ બે માગણીઓ તો પ્રાચીન શોધને લગતી છે, પણ એ ઉપરાત એક—

(૩) ત્રીજી માગણી એક વિજ્ઞાનપ્રસારક મંડળી માટે અમે કરીએ છીએ લોકમા વિજ્ઞાન (Science) નો શોખ અને માહિતી પ્રસારવા માટે આવતા યુગમા આપણે વિશાળ પ્રયત્ન કરવો જોઇશે-કારણ કે ગયું મહાયુદ્ધ લૅબોરેટરિ યાને વિજ્ઞાનની પ્રયોગશાળામા જ લઢાયુ હતું એ સુપ્રસિદ્ધ છે, અને આવતા યુગની સંસ્કૃતિમાં વિજ્ઞાન મ્હોટો ભાગ લેશે

પણ આ સર્વ આપણી પાસ ગૂજરાતના જૂના લ્હેણાં છે. હવે હુ આપણા નવા જીવનની એક મ્હોટામા મ્હોટી આકાક્ષા ઉપર આવું છું-જે વિના, ઉપર કહેલી માગણીઓ જોઇએ તેવી પૂરી પાડી શકાશે નહિ. આપમાથી કેટલાકને મારે મુખેથી એ નીકળતી સાભળીને આશ્ચર્ય લાગશે, પણ એના ખુલાસામાં ઊતર્યા વગર હું કહુ છુ કે-અત્યારે આપણી વર્તમાન સમયની મ્હોટામા મ્હોટી જરૂર દરેક પ્રાન્ત માટે એક એક સ્વદેશી ભાષાની કૉલેજની છે, અને ગૂજરાતી ભાષા પરત્વે આ મહાન્ પ્રશ્નની ચર્ચા આ પરિષદ્ હાથ ધરે એમ મારૂ હૃદય ઇચ્છે છે. પણ આ વિચાર મારો અંગત અને ચર્ચાસ્પદ હોઇ, એ માટે હુ મારા સ્વાગતમંડળના બન્ધુઓને જવાબદાર કરતો નથી તોપણ મને આશા છે કે એના ઉપર યોગ્ય ધ્યાન આપશે આ પ્રશ્ન જો કે એક રીતે કેળવણીપરિષદ્‌ના કાર્યપ્રદેશમા પડે છે, તોપણ દેશના સાહિત્ય યાને વાઙ્મય સાથે એ એવો ગુથાએલો છે કે એના સમાધાનને અગે સાહિત્યપરિષદે ઘણી સેવા કરવી પડશે કલકત્તા કમિશને હાલની મેટ્રિક્યુલેશન પર્યંન્ત દેશી ભાષાદ્વારા શિક્ષણ આપવાની અને પરીક્ષામાં વિદ્યાર્થીઓને વિકલ્પે માતૃભાષામાં અગર અંગ્રેજીમા ઉત્તર લખવા દેવાની ભલામણ કરી છે-તેનાથી ઉક્ત દિશામા એક પગલું ભરાઇ ગયું છે એમ કહીએ તો ચાલે, અને તે પછી આગળ એક પગલું ભરવું તે કાળના ગાળાનો જ સવાલ છે. મુબાઇ યુનિવર્સિટીમા 'Oriental Studies' (પ્રાચ્યવિદ્યા) માટે કૉલેજ નથી, પણ બીજી કેટલીક યુનિવર્સિટીઓમા છે, એજ પ્રમાણે જો ચાલુ દેશી ભાષાદ્વારા શિક્ષણ,

આપનારી કૉલેજોના શિક્ષણનુ ધોરણ અન્ય કૉલેજો જેટલુંજ ઉંચું રાખવામાં આવે તો તે પણ યુનિવર્સિટિને અગે કેમ ન સ્વીકારી શકાય એ સમજાતું નથી. આવી કૉલેજોમાં અ ગ્રેજી ભાષા હાલની રીતે જ શીખવાય અને એની પરીક્ષાનું ધોરણ પણ હાલ જેટલુંજ ઉંચું રખાય, બલ્કે યૂરોપની બીજી પ્રજાઓના સાહિત્યના અગ્રેજી અનુવાદો દાખલ કરીને હાલ કરતા પણ વધારે ઊચુ કરી શકાય (આ વિસ્તાર નવા યુગમાં ખાસ જરૂરનો છે.) એમા દેશી ભાષાનો શાસ્ત્રીય રીતે, અને એના સાહિત્યનો વિશાળ રસિકતાથી અભ્યાસ કરાવાય, તે સાથે ભાષા અને સાહિત્ય (Arts) ના વિભાગમાં અન્ય પ્રાન્તની ભાષામાથી પણ એકાદ ભાષાનુ સાહિત્ય મૂકી શકાય. સસ્કૃત ભાષા માતૃ ભાષાદ્વારા શીખવાય, અને એના આનુષગિક વિષયો જેમ કે શિલાલેખ, સિક્કા વગેરેનો અભ્યાસ તે પણ અગ્રેજીની માફક માતૃભાષા મારફત કરાવી શકાય. ઇતિહાસ, અર્થ-શાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના નિરૂપણો પણ દેશી ભાષાદ્વારા વધારે સાચાં અને પાકા થાય સાયન્સ અને ગણિતમા પારિભાષિક શબ્દો અગ્રેજી રાખવાને અડચણ નહિ, વિશેષમા, સાયન્સ તે તો ભાષાનો વિષય નથી, પ્રયોગશાળાનો વિષય છે, એમા ભાષા અને વિશેષત પરભાષા વિનાકારણ આડખીલ કરે છે એ કષ્ટ પણ દૂર કરાય પરતુ આવી કૉલેજ સ્થાપવા સામે એક મહત્ત્વનો વાધો એ લેવામા આવશે—હુ પોતે લઉં છુ, જો કે એનુ સમાધાન હમણાજ સૂચવું છુ—કે એવી કૉલેજો દેશી ભાષાની ટ્રેઇનિંગ કૉલેજો અને પડિતોની પાઠશાળા જેવી નિર્માલ્ય અને કાલાતીત નીવડ-વાનો ભય છે. આ ભય સાચો છે અને તેથી એ સાચો ન પડે એવી કાળજી રાખવાની જરૂર છે. પણ એ ભય માત્રથી પાછા હઠી, મૂળ વસ્તુ પરિહરવી એમા પૌરુષ નથી અને ડહાપણુ પણ નથી. એ રીતે તો દરીયો ઓળંગાય જ નહિ, અને કુદરતના વિષોનો ઔષધમાં ઉપયોગ થાય જ નહિ ત્યારે એ ભય શી રીતે નિવારવો ? આ રીતે કે અગ્રેજી શિક્ષણ ઊંચા પ્રકારનુ રાખવુ, અધ્યાપકો વિશાળ અગ્રેજી જાણનારા રાખવા, અને તેઓની શિક્ષણપદ્ધતિમા 'Tutorial system' યાને વિદ્યાર્થીના વાંચન ઉપર દેખરેખ રાખી એને યોગ્ય માર્ગે દોરવવું એ અ શને મહત્વ આપવુ—જેથી વિદ્યાર્થીઓને તે વિષયને લગતા અંગ્રેજી પુસ્તકોનું જ્ઞાન દેશી ભાષા-દ્વારા પ્રકટ કરતાં તેઓને આવડે. અંગ્રેજીના અભ્યાસ માટે આવડો આગ્રહ રાખવાનું કારણુ એ છે કે વિદેશી ભાષાનું જ્ઞાન અને એનું વાંચન આપણા જનસમાજમાં વિસ્તરે તો તેથી આપણા દેશી સાહિત્યને હાનિ નથી, ઉલટો લાભ છે. ઓગણીસમી સદીના મધ્યમા અગ્રેજી સાહિત્ય ઉપર જર્મન સાહિત્યની અસર થએલી તે વિષે બોલતા એ સમયનો ઇતિહાસકાર લખે છે કે "Every literature,' says De Quincey, 'unless it be crossed by some other of different breed, tends to superannuation and he points to the French as an example of one which has suffered so as to be, in his opinion, on the point of extinction, because it has "rejected all alliance with exotic literature"—અર્થાત્ સાહિત્યના વિકાસ અર્થે એનો અસગોત્ર વિવાહ અભીષ્ટ છે. આ ભલામણનો અર્થ એવો નથી કે આપણા સાહિત્યે

અંગ્રેજી ભાષાનું અનુકરણ કર્યા કરવું. કહેવાનું એ છે કે ચૈતન્ય જેમ જડમાં પોતાનું કિરણ નાંખીને એને પોતાના રસથી રસી લે છે તેમ પશ્ચિમની વિદ્યા અને કલામા પણ હિન્દે પોતાનું કિરણ નાંખીને એ વિદ્યા અને કલાને સ્વરસવાહિની કરવી જોઇએ આ રીતે ચૈતન્યરસથી રસેલું વ્યવહારજીવન જેમ વ્યાવહારિક રહીને પણ વ્યાવહારિક મટી શકે છે, તેમ પશ્ચિમની વિદ્યાકલા પણ પશ્ચિમની મટી આપણી પોતાની થઇ જશે આમા પરને આધીન થવાનું નથી, પણ પરને વશ કરવાનું છે. તેમ એમાં પરનો ત્યાગ નથી પણ સ્વીકાર છે. આ જ ઉચ્ચ વિદેશી શિક્ષણ ગ્રહણ કરવામાં આપણું ખરૂ દષ્ટિબિન્દુ હોવું જોઇએ. આ દષ્ટિબિન્દુને ઉભય પક્ષે ન્યાય થાય એવી ઉચ્ચ અધ્યાપક અને અધ્યાપનની યોજના રાખવામાં આવે તો યુનિવર્સિટિને એ સ્વીકાર્યા વિના ચાલે જ નહિ. અને આવતા નવયુગના વાતાવરણમાં એ માટે જે પ્રયત્ન થશે તે સફળ થવાનો સંભવ છે. હિન્દુસ્થાનમાં અત્યારે દેશી ભાષાના અભ્યુત્થાન માટે કેવી પ્રબળ લાગણી જાગી છે એનો ખ્યાલ ગૂજરાત કરતા અન્ય પ્રાન્તોમાં વધારે સારી રીતે આવી શકે છે. અને અન્ય પ્રાંતો કરતા ગૂજરાત જુદી તરેહનુ જીવન જીવી શકે એ બનવાનું નથી તે માટે સાહિત્ય પરિષદે સાહિત્યના અભ્યુત્થાન ખાતર આ નવીન માર્ગે હિંમતથી વિચરવું જોઇએ.

સામાન્ય રીતે, પ્રકૃતિના પ્રવાહને ક્રિયમાણના બળથી પકડીને એનો મનુષ્ય જીવનની સેવામાં ઉપયોગ કરવાના નિશદિન અસંખ્ય પ્રસંગો આપણી સમક્ષ એક અખંડ ધારામા વહ્યા જ કરે છે, પણ આપણી દૃષ્ટિ એવી નિર્બળ હોય છે તથા આપણા હાથ એવા થરથરતા હોય છે કે એ પ્રસગોને જોવા અને પકડવા તે આપણાથી બનતું નથી પણ જયારે એ પ્રસંગોનો ઓઘ જબરો થાય છે, જીવનપ્રવાહ જોરથી ઉછાળા મારતો વહે છે, અને એના તરંગ આપણા દેહ સાથે અથડાય છે, ત્યારે આપણા નેત્ર ઉઘડી જાય છે અને આપણી અનિચ્છાએ પણ જીવનના પ્રસગો આપણા હાથમાં અને ખોળામા આવીને પડે છે. આવો એક સમય અત્યારે આવ્યો છે, અને એવે વખતે પણ આપણે જાગીશું નહિ તો આપણી નાડીઓ રુધિરહીન થઇ ગઇ છે, અને પ્રજા તરીકે આપણ જીવન પૂરૂ થયુ સમજવું. પણ આવો અમગળ ભય રાખવાનું કારણ નથી. આપણા જીવનના અન્ય પ્રદેશમા હૃદય દ્રવ્ય ઊકળી પર્વતો ઊછળવા માંડયા છે, ત્યાં સાહિત્યનો પ્રદેશ મન્દ કેમ પડી રહેશે ?

આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.

---

## ૨

# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખનું ભાષણ.

સુજ્ઞ બહેનો અને ભાઇઓ,

સાહિત્ય પરિષદ્ જેવા વિદ્વજ્જનોના મહામંડળનું પ્રમુખ પદ અતિ માનવંતું ને જોખમ ભરેલું છતાં તેને માટે સત્કાર મંડળીના જે સભ્યોએ, તથા જે પત્રકારોએ, સંસ્થાઓએ અને અન્ય ગૃહસ્થોએ મારા લાભમાં સંમતિ આપવાની કૃપા કરી છે, તેમનો હું ખરા અંતઃકરણથી આભાર માનું છું. મારી પૂર્વે એ પદને જે સુપ્રસિદ્ધ સાક્ષરોએ શોભાવ્યું છે, તેમની સાથે સરખામણી કરતાં મારી યોગ્યતા ઉતરતી છે, અને મારા કરતા વધારે લાયક વિદ્વાનો ઘણા છે, એમ હું માનું છું; તેમ છતાં મારીજ પસંદગી કરવામા આવી છે, તો હું મારૂં કર્ત્તવ્ય યથાશક્તિ બજાવવા પ્રયત્ન કરીશ પ્રમુખ તરીકે મારી ફરજ અદા કરવા માટે અને સાહિત્યના હિતની ખાતર કદી કોઇને અપ્રિય લાગે એવું કથન કરવું પડે, તો તેને માટે હું ક્ષમા ચહાઉં છું.

આ વખતના કાર્યવાહકોએ પરિષદ્‌ની ચાલુ કાર્યવાહીમાં કેટલાક ફેરફાર ચહાવા લાયક કર્યો છે જૂદા જૂદા વિચારના, જૂદી જૂદી પદ્ધતિવાળા, જૂદી જૂદી કોમના, જૂદા જૂદા પ્રદેશના સાહિત્ય સેવકોની પ્રમુખ તરીકે ચૂંટણી થવી ઇષ્ટ છે. આજ સુધીના જે પ્રમુખો થયા છે, તે અરોતર ને મધ્ય ગુજરાતના ગુજરાતીઓ છે. ગુજરાતના બીજા ચાર દિશાના વિદ્વાનોની, તેમ જૈન, પારસી અને મુસલમાન જાતિના સાહિત્ય પૂજકોની વારી હવે પછી આવશે, એવી હું આશા રાખું છું.

બીજી બાબત મારે નિવેદન કરવાની એ છે, કે સાહિત્ય શબ્દને વાઙ્મયના અર્થમા વાપરીને આ પરિષદ્‌નું ક્ષેત્ર વિશાળ કરવું જોઇએ. સાહિત્યમાં કાવ્યો, કાદમ્બરીઓ ને નાટકોનોજ નહિ, પણ બીજા સર્વ વિષયોનો સમાવેશ કરવો, એટલે તે સર્વ જાતિના ને સ્થિતિના લોકોને ઉપયોગી થઇ પડે, એવો આશય રાખવો જોઇએ.

ત્રીજી બાબત હું નમ્રપણે એ જણાવું છું, કે આ વખત જેમ લોકસમૂહને માટે ભાષણો આપવાની યોજના કરી છે, તેમ આપણી પરિષદ્‌માં તેઓ ભાવથી ભાગ લેતા થાય એવા ઇલાજ લેવા જોઇએ, એટલે આ પરિષદ્ એકલા સાક્ષર મંડળ માટેજ નહિ, પણ ગુજરાતી બોલનારા સર્વને માટે સમજવી જોઇએ. સરસ્વતી દેવીના મંદીર સર્વને માટે ખુલ્લાં રહે, અને આપણે જનસમૂહને સાથે રાખીએ, તોજ સાહિત્યનો ખરો ઉપયોગ થઇ દેશની ઉન્નતિ થવાની છે.

ભાષાના ઇતિહાસ વગેરેના સંબંધમાં વિદ્વાનો ઘણું લખી ચૂકયા છે; પરંતુ નવાં નવાં સાધનો મળી આવવાથી જે નવી નવી બાબતો પ્રકાશમા આવતી જાય, તે દર્શાવવાના તથા જૂદા જૂદા વિચારોની સરખામણી કરી બતાવવાના હેતુથી મેં એ વિષય છોડી દીધો નથી.

ભાષણ શરૂ કરતા અગાઉ મારે અતિ દિલગીરી ભરેલી નોંધ લેવાની ફરજ બજાવવી પડે છે, તે એ કે ગઇ સાહિત્ય પરિષદ્ ભરાયા પછી પાંચ વર્ષના ટુંકા અરસામાં આપણે કેટલાક સારા લેખકો ખોયા છે. રણજીતરામ વાવાભાઈ, ભોગેન્દ્રરાવ દીવેટીઆ, ચીમનલાલ દલાલ, ગણપતરામ ત્રવાડી, અમૃતલાલ પઢિઆર, શિવુભાઈ બાપુભાઇ, મલયાનિલ, ખરશેદજી ફરામરોજ, તારાપુરવાળા, ભાગળીઆ અને જહાંગીર પોલીસવાળાનો સ્વર્ગવાસ બહુ ખેદજનક છે. પડેલી ખોટ જલદીથી પૂરાતી નથી એ કમનસીબની વાત છે.

## ભાષા.

ભાષાની ઉત્પત્તિ મનુષ્યની ઉત્પત્તિની સાથે જ થએલી હોવી જોઇએ, કેમકે તે વગર મનુષ્યો એક બીજાના મનમા ઉદ્ભવતા વિચારો જણાવવાને, અને એક બીજાની સહાયતા મેળવવાને શકિતમાન થાય નહિ. ભાષા વગર પણ કેટલીક હદ સુધી માણસ વિચાર કરી શકે છે, અને તે કરપલ્લવી, નેત્રપલ્લવી જેવી નિશાનીઓથી બીજાને સમજાવી શકે છે, પરંતુ એ મુગાં-બહેરાંના જેવા સાધન વડે મનુષ્યનો કારવ્યવહાર સારી રીતે ચાલી શકે નહિ ઇશ્વરે તેને વાચા આપી છે, તે વડે તે ભાષા ઉત્પન્ન કરી શકે છે. કોઈ કહે છે કે ભાષા ઇશ્વરદત્ત છે પરમેશ્વરે માણસને ઉચ્ચાર કરવાને વાણીસ્થાન આપ્યાં છે, તેટલા પૂરતી તે ઈશ્વરદત્ત ગણાય, બાકી ભાષાને ઉપજાવનાર સમાજ છે, અને તેથી તે સમાજની સામાન્ય મિલ્કત છે એ મિલ્કત પેઢી દર પેઢી વધતી જાય છે, અને તેનો વારસો વંશજોને મળ્યા કરે છે તુર્તનુ જન્મેલું બાળક અવાચક હોય છે. ધીમે ધીમે તે કંઇ અર્થ વગરના ઉચ્ચાર કરે છે એ ઉચ્ચાર બહુધા ઓષ્ઠસ્થાની ને કંઠસ્થાની હોય છે. તે મ મ મા બ બ બા એવા ઉચ્ચાર કરે છે, તેને નજીકના સગા-તેની માતા આવે ત્યારે એ તારી મા બા આવી એમ સમજાવા લાગે છે, તેથી મા બા ઉચ્ચાર તે પોતાની માતા વાચક છે એમ સમજીને જરૂર પડે ત્યારે તે મા બા કહીને પોતાની માડીને બોલાવતા શીખે છે તે સહેલાઇથી બોલી શકે તેટલા માટે મા, બા, મમ, (ખાવાનુ) ભૂ, પા, બાપા, ભાઇ, બહેન, મામા, માસી, ફોઇ, એવા ઓષ્ઠસ્થાની શબ્દો કે આદિ અક્ષરો વાળા નાના શબ્દો તેની માતા અને આસપાસના માણસો શરૂઆતમાં તેને બોલતાં શીખવે છે, અને અમુક મનુષ્ય કે પદાર્થને લાગુ પાડી આપે છે. એ રીતે ભાષાની શરૂઆત થાય છે. બાળકને નવું નવું જાણવાની જેમ જેમ જીજ્ઞાસા વધતી જાય છે, તેમ તેમ તેનુ શબ્દભંડોળ વધતું જાય છે. સૃષ્ટિ સમયે માણસને થોડી વસ્તુઓનો ખપ પડે, અને તેના વિચાર પણ ટુંકા હોય, તેથી તેની ભાષા નાની હોય.

ભાષાની ઉત્પત્તિ મનુષ્યની સાથે થઈ, પરંતુ તે ક્યારે ને કયા થઇ તે જાણવાને સાધન નથી. આપણે ભાષાને અનાદિ કહીએ છીએ, પણ જો મનુષ્ય અનાદિ હોય તો ભાષા અનાદિ કહી શકાય. ટેલર કહે છે કે સૃષ્ટિ સમયે માણસની ભાષા એક હતી. જો મનુષ્યની ઉત્પત્તિ એકજ સ્થળે અને એકજ જાતની થઇને આખી પૃથ્વી

પર પસરી હોય, તો આ વાત માન્ય કરી શકાય. ભુસ્તર વિદ્યાની શોધખોળ પ્રમાણે મનુષ્યની ઉત્પત્તિને લાખો વર્ષ થઇ ગયાં છે (અને એજ માન્યતા આપણી અને જૈન બંધુઓની છે), પરંતુ ભુસ્તરના જુદા જુદા યુગમાં જુદે જુદે સ્થળોએથી જે માણસના અવશેષ મળી આવે છે, તે ઉપરથી જુદી જુદી જાતના મનુષ્યો જુદા જુદા યુગમાં થયેલા જણાય છે. એટલે તેમની ભાષા એક હોઇ શકે નહિ. જુજવી જાતોની બોલી એક નહિ પણ જુજવી હોય. ભુસ્તરવેત્તાઓની શોધથી પાષાણ યુગના પેલીઓલિથિક સમયમાં વસતાં મનુષ્યોના શેષ ભાગ ફ્રાન્સ અને સ્પેન વચ્ચેના પિરિનિઝ પર્વતની ગુફામાંથી મળી આવ્યા છે. ગુફાની ભીંતોએ પ્રાણીઓનાં સપ્રમાણ ચિત્રો તથા ચિત્રલેખન કાઢેલાં છે, તે ઉપરથી લાખો વર્ષ પૂર્વે મનુષ્ય જાતમાં ભાષા હતી, તે ચિત્રલેખન વડે લખી જાણતી અને ચિત્રકળા પણ તે સારી રીતે જાણતી હતી એમ માલમ પડે છે. વિદ્વાનોએ ભાષા વિષે જે શોધ કરેલી છે, તે ખાસ કરીને યુરોપ અને એશિઆની ભાષા સંબંધે છે, તેમા પણ તેમને ત્રણ કુટુંબ-થડની ભાષાઓ માલમ પડી છે. પરંતુ એ ત્રણનું પણ એક મૂળ નીકળતું નથી, તો બીજી સેંકડો ભાષાઓ જે આફ્રિકા, અમેરિકા આદિના અસલી વતનીઓમા સ્વતંત્ર રીતે ચાલે છે, તેમનું એક મૂળ ક્યાંથી હોય? અર્થાત્ સૃષ્ટિ સમયે એકજ ભાષા હતી એ કલ્પના સાધાર જણાતી નથી.

સામાન્ય માન્યતા એવી છે કે જંગલી લોકોની ભાષાઓ ઘણી નાની એટલે હજાર પાંચસે શબ્દોની બનેલી હોય છે, પણ સેંકડો વર્ષથી ચાલી આવતી સમાજનો વ્યવહાર એટલા થોડા શબ્દોથી ચાલીજ ન શકે. મી. મેરેટ જણાવે છે કે ટેરાડેલ ફુઇગોના જંગલી લોકોની ભાષામા ત્રીસહજાર કરતા વધારે શબ્દો છે.

## આર્ય ભાષા.

ઉપર કહ્યું તેમ યુરોપ, એશિઆની મુખ્ય ભાષાઓને ત્રણ કુટુંબ-થડમાં વહેંચેલી છે. ૧ આર્ય-આર્યન (જેને ઇંડો જર્મેનિક કે ઇંડો યુરોપિયન કહે છે). ૨ તુરેનિયન અથવા તુરાની અને ૩ સેમેટિક. એમાંની પહેલી બે ભાષાઓ સાથે હિંદની ભાષાઓને નિસ્બત હોવાથી સેમેટિકને આપણે છોડી દઇશું. યુરોપમાંની આર્યન ભાષાઓ સેલ્તિક, ઇતાલિક, ટ્યુટોનિક, હેલેનિક અને ઇલીરિક છે; અને એશિઆમા ઇરાનની ને ભરતખંડની આર્ય ભાષાઓ છે. આર્ય લોકોનું મૂળ સ્થાન કાકેસસ પર્વત તરફ માનવામાં આવે છે. હિંદના ભાષાશાસ્ત્રના કર્તા બીમ્સ કહે છે, કે તેઓ ઉત્તર પશ્ચિમ તરફથી આવ્યા હતા. કોઇ હિંદુકુશ પર્વતને આર્યોનું મૂળ સ્થાન કલ્પે છે, તો કોઇ તે સ્થળ યુરોપની ઉત્તર પશ્ચિમે હતું, એમ કહે છે. છેલ્લી શોધોને આધારે ગ્રિઅરસન જણાવે છે, કે તે યુરોપ ને એશિઆની સરહદ ઉપર એટલે દક્ષિણ રૂશિઆના મુલકમાં હતું. લોકમાન્ય તિળક સાબીત કરે છે, કે આર્યોનું નિવાસસ્થાન ઉત્તર ધ્રુવ તરફ હતું. જગદીશ ચેતરજી કહે છે, કે તેમનું મૂળ રહેઠાણ પોન્તસ ને આર્મિનિઆ હતું. આર્ય લોકોની સાથે બાબિલોનિઅન, ઇજીપ્શિઅન, ઇજીઅન અને બીજા લોકો હિંદમાં આવ્યા હતા, એટલુંજ નહિ પણ દાસ્યુ-દાસ, જેમને

કેટલાક વિદ્વાનો આ દેશના અસલ વતનીઓ માને છે, તે પણ આર્યો સાથે આવ્યા હતા. આ ઉપરથી જણાશે કે આર્યોની સાથે બીજી ભાષાઓ વાપરનારા લોકો પણ પ્રાચીન સમયે આ દેશમાં આવી વસ્યા હતા. બીમ્સ લખે છે કે તુરેનિઅનની પાંચ શાખા પૈકી ચાર શાખા આપણા તરફ ચાલે છે. (૧) હિમાલયી (૨) લોહિટિ, (૩) કોલ, અને (૪) દ્રવિડી હિમાલયીની ૨૩ શાખા, લોહિટિ એટલે બ્રહ્મદેશની ભાષાની ૨૬ શાખા, કોલની નવ શાખા (હિંદુસ્થાનના જંગલી લોકો સોનથલ, ઓડ વગેરેની) અને દ્રવિડીની બાર શાખા (સિંઘાલી સાથે) દ્રવિડ દેશમા વપરાય છે. દક્ષિણ હિંદુસ્તાનમાં તુરેનિઅન ભાષાઓએ આ દેશની આર્ય ભાષાઓ ઉપર કેટલીક અસર કરી છે, તેમ તેમની ભાષાઓ ઉપર આર્ય ભાષાઓની પણ ઘણી અસર થએલી છે કોઇ એમ પણ માને છે કે આર્યોની પહેલા તુરેનિઅન લોકો હિંદમાં આવીને આખા દેશમા વસ્યા હતા.

## સંસ્કૃત ભાષા.

આર્ય લોકો સામટા એકી વખતે આ દેશમા આવ્યા નહોતા. જૂદાં જૂદાં ટોળાં લાંબે અંતરે આવે તો તેમની ભાષામા ફેરફાર હોય જ. તેમ અનેક ભાષા બોલનારી પ્રજાઓના ભેળસેળ થવાથી પણ ભાષામાં વધારે ઓછું મિશ્રણ થવા પામે. વેદની ભાષા થઇ તેને સંસ્કૃત નામ આપવામાં આવ્યુ. જગદીશ ચેતરજી જણાવે છે, કે વેદ બન્યા પછી ઘણે કાળે આર્યો હિંદમાં આવ્યા હતા. તે તો વળી આગળ વધીને એમ પણ જણાવે છે કે મહાભારત અને રામાયણના બનાવ પણ હિંદમાં બન્યા ન હોતા ! નવા નવા શોધોથી કેવી કેવી વાતો પ્રગટ થશે તે કહી શકાતું નથી. પામિર અને ગોબીના રણથી ઢંકાએલ ફળદ્રૂપ દેશમાં પૂર્વે આર્ય પ્રજા વસતી હતી તેમનાં દેવળો ને પુસ્તકો સુદ્ધા હાલમા હાથ લાગ્યાં છે, તે ઉપરથી ભાષાઓની ઉત્પત્તિના સબંધમાં વખતે નવો પ્રકાશ પડશે સિંઘાલીની બીમ્સે તુરેનિઅનમાં ગણના કરી છે, તે કદાચ હિમાલયમાં વસતી સિંઘાલીઆ જાતની ભાષા તુરેનિઅન મૂળની છે, તેઓ પૂર્વે સિંહલ દ્વીપમાં જઇ રહ્યા હોય, એમ ધારીને કિંવા દ્રવિડ લોકોની મોટી સખ્યા તેમા જઇ વસી છે, તે ઉપરથી કલ્પના કરી હશે, પરતુ બુદ્ધ ધર્મના પ્રચાર અર્થે ઇ. સ. પૂ ૫૪૩ મા વિજયે પાલિ ભાષા દાખલ કરી, તે પછી તેનો એટલો પ્રચાર થયો છે કે હાલની સિંઘાલીને આર્ય ભાષાની શાખા ગણી શકાય, અને તે જાણે ગુજરાતી સાથે બહુ સંબંધ ધરાવતી હોય એવી દેખાય. તેમાંના થોડાક શબ્દો જુઓ —

| સિંઘાલી | ગુજરાતી | સિંઘાલી | ગુજરાતી |
|---|---|---|---|
| ।સમ | માસ | એકય | એક |
| વસ | દિવસ | તુનય | ત્રણ |
| ॱલ | મૂળ | અટય | આઠ |
| પેટ્ટીય | પેટી | દહય | દસ-દશ |
| ॱતલ | શીતળ | કોઇ | કયુ |

| | | | |
|---|---|---|---|
| કેરનવા | કરવું | દૂર | દૂર |
| મરનવા | મરવું | નમ | નામ |
| દેનવા | દેવું | | |
| ગીયા | ગયા | | |

વળી હાલના સિંધાલીઓમાં સંસ્કૃત શબ્દો વાપરવાની રૂઢિ વધી પડી છે. જ્યાં જ્યાં બુદ્ધ ધર્મ પ્રવર્ત્યો, ત્યાં ત્યાં પાલિ અને સંસ્કૃતની અસર થએલી છે. જાવા ને બાલિ બેટોમાં ધર્મને લીધે તથા ખાસ કરીને પ્રાચીન આર્યો જથાબંધ જઇ વસેલા હોવાથી ત્યા સંસ્કૃત શબ્દો ઘણા વપરાય છે. જાવાની જૂની કવિતા, જેને કવિ ભાષા કહે છે, તે તો લગભગ આખી આર્ય ભાષા છે.

આ દેશની સર્વ આર્ય ભાષાઓ–પ્રાકૃત અને ચાલુ—નું મૂળ સંસ્કૃત છે. તેણે આપણને અખૂટ ભંડાર વારસામાં આપેલો છે. તેથી તેની મહત્તા સંબંધે પંડિત હરબિલાસે પોતાના કીમતી ગ્રંથમા જે વિદ્વાનોના મત ટાંક્યા છે, અને તે મેં સાહિત્ય માસિકમાં છપાવેલા છે, તેથી તેમાના એકજ વિદ્વાનનું મત અત્રે આપી સંતોષ માનીશ. સર વિલિયમ જોન્સ કહે છે કે-સંસ્કૃતનું બંધારણ આશ્ચર્યકારક છે; તે ગ્રીક કરતાં વધારે પૂર્ણ, લાતિન કરતાં વધારે વિશાળ અને બંને કરતાં વધારે સુંદર રીતે સંસ્કારી છે.

સંસ્કૃત ભાષાનું સર્વોપરિપણુ સાબીત કરવા માટે બીજો એકજ દાખલો બસ થશે. ભગવાન પાણિનિએ શાસ્ત્રીય રીતે લખેલા વ્યાકરણ જેવું વ્યાકરણ કોઇ ભાષામાં નથી. વળી મહા મહોપાધ્યાય શ્રી હરપ્રસાદ શાસ્ત્રીએ જણાવ્યું હતું, કે શ્રીમાન રાજેંદ્રલાલ મીતરે વ્યાકરણ શાસ્ત્રના જૂદા જૂદા ૮૫૦ ગ્રંથનો સંગ્રહ કર્યો હતો. દુનિયામાં છે કોઇ એવી ભાષા કે જેમાં વ્યાકરણ શાસ્ત્રના સેંકડો ગ્રંથ હોય ?

લેખનકળા સંબંધે ટેલર કહે છે કે રોમીય ભાષા બોલનારે ગ્રીક લોકોને પ્રથમ અક્ષર જ્ઞાન ઇ. સ. પૂ. ૧૪૯૩-૧૫૦૦ મા આપ્યું: અર્થાત્ લેખનકળા પ્રથમ રોમીય લોકોએ શોધી કાઢી એમ કહેવાનો ભાવાર્થ છે. મેક્સ મ્યુલર કહે છે, કે ઇ. સ પૂ. ૩૫૦ અગાઉના લેખી પુસ્તકો નહી. આ બને મત ખરાં નથી, તેના પ્રમાણમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ પૂર્વ દેશીય ભાષજ્ઞોની લંડનમાં મળેલી પરિષદ (સન ૧૮૮૩) માં જે લેખ વાંચ્યો હતો તેમા જણાવ્યુ છે, કે મેક્સ મ્યુલરને પોતાને કબુલ કરવું પડ્યું હતું કે સૂત્રોના કર્તાઓ લેખનકળા જાણતા હતા. વળી તે કહે છે કે વેદની સંહિતાઓમાં બ્રાહ્મણ અને સૂત્રોના ગ્રંથોમાં એવા શબ્દો ને વાક્યો છે, કે તે વડે પ્રાચીન હિંદમાં લેખનકળાનો ઉપયોગ થતો તે વિષે શંકા રહેતી નથી. પાણિનિની પૂર્વે લાંબા વખત પરના જે નિયમિત પ્રબંધો ગ્રંથમાં છે, તે લેખનની મદદ વગર બને નહિ. પ્રોફેસર વિલસન કહે છે કે હિંદુઓમાં સાહિત્ય સાથેજ લેખનકળા હતી. પ્રો. હીરેન કહે છે કે છેક જૂના વખતથી હિંદમાં અક્ષર જ્ઞાન હતું અને તે

શિલા ને તામ્રલેખોમાંજ નહિ, પણ સામાન્ય જીંદગીના દરેક કામમાં વપરાતું. કાઉન્ટ બ્યોર્નસ્તર્જન જણાવે છે કે હિંદુ કને ઇ. સ પૂર્વે ૨૮૦૦ અથવા ઇબ્રાહિમની પૂર્વે ૮૦૦ વર્ષ પહેલાંના લેખી ધર્મનાં પુસ્તકો હતા. મહાભારત સંબંધે એવી વાત ચાલે છે કે વ્યાસ ભગવાને તે તૈયાર કર્યું, તેને લખવા માટે શ્રી ગણપતિએ બીડું ઝડપીને તે લખ્યું હતું. આ વાતને ઓછામાં ઓછાં પાચ હજાર વર્ષ થઇ ગયા. ટેલર અક્ષર જ્ઞાન માટે ઇ. સ. પૂ. ૧૫૦૦ પરની વાત કરે છે, પરંતુ બાબિલોનના લોકોને ઇ સ. પૂ ૨૦૦૦ ની પહેલાં લખવાની કળા માલમ હતી. આસિરિઅન અને એકકેડિઅન ભાષાના શબ્દ–સંગ્રહો, વ્યાકરણો, કોષો અને પાઠય પુસ્તકોનો શોધ લાગ્યો છે ( પાટી ઉપરના હજારો લેખોમાંનો ઘણો ભાગ વિલાયતના સંગ્રહસ્થાનમાં રાખેલો છે ) બાબિલોનના લોકો ઝાડની છાલ વગેરે પર અને પાછળથી માટીની નાની પાટીઓ ઉપર વતરણાથી લખતા હતા. મીસરના છેક પ્રાચીન કાળના લોકો ચિત્ર લેખન ( લિપિ ) થી કામ નિભાવતા. ભાષા પેદા થયા પછી થોડે કાળે લેખનની જરૂર પડે, કેમકે ગામ પરગામ ખબર આપવાના, હિસાબ રાખવાના, પોતાના વિચાર સંગ્રહી રાખવાના પ્રસંગ આવ્યા વિના રહે નહિ. શરૂઆતમા આ કાર્ય ચિત્ર લેખનથી થતું એમ માલમ પડે છે.

સંસ્કૃત ભાષા એ સર્વ લોકની બોલી હતી કે કેમ એ વાત શંકા પડતી છે. સુધારેલી સંસ્કૃત એ વિદ્વાનોની કદાપિ ભાષા હશે, પરંતુ બાકીના લોકો તે સમયે પ્રાકૃત ભાષા બોલવામા વાપરતા હશે એમ લાગે છે. પ્રાકૃત ભાષા કયારથી પ્રચારમા આવી તે કહેવું મુશ્કેલ છે, તથાપિ પાલિ ભાષાને જ્યારે સુમારે અઢી હજાર વર્ષ થયા છે, ત્યારે પ્રાકૃત ભાષા તે અગાઉ ઘણાં સૈકાથી ચાલુ થએલી હોવી જોઇએ. ગ્રિઅરસન કહે છે કે વેદની સંસ્કૃત ભાષા ઉપરથી પ્રાકૃત ભાષા થઇ છે. કોઇ પ્રાકૃત સુધારીને નવી સંસ્કૃત ઉપજાવવામા આવી એમ પણ ધારે છે. એ પછી દ્વિતીય પ્રાકૃત ઉદ્ભવી અને છેવટના વખતમા તૃતીય પ્રાકૃત થઈ વ્યાકરણતીર્થ બહેચરદાસ તેમને સંસ્કૃતસમ પ્રાકૃત અને દેશ્ય ( દેશી ) પ્રાકૃત એવા નામ આપે છે. એમાથી પાછલી પ્રાકૃતો થઇ અને એ પ્રાકૃતોમાથી ચાલુ આર્ય દેશી ભાષાઓ ઉત્પન્ન થઇ. દ્વિતીય પ્રાકૃતથી પાલિ ઉદ્ભવી અને તે બૌદ્ધોના ધર્મની પવિત્ર ભાષા બની. જૈન ધર્મીઓએ કયી પ્રાકૃત પસંદ કરી તે વિષે મતભેદ ચાલે છે. યાકોબી? કહે છે કે તે ભાષા શૌરસેની હતી. ગ્રિઅરસન માને છે કે તે વિદર્ભ દેશની મહારાષ્ટ્રી ( દક્ષિણની મરાઠીની માતા ) હતી. કોઇ કહે છે કે તે અર્ધ માગધી હતી, પરંતુ પંડિત બહેચરદાસ આ સર્વ મતને ખોટા ઠરાવે છે અને કહે છે કે "જૈન પ્રાચીન પુસ્તકોમાં પ્રાકૃત× ભાષા પ્રયોજાઇ છે. શ્રી હેમચંદ્રનુંજ વ્યાકરણ

× જે ન ૫ એવા વિરુદ્ધ મત ધરાવે છે ને કહે છે કે, જૈન સાહિત્ય મૂળે અર્ધ માગધીમાં રચાયું હતું. અર્ધ માગધી એટલે શૌરસેની અને માગધી બન્ને વચ્ચેની ભાષા, એમ છતા શા મણિલાલ બકોરભાઈ અનુમાન કરે છે કે, અર્ધ માગધી તે બીજી કોઇ નહિ પણ ગુજરાતના તે કાળની લોકભાષા હોવી જોઇએ !

જૈન સૂત્રોની ભાષા અર્ધ માગધી કહેવાની ના પાડે છે. જૈન ધર્મનાં પુસ્તકોમાં કોઈ કોઈ ઠેકાણે દેશ્ય પ્રાકૃતનો, આર્ષ પ્રાકૃતનો અને શૌરસેની ભાષાનો પણ એકાદ એકાદ શબ્દ આવી ગયો છે, પણ એટલાથી એમ કેમ નક્કી થાય કે જૈનસૂત્રો અર્ધ માગધીમાં છે."

આ ઠેકાણે જણાવવું જોઈએ કે જે ધર્મના ને અન્ય વિષયોના ગ્રંથો સંસ્કૃતમાં લખવાનો વહિવટ હતો, તે તોડીને લોક ભાષાનો ઉપયોગ કરવાનું માન જૈન અને બૌદ્ધ આચાર્યોને ઘટે છે. તેમણે જેમ પ્રાકૃત ભાષામાં ગ્રંથો લખ્યા, તેમ તેઓ વ્યાખ્યાન વગેરે પણ પ્રાકૃત ભાષામાં આપતા હતા. બૌદ્ધ ધર્મની પાલિ ભાષા પછી ઉદ્ભવેલી પ્રાકૃતોમાં તેમના ગ્રંથો પ્રકટ ન થયા, પરંતુ જૈનોએ તો જેમ જેમ ભાષાઓ બદલાતી ગઈ તેમ તેમ નવી થએલી ભાષાઓમાં ગ્રંથો લખ્યા છે, એ તેમનું કાર્ય ખરેખર પ્રશંસાને પાત્ર છે. અને એજ પદ્ધતિથી તેમણે ગુજરાતી ભાષાના સાહિત્યની ઉમદા સેવા બજાવી છે.

## મૂળ પ્રાકૃતની શાખાઓ.

આપણે ત્રણ પાયરીની પ્રાકૃત જોઈ. એ ઉપરથી જે પ્રાકૃતો પેદા થઈ અને જેના વરરુચિ, હેમાચાર્ય વગેરે વિદ્વાનોએ વ્યાકરણ રચ્યાં છે, તેમાં પાંચ નામ આવે છે. ૧ શૌરસેની ૨ માગધી ૩ પૈશાચી (તેની એક શાખા ચૂલિકા પૈશાચી) ૪ અપભ્રંશ અને ૫ મહારાષ્ટ્રી. આગળ જતાં તેમાં વધારો થતો ગયો છે, તે એટલે સુધી કે રામતર્કવાગિશ ૨૨ પ્રકારની પ્રાકૃત ગણાવે છે. એમાંની હૃષિકેશ વ્યાકરણ-માંથી પાચાલી, ટક્ક અને આભીરી એ ત્રણ નામ મળી આવે છે. એટલે કદાચ પ્રાંત પ્રાંતની જુદી પ્રાકૃતો થઈ ગઈ હશે.

ભરતખંડનો મધ્ય દેશ તે ઉત્તરમાં હિમાલયથી માંડીને દક્ષિણમાં વિંધ્યાચળ સુધી અને પશ્ચિમમાં સરહિંદથી માંડીને પૂર્વમાં ગંગા જમનાના સંગમ સુધી પૂર્વે ગણાતો, તથા તે આર્યોની પવિત્ર ભૂમિ મનાતી, અને બાકીના દેશ મ્લેચ્છ-જંગલીમાં ખપતા. ભગવાન પાણિનિએ સંસ્કૃતનું વ્યાકરણ એ સ્થળે ઇ. સ. પૂ. ૩૦૦ વર્ષ ઉપર રચ્યું હતું. આગળ જતાં એ ભાષાએ ધીમે ધીમે પ્રાકૃતનું રૂપ ધારણ કર્યું. મધ્ય દેશની આજુબાજુએ—પશ્ચિમ, દક્ષિણ, ને પૂર્વમાં—જે મુલક તે વૈદિક સમયે પણ આર્ય જાતોથી વસેલો હતો એ મુલકમાં હાલનું પંજાબ, સિંધ, ગુજરાત, રજપૂતસ્થાન (હાલ મધ્ય દેશ) અયોધ્યા અને બિહાર આવે છે. આ બાહ્ય મુલકોમાં જુદી જુદી જાતો આવી વસી હતી અને તે દરેકની બોલી જુદી હતી તથાપિ એ જાણવું અગત્યનું છે કે સાંપ્રત ભાષાઓનો મુકાબલો કરતાં આ બહારની ભાષાઓ મધ્ય દેશની ભાષા કરતાં એક બીજી સાથે વધારે સંબંધ ધરાવતી હતી. વિશેષ તપાસથી એમ માલમ પડે છે કે મધ્ય દેશમાં આવી વસેલા આર્યો સૌથી છેલ્લા હતા. આગળ જતાં મધ્ય દેશની વસ્તી વધવા લાગી અને તેણે હિંદના બાકીના ભાગો ઉપર અગત્યની સત્તા પ્રાપ્ત કરી. દિલ્લી અને કનોજ એ રાજધાનીનાં શહેર હતાં, અને મથુરાંનું પવિત્ર નગર એ

દેશમા હતું. ત્યાંના લોકોએ પૂર્વ પંજાબ, રજપૂત સ્થાન; ગુજરાત અને અયોધ્યા જીતી લીધાં. તેમની ફોજ તથા જઈ વસનારાઓ પોતાની ભાષા ત્યા લઇ ગયા, તેથી એ સવ પ્રદેશોમાં આપણે હાલની ભાષાઓનું મિશ્રણ જોઇએ છીએ. તે દરેકનો પાયો બાહ્ય દેશની ભાષાનો હોઇ તેનું શરીર મધ્ય દેશની ભાષાનું બંધાયું. એમ છતાં જેમ આપણે મધ્યબિંદુથી આગળ જતા જઇએ, તેમ મધ્ય દેશની ભાષાની અસર નબળી પડતી અને બાહ્ય અથવા સ્થાનિક ભાષાની અસર બળવાન થતી જોઇએ છીએ, તે એટલે સુધી કે છેવટ મધ્ય દેશની ભાષાની છાયા પણ રહેલી નથી. દાખલા તરીકે પશ્ચિમ પંજાબની લહંડા ભાષા તે મધ્ય દેશની ભાષા સાથે કંઈજ સંબધ ધરાવતી નથી. જેમ આપણે દક્ષિણ પશ્ચિમ ભણી જઇએ તેમ બાહ્ય દેશોની મૂળ ભાષા વધારેને વધારે જોઇએ છીએ. અને તે ગુજરાતમાં ખાસ માલમ પડે છે. છેવટ જ્યાં શક્ય હતું, ત્યાં બાહ્ય દેશના લોકો દક્ષિણમા ને પૂર્વમાં પ્રસર્યા અને એ રીતે આપણે મરાઠીને મધ્ય પ્રાંતોમા, વરાડમાં અને મુબાઇ તરફ જોઇએ છીએ. એજ રીતે પૂર્વમા ઉરિયા, બંગાળી ને આસામી ભાષાઓ મધ્ય દેશની ભાષાની અસર થયા વગરની છે.

મધ્ય દેશની પ્રાકૃત ભાષા તે મથુરાની આસપાસના શૂરસેન દેશના નામથી શૌરસેની કહેવાઇ, અને તે સમયની આર્ય સત્તાનું મધ્ય સ્થાન જે કનોજ તેની નજીકની તે હતી. પૂર્વમા જેને હાલ બિહાર કહે છે તેમા માગધી ( મગધ દેશ ઉપર-થી )–અયોધ્યા અને બાગલખંડમા અર્ધ માગધી, માગધી અને શૌરસેનીના મિશ્રણ વાળી–વરાડ ( વિદર્ભ ) દેશમાં મહારાષ્ટ્રી ચાલતી, તે અર્ધ માગધી સાથે નિકટનો સંબંધ ધરાવતી હતી, અને તે અર્ધ માગધી ને માગધીનો સંબધ કરનારી કડી હતી. વળી મધ્ય દેશના હુમલા થતા અગાઉ મહારાષ્ટ્રી તે સૌરાષ્ટ્રીને નામે ચાલતી ગુજરાતી ભાષા હતી–સંસ્કૃત નાટકોમાં જે પ્રાકૃત ભાષા વપરાઇ છે, તેની કવિતા બહુધા મહારાષ્ટ્રીમા રચેલી જોવામાં આવે છે. દ્વિતીય પ્રાકૃતનું મહારાષ્ટ્રી પછીનું છેલ્લું પગથીઉં અપભ્રંશ ( ભ્રષ્ટ, વિકાર પામેલ ) હતું, અને તે પ્રાકૃતોમાં સાહિત્ય ઉદ્ભવ્યા પછી ખરી દેશી ને સુધરેલી–સાક્ષરી શાખાઓનો પાયો ગણી તેને વ્યાકરણકારોએ એ નામ આપ્યુ હતું. છેવટે આ અપભ્રંશ ભાષામા સાહિત્ય લખાવા લાગ્યુ, અને જે પંડિતો પૂર્વે ધિક્કારતા હતા, તેમનાજ વંશજ–વૈયાકરણો તેનો અભ્યાસ કરવા લાગ્યા. પ્રાકૃત ઘસાઇ ઘસાઇને નિર્બળ થતી ગઇ, અને ઘણા જમાના વીત્યા પછી તેને અપભ્રંશને જગા આપવી પડી. સાંપ્રત દેશી ભાષાઓ એ અપભ્રંશોના સીધાં–ઔરસ બાળક છે. શૌરસેન અપભ્રંશ એ પશ્ચિમ હિંદીની ને પંજાબીની માતા છે, તેની સાથે નિકટનો સંબંધ રાખનાર ઉજ્જનની અવંતિ ( રાજસ્થાનીની માતા ) હતી. ગુજરાતી અપભ્રંશ એ ગુજરાતીની માતા છે. પૂર્વ હિંદી એ અર્ધ માગધી અપભ્રંશથી પેદા થઇ છે. મરાઠી એ મહારાષ્ટ્રી અપભ્રંશની પુત્રી છે. મહાન માગધી એ બિહારીની, ઉરિયાની, બંગાળીની અને આસામીની માતા છે. જેનુ નામ માલમ નથી એવી અપભ્રંશમાંથી લહંડા અને કાશ્મીરી, જેનો પાયો કોઇ પૈશાચી ભાષા છે, તે પેદા થઇ છે. સિંધી એ વ્રાચડ અપભ્રંશથી નીકળી છે.

પ્રાકૃત ભાષાઓમાંની શૌરસેની, માગધી, અને પૈશાચી (ચૂલિકા પૈશાચી) એ નામ અમૂક દેશની ભાષા સૂચવે છે. પિશાચ લોકો હિમાલયના પૂર્વ ભાગમા વસતા હતા એમ કેટલાક ધારે છે, પણ વ્યાકરણતીર્થ બહેચરદાસ આધારપૂર્વક જણાવે છે કે પાંડય, કેકય, બાલ્હીક, સિંહ, નેપાલ, કુંતલ, સુદેષ્ણ, વોટ, ગાંધાર, હૈવ અને કન્નોજ એ બધા પિશાચ દેશો છે (એમાં કેટલાક અનાર્ય દેશોનાં નામ છે). પિશાચ લોકોનું એક વખતે સિંધમાં પણ જોર હતું એમ માલમ પડે છે. ચૂલિકા પિશાચી એ પહાડી પૈશાચી, જેને ગ્રીઅર્સ પહારી કહે છે તે હશે. અપભ્રંશ ભાષાનો સબંધ પ્રાકૃત પાચે ભાષા સાથે છે. પંડિત બેચરદાસ જણાવે છે, કે પ્રાકૃત ભાષા મધુર અને કોમળ છે, કેમકે હેમચંદ્રસૂરિએ પ્રાકૃત એટલે પ્રકૃતિ–સસ્કૃત–થી આવેલ એવો અર્થ કરેલો છે. આપણી ગુજરાતી (સર્વ પ્રકારની ગુજરાતી) ભાષામા દેશ્ય–દેશી પ્રાકૃતનું ઘણું મિશ્રણ થએલું છે. એજ રીતે સંસ્કૃત કે સંસ્કૃતભવ પ્રાકૃતનો પણ આપણી ભાષા સાથે સંબંધ છે.

## ગુજરાતી ભાષા.

ગુજરાતી ભાષાનું સગપણ અથવા સંબંધ જોઇએ, તો તે અપભ્રંશની પુત્રી છે, જૂની પ્રાકૃતની પૌત્રી છે, અને સંસ્કૃતની પ્રપૌત્રી છે. શૌરસેની વગેરે નવી પ્રાકૃતો તેની માશીઓ થાય છે, અને ચાલુ દેશી ભાષાઓ હિંદી, બંગાળી, પંજાબી, સિંધી, મરાઠી, કાશ્મીરી, ડોગ્રા, નેપાળી, ઉરિયા અને આસામી એ તેની મશીઆઇ બહેનો થાય છે, મતલબ કે તે હિંદની સર્વ આર્ય ભાષાઓ સાથે સંબંધ ધરાવે છે.

ગુજરાતી ભાષા કયારથી શરૂ થઇ તે નિશ્ચિતપણે કહેવાતું નથી. તે સુમારે નવસે વર્ષથી ચાલે છે, એમ ગ્રિઅરસન કહે છે. બીમ્સનું મત એવું છે કે કદાચ હિંદની આર્ય ભાષાઓમાં ગુજરાતીનુ અસ્તિત્વ સૌથી જૂનુ ને પહેલું છે. સ્વ. હરિલાલ ધ્રુવ કહે છે કે ગુજરાતી ભાષાની હયાતી સિદ્ધરાજના વખતમાં તો શું પણ વનરાજના વખતમાં પણ હતી. પંડિત બહેચરદાસ જણાવે છે કે ગુજરાતી શબ્દ ગૂર્ચિ ધાતુ ઉપરથી થયો છે, અને તેના આધારમા હેમચંદ્રનુ સૂત્ર ટાંકી બતાવે છે, તે ઉપરથી શ્રી હેમચંદ્રના સમયમાં ગુર્જર શબ્દ જાણીતો હતો એમ ઠરે છે. ગુજરાત શબ્દ ગુર્જરત્રા ઉપરથી થયો છે, અને તેનો અર્થ ગુર્જરોને પાળનાર અથવા ગુર્જરોને આશ્રિત એવો થઇ તે દેશને લાગુ પડે છે.

ગુજરાત–ગૂજરાત એવું આ દેશનું નામ પ્રાચીન કાળમાં નહોતું. તેના પશ્ચિમ ભાગનું નામ સૌરાષ્ટ્ર, રાજધાની દ્વારકા, અને ભાષા સૌરાષ્ટ્રી હતી; દક્ષિણ ભાગનુ નામ લાટદેશ, રાજધાની કોટિવર્ષપુર અને ભાષા લાટ હતી, અને ઉત્તર ભાગનું નામ આનર્ત દેશ (કોઇ વાર સૌરાષ્ટ્રને અને કોઇવાર તેના ઉત્તર ભાગને પણ આનર્ત દેશ કહ્યો છે) હતું. પૂર્વ ભાગ લાટ અને આનર્ત વચ્ચે વહેંચાયલો હશે. જગદીશ ચેતરજી જણાવે છે, કે કેટલીક જાતો જેવી કે ગુજર, આભિરનું મુળ સ્થાન કોકેસસના ઉત્તર પશ્ચિમ ભાગમાં અને એશિઆઇ તુર્કસ્તાનમાં હતું, એટલે ગુજરો

(ગુર્જરો) પણ બીજી આર્ય વગેરે પ્રજાઓની સાથે ઘણા પ્રાચીન સમયે આવી વસેલા સમજાય છે. આ વાતને દા. ભાઉ દાજીના કથનથી ટેકો મળે છે. તે ધારે છે કે આ લોકો (ગુર્જર અથવા ચોર જે ઉપરથી ચાવડા શબ્દ થયો ગણાય છે) ઘણું કરીને રૂશિયન રાજના સીમાડા ઉપરના જ્યોર્જીઆ પ્રાંત (જેને કોઇ કોઇ વાર ગુર્જરસ્તાન પણ કહે છે ત્યા)થી +આવેલા છે. તેઓ પ્રથમ પંજાબમા આવી વસ્યા, અને ત્યાથી ધીમે ધીમે આગળ વધીને ગુજરાતમાં આવ્યા. વળી દા. ભાઉ કહે છે કે વલ્લભીરાજનો નાશ કરનાર અને આ દેશને ગુજરાત એવું નામ આપનાર ગુર્જરો હતા. ગુર્જરો આ દેશમાં ખરેખરા કયારે આવ્યા તે નક્કીપણે કહી શકાતું નથી. રા. પાહલનજી દેસાઇ લખે છે કે ગુર્જર લોકો ઇ. સ. ની પાચમી સદીને સુમારે હિંદુસ્તાનમા વાયવ્ય ખુણા તરફથી દાખલ થએલા જણાય છે પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ ગુર્જરોનુ ગુજરાતમા આવાગમન ઇ. સ ૪૦૦ થી ૬૦૦ ના સમયમા થએલુ જણાવ્યુ છે ગ્રિઅરસન ને ભંડારકરના મત પ્રમાણે ગુર્જર એ પશ્ચિમ હિંદુસ્તાનના પ્રાચીન સપાદલક્ષમાથી આવીને ઉત્તર પૂર્વ રજપૂતાનામાં ને ત્યાથી ધીમે ધીમે પશ્ચિમ તરફ ગુજરાતમા આવી વસ્યા, અને ત્યાના આખા મુલકમા પોતાની ભાષા લાગુ કરી (સાલ આપી નથી) દા ભાઉ દાજી કહે છે કે સાતમી સદી પહેલા જુના ગ્રંથોમાં આ દેશનું ગુજરાત નામ હોય એવુ ક્યાહી જણાતું નથી. તેઓ સાતમી સદીમાં આવી વસ્યા, તે ઉપરથી ગુર્જરત્રા એવું દેશનું નામ પડયુ. લેઉઆ પાટીદારના વહીવંચા કહે છે. કે લેઉઆ લોહગઢ (લાહોર) થી સંવત્ ૭૦૨ ની સાલમા ગુજરાતમા આવી વસ્યા.

ઉપર જણાવ્યુ છે કે મહારાષ્ટ્રીની એક શાખા સૌરાષ્ટ્રી પૂર્વે ભાષા તરીકે વપરાતી હતી તે એકલા સોરાષ્ટ્રમા કે આખા ગુજરાતમાં વપરાતી હતી કે કેમ, અને તે અપભ્રંશ પહેલા કે પછી ચાલતી હતી તે જાણવાને આધાર નથી, પરંતુ એ ભાષાની છાયા હજી સૌરાષ્ટ્રમાં રહી ગઇ છે. કાઠીઓ વગેરેમા તેનો કેટલોક વાપર છે. જુઓ કાઠીનુ બોલવુ —

અશે (અહીં, એયે) આવ, તાળી (તારી) માશીના ખોરડાં નથી ધિંગાણું કરતોસ. ચાનો કેટલો આકડો તે ભેળુંથા. અમે વઢું મરાં. માંગર (ગાડી) ના કશે (કહી–કેથે) જાતો છાં. તોહે જાવા દ્યાં નહી. તાળી માહે દ્યાં, ગામ ખોદ તે કાઢી નાખ્યાં.

નરસિંહ મહેતાએ, ભાલણે, કુસુમ શ્રી રાસના કર્તા વગેરેએ છઠ્ઠીનો પ્રત્યય ચો વાપર્યો છે, તે કયાથી આવ્યો તે હવે સમજાશે પૈશાચીમા લ ને બદલે ળ વપરાતો ને ગુજરાતી ને મરાઠીમા ચાલે છે. મને લાગે છે કે તે પિશાચી નજીકની મહારાષ્ટ્રીમાં થઇને મરાઠીને ગુજરાતીમા આવ્યો હશે. એ જ અકબરના વખતમાં લખાએલો મારા જોવામા આવ્યો છે, મતલબ કે તેનો વાપર આધુનિક નથી.

---

+ સોરાષ્ટ્ર દેશનો ઇતિહાસ.

બીજી એક વાત ડા. ભાઉ દાજી કહે છે, તે એકે ઓરિસાની ઉરિયા ભાષા તે દક્ષણી કરતાં ગુજરાતીને ઘણી મળતી છે. ક્યાં હિંદના પુર્વ કાંઠા તરફની મહારાષ્ટ્રી ને ઉરિયા, અને ક્યાં પશ્ચિમ કાંઠાના ગુજરાતની સૌરાષ્ટ્રી ને ગુજરાતી ? વચ્ચેના અનેક દેશ છોડીને એ ભાષાઓ શી રીતે મળતી થઇ, તેનું કારણ તપાસવા જેવું છે.

## ગુજરાતીની શાખાઓ.

બીમ્સ ગુજરાતીની ત્રણ શાખાઓ ( ડાયલેક્ટસ ) ગણાવે છે. ૧ સુરત ભરૂચ તરફની, ૨ અમદાવાદની અને ૩ કાઠીઆવાડની. એ ત્રણેમા એવો તફાવત નથી કે તેમને જૂદી શાખાઓ ગણી શકાય. ગ્રિઅરસન જણાવે છે કે ભીલ અને ખાનદેશના લોકો જે મિશ્ર ભાષા બોલે છે, તે ગુજરાતીની શાખા છે અહીંઆં ભીલ એટલે ગુજરાત ને ખાનદેશ વચ્ચેના પહાડી મુલકમાં વસનારી કાળીપરજ ( જેની અનેક જાતો છે ) ના લોકો સમજવાના છે નાદોદના રાજમાં આવેલો એક પ્રદેશ જેને મરૂઠ કહે છે, ત્યાંના ભીલ લોકોની ભાષાનું વ્યાકરણ રા. છગનલાલ રાવળે પ્રસિદ્ધ કરેલું છે. સોનગઢ તરફની ને બારીઆ તરફની એ પ્રજાના ખાસ શબ્દોનો સંગ્રહ થએલો છે, તે ઉપરથી તથા ગાયકવાડી રાજમાં વસતા ધાણકા વગેરેના જાત અનુભવ ઉપરથી હુ કહી શકું છુ, કે એ લોકોની ભાષા જો કે સર્વત્ર એક સરખી નથી ( તેની ૩૦ બોલીઓ પાહલનજી દેશાઇ જણાવે છે ), તથાપિ તે ગુજરાતીની શાખા ગણી શકાય. એમાં ગુજરાતી સાથે મરાઠીનું મિશ્રણ છે.

ખાનદેશના ઉત્તર તરફના ભાગમાં સેંકડો વર્ષથી જઇ વસેલા મુખ્યત્વે કણબીઓની સંખ્યા ઘણી મોટી છે. પણ તેમનો મરાઠા ને કાળીપરજ સાથે સંબંધ થવાથી તેમની ભાષા મિશ્ર થઇ ગઇ છે, તથાપિ તે ગુજરાતીની શાખા ગણી શકાય.

અસલ સૌરાષ્ટ્રી ભાષા કાઠીઆવાડમા રહી ગયાનુ ઉપર જણાવ્યુ છે તે ઉપરાત ત્યા ચાલતી ચારણી ભાષા પણ આપણુ ધ્યાન ખેંચે છે. કાઠીઆવાડ દેશની જૂની વાર્તાઓ તેઓ પોતાની ભાષામા એક તારો વગાડીને કહે છે, અને વચ્ચે વચ્ચે કવિતાઓ ગાય છે, તે સાંભળવાની ઘણી મઝા પડે છે. કાઠીઆવાડી રત્નોનો કેટલોક સંગ્રહ પુસ્તકના આકારમા છપાયો છે, તે જૂની કાઠીઆવાડી ભાષા બતાવે છે ચારણી કવિતા નમુના તરીકે હું નીચે આપુ છું —

સોરઠો–( બાવાવાળા વિષે. )

વાલગ હાટે ( સાટે ) વીહ ( વિષ ), કંઇક ગાડેજા ગળે કર્યાં,
રાણા હધુ ( સાથે ) રીહ ( રીશ ), કાઉ ( કાંઇ ) વેઢારસ ( વિંઢાળે છે. )
વાઘાઉત ( વાઘાના સુત–વાઘાના ).

### દાના ભગત વિષે કવિતા.

કોક વરહાં ( વરસો ) તણા હડી ગેલ ( ગએલ ) ક્યારડો,
લાંકડે ( લાકડા જેવા ) પાપીએ વાદ લીધો,
સેવગાં ( સેવકો ) ખાપડાં હેક ( એક ) સધારવા,

તેહરડે (કેરો—છકો) વીર વેધુમ કીધો;
કોરડી (કોશની) ગરાડી જેમ નીલી કરી,
વરમંડ (બ્રહ્માંડ) લોહા સરે (શિરે) ડંકા વાગા,
ખીલ ગ્રાપા તણો ખણાવ્યો ખાખરો,
લુબ જુબા થકી કેસ (કેસુડાં) લાગા,
જાદરા (દાના ભગતના ગુરૂ) તણો ઘર પ્રભુ કરી જાણવો,
વીહવા (દાના ભગતના ચેલા) તણીઉ' (તણીનું બહુવચન)
આઘાટ (અઘાટ) વાતું (વાતો);
ઉગનીલો હુઓ હગોરીઓ દેખજો ખપાળી (દતાળી) તણોજ દાંતો.

અર્થાત્ સૌરાષ્ટ્રી ચારણી વગેરે મળીને જે જૂની કાઠીઆવાડી ભાષા ચાલે છે, તેને ગુજરાનીની શાખા તરીકે ગણી શકાય.

કચ્છી ભાષાનુ લેખી સાહિત્ય જવલ્લે જોવામાં આવે છે, પણ તે ભાષા તરીકે અદ્યાપિ બોલાય છે, ને તેમા કેટલીક કવિતા પણ રચાએલી છે. કચ્છ દેશ પૂર્વે ગુજરાતનો ભાગ હતો, એમ માનવાને કેટલાક કારણો છે. ગ્રીક લોકોએ સૌરાષ્ટ્રની હદ ખંભાતના અખાતથી સિંધુ નદીના મુખ સુધી બતાવી છે, એટલે તેમાં કચ્છ આવી જાય છે. નરહરિ કૃત ચૂડામણિ નામક વૈદક ગ્રંથમાં જેમ ઓખામંડળમાં થતા ગોપીચંદનને "સુરાષ્ટ્રજા" નામ આપ્યું છે, તેમ કચ્છમાં પેદા થતા કાળા મગ અને ફટકડીને પણ "સુરાષ્ટ્રજા" નામથી ઓળખાવ્યા છે, એટલે કચ્છ સૌરાષ્ટ્રનો ભાગ હતો એમ સમજાય છે. + કચ્છી ભાષાની ઉત્પત્તિ સંબંધે અંગ્રેજ ભાષાશાસ્ત્રીઓ કંઇ જણાવતા નથી, પણ ઉપરનાં કારણોથી તથા ગુજરાતી સાથેનો તેનો સંબંધ જોતાં તેને ગુજરાતીની શાખા ગણી શકાય.

પાચમી શાખા તે બહોળા સાહિત્ય વાળી પારસી ગુજરાતી કહી શકાય. એ વિષે વધારે હકીકત હવે પછી કહેવામાં આવશે.

## ગુજરાતીનું શબ્દ—ભંડોળ.

ગુજરાતી ભાષાનું શબ્દ-ભંડોળ ચાર પ્રકારનું છે, એટલે તત્સમ, તદ્ભવ, દેશ્ય અને વિદેશી શબ્દોથી થએલું છે. તત્સમ એટલે શુદ્ધ સંસ્કૃત શબ્દો, જેની સંખ્યા હજારોની છે અને તે પ્રાચીન કાળથી આજ સુધી વપરાશમાં આવેલા હોવાથી ભાષામાં ભળી ગએલા છે. વળી જરૂર પડે ત્યારે સંસ્કૃતમાંથી શબ્દો લેવાય છે, તથા તેની મહાન ટંકશાળમાથી નવા શબ્દો પાડી શકાય છે. તદ્ભવ એટલે સંસ્કૃતમાના વિકાર પામેલા શબ્દો, દેશ્ય-પ્રાકૃતમાંથી, અપભ્રંશમાંથી અને બીજી આર્ય ભાષાઓ-માથી આવેલા છે. ભંડોળનો આશરે પોણો ભાગ એવા શબ્દોનો બનેલો છે. દેશ્ય શબ્દો ગુજરાતમા પૂર્વે વસતા તુરાની કે બીજા લોકોથી પ્રાપ્ત થએલા છે. એમની

+ સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ

સંખ્યા ઓછી* નથી અને જે છે, તેમાંના કેટલાકનાં મૂળ દેશ્ય-પ્રાકૃત વગેરેમાંથી મળી આવે છે. દેશ્ય પ્રાકૃત અને સંસ્કૃતભવ પ્રાકૃતમાંથી આવેલા ઘણા શબ્દો પંડિત બેચરદાસે બતાવ્યા છે, તેમાંના થોડાક નીચે આપું છું.

| દેશ્ય પ્રાકૃત | ગુજરાતી | દેશ્ય પ્રાકૃત | ગુજરાતી |
|---|---|---|---|
| ઉંડ | ઉંડું | દેવરાણી | દેરાણી |
| ઓજ્જરી | હોજરી | પડુઆ | પાડુ |
| ઉંબી | ઉંબી | પુપ્ફા | ફુઇ-ફોઈ |
| ઉત્થલ્લા | ઉથલો | રંડુઅ | રાંઢવું |
| કિવિડી | કમાડ | રોજ્જ | રોજ |
| ખડ્ડા | ખાડો | વંઠ | વાંઢો |
| ખોલ | ખોલકું (ગધેડું) | આમોડ | અંબોડો |
| ખલ્લા | ખાલ | હુડ્ડા | હોડ |
| ચાસ | ચાસ | મુખ્ખ | મોખ |
| છાણુ | છાણું | ઉત્તરવિડિ | ઉતરેવડ |
| ઝાખર | ઝાંખરૂ | બબ્બરી | બાબરી |
| ટક્કર | ટેકરો | | |
| ઠલ્લા | ઠાલો | | |
| ડબ્બ | ડાબો | | |

| સંસ્કૃત | સંસ્કૃતભવ પ્રાકૃત | ગુજરાતી |
|---|---|---|
| નીતિશાલા | નીઇસાલા | નિશાળ |
| ગ્રહિલ | ગહિલ | ઘેલો |
| વૈવાહિક | વેવાહિઅ | વેવાઇ |
| ભગિનીપતિ | બહિણીવઇ | બનેવી |
| દૌષ્યિક | દોસિઅ | દોસી |
| અધિકરણી | અહિઅરણી | એરણ |

વળી જે શબ્દો હજી ગામડામાં અસલ કે સહજ ફેરફાર સાથે વપરાય છે, તેના મૂળ શબ્દો હૃષિકેશ વ્યાકરણમાંથી આપું છું:—

| સંસ્કૃત | પ્રાકૃત | સંસ્કૃત | પ્રાકૃત |
|---|---|---|---|
| આર્ય | અજ્જો, અજો (કાઠીઆવાડમાં) | ઉત્કર | ઉકેરો (છાણનો સડેલ પોદળો) |
| ઋષિ | રિસી | ઔષધ | ઓસઢ-ઓસડ |
| કાલાયસ | કાલાસ-કાળાશ | ક્ષમા | ખમા |
| ચતુર્દશ | ચઉદહ-ચઉદ | પુરૂષ | પુરિસ |
| મૂલ્યં | મોલ્લં-મોલ | રાજકૂળ | રાઉલ-રાવળ |
| સ્કંધ | ખંદ, કંદ | સ્નેહ | સણેહ |
| તથા | તિમ | કુત્ર | કેણુ-કેણે (સુરત તરફ) |

* ઉત્સર્ગમાળામાં આથી ઝાઝા થોડાક આપેલા છે.

થોડાક અપભ્રંશમાંથી આવેલા શબ્દોઃ—

| સંસ્કૃત | અપભ્રંશ | ગુજરાતી |
| --- | --- | --- |
| અન્યથા | અનુ, અણુઇ | અને |
| આપત્ | આવઇ | આવે |
| ઇદૃશ | અઇસો | એવું |
| કથમ્ | કેમ, કિહ, કિધ | કેમ, કિમ, ક્યમ. |
| તત્ર | તેત્થુ, તત્તુ | તહીં, ત્યાં |
| સહ | સહૂ | સહુ, સૌ |
| દિવા | દિવે | દીએ (દિવસે) |
| નહિ | નાંહિ | નહિ, નહીં |
| પૃથક્ | જુઅં | જૂઉ (જૂદુ) |
| શીઘ્ર | વહિલ્લું | વહેલું |
| વિના | વિણુ | વીણુ, વણુ |
| યથા | જેમ, જિહ, જિધ | જેમ, જિમ, જ્યમ |

દ્રાવિડ ભાષાઓમાંથી આવેલા શબ્દો—

પીલુ (ખચ્ચું) છોકરાં અડકો દડકો વગેરે બોલતા પીલુ પાકે, શરવણ ગાજે બોલે છે. આ શબ્દ બીજી પણ આર્ય ભાષાઓમાં ગએલ છે.

વકટ—(વકટી, વઘટી) કાનડી, અર્થ એક

લેન—(રેંટ રેંડુ-રોંડુ) તેલુગુ, અર્થ બે

મૂઠ—(મૂડુ) તેલુગુ, અર્થ ત્રણ

નાર—(નાળ) નાલુગુ (તેલુગુ), નાલકુ (તામિલ ને કાનડી), અર્થ ચાર

આગો વેદ—એમા વેદ, અઇદુ (તામિલ ને કાનડી ઉપરથી), અર્થ પાચ

આખ આર—એમા આર આરૂ (તેલુગુ ને તામિલ ઉપરથી), અર્થ છ.

ઉપલી સખ્યા મોઈ (ગિલ્લી) દંડાની રમતમા વપરાય છે, તે ઉપરથી એ રમત દ્રાવિડમાથી આવી હશે, એમ લાગે છે.

ફારસી ને અરબી—મુસલમાનોનું આ દેશમા રાજ્ય સ્થપાયુ તે અગાઉ પ્રાચીન સમયથી ઇરાનીઓ ને આરબો સાથે આપણો સબધ હતો, ત્યારથી કેટલાક શબ્દો આપણી ભાષામા દાખલ થયા છે તેમનુ રાજ્ય સ્થપાયા પછી તો સખ્યાબંધ શબ્દો આપણી ને બીજી આર્ય ભાષાઓમાં ભળી ગયા છે. મારા ધારવા પ્રમાણે આપણા શબ્દ ભંડોળમાં તે બે આની કે તેથી કંઇક વધારે ફાળો આપે છે. કેટલાક વિદ્વાનો એમને યાવની શબ્દો ગણી પોતાનો અણગમો બતાવે છે, કેમકે.

न वदेद्यावनीं भाषाम् । प्राणैः कंठ गतैरपि ॥
सकृत्स्पर्शनमात्रेण । उपवीतं वृथाभवेत् ॥

ભક્તિવિજય ગ્રંથમાં જગન્નાથ પંડિત આખ્યાનમાંના એ શ્લોકને માન આપીને જમતી વખતે કોઇ બસ બોલે તો, શું તું મુસલમાન છે કે આવું બોલે છે કહી તેને વડિલો ધમકાવતા, પણ હાલમાં જમતા ને વાતચિત કરતાં ફારસી અરબી તો શું, પણ અંગ્રેજી શબ્દો ઘણીવાર વપરાય છે, છતાં બોલનારને કોઇ અટકાવતું નથી. યાવની શબ્દોમાંના ઘણાક તો એવા ઘરગતુ ને રૂઢ થઇ ગયા છે, કે તે અજાણતાં પણ વપરાઇ જાય છે. તેમને આપણા આદય ને પ્રત્યય લાગે છે, તેમ તેમના આદ્ય પ્રત્યય ગુજરાતી તદ્ભવ શબ્દોને પણ લાગે છે. આવા શબ્દો દાખલ કરવાનું માન (કેટલાકને મતે અપમાન) નાગરિક લોકોને ઘટે છે, કેમકે તેઓ નોકરી કે વેપાર અર્થે યવનોના ઘાઢા સંબંધમાં આવવાથી તેમણે તે ગ્રહણ કરેલા ગામડાઓમાં એવા શબ્દો થોડાજ વપરાય છે. કેટલાકને તો ગુજરાતી કરતા એવા શબ્દોનો વાપર વધારે પસંદ પડે છે. દાખલા તરીકે વાળંદ, ગાંયજો, રાત, બાબર (કાઠીઆવાડમા) દાવળ (ઉ ગુજરાતમા) ને બદલે હજામ શબ્દ, અને તુલના, સરખામણી, સરખાવટ, મેળવવુ, મીઢવવું, પડતાલો ને બદલે મુકાબલો શબ્દ ગમે છે કોઇ પોરો બોલે તો તે ગામડીઆ લાગે અને પેરો શબ્દ પસંદ પડે; પણ પોરો એ સસ્કૃત પ્રહર ઉપરથી ને પેરો એ ફારસી પહર ઉપરથી થયો છે, તો બેમાંથી કયાને સારો ગણવો ? કેટલીક વાર યાવની શબ્દોને સસ્કૃતનું રૂપ આપવામાં આવે છે; જેમકે પલગ શબ્દ ફારસી છે, તે સસ્કૃત પર્યંક ઉપરથી, મલાજો મર્યાદા ઉપરથી, અસ્વાર અશ્વવાર ઉપરથી અને કોતલ કુંતલ (ઘોડો) ઉપરથી થયા છે એમ કહેવામા આવે છે. અફીણ શબ્દ અરબી અફિયુમ (અફીમ) ઉપરથી થયો છતાં તેને અહિફેન, અહિફેણ એવા સંસ્કૃતમાં નામ અપાયાં છે કેટલાક શબ્દ બનેમાં સામાન્ય કે મળતા આવતા હોય છે, તેથી વ્યુત્પત્તિ માટે શંકા પડે છે, જેમ ફા આગ ને સ. અગ્નિ; ફા. અંદર ને સ. અતર્; ફા. અગુસ્ત ને સ અગુષ્ટ, ફા. માહ ને સં. માસ, રાજકાજના શબ્દો માટે એક તાલુકો લઇએ તો તાલુકો, મહાલ, પરગણુ તેહસિલ, કુમાવિસી, મામલતદાર, વહિવટદાર, મહાલકરી, કુમાવિસદાર, તેહસિલદાર, તજવીજદાર, અવલકારકુન, શિરસ્તેદાર, નાજર. હવાલદાર, સિપાઇ, ફોજદાર, મુનસફ, વકીલ, કચેરી, અદાલત, દફતર, ફેંસલો, તહોમતનામુ, હુકમનામુ એમાંનો કોઇ શબ્દ આપણો નથી! ઘણા યાવની શબ્દો ગુજરાતી જેવાજ બનીને સર્વત્ર ચાલે છે; જેમકે, અસર, અસલ, અંદર આખર, આરી (કરવત), ઇજત, ઇજા, ઇનામ, ઇરાદો, ઉમેદ, ઓરત, અદેશો, અબાડી, મહેનત, અક્કલ, આરામ, અજબ, અદબ, અરજ ઇત્યાદિ.

પ્રજાઓમાં ભેળસેળ થવાથી, એક બીજાના પ્રસગમા આવવાથી, પદાર્થો, વિદ્યા વગેરે ગ્રહણ કરવાથી સઘળી ભાષાઓમા થોડા ઘણા પરદેશી શબ્દો આવે છેજ (સસ્કૃત સુદ્ધાં એથી બચી નથી). અગ્રેજી જેવી સૌથી મોટી આધુનિક ભાષામા શુ થયુ છે ? જોનસને પ્રથમ કોષ રચ્યો, ત્યારે તેમા પચીસેક હજાર શબ્દો સમાયા હતા. તે પછી તેમની સખ્યા વધતા વધતાં લાખ ઉપર ગઇ, અને હાલ અમેરિકામાં તેનો મોટો કોષ બને છે, તેમાં પાંચ લાખ શબ્દોનો સંગ્રહ થશે એમ કહેવાય છે. અગ્રેજીમાં કોઇપણ ભાષાના શબ્દો દાખલ કરવામાં કોઇ હરકત હોતું નથી. પ્રશ્ન એ

થાય છે કે આપણી ભાષામાં જે પરદેશી શબ્દોએ ઘર કરેલું છે, તેમનો બહિષ્કાર કરવો એ વાજબી છે? અથવા તેમને કાઢયા કાઢી શકાય એમ છે? કહી સામાન્ય નામોને બદલે આપણા શબ્દો વપરાય, પણ ગુલાબશંકર ને અવલબાઇ, મુનશી ને કાજી એવાં વિશેષ નામ અને ઉપનામનું શું કરીશુ ?

તુર્કી શબ્દો—તુર્કી ભાષા જેમ તુર્કસ્તાનમાં ચાલે છે, તેમ તે તાતાર ને મોંગોલીઆમાં પણ ચાલે છે. તાતારના મોગલો હિંદમાં આવ્યા પછી આપણી ભાષામાં સેંકડો શબ્દ તુર્કીના ભળી ગયા છે, તેમાંના થોડાક નમુના તરીકે નીચે આપ્યા છે —

તોપ, બંદુક, ચીક ( ચક ), બબરચી ( બાવરચી ), ખજાનચી, એલચી, વરક, વરખ, કોમ કાનુન, કલમ, કાગળ ( કાગઝ ), નગારૂ ( નકારા ), બાગ, બગીચા, શોખ, મુત્સદ્દી, દફતર, કીમત, ફરક ( ફર્ક ), મગરૂર, દરબાર, અચાર, રકાબી, ચમચા, શતરંજ, પિસ્તા, બદામ ( બાદામ ), અંજીર, લગામ, તરાજુ—ત્રાજવાં, જીન, તગ, નાલ, દલાલ ( દલ્લાલ ), મજૂર ( મજદૂર ), વકીલ, ચાદર, ચહેરા, શાહી ( શિયાહી—લખવાની ), ગંજીફા ( ગજફા ), તખતા, ચિરાગ, કૂચ ( મુકામ ઉઠાવવો ), લેબાસ ( લિબાસ ), મુરબ્બા, લાશ ( શબ ), અયાળ, બુલાખ, ( બુલાક ), ચાકુ, કાબુ, કુલી ( મજુર ), બુચકો ( ગાંસડી, જેને બચકો કહેવામા આવે છે ), બાજમ

પોર્તુગીઝ શબ્દો—ટેલર વ્યાકરણમાં આપેલા —

પાદરી, ગારદી, મેજ ( મૂળ તુર્કીમાથી ગએલા ),

તબેલા, ચાવી, પગાર, પોમ ( રોટલી ).

પ્રોફેસર કરકરીઆએ આપેલા શબ્દોમાંના ઘણાને આગણે અંગ્રેજીમાંથી આવ્યા હશે ધારી સુધારીએ છીએ, કે ગામડીઆ ગણી કાઢીએ છીએ.

ઇજનેર, મૂળ એનજીનહાયરો, પણ અંગ્રેજી ઉપરથી તેને એનજીનીઅર કહેવામા આવે છે.

કપતાન, મૂળ કાપીટાઉ, ( અંગ્રેજી કેપટન ઉપરથી નહિ )

ગવનડર, મૂળ ગવરનડોર. પણ અંગ્રેજી ઉપરથી તેને સુધારી ગવર્નર કહેવામાં આવે છે.

બિસકુટ, મૂળ બિસકોટો, ( અંગ્રેજી બિસકિટ ઉપરથી નહિ )

બટન, મૂળ બટાઉ, અંગ્રેજી બટન સાથે મળી રહે છે,

પાટલુન, મૂળ પાનટાલુન, ( અંગ્રેજી પેન્ટલુન ઉપરથી નહિ ).

ટુવાલ, મૂળ ટુવાલ. ( અં. ટોવેલ ઉપરથી નહિ ).

સપાટ, મૂળ સપાટો. ( અં. સ્લિપર ઉપરથી નહિ ).

ઇસટાંપ, મૂળ ઇસિટાંપા. ( અં. સ્ટેમ્પ ઉપરથી નહિ )

બાક, ( બાંકડો ) મૂળ બંકો. ( અં. બેંચ ઉપરથી નહિ ).

ગેલેરી. મૂળ ગેલેરિયા, અં. ગેલેરી સાથે મળી રહે છે.

આ શિવાય અનાનસ, હાફુસ, પાવરી, બટાટા, પાઉં વગેરે શબ્દો પોર્ટુગીઝ-માંથી દાખલ થએલા છે.

**અંગ્રેજી શબ્દો.** અંગ્રેજી રાજ્ય આવ્યા પછી અંગ્રેજોના સંસર્ગથી, નોકરી ચાકરીના સંબંધથી, વેપાર રોજગારના કારણથી, અનેક વસ્તુઓ અને વિદ્યાકળા પ્રાપ્ત થવાથી, અંગ્રેજી પાઠશાળાઓ ને મહાપાઠશાળાઓ સ્થાપન થવાથી તેમના પુષ્કળ શબ્દો દાખલ થયા છે, અને તેમાં ઝપાટાબંધ વધારો થયાજ કરે છે. તેમને ઠેકાણે સંસ્કૃત ને યાવની શબ્દો કે નવા ઉપજાવી કાઢેલા શબ્દો વાપરવાના યત્ન થાય છે. પરંતુ તે ફળિભૂત થશે કે કેમ તે વિષે ભારે શંકા રહે છે. જો તેમને ઠેકાણે સહેલા ને સમજાય એવા ચાલતા કે નવા યોજેલા શબ્દો વપરાય તો ચાલી શકે. આપણી ભાષામાં શબ્દો છતાં અંગ્રેજી શબ્દો વાપરવા એ તો ઠીક નથીજ. કેટલાક ટાઇમ, સ્કૂલ, પેપર, કવર, ટીચર, પ્રેસિડંટ, મેનેજીંગ કમિટિ, સ્પીચ જેવા શબ્દો વારે વારે વાપરે છે. વરાળ યંત્ર (સ્ટીમ એન્જીન), દુર્બીન (ટેલીસ્કોપ), પ્રાણ-વાયુ (ઓક્સિજન), ઉચ્ચાલન (લીવર), ભણામણી (સ્કુલ ફી), પ્રમાણપત્ર (સર્ટિફિકેટ), શિષ્યવૃત્તિ (સ્કોલરશિપ), જેવા શબ્દો મઝેથી ચાલી શકે; પરંતુ અંગ્રેજી પારિભાષિક કે બીજા શબ્દોને માટે કઠીણ ને ન સમજાય એવા શબ્દો યોજ-વામાં આવે, તો તે ચાલવા મુશ્કેલ થાય. નવા શબ્દો યોજવામાં ઘણું અંધેર ચાલે છે, એકજ શબ્દને માટે જૂદા જૂદા લેખકો પોતાને ફાવે તેવા શબ્દો ઘડી કાઢે છે, તેમ જૂદી જૂદી દેશી ભાષાઓમા તેના જૂદા જૂદાં નામ હોય છે. કેટલીકવાર તો પારસી ભાઇઓ કહે છે તેમ જડબાતોડ ને ન સમજી શકાય એવા શબ્દોને જન્મ આપવામાં આવે છે વિજ્ઞાનના એક શબ્દ માટે પાડેલું નામ તે વિદ્યા જાણનાર બીજો વિદ્વાન પણ સાથે અંગ્રેજી શબ્દ ન મુકયો હોય તો, તેનો અર્થ સમજાવી શકતો નથી. આવો ગોટાળો બંધ પડવો જોઇએ, અને એવા નવા શબ્દો આપવા કરતાં તો વખતે અંગ્રેજી શબ્દ અર્થ સાથે આપવાથી વધારે ઠીક પડે.

**સંકર સમાસો ને ભ્રષ્ટ શબ્દો.** એક વાત યાદ રાખવા જેવી છે, તે એ કે આપણા લોકો ખપ પડે ત્યારે અન્ય ભાષાના શબ્દોનાં શુદ્ધ નામ પડાવવા સારૂ સાક્ષરો પાસે જતા નથી. તેઓ પોતેજ મરજીમાં આવે એવાં નામ પાડી દે છે, અને તે કાળે કરીને ભાષામા રૂઢ થઈ જાય છે. ફારસી ને અંગ્રેજી કે સંસ્કૃત ને અંગ્રેજી મળીને થએલો આગબોટ શબ્દ ઘણી ખરી દેશી ભાષાઓમાં દાખલ થઇ ગયો છે. હાલમાં વળી સરકાર કમિટી, કેળવણી કોન્ફરન્સ, રેલયંત્રુ, રેલગાડી, પથ્થરપેન, મુનસફ કોર્ટ, સીસાપેન જેવા સંકર સમાસ ચાલવા લાગ્યા છે. વળી પહેલેથી દાખલ થએલા ફારસી-સંસ્કૃત સમાસ ઘણા ચાલે છે, જેવા કે અંદાજપત્રક, અગ મહેનત, ગણ માહિતગાર, અણવાકેફ, આણુહદ, કમભાગ્ય.

કેટલીકવાર મૂળના અંગ્રેજી શબ્દોને ભ્રષ્ટ કરીને લોકો વાપરે છે; જેવા કે લ્યુસર્ન ગ્રાસના લચકો ઘાસ; કેબેજના કોબીજ-કોબી-કરમકલ્લો; વાઉચર્સના વાચ-રીઆં; ફ્રેમના ફરામ; ડ્રોઇંગના ડરામ; ગ્યારેનટીડના ગિરમિટિયા. એમ જ્યાં કેટલી-કવાર લોકોએ પાડેલા શબ્દો સાર્થક કે પસંદ કરવા જોગ હોય છે; જેમકે રિક્શા ટ્રા-

ટને ઠામે જતવળતની ટિકેટ, હગેજમાં ને ઠામે તૈયારીમાં, હયુસર્ન ગ્રાસને ઠેકાણે મેથીઓ ઘાસ ( મેથીની ભાજી જેવો હોવાથી ), વેગનને ઠામે ડબ્બા, ગુડસટ્રેનને ઠામે ભારખાનું, પ્લેટફોર્મની જગાએ શાહીગૂસ, ડ્રોપિંગના ફણીઉં, ફ્લેટસ્ટ્રિપના કટલી, રીલના અટેરો, કોકના ચકલી, ખીટરના પંખો, ઈંડીકેટરના ઘડીઆળ, ગ્રિઠ ફલોરાઇડના જલદ ખાર, હયુમિડિફાયરના ફુઆરો

છસે સાતસેં વર્ષ થયા મુસલમાનો આ દેશમા આવી વસ્યા છે. તેમના સમાગમવડે ફારસી અરબી વગેરે શબ્દોનો પ્રવેશ આસતે આસતે થયો છે, પરંતુ અંગ્રેજી રાજ્ય સ્થાપન થયાને ગુજરાતમાં તો માત્ર સોએક વર્ષ થયા છતા અંગ્રેજી શબ્દો ભાષામાં ઝપાટાબંધ દાખલ થતા ચાલે છે, તેના કારણ પૂર્વે દર્શાવ્યા છે, તે શિવાય બીજું એ કે અંગ્રેજી ભણેલા હીંડતા ચાલતાં અંગ્રેજી શબ્દો ઘણા વાપરે છે. સહેજ ચિઠ્ઠીપત્રી લખવી હોય તે પણ અંગ્રેજીમા. શહેરોમાં ને ખાસ કરીને મુંબાઇમા તો ગુજરાતી ભાષા ખીચડીઆ થઇ ગઇ છે શ્રીમંત ગાયકવાડ સરકારે દેશી ભાષાના લખાણમા કોઇ અંગ્રેજી શબ્દો વાપરે, તો તેને સજા કરવાનુ ઠરાવ્યુ છે, તે સારૂ છે, પણ તે બધે ઠેકાણે બની શકે નહિ. સૌથી સારો માર્ગ એ છે કે આપણે અંગ્રેજી ભણેલાઓએ બનતા સુધી અંગ્રેજી શબ્દો બોલવા ચાલવામા ને લખવામાં ન વાપરવાનો દઢ નિશ્ચય કરવો જોઇએ.

## ગુજરાતી સાહિત્ય.

મારા પોતાના કાર્ય માટે સ્થૂળ માને આપણા સાહિત્યના હુ બે ભાગ પાડીશ, ૧ જૂનુ એટલે મૂળથી માંડીને અંગ્રેજી પદ્ધતિની કેળવણી શરૂ થઈ ત્યા સુધીનું, અર્થાત છેક મહા કવિ દયારામના વખત સુધીનુ; અને ૨ તે પછીનુ તે નવું સાહિત્ય, મારા માંનવા પ્રમાણે જૂનુ સાહિત્ય એટલું વિશાળ છે કે તે બીજી ઘણી દેશી ભાષાઓને પાછળ હઠાવે

## જુનુ સાહિત્ય.

ગુજરાતી ભાષાનો ઇતિહાસ અને તેના યુગો પ્રસિદ્ધ કરવાનુ પ્રથમ માન શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસને ઘટે છે. તેમની પછી વિદ્વાનોનુ લક્ષ તે ભણી દોરાયુ, અને રા. કેશવલાલ, રા. નરસિંહરાવ અને રા બા. રમણભાઇ એમણે એ વિષય ઉપર પ્રશસનીય પ્રકાશ પાડયો છે.

આપણે જોયુ કે ગ્રિઅરસન ગુજરાતી અપભ્રંશ ઉપરથી ગુજરાતી થઈ ગણે છે, અને શૌરસેની અપભ્રંશ એ અવંતિ ( રાજસ્થાનીની માતા ) સાથે નિકટનો સંબંધ રાખે છે, પણ ટેસિટોરી જૂની પશ્ચિમ રાજસ્થાનીને ગુજરાતી ( હાલની ) ની માતા ગણે છે અર્થાત્ તે જૂની ગુજરાતીને જૂની પશ્ચિમ રાજસ્થાનીનુ નામ આપે છે. તેમણ મુગ્ધાવબોધ ઔક્તિક અને જૈન ગ્રંથોનો મુખ્યત્વે આધાર લીધો છે. પ્રાકૃત પિંગળના આધાર સંબધે તો તેમણે પોતજ શકા બતાવી છે. પશ્ચિમ રાજસ્થાનીનો પ્રદેશ તેમણે સ્પષ્ટ કર્યો નથી. જો અવંતિમાથી તે ઉત્પન્ન થઇ હોય, તો તે માળ-

વાની ભાષા કહેવાય. ઇ. સ. ના પ્રથમ શતકમાં* શક રાજાઓએ પોતાનો અમલ માળવામાં સ્થાપ્યો, અને તેઓએ લાટ દેશ, સોરાષ્ટ્ર અને અનુપ+ દેશ ઉપર સત્તા ચલાવી હતી (મુખ્ય ગુજરાત ઉપર નહિ). તે પછી માળવાની સત્તા ગુજરાત ઉપર થઇ નથી. એથી ઉલટું ૧૫–૧૬ ના સેકડામાં માળવાનો કેટલોક ભાગ ગુજરાતે જીતી લીધો હતો.* પૂર્વે ગુજરાતનો વિસ્તાર બહોળો હતો, એટલે દક્ષિણ કોંકણની ઉત્તર હદ સુધી તેમ ખાનદેશ અને ઝાલોર સુધી તેની હદ હતી. એવા મોટા પ્રદેશની ભાષાને પશ્ચિમ રાજસ્થાન જેવા નાના મુલકની ભાષા ઉપર આધાર રાખવો પડે એ શક્ય નથી. ઇ. સ. ના પ્રથમ શતકમાં ગુજરાતમાં અપભ્રંશ ને માળવામાં અવંતિ ભાષા ચાલતી હશે. અવંતિની દિકરી જેમ રાજસ્થાની છે, તેમ અપભ્રંશની દિકરી જૂની ગુજરાતી છે. મતલબ કે રાજસ્થાનીની દિકરી ગુજરાતી હોય એ માનવું સંશય+ પડતું છે. જૈન કે બીજા હિંદુ લેખકોએ જૂની ગુજરાતીને રાજસ્થાની કહી નથી. મુગ્ધાવબોધ ગુજરાતમાં રચાયો હતો, અને તેમાં આપેલાં ઉદાહરણ પ્રાચીન ગુજરાતીનાં છે વળી સંવત્ ૧૪૬૬ માં શ્રી ગુણરત્નસૂરિએ ક્રિયારત્ન સમુચ્ચય નામક ગ્રંથ ઇડરમાં રહીને રચ્યો હતો, તેમાં સંસ્કૃત ધાતુના રૂપોના સંગ્રહ સાથે તે કાળે ચાલતી ભાષાના રૂપોનો પણ સંક્ષિપ્ત પરિચય કરાવ્યો છે, તેમાંથી પંડિત બેચરદાસે થોડાંક ટાંકી બતાવેલાં રૂપ જુઓઃ—

એઉ કરઇ (એ કરે), લિઅઇ+ (લે), દિઅઇ+ (દે), જાયઇ (જાય), આવઇ (આવે), જાગઇ (જાગે), સુઅઇ (સુએ), એ ઘણું કરઇ (એ ઘણું કરે), લિઇ (લે), તૂ કરઁ, લિઅઁ, દિઅઁ, (તું કર, લે, દે), તુમ્હે, કરઉ, લિઅઉ, દિઅઉ (તમે કરો, લ્યો, દ્યો), હુ કરઉં, લિઉં, દિઉં (હુ કરૂ, લઉં, દઉં), અમે કરઉં (અમે કરીએ). આ રૂપો સ્પષ્ટ ગુજરાતીના છે.

વળી ટેસિટોરી કહે છે, કે જૂની પશ્ચિમ રાજસ્થાની (જૂની ગુજરાતી) સોળમી સદીના અંત સુધી અને કદાચ તેથી પણ આગળ ચાલ્યાનો સંભવ છે. (રા. નરસિંહરાવ સોળમી સદીના મધ્યકાળ સુધીની ભાષાને અંતિમ અપભ્રંશ એવું નામ આપે છે.) નરસિંહ મહેતાના પદોની ભાષામાં ફેરફાર થયો છે, એટલે તેની ભાષા કાન્હડદે પ્રબંધના જેવી તે માને છે. મુખપાઠ કરવાની પરંપરાથી પદોમાં ઘણો ફેરફાર થવાનો સંભવ છે; પરંતુ જે હજારો લેખી પદ હાથ લાગેલા છે, તેમાં એટલો ફેરફાર ન થાય. "જાગને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજ વિના ધેનમાં કોણ ધાશે." એ નરસૈંયાની કે "સોનુ રૂપુ પહેર્યું શું સુધરે છે, મેલી છાંડાની ડાકડમાળ" એ મીરાની કડીમાં કેટલો ફેરફાર થયો હોય? વળી સુરતસંગ્રામ ને ગોવિંદગમન જેવાં

* સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ

+ ડા. ભાઉ દાજી તે કચ્છ હશે એમ ધારે છે.

* રા. બા. ગોવીંદભાઇનો પ્રાચીન ઇતિહાસ

+ રા. રમણલાલ મોદી બાલણ ચરિત્રમાં આ વિષે શંકા ઉઠાવે છે

+મુગ્ધાવબોધમાં લિઇ, દિઇ એવાં રૂપ છે, વળી કૃદંતમાં કરી, લેઇ, દેઇ [illegible] નિક રૂપો આપેલા છે

નરસિંહ મહેતાનાં કાવ્યોનાં લેખી પુસ્તકોમાં બહુ ફેરફાર ન પડે. એ વાત ખરી છે કે સુશિક્ષિત લહિયા ન હોય, તો જે ન સમજાય એવું હોય, તેને ફેરવી નાંખે.

અંગ્રેજ વિદ્વાનોએ ગુજરાતીની ઉત્પત્તિ સુમારે નવસેં વર્ષ પર થઇ એમ માનેલું છે, એટલે તેની શરૂઆત સંવતના ૧૧ મા શતકમાં થએલી ગણાય. જૂની ગુજરાતીનાં જે પુસ્તકો પ્રથમ હાથ લાગેલાં તે ઘણાં ખરાં ૧૫ મા શતકનાં ને કોઇક ૧૪ મા શતકનાં હતાં. રા. ચીમનલાલ દલાલ, જેમનું અકાળે અવસાન ખેદકારક છે, તેમણે પાટણના ભંડારમાંથી જે નવા ગ્રંથ શોધી કાઢ્યા છે, તે ઉપરથી તેમણે જણાવ્યું છે કે "વિક્રમના ૧૧ મા શતકથી ગુજરાતી ભાષાનો ઇતિહાસ યથાર્થ રીતે લખી શકાય." એ ઉપરથી એવું અનુમાન થઇ શકે કે તે અગાઉ કેટલાંક સેકાથી લોક-ભાષા (બોલી) ચાલુ થાય. રા. દલાલ જૂની ગુજરાતીનો સૌથી પહેલો ગ્રંથ જંબુસ્વામી રાસ માને છે, તેની સાલ ૧૨૬૬ ની છે, પરંતુ તે અગાઉ ૧૨૫૦ માં અંબડ કથાનક લખાયો હતો. સદયવત્સ ચરિત્ર એ જૂનામાં જૂનો ગ્રંથ ગણાય છે, પણ તેની સાલ નક્કી થઇ શકતી નથી. વળી પરમપૂજ્ય મુનિશ્રી સિદ્ધિમુનીને ખંભાતના ભંડારમાંથી તાડપત્ર ઉપર લખેલું મહાવીર સ્તોત્ર હમણાંજ હાથ લાગ્યું છે, તેની સાલ ૧૨૦૯ની છે. તે સાહિત્ય માસિકમાં છપાવાનું હોવાથી અહીં હું નમુનો આપતો નથી; પરંતુ મુનીશ્રી લખે છે કે "આ સ્તોત્રની ભાષા તે પંદરમી સદીમા લખાયેલો ગૌતમરાસ, સત્તરમી સદીમાં લખાયેલા રૂષભદાસ શ્રાવકના રાસાઓ, ઓગણીસમી સદીની પં. વિરવિજયની કૃતિઓ અને આ સ્તોત્રના લેખન સમયથી આગળ વધતાં બસેં બસેં વર્ષના આંતરામા થયલા સપ્તક્ષેત્રી રાસકાર મુનિ સુંદરસૂરિ, નરસિંહ મહેતા, ભાલણ, લાવણ્યસમય અને પ્રેમાનંદ વિગેરે અનેક જૈન જૈનેતર કવિઓની ભાષા સાથે સરખાવી, હાલ ગુજરાત નામથી ઓળખાતા દેશના વતનીઓની ભાષાનો વિકાશ કેવી રીતે થયો છે, તે વિચારવાને રસ પડશે."

ગુજરાતીના ઇતિહાસને માટે નીચેના પુરાવા મહત્વના થઇ પડશે.

પાટણના જૂના ગણપતિના દહેરામાં એક માતાની મુર્તિ નીચેનો જે શિલાલેખ છપાઇ ગયો છે, તેની સાલ સંવત્ ૮૦૨ ની છે. તેમા છઠ્ઠીનો ની પ્રત્યય, અણહિલ વાડઇ (વાડે) પાટણિ (પાટણે) એવાં રૂપ છે.

એક તામ્રલેખ સં. ૧૧૫૬ નો હળવદ ગામ બ્રાહ્મણોને મહારાજા સિદ્ધરાજે ઇનામ આપ્યું તે સમયનો મેં વસંતમાં છપાવ્યો છે, તેથી તે અહીં આપતો નથી. (ભાષા આધુનિક હોવાથી તેના ખરા પણા વિષે શંકા લેવાય, પણ તેને આધારે પેશવા અને મુસલમાન સુબાએ ફરીથી પટ્ટા કરી આપ્યા છે, તેથી છે પૂર્વે ઘણાં વર્ષ પર તે થયો હશે, એમ તો ધારી શકાય.) વળી હળવદ વગેરે ઘણાં ગામ સિદ્ધરાજે દાનમાં આપેલા એવી હકીકત સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસમાંથી પણ નીકળી આવે છે.

સંવત ૧૧૯૨ નો એક શિલાલેખ વઢવાણ પાસે ભોગાવા નદીની રેતીમાં દટાયા આવ્યો છે, તેમાં **संवत ११९२ श्रावण वदि ११ बुधि श्री जयसिंह राजि कुमर वाहड स्टा॥** એમ લખેલું છે.

ભાવનગર તાબે રાજુલાની આથમણી બાજુએ કુંભનાથમાં શિલાલેખ ગુજરાતી લિપિમાં ખોડીઆ અક્ષરનો છે, તે—સંવત ૧૨૦૧ ન મહ સુદ ૩ શ્રી કમનથ જત દર ચવડા નગ ભટ અખદા વઉસે બમન વાઘ ૩૦૦) માહેવન બાલ કરશનરે મહા રશેય દર કલઅ થાશે.

મારા મિત્ર રા. રા. કુડાલકરે એક પુસ્તકની પ્રતના છેલ્લા પૃષ્ટે લખેલું મને પૂરૂં પાડયું, તે આ પ્રમાણે.—संवत् १३६५ रत्नादेवींये मूल्ये ल्येइ साधुने ओरावी.

સદર લેખો નવમી સદીની શરૂઆતથી ચૌદમી સદી ના મધ્યભાગ ઉપરાંતની કડીવાર સાંકળ ખડી કરે છે, અને તેમાં ભાષા અપભ્રંશ જેવી કે ૧૫ મા સૈકાને મળતી નથી.

વળી પંદરમા શકતના ગ્રથોમા સમરિસું, પેખી, હેવી, સોહામણું (ત્રિભુવન દીપક પ્રબંધ સં. ૧૪૬૦) અને નમીએ, રચિલું, રળિયામણું, જાણીએ, વખાણીએ (દશાર્ણભદ્ર રાસ સં. ૧૪૮૬) એવાં રૂપો છે; તેવાં તે સમયના બીજા ગ્રંથોમા ભાગ્યેજ દેખા દે છે

રા. રા. કુડાલકરે લીમડીના એક બ્રાહ્મણ પાસેથી મળી આવેલો એક ગુટકો મને મોકલી આપ્યો, તેમાં બ્રાહ્મધર્મી ગોવર્દ્ધનકૃત ગરૂડ પુરાણ સંવત્ ૧૩૨૪ ની સાલનુ બાળબોધ અક્ષરે લખેલું છે. લખ્યા સાલ સં. ૧૮૬૫ ની છે. ગરૂડપુરાણની ભાષા અપભ્રંશ કે તે વખતના જૈનગ્રંથોના જેવી નથી; જુઓ નમુનો—

पवी कृष्ण बोल्या वाण्य ॥ पुरु कीधुं गरुड पुराण ॥
सवत तेर ने चोवीसे (स हशे) ॥ जम कायामां शिरोमण शीश ॥
पुराण मध्ये शीरोमण सार ॥ जे मुखे कथिये देव मोरारय ॥
गोवर्द्धन कथानो कवी ॥ संवस्य रहतो त्यां वैभवी ॥
रसवट राखो हरीशु रीझ ॥ जेवे मोस (भास हशे) अजुवाली बीज ॥

આથી ઉલટું સુદયવત્સ વીર ચરિત્ર (સદેવંત સાવલિંગાનું જૂનું કાવ્ય) બ્રાહ્મધર્મી ભીમે સોળમા શતકના આરંભમા રચ્યાનુ રા. દલાલ જણાવે છે, તેની ભાષા સમકાલિન જૈન અને જૈનેતર ગ્રથકારોની ભાષાથી જૂદી પડે છે, એટલે તે અંતિમ અપભ્રંશ નહિ પણ પ્રાકૃત ને જૂની ગુજરાતી બતાવે છે જુઓ.—

माइ महा माइ मझे बावन वन्नस्स जो सारो ।
सो बिंदु ओंकारो ओंकारेण नमोक्कारो ॥१॥
जिणइ रचीय निगम आगम पुराण सह अक्खराण वित्थारो ।
सा बह्माणी वाणी पय पणमावहु पयमम्भोसु ॥
उज्जेणी अवणि वाणि मझ्झे नयरी नयरसयल सिंगारो ॥
तिहि पहू पहु पहु वच्छो पत्थ तब पूरष अत्थ ॥

આ ભાષા સોળમા શતકમાં કયાંથી આવી? અનુમાન તો એ થાય કે લેખકે પોતાના પ્રાકૃત આદિના જ્ઞાનનો ઉપયોગ કર્યો હશે.

સંવત્ ૧૬૬૦ ના અરસામાં સંઘવી ઋષભદાસે પુણ્યપ્રશંસા રાસ રચેલો પરમ-પૂજ્ય મુનિશ્રી સિદ્ધિમુનિએ કૃપા કરી મને જોવા આપ્યો, તે ઋષભદાસના સ્વહસ્તે લખેલો છે, એટલે તેમાં નકલ કરનારના પ્રમાદને અવકાશ નથી. તે બાળબોધ લિપિમાં માથાં બાંધીને લખેલ છે, છતાં તેમાં ગુજરાતી[×] અક્ષર ઘણા આવે છે. ત્રણ પાંખડાં વાળો અ, વચમાં પાંખું નહિ, પણ ચ ની પેઠે કરીને નીચે ગાંઠ જેવું જરાક વાળીને તેને કાનો કરેલો એવો અ ( એ બંને પૂર્વે પ્રચારમાં હતા ) તેના બીબાં ન મળવાથી હાલના જેવા અને ગુજરાતી અક્ષરોને માથાં દોર્યા વગર લખીને બાકી સર્વ અસલ પ્રમાણે આપું છું.—

આસો રે મુઝ आज फली मन आसा। सरसति। ऋषभादे (પડી માત્રા) घ नमि कीधो। पुण्य प्रसंसा रासो रे। मुझ पोहोती मननी आसो॥ આચલી॥ मेर मही। सायर ससी ज्यांहि। अबलथ सुर प्रकासो। जब लग सीघ्र शला सुरना घर। तब लग रहइज्यो रासो रे॥ मु॥ सुणी सांभली जे नर बेस्या। छुटा भवनो पासो। रीषभ कहइ ए रास सुणता। અનત सुष ભહા वासोर (रे) मुज पोहोती मननी आसो॥

इति श्री पुण्य प्रसंसारास पूरण। ગાથા ३२८॥ लखीतं॥ संघवी॥ ऋषभदास सांगण (પિતાનું નામ)

ઋષભદાસ પછી ૧૦૦ વર્ષે એટલે સંવત્ ૧૭૫૫ મા શ્રીમાન જીનહર્ષ પ્રણીત શત્રુંજય મહાત્મ્ય સ્વહસ્તે લખાયું છે, તેના એક પૃષ્ટની આબેહુબ નકલ (ફોટોગ્રાફથી) છપાઈ છે, તેમાંથી ઉતારો—

ते आठिम चउदिशि राजेसर। पर्व दिवस तप भावइ रे। निश्चयथी नव चलइ ते किमें हि। जउ सुर तास चलवइ रे। पूर्व तणी दिशि जउ छोडी नइ। पश्चिम दिशि रवि जायइ रे। सायर मर्यादा तजइ। सुर गिरि कांपइ वायइं रे॥ * * * *

दूहा.

नादइं तूसइ देवता। धर्मनादथी धारी॥
सुष पामइ नृप नादथी। नादइ वशि हुइ नारि॥
नादक पकडावइ सरप। रहइ रोतउ लघु बाल॥
शिर आपइ मृग नादथी। एहवउ नाद रसाल॥

આ બે છેલ્લી કવિતા ઉપરથી શું સમજવું? ઋષભદાસની ૧૭ મા શતકની ગુજરાતી કે જીનહર્ષની અઢારમા શતકની જૂની જૈન ઢબની-ગુજરાતી, કે તે અંતિમ અપભ્રંશ છેક અઢારમા શતક સુધી જઇ લાગી છે એમ ગણવું? વળી અહીં સંવત્ ૧૭૪૬ નો મોહોર છાપ વાળો ફારસી સાથેનો ગુજરાતી લેખ અસલ પ્રમાણે જીન-હર્ષની ભાષા સાથે તથા હાલ ચાલતી ભાષા સાથે સરખાવવા માટે આપું છું.

× સતરમી સદીમાં ગુજરાતી લિપિ ચાલતી હતી તેનો આ એક પુરાવો છે. અકબરના વખતના દસ્તાવેજમાં પણ એ લિપિ વપરાઇ છે.

શ્રી દીવાન પ્રગણે મહમદનગર અરફ હલવદ જગીરખાંન શ્રી આદેશાત કસબે મેહેમદનગરનાં બ્રાહ્મણ સમસ્ત જોગ જત તમારા પસાયતા ધરતી જે પહેલાં હતી તે પોતાની ખાતર જમે રાખી ખેડજો. તેનો ગવતની હકીકત વગત સંવત ૧૭૪૬ ચૈત્ર સુદ ૩ સોમે.

ઋષભદાસના સમયમાં ખંભાતના કવિ શિવદાસે હંસાચારખંડી નામની વાર્તા કવિતાબદ્ધ રચી છે. તેની ભાષા સામળભટની વાર્તાઓ સાથે લગભગ મળી રહે છે. એ વાર્તા સાહિત્ય માસિકમાં હું છપાવું છું, તેથી તેમાંના નમુના આપવાની જરૂર નથી.

આટલું લંબાણ કરવાનું કારણ એ કે ભાષાના ઇતિહાસ ને યુગો સબંધે વિદ્વાનોને વિશેષ વિચાર કરવાનાં સાધનો મળી આવે.

જૂની ગુજરાતીનાં નિદાન છેલ્લાં બે શતકના સાહિત્યમાં જે ભાષા વપરાએલી જોવામાં આવે છે, તે નવી ગુજરાતી સાથે ઘણી મળતી આવે છે, તેથી તે નવી ગુજરાતીની જોડણી આદિ માટે ઉપયોગી થઇ પડશે. શામળશાહના મોટા વિવાહની' એક ત્રૂટક દેવનગરી અક્ષરે લખેલી જૂની પ્રત મારી પાસે છે, તેમાંનાં થોડાં વાક્ય વાનગી તરીકે આપું છુ.

રાગ ધનાશ્રી.

મદન મેહેતો મન વિચારે ॥ પરહસ્તે જશે વાતજી ॥
નરસંઇયાને કેમ માન્ય કરશે ॥ કુભારયાનો કુપાત્ર ભાતજી ॥ ૧
મોરારની મરજી છે માટે ॥ લાવ્ય મેતાને લખું પત્રજી ॥
પંદર દિવસ પછે લગ્ન આવ્યુ ॥ માટે સજ કરજ્યો સર્વત્રજી ॥ ૨
છાનો કાગલ એમ વિચારી ॥ લખીઓ એક મદનજી ॥
શાણો સેવક એક મોકલ્યો ॥ પત્ર લઈ મેહેતા સદનજી ॥ ૩
પછે જમવા વેલા થઇ જમવા ઉઠ્યા ॥ સ્ત્રી કે મોકલો મારો ભાઇજી ॥
મદન કે હા આજ મોકલીએ ॥ પણ એ આવે છે કંઇજી ॥ ૪
એવી ગોષ્ટિ કરે છે જેવે ॥ એવે આવ્યો મંત્રી સાહેબજી ॥
લક્ષણ રૂપ કવિ કે કહું છું ॥ શાલો સાંભલો સંશે ટાલોજી ॥ ૫
વામણો માંજરો ને છે કાણો ॥ કોઢીઓ તેથી દીસે શ્વેતજી ॥
અતિ આરી માટે ઉદર મોટું ॥ પણ નહી વણિક જેવા વેતજી ॥ ૬

એજ રીતે સુશિક્ષિત લહિયાઓને હાથે લખાયેલા પુસ્તકો, જેવા કે દયારામભાઇની હયાતીમાં તેમના ચોટેરા શિષ્ય રેલાભાઇ અમીનનાં ઉતારેલાં કામ લાગશે એવું મારૂં માનવું છે

જૂની ગુજરાતીમાં ઘણું ખરૂં પદ્ય સાહિત્ય છે, અને ગદ્ય સાહિત્ય નહિ જેવું છે, એમ મનાતું આવ્યું છે, પણ રા. દલાલ જણાવે છે કે "ગુજરાતી ગદ્યના નમૂના પણ ભંડારોમાંથી ઘણા મળી આવે છે. ૬૫૦ વર્ષ પહેલાં આપણી ભાષાનું [illegible] કેવું હતુ, તે તાડપત્રના પુસ્તકોમાંથી બરાબર જણાઇ આવે છે. ૧૬ મા તથા [illegible] શતકના

ગદ્યના નમુના તો ઘણા છે." એ પછી સંવત ૧૩૩૦ થી માંડીને તે નમુના આપે છે. ગદ્ય સાહિત્ય પરિષદ્‌માં તેમનો નિબંધ વંચાએલો તથા તે પછી પ્રસિદ્ધ થએલો હોવાથી પુનરાવૃત્તિ ન કરતાં એટલું કહું છું કે સ. ૧૪૪૯ મા લખાએલા ગણિતસારના નમુનામાં ઉ જૂદો ન લખતાં તેનું ચિન્હ પાછલા વ્યંજનમા મેળવી દીધુ છે, અને તે ઓ દર્શક છે, પણ ઇ ઈ જૂદી લખી છે. વળી તેમાં નીપજાવિઉ, તસુ, કરીઉ, કિહિ, જાણિવા તણુઇ (તણું), અર્થિ (અર્થે, ઈ જૂદી નહિ) એવા પ્રયોગ છે. આ સિવાય ઔક્તિકો ને ટબ્બામાં ગદ્યનો ઉપયોગ થયો છે. વળી બ્રાહ્મધર્મીઓએ વૈદકના ઉતારા ને ગીતાના અર્થ ગદ્યમાં આપેલા મળી આવે છે. મારી પાસે ૧૮ મા શતકનો ગીતાના ભાષાંતરનો લેખી ગ્રંથ છે. અખાએ ગુરૂ શિષ્ય સંવાદ ગદ્યમાં પણ લખ્યો કહેવાય છે પ્રેમાનંદ સુત વલ્લભે ગદ્ય પદ્ય સવાદાખ્યાન નામનો અલંકારનો ગ્રંથ લખેલો છે. સ્વામી નારાયણ પંથના શુકાનંદે ગદ્યમા લખેલ જણાય છે. દયારામે "શ્રી હરિહરાદિ સ્વરૂપ તારતમ્ય" નામક ગદ્યમાં લખેલા ગ્રંથમાંથી રા. નારાયણદાસે નીચે પ્રમાણે ઉતારો મોકલી આપ્યો છે.

"શ્રી હરિ તો સરવેશ્વર છે, સર્વજ્ઞ છે, અવિસ્મય છે, સ્વયભૂ છે, અનાદિ છે. સર્વના કર્ત્તા મુળ પુરૂષ છે. સર્વના શાસ્તા છે માયા કાળાતીત છે. આદિ પૂજ્ય છે. સર્વ પૂજ્ય છે. સર્વ શિરોમણિ છે સર્વને શરણ આપવા યોગ્ય છે. અનંતકોટિ બ્રહ્માંડના નાયક છે અદ્વિતીય છે. સર્વના સ્વામી છે. સર્વના દુ ખ ભય ભંજન છે સ્વય પ્રકાશ છે નિર્ભય છે. અદ્ભુત છે અનુપમ છે જેની માયાએ સર્વ મોહ પમાડયુ છે. તે સર્વ વસ્તુ કીધી છે. તે માયાના કર્તા પોતે છે. ઇત્યાદિ અનેક લક્ષણના ભરેલા શ્રી હરિ છે. એ જે કહ્યાં તે લક્ષણ શ્રી કૃષ્ણ રાધિકારમણ વિના શેષ શિવાદિકમા નથી. ત્યારે ખરેખર શી રીતે કહેવાય તે જુઓ કે શ્રીહરિએ ધ્રુવાદિકને, વરદાન આપ્યાં છે, તે સદા સર્વદા નિત્ય છે. કોઇ થકી ભ જાય નહી, કોઇ થકી ઉચ્છેદ થાય નહી, ને શિવજીનાં વરદાન આપ્યા સદા રહેતાં નથી તે જુઓ કે રાવણને, બાણાસુરને, ત્રિપુરાસુરને, ભસ્માંગદાદિકને આપ્યાં તે ભગવાને છેદી નાંખ્યા."

સૌથી અગત્યનુ ને ચઢીઆતું ગદ્ય સાહિત્ય તો મહાકવિ પ્રેમાનદનાં નાટકોજ પૂરૂ પાડે છે

પ્રાચીન સાહિત્ય પ્રસિદ્ધ કરવાની પહેલ અમદાવાદ વાળા બાજીભાઇ અમીચંદે કરીને સામળભટ્ટની વાર્ત્તાઓ અને પ્રેમાનંદના નાનાં નાનાં આખ્યાનો શિલા છાપથી છાપ્યા. તે પછી દલપતરામે કાવ્યદોહન અને નર્મદાશકરે દશમસ્કંધ તથા દયારામ પદ સંગ્રહ બહાર પાડયાં. મારા તરફથી પ્રથમ નાનાં પુસ્તકો છપાયા પછી પ્રાચીન કાવ્ય ત્રિમાસિક અને છેવટે દિ. બા. મણિભાઇના પ્રયાસથી તથા શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડના ઉદાર આશ્રય વડે પ્રાચીનકાવ્ય માળાના ૩૫ ભાગ પ્રસિદ્ધ થયા. એ અરસામાં સદ્‌ગત ઇચ્છારામ દેસાઇએ બૃહત્‌કાવ્યદોહન શરૂ કરીને તેના આઠ ભાગ છપાવ્યા. એ સિવાય કેટલાક છૂટક ગ્રંથ પણ પ્રકટ થયા. પરંતુ હવે એ કામ મદ પડવા જેવું થયુ છે. હાલ સુધીમા જે કંઇ પ્રાચ્ય સાહિત્ય પ્રસિદ્ધ થયુ છે, તે માત્ર નિસરણીનુ પહેલું પગથીઉં ચઢવા ખરેખર છે. એકલું મહાભારત ચાર કવિઓ

વિષ્ણુદાસ, નાકર, પ્રેમાનંદ અને રત્નેશ્વર—એ રચ્યું છે, તેમ તેનાં છૂટાં પર્વ કેટલાક બીજા કવિઓએ લખેલાં છે. એક મહાભારત ૫૦–૬૦ પુસ્તકોનું પૂર થાય. આખું ભાગવત પ્રેમાનંદે ને રત્નેશ્વરે રચેલું છે. ભાલણના ને પ્રેમાનંદના મુકાબલા માટે લક્ષ્મીદાસ અને પરમાણંદ (દીવના)ના દશમસ્કંધ છપાવા બાકી છે. એકલા પ્રેમાનંદનીજ કૃતિઓ લઇએ, તો મહાભારત સિવાય તેનાં સાત નાટકો, રઘુવંશ, કર્ણચરિત્ર મહાકાવ્ય, ભીષ્મ ચંપૂ, જયદેવાખ્યાન, વલ્લભાખ્યાન, વલ્લભ ઝગડો, શુકજનક સંવાદ વગેરે બાકીમાં છે. તેમ તેના પુત્રનાં નવેરસનાં સ્વતંત્ર પુસ્તકોમાંનાં સાત, ગદ્ય પદ્ય સંવાદ આખ્યાન, છંદમાળા (પિંગળ), પ્રેમાનંદ કથા, દ્રૌપદી હરણની ટીકા, મિત્રધર્માખ્યાન, પ્રેમાનંદ પ્રશંસા, પ્રેમાનંદ નિંદા, આત્મસ્તુત્યાખ્યાન વગેરે ગ્રંથો અપ્રસિદ્ધ છે આ સિવાય ઘણા ગ્રંથ લખનારા કવિઓ—દયારામ×, ભોજો, નાકર, પ્રીતમ, સામળ, ભગવાન (બે), નરસિંહ મહેતા, મનોહરદાસ,* ભાલણ વગેરેનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધી પામ્યા નથી. બીજા છૂટક કવિઓ જે જાણવામાં આવ્યા છે, તેમની સંખ્યા લગભગ ૫૦૦ (તેમાં ૨૨ સ્ત્રી કવિઓ)ની થાય છે. શ્રી સ્વામીનારાયણ પંથના, શ્રી વલ્લભ સંપ્રદાયના અને બીજા પંથોનાં ઘણા પુસ્તકો પ્રસિદ્ધ થવા પામ્યાં નથી. શોધખોળ કરવાથી ન જાણીતું પુષ્કળ પ્રાચીન સાહિત્ય હાથ લાગે એમ છે.

## નવું સાહિત્ય.

પૂર્વે જણાવ્યા પ્રમાણે નવા સાહિત્યની ઉત્પત્તિ અંગ્રેજી ઢબની કેળવણી શરૂ થયા પછી થઇ, અને વર્ત્તમાન પત્રો, માસિકો, નિબંધો, નવલકથાઓ, પાઠ્ય પુસ્તકો અને બીજા ઉપયોગી ગ્રંથો ગદ્યમાં લખવા લાગ્યા છેલ્લાં બે શતકની જૂના સાહિત્યની ભાષા શરૂઆતના નવા સાહિત્યમા બહુધા વપરાઇ છે. દલપતરામ, વ્રજલાલ શાસ્ત્રી, રણછોડભાઇ ગિરધરભાઇ, મોહનલાલ, પ્રાણલાલ, ભોગીલાલ, નંદશંકર, મહીપતરામ વગેરે સાદી ને સરળ ગુજરાતી વાપરનારા હતા. સંસ્કૃત શબ્દોનો બહુ વાપર કરવાનું કે તદ્ભવ શબ્દો સુધારવાનું વલણ તે વખતે થયું નહોતું. ગ્રામ્ય અને પ્રાંતિક ભેદની મારામારી ચાલતી નહોતી, અને જોડણી પણ લોકભાષાને અને જૂના સાહિત્યને અનુસરીને સાદી રીતે કરવામાં આવતી. દલપતરામ અને વ્રજલાલ શાસ્ત્રી ગદ્ય પણ સાદી ભાષામાં લખતા. ભાષાંતરો ને અનુવાદો એવી સરળ ભાષામાં થતા કે તે સાધારણ ભણેલા પણ સમજી શકે, દાખલા તરીકે બાળમિત્ર, શાળોપયોગી નીતિગ્રંથ, હિંદુસ્તાનનો ઇતિહાસ, ચરિત્ર નિરૂપણ (તેના એક લેખક પારસી ગૃહસ્થ હતા), યંત્રશાસ્ત્ર, ત્રિકોણ મિતિ વગેરે ગ્રંથો મોજુદ છે. એ પછી મી. ટી. સી. હોપ સાહેબના પ્રમુખપણા નીચે વાંચનમાળા વગેરે પાઠ્ય પુસ્તકો રચાયાં, તેમા પણ સાદી ને સરળ ભાષા વપરાઇ અને શબ્દોની જોડણી મુકરર થઇ. રણછોડભાઇના નાટકો, કરણઘેલો, ભટનું ભોપાળું એમની ભાષા ડોળઘાલુ નહોતી. નર્મદનાં ગદ્ય

× દયારામની અપ્રસિદ્ધ કવિતા છપાવાનું કામ ડભોઇવાળા રા. નારાયણદાસે શરૂ કર્યું છે તે ઉત્તેજનને પાત્ર છે

* જેણે ગુજરાતી નાનું વ્યાકરણ રચ્યું છે, અને જે વેદાંતમાં અખાની બરાબરી કરી શકે છે

પદ્યનાં પુસ્તકો એ ઉત્તમ ગુજરાતીના નમુના છે. મહીપતરામે ઘણાં પુસ્તકો સાદી ભાષામાં લખ્યાં છે. કરસનદાસની ભાષા સાદી પણ મુંબઇગરીના ભેળવાળી છે. બુદ્ધિપ્રકાશ, ધર્મપ્રકાશ અને બુદ્ધિવર્ધક માસિકો સાદી ભાષામાં પ્રસિદ્ધ થતાં હતાં. તે વખતનાં પારસી માસિકો ને વર્તમાનપત્રો શુદ્ધ ભાષામાં લખાતા નહોતાં, પરંતુ તેમની ભાષા આડંબર વગરની હતી. નવલરામ અને નર્મદાશંકરની ભાષામાં પાછળથી થોડા સંસ્કૃત શબ્દો ઉમેરાયા.

છેલ્લા જમાનાથી એટલે આશરે ત્રીશેક વર્ષથી ભાષાનું વલણ બદલાવા લાગ્યું. જ્યારથી મહાપાઠશાળાઓમાં સંસ્કૃત દાખલ થયું, ત્યારથી તે ભાષાના વિદ્વાનોની સંખ્યા વધતી ગઇ, તેની સાથે ગુજરાતીમાં સંસ્કૃત શબ્દો ઉમેરવાનું ને તદ્ભવ શબ્દોને શુદ્ધ કરવાનું કામ વધી પડ્યું. એ પવન બંગાળાથી અને મહારાષ્ટ્રમાંથી ગુજરાતમાં આવ્યો. બંગાળી ને મરાઠી મૂળની ભાષા ગુજરાતી જેવીજ સાદી હતી; પણ જ્યારથી સંસ્કૃત પંડિતો લેખક થયા, ત્યારથી તેમણે ભાષા સંસ્કૃતમય કે સંસ્કારી કરી નાખી. જરૂર પડે ત્યાં સંસ્કૃત કે યાવની શબ્દો વાપરવા વિષે કોઇ સમજુ માણસ વાંધો લઇ ન શકે; પરંતુ જાણી બુઝીને પોતાની પંડિતાઇ બતાવવા સારૂ કે માતૃ-ભાષાના અપૂર્ણ જ્ઞાનને લીધે, કિંવા શબ્દ ભંડોળ વધારી દેવાની ખાતર, યા ભાષાને સંસ્કારી કરવાના હેતુથી જ્યાં ને ત્યાં ભાષાના શબ્દો હોય તે છતાં તેમને ઠેકાણે સંસ્કૃત નવા શબ્દો મૂકવા, કે તદ્ભવો સુધારી નાખવા, એ બરોબર નથી સાક્ષર વર્ગને માટે કે તેમાં રસ લેનારા માટે વિદ્વાનો સંસ્કૃતમય ભાષામાં થોડું સાહિત્ય પેદા કરે તે ઇષ્ટ છે; કેમકે ભાષામાં જૂદી જૂદી શૈલીના સાહિત્ય હોવાં જોઇએ. ગહન વિષય લખવામાં સંસ્કૃત આદિના શબ્દોની જરૂર પડે એ વાત જૂદી છે. પરદેશી નવા વિચારો–ભાવનાઓ–કલ્પનાઓ દર્શાવવામાં પણ તેમ કરવું પડે, પરંતુ એક સંસ્કૃત રસસાર નામના ગ્રંથ વિષે પ્રો. રોય જણાવે છે, કે " આ ગ્રંથમાં ન સમજાય એવા પારિભાષિક શબ્દો મળી આવે છે. વસ્તુની ગંભીરતા દેખાડવાને આ રીત યુરોપ તેમજ હિંદુસ્તાનમાં પ્રચલિત હતી." એવી રીત લેખકે ગ્રહણ કરવી ન જોઇએ. સંસ્કૃતમય શૈલી જનસમુહને કામ ન લાગે. સાહિત્ય સર્વત્ર અને સર્વ લોકોમાં ચાલે, તોજ તેનો ખરો ઉપયોગ છે, અને તોજ દેશની ઉન્નતિ થવાની છે. આના સંબંધમાં વિદેશી અને દેશી વિદ્વાનો શું કહે છે તે જોઇએ.

સાન્વય વ્યાકરણના કર્તા મી. બીમ્સ લખે છે, કે "ભાષાશાસ્ત્ર વિષેની આજ સુધીની શોધો ઉપરથી એ સ્પષ્ટ છે, કે સર્વ ભાષાઓના વિકાસનું વિવર્ધન થાય છે, તે કઠોર ને ગુંચવણ ભરેલાથી કુમળા ને સાદા રૂપમાં થાય છે. આ તત્વ પ્રમાણે ગુજરાતી ભાષાને સંસ્કૃત પ્રાકૃત આદિ રૂપોમાં ફેરવવી એ અયોગ્ય છે એમ ઠરે છે. બીમ્સ આગળ જતાં લખે છે કે અંતરવેધ (ગંગા જુમનાં વચ્ચેનો પ્રદેશ), જ્યાં જૂદા જૂદા વિચારસૂચક સંસ્કૃત શબ્દો હયાત હતા, ત્યાં હમેશના ઉપયોગ વડે તે ધીમે ધીમે સાદુ રૂપ પકડતા ગયા, અને તે પ્રદેશની ભાષા–હિંદી–આ પ્રમાણે તદ્ભવ રૂપોમાં ગબ્બર થઈ. બ્રાહ્મણોની એક મોટી કલ્પના એવી છે, કે દેશી ભાષાઓને, દાખલા તરીકે બંગાળીને, શુદ્ધ કરવા ને સુધારવા માટે હરેક શબ્દને તેના સંસ્કૃત

મૂળ રૂપમાં લઈ જવો, અને નદીને તેના મૂળ તરફ વહેવરાવવી. તેમને કમનસીબે પણ સકળ દુનિયાને સદ્ભાગ્યે બોલાતી ભાષા વિષે તેમ થઇ શકે એમ નથી; પણ તે કંઇક અંશે ગ્રંથોમાં–ખાસ કરીને શાળાઓમા ચાલતાં પુસ્તકો, જે અંગ્રેજોએ લખાવ્યાં હતાં તેમાં–થઇ શક્યું. એ વિચાર એટલો પૂર્ણ રીતે પ્રચારમાં આવ્યો કે ખરા જૂના તદ્ભવોનો પુસ્તકમાંથી કેવળ બહિષ્કાર થયો, અને સંખ્યાબંધ તત્સમોને તેમની ઘોરોમાંથી ખોળી કાઢવામાં આવ્યા, અને તેમનું પુનર્જીવન રોજના ઉપયોગમા આવ્યું. × × × અને પ્રાતોમાં પ્રજાની ભાષાને પુસ્તકોમાંથી દેશવટો આપ્યો, અને તે હવે લોકોના મોમાં વાસ કરી રહી છે. × × × મરાઠીમાં તત્સમ શબ્દોનુ અધિકપણુ સ્પષ્ટ જણાઇ આવે છે. એ ભાષા; સર્વથી બેડોળ હતી, તેને ઉન્નત કરવા માટે સંસ્કૃત શબ્દોને સજીવન કરવાનો માર્ગ લેવાયો.

મી. ગ્રિઅરસન બંગાળી વિષે કહે છે, કે બોલવાની અને લખવાની ભાષામાં બહુ ફેર છે. સાહિત્યની ભાષામા જેમ સંસ્કૃતનું ભરણું છે, તેમ તેના વ્યાકરણમાં પણ તફાવત છે. ગઇ સદીની શરૂઆતથી અંગ્રેજીની અસર નીચે સાહિત્યની ભાષા શરૂ થઇ, ત્યા સુધી તળપદા કાવ્ય સાહિત્યમા બોલાતી ભાષા શુદ્ધ સ્વરૂપમાં વપરાતી. અંગ્રેજો આવ્યા પછી ગદ્યની જરૂર પડી, અને તે પર પાડવાનું કામ સંસ્કૃત પંડિતોને હાથ આવ્યુ ઓગણીશમી શદીના પ્રથમ અર્ધ ભાગમાં ગદ્ય ભાષા ઉત્પન્ન થઇ, તેના કરતા વધારે કંટાળા ભરેલ–ભયંકર ( Monstrous ) ભાષા ધારવી મુશ્કેલ છે. ઉત્તમ વિષયો ને ઉમદા વિચારોનાં પુસ્તકો લખાયાં, પણ તે એવી ભાષામાં કે જેમાંથી ખરા બંગાળી શબ્દો આશરે ૯૦ ટકા બાદ થયા, અને તેમને ઠામે સંસ્કૃત શબ્દો એવા લેવાયા કે જેમના ઉચ્ચાર લખનાર પોતે પણ કરી ન શકે. પાછલા ૫૦ વર્ષમા આ બેહુદુ સંસ્કૃત તત્વ કમી કરવા યત્ન થાય છે, પણ તે ઘણા ફતેહમંદ થતા નથી. આમ થવાથી ખાસ શીખ્યા સિવાય બંગાળી બંગ સાહિત્ય સમજી શકતો નથી. બંગાળીઓ પુસ્તકની સંસ્કૃતમય ભાષાને સાધુ–ઉંચી ભાષા કહે છે, પણ તેમની ખરી ભાષાને જે વિશેષણ અપાય છે, તેનો અર્થ મધુર ભાષા થાય છે, તેને લખતી વખતે તજવામાં આવે છે. આ તો "ઇતિહાસ ફરી ફરીને કથન કરે છે, તેનો એક દાખલો છે."

મરાઠી ભાષાના સંબંધમાં એજ વિદ્વાન કહે છે કે "તેમાં લોકપ્રિય એવું પુષ્કળ સાહિત્ય છે. કવિઓ ખરી દેશી ભાષામાં લખતા, અને બહુ ભાગે તદ્ભવ શબ્દોનો ઉપયોગ કરતા. તેને પરિણામે હાલ પણ તેવા શબ્દોમાં તે ભાષા સધન છે. મહારાષ્ટ્રી પંડીતોએ જો કે પાછલા વખતમાં તત્સમ શબ્દોનો ઉપયોગ કરીને ભાષા બુલંદ કરવાના યત્નમાં કેટલીક ફતેહ મેળવી છે, તથાપિ તે બંગાળીઓ જેવા પૂર્ણ રીતે ફાવ્યા નથી.

સન ૧૯૦૧ ના વસ્તી પત્રકના વૃત્તાંત ( રિપોર્ટ ) માં જણાવ્યું છે કે ચાલુ બંગાળી પુસ્તકમાં ગણત્રી કરતાં સેંકડે ૮૮ ટકા શુદ્ધ સંસ્કૃત શબ્દો માલમ પડે છે, તે જેમ જરૂરના નથી, તેમ તેમને ઠામે તળપદા શબ્દો મળી આવે છે. તેનું પરિણામ ઘણુંજ શોકજનક આવ્યું છે, કેમકે સંસ્કૃત ન જાણનાર તે સમજી શકતા નથી,

એટલે લોકોનો મોટા સમૂહ એથી વિમુખ રહે છે. બીજી ભાષાઓમાં હિંદીને પણ એવો ચેપ લાગ્યો છે, કેમકે તેનું મધ્યબિંદુ જે કાશી તે સંસ્કૃત વિદ્વાનોના હાથમાં છે. હિંદીનો શબ્દ ભંડાર અને વિચાર દર્શાવવાની શક્તિ અંગ્રેજી કરતા ઉતરતી નથી. તો પણ હમણાં હમણાં એવું વલણ પકડાયું છે કે લાખો લોકોને વાંચવા માટે નહિ, પણ થોડા સાક્ષરોને પોતાની વિદ્વત્તા બતાવવા માટે ગ્રંથકાર પુસ્તક લખે છે.

ઇતલીના પ્રખ્યાત દેશભક્ત અને કવિ મેઝિનિના સાહિત્ય સંબંધે વિચારો "નવજીવન" માં પ્રસિદ્ધ થયા છે. તેમાં જણાવ્યું છે કે સાહિત્યે પ્રજા જીવન ઉત્પન્ન કરવું હોય, તો દેશની રગેરગમાં તે વ્યાપી જવું જોઇએ. મજુરોનાં ઘર સુધી અને ગામડીઆંનાં ઝુંપડાં સુધી એણે પહોંચી જવું જોઇએ."

દશમા બંગાળી સાહિત્ય સંમેલનના પ્રમુખ શ્રીયુત આસુતોષ મુકરજી પોતાના અમૂલ્ય ભાષણમાં જણાવે છે કે "દેશના જનસમાજને જો ખરે રસ્તે ચઢાવવો હોય, તેને મનુષ્યત્વ આપવું હોય, બંગાળી જાતિને એક મહાન જાતિમાં ફેરવી નાખવી હોય, તો જેવડે તેમના મનની સંપતિ ઉતરોત્તર વધતી રહે તેવો ઉપાય કરવો જ જોઇએ." વળી તેઓ કહે છે કે "કેળવાએલ તરીકે ઓળખાતા મુઠ્ઠીભર બંગ-સંતાન પોતાના જ્ઞાન ભંડારથી ભલે ગમે તેટલા વિભુષિત હોય, તો પણ તેમની પાછળ અને ચારે બાજુ ફરતા જે આ કરોડો બંગાળીઓ છે, તેમને જ્યાં સુધી તેઓ પોતાની સાનિધ્યમાં ખેંચી નહિ લાવે, ત્યાં સુધી બંગાળનો ખરેખરો અભ્યુદય થવાનું માની શકાશે નહિ."

બંગાળાના સુપ્રસિદ્ધ નવલકથાઓ લખનાર બંકિમચંદ્ર ઉછરતા વિદ્વાનોને સાદી અને સરળ ભાષા વાપરવાનો બોધ કરે છે, અને જગત્ વિખ્યાત કવિ રવીંદ્રનાથ બાબુ ઘણી ખરી સાદીજ ભાષા વાપરે છે.

આપણા સાક્ષરો એવું કેમ કરી શકતા નથી, તેનું મુખ્ય કારણ એ છે કે બચપણમાં તેઓ ચોથા ધોરણ જેટલું ગુજરાતીનું જ્ઞાન મેળવીને અંગ્રેજી ભણવું શરૂ કરે છે, તેમને અંગ્રેજી જેવી અઘરી ભાષાની સાથે બીજી ભાષા ફ્રેંચ કે ફારસી, (સહેલાઇને માટે) અથવા સંસ્કૃત લેવી પડે છે, તથા સર્વ જ્ઞાન અંગ્રેજી દ્વારા મેળવવું પડે છે, તેથી ગુજરાતી ભાષાનો અભ્યાસ કરવાને તકજ મળતી નથી. ગુજરાતીમાં કંઇ લખવું હોય, ત્યારે પ્રથમ વિચાર તેઓ અંગ્રેજીમાં ગોઠવે છે, અને પછી તેને ગુજરાતીમાં ઉતારવા જાય છે, ત્યારે ભાષાના શબ્દ નહિ જડવાથી તેઓ ફારસી, સંસ્કૃત કે વખતે અંગ્રેજી શબ્દો મૂકી દે છે. અંગ્રેજી ને ગુજરાતી છાપાં આવે, તો તેઓ ગુજરાતી વાંચવાની ભાગ્યેજ દરકાર કરશે; પણ અંગ્રેજી છાપું ચિત દઇને અથઇતિ વાંચી જશે. ગુજરાતી પુસ્તકો ખરીદવાની કે વાંચવાની તેઓ દરકાર કરતા નથી. તેમના ઘરની પુસ્તકશાળા (જો હોય તો તે) માં ગુજરાતી ગ્રંથો ક્વચિત્જ જોવામાં આવશે. તેમને ગુજરાતી લેખ લખવા કહીએ, તો તેઓ કહેશે કે અમને ગુજરાતીમાં લખવું નહિ ફાવે: કહો તો અંગ્રેજીમાં લખી આપીએ ! માતૃભાષાનો

ઉંડો અભ્યાસ કર્યા વગર તેઓ તેમા સારૂં લખી ન શકે, એ દેખીતું છે.

સન ૧૯૧૧ ના વસ્તીપત્રક ઉપરથી જણાય છે કે દશ હજાર ઉપરાંત કસ્બાઓને શહેરોમાં લેખીએ તો પણ શહેરોની વસ્તી માત્ર સેંકડે ૭ૢ થાય છે, અને તેમા પણ નોકરી ચાકરી અર્થે, મહેનત મજુરી માટે કે અન્ય કારણે ગામડાના લોકો આવી વસેલા હોય, તે બાદ કરીએ તો શહેરીઓની વસ્તી પાંચ ટકાથી પણ કમી થાય, અને નાગરિકોમાં પણ સુશિક્ષિતની સંખ્યા બે ટકાથી વધુ હોતી નથી. મતલબ કે ગામડાના લોકોની વસ્તી સેકડે ૯૨ૢ થી ૯૫ ટકા ગણાય, એટલે ૯૫ ટકા બોલનારની ભાષાની અવગણના કરવી એ યોગ્ય નથી. પુરવાસીઓને ગામડાની ભાષાનો પરિચય બહુ થોડો હોય છે શબ્દોનો મોટો જથો ગામડાંમાં વપરાય છે, પણ તેમને આપણા સાક્ષરો ગામડીઆ કે ગ્રામ્ય ગણી હસી કાઢે છે, અથવા તળપદા શબ્દોની મશ્કરી કરે છે, સ્થાનિક અને પ્રાંતિક શબ્દો માટે પણ અણગમો બતાવે છે. ગામડામાં જે બહુ અશુદ્ધ શબ્દો વપરાતા હોય તેને ભલે સુધારો કે છોડી દો; પણ એ વિષે ભાષા શાસ્ત્રી મી. બીમ્સ કહે છે કે "ગામડીઆ બોલીમાં ભાષાના અધમ કે ભ્રષ્ટ રૂપો છે એમ માનવું તે ભૂલ છે. એવી બોલીઓ-શાખાઓ પ્રાચીન કાળથી ચાલી આવેલી બહુધા જણાય છે. તેમાંની એક સુધરે, તેમાં સાહિત્ય ઉપજે, કે બીજી ભાષાઓની મદદથી તે વિકાસ પામે; અને બીજીઓ તેમની મૂળ સ્થિતિમાંજ રહે; તથાપિ વિકાર પામ્યા છતાં ઘણીવાર શબ્દોનાં જૂનાં ને શુદ્ધ રૂપ જે પેડાએલી બોલીએ છોડી દીધાં હોય, તે તેમણે જાળવી રાખ્યાં હોય છે. ભાષાની શાખાઓ-બોલીઓમાંથી ઘણુ શીખવાનું મળે છે શબ્દોના મૂળ અને વ્યાકરણ પ્રયોગો શોધવામાં બોલીઓ ઉપયોગી થઇ પડે છે. દાખલા તરીકે ભૂ (ભવામિ, ભવસિ, ભવતિ, ઇ૦) ઉપરથી હોના કેમ થયા, તે ભોજપુરીમા ચાલતા ભા ને ભયા ઉપરથી શોધી કઢાય કેટલીકવાર ભાષાની સ્થાનિક ખાસિયતો તેમાંથી મળી આવે છે. મી. બીમ્સ આ વાતના સમર્થન માટે હિંદીના દાખલા આપે છે, અને જણાવે છે કે હિંદી જેમ સ્થાનિક શબ્દોના ભરણા માટે જાણીતી છે, તેમ પંજાબી, બંગાળી, મરાઠી, ને ગુજરાતી પણ છે. સ્થાનિક શબ્દોનો સંગ્રહ કરવામા આવે, તો ભાષાનો કોષ ઘણો સધન થશે. એવા શબ્દોની ખાસ ખૂબી એ છે, કે તે ઘણું કરીને તેમનાં જૂનાં રૂપ બતાવે છે. હાલની ભાષાઓનું મૂળ ખોળી કાઢવાનું કામ સંતોષકારક રીતે પાર પાડવું હોય, તથા બે સંસ્કૃત અને આજની ભાષાના વચલા વખત ઉપર જે અંધકાર પિછોડી છવાઇ રહી છે, તે દૂર કરવી હોય, તો ગામડાની બોલીઓ દ્વારા થઇ શકશે, એવી મારી ખાત્રી છે. ઘણીવાર હલકા વર્ગોના મોંમાંથી નીકળતાં તુચ્છકારવા જેવાં વચનોથી અણધાર્યા તેમ અતિ કઠિણ પ્રકારના પ્રશ્નો ( Problems ) નો નીકાલ થઇ જશે "

વિદ્વાનો ગામડાના કે પ્રાંતિક શબ્દોને ભ્રષ્ટ ગણે છે; પરંતુ આધુનિક સર્વ આર્ય ભાષાઓ એક રીતે ભ્રષ્ટજ છે. તેઓ પ્રાકૃતમાંથી અપભ્રંશદ્વારા ઉતરી આવી છે. તેમાં ચાલતા શબ્દોને ભ્રષ્ટ કહેવા કરતાં કોમળ ને મધુર કહેવા જોઇએ. એમ છતાં જે અતિભ્રષ્ટ હોય, તેમાં થોડો સુધારો કરીને પણ તે વાપરવા જોઇએ. સેંકડો

ને હજારો શબ્દો સુધાર્યા વગર ચાલી શકે એમ છે. જો સ્થાનિક ને પ્રાંતિક શબ્દો બીજા શબ્દો સાથે ભેગા કરવામાં આવે, તો ગુજરાતી કોષ એક લાખ કરતાં પણ વધારે શબ્દોનો થાય, એવો મારો અડસટ્ટો છે. જેને અતિભ્રષ્ટ ગણવામાં આવે, તે પણ ભાષા શાસ્ત્રીઓને કામના થઇ પડે છે. દાખલા તરીકે ગામડામા બાળકોને બીવડાવી છાનાં રાખવા કહે છે, કે આ પેલા મણમઠીઆને બોલાવું કે? મણમઠીઓ તે મન્મથનો અપભ્રંશ છે. ઢરો જમવાનું નોતરૂં આપતાં અગહનું કહું છુ એમ બેરાં બોલે છે. અંગહ તે અન્ન ગ્રસ્ ( અન્ન કાચુ ધાન્ય–ફૂલર વગેરે+ગ્રસ્–ખાવું ) ઉપરથી થયો છે બેસતા વર્ષના દિવસને ગ્રાલ ( ગ્રાર ) પટોળાં કહેવામાં આવે છે, ને જુહાર પ્રતિપદા બતાવે છે. પેલા ફળીઆમાં ગ્રાવસોઇ મચી છે, ને પેલી પોળમાં આહીદોષ ચાલે છે. એ બંને શબ્દોનુ મૂળ મોહોરમમાં વપરાતો યા હુસેન શબ્દ છે ( કદાચ અહીસોનું મૂળ પણ તેજ હશે ). નવાઇ સરખુ તો એ છે. કે અંગ્રેજ સિપાઇઓ ( સોલજરો ) એ હુસેન–હોસેન શબ્દો સાંભળીને હોબસન જોબ સન મોહોરમના તહેવારોને લગાડી દીધા. શબ્દ જેમ ભ્રષ્ટ કે વિકાસી થાય છે, તેમ તેના અર્થમાં ફેર પડે છે, એટલે કેટલીકવાર તે ચઢતો ને ઘણીવાર ઉતરતો અર્થ બતાવે છે. કોઇ રજપૂતને ટેડાને બદલે તિર્યંક કહીએ, કે બંકા–બાંકાને બદલે વક્ર કહીએ તો તે ગુસ્સે થઈ જશે. એજ રીતે ખતરી–ખાતરીને ઠામે ક્ષત્રિય કે રાણા–રણાને ઠેકાણે રાજા વાપરીએ તે ચાલે નહિ. ગોરને ગરોડો; વિકારવુંને વકારવું, ભટ્ટ, ભટ ને ભાટ, પંડિત ને પંડયા, સ્નાન, સનાન નહાવણુ ને નાહ ( નાસ ), એ સમાનાર્થે વપરાતા નથી' પ્રાંતફેર શબ્દો લઇએ તો એક વસ્તુ માટે અનેક શબ્દો મળી આવે છે. દાખલા તરીકે થોડા તાવને તપત, ધખણી ( ઉત્તર ગુજરાતમાં ) ધીકડી, બળાગર કહે છે. સ્ત્રીઓ ઓવારણાં ઉતારે છે તેને વારણાં, વારીજાઉં, બલા લઉં, હમર (ઉ. ગુ.) કહે છે. કાછીઆને ઉ. ગુ. માં ખભાર, હાકડો, ધાકડો પસ્તાગીઓ, અગરીઓ કહે છે. કપડા શીવનારને દરજી, સુઇ (સઇ) મેરાઇ, ગાંભુ, ગુફણ ( ઉ. ગુ. ), શેરડીના ચૂસવા લાયક કડકાને ગંડેરી (સુ) ગબવા–ગણુવા–'મધ્ય ગુ.) માદળીઆં ( કાઠી. ) અને પીતા–પૈતાં (ઉ. ગુ.), પૈસાને સવાકો–દોઢીઉં ( સુ ), જંઇ, જનાદી, જનાવાદી (મ. ગુ ) અને કાવડીઉં (કાઠી.); એ સર્વ એક અર્થે ચાલે છે વળી બચ્ચી, ચૂમી, બોકી, બોસો, કોઢા ( ઉ. ગુ. ) સમાનાર્થ છે. એક ઠેકાણે ઢગ એટલે બહુ, બીજે સ્થળે વાદળા, ને ત્રીજી જગાએ બળદીઓ કહેવાય છે. બાડી હલકી ડાંગેરને સુરત તરફ કડો, પૂર્વ ને ઉત્તર ગુજરાતમાં વરી, મધ્ય ગુજરાતમાં સાઠી અને કાનમમાં કુંદણી કહે છે. કેટલીક વાર એક પ્રાંતના શબ્દ ઉચ્ચારતાં બીજા પ્રાંતવાળાને હસવું આવે છે. મોટા વાંદરાને મેં બૂઢ ( વૃદ્ધ–ઉપરથી ) કહ્યો તેથી સુરત જીલ્લાના સાભળનાર હસી પડયા. સુરત તરફની એક બાઇએ વડોદરા સ્ટેશને કહ્યું કે મારી છોકરી વીઆઇ છે, તેથી સાંભળનારા હસવા લાગ્યા. સારા ઘરની દિકરીને છોકરી કહેવા જતાં કાઠીઆવાડના લોકોને માઠુ લાગે છે. સ્થાનિક અને પ્રાંતિક શબ્દોની સંખ્યા ઘણી મોટી છે, તેમાંથી થોડાક દાખલા નીચે આપું છું; એમાંના કોઈ શબ્દ બીજા પ્રાંતમાં પણ વપરાય છે.

| ઉત્તર ગુજરાત | અર્થ | કાઠીઆવાડ | અર્થ |
|---|---|---|---|
| ફીચુડીઉં | હિંદોળો | પારેઠ | ખાખડી ગાય |
| ખોટ | ઢેકુ | વરોલ | વાંઝણી ,, |
| જેહર | ઘેટું | સોડવું | સડવા, કોહવા દેવુ |
| ઠુંબો | મહેણુ | રેઢુ | રવડતું |
| તીરથ | ગધેડુ | હટાણુ | બજાર ખરીદી |
| તોલડ | મૂર્ખ | અભોલ | ઢોઠ |
| પખાલ | જુલાબ | ડહુર | બહેર મારી ગએલ |
| પેડાર | ગોવાળીઆ | ગભુ | છેક નાની |
| ભેડો | તડાકો | ઉફરાટા | ફમફમી |
| મગદળીઆ | ખોટી સાક્ષી પુરનાર | ખીસર | ઉતરાણુ |
| વહાવું | ધોળવું | ટખુડી | ટોયલી |
| ફ્રોઢો | રબારી | ખડકી | ગોદડી |
| રાયલી | ગોદડી | કાટલા | વસાણાના લાડુ |
| રાધો | ઘેલછા વાળો | બજર | તમાકુ |
| રેડો | વાછડો | ખીજડો | સમડો |

| દક્ષિણ ગુજરાત | અર્થ | પૂર્વગુજરાત | અર્થ |
|---|---|---|---|
| ઘરેડ | ચીલો | સઢો | ખપરડાથી આંતરો ભરી લેવો તે |
| આહ્રી | નાની ગાડી અથવા ૩૦ મણ | ફરા | વાંસના ખપરડા |
| આહ | ધરી | ચોપાડ | પરસાળ |
| પોરીઆ | છોકરો | મનખ | હાસી, ગોલી |
| કેચે | કહીં | વડારણુ | સહર |
| વીરભોણુ | વીરણુ | ભમરલાલ | બાલ કુમાર |
| કાછો | ઘરપાસેનો વાડો | ઓઠણુ | નવાણુ પાસે ઢોર બેસવાની જગા. |
| ફદીઉ | પૈસાથી હલકુ નાણુ | | |
| ગાંસવું | નાખવું | ઉસ | નખોદ |
| ઉખાડાઉ | ઉધીઉ | બણુગુ | હીક, સણુકા |
| વાંકડો | પહેરામણી | ઘોયરો | ચંદન ઘો |
| સુપડાં | આણું વળાવતા કન્યાને આપે છે તે | ભોમ | ચામડાં માટે મરેલા ઢોર લઇ જવાનું કામ |
| ખાજણુ | છીછરી ખાડી | ખાજરૂ | લગન વેરો બેડુતો પાસેથી |
| ભાત | ડાગેર | દાંતી | ડુંગરી |
| થર | જૂડાનો | તિરિયો | સફેદ ચળકતો પત્થર |
| | | છાપોર | જમીન પર વરી આવેલી પત્થરની છાટ |

| મધ્ય ગુજરાત | અર્થ | મધ્ય ગુજરાત | અર્થ |
|---|---|---|---|
| કટવાં | ચોથીઉ | ગોલ | લાગ |
| ગુલડી<br>આંગલું | નાની અંગરખી | વાલર | વાલ, ચોળા, તુવેર વગેરેનું ભેગું વાવણું |
| જેકુ–જેસુ | ધૂળ | નઘરોળ | બેદરકાર |
| ધાણું | મોટું ફુલ્લું | ચોખગણુ | ચાર ચોખુ વાળી ખડી |
| તરછટ | તદન | જગખું | છોકરૂં |
| ચરોતરી | વાજબી | કુચલમારી | ફિસાદ |
| બરછટ | કરકરૂં | દરખલી | નાની કોઠી. |

અંગ્રેજી શબ્દોના અર્થ આપતાં Kid (કિડ) એટલે બકરીનું બચ્ચું, Lamb (લેમ્બ)–ઘેટાનુ બચ્ચું, Cowherd (કાઉહર્ડ)–ગાયનું ટોળું એવું મુંબઇના એક લખનારે છાપ્યું હતું, કેમકે બકરીના બચ્ચાને લવારૂં, ઘેટાના બચ્ચાને હલવાન, ગાયના ટોળાને ગોર, ધણ (કાઠી.) કહે છે તે તેના જાણવામાં નહિ હોય. કાઠીઆવાડમાં બળદના ટોળાને બાળદ અને ભેંસના ટોળાને ખાડું કહે છે. ઉત્તર ગુજરાતમાં ઊંટના બચ્ચાને બોતડો કહે છે. સસ્કૃતમાં પોત (કરિપોત) એ હાથીના બચ્ચાનું અને અને હસ્તિક એ હાથીના ટોળાનું નામ છે. Parapet wall (પેરેપેટ વોલ) ને કાઠીઆવાડમાં હેયારખી કહે છે, Hamlet (હેમલેટ) ને (પૂ. ગુ માં) મુઆડું, Catchment (કેચમેંટ) ને આવણું, કાઠીઆવાડમાં Shopping (શોપિંગ) ને હટાણું, પૂ. ગુજરાતમાં Quartz (ક્વૉર્ટ્ઝ) ને તિરિયો, ટુવાલ (Towel) ને અગુછો–અંગલુછો (ચરોતર) તથા હજુરીઓ (ચરોતર) કહે છે ઉભા રહેવું, નાતરૂં કરવું એવા બે શબ્દને ઠામે ઉભવું, ઘરગવું એવા કાઠીઆવાડી એક શબ્દથી ચલવી લેવાય છે.

પ્રાચીન કવિઓ ગામડાના ને પ્રાંતિક શબ્દો તથા રૂપો છૂટથી વાપરતા, અને તે અદ્યાપિ મૂળ રૂપે કે થોડા ફેરફાર સાથે ચાલે છે. દાખલા તરીકે પદ્મનાભ ભીમ, શિવદાસ, મુનિશ્રી ગંગવિજયના ગ્રંથોમાંથી થોડાક નીચે આપું છું.

કાન્હડદે પ્રબંધ—પાહિ–પાહે (પાસે); રિખી–રિસી રસી; સુધી–સીધી, પીઆરા–પરાયા, તિણી–તિણે–તેણે: કેણુ–કેથે, પાતિગ–પાતક; સરૂપ–સ્વરૂપ, અજિ–હજી; વખ્યાત–વિખ્યાત, માંડિસિ–માંડીશ; પઇસિ–પેશી.

ષોડશ કળા—ભેમ–ભીમ, વેનતિ–વિનતિ, આક્ષાન–આખ્યાન; સુથી–ચોથી, માગેસ–માગીશ; કરેશ–કરીશ.

હંસા ચારખંડી—સાબધી–સર્વ; કુણ–કોણ, પછે–પછી; દખી–દુઃખી, ભેભીત–ભયભીત; થાશું–થઇશું, કરતો–કરત; લાવિશ–લાવેશ, ગણેશ–ગણીશ.

કુસુમશ્રી રાસ—વેંટી–વીંટી; ખિણ–ક્ષણ; કિમ–કેમ; પરજા–પ્રજા; ઉપગાર–ઉપકાર, કહેસ–કહીશ; આખ્યું–આંખો; વખારૂ–વખારો.

વળી મુગ્ધાવબોધ ઔક્તિકમાં આપેલાં રૂપ, જેમાં લહિયાથી બિગાડ થયો નથી,

અને જે પંદરમા શતકના મધ્ય ભાગમાં વપરાતાં તેમાંનાં, થોડાંક વિશેષ મુકાબલા માટે નીચે આપ્યાં છે.

| પ્રાચીન રૂપ | ગામડીઆં રૂપ | સં. મૂળ. |
|---|---|---|
| તિહાં | તિહાં | તત્ર |
| જિહાં | જીહાં | યત્ર |
| કાલિ | કાલી | કલ્યે |
| ગિઉ | ગીઉ | ગત |
| આજી | અજી–હજી | અદ્યાપિ |
| હુઉં | હુઉં | અસ્તુ–ભવતુ |
| ઓલિઉ | ઓલ્યુ | અર્વાચીન |
| હવડા | હવડાં–અવણાં | અધુના |
| માહરઉ | માહરો | મમ |
| ઊપિલું | ઉપિલું–ઉફેરૂં | ઉપરિતન |
| અનેરઇ દીસિ | અનેરે દીસે | અન્યેદ્યુસ્ |

કેટલીક વાર શહેરી કરતા ગામડીઆ શબ્દો વધારે શુદ્ધ હોય છે જુઓ, પિતૃષ્વસૃ ઉપરથી પ્રાકૃત પુપ્ફા ઉપરથી ફૂઈ, ફઇઅર (જૈન સાહિત્ય) ફુઈ, (હિંદીમાં ફુફી–ફૂફુ) ને શહેરીમા ફોઇ. કુત્ર–કેત્થે (સુરત ભણી) કયા–કયહાં (શહેરી). ભૂમિ–ભુંઇં, ભોં, ભોમ અને શહેરી ભોય. કાઠીઆવાડ ચાહલો ને આપણો ચાંલ્લો. આપણી ચકલી ને સુરતી ચલ્લીમાંથી કયો શબ્દ શુદ્ધ ?

વિદ્વાનો જો ટીકા કરવાને બદલે તળપદા ને પ્રાંતિક શબ્દોને પસંદ કરે, તો તેમનું અનુકરણ બીજાઓ જરૂર કરશે. એક સાક્ષરે પમરવું જેવો બદ્ધ શબ્દ વાપર્યો; કે તે બીજાઓએ ઝડપી લીધો. એજ રીતે મહેકવું, મઘમઘવું, સોડવું, સોડમ, બોહડો જેવા શબ્દો પણ વાપરવામાં આવી શકે. બસે ત્રણસેં વર્ષ થયા પેઠી પટારા સેવતો "અનેરો" શબ્દ એકે પસંદ કર્યો, તેને બીજાઓએ વધાવી લીધો. એવીજ રીતે મુદા, હેલામાં, ઉધડકવુ, ઉચલવુ, પસાય, આફણીએ, આપોપુ, લાછ, કયણું વગેરે પ્રાચીન કવિઓએ વાપરેલા શબ્દો ઉપયોગમાં લેવાય. સ્વ. ઝવેરીલાલે ઉભે છે એવો પ્રયોગ શકુંતલા નાટકમાં પ્રથમ વાપર્યો, ત્યારે તે વિષે ટીકા થઇ હતી; પણ તે વપરાશમાં આવતો થયો છે. એક વિદ્વાને પરકંખા શબ્દનો ઉપયોગ કર્યો, તે બીજાઓને ના પસંદ પડયો, પણ ગુજરાતીમાં તો પરકમ્મા (જૈન સાહિત્યમાં પણ) ને પરકંખા શબ્દોજ ચાલે છે. કોઇ પરિક્રમ કે પરિક્રમણ નથી કહેતું. એક સાક્ષરે "પાશેરામાં પહેલી પૂણી" એવી ઘરગથુ કે પૈરાની કહેવત કામમાં લીધી, તો બીજાઓ આંટી ઉકેલવી, કોકડું ઘુંચાયું, પેટ બાળીને સાચ્યુ ને દીવો બાળીને કાંત્યું, પાયો ટેર્યો, દાપશી પૂરી જેવી કહેવતોને ઉપયોગમાં લેશે. આમની સભામાં સત્કારમ ભાષણ આપતાં એક વિદ્વાને આંટી ઉકેલવી (to unravel the skein) એવી કહેવત વાપરી હતી. જૅનસન જ્યારે એમ કહે કે લાતિન અને ગ્રીક [illegible] બધું

કરીને પ્રૌઢ કે સંસ્કારી ભાષા લખતા હતા, તેમના વારા વહી ગયા છે. હવે ભાષણો, લેખો ને પુસ્તકો સાદી ભાષામાંજ લખાય છે. ( જુઓ કેમ્બ્રિજનાં વિજ્ઞાન સંબંધી નવાં પ્રસિદ્ધ થતાં પુસ્તકો) .સ્વતંત્ર સંસ્થાનના નામાંકિત્ પ્રમુખ વિલ્સન રાજકીય જેવા કઠણ વિષયો ખડુ સાદી ભાષામાં લખે છે.

કોઇ વાર એમ કહેવામાં આવે છે કે સાદી ભાષા એ વિચારની સાદાઇ-ગરીબી ખતાવે છે, તેની વિરૂદ્ધ ઉપલાં દષ્ટાંત બસ થશે

સાદી ભાષાની તરફેણમાં મે ઘણા ઉતારા આપ્યા છે, કેમકે મારૂં દઢ મત એવુ છે કે જનસમૂહના હિતને અર્થે સાહિત્યનો મોટો ભાગ એવી ભાષામાં હોવો જોઇએ. મારો હેતુ સાક્ષર વર્ગને ગેર ઇનસાફ આપવાનો નથી. અગ્રેજીમાં જે અર્થે મેન ઓફ લેટર્સ (man of letters) વપરાય છે, તેજ અર્થે સાક્ષર શબ્દ વપરાય છે, અને તેનો અર્થ ભણેલો-વિદ્વાન એવો થાય છે, પછી ભલે તે સસ્કૃત, અગ્રેજી, ફારસી કે અન્ય ભાષાનો વિદ્વાન હોય. એમ છતાં હાલ ગુજરાતીમા કેટલાક લોક સાક્ષર એટલે સંસ્કૃત જાણનાર વિદ્વાન એવો અર્થ કરીને તેમને નિંદે છે પણ ખરા, પરંતુ એ તેમની ભૂલ છે. સસ્કૃત જાણનાર લેખકો ભાષાના ભૂષણરૂપ છે તેમને ,માટે હું ઉંચું મન અને ભારે માન ધરાવુ છું. આજ સુધી તેમણે બજાવેલી સેવા પ્રશસા પાત્ર છે સ્વ. મનઃસુખરામ, ગોવર્ધનરામ, મણીલાલ દ્વિવેદી વગેરેએ સાહિત્યની ઉત્તમ સેવા બજાવી; તેમ હાલના સાક્ષરો પણ માતૃ-ભાષા પ્રત્યે પોતાનું કર્તવ્ય રૂડી રીતે બજાવી રહ્યા છે; કેટલાક સાક્ષરો સાદી ભાષામા, કેટલાક વચલા વર્ગની ભાષામા અને કેટલાક સસ્કારી ભાષામા અમુક હેતુથી લખે છે આ પરિષદ્‌ની સ્થાપના અને અસ્તિત્વ આપણા સાક્ષરોનેજ આભારી છે. સંસ્કારી ભાષા લખનાર પણ ધારે તો સાદી ભાષામા લખી શકે, કેમકે તેમણે ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કરેલો હોય છે, અને તેથીજ તેમને મારી નમ્ર વિનતિ સાદી ભાષા તરફ પણ વલણ કરવા માટે છે. સંસ્કૃતમય અથવા પ્રૌઢ ભાષામા પણ થોડા સાહિત્યની અગત્ય છે, એમ હું જણાવી ચૂકયો છું

## જૈન સાહિત્ય.

અપભ્રંશથી માંડીને જૂની ગુજરાતીમાં તથા નવી ગુજરાતીમા જૈન સાહિત્ય વિશાળ છતાં તે ઉપર આજ સુધી ઘણું થોડું લક્ષ અપાયુ છે. ગુજરાતીમા પ્રાચીન કાવ્ય માળા, બૃહત્ કાવ્ય દોહન અને બીજાં પુષ્કળ પુસ્તકો પ્રસિદ્ધ થતા સુધી જૈન ભાઇઓ જાગૃતિમાં આવ્યા નહિ; પરતુ હવે તેમની આંખો ઉઘડી છે. રાજકોટમા ભરાએલી પરિષદ્‌માં રા મનઃસુખ વિ. કીરતચંદ મહેતાએ જૈન સાહિત્ય વિષે વાંચેલો નિબંધ અને સુરતની પરિષદ્‌માં વાંચેલો સ્વ. દલાલનો નિબધ એ બંનેએ જૈન સાહિત્ય ઉપર સારો પ્રકાશ પાડયો છે. પ્રાચીન કાવ્યમાળામા શીલવતી રાસ છપાયા પછી કેટલાક છૂટા ગ્રથ બહાર પડયા છે, જે પૈકી જૈન કાવ્યદોહન પ્રથમ ભાગ રા. મનસુખલાલ રવજીભાઇ મહેતાએ, ઐતિહાસિક રાસમાળા પ્રથમ પુષ્પ અધ્યાત્મ જ્ઞાન પ્રચારક મંડળીએ, માધવાનળની કથા સાહિત્ય માસિકે, વિમળ પ્રબંધ રા. મણીલાલ

ભીમસિંહ માણેકે છપાવ્યા છે. વળી શ્રી આનંદકાવ્ય મહોદધિનાં મૌક્તિકો રા. જીવણચંદ સાંકરચંદ ઝવેરીએ પ્રસિદ્ધ કરવા માંડ્યાં છે. પરંતુ આ તો માત્ર ચંચૂપ્રવેશ ગણી શકાય. રા. મનસુખલાલે જૈન રાસમાળાની પ્રથમ ટીપ છપાવી તેમાં ૩૬૩ પુસ્તકોનાં નામ આપેલાં છે, અને તે પછી તેની પૂરવણી રા. મોહનલાલ દલીચંદ દેસાઈએ સં. ૧૯૭૦ માં પ્રગટ કરી, તેમાં બીજા ૨૭૮ ગ્રંથનાં નામ જાહેર થયાં છે. એ શિવાય હજી બીજા ઘણા ગ્રંથ જૈન ભંડારોમાં ને અન્યત્ર પડી રહેલા છે. રા. મોહનલાલ જણાવે છે કે જૈન કાવ્યસામગ્રી એટલી બધી છે, કે ગુજરાતી છાપખાનામાં પ્રગટ થએલ બૃહત્ કાવ્ય દોહન જેવા ઓછામાં ઓછા સો ભાગ સહજ પ્રગટ થઇ શકે એમ છે. એજ મહાશય જણાવે છે, કે જૈનોએ ગુર્જર સાહિત્ય ઓછું ખિલવ્યું નથી, બલ્કે જૈનેતર પ્રજા કરતા પણ અનેકધા વિશેષ ખિલવ્યુ છે.

જૈનબંધુઓ સમૃદ્ધિવાન છે, તેથી આશા રાખવામા આવે છે કે તેમના બાપ દાદાઓએ રચેલ તથા ભંડારોમાં સાચવી રાખેલ ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવામાં તેઓ પાછી પાની કાઢશે નહિ. જૈન સાહિત્ય જેમ ભાષાનો ઇતિહાસ ને વિકાસ જાણવા માટે અગત્યનુ છે, તેમ તેમાંના ઇતિહાસ, રાસા, પ્રબંધ, ચરિત્ર અતિ ઉપયોગી થઇ પડે એમ છે. વાર્તાઓમાં વિક્રમચરિત્ર, વેતાળપંચવીસી, નંદબત્રીશી, પચદંડ અને સિંહાસન બત્રીશીનાં નામ જોતાં એમ લાગે છે, કે કવિ સામળભટને આપ ઉઠાવથી ગ્રંથોનું વસ્તુ ઉત્પન્ન કરવાનું જે માન આપવામા આવે છે તે યોગ્ય છે, કે તેમણે વસ્તુ જૈન ગ્રંથોમાંથી લીધાનો સંભવ છે ? આમ જણાવીને સામળ સરખા પ્રથમ વર્ગના કવિની મહત્તા ઘટાડવાનો મારો હેતુ નથી. એમ તો જૈન કવિઓ—સમયસુંદર, મેઘરાજ, ઋષિવર્દ્ધન અને હર્ષરત્ને નળદમયંતી રાસ રચ્યા છે, તેથી કવિ ભાલણે અને પ્રેમાનંદે નળાખ્યાનનું વસ્તુ સદર જૈન કવિઓનું લીધુ હશે એવો તેમના પર આરોપ મૂકી શકાય, પરતુ જૈન અને જૈનેતર કવિઓએ મૂળ વસ્તુ મહાભારતમાથી લીધેલ જણાય છે.

કેટલાક જૈનબંધુઓ નરસિંહ મહેતાને આદિ કવિ ગણવાની ના પાડે છે, કારણ કે મહેતાની પૂર્વે જૈન કવિઓ ઘણા થઇ ગયા છે. આદિ કવિ ગણવામા જેમ કાળ મુખ્ય ભાગ લે છે, તેમ જેની કવિતા ઘેરે ઘેર પ્રસરી ગઈ હોય, એટલે દેશમાં સર્વત્ર સામાન્ય થઇ ગઇ હોય તે આદિ પદને વધારે શોભે છે. વળી જૈન કવિઓની પેઠે જૈનેતર કવિઓ નરસિંહ મહેતા પૂર્વે થયા હતા એ વાત અજવાળામા આવતી જાય છે. જો જૈન બંધુઓની પેઠે બ્રાહ્મ ધર્મીઓને રાજ્યાશ્રય મળ્યો હોત અને તેમણે ગ્રંથો સાચવી રાખવાની કાળજી રાખી હોત, તો તેમના પણ ઘણા પ્રાચીન ગ્રંથો હયાતી ભોગવતા હોત. બ્રાહ્મ ધર્મીઓના ગ્રંથ ભંડાર પ્રભાસપાટણ વગેરે સ્થળે હતા, તેમનો નાશ અલ્લાઉદ્દીન ખૂનીએ કર્યો હતો, એમ છતાં જૈન ધર્મીઓએ ગુજરાતી સાહિત્યની અનુપમ સેવા બજાવી છે એમાં શક નથી, અને તેને માટે સાહિત્યપ્રેમીઓ તેમને ધન્યવાદ હમેશ આપશે.

ખેદકારક વાત એ છે કે ધર્મીધપણાથી દોરાઇને લોકો અન્ય ધર્મ કે પંથના

પુસ્તકો ઉપર દૃષ્ટિપાત પણ કરતા નથી. સાહિત્યને ધર્મ સાથે સંબંધ રાખવાની જરૂર નથી, તેમ ધર્મના સંબંધ વગરના પુસ્તકો વાંચવાને તો બાધ પણ હોઇ ન શકે.

જૈન બન્ધુઓમાં પંડિત બેચરદાસ, પંડિત લાલન, રા. જીવણચંદ ઝવેરી, રા. મનસુખલાલ વિ. કીરતચંદ, રા. મનસુખલાલ મહેતા, રા. મોહનલાલ દેસાઈ, રા. ગોકુળદાસ વગેરે વિદ્વાનો અને યોગનિષ્ટ શાસ્ત્રવિશારદ શ્રીબુદ્ધિસાગર સુરિ (જેમના બાવન ગ્રંથ બહાર પડી ચૂકયા છે) પૂજ્ય મુનિશ્રી સિદ્ધિમુનિ વગેરે જૈનાચાર્યો પ્રાચીન અને અર્વાચીન સાહિત્યમાં ઘણો વધારો કરશે એવી આશા છે.

## પારસી સાહિત્ય.

પારસી લોકોએ પોતાનો દેશ છોડી સંજાણ આવ્યા, ત્યારે ત્યાના રાજાની આજ્ઞાનુસાર પોતાની પેહલવી અને પાજંદ ભાષાનો ત્યાગ કરીને ગુજરાતીને પોતાની માતૃ-ભાષા તરીકે સ્વીકારી, અને જે જે સમયે જેવી ગુજરાતી ચાલતી હતી, તે તે સમયે તેવી ગુજરાતી તેઓ વાપરતા ગયા. તેમનો સહવાસ શરૂઆતમાં હલકા તથા ગામડીઆ લોકો સાથે વિશેષ હોવાથી તથા ગુજરાતી પોતાની મૂળની ભાષા ન હોવાથી તેઓ અશુદ્ધ ગુજરાતીનો ઉપયોગ કરે એ દેખીતુ છે. મોબેદ નેર્યોસંગ ધવલ, જેઓ હજારેક વર્ષો ઉપર થઇ ગયા, તેમણે યજસ્નેના એક ભાગનુ સંસ્કૃતમાં ભાષાંતર કર્યું હતુ તેની છેવટમા સંસ્કૃત સાથે ગુજરાતી ભાષા ભેળવી છે તે કદાચ પાછળથી કોઇની કૃતિ હોય એવો શક રહે, તેથી તે વાત આપણે છોડી દઇશું. પરંતુ પારસી લેખકોએ સં ૧૪૭૧ માં ખુર્દ અવસ્તાર્થ, અને સં ૧૫૦૭ માં અર્દાવીરા તે વખતની ચાલતી ભાષામાં લખેલ છે, એવું રા. નરસિંહરાવે 'વસંત' મા છપાવ્યુ છે. સં. ૧૫૭૬ નો રાણા સંગને વજીફો ભેટ કર્યાનો દસ્તાવેજ તથા દીવમાં રહેતા પારસીઓ ઉપર નવસારીથી લખાએલો પત્ર એ બે મે વસંતમાં આપેલા છે વળી સં ૧૭૩૯ અને સં ૧૮૪૬ ના બે નમુના રા. પાહલનજી દેસાઇએ પોતાના લેખમા પ્રસિદ્ધ કર્યા છે તથા તેમણે આજથી ૨૩૩ અને ૨૨૮ વર્ષ પર રચાએલા સ્યાવકનામા તથા જરતોસ્તનામાંમાંથી કવિતાના નમુના એજ લેખમા આપેલ છે, તે ઉપરથી પારસીભાઇઓ પણ હિંદુઓની માફક પાંચસો વર્ષથી જૂની ગુજરાતીમા લખતા આવ્યા છે એવી ખાત્રી થશે.

**નવી ગુજરાતી.** ગુજરાતી નવું સાહિત્ય ઉત્પન્ન કરવાનું પ્રથમ માન પારસીભાઇઓને ઘટે છે, કેમકે બાપુદેવ શાસ્ત્રીએ ઇસપ નીતિનું ભાષાંતર સન ૧૮૨૮ માં પ્રગટ કર્યું, તે અગાઉ મી. ફરદુનજી મરજબાને સ. ૧૮૧૪ માં પ્રથમ છાપખાનું કાઢયું, અને ગુજરાતી અક્ષરનાં બીબા પોતાને હાથે તૈયાર કર્યા.; તેમજ તેમણે સન ૧૮૨૧ મા મુંબઇ સમાચાર નામના વર્તમાનપત્રને જન્મ આપ્યો. સન ૧૮૪૮ માં જ્ઞાનપ્રસારક મંડળીએ જ્ઞાનપ્રસારક નામનુ માસિક બહાર પાડયું, તથા એ મંડળીમાં ઉપયોગી વિષય ઉપર ભાષણો ગુજરાતીમા અપાતાં હતાં. એ સંસ્થાના સરનશીન હિંદના દેશભકત દદા દાદાભાઈ નવરોજી હતા. હિંદુઓની બુદ્ધિવર્ધક સભા ને તે નામનું ચોપાનીઉ એ પછી આઠ વર્ષે હયાતીમા આવ્યા હતાં. સન ૧૮૫૭ માં ચૌદ વર્તમાન પત્રો બહાર નીકળતાં હતાં, તેમાંનાં માત્ર બે—સત્ય પ્રકાશ અને સમશેર બહાદુર

સિવાય બાકીનાં સર્વ પારસીઓ કાઢતા હતા. એમાં રોજદાં ત્રણ હતાં, ને તે ત્રણે પારસીઓનાં હતાં. રાસ્ત ગોફ્તાર સ. ૧૮૫૨ માં જન્મ પામ્યું. મહીલાઓને માટે સ્ત્રીબોધ નામના માસિકને જન્મ આપનાર પણ પારસીજ હતા. આજથી આઠેક વર્ષ ઉપર તપાસ કરી, ત્યારે એકલા પેટિટ ઇન્સ્ટિટ્યુતમાં પારસીઓના રચેલા ગ્રંથ પાંચસે જોવામાં આવ્યા હતા. મતલબ કે પારસીઓનું નવું સાહિત્ય વિશાળ છે

ભારતના ટકારનું વિવેચન કરતા રા. રંજિતલાલ પંડયા લખે છે કે "ગુજરાતના સાહિત્યનો કોઈ પણ ભાગ જો ગુજરાતી સાહિત્યના રસિકોને સૌથી વધારે અજ્ઞાત હોય, તો તે ગુજરાતનું પારસી સાહિત્ય છે." તે વિદ્વાન વળી જણાવે છે કે "અત્યંત આવેગભર્યું, અત્યંત રમતીઆળ અને અત્યંત હસમુખુ ગુજરાતનું પારસી સાહિત્ય શુદ્ધ ગુજરાતના સાહિત્યની અત્યંત ઉપયોગી પૂરવણી કરે છે."

પારસીઓને માથે એવો દોષ મુકીએ છીએ કે તેઓ બહુ અશુદ્ધ ભાષા લખનાર છે. તેમની અશુદ્ધતાના કારણ મેં પૂર્વે દર્શાવ્યાં છે. આપણે પોતે ઘર ઘરની જોડણી, પ્રયોગો અને અશુદ્ધ શબ્દો પણ વાપરનારા છીએ એ વાત લક્ષમા રાખવા જેવી છ કે તેમને આપણે ઉત્તમ પ્રતિનાં કોષ વ્યાકરણ વગેરે પ્રમાણભૂત સાધનો પૂરાં પાડયા છે પણ ક્યાં? પારસીઓએ શરૂઆત અશુદ્ધ લખાણથી કરી હતી, પણ તેમાં દિવસે દિવસે ઘણો સુધારો થતો આવ્યો છે, અને રા કાબરાજી જેવાના પ્રયાસથી અને ગુજરાતીનો સારો અભ્યાસ કરનાર લેખકોથી તેમની ભાષા સુધરતી ચાલી છે. માત્ર અશુદ્ધતાને કારણે તેમના સાહિત્યની અવગણના કરવી યોગ્ય થશે નહિ, તેમ તેમનુ સાહિત્ય કેવળ અલગ પડી જાય એ પણ ઇચ્છવા લાયક નથી. આપણે તેમના સાહિત્યની દરકાર કરતા નથી, તેમ આપણા સંસ્કૃતમય નવા સાહિત્યની તેઓ દરકાર રાખતા નથી. આવી ન ઇચ્છવા લાયક સ્થિતિ દૂર કરવા માટે રા. નરસિંહરાવ પોતાના ભાષણમાં ભલામણ કરે છે કે "પારસી લેખક બંધુઓ સંસ્કૃત તેમજ ફારસીનો સંસ્કાર પ્રાપ્ત કરશે, અને બીજે પક્ષે આપણે કેવલ આડંબર માટેજ સંસ્કૃતમય શૈલીનો આશ્રય કરતા અટકીશું, તો બને પક્ષ વચ્ચેનુ અંતર કાળક્રમે તૂટશે" આ કીમતી સલાહ ઉભય પક્ષ ધ્યાનમા લે, તો કેવું સારૂં? અમારા સાક્ષરોએ પ્રથમ પહેલ કરવી જોઇએ, પરંતુ તેની શરૂઆત "નવજીવન" સિવાય અન્યત્ર થએલી જોવામાં આવતી નથી. ઉલટું તેમનું અનુકરણ કરવાનો પવન દૂક બંડોળીઆ હિંદુ લેખકોમાં સંચરવા લાગ્યો છે પારસી ભાઇઓની ભાષામા આવકારદાયક ફેર પડેલો જોવામાં આવે છે. સાહિત્ય સભાઓની માફક મુંબઇનું પારસી લેખક મંડળ કંઇ કંઇ ઉપયોગી કામ કર્યે જાય છે. પારસી લેખકો સ્વ. મલબારી. સ્વ. તારાપુરવાળા, સ્વ. જહાંગીર પોલીસવાળા, રા. ખબરદાર, રા. પાહલનજી દેશાઇ, દા. જીવણજી મોદી, દા. ધનજીશાહ, રા રતનજી શેઠના, ખા. બા. દલાલ, રા. મહેરવાનજી આદરજી, રા. બહેરામજી મહેરવાનજી, રા. હોરમસજી દોસાભાઇ, મિસીસ કાબરાજી, મિસ પાલમકોટ વગેરેના જેવી લખવામા કાળજી રાખનારા ઘણા પારસી બધુઓ તૈયાર થશે. તો પારસી ગુજરાતી સુધર્યા વગર રહેશે નહીં. કેટલાક હિંદુ સાક્ષરોની પેઠે

કેટલાક પારસી સાક્ષરો ફારસી અરબી ઘણા શબ્દો વાપરવામાં તથા તદ્ભવ શબ્દોને સુધારવામાં માન સમજે છે, પરંતુ તે બરાબર નથી.

## મુસલમાની સાહિત્ય.

ગત પરિષદ્ વખતે રા. નરસિંહરાવે ઇસારો આપતા સચેદીના નાનજિયાણીએ પ્રગટ કરેલા ખોજા વૃતાન્તમાંથી બે નમુના વાનગી દાખલ આપ્યા છે. એક વૃદ્ધ ખોજા સ્ત્રીના ભજનોનું પુસ્તક પોતા પાસે છે, એમ તેમણે જણાવ્યું છે. મુસલમાની સાહિત્ય વિષે ભાગ્યેજ કોઈ કંઇ જાણે છે, તેથી તે વિષે કંઇક વિસ્તારથી કહેવાની મને જરૂર લાગે છે.

ખોજા સાહિત્ય. ખોજાઓ મૂળ હિંદુઓ હતા. તેમનામાં મુખ્ય બે ધર્મ ચાલે છે ૧ આગાખાની ને ૨ ઇસના અશરી ( બાર ઇમામને માનનારા ). એ સિવાય કેટલાક સુન્ની, સ્વામિનારાયણીઆ, ભગત, મસ્જીદીઆ, ખાનાઇ, તનાસરી વગેરે છે. આગાખાની પંથના મૂળ પુસ્તકો સિંધી લિપિમાં છે, અને તેની ભાષા ગુજરાતી, કચ્છી અને સિંધીથી ભેળસેળ થએલી છે. તેઓ પોતાને સત પંથી કહેવડાવે છે, અને પીરાણા ( અમદાવાદ પાસે ) નો ધર્મ પણ સત પંથના નામથી ઓળખાય છે. કેટલાક કહે છે કે તે આગાખાનીમાંથી પેદા થએલો છે. સતપંથ શાસ્ત્ર જે રા. લાલજી કાબાએ છપાવ્યું છે, તે સિંધી લિપિમાંથી ઉતારેલું છે, અને તેમાં જે પીરોનાં નામ જણાવ્યાં છે, તેમાંના પીર ઇમામુદીન–ઇમામશાહ–એ પીરાણા પંથના સ્થાપક છે, એમ જણાય છે. સતપંથ ગ્રંથમાં પીરોની કવિતા છે, તેમાં ઇમામુદીન કૃત નારાયણના દશ અવતાર વાંચનારનું ધ્યાન વિશેષ ખેંચે છે. તેની ભાષા ક્લિષ્ટ છે. એ ગ્રંથ પૈકીના દશમા અવતારનું લેખી પુસ્તક કાવીઠાના પંડિત કાલીદાસ નાથાભાઇ તરફથી કુરાઇના શેખ મૂળજી હીરાભાઇ મારફત મળ્યું ( બીજા કેટલાક લેખી ગ્રંથો સાથે ). ભાષા શુદ્ધ ને સારા અક્ષરે લખેલી છે. ખોજા કે પીરાણા પંથના ગ્રંથોમાં સાલ આપેલી હોતી નથી. રા. કાબા જણાવે છે કે તેમના જૂના ગ્રંથ ઘણું કરીને ૧૦૦ વર્ષ પૂર્વના નથી. સતપંથ ગ્રંથને શાસ્ત્ર ગણવામાં આવે છે. તેમાં પીરોની કવિતા છે. પીર નુરદીન, પીર સમસુદીન, પીર કબીરદીન અને પીર ઇમામુદીન એ મુખ્ય છે. દશ અવતારમાં હિંદુઓના મચ્છ કચ્છ આદિ નવ અવતાર વર્ણવી દશમો અવતાર અરબસ્તાનમાં મહંમદ પેગંબરનો થયો એમ જણાવ્યું છે. પીર સમસુદીને ૨૮ ગરબીઓ નવરાત્રીમાં ગાવા માટે રચી છે. મુમન ચેતામણી, ચંદ્રભાણ, સુરભાણ, રાજા ગોપીચંદ આખ્યાન વગેરે બાબતો સમાવી છે. આ સિવાય ખોજા કોમમાં ગવાતાં ધોળ, આરતીઓ વગેરે ખોજા સર્વસંગ્રહમાં આપેલ છે. તેમાં હિંદુસ્તાની ભાષા પણ વપરાઇ છે. સમસુદીનની ગરબીઓમાંથી થોડીક કડીઓ આપું છું.

ગુરૂ આવીઆ બીજી રાત કે આવી નાચીઆરે લોલ,
તારે બોલીયા મીઠા બોલ કે અંબરત વાણીઆરે લોલ;

તમે સુણજો સરવે સાથ કે ચેતી ચાલજોરે લોલ,
એ તો સારા મકર છે ભરપુર કે નીરખે જાણજોરે લોલ.

નવું સાહિત્ય—ખોજા કોમનું નવું સાહિત્ય સર્વથી વધારે ધ્યાન ખેંચનારૂં છે. રા. કાબાની યાદીમાં છપાએલા ૧૪૦ ગ્રંથનાં નામ છે, તેમાં જીવનચરિત્રો ને ઐતિહાસિક ગ્રંથ ૩૫, વાર્તાઓ નવલકથાઓ ૩૨, ધર્મ સંબંધી ૩૭, ને બાકીના નીતિ વગેરેના પરચુરણ ગ્રંથો છે. એ સિવાય શેઠ લાલજી દેવરાજે કેટલાક પુસ્તકો છપાવ્યાં છે.

પીરાણા પંથ સાહિત્ય—દશમા અવતારની ઉપર હકીકત આવી છે. એ સિવાય બીજા ૬ ગ્રંથ મને કાવીઠેથી મળ્યા છે, તેમાંનો માત્ર એક લઘુ ગ્રંથ " શ્રી ઇમામશાહ બાવાના પ્રભા " નામનો છાપેલો છે. બે જ્ઞાનોદયના તેમનો એક તૂટક છે, ને બીજામાં મહમદ સાહેબનાં ૯૯ નામ, બાજનામું દોવા, રતનનામું, પેગંબરી નુરનામું, જુદા જુદા વેદની ગાયત્રીઓ વગેરે છે. એક ગ્રંથમાં ઘોળ, પંદરતિથિ, ગરબા, નુરનામું, મોટું નુરનામું, (ગદ્યમાં) છે. ગદ્યની વાનગી—" તે દુનીઆમાં વેપાર કરતા, એણે તોલ રાખ્યાં, વળી બે માપ રાખ્યાં ને લેવાનું મોટું અને આપવાનું નાનું. એણે જાણ્યું જે ચતુર થઇને છેતરૂં છે. એણે સાહેબની બીક ન રાખી, તે માટે એને પેટની તબરક દીધી છે." એક પુસ્તકમાં ઘોળ વગેરે કવિતા છે. એક નાની ચોપડી સીસાપેનથી લખેલી છે, તેમાં સાસતર, ઘોળ, આરતી વગેરે છે. પીરાણા પંથના બીજા ગ્રંથો પણ છે, એવી બાતમી મળી છે.

આંગરોળના પીરોનું સાહિત્ય—નવસારી પ્રાંતમાં આવેલા આંગરોળની ગાદીના સજ્જાદાનશીન પીરજાદા મોટામિયાં સાહેબે કૃપા કરી વડોદરાના જમાદાર બચ્ચુમિયાં મારફતે કેટલાક ગ્રંથ પૂરા પાડયા છે. તેમના એક વડિલ પીર કાયમદીન બાવા, જેમનો રોજો પાદરા તાલુકાના એકલબારા ગામે છે, તેમના શિષ્યો કાનમ ને સુરત અઠ્ઠાવીશીના વોહોરા વગેરે છે. તેમણે જ્ઞાનનું ઉમદા પુસ્તક " નુરરોશન " નામનું સન ૧૧૧૧ હીજરીમાં ઉર્દુમાં રચેલું, તેનો તરજુમો—ઉતારો ગુજરાતી ઉર્દુમાં બખત દુલેમાન મહંમદે કરેલો છે. તેમાંથી ગુજરાતીનો નમુનો.—

રાગ ધનાસરી.

મારો ન્યારો છે તે ભેદ; નહી જાણે સઉ કોઇ રે અલ્લા ॥ટેક.॥
જહારે પવન સંચરે નહીરે, તહાં નુર અપાર; ॥
પ્રેમ પીયાલો પીતાં ભુલ્યા. એસું નુર દીદાર; ॥ ન જાણે, ॥
અગમ અકાસમાં નુર નુર, તાસે લાગે પ્રીત. ॥ ૧ ॥
સુરત પગથીએ સીડી ચડીએ, તો લીધો અગમ ગઢ જીત. ॥ ન જાણે. ॥૨॥
ન જાણે કોઇ જોગી સન્યાસી, ન જાણે સંસાર. ॥
જાણે કોઇ વીરલો ભેદ, આસક મસ્ત દીદાર ॥ ન જાણે. ॥ ૩ ॥

બીજો એક અગત્યનો મોટો ગ્રંથ નાગરી સુંદર અક્ષરે લખેલો છે, તેમાં ૮૮ અંગ ને ૧૬ સ્તુતિ વર્ણવી છે. કર્તા કોઇ વસ્તા હોય એમ જણાય છે, તેની રચના સાલ ૧૮૩૧, ને ઉતાર્યો સાલ ૧૯૦૩ છે, તેની ભાષામાં કોઇ કોઇ હિંદુસ્તાની શબ્દોને

રૂપે આવે છે. જુઓ.—

શ્રી ગુરૂદેવને વંદિયે ॥ પ્રીતે લાગીયે પાય ॥
અવર વંદન જયાથે ટલે ॥ આવાગમન મિટ જાય ॥
બુદ્ધ સુદ્ધ દાતા થયો ॥ રીદ્ધ સિદ્ધ દાતા જેહ ॥
સ્વરૂપ દાતા સચ્ચિદાનંદ ॥ પ્રીતે વેદૂ તેહ ॥
ગુરૂ સેવા સખથે ખડિ ॥ તાથે બડી ન કોય ॥
સરવ ધરમકો એક ધરમ ॥ ગુરૂ જ્ઞાનિ બુઝે સોય ॥
દેવ સકલ્લ ગુરૂદેવમાં ॥ ધરમ સકલ સખ માહે ॥
શ્રી ગુરૂદેવ ઉપાસતા ॥ અવર ધરમ કો નાહે ॥

પીર કાયમુદ્દીન બાવા સાહેબના ખાસ મુરીદ (શિષ્ય) અબરામ બાવા, ઉમર બાવા, જીવણ મસ્તાન, નબીમીયા, પુજા બાવા, રતનબાઇ વગેરેને પીર સાહેબના પ્રતાપથી જ્ઞાનની પ્રસાદી મળી હતી તેમના કલામ (ભજન) ઘણાં ગવાય છે. ભક્તિમાં નિમગ્ન થએલ રતનબાઇ અભણ હતી, છતાં તેની કવિતા નૈસર્ગિક ને ઉંચ ભાવના શુદ્ધ ગુજરાતીમાં બતાવનારી છે. જુઓ,—

અરે નરનાર, ભજો કિરતાર, સરજનહાર સાચો છે,
મનુષ્ય અવતાર, નો આધાર, અરે ઓ યાર કાચો છે  ટેક
અભિમાની, તું થા જ્ઞાની, આ નાદાની કહ્યું માની,
છોડી દે, યાર, થા હુશિયાર, ગરૂરીને તમાચો છે.  અરે ૧
ઓ મન મોજી, સમો સમજી, જુઠી બાજી ન થા રાજી
સમજ મન સાર, છોડી દે ખાર, અગાડી મોત માચો છે  અરે ૨

× × ×

### રાગ પ્રભાત

માળા જપું છું નાથ તમારી, આવો ને મંદિર મારેરે,
દયા કરીને વહેલા પધારો, આનંદ ઉરમાં ભારે રે. ટેક
સેજ સમારી વાટડી જોતી, વહેલા આવો ગીરધારી રે,
દરસન દોને મુજને વાલા, જાઉં તમો પર વારી રે.  માળા.
વાળી ઝાડી ઘર કીધું ચોખું, પાંચ પચીસને કાઢી રે,
આવો મારા સ્યામ સલુણા, વાટ જોઉં છું દહાડી રે.  માળા

× × ×

### કલામ

ફરો ભમતા તમે શું ભાઇ, સાહેબ બેઠો પોતાની માંઇ.  ટેક
મક્કે જાય ને મદીને જાએ, જાએ દુવારકા કાશી રે;
મનનું તીરથ સરવથી મોટું, મટી જાએ ચોરાશીરે.  સા. ૧.
કુરાન પઢે ને ગીતા વાંચે, બોલે વેદ પુરાણો રે,
અંતર ખોલ્યા વિના પાર ન આવે, ભાર નકામો તાણો. સા. ૨.

× × ×

પુંજો ખાવો જાતનો ખલાસી હતો, તેની કવિતાનો નમુનો —

રાગ વસંત

ચાલો સખી જોવાને જઈએ, જ્યાં વસંત ખેલે વનમાળી
નવતમ નાર મળી નવજોબન, હસી હસી લે વાલો તાળી ટેક
નટવર નાનો છે લઘુ વેશ, છમક છમક કરે ચાળો,
વળગે ઝુમે ને મુખ ચુમે, મોહન મોરલીવાળો. ચાલો.
અબીર ગુલાલ અતિ ઘણા ઉડે, કેસર ભરી છે ચોળી,
ચુઆ ચંદન છાટું છાટણુ તો, લાલ લીઓ રંગમાં રોળી ચાલો

નબીમિયાની કવિતાનો નમુનો.

રાગ ધીરાની કાફીનો

મરમની માળારે, બાઇ મારા ઘટમાં ફરી,
રૂએ રૂએ બોલેરે, તુંહી સોહમ ફરી.
મરમના મણકા દમની દોરડી, જપુ અજપા જાપ,
ખટ નાળમા સુરત નીહાળી, મટી ગયા ત્રણે તાપ,
ગંગા ને જમના રે, નિરમળ સબર ભરી મરમ ૧
ત્રવેણી અને ઈંગલા પીંગલા, દીસે ચદ્ર અને સૂર,
ચાર કોશ ચઢ દેખા ગગનમે, વાજે અનહદ તૂર,
બ્રહ્મને લોભાણો રે, નિશાને જઇ નજર કરી મરમ ૨
અલેખ પુરૂષ સત અવિનાશી, તે તો કહ્યો નવ જાય
ગુરૂ અભરામે મહેર કરી, તેના દાસ નબી ગુણ ગાય,
પાણી તણા સંગેરે, લુણ જોને ગયુ ગળી મરમ. ૩

માગરોલના નવા સાહિત્યમા રસુલે અરબી–પેગંબરનુ જીવન ચરિત્ર, ઇસલામી નીતિશાસ્ત્ર, મુરીદ કોણ કરી શકે, શેખ કોણ અને સૈયદ કોણ, આલિમ–એ અલમ, જાગો જુઓ, સ્વરાજને કુરબા વગર ચાલશે ? અરબની તવારીખ, ખાલિફ બિન વલીદ, ખુલફા એ રોશદીન, વગેરે નાના પુસ્તકો પ્રસિદ્ધ થએલા છે

રા. અલારખીઆ વીસમી સદી નામક સચિત્ર સુદર માસિક ચલાવે, અને માસ્તર કાસમભાઇ “ વનિતા વિનોદ ” માસિક કડીથી પ્રસિદ્ધ કરે છે મુસલમાન બિરાદરોમા બીજા સારા લેખકો રા નાનજીઆણી, પીરજાદા મોટા મિયા સાહેબ, રા. નનુમિયાં, રા. એદલજી કાબા, રા જમાદાર બચુમિયાં, રા. અબદુલ હુસેન, રા. કરીમ મહમદ વગેરે છે, તેઓ સાહિત્યની અધિક ને બાધક સેવા બજાવશે. એવી આશા છે.

## ખ્રિસ્તી સાહિત્ય.

ખ્રિસ્તી ધર્મનો પ્રસાર કરવા માટે આ દેશમા પાદરીઓ આવવા લાગ્યા,

ત્યારથી ગુજરાતીમા ખ્રિસ્તી સાહિત્યનું ઉમેરણ થયુ છે. પોતાનાં ધર્મનાં પુસ્તકોના તરજુમા ઉપરાંત તેમના ધર્મને પુષ્ટી આપે એવા ઘણાં પુસ્તકો તેમણે પ્રસિદ્ધ કર્યાં છે. વળી વિદ્વાન પાદરીઓ ટેલર અને સ્કોટ જેવાએ તથા સુશિક્ષિત વિશ્વવાસીઓએ કેટલાક વાંચવા લાયક ને અગત્યના ગ્રંથો પણ છપાવી બહાર પાડયા છે

## ગુજરાતીના ગુણ દોષ.

तुलर्सी तलमी आता । मुकुदोपि मकनदायते ॥
गुर्जराणाम मुखं प्राप्य । शिवोपि शवतामगत. ॥

એવો કોઇએ જોડી કાઢેલો શ્લોક ભણીને બીજા લોકો ભલે આપણી ભાષાને વખોડે, કે अबे तब के सोलांह आने । इकडे तिकडे बार । अंठ कठे के आठांह आने । सुना पेला चार ॥ એવો દુહો કહીને ભલે તેની કીમત ઓછી આંકે, પરંતુ પાણિનીય શિક્ષામાં સંસ્કૃત વાણી કેમ ઉચ્ચારવી તે માટે દૃષ્ટાંત આપ્યું છે કે—

यथा सौराष्ट्रिका नारी । तक्रँ इत्यभिभाषते ॥
एवं रङ्गा प्रयोक्तव्या । खे अराँ इव खेदया ॥

માધુર્યને માટે ટેલરે ગુજરાતીને હિંદુસ્તાનની ઇતાલિયન કહી છે. વળી તે જણાવે છે, કે "ગુજરાતી આર્યકુળની–સંસ્કૃતની દિકરી, ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી તેને કોણ કહી અધમ કહે." આગળ જતાં તે લખે છે, કે "મનોયત્ન કર્યા પૂર્વે ગુજરાતી કાચી દેખાય, પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરો, તો તેની ભાષા અધુરી, પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ, તો ગુજરાતી પણ સંપૂર્ણ, હા શણગારેલી પણ દેખાય." એક વિદેશી વિદ્વાન ગુજરાતી માટે આટલું અભિમાન ધરાવે છે, તો જેમની તે માતૃભાષા છે, તેમણે તો ખસૂસ તેને માટે મગરૂર રહેવું જોઇએ ભરતખંડ સિવાય અન્ય દેશોમાં તે ભાષા વપરાય છે, અને ત્યાં નિશાળો ને વર્તમાનપત્રાદિ ચાલે છે તે વેપારીની ભાષા હોવાથી વધારે પ્રસરેલી છે. તેણે હિંદને હિસાબ રાખવાની ઉત્તમ પદ્ધતિ પૂરી પાડી છે, તથા હુંડી, પેઠ, પરપેઠ, વીમો, વીમા ચિઠ્ઠી અને કાપિયુ (ચક્રવૃદ્ધિ) વ્યાજ કાઢવાની ચમત્કારી રીત ઉપજાવનાર પણ એજ ભાષા છે હિંદુસ્તાનને માટે જો એક સામાન્ય લિપિ કરવી હોય, તો તેને માટે એક મદ્રાસી વિદ્વાન ગુજરાતી લિપિને પસંદ કરે છે, કેમકે તેના અક્ષર સુંદર છે, તેમ તે ઝડપથી પણ લખી શકાય છે. પ્રેમાનંદના નાટકો જેવાં નાટકો કોઇ આધુનિક આર્યભાષામા રચાયા હોય એવું જાણવામાં નથી. મરાઠીમાં જેમ તુકારામના અભંગ ને મોરોપંતના આર્યા વખણાય છે, જેમ હિંદીમાં "ચંદ છંદ પદ સૂર કે, દુહો બિહારીદાસ; ચોપાઇ તુલસીદાસકી, કેશવ કવિત વિલાસ" પ્રસિદ્ધ છે, તેમ પ્રેમાનંદ ને વલ્લભના છંદ, નરસિંહ મહેતાના ને દયારામના પદ, સામળના ને અખાના છપ્પા, ધીરાની કાફી ને ભોજા ભગતના ચાબખા મશહુર છે.

બહુપણું જોવા જઇએ, તો હાલની સર્વ આર્યભાષાઓ (તથા યુરોપની ચાલતી ભાષાઓ પણ) બહુજ છે; કેમકે તેઓ પોતપોતાની પ્રાકૃત–અપભ્રંશમાંથી અનેક

તરેહના વિકાર પામીને થએલી છે. આપણે મેણુ, ભેંડા, વગેરે બોલનારને હસી કાઢીએ છીએ, પણ મરાઠીમા મેણુખત્યા, ભેંડે, જેવા બોલવામા વાંધો લેવાતો નથી. સાવખેડા (સંખેડા), ગાંવ (ગામ), ઓસ્તાદ–વોસ્તાદ (ઉસ્તાદ), ખણુ (ખંડ) એવા શબ્દો પણ તે ભાષામાં ચાલે છે. આપણી ત્રવાડી, દવે, જાની, પરોત વગેરે અટકો જેમ અશુદ્ધ છે, તેમ બીજી ભાષાઓની તેવારી, મીસર, ચેતરજી, ચકરબત્તી વગેરે અવટંકો પણ અશુદ્ધ છે. આપણે સારી (સાડી), વારી (વાડી), થારી (થાળી), પારી (પાળી) શબ્દોને અશુદ્ધ લેખીએ છીએ, ત્યારે હિંદીમા બારી (વાડી), બિગરી (બિગડી), બરદદીઆ (બળદીઆ), હોરી (હોળી), મજેથી વપરાય છે. અ નો ઓ કરીને આપણામાં હોળ (હળ), ઢોગ (ઢગ), બોલનારને ગામડીઆ કહીશું, ત્યારે બંગાળીમાં ઓરોબિંદો (અર્વિંદ), પ્રોસોનોકુમાર (પ્રસન્નકુમાર) 'ભદ્ર લોગ' પણ બોલે છે. સેંકડો વર્ષથી ચાલી આવતી બેઠાએલી, ને પુષ્કળ સાહિત્યવાળી ભાષાઓને ભ્રષ્ટ કહી નિંદવી યોગ્ય નથી.

એમ છતાં, હાલની ગુજરાતીમા બે મોટી ખામીઓ નજરે પડે છે એક તો જોડણી અનિશ્ચિત છે, એટલે જે જેમને વાચે આવે તેમ તે શબ્દો લખે છે બીજી ખામી એ છે કે આપણુ નવિન સાહિત્ય બીજી ભાષાના સાહિત્ય જેવું ગૌરવ ધરાવતુ નથી. કેટલીક વાર પુસ્તકોની સંખ્યામાં તે મરાઠી કરતા પણ વધે છે, પરંતુ તેમાં જોઇએ તેટલું સંગીનપણું કે ઉત્કૃષ્ટતા નથી

## સાહિત્ય પરિષદ્.

આ પરિષદ્ સ્થપાયાને ૧૪ વર્ષ વીતી ગયાં છે, એટલે તેની કિશોરીની અવસ્થા પૂરી થવા આવી છે. તેની બાલ્યાવસ્થામાં બનેલ બનાવો જોઇએ, તો સાહિત્ય વિષે લોકોમા જાગૃતિ પેદા થઇ છે, સમર્થ વિદ્વાનોનાં ભાષણો ને નિબંધો પ્રસિદ્ધ થયા છે, મોટાં શહેરોમાં સાહિત્ય સભાઓ સ્થપાઇ છે, તેમા જાહેર ભાષણોને વ્યાખ્યાનો અપાય છે, ગુજરાતી સાહિત્ય સભા તરફથી સાહિત્યના અભ્યાસકોની પરીક્ષા લેવાઇ ઇનામો અપાય છે, લોકોમાં લખવા વાચવાનો ઉમગ કંઇક દરજ્જે વધ્યો છે, અને પહેલા કરતા ગ્રંથકારોની સંખ્યામાં ઘણો (પણ ઉત્તમ પ્રતિનો નહિ એવો) વધારો થયો છે પ્રો. ઠાકોરના પ્રયાસથી એક ભંડોળ (ફંડ) ઉભુ થતાં તેના વ્યાજમાથી થોડાક ગ્રંથ પ્રસિદ્ધ થયા છે. પરંતુ હવે પરિષદ્‌ની યુવાવસ્થા શરૂ થતા તેની પાસેથી ઘણા અને મહત્વનાં કામ લેવા માટે જરૂરી તૈયારીઓ કરવાની ફરજ આપણે માથે આવી પડે છે

સરસ્વતી દેવી અને લક્ષ્મી દેવી એક બીજાથી અલગ રહે એ ઇચ્છવા લાયક નથી. પરિષદ્ એકલા પંડિતોને માટે છે, એમ સમજી તેમાં શ્રીમંતો ન ભળતા હોય તો એ સમજ અયોગ્ય છે એમ બતાવીને તેમને ભેળવવાનો આપણે યત્ન કરવો જોઇએ. શ્રીમંત વર્ગમા પણ ઉપાધિવાળા, સુશિક્ષિત અને સાહિત્ય પ્રેમીઓ છે, તેઓ તો પરિષદ્‌માં ખુશીથી સામેલ થાય એમાં નવાઇ નથી, અને બાકીનાઓ વિદ્યાદેવી ઉપર વિશેષ ભાવ રાખતા થાય તેને માટે આપણા તરફથી સતત આગ્રહ થવો જોઇએ.

એ મહાન દેવીના દ્વાર સર્વ વર્ગના લોકોને માટે ખુલ્લા હોવા જોઇએ, અને તેના સેવકોની વૃદ્ધિ માટે આગેવાનોએ હંમેશ મથ્યા રહેવું જોઇએ.

સાહિત્ય વૃદ્ધિનું કામ એવડું મોટું ને મહત્વનું છે કે તેની પાછળ લાખો રૂપીઆનુ ખરચ પણ ઓછું પડે. આપણે, જનક, વિક્રમ ને ભોજ જેવા પ્રતાપી પણ પર પ્રાંતના રાજાઓએ વિદ્યા અને સાહિત્ય પાછળ અઢળક દ્રવ્ય ખરચેલું તે વાત છોડી દઇને માત્ર ગુજરાતના દાખલા લઇશું કુમારપાળ રાજાએ કરોડો રૂપીઆ ખરચીને ૨૧ ભંડારો સ્થાપ્યા હતા વસ્તુપાળે ૩ ભંડારે પાછળ ૧૮ કરોડનો ખરચ કર્યો હતો વડોદરાના શ્રીમત મહારાજા ગાયકવાડ સાહિત્ય ને વિદ્યા પાછળ દર વર્ષે લાખો રૂપીઆ વાપરે છે એક કવિએ નવો ગ્રંથ રચી તેની સવા લાખ રૂપીઆ કીમત આકી તે ઘણે ઠેકાણે ફર્યો, પણ એટલી મોટી રકમ આપનાર કોઇ મળ્યું નહિ આખરે વડુ (તાલુકે પાદરા) ગામના અમોને તે સવા લાખ રૂપીઆ આપીને ખરીદી લીધો! ગુજરાતમાં મોટાં રાજ્ય ઘણા છે, તેઓ વડોદરાને અનુસરે તો કેવું સારૂ! અમદાવાદ એ ગુજરાતનું પાટનગર છે, તેમા ઇશ્વર કૃપાએ લક્ષાધિપતિ અને કોટયાધિપતિ શેઠીઆ વસે છે જેમની માતૃ-ભાષા ગુજરાતી છે, એવા મુબાઇમા હિંદુ, પારસી ને મુસલમાન કરોડપતિઓ ને અબજપતિઓ પણ છે. ત્યારે શુ અમદાવાદમાથી સર ચીનુભાઇ જેવા કે મુબાઇમાથી મી. જમશેદજી ટાટા જેવ આ અગત્યના કામ માટે લાખો રૂપીઆની ઉદારતા બતાવવા નહિ તૈયાર થાય? ગુજરાત એ પૈસાદાર પ્રાંત છતાં તે સાહિત્યના કામમા દરિદ્રતા દાખવે, તો તે અફસોસની વાત છે મહારાષ્ટ્ર દેશમા જેટલો સાહિત્યનો પ્રસાર થાય છે, તેટલો વસ્તીના પ્રમાણમા પણ અહીં થતો નથી, એ ખરેખર સંતાપજનક છે.

જેમ ધનાઢયો પાસે પૈસાની ભિક્ષા માગવાની છે, તેમ વિદ્વાનો પાસેથી તે કરતા પણ વધારે અગત્યની ભીખ જોઇએ છીએ, કેમકે સાહિત્યની ખિલવણી કરવાનું મહાન કાર્ય તેમના ઉપર અવલબે છે બીમ્સ, ગ્રિઅરસન, ટેસિટોરી અને પિશ્વલ જેવા ભાષાશાસ્ત્રીઓ, તથા ટોડ, ફાર્બસ ને એલફિન્સ્તન જેવા ઇતિહાસ લખનારા તેમાથી પેદા થવાની જરૂર છે ભાઉદાજી, ભગવાનલાલ ઇંદ્રજી અને ભંડારકર જેવા શોધકો અમને જોઇએ છીએ બોસ અને ગજ્જર જેના વિજ્ઞાનના અપૂર્વ અભ્યાસીઓ અને અસાધારણ શોધકો ગુજરાતમાં ઘણા પેદા થાઓ, અને લોકોને ઉપયોગી થઇ પડે એવા ગ્રંથો રચો એમ આપણે ઇચ્છીશું સરોજિની નાયડુ અને રવીન્દ્રનાથ બાબુ જેવા જગવિખ્યાત ને નૈસર્ગિક કવિઓની ગુજરાતમાં ઘણી ખોટ છે બંકિમચંદ્ર અને ગોવર્ધનરામ જેવા અસલ ને ઉત્તમ નવલકથાઓ લખનારા આપણે અહીં પેદા થવા જોઇએ ઉદરનિર્વાહની દરકાર નહિ કરતા જેમણે આખુ જીવન સાહિત્ય અને સમાજ સેવામાં ગાળ્યુ એવા નર્મદો થવા જોઇએ. ઉચી નોકરી ને મોટી પદ્વીની તૃષ્ણા ન રાખતા સાહિત્ય અને સમાજ સેવામા જીવિત વ્યતિત કરનાર ઘણા મલબારીઓની અમને અગત્ય છે. જેમણે સાધુવૃત્તિ ધારણ કરી રાજકીય અને આર્થિક વિષયોની સાથે ભાષામા પણ સત્યાગ્રહ ચલાવી મોટમોટી સભાઓમાં દેશી ભાષા વાપર-

ચાની અને દેશી ભાષાદ્વારા ઉંચી કેળવણી આપવાની હીમાયત કરી એવા અનેક મહાત્મા ગાંધીજીઓ ગુર્જર મૈયાએ ઉત્પન્ન કરવા જોઇએ. દેશી ભાષાઓ ઉપર ગુર્જર-ગિરા સર્વોપરી પદ પામે એવી મહત્વાકાંક્ષા રાખી કાર્ય સિદ્ધિ થતા સુધી પાઘડી ન પહેરવાનું પણ લઈ આખું આયુષ્ય સાહિત્ય સેવામાં ગાળ્યુ એવા ઘણા પ્રતાપી પ્રેમાનંદો ગુજરાતમાં પ્રગટ થવા જોઇએ આપણા જાણીતા સાક્ષરો–કેશવલાલ, નરસિંહરાવ, આનંદશંકર, કમલાશંકર, મણિશંકર ભટ્ટ, કવિ નાનાલાલ, કૃષ્ણલાલ, પાહલનજી, જીવણજી મોદી, નાનજીઆણી વગેરે–માંથી જેઓ નોકરી ચાકરીથી કે અન્ય કામકાજથી વિરક્ત થયા છે કે થનાર છે, તેઓ પોતાનુ જીવન દિ. બા. રણછોડભાઇની માફક સાહિત્ય સેવામાં ગાળવાનુ આદરે, અને ખતરવટ મંડે, તો તેઓ એ પ્રદેશમા ગઢના ગઢ ઉથામી નાખે એમાં શક નથી. જે તરુણ પદ્વીધરો નોકરીઓમાં કે બીજા વ્યવસાયમાં રોકાયા હોય, તેઓએ સાહિત્યપૂજા ભણી બનતું લક્ષ આપવુ જોઇએ

હવે હુ કેટલીક સૂચનાઓ આપ સર્વેના વિચાર માટે નમ્રતાપૂર્વક રજુ કરી જરા લંબાણ થએલુ મારૂ ભાષણ ખતમ કરીશ. મારે જણાવવુ જોઇએ કે પરિષદ્‌ના પ્રમુખો વગેરેએ કરેલી સૂચનાઓ માત્ર કાગળ ઉપર ન રહેતા, જે ગ્રહણ કરવા યોગ્ય જણાય તે માટે ઠરાવો થઇ અમલમા મૂકવાની ગોઠવણ થવી ઇષ્ટ છે. દિ બા. અંબાલાલ અને રા. નરસિંહરાવની વ્યવહારૂ ભલામણો તેમના ભાષણમાં જ ભરાઇ રહી છે, એ પ્રમાણે થવુ ઠીક નથી.

## સૂચનાઓ.

૧. સાહિત્ય વૃદ્ધિને માટે એટલા બધાં મહત્વના કામ નિરંતર કરવાનાં છે, કે તેને માટે મોટો થાપણ ઉભી કરવાની પ્રથમ આવશ્યકતા છે. તેને માટે હું આપણા ધનવંતોને અરજ કરી ચૂકયો છું, અને આશા રાખુ છુ કે કમીમાં કમી રૂપીઆ દશ લાખની થાપણ ગુજરાત જેવા દ્રવ્યવાન દેશમાં ભરાઈ જશે જો એક વજનદાર પંચ ( ડેપ્યુટેશન ) મોટાં મોટા સ્થળોએ જઇ રાજા મહારાજાઓને તથા શેઠ શાહુકારોને આગ્રહપૂર્વક વિનવે, તો કાર્યસિદ્ધિ થયા વગર રહે નહિ, એમ મને લાગે છે આપણે પણ જો આપણા ગજા પ્રમાણે નાણાંનો ફાળો આપીએ, તો એક સારી રકમ ઉભી કરી શકીએ.

૨ સાહિત્ય પરિષદ્ ભલે મોડી વહેલી મળે, પરંતુ હમેશના કામકાજ માટે એક જાથુની મંડળી અને બીજી વ્યવસ્થાપક મંડળી સ્થાપવી જોઇએ વ્યવસ્થાપક મંડળીનો એક કે વધારે મંત્રી પગારદાર નીમવો, અને તેને પૂરતુ પગારદાર મહેકમ ( establishment ) આપવું. હાલમા પાંચ મંત્રીઓ નીમેલા છે, અને તેમનું કામ પરિષદના બંધારણમા નિર્દિષ્ટ થએલુ છે, તે પ્રમાણે જો કામ ચાલ્યા કરે, તો પરિણામ સંતોષકારક આવવા વિષે મને ભય રહે છે.

૩. સાહિત્યની વૃદ્ધિ અને પ્રચાર માટે,

अ  પ્રાચીન સાહિત્ય સબધે મે ઘણુ કહ્યું છે. પ્રાચીન ગ્રથો શોધી કાઢ્વા, સંશોધવા અને પ્રસિદ્ધ કરવાનું કામ પરિષદે ખંતથી ઉપાડી લેવું જોઇએ એ ઉપરાત કાઠીઆવાડી ને કચ્છી જૂના સાહિત્યની શોધ થવી જોઇએ, ભાટ ચારણોના ગ્રંથ મેળવવા જોઇએ, છૂટાં છવાયાં ગવાતાં ગીતો, ભજનો, રાસડા (પવાડા) એકઠા કરવા જોઇએ. આ કામ માટે લાયક માણસો પગારદાર નીમવા જોઇએ.

ब  નવા ગ્રથ તૈયાર કરાવવા. આ કામમા શ્રીમત ગાયકવાડ મહારાજના ઉદાર આશ્રયથી વડોદરાના કેળવણી ખાતાએ ઘણું કર્યું છે. પ્રસિદ્ધ થએલી યાદી જોતાં એ ખાતા તરફથી છપાવેલાં, છપાતા ને તૈયાર થતા પુસ્તકોની સખ્યા ૪૮૦ થાય છે, અને વિજ્ઞાન તથા બાળજ્ઞાન ઉપર સારૂ લક્ષ અપાયુ છે શ્રીમંતની ઇચ્છાનુસાર સાદી ભાષા વાપરવા જે સમજુતી છપાઈ છે, તે ઉપર કાર્યવાહકો લક્ષ આપશે એવી આશા છે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી એ પુસ્તકો પ્રસિદ્ધ કરનારી અગ્રગણ્ય સસ્થા હોઇ તેના તરફથી પણ સેંકડો પુસ્તકો બહાર પડયાં છે દિન પ્રતિદિન ગદ્યપદ્ય લખનારાઓની સંખ્યા વધતી જાય છે, પણ તેમંના ઘણાનુ લખાણ નમાલું હોય છે. કવિતા અને કાદંબરીઓના ઉભરા ઉભરાય છે, પરંતુ તેમા ઉત્તમ પ્રતિની કૃતિઓ થોડી જોવામાં આવે છે. જે ભાષાંતરો ને અનુવાદો પ્રગટ થાય છે, તેમાંના ઘણા ખરાની ભાષા એવી હોય છે કે તે જનસમાજને ઉપયોગી થઈ ન પડે. એકજ વિષય ના અનેક ગ્રથ વાંચીને સ્વતત્ર પુસ્તક સાદી ભાષામા લખવા જોઇએ તરજુમા કે નકલ કરવા કરતાં આપ ઉઠાવથી ગ્રંથો લખનારા કેટલા થોડા છે? વિજ્ઞાન, હુન્નર-કળા ને વ્યાપાર રોજગાર વિષેના સાહિત્યની ઘણી ખોટ છે. ધર્મ, નીતિ, સસાર સુધારો, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ખેતીવાડી આદિના પુષ્કળ ગ્રંથોની જરૂર છે. શિક્ષણ શાસ્ત્ર અને તેને લગતા વિષયો ઉપર સેંકડો ગ્રથ લખાવા જોઇએ. સ્ત્રી સાહિત્ય તથા બાલ સાહિત્ય બહુ જુજ પ્રસિદ્ધ થયુ છે. યુરોપ અને અમેરિકામા એવુ સાહિત્ય બહોળો વિસ્તાર પામ્યુ છે, તથા તેને માટે માસિકો, વર્તમાનપત્રો, દીવાળીનાં ખાસ પુસ્તકો જથાબંધ નીકળ્યાજ કરે છે. જો આપણી વિદુષી બહેનો આ બાબત હાથમા ધરે, તો તેઓ ઘણુ ને સારૂ કામ કરી શકે એમ છે.

क  પરિષદ્ પોતે ખાસ અથવા ઘણે હાથે રચવાના ગ્રંથો માથે લે, અને પસંદ કરેલા વિષયો પર પારિતોષિક આપીને ગ્રંથો લખાવે. જે લેખકો પોતાને જોખમે ગ્રથો છપાવે તેમને ઉત્તેજન મળતું નથી, તેથી ઘણા લેખી ગ્રથો તેમની પેટીઓમાં પડયા રહે છે. સારા લખનારને પણ છપામણી ખરચ કાઢવા સારૂ કે પુસ્તકો ખપાવવા માટે ભીખ માગવા જવું પડે, અથવા લોકોને શરમાવવા પડે, તે ઇચ્છવા લાયક નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી કે વડોદરાના કેળવણી ખાતા તરફથી ગ્રંથકારોને કંઇક મદદ મળે છે, પણ તેમને વધારે આશ્રય મુંબાઇના ફાર્બસ ફંડમાંથી, સાહિત્ય પરિષદ્ તરફથી, રાજા રજવાડાથી, અંગ્રેજી રાજ્યના કેળવણી ખાતાથી અને દરેક વ્યક્તિ તરફથી યથાશક્તિ મળવો જોઇએ. વિદ્યાનો વિસ્તાર થવા માટે, અને તેનો લાભ ગરીબો પણ લઇ શકે એટલા માટે, સસ્તા સાહિત્યની યોજનાઓ વધવી જોઇએ.

૪. કોષ. આપણી ભાષાનો વિશાળ, શબ્દોની વ્યુત્પત્તિ સાથેનો, સર્વમાન્ય કોષ તૈયાર થવો જોઇએ. કવિ નર્મદાશંકરે એકલે હાથે કોષ લખવાનું સ્તુત્ય કામ કર્યું હતું. ગુ. વ. સોસાઇટી મોટો કોષ તૈયાર કરે છે, પણ તેનું કામ ટગુમગુ ચાલે છે. આ કામ ઘણા વિદ્વાનોને હસ્તક થવું જરૂરનું છે. એની પાછળ સાઠ હજારથી પોણો લાખ રૂપીઆ ખરચ થશે એવો મે અડસટ્ટો કાઢેલ છે મરાઠી કોષ માટે કેન્દિ સાહેબને જાણવા પ્રમાણે સરકારથી રૂ. ૫૦૦૦૦ ની મદદ અપાઇ હતી. એવી મદદ આપણને પણ મળે, તેને માટે પ્રયત્ન કરવો જોઇએ.

૫ જોડણી. આધુનિક સર્વ આર્ય ભાષાઓની જોડણી લગભગ મુકરર થઇ ગઇ છે; પરંતુ અત્યારે ગુજરાતીની જોડણી માટે તો બાર પૂર્વીઆના તેર ચોકા જેવું ચાલે છે, તે આપણને લજ્જાસ્પદ છે આપણી તરફથી એક વાર આ કામ માટે ઉઠાવણી થઈ હતી, પણ તેનું કઇ પણ પરિણામ ન આવતાં આખું પ્રકરણ દફતરે દાખલ થઇ ગયું છે! પાઠ્ય પુસ્તકોની જોડણી સર્વમાન્ય થવી જોઇએ. ઘરઘરની જુદી જોડણીથી ઘણો ગુંચવાડો થઇ રહેલો છે. જુદા જુદા વિચારના વિદ્વાનોને ભેગા કરી વાંધા પડતી જોડણી માટે બહુ મતે નીકાલ લાવ્યા સિવાય બીજો માર્ગ જણાતો નથી. પોતપોતાની ખેંચતાણ છોડી દઇ સર્વ વિદ્વાનોએ દેશના સામાન્ય હિતની ખાતર બહુ મતનું ધોરણ સ્વીકારવું જોઇએ.

૬ વ્યાકરણ. ગુજરાતી ભાષાનું ઉત્તમ ને મોટું વ્યાકરણ તૈયાર કરવાની અગત્ય છે જે નાનાં વ્યાકરણો નિશાળોમાં ચાલે છે તે બસ નથી વ્યાકરણનો એક ભાગ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ને બીજો ભાગ વ્યાકરણના સર્વ વિષયોની વિસ્તીર્ણ હકીકત સાથે લખાવો જોઇએ.

૭. માસિક- સાહિત્ય પરિષદ્ તરફથી એક માસિક પ્રસિદ્ધ થવું જોઇએ, તેમા જે જે પુસ્તકો બહાર પડે તેમનું નિષ્પક્ષપાતથી લંબાણ વિવેચન થવું જોઇએ તેથી સારા નરસા ગ્રંથોની ખરી કીમત લોકોના જાણવામાં આવતાં સારા ગ્રંથોને ઉત્તેજન આપવાનું બની શકશે. વળી શાળાઓમાં ચાલતા ને નવાં દાખલ થતાં પાઠ્ય પુસ્તકોની પણ તેમા ટીકા થવી જોઇએ. ગુજરાતીમા આજ સુધી પ્રસિદ્ધ થએલા ગ્રંથોની વિગતવાર યાદી અપાવી જોઇએ, અને તેમા નવા નવા ગ્રંથો ઉમેરાવા જોઇએ ઇન્ડિઅન એન્ટિકવેરીની પેઠે શોધખોળના વિષયો અને ભાષા તથા સાહિત્યને લગતા ખાસ લેખોનો તેમાં સમાસ કરવો જોઇએ.

૮. પુસ્તકાલય ને સંગ્રહસ્થાન. પરિષદ્ને અંગે એક સારૂ પુસ્તકાલય તથા સંગ્રહસ્થાન જોઇએ. પુસ્તકાલયમાં સર્વ પ્રસિદ્ધ થએલા ગ્રંથો, લેખી પુસ્તકો, પ્રાકૃત અને આધુનિક ભાષાનાં સાન્વય વ્યાકરણ, ભાષાશાસ્ત્રનાં પુસ્તકો, સાહિત્યને ખાસ મદત કરે એવાં, અને જે ઉપરથી ગુજરાતીમાં ગ્રંથો લખાય એવાં સંસ્કૃત, અંગ્રેજી અને અન્ય ભાષાના પુસ્તકો રાખવાં જોઇએ સંગ્રહસ્થાનમા શિલાલેખ, તામ્રલેખ, દસ્તાવેજ, ચિત્રો, શિક્કા વગેરે સાહિત્યના ઉપયોગ માટે સંગ્રહવાં જોઇએ.

૯. મકાન.—પરિષદ્‌ને માટે સ્વતંત્ર મકાનની જરૂર છે. જયાસુધી નવું મકાન બાંધી ન શકાય, ત્યાંસુધી અનુકૂળ પડે એવું ભાડાનું મકાન રાખી લેવું જોઇએ. હાલમા પુસ્તકો વગેરે ગુ વ સોસાઇટીમાં રાખવાની જરૂર પડે છે. એ વ્યવસ્થા પસંદ કરવા જોગ નથી. વળી વ્યવસ્થાપક અને બીજુની મંડળી તથા કારકુનો બેસવા માટે પણ મકાનની અગત્ય છે.

૧૦ પદ્વીઓ, વિદ્યાર્થીવેતન ને ઇનામ—જેઓ સારી શોધખોળ કરે, ઉત્તમ પ્રકારના રિસાલા, નિબંધ કે પુસ્તક લખે, તેમને તથા જેઓ ગુજરાતી ભાષાનો ઉંડો અભ્યાસ કરે તેમને, લાયકી પ્રમાણે ઇનામ, વિદ્યાર્થીવેતન ( ફેલોશિપ ) તથા અમુક પદ્વી પરિષદ્ તરફથી આપવાની યોજના કરવી.

૧૧ કેળવણી—સાહિત્યની વૃદ્ધિને માટે કેળવણીની વૃદ્ધિની આવશ્યકતા છે. વડોદરા રાજ્યમા જેમ કેળવણી ફરજીઆત થઇ છે, અને બીજે કેટલેક ઠેકાણે તેની શરૂઆત થઇ છે, તેમ સર્વત્ર લાગુ થવી જોઇએ. મુંબઇની ધારાસભાએ પસાર કરેલા કાયદાનો લાભ સર્વ સુધરાઇઓ, પ્રાંત પંચાયતો ને તાલુકા પંચાયતો લે તેને માટે તથા સરકાર પણ જયા તેવી સંસ્થાઓ ન હોય ત્યા કેળવણી ફરજીઆત કરે તેને માટે સતત લખાણો કરવા જોઈએ, અને ભાષણોદ્વારા લોકોને સમજૂત આપવી જોઇએ. જેમ વાચનારની સંખ્યા વધે, તેમ સાહિત્ય વધારે પ્રસરે એ સ્પષ્ટ છે

૧૨ દેશી ભાષાદ્વારા ઉંચી કેળવણી—દેશી ભાષાદ્વારા ઉંચી કેળવણી આપવાની ચળવળ ચાલી રહી છે, તે ભાષાના ઉદ્ધારનું ને જ્ઞાનની વૃદ્ધિનું સુચિન્હ છે. પાઠશાળાઓ ( હાઈસ્કુલો ) અને મહા પાઠશાળાઓ ( કોલેજો ) માં ગુજરાતી ભાષાનુ વિશેષ જ્ઞાન અપાવુ જોઈએ, અને એમ એ. ની પરિક્ષામા જેમ દેશી ભાષા દાખલ થઇ છે, તેમ બીજી પદ્વીઓ માટે પણ થવુ જોઇએ

૧૩. પુસ્તકાલયો—આપણે અહીં પુસ્તકાલયો બહુ થોડા ને નાના પાયાપર છે પુસ્તકાલયો, વાચનાલયો, ને ફરતા વાંચનાલયોની ગોઠવણ વડોદરા રાજ્યમા ઉત્તમ પ્રકારે થઇ છે, તેનુ અનુકરણ સર્વ ઠેકાણે થવાની જરૂ છે. મુંબઈની હોમરૂલ લીગ તરફથી, અમદાવાદ કેળવણી મંડળ તરફથી, તેમ કોઇ કોઇ ગૃહસ્થોની ઉદારતાથી પુસ્તકાલયો વધતા જાય છે એ ખુશી થવા જેવુ છે સાહિત્યના ઉઠાવનો એ સર્વોત્તમ માર્ગ છે. સુધરેલા દેશોની મોટી પુસ્તકશાળાઓમાં એકજ નવિન ને સારા પુસ્તકની કોડીબંધ કે સેંકડો પ્રતો સામટી ખરીદી લેવાય છે

૧૪. દેશી ભાષામાં ભાષણો—જાહેર સભાઓમા ભાષણો દેશી ભાષામા આપવાની રીતિ મહાત્મા ગાંધીજીએ ચલાવી છે, તેને સદાય વળગી રહેવું જોઇએ. ખાસ કરીને પ્રાંતિક સભાઓમા—રાજકીય, સામાજીક, ઔદ્યોગિક કે ધાર્મિક—મા તો તેનો ઉપયોગ રૂડી રીતે થઇ શકે એમ છે

૧૫ કચેરીઓની ભાષા—કચેરીઓમા ને અદાલતોમાં થતો અંગ્રેજીનો ઉપયોગ બંધ પડવો જોઇએ. દેશી અમલદારો તેમના ફેંસલા ને હુકમનામા શા માટે

અંગ્રેજીમાં લખે, અને વકીલો શામાટે અંગ્રેજીમાં વાદવિવાદ કરે ? કારકુની ભાષા કેવળ અશુદ્ધ લખાય છે, ને તેમાં અંગ્રેજી શબ્દો ઘૂસવા પામે છે. ઉપરી અમલદાર ઉપાધિવાળો હોય, છતા એવી ભાષા ચાલવા દે એ બરાબર નથી. ઉપરીઓનું લક્ષ હોય, તો ભાષામા સુધરાવટ જરૂર થાય અંગ્રેજી ભણેલા અધિકારીઓ અંગ્રેજીને બદલે દેશી ભાષામા લખવાનો નિર્ણય કરે, તો તે ઘણે પ્રસગે બની શકે એમ છે.

૧૬. સાહિત્યને સરકારથી ઉત્તેજન—પહેલા સરકાર ગ્રંથકારોને ઉત્તેજન આપવા માટે અમુક રકમ કાઢતી હતી. કેળવણી આપવામા તે પુષ્કળ ખરચ કરે છે, તો સાહિત્યને ઉત્તેજન આપવા સારૂ અમુક રકમ ખરચના વાર્ષિક અદાજપત્રક ( બજેટ ) માં દાખલ કરવા માટે પરિષદે માગણી કરવી જોઇએ.

૧૭. વર્તમાનપત્રો ને માસિકોમાં જેમ વધારો થયો છે, તેમ પહેલાં કરતા તેમા સુધરાવટ પણ થઈ છે, પરંતુ તેમની ભાષા નમુનેદાર ને પ્રમાણભૂત ગણાય, એટલા માટે આ ઉંચો ધધો વિદ્વાનોએ હાથ ધરવો જોઇએ. સર્વ વર્ગોને પસદ પડે અને ઉપયોગી થાય એવા વર્તમાન ચોપાનીઆથી કમાણી પણ જરૂર થશે, અને તે ચલાવનારા દેશની એક અગત્યની સેવા બજાવશે. સુધરેલા દેશોમા પ્રખ્યાત પત્રોના તંત્રીને એક હાકેમ ( ગવર્નર ) જેટલો કે વધારે પગાર મળે છે. એવી સ્થિતિ આપણા દેશમા ઘણી ભાષાઓને લીધે થવી શક્ય નથી, પરંતુ ધીમે ધીમે એ ધધો સારી કમાણીવાળો થશે એ નિસદેહ છે

૧૮. છેવટની સૂચના એ છે, કે માતૃભાષા ઉપર અભાવ ન રાખો, હલકી ગણી તેને તુચ્છકારો નહિ, તેનો ઉંડો અભ્યાસ કરો, અને તેને સમૃદ્ધ કરવાના ઉપાય લો. માંહોમાંહેની તકરારો સમાવી દો, આપસ આપસમાં તડ પડે અને વિદ્વાનોના વાહા જૂદા બધાય એ કોઇ રીતે ચલાવા લાયક નથી સર્વ બાબતમા એકસપની ભારે અગત્ય છે. શ્રીયુત આસુતોષ મુકરજી પોતાના ભાષણમાં કહે છે, કે “ અને હું કયારે જોઇશ કે જેઓ દેશનો અવાજ રજુ કરનારા અને સમાજના નેતા છે, તેમની બંગાળી ભાષા ઇષ્ટ દેવી થઇ હોય ? હુ એ કયારે સાભળીશ કે હવે કેળવાએલ બગાળીઓ બંગાળી ભાષામાંજ સહુ સમક્ષ વાતચિત કરતાં કે સભાઓમા ભાષણો કરતાં અચકાતા નથી, અગર તો બંગાળી ભાષાના સેવક તરીકેની ઓળખાણ આપતા શરમાતાં નથી ? ‘ *** ’ મનુષ્ય માત્રને માટે વાંછનીય પોતાની જાતીયતા અને જાતીય સાહિત્યનું ગૌરવ અખંડિત જાળવવા તથા વધારવા માટે બંગાળીઓ જો પોતે પ્રાપ્ત કરેલ જ્ઞાન–વિજ્ઞાનના ઐશ્વર્યનો ખજાનો પોતાની માતૃભાષામાં પ્રગટ કરે, તથા તરતના મળતા યશની સમોહની તૃષાને વશ ન થઇ સ્વદેશ તેમજ સ્વજ્ઞાતિના હિતની કામનાએ એક માત્ર બંગાળી ભાષાનેજ સેવ્ય તરીકે સ્વીકારે, તો આ મુશ્કેલ જણાતું કાર્ય બહુજ સરળ થઇ જશે. ”

વહાલાં બહેનો ને ભાઈઓ, મારા જેવો જર્જરીભૂત થએલ અલ્પજ્ઞ પ્રાણી આથી વધારે શું કહી શકે, અને હવે વિશેષ કરી પણ શું શકે ? ગરવી ગુજરાતના કવિ શિરોમણિ પ્રેમાનંદે રાખેલી અભિલાષા તેમનાજ શબ્દોમાં ગાઇને તે સુજ્ઞ શ્રોતાજનોને પ્રેરે છે, અને વિરામ પામે છે.

### શાર્દૂલ વિક્રીડિત.

સાંગો પાંગ સુરંગ વ્યંગ અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદે પાદ રસાળ ભૂષણવતી, થાઓ સખિ ઉપરી,
જે ગિર્વાણ ગિરા ગણાય ગણુતાં, તે સ્થાન એ લ્યો વરી,
માગે મોટ સહુ સખિજનથકી, એ ભાષા પૂરો હરિ !

તથાસ્તુ.



# ડૉ. રવીન્દ્રનાથ ટાગોરને પરિષદ્ તરફથી આપેલું માનપત્ર.

પરમ માનનીય

કવિવર ડૉ. રવીન્દ્રનાથ ટાગોર,

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદને વિશિષ્ટ પ્રસંગે-આપ અમારૂં આમંત્રણ સ્વીકારી અને પધાર્યા છો તે કૃપા માટે અમે ગુર્જરગિરાના નમ્ર સેવકો કૃતજ્ઞ છીએ, અને આપને અન્તઃકરણપૂર્વક સ્વાગત દઇ સવિનય અભિવંદન કરીએ છીએ. સરસ્વતી દેવીના ઉપાસનમાં આપે અમર કીર્તિ સંપાદન કરી છે અને આપનું પ્રત્યક્ષ સંનિધાન એ દેવીની સેવા કરવામાં અમને વિશેષ પ્રોત્સાહક થશે એવી અમને પ્રતીતિ છે

આ અમદાવાદ શહેર ગુર્જરભૂમિનું પાટનગર છે અને ઐતિહાસિક ખ્યાતિથી પૂર્ણ છે. અમારૂં શહેર વેપાર ઉદ્યોગમાં મશગુલ છે અને લક્ષ્મીના ઉપાર્જનમાં ઘણો કાળ કાઢે છે, તે છતાં સુભાગ્યે તે સરસ્વતીથી વિમુખ નથી. સાહિત્યના પ્રયાસ માટે કેન્દ્રસ્થાન ઉત્પન્ન કરવાનું કાર્ય આ શહેરે ઘણા વર્ષથી ઉપાડી લીધુ છે અને તે ચાલુ રાખ્યું છે.

બંગાળાના સાહિત્યનો પરિચય ભાષાન્તરો દ્વારા ગુજરાતને કરાવવાનું સ્વ. નારાયણ હેમચન્દ્રે શરૂ કર્યું ત્યારપછી તે પ્રણાલી ચાલુ રહી છે, અને આપના પૂજ્ય પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ, ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર, બંકિમચન્દ્ર, રમેશચન્દ્ર દત્ત, દેવીપ્રસન્ન રાય ચૌધરી, દામોદર મુખોપાધ્યાય ઇત્યાદિની બંગાળી વાણીનો પ્રસાદ ગુજરાતી વાંચનારને સુલભ થયો છે. આપની અનુપમ 'ગીતાંજલિ'નો સુધાસ્રોત પ્રગટયો ત્યારથી તેની ઉત્કટ પિપાસા ગુજરાતમાં ઉત્પન્ન થઇ છે અને

एइ आमार शरीरेर शिराय शिराय
जे प्राण-तरङ्गमाला रात्रिदिन धाय
सेइ प्राण छुटियाछे विश्व-दिग्विजये
सेइ प्राण अपरूप छन्दे ताले लये
नाचि छे भुवने;

એ આપનો અલૌકિક અનુભવ ગુજરાતની પ્રજામાં અલ્પાંશે પણ સંક્રાન્ત થાય, આપની 'પ્રાણતરંગમાલા'નું પાન ગુજરાતની તૃષાર્ત ભારતીને ચોડુંઘણું પણ થાય એ ઉત્કંઠાથી આપના વિવિધ વાગ્વિલાસ ગુજરાતી ભાષામાં ઉતારવામાં આવ્યા છે.

બંગાળી અને ગુજરાતી ભાષાઓ વચ્ચે ઘણું સામ્ય અને સામીપ્ય છે. બંગાળી સાહિત્ય તરફ ગુજરાતમાં ઘણી અભિરૂચિ છે. મહર્ષિ દેવેન્દ્રનાથે એક વાર અમદાવાદની મુલાકાત લઇ અહિના પ્રાર્થના સમાજ મંદિરમા ઉપદેશ કરેલો. આપના વડીલ ભાઇ સત્યેન્દ્રનાથ ટાગોર લાંબો વખત અમદાવાદ રહેલા અને તેઓ એ મંદિરમા ગુજરાતી ભાષામા ઘણી વાર ભાષણો કરતા આપ પણ એમને ત્યા સાબરમતીને કિનારે શાહીબાગના એકાન્ત બંગલામા રહેલા છો અને ત્યાનાં કબૂતરો અને મધમાખીઓના આપના સંસ્મરણો હજી તાજા છે. આ સર્વ નિકટ સંબંધને લીધે આપનુ અહિ આવવું વિશેષ પ્રિયકર થયુ છે અને આ પ્રસંગનો લાભ લઇ ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી આ માનપત્ર દ્વારા આપને ધન્યવાદ દઇએ છીએ.

આપને 'નોબલ પ્રાઇઝ' મળ્યુ તે વખતે ભારતવર્ષની સમસ્ત પ્રજા પેઠે અમે પણ બહુ હર્ષ પામ્યા હતા અને આપના મહાન કવિત્વની કીર્તિ સર્વ દેશોમાં વ્યાપી એ જોઇ અમે અમારૂ અત્યંત ગૌરવ માન્યુ હતું આપે પૃથ્વીપર્યટણ કરી ભારત માતાની કીર્તિ વધારી અને સંસારતાપથી શેકાતા યુરોપ અને અમેરિકાના બન્ધુઓને અને બહેનોને આપે શાન્તિ અને અમરત્વ પામવાનો આપણા પુરાણ આર્યાવર્તનો સનાતન સંદેશો પહોંચાડયો એ મ્હોટું કાર્ય કદી વિસરાય એવુ નથી.

દેશ પરદેશના રસાભિલાષીજનો આપના સમાગમનો લાભ મેળવે અને અમે આપના બન્ધુઓ અને પાડોશીઓ છતાં આપના દર્શનથી પણ વિહીન રહીએ એ ઉણપ અસહ્ય થઇ પડી તેથી અમે આ પ્રસંગે આપને તસ્દી આપી છે

મહાન આદર્શો જીવનમા કેમ ઉતારવા તેનું અનુપમ દૃષ્ટાન્ત આપે શાન્તિનિકેતન સ્થાપીને પ્રત્યક્ષ કર્યું છે

આપની ગમ્ભીર તત્ત્વદૃષ્ટિ, ઉભરાઇ જતી પ્રભુભક્તિ, નિડરતા, સત્યનિષ્ઠા, સ્વદેશપ્રેમ અને સકલજનતા માટેનો બન્ધુભાવ જોઇ અમે મુગ્ધ થયા છીએ.

આપનું ઋષિસમ પવિત્ર, શુદ્ધ, ભાવનાપરાયણ અને પરોપકારી જીવન અને આપની અવિચલ સાહિત્યભક્તિ પ્રત્યે અમારો પરમ આદર છે

હિન્દ માતાની કુખે કઇ કઇ સંત મહંત જનો જન્મ્યા છે તેમની સંખ્યામાં આપના એક વ્યક્તિત્વથી અનેકશ ઉમેરો થયો છે.

પ્રભુ પાસે આજના શુભ પ્રસંગે અમારી પ્રાર્થના છે કે આપ દીર્ઘાયુ થાઓ અને ભારતનુ ગૌરવ હજી પણ વધે એવાં અનેક મંગલ કાર્ય આપને હાથે થાઓ.

આપના સદાના અનુરાગી સાહિત્યભક્તો,

અમદાવાદ, તા. ૨ એપ્રિલ ૧૯૨૦.



શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી,

[ સાહિત્ય પ્રદર્શન ખુલ્લુ મકનાર જાણીતા કળારસિક વિદ્વાન ]

ક્ષ પ્રિ વર્કસ

# શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીનું ભાષણ.



સાક્ષર બંધુઓ અને બ્હેનો,

આપણી છઠ્ઠી સાહિત્ય પરિષદ્‌ના અભીષ્ટ પ્રસંગમાં આપ સહુએ મને લલીતકળા-પ્રદર્શન ખુલ્લુ મુકવાનુ કાર્ય સોપ્યુ તે માટે હું આપ સહુનો આભારી થયો છુ અને ઉક્ત કાર્ય અદા કરવાની તક લેતાં મને અપૂર્વ આનંદ થાય છે કળા-પ્રદેશની રમ્યતામાં મને સ્વાભાવિક આનંદ મળે છે એટલુંજ નહિ પરંતુ પ્રસ્તુત પ્રસંગમાં વિશેષે કરીને આપણા આર્યોના પુરાતન કળાકૌશલ્ય વિષે કંઇક આભાસ આપની પાસે રજુ કરવાની મને તક મળશે એને પણ હુ એક શુભ પ્રસગ માનુ છું જો કે આપણી સાહિત્ય પરિષદ્‌ની સ્થાપના થયાંને આજે ૧૪ વર્ષ થયા છે, અને આ છઠ્ઠું સંમેલન છે તોપણ સમર્થ કાર્યવાહકોની દેખરેખ નીચે પાચ પરિષદો પુરી થઈ અને તેવાજ સમર્થ કાર્યવાહકો આ સંમેલનમાં પણ મને દ્દષ્ટિગોચર થાય છે, એટલે મારૂં અંતઃકરણ ખાત્રી આપે છે કે આ પરિષદ્‌ના હેતુ અને યોજના ઉપર જગન્નિયંતાની મહેર છે; અને આપણા આર્યોની આ પ્રાચીન રૂઢી જાળવી રાખી આપણે આપણા પ્રયાસમાં પ્રવૃત્ત રહેશું તો મને આશા છે કે આપણે આપણો હેતુ યથેષ્ટ પાર પાડી શકશું. પ્રભુ આપણા આ શુભ પ્રયાસને નિરંતર પુષ્ટિ આપે એમ ઇચ્છુ છુ.

## શિલ્પકળા અને ચિત્રકળા.

૧. કળા-કૌશલ્યના નમુનાઓ આપના સમક્ષ રજુ કરતાં કળા-કૌશલ્ય વિષે બે શબ્દો મ્હારે બોલવા એ એક વ્યવહારની જવાબદારી મ્હારા ઉપર રહે છે. મ્હારે વિશેષે કરીને આર્યોના પ્રાચીન કળા-કૌશલ્ય વિષે આજે કંઇક બોલવાની ધારણા હોવાથી વર્તમાન અને ભૂતકાળની વસ્તુસ્થિતિનું કંઇક દિગ્દર્શન કરી હું પ્રાચીન ભૂતકાળના કળા-કૌશલ્ય વિષે આપની પાસે થોડી જાણવા જોગ હકીકત રજુ કરવા ધારૂં છું. આ ક્રમ સ્વીકારવામાં પણ કળા-પ્રદેશ મને એટલો વિશાળ જણાય છે કે પ્રાચીન ભૂતકાળની આવશ્યક હકીકત રજુ કરવામા પણ પ્રસ્તુત વિષયને આ લેખમાં જુજ ન્યાય આપી શકાશે એમ મને લાગે છે. કળા-કૌશલ્યમા પારંગત થયેલા આપણા પૂર્વજોએ ચોસઠ કળાઓ વર્ણવેલી છે અને ઉક્ત કળાઓ અને તેમના અંગો વિષે એટલી સવિસ્તર, સંપૂર્ણ અને અદ્દભૂત વિગતો માલૂમ પડે છે કે પ્રસ્તુત પ્રસંગના લેખોમાં બધી કળાઓ વિષે બોલવાનું અશક્ય જણાય છે. આટલા કારણસર હું વિશેષે કરીને માત્ર શિલ્પ-કળા અને ચિત્ર-કળા એ બે કળાઓ સંબધમા બોલવા માગુ છું અને તેમ કરવામાં આપણા પૂર્વજોના અદ્દભૂત અને અકલ કળા-કૌશલ્યના ભંડારમાં અનેક ઉત્સાહી શક્તિઓને વાળી શકાશે એવી આશા રાખું છું.

## વર્તમાન સ્થિતિ.

**ભૂતકાળની કળાની ઉત્કૃષ્ટતા.**

૨. કળા-કૌશલ્યની બાબતમાં વર્તમાન કાળની વસ્તુસ્થિતિનું હું અવલોકન કરૂં છું ત્યારે હિંદમાં બલ્કે દુનિયાના એકે ભાગમાં કળા-પ્રદેશમાં મ્હારી દૃષ્ટિ સંતોષથી ઠરી શકતી નથી. આધુનિક વિશ્વવ્યાપી દારૂણ વિગ્રહે કળા-કૌશલ્યનાં બંધારણોને છિન્નભિન્ન કરી નાંખી એવી શૂન્ય સ્થિતિ ઉભી કરેલી છે કે ભવિષ્યમાં કળા-વિજ્ઞાન કયું સ્વરૂપ લેશે અને ક્યારે લેશે તે કાંઇ કળી શકાતું કથી હ્રીમ્સ, લુવેન, ઍન્ટવર્પનાં વિશ્વવિખ્યાત બાંધકામો જમીનદોસ્ત થઇ ગયા છે, અને તેની તુલનામાં ઉભી શકે તેવાં બાંધકામો ભવિષ્યમાં તરતમાં બંધાઇ શકે તેવો સંભવ માત્ર પણ દેખાતો નથી. ખૂનખાર વિગ્રહે જગત્‌ને એવા ચક્રવ્યુહમાં ચડાવેલું છે કે તેનાં જોખમમાંથી અલગ પડી, ચિત્રકારો અને શિલ્પકારો પોતાની પીંછી-હથિયારો ક્યારે હાથમાં લેશે તે કાંઇ કહી શકાતું નથી. વર્તમાન વસ્તુસ્થિતિ જોતાં મને કળાકૌશલ્ય માટે ભવિષ્ય તરતમાં સાનુકૂળ બને તેવો સંભવ જણાતો નથી. આથી મ્હારી વૃત્તિ કાંઇક લડાઇ પહેલાંના તરતના સમયનું નિરીક્ષણ કરવા તરફ વળે છે. પરંતુ તે સમય બલ્કે વિશમી સદી પણ મને કાંઇ સવિશેષ સંતોષ આપી શકતી નથી. દુનિયા પ્રગતિમય કહેવાય છે અને કાળના નિર્ગમન સાથે પ્રગતિમય હોવી જોઇએ એ કુદરતનો ક્રમ છે; પરંતુ હતભાગ્યે કળા-પ્રદેશમાં કુદરતનો આ ક્રમ વિપરીત થયો હોય એમ ભાસે છે દુનિયાંના એકે દેશમાં આધુનિક શિલ્પકળા કે ચિત્રકળા ભૂતકાળની સર્વોત્કૃષ્ટતા સામે સરખામણીમાં ઉભી રહી શકતી નથી. ઇંગ્લંડ અને જેપાનમાં બેશક પ્રશસ્ય કૌશલ્ય ક્વચિત્ ક્વચિત્ નજરે પડે છે, પરંતુ ક્રીસ્ટોફર રેન, ( ૧૬૩૨-૧૭૨૩ ) કે ઇનીગો જોન્સ ( ૧૫૭૨-૧૬૫૨ ) જેવા શિલ્પ શાસ્ત્રીઓ કે રીચર્ડ વિલ્સન, ( ૧૭૧૩-૧૭૮૨ ), સર જોશુઆ રેનોલ્ડસ ( ૧૭૨૩-૧૭૯૨ ), થોમ્સ ગેન્સબરો ( ૧૭૨૭-૧૭૮૮ ), જોન કોન્સ્ટેબલ ( ૧૭૭૬-૧૮૩૭ ), કે જે. એમ. ડબલ્યુ ટરનર ( ૧૭૭૫-૧૮૫૧ ) ઇત્યાદિ કુશલ ચિત્રકારોનાં કામ સાથે તુલના કરતાં ઉભી શકે તેમ છે ? ફ્રાન્સમાં ગેબ્રીઅલ ( ૧૭૧૦-૧૭૮૨ ) પછી જાણવાજોગ શિલ્પકાર કોઇ થયો નથી, જ્યારે ચિત્રકળાના પ્રદેશમાં જે. એલ. ડેવીડ ( ૧૭૪૮-૧૮૨૫ ) પછી શૂન્યતા આવેલી હોય તેમ જણાય છે. બેલ્જીયમ અને હોલેન્ડ જેવા કળા-કૌશલ્યનાં ધામોમાં પણ હાલ દૃષ્ટિપાત કરતાં નિરાશા ઉત્પન્ન થાય છે. શિલ્પકળા સોળમા સૈકાથીજ અસ્ત પામેલી છે. ચિત્રકળાના પ્રદેશમાં જે. લેસ (Leys) ( ૧૮૧૫-૧૮૬૯ ) અને તે પછી તેના અનુયાયીઓએ, સત્તરમા સૈકાના વિશ્વવિખ્યાત પિટર રૂબેન ( ૧૫૭૭-૧૬૪૦ ) ની કીર્તિ હાલ પણ બેલ્જીયમમાં જાળવી રાખી છે, તોપણ રૂબેનનાં કૌશલ્યની બરોબરી બેલ્જીયમમાં કે. રેમ્બ્રેન્ટ ( ૧૬૦૭-૧૬૬૯ ) અને તેના સમકાલીન ચિત્રકારોની બરોબરી હોલેન્ડમાં હાલ કોઇ કરી શકે તેમ છે ? જર્મનીનું પણ તેમજ છે. લેનડનના કાઉન્સીલ હોલ ( ૧૫૯૯ ) પછી શિલ્પકળામાં અને એ ડુરર (Durer) ( ૧૪૭૧-૧૫૨૮ ) અને એચ. હોલબીન ( ૧૪૯૭-૧૫૪૩ ) પછી જર્મનીની એક વખત સુપ્રસિદ્ધ ચિત્રકુશળતામાં, કોઇ તેવો કર્મ-પ્રવીણ પુરૂષ થયો નથી એટલુંજ નહિ, પણ જે. ઑવરબેક (૧૭૮૯-૧૮૬૯), પી. કૉર્નિલીઅસ (૧૭૮૩-૧૮૬૭) અને કે. સી. લેસીંગ (૧૮૦૮-૧૮૮૦)ની વિદ્યા પણ દિવસાનું દિવસ અસ્તંગત થતી

હોય તેમ દેખાય છે. સ્પેનમા તો સત્તરમો સૈકો તે છેલ્લી સદીજ કળા–કૌશલ્ય માટે હતી એમ કહીએ તો અતિશયોક્તિ થાય તેવુ નથી. સોળમાં સૈકામાં ઇટાલીડોમાં "એલ્કાઝાર" બંધાયો તે પછી શિલ્પકળા, અને વેલાઝકે (૧૫૯૯–૧૬૬૦) અને મુરીલ્લો (૧૬૧૭-૧૬૮૨) પછી ચિત્રકળા, કાંઇ ધ્યાન ખેંચી શકતી નથી. ગ્રીસ અને ઇટાલીમાં શિલ્પકળામાં, ફીદીઆસ ( ઇ સ. પૂર્વે પાંચમા સૈકામાં ) પછી ગ્રીસમાં, અને રોમના જગપ્રસિદ્ધ પૅન્થીઓન પછી ઇટાલીમા-તેમજ ચિત્રકળામા ઇટાલીના વિશ્વવિખ્યાત મિચેલ એન્જેલો (૧૪૭૫–૧૫૬૪) રાફેલ (૧૪૮૩-૧૫૨૦) વગેરે પછી, કાંઇ જાણવા જોગ કળા રહી નથી અમેરીકાએ અદ્યાપિપર્યંત શિલ્પકળામાં કે ચિત્રકળામાં કાંઇ ખાસ નામના મેળવેલી નથી મિસરદેશ, એસીરીઆ, એશીઆ માઇનોર વગેરે પણ પોતાની પ્રાચીન કૌશલ્ય–કીર્તિથીજ કાંઇક ધ્યાન ખેંચી શકે છે હિંદુસ્તાન ! મુગલોનાં સામ્રાજ્યમાં, બુદ્ધ અને જૈન પરિબળમાં, બ્રાહ્મણોની સર્વોપરી સત્તાના વખતમાં કે છેક પ્રાચીન વેદ-કાલીન સમયમાં જુઓ, શિલ્પકળામા અને ચિત્રકળામાં એક વખત અખિલ વિશ્વમાં પંકાયેલુ હિંદુસ્તાન, કે જેના વિદ્યા–સંપન્ન ઋષિઓને બારણે શિક્ષણ લઇ, ઇરાન, એશીઆમાઇનોર, ગ્રીસ, રોમ બલ્કે સમસ્ત યૂરોપ વગેરે દેશો કળા–પ્રદેશમાં વિહાર કરતા થયા, એ હિંદુસ્તાનમાં અત્યારે પ્રત્યક્ષ સ્વરૂપમાં શિલ્પકળા અને ચિત્રકળા લગભગ નષ્ટ થયેલી છે, એમ કહીએ તો ખોટું નથી. ક્યાં છે એ અજન્ટાની ગુફાઓનાં ( ઇ. સ. પૂર્વે ૧૦૦ થી ઇ. સ. ૭૦૦ ) સમર્થ શિલ્પકારો, અને ચિત્રકારો કે અકબરના ઉત્સાદ ભગવતી કે કુમર યા જહાંગીરનો ઉત્સાદ મન્સુર ! એલીફન્ટા ઇલોરાના (ઇ. સ ૭૫૦–૯૫૦) કૈલાસ–મંદિરના શિલ્પકારો, કે આબુ પર્વતનાં નકશીદાર મંદિરો ( ઈ. સ. ૧૦૩૧ ), મોઢેરા ( ૧૧ મો સૈકો ) કે બિલુર હલેબીડનાં વિષ્ણુમંદીરો કે કનારક ( ૧૩ મો સૈકો ) નાં અલૌકિક સૂર્ય મંદિરો, દિલ્હીની જુમા-મસ્જીદ, બિજાપૂરનો ગોળ ઘુમ્મટ કે આગ્રાનો તાજમહેલ (૧૭ મો સૈકો) રચનાર કારીગરો હાલ ક્યાં મળી શકે તેમ છે ?

બે ત્રણ હજાર વર્ષોથી, બલ્કે તેથી પણ વધારે અનિશ્ચિત ભૂતકાળથી કલા કૌશલ્યમાં વિશ્વમાં દાખલારૂપે ઝળુમી રહેલું હિંદુસ્થાન—અત્યારે પશ્ચિમનાં અંધ અનુકરણમાં ઝંપલાઇ જઇ કળા હીન થઇ ગયેલું હોય તેમ જણાય છે. આટલાં કારણોસર હું જેમ જેમ કળા પ્રદેશમાં વિશાળ દૃષ્ટિથી જોઉં છું તેમ તેમ હિંદુસ્થાનનાં નૈસર્ગિક કળા-કૌશલ્યમા મ્હારી શ્રદ્ધા દૃઢ થતી આવે છે અને ભૂતકાળનો ઇતિહાસ વધારે ઉત્સાહભેર બ્હાર લાવવાનું મને આવશ્યક જણાય છે. ઉપર કહ્યા પ્રમાણે હું શિલ્પકળા અને ચિત્રકળા પુરતીજ હકીકત આપની પાસે રજુ કરવા ધારૂ છુ અને આધુનિક વસ્તુ સ્થિતિનું અવલોકન કર્યા બાદ, ભૂતકાળનાં ૨૦૦૦ વર્ષોનુ દિગ્દર્શન કરી, દુનિયાંના મુખ્ય મુખ્ય દેશોનો કળા–કૌશલ્યનો ઇતિહાસ તપાસી જોતાં તુલનાત્મક દ્રષ્ટિથી હિંદુસ્તાનના પ્રસ્તુત ઇતિહાસનુ સવિશેષ નિરીક્ષણ કરી, હું છેક પ્રાચીન ભૂતકાળમા આપણા સમર્થ આર્યોએ શુ પ્રવિણતા મેળવેલી હતી તે મુદ્દા ઉપર વિવેચન કરીશ, કે જેને મ્હારાં આજના ભાષણના મુખ્ય ભાગ તરીકે હુ લેખું છુ.

## શિલ્પ કળા અને ચિત્ર કળા–વર્તમાન સ્થિતિ.

૩. હાલની વસ્તુસ્થિતિનુ અવલોકન કરતા દુનિયાંના એકે પ્રદેશમા શિલ્પ કળામાં, ભૂત-

યૂરોપ

કાળના નમુનાઓ હાલ બની શકતા હોય તેમ જણાતું નથી ચિત્રકળામા ઈગ્લંડ, જેપાન અને બેલ્જીયમ કંઇક પોતાની કીર્તિ ટકાવી રહ્યા છે. બેલ્જીયમમા જે લેસ પછી લુઇ ગૅલેટ અને બીજાઓ પ્રશસ્ય કામ રજુ કરી શકે છે. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે પીટર રૂબેનની અમર કીર્તિના તેજમાં તે ઢંકાઈ જાય છે. ઈગ્લંડમા ગયાં પચીસ વર્ષોમા ચિત્રકળામા સારૂ કૌશલ્ય જણાયુ હતું, પરંતુ તેમા પણ ક્રમે ક્રમે ઘટાડો થતો હોય એમ જણાય છે.

જેપાન

હિંદુસ્થાન

કળાની અવનતિ

કારણો

જેપાનનુ કાશલ્ય નવા યુગનુ છે એટલે પ્રાચીન વિદ્યા તરીકે તેની નોધ લઇ શકાય તેમ નથી. ભવિષ્યમાં વધારે ને વધારે કૌશલ્ય જેપાન બતાવે એમ આપણે ઇચ્છીશુ, પરંતુ આ લેખના જેવા ઐતિહાસિક નિરીક્ષણમા જેપાનને યોગ્ય સ્થાન મળી શકે તેમ નહિ હોવાથી, હિંદુસ્થાનની આધુનિક કળા-પ્રવિણતાનુ નિરીક્ષણ કરવુ એ વધારે સ્થાને જણાય છે. હતભાગ્યે હું ઉપર કહી ગયો તેમ કળા પ્રદેશમા હિંદુસ્થાનને વર્તમાન કાળમાં સ્થાન માત્ર પણ મળી શકે તેમ નથી, અને શિલ્પ કળા અને ચિત્રકળા બન્નેમા હિંદુસ્થાનની સ્થિતિ ઘણીજ નિરાશાજનક દેખાય છે. " તાજમહેલના નમુનાથી પોતાની વૃદ્ધિ દર્શાવતી મુગલ કળા નષ્ટ પામી, કારણકે ઔરંગઝેબની લાંબી રાજ્યકારકીર્દીમા સુન્ની મુસલમાની ધર્માંધ વૃત્તિઓનુ પરિબળ હતુ, અને શિઆ મુસલમાન અને હિંદુ કારિગરોને રાજદરબારમાથી દુર કરવામા આવ્યા. " (ઇ. બી હેવેલ—Essays on Indian Art, Industry and Education ).

ઓગણીસમા સૈકામા કળાનુ જે કાંઇ શેષ રહ્યું હતું તે યૂરોપના ચિત્રોની અસર નીચે દબાવ્યુ, કે જે આ સમયમાં આ દેશમાં આવવા લાગ્યાં હતાં.. ઇ સ ૧૭૬૦ માં મુગલ વંશનો અસ્ત થયો, તે સાથે હિંદુસ્થાનની ચિત્ર કળા પણ નષ્ટ થતી જતી હતી." ( Percy Brown, Indian Painting )

" હિંદુસ્થાનનુ એ મ્હોટુ કમનશિબ હતું કે જ્યારે આપણી ( બ્રીટીશ ) રાજ્ય સત્તાનો પાયો નખાયો ત્યારે ઈગ્લંડની પ્રજાનો કળાનો શોખ હલકામાં હલકી સ્થિતિએ પહોચેલો હતો. જુની " જોહન " કંપનીના કહેલા પ્રતિનિધિઓને, હાલની સરકારની માફક એક મ્હોટા રાજનું બંધારણ બાંધવામાં કાંઇ સંબંધ ન્હોતો...તેમના દાખલાથી હિંદુસ્થાનની કળા ઉપર શુ અસર થશે તે બાબતમા કાળજી રાખવાને તેમને કાંઇપણ રાજદ્વારી કારણો ન હતાં. ઈગ્લંડનાં ભવ્ય મકાનો, ઓફીસો અને દેવળોમા બાંધકામની જે રચના લેવાતી તે હિંદુસ્થાનમા જાળવી રાખવામા, તેમને તેમના વતનની યાદગિરિઓ તાજી રહેતી, અને તેમની પ્રજાકીય મગરૂબીને પોષણ મળતું. જ્યારે આપણી સત્તા હિંદુસ્થાનમાં સર્વોપરી થઇ, ત્યારે જે નમુનાઓ અને રચના આ પ્રમાણે દાખલ થયા હતાં તે આપણી સત્તા નીચે આવેલાં દેશી રાજ્યોમા પણ નમુના રૂપે લેવાયાં. હિંદુસ્થાનની કળાની અધોગતિની આ પ્રમાણે શરૂઆત થઇ " (E. B Havell, Essays on Indian Art, Industry and Education ) "હિંદુસ્થાનની આધુનિક કળા બગડી ગયેલી છે અને નષ્ટ થતી જાય છે કારણ કે ઘણે ભાગે લોકોની ચિત્તવૃત્તિ તેમા નથી. પચ્ચાસ વર્ષની અંગ્રેજી

કળાની મારફ તે બહારના ઢોળવાળી અને અપ્રમાણિક છે. ' (Havell ) " પશ્ચિમની બનાવટી કેળવણીએ પુર્વની કુદરતી કળાને નષ્ટ કરી નાખી છે. ' (Havell) હિંદુસ્થાનનાં કળા-કૌશલ્યની આધુનિક સ્થિતિ શું છે એ હકીકતનો વિષય છે કે જે કળા-પ્રદેશમાં આનંદ લેનારા કોઇપણ ગુણી જનથી નાકી થઇ શકે તેવું છે તા' જોરમાં શિવાજી (૧૮૩૩ ૧૮૬૫) ના વખતમાં હિંદુસ્થાનની શિલ્પકળાના પુનરૂદ્ધારનો કંઇક સંભવ થયો હતો, તે પણ નષ્ટ થયો, અને ચિત્રકળામાં મહિસુરમાં જે પ્રવૃત્તિ દેખાઇ હતી તે પણ ૧૮૬૮ માં કૃષ્ણરાજના સ્વર્ગવાસ પછી બંધ થઇ, અને જો કે બંગાળામાં બાબુ અબનીંદ્રનાથ ટાગોર વગેરે કંઇક ચિત્રકળામાં નવયુગ સ્થાપવાની તજવીજ કરી રહ્યા છે, (કે જેનું "અભિસારિકાનું" ચિત્ર બેશક એક નમુના રૂપે છે) તોપણ એટલી હકીકત તો સ્પષ્ટ છે કે હિંદુસ્થાનમાં વર્તમાન-કાળમાં શિલ્પકળાની સ્થિતિ સંતોષકારક નથી.

૪. હિંદુસ્થાનની કળાની આ અધોગતિ થવાના કારણો સહજ જાણી શકાય તેમ છે. મુગલોના વખતમાં શિલ્પ કળામાં તેમજ ચિત્રકળામાં અતિ ઉચ્ચ કોટીએ પહોંચેલી હિંદુ-સ્થાનની કળાની અધોગતિનો પાયો શાહજહાનની કારકીર્દીના છેવટના ભાગમાં નખાયો, કે જેને ઓરંગજેબના ધર્માંધ રાજ્યવહીવટથી વધારે ધક્કો લાગવાથી કળાની અધોગતિ વધારે સત્વર અને દ્રઢ થઇ. ઔરંગજેબ પછીના નિર્માલ્ય બાદશાહોના વખતમાં ચિત્રકળા કંઇક ઝાંખા સ્વરૂપમાં જીવંત રહેલી હતી પરંતુ તેની અધોગતિ મક્કમ અને ચોક્કસ જણાતી હતી. હિંદની કળાની આવી અધોગતિમાં ઓગણીસમા સૈકામાં બ્રિટીશ સત્તાની શરૂઆત થઇ અને તે સાથે હિંદુસ્થાનની કુદરતી સ્વકીય કળાનો વિનાશ આવી લાગ્યો. " જોહન કંપની " ના દ્રવ્ય પુજન અને લોભી વ્યાપારી રાજકર્તાઓ કળાહીન હતા, અને તેઓએ હિંદુસ્થાનની પરંપરા ચાલતી આવેલી સર્વોત્કૃષ્ટ કળાને ઉત્તેજન આપવાને બદલે પોતાના દેશની ( યુરોપની ) રચનાના નમુનાઓને ઉત્તેજન આપવા માંડયું હિંદુસ્થાનના હતભાગ્યે યુરોપમાં તે વખતમાં શિલ્પ કળાના નમુનાઓ ઘણાજ કઢંગા અને કળા શૂન્ય હતા અને એ રીતે શિલ્પકળાનું વિરૂપ હિંદુસ્થાનમાં દાખલ થયું. લલિત કળા નષ્ટ થઇ અને વિરૂપ કળા શક્તિએ તેનું સ્થાન લીધું ઇંગ્રેજી રાજકર્તાઓનાં અનુકરણે ચાલવાવાળા દેશી રાજ કર્તાઓએ પણ અંધ ભાવથી આ રચના પોતાનાં રાજ્યોમાં દાખલ કરી અને એ રીતે હિંદુસ્થાનની લલીત કળા, રસિકતાને અભાવે, પોષણ અને ઉત્તેજનને અભાવે, અને વિદેશીય કળા રચનાના પરિભવમાં ક્રમે ક્રમે નષ્ટ પામી હિંદુસ્થાનની દીવ્ય કળાના યોગ્ય ચિકિત્સા અને સત્કાર નહિ થવાથી અને રાજકર્તાઓનો આનંદ યુરોપની " ગૉથીક " અને " રીને-સાન્સ" રચનાઓ હિંદમાં દાખલ કરવામાં રહેલી હોવાથી, કળા કૌશલ્ય નષ્ટ થાય તેમાં નવાઇ નથી. નામદાર સરકારનાં જાહેર બાંધકામ ખાતાના હાથમાં જ્યારે જાહેર મકાનો બાંધવાનો ઇજારો આવ્યો, અને પરિણામે યુરોપના નમુનાઓ સ્વાગત કરવામાં આવ્યા, ત્યારે હિંદના જેવી સ્થિતિમાં આજીવિકા મેળવતો જન સમુહ, પોત પોતાની દીવ્ય કળા છોડી આપી એ દિશામાં વળે અને અનુકરણ કરવા મથે એ સ્વભાવિકજ છે. સ્વદેશી કારીગરોને ઉત્તેજન નહિ મળવાથી અને વિદેશીય અંધ અનુકરણમાં કૌશલ્ય, એજ કળા કૌશલ્ય મનાયાથી હિંદમાં કળા-પ્રદેશમાં શું શૂન્યતા આવેલી છે તે આપણે જોઇ શકીએ છીએ. " The whole system strikes at the very foundation of

art, and unless it is altered the entire ruin of Indian art is inevitable. (Havell-Essays on Industry).

" આ આખી પદ્ધતિ કળાનાં મૂળને ધક્કો પહોંચાડે છે અને તેમાં ફેરફાર થશે નહિ તો હિંદુસ્થાનની કળાનો નાશ અનિવાર્ય છે " " The painful fact must be admitted that, whatever the cause may be, since our rule has been established, the old art of India has been almost killed, the tastes of the people formerly led into safe paths by the traditions of Indian handicraftsmen, has been changed and corrupted, while we have given nothing from our national art to compensate India for what has been lost. " Havell-*Ibid* ) ( એ દુઃખદાયક હકીકત તો કબુલ કરવીજ જોઇએ કે ગમે તે કારણ હોય પરંતુ આપણું રાજ્ય સ્થપાયું ત્યારથી હિંદની પ્રાચીન કળા મૃતપ્રાય થઇ ગયેલી છે. હિંદના સ્વદેશી કારીગરોની રહેણીકરણીને અનુસરતાં લોકોનો શોખ સલામત માર્ગોમાં વળેલો હતો તે હવે દિશાંતર ગયો છે; અને બગડેલો છે. જ્યારે જે કાંઇ નષ્ટ થયું છે તેને બદલે આપણે આપણી કળામાંથી હિંદને કાંઇ પણ આપેલું નથી. " હિંદુસ્થાનની કળાની વર્તમાન કાળમાં આ પ્રમાણે મૃતપ્રાય સ્થિતિ છે હિંદુસ્થાન કળા કૌશલ્યમાં સર્વોત્કૃષ્ટતાએ પહોંચેલું હતું તે વખતે મધ્ય એશિયાના ક્રુર હુમલાખોરોનો ભોગ થઇ પડયું કે જેઓ તેનું સર્વ બંધારણ સૌંદર્ય છિન્નભિન્ન કરી તેને નિરાધાર સ્થિતિમાં મુકી ગયા જ્યારે નામદાર બ્રિટિશ સરકારે હિંદને પોતાના આશ્રય નીચે લીધું ત્યારે હિંદની સ્થિતિ એક અનાથ બાળકના જેવી હતી, કે જે દુઃખને લીધે પોતાનું ગૌરવ ભુલી જઈ પોતાના વિદેશીય માવિત્રની મીઠી છાયા નીચે આનંદ લેતું થયું અને તેના શિક્ષણ અને રીત ભાતો એજ ખરાં માની, તેનું અનુકરણ કરવા મંડી ગયું પરિણામે હિંદની પ્રાચીન કળા અનાદરમાં આવી અને ક્રમે ક્રમે નષ્ટ થઇ. તોપણ કુદરતથીજ આ દેશ કળારસજ્ઞ હોવાથી, તેના રસિકતાના ગુણોનાં અંકુરો નષ્ટ થયાં નથી. ઉત્તર હિંદુસ્થાનમાં, રજપુતાનામાં, મદ્રાસ ઇલાકામાં, હજીપણ એવા સ્વદેશી કારીગરો મળી આવે છે કે જેમની કારીગરી વર્તમાન કાળના સંજોગોમાં પણ યુરોપની ઉત્તમોત્તમ કારીગિરિને ઝાંખી કરી શકે, અને જેઓ તાજ મહેલ, મસ્જીદો, શિવાલયો, અને અજબ ગુફાઓ રચનારા પોતાના પુર્વજોની અમર કીર્તિને હાલ પણ જ્વલંત કરી શકે. પરંતુ નામદાર સરકાર તરફથી કે દેશી રાજ્યો તરફથી તેમને કાંઇપણ ઉત્તેજન મળતું નથી; જ્યારે જનસમાજ રાજ કર્તાના શોખમાં કૌશલ્ય માની અનુકરણમાં દોરાતો હોવાથી હિંદુસ્થાનની પુરાતન દીવ્ય કળા સજીવન થવાનો સંભવ બહુ દુર જણાય છે.

૫. ઓગણીસમા સૈકાનું બલ્કે વર્તમાન કાળની કળાની સ્થિતિનું અવલોકન કરી આપણે હવે મધ્યમયુગના કળા-પ્રદેશનું નિરીક્ષણ કરીશું.

## મધ્યમયુગ (ઇ. સ ૧૦૦ થી ૧૮૫૦ સુધી) માં કળાની સ્થિતિ.

**બે ભાગો** ૬. મધ્યમ યુગના સમયનું મ્હારા આ લેખના હેતુને માટે, હું બે ભાગથી નિરીક્ષણ કરવા માગું છું. એક ઇ. સ. પહેલા સૈકાથી પંદરમા

ઉત્તર ભાગ.

ઈ. સ. ૧૪૫૦ થી ૧૮૫૦

સૈકા સુધનો વિભાગ-અને બીજો ઇ. સ. પંદરમાં સૈકાથી ઓગણીસમાં સૈકા સુધી-આ બે વિભાગનું જુદુ જુદુ નિરીક્ષણ કરવાના કારણો પણ સહજ સમજી શકાય તેવા છે. ઇસુ ખ્રિસ્ત પછી ચૌદ સૈકાઓ સુધી યૂરોપ ખંડમા ( કે જેને મે પ્રસ્તુત લેખ માટે એક દાખલા રૂપે પસંદ કરેલ છે, તેમા ) એવી અંધાધુની ચાલેલી હતી કે આનો ઇતિહાસ એકે બાબતમા સૃષ્ટિની પ્રગતિ પરત્વે ધ્યાન ખેંચી શકે તેમ નથી, અને મજકુર સૈકાઓ પૈકી છેલા પાંચ સૈકાઓનો સમય કળા-કૌશલ્યની બાબતમાં તો હિંદુસ્થાનને માટે પણ શૂન્ય હોય એમ જણાય છે. પંદરમા સૈકામા એકાએક નવજીવનના અંકુરો બંધાયાં અને જ્ઞાન જ્યોતિની પ્રભા ચોતરફ ફેલાઇ. નવયુગ (Renaissance)ની શરૂઆત થઇ અને શિલ્પકળામા અને વિશેષે કરીને ચિત્રકળામાં યૂરોપખંડે પોતાના ઉત્તમોત્તમ નમુનાઓ રજુ કરી કળાકૌશલ્ય સિદ્ધ કર્યું હિંદુસ્થાનમાં આ સમય એ યૂરોપની માફક નવયુગ ન હતો, તોપણ કળા-પ્રદેશ પુરતો વિચાર કરતા એમ સિદ્ધ થાય છે કે પંદરમા સૈકામાં હિંદુસ્થાનમા પણ પુનર્જીવનની ( revival ) શરૂઆત થઇ હતી. અજન્ટાની અચિંત્ય ગુફાઓ પછી અને તે પછીનાં શિવાલયે અને વિષ્ણુ-મંદિરો પછી હિંદુસ્થાનમાં કળા-પ્રદેશ ઉપર એવી જાતની સુષુપ્તિ આવેલી હતી કે મધ્ય-એશિયાના કળા-રસજ્ઞ બાદશાહો દિલ્હીના પાય તખ્ત ઉપર આવ્યા ન હોત તો ઉસ્તાદ મન્સુરનાં કુદરતની હરીફાઈ કરનારાં ( પક્ષીઓ ) ચિત્રો, કે ઉસ્તાદ ઇસાનો અલૌકિક તાજમહેલ, હિંદુસ્થાનની મ્લાન થતી કીર્તિને પુનઃ સતેજ કરવાને, અને-પ્રદેશમા હિંદુસ્થાનની સર્વ શ્રેષ્ઠતા પુન સિદ્ધ કરવાને બહાર આવત કે નહિ તે સંદેહ લાગે છે આટલા કારણસર યૂરોપ અને હિંદુસ્થાન બન્નેમાં પંદરમાં સૈકાથી ઓગણીસમા સૈકા સુધીનો ઇતિહાસ કળા-કૌશલ્યને માટે ખાસ ધ્યાન ખેંચી શકે છે

## ઇ. સ. ૧૪૫૦-૧૮૫૦.

યુરોપખંડ.

ઇટાલી

૭ યુરોપખંડ તરફ નજર કરતા, નવયુગનો (Renaissance) ઉદય થયા પછી, શિલ્પકળાનો પુનરૂદ્ધાર થયાની શરૂઆત પહેલી ઇટાલીમાં થયલી જણાય છે. ગ્રીસ અને રોમના નમુનાઓનું અનુકરણ ચાલુ હતું, પરંતુ ચિત્રકારો અને શિલ્પકારોનાં કલમ અને હથિયારમા સ્વતંત્રતા, વિચાર શક્તિ અને સ્વવિશ્વાસ આર્વિભૂત થયાં, અને પંદરમાં સૈકાની શરૂઆતમાં તો બ્રુન્નેલેશાઇ ( Brunelleschi ) એ ફ્લોરેન્સમાં નવયુગનો ડંકો વગાડયો. પેરૂઝી, વિનોલા, સાનગલો, સાનસોવિનો, રાફેલ અને મિચેલ એન્જેલો વગેરે સમર્થ શિલ્પકારોએ સોળમા સૈકામા ઇટાલીમા પોતાનું અનુપમ શિલ્પ-કૌશલ્ય પ્રતિપાદિત કર્યું. ઇ. સ. ૧૫૦૬ મા રોમમાં સેન્ટ પીટર્સના ભવ્ય દેવળની શરૂઆત થઇ જેને લગભગ અરધા સૈકા પછી મહાન મિચેલ એન્જેલોએ અજબ નિપુણતાથી પુર્ણું કરી, દુનિયાનાં એક અદભૂત કારિગિરીના નમુના તરિકે ઝળકતું કર્યું. ફ્લૉરેન્સમાં ઇ. સ. ૧૫૨૦ માં રમણીય "પેન્ડોલફીનાઇ" બંધાયુ. ઇ. સ. ૧૫૩૦ મા રોમમા પ્રખ્યાત "ફારનીઝ" મહેલ બંધાયો. અને 'પ્રેટીકન' નાં બંધારણથી વિશેષતા થઇ. વેનીસમાં 'સેન્ટમાર્કનું' સુપ્રસિદ્ધ પુસ્તકાલય બંધાયું.

જ્યારે ૧૬૩૨ મા લોગ્હીના (Loghena) એ 'સેન્ટ મેરીયા ડેલ્લા સેલ્યુટ'નુ સુંદર દેવળ બાંધી સત્તરમા સૈકાથી શરૂ થયેલી શિલ્પકળાની અવનતિના પહેલા ચિન્હો પ્રત્યક્ષ કર્યાં.

ચિત્રકળા ૮ પરંતુ જે પ્રદેશમાં કુશળતા મેળવ્યાથી ઇટલી હજી પણ આખી દુનીઆમા એક અતિ કળા નિપુણ દેશ તરીકેનુ સ્થાન ભોગવે છે તે પ્રદેશ આ સમયનો ચિત્રકળાનો હતો. શિલ્પકળાના પ્રદેશમા જેમ ગ્રીસદ્વારા મિસર દેશની વિદ્યાને ઇટલી આભારી થયુ હતું તેમ ચિત્રકળાના પ્રદેશમા પણ ગ્રીસ અને બાઇઝેન્ટીઅમ (Byzantium) દ્વારા મિસર દેશનેજ આભારી હતું, અને નવયુગની શરૂઆત ચિત્રકળામાં ગ્રીસવાટે પહેલી પાઇઝા, સીએના અને ફ્લોરેન્સમા થઇ હતી. જેનો જાઇઓવેન્ના સીમેબ્યુ (૧૨૪૦–૧૩૨૦) પહેલો ચિત્રકાર હતો. એ જાઇઓ ટ્ટો (૧૨૬૬–૧૩૩૭) ના Christ among the Doctors" વગેરે ચિત્રોએ ચિત્રકળાનો ઉત્કર્ષ જાહેર કર્યો, જેમાં જી. ફેશીઆનો (૧૩૭૦)–૧૪૫૦) વગેરે તેના અનુયાયીઓએ પૂર્તિ આપી. પદરમાં સૈકામાં ઇટલીએ અચિંત્ય અને અસાધારણ કૌશલ્ય ચિત્રકળામાં મેળવ્યુ. પ્રખ્યાત શિલ્પકાર ઘીબર્ટીએ (Ghiberti) નવી પદ્ધતિના પ્રયત્નની શરૂઆત કરી, જેને નવયુગની પદ્ધતિના પહેલા પ્રતિપાદક ટી મેસેચીઓ (૧૪૦૧–૧૪૨૮) એ પોતાના "Tribute money" વગેરે ચિત્રોમા સ્વાગત કરી આધુનિક કળા–પદ્ધતિનું બીજ રોપ્યુ. એન્ડ્રીમાન્ટેના (૧૪૩૧–૧૫૦૬) ના "Crucifixion" થી. જી બેલ્લીનાઈ (Bellini) (૧૪૨૭–૧૫૧૬) નાં "Death of St. Peter martyr" થી, અને પેરૂજાઇનો (Perugino) (૧૪૪૬–૧૫૨૪) ની ભક્તિપૂર્ણ કલમથી, ઉક્ત સૈકાના સમર્થ ચિત્રકારોનુ અનુરૂપ આવ્હાહન થયુ, અને ગૌરવશીળ ચિત્રકાર લીઓનાર્ડો ડાવિન્સિના (૧૪૫૨–૧૫૧૯) વિશ્વ-વિખ્યાત ચિત્ર "Last supper" એણે ઇટલીને કળા–કૌશલ્યમા અતિ ઉચ્ચ કોટિમાં પ્રતિષ્ઠિત કર્યું. ઇ. સ. (૧૪૭૫–૧૫૬૪) સુધીમાં ચિત્રકાર શિરોમણિ મિચેલ એન્જેલો થયો કે જેણે પોતાના અદભૂત "Creation of Adam" વગેરે ચિત્રોમાં પોતાની કલમની સ્વતંત્રતા, દીવ્ય શક્તિ, અને કળાનુ ગૌરવ સિદ્ધ કરી ઇટલીને ચિત્રકળા કૌશલ્યનાં શિખર ઉપર મુકયુ તેના સમકાલીન ચિત્રકાર રાફેલ (૧૪૮૪–૧૫૨૦) કે જેણે પોતાના ભવ્ય ચિત્ર "Miraculous draught of fishes" વગેરેમાં પોતાની હિમ્મતબાજ કલમથી "ચિત્રકારોનો રાજા" એવો અનુપમ ઇલ્કાબ મેળવ્યો, અને એન્ડ્રી ડેલ સારટો (૧૪૮૭–૧૫૩૧) કે જેનુ "St Agnis at Pisa" અદ્યાપિ પર્યન્ત કળા રસજ્ઞ પુરૂષોના મન ઝુલાવી રહ્યુ છે, અને "Tribute money" નો ચિત્રકાર પ્રખ્યાત વેનીશીઅન ટીશીઅન (૧૪૭૭–૧૫૭૬) વગેરે ચિત્રકાર-રત્નો પણ નવયુગના ભંડારમાંજ નીપજેલા હતાં. સોળનાં સૈકાની ઇટાલીની ચિત્રકળાની ખિલાવટ કેવળ અજબ હતી. " That effort was never equalled before as it has never been equalled since એ પ્રયત્ન અગાઉ કદી થયો ન હતો, અને એના જેવો ફરીથી પ્રયત્ન અદ્યાપિપર્યન્ત થયો પણ નથી. " સોળમા સૈકામાં ચિત્રકળા કૌશલ્યનાં શિખરે પહોંચ્યા પછી, ઇટાલીની તે બાબતમાં અવનતિ શરૂ થઇ. સત્તરમા અને અઢારમા સૈકામાં થોડાઘણા ચિત્રકારો થયા. પરંતુ તેમની કલમ કાંઇ ધ્યાન ખેંચી શકતી નથી. સોળમા સૈકાની દીવ્ય કળાના સમર્થ ઉપાસકોનો ખ્યાલ લેતા, ઇટલીની હાલની કળા ગત શક્તિની છાયા માત્ર હોય તેમ લાગે છે.

ફ્રાન્સ.

૯. ઇટાલીમાં ઉદય પામેલા નવ યુગની અસર યુરોપના બીજા દેશોમાં પણ ક્રમે ક્રમે ફેલાઇ, અને થોડા ઘણા સંકલ્પ વિકલ્પ પછી, ફ્રાન્સમાં ત્યાંના રાજા "ફ્રાન્સિસ પહેલા" (૧૫૧૫-૧૫૪૭) એ નવયુગની પદ્ધતિને પહેલું સ્વાગત કર્યું ઇટાલીના શિલ્પકારોને આમંત્રણ કરવામાં આવ્યું, અને ઈ સ ૧૫૪૪ મા લુવરના દમદમાભર્યા શિલ્પકામોની શરૂઆત થઇ ઇ સ. ૧૫૫૬ મા પેરીસમાં "Palace of the Tuirelies" બંધાયો, જ્યારે સત્તરમા સૈકાની શરૂઆતમાં રીશેલુ માટે બંધાયેલો "Palace Royal" અને "Palace of Luxembourg" બંધાયા રાજા લુઇ ચોદમા (૧૬૪૦-૧૭૧૫) ના વખતમાં ફ્રાન્સની શિલ્પકળાને ખાસ ઉત્તેજન મળ્યુ, જેને પરિણામે શિલ્પકાર મેન્સાર્ડ (Mansard) (૧૬૪૫-૧૭૦૮) વરસેઇલિનો ભવ્ય મહેલ બાંધવાનુ શરૂ કર્યું લુઇ પંદરમો અને લુઇ સોળમો બન્ને રાજાઓએ શિલ્પકળાને ઉત્તેજન આપવાનું ચાલુ રાખ્યુ હતું, અને ઉપરોક્ત ત્રણે રાજાઓના વખતમાં ઘણું સુદર, નકશીદાર અને ફ્રાન્સનુ સારામા સારૂ બાંધકામ બંધાયુ, જેમા સત્તરમાં સૈકાનુ "Pantheon (ste Genevieve) હજી પણ પ્રેક્ષકનું આશ્ચર્યસમેત ધ્યાન ખેચી શકે છે. (૧૭૧૦-૧૭૮૨) ઇ સ મા ગેબ્રીએલે (Gabriel) પોતાના કામો બાંધી, શિલ્પ કળાની અવનતિને માર્ગ આપ્યો ફ્રાન્સની શિલ્પકળા, ફ્રાન્સના કીર્તિવંત સમયમાં પણ મ્હોટે ભાગે ઇટાલીની કળાનું બુદ્ધિહીન અનુકરણ હોવાથી, આથી વિશેષ ધ્યાન ખેચી શકતી નથી.

શિલ્પકળા

૧૦. પરંતુ ચિત્રકળાના પ્રદેશમા નવ યુગમા ફ્રાન્સે સારી કીર્તિ મેળવેલી હતી. શિલ્પકળાની માફક ચિત્રકળા માટે પણ ઇટાલીના પ્રખ્યાત ચિત્રકારો લીઓનાર્ડો ડા. વિન્સી (Leonardo Da Vinci) વગેરે રાજા ફ્રાન્સિસ પહેલાના વખતમાં ફ્રાન્સમાં આવી વસેલા હતા, અને તેમના શિક્ષણ નીચે ચિત્ર કળાના પ્રદેશમા ફ્રાન્સે સ્વતંત્રતા, વિચાર શક્તિ અને કળા કૌશલ્ય સંપાદિત કર્યાં. જે ફુકે (Fouquet) (૧૪૧૫-૧૪૮૫) એ નવ યુગની પદ્ધતિ શરૂ કરવામાં પહેલું પગલું ભર્યું જો કે એ પદ્ધતિ ફ્રાન્સમા લોકપ્રિય કરવાનો યશ પ્રખ્યાત "Last Judgment"ના ચિત્રકાર જે કુઝા (Cousin) (૧૫૦૧-૧૫૮૯), તથા "Presentation in the Temple" ના ચિત્રકાર એસ વુએટ (vouet) (૧૫૯૦-૧૬૪૯) ને ઘટે છે. સત્તરમા સૈકામા રાજા ચોદમા લુઇ (૧૬૫૦-૧૭૦૦) ના વખતમા ફ્રાન્સની ચિત્રકળાએ અપૂર્વ કૌશલ્ય સંપાદિત કર્યું, જેમા ફ્રાન્સનો મ્હોટામાં મ્હોટો ચિત્રકાર નિકોલસ પુસાં (Pussin) (૧૫૯૪-૧૬૬૫) અને લાસ્યુઅર (Le Sieur) (૧૬૧૭-૧૬૫૫) ચિત્રકારોની પંક્તિમાં શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે. "Arcady," Israelites, collecting manna" અને "Rebecca and Eliezer" વગેરે કળાપૂર્ણ ચિત્રોમા પુસાંએ કળાની વિવિધતા અને સૌંદર્ય અને જે ગંભીર વિચાર શક્તિ બતાવેલાં છે,. તેને માટે અદ્યાપિપર્યંત તેની કીર્તિ ઝળકતી રહેલી છે, તે સકારણ જણાય છે. "ફ્રેન્ચ રાફેલ" લાસ્યુઅરે, પણ પોતાની કલમની મૃદુતા અને રમણીયતાથી "St. Paul preaching

ચિત્રકળા

at Ephesus " મા જે કૌશલ્ય દેખાડયુ છે તે ફ્રાન્સના આ યુગને શોભાવે તેવુ છે કુદરતનું સૌંદર્ય આલેખવામાં " Crossing the Ford " નો અદ્ભુત ચિત્રકાર ક્લૉડ લૉરેન (૧૬૦૦-૧૬૮૨) પણ આ યુગના પ્રતાપી રત્ન તરીકે ખાસ ધ્યાન ખેચી શકે છે. પરંતુ તેના પછી રાજા પંદરમા લુઇના વખતમા ફ્રાન્સના ચિત્રકારો કેવળ રસહીન અનુકરણ કરનારાઓ થયા, અને સત્તરમા સૈકાની આખરમા કળા-પ્રદેશમા શૂન્યતા દેખાવા લાગી, જેમા ફરી એકવાર કાર્લ વાન્લુ (Vanloo) (૧૭૦૫-૧૭૬૫) એ અઢારમા સૈકામા રસિકતા અર્પિ પરતુ કળાને પુન. સજીવ કરવાનું માન તો જે એલ ડેવીડ ( J L. David) (૧૭૪૮-૧૮૨૫) ને ઘટે છે, કે જેણે પોતાના Sabine women " અને "Leonida" વગેરે ચિત્રોથી ફ્રાન્સમાં બલ્કે આખા યુરોપમા લાંબા કાળ સુધી પોતાની કલમની જાદુઇ અસર ફેલાવી તેના અનુયાયીઓમાં એચ બર્નેટ ( ૧૭૮૯-૧૮૬૩ ) ( The Post Through the Desert ), ટી, રૂસો ( Father of Modern French Landscape ) (૧૮૧૨-૧૮૬૭), ( Sunset ), જે. મિલેટ ( Millet ) ( ૧૮૧૫-૧૮૭૫ ) ( Angelus ), એચ. રેનોલ્ટ ( ૧૮૪૩-૧૮૭૧ ) ( Execution in the Alhambra, ) અને જી. કુર્બે (Courbay) ૧૮૧૯-૧૮૭૭ (Funeral at Orunaus) જો કે સાધારણ ચિત્રકારો હતા તોપણ અઢારમા સૈકા અને આધુનિક સમયની કળાની સંકલના કરનાર તરીકે ખાસ ધ્યાન ખેચી શકે છે.

**બેલ્જીઅમ અને હૉલાન્ડ**

૧૧ નવયુગમાં ઇટાલીની કળા વિશિષ્ટતાનો લાભ લેનારા દેશોમાં બેલ્જીઅમ અને હૉલૅન્ડ પણ હતા. જો કે શિલ્પ કળામા એન્ટવર્પના " ટાઉનહૉલ્સ, " બ્રુસેલ્સની ઇમારતો અને બ્રુજીઝના દેવળ સિવાય, સોળમા સૈકા પછી કંઇ ખાસ વિશેષતા જોવામાં આવતી નથી. તોપણ, ચિત્રકળાના પ્રદેશમાં બન્ને દેશોમા સારું કૌશલ્ય સંપાદિત થયુ હતું મેબ્યુઝ (૧૪૭૦-૧૫૩૨) ચિત્રકારે નવયુગની શૈલિને સ્વાગત કરી બેલ્જીઅમની કળાને નવિન દિશામાં પ્રતિષ્ઠિત કરી, જેનું " DuckShooting ના ચિત્રકાર, કુદરતનું સૌંદર્ય સમજનાર પૉલ બ્રિલે (૧૫૫૬) ચોકસ સ્વરૂપ આપ્યુ. પરતુ ઇટાલીની કળાની પ્રબળ અસર નીચે પણ બેલ્જીઅમનું કળા-સ્વાતંત્ર્ય સિદ્ધ કરી દેશને કળા નિપુણ તરીકે ઓળખાવનાર તો સત્તરમા સૈકાનો જાદુઇ ચિત્રકાર પિટર રૂબેન્સ (૧૫૭૭-૧૬૪૦) હતો કળાનુ ચિત્ર વિચિત્ર સૌંદર્ય આલેખવામાં કુદરતથીજ ચિત્રમય કલમ હોય તો તે ચિત્રકાર રૂબેન્સની હતી. 'Helena,' 'Raising of the Cross,' 'Last Judgrment' અને " The Vision of St. Ildefonso " વગેરે ચિત્રો કોઇ પણ ચિત્રકારને કોઈ પણ દેશ કે યુગમાં કીર્તિ આપી શકે તેવા છે તેના પછી તેના અનુયાયીઓએ, એ. ડીક (૧૫૯૯-૧૬૨૧) ડી. ટેનીઅર્સ (૧૬૧૦-૧૬૯૦) વગેરે થયા પરંતુ રૂબેન્સની કીર્તિને તેઓ ટકાવી રાખે તેવા નહતા. અને બેલ્જીઅમની અવનતિ પામતી ચિત્રકળાને પુનઃ સજીવન કરવાનું માન છેક ઓગણીસમા સૈકાના જે. લેસ. (Leys) ( ૧૮૧૪-૧૮૬૯ ) અને તેના અનુયાયીઓ લુઇ ગૅલેટ વગેરેએ મેળવ્યુ.

૧૨ હોલેન્ડની ચિત્રકળાનો કીર્તિવંત યુગ સત્તરમા સૈકાનો (૧૫૮૪-૧૬૯૨) હતો. વ્યવહારના અનુભવો આલેખવામા, કુદરતના દેખાવો અદ્ભુત રીતે ઉભા કરવામા કે ચિત્રોની

અન્યતા અને મનોહર રંગો રજુ કરવામાં હૉલેન્ડના સત્તરમા સૈકાના ચિત્રકારો અપ્રતિમ કીર્તિ ભોગવે છે. ઇટાલીના પ્રખ્યાત ચિત્રકારો પાસેથી હૉલેન્ડને બહુ શિખવાનુ મળ્યું હતું, અને સમર્થ ચિત્રકારોની નામાવલિમા સત્તરમા સૈકામા પહેલું સ્થાન Banquet of the Officers of the Civic Guard " ના ચિત્રકારો પ્રખ્યાત તસ્વીરો ચિતરનારો ફ્રાન્ઝ હૉલ્ઝે (Halz) (૧૫૮૯) મેળવ્યુ હતું પરતુ સર્વોપરી શ્રેષ્ઠતાનું માન તો એચ. રેમ્બ્રેન્ટ (૧૬૦૭–૧૬૬૯) ને માટે હતું કે જેણે " King of Shadows " કુદરતની નિશાળમાથીજ શિક્ષણ લઇ, " Portrait of Saskia " " Night Watch, " અને " Ecce Homo " વગેરે અનુપમ ચિત્રોમા વિપુલ કૌશલ્ય દેખાડી કળા-પ્રદેશમાં હૉલેન્ડની કીર્તિને હમેશને માટે ઝળકતી રાખેલી છે. તેના અનુયાયીઓમા તસ્વીરોના પ્રખ્યાત ચિત્રકાર બી હેલ્સ્ટ (૧૬૧૩–૧૬૭) "(Banquet of the Civic Guard)" જે વાયનૅન્ટ્સ, ( Wynants), "(Landscapes)" પી. પૉટર, (Potter) (૧૬૨૫-૧૬૫૪) કે જેણે પોતાનાં આકર્ષક " Young Bull " વગેરે ચિત્રોથી ' Raphael of Animals " ની ઉપમા મેળવી, જે રીઝડેલ ( ૧૬૨૫-૧૬૮૨ ) "The chase" નો ચિત્રકાર, સામુદ્રિક સૌંદર્ય આળેખનાર પ્રખ્યાત ચિત્રકાર ડબલ્યુ. વેલ્ડ (૧૬૩૩ ૧૭૦૭) " (The Calm ) " ફળફળાદિનો ચિત્રકાર જે. હીમ (૧૬૭૪), અને રસોડાનો રમુજી અને અદ્ભૂત ચિત્રકાર વિલ્યમ કાફ (Kalf), ( ૧૬૩૦ ૧૬૯૩ ) વગેરે થયા કે જેણે હૉલેન્ડની કીર્તિ છેક અઢારમા સૈકા સુધી જાળવી રાખી યુટ્રેક્ટની સુલેહ ( ૧૭૧૩ ) પછી હૉલેન્ડની વિશિષ્ટ ચિત્રકળાની અવનતિ થઇ, અને વર્તમાન કાળમા તે દેશની ચિત્રકળા કાંઇ ધ્યાન ખેચી શકતી નથી.

## જર્મની

**શિલ્પકળા.**

૧૩. શિલ્પકળા અને ચિત્રકળામાં ઇંગ્લંડને શિક્ષણ આપનાર તરીકે નવયુગનું જર્મની ચિત્રકારનું ખાસ ધ્યાન ખેચી શકે છે. હિડેલબર્ગના પ્રખ્યાત કિલ્લાથી સત્તરમા સૈકાની શરૂઆતમાં નવયુગનો કીર્તિ–સ્તંભ બંધાયો અને ૧૫૯૯ માં લેડનના 'Council Hall" થી નવયુગનાં બાંધકામો શરૂ થયાં. "ગૉથીક" અને "નવયુગ" ના નિયમનું સમિશ્રિત અનુકરણ છેક અઢારમા સૈકા સુધી ચાલ્યુ જે પછીના જર્મનીનાં બાંધકામો આકર્ષણ વગરનાં અને સાધારણ કોટીનાં થયાં, જેનુ ખાસ નિરીક્ષણ કરવુ આવશ્યક જણાતું નથી. સારાંશ નવયુગના સમયમાં શિલ્પકળાનાં પ્રદેશમાં જર્મનીએ કાંઇ અદ્ભૂત કળા બતાવેલી હોય તેમ દેખાતું નથી. પરતુ

**ચિત્રકળા**

ચિત્રકળાના પ્રદેશમા નવયુગનુ જર્મની પોતાનાં કળા–કૌશલ્યના અનેક પુરાવાઓ રજુ કરી શકે છે. ફ્રૅંકોનીઆની નિશાળમાં આલબ્રેટ ડુરર (૧૪૭૧–૧૫૨૮) થયો કે જેણે નવયુગની ચિત્રકળાને પરીપૂર્ણતા આપી, જર્મનીના સર્વશ્રેષ્ઠ ચિત્રકાર તરીકે હમેશને માટે સ્થાન લીધું. " The four Apostles " અને " Trinity " વગેરે અર્થગંભીર ચિત્રોનો ચિતરનાર–આ સમર્થ ચિત્રકાર, નવયુગના હિસ્સા રૂપે હતો, કે જેણે જર્મનીની ચિત્રકળા ઉપર ઘણીજ ઊંડી અસર કરેલી હતી. તેના અનુયાયીઓ એચ. બર્કમાયર ( ૧૪૭૩–૧૫૨૨ ) એલ. ક્રેનાક

( ૧૪૭૨-૧૫૫૩ ) વગેરે થયા, પરંતુ તેની પછી તેની કીર્તિને શોભાવે તેવું માન તો ઑગ્સબર્ગના મહાપ્રવીણ ચિત્રકાર પ્રખ્યાત હૅન્સ હૉલબીન ( ૧૪૯૭-૧૫૪૩ ) ને ઘટે છે. કળાપૂર્ણ તસ્વીરો અને "Madonna of the Meyer Family" અને "Portrait of the Duchess of Milan" વગેરે ચિત્રોનો ચિત્રકાર હૉલબીન, જર્મનીમા તેમજ ઇંગ્લંડમા અદ્યાપિ પર્યન્ત એક સમર્થ ચિત્રકાર તરીકે સ્થાન ભોગવે છે. ડુરર અને હૉલબીન પછી ઇટાલીની નિશાળનું અંધ અનુકરણ કરવાવાળા ઘણા ચિત્રકારો થયા, પરંતુ ઉક્ત સમર્થ ચિત્રકારોની કળા કોઇનામાં નહતી, અને ૧૭૮૫થી ૧૮૬૯ માં જર્મનીની ચિત્રકળાને પુનઃ સજીવ કરનાર જહૉન ઓવર બેક "(Triumph of Religion in Arts)" થયો ત્યા સુધીમાં, એ મેંગ્ઝ ( ૧૭૨૮-૧૭૭૯ ) '(St Peter)" સિવાય કોઇ ચિત્રકાર ધ્યાન ખેંચી શકતો નથી. ઇટાલીની નિશાળમા શિક્ષણ લીધા છતા પોતાની કલમની સ્વતંત્રતા, હિંમત અને ઉત્પ્રેક્ષા શક્તિથી જોહન ઓવરબેકે જર્મનીની અસ્તગત થતી કળાનો પુન ઉદ્ધાર કર્યો. અને તેના સમકાલીન ચિત્રકારો કોર્નીલીઅસ (૧૭૮૩-૧૮૬૭) "(Four Riders of the Apocalypse)" અને સી. લેસિંગ ( ૧૮૦૮-૧૮૮૦ ) "(Oak of a thousand years) વગેરેએ પણ તેમાં સહાયતા આપી પરંતુ ડુરર અને હૉલબીનની મનોહર કલમ પુન. પ્રવૃત્ત થયેલી હોય તેમ જણાતું નથી.

**સ્પેન.**

૧૪ ફ્રાન્સ, બેલજીઅમ, હૉલેન્ડ અને જર્મની પછી, મધ્ય યુગમા સુપ્રસિદ્ધ થએલું સ્પેન, કળા રસજ્ઞ પુરૂષોનું પ્રથમ ધ્યાન ખેંચે છે ઇટાલીમા ઉદય પામેલા નવયુગના કિરણો ત્યાં પણ પહોચેલાં હતા પરંતુ કળા પ્રદેશમા લાંમા કાળ સુધી તેનો પ્રભાવ જામેલો હોય તેમ જણાતું નથી શિલ્પકળામાં નવયુગની અસર છેક પંદરમા સૈકામાં માલૂમ પડે છે. જેમા ગ્રેનેડાનું દેવળ, ટોલીડોનો અલ્કાઝાર (૧૫૪૮) અને સેવાઇલનો " Town Hal " ખાસ ધ્યાન ખેંચી શકે છે

**શિલ્પકળા.**

શિલ્પકળામા માત્ર બેપ્ટિસ્ટા અને હેરેરા બે શિલ્પકારોની કીર્તિ અદ્યાપિ પર્યન્ત સ્પેનમા ટકી રહી છે. પોર્ટુગાલમાં માત્ર મેફ્રીના મઠ સિવાય ( નવયુગની કળાની યાદગિરિ કોઇ મકાનથી તાજી થઇ શકતી નથી. ) પરંતુ ચિત્રકળાના પ્રદેશમા નવયુગના સ્પેને કાંઇ વિશેષતા મેળવેલી હોય એમ જણાય છે. સ્પેનના રાજા બીજા ફીલીપના મૃત્યુ સુધીમાં એટલે કે લગભગ સોળમા સૈકાની આખર સુધીમાં સ્પેનમાં કળા પ્રદેશમા સાચી પ્રગતિ થયેલી હતી, પરંતુ મોટે ભાગે

**ચિત્રકળા**

ચિત્રકારો ઇટાલીની નિશાળનું અનુકરણ કરનારા હતા સત્તરમા સૈકાની શરૂઆતમા ચિત્રકળાના ઉત્કર્ષનો આરંભ થયો કે જે સમયને " વેલાસકેનો યુગ " તરીકે ઓળખવામા આવે છે ઈ. સ. ૧૬૦૦ થી ૧૬૮૨ સુધીમા સ્પેનમા જે ચિત્રકારો થયા તેમાં વેલાસકે, (Velasquez) મુરીલ્લો, (Murillo), ઝુરબેરન (Zurbaran), અને કેનો (Cano), અદ્યાપિ પર્યંત ઉંચુ સ્થાન ભોગવે છે ડીગો વેલાસકે ( ૧૫૯૯-૧૬૬૦ ) સ્પેનનો સર્વશ્રેષ્ટ ચિત્રકાર થઇ ગયો છે કે જેણે પોતાની તસ્વીર કાઢવાની શક્તિ, કળા-સૌંદર્ય વિવિધતા, વિચાર-ગૌરવ અને મનોહર આંગેખાની શક્તિથી "Christ on the Cross, Surre-

nder of Breda Las Meni nas, Water-carrier" વગેરે ચિત્રોમા અદ્ભુત કળા-કૌશલ્ય બતાવી સમર્થ ચિત્રકાર તરીકે ઘણું ઉચ્ચ સ્થાન મેળવેલુ છે. ફ્રાન્સીસકો ઝુરબેરન (૧૫૯૮-૧૬૬૨) પણ ધાર્મિક પ્રદેશમા સારો ચિત્રકાર હતો. અને "Kneeling Fransican" વગેરે ચિત્રોમા પ્રશસ્ય કૌશલ્ય બતાવેલું છે. અલોન્ઝો કેનો (૧૬૦૧-૧૬૬૭) પણ એન્ડેલુશીઆનો મ્હોટામા મ્હોટો ચિત્રકાર હતો, અને "St, Isidors" વગેરે ચિત્રોથી "Michel Angelo of Spain" નો ઇલ્કાબ મેળવી શક્યો હતો. પરંતુ વેલાસકેની બરોબરી કરી શકે એવો બીજો સમર્થ ચિત્રકાર તો બાર્ટોલોમી મુરીલ્લો (૧૬૧૭-૧૬૮૨) થયો કે જેણે સ્વદેશ ભક્તિથી કલમ અને વિચારની સ્વતંત્રતાથી "The Dream" "St. Elizabeth of Hungary washing the feet of Beggars" "Immaculote Conception" વગેરે ચિત્રોમા કળા-કૌશલ્ય બતાવી કળા-પ્રદેશમા યોગ્ય સ્થાન મેળવેલુ છે ઇ. સ. ૧૬૮૨ મા મુરીલ્લોના મૃત્યુ પછી સ્પેનની ચિત્રકળાની અવનતિ શરૂ થઇ અને જોકે અઢારમા સૈકાની આખર સુધી ઘણા ચિત્રકારો થયા તોપણ મેરીઆરો ફૅાર્ચ્યુની (૧૮૩૮-૧૮૭૪) "Battle of Tetuon" ના સમય સુધીમાં કોઇ ચિત્રકાર ખાસ નોંધ લેવા લાયક થયો નથી

ફૅાર્ચ્યુનીએ કંઇક કળા-કૌશલ્ય બતાવી, સ્પેનની ભૂતકાળની કીર્તિ પાછી લાવવાની આશા ઉપસ્થિત કરેલી હતી, પરંતુ તેના અવસાન પછી કાંઇ ખાસ નવીન કળા જોવામાં આવતી નથી. પોર્ટુગાલમા પંદરમા સૈકામાં અને સોળમા સૈકાની શરૂઆતમા કંઇક કળા-કૌશલ્ય ઉદ્ભવ્યુ હતું, જે, વેલાસ્કો (Velasco) (૧૫૨૦-૧૫૪૦) ના "The Cavalry" વગેરે ચિત્રોમાં પ્રત્યક્ષ થાય છે. પરંતુ તે પછી તરતજ સુષુપ્તિ આવેલી જણાય છે, જો કે સદ્ભાગ્યે વર્તમાન કાળમા પુનર્જીવન થવાની કંઇક આશા દેખાય છે.

ઇંગ્લંડ.

૧૫ નવયુગના જ્ઞાન-પ્રવાહની પ્રભા ઇંગ્લંડમાં પ્રકાશમાન થયેલી હતી, અને જોકે પંદરમા સૈકામાં થોડા વખત પ્રાચીન પદ્ધતિ ચાલુ રહેલી હતી, તોપણ સોળમા નવયુગની પુરેપુરી છાપ બેસેલી હોય તેમ જણાય છે ઇંગ્લંડમાં હૅટફીલ્ડ હાઉસ, ઍમશોલ વગેરેનાં તે સમયના ભવ્ય મકાનો આધુનિક કાળમા પણ પ્રશંસા ઉપજાવે છે.

શિલ્પકળા શિલ્પકળામા સહુથી પહેલો રાજા જેમ્સ પહેલાના વખતમા ઇગ્લંડનો મ્હોટામા મ્હોટો અને અપ્રતિમ શિલ્પકાર ઇનીગો જોન્સ (૧૫૭૨-૧૬૫૨) થયો કે જેણે, તથા સર ક્રીસ્ટોફર રેન (૧૬૩૧-૧૭૨૩) કે જેણે "St Paul" નુ ભવ્ય દેવળ બનાવી અમર કીર્તિ મેળવેલી છે. એ બન્ને શિલ્પકારોએ, ઇંગ્લંડની શિલ્પ કળાની શક્તિ અદ્યાપિપર્યન્ત ઝળકતી રાખેલી છે આ બન્ને સમર્થ શિલ્પકારો પછી "Blenheim" નો બાંધનાર વાનબ્રુહ (Vanbrue) તથા કેમ્પ બેલ, કેન્ટ, ગીબ્સ, (Gibbs) અને સર વિલ્યમ ચેમ્બર્સ (Chambers) (૧૭૨૬-૧૭૯૬) વગેરે થયા, પરંતુ તેઓ પૂર્વજોની બરોબરીમા ઉભી શકતા નથી

૧૬ ચિત્રકળાના પ્રદેશમા ઇંગ્લંડનો ઇતિહાસ છેક અઢારમા સૈકા સુધી કાંઇ ધ્યાન
• ખેંચી શકતો નથી ચિત્રકારો મ્હોટે ભાગે રંગથી મોહક ચિત્ર

ચિત્રકળા. ચિતરનારા, અને પદ્ધતીનું અંધ અનુકરણ કરનારા હતા. નવયુગની મંસ્કૃત છાપ અને કલમની સ્વતંત્રતાની અસર પહેલી વિલ્યમ હોગર્થ (૧૬૯૭–૧૭૬૪) ના " William Hogarth and his Dog Trump " વગેરે ચિત્રમા જોવામા આવે છે. નવયુગની કળાના ઉત્કર્ષનો પ્રારભ થયો. ઇંગ્લડમા "Royal Academy of Arts" સ્થપાઇ અને વિલસન રેનોલ્ડસ અને ગેન્સબરોએ ચિત્રકળાના પ્રદેશમા ઇગ્લડની કીર્તિ ઝળકતી કરી. રિચરડ વિલ્સન ( ૧૭૧૩–૧૭૮૨ ) એક નિપુણ કુદરતનુ સૌદર્ય આલેખનાર હતો એમ તેના " Morning " વગેરે મનોહર ચિત્રોથી સિદ્ધ થય છે સર જોશુઆ રેનોલ્ડસ (૧૭૨૩–૧૭૯૨) એક હિમ્મતવાન તસ્વીર ચિતરનાર, રગોના નીલાવટમાં કુશલ ચિત્રકાર હતો કે જેણે પોતાના " Strawberry Girl " "Mi - Biadyll," Age of Innocence" વગેરે કળાપૂર્ણ ચિત્રોમા અલૌકિક કળા કૌશલ્ય બતાવી ઇગ્લડના નિપુર્ણ ચિત્રકારોની નામાવલિમા "Prince of Portrait Painters," તરીકે સ્થાન મેળવેલુ છે થોમસ ગેન્સબરો (૧૭૨૭–૧૭૮૮) પણ તસ્વીરોમાં રેનોલ્ડસને, અને કુદરત આલેખવામા વિલ્સનને ટક્કર મારે તેવો હતો, એમ તેના "Mrs Siddons," "The Watering Place," વગેરે ચિત્રો ઉપર જણાય છે. અઢારમા સૈકાના બીજા ચિત્રકારોમાં બેન્જામીન વેસ્ટ (૧૭૩૮–૧૮૨૦) " Death of Wolfe," (Moroland) મોરલેન્ડ (૧૭૬૩–૧૮૦) અને સર ડબલ્યુ રોસ (Ross) (૧૭૯૪-૧૮૬૦) કઇક ધ્યાન ખેચી શકે છે ઓગણીસમા સૈકામા સર ટી. લોરેન્સ. (૧૭૬૯–૧૮૨૩) પોતાના "Master Lambton" થી કળા પ્રદેશમા પ્રકાશમાન થાય છે, જ્યારે જોસેફ એમ. ડબલ્યુ ટરનર (૧૭૭૫–૧૮૫૧) પોતાના અદ્ભુત કુદરતના દેખાવોથી કળા રસજ્ઞ પુરૂષોનુ અત કરણ સચોટ રીતે ખેચી શકે છે. " The Grand Canal Venice " ચિતરવામાં આ ચિત્રકારે દીવ્ય કલમની ઝાખી કરાવેલી છે

'Of his water-colour paintings and of the *Liber studiorum* it is impossible to speak too highly, he created the modern school of wat colour painting and his works in oil have influenced the art of the 19th Century" "Buxton" જોહન કોન્સ્ટેબલ (૧૭૭૬–૧૮૩૭) પણ સ્વદેશી વાતાવરણમાથી અને કુદરતની નિશાળમા સાધનો મેળવી સુંદર ચિત્રો રજુ કરનાર એક નિપુણ ચિત્રકાર હતો એમ "The Galley Farm" વગેરે ચિત્રો બતાવી આપે છે કોન્સ્ટેબલ પછી જે માર્ટીન. (૧૭૮૯–૧૮૫૪), કોમ (૧૭૬૯–૧૮૨૧) ડેન્બી (Danby) (૧૭૯૩–૧૮૬૧), સ્ટેન્સફીલ્ડ (૧૭૯૩–૧૮૬૧), લિનેલ (Linnell) (૧૭૯૨–૧૮૮૨), કુક (Cook) (૧૮૧૧–૧૮૮૦), મેકલાઇઝ (Maclize) (૧૮૧૧-૧૮૭૦), જૉહન ફીલીપ (૧૮૧૭–૧૮૬૭), ડેવીડ વિલ્કી (Wilkie) (૧૭૮૫–૧૮૪૧) ચાર્લેસ લેલી (Lely) (૧૭૯૪–૧૮૫૯), એડવીન લેન્ડસીઅર, (Landsur) (૧૮૦૨–૧૮૭૩), વૉકર (Walker) (૧૮૪૦–૧૮૭૫), ફ્રીથ્ડીગ (૧૭૮૭–૧૮૫૫), અને સેમ્યુએલ પામર વગેરે ચિત્રકારો પણ પોતાની ચિત્ર વિચિત્ર અને કળા-પ્રદેશના ભિન્ન ભિન્ન માર્ગોમા રચાયેલી કલમથી કૌશલ્ય બતાવી, ઓગણીસમા સૈકાના ઇંગ્લડના ચિત્રકળાના ઇતિહાસમાં વિશિષ્ટ સ્થાન મેળવી શકે છે

**અમેરીકા.**

૧૭ ચિત્રકળાના ઇતિહાસનુ વર્ણન કરવામા કઇંક અમેરીકા પણ એ શબ્દ માટે હકદાર થઇ શકે છે કળાપ્રદેશમા અમેરીકાનુ કળા-કૌશલ્ય યુરોપની નષ્ટ પામતી કળાની છાયારૂપેજ દેખાય છે, અને યુનાઇટેડ સ્ટેટસ જેવો દેશ પણ કાંઇ આકર્ષક કળા રજુ કરી શકતો નથી. ચિત્રકારો મુખ્યત્વે કરીને ઇંગ્લંડ, ફ્રાન્સ, અને મ્યુનીચની નિશાળનુ અનુકરણ આવિર્ભુત કરે છે, અને જોહન સિગલટન, કાપ્લી અને બેનજામીન વેસ્ટ સિવાય કોઇ ચિત્રકારો વિદેશમા કીર્તિવત થયા નથી. ગીલ્બર્ટ સ્ટુઅર્ટ (૧૭૫૫-૧૮૨૮), અને જોન ટ્રમબુલ (Trumbull) (૧૭૫૬-૧૮૪૪), પણ અમેરીકાના પ્રકાંત સમયના નિપુણ ચિત્રકારો તરીકે ધ્યાન ખેચે છે જ્યારે વિલ્યમ માઉન્ટે (૧૮૦૭-૧૮૬૮) પણ "Fortune Teller"—વગેરે ચિત્રમાં સારૂ કૌશલ્ય બતાવેલું છે. થોમસ કોલ (cole) (૧૮૦૧-૧૮૪૮), અને જે કેનેટ, (૧૮૧૮-૧૮૭૩) ના નામ પણ નોધ લેવા લાયક છે પરતુ આ બધી હકીકત ધ્યાનમા લીધા છતાં પણ, એટલી બાબત તો સ્પષ્ટ જણાય છે કે કળા પ્રદેશમા અમેરીકાએ હજી કાંઇ ખાસ નામના મેળવેલી નથી

**હિંદુસ્થાન**

૧૮. નવયુગના સમયમાં, એટલે કે પંદરમા સૈકાથી ઓગણીશમા સૈકા સુધીમાં, મિસર દેશ, ગ્રીસ, એસીઆમાઇનોર, ઇરાન કે જેપાન કોઇ દેશમા કળા કૌશલ્ય કઇ ખાસ આકર્ષક થતું હોય તેમ જણાતુ નથી. એટલે આપણે હિંદુસ્થાનના કળા-ભંડાર તરફ દ્રષ્ટિ ફેરવીશુ, કે જે, કળા-પ્રદેશમાં યૂરોપના નવયુગના કળા-કૌશલ્યની બરોબરી કરી શકે બલ્કે તેને ગૌણ કરી શકે તેવુ કૌશલ્ય આ સમયમાં રજુ કરી શકે છે. મને ખ્યાલ છે કે પ્રસ્તુત પ્રસગને માટે બધા દેશોની કળાના ઇતિહાસનું દિગ્દર્શન કરવુ તે અત્યાવશ્યક નથી. પરંતુ મ્હારા વિષય-મુદ્દા ઉપર દૃષ્ટિ રાખી હું વિચાર કરૂં છુ ત્યારે મને આવી જાતનુ વર્ણન આવશ્યક જણાય છે આ લેખનો મારો મુખ્ય હેતુ હિંદુસ્થાનનુ અપ્રતિમ અવર્ણનીય અને બહુદેશી પ્રાચીન કળા કૌશલ્ય બહાર લાવવાનો છે. વર્ત્તમાન કાળમાં હિંદુસ્થાન કેવળ કળાહીન હોય એમ જણાય છે, એ હું ઉપર કહી ગયો છુ, પરતુ જેમ જેમ આપણે ભૂતકાળનો ઇતિહાસ તપાસવો શરૂ કરીએ છીએ, તેમ તેમ દરેક સૈકાની પ્રવૃત્તિઓ ઉકેલી જોતા, અદ્ભુત કૌશલ્ય દૃષ્ટિગોચર થતું આવે છે અને પ્રાચીન કાળમા તો એ કળા દીવ્ય સ્વરૂપ ધારણ કરી મૂર્તિમત શક્તિરૂપે રહેલી હોય એમ માનવાના કારણો મળે છે બધા દેશોની કળાના ઇતિહાસની બાજુમાં હિંદુસ્થાનનો ઇતિહાસ મુકી, પ્રત્યક્ષ હકીકતથી આ મુદ્દો સિદ્ધ કરવામાં આવે તે વધારે પ્રતીતિ કરનારૂં થાય એ સહજ સમજાય તેવુ છે. આધુનિક કાળમા હિંદુસ્થાનની કળા મૃતપ્રાય છે. અને બીજા દેશોની સાથે કળા પ્રદેશમા તેને સ્થાન મળી શકે તેમ નથી, એ આપણે કારણ સહિત જોયુ. હવે યુરોપમા શ્રેષ્ઠ કળાના સમયમા નવયુગ પછી હિંદુસ્થાનમાં કળાની શુ સ્થિતિ હતી તે તપાસીએ. તે પછી યુરોપમા જ્યારે કળાની કેવળ શરૂઆત હતી (૧૦૦-૧૩૦૦ ઇસ્વી) ત્યારે પણ હિંદુસ્થાનની કળા જેમ જેમ ભૂતકાળના ગર્ભમા આપણે વધારે જઇએ છીએ તેમ તેમ શુ હતી તે પણ તપાસીશુ. અને છેવટે મિસર દેશ, ગ્રીસ, ઇટાલી, વગેરેમા

પ્રાચીન કાળમા જે કળા કહેવાય છે તે સમયમા અને તેથી પણ વિશેષ પ્રાચીન કાળમાં હિંદુસ્થાનની શુ કળા હતી તે પણ આપણે તપાસી જોશુ છેક પ્રાચીન ભૂતકાળમાં હિંદુસ્થાને કળા કૌશલ્યમા અનુપમેય કીર્તિ ભોગવેલી હોય એમ સ્પષ્ટ રીતે જણાય છે.

૬૯ પ્રસ્તુત વિષયનુ અનુસંધાન ચલાવતા, યુરોપખંડનો નવયુગનો સમય હિંદુસ્થાનમા મોગલ બાદશાહોની કારકીર્દીના સમયને લગભગ સમકાલીન હતો એમ કહીએ તો ખોટું નથી આઠમા નવમા સૈકાથી છેક અકબર બાદશાહના વખત સુધી હિંદુ કારીગરો પ્રાચીન શૈલિનું અનુકરણ કરવામાજ ગુથાયેલા હોય એમ જણાય છે આઠમા સૈકાથી સોળમા સૈકા અધીમા હિંદુસ્થાનની કળા કઇક મ્લાન થયેલી હોય તેમ જણાય છે, જેના કારણો આપણ તે સમયનુ નિરીક્ષણ કરતી વખતે તપાસીશુ· મોગલ બાદશાહો હિંદુસ્થાનનાં પાયતખ્ત ઉપર બિરાજ્યા તે સમયથી હિંદુસ્થાનની કળાનો સૂર્ય પુન ગગનમંડળ પર ચમત્કાર કરવા લાગ્યો. મોગલોનુ વતન મધ્ય એશીઆ અને ખાસ કરી સમરકંદ-હેરાત હતા, કે જ્યાં તૈમુરના વંશજોના આશ્રય નીચે પંદરમા સૈકામા ઇરાનની ચિત્રકળા પરિપૂર્ણતા પામેલી હતી ખુરાસાન દેશના બાદશાહ સુલતાન હુસેનના દરબારમા પ્રખ્યાત ચિત્રકાર બાયઝાંડ થઈ ગયો કે જેણે પોતાના કૌશલ્યથી "Raphael of the East" તરીકે કીર્તિ મેળવેલી છે. બયઝાંડના ચિત્રોનો મોગલ વંશના સ્થાપનાર બાદશાહ બાબરને ઘણો શોખ હતો, અને એ રીતે ઈરાનની કળા હિંદુસ્થાનમાં બાબર બાદશાહનો સાથે દાખલ થઈ. હુમાયુએ કળાને ઉત્તેજન આપવાનું ચાલુ રાખ્યુ પરતુ મોગલ ચિત્રકળાને કળા પ્રદેશમાં સર્વોપરી સ્થાન અપાવવાનું માન સુપ્રસિદ્ધ બાદશાહ અકબરને ઘટે છે મોગલોના વખતની કળા, તે કેટલાક યુરોપીયન લેખકો માને છે તેમ મધ્ય એશીઆની કળા ન હતી પરતુ હિંદુસ્થાનની સ્વદેશી પ્રાચીન દીવ્યકળાજ હતી, કે જે પ્રતિકૂળ સંજોગોમાં મ્લાન થયલી હતી, પરંતુ અકબર બાદશાહના ઉદાર આશ્રય નીચે પુન. પ્રફુલ્લતા પામી મહાનુભાવ અકબર બાદશાહનાં છત્ર નીચે હિંદના સ્વદેશી મધ્ય એશીઆના વિદેશી કારીગરોને સમાન ઉત્તેજન મળ્યુ, અને ઉસ્તાદ હુઝાર અને ઉસ્તાદ મન્સુરની સાથે, ઉસ્તાદ બસવન, દશ્વત કેશુરદાસ, અને ભગવતિ વગેરે કામ કરવા લાગ્યા. નવિન વાતાવરણને અનુકૂળ થતા હિંદુસ્થાનની પ્રાચીન કળાએ પોતાનુ સ્વાભાવિક સ્વરૂપ પાછુ મેળવ્યુ, અને વિદેશી તત્વો ગ્રહણ કરવા છતાં પોતાનુ સત્ય સ્વરૂપ અભંગ જાળવી રાખી વિશેષતા મેળવી "In adapting itself to the new social order Indian art enlarged its boundaries and renewed its former vitality, assimilating the foreign technical traditions but always maintaining its own ideals." (Havell's Ideals of Indian Art) સારાશ વિદેશી કળાથી હિંદુસ્થાનની કળાના અંતઃસ્વરૂપને કોઇ અસર થયેલી જણાતી નથી. બાહ્ય સસ્કારોથી ઢોળાવ ચઢયો, અને કળાની વિશેષતા થઇ. ક્રમે ક્રમે વિદેશી કળા પણ પ્રાચીન કળાના અંતસ્વરૂપમા ( સૂક્ષ્મ શરીરમા ) એવી ભળી ગઇ કે છેવટે હિંદુસ્થાનની સ્વદેશી કળા રૂપેજ તે વિખ્યાત થઇ છે "It was only in the very beginning During the reign of Akbar (A. D. 1556–1605) that Persian influence was apparent and very soon an individval style was developed so different

from the Persian that there can be no question of any mistake arising between the two. ( F R. Martin, Miniature Painting in India )

કિલ્લાઓ, બુરજો, મરજીદો, મકરબાઓ, તસ્બીરો વગેરે માટે હુકમો આપી અકબર બાદશાહે શિલ્પકળા અને ચિત્રકળા બન્નેને ઘણું ઉત્તેજન આપ્યુ અને તેનાં દ્રષ્ટાંતો અદ્યાપિ પર્યન્ત હિંદુસ્થાનમા ચોમેર મોજુદ છે પરંતુ હિંદુસ્થાનની ચિત્રકળાને કીર્તિના શિખર ઉપર મુકવાનુ માન બાદશાહ જહાંગીરને (૧૬૦૬–૧૬૨૮) ઘટે છે આ સમયનાં ચિત્રોનું વર્ણન લખતાં F. R Martin લખે છે કે " I cannot hesitate to rank them (two leaves forming the first two pages of Akbar Nama) " with the very best work that Europe has produced, if it be not even superior, *ibid* page 86." જહાંગીર–મનસૂરનાં પક્ષિઓનાં ચિત્રો સંબધમાં લખે છે કે " The minuteness and life in the drawing of the feathers is surpassed by no animal painter on this earth. "

જહાંગીરને ચિત્રકળાનો ઘણો શોખ હતો અને પોતે પણ એક પ્રવીણ ચિત્રકાર હતો. ચિત્રકળાનુ જ્ઞાન એ તે યુગની એક મ્હોટી લાયકાત લેખાતી, અને રાજકર્તા સરકારનો પૂર્ણ આશ્રય મળવાથી હિંદુસ્થાનની પ્રાચીન કળા દીવ્ય સ્વરૂપમાં પ્રકાશમાન થઇ. જહાંગીર અને ઉત્સાદ મન્સુરના સંયુક્ત પ્રયત્નથી ચિત્ર વિચિત્ર પક્ષિઓ, શિકારના દેખાવો, કુદરતનું સૌંદર્ય વગેરેના જે ચિત્રો સચવાયેલા છે તેની ભવ્યતા, મનોહરતા, કળાપૂર્ણતાથી યૂરોપના પ્રખ્યાત ચિત્રકારો રેમ્બ્રેન્ટ, હૉલબીન અને સર જોશુઆ રેનોલ્ડ્ઝ પણ અજબ થયેલા હોય એમ તેઓના લેખિત મત ઉપરથી જણાયુ છે. બાદશાહ જહાંગીરના વખતમાં હિંદુસ્થાનની પ્રાચીન કળા સર્વોત્કૃષ્ટ સ્થિતિમા હતી. પરંતુ શાહજહાનને શિલ્પકળા જેટલો ચિત્રકળાનો શોખ ન હતો. ચિત્રકળામાં શાહજહાનના વખતમાં યુરોપખંડની કળાની અસર જણાવા લાગી, અને એ રીતે અવનતિનું બીજ રોપાયુ. પરંતુ શિલ્પકળાને બાદશાહ શાહજહાને પરિપૂર્ણતા આપી. આગ્રાનો " તાજ " વર્તમાન કાળમાં પૃથ્વીતળપર શિલ્પ કળાના, અપ્રતિમ નમુના રૂપે ઝળકી રહેલો છે બાદશાહ શાહજહાનના આશ્રય નીચે ઉત્સાદ ઇસાની આ અદ્ભૂત કૃતિ હિંદુસ્થાનની શિલ્પકળાની શ્રેષ્ઠતા અને પરિપૂર્ણતા છે એમ યૂરોપીઅન મુસાફરો, બરનીઅર, ટેવરનીઅર, થેવનોટ વગેરે લખી ગયા છે, અને હાલ પણ તેમાં મતભેદ જણાતો નથી " The inlaid work of the Taj was the natural consummation of a great artistic movement, purely oriental in character initiated by Akbar. " ( Havell, Essays on Indian Industry, etc ) ("તાજનુ નકશીદાર કામ અકબરે શરૂ કરેલી કળાની પ્રગતિની સ્વાભાવિક પરિપૂર્ણતા હતી. અને તે તત્વત પૂર્વ દેશનીજ હતી. ") " The Taj Mahal was strictly Indian of the Mogul Period " ( Sir G. Birdwood ) (" તાજમહેલ મોગલોના વખતની હિંદની કળાજ હતી.") પવિત્રતા અને પ્રેમથી મૂર્તિમંત પ્રતિમા અલૌકિક તાજ, તે શાહજહાન બાદશાહની પ્રિયતમા મુમતાઝ મ્હાલ બેગમની યાદગીરી નથી પરંતુ પ્રેમ મૂર્તિ મુમતાઝ મ્હાલ બેગમ પોતેજ

હોય તેવો આભાસ થાય છે. જહાગીરના સમયની અદ્દભુત ચિત્રકળાની, અને શાહજહાંનનાં સમયની દીવ્ય શિલ્પકળાની બરોબરી દુનિયાના કોઇપણ દેશમા કે યુગમા થયેલા હોય તેવા દાખલા મળતા નથી આ કળાને પણ હુ ઉપર કરી ગયો તેમ હિંદની પોતાની પ્રાચીન કળાજ હતી હતભાગ્યે ઔરંગઝેબ બાદશાહના ધર્માંધ રાજવહીવટમાં અને તેની પછીના નિર્માલ્ય બાદશાહોના સમયમાં આ કળા નષ્ટતા પામી જે આપણે ઉપર જોઇ ગયા છીએ.

૨૦ પંદરમા સૈકાથી આજદીન સુધીની કળાનો ઇતિહાસ સક્ષેપમા આપણે તપાસી ગયા હિંદુસ્થાનની પ્રાચીન કળા ગયાં બસો વર્ષ થયા લગભગ નષ્ટવત્ છે તે આપણે જોયુ ભૂતકાળમા બસો વર્ષ વધારે ગયા જ્યારે એમ પણ અનુભવ થયો કે યૂરોપના નવયુગના સમયમાં હિંદુસ્થાનની કળાને પણ મોગલ બાદશાહો નીચે અનુકૂળ સંયોગો મળવાથી, દીવ્ય સ્વરૂપમાં તે પુન સજીવન થયેલી હતી કે જેની પાસે યૂરોપના નવયુગના ઉત્તમોત્તમ નમુનાઓ પણ ઝાખા લાગે છે વર્તમાન કાળમા પણ એજ પ્રાચીન કળાને ઘટતુ ઉત્તેજન આપવામા આવે તો તેવાજ દીવ્ય સ્વરૂપમાં પુન પ્રકાશમાન થઇ દેશને અને રાજ્યને શોભાવે તે નિ સંદેહ જણાય છે. હવે ભૂતકાળના ઊંડા અને અનિશ્ચિત ગર્ભમા આપણે વિશેષ પ્રવેશ કરીએ અને પાચ સૈકા પહેલાના વખતમા એટલે કે ઇ સ ૧૦૦ થી ૧૫૦૦ સુધીમા (જેને આપણે આ લેખને માટે મધ્યમ યુગના પૂર્વભાગ તરીકે સબોધિશુ) તેમા પ્રસ્તુત દેશોમા શિલ્પકળાની અને ચિત્રકળાની શુ સ્થિતિ હતી તે તપાસીએ.

**મધ્યમ યુગ-પૂર્વભાગ ( ઈ. સ. ૧૦૦ થી ૧૪૫૦ )**

**ઇટાલી.**

૨૧. પ્રાચીન મિસર દેશ અને ગ્રીસની નિશાળમા તૈયાર થયેલુ ઇટાલી આપણું પહેલું ધ્યાન ખેચે છે. ચોથા સૈકામા બાદશાહ કોન્સ્ટેન્ટાઇન (The Great) (૩૧૨-૩૩૭ ઇ સ.) ના વખતમાં શિલ્પકળાને કઇ ઉત્તેજન મળેલુ હોય તેમ જણાય છે. રોમનાં પહેલા સૈકાનાં નહેરો, પુલો, કીર્તિ-સ્તભો કારકાલા (૧૦ ઇ સ અને ડાયોક્લીશીયનના (૪૦૦ ઇ. સ ) હમામખાનાઓ અને રોમનુ પ્રખ્યાત "પેન્થીઓન" (૪ થો સૈકો) વગેરેમા કંઇક આકર્ષક શિલ્પકળા દેખાય છે. પરતુ તે સમયનુ બાધકામ નમુના રૂપે રજુ કરી શકાય તેવુ જણાતુ નથી આ સમયની ઇટાલીની શિલ્પકળાની નોધ લેવામા એટલીજ સાર્થકતા જણાય છે કે જો કે તે કશી કઇ સ્વત આકર્ષક કરી શકતી નથી તોપણ છેક પદરમાં સૈકા સુધી કળાની ( અને ખાસ કરીને 'Lasilican style' પહેલા દશ સૈકા સુધી લોક પ્રિય થયા પછી 'Romanesque style' દાખલ થઇ તેની ) અસર યૂરોપનાં ઘણા દેશોના બાધ-કામ ઉપર "Gothic style" પહેલા સ્વીકારવામા આવેલી હોય તેમ જણાય છે. બાધ-કામમા અને કોતરકામમા ઇટાલી મુખ્યત્વે કરીને ગ્રીસનુ અનુકરણ કરનારૂ હતું, અને તેની ઉત્તમકળા પ્રાચીન કાળમા બહાર આવેલી હતી, એટલે પ્રાચીન કાળના ઇતિહાસનું નિરી-ક્ષણ કરતા આપણે ઇટાલી સંબધમા વિશેષ વિસ્તારથી વિવેચન કરશુ. ચિત્રકળામા આ સમયમા ઇટાલીએ કાઇપણ કૌશલ્ય બતાવેલુ નથી.

**ફ્રાન્સ.**

૨૨ ફ્રાન્સમા પાચમા સૈકાથી દશમા સૈકા સુધીમા, દશમા સૈકાથી બારમા સૈકા સુધીમા અને તેરમા સૈકાથી પદરમા સૈકા સુધીમા શિલ્પકળામા જુદી જુદી જાતની શૈલિઓ

સ્વીકારવામા આવી હતી, જેમા પેરીસનુ " Notre Dame " (તેરમો સૈકો), ચાર્ટ્રીઝ, રીમ્ઝ લાઓનના દેવળો ( ૧૩ મો સૈકો ) અને સેન્ટ મિચેલનો મનોહર કીલ્લો ખાસ ધ્યાન ખેંચી શકે છે પરતુ શિલ્પકળાના આકર્ષક નમુના રૂપે તે કામ ધ્યાન ખેંચી શકતુ નથી. શિલ્પકારો વિગત ખિલવવામા મથેલા હોય તેમ જણાય છે અને ૫દરમા સૈકાની શરૂઆતમા તો આ કળાની પણ અવનતિ પ્રત્યક્ષ થઈ ચિત્રકળામા પણ શાર્લમાન બાદ શાહના વખત પછી જો કે કવચિત કવચિત કળા-કૌશલ્ય દૃષ્ટિગોચર થતું હતું તોપણ જે ફુકે (Fouquet) (૧૪૧૫ થી ૧૪૮૫) સિવાય કોઈ ચિત્રકાર ખાસ ધ્યાન ખેચી શકતો નથી વિશ્વાસ રહિત, ઈટાલીનુ અનુકરણ કરનારી કલમ, વિગતમા ઉતારવાનો શોખ અને રંગથી ચિત્ર ઝળકતું કરવાની વૃત્તિ આ ગુણોથી ચિત્રકળાનું સત્યસ્વરૂપ વિકાશ પામી શકયુ નહતું

### બેલ્જીઅમ અને હાલેન્ડ.

૨૩. બેલ્જીઅમ અને હૅાલેન્ડની મધ્યમ યુગના પૂર્વ ભાગની શિલ્પકળા ધ્યાન ખેંચી શકે તેવી છે. એન્ટવર્પનુ ભવ્ય દેવળ તથા ટુર્ને, બ્રસેલ્સ, લુવેન, લીજ અને ઘેન્ટના દેવળો તેમજ તે સ્થળોના તથા યેપ્રિઝના 'ટાઉન હોલો' સુંદર અને આકર્ષક થઇ શકે છે; જોકે નવયુગની કળાની બરોબરી કરી શકે તેમ નથી. ચિત્રકળામા સોળમા સૈકાની શરૂઆતમાં મેસ્ટીસ (૧૪૬૬-૧૫૩૧) ની આગેવાની નીચે એન્ટવર્પ ખાસ પંકાયલું હતું. પરતુ તેના મૃત્યુ પછી એ કળા ખાસ ધ્યાન ખેચી શકતી નથી. હૅાલેન્ડમા નવમા સૈકાથી ચિત્રકળા ધ્યાન ખેચી શકે છે અને તેરમા સૈકામા કળામા કૌશલ્ય પ્રાપ્ત થયેલું જોવામાં આવે છે. જેમાં બ્રુજીઝની નિશાળ ( ૧૩૬૬-૧૫૫૦ ) માં એચ. વાનઇક અને જાનઇક (૧૩૯૦-૧૪૪૦) ભાઇઓની ચિત્રકળા ખાસ ધ્યાન ખેચી શકે છે. જાઇન્કનુ Adoration of the Mystic lamb " કળાપૂર્ણ દેખાય છે. આર. વેડન (૧૪૦૦-૧૪૬૪) અને એચ. મેમ્લીંગના કામ પણ નોધ લેવા લાયક છે. ચિવટથી અને કૌશલ્યથી હૅાલેન્ડના આ સમયના ચિત્રકારો પોતાનુ કામ કરતા તો પણ તેમનો વિગતમા ઉતારવાનો શોખ વિશેષ બહાર આવે છે, અને નવયુગની કળાની સાથે તેમનુ કામ તુલનામા ઉભી શકતું નથી.

### જર્મની.

૨૪. જર્મનીની શિલ્પકળા બારમા સૈકાથી કંઇક ધ્યાન ખેચી શકે છે બારમા અને તેરમા સૈકામા જર્મનીની કળા " Romanesque architecture " કે જે યુરોપમા દશમા અને અગીઆરમા સૈકામાં લોકપ્રિય હતી, તેનું અનુકરણ હતુ જેનો નમુનો ઇ સ. ૧૨૭૫ મા બંધાયલું લોકનુ દેવળ રજુ કરી શકે છે પરંતુ આ દેવળ પણ જોકે ભવ્ય છે તો પણ કળા-સૌંદર્ય રહિત દેખાય છે, સ્ટ્રાસબર્ગનાં અને વીએનાનાં દેવળોનું પણ તેમજ છે કવચિત કવચિત બારીક કોતરકામ દ્રષ્ટિગોચર થાય છે. પરન્તુ શિલ્પકારોને મોદક શકિત અને વિગતમા ઉતરવાનો શોખ વધારે હોવાથી તેમની કળા ખાસ આકર્ષક થઇ શકતી નથી ચિત્રકળામા પણ આ સમયના પ્રદેશમા જર્મની બાયઝેન્ટીઅમને આભારી છે. જર્મનીમાં તેમજ યુરોપના બીજા દેશોમા પણ નવયુગ પહેલાંના વખતમા ધાર્મિક સસ્થાઓની સત્તા વધારે હાવાથી સાંસારિક કળાને ઉત્તેજન મળતું નહોતું અને જોકે ધર્મની

યાદગિરી જાળવવા માટે ધાર્મિક બાંધકામોને અગે શિલ્પકળાને ઉત્તેજન મળતું તો પણ ચિત્રકળાને ઉત્તેજન સત્તાધિકારીઓ તરફથી મળતું નહિ અને તેને અવકાશ મળી શક્યો નહિ " કોન્ચીએંનીટી " ની શરૂઆત પહેલા જર્મનીમા ચિત્રકળા કાંઇ આકર્ષક સ્વરૂપમાં ઉદ્‌ભવેલી હોય તેમ જણાતું નથી બાદશાહ શાર્લેમેનના રાજ્યમા અને ખાસ કરીને ૧૧૫૦–૧૨૫૦ ઇ. સ. સુધીમાં ચિત્રકળાને જર્મનીમાં કંઈક ઉત્તેજન મળ્યુ અને બોહીમીઆ (૧૩૪૮–૧૩૭૮) અને કોલોનની (૧૩૫૮–૧૫૫૬) ચિત્રકળામાં જર્મનીએ ચિત્રકળાનું આકર્ષક કામ પહેલુંવહેલુ શરૂ કર્યું.

ઇંગ્લંડ.

૨૫. ઇંગ્લંડની શિલ્પકળા બારમા સૈકાથી કંઇક ચોક્કસ સ્વરૂપમાં ઉદ્‌ભવેલી હોય એમ જણાય છે, અને આકર્ષક બાંધકામ કરવાં કરતા નકશીદાર કામ કરવાની ધારણા શિલ્પકારોની વધારે રહેલી હોય એમ અનુમાન થઇ શકે છે. વેલ્સમાં રાજા એડવર્ડ પહેલાના વખતમા ભવ્ય મહેલો બાંધવામાં આવેલા હતા જેમાં શિલ્પકળાનો આગામી ઉદય કળી શકાય છે. પરતુ ગ્રેટબ્રિટનનું આ સમયનુ શિલ્પકામ કંઈ વિશેષ ધ્યાન ખેચી શકતું નથી બારમા સૈકાથી પદરમા સૈકાસુધી આખા યુરોપની શિલ્પકળાની જે સ્થિતિ હતી તે સ્થિતિ ઇંગ્લંડની કળાની પણ હતી એમ દેખાય છે. The architecture generally known as Gothic prevailed throughout Europe to the exclusion of every rival for upwards of three centuries," (12th to 15th Cen ) ("Smith") Down to the Eleventh Century the buildings erected (almost exclusively churches and monastic buildings) were not large or rich and were heavy in appearance and simple in construction. ("Smith") The Gothic Architecture discloses art in an intant stage, aiming at simplicity, elaborate details, picturesqueness and some times sinking into grotesque ugliness ચિત્રકળામા તો ઇંગ્લંડમાં આ સમયમા કેવળ શુન્યતાજ હતી The current English School of Art is a creation of a comparatively modern date The early pictorial art of England has been so neglected or forgotten that it is commonly said to have commenced with the portrait painters of the 16th & 17th centuries . ...To the reign of Henry V or at latest to the early days of Henry VI belongs the earliest authentic specimen of historical portraiture in England. Buxton and Koehler ), સારાંશ આખા યુરોપખંડની કળાની માફક, ઇગ્લંડની શિલ્પકળા કંઇ અચોક્કસ સ્વરૂપમા દશ્યમાન થતી હતી, જ્યારે ચિત્રકળાનું આ સમયમા કંઇ સ્વરૂપ બંધાયું ન હતું

સ્પેન.

૨૬. પરતુ યુરોપના બધા દેશો કરતાં સ્પેન આ સમયના કળાના ઇતિહાસમા વધારે અગ્ર ભાગ લઇ શકે છે શિલ્પકળાને માટે સ્પેન રોમની " Romanesque

Style " ને આભારી હતું અને ઉક્ત કળાની શરૂઆત અગિઆરમા સૈકાથી બલ્કે તેથી પણ વ્હેલી આઠમા સૈકાથી થયેલી જોવામા આવે છે તેરમા સૈકામા ટોલીડો, બરગોસ, અને લીઓનના દેવળો બધાયા, જ્યારે ચૌદમા સૈકામાં સેરેસનોએ બાંધેલો અલહમ્બ્રાનો કિલ્લો પણ ધ્યાન ખેંચી શકે તેવો છે સેવાઇલની 'જીરાલ્ડા' અને કાર્ડોવાની મસ્જીદ પણ સુપ્રસિદ્ધ છે છેક પંદરમા સૈકા સુધી સ્પેનની ચિત્રકળા જરા પણ ખીલેલી હોય તેમ જણાતું નથી.

## એશીઆ માઇનોર.

૨૭. આ સમયનો કળાનો ઇતિહાસ લખતાં એશીઆ માઇનોર પણ ધ્યાન ખેંચી શકે છે. બાદશાહ કોન્સ્ટેન્ટાઇન ધી ગ્રેટ પોતાને દિગ્વિજય કરી, ઇસુખ્રિસ્તના ધર્મને સ્વિકારી, ઇ. સ. ૩૩૦ મા પોતાની રાજ્યધાની કોન્સ્ટેન્ટીનોપલ ( બાઇઝેન્ટીઅમ ) માં સ્થાપી, અને ઇટાલીની કળા ત્યાં દાખલ કરી કે જ્યાંથી આખા યુરોપ અને ઇરાનની કળા ઉપર પણ એ કળાની અસર પહોચી હતી મજકુર રાજધાનીમા સેન્ટ સોફીયાનુ વિખ્યાત દેવળ બધાયુ (ઇ. સ. ૫૩૭) જ્યારે વેનીસનુ સેન્ટ માર્ક (ઇ. સ. ૯૭૭-૧૦૭૧) અને જેરૂસાલેમનુ " Golden Gate " (ઇ. સ. ૫૬૦) પણ તેનેજ આભારી છે ચિત્રકળામાં કંઇ ખાસ પ્રગતિ થયેલી જોવામાં આવતી નથી. મિસર દેશમા પણ આ સમયમાં મુસલમાન કારીગીરીની શિલ્પકળા સારી હતી.

## ઇરાન.

૨૮. ઇરાનમાં પણ બાયઝેન્ટીઅમ ચિત્રકળાની અસર થઇ હતી પરંતુ વર્તમાન કાળમાં કઇ આકર્ષક નમુનાઓ જોવામા આવતા નથી પ્રખ્યાત ચિત્રકાર બાઇઝેડના કલમથી ચિત્રકળાનો ઉત્કર્ષ થયો હતો, કે જેનો લાભ હિંદુસ્થાનને પણ મળ્યો હતો, ત્યા આપણે આપણી દૃષ્ટિ હવે ફેરવશુ

## હિંદુસ્થાન.

૨૯. મધ્યમ યુગના ઉત્તર ભાગમા એટલે કે હિંદુસ્થાનને ઉદ્દેશીને બોલીએ તો મોગલોના સમયમાં હિંદુસ્થાનની કળા અનુકૂળ સંયોગોમા પરિપૂર્ણ પ્રકાશમાન હતી, અને યુરોપખંડ અથવા બીજા દેશોની ઉત્તમ કળાની બરોબરી કરી શકે બલ્કે તેને ઝાંખી કરી શકે તેવી હતી, તે આપણે જોઇ ગયા છીએ હવે મધ્યમ યુગના પૂર્વ ભાગમાં એટલે કે ઇ. સ. ૧૦૦ થી ૧૪૫૦ સુધીમા હિંદુસ્થાનની કળાની શુ સ્થિતિ હતી તે તપાસીએ હું ઉપર કહી ગયો તેમ ભૂતકાળના ઉંડા અને અનિશ્ચિત ગર્ભમા જેમ વિશેષ પ્રયાણ કરીએ છીએ, તેમ તેમ હિંદુસ્થાનની પ્રાચીન કળા, અનુકૂળ સયોગોમાં, વધારેને વધારે ખીલેલી હોય તેમ દેખાય છે. પ્રસ્તુત સમયમા હિંદુસ્થાનમાં અનેક ધર્મોનુ પરિબળ વધ્યુ, અનેક સત્તાઓ અધિકારમા આવી ગઇ. પરંતુ કાળા પ્રદેશમાં તો આર્યોનુ સનાતન કૌશલ્ય અને સનાતન કળા પુરાણ અભંગ સાચવવાની ધારણા પ્રત્યેક સમાજને રહેલી હોય એમ દેખાય છે યૂરોપના ધર્માધ્યક્ષો જેમ કળાના ઉત્કર્ષને વિષયોપભોગના ઉપાસક તરીકે લેખી, કળાને દુઃખરૂપ પિશાચિની રૂપે માની તેને દાબી દેવાને મથતા એમ સ્પેનનો પુરાતન ઇતિહાસ સિદ્ધ કરી આપે છે, તેવુ સદ્‌ભાગ્યે આર્ય-ઇશ્વિતરેને હિંદમાં તે યુગમાં ન હતુ

હિંદના આર્યોએ પ્રાચીન કાળથી કળાને દીવ્ય સ્વરૂપમાં માની તેનો તિરસ્કાર કરવાને બદલે તેને ભકિત-ભાવના મુખ્ય સાધન તરીકે લેખેલી છે. અને તેને દેવીરૂપે માનો તેનો ઉપાસના કરેલી છે આથી કરીને કળા-દેવીને પરિપૂર્ણ સ્વરૂપમાં લાવવાને કોઇપણ આર્યપુત્ર ઉત્સુકત રાખે તે સ્વભાવિકજ હતું સદ્ભાગ્યે પ્રાચીન આર્યોની આ ભાવના ( હિંદમાં વિદેશીય વાતાવરણનો પવન ફુંકયો ન હતો ત્યાં સુધીમાં ) હિંદના સર્વ આર્ય પુત્રોમાં ઉતરેલી હતી અને વર્તમાન કાળમાં પ્રતિકૂળ સંયોગોમાં જોકે દૃશ્યમાન નથી તો પણ શુદ્ધ આર્ય લોકોમાં હજી પણ વિલસી રહેલી દેખાય છે કળા-શક્તિની ઉપાસના કરી ધર્મના ઉત્કર્ષમાં અને ભક્તિ-માર્ગમાં સાહાયક બનાવવી એ પ્રાચીન ઋષિ-મુનીઓનો અતિ ઉચ્ચ આશય, તેમના વંશજોમાં એક સામાન્ય અંશ તરીકે ઉતરેલો હતો અને છે, એટલે બ્રાહ્મણ જમાનામાં કે બૌદ્ધ-સત્તામાં શંકર-વલ્લભ સંપ્રદાયમાં કે જૈન-પ્રચારમાં ઉત્તરમાં હિંદના શિવાલયો, અજન્ટાની ગુફાઓ, દક્ષિણના વિષ્ણુ મંદિરો કે આબુનાં નકશીદાર જૈન-મંદિરો-ગમે તે રૂપમાં કળા-દેવીનો ઉત્કર્ષ થાય તે સ્વાભાવિકજ હતું. હિંદના આર્ય-પુત્રો આ ભાવનામાં પોષાઇ કળા-શકિતએ શું ચિત્ર વિચિત્ર, મનોહર અને પવિત્ર સૌંદર્ય ધારણ કરેલું હતું તેની વિગતમાં ઉતરીએ.

૩૦ રામાયણ, મહાભારત, અને હિંદુ સનાતન ધર્મશાસ્ત્રોમાં આપવામાં આવેલી હકીકત ઉપરથી જણાય છે કે ઘણા પ્રાચીન કાળથી આર્યાવર્તના લોકોએ શિલ્પકળા અને ચિત્રકળામાં પ્રવીણતા મેળવેલી હતી, જેનું નિરીક્ષણ આપણે પ્રાચીન કાળની કળાનો ઇતિહાસ તપાસતી વખતે કરશું. ઇ સ. પહેલા સૈકા પછીનો ઇતિહાસ તપાસતાં અજન્ટાની અદ્ભુત ગુફાઓ કળા રસજ્ઞ દુનિયાનું પહેલું ધ્યાન ખેંચે છે. ઇ સ. પહેલા સૈકાથી આઠમા સૈકા સુધીમાં ( કે જે સમયમાં આ ગુફાઓના અલૌકિક ચિત્રો, નકશીદાર કામ અને બાંધણી, રચવામાં આવેલી હોય એમ જણાય છે, તે સમયમાં ) હિંદુસ્થાનમાં બૌદ્ધ ધર્મનું પૂર્ણ પરિબળ હતું, અને બૌદ્ધ ધર્માનુયાયીઓએ ધર્મ ભાવનાથી શિલ્પકળા-ચિત્રકળાને અપૂર્વ ઉત્તેજન આપેલું હતું. સિલોન, જાવા, સિઆમ, બ્રહ્મદેશ, નેપાલ, ખોતાન, ટીબેટ, જાપાન, ચીનદેશ વગેરે દેશોમાં જોવામાં આવતા બૌદ્ધ પરિબળના સમયનાં ભવ્ય મકાનોથી આ હકીકતને પુષ્ટિ મળી શકે છે. સત્તરમા સૈકામાં ટીબેટનો ઇતિહાસકાર તારાનાથ લખે છે કે, " Wherever Buddhism prevailed skilful religious artists were found " ( જ્યાં જ્યાં બૌદ્ધ ધર્મનો પ્રચાર હતો ત્યાં ત્યાં કુશળ ધાર્મિક કારીગરો જોવામાં આવતા હતા ) અને ખાસ કરીને હિંદુસ્થાનની ચિત્રકળાના સંબંધમાં તો આ લખાણ અક્ષરશ સાચું જણાય છે " Heritage of India Series, Indian Painting " માં મી પર્સિ બ્રાઉન લખે છે " These external evidences carry with them unmistakable proofs of the far reaching influence of this brilliant school of painting which flourished under the patronage of the Buddhist Hierarchy in the first centuries of the present era. And in spite of the comparatively impermanent nature of the art as a whole, and the effect of centuries of severe climatic conditions, India

itself furnishes several groups of frescoes of surpassing merit thoroughly representative of this classical age of painting in the East . .. As India was the birth place of Buddhism it is to be assumed that it was also the birth place of the Buddhist School of Painting " અગમ્ય પર્વતોમાંથી, અલૌકિક કૌશલ્યથી કોતરી કાઢેલી અજન્ટાની ભવ્ય અને મનોહર ગુફાઓ, આજે સે કડો વર્ષો થયા કળા-પ્રદેશમાં ધ્યાન ખેંચી રહેલી છે, અને તેમના બાંધકામથી, નકશી કામથી અને ચિત્રોથી હિંદુસ્થાનની પ્રાચીન કળાનો ઉત્તમ નમુનો રજુ કરી શકે છે. ચિત્રકામ જેટલું કુશળ અને મનોહર છે, તેટલુંજ બાંધકામ ભવ્ય, નકશીદાર અને નમુનાદાર છે જ્યારે આસપાસનું કુદરતનું સૌંદર્ય પણ પ્રાચીન કારીગરોની કળા-ચિકિત્સક શક્તિનો સારો ખ્યાલ આપી શકે છે. કલમ અને હથિયારની બારીકીમા, ઉત્પ્રેક્ષા અને વિચાર શક્તિના વિસ્તારમા, અને ધર્મનાં સાધ્યો પ્રત્યક્ષ સ્વરૂપમા રજુ કરવાના કૌશલ્યમાં અજન્ટાની અજબ ગુફાઓમા સમાયેલી કળાનો નમુનો બીજે ભાગ્યેજ મળી શકે તેમ છે.

૩૧. અજન્ટાની ગુફાઓના સમયથી આગળ ચાલતા સાન્ચી અને અમરાવતીનાં ભવ્ય સ્તુપો ( ઇ સ પૂર્વે ૨૦૦ થી ઈ. સ. ૩૦૦ સુધી ) નોંધ લેવા લાયક જણાય છે. મધ્ય હિંદુસ્થાનના ગુપ્ત રાજાઓના સમયનાં સુંદર વિષ્ણુ મંદિરો ( ઇ. સ. ૩૦૦ ) અને એલીફન્ટાની, અદ્ભુત અને મનોહર ત્રિમૂર્તિની મૂર્તિ ( ઈ સ. ૪૦૦ ) પણ અદ્યાપિ પર્યન્ત કળા પ્રદેશમા ઘણું આકર્ષક કરી શકે છે એલીફન્ટાની ગુફાઓમાની (૬૦૦-૮૦૦ ઇ સ) બ્રહ્માની મનોહર મૂર્તિનુ વર્ણન કરતાં મી. હેવેલ લખે છે "If the Brahma Image might have been created by the chisel of Praxiteles, it seems as if a reincarnation of Pheidias, inspired by the profound philosophy of the Upanishads instead of by the child-like conceptions of the Homeric Olympus, had been born again to carve this master-piece of Indo-Aryan genius at Elephanta (Study of Indo Aryan civilization) One sculpture like the Trimurti of Elephanta and one painting like the prince Siddhartha may suffice to show that Indian artists may stand among the greatest of the world. " (*Ibid*)

પરંતુ હિંદુસ્થાનની કળાના ઉત્કર્ષની પરિપૂર્ણતા સાતમા-આઠમા સૈકામા થએલી જણાય છે. સાતમા-આઠમા સૈકાથી ચોદમા સૈકા સુધીના સમયની કળાના કરતા વિશેષે કરીને આ સમયની કળાના નમુનાઓથી કળા પ્રદેશમા હિંદુસ્થાનની સર્વોત્કૃષ્ટતા સહજ સ્થાપિત કરી શકાય તેવુ છે દક્ષિણ હિંદુસ્થાનમાં અપર સ્વામિ અને સુંદર સ્વામિની કાસાની નકશીદાર મૂર્તિઓ ( ૬૦૦ ઇ. સ. અને ૧૦૦૦ ઇ. સ. ) રાજા વિક્રમાદિત્યનો દિલ્હીનો લોહસ્તંભ કે જે આજદિન સુધી કાટ રહિત હોઇ આધુનિક કાળના વિજ્ઞાનશાસ્ત્રીઓને પણ આશ્ચર્ય ઉત્પન્ન કરી રહ્યો છે, અને કાશ્મીરનું સુપ્રસિદ્ધ માર્તણ્ડનુ મંદિર વગેરે આ સમયની શરૂઆતના કળા કૌશલ્યના દૃષ્ટાન્તો છે. સાતમા સૈકામા ( ઇ. સ. ૬૫૦-૭૦૦ માં ) બૌદ્ધ

ધર્મનું પરિબળ નરમ પડયું અને તે સાથે હિંદની ચિત્રકળાને કંઇક ધક્કો પહોંચ્યો હોય તેમ જણાય છે તોપણ બ્રાહ્મણોની સર્વોપરી સત્તામાં પણ પ્રાચીન ચિત્રકળાનો નાશ થયો નથી, જ્યારે શિલ્પકળાએ વધારે ને વધારે પરિપૂર્ણતા મેળવેલી હોય એમ દેખાય છે બૌદ્ધધર્મના બોધિસત્વો જાતકો અને નિર્વાણ મૂર્તિઓનાં મંદિરોને બદલે મનોહર શિવાલયો અને દબદબા ભર્યા વિષ્ણુ મંદિરો બંધાવા લાગ્યાં અને શિલ્પકારોને પોતાનું કૌશલ્ય દેખાડવાને અવકાશ મળ્યો ઇ. સ. ૬૦૦ થી ૮૦૦ સુધીમા ઇલોરાના અલૌકિક મંદિરો બંધાયા કે જે આજ પર્યન્ત હિંદુસ્થાનની શિલ્પકળાના ઇતિહાસમા બલ્કે સમસ્ત દુનીયાની શિલ્પ-કળાના ઇતિહાસમા અગ્રસ્થાન માગી શકે છે. રાષ્ટ્રકૂટ વંશના રાજા કૃષ્ણરાજ પહેલાએ ઇ. સ. ૮૦૦ લગભગ બંધાવેલું ઇલોરાનું ભવ્ય અને મનોહર કૈલાસ મંદિર " The most wonderful *tour de force* achieved by Indian sculpture-architects -હિંદુસ્થાનની શિલ્પકળાનો અતિ આકર્ષક, સંપૂર્ણ અને અજબ નમુનો રજુ કરી શકે છે ઇ સ. સાતમાથી દશમા સૈકા સુધીમા ઉત્તર હિંદુસ્થાનની માફક દક્ષિણ હિંદુસ્થાનમાં પણ શિલ્પકળાનો ઉત્કર્ષ સમય હતો જેની પવિત્ર યાદગિરિઓ મામલપુરના મનોહર શિવાલયોમાં હજી પણ જળવાઈ રહેલી છે મામલપુરનાં શિવાલયો, ગુફાઓ, નકશીકામ, વગેરે હિંદુસ્થાનની શિલ્પકળાના ઘણા સુંદર નમુનાઓ રજુ કરી શકે છે, જેમા અર્જુન તપશ્ચર્યાના ચિત્રોનું નકશીકામ ચકમકમાંથી કોતરી કાઢેલી વિશ્વને ધારણ કરતી વિષ્ણુ ભગવાનની અતિ આકર્ષક મૂર્તિ, સમુદ્ર મન્થનમાથી બહાર આવતા લક્ષ્મીજીની મૂર્તિ વગેરે નકશીદાર કામો પશ્ચિમની શિલ્પકળાના ઉત્તમોત્તમ નમુનાઓને ઝાંખા કરી શકે તેમ છે એજ સમયમાં બંધાયલું, બીજાપુર જીલ્લામાં બદામી નજીક આવેલું "માલેગીટી શિવાલય " દક્ષિણ હિંદુસ્તાનની શિલ્પકળાને પરિપૂર્ણ સ્વરૂપમા દેખાડી આપે છે. બદામીનાં શિવાલયો એવા કૌશલ્યથી રચાયેલાં છે અને અગમ્ય પર્વત ઉપર શિવાલય ઉભું કરવામાં શિલ્પકારે એવી અસાધારણ કુશળતા દેખાડેલી છે કે કોઇ દેવતાઇ શિલ્પશાસ્ત્રીના હાથથી એ શિવાલયો રચાયા હોય એવો ભાસ થાય છે " It seems almost as if the Divine hand which piled up this steeple of living rock above the river bank had also sculptured the temple as its finial, so cunningly has the craftsman adapted the canons of his art to the place chosen for the shrine of this Deity " ( Havell, Study of Indo. Aryan civilization ) ચાલુક્ય વંશના રાજા વિક્રમાદિત્ય બીજાના વખતમા (ઇ. સ ૭૩૩ થી ૭૪૭) બંધાયલું બદામી નજીક પટ્ટદકલનું વિરૂપાક્ષનું મંદિર પણ યુરોપની નવયુગ ( Renaissance ) ની શિલ્પકળાના ઉત્તમ નમુનાની બરોબરી કરી શકે તેવું છે આઠમા સૈકામા બૌદ્ધ પરિબળનો અસ્ત થયો અને બ્રાહ્મણો શ્રીમત્ આદિ શંકરાચાર્યના દિગવિજયથી પુનઃ પ્રબળ થયા અને શિવાલયો બંધાવા લાગ્યાં તે સાથે, જૈનોના ચોવીસમા તીર્થંકર મહાવીર નીચે એજ અરસામાં જૈન મતનું પણ પરિબળ થયું અને તેમના આશ્રય નીચે હિંદની કળાને વિશેષ ઉત્તેજન મળ્યું જૈનો ચિત્ર-કળાના બહુ શોખીન ન હતા પરંતુ સમર્થ શિલ્પકારો હતા જેઓ બાંધકામની ભવ્યતામાં ગ્રીસના પુરાતન શિલ્પકારોની બરોબરી કરી શકતા નવમા અને પંદરમા સૈકામાં બંધાયેલા ચિતોડગઢના વિજય દુર્ગો, વિમલશાએ ( ઈ. સ. ૧૩૦૧ મા ) બંધાવેલા, શિલ્પકળાની

સર્વોત્કૃષ્ટતા અને નકશી કામનો ઉત્તમ નમુનો રજુ કરનારાં આબુ પર્વતનાં મંદિરો, શેત્રુંજો અને ગીરનાર પર્વતની મનોહર મૂર્તિઓ અને મંદિરો અને શ્રવણ બેલ્ગોલા, કારકલા, અને યેન્નૂર (મહિસુર) ની રાક્ષસી કદની ભવ્ય મૂર્તિઓ બનાવવાનું માન જૈનોને ઘટે છે. શિલ્પકળાની નોંધ લેતા, દશમા સૈકામા બંધાયેલાં કલ્ગુ મલાઇનું મંદિર અને જગન્નાથપુરી નજીક ભુવનેશ્વરમા આવેલું બારીક નકશીનું રાજ રાણીનું મંદિર કે જેની કળાને (unapproached by any Western architectural sculpture of modern times–Havell ) " યુરોપનો વર્તમાન કાળનો શિલ્પકાર ભાગ્યેજ પહોંચી શકે તેમ છે, તથા અગીયારમા સૈકામાં મોઢેરા (ગુજરાત) માં બંધાયલું મનોહર સૂર્યમંદિર, અગીયારમા તથા બારમા સૈકામા બંધાયેલા ઇટ્ટાગી બકુન્દી, કુર્વંદી, હાર્પન્નલી વગેરે દક્ષિણનાં સુંદર ચાલુક્ય મંદિરો, કામ્બોડીઆનુ અંકોર મંદિર (૧૨૦૦ ઇ. સ.) One of the greatest architectural and artistic monuments of the world–Havell ( જે આખી દુનિઆનાં શિલ્પકળાના ઉત્તમોત્તમ નમુના માંહેનો એક છે. ) અને દશમા સૈકાથી ચૌદમા સૈકા સુધીમાં બંધાયેલા ખજુરાવ, તાન્જોર, શ્રીરંગમ, રામેશ્વર અને વેલોરનાં મંદિરો તથા નવમા સૈકાથી પંદરમા સૈકા સુધીમાં રચાયેલા રજપુત કારીગરોનાં "જયપુર કલમ" અને " કાંગ્રા " કલમનાં ખૂબીદાર ચિત્રો અને નકશીદાર વિષ્ણુ મંદિરો અને શિવાલયો પણ કળા પ્રદેશમા ઉચ્ચ સ્થાન લઇ શકે છે.

૭૨. ઇ સ પહેલા સૈકાથી ચૌદમા સૈકા સુધીનો હિંદુસ્થાનની શિલ્પકળા અને ચિત્રકળાનો ઇતિહાસ સંક્ષેપમાં ઉપર જણાવેલો છે ઇ સ. ૯ મા સૈકાથી ચૌદમા સૈકા સુધીમા હિંદુસ્થાનમા ઘણી અંધાધુંધી ચાલી રહી હતી અને મુસલમાન હુમલાખોરોના ત્રાસથી અને બૌદ્ધ બ્રાહ્મણ જૈન વગેરે મતોની ચઢતી પડતીથી તેનાં રાજકીય અને ધાર્મિક બંધારણો ખળભળી ગયાં હતા. એટલે આઠમા સૈકામાં બૌદ્ધ કળાની અવનતિ થઇ ત્યારથી મોગલ બાદશાહોના આશ્રય નીચે ચિત્રકળા પુન નવપલ્લવિત થઇ તે દરમ્યાન ચિત્રકળામાં કઇ ખાસ પ્રગતિ થએલી જોવામા આવતી નથી. તો પણ શિલ્પકળાનો ઉત્કર્ષ એક અથવા બીજા વાતાવરણમાં જેવોને તેવો ચાલુ હતો એમ જણાય છે.

આ સમયથી જેમ જેમ ભૂતકાળનાં ઉંડાણમા આપણે જઇએ છીએ તેમ તેમ, છેક ઇ. સ. ના પહેલા સૈકા સુધી બ્રાહ્મણોના પરિબળ નીચે તેમજ બૌદ્ધનાં પરિબળ નીચે હિંદુસ્થાનની કળાનો સૂર્ય જેવોને તેવો પૂર્ણ પ્રકાશથી દેદીપ્યમાન રહેલો જણાય છે. યૂરોપમાં આ સમયમા શિલ્પકળા થોડી ઘણી બાલ્યાવસ્થામાં હતી અને ચિત્રકળા તો કંઇ પણ નોંધ લેવાને પાત્ર પણ ન હતી તે આપણે જોયુ. જ્યારે હિંદુસ્થાનમા શિલ્પકળા અને ચિત્રકળા બન્નેનો સમાન અને દઢ ઉત્કર્ષ થએલો જોવામાં આવે છે યૂરોપમા આ સમયની કળા રોમ અને ગ્રીસમાથી ઉદ્ભવેલી હતી, અને રોમ અને ગ્રીસ બાયઝેન્ટીઅમ દ્વારા મિસર દેશને આભારી હતાં, મિસર દેશમાં કળાની સ્થિતિ શુ હતી અને કયાથી ઉદ્ભવી તે કાંઇ જાણવામાં આવેલું નથી. દીવ્યકળાની માતૃભૂમિ અને પવિત્ર-ધામ હિંદમાં તેથી ઉલટુંજ છે. મોગલ દરબારના મનોહર ચિત્રોમાં ઝળકી રહેલી ચિત્રકળા હોય, ( ઇ. સ. ૧૪૫૮–૧૬૫૦ ) યા જૈન ધર્મના કીર્તિ-મંદિરોમાં સચવાયેલી કળા હોય ( ઇ. સ. ૯ માથી ૧૨ મા સૈકા સુધી ) બ્રાહ્મણોની ત્રિમુર્તિઓ, કૈલાસ-મંદિરો કે વિષ્ણુ મંદિરોમા પ્રભાવ

પાડતી કળા હોય ( ઇ. સ. સાતમાથી નવમા સૈકા સુધી ) કે કળા પ્રવીણ બૌદ્ધ મતવાદીઓની અજન્ટાની અદ્દભુત ગુહાઓમા ઝઝુમી રહેલી કળા હોય, (ઇ. સ. ૧૦૦–૭૦૦) એમે તે સ્વરૂપમાં હિંદની કળાનુ નિરીક્ષણ અને પરીક્ષા કરવામાં આવે પરંતુ એટલી હકીકત સિદ્ધ થાય છે, કે જે કળા હતી, જે કળા અલૌકિક શિલ્પકામો, નકશી કામો અને ચિત્ર કામોથી અદ્યાપિ પર્યન્ત કળા–પ્રવીણ દુનિયાને આશ્ચર્યમાં તરતી રાખી શકી છે, તે કળા પ્રાચીન આર્યોનીજ હતી. સમર્થ આર્ય ઋષિઓની આ દીવ્યશક્તિએ ભિન્ન ભિન્ન ધર્મોમા, ભિન્ન ભિન્ન યુગોમા અને ભિન્ન ભિન્ન ભગિની કળાઓ વચ્ચે વિદેશીય કળા–સુધા સ્વાગત કરતા છતા, પોતાનુ સત્ય સ્વરૂપ અખંડ જાળવી રાખી હિંદુસ્થાનની કીર્તિને કળા–પ્રદેશમા હમેશને માટે ઝળકતી રાખેલી છે. પંદરમા સૈકાથી નવમા સૈકામાં વધારે ખીલતી, નવમાથી સાતમા સૈકામાં ઓર સૌંદર્યથી શોભતી, સાતમાથી પહેલા સૈકામાં ઉત્કર્ષમય દેખાતી, ભૂતકાળના ઉંડા ગર્ભમા ઉત્તરોત્તર સમયમા પ્રફુલ્લિત દેખાતી, ઋષિ-મુનીઓની આ કળા શુ હતી, તેનો કંઇક આભાસ આપણને હિંદુસ્થાનના પ્રાચીન કાળના ઇતિહાસમાંથી મળી શકશે.

---

## પ્રાચીન કાળ ઇ. સ પૂર્વે.

**પ્રાચીનકાળ ઈ. સ. પુર્વે**

૩૩. મ્હારા આ લેખના વિષયને માટે હું ઇસુ ખ્રિસ્તના જન્મ પહેલાંના સમયને " પ્રાચીન કાળ " તરીકે સંબોધુ છુ કે જે કાળની હિંદની કળાનો ઇતિહાસ મ્હારા આજના લેખનો મુખ્ય વિષય અને હેતુ છે. હિંદના પ્રાચીન આર્યોના બુદ્ધિ બળમા ઉદ્દભવેલી અને પોષાયેલી, અનેક પ્રદેશો, યુગો અને ધર્મો વચ્ચે પોતાનાં સત્ય સ્વરૂપનુ પ્રતિપાદન કરી પ્રફુલ્લતા પામતી હિંદની કળા ઘણી પ્રાચીન હતી અને પુરાતન કાળમા પરીપૂર્ણતા પામેલી હતી એમ નિઃસંદેહ જણાય છે. હિંદની નવપલ્લવિત કળાને અજાણ્યે આની ઇરાન દેશ, રોમ, ગ્રીસ અને યુરોપખંડે શિક્ષણ લીધેલું હોય એમ માનવાનુ કારણ મળે છે. અર્થાત્ એટલુ તો સિદ્ધ જણાય છે કે કેટલાક યુરોપીયન લેખકો માને છે તેમ હિંદની કળા તે ગ્રીસ અને રોમથી આવી વસેલી, વિદેશીય કળા નથી, પરંતુ હિંદની ભૂમિકામાંજ ઉદ્દભવેલી, વિકસિત થયેલી અને પરિપૂર્ણતા પામેલી, હિંદનીજ કળા છે. હતભાગ્યે, હિંદમાં પ્રાચીન કાળમાં મુખ પાઠનો ક્રમ હોવાને લીધે ઐતિહાસિક લખાણો લખાયેલા નહીં હોવાથી હિંદનુ જે કાંઇ શેષ રહ્યુ હતુ તે વિદેશીય હુમલાખોરોએ ઘસડી જવાથી, વર્તમાન કાળમાં સ્વીકારાતા વિજ્ઞાન શાસ્ત્રના ધોરણે સર્વ દેશોની કળા ઉપરની, હિંદની પ્રાચીન કળાની ઉત્કૃષ્ટતાની પ્રતીતિ પ્રત્યક્ષ પુરાવાથી કરાવી શકાય તેમ નથી લેખિત સાધનો કે પ્રત્યક્ષ પુરાવાઓ પ્રાપ્ત થતા નથી અને તેને અભાવે જન સમાજ જુદા અનુમાન ઉપર આવે તે સ્વાભાવિક છે પરંતુ તેથી હિંદની કળાના સ્વરૂપને કાંઇ બાધ આવતો નથી. જેમ જેમ આર્યપુત્રો સ્વદેશી દીવ્ય કળાની ઉપાસના કરતા શિખશે, જેમ જેમ શોધખોળમાં વધારો થશે તેમ તેમ હિંદની પ્રાચીન કળાનુ પરિપૂર્ણ અને દીવ્ય સ્વરૂપ કળા પ્રદેશમાં ઝળકતું થશે, એ મ્હારી તો ખાત્રી છે. દરમ્યાન જે કાંઇ સાધનો મને ઉપલબ્ધ થયાં છે

તેનાથી હિંદની પ્રાચીન કળાનો કંઇક આભાસ આપવાનો આ લેખના હવે પછીના ભાગમાં પ્રયત્ન કરેલો છે.

૩૪. પ્રાચીન કાળની કળા ( એટલે કે ઇ. સ. પૂર્વે ) નો ઇતિહાસ લક્ષ પર લેતાં ચાર દેશો કળા પ્રદેશમાં ધ્યાન ખેંચી શકે છે. મિસર દેશ, ગ્રીસ, રોમ અને હિંદુસ્થાન. અને પ્રાચીન કાળની આ ચાર દેશોની કળા દુનિયાના બીજા ભાગોમા ફેલાઇ હોય એમ જણાય છે. આપણે પ્રથમ મિસર દેશની શિલ્પકળા અને ચિત્રકળાનું નિરીક્ષણ કરીએ.

## મિસર દેશ.

૩૫. પ્રાચીન કાળના મિસર દેશનાં ખંડેરો ઉપરથી તે દેશમાં શિલ્પકળા ઘણા પ્રાચીન કાળમાં સારી દશામાં હોય એમ અનુમાન થઇ શકે છે. મિસર દેશની કળાનો ઇતિહાસ, સાધનોને અભાવે, કંઇ પણ ખાત્રીથી રજુ કરી શકાય તેવુ નથી. અનુમાનને આધારે ઇ. સ. પૂર્વે ૨૫૦૦–૪૦૦૦ વર્ષોથી મિસર દેશની શિલ્પકળા સારી સ્થિતિમાં હોય એમ જણાય છે. જે કાંઈ શિલ્પકળાના નમુનાઓ પ્રાપ્ત થયા છે, તે કબરો અને દેવળોના રૂપમાં હોય છે, જેમાં નાઇલ

**શિલ્પ કળા**

નદીને પશ્ચિમ કિનારે આવેલી ભવ્ય અને મનોહર "પીરામીડો" અદ્યાવિપર્યંત મિસર દેશની પ્રાચીન કળાની પ્રવીણતાની સાબીતી આપી શકે છે. આ 'પીરામીડો' પણ ઇ. સ. પૂર્વે ૩૫૦૦ ના અરસામા મિસર દેશના રાજા સુફી, સેન સુફી અને મેન્ચેરીસના વખતમાં બાંધવામાં આવેલી હોય એમ અનુમાન થઇ શકે છે. કર્નાક અને લુકઝોરમાં આવેલાં રમણીય દેવળો અને ન્યુબીઆનાં પર્વતમાથી કોતરી કાઢેલાં દેવળો પણ મિસર દેશની પ્રાચીન શિલ્પકળાની ઉપર સારૂં અજવાળુ નાંખી શકે છે પરંતુ મિસર દેશના પ્રાચીન બાંધકામોમાં તેનું નકશીકામ અને ચિત્રકામ વધારે ધ્યાન ખેંચી શકે છે. પ્રાચીન બાંધકામ જો કે કળા–રસજ્ઞ દૃષ્ટિથી સંસ્કૃત જણાતું નથી તોપણ હજારો વર્ષો સુધી પિરામીડો જેવાં કામ પૃથ્વીતલ પર ટકી રહેલાં છે, તેજ મિસર દેશની શિલ્પકળાની પ્રવીણતાનો પ્રત્યક્ષ પુરાવો છે.

૩૬. નકશી કામ કરવામાં, ચકમક જેવા પથ્થર ઉપર કામ કરીને પ્રાચીન મિસરમાં શિલ્પકારોએ સારૂં કૌશલ્ય બતાવેલું છે. ચાર હજાર વર્ષ થયાં, કુદરતના રૂદ્ર–ફેરફારો સામે ટક્કર લઇ આબાદ નભી રહેલાં નાઇલ નદીને કિનારે આવેલાં રાક્ષસી કદના પુતળાઓ (ઇ. સ. પૂર્વે ૧૨૦૦) હજી પણ આ હકીકતને પુષ્ટિ આપી શકે છે. પ્રમાણ અને આકર્ષક શક્તિ બન્નેમાં આ પુતળાંઓ ધ્યાન ખેંચી શકે છે જ્યારે તેમનો ઉપરનો ઢોળાવ, પહેરવેશ અને આભૂષણો પણ તેમના ઉપર શોભતા સંસ્કારથી આશ્ચર્ય ઉત્પન કરી શકે છે. અબુ સીમ્બેલના દેવળમાં બેસાડવામાં આવેલાં ચાર ભવ્ય પુતળાંઓ અને ખાસ કરીને રોડઝનું કાંસાનુ "Dolossus" કે જે પૃથ્વીની સાત અદ્ભુત ચીજો માંહેનું એક લેખાય છે, અને "Spinix" નુ અલૌકિક પૂતળુ વગેરેના નમુનાઓ હજી પણ મિસર દેશની શિલ્પકળાને ઝળકતી રાખી શકે છે. મિસર દેશના નકશી કામનો ઉત્કર્ષ વિશેષે કરીને ઇ. સ. પૂર્વે ૧૫ મા સૈકાથી ૧૧ મા સૈકા સુધીમા ( રાજા રામસિસ બીજાના વખતમાં ) થયેલો જણાય છે. જ્યારે ઇ સ. પૂર્વે દશમા સૈકાથી ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકા સુધીમાં મિસર દેશની આ

કળાની અવનતિ ક્રમે ક્રમે પ્રત્યક્ષ થતી આવે છે, જે ઇ સ. પૂર્વે ૩૮ મા મિસર દેશ રોમના તાબાનો દેશ થયો ત્યારે પુરી થયેલી જણાય છે.

ચિત્રકળા.

૩૭. ચિત્રકળામા પૂરાતન મિસર દેશના ચિત્રકારો વિગતમાં ઉતરવાનો, રંગ પુરવાનો અને ધાર્મિક ભાવનાઓ જાળવી રાખવાનો શોખ એટલો પ્રદર્શિત કરે છે, કે તેમની ચિત્રકળા કાંઇ ધ્યાન ખેંચી શકતી નથી. ધાર્મિક બનાવો, લડાઇઓ, તસ્વીરો, કાચ ઉપર ચિત્ર કાઢવાનુ કામ, વગેરે ચિતરવામા તેઓએ ક્વચિત ક્વચિત કૌશલ્ય બતાવેલુ છે પરતુ ચિત્રકળાના પ્રદેશમાં તેમની કળા કાંઇ સ્થાન મેળવી શકે તેમ નથી.

## એસીરીઆ.

શિલ્પકળા

૩૮. એસીરીઆની પુરાતન શિલ્પકળાનો ઇતિહાસ ઇ સ. પુર્વે ૨૨૦૦ થી ૩૦૦ સુધીના સમયનો છે, જેમાં ખાસ કરીને પુરાતની નીનેવેહ શહેરનાં ખડેરો ધ્યાન ખેચી શકે છે પરંતુ એસીરીઆની શિલ્પકળા મીસર દેશમાંથી ઉદ્ભવેલી કળા હતી (જેને વિશેષ સુંદર બનાવવાનો પ્રયત્ન એસીરીઆએ કરેલો જણાય છે ) અને ઇરાન દેશની કાયરસની કબર ( ઇ. સ પૂર્વે ૫૩૮–૩૩૩ ) અને પરસીપોલીનાં ભવ્ય મકાનો વગેરે બાંધકામ બહાર લાવવામાં કારણભૂત હતી, એ હકીકત ઉપરાંત વિશેષ ધ્યાન ખેચી શકતી નથી. એસીરીઆનું નકશી કામ પણ ખાસ કરીને નરમ પદાર્થો ઉપર કોતરવામા આવેલું દેખાય છે. જેમાં વિગતવાર દેખાવો રજુ કરીને ક્વચિત હિમ્મત ભરેલી નકસી દેખાડીને, અને ક્વચિત રંગ પુરીને, શિલ્પકારોએ કૌશલ્ય બતાવેલું છે પરંતુ મિસર દેશનાં નકશી કામ સાથે તે બરોબરી કરી શકતું નથી.

૧૦. (ક) એસીરીઆની શિલ્પકળાનો ઉત્કર્ષ ઇ. સ પૂર્વે ૧૪૫૮ થી ૧૨૫૦ સુધીના સમયમાં હોય તેમ અનુમાન થઇ શકે છે. ચિત્રકળામા પુરાતન એસીરીઆએ કાંઇ ખાસ નામના મેળવેલી હોય એમ જણાતુ નથી. પરતુ મિસર દેશની માફક આ દેશનો પ્રાચીન કાળનો ઇતિહાસ પણ ઉપલબ્ધ થતો નથી એટલે એ સ્થિતિમા ત્યાંની કળા વિષે કાંઈ ચોકસ અનુમાન ઉપર આવી શકાય તેવુ નથી.

## ગ્રીસ.

૩૯ યુરોપની કળાના પ્રાચીન ઇતિહાસમા ગ્રીસ અગ્રસ્થાન ભોગવી શકે છે ગ્રીસને કળાનું શિક્ષણ ખાસ કરીને મિસર દેશ તરફથી મળેલું હોય તેમ જણાય છે. પરતું ઇ. સ. પૂર્વે ૬૫૦ માં કોરીન્થનુ " Doric Temple " બધાયુ ત્યારથી Alexander the Great ના મરણ (ઇ. સ પૂર્વે ૩૨૩) સુધીમા ગ્રીસે શિલ્પકળામાં ઘણું કૌશલ્ય મેળવેલું હોય તેમ જણાય છે કે જે મિસર દેશની શિલ્પકળા સાથે સરખાવતાં આશ્ચર્યજનક તફાવત રજુ કરે છે. ગ્રીસની આ સમયની કળાનો ઇતિહાસ ખાસ આકર્ષક હોવાથી આપણે કઇક વિસ્તારપૂર્વક તે નિરીક્ષણ કરીએ

૪૦. લાકડા ઉપર મુખ્યત્વે કરીને પોતાની શિલ્પકળાનો સમાવેશ કરનારા પ્રાચીન ગ્રીસ ઉપર, મિસર દેશ, ઍસીરીઆ, ઇરાન વગેરે દેશોની કળાની

શિલ્પકળા. કેવી રીતે અસર થઇ અને અતિ પ્રાચીન Mycene માઇસેનીના ખંડેરોની કળામાંથી ડોરીન્થનાં સાતમા સૈકાના ભવ્ય Doric Temple (દેવળ) નો ક્રમ શી રીતે બંધાયો તે સાધનોને અભાવે ખાત્રીપૂર્વક લખી શકાય તેવું નથી. Doric Temple ની કળાથી આગળ ચાલતા ઇ સ પૂર્વે ૪૩૮ માં શિલ્પકાર (Ictinus) ઇક્ટીનસે એથેન્સમા બાંધેલું વિશ્વ-વિખ્યાત Parthenon 'પારથીનોન' ગ્રીસ દેશની પ્રાચીન શિલ્પકળાનો ઉત્તમ નમુનો રજુ કરી શકે છે ઇ સ પૂર્વે ૫૫૦ માં બંધાયેલું ' Temple of Zeus " " Temple of Apollo Epicurius, " Temple of Diana at Ephesus, " " The Mausaleum of Halicarnassus " (ઇ સ. પૂર્વે ૩૫.) one of the ancient wonders of the world. " the Monument of Lysicrates " and " the Magnificent Temple of Jupiter Olympus at Athens " વગેરે બાંધકામો ગ્રીસ દેશની પ્રાચીન શિલ્પકળાની ભવ્યતા, કંઇક વિરૂપતા અને બાહ્ય રમણીયતાનો સારો ખ્યાલ આપી શકે છે પરંતુ આ બાંધકામો મ્હોટે ભાગે ખંડેરના રૂપમા હોવાથી કાંઇ ચોકસ અનુમાન ઉપર વર્તમાન કાળમા આવી શકાય તેવું નથી.

૪૧. પરંતુ પ્રાચીન ગ્રીસે નકશી કામ કરવામા એવું સંપૂર્ણ કૌશલ્ય મેળવેલું જણાય છે કે જેને લીધે શિલ્પ કળામા અદ્યાપિપર્યંત ગ્રીસ દેશનું નામ દુનીયાના બધા દેશોમાં દાખલા રૂપે લેખાય છે. શિલ્પકળાની આ શાખામાં સમર્થ શિલ્પકાર ફીદીઆસ Pheidias) થયો (ઇ. સ પૂ. ૪૦૦) અને તેના "Zeus" અને "Athena" ના પુતળાઓ હમેશને માટે ગ્રીસની કીર્તિ જવલંત રાખી શકે છે. લાકડું, હાથીદાંત, કાંસુ, પથ્થર, આરસ અને સોનું વગેરે ઉપર ગ્રીસના શિલ્પકારો કુશળતાથી નકશીકામ કરી શકતા એટલુંજ નહી, પરંતુ પોતાની પૌરાણિક કથાના સાધ્યોને આબેહુબ અને આકર્ષક રીતે ઘડી શકતા પ્રાચીન કાળના ધર્મ કથાઓના સાધ્યોને એવી કુશળતાથી તૈયાર કરતા, એવાં ચૈતન્યમય બનાવતા, અને એવા રમણીય રંગોથી પુરી શકતા કે જે કાંઇ નમુનાઓ પ્રાપ્ત થાય છે તેથી આશ્ચર્ય ઉભરાયા વિના રહેતું નથી. " When Pheidias united beauty with this imposing majesty of gigantic proportions and added the colour of the living flesh and the life like look of the eye, as in the ivory and gold draped Athena and Zeus, sculpture was brought to the highest pitch of grandeur, so far as this form of art could attain it. " (Redford), નકશી કામને માટે પણ ગ્રીસ, મિસર દેશ અને એસીરીઆને આભારી છે પરંતુ મજકુર દેશોની સંસ્કાર રહિત કળાને સૌંદર્યરૂપ બનાવવાનું માન ગ્રીસને ઘટે છે. નકશીકામની શરૂઆત ઇ સ પૂર્વે ૫૬૦-૪૭૦ સુધીમા પહેલી થયેલી હશે એમ " Temple of Athena at Aegina " and " Temple of Theses at Athens " ઉપરથી જણાય છે ઇ. સ પૂર્વે ૪૬૦ થી ૪૨૦ સુધીમાં ગ્રીસનો મહાન શિલ્પકાર ફીદીઆસ થયો કે જેણે શિલ્પ કળામાં પરિપૂર્ણતા મેળવી ગ્રીસને કળા-પ્રદેશમાં હંમેશને માટે કીર્તિવંત કર્યું. તેણે (Ictinus)ઇક્ટીનસ વગેરે શિલ્પકારોની સહાયતાથી ઇ. સ પૂર્વે ૪૫૪-૪૩૬ સુધીમા ગ્રીસનું પ્રખ્યાત દેવળ પાર્થિનોન તૈયાર કર્યું.

કે જેના સંબંધમાં મી. ફર્ગ્યુસન લખે છે કે The Parthenon, the temple of Athena at Athens is "in its own class undoubtedly the most beautiful building in the world... .. for intellectual beauty of detail, and for the exquisite perfection of the highest and the most recondite principles of art ever applied to architecture, it stands utterly and entirely alone anb unrivalled–the glory of Greece. " (Fergusson's History of Architecture–1865) ફીડીઆસનું " The Zeus at Olympis " નું સુવર્ણ અને હાથિદાંતનું પુતળુ (ઇ સ પૂર્વે ૪૩૮–૪૩૨) પણ સંપૂર્ણ કળા–કૌશલ્ય બતાવી આપે છે. ફીડીઆસના સમકાલીન શિલ્પકારો આલ્કેમીનીઝ અને એગોરાક્રાઇટસ તથા પ્રેક્ઝીટીલીઝ, અને પીથીઓસ પણ કળા–પ્રદેશમા ઉચ્ચ સ્થાન મેળવી શક્યા છે. ઇ. સ. પૂર્વેના ચોથા સૈકામા એલેક્ઝાંડર ધી ગ્રેટના વખતમાં શિલ્પકાર લીસીપ્પસનાં શિક્ષણ નીચે ગ્રીસની આ કળાની અવનતિ શરૂ થઇ (ઇ સ. પૂર્વે ૩૫૬–૩૨૩) બાહ્ય રમણીયતા અને રંગનો શોખ વધવા લાગ્યો અને અંધ અનુકરણથી એ અવનતિ ત્વરિત થઇ.

ચિત્રકળા.

૪૨. ચિત્રકળાનુ જ્ઞાન ઇ સ. પૂર્વે છઠ્ઠા સૈકાથી ગ્રીસે મેળવેલું જણાય છે, અને શરૂઆતનાં ચિત્રો કંઇ ધ્યાન ખેંચી શકતાં નથી. ઇ સ. પૂર્વે ૪૬૩ મા ગ્રીસનો પ્રખ્યાત ચિત્રકાર પોલીગ્નોટસ થયો કે જેણે ટ્રોજનની લડાઇના ચિત્રો વગેરેથી ગ્રીસની ચિત્રકળાને ચોકસ સ્વરૂપમાં રજુ કરી ગ્રીસમાં ચિત્રકળાનો ઉત્કર્ષ શરૂ કર્યો. પરંતુ આ ચિત્રકારની કલમ ચોકસ, શુદ્ધ અને પરિપૂર્ણ હોય તેમ જણાતુ નથી. તેનો સમકાલીન ચિત્રકાર માઇકોન કે જેણે " Battle of Marathon " નું સુશોભિત ચિત્ર બહાર પાડ્યુ, તથા "Helena" નો ચિત્રકાર ઝયુકસીસ (ઇ સ. પૂર્વે ૪૫૦) તથા "Alexander grasping the Thunderbolt of Zeus" નો ચિત્રકાર પ્રોટેજીનીઝ (ઇ. સ પૂર્વે ૩૦૦) વગેરે ચિત્રકારો ગ્રીસની પ્રાચીન ચિત્રકળાના ઇતિહાસમા ધ્યાન ખેચી શકે છે. ઇ. સ પૂર્વે ૨૫૦ પછી રોમના તાબામાં ગયા બાદ ગ્રીસની ચિત્રકળાની અવનતિ થયેલી જણાય છે. ચિત્રકળામાં ગ્રીસે જોકે સારૂં કૌશલ્ય સંપાદન કરેલું હતુ તો પણ તેની શિલ્પકળાની કોટીએ એ કળા પહોચેલી ન હતી, તેમ દુનિયાના મુખ્ય દેશોની ચિત્રકળાની સરખામણીમા ખાસ ધ્યાન ખેચી શકતી નથી.

રોમ.

શિલ્પકળા

૪૩. પ્રાચીન કાળમાં કળા પ્રદેશમાં ગ્રીસની પછી બીજુ સ્થાન રોમ ભોગવે છે અને ગ્રીસ દ્વારા ઇટ્રુસ્કનોએ ઇ. સ. પૂર્વે ૭૫૩ માં ( કે જે અરસામાં રોમ શહેર બંધાયુ). તેમા શિલ્પકળામાં સારૂં કૌશલ્ય મેળવેલું હોય એમ દેખાય છે રોમના અમીરોનો શોખ વિશેષે કરીને લડાઇની બાબતોમા અને મોજશોખમાં રહેલો હોવાથી ગ્રીસની કળા ચિકિત્સક શક્તિ તેમનામાં ન હતી અને પરિણામે રોમમા જોકે જાહેર બાંધકામો સારાં થયાં તોપણ કળાના સૌંદર્ય અને વિકાસમા રોમ, ગ્રીસની તુલનામાં ઉભી શકે તેમ નથી, અને છેક ઇ. સ.

પૂર્વે ૧૫૦ સુધીમાં કે જ્યારે કાર્થેજ અને કોરીન્થના પડવાથી ગ્રીસ, રોમના તાબામાં આવ્યું અને રોમના ધનાઢ્ય અમીરોને ગ્રીસની કળાનો મોહ લાગ્યો ત્યાં સુધીમાં, રોમમાં કાંઇ ખાસ શિલ્પકળા જોવામાં આવતી નથી ઇ. સ. પૂર્વે ૧૧૫ મા રોમે શિલ્પકળામાં સારૂં કૌશલ્ય મેળવેલું જણાય છે. પરંતુ રોમની શિલ્પકળાનો ઉત્કર્ષ વસ્તુત. તેના કળા રસજ્ઞ બાદશાહો નીચે થયો, કે જેણે શિલ્પકળાના પ્રદેશમાં રોમને ઉચ્ચ સ્થાન આપેલું છે. રોમ શહેરમા ભવ્ય અને નકશીદાર મકાનો, ન્યાય મંદિરો, નાટકશાળાઓ, હમામખાનાઓ પુલો, રસ્તાઓ, વગેરે બંધાયા એટલુંજ નહી પરન્તુ જર્મની, ફ્રાન્સ, ઇંગ્લંડ, સ્પેન, વગેરે જ્યા જ્યાં રોમની સત્તા પ્રબળ થઇ ત્યા ત્યાં રોમની કળાની અસર થયેલી હોય એમ જ-ણાય છે તો પણ બારીક દ્રષ્ટિથી એટલું સિદ્ધ થાય છે કે જો કે ગ્રીસ પાસેથી, શિક્ષણ લઇ પોતાના બુદ્ધિ–કૌશલ્યથી રોમન લોકોએ શિલ્પકળાના ભવ્ય ભપકાદાર અને નકશીદાર નમુનાઓ ઉભા કર્યા તો પણ તેમની શિલ્પકળામાં ( તેમનાં Pantheon માં પણ ) ગ્રીસની તનુતા, માધુર્ય અને સૌંદર્ય દ્રષ્ટિગોચર થતાં નથી નકશી માટે પણ રોમ ઇત્રુરકનોને આભારી હતું અને લડાઇમાંથી મેળવેલા દ્રવ્યથી ગ્રીસના શિલ્પકારોને રોમમાં બોલાવી તેમના હાથથી રોમ શણગારવામા કે તેમની કળાનું અનુકરણ કરવામાં સંતોષ માનતું આથી રોમની સ્થાનિક કળાને કંઇ માન ઘટી શકતુ નથી. બાદશાહ હેડ્રીઅનના રાજ્યમાં (ઇ. સ. ૧૧૭–૧૩૮) શિલ્પકળાને સારૂં ઉત્તેજન મળ્યુ પરંતુ રોમની કળા મુખ્યત્વે કરીને ગ્રીસનું અનુકરણ કરવામાંજ સમાયેલી હતી પણ જે બાદશાહ કોન્સ્ટેન્ટાઇને રાજધાની બદ-લ્યા પછી અને રોમ હુમલાખોરોનો ભોગ થઇ પડયુ તે પછી ઇ. સ. ના ચોથા સૈકામા નષ્ટ થયેલી હોય એમ જણાય છે

ચિત્રકળા

૪૪. ચિત્રકળા માટે પણ રોમ, મિસર દેશ અને ગ્રીસદ્વારા ઇત્રુરકનોને આભારી હતું અને ઇ. સ પૂર્વે ૩૦૦, ૧૮૦ અને ૧૦૦ મા થયેલા ચિત્રકળાના નમુનાઓ મળી શકે છે. તોપણ ઇ સ. ના પહેલા ત્રણ સૈકાઓમા રોમની ચિત્રકળાનો પહેલો ઉત્કર્ષ થયો જણાય છે. પણ જે બાદશાહ કોન્સ્ટેન્ટાઇને રાજધાની બદલી (ઇ. સ. ૩૩૦) તે પછી અસ્ત થયેલો માલૂમ પડે છે. પ્રાચીન ચિત્રકળાના પ્રદેશમા રોમ કાંઇ પણ કળા–સ્વાતંત્ર્ય દેખાડી શકતુ નથી

**ચીન-જાપાન.**

૪૫. આ પ્રસંગમાં ચીન અને જાપાન દેશોની પ્રાચીન કળા વિષે બે શબ્દો બોલવાનુ અસ્થાને નહી ગણાય. ચીન દેશ જોકે ઘણો પુરાતન લેખાય છે અને ઘણા પ્રાચીન કાળમાં તેણે કળાનુ જ્ઞાન સંપાદન કરેલું હશે એમ માનવાનાં કારણો મળે છે તોપણ કન્તાનના, હોનાનના " પેગોડા " વગેરે ઉપરથા જણાય છે કે ચીનની પ્રાચીન શિલ્પકળા કંઇ ખાસ નોંધ લેવા લાયક ન હતી. તોપણ જાહેર રસ્તાઓ, નહેરો, વગેરે બાંધવામાં એણે સારૂં કૌશલ્ય મેળવેલુ હોય એમ " The Great Wall " ( ઇ. સ. પૂર્વે ૨૦૦ ) વિગેરેનાં દ્રષ્ટાંતોથી અનુમાન થઇ શકે છે જપાનનુ પ્રાચીન બાંધકામ ચીનને મળતુંજ હશે એમ તેના "શિન્ટો" દેવળો વગેરે ઉપરથી જણાય છે. બન્ને દેશોની શિલ્પકળા ઉપર હિંદુસ્તાનની પ્રાચીન કળાએ ઘણી અસર કરી હશે એમ માનવાનાં કારણો મળે છે. આધુનિક કાળમાં

જોકે ચિત્રકળામાં બન્ને દેશોએ અને ખાસ કરીને જપાન દેશે અપૂર્વ કૌશલ્ય બતાવેલું છે, તોપણ પ્રાચીન કાળમા શિલ્પકળામાં કે ચિત્રકળામા એકે દેશે કળા-કૌશલ્ય સંપાદિત કરેલું હોય એમ જણાતુ નથી.

### હિંદુસ્તાન

૪૬. આપણે હવે હિંદુસ્થાનની પ્રાચીન કળાનુ નિરીક્ષણ કરીએ કે જે મ્હારા આજના લખનો મુખ્ય વિષય છે. પ્રસ્તુત લેખના પૂર્વ ભાગમાં મે લક્ષ્ય સ્વરૂપમા દુનીયાના મુખ્ય મુખ્ય દેશોના ગયા બે હજાર વર્ષોની કળાની સ્થિતિ રજુ કરેલી છે અને એટલા વિશાળ પ્રદેશનુ નિરીક્ષણ કરતાં બની શકે તેટલુ સંક્ષેપમા હકીકત રજુ કરી, પ્રસંગ પુરતો ખ્યાલ આપવાજ કોશેશ કરેલી છે. હિંદુસ્થાનની કળાનો સૂર્ય આપણે જેમ જેમ ભૂતકાળના ઉંડા ગર્ભમાં આગળ વધીએ છીએ તેમ તેમ, દુનિયાના બીજા દેશોની સરખામણીમાં વધારે ને વધારે કાન્તિમત દેખાય છે, એમ હકીકત રજુ કરી હું ઉપર બતાવી ગયો અને એ માન્યતા પ્રાચીન કાળ પરત્વે સિદ્ધ થઇ શકે તેમ છે કે નહિ તે નિર્ણય કરવાનું હવે મ્હારૂં કર્તવ્ય રહે છે જ્યારે હું હિંદની પ્રાચીન કળા વિષે નીચે પ્રમાણે બે મતો વાચું છુ, અને એ મતોને મ્હારા અનુભવની કસોટીમાંથી પસાર કરૂં છુ, ત્યારે મ્હારા મનની શુ લાગણી હશે તેનો ખ્યાલ લેવાનુ હું કળા રસજ્ઞ મંડળને જ સોંપુછુ. એલીફન્ટાની અજબ ગુફાઓની મૂર્તિઓને ઉદ્દેશીને ડૉક્ટર રેડફોર્ડ લખે છે કે " The colossal sculptures in the rock cut temples of India, whether taken as derived from the Assyrian centre or not may be classed......as semi-barbaric and naturalistic, with a superadded symbolism which only led to the most extravagant deformities of the human figure* to express the power and attributes of a deity Statuary proper never existed in any shape of beauty like the human form, throughout Persia, India and China, and there is no sign of any disposition among Asiatics to learn the art from their European Conquerors, it is not in their nature." (Sculptures, Egyptian, Assyrian, Greek, Roman.-(George Redford). ("હિંદુસ્થાનનાં પર્વતોમાંથી કોતરી કાઢેલા મંદિરોના રાક્ષસી પુતળાઓ એસીરીઆમાંથી શિખવામાં આવેલા હોય કે ન હોય તોપણ, અર્ધ જંગલી અને કુદરતનું અનુકરણ કરનારાં હોય એમ કહી શકાય છે, કે જેના ઉપર, દેવની શક્તિઓ અને ઉપાધીઓ પ્રત્યક્ષ કરવાના હેતુથી એવી જાતનો ખ્યાલ મુકવામાં આવેલો છે કે પરિણામે માનુષિ આકૃતિનું ભયંકર બેડોળપણું ઉભું થાય છે. માનુષી આકૃતિના જેવી આકર્ષક આકૃતિઓ બનાવવાની કળા ઇરાન હિંદુસ્થાન અને ચીનમા કદી હતી નહિ અને એશિયાના લોકોને પોતાના યુરોપના નેતાઓ પાસેથી એ શિખવાની જીજ્ઞાસા થઇ હોય એમ દેખાતુ નથી. એ ગુણ એમના સ્વભાવમાંજ નથી. (જ્યોર્જ રેડફોર્ડ).

* See the statues in the Elephanta Caves.

બીજી બાજુથી એજ એલીફન્ટાની મનોહર મૂર્તિને ઉદ્દેશીને મી. ઇ. બી. હેવલ લખે છે કે " One sculpture like the Trimurti of Elephanta and one painting like the Prince Siddhartha may suffice to show that Indian artists may stand among the greatest of the world."– ("Study of Indo-Aryan Civilization, E B. Havell") ("એલીફન્ટાની ત્રિમૂર્તિ જેવુ એક શિલ્પકામ અને કુમાર સિદ્ધાર્થ જેવુ એક ચિત્રકામ, હિંદુસ્થાનના કારીગરો દુનીઆના સર્વ શ્રેષ્ટ કારીગરોમાં સ્થાન લે છે, એ દેખાડવા માટે બસ છે." (ઇ બી. હેવેલ) આ બન્ને મત વચ્ચે કેટનો આશ્ચર્યજનક તફાવત ! હિંદુસ્થાનની પ્રાચીન કળા એ, ભયંકર બેડોળપણુ ઉત્પન્ન કરનારી કળા હતી, સૌંદર્ય રહિત હતી પ્રાચીન કાળમાં હિંદના લોકો કળાપૂર્ણ શિલ્પકામ ન જાણતા–યૂરોપીઅનો પાસેથી ( કે જેઓ પોતેજ હિંદની કળાને આભારી છે ) કેમ ન શિખ્યા" વગેરે ડૉ. રેડફૉર્ડનું લખાણ કેટલું એકદેશી, બીન અનુભવી અને ઉતાવળીયુ છે, તેનો જવાબ તેના બધુ મી. હેવેલનાં અનુભવસિદ્ધ લખાણમાથી આવી જાય છે, અને મ્હારા લેખના હવે પછીના ભાગમાથી વધારે સ્પષ્ટ થશે ડૉ. રેડફોર્ડે વિલાયતમા રહી સાભળેલી હકીકત ઉપરથી હિંદુસ્થાનની કળાનો મત બાધેલો છે, જ્યારે મી. હેવલે લાબા વખત સુધી હિંદુસ્થાનમા રહી, હિંદુસ્થાનની કળા જાતે જોઇ, તેનુ સ્વરૂપ સમજીને મત બાધેલો છે. ડૉ. રેડફોર્ડના જેવી સાહસિક ટીકાઓ બીજા ઘણા બીન અનુભવી–( સર જ્યોર્જ બર્ડવુડ વગેરે ) યુરોપીઅનોના લખાણોમાં વાચવામાં આવે છે હુ એટલુંજ ઇચ્છું છુ કે તેઓ જાતે આવીને હિંદની પ્રાચીનકળાના નમુનાઓ જોઇ અનુભવના બળ ઉપર તેમની તુલના અને મત બાધે–અસ્તુ ! હિંદની પ્રાચીનકળા હિંદમાંજ ઉદ્ભવેલી અને વિકસિત થયેલી હતી, ઘણી પ્રાચીન હતી અને આર્યપુત્રોએ તેને સૌંદર્યરૂપ અને પરિપૂર્ણ બનાવેલી હતી એમ મ્હે જે કાંઇ જાણેલું કે જોયેલુ છે તે ઉપરથી મ્હારૂ નમ્ર માનવુ થયુ છે, અને ઉપરની આવશ્યક પ્રસ્તાવના પછી, એ આજના મ્હારા મુખ્ય વિષય તરીકે હુ મ્હારા ભાષણના ઉત્તર ભાગમા હવે પછી આપની પાસે રજુ કરવાનો પ્રયત્ન કરીશ હતભાગ્યે હિંદનો પ્રાચીન કળાનો ઇતિહાસ ઉપલબ્ધ નથી એટલે પ્રત્યક્ષ પુરાવાથી પ્રતીતિ કરાવી શકાય તેવુ નથી. તો પણ જે હકીકત ઇતિહાસ ઉપરથી નક્કી થઇ શકે તેવી છે, તેનુ પ્રથમ નિરીક્ષણ કરીએ

**શિલ્પકળા**

૪૭. ઇ. સ ના પહેલા સૈકામા અજન્ટાની ગુફાઓની શરૂઆત થઇ તે પહેલાનો સમય તે આ લેખને માટે પ્રાચીન કાળનો સમય થાય છે. આ સમયનુ નિરીક્ષણ કરતા ઇ સ. પૂર્વેના પહેલા સેકામા બધાયેલા સારનાથના સુંદર મંદિરો આપણું પહેલું ધ્યાન ખેચે છે, અને હિંદની પ્રાચીન કળાનો પુરાવો રજુ કરી શકે છે ઇ. સ પૂર્વેના ત્રીજા અને ચોથા સૈકામા ચક્રવર્તી રાજા અશોકના રાજ્યમા બધાયેલા ભારતના ભવ્ય સ્તૂપો તેમજ કારલાનુ ( ઇ. સ. પૂર્વે ૨૬૩–૨૨૬ ) વિશાળ અને મનોહર ચૈત્ય મંદિર, ( ઇ. સ. પૂર્વે ૧૦૦–૩૦૦ ) હિંદની તે સમયની પ્રમાણશીળ, કુશળ અને રંગીન કળાના નમુના દેખાડી શકે છે ચક્રવર્તી અશોકના પિતામહ રાજા ચંદ્રગુપ્તે ( ઇ સ પૂર્વે ચોથા સૈકામા પણ હિંદની કળાને ઘણું ઉત્તેજન આપેલુ હોય એમ તેના દબદબા ભર્યા દરબાર અને મહેલોનાં વૃત્તાંતો ઉપરથી

જણાય છે. ઇ. સ. પૂર્વેના સાતમા સૈકામા શિલ્પકાર મહા ગોવિંદની કૃતિના નમુનાઓ, રાજગીરની સમીપમાં ગીરી બજાના કિલ્લામા હજી પણ મળી શકે છે. પરંતુ ઉપર જણાવેલા પ્રાચીન શિલ્પકળાના નમુનાઓ ઉપરાત વર્તમાન કાળમા વિશેષ વિગતો ઉપલબ્ધ થતી નથી.

૪૮. ચિત્રકળામા મધ્ય હિંદુસ્થાનમા સિધનપુરની ગુફાઓના ચિત્રો, વિંધ્યાચળ પર્વતની ગુફાઓના ચિત્રો, મિરઝાપુરની ગુફાઓના ચિત્રો, હિંદની નૈસર્ગીક કળા-શક્તિ અને કળા કૌશલ્ય રજુ કરે છે, અને ઘણા પ્રાચીન હોય એમ અનુમાન થાય છે પરંતુ સાધનોને અભાવે તેમનો સમય ખાત્રીથી લખી શકાય તેવુ નથી. રામગઢ ગિરિની યોગમાયાની ગુફાઓ વધારે કુશલ કામ બતાવી આપે છે. અને ઇ. સ પૂર્વે પહેલા સૈકામા તેનાં ચિત્રો થયેલા હોય એમ જણાય છે. ચિત્રકળાના બીજા પ્રાચીન નમુનાઓ ઉપલબ્ધ થયા નથી

ચિત્રકળા.

૪૯. પરન્તુ કોઇ પણ હકીકતની પ્રત્યક્ષ પ્રમાણથી સાબીતી આપી શકાય તેમ ન હોય, તેથી એ હકીકત પાયા વગરની કપોલ-કલ્પિત છે એમ રજુઆત કરવી એ ભુલ ભરેલુ છે મય બ્રહ્માનાં પ્રસિદ્ધ થયેલાં શિલ્પ શાસ્રો ( કે જે ઇ સ પાચમા સૈકામાં લખાયેલા હોય એમ જણાય છે તે ) ઉપરથી એમ સિદ્ધ થઇ શકે છે કે આર્યોની શિલ્પકળા ઘણી પ્રાચીન અને પરિપૂર્ણતા પામેલી હતી એટલુ જ નહિ પરતુ નગર રચનાના ( Town-Planning ) જે સંગીન નિયમો આર્ય ઋષિઓએ નક્કી કરેલા હતા તેમાં અદ્યાપિ પર્યંત યુરોપ કાંઇ ખાસ સુધારો કરી શક્યુ નથી. આર્યોની અતિ પ્રાચીન સંગીન શિલ્પકળાનું, તેમની શિલ્પકળાના નિયમોનું અને તેમના કૌશલ્યનું આ શિલ્પ શાસ્રોમાં વર્ણવેલી હકીકત ઉપરથી સહજ જ્ઞાન મળી શકે છે. ઇ સ પૂર્વે ઘણા સૈકાઓ પહેલા લખાયેલુ "ચિત્ર લક્ષણ શાસ્ર" પણ આર્યોની પ્રાચીન ચિત્રકળાનો સવિસ્તર અને સંતોષકારક ખ્યાલ આપી શકે છે, જેને ઇ સ. ચોથા સૈકામાં લખાયેલું વાત્સ્યાનનુ "ષડંગ" ( Six Limbs ) વિશેષ પુષ્ટિ આપે છે. સત્તરમા સૈકાનો ટીબેટનો ઇતિહાસકાર તારાનાથ ઇ. સ પૂર્વે છઠ્ઠા સૈકાથી પણ વિશેષ પ્રાચીન, આર્યોની પ્રફુલ્લ ચિત્રકળા અને શિલ્પકળા હતી એમ સપ્રમાણ લખી જણાવે છે. પાલી ભાષામાં લખાયેલુ બૌદ્ધોનુ "વિનય પીઠક" (ઇ. સ. પૂર્વે પાચમા સૈકામા) રાજા પસેનાદનાં ચિત્રથી સુશોભિત થયેલા "ચિતાગારો" નું વર્ણન કરે છે જે ઉપરથી તે કાળમા ચિત્રકળા ઘણી સારી સ્થિતિમા હતી એમ સહજ સિદ્ધ થઇ શકે છે. શ્રી કૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધજીની ધર્મપત્ની ઉષાએ તેમને પ્રથમ સ્વપ્નમાં જોયા અને ઉષાએ આપેલી હકીકત ઉપરથી, તેની સહીયર ચિત્રલેખાએ ભિન્ન ભિન્ન તસ્વીરો આળેખી, ચિત્રદ્વારા અનિરૂદ્ધજીનું સ્વપ્નમા આવેલું સ્વરૂપ નક્કી કરી તેમનો પત્તો મેળવ્યો એ હકીકત, તે સમયમાં ચિત્રકળા શુ સ્થિતિએ પહોચેલી હશે તેનો પૂર્ણ ખ્યાલ આપી શકે છે રાજા દશરથ અને દુર્યોધનના મહેલોનું વર્ણન વાચતા, શ્રી રામચંદ્રજીના અશ્વમેધની વિગતો વાંચતા રામાયણ અને મહાભારતના સમયમા આર્યાવર્તની શિલ્પકળા અને ચિત્રકળા ઘણી સારી સ્થિતિમાં હોય એમ સ્પષ્ટ થાય છે. એથી વિશેષ આગળ જઇ ઋગ્વેદનાં મંડળો હાથ ધરનાર કોઇ પણ નિષ્પક્ષ કળા-રસજ્ઞ પુરૂષ ચોકસ અનુમાન ઉપર આવી શકે તેમ છે કે ઉષા દેવી, ગાયત્રી દેવી, સૂર્ય દેવ વગેરેને મૂર્તિમંત સ્વરૂપમા પ્રત્યક્ષ કરી આરાધના કરનાર આર્ય પૂર્વજોની કળા, રસજ્ઞતા કેટલી ઉચ્ચ, ગંભીર અને ચોક્કસ હોવી જોઇએ,

હિંદના હતભાગ્યે તેને અનેક વિદેશીય હુરિા વચ્ચેથી પસાર થવુ પડ્યું કે જેને પરિણામે તેની સ્વર્ગીય સમૃદ્ધિઓ છિન્નભિન્ન થઇ તણાઇ ગઇ, તેમજ અતિ પ્રાચીન કાળમાં આર્યોની પ્રવૃત્તિ કેવળ ધર્મની આરાધના કરવામા જ રહેલી હોવાથી, અને ચિત્રોનાં અથવા બાંધકામના સ્વરૂપમા પોતાના ઇષ્ટ દેવોને રજુ કરવાનો ક્રમ તેમણે અતિ પ્રાચીન કાળમાં સ્વીકૃત કરેલો નહિ હોવાથી વેદકાલીન શિલ્પકળાના નમુનાઓ અદ્યાપિપર્યંત ઉપલબ્ધ ન હોય તે સહજ સમજાય તેવુ છે. પરતુ તેથા હકીકતને બાધ આવતો નથી. વેદકાલીન કળા રસ રસ-કાવ્યોમાં, પુરાણોમાં, બુદ્ધ ધર્મમાં, રજપૂતોના વખતમાં, મોગલોના વખતમાં અને વર્તમાનકાળમા પણ હિંદની કળાના જીવન-રસ તરીકે રહેલો જણાય છે, અને એ રસથી પોષાયેલી હોવાથી જ હિંદની કળાએ, ભિન્ન ભિન્ન ધર્મોમા અને ભિન્ન ભિન્ન યુગોમાં પોતાનું સત્ય સ્વરૂપ જાળવી રાખેલુ છે. યુરોપના બીન અનુભવી લેખકો હિંદની કળાને અજન્ટાની ગુફાઓની સમકાલીન લેખે છે તે હિંદની કળાનો દ્રોહ અને અન્યાય કરવા જેવુ છે. કુદરતનું અદ્દભૂત સૌંદર્ય ઓળખી પ્રત્યક્ષ ખ્યાલ લઇ આબેહુબ વર્ણન રજુ કરનારા વેદમંડળના પ્રણેતાઓની કળા-રસજ્ઞતા માટે નિષ્પક્ષ બુદ્ધિને પુરાવાની જરૂર રહે તેમ નથી. તેમની કળા, તે તેમની દીવ્ય શક્તિ-દેવી-હતી· તેમના આત્મારૂપ હતી, તેમનું જીવન હતું. એને પોતા થકી આરાધત કરી, દૈવ-પ્રેષિત પ્રસાદ તરીકે કૌટુમ્બિક ધનરૂપે, અખંડ સ્વરૂપમાં સાચવો રાખવી, એને તેઓ ધર્મ માનતા હતા. એ સમર્થ મુનિઓ પોતાની કુળદેવીનો ત્યાગ કરી ગ્રીસ અને રોમના વિદેશી અંગોને સ્વાગત કરે, અથવા તેની સાથે પોતાની કુળદેવીનો ઇરાદાપૂર્વક કળા-વ્યભિચાર થવા આપે એ સંભવિત હતું. મોગલોએ ઇરાન અને મધ્ય એશિયાની કળાને સ્વાગત કરી, પરંતુ હિંદની પ્રાચીન કળાનું સૂક્ષ્મ શરીર જેવુ ને તેવુ આબાદ હતું અને છે ચક્રવર્તી અશોક અને ચંદ્રગુપ્તે પરસીપોલી અને નિનેવેહના બાંધકામો રચનાર શિલ્પકારોને કદાચ સ્વાગત કર્યા હશે, તે હિંદની પ્રાચીન કળાનો અનાદર કરીને નહિ, પરતુ સાથોસાથ એક બીજાની સરખામણીથી વિદેશી કળા સુધાનું પાન કરવાના હેતુથી. તેવીજ રીતે પ્રાચીન આર્યોએ વાયવ્ય કોણના દેશમાંથી કાંઇ જાણેલુ હશે, પરતુ આર્યાવર્તની કળાનો ઉત્કર્ષ, વિલાસ અને પરિપૂર્ણતા કરવાનું માન તો તેમનુંજ છે એ નિ-સંદેહ જણાય છે.

આ સબંધમાં તા૦ ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૨૦ ના રોજ કલકત્તામાં " Heritage of India " એ વિષય ઉપર ભાષણ કરતાં રેવરન્ડ ડોકટર ફ્રેકહર ( Faiquhar ) પ્રાચીન કાળને ઉદ્દેશીનેજ જણાવ્યુ હતું કે......"India evolved a civilization of her own and her culture was carried all over Asia for many centuries. India as a matter of fact was the university of Asia just as Greece was the University of Europe. " આ શબ્દોમાં પણ પુરેપુરૂં સત્ય રહેલું નથી એમ હકીકત ઉપરથી જણાય છે.

રૂશીયાના સમર્થ વિદ્વાન શેફ્ટેલોવિક Sheftelovich ના લખાણ પ્રમાણે બોલતાં, ઇ. સ. પૂર્વે બે હજાર વર્ષો પહેલા પણ ઋગ્વેદના મંડળો રચનાર મહા મુનિઓ કળા પ્રવીણ હતા એમ માનવાનાં અનેક કારણો મળી શકે છે. મને મળેલી હકીકત ઉપરથી ઇ. સ. પૂર્વે ૫૦૦૦.વર્ષો અથવા તેથી પણ વિશેષ પ્રાચીન કાળમાં આર્યાવર્તના આર્ય મુનિઓ, શિલ્પ-

મનનવાળા હોવા જોઇએ. વર્તમાનપત્રો અને માસિકો નવા વર્ષને પ્રસંગે કે કોઇ મહોત્સવને પ્રસંગે ખાસ અંક કાઢે છે તે વેળા તેને માટે બહુધા જે જાતના લેખ લખાય છે તેના કરતાં ઘણા વધારે ઉંચા પ્રકારના લેખની પરિષદ્‌મા આવશ્યકતા છે જેને કેટલીક વાર 'ઉડતા વિચાર' કહેવામા આવે છે અને જેને 'દોડતા વિચાર' કહીએ તો પણ ચાલે, તેવા વિચારવાળા લેખથી પરિષદનું કાર્ય સરે તેમ નથી. સાહિત્યનો અભ્યાસ અને શોધખોળ ચાલુ રાખતાં લાંબા વખતના શ્રમ અને મનનને પરિણામે વિદ્વાનોને જે વિચારો પ્રકટ કરવા યોગ્ય લાગે તેની પરિષદમા જરૂર છે. પરિષદ્‌ની બેઠક દર વર્ષે નહિ પણ બે ત્રણ વર્ષે ભરવામા આવે છે તેનો ઉદ્દેશ પણ એ છે કે વિદ્વાનો જે વિષય સંબંધમા ખાસ અભ્યાસ કે શોધખોળ કરતા હોય તેના પરિણામ પ્રદર્શિત કરવા લાયક થઇ શકે એવા સતત શ્રમ વિના માત્ર સામાન્ય રીતે સૂઝી આવે એવા વિચારના લેખ લખી નાખી મોકલવામા આવે તેથી પરિષદનો હેતુ સફળ કરવામા સહાયતા થાય નહિ

પરિષદ્ આગળ રજુ થતા લેખમા પાંડિત્ય હોવું જોઇએ, પરંતુ, પરિષદના હેતુ સાથે સંબંધ ન હોય એવા પાંડિત્યનું દર્શન એવા લેખમાં અસ્થાને છે લેખકનું અમુક વિષયમા પાંડિત્ય છે એટલું જ દર્શાવવાનો લેખકનો હેતુ હોય તો પરિષદને તેવા દર્શનની જરૂર નથી પરિષદનો હેતુ સફળ કરવા લખેલા લેખમા પંડિતનું જ્ઞાન અને પંડિતનો પ્રયાસ સહાયભૂત હોવા જોઇએ એ જરૂરનું છે તેમ જ, સાહિત્ય અને ભાષા સંબંધી જાણવાજોગ માહિતી આપે, સાહિત્ય અને ભાષાનો ઉલ્લાસ કરવામા ઉપયોગી થાય, એવા વિચાર લેખમા હોવા જોઇએ માત્ર દૂધમાથી પોરા કાઢવા જેવા (hair splitting ના) પ્રયોગ પરિષદમા કામ આવતા નથી

પરિષદના કાર્યનો ઉદ્દેશ આ પ્રમાણે લક્ષમા લીધા પછી ગુજરાતી સાહિત્ય વિશેની આપણી આશાઓ અને આપણા અભિલાષ નજર આગળ કરીશું

હિંદુસ્તાનની અર્વાચીન ભાષાઓમા ગુજરાતી ભાષાનું સ્થાન બીજી કેટલીક ભાષાઓની સાથે અગ્ર પદે છે એક હજાર વર્ષથી ગુજરાતની ભાષા ઘડાતી આવી છે, અને, તે દરમ્યાન તેનું સાહિત્ય રચાતું ગયુ છે આમાના પ્હેલા પાંચસે વર્ષ દરમ્યાન ગુજરાત અને મારવાડની ભાષા એક જ હતી અને બન્ને દેશને સહીઆરૂ સાહિત્ય હતુ પણ, ત્યાર પછીના કાળમા એ બે દેશની ભાષામા ફાંટા પડયા, અને, ગુજરાતે પોતાનો સાહિત્યપ્રયાસ આગવો ચલાવ્યો છે તથા તેમા ઘણી આગળ ગતિ કરી છે. બીજી ભાષાઓની પેઠે ગુજરાતી ભાષામા પણ કવિતાથી સાહિત્યનો આરંભ થયો છે અને ઇસવી સનના ગયા સૈકાના પ્રથમાર્દ્ધ સુધી તો ગુજરાતી સાહિત્ય ઘણે મ્હોટે ભાગે પદ્યમા જ રચાયુ છે ગુજરાતી સાહિત્યના આરંભકાળના કવિઓ ઉપર વ્રજ ભાષાની કવિતાની અસર હતી, અને, સંસ્કૃત ભાષાના મહાકાવ્યોની શૈલી તેમણે ગ્રહણ કરી નહોતી એ શૈલી હજી સુધી ગુજરાતી સાહિત્યમા દાખલ થઇ નથી. પદ્મનાભનો 'કાન્હડદે પ્રબન્ધ' ભંડારોમા પુરાઇ ગયો તેથી તેમ જ એવા ઐતિહાસિક પ્રબન્ધ લખવાની શક્તિ કે વૃત્તિવાળા કવિઓ ગુજરાતમા બીજા થયા નહિં, તેથી, એ શૈલીના કાવ્ય તે પછી લખાયા નથી ઇતિહાસના વીરરસમય મહાકાવ્યોની ગુજરાતી ભાષામાં જરૂર છે સાંપ્રત કાળમા ન્હાનાં ભાવમય કાવ્યોનો ઘણો પ્રચાર છે, અને, એવું કાવ્યસાહિત્ય

ભાષામાં હોવું જ જોઇએ. પરંતુ વીરરસ કાવ્યોની શૈલી કવિતાની વાણીને પ્રતાપવાળી અને પ્રભાવવાળી બનાવે છે, અને, એવી શૈલી એક વાર બંધાયા પછી તેની અને તેમાં પ્રકટ કરેલા ઓજસ્વી વિચારોની અસર ભાષામા થતી કવિતા ઉપર તેમ જ ભાષામા લખાતા ઇતિહાસપરાયણ તથા કલ્પનામય ગદ્ય સાહિત્ય ઉપર હમેશ ઉંડી પડે છે વીરરસ કાવ્યને માટે પ્રાસ વગરના અને દૃઢ વાક્સામર્થ્યથી ગતિ કરતા છંદની આવશ્યકતા છે એવો છંદ ગુજરાતી ભાષામા હજી યોજાયો નથી. ગુજરાતી ભાષાના ઉચ્ચારમા (accent) સ્વરભાર ન હોવાથી ઇંગ્રેજી ભાષાના heroic metre (વીરરસોચિત છંદ)ની અનુકૂલતા ગુજરાતી ભાષામા નથી ગુજરાતી છંદમા આ ખોટ પૂરી પાડવાની ચર્ચા ઉત્પન્ન થઇ છે અને તે માટે પ્રયત્ન પણ થાય છે એ આશાજનક ચિહ્ન છે વીરરસની એવી શૈલીના કાવ્ય લખનાર કવિ જાગશે ત્યારે તેને હાથે આપોઆપ અનુકૂળ છંદ ઉપજશે નદી પર્વતમાથી નિકળીને વ્હેતી જાય છે તેમ પોતાનો માર્ગ પણ ઘડતી જાય છે, તેમ કવિતા પણ પોતાના ઉચ્ચારનો માર્ગ પોતાના વેગથી ઘડે છે એ માર્ગ બીજા બળ વડે પ્હેલેથી ઘડી મુકી શકાતો નથી.

નરસિંહ મહેતાના પદની શૈલી ભજનોમા ચાલુ રહી છે. પ્રેમાનન્દના આખ્યાનોની શૈલીમાં અને સામળભટની વાર્તાઓની શૈલીમા વીરરસ કવિતા પ્રકટ કરવાની શક્યતા હતી, પણ, ઉપર દર્શાવેલા પ્રકારના છંદની સહાયતા તેમાં નહોતી એ પ્રકારના આખ્યાનો અને વાર્તાઓ હવે રચાતા નથી. આખ્યાનો અને વાર્તાઓનુ વસ્તુ નાટકોમા અને નવલકથાઓમા પ્રદર્શિત કરવાની ગુજરાતી સાહિત્યમા જરૂર છે

દયારામની ગરબીઓની શૈલી કાયમ રહી છે. સંસ્કૃત ભાષાના શ્લોકની શૈલી પ્રવર્તમાન થયા છતા ગરબીઓની શૈલી તેની જ સાથે જ પ્રવર્તે છે સંગીતમય રાગધ્વનિ (lyrical) કાવ્ય માટે શ્લોકબદ્ધ રચના જેટલુ જ ગરબીનુ સામર્થ્ય છે અને, ગુજરાતી ભાષાનુ પોતાનુ જે માધુર્ય અને સૌંદર્ય છે તે ગરબીમા બહુ સહેલાઇથી ઉતરે છે, તેથી, ગરબીનુ સ્થાન ગુજરાતી કવિતામા કાયમ રહેશે એમ જણાય છે ગરબીની રચનામા (monotony) એની એ સ્વરરચનાની પુનરાવૃત્તિ આવે છે તેમા વિવિધતા આણવા સારૂ વચ્ચે સાખી દાખલ કરવાનો રીવાજ જુના વખતનો છે તે સાથે બીજા પ્રકારની પણ વિવિધતા દાખલ કરવાની જરૂર છે શ્લોકબદ્ધ રચનામા વૃત્તો ઘડી ઘડી બદલીને વિવિધતા આણવાનો પ્રકાર દાખલ થયેલો છે

સંગીતમય રાગધ્વનિ કાવ્યોનો પ્રચાર ગુજરાતી ભાષાની કવિતામાં ઘણો વધ્યો છે એ સંબંધમા વિશેષ લક્ષમા રાખવાનું એ છે કે માત્ર શૈલીથી કવિત્વ સિદ્ધ થતું નથી. જેને કવિત્વ તરફ વૃત્તિ થાય તેણે માનવ જીવનના વિવિધ પ્રશ્નોની મીમાસા તરફ પોતાના ચિત્તને વાળવું જોઇએ, કેમકે, ઉપર દર્શાવ્યુ છે તેમ કવિને પણ અભ્યાસની જરૂર હોય છે વળી, નવીનતા એ કવિતાના ચમત્કાર માટે આવશ્યક છે ગુલાબના ફુલ સંબંધે એક કવિએ લખેલું કાવ્ય જેટલું આકર્ષક થાય તેટલું જ એ જ શૈલીમા બીજા કવિએ મોગરા માટે લખેલુ કાવ્ય આકર્ષક થતુ નથી કેમકે તેમા નવીનતાનો અભાવ હોય છે, અને, અનુકરણની વૃત્તિએ લેખકની કલ્પનાને કુંઠિત કરેલી હોય છે હાલની આ શૈલીની કવિતા ઘણી જથાબંધ હોવા છતા ચકડોળ પેઠે એના એ ચક્કરમાં ફરતી જણાય છે. એ વિષયમા ઉલ્લાસ સારૂ નવા લક્ષ્યો તરફ ગતિ થવાની જરૂર છે.

કરુણરસની કવિતાનુ એક બહુ ઉંચી પંક્તિનું કાવ્ય લખાયું છે, પણ, તે સિવાય કરુણરસ તરફ ગુજરાતી કવિતાની વૃત્તિ હાલ જણાતી નથી. વાસ્તવિક પ્રસંગ સિવાયના કરુણ રસની આલમ્બન માટે નાટકમા વધારે ઉચિત સ્થાન હોય છે અને કરુણરસના નાટક ( tragedy ) નો પ્રકાર ગુજરાતી ભાષામા ખીલવવાની ઘણી જરૂર છે.

વર્ણનમય ( descriptive ) કવિતા તરફની વૃત્તિ દલપતરામ અને નર્મદાશંકરની કવિતામાં હતી, પણ, તેમની કવિતાની શૈલીના બીજા અંશ પેઠે આ અંશ પણ હવે ગુજરાતી કવિતામાં વિદ્યમાન રહ્યા નથી વર્ણનમય કવિતામા રસ ઘણું આછો હોય છે, અને, એવી કવિતા મહાકાવ્યોમા અને નાટકોમા પ્રસંગવશાત્ આવે તો બસ છે.

નાટકનું સાહિત્ય ગુજરાતી ભાષામા વર્તમાન સમયનુ જ છે અને તેનો સમૂહ મ્હોટો નથી ઇસ્વી સનના ગયા સૈકામા ગુજરાતી ભાષામાં નાટકો લખાવા માંડેલા પણ તે પ્રવાહ અટકી ગયો છે નાટક મંડળીઓ તરફથી રંગભૂમિ ઉપર નાટકો ભજવવાનો પ્રયોગ ઘણો વધ્યો છે તે છતા શિષ્ટ નાટકોનુ સાહિત્ય બહુ જ જુજ છે. રંગભૂમિ ઉપરના પ્રયોગ માત્ર પ્રાકૃત વર્ગને પ્રસન્ન કરી દ્રવ્યપ્રાપ્તિ કરવાના હેતુથી થતા હોવાથી એ પ્રયોગથી નાટ્યસાહિત્ય કેળવાતુ નથી વળી, રંગભૂમિ ઉપર કવિતા અને અભિનય ( acting ) કરતા પડદા, દેખાવ, અને, સંગીતને [illegible]ગેર મહત્ત્વ અપાતું હોવાથી નાટકકારની રસિક કલાને પોષણ મળવાનુ ત્યા સ્થાન હોતું નથી સંગીત-વિધાનના ખેલ ( opera ) ને નાટકથી જુદા પાડવામા આવે, અને નાટકમાથી પડદાના અને રોશનીના ભભકા, અજાયબીવાળી કસરતો, ગર્જનાઓ આદિ એવી સામગ્રીઓ કહાડી નાખવામાં આવે તો સાભળવાની કવિતાને અને જોવાના અભિનયને પ્રાધાન્ય આપવાના પ્રયત્ન કરી રંગભૂમિની ઉન્નતિ કરી શકાય શોખ [illegible] નાટક ભજવનાર શિષ્ટ વર્ગ તરફથી એવા પ્રયત્ન થાય છે ત્યારે તેની કદર જાણનાર વિશાળ પ્રેક્ષક વર્ગ માલમ પડે છે એ રંગભૂમિની ઉન્નતિ માટે આશાજનક [illegible]ન છે. અલબત્ત, રંગભૂમિની આ પ્રકારે ઉન્નતિ કરવાના પ્રયાસ સાથે એ પણ [illegible] છે કે ઉત્તમ પ્રતિના નાટકો રચાવા જોઇયે કે જે ઉપર કહેલી કૃત્રિમ સામગ્રી વિના ભજવવાથી પ્રેક્ષકવર્ગને આનંદ થાય રંગભૂમિની અને નાટકસાહિત્યની ગતિ [illegible]મકાલીન હોય છે, અને, રંગભૂમિ રસિકતાને અનુકૂલ હોય તે વિના નાટકસાહિત્ય [illegible] બલથી ઉદ્ભૂત થતુ નથી. નાટક માટે જે વિશેષ પ્રતિભા હોવી જોઇએ તે પ્રયત્ન [illegible] ઉપજાવી શકાતી નથી, પણ, હાલ જે અન્તરાય છે તે દૂર થશે, પ્રતિભા દર્શન [illegible] અને ગુજરાતમાં નાટકનુ સાહિત્ય ખીલી નિકળશે એ અભિલાષ અસ્થાને નથી હાલ તરત તો, દેશદેશના સમર્થ નાટકકારોની કૃતિઓનો ઉંડો અભ્યાસ ગુજરાતના [illegible] વર્ગમા ફેલાય એટલી આશા રાખવાનુ કારણ મળે તો સંતોષ માનીશું

નવલકથાઓનું સાહિત્ય ગુજરાતી ભાષામા પ્રચુર છે, પણ, તેમા પ્રચુરતા કરતાં ગુણવત્તા બહુ ઓછી છે. એ સાહિત્ય ગયા સૈકાના ઉત્તરાર્દ્ધથી નવું જ શરૂ થયુ છે. પ્રેમાનન્દના ‘ આખ્યાન ’ અને સામળભટની ‘ વાર્તા ’ની વંશાવળીમા હાલની ‘ નવલ-કથા ’ આવતી નથી એ ‘ આખ્યાન ’ અને ‘ વાર્તા ’ પદ્યમાં હતા અને આ ‘નવલકથા’ ગદ્યમાં છે એટલો જ ફેર નથી. કથાની વસ્તુનો અને શૈલીનો પણ ફેર છે. આ

નવલકથા ઇંગ્રેજી સાહિત્યમાની ‘રોમેન્સ’ અને ‘નોવેલ’ ના નમુનાના મિશ્રણથી ગુજરાતી સાહિત્યમાં ઉત્પન્ન થઇ છે. ‘રોમેન્સ’ માંના અમાનુષતાના કે અલૌકિક ચમત્કારના અંશ ગુજરાતી નવલકથામાં આવ્યા નથી, પણ, ઐતિહાસિક કથાની રીત લઇ અદ્ભુત વૃત્તાન્ત દર્શાવવાનો ‘રોમેન્સ’ નો પ્રકાર ગુજરાતી નવલકથામાં દાખલ થયો છે. વર્તમાન સમયના સાંસારિક લોકજીવનનું ચિત્ર અને ચાલતી જાહેર સવાલોની ચર્ચા: એ ‘નોવેલ’ ના અંશ પણ ગુજરાતી નવલકથામા લેવામાં આવ્યા છે. ઐતિહાસિક અંશ ઓછો થતો જઇ સાંસારિક અંશ નવલકથામાં વધતો જાય છે. પરંતુ, થોડી ઉત્તમ કૃતિઓ બાદ કરતાં ગુજરાતની નવલકથાઓમાં કલ્પનાની મોહકતા નથી, કુશલ વસ્તુસંકલનાનું કલાવિધાન નથી, ભાવનાઓનું દર્શન નથી, પ્રવર્તમાન પ્રશ્નો ઉકેલવાનો પ્રયાસ નથી. નવલકથા એ ( light literature ) હલકા વજનના લખાણના વર્ગમાં આવે છે તોપણ પ્રજાના જીવનની જુદી જુદી પંક્તિઓનાં આછાં અને ઘેરાં ચિત્ર નવલકથામા આવી શકે છે અને, ઉંચા પ્રકારની અનેક નવલકથાઓ ગુજરાતી ભાષામાં રચાય નહિ ત્યાં સુધી ગુજરાતી ભાષાનું સાહિત્ય જીવતું અને જાગતું, ઉછળતું અને કુદતું થઇ શકે નહિં. હિંદુસ્તાનમાંથી જંગલો કપાઇ ગયાં છે, પ્રાંતો વચ્ચેનાં યુદ્ધ બંધ થઇ ગયા છે, પગરસ્તાની લાંબી મુસાફરીઓ અને વણઝારાની પોઠો નાબુદ થઇ ગઇ છે, તેથી અદ્ભુત વાર્તાઓના પ્રસંગ રહ્યા નથી તેમ જ સાહસ ખાતર અજાણ્યા સમુદ્રની સફર કરવાને પ્રજાને ટેવ બંધાઇ નથી, અને, એ રીતે પણ જીવનવ્યવહારમાં અદ્ભુતતાના અંશ આણી શકાય તેમ નથી. પણ, પ્રજાનું જીવન પ્રબલ ભાવનાઓથી ધબકારા મારી રહ્યું છે રેલવેથી, ટપાલથી અને વર્તમાનપત્રોથી આખા હિંદુસ્તાનમા એક નગર પેઠે સંકલ્પોની આપલે થાય છે, પ્રેમના અને ચારિત્ર્યપ્રભાવના અનેક અવસર ઉત્પન્ન થાય છે, ત્યાં નવલકથાની અસાધારણ મોહકતા દર્શાવવા માટે જોઇએ તેટલા પ્રસંગ મળે તેમ છે, અને, સિદ્ધાન્તો ચર્ચવા માટે જોઇએ તેટલી સામગ્રી મળે તેમ છે નવલકથાલેખક શિષ્ટ વર્ગ ઉત્પન્ન થવાની જરૂર છે હાલની નવલકથાઓમા જે નીરસતા છે અને જે અયોગ્યતા છે તે શિષ્ટ લેખક વર્ગના ઉદ્ભવથી આપોઆપ લુપ્ત થઈ જશે આપણા લેખકોની વૃત્તિ મીમાંસા તરફ બહુ જલદીથી વળી જાય છે પરંતુ, સંસારની અસારતાના અતિશય ચિંતનમાંથી ઘડીભર છુટા થઇને પણ પંડિતોએ આ કાર્ય હાથમાં લેવા જેવું છે, અને, એ હાથમા લેતા સંસારની માયા બહુ સારી રીતે દર્શાવી શકાશે એમ તેમને માલમ પડશે. નવલકથાલેખન એવો વિષય છે કે સુજ્ઞ સુશિક્ષિત સ્ત્રીપુરુષો એ માટે પ્રયાસ કરે તો તેમાંથી થોડા એ કાર્ય માટે અશક્ત નિવડે તે છતાં ચતુર નવલકથાકારો નીકળી આવ્યા વગર રહે નહિં યુરોપની અને બંગાળાની નવલકથાઓનું વાંચન આ કાર્ય માટે ઉપયોગી છે ખરૂ, પરંતુ, એ નવલકથાઓના ભાષાન્તરથી સંતોષ માનવાનો સમય ગયો છે, અને, અસલ યોજનાના ગ્રન્થો સાહિત્યના બીજા વિભાગ પેઠે નવલકથામાં થવાની જરૂર છે નવલકથામા એવા ગ્રન્થો જલદીથી દેખા દે એ અભિલાષ અઘટિત નથી

ઇતિહાસ અને જીવનચરિત્રનું સાહિત્ય ગુજરાતી ભાષામા નહિં જેટલું છે. થોડા ઇતિહાસ લખાયા છે, અને, એથી પણ થોડાં જીવનચરિત્ર લખાયા છે, એ હકીકત

આપણા ગૌરવની બહુ ક્ષતિ કરે છે. આપણા પ્રજાત્વના ગૌરવનો આપણે બોધ કરીએ અને આપણા દેશનો ઇતિહાસ આપણા દૃષ્ટિબિન્દુથી આપણે રચીએ નહિ અને આપણાં મહાન મહાપુરુષોની જીવનકથામાંથી મળતું પ્રજાત્વ આપણે પ્રદર્શિત કરીએ નહિં તો એ બોધને આપણે બહુ સહેલી વાત સમજીએ છીએ એમ ફલિત થાય. ઐતિહાસિક વૃત્તિ ઉત્પન્ન થાય એવું ઇતિહાસનું વાંચન આપણે કરતા નથી, અને, ઇતિહાસ તથા જીવનચરિત્રના ગ્રન્થ લખવા સારૂ જે શોધખોળ તથા સામગ્રીસંગ્રહ કરવા જોઇએ તે આપણે કરતા નથી એ બુદ્ધિવ્યાપારના આલસ્યનું અને પ્રજાત્વની ભાવનાની મન્દતાનું ચિહ્ન છે. બીજા દેશોના ઇતિહાસ આપણે હાથ લખાય એ સ્વપ્નસૃષ્ટિ હાલ ઉપજાવવી નિરર્થક છે, પરંતુ, આપણા દેશના અને આપણી પ્રજાના જીવનના ઇતિહાસ આપણે હાથે આપણી ભાષામાં લખાય એવી ઉત્કટ ઉત્કંઠા ધારણ કરીશું ત્યારે આશા ફલવંત થવાની ઝાંખી થશે. નિશાળોમાં ઇતિહાસ શિખવવાના ન્હાના પુસ્તકો ગુજરાતીમાં રચાય એમાં મ્હોટી વાત નથી. પણ ઇતિહાસ અને જીવનચરિત્રના મહાન ગ્રન્થો ગુજરાતી ભાષામાં લખાય એવી અપેક્ષા છે.

અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર એ અને એવા વિષયોનું સાહિત્ય ગુજરાતી ભાષામાં છે જ નહિ તે પણ એટલું જ ખેદકર છે. ચાર પાંચ ભાષાન્તરોથી કાર્ય સરતું નથી. અને, આપણે જોઇએ છે અસલ ગ્રન્થોનું સાહિત્ય. જાહેર જીવનના સંબંધમાં આ વિષયોની છુટક ઉપલકીઆ પ્રકારે ચર્ચા કરવા આપણે હમેશ તત્પર રહીએ છીએ. પરંતુ, તેનો શાસ્ત્રીય અભ્યાસ કરવાનો શ્રમ લેવાની ઇચ્છા આપણને હોતી નથી, અને, એ વિષયનાં પુસ્તક લખવામાં એથી પણ વધારે શ્રમ પડે તેમ છે તેથી આપણે તેથી તદ્દન વિમુખ છીએ. આ વિષયોના અભ્યાસપૂર્ણ શિષ્ટ ગ્રન્થો લખાશે એ આશા દૂરની છે છતાં મુકી દઇ શકાય તેમ નથી.

ઇતિહાસ, જીવનચરિત્ર, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, અને રાજનીતિશાસ્ત્ર સરખા વિષયોના પ્રૌઢ ગ્રન્થોના લેખન વિના ગુજરાતી ભાષાનું ગદ્ય સમર્થ, વેગવાન અને વિવિધ વિષયોને પ્હોંચી વળનારૂ થવાનું નથી. 'સંપ,' 'ઉદ્યોગ,' 'કસરત' વગેરે વિષયોના નિબંધોથી એવું ગદ્ય બંધાવાનું નથી.

નીતિમીમાંસા, તત્વચિંતન, અને ધર્મવિચારના અસલ ગ્રન્થો લખવાની પણ ઘણી જરૂર છે. માત્ર એ વિશે આગ્રહ કરતાં ભય એ લાગે છે કે આપણી હમેશની નિર્વેદની વૃત્તિ બળવાન થઇને એ વિષયોની ચર્ચામાંથી લેખકોને 'માણસનું મન લાલચુ છે,' 'નામરૂપનો નાશ છે' એવા વાક્યોના ઉચ્ચારની શુષ્ક પુનરુક્તિમાં ખેંચી લઇ જાય તો એ વિષયોનું નવું સાહિત્ય રચાય નહિ એટલું જ નહિં પણ એ લેખકો તે પછી બીજા કોઇ પણ વિષયના સાહિત્યનો વિકાસ કરવામાં પ્રવૃત્ત થવાનો સંભવ ન રહે. પરંતુ, એ જોખમ વેઠીને પણ એ વિષયોના નવા શિષ્ટ ગ્રન્થો રચાશે એવી આશા રાખીશું.

વિજ્ઞાન અને ગણિતના ગ્રન્થો પણ માત્ર બાલોપયોગી કે શાલોપયોગી સ્વરૂપના નહિં અને ભાષાન્તરમય નહિં પણ અસલ કૃતિના અને વિસ્તારવાળા લખાવાની જરૂર છે. એવું સાહિત્ય હજી થવા માંડયું નથી, પરંતુ, યુનિવર્સિટીમાં એ વિષયોનો અભ્યાસ

કરનારની એ તરફની ભક્તિ કાયમ રહેવાનો વધારે સંભવ જોવામાંઃઆવે છે, તેથી બીજા વિષયો કરતાં આ વિષયોનુ સાહિત્ય વ્હેલું રચાવા માંડશે એમ આશા રહે છે.

જુના ગ્રન્થોનો અભ્યાસ, શોધખોળ, ભાષાશાસ્ત્ર, વ્યાકરણ, ગ્રન્થવિવેચન, એ વિષયોનું સાહિત્ય કેટલેક અંશે બંધાય છે વાચક વર્ગની એ પ્રકારના ગ્રન્થો તરફ અભિરુચિ જણાતી નથી તોપણ લેખકોની અનુરક્તિથી એ પ્રણાલી ચાલુ રહેશે એમ જણાય છે ઘણા વધારે લેખકો આ માર્ગ ગ્રહણ કરશે, અને, આ વિષયોનુ સાહિત્ય વધશે એવી આશા રાખીશું

ગુજરાતી ભાષાનો ઘણો વિસ્તારી કોષ રચાવાની પરમ આવશ્યક્તા છતા વિદ્વાનોએ હજી એ કામ ઉપાડયુ નથી એ શોચનીય છે. નર્મદાશંકરે પોતાને એકલે હાથે એ વિષયમાં થયો તે પ્રયાસ કરેલો તે પછી એટલા આગ્રહથી એ કામ બીજા કોઇએ હાથ ધર્યું નથી. અલબત્ત, નર્મકોશમાના શબ્દો કરતા વધારે શબ્દોવાળા એક બે કોષ થયા છે અને શબ્દોના ઉપયોગનાં ઉદાહરણ કોશમાં દાખલ કરવાના પણ પ્રયત્ન થયા છે. પરંતુ, અધુરી સામગ્રીના કોષથી હવે ચાલે તેમ નથી. આજ સુધી રચાયેલા કોષના રહી ગયેલા શબ્દોનો તેમ જ ગુજરાતના જુદા જુદા ભાગના અને જુદા જુદા ધંધાના ખાસ શબ્દોનો ઉમેરો કરી, અને, શબ્દોની વ્યુત્પત્તિ, શબ્દોના અને શબ્દરચનાના ઉપયોગના ઉદાહરણરૂપ શિષ્ટ ગ્રંથોમાંના ઉતારા, અને પ્રાણીઓ અને પદાર્થના ચિત્ર, સંસ્કૃત, બંગાળી, હિંદી, મરાઠી અને ઇંગ્રેજી ભાષામાંના સમાનાર્થ શબ્દો, એ વગેરેની સામગ્રી સાથે વિસ્તારી કોશ રચાય એ અભિલાષ સહુ કોઇને થશે એ કાર્ય લાબા વખતનું અને ભારે શ્રમનું છે. અમુક વિદ્વાનો મળીને પ્રથમ કોશની પદ્ધતિ નક્કી કરી કામની વ્હેંચણી કરી લે તો જ એ પ્રયાસ શરૂ થાય અને પાર પડે એમ છે. ગુજરાતી ભાષાના અભ્યાસનુ સાધન આવા કોશને અભાવે ન્યૂન છે, એ ન્યૂનતા પૂરી પાડવાની ફરજ વિદ્વાનોની છે અને, એ ફરજ અદા કરવાનો મ્હોટો ભાર માથે લેનાર વિદ્વાનો નિકળી આવશે એ આશા વ્યર્થ નથી

ગુજરાતી સાહિત્યના ઉલ્લાસ માટે કયી કયી દિશાઓમા આશાઓ બાંધવી અને અભિલાષ કરવા એના વધારે વિસ્તારની આ પ્રસંગે આવશ્યક્તા નથી જેટલો વિચાર કર્યો છે તેટલાથી હાલની ન્યૂનતા પણ દૃષ્ટિગોચર થશે તેમ જ, એ પણ પ્રતીતિ થવી જોઇએ કે ગુજરાતી સાહિત્યનુ જે સ્વરૂપ હજી સુધી બંધાયુ છે તે નજીવું કે નિરર્થક નથી. અને, ગુજરાતના લોકજન તરફથી સાહિત્ય પ્રત્યે થતા જે અનાદર વિશે આરંભમાં કહ્યું હતું તે અનાદર સાહિત્યની એ ન્યૂનતાના વિચારથી થતો નથી, પરંતુ, સહૃદયતાના અભાવથી થાય છે. લોકજનનો મ્હોટો ભાગ ગ્રંથો લખવામાં શામીલ થાય એમ કદી બને નહિ, પરંતુ, સાહિત્ય તરફ તેમની પ્રીતિ હોવી જોઇએ એમ તો બનવું જ જોઇએ. સંસારવ્યવહારના વ્યવસાયો સાહિત્યને નડતા નથી. જુના વખતથી રાજાઓ અને ધનિકો સાહિત્યની ઉદારતાથી કદર કરતા આવ્યા છે, અને, સાહિત્યમંદિર તે સંસારના સંતાપથી અસ્પૃષ્ટ રાખવાનુ તથા પગ ધોઇને પેસવાનુ પવિત્ર સ્થાન છે એમ પ્રાચીન વર્ગ તરફથી મનાતું આવ્યું છે. પરંતુ, હાલ સાહિત્યને એક વિષમ સ્થિતિ-

માંથી નિકળવાનો પ્રસંગ આવ્યો છે જે રાષ્ટ્રીય ભાવના દેશમા વ્યાપ્ત છે તે બીજી ભાવનાઓ પેઠે સાહિત્યની પોષક હોવી જોઇએ અને પોષક છે, તે છતા, તે ભાવનાના અનુસરણમા કેટલીક વાર એવો આભાસ થાય છે કે એ ભાવનાને અને સાહિત્યને કાંઈ લેવા દેવા નથી, અને સાહિત્યના સેવનમા જે કાળ જાય તે એ ભાવનાના સેવનમાથી ઓછો થયો ગણાય આ રીતે સાહિત્યની શાન્ત, સ્વસ્થ, એકાન્ત વૃત્તિ અપ્રિય થાય છે, સાહિત્યનુ વિશેષ પૃથક્ સેવન (specialization) પ્રજાજીવનમા અવરોધરૂપ છે એમ એ આભાસમા કલ્પાય છે સાહિત્ય પ્રત્યેના અનાદરનુ આ એક કારણ છે, બીજુ કારણ છે તે શ્રમસાધ્ય અભ્યાસ તરફની અરુચિ છે. સાહિત્ય એ પણ પ્રજાજીવનનું અગ છે, અને, પ્રજાજીવનમાં બધા અગને સાથે વધવાનો અવકાશ છે. અલબત્ત, જ્યા પ્રજાના વ્યવહાર સકુલ થઇ વિવિધ દિશામા વધે છે ત્યા એ જુદા જુદા અંગની સેવા જુદે જુદે સ્થળે વ્હેચાઇ જાય છે પણ તેથી અગોને કે તેમની સેવાને વિરોધ થતો નથી સમસ્તની એકતા વિના પ્રજાજીવન વિકાસ પામતું નથી. દરેક અગના ઉલ્લાસ માટે તેના સેવનની વિશેષ પૃથક્તા જાળવવી પડે છે, પણ, આખા પ્રજાજીવનનો સંવાદ નષ્ટ થતો નથી તેથી, આ આભાસ દૂર કરવાનો ઉપાય એ જ છે કે સાહિત્યે પોતાના વિકાસના માર્ગમા પ્રવૃત્ત રહેવુ અને પોતાની ગુણવત્તાનુ દર્શન પ્રયાસ વિના આપોઆપ થવા દેવું પ્રજાજીવનના વિવિધ અગોનો પરસ્પર આવશ્યક સંબધ છે, અને, વિકાસને માર્ગે વધતા એ સબધનુ દર્શન વધારે સુલભ થશે અભ્યાસ તરફની જે અરુચિ સાહિત્યના અનાદરમા કારણભૂત છે તેનો પ્રતિકાર કેળવણીની પદ્ધતિ સુધારવામા રહેલો છે તેથી આ સ્થળે તે વિશે વિવેચનની જરૂર નથી આ બે પ્રકારની સ્થિતિથી સહૃદયતાનો અભાવ થતા સાહિત્યનો અનાદર થાય છે.

સાહિત્યપરિષદ્ શું સગીન નક્કર વ્યવહારૂ કામ કરે છે એમ પણ પુછવામા આવે છે સાહિત્યના ઉલ્લાસના જે માર્ગ ઉપર વર્ણવ્યા છે એ જ આ પરિષદ્ ગ્રહણ કરી શકે છે વિદ્વાનોના વિચાર એકઠા કરી સરખાવી જોવા માટે પરિષદ્ મળે છે. વિચારોને સ્થૂલ દેહ નથી તેથી વિચારોનુ સમ્મેલન તે કોઇ પણ રીતે સગીન કે નક્કર કહેવાય નહિ એમ એક પક્ષ થઇ શકે બીજો પક્ષ એવો થઈ શકે કે એ વિચારો મૂલ્યવાન હોય તો તેમનુ સમ્મેલન સગીન અને નક્કર કહેવાય એ કોશમાં કહેલા અર્થનો પ્રશ્ન નથી, પણ, સાહિત્યની સાહિત્ય તરીકે આપણા મનમા કિંમત છે કે કેમ તેનો પ્રશ્ન છે એ જ રીતે સાહિત્યને સાહિત્ય તરીકે જ આપણે કિમતી ન ગણીએ તો અલબત્ત સાહિત્યપરિષદનુ કાર્ય વ્યવહારૂ ન જ કહેવાય, પણ, સાહિત્યના ઉલ્લાસ માટે વિચારોનુ સમ્મેલન કરવુ એ જો ઉપયોગી ગણાય તો એ પરિષદનુ કાર્ય વ્યવહારૂ પણ છે.

છેવટે, કાલિદાસનું વચન ઉતારી એ આશીર્વાદની પ્રાર્થના કરીશુ કે

सरस्वती श्रुतिमहतां महीयताम् ।

## અક્ષરબંધનો એક નવો પ્રયોગ

# વનવેલી.

રસિક શ્રોતા જનો ! આજે હું પદ્યરચનાનો એક નવો પ્રયોગ તમારા આગળ રજુ કરે છું. અક્ષરબંધ, માત્રાબંધ, રૂપબંધ અને કલાબંધ, એ ચાર રચના આપણા સાહિત્યમાં રૂઢ થઈ છે, તે પૈકી સાદામાં સાદો જે અક્ષરબંધ, તેની એ સૌથી સાદી ઘટના છે એ સાદાઈનો ક૯૫ક ભાસે ખાસ થાય, એ મુદ્દે મે એની 'વનવેલી' એવી લાક્ષણિક સંજ્ઞા રાખી છે. કવિતનો બીજભૂત ચતુરક્ષર સંધિ સ્વીકારી એ વનવેલીની ગૂંથણી ગૂંથી છે. બીજી રીતે એનું સ્વરૂપ કવિતથી જુદું પડે છે. ટૂંકામાં પદ્યરચના જૂની છે ને પ્રયોગ નવો છે.

કવિત સરખા મ'પના ચાર ચરણનો અક્ષરબંધ છે. તે ઘનાક્ષરી અને મનહરની સામાન્ય સંજ્ઞા છે. ઘનાક્ષરી છંદના ચરણમાં ચતુરક્ષર સંધિનાં આઠ આવર્તન આવે છે છેલ્લો એટલે કે આઠમો સંધિ ત્રણ અક્ષરનો લેવાથી મનહર છંદનું ચરણ નીપજે છે આથી ઘનાક્ષરીને બત્રીસું અને મનહરને એકત્રીસું કવિત કહેવુ પ્રાપ્ત થાય છે. છેલ્લા સંધિમાં એક અક્ષરની ન્યૂનતાને લીધે એકત્રીસું કવિત અંતે ગુરુ માગી લે છે. બીજા છંદોની માફક કવિત પ્રાસબદ્ધ છે તેના પ્રત્યેક ચરણને અંતે યતિ એટલે વિરામ છે. ચરણની અંદર આઠમે, સોળમે અને ચોવીસમે અક્ષરે યતિ છે કે નહિ, તેનો નિર્ણય નીચેના કવિ દલપતરામનાં કવિતો જ કરી આપશે

### ઘનાક્ષરી.

પાઈ પાઈ પ્રેમપાન પ્રથમ તેં પુષ્ટ કર્યો,
પછી પીડા પમાડી વિજોગપાન પાઈ પાઈ
ધાઈ ધાઈ ભેટવાને આવતો હું તારે ધામ,
પોરે રહી સામો ઊઠી આવતો તું ધાઈ ધાઈ
ગાઈ ગાઈ ગીત તને રીઝવતો રૂડી રીતે,
ગુજારૂં છૂ દિવસ હું હવે દુ:ખ ગાઈ ગાઈ.
'ભાઈ, ભાઈ' કહીને બોલાવતો તું ભાવ ધરી,
ભલો મિત્રતાનો ભાવ ભજવ્યો તે, ભાઈ ભાઈ' !

### મનહર.

ભૂતળના લોકે એક સમે ઇંદ્રભુવનમાં
જેને જુદી જુદી ભેટ ભાવથી ધરાવી છે.
ગ્રીકે તો ઈસાપનીતિ, આરબે નાઈટ, ઇંગ-
લીશે શેક્સપીઅરની પોથી પરઠાવી છે.

---

¹ પ્રસ્તુત ઘનાક્ષરી કવિત 'ફાર્બસવિરહ'માંથી આપ્યું છે.

હિંદુઓએ હોંશ ધરી પશ્ચાત્યની પ્રીતિ
ધરી. તે તો છંદને અધિક બની આવી છે.
કહે દલપતરામ, બીજાઓની બંધ કરી
હિંદુઓને હમેશની પાઘડી બંધાવી છે[1].

પ્રથમ ઉદાહરણમાં પહેલા ચરણના ચોવીસમા અક્ષરે અને ચોથા ચરણનો આઠમા અક્ષરે વિરામ લેતાં ' વિલોચ ' અને ' બોલાવતો ' પદના કડકા થઈ જાય છે; અર્થાત્ ત્યાં યતિ ઇષ્ટ નથી. તેવી જ રીતે દ્વિતીય ઉદાહરણમાં બીજા ચરણના સોળમા અક્ષરે વિરામ લેતાં ' ઇંગલીશ 'ના કડકા થાય છે; એટલે ત્યાં પણ યતિ ઘટતી નથી. એકત્રીસા બત્રીસા કવિતમાં બે બે સંધિએ યતિ ઘણી વાર મૂકેલી જોવામાં આવે છે, તે આંતર પ્રાસની પેઠે શોભા સારૂ જ છે. એ ન મૂક્યાથી પણ કવિત મટીને બીજો છંદ બનતું નથી, તે જ કહી આપે છે કે યતિ અનાવશ્યક છે. આથી ઊલટું ગીતિના પ્રત્યેક દળમાં બારમી માત્રાએ યતિ ઠરાવી છે તે જો ઊડાવી દઇયે, તો તે ત્રીસા સવૈયાનું ચરણ બની જાય છે. નીચેના દષ્ટાંતથી તે સ્પષ્ટ થશે.

જય જય જય જગદીશ્વર ! ઈશ્વર અનુપમ અતર્ક્ય અદ્વિતીય !
અવિચળ, અનંત ગુણમય, સચ્ચિદ્ઘન, શુદ્ધ છો અપરિમેય.
સત્ય તમે જગકર્તા. સંશય નથી કાંઇ ચિત્તમાં અમને,
શક્તિ સબળ માનીને વંદન કરિયે ક્ષણે ક્ષણે તમને[2].

ગીતિને પડછે પૃથ્વી વૃત્તમાં આઠમે અક્ષરે કહેવાતી યતિ શોભાની જ છે. તે ઊડાવી દઇયે છિયે, તો તેથી છંદ બદલાતો નથી, માટે ત્યાં તેની જરૂર નથી પ્રાચીન સાહિત્યમાં મહાકવિ કાલિદાસ, ભવભૂતિ આદિએ તે સ્વીકારી નથી[3] આ દૃષ્ટિએ કવિતમાં આઠમે, સોળમે ને ચોવીસમે અક્ષરે યતિ છે નહિ. એટલા માટે વનવેલીમાં પણ, આગળ કહેવામાં આવશે તેમ, યતિ સ્વીકારી નથી

કવિતની માફક અભંગ પણ અક્ષરબંધ છે એનો સંધિ બે અક્ષરનો છે આ સંધિના ત્રણ ત્રણ આવર્તને પહેલા ત્રણ અને બે આવર્તને ચોથું ચરણ રચ્યાથી અભંગ છંદ બને છે. એના પ્રત્યેક ચરણને અંતે યતિ આવે છે. પદલાલિત્ય સારૂ એમાં પ્રાસ પણ યોજાય છે. કવિતનું કલેવર પ્રચંડ, એકસો ચોવીસ ને અઠ્ઠાવીસ અક્ષરનું છે, અભંગનું કાઠું બહુ ન્હાનું, માત્ર બાવીસ અક્ષરનું જ છે એ બેમાં મ[illegible] તફાવત એ

---

૧ પ્રસ્તુત મનહર કવિત ' દલપતકાવ્ય 'ના ' ફાર્બસવિલાસ 'માંથી લીધું છે.

૨. આ પંક્તિઓ ' ઈશ્વરપ્રાર્થનામાળા "માંથી ઊતારી છે.

૩. યતિ ન પાળવાથી યતિભંગ દોષ નીપજે છે; એટલે તે ઊડાવી દેવાતી એ નથી ને આઘીપાછી ખસેડી શકાતી એ નથી. મંદાક્રાંતાના બંધમાં ચોથે અને દશમે અક્ષરે યતિ છે તે ઊડાવી ને કે આઘીપાછી ખસેડી ને વાંચશો, તો વાંચી શકાશે જ નહિ. શોભાની યતિ ઊડાવી દેવાય છે તેમ જ તેમાં મનને રુચતો ફેરફાર કરી શકાય છે. પ્રસ્તુત પૃથ્વી છંદમાં કવિ દલપતરામે એક વાર છ છ અક્ષરે યતિ ગોઠવી હતી, જુઓ દલપતપિંગળ, આવૃત્તિ ૧-૬.

છે કે કવિત પાઠ્ય તેમ જ ગેય છે, જ્યારે અભંગ કેવળ ગેય જણાય છે. ઘનાક્ષરી અને મનહર બોલતાં એકધારો થડકો કે સ્પંદન કાનમાં રમ્યા કરે છે; અને તે ગાતાં તાલબદ્ધ નાદલહરી મનને મુગ્ધ કરે છે.

એક તરફ અભંગથી કવિત, તેમ બીજી તરફ કવિતથી વનવેલી ભિન્ન પડે છે. આ ભિન્નતા વિશે સહેજ ઇશારો આરંભમાં જ કર્યો હતો. અહીં તેની સ્પષ્ટતા કરવી પ્રાપ્ત થાય છે. કવિત ચાર ચરણનો છંદ છે, વનવેલી એક કે અનેક પંક્તિનો પ્રબંધ છે. પહેલા બંધની પ્રકૃતિ જે ઘનાક્ષરી, તેના ચરણમાં ચતુરક્ષર સંધિનાં અખંડ આઠ આવર્તન આવવાં જોઇયે. બીજાની પંક્તિમાં એક કે વધારે ચતુરક્ષર સંધિ આવી શકે અને તેમાંનો છેલ્લો સંધિ ખંડિત હોય તોપણ નભે[૧] એકમાં ચરણને અંતે યતિ છે, બીજો બંધ યતિ રહિત છે. એક પ્રાસબદ્ધ છે, બીજામાં પ્રાસને સ્થાન નથી એક ઘટના પાઠ્ય અને ગેય છે; બીજી કેવળ પાઠ્ય છે.

આ પ્રયોગ કંઇક નવું કરવું એવા અકારણ કુતૂહળથી નહિ, પણ જે અર્થ અન્યથા સિદ્ધ નથી થતો તે સાધવા સારૂ આદર્યો છે. આપણા પદ્ય સાહિત્યમા પાઠ્યતાનું તત્વ અણુછતૂ છે. તે તત્વ પરિસ્ફુટ, આગળ પડતું કરવું એ વનવેલીની ઘટનાનો હેતુ છે. પ્રાચીન અને અર્વાચીન સંસ્કૃત તથા સંસ્કૃતેતર પદ્ય ગેયતા જ ધરાવે છે પૃથ્વી, શિખરિણી, સ્રગ્ધરા આદિ વૃત્ત લઘુગુરુ રૂપની સંવાદી યોજના દ્વારા ઉપજતી નાદલહરીને લીધે ગેય છે. તોટક, ભુજંગપ્રયાત, પંચચામર આદિ આવૃત્ત સંધિના રૂપબંધ વિશેષમાં તાલબદ્ધ હોઈ ગેય જ છે. ચોપાઇ, હરિગીત, ઝૂલણા આદિ માત્રાબંધ અને પદ, દેશી, ગરબી આદિ કલાબંધ તેવી જ રીતે સર્વાંશે ગેય છે પાઠ્યતાનું તત્વ, જોઇયે, તો એક કવિતમા છે એમાં નિર્વિશેષ અક્ષરસંધિ આવૃત્ત બની સમરસ સ્પંદન ઉપજાવે છે. ચરણની ઘટનાથી એમાં જે તાલનું તત્વ પ્રગટે છે, તે ગૌણ રાખતા સ્પંદનનો થડકો પઠનનો વિરોધી નથી. પણ જે ઘડીએ કવિતને તેના સ્વરૂપસિદ્ધ તાલમાં બોલવા જઇયે છિયે, તે જ ઘડીએ તેમાં ગેયતાનો આવિર્ભાવ થાય છે; નિર્વિશેષ સંધિમાં કાલમાન પેસે છે, અને અક્ષરબંધ પરિવર્તન પામી કલાબંધ બની જાય છે. પદ્યબંધના જે તત્વ વિશે આપણી દૃષ્ટિ ઠરે છે, તેના ઉપર લક્ષણસમન્વયનો આધાર રહે છે. રથોદ્ધતા જાણીતો રૂપબંધ છે. એનું જ ઉદાહરણ લઇયે.

વંદું નિત્ય પરમાત્મ બ્રહ્મને, વંદું સત્ય વિભુ વિશ્વવંદ્યને,
વંદું પ્રેમથકી હું, કૃપાઘના! જાઉં કોણ શરણે પ્રભુ વિના?
દીનવત્સલ તમે દયાનિધિ સ્તુતિનો હું નવ જાણું રે વિધિ;
વારવાર નમીને હું ચિદ્ઘના! પ્રેમથી કરૂં તમારી પ્રાર્થના.

એક દેવ! તમને ઉપાસું છું, નિત્ય નાથ શરણે નિવાસું છું,
અલ્પ મંદ પ્રભુ! મારી છે મતિ, માત્ર તારી કરુણાથકી ગતિ.

---

૧. અહીં કહેવું જોઇયે કે સળંગપણું અપેક્ષિત હોય, તો ખંડિત સંધિ બેકી અક્ષરનો હોવો જોઇયે; અન્યથા એકી અક્ષરનો પણ હોઈ શકે.

> પ્રભુ પૂર્ણ પ્રભુ રે ! અનન્ય છો, સર્વ ભક્તજનના આશ્રયો,
> સૃષ્ટિસૂત્ર પ્રભુ ! ધારીને રહો, સર્વની સ્થિતિ તમે ચિતે ધરીને.[1]

અહીં રૂપ ઉપરથી દૃષ્ટિ ખસેડી નિર્વિશેષ અક્ષર ઉપર રાખી ચતુષ્કલ સંધિમાં ચરણને વ્હેંચી નાંખતાં અભિચાર અક્ષરનો સમપદ અક્ષરબંધ બને છે. તેમાં આવિર્ભૂત ગેયતત્ત્વ છે, તેને આવિર્ભૂત થવાનો અવકાશ આપતાં તે કલાબંધ બની જાય છે. આમ આપણું પદ્યસાહિત્ય સર્વથા ગેય હોવાથી, કવિતા તે ગવાય જ, એવી માન્યતા આપણામાં રૂઢ થઈ છે. પદ્ય હોય તે ગદ્યની પેઠે બોલાય, તે તો પ્રથમ ઇંગ્રેજીમાં શીખિયે છિયે; ઇંગ્રેજી શાળા અને પાઠશાળામાં એ નવો અનુભવ અનુભવિયે છિયે. રંગભૂમિ ઉપર શેક્સપીઅરનાં નાટકો ભજવાતાં જોઇયે છિયે, ત્યારે આપણને પદ્યની પાઠ્યતાનું સુસ્પષ્ટ પ્રત્યભિજ્ઞાન થાય છે. એ નવા અનુભવને લીધે પ્રશ્ન ઉઠે છે, કે ગૂજરાતી નાટકમાં પણ પાઠ્ય પદ્યની ઘટના કેમ ન જોઇયે ? પાઠ્ય પ્રયોગમા પાઠ્ય બંધની જ માટે ભાગે જરૂર રહે છે. ઉપયોગી પાઠ્યતત્ત્વ આપણી પદ્યરચનામાં ખીલી શકે છે કે શી રીતે, તે જોવા વનવેલીની યોજના કરી છે. એનો સંધિ નિર્વિશેષ અક્ષરનો બનેલો હોવાથી નાદલહરી પ્રગટતી નથી. તેને માટે તો રૂપ, માત્રા ને કલાના વિશેષની ગૂંથણીની અપેક્ષા રહે છે. વળી એ બંધની ઘટના ચરણ અને છંદમાં અથવા ટેક અને તૂકમાં ન હોવાથી તાલમાનકૃત ગેયતા એમા આગળ પડવા પામતી નથી. આથી એ એ અક્ષરબંધ જ રહે છે, કલાબંધમાં પરિવર્તન પામતો નથી, એટલે એની પાઠ્યતા જળવાઈ રહે છે

સળંગપણુ એ વનવેલીની વિશિષ્ટતા છે. છંદ અને તૂકનું બનેલું જૂનું પદ્યસાહિત્ય અનેક અંકોડાની સાંકળ જેવું, અનેક ચોરસાની ફરસબંદી જેવું છે. નવો બંધ લાંબા સળંગ તાર જેવો, અનેક મણિની એકરૂપ મણિભૂમિ ( mosaic ) જેવો છે પ્રાચીન પદ્યબંધોમાં ધારાવાહિતા છે નહિ. એમા તો આપણે છંદે છંદે, તૂકે તૂકે અટકવું પડે છે. તે તે બંધનું બંધારણ જ એ વિરામ માગી લે છે. એને લીધે એક છંદ કે તૂકનો ભાવ ટૂંકાવી કે લંબાવી તે છંદમા ને તે તૂકમાં જ બહુધા સમાવવો પડે છે. વનવેલીમાં આવું બંધન નથી. એમા તો એક પંક્તિનો અધૂરો ભાવ ગમે તે પંક્તિમાં યથેચ્છ લંબાવ્યા ટૂંકાવ્યા વગર પૂરો થઈ શકે છે. નવા બંધમાં યતિ નથી, તેથી પાઠનું સળંગપણુ તો સ્વતઃસિદ્ધ જ છે. પૃથ્વી, હરિગીત, ઝૂલણા આદિ પુરાણા બંધમાં ઉક્ત ધારાવાહિતા સહજસાધ્ય છે. પરંતુ તેમાં પાઠ્યતત્ત્વની ખામી છે, કેમકે પૂર્વે કહ્યું તેમ તે નાદલહરી ઉત્પન્ન કરે છે, જે ગેયતત્ત્વને પોસનારી છે.

પ્રાસને વનવેલીમાં સ્થાન નથી, તે તો પૂર્વે કહેવામા આવ્યું છે. વધારામા એ પણ કહેવું જોઇયે કે ઝડઝમક એમાં પ્રાય ન જોઇયે. પાઠ્ય પદ્યમાં ઝડની ને ઝમકની જરૂર નથી. ઇંગ્રેજી ગદ્યમાં alliteration નિષિદ્ધ છે. ગૂજરાતી ગદ્યમાં પદ્યના સંવાદથી વિખૂટું અક્ષરસામ્ય બેહુદું લાગે છે. પાઠ્ય પદ્યમાં તેનો ઝણકાર ભાવમાં લીન બનતા ચિત્તને વિક્ષેપકારી છે.

---

૧. આ પંક્તિઓ 'ઇશ્વરપ્રાર્થનામાળા'માંથી લીધી છે.

વનવેલી અક્ષરબંધ છે; એટલે ગુરુનું લઘુ અને લઘુનું ગુરુ રૂપ લેખવાની, અથવા તો એક માત્રાની બે માત્રા અને બેની એક ગણવાની શિથિલતાનો પ્રસંગ જ પ્રાપ્ત થતો નથી. રૂપબંધ અને માત્રાબંધમાં એ શિથિલતાનો પ્રચાર સાધારણ થઈ પડ્યો છે; પણ એ વિહિત નથી. કલાબંધમાં એકની અનેક અને અનેકની એક કલા ગણવામાં આવે છે, તેમાં કંઇ બાધ નથી; કારણ કે કલા કાલમાનના ધોરણને આધીન છે. નિર્વિશેષ અક્ષરના બનેલા વનવેલી બંધમા કાલમાનનો પણ આશ્રય લેવો પડતો નથી. આથી કરીને વાણીની શુદ્ધતા એમાં આપોઆપ જળવાય છે. એના બંધના સરખાપણાને માટે એક બાબતની સાવધાની રાખવી ઇષ્ટ છે. પ્રત્યેક પૂર્ણ વાક્યનો આરંભ એમાં સાધારણ રીતે એકીના અક્ષરથી થવો જોઇયે છે. એમ કરવાથી ગમે તે વાક્ય વાંચતાં અથવા ઉતારતાં વૈષમ્ય આવતું નથી.

વિશેષમાં જણાવવા જેવું એ છે કે પદ્યમાં વાક્યરચનાનો ક્રમ બદલી ગદ્યથી તેનું અંતર વધારવામાં આવે છે, એ ધોરણ નવા બંધને વર્જ્ય છે વ્યુત્ક્રમની છૂટ પદ્યમા આપણે સ્વીકારી છે, એ વાત ખરી પણ તે ભાષાના સિદ્ધ બંધારણ વિરુદ્ધ છે; ને તે પ્રસાદની ક્ષતિ કરનાર છે. છૂટ એ સ્વતંત્રતા નથી, છૂટ એ અતંત્રતા નથી, એ તો નભાવી લેવાનું સ્ખલન છે, સંકડામણની અગતિક ગતિ છે. એ છૂટ ભરતખંડના સાહિત્યમાં સર્વત્ર પ્રસાર પામી છે. (ઇંગ્રેજી Blank Verse સુદ્ધાં પણ વ્યુત્ક્રમ રચના કબૂલ રાખે છે). તો એ છૂટ બીજા પદ્યબંધમાં ભલે લેવાય. તેમાં પાઠ્યતત્ત્વ અણુછતું છે વનવેલીનો સંકેત તો પાઠ્યતા કેળવવાનો છે એ પાઠ્ય બંધ છે. માટે એ વાક્યરચનાની બાબતમા રૂઢિને જ અનુસરે છે

ચરણ, છંદ, યતિ, પ્રાસ, ઝડ, ઝમક, ટેક, તૂક, એ બધાના પ્રત્યાખ્યાન પછી, તમે પૂછશો, કે વનવેલીમાં આકર્ષક રહેશે શું? હું વિનયથી ઉત્તર આપવા રજા લેઉં છું, કે વિશ્વવિખ્યાત કવિ શેક્સપીઅર અને મિલ્ટનના Blank Verse બંધમાં જે ગંભીરતા, ઉદારત્તા અને ઓજસ્વિતા જોવામા આવે છે, તેનો એમાં અક્ષરસવાદ સાથે અવકાશ છે વળી ઉત્તમ ગદ્યનું જે સામર્થ્ય, જે ઋજુતા, જે પ્રસાદ, જે ધારાવાહી પ્રવાહ, તે સર્વ એમાં સ્થાન પામે છે. એ વાતની પ્રતીતિ થવા મહાન શેક્સપીઅરના જ એક ફકરાની છાયા ધ્યાનમાં લેશો. તે 'જુલિઅસ સીઝર' નાટકનો એક ઉત્તમોત્તમ ભાગ છે. માર્ક એન્ટનીએ સીઝરની મૈયતના પ્રસંગે આપેલું ભાષણ હું વાંચી સંભળાવું છું. મૂળમાં તે Blank Verse મા છે આથી કરીને એ ઇંગ્રેજી પદ્યબંધની અને ગુજરાતી નવા અક્ષરબંધની તુલના કરવાનું તમારા મનમાં કૌતુક હશે, તો તે તુલના પણ સ્હેજે થઈ શકશે. એ વિષયાંતરમા ઉતરી હું તમારી સહનશીલતાની કસોટી કાઢવાનો યોગ આણીશ નહિ. પાત્રનાં નામનો અને નાટ્યવૃત્તિનો નિર્દેશ તમારી એકાગ્રતાનો ભંગ કરશે. વાંચનારની નિર્બળતા કંઇક વૈરસ્યે ઉપજાવશે. તે છતાં એ વનવેલીના લક્ષણના સંબંધમાં 'કહેવાનું' કહી રહી તેનો દૃષ્ટાંત મારે જ સ્વમુખે આપવો જોઇયે, માટે હું તે તમને આ નિવેદન કરું છું.

तं सन्तः श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतवः ।
हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा ॥

## જુલિયસ સીઝરની મૈયતના પ્રસંગે એન્ટનીનું

## ભાષણ.

[ વનવેલી. ]

[ એન્ટની ] અહો મારા વ્હેરી બન્ધુઓ ને મિત્રો ! સાંભળિયે
સીઝરના શબને હું દાટી દેવા આવ્યો છું, હું
ગુણ ગાવા નથી આવ્યો. ગુણ તો મુઆની ગતે
મુઆ વાંસે જાય છે, ને અવગુણ એકલા જ
અહિંયાં ગવાય છે, તો સીઝરનું પણ એમ
ભલે થાય મહત્તાની મૂરતિ જે બ્રૂટસ, તે
સીઝરને લોભી કહે છે ખરેખર, એમ જ જો
હોય, તો તે શોચનીય દોષ હતો, અને તેનો
પરિણામ પણ ઘણો શોચનીય આવ્યો છે જ.
એના વિષે મૈયતના પ્રસંગે હું બે જ બોલ
બોલવા ઊભો છું, મને બ્રૂટસની ને બીજાની
પરવાનગી મળી છે. બ્રૂટસ, ખરે જ, સારા
માણસ છે, ને એવા જ સારા એઓ સરવે છે.

મરનાર તો મારા અંતરના મિત્ર હતા
એઓ વફાદાર અને વ્હેવારના સાચા હતા
બ્રૂટસ પરંતુ કહે છે, સીઝર તો લોભી હતા
અને મિત્રો ! બ્રૂટસ, ખરે જ, સારા માણસ છે.
એમણે અસંખ્ય વીર કેદ કરી આણી તેની
ખંડણીના નાણા વડે રાજ્યના ખજાના તર
કર્યા હતા. એ શું વાત સીઝરનો લોભ કહેવો ?
રંકના પોકાર સુણી એમની આંખોમાં આંસુ
ઊભરાતાં લોભી તો કઠણ વજ્ર જેવા હોય
બ્રૂટસ પરંતુ કહે છે, સીઝર તો લોભી હતા
અને મિત્રો ! બ્રૂટસ, ખરે જ, સારા માણસ છે
તે દિવસે ઉત્સવમાં એમને મેં ત્રણ વાર
મુગટ સમર્પ્યો હતો, અને એમણે તે ત્રણે
વાર પાછો ઠેલ્યો હતો તમને તે માલુમ છે.
રાજ્યલક્ષ્મી વરમાળા કંઠમાં આરોપવાને
આવે અને મસ્તક ધુણાવે, તેનું નામ લોભ ?
બ્રૂટસ પરંતુ કહે છે, સીઝર તો લોભી હતા.

અને મિત્રો ! બ્રૂટસ, ખરે જ, સારા માણસ છે.

બ્રૂટસનું કહ્યુ તોડી પાડવા હું કહેતો નથી.
હું તો સ્હેજે જાણું છું તે આ તમને જણાવું છું.
જુઓ, ભાઇ, તમે સહુએ એક વાર સીઝરને
જીગરથી ચ્હાતા હતા, વાજબી જ ચ્હાતા હતા.
તેને માટે અત્યારે તમારી આંખમાંથી એક
આંસુ એ પડતું નથી, એમ કેમ ? અરેરે એ
વાજબી બેવાજબીની સમજણ ખોઈ કે શું ?
અફસોસ ! મમતાની માણસાઇ શ્વાન ખાઈ
ગયાં છે, ને માણસ તે માણસ જ રહ્યાં નથી
માફ કરો, ભાઇ, ફારી ઘા લાગેલા બોલાવે છે,
ને મારાથી અંતરનો ઉભરો રોકાતો નથી
એ કંઇક શમે ત્યા સૂધી, રહો, મંજુર કરો

[પહેલો શહેરી] એમનું કહેવૂ વજૂદ ભરેલૂ ને વાજબી છે.
[બીજો ,, ] ન્યાયબુદ્ધિએ જોશો, તો સીઝરને અતિશય
અન્યાય થયો છે
[ત્રીજો ,, ] અરે કોણ કહેશે, નથી થયો ?
મારૂ મન તો, મહેરબાન, એમની જગાએ
કોઇ વધુ ભૂંડો થશે, એ વિચારે થર્થરે છે
[ચોથો ,, ] એમણે કહ્યુ તે તમે ધ્યાન દેઈ સાભળ્યૂ કે ?
સીઝરે મુગટ ત્યારે પાછો ઠેલ્યો—ન જ લીધો,
એટલે કે એઓ લોભી ન હતા, એ ચોકસ છે
[પહેલો ,, ] એમ ઠર્યૂં, તો આ જેના કર્તક છે તેને ભારે
દંડ દેવો જોઇશે જ
[બીજો ,, ] અરેરે, એઓની આંખો
રડી રડી રાતી થઇ છે ! જુઓ તો.
[ત્રીજો ,, ] અરે, આખાં
નગરમા એણ્ટનીનો ભલાઇમા જોટો નથી
[ચોથો ,, ] ચૂપ, ચૂપ. સાભળો એ બોલવા કરે છે, જુઓ
[એણ્ટની ] ગઈ કાલે તો નમી ને સીઝરના બોલ મહુ
ઝીલી લેતા; સમસ્ત જગતની એ મગદૂર
ન હતી કે એઓ સામે શિર ઊંચૂ કરી શકે.
આજે એ જ સીઝરને પામર મનુષ્ય પણ
માન આપનારો અહીં કોઇ રહ્યો છે ! એ પડ્યા એ.

અરે મારા સાહિબ ! હું બોલીશ, તો તમે તેથી
રોષે ભરાશો, ને ઉશ્કેરાઈ જઈ મારે દંગો
મચાવશો. આ જીભે હું એ કહું, તો બ્રૂટસને
અને કેશિઅસને એ હાનિ કરી કહેવાય જ.
તમે સર્વ જાણો છો કે તેઓ સારા માણસ છે.
તેમને હું હાનિ નહિ કરૂં. મરનારને જ,
મને અને તમને એ હાનિ થવા દઈશ તે
હો, પરંતુ એવા સારા માણસને હાનિ તો હું
નહિ કરૂં હાં—આ દસ્તાવેજ—જુઓ સીઝરના
એક ખંડમાંથી મને એ મળ્યો છે એ ઉપર
સીઝરની મ્હોર છે ને એની બ્હાર 'સીઝરનું
મૃત્યુપત્ર' એવા બોલ લખેલા છે. એ હું, માફ
કરો, વાંચવાનો નથી શહેરીઓ એ સાંભળે, તો
તેઓ દોડી જાઈને આ ઘાએ ભરેલા સીઝરના
શબને એ ચૂમીઓ દે, એમનું પવિત્ર લોહી
રૂમાલમાં રાખી લે ને એમના સંભારણામાં
એક એક વાળ સઉ માગી લે, ને મરી જાય,
ત્યારે તેને અણમૂલી થાપણ તરીકે વંશ-
પરંપરા વારસામાં આપવાનું લખી જાય

[ચોથો શહેરી] વાંચો, માર્ક એન્ટની ! એ અમારે સાંભળવું છે

[ સઘળા ,, ] સીઝરનું મૃત્યુપત્ર વાંચો, મૃત્યુપત્ર વાંચો.

[ એન્ટની ] શાંત થાઓ, ભાઇઓ ! એ વાંચવું તે યોગ્ય નથી
સીઝરનો તમારા ઉપર કેવો પ્રેમ હતો,
તે જાણવું ઠીક નથી તમે નથી પત્થર કે
નથી કાષ્ઠ, માણસ છો માટે કરી સીઝરનું
મૃત્યુપત્ર સાંભળતાં રોષે રાતા તાતા થશો,
ભાન સાન ભૂલી જશો. સારૂં છે, કે તમે નથી
જાણતા જે સીઝરના તમે પોતે વારસ છો,
એ બધું એ જાણો, તો તો શું નું શું જ થઈ જાય.

[ચોથો શહેરી] વાંચો, એન્ટની ! અમે એ સાંભળીશું, ને તમારે
વાંચવું જ જોઇશે, એ મૃત્યુપત્ર વાંચો, વાંચો

[ એન્ટની ] ભાઇ, ! રહો, શાંત પડો. અરે મે કહેતાં શું કહી
આ તો તીર લક્ષની એ બ્હાર માર્યું ! ચૂકી ગયો !
મને ડર રહે છે કે શસ્ત્ર વડે સીઝરનો

ખાટ મઢી નાંખનારા સહુ સારા માણસોનું
હું હાનિ કરું છું

[ચોથો શહેરી] અરે, દ્રોહી છે એ, સારા કેવા ?

[સઘળા „ ] મૃત્યુપત્ર, મૃત્યુપત્ર

[બીજો „ ] વાંચો, મૃત્યુપત્ર વાંચો
સારા જોયા ન હોય તો ? મહા હીણા ને હત્યારા.

[ એણ્ટની ] તમારે તે મારી પાસે પરાણે વંચાવવું છે ?
અસ્તુ. તમે સીઝરના શબ આસપાસ ગોળ
કુંડાળામાં એઠવાઓ, એટલે તમારા નામે
મૃત્યુપત્ર કરનાર પુરુષનાં તમને હું
દર્શન કરાવું. મને છે રજા ? હું નીચે આવું ?

[બીજો શહેરી] આવો.

[ ઘણા „ ] નીચે આવો.

[ ત્રીજો „ ] રજા છે જ. અલબત આવો

[ એણ્ટની નીચે ઉતરે છે. ]

[ચોથો શહેરી ] કુંડાળામાં, ભાઇ, ગોળ કુંડાળામાં ઉભા રહો.

[પહેલો „ ] દૂર ખસો, પાલખીથી—શબનાથી દૂર ખસો.

[ બીજો „ ] છેટે, જરા અતિ ભલા એણ્ટનીથી છેટે ઉભો.

[ એણ્ટની ] અરે, અરે, વેગળા રહો, ભાઇઓ, ધસી ન આવો.

[બીજો શહેરી] હઠો, હઠો, પાછા હઠો, પાછા, પાછા, માગ મૂકો.

એણ્ટની ] ઠીક જેને આંખ હોય, તેને હવે રોવાનું છે.
આ લેબાસ તમને સરવને એ જાણીતો છે.
નર્વિઆઇને હરાવી સીઝરે ઉન્હાળુ સાંજે
સમિયાણામાં એ પ્હેર્યો હતો, મને સાંભરે છે.
એમાં અહીં કેશિઅસની કટારી આરપાર
નીકળી ગઈ છે, જુઓ. અહીં દ્વેષી કાસકાના
ખંજરનો ચીરાડો છે અહીં વ્હાલા બ્રૂટસે આ
શમશેર ભોંકી છે ને લોહી બ્હાર આવેલું છે.
'એ ગોઝારો જખમ નમ્હેરા થઈ બ્રૂટસે જ
કર્યો કે ?' તે જોવાને એ, કોઇ હ્હેશે, આવ્યું હશે.
કારણ કે બ્રૂટસ તો સીઝરના ઇષ્ટ હતા.
તમને ખબર હશે. જનના મનની વાત
જાણનારા દેવો ! કહો, બ્રૂટસને એવો કેવા

ચ્હાતા હતા ? જેમણે એ બ્રૂટસને શમશેર
ભોકી દેતા જોયા, ત્યારે દ્રોહીઓના શસ્ત્રથી ન
જીતાયલા નર તે નમ્હેરાઇના વજૂપાતે
જીતાઈ ગયા, એ ઘા જ અંતરમાં ઊંડો લાગ્યો
અને તે જ ક્ષણે વીર હૈયું શતખંડ થયૂં
પછી એ મહાન નરે વસ્ત્રથી મ્હો ઢાકી દીધૂ,
અને લોહીના પ્રવાહે રેલંછેલ ચોકમા જ
પોમ્પીની પ્રતિમા પાસે એ પડ્યા. ગજબ થયો !
ભાઇઓ ! ગજબ થયો ! હૂં એ સાથે પડયો, તમે
પડયા, સર્વ શ્હેરી પડયા, અને દુષ્ટ દ્રોહીઓનો
દુનિયાંમા ડંકો વાગ્યો અરે ! આ તમારા હૈયા
ભરાઈ આવે છે ! તમે રૂઓ છો ! હા, રૂઓ, રૂઓ.
એ પવિત્ર આસુઓ છે. વ્હાલભીના ભલા મિત્રો !
આપણા એ સીઝરનો ચીરાયલો લેબાસ જ
જોઈ તમે શૂં રૂઓ છો ? એમના દિદાર જુઓ
દ્રોહીઓએ છેદી ભેદી એની શી દશા કરી છે ?

[પહેલા શહેરી] અરરર, આખે જોયૂ જતૂ નથી !

[બીજો „ ] હા ! મહાન સીઝરના આવા હાલ ?

[ત્રીજો „ ] અરે દૈવ ! આ ગોઝારી ઘડી ક્યાથી ?

[ચોથો „ ] ફિટકાર છે હત્યારા દ્રોહીઓને !

[પહેલો „ ] અરેરે ! એઓએ કાળો કેર કર્યો !

[બીજો „ ] એનૂ હવે વેર વાળ્યૂ જોઈશે જ.

[સઘળા „ ] ચાલો, ચાલો. વેર વાળો, ગોતી વળો
ફૂદી ફૂદી છેદી ભેદી બાળી જાળી
પૂરા કરો દ્રોહીઓનૂ દીઠે રૂહેવા
પામે નહિ

[ એણ્ટની ] ભાઇઓ ! સબુર કરો

[પહેલા શહેરી] ચૂપ ભલા એણ્ટનીનૂ કાન દેઈ સાંભળશો.

[બીજો „ ] કાન દેશૂ, વેણ માથે ચડાવીશૂ, જાન દેશું.

[ એણ્ટની ] ભલા ને માયાળુ મિત્રો ! તમે આમ રોષે અને
આવેશે તણાઈ દંગો ઉઠાવો, તે હૂં ન ઇચ્છૂ.
જેમણે આ કૃત કર્યૂં છે તે સારા માણસ છે.
એ કરમ કરવૂં પડયૂ એવૂં શૂ મરનારે
એમનૂં બગાડયં'તૂ, તે કોણ જાણે. એઓ શાણા

અને સારા માણુસ છે. એ સબબ આપશે ને
તમને જવાબ દેશે. હું તમારા ચિત્ત ચોરી
લેવા કે ઉશ્કેરવાને નથી આવ્યો. બ્રૂટસના
જેવો હું વક્તા એ નથી તમે સર્વ જાણો છો કે
હું તો મિત્રવશુ છૂ ને સાદે સાદૂ સીધે સીધૂ
બોલનારો છૂ અને એ સીઝરના વિશે મને
પૌર પ્રત્યે બોલવાની રજા આપનારા પણ
સારી રીતે સમજે છે શાથી જે મારામા નથી
શક્તિ, નથી જુક્તિ, નથી છટા, નથી ઠાઠ, નથી
શબ્દનૂ ભ ડોળ, નથી બુદ્ધિનો પ્રભાવ, કે હું
શ્રોતાને ઉશ્કેરી શકૂં. હું તો સ્હેજે જીભે આવ્યા
બોલ બોલી નાંખૂં છૂ, ને તમે પોતે જે જાણો છો
તે કહુ છૂ, અને વ્હાલા સીઝરના જખમ આ
બતાવૂ છૂ મારી વતી એ જ મ્હોડા ફાડી બોલો!
બિચારા અવાચક છે. અરે પણ એણ્ટની તે
બ્રૂટસ ને બ્રૂટસ તે એણ્ટની જો હોત, તો એ
એણ્ટની આ જખમોને બોલાવત, ને એ સઉ
એવો તો અનેક જીભે પોકાર ઊઠાવત, કે
સઉ રોમ પ્રજળી ઊઠત અને પત્થરનાં
હૈયા પણ હલબલી બળવો જ જગાવત

[સઘળા શહેરી] અમે સઉ બળવો જગાવીશૂં.
[પહેલો ,, ] બ્રૂટસનૂ ઘર બાળી મેલીશૂ.
[ ,, ] ચાલો, સારૂ શ્હેર શોધી વળિયે
[ચોથો ,, ] કાવતરાખોરોને ન મૂકિયે.
[ એણ્ટની ] ભાઇ! જરા સાભળશો? મારૂ કહેવૂ સાંભળશો?
[સઘળા શહેરી] રહો, ભાઈ, સાંભળો, આ ભલા એણ્ટની શૂં કહે છે?
[ એણ્ટની ] અહો મિત્રો? તમે આમ આંખો મીંચી ઝંપલાવી
પડો છો તે ઠીક છે, ને સીઝર તે પ્રેમને એ
લાયક છે. પણ તમે જાણતા નથી કે શાથી?
માટે મારે તમને તે કહેવૂં જોઇયે છે. ઘડી
ઉપર જ તમને મેં મૃત્યુપત્ર વિશે વાત
કરી હતી, તે તમે ભૂલી ગયા છો.
[સઘળા શહેરી] ખરૂ કહ્યું
ઠીક એ સભાર્યૂં રહો, મૃત્યુપત્ર સાંભળિયે.
[ એણ્ટની ] જુઓ ત્યારે. પ્રથમ તો નગરના એકે એક

રોમનને જણ દીઠ પોણો સો પોણો સો દ્રામ
સીઝરના સહીસિક્કા સાથે આમાં આપેલા છે.

[બીજો શહેરી] અહો કેવૂ મોટું મન !

[ત્રીજો ,, ] રાજા જેના સીઝર ! એ
માર્યો ગયા ! એનુ અમે વેર લેશુ, દડ દેશુ

[ એણ્ટની ] હજુ જરા ધીરજથી સાભળજો

[સઘળા શહેરી] અરે, ચૂપ

[ એણ્ટની ] એમના આરામગાહ, બાગ ને બગીચા, તથા
નદીના કિનારા પર તાજેતર બનાવેલ
વાડી ને વજીફા પણ તમને અને તમારા
વારસોને આપેલ છે. તેમા તમે ફરો હરો,
ચેન કરો, મોજ મારો એ સહુ સદાને માટે
આપી જઈ સીઝરનૂ નામ જે દીપાવ્યુ, તે તો
એ જ એક હતા એવા બીજા અહીં ક્યારે થવા ?

[પહેલો શહેરી] કદી નહિ

વાચી સભળાવેલા ફકરા ઉપરથી કઇક ખ્યાલ આવશે કે વન-વેલી શૂ છે ? અલબત, એ ઉદ્યાનલતા નથી, વનલતા છે હુ એને સાહિત્યના નદનવનમા રોપવાની ધૃષ્ટતા કરૂ છૂ સહુ વિચારશો કે તે એવી યોગ્યતા ધરાવે છે ?*

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

* આ લેખ બીજી સાહિત્ય પરિષદ સમક્ષ વાંચી સંભળાવવામાં આવ્યો હતો.

# જનીબાઇ.

## ( એક પ્રાચીન શાક્ત કવયિત્રી. )*

---

રાજકોટની સાહિત્ય પરિષદ્‌મા પ્રાચીન કવિ પદ્મનાભના કાન્હડદે પ્રબંધ સબંધે ચર્ચા કર્યા પછી, સ્વર્ગસ્થ રણજીતરામે સુરત પરિષદ્‌માં આવવા, અને તે પણ રિક્ત હસ્તે નહિ એવો, આગ્રહ કરવાથી શું લઇ જવું એવી ઘડભાંગ થતી હતી તે સમયે જ કવિ પદ્મનાભના સમકાલિન બીજા પ્રાચીન કવિ મંત્રી કર્મણનુ "સીતા હરણ" હાથ આવ્યુ હતું આજે અમદાવાદની પરિષદ્‌ને ચરણ કમળે ધરવાને એવી જ ભેટ પ્રાપ્ત થઇ છે માટે મને ઘણો આનંદ થાય છે. બેશક આ કવિની ભાષા કવિ પદ્મનાભ અને મંત્રી કર્મણની ભાષા જેટલી જૂની તો નથી, પણ આજથી લગભગ દોઢસો વર્ષ પૂર્વે થઇ ગયેલી સ્ત્રી કવિનો પરિચય કરાવવાનો આ યોગ મળવાથી હું મારી જાતને ભાગ્યશાળી લેખુ છુ એક આંગળીના વેઢા પર ગણાય એટલી સ્ત્રી કવિયોની જૂજ સંખ્યામા એકનો પણ વધારો થાય અને એ પણ ઉચ્ચસ્થાન શોભાવે એવી હોય એ આનંદજનક છે

પોતાના ધર્મમા–પંથમા–રસમા તરબોળ થઇ જવાથી પોતાનું વ્યક્તિત્વ ભૂલી ગએલી આ બાઇને લોકો પોતાનું નામ જાણે એની એ તમા નથી જણાતી. એમણે પોતાની બધી હિંદી તેમ જ ગુજરાતી કવિતા કાલ્પનિક નામ–તખલ્લુસથી લખી છે; એટલે આપણને પણ ન છૂટકે એમનું ખરૂ નામ જાણ્યા વગર માત્ર તખલ્લુસથી જ સંતોષાવું પડે છે વૈષ્ણવાદિ સંપ્રદાયોમા જે શ્રીહરિના ખાસ અનન્ય ભક્ત હોય તે "જન" કહેવાય છે. તેમને "નિજ જન" પણ કહે છે. આ બાઇએ એ જ શબ્દને સ્ત્રી જાતિનો બનાવી તેને પોતાના તખલ્લુસ તરીકે વાપર્યો છે પોતાની સઘળી કવિતામા અંતે "જની" એટલું જ પોતાને માટે કહે છે આ બાબત બીજું પણ કહેવાનું છે. જનીબાઇ એવું સ્ત્રીઓનું નામ પાડવામા પણ આવે છે. એટલે 'જની' એ માત્ર તખલ્લુસ છે, કે એમનું નામ છે એ વિશેષ પુરાવાના અભાવે સંદિગ્ધ જ રહે છે

અમને આ બાઇની કવિતાના ત્રણ પુસ્તકો પ્રાપ્ત થયા છે. દિલગીરી એટલી છે કે તેમાના એકકેમા લખ્યા સાલ નથી. એક પુસ્તકમાં વચ્ચોવચ્ચ "શ્રી સહજાનંદ સ્વામી સત્ય છે" એવું લખ્યું છે જો આ સહજાનંદ તે સ્વામીનારાયણના સંપ્રદાયના સ્થાપક હોય તો એટલું કહેવાય કે આ પુસ્તક આ પંથ સ્થપાયાને કેટલોક કાળ ગયે લખાયુ હશે. જો એ નામના કોઇ બીજા સન્યાસી હોય તો એ બાબતનું કશું મહત્વ નથી આવી વસ્તુસ્થિતિમા "જની" ની ભાષા પરત્વે કશું નિશ્ચયાત્મક કહી શકાતું નથી. "જની" ની ભાષામા જૂના શબ્દો તેમ જ જૂના પ્રયોગો મળી આવે છે ખરા જેનું ઉદાહરણ આગળ આપીશુ.

---

* અમદાવાદમાં ભરાયેલી સાહિત્ય પરિષદ્ રૂબરૂ વાંચેલો લેખ.

"જનીને" શક્તિની ઉપાસના હતી. શાક્તઆગમમા ઘણા પથો છે તેમાથી જો કે કયા કયા પથ અહિં ગુજરાતમા ખાસ પ્રચલિત હતા તે કહેવૂ સહેલૂ નથી પણ એટલૂ તો ખરૂ છે કે અગ્રેજી રાજ્યની પૂર્વના અને તેના પ્રભાતના સમયોમા અહિં એ કાળે શાક્તપથ બહુ પ્રચલિત હતો અહિં અમદાવાદમા પણ કાકરીઆની પાસે આ વેલા એક રમણીય એકાન્ત જગામા તે કાળે શાક્તોને મળવાનુ સ્થાન હતુ બ્રાહ્મણ, વાણીયા, ક્ષત્રિ, તેમજ ઇતર વર્ણના અને બીજા ધર્મ પાળનારાઓ જેઓ જાહેરમાં પ્ર બીજાનો છાંટો ઉડયે વટલાય અને અભડાય તેઓ બધા ત્યા એકઠા થતા કહેવાય છે શહેરમાં પ્રસિદ્ધ અને ધાર્મિક મનાયલા શાસ્ત્રીઓ, શ્રોત્રીઓ, વિદ્વાનો ને ગ્રહસ્થો ત્યા उत्पत्ति तन्त्रना—

"प्रवर्त्ते भैरवीचक्र सर्वे वर्णा द्विजोत्तमा" એ સૂત્રને અનુસરતા આવે સમયે ક્વચ જેમ મસોનિક લોજોમા બનતું કહેવાય છે તેમ–ત્યા 'પશુ' કે "કટક" આવી ન ચડે માટે એચેલી તરવારના પેરા રહેતા આ બધા પથો અને મડળો અનીતિવાન હતા એમ નથી, તેમ જ આ બધામા કોઇએ વખોડવા જેવુ નહોતુ એમ પણ નથી જાને જાણીતો શ્લોક अन्त शाक्ता वहिश्शैवा. सभामध्येतु वैष्णवा એ આ સમયના ચિત્રની સહેજ ઝાખી કરાવે છે

"જની"એ જો કે પોતાની કવિતામા પોતાને માટે કશુ કહ્યુ નથી, પણ પોતાના ગુરૂદેવનુ જન્મથી માડીને આમરણાન્તક જીવનચરિત્ર રસભર્યુ વર્ણવ્યૂ છે સભાગ્યે એની કવિતામા "નાથજી પ્રાગટય" નામનૂ કેટલાક પદોનુ નાનુ કાવ્ય મળી આવ્યૂ છે જેથી "નાથ"–"ગુરૂ" ની હકીકત સાલવાર મળી આવે છે

જનીના ગુરૂ "મીઠુ" એક અલૌકિક પુરૂષ હતા વેદાભ્યાસ અને ગૃહસ્થાશ્રમ ધર્મ પાળ્યા પછી એઓ હિંદુઓના સર્વ ધર્મોમા પવિત્ર અને પ્રથમ મનાયલા કાશી ક્ષેત્રમા ગયા હતા શાસ્ત્રાભ્યાસ અને મનનથી શાન્તિ ન મળવાથી ભગવની જાન્હવીના પુનિત તટપર આવેલા વિન્ધ્યની એક દરીમા તેમણે 'અષ્ટભુજાની ભક્તિ અને ધ્યાનનો આરભ કર્યો અન્નજળ ત્યાગીને દઢાસન વાળી ધ્યાન નિમગ્ન થયા એમ કરતા અગીયાર દિવસ વહી ગયા બારમે દિવસે મધ્યરાત્રિએ "શ્રીનાથ" "શ્રીપુરના સ્વામી"–'શિવ' પોતે જળહળતી જ્યોતિ રૂપે પ્રગટ થઇ એમને સાક્ષાત્કાર થયો. ગુરૂજીના જ્ઞાનચક્ષુ ખુલી ગયા અને પોતે પોતાને ઓળખ્યા અદ્વૈતવાદની આ દીક્ષા મળ્યા પછી ગુરૂજીએ વાનપ્રસ્થાશ્રમના કમડળ, મૃગચર્મ વગેરે સાથીઓને વિદાયગીરી આપી અને પોતે પોતાને ગામ–મહીસા–પુન પધાર્યા ત્યા આવ્યા બાદ એમણે સ્વસ્ત્રી સાથે પાછૂ ગૃહસૂત્ર આરભી, લોકોને રસશાસ્ત્રનો બોધ કરી નવું મડળ સ્થાપ્યુ અને પોતાનો પથ ચલાવ્યો એઓ આજુબાજુના ગામોમા પણ પધારી ત્યા દીક્ષા આપી મડળ સ્થાપતા અને ઓછવ કરતા ધીરે ધીરે એમનુ ભક્તમડળ મોટો વિસ્તાર પામ્યુ 'જની' પોતે પણ પોતાનો મૂળ ધર્મ ત્યાગી શ્રીનાથને શરણ જઇ એમના મડલમા ભળી હતી

જનીનો જન્મ ક્યારે થયો હતો તે જણાતું નથી એની કવિતામાંથી સંવત ૧૮૪૭ માં એના ગુરૂ મહારાજ સ્વધામ ગયા, સંવત ૧૮૫૭ માં ગુરૂએ એને દર્શન દીધું સંવત ૧૮૫૮ માં એણે નવ નાયકા વર્ણન નામનું કાવ્ય લખ્યું, સંવત ૧૮૬૦ માં એને યુગલરૂપ દર્શન થયુ અને સંવત ૧૮૬૮ માં એને શ્રી બાલા દર્શન થયુ અને પોતે સંવત ૧૮૬૮ ના પોસ વદ તેરસ અને રવિવારને દિવસે રશ્મિરૂપે ભળી ગયા–મરણ પામ્યા–એટલી સાલવારી નીકળે છે

જનીના ગુરૂ "મીઠુ" મહારાજ વિદ્વાન હતા એમણે પણ ગુજરાતીમા, હિંદીમા અને સંસ્કૃતમા ગ્રન્થો લખ્યા છે. મારા મિત્ર રા રા કેશવલાલ ધ્રુવને એમના ગ્રંથો ઉપલબ્ધ થયા છે.

'જની' ની કવિતાનો સ્વાદ લેતા પૂર્વે શાક્તઆગમની કેટલીક બાબતોનુ સ્પષ્ટીકરણ આવશ્યક છે એમની કવિતામા ઠેકાણે ઠેકાણે, અજપા, અર્ધનારીશ્વર, અકુળ, અતન્યોસ, આનંદ, ઉન્મની, કામકલા, ગુરૂ, ચિંતામણી, તત્વ, નાદ, પંચબાણ, માયા, બાલા, ભૈરવ, ભૈરવી, નિત્યા, માતૃકા, શ્રીચક્ર, શ્રીનગર, શ્રીપુર, શકિત, સામરસ્ય એવા એવા શબ્દો ઉભરાઇ જાય છે તેમજ એમની કવિતા પોતાના ધર્મને અંગે જ લખાઈ છે શાકતશાસ્ત્રમા ઘણા શબ્દો મૂળ અર્થમા નહિ, પણ સાંકેતિક અર્થમા વપરાય છે માટે 'જની'ની કવિતા સમજવા સારૂ એ શાસ્ત્રની કેટલીક પરિભાષા જાણવી ઈષ્ટ છે એટલુ જ નહિ પણ આવશ્યક છે, તદંગે અમે સહજ કહીશુ

શાક્ત શાસ્ત્રમા છત્રીશ તત્વો સ્વીકારાયલા છે બધા તત્વોના ત્રણ વ્યૂહ પાડવામા આવે છે, જેમકે શિવવ્યૂહ, વિદ્યાવ્યૂહ અને આત્મવ્યૂહ શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ એવી ત્રણ અધ્વા કલ્પવામા આવી છે અને દરેક અધ્વામા અમુક અમુક તત્વો આવેલા છે. ૧૨–૩૬ તત્વો સાખ્યદર્શનમા મનાય છે તે જ છે અને તેમને આ શાક્તદર્શનમા સ્વીકાર્યા છે એ તત્વોમા ક્ષેત્રજ્ઞ–જીવનુ સઘળુ સાંસારિક સ્વરૂપ સમાય છે માટે એ બધાને "આત્મતત્વ વ્યૂહ" કહે છે

શાક્તદર્શનનો સિદ્ધાન્ત અદ્વૈત છે, એટલે શિવ અને શક્તિ ભિન્ન પદાર્થ નથી, પણ ભિન્ન દૃષ્ટિબિંદુથી ભિન્ન દેખાય છે પરંતુ જે દેખાય છે તે તદ્દન શૂન્ય નથી, તેમ જીવે ઉભી કરેલી માયાથી ઉપજેલો ભ્રમ પણ નથી પરંતુ મૂળ શિવતત્વની (ચેતનની) અસ્પંદ અને સ્પંદ કળાઓ છે અસ્પંદ કળામા પણ શક્તિ છે. ન હોય તો સ્પંદ કળા જાગે નહી. આથી વિશ્વપ્રતીતિ તે શિવશક્તિનો વિલાસ છે આમ હોવાથી તે અસત્ય–ભાસરૂપ નહિ–પણ સત્ય છે આ પ્રમાણે શાક્તદર્શન અદ્વૈતગામી છતા બૌદ્ધના શૂન્યવાદથી અને વેદાન્તીઓના માયાવાદથી નોખુ પડે છે તેમના સિદ્ધાંત પ્રમાણે શિવના વિલાસરૂપ વિશ્વ શિવસ્વરૂપથી કદી પણ ભ્રષ્ટ થતું નથી પરંતુ તે સ્વત બુદ્ધ, મુક્ત અને નિત્યમુક્ત થાય છે નિત્યમુક્ત પદમા શુદ્ધાધ્વાના મુખ્યાધ્યક્ષ છે અને જેઓ તેને આધીન થઇ ઉપાસના ક્રમથી તે અધ્વામા આવે છે તેઓ મુક્ત થાય છે. બદ્ધકોટિમા "પશુઓ" છે અને તેને છોડવનાર નિત્યમુક્ત ચેતન–શિવ છે. આથી જ શિવ "પશુપતિ" કહેવાય છે

બદ્ધ વર્ગનો મોટો ભાગ અશુદ્ધ અધ્વામાં છે અને થોડો ભાગ મિશ્ર અધ્વામાં છે. મિશ્ર અધ્વામાં ચૈતન્ય દેવની સ્વાભાવિક ૭ શક્તિઓ માયાદિ ૭ કંચુકથી ઢંકાય છે. તેથી જીવચૈતન્ય સર્વજ્ઞને બદલે અલ્પજ્ઞ, સર્વશક્તને બદલે અલ્પશક્ત અને અનાદિ છતાં સાદિ થાય છે તે નિત્ય છતાં અનિત્ય કાળ મર્યાદામાં પડે છે. નિત્ય તૃપ્ત છતાં અતૃપ્ત રહે છે અને સ્વતંત્ર છતા પરતંત્ર થાય છે.

છત્રીસ તત્વમા બીજા અનુક્રમનું તત્વ શક્તિ છે, તે ચૈતન્યાત્મક છે. પણ ઉન્મુખ ભાવવાળું થાય છે ત્યારે વિશ્વસર્જન કરે છે, નિમ્ન મુખનું થાય છે ત્યારે લય કરે છે. જગતનો ઉપર ભાવ અને ચેતનનો નીચે ભાવ બતાવવા કાલિ મૂર્તિ શિવને શબ રૂપે નીચે દબાવતી દર્શાવવામા આવે છે

શાક્ત સપ્રદાયમાં સાધકને સ્થૂળ, સૂક્ષ્મ અને કારણભૂમિકામા શક્તિયોની અપેક્ષા માનવામા આવી છે જેઓ સ્થૂળશક્તિ સેવનથી પર થયા છે તેઓ ‘ પશુ ભાવ ’ માંથી ‘ વીરભાવ ’ મા ગયા મનાય છે જેઓ સૂક્ષ્મશક્તિથી પર થયા છે તેઓ ‘ વીરભાવ ’ માથી ‘ દિવ્યભાવ ’મા ગયા મનાય છે અને કારણશક્તિથી કોઇથી જીવદશામા જવાતુ નથી તેથી તે દશા ‘ અર્ધનારીશ્વરની ’ ગણાય છે. સ્થૂલ ભૂમિકામા શક્તિ સ્થૂળ હોય છે દક્ષિણ માર્ગમા સ્વકીયા શક્તિને દીક્ષિત કરી ઉપાસના સાધ-વાનુ વિધાન છે બીજી શક્તિયોના ત્યાગ અથવા નિષેધ છે

તન્ત્ર શાસ્ત્રમા ગુર શબ્દવડે પ્રથમ અતર્યામી પ્રબોધક ચેતન સમજવાનુ છે. ગુરુ· सर्वकारणभूता शक्तिः' ગુરૂ સર્વ કારણભૂત શક્તિ છે એવુ ભાવનોપનિષદ્નુ સૂત્ર છે આ ‘ પ્રબોધક ચેતન ’ અતર્યામી ઇશ્વરરૂપે સર્વને પ્રાપ્ત છે, પરતુ જીવોમા સ્પષ્ટ થતુ નથી તેથી તે ચેતન ત્રણ ભૂમિકામા અવતરે છે. સિદ્ધ, દિવ્ય અને માનુ-ષૌઘ એટલે કે સિદ્ધકોટિમા, દિવ્યકોટિમાં અને માનુષ્યકોટિમા ઉતરે છે.

દીક્ષા આપનાર ગુરૂ માનુષૌઘના છે અને તેના આતર અનુભવના અને વિમર્શ શક્તિના બળ પ્રમાણે તેમા સિદ્ધ અને દિવ્યકોટિના જ્ઞાનનાં કિરણો ઉતરે છે. જેનુ ચિત્તાકાશ જેટલુ નિર્મળ તેટલો તેમા અતર્યામી ઇશ્વરનો પ્રકાશ ઝળકે છે. શિષ્ય તે માનુષૌઘ ગુરૂને આદ્યગુરૂના પ્રતિક તરીકે ઉપાસે છે અને તેને તેની ભાવના પ્રમાણે ફળ મળે છે તન્ત્રશાસ્ત્રમા ગુરૂ અને ઇશ્વરનો અભેદ ઉપરના હેતુથી સમાયલો છે અને તે ન જાણનારને અણઘટતી મનુષ્યપૂજાનુ ભાન થાય છે

તન્ત્ર અને તન્ત્ર કાવ્યમાં ‘ નિત્યા ’ આ શબ્દ વારવાર દષ્ટિગોચર થાય છે. વાપરનારા ઘણા તેને સમજતા એ નથી એ શબ્દવડે તેમનામાં વિકલ્પવૃત્તિ જ જાગ્રત થાય છે, એટલે કે તેવાઓમા એ માત્ર અર્થશૂન્ય વાણીનો પ્રયોગ જ છે તન્ત્ર શાસ્ત્રમાં છત્રીશ તત્વમા સમાયલું વિશ્વ આપણને ત્રણ રૂપે અનુભવાય છે દેશબદ્ધ, કાલબદ્ધ અને મિશ્ર

દેશબદ્ધ વિશ્વ ભૂગોળ અને ખગોળશાસ્ત્રોનો વિષય છે અને તે શાસ્ત્રોના જ્ઞાન પછી બ્રહ્માંડમાં જે પ્રકારની સ્થિતિ છે તેવી જ નાની મર્યાદામાં પિંડમાં પણ છે એમ

ચાંત્રિકયોગથી સમજાય છે. તે તે યોગની ધારણાનો ક્રમ હોય છે. પિંડે તે બ્રહ્માંડે એ કહેવુ જાણીતું છે. સપ્તભુવન, સપ્ત પાતાળ, સપ્ત સમુદ્ર, ગ્રહમાળા, નક્ષત્રમાળા ઇત્યાદિ જ્ઞાન મેળવવામાં તે તે વર્ષ, સમુદ્ર વિગેરે દેવતાની ઉપાસના અનુકુળ સાધન મનાય છે

કાળખણ્ડ વિશ્વઃ—ચાંદ્રમાસના નિયમ પ્રમાણે પંદર શુકલ પક્ષની, પંદર કૃષ્ણ પક્ષની અને સોળમી કળા ' સાદા ' નામની શ્રીવિદ્યાની ઉમેરી, સોળ ખંડમાં કાળ-ચક્રની યોજના કરવામાં આવે છે

દેશ અને કાલ મર્યાદામા પડેલું નિયતિ એટલે કાર્યકારણના બંધનમાં આવે છે અને તેથી વિશ્વના સર્વે પ્રાણિ પદાર્થ દિક્, કાળ, વસ્તુ પરિચ્છેદવાળા (Time, Space & Causulty) છે. અપરિચ્છિન્ન તત્ત્વ માત્ર શિવ જ છે. શિવતત્ત્વ જે અનાદિ અનત સબધવાળી શક્તિના યોગથી પરિચ્છિન્ન જગત્ પ્રગટ કરે છે તેને ' નિત્યા ' કહે છે તે પચદશી અને ષોડશી છે. નિત્યાષોડશીનુ પ્રતીક ' શ્રીચક્ર ' છે, એમાં દેશખણ્ડ, કાલખણ્ડ અને મિશ્ર વિશ્વનો સમાસ કરી શિવશક્તિના ' સામરસ્ય ' ની ભાવના ગુંથવામા આવી છે. આપણુ શરીર તે શ્રીચક્રનુ પ્રતીક છે ( મન્ત્ર અને ચક્રનો સમવાય કરવાથી ' શ્રીપુર વિદ્યા ' સફળ થાય છે. ) એ ચક્રમાં નવરન્ધ્ર છે. જાણીતું ભજન —

> હંસ બગલેમે નવ દરવાજા, દસમી ખિડકી ખોલ
>
> સીપાઇયા, બગલેમેં બાતાં ખોલ.

એતો ઘણાએ સાભળ્યુ હશે

'શ્રીપુર' 'શ્રીનગર' ની અધિષ્ઠાત્રી દેવતા 'લલિતા' છે તે આત્મદેવતા છે. નિરૂ-પાધિક ચેતન–કામેશ્વર છે

આનદ શબ્દ ઘણા પ્રાચીન કાળથી જૂદી જૂદી ભાવનાથી વ્યવહરાય છે ઘણી પ્રાચીન ભાવનામા તે બ્રહ્મના સ્વરૂપનો નિર્દેશ કરે છે. ઔપનિષદ્ દર્શનમા આનંદ (૧) સોપાધિક અને (૨) નિરૂપાધિક એમ બે ભેદવાળો વર્ણવી, શુદ્ધ બ્રહ્માનદને નિરૂ-પાધિક આનદ માનવામા આવે છે વૈષયિક સુખને સોપાધિક આનંદ માનવામાં આવે છે શૈવ અને શાક્તઆગમમા આનદમાં જૂદી ભાવના છે. આનદને તેમા શિવશક્તિના અખડ યોગથી ઉત્પન્ન થતા રસ રૂપે માનવામા આવે છે. જ્યારે શિવશક્તિના પિંડ રૂપ આયતનો અને તેના અભિમાની જીવો વિષમ હોય ત્યારે આનદ અભિવ્યક્ત થતો નથી. જ્યારે સમ હોય ત્યારે આનદ અભિવ્યક્ત થાય છે 'સામરસ્ય' પ્રકટ કરવૂ એ આ રસ શાસ્ત્રનો ઉદ્દેશ છે. 'જની' ના કાવ્યોમાં સામરસ્યને સમરસ અને જેમાં સમ-રસ પ્રગટ થયેલ છે તે 'સમરસીઆ' એવા શબ્દ વાપર્યા છે.

પ્રાણિના શરીરમાં શ્વાસોશ્વાસથી થતા નૈસર્ગિક ધ્વનિને 'અજપા મન્ત્ર' કહે છે. આ જપ જીવ સ્વભાવત જપે છે. પ્રયત્નથી જપાતો નથી, માટે અજપા. એ જપના ધ્વનિમાં જીવ અને પરમાત્માના ઐક્યની ભાવના સમાયલી છે, તેથી તેને ' હંસ '–

પરમાત્મ મન્ત્ર કહે છે (अ) हंस' હું (જીવ) તે सः પરમાત્મા એવો વાક્યાર્થ આ મન્ત્રમાંથી ઘટાવવામાં આવે છે

हंसः અજપામાં (अ) हं=બિંદુ=પુરૂષ છે અને स' વિસર્ગ તે પ્રકૃતિ મનાય છે. એ બન્નેનુ સમાનાધિકરણ્ય તે પ્રકૃતિ પુરૂષનો અભિન્નાભાવ આ ભાવનાના પ્રતીક તરીકે 'અર્ધનારીશ્વર'ની મૂર્તિ (શિવશક્તિની મિશ્ર) કલ્પવામા આવે છે. 'જની'એ આ ભાવના પોતાના ઘણાંક પદોમા ઠીક ઘટાવી છે

તાન્ત્રિકોનું માનવું છે કે વાક્શક્તિ શબ્દબ્રહ્મમાથી–પ્રણવમાથી સ્ફોટ પામી પચાસ 'માતૃકા' રૂપે સ્થૂળ શરીરમા વિકસિત થાય છે, અને તે સામાન્યત જીવનુ બંધન કરનારી છે માતૃકાના પચાશ અક્ષરો ષટ્ચક્રોના પચાશ દળમા ગોઠવવાને 'અંતર્ન્યાસ' કહે છે માતૃકા મન્ત્રાત્મક થતા અને અતર્મુખ થતા તે મોક્ષ આપે છે માતૃકાનુ સવળા અને અવળા ક્રમથી ચિંતન કરવાનો વિધિ છે

કુલથી ઉલટાને 'અકુલ' કહે છે તાન્ત્રિકો ભાતિક શરીર અને તેમા રહેલા ષટ્-ચક્રોને–ષટચક્ર મંડળને 'કુલ' કહે છે તેના આધારચક્રમા રહેનારી 'કુલ કુંડલિની' એટલે દેહસ્થ ચૈતનશક્તિ. આ શક્તિ જ્યારે શિવને મૂર્ધામા વહે છે ત્યારે કુલનો અકુલ ભાવ થાય છે એટલે કે જીવ દેહથી પર થાય છે

શાક્ત સાધનામા પૂજા (આમા માનસિક પૂજાનો પણ સમાવેશ થાય છે), પ્રતિમ ઉપચાર, મણ્ડલ, યન્ત્ર, મન્ત્ર, જપ, ન્યાસ, ભૂતશુદ્ધિ, મુદ્રા, ધ્યાન અને સંસ્કાર એનો ખપ પડે છે મુદ્રા ભાવનુ અતિશયત્વ સૂચવે છે એક તરેહની મુદ્રાનું નામ 'ઉન્મની' છે જ્યારે શક્તિતત્વ જગતનો અવભાસ કરવા પ્રકાશ રૂપ શિવતત્ત્વમા અંકુર કાઢે છે ત્યારે તે 'ઉન્મની' દશાવાળુ ગણાય છે તે પહેલા પણ શિવતત્વ શક્તિ વિનાનુ હોતું નથી, પણ શક્તિ લીન હોય છે તે દશાને 'समनी' કહે છે જ્યારે જીવ સંસારીમાથી અસંસારી દશામાં જવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેને પોતાની ચૌદે ઇન્દ્રિયો (૫ કર્મેન્દ્રિયો+૫ જ્ઞાનેન્દ્રિયો+૪ અંતઃકરણ) ને બહારના વેગમાથી પ્રત્યાહૃત કરી અતર્મુખ કરવી પડે છે ત્યારે 'मनोन्मनी' મુદ્રા થાય છે

શબ્દ બ્રહ્મના અપર બિન્દુનો સ્ફોટ થતાં તેમાંથી 'બીજ' 'બિન્દુ' અને 'નાદ' એમ ત્રણ સ્થિતિ થાય છે. બિંદુ=શિવ, બીજ=શક્તિ અને નાદ એટલે શિવશક્તિનો સમવાય સંબંધ એ વિના મન્ત્ર સ્ફુર્તિ થતી નથી

શાક્ત સંપ્રદાયની દેવીઓ બાલા, ત્રિપુરા અને કાલી એ ત્રણ વ્યૂહમા ગોઠવાય છે અમુક મન્ત્ર વડે અમુક દેવીના ચેતનની સ્ફુર્તિ થાય છે એમ મનાય છે ચૈતન્યશક્તિ જીવમા વાક્, કામ્ અને બલ્ એ ત્રણ રૂપે ઝળકે છે તેના પ્રતિબંધોને દૂર કરી અપ્રતિબંધ શક્તિ જાગ્રત કરવી એ મન્ત્રશાસ્ત્રનુ પ્રયોજન છે. ए क्लीं અને सौं–એ વાગ્ભવ, કામ અને શક્તિ કૂટ ગણાય છે તેના લોમાનુલોમથી ઉત્પન્ન થતો મન્ત્ર 'બાલા' કહેવાય છે ત્રિપુરા પંચદશાક્ષરી, શ્રીવિદ્યા ષોડશી અને ભુવનેશ્વરી ह्रीं બીજરૂપ મનાય છે આ પંચદશાક્ષરી અને બીજ મન્ત્રોના permutations & combinations

અર્થાત્ સન્નિવેશ ભેદ વડે ભિન્ન ભિન્ન દેવતાના મન્ત્રો રચાય છે અને તે મન્ત્રયોગ વડે તે તે દેવતાનો સાક્ષાત્કાર થાય છે.

શાક્ત દર્શનમા 'માયા' શબ્દ વેદાન્ત દર્શનના માયા શબ્દથી કાઇ જૂદા અર્થમા વપરાય છે શિવચેતનની સ્વાભાવિક શક્તિ આવરણ કરનારી અને પ્રમાતાને ઢાકનારી માયા કહેવાય છે અને તે છ કચુકમા તત્વરૂપે રહે છે

દરેક ધર્મમા સાકેતિક ચિન્હનો વપરાટ ઓછો વત્તો જોવામા આવે છે ઇસ્લામનો અર્ધ ચન્દ્ર, ઇસાઇનો ક્રોસ, અને આપણા સ્વસ્તિકો–સાથીઆ આ બધુ જાણીતું છે

શાક્તઆગમમાં આવા ચિન્હો પુષ્કળ છે એ ખરૂ છે કે શાક્તઆગમનાં ઘણા ચિન્હો કામુક છે. ઘણા જનો–અગ્રેજ વિદ્વાનો આ વાતથી ક્ષોભ પામી તન્ત્રશાસ્ત્રને બિભત્સ કહે છે. કલકત્તા હાઇકોર્ટવાળા જસ્ટીસ સર જોન વુડ્રોફ જેઓ તન્ત્રશાસ્ત્રના પ્રસિદ્ધ અભ્યાસી છે તેઓ કહે છે કે 'આમ ક્ષોભ પામનારા જાતે મહા નીતિવાન પુરૂષો હોય છે એમ નથી અમુક વ્યક્તિ આમ ક્ષોભ પામે છે તેટલા જ ઉપરથી એ મહા નીતિવાન છે એવો મને ખ્યાલ ધરાધરી આવતો નથી ક્ષોભ ઉત્પન્ન થવાનાં કારણો તે માણસમા નૈસર્ગિક અશુદ્ધાઇ અને નિરકુશ મન એ છે સ્વભાવત વિષયમા પચેલો માણસ જ્યારે મનમાથી એ દુર્ગુણ કાઢી નાખવાનો યત્ન કરતો હોય ત્યારે એવા ભાવ ઉત્પન્ન કરે એવી દરેક વસ્તુથી બ્હીને દૂર નાસે એ સમજાય એવુ છે છતા એતો ખરૂ કે આવો ભીરૂ માણસ, જે માણસ કુદરતી વસ્તુઓને પોતાને કાઇ પણ નુકશાન થશે એવી બ્હીક વગર બેધડક સ્વાભાવિક રીતે જોઇ શકે તેના કરતા અધમ છે, અને દુર્બલ આત્મસયમવાળા 'પશુઓનુ' જે વડે પતન થાય એવી વસ્તુઓમા પણ માત્ર ચિત્નો જ પ્રકાશ દેખે છે–તેને ચિદ્રૂપેજ જૂવે છે–એવા મનુષ્યના કરતાં તો ક્ષોભ પામનાર માણસ ઘણો જ અધમ છે. જાતે કશી વસ્તુ મલીન નથી મલીન મન વડે જ મલીન જણાય છે

સર જોનને એક વૃદ્ધજને એ બાબતે પત્ર લખ્યો હતો તેમા તેણે લખ્યુ હતું કે તન્ત્રશાસ્ત્ર એટલા બિભત્સ છે કે તેનુ વાચન માત્ર માણસનુ પતન કરે છે બેશક આવા આત્મસયમ વગરના દુર્બલ કમનશીબ જનો જેના ઉપર આ શાસ્ત્રના વાચન માત્રથી આવી અસર થાય તેવાએ તો પોતાના અત કરણ ઉપરનો કાબુ સુદૃઢ થાય ત્યા સુધી તન્ત્રશાસ્ત્ર ન વાચવા. આવા મનુષ્યે તો નિરાભરણ નમુના ઉપરથી ચિત્રકળાનો અભ્યાસ ન કરવો જોઇએ. એવા એ તો મનુષ્ય વર્ગના ભૌતિક શરીર, હાલત અને સબધ જાણવા સારૂ માનવવશ શાસ્ત્ર Anthropology ના સામુએ ન જોવુ જોઇએ વૈદ્યક શાસ્ત્રના એવા વર્ણનોવાલા અમુક અમુક ભાગનો અભ્યાસ જ માડી વાળવો જોઇએ જનનશાસ્ત્રના પુસ્તકોનુ તો નામે ન દેવુ જોઇએ, તેમજ રોમન કેથોલિક પથનાં, શું કરવુ અને શું ન કરવુ એમ દરેક કાર્યની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરનારા Casuastical ગ્રન્થો જોવા પણ ન જોઇએ મસ્તકવિદ્યાથી આપણે જાણીએ છીએ કે મગજમા પ્રેમ અને જનનેન્દ્રિયને લગતા પ્રદેશ ઘણા જ સન્નિધ આવેલા છે. આ કારણને લીધે કે વખતે બીજા કારણને લીધે પણ ઘણા ધર્મમાં

સૃંગારરસ અને એવીજ ભાવનાઓ ઉત્પન્ન થઇ છે આથી જ કે સ્યાત પ્રેમની પરિસીમા બતાવવા તાન્ત્રિકો પોતાના વિચારો ઘણે ભાગે કામુકની પરિભાષામાં ગુંથે છે એ પૂર્વે હુ સૂચવી ગયો છુ. એમ કરીને શાક્તો ભૌતિકભાવમાથી અભૌતિકભાવનું સ્ફુરણ કરાવે છે. અનાધિકારિને વ્યામોહ ઉત્પન્ન કરે છે. 'કામકલા' આ શબ્દ શાક્ત શાસ્ત્રમાં તેમજ જૂનીની કવિતામા પણ ઘણો વપરાયેલો છે આ શબ્દ અમે ઉપર કહી ગયા તેનુ સારૂ ઉદાહરણ છે.

શાક્તશાસ્ત્રોમા પણ અનધિકારીએ અમુક ગ્રથ અગર તેનો અમુક ભાગ ન વાંચવો, ન શિખવો એવી સિક્ષા છે તેમ જ અનધિકારીને આવી પુજાનો નિષેધ પણ છે વળી આ શાસ્ત્રો સઘળાઓએ અને માત્ર કુતુહલ સારૂ વાચવાના નથી. વળી આ શાસ્ત્ર ઘણા પ્રાચીન કાળમાં લખાયલા છે જે વખતે શિષ્ટ અને સભ્ય શું એની માન્યતા જ હાલ છે તેવી તરેહની નહોતી શમ, દમ અને તપ વડે શુદ્ધ થયેલાના ઉપર નઠારી અસર થઇ જ ન શકે એવી માન્યતા હતી. પુન બ્રહ્માંડ અને વિશ્વ રચનાઓનો વિચાર કરતા આપણે વિશ્વમાથી જ દૃષ્ટાંત લેવા પડે. સર્વદા કામુક દૃષ્ટાંતોની આવશ્યકતા નથી પણ ગમે તે કારણથી મનુષ્યોએ એમ કર્યું છે અને એટલુ તો ખરૂ કે એ દૃષ્ટાંતો યથાયોગ્ય છે

**નાસદીય** સૂક્તમા જગત સર્જનનો ક્રમ છે તેમા જગત્ ધાતુની વિકૃતિ કેવી રીતે થાય છે તે વર્ણવ્યુ છે ત્યાં આગળ પણ આવા જ શબ્દોનો વ્યવહાર કર્યો છે. આ સબધે રા ઉત્તમલાલ ત્રિવેદીએ કરેલો એ સૂકતનો અનુવાદ લક્ષમા લેવા જેવો છે

"આરભમા તમ હતુ, તમથી નિગૂઢ,
કહેવાતું ભેદ વિણ જે જળમાત્ર સર્વ,
ને માત્ર "આભુ' વળી છાદિત તુચ્છથી જે,
તે, તત્ત્વ, એક પ્રકટ્યુ તપના પ્રભાવે—૩
તેનુ હતુ પ્રથમ જે મન કેરૂ રેત,
આરભમા સબળ તે થયુ કામ રૂપ,
તે ક્રાન્તદર્શી કવિયો નિજબુદ્ધિ યોગે,
મધ્યે અસત તણી રહ્યુ "સત" એમ જાણે—૩

આ મન્ત્રોમા આદિતત્ત્વ જયારે અવ્યાકૃત દશામા હતુ ત્યારે 'તમસ' શબ્દથી ઓળખાતુ, પરતુ તેમા અન્તર પ્રકાશ હતો જે અદૃષ્ટ્ય પ્રાણીના કર્મ વેગથી ક્ષોભ પામી ભવિષ્ય જગત્ કેવું થવું જોઇએ તેની પર્યાલોચના કરવા લાગ્યું તેને 'તપ' નામ આપવામાં આવે છે. તે તપથી દ્રવ્ય દ્રવરૂપ થયુ અને તેમા સમનીની ઉન્મની દશા થઈ તેને આલકારિક ભાષામા 'રેતસ' કહે છે, અને તેને 'કામ' શબ્દથી વ્યવહરાય છે

વિશ્વ સર્જનની આદિપુરૂષની કામભાવના જીવમા પણ પ્રવર્તે છે, પણ નાની મર્યાદા ઉપર આમ હોવાથી તે 'કામકલા' કહેવાય છે. આ કામનો વેગ ઇચ્છા, જ્ઞાન

મને ક્રિયા એ ત્રણ રેખાઓ વડે થાય છે, અને તેની ભાવના ત્રિકોણ રૂપ પ્રતીકમાં દર્શાવાય છે. (તેના મધ્યમાં બિંદુ સુધી સચેતન ત્રિકોણ વડે—એટલે સાંખ્યપ્રતીક વડે તન્ત્ર શાસ્ત્રમાં જણાવવામાં આવે છે) વામમાર્ગીઓ સાંકેતિક ચિન્હોમાં શુદ્ધભાવના રાખી તેમના હલકા આચારો કરે છે, અને દક્ષિણમાર્ગીઓ 'શ્રીચક્રમાં અંતર્યાગથી શિવશક્તિયોગ સાધે છે.

'કામકલા' નું પ્રતીક ત્રિકોણ છે. તેની પ્રત્યેક રેખાને વામા, જ્યેષ્ઠા રૌદ્રી અને મધ્યમાં આવેલા બિંદુને—કેંદ્રને શિવ બિંદુ કહે છે. શબ્દબ્રહ્મનો આ સાંખ્યપ્રતીકમાં સ્ફોટ કરવામાં આવે છે

શબ્દ બ્રહ્મ ૫૧ કળામાં ઉદય પામે છે

अ थी अः = १६
क् ,, त् = १६
थ् ,, स् = १६
ह् ळ् क्ष् = ३ / ५१

સાંકેતિક ચિન્હોનું આ રહસ્ય ઉત્થ અધિકારીને દર્શાવવામાં આવે છે અને શ્રી **कामकला** શબ્દ તન્ત્રમાં ઘણે ભાગે અસ્પષ્ટ વિવરણવાળો હોય છે, અને ગુરૂગમ ( માનવામાં આવે છે.

આવા ઉપર ચોટીયા અને ટુંકા પણ આવશ્યક વિષયાન્તર પછી આપણે 'જની' ની કવિતાનો રસાસ્વાદ લઇશું.

પ્રથમ 'જની' ના 'નાથજી પ્રાગટ્ય' સબંધે કહીશું. કહી ગયો છું કે 'જની' ના ગુરૂશ્રી—મીઠું—મહીકાંઠા એજન્સીના બાવીસીના પેટા મહાલ મહીસામા જનમ્યા હતા.

'જની' કહે છે કે મહીસામા જનમ્યા પૂર્વે નાથજી શિવ રૂપે શ્રીનગરમાં અખંડ રાસ ખેલતા હતા.

(૧)

"ધન્ય ધન્ય 'શ્રીનગર' સોહામણું ધન્ય ધન્ય શ્રીજીનો વેશરે
નિત્ય પ્રત્યેરે આનંદમાં નાથજી ખેલે છે રાસરે.
રાસ અખંડમાં ખેલતા મન થયો સહુને ઉલ્લાસરે
પ્રેમે પિઉજી શું બચીઉં દેખાડો દ્વૈતનો રાસરે.
વચન સુણી વિનતા તણાં બોલીયા પોતે શ્રીનાથરે,
એક મનોરથ માગીઓ સાંભળો સખીઓનો સાથરે.
બહુ બ્રહ્માંડની ભૂમિકા જે પર માયાની છાયરે,
નિરખતીમાં જ્ઞાન તરણ જશે સંકટ સર્વને થાયરે.
શિક્ષા કરૂં છું હું સર્વને સમરથ શ્રીપુરનો રાયરે,
અંશે કરી સહુ અવતરો આવી કરીશ હું સાહરે.

ભુર લોકે સહુ અવતરી ભૂજવી પાંમ્યા છે કાયરે,
વચન પોતા તણું પાળવા મનમાં કીધી ઇચ્છાયરે
મૃત્યુ લોકેજે પ્રગટ થયા સર્વનું કરવાને કામરે
"જની"રે દાસી નિત્ય પ્રણમી સર્વદા સેવે નિષ્કામરે

આવા ઉદેશથી નાથજીએ મહીસામા જન્મ લીધો

( ૨ )

ધન્ય ધન્યરે શ્રીમહિસા ગામ, શ્રીપુર તુલ્ય છે તે ધામ,
ગોઢ જાતિ સુર અભિરામ, ઉજ્વલ કુળમા પ્રભુ પ્રગટયારે—૧
સવત સત્તરસે ચોરાણુ, ફાલ્ગુન પૂર્ણિમા પરમાણુ,
મધ્યાન સમેનુ જોઇ ટાણુ, અવતરો કુળ પાવન કર્યુરે—૨
અવતર્યા ધણી, ચાલીરે વધામણી
ઘણીરે શોભા બણી, આનદ સાગર ઉલટયોરે

જન્મોત્સવનુ વર્ણન કરી જની કહે છે કે—

અખિલ જગપતિ, જાણે શું એહની ગતિ,
'જની' દાસી શુભ મતિ, જન્મ સમેનુ સુખ વર્ણન કરેરે—૮

( ૩ )

"પ્રેમે પ્રકાટ થયારે શ્રી અતરજામી
નિજ જાતિની માતા ઘણુ સુખ પામી
હેડે હરખ ધરીને બોલે મુખ વાણી,
ઘેર તેડે છે સર્વને આનદ આણી.

* * * * *

જાતકર્મ કરે છે મળી સર્વ નારી,
મુખે બ્રાહ્મણુ મત્ર ભણે સુખકારી
દધિ દુર્વાને અક્ષત હળદર લઇ,
નવરાવે પ્રભુજીને આશીષ દેઇ.
પારણામા પોઢાડે પોતાનીરે માય,
નિત્યે આનદ આણી હાલરડા ગાયે
એની અકળ ગતિને કળે નહિ કોઈ.
'જની' દાસી આનંદ પામે મુખ જોઇ

આ પ્રમાણે કરતાં કરતાંઃ—

( ૪ )

"દિવસે દિવસે લાલ વધે જેમ ઉજ્વલ પક્ષનો ચદ્રજી,
જોઇ જોઇ સુરત્ય માતપિતાને થાય ઘણો આનંદજી.
જોતેક દહાડે લાલ થયા છે પચ વરસના બાલજી,
માતપિતા મનમા ઘણુ હરખે આવ્યો ઉપવિત કાળજી.
મુંજી બધ કરીને આપ્યું ઉપવિત અગે સારજી,
બ્રહ્મચર્યવ્રત પાળે પોતે વેદ ભણે નિરધારજી.

વિદ્યાભ્યાસ કરી થયા પરસિધ પાણી ગ્રહણ કર્યું આપજી;
ગૃહસ્થાશ્રમ કરે સુખરૂપે ન ગણે પુન્ય ને પાપજી.
રંગવિહાર કરે લલિતા સંગ રૂતુ રૂતુના સુખ ભોગજી,
ખાનપાન કરતાં મન વાધ્યો આનંદ કેરો ઓઘજી.
કેટલેક દિવસે ગુરવીજીને અંગ વાધ્યો પરિવારજી,
સંસારથી મન તૃપ્તી પામ્યું મન્ય કર્યો વિચારજી
આશ્રમ મુકી તત્ક્ષણ ચાલ્યા ગંગા કેરે તીરજી,
શાસ્ત્રાભ્યાસ કરીને ઓઉ મન થયું નહિ સ્થિરજી.
અકળ લીલા શ્રીનાથજી કેરી કુણે કલી ન જાએજી.
'જની' દાસી શ્રીનાથજી કેરા ગૃહસ્થાશ્રમ ગુણગાયજી

( ૫ )

"મન વિચાર કરી ગુરૂરાય, સાધન કરવા ત્યાથીરે જાય
વિંધ્યા ધરણીધર ઉત્તમ દરી, ધ્યાન ધરે મનને વશ કરી
અષ્ટભુજા દેવીને પાસ, ગંગા તીર કર્યો રે નિવાસ
શ્રીનાથજી કેરૂ ચિંતન કરે, દિવસથી દિવસ નિસ્તરે.
અન્ન જળનો લીધો છે નેમ, સમરે પ્રભુને આણી પ્રેમ.
અહોરાત્ર એકાદશ થયા, શ્રીનાથજીને આવી દયા.
દ્વાદશમી રાત્રી મધ્ય ગઈ, જલહલ જ્યોત પ્રગટજ થઇ
દશ્ય થયુ સ્વસ્વરૂપજ તણું જાણ્યુ સકળ જગત સમાણુ.
મુસ્તક ઉપર મુકયો હાથ, પોતે બોલ્યા ત્યા શ્રીનાથ
મ્હારૂ રૂપ તે તાહારૂ રૂપ, અદ્વૈતમાં અનેક સ્વરૂપ.
શ્રી નગરીનો નિરખો રાસ, સ્વસ્વરૂપ તણો પ્રકાશ.
અંતર આતાનાં જાગીયા સ્વસ્વરૂપ થકી જાગીઆ.
જેવું દીઠું તેવું ધારીઉં પ્રારબ્ધ ઉપર મન આવીઉ.
હંસલીઓનું કરવા કામ મૃત્યુ લોકે કીધો વિશ્રામ.
અકળ લીલા શ્રીનાથજી તણી 'જની' દાસી શુદ્ધ ભાવે ભણી

આ પ્રમાણે દીક્ષિત થઇ-દિવ્ય બની મીઠુ શ્રીમદ્‌ભાગીરથીના પુનિત પુલિન ઉપરથી ચારૂતરભૂમિમાં—મહીસામા પાછા પધાર્યા

( ૬ )

"પૂર્ણરૂપ થઇને પ્રભુ નાથજી આવ્યા મહીસા ગ્રામજી,
ગૃહસ્થાશ્રમ માંડયો રે લલિતા સંગ પૂર્ણ કરવા કામજી.
જાણે નહિરે કોય મહીમા એનો મૃત્યુ લોકનો જનજી,
અધમ તણા ઓધારણ સર્વને તારવા કીધુ મનજી.
રસીક જનાંને રે તરવા કરીયું રસશાસ્ત્રનું ગાનજી,
મારગ પ્રકટ કરો રે પોતાનો થાય અદ્વૈતનું ભાનજી.
નવધા ભક્તિ કરી રે સેવાવ્યા શ્રી નગરીના નાથજી,

પ્રેમભક્તિમાં તત્પર કીધા સર્વ સખીઓનો સાથજી.
ઇચ્છાએ જે આવીને મહીંજ તેહને દીક્ષા આપીજી,
કર્મ તણાં કલેવરના બંધન તતક્ષણ નાંખ્યાં કાપીજી.
કર્મ ઉપાસન ને રે વળી જ્ઞાનજ કાંડ તણો જે મર્મજી,
સમઝાવીને સુકાવી દેખાડયો ભક્તિ માર્ગનો ધર્મજી.
દીન દીન પ્રત્યેરે પ્રેમ વધારી ભક્તિ કરાવે સાચીજી,
શાસ્ત્રે કરીને રે સમજણ પાડે કોર ન રાખે કાચીજી.
ગાનને તાનને રાગને રંગમાં સેવાવે શ્રીનાથજી,
અકલ લીલા જોઇ તન મન અર્પી જની રે નમે જોડી હાથજી

અગાડી જતાં જની ભક્ત મંડળની વાત કહે છે—
આપ જે દીક્ષા કરી સ્વશીને જાણી પોતાનું અંગજી.

મીઠુનો પોતાનો માર્ગ ફેલાવવાનો પ્રયાસ માત્ર મહીસામાજ હતો એમ નહિ તેઓ

"વેગે કરીને આવ્યા તે સ્વામી આવ્યા દધિપુર ગ્રામજી
કૃષ્ણદાસ તણે ઘેર આવી પોતે કર્યો વિશ્રામજી.
દીક્ષા તે આપી કરીને પોતે કીધા આપ સમાનજી.
રતનબાઈ નામે છે નારી તેહને દીક્ષા આપીજી
જન્મ જન્મ તણા જે બંધન પલમા નાખ્યાં કાપીજી
વરજકુઅર રણેસ્વર નામે એ બેહુનુ જોડુંજી,
જુગલ દીક્ષા તે બેહુને અર્પી પ્રગટયુ રૂપ તે મોટુંજી"

મીઠુ મહારાજ પીહજ ગયા અને ત્યા વૈદ્ય, કુબેરબાપા, મયારામ, મીઠારામ ઢંકણભાઈ વગેરેને મંડળમા દીક્ષા આપી આપીને ભેળવ્યા

(૭)

'શ્રીપુરથી પૂર્વ ભાગે છે રે છે તે વળી ક્ષુદ્ર ગ્રામ,
મહી સમીપે પીયુ આવીઆ જયાં છે વાડવપુર ગામ.

વાડવપુરમા નરસૈં શુકલ, કુબેર જાની, અંબારામ, જોઇતારામ, હરસતભાઇ, સામળ, જેશંકર, મીઠા, ઇશ્વર, નામતરાય, હરસદરાય, નથ્થુભાઇ વગેરેને દીક્ષા આપીને પાવન કર્યા હતા. મોટા ભાઇ ખુશાલ, નાનાભાઇ દુલભરામ ગીરધરલાલ, નીરભે, મનસુખરામ એ પણ એમના ભક્ત હતા

આ પ્રમાણે ભક્તજનોને મંડળમાં ભેળવતા, રસધર્મ શિખવતા તેમને સમરસીઆ બનાવતા પોતે

(૮)

સંવત ૧૮ સતાળા માહે, માગસર માહે વિરામી છહિ,
કૃષ્ણ પક્ષિને વળી શુભ તાંહિ, પૂર્ણરૂપ પોતે થયારે."*

* મીઠુ મહારાજ—જનીના ગુરૂશ્રી સંવત્ ૧૭૯૪ મા જન્મી સંવત્ ૧૮૪૭ મા વિદેહ થયા હતા

પોતાના ગુરૂના મરણ સંબંધી જની એક જગ્યાએ લખે છે કેઃ—

( ૯ )

સંવત અષ્ટાદશરે સતાળા વરસમાંરે
માગસર વદી છઠે સ્વામી ગયા સ્વધામ
કાર્યને કરીરે, વળી રસિકા તણા રે
પામ્યા વળી પોતે પિઉ તે વિશ્રામ- ૧

રૂપમા આવીરે, શિક્ષા કરી સર્વને રે
કીધો વળી સઘળાને ઉપદેશ.
પ્રારબ્ધ પ્રમાણેરે કાર્ય થાશે કોયનું રે
એવું કહી ગયા તે 'દિવ્ય દેશ'- ૨

અજ્ઞાન વાળારે આવરણ છે જેહુનેરે
તે તો કહેશે સ્વામી થયા અરૂપ-
વિજ્ઞાન ચક્ષુરે નેત્ર જેના દિવ્ય છે રે,
તેહને ભાસે સર્વત્ર માહી સ્વરૂપ. ૩

નામ રૂપ ભાગીરે જો જો નિર્મળ નેત્રથીરે
સર્વત્રમાં આપે છે રે અખંડ-
સ્વ સ્વરૂપ થાતે રે જેહેનું લુંપન ગયુંરે
તેનો મટીયો માયા કેરો વળી બંધ. ૪

સ્વામી માહારો રે, પ્રત્યક્ષ પાસ છે રે,
વળી પીયુ રાસ વિલાસે અધીક.
'જની' તો વિરામીરે, સમરસ ખેલમાંરે
પીયુ પ્રગટયો સર્વ માહે તે ઠીક. ૫

મોટુ મહારાજ પાસે એકદા એક કાગડો અને એક હંસ બન્ને શિક્ષા લેવા આવ્યા હતા એવું રૂપક બાંધીને જનીએ એક મઝાનું પદ બનાવ્યું છે પરંતુ સમય અને જગાના સંકોચને લીધે અહિં કહી શકાતું નથી

'જની'ના જૂદી જૂદી ભાવનાવાળા અને જૂદા જૂદા બંધની કવિતાના થોડાક નમુના જોઇશું

( ૧૦ )

"સ્વશક્તિ પોતાનીરે, પોતાની તે વાસનારે,
નિત્ય કરે સ્વ સ્વામીની સેવ.
શક્તિને તો સ્વામીરે સ્વામીને સ્વામ્યનીરે
એક જાણો અવર બીજો નથી દેવ. ૧

શુદ્ધ વાસનામારે વિકાર માયા તણોરે,
સ્વ સ્વામિને માને પોતાનો જીવ,
વિકાર માયાનોરે મટે જયારે મધ્યથીરે
જયારે ભાસે સ્વ સ્વામી તે શિવ. ૨
અવિદ્યા મટીને રે શુદ્ધ વાસના થઇરે
શુદ્ધ થયે પોતે પીઉને શર્ણું.
આવી નથી આંહીરે ત્યહાંની તે ત્યહાંયે છેરે,
તેહને નથી જન્મ ને વળી મર્ણું. ૩
જન્મ તો માયાનેરે, મર્ણું માયા માનજેરે,
માનો વળી સુપ્નવત્ સંસાર,
સુપ્ન મિથ્યા થાતેરે, દેહ સુપ્ન તણોરે
ભજયો ભજયો જાગ્રતમાં નિરધાર. ૪
અજ્ઞાન અંધારૂંરે, મટે જયારે મનનુંરે,
અહીંનું ત્યહાનું એકજ થાયે તે રૂપ
અરૂપ માયાનુંરે મટયું મહારા મનનું રે,
થયું થયું થયું તે શુદ્ધ સ્વરૂપ ૫
અવિદ્યા તે ટાલીરે, દેવીએ દયા કરીરે,
દયા કરી પોતે થઈ પ્રકાશ
'જની' શુદ્ધ થઇરે શક્તિ સમરસ થતેરે,
પામી પામી પોતાત્ણો અવાસ ૬

કવિશ્રી દયારામની 'પ્રીતડીની ગીત અતિ અટપટી' ના જેવા બંધની 'જની' ની 'ગીરધારી વિના ઘેલડી', 'છેલ છબીલડી છેલડી' એવી ઘણી ગરબીઓમાંથી માત્ર એક જોઇશું

(૧૧)

"માયા તે રંગમાં રમાડે, સખી જુવો માયા તે રંગમા રમાડે,
નિષ્કામિકને પરમ સુખ અરપે સકામિકને ભમાડે ૧
વિષયી જીવ રાત્રિ તુલ્ય દેખે મુક્તને દિવસ તે દેખાડે. ૨
મુમુક્ષુને વળી રાત્રિ ને વાહાણું એવી માયા તે સમજણ પાડે ૩
પ્રેમીને વળી પોતે પ્રેમ દેખાડે સકામીને નાખે ખાડે ૪
'જની' ને તે પ્યારે પ્રસન્ન થઇ છે, પિઉના પદને પમાડે ૫

વળી.

(૧૨)

"નાથ તણા પરિવારમા, સખી ભળી નાથ તણા પરિવારમાં.
પૂર્વ સંબંધે પરિવારને પામી, રહુ સ્વપ્નવત સંસારમાં. ૧
આધારથી પરતત્વ તે સુધી, છે ધામ ધણી આધારમા ૨
હું વીના તે સર્વ ખેલ પીયુનો વળી આપે ખેલે અપારમાં ૩
માતપિતા પરિવારમા પોતે પરસપર વહેવારમાં. ૪
'જની' દાસી પીઉ સમરસ થઇ ગઇ, આવી ભળી અકારમાં ૫

---

(૧૩)

( કાફી )

' અપરાધ ક્ષમા કીજે, પ્યારી મ્હારા અપરાધ ક્ષમા કીજે.
અદ્વૈત ઉન્મની તમો મુકોરે મનથી તુર્યામા મન મેલીજે.
યુગ ધર્મ જીણો છેરે કલિયુગનો દુષણ માથે ધરીજે
વિપરીત વાત વિચારીરે કીજે કુળ હંસનુ મન રીજે.
પ્રેમ આણી પ્યારી કરૂ પ્રાર્થના વિનતિ તે માની લીજે
અજ્ઞાન બળે નથી સમજણ જેમા કુડોં વાત સુણી મન હીજે
પ્રગટરૂપ સમાવો પોતાનું સ્વ સ્વામીથી લાહો લીજે
સમજણ આણો સુણી વચન ' જની ' નાં કુળ હંસ સાથે રમીજે

---

(૧૪)

" પ્રેમને વશ્ય છે પીઉજી અમારો અમો છુ પીઉજીને વશ્ય
અદૃશ્ય હુતા તે દૃશ્ય મુને થયા, હુ તો થઇ પીઉથી સ્પર્શ્ય
રાખ્યા મેં તો મનથી રે, પૂર્ણ પ્રેમે દામી—
કામરાજ છે પીઉજી અમારો છે સમરસને આધીન
અમો રસિયા છું રમણ રાસના, રસમા થઇ ગયા લીન,
પ્રભુજી અમારો રે બહુ દીઠો કામી—
ઘટ ઘટ મધ્યે વ્યાપી રહ્યા છો પ્રભુ પૂર્ણરૂપે છો એક
નખ શિખ સઘળે સ્વામી સરખા એવો પીઉનો ટેક,
દાસીના ઉરમારે રહ્યા અંતરજામી—
અનિત મટી ગઉ નીત્યમા મળતે નીત્ય થઉ મુજ તન,
પ્રતિબિંબ તે બિંબમાં ભલીઉ એક થઉ મુજ મન,
છાયા વિરામીરે ' જની ' ને મળ્યો સુખધામી—

---

શ્રી ભગવદ્ગીતાના ' अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ' એ વાક્ય પ્રમાણે અવિભક્ત બ્રહ્મતત્વ વિભક્ત જેવું જગત્મા શી રીતે થયું છે અને તેમા અવિભક્તપણાનો અનુભવ શી રીતે મેળવવો તેનુ, વેદાન્તની ક્લિષ્ટ પરિભાષામા નહિ પણ નરસૈં મ્હેતાના એવાજ વિષયના ત્રણ ચાર ઉત્કૃષ્ટ પ્રભાતિયાંની સાથે તુલના થઈ સકે એવા સરલ અને પ્રસાદવાળા કાવ્યથી ' જની ' એ પ્રતિપાદન કર્યું છે.

જેમ મહા સરોવરમા ઘડો ડુબાડયો હોય અને તે પછી બહાર કાઢીએ ત્યારે એક અખંડ જલ રાશિમા આપણે ઘડારૂપ પાત્રવડે જલનો ભેદ ઉભો કરીએ છીએ, અને આ તો ઘડાનુ જલ અને આ તો મહા સરોવરનુ જલ એમ કહીએ છીએ. પણ ખરી રીતે સરોવરનું અને ઘડાનુ જલ અખંડ—એક જ છે. જો ઘડો ફુટી જાય અથવા તે સરોવરમા ડુબેલો રહે ત્યારે આ ભેદ લોપાઇ જાય છે. ઘડાનું સરોવરમા ડુબવું એ નિરોધ છે, એટલે અસંપ્રજ્ઞાત યોગ છે, અને ફુટી જવું એ વિદેહ કૈવલ્ય છે. બન્ને રીતે અખંડપણાનો અનુભવ થાય છે.

ઘડાનો અભિમાની તે જીવ અને સરોવરનો અભિમાની તે શિવ; એ બેનુ અખંડપણાનું ખંડ જણાવનાર ઘડારૂપ ઉપાધિનો ત્યાગ થવાથી સ્પષ્ટ અનુભવમાં આવે છે અને જ્યારે તેમ થાય છે ત્યારે ધ્યાતા ( જીવ ) અને ધ્યેય ( ઇશ્વર ) શમી જાય છે.

(૧૫)

,, આપે અખંડ છો, ખંડ ખંડિત થયૂ, ખંડ અખંડમા જઇને ભળિયૂ
પાત્ર ફૂટી જતે અપાત્રમા આવિયો, રૂપ અરૂપમા જઇને મળિયૂં ! ધ્રુવ.
બિંબ પ્રતિબિંબમા એક અદ્વૈત થતે દ્વૈત નથી તમો ન્યારાં જૂઓ
હું વિના ખેલતે સર્વ છે પિયુનો એવૂં તમો જાણીને હું ને ખૂઓ. આપ. ૧
હુંપદ ખોઇને દ્વૈત તૃષ્ણા તજો, દ્વૈત તૃષ્ણા તજી જૂઓ ન્યાળી,
ખાલી નથી રેષ ને દ્વેષ શાને ધારો? પોતે છે પૂર્ણ, નથી લેશ ખાલી. આ ૨
ચર અચરમાં સઘલે રહ્યો વિસ્તરી અંતરની આંખે વિચારી જોતે
ધ્યાતા ને ધ્યેય તે સર્વ ફીટી ગયુ, આંહીં ને ત્યાંહીં નૂ એક હોતે. આ. ૩
પિયુ છતે થયે હુતે દાસી હું ગઈ ' જની ' ને ગયે હુ પિયુ છતો થયો
ખોલતા પિયુને સર્ગાથી સમજજો શ્રી નાથ મહારો સમજીને લહો. આ ૪

---

' જની ' ની કવિતામાથી ચુટી ચુટીને વાચતા પાર આવે તેમ નથી સામાન્યત એનો કવિતાનુ ભાન કરાવવાને અમે આપેલા ઉદાહરણો અમને પૂરતા લાગે છે માટે હવે અમે જનીના જ શબ્દમા નિરાંજન કરીશું.

(૧૬)

રાગ ગોડી.

" આરતી ઓવાલો સખી આરતી ઓવાલો,
ગઉધેન ચારીને આવે ગોવાળો ૧
કપુર ભરીને લાવો કનકનો થાલો,
જ્યોત સ્વરૂપની જ્યોત અજુઆલો ૨
રમો ' જની ' ના પ્રભુ છે રે સનેહી,
પામી પીઉને હુતો થઇરે વિદેહી ૩
દાશી તે તાન કરે તત્તા થેઇ,
અખંડ અહેવાતન મારે તો એહી. ૪
છેલ છબીલો પીઉ છે રૂપાલો,
દીલની આખડિયે પીઉને ન્યહાલો ૫
અખંડ ખેલ મારા પીઉનો ભાળો,
જોઇ જોઇ તમે દેહે દુખ ટાળો ૬
આરતી ઓવાળી શરણુ સુખ માગો,
સમરણ કરીને ભવદુખ ભાગો. ૭
સુષુપ્તી મુકીને તમો તરત જાગો,
પ્રણામ કરીને પીઉ પાય લાગો. ૮
નૃત્ય કરીને જની નૃતથી નાચી;
માની પીયુએ દાસીની ભક્તિ સાચી. ૯
હવે ન ગણુસો કાઇ વાત કાચી;
જોઇ જોઇ પ્રેમ જની જોઇ રાચી. ૧૦

કાશીભાઇ પીતાંબરદાસ દેરાસરી.

# પંદરમી સદીમાં બોલાતી ગુજરાતી ભાષા.

'ભાષા' એ મનુષ્યજીવનનું સર્વોપયોગી સાધન છે એ સાધનવિનાનું કોઇ પણ જીવન પોતાનું અસ્તિત્વ ધેરાવી શકેજ નહિ, એ વાત નિર્વિવાદ છે આ ઉપરથી 'ભાષા' વસ્તુ કેટલી કીમતી છે, અને તેની ઉન્નતિ કરવાની કેટલી જરૂર છે, તેનો આપણને કાઇક ખ્યાલ આવવો જોઇયે,

મ્હને જાણીને આનંદ થાય છે કે ગુર્જર ભૂમિના નરરત્નો આજ કેટલાક સમયથી પોતાની માતૃતુલ્ય માતૃભાષા ગુજરાતીની ઉન્નતિને માટે સારી મહેનત કરી રહ્યા છે, અને તેમના શુભ પ્રયાસનુ ફલ પણ આપણે પ્રત્યક્ષ જોઇયે છીયે કે આજે ઘણી સારી સખ્યામા એ ભાષાના ગ્રન્થો બહાર આવવા પામ્યા છે.

એટલું છતાં પણ એક વાત મ્હારે સખેદ જણાવવી પડે છે કે આ ભાષા જેટલી પ્રાચીન મનાય છે તેટલા પ્રમાણમાં એનું પ્રાચીન સાહિત્ય બિલકૂલ બહાર આવવા પામ્યું નથી આનું કારણ તેવા સાહિત્યનો અભાવ નહિં, પણ તેની શોધખોળની ખામી હોવી જોઇયે એમ મ્હારૂ માનવુ છે

ગુજરાતીની ઉત્પત્તિથી માડીને લગભગ ૩૦૦–૪૦૦ વર્ષ સુધીની તેની સ્થિતિની આજે યથાર્થ રેખા દોરવી તે અશક્ય છે, સાધનાભાવથી તેનું નિર્દોષ અનુમાન થવું પણ કઠિન છે, તેથી જે સમયનું પુષ્કલ ગુજરાતી સાહિત્ય અસ્તિત્વ ધરાવે છે, જે સમયમાં ગૂજર ભાષા આજના કરતા લગભગ બમણા વિસ્તારમાં વ્યાપક હતી તેજ સમયની તેની સ્થિતિનું વર્ણન કરવુ અત્ર ઇષ્ટ છે, અને તે સમય વિક્રમની પદરમી સદી છે

**કવિની ભાષા તે સમયમાં બોલાતી ભાષાનું યથાર્થ સ્વરૂપ જણાવી શકે નહિં.**

આજકાલ વિદ્વાનોની એવી માન્યતા જોવામાં આવે છે કે કોઈ પણ ભાષાનું પ્રાચીન સ્વરૂપ જાણવા માટે તે વખતના કવિઓના લખાણ પર વિશેષ આધાર રખાય છે. પણ મ્હારી માન્યતા એવી છે કે કોઇ પણ કવિના લખાણને આધારે તે વખતની બોલાતી ભાષાનું યથાર્થ સ્વરૂપ જાણવુ અશક્ય છે કહેવાનો આશય એવો નથી કે કવિની ભાષા તે સમયની ભાષા જાણવાનુ સાધન જ નથી, અલબત્ત કવિ પોતાના સમયની ભાષાનો પોષક છે, ભાષાપર સામાન્ય વર્ગ કરતાં તેનુ પ્રભુત્વ વિશેષ છે, ભાષાને મધુર તથા લોકપ્રિય બનાવવાના કાર્યમા તે અગ્રભાગ ભજવે છે અને ગ્રન્થબદ્ધ કરી તેને ભવિષ્યની પ્રજાને માટે સાચવી પણ રાખે છે, તથાપિ તેની ભાષાથી તેના વખતની સાર્વજનિક વ્યવહારોપયોગી ભાષાનુ તાદૃશ સ્વરૂપ જાણવુ કઠિન થઈ પડે છે. આપણે જાણીયે છીયે કે કવિ પોતાની ભાષાને મધુર અને શુદ્ધ બનાવવામાં સદોદ્યુક્ત રહે છે અને તેથી તે ચાલતે કે ન ચાલતે પણ અપ્રસિદ્ધ શબ્દોનો પણ ઘણે ભાગે તેમા ઉપયોગ કરે છે,

અને તેથી તેની ભાષા સાધારણ વ્યાવહારિક ભાષાની આગળ એક જૂદાજ રૂપમાં ભાસે છે આવી ભાષાથી કાલાંતરમા પૂર્વભાષાનુ ભાન થઇ શકે, પણ તેનું યથાર્થ રૂપ જોઇ શકાય નહિ ગોવર્ધનરામકૃત સ્નેહમુદ્રા અને કેશવલાલ ધ્રુવના ગીતગોવિંદને આધારે ભવિષ્યના શોધકો વીસમી સદીની વ્યાવહારિક ગુજરાતી ભાષાની સ્થિતિ જાણવા માગશે તો આપણે જાણીયે છીયે કે તે કૃતકાર્ય થઈ શકશે નહિ

**પંદરમી સદીની ખરી કવિતા કયા છે?**

આપણે કબૂલ કરીશું કે કદાચ નરસિંહ મ્હેતા કે મીરાબાઇ વિગેરેની કવિતા કે જેનો રચના કાલ વિક્રમની પંદરમી સદી મનાય છે, તે ઉપર જણાવેલ કવિતાને જેવી વ્યવહારોત્તીર્ણ ભાષામા નહિં રચાઇ હોય, તોપણ તેમના નામની સાથે આજકાલ ગવાતી કવિતા પંદરમી સદીની કયા છે? નરસિંહ મ્હેતાની પ્રચલિત કવિતા જોઇને ઘણા વિદ્વાનોનો આવો મત બંધાઇ ગયો છે કે "હાલની ગુજરાતી ભાષા જેવી શુદ્ધ ભાષામા લખાયેલી ગુજરાતી કવિતા તો પ્રથમ નરસિંહ મ્હેતાની છે" આ સ્થળે મ્હારે સ્પષ્ટ કહી દેવુ જોઇયે કે ભક્તરાજ નરસિંહ મ્હેતાના સંબંધમા મ્હારી લેશમાત્ર પણ વિરૂદ્ધ ભાવના નથી ભક્તરાજે પોતાની ભક્તિના ઉભરાઓ કવિતાદ્વારા બહાર કહાડયા છે તે વાત નિસ્સંદેહ છે મ્હેતાના નામની જેટલી કવિતા આજે ઉપલબ્ધ થઇ છે તેટલી બીજા પંદરમી સદીના કવિની નથી થઇ એ વાત પણ ખરી, પરંતુ હાલની ગુજરાતી ભાષા જેવી ભાષામા નરસિંહ મ્હેતાની કવિતા હોવાનુ હુ કોઇ પણ રીતે માની શકતો નથી એટલે કે હાલમાં લોકોમા ગવાતી નરસિંહ મ્હેતાની કવિતા મૂળરૂપમા નથી એમ હું કહુ છુ કારણ કે કોઇ પણ નિયમોને નહિ ગણતી લોકરૂચિને વશ થયેલી ભાષામા સમય સમયમા કેટલું પરિવર્તન થાય છે તે વાતને ધ્યાનમા લેઇને મ્હારા મિત્રો વિચાર કરશે તો તેઓ પોતેજ કહેશે કે પંદરમી સદીની કવિતામાં અને આજે ગવાતી મ્હેતાની કવિતામા આસ્માનજમીન જેટલો ફરક હોવો જોઇયે

મ્હેતાની કવિતામાજ આવો ફેરફાર થયો છે એમ મ્હારૂ કહેવુ નથી પંદરમી તે શુ, અઢારમી સદીની પણ જે કવિતા લોકપ્રિય થઇને લોકોના મુખમા વાસ કરવા પામી છે, અથવા તો પ્રાચીન ભાષાની કીમત નહિ સમજનારા શોધકોના હાથે ચઢી છે તેની પણ તેવીજ દશા થઇ છે. અને જો તેના રચના–કાળમા લખાયેલા પુસ્તકો આજે આપણી દૃષ્ટિ આગળ ન હોત તો તેને પણ મ્હેતાની કવિતાની જેમ હાલની શુદ્ધ ગુજરાતી ભાષામા લખાયેલી માનવાની આપણે ભૂલ કરત, પણ હવે તેમ બનશે નહિ કારણ કે ઘણી ખરી ગુજરાતી કવિતાના જૂના પુસ્તકો હજી વિદ્યમાન છે લોકોમા ગવાતી અને છપાઇ ગયેલી ઘણી ખરી પ્રસિદ્ધ કવિતાઓમા કેટલો કેટલો ફેરફાર થયો છે તે આપણે તે પુસ્તકો દ્વારા સારી રીતે જાણી શકીયે છીયે. મ્હેતાની કવિતાને પંદરમી સદીમા હાલની ભાષા જેવી ગુજરાતી ભાષામા લખાયલી માનનારા મ્હારા સાક્ષર મિત્રો પંદરમી કે સોલમી સદીમા લખાયેલ જૂના પુસ્તકોમાંની મ્હેતાની કવિતાની સાથે હાલમાં ગવાતી કવિતાનો મુકાબલો કરશે તો મ્હને આશા છે કે તેઓ પોતાની માન્યતાને ભૂલભરેલી જોયા વિના રહેશે નહિ.

હવે હું જૂની ગુજરાતી કવિતામા કેવી રીતના ફેરફાર થયા છે તેનાં કેટલાક ઉદાહરણો બતાવવા ઇચ્છુ છુ નીચે આપેલી મૂલ સ્વરૂપમાં

જુની ગુજરાતી કવિ- રહેલી કવિતા અને ફેરફારવાળી કવિતાનો મુકાબલો કરીને તામાં ફેરફાર થયાનાં સાક્ષર વર્ગ તેનુ તારતમ્ય જોશે.

પ્રત્યક્ષ ઉદાહરણો.

લગભગ ૧૬ મો સદીમા થઇ ગયેલ કવિ દેપાલના 'રૌહિણેય રાસ' ની મૂલ-રૂપમા રહેલી કવિતા—

"બાહરટંકુ ગ્રહિ પડિઉ, ટકસાલી આગલિ બલિ ।
લોહખરાનુ બેટડુ તીણઇ, શ્રેણી–સુત અભયડ કલઉ ।।
મદિ પ્રમાદિ ન વાહીઉ, ન મોહિઉ પગ–રમણિ ।
ચદ્ર–ઘરણી ચતુર્થી, તેહ નામ તસ ઘરણિ ।।
તાત–આદેસિ કુવાટિ ચાલતા, કાટડુ એક પા (ભા) ગુ ।
કાટઈ કાટા આઠ કાઢયા, મોકલું થિઉ પાગુ ।।
દેપાલ ભણઇ તે પ્રોછિયો, આધ કહતા આધુ ।
ચોપટ મહલ તે ચોર, વીર–વચનિ થિઉ સાધુ ।। "

—સોલમી સદીના ઉતારમા લખાયેલ એક પ્રાચીન ચોપડાના પત્ર ૩૩ પરથી ઉદ્ધૃત

એજ કવિની સ્નાત્ર–પૂજાની વિકૃત થયેલી કવિતા—

"નવમે માસે આઠમે દિવસે, જાયો જિનવર–રાયોજી ।
ઘર ગૂડી તરિયા તોરણ લહેકે, જીણમદિર ઉચ્છાયોજી ।
તતખિણ છપ્પન્ન કુમરી આવે, વધાવે જીણદોજી ।
દુસ્તર કાલમાહિ એ જીનવર, પ્રગટયો પૂનમચન્દોજી ।।
ઉલાલી વજ્ર સુર એમ બોલે, આસન કપે ઇદોજી ।
તિહા જોઇ અવધિનાણે તેણી વેલા, અવતરિયા જીણંદોજી ।।
તેણે થાનકે જનમ–મહોત્સવ કરવા, આવે ચોશઠ ઇદોજી ।
મેરૂ–શિખર પર રત્નસિંહાસન, બેઠા પાસ જીણંદોજી ।। "

—વિવિધ પૂજાસગ્રહ પૃષ્ઠ ૪૦ મું.

કવિ દેપાલની ઉપરની બને કવિતાઓના નમુના જોવાથી તેમની કૃતિમા કેટલો બધો ફેરફાર થયો છે તે સહજે જણાઇ આવે છે

સત્તરમી સદીના ગૂર્જર કવિ ઋષભદાસની કવિતામા વિકૃતિ—

| સ. ૧૮૫૬ ની સાલમાં લખેલી. હિતશિક્ષાના રાસની પ્રતિ– | સ ૧૯૩૦ ની સાલમાં છપાયેલી હિતશિક્ષાના રાસની ચોપડી– |
| --- | --- |
| "શુદ્ધ શ્રાવકનાં લક્ષણ એહ, | શુદ્ધ શ્રાવકનાં લક્ષણ એહ, |
| કિમ દિનકરણી કરતો તેહ । | કિમ દિનકરણી કહિયે તેહ । |

| | |
|---|---|
| કેહી પરે જાગે પછિમરાતિ, | કિણિ પરે' જાગે પશ્ચિમરાતિ, |
| સુણુયો પુરૂષ તજી પર તાતિ | સુણજો પુરૂષ તજી પરતાંત ॥ |
| શ્રી શ્રાવકની વિધિમાં લહ્યું, | શ્રી શ્રાવકની વિધિમાં લહ્યું, |
| રત્નશેખર સૂરિઇં કહ્યું । | રત્નશેખર સૂરિસર કહ્યું । |
| નિશાસમેં કિરિયાદિક જેહ, | નિશાસમય કાર્યાદિક જેહ, |
| મ દસ્વરે જ ગાઇઇં તેહ ॥ | મધુર સ્વરે જ જગાડે તેહ ॥ |
| પણિ ગાઢે નર બોલે નહી, | પણ ગાઢે નર બોલે નહિ, |
| ખુખારો પણિ વાર્યો તહી । | ખોખારો પણ વરજ્યો સહિ । |
| હુકારો નિ શબ્દ અત્યંત, | હૂંકારો ને શબ્દ અત્યંત, |
| તે ન કરે નર ઉત્તમ જત ॥ | તે ન કરે જે ઉત્તમ જત ॥ ’ |

ઉપરની એકજ કવિની એકજ કવિતામા માત્ર ૮૨ વ્યાસી વર્ષના આતરામાજ કેટલો બધો ફેરફાર થવા પામ્યો છે તે ધ્યાનપૂર્વક વિચારવા યોગ્ય છે

૧૭ મી અને ૧૮ મી સદીને વચગાલે થયેલ ઉપાધ્યાય યશોવિજયજીની કવિતાની વિકૃતિનું દિગ્દર્શન—

| સ ૧૭-૯ ની સાલમા શ્રીયશોવિજયજી રચિત અને સ્વહસ્ત–લિખિત જબુસ્વામિરાસની જૂની પ્રતિ– | શ્રીયશોવિજયજી રચિત અને સ ૧૯૪૪ મા છપાયેલ જબુ-સ્વામિરાસની ચોપડી– |
|---|---|
| “ સમવરસરણનુ હુઉં રે મ ડાણ, | સમવસરણનો હુઆરે મ ડાણ, |
| માણિક હેમ રજત સુપ્રમાણ । | માણિક હેમ રજત સુપ્રમાણ । |
| સિ હામની બઇઠા જિન વીર, | સિ હાસન બેઠા જિન વીર, |
| દિઇ દેશના અરથ ગ ભીર ॥ | દીએ દેશના અર્થ ગ ભીર ॥ |
| વિધુનમાલી સુર તિહા આવઇ, | વિધુન્માલી સુર તીહાં આવે, |
| જિન વાદી આનદ બહુ પાવઇ | જિન વ દી આનદ બહુ પાવે |
| ચરમ કેવલી કુણ પ્રભુ થાસ્યઇ, | ચરમ કેવલી કુણ પ્રભુ થાશે, |
| શ્રેણિક પૂછઈ મન ઉલ્લાસઇ ॥ | શ્રેણિક પૂછે મન ઉલ્લાસે ॥ |
| પ્રભુ કહઇ સુણિ શ્રેણિક નૃપચ દ, | પ્રભુ કહે સુણ શ્રેણિક નૃપચ દ, |
| બ્રહ્મલોક સામાનિક ઇદ । | બ્રહ્મલોક સામાનિક ઈદ । |
| ચઉદેવી ચુત વિધુનમાલી | ચઉદેવીચુત વિધુન્માલી, |
| સાતમઈ દિનિ એ ચવી શુભશાલી ॥ | સાતમે દિને એ ચવી શુભશાલી ॥ |
| ઋષભદત્ત–સુત તુજ પુર ઠામઇ, | ઋષભદત્ત સુત તુજ પુરઠામે, |
| ચરમ કેવલી જબૂ નામઈ । | ચરમ કેવલી જબૂ નામે । |
| હોસ્યઈ તે સુણિ દેવ અનાઢી, | હોસ્યે તે સુણી દેવ અનાઢી, |
| હરષઈ પરખઇ નિજકુલ આઢી ॥ | હરખે પરખી નિજકુલ આઢી ॥ ” |

જૂના અને નવા પુસ્તકની ઉપાધ્યાયજીની કવિતામા કેટલો બધો ફેરફાર થયો છે તે આપણે ઉપર આપેલા નમૂનાથી સારી રીતે સમજી શકીયે છીયે એ તો માત્ર બે

ત્રણ ઉદાહરણો આપ્યાં છે, બાકી તમામ કવિઓની કવિતામાં આવીજ જાતનો ફેરફાર થયેલો છે એમ મ્હારી દૃઢ માન્યતા છે, અને આ વાતમાં જેમને સંદેહ હોય તેઓને મ્હારી એટલીજ વિનતિ છે કે જૂનાં અને નવા પુસ્તકોની કવિતાને સરખાવવાની તેઓએ તસ્દી લેવી મ્હને નરસિંહ મહેતાની કવિતાનુ જૂનું લિખિત પુસ્તક ઉપલબ્ધ ન થવાથી તેમની અસલી કવિતાનો મુકાબલો આજની તેમની વિકૃત કવિતાની સાથે કરી શક્યો નથી તે માટે દિલગીર છું.

ઉપર ટાંકેલ દાખલાઓ જોવાથી એ વાત ખુલ્લી રીતે જણાઇ આવશે કે નરસિંહ મહેતા તેમજ મીરાબાઇ વિગેરે જૂના ગુજરાતી કવિઓની જે કવિતા આજકાલ લોકોમા પ્રચલિત છે, તે રચના–કાલના પોતાના સાહજિક–રૂપમા રહેવા પામી નથી અનેક દેશના અનેક ભાવિક લોકોના મુખમા વાસ કરી, અનેક ભક્તોના મજીરનાદની સાથે ટકરાઇ, અનેક લેખક અને શોધકોની લેખિનીના અગ્રભાગથી નવનવા સસ્કાર પામીને તે વર્તમાન રૂપને ધારણ કરી શકી છે, આ વાત ભૂલી જવા જેવી નથી

આ બધુ જોતા મ્હારે કહેવુ પડે છે કે હાલની જે કવિતાને આધારે વિદ્વાનો પદરમી સદીની ભાષાની સ્થિતિ વર્ણવે છે તે કવિતા જ પદરમી સદીની નથી તો પછી તેને આધારે માની લીધેલી ભાષા તો યથાર્થ હોઇ જ કેમ શકે ?

પ્રાચીન જૈન રાસાઓ અને બારોટ વિગેરેના કવિત્ત ગ્રથો કે જે તે કાલની બોલાતી ભાષામા લખાયેલા હોય છે તેને અપભ્રશ અથવા પ્રાકૃત–બહુલ કહેવાની જે કેટલાક બધુઓ ભૂલ કરે છે તેનુ કારણ એજ છે કે નરસિંહ મ્હેતાની વર્તમાન કવિતાની ભાષાનેજ તેઓ પદરમી સદીની ખરી ગુજરાતી માનવાની ભૂલ કરી બેઠેલા છે, પણ હવે આશા છે કે પદરમી સદીમા બોલાતી ગુજરાતી ભાષાની સ્થિતિ જે હુ અત્ર તે વખતના ગુજરાતી ટીકા–ગ્રન્થોથી જણાવવાનો છુ તે જોઇને પોતાની પૂર્વોક્ત ભૂલને તેઓ જરૂર સુધારશે.

**ઇતિહાસમાં બોલાતી ભાષાની વિશેષ ઉપયોગિતા.**

આપણે જાણીયે છીયે કે પ્રાચીન પ્રજાનો ધાર્મિક નૈતિક તેમજ સાસારિક ઇતિહાસ જાણવાને માટે તે વખતમાં બોલાતી અને લખાતી ભાષા જાણવાની પ્રથમ જરૂર છે તે તે કાલના લોકોના માનસિક વિચારો, ધાર્મિક અને સાસારિક રીત રિવાજો અને ઉન્નતિ તથા અવનતિના માર્ગો જાણવાનુ કોઇ પણ મુખ્ય સાધન હોય તો તે વખતની ભાષા અને તે ભાષામાં લખાયેલ પુસ્તકો છે, એ વાત નિર્વિવાદ છે, પણ તે ભાષા કેવા પ્રકારની હોવી જોઇયે તે વાત ખાસ વિચારવા જેવી છે. જો મ્હારા વિચારો ભૂલ ભરેલા ન હોય તો મ્હારી માન્યતા એવી છે કે 'જે ભાષા તે કાલમા સર્વ સાધારણમા બોલાતી હોય, જે ભાષા અપ્રસિદ્ધ શબ્દોની ભરમારથી રહિત હોય, જે ભાષા કાવ્યના ઢગથી લખાયેલી ન હોય અને જે ભાષા કાલાતરના ફેરફારોથી દૂષિત થયેલી ન હોય તેજ ભાષા ભૂતકાલનો ઇતિહાસ જાણવાનું ખરૂ સાધન બની શકે, આવી ભાષા નરસિંહ મ્હેતા કે મીરાંબાઇનાં ગવાતા પદોમાં મલશે નહિં, કારણ કે તે અનેક ફેરફારોથી વિકૃત થયેલાં છે, ત્યારે આવી ભાષા ક્યાં મલશે?

આવો પ્રશ્ન આપ જરૂર કરશો, મ્હારો ઉત્તર એ છે કે એ ભાષામાં લખાયેલ પ્રાચીન ટીકા ગ્રંથોમા આવી ભાષા મળી શકશે. પ્રાચીન ગુજરાતીમા આવા ટીકા ગ્રન્થો ઘણા લખાયેલા છે

તરૂણપ્રભ સૂરનો 'ષડાવશ્યક બાલાવબોધ,' સોમસુંદરસૂરિના ઉપદેશમાલા, યોગશાસ્ત્ર, ષડાવશ્યક, ષષ્ટિશતક, આરાધનાપતાકા અને નવતત્ત્વ વિગેરે ગ્રન્થોના 'બાલાવબોધો,' મુનિસુંદરસૂરિનો યોગશાસ્ત્ર–ચતુર્થપ્રકાશનો 'બાલાવબોધ' વિગેરે પંદરમી સદીમાં બોલાતી શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાયેલા અનેક ટીકા–ગ્રન્થો આજે વિદ્યમાન છે, જે પંદરમા શતકમા વપરાતી ભાષાપર દીપકની જેમ પ્રકાશ નાખે છે. આવા પ્રાચીન ટીકા ગ્રન્થોને આધારે જ હુ જૂની ગુજરાતી ભાષાની સ્થિતિ વર્ણવવાનો છુ એ વાત મ્હારે આ સ્થલે સ્પષ્ટ કહી દેવી જોઇયે

હવે હું ઉપર્યુક્ત ગ્રન્થોમાથી પ્રાચીન ગુજરાતી ભાષાના કેટલાક નમૂના અત્ર ઉદ્ધૃત કરીશ, તે વાચીને સાક્ષર–વર્ગ વિચાર કરશે તો તે કાલની અને આજની ભાષામા કેટલો ફેરફાર થવા પામ્યો છે તે મહેજે જણાઇ આવશે

**પંદરમી સદીની શુદ્ધ ગુજરાતી ભાષાના નમૂના.**

સંવત ૧૪૧૧ ચૌદસો અગ્યારની સાલમા ગુજરાતના પાટનગર અણહિલપાટણમા આચાર્ય તરૂણપ્રભસૂરિએ રચેલી 'ષડાવશ્યકબાલાવબોધવૃત્તિ' નામની આવશ્યક સૂત્રની ગુજરાતી ટીકાની ભાષાનુ દિગ્દર્શન—

"એસો પચ નમુક્કારો' એઉ પચનમસ્કારૂ, 'સવ્વપાવપ્પણાસણો' સવહી પાપરહઈ પ્રણાસકુ કેડણહારૂ, 'મ ગલાણ ચ સવ્વેસિં' સવહીં માગલિકયહ માહિ, 'પઢમ હવઇ મ ગલ' પહિલઉં માંગલિક્ય હુવઇ ।

એહ માહિ જીનશાસન પ્રવર્તનાદિકહ કારણહ કરી અર્હંત–સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય–સર્વસાધુ લક્ષણ પાચ નમસ્કાર કરણહ—

> मग्गे अविप्पणासो, आयार–विणयया सहायत्तं ।
> पंचण्ह नमुकारं, करेमि एएहिं हेऊहिं ॥

જ્ઞાન દર્શન ચારિત્ર રૂપુ મોક્ષમાર્ગ તેહતણઉં પ્રવર્તનુ અર્હંતતણઉ ધમ્મ । 'અવિપ્પણાસો' વિનાસતણઉ અભાવુ સુ સિદ્ધતણઉ ધમ્મ । આચારૂ જ્ઞાનાચારાદિકુ સુ આચાર્યહ તણઉ ધમ્મ । 'વિણયયા' વિનયભાવુ દ્વાદશાગપાઠશિષ્યા સુ ઉપાધ્યાયહ તણઉ ધમ્મ । 'સહાયત્ત' ધર્મસાનિધ્યકરણુ સુ સાધુતણઉ ધમ્મ । એ પાંચ હેતુકાર ણીહ કરી પાચહી અરહ તાદિકહ રહઈ નમસ્કારૂ–પ્રણામુ 'કરેમિ' કરઉં ।"

—ષડાવશ્યક–બાલાવબોધવૃત્તિ પત્ર ૧

"જુ તપોલબ્ધિધકરી અષ્ટાપદિ ચડી ઋષભ જીનરહઇં વાદઇ સુ ચરમસરીરી તિણિહિ જિ (ભવિ) મુક્તિગામી હુવઇ । તઉ જેતલઇં અષ્ટાપદયાત્રામનોરથુ ગૌતમસ્વામિ

મનમાહિ કરઇ તેતલઇ ભગવતિ યાત્રા વિષઈ આદેસુ દીધઉ ! તઉ ગૌતમુ અષ્ટાપદિ ચાલિઉ । જિનવચનુ પૂર્વભણિતુ સાભલી કરી અનેરાઇ કોડિન્ય દિન્ન સેવાલિ નામ પાચ પાચ સઈ તાપસુ મુક્તિ નિમિત્તુ તિહાં ચાલિઆ । તીહં માહિ કોડિન્યુ કુલપતિ પાંચસઈ તાપસ સહિતુ એકોપવાસ કરી પારણઇ આર્દ્ર મૂલ ફલાહારી પહિલી મેખલાં ગયઉ । દિન્નુ કુલપતિ પાંચસઈ તાપસસહિતુ બિઉં ઉપવાસ કરી પારણઇ શુષ્ક મૂલ-ફલાહારી બીજી મેખલા ચડિઉ । સેવાલી કુલપતિ પાંચસઇ તાપસસહિતુ ત્રિઉં ઉપવાસ કરી શુષ્કસેવાલહારી ત્રીજી મેખલાં ગયઉ । ત્રિન્હઇ કુલપતિ ઉપહરા ચડિવા અસકતા હૂતા પૂર્વિહિં તિહાઇ જિ રહિયા છઇં ।

તીહ ગ્હઈ તિહા રહિયા હૂતા શ્રીગૌતમસ્વામિ મૂર્તિમતુ જિસઉ પુણ્યરાસિ હુવઇ તિસઉ ઉપચિત સર્વદેહાવયવુ કાયકાંતિ કરી દીપિતદસદિસાવકાસુ આવિઉ । તિ તાપસ સવઇ ગૌતમરહઈ દેખી કરી ચિત્તિ ચીંતવઇ–અમ્હે તપિકરી સોસિયકાય ઇહા ચડી નહી સકતા, એઉ ઇસિઉ ઉપચિતિ દેહિ કરી યથાકામભોજી સભાવીતઉ કિસી પરિ ચડિસિ । ઇસઉં તીહ ત્રિહુ તાપસહ રસઇ ચીંતવતા હૂતા શ્રીગૌતમ ગણુનાયકુ રવિકિરણ અવલબી કરી અષ્ટાપદિ પર્વતિ ચડિઉ । તીહનઇ મનિ મહાત વિસ્મઉ ઊપનઉં । તઉ પાછઈ મનમાહિ ચીંતવઈ જઇ કિમઇ પાછઉ વલતઉ અમ્હમાહિ આવિસિઇ તઉ અમ્હે એહના શિષ્ય હોઈસિઉં ।

× × × ×

બીજઇ દિનિ પ્રભાતસમઇ પુનરપિ ચઉવીસ જિન વાંદી કરી શ્રીગૌતમસ્વામિ તિણિહિં જિ માર્ગિ આવતઉ હૂતઉ તાપસહ માહિ આવિઉ । તાપસે વાંદી કરી વીનવિઉ ભગવન્ પસાઉ કરી અમ્હરહઈ દીક્ષા દિઉ । ગૌતમસ્વામિ યોગ્યતા જાણી કરી સવે દીખિયા । પારણાવસરિ પૂછિયા વચ્છઉ ! કિસી ઈચ્છા તુમ્હરહઇ છઇ ? । તેહે ચિતવીઉં અમ્હારી આત્ર ભૂખ કરી દાધી છઈ, જઇ માગિઉં ભોજનુ લાભઇ તઉ મનોવાંછિતુ કાંઇ ન માગિયઇ ઇસઉં ચીંતવી કરી પરમાન્ન–ભોજનુ માગિઉં । શ્રીગૌ-તમસ્વામિ પાત્રુ પ્રતિલેખના પૂર્વ લેકરી વિહરવા પહુતઉ । કિણિહિં નિવેસિ કુણહી કુટુંબીતણઇ આપણઈ ભાવિ પરમાન્ન નીપનઉં હુતઉં । તેતલે પ્રસ્તાવિ તેહતણઇ ઘરિ શ્રીગૌતમસ્વામિ આવિઉ । તિણિ કુટુંબી આપણું ધન્યુ માનતઇ હૂતઇ ભાવિ કરી શ્રીગૌતમુ પરમાન્નુ પાત્ર પૂરિ વિહરાવિઉ । ખીરિ થોડી, ટીલા પુણિ એતલી ખીરિ અમ્હરહઈ નીપજઇ નહીં । અથવા અચિંતનીય મહિમા મહાત્માતણઉ છઇ ઇસઉં ચીંતવી કરી પારણા કરિવા ગૌતમિ અનુજ્ઞાત હૂતા બઇઠા ।

અખીણમહાણુસી લબ્ધિતણઇ પ્રભાવિ જાં સીમ આપણઉ અંગૂઠઉ બાહિરઉ કાઢઇ નહીં તાં સીમ પાત્રુ ઠાલઉં થાઇ નહીં । તિણિ કારણિ ભગવતુ ગૌતમુ તીંહ-રહઈ પરીસઇ । ”

—ષડાવશ્યક–બાલાવબોધવૃત્તિ પ. ૨૦.

સંવત્ ૧૪૪૬ ની સાલમા લખેલી પ્રતિ ઉપરથી તે વખતના સાધુ–અતિચારની ભાષાનો નમૂનો—

" ત્રીજઇ ચારિત્રાચાર આલોઉં, "

पणिहाणजोगजुत्तो, पंचहिं समिईहिं तीहिं गुत्तीहिं ।
एस चरित्तायारो, अट्ठविहो होइ नायव्वो ॥

સાવધાન હુઇ પાંચ સમિતિ ત્રિનિ ગુપ્તિ આલોઉં । પાચ સમિતિ કિસી ભણીયઇ ઇર્યાસમિતિ માર્ગિ જાતા યુગમાત્ર દૃષ્ટિ દીધી ન હુઇ । ડાવઉં જોઇ જિમણઉં જોઅઇ પાછલુ જોઅઇ વાત કરઇ બાથડ દિયઇ હસતઉ ચાલઇ મિચ્છામિ દુક્કડ઼ું ।

ભાષા સમિતિ સાવધુ વચનુ બોલિઉં હુઇ કહઇ પ્રતિઇ આવિ જા કહિઉં હુઈ મિચ્છામિ દુક્કડુ ।

એષણાસમિતિ આલોઉ, સોલ ઉદગમતણા દોષ સોલ ઉત્પાતતણા દોષ દસ એષણાતણા દોષ પાચ માડલિતણા દોષ એવ કારઇ બયતાલીસ (?) દોષ વિસુદ્ધુ આહાર લીધઉ ન હુઇ, અસુદ્ધમાનુ વિહરિઉં હુઇ તે સવિહુ મિચ્છામિ દુક્કડુ ।

આદાન ભાડમાત્ર નિષેવણાસમિતિ, આદાનુ ભણીયઈ લેવઉં, ભાંડ માત્રુ કઠાસણઉ પઉંછણઉં માત્રડઉં ધર્મોપગરણુ આદિહિઇ અણપડિલેહુ લીધઉં હુઇ મૂકિઉં હુઇ તે સવિહું મિચ્છામિ દુક્કડુ ।

ઉચ્ચાર ભણીયઇ વડઉ નિરોધુ, ખેલુ–શ્લેષ્મા, સઘાણુ મલુ, માડલિ કાજઉ કાપુપાણી જેગુ અવિધિઇ અણપડિલેહિઇ અણપ્રમાર્જીયઇ પરઠવિઉ હુઈ તે સવિહુ મિચ્છામિ દુક્કડુ ।

ત્રિનિ ગુપ્તિ આલોઉં, મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ, મનિ કરી આહટ્ટુ દોહટ્ટુ સકલ્પુ વિકલ્પુ ચીંતવિઉ હુઇ । વચનિ કરી કહઇ પ્રતિઈ આવિ જા કહિઉં હુઇ । કાઇકરી શરીરાદિકુ અણપડિલેહિઉ સઢાલિઉં હુઇ તે સવિહુ મિચ્છામિ દુક્કડુ । "

—સાધ્વતિચાર પત્ર ૨.

સંવત ૧૪૯૬ મા સોમસુંદરસૂરિએ રચેલી ષષ્ઠિશતકની ગુજરાતી ટીકાની ભાષા—

" लोअपवाहे सकुलकमंमि जइ होइ मूढ धम्मुत्ति ।
ता मिच्छाण वि धम्मो, थक्का य अहम्मपरिवाडी ॥

રે મૂઢ–મૂર્ખ જઉ લોકનઈ પ્રવાહિ આપણઇ ૨ કુલાચારિ ચાલતા ધર્મ હુઇ તુ કુણ એક ધર્મવત નહી, સઘલાઇ ષાટકી માચ્છી વેશ્યા ઘાંચી મોચી ઠઠાર પ્રમુખ સહુઇ આપણઇ ૨ કુલાચારિ ચાલઇ છઇ । આગિલાઇ વડા પૂર્વજ જે કામ કરતા તે પાછિલાઈ કરઈ છઈ । 'તા મિચ્છાણ૰' તુ પાપી હિંસાના કરણહાર કુમારગના ચાલણહાર મ્લેચ્છ તેહહઈ ધર્મ હુઉ તેહઇ ધર્મવત હુઆ । 'થક્કા૰' અધર્મ પાપની પરિપાટી પરપરાની વાતઇ માઠી । અધર્મ કિહાઇ છઇ નહી, સહૂ ધર્મવત જિ હુઉ ।

એતલઇ ઇસિઉ ભાવ–કુલાચાર જૂઉ, ધર્મનુ માર્ગ જૂઉ । કુલાચાર કિહિનુ કેતલુ પુણ્યમય હુઇ, કિહનુ પાપમય હુઇ, પુણ ધર્મનુ આચાર જીહાં જીવદયા સત્યવચન બ્રહ્મચર્યાદિક ગુણ તિહાંઇ જિ છઇ અનેથિ નથી । કેતી વારઈ પૂર્વજ દાલિદ્રી હુસિઈં તુ સંતાનીઇ કિસિઉં લક્ષ્મી આવતી ન લેવી । અથ કો પૂર્વજઇ કૂઇ પડી મુઉ હુસિઈં તુ સંતાનીઈ કિસિઉ કૂઇ પડી મરિવઉ । એહ ભણી કુલાચારનું કાંઈ નહીં, સૂધઉ ધર્મ જિ આપણ હુતઈ લેવઉ ॥"

—ષષ્ટિશતક–બાલાવબોધવૃત્તિ પત્ર ૩.

"ધર્મ કરતા લગાર કાંઇ વિઘ્ન પડઇ અજાણ લોક તે લેઇ ધર્મરઇં લગાડઇં એ વાત કહઇ છઇ—

मिच्छत्तसेवगाणं विग्घसयाइं पि बिंति नो पावा।
विग्घलवंमि वि पडिए दढधम्माणं पणच्चंति ॥

'મિચ્છ૦' મિથ્યાત્વના કરણહારનઇ અનેરાઇ સંસારના કાજ વ્યવસાય વિવાહાદિક કરતાં વિઘ્ન અંતરાય દુઃખ ઉપસર્ગના સઇ પડઇ તેઊ પાપી લોક તે બોલઇ નહીં । 'વિગ્ઘ૦' અનઇ જે દઢધર્મ ખરા ધર્મના કર્તવ્ય કરઈ છઈ તેહહઈ કેતી વારઇ વિઘ્નલવ લેશમાત્ર થોડુક અંતરાઈ દુખ પડઇ તુ મૂઢલોક નાચઈ એહહઇ ધર્મ કરતા આંમ હુઉં ઇસિઉ ન જાણઇ નિશ્ચઇ ધર્મ કરતાં રૂડુ જિ હુઇ । ધર્મિ વિઘ્ન વિલય જાઈ જીમ આગિ પાણીકરી ઉલ્હાઇ જિ, પુણ પ્રમાણ જાણિવું । જઇ થોડઉ અંગાર માત્ર આગિ હુઇ તુ ચુલૂઇ માત્રિ પાણીઇ ઉલ્હાઇ પણિ દવાનલ જ્વલતુ હુઈ તુ થોડઇ પાણી કાંઇ નહીં, મેઘ વરસઇ ઘણું પાણી પડઇ તઊ જિ ઉલ્હાઇ તિમ થોડઉ પાછિલા ભવનું પાપકર્મ થોડઈ ધર્મિઇ વિલય જાઇ પુણ કર્મ ઘણુ હુઈ અને ધર્મ થોડઉં હુઈ તુ કિમ તીણઈ ધર્મિઇ ઘણુ કર્મ વિલય જાઇ । પુણ એક નિશ્ચયજિ જાણિવું જ ધર્મિ કરી પાપ વિલય જાઈ જિ । જિમ સૂર્યથિકુ અંધારા નાસઇ જિ । જં ધર્મ કરતાઈ વિઘ્ન ન ટલઇ તે થોડા ધર્મનું કારણ ।"

—ષષ્ઠિશતક–બાલાવબોધવૃત્તિ પત્ર ૨૧.

**વિવેચન.** ઉપરની ભાષા વાચતા આપણને સહેજે પ્રાકૃત અને અપભ્રંશ ભાષાનું સ્મરણ થાય છે, તેમાં વપરાયેલાં 'કરઈ, ધરઇ, ભરઇ' વિગેરે ઘણાં ક્રિયાપદો તો ખાસ પ્રાકૃત અને અપભ્રંશનાજ છે એમ કહીયે તો પણ ચાલે આ સંબંધમાં કેટલાકનો બચાવ એવો છે કે 'કરઇ' વિગેરેમા 'ઇ' જૂદો લખવાનું કારણ લિપિની રૂઢિ છે એટલે કે 'એ' ને ઠેકાણે 'અઈ' 'ઓ' ને સ્થાને 'અઉ' વિગેરે લખવાની તે વખતના લેખકોની શૈલી છે. બાકી તેનાં ઉચ્ચારણો તો તે વખતે પણ 'એ' અને 'ઓ' ના જેવાંજ થતાં હતાં. પણ હુ આ બચાવને પ્રમાણિક ગણુતો નથી. જો ઉચ્ચારણ તેવા ન થતા હોય ને લિપિની રૂઢિથીજ 'એ' વિગેરેને સ્થાને 'અઇ' વિગેરે લખાતા હોય તો પછી સંસ્કૃત ભાષાના પુસ્તકોમા તેવી રૂઢિ કેમ દેખાતી નથી? ખરી વાત તો એ છે કે શબ્દોના

અત્યારે આજે બોલાતા 'એ' અને 'ઓ' ને સ્થાને પ્રાચીન ભાષામાં બહુધા 'અઇ' અને 'ઉ' તથા 'અઉ' નું જ ઉચ્ચારણ થતું હતું.

ભાષાના ઇતિહાસનો અભ્યાસ કરવાથી આપણે જાણીયે છીયે કે આજથી બે હજાર વર્ષ ઉપર લગભગ આખા ભારતવર્ષમા પ્રાકૃત ભાષાનો મુખ્ય પ્રચાર હતો. જે ભાષા આજે સસ્કૃત કરતા પણ વિશેષ અઘરી જણાય છે તેજ પ્રાકૃત ભાષા એક વખત આખા ભારતવર્ષની વ્યાવહારિક બોલચાલની ભાષા હતી પરતુ જેમ જેમ કાલ વીતતો ગયો તેમ તેમ લોકરૂચિની વિચિત્રતાને લીધે ભાષામા પણ વિભેદો પડતા ગયા, જેને પરિણામે હિન્દી, ગુજરાતી, મહારાષ્ટ્રિ વિગેરે સખ્યાબધ ભાષાઓ આજે ભારતવર્ષમા અસ્તિત્વ ધરાવતી થઇ છે આ સઘલી ભાષાઓ પ્રાકૃત ભાષાથી જન્મેલી છે. આ વાત આપણને વિના વિવાદે કબૂલ કરવી પડે છે

જ્યારે આ વાત નિર્વિવાદ સિદ્ધ થઇ ચુકી છે કે ગુજરાતી ભાષાની ઉત્પત્તિ પ્રાકૃત ભાષામાથી થયેલી છે ત્યારે તેમા પ્રાકૃત શબ્દો અને ક્રિયાપદો હોવાનો કેટલો સભવ છે તે આપણે સહેજે સમજી શકીયે તેમ છીયે વલી પદરમી સદીની ગુજરાતી ભાષાને તો પ્રાકૃતની અપભ્રંશાવસ્થામાથી જૂદી પડયાને હજી ઘણોજ અલ્પ સમય થયો હતો આવી અવસ્થામાં તેમા 'અઇ' 'અઉ' વિગેરેના રૂપમા પ્રાકૃત અને અપભ્રશ ભાષાની ઝલક આવવી એ સ્વભાવિક અને અનિવાર્ય છે

**ઉપર આપણે પ્રચાર.** કહી ગયા કે ગુજરાતી ભાષાનો પ્રાદુર્ભાવ પ્રાકૃતથી થયો આ ઉપરથી શોધકોને આવુ અનુમાન કરવાને કારણ મલે છે કે હિદી ગુજરાતી, મારવાડી વિગેરે જે જે ભાષાઓ પ્રાકૃત ભાષાથી ઉત્પન્ન થયેલી છે તે સર્વમા પૂર્વે ઘણુ સામ્ય હોવુ જોઇયે

નીચે લખેલા પ્રાચીન બગાલી, મારવાડી અને ગુજરાતી ભાષાના નમૂના જોવાથી ઉપર્યુક્ત અનુમાનની સત્યતા આપણે કેટલેક અશે સમજી શકીશું

૧૧ મી સદીની આસપાસની જૂની બગલા ભાષા—

"અધરાતિ ભર કમલ વિકસઉ, બતિસ જોઇણી તસુ અંગ ઉહ્લસિઉ ॥ ધ્રુ ॥
ચાલિઉઅ ષષહર માગે અવધૂઇ, રઅણહુ પહજે કહેઇ ॥ ધ્રુ ॥
ચાલિઅ ષષહર ગઉ ણિવાણેં, કમલિનિ કલમ વહઇ પણાલેં ॥ ધ્રુ ॥
બિરમાનન્દ વિલક્ષણ સુધ, જો એથું બૂઝઇ સો એથુ બુધ ॥ ધ્રુ ॥
ભુસુકુ ભણઇ મઇ બુઝિઅ મેલે, સહજાનન્દમહાસુખ લીલેં ॥ ધ્રુ ॥

—ભુસુકુપાદ સિદ્ધનુ બગલા બૌદ્ધગાન, બૌદ્ધગાન ઓ દોહા પૃ. ૪૨

"જહિ મન પવન ન સંચરઇ, રવિ શશિ નાહ પવેશ।
તહિ વટ ચિત્ત વિસામ કર, સરહે કહિઅ ઉવેશ॥"

—સરોજવજ્રનો દોહાકોષ, બૌ. ગા. દો પૃ. ૯૨

"બુદ્ધિ વિણાસઇ મણ મરઈ, મરઇ જહિ અહિમાન।
સો માયામય પરમ કલુ, તહિ કિમ્બજ્જાઇ ઝાણ॥

× × × × ×

ગુરુ ઉવએસો અમિઅરસુ, હવહિં ણ પીઅઉ જેહિ ।
બહુસત્થત્થ મરૂત્થલિહિં, તિસિએ મરિથઉ તેહિ ॥"

—સરોજવજ્રનો દોહાકોષ, બૌ૦ ગા૦ દો૦ પૃ૦ ૧૦૧–૨

"લોઅહ ગવ્વ સમુવ્વહઇ, હઉ પરમત્થે પવિન ।
કોટિહ માહ એક જત, હોઇ નિરંજનલીણુ ॥
આગમ–વેઅ–પુરાણે, પંડિત્ત–માન વહંતિ ।
પક્ક સિરિફલ અલિઅ જિમ, બાહેરિત ભુમયંતિ

—કૃષ્ણાચાર્યનો દોહાકોષ, બૌ૦ ગા૦ દો૦ પૃ૦ ૧૨૩

૧૩ મી સદીની જૂની મારવાડી ભાષા—

"આરામમંદિર વાવિ સુંદર તુંગતોરણુરમ્મ,
પાયાર જિણહર કૂવસરવર સગ્ગ જિણવા ખમ્મ ।
તિહિં કુંડલ જલકંતિ નેઉર ખલકંતિ હાર લહકંતિ નાર,
તિહિં દિસંતિ ગજગતિ ઓરિયાવડિ રયણ–કંચણુફાર ॥
તિહિં તુરય મયગલ રથિહિ મંડિત ઇસિઉ અછે તે ઠામ,
તિહિં અતિમણોહર સ .યકારિહિં ખિત્તિયકુંડહ ગામ ।
તિહિં રાઉઅ છત્તિય ગુણિહિં રંજિત તિસલદેવિહિં કંત,
સિદ્ધત્થ નામિહિં નયર ગામિહિં સમૃદ્ધ સુંદર સંત ॥
તા આસાઢ માસહ નવિઅ આસડ સુકિલ છઠિહિં વીર,
અવઇન સામિઉ તિસલદેવિહિં ઉયરિ અતિગંભીર ।
તા ચિત્ત માસહ સુકિલ તેરસિ જનમ હુઉ દેવ,
તા દેવ દાણવ રાય રાણા જાસ કરસઇ સેવ ॥"

—જીનમંગલસૂરિ રચિત મહાવીર જન્માભિષેક કલશ, વિવિધ પૂજાસંગ્રહ. પૃ. ૪૪૫–૪૬

૧૩ મી સદીની જૂની ગુજરાતી ભાષાનો નમુનો—

"પરમેસર તિત્થેસરહ, પયપંકજ પણમેવિ ।
ભણિસુ રાસુ રેવંત ગિરિ, અંબિક દિવિ સુમરેવિ ॥
ગામાગર પુર વણ ગહણ, સરિ સરવરિ સુપએસુ ।
દેવભૂમિ દિસિ પચ્છિમહ, મણહર સોરઠ દેસુ ॥
જિણુ તહિં મંડલમંડણઉ, મરગય મઉડમહંતુ ।
નિમ્મલ સામલ સિહરભર, રેહઇ ગિરિ રેવંતુ ॥
તસુ સિરિ સામિઉ સામલઉ સોહગસુંદર સાર ।
જાઇવ નિમ્મલ કુલતિલઉ, નિવસઇ નેમિકુમાર ॥
તસુ મુહદંસણુ દસ દિસવિ, દેસ દિસંતર સંઘ ।
આવઇ ભાવ રસાલમણ, ઉહલિ રંગ તરંગ ॥"

—વસ્તુપાલ મંત્રિના ગુરૂ શ્રીવિજયસેનસૂરીએ રચેલ રેવંતગિરિરાસ, સમ-હિન્દી સાહિત્ય–સમ્મેલન લેખમાલા પૃષ્ટ ૫૭.

ઉપરના દાખલાઓથી, તેમજ ચંદના પૃથ્વીરાજરાસાની ભાષા જોતા એ વાત સ્પષ્ટ જણાઇ આવે છે કે વિક્રમની બારમી તેરમી સદી સુધીમાં તો ગુજરાતથી બંગાલ સુધીની ભાષામાં ઘણોજ થોડો ફેરફાર થવા પામ્યો હતો. અને તે વખતની ગુજરાતી અને મારવાડી ભાષામા તો કેવલ સ્થાનિક ભેદ જેવોજ નામમાત્રનો ભેદ ગણાતો હતો, બાકી ભાષાની સ્થિતિ તો બીલકુલ અભિન્ન હતી એ વાત પણ આપણે ઉપરના પૂરાવાઓથી સારી પેઠે જાણી શકીયે છીયે આ બધુ જોતા એમ કહેવુ ખોટું તો નહિંજ ગણાય કે આજના કરતા પંદરમી સદીમા બોલાતી ગુજરાતી ભાષાનો પ્રચાર ઘણા મ્હોટા વિસ્તારમાં હતો

યદ્યપિ તથાવિધ સામગ્રીના અભાવને લીધે પંદરમા સૈકામા ગુજરાતમાં બોલાતી ભાષાના પ્રચારનુ ક્ષેત્ર નિર્ણીત કરવુ એ અત્યારે કઠિન કાર્ય છે તથાિ। અન્યાન્ય જૈનાચાર્યોનુ પ્રાચીન ભાષા સાહિત્ય જોવા પછી હું એવા અનુમાન ઉપર આવ્યો છુ કે પંદરમી સદીના ઉતાર સુધીમા તો લગભગ આખા મેવાડ દેશ અને જોધપુર સુધીના મારવાડ પ્રાતોની તેજ ભાષા હતી કે જે ગુજરાતમાં બોલાતી હતી, પણ ત્યાર પછી, એટલે કે સોલમી સદીના ઉત્તરાર્ધ પછી ફારસી અને ઉર્દુના વિશેષ સંસર્ગને લેઇને મારવાડ અને મેવાડની ભાષા હિન્દી ભાષાની સાથે વધારે મેલ ખાવા લાગી અને ગુજરાતી ભાષાથી જુદી પડી આ મ્હારા અનુમાનની સત્યતા જણાવવાને ખાતર મેવાડની વર્તમાન રાજધાની ઉદયપુરથી ૧૭ માઇલને છેટે ઉત્તરમા આવેલ દેવકુલપાટક (દેલવાડા) મા સંવત્ ૧૪૯૧ ની સાલમા ત્યાની ભાષામા લખાયેલ એક શિલા લેખ અને તેજ નગરમા સં૦ ૧૪૬૬ મા રચાયેલ ક્રિયારત્નસમુચ્ચયના વિભક્તિ પ્રયોગવિભાગમા આપેલા ત્યાની લોક ભાષાના વાક્યોનો આ સ્થલે ઉલ્લેખ કરવો વિશેષ ઉપયોગી થઇ પડશે

દેલવડાનો શિલા લેખ—

"સંવત્ ૧૪૯૧ વર્ષે કાર્તિક સુદિ ૨ સોમે રાણા શ્રીકુંભકર્ણવિજયરાજ્યે ઉપકેશ જ્ઞાતિય સાહ સહણા, સાહ સારંગેન માંડવી ઊપરિ લાગુ કીધુ। સેલહથિ સાજણિ કીધુ અંકે ટકા ચઊદ ૧૪ જકો માંડવી લેસ્યઇ સુ દેસ્યઇ। ચિહુ જણે બઇસી એ રીતિ કીધી। શ્રીધર્મચિંતામણિ પૂજાનિમિત્તિ। સા૦ રણમલ મહ ડૂંગર સે૦ હાલા સાહ સાડા સાહ ચાંપે બઇસી બિહુ રીતિ કીધી। એહ બોલ લોપવા કો ન લહઇ।

ટકા ૫ દેઊલવાડાની માડવી ઊપરિ। ટકા ૪ દેઊલવાડાના માપા ઊપરિ। ટંકા ૨ દેઊલવાડાના મણહેડવટા ઊપરિ। ટકા ૨ દેઊલવાડાના પારીવટા ઊપરિ। ટકાઉ ૧ દેલવાડાના પટસૂત્રીય ઊપરિ। એવ કારઈ ટકા ૧૪ શ્રીધર્મચિંતામણિ પૂજાનિમિત્તિ સા૦ સારંગિ સમસ્ત સંઘિ લાગુ કીધઉ ॥ શુભં ભવતુ ॥ મંગલાભ્યુદય ॥ શ્રી ॥

એ શ્રાસુ જિકો લોપઇ તહેંગહિ રાણા શ્રીહમીરરાણા શ્રીખેતારાણા શ્રીલાખા રા૦

ઓઢલરાણા શ્રીકુંભકર્ણની આણ ૭૪ । શ્રીસંઘની આણ । શ્રીજીરાઉલા શ્રીશત્રુંજય તણા સમ ॥ ”

—શ્રીવિજયધર્મસૂરિલિખિત ‘ દેવકુલપાટક ’ પૃ૦ ૨૦.

ક્રિયારત્નસમુચ્ચયના ભાષા વાક્યો—

“ અથ બાલાનામવબોધાય પ્રાકૃતવાર્તાભિર્વિભક્તિવિભાગો વર્ણ્યતે-વિભક્તિ ૧૦ । કાલ ૩ । તત્ર વર્તમાનકાલવિભક્તિ ૩, વર્તમાના, સપ્તમી, પંચમી ।

(૧) એઉ કરઇ, લિઅઇ, દિઅઇ, જાયઇ, આવઇ, જાગઇ, સુઅઇ । એ ઘણા કરઇ, લિઇ । તૂ કરૈં, લિઐં, દિઐં । તુમ્હે કરઉ, લિઅઉ, દિઅઉ, । હૂ કરઉં, લિઉં, દિઉં । અમ્હે કરઉં ઇત્યર્થે વર્તમાના ।

તથા, દેવદત્તઇ તઇ મઇ હુઈઅઇ, સુઈઅઇ, બઈસીઅઇ ઇત્યાદિ અકર્મકધાતૂનાં ભાવે અન્યદર્થીયમાત્મનેપદૈકવચનમ્ ।

કીજઇ, લીજઇ, દીજઇ । કીજઈ, લીજઇ, દીજઇ । તૂ કીજ, તુમ્હે કીજઉ, હૂ કીજઉં ઇત્યર્થે કર્મણિ વર્તમાના ।

(૨) વર્તમાનકાલ એવ “વિધિનિમન્ત્રણામન્ત્રણાભીષ્ટસંપ્રશ્નપ્રાર્થને ।” ૫ । ૪ । ૨૮ । ઇતિ વચનાત્ કરેવઉં, લેવઉં, દેવઉ । તથા, કરિબે, લેબે, દેબે । તૂ કરિજે, લેજે, દેજે । તુમ્હે કરજો । હૂ, અમ્હે કરિજઉં, લેજઉં, દેજઉં । તથા કરત, લેઅત, દેઅત ઇત્યર્થે વિધાદિપ્રધાનાયામ્ ઉક્તા કર્તરિ સપ્તમી ।

) કરઉ, લિઉ, દિઉ, હુઉ । તૂ કરિ, લઇ, દઇ, જા, આવિ, પઢિ, ગુણિ ઇત્યર્થે અનુમતૌ કર્તરિ પંચમી ।

તથા આશિષિ પંચમી—એઉ રાજ્ય કરઉ । એહના વઇરી મરઉ

આજુ કીધઉં, આજુ લીધઉ, આજુ દીધઉં ઇત્યર્થે અદ્યતની ।

કાલિ કીધઉ, કાલિ લીધઉં ઇત્યર્થે હ્યસ્તની ।

સામાન્યતોઽતીતકાલે આગઇ કરતઉ, આગઇ લેતઉ, આગઇ કરતા, આગઇ લેતા ઇત્યર્થે કર્તરિ. આગઇ કીધઉં, આગઇ લીધઉં, આગઇ દીધઉં ઇત્યર્થે કર્મણિ ચ હ્યસ્તની ।

કરિસિઈ, લેસિઇ, દેસિઇં । તૂ કરિસિઇ, લેસિઇ, દેસિઇ । તુમ્હે કરિસિઉં । હૂ કરિસુ । અમ્હે કરિસિઉં ઇત્યર્થે હ્યસ્તની ભવિષ્યન્તી વા ।

કરિજ્યઉ, પઢિજ્યઉ, મરિજ્યઉ, હુજ્યઉ ઇત્યર્થે આશિષિ આશીઃ ।

—ક્રિયારત્નસમુચ્ચય પૃષ્ઠ ૧૬ ૧૭-૧૯.

ઉપરની દેવકુલપાટકની ભાષા અને પૂર્વે આપેલી પંદરમી સદીની ગુજરાતી ભાષાને સરખાવતાં ઉપરનું મ્હારૂં અનુમાન ખરૂં હોવાની વિશેષ ખાત્રી થશે.

**ભ્રમનિવારણ.**

આ પ્રસંગે મ્હારે એક ભ્રમનું નિરાકરણ કરવું પડશે. હિન્દી ભાષાના પૂજારી કેટલાક મ્હારા બન્ધુઓને હું એવા ભ્રમમાં પડેલા જોઉં છું કે 'પંદરમી સદીની પૂર્વે ગુજરાત દેશમા પણ ગ્રન્થભાષા હિન્દીજ હતી.' યદ્યપિ હું પોતે પણ હિન્દી ભાષાનો ઉપાસક છુ, મુખ્યતયા મ્હારી લેખભાષા પણ હિન્દી જ છે, તથાપિ હુ તે મ્હારી પ્રિયભાષાની એવી રીતે અ-ઘટિત પ્રતિષ્ઠા જમાવવા ઇચ્છતો નથી. હિન્દીભાષાની વિક્રમની આઠમી સદીમા ઉત્પત્તિ અને ગુજરાત દેશમાં તેનો પ્રચાર માનવામાં શ્રદ્ધા સિવાય કાંઈ પણ પ્રમાણ નથી. જો આવી શ્રદ્ધાનો ત્યાગ કરીને શોધકદષ્ટિથી પંદરમી સદીના પૂર્વકાલની ગુજરાત દેશની ભાષાનો અભ્યાસ કરવામા આવ્યો હોત તો તેને હિન્દી નહિ કહેતા અપભ્રંશ કે જૂની ગુજરાતી કહ્યા વિના ચાલત નહિ હજી પણ મ્હારા હિન્દીભાષા ભાષી મિત્રો પંદરમી સદીની ગુજરાતી ભાષાના વિસ્તાર–ક્ષેત્ર તરફ ધ્યાન આપશે તો આ પોતાના ભ્રમને તેઓ પ્રત્યક્ષ જોઇ શકશે.

**ઉપસંહાર**

મ્હારા આ ટૂંકા લેખનો ઉપસંહાર કરતા પહેલા ફરી એકવાર ગૂર્જર–સાક્ષર–સમાજને એ વાતની યાદ દેવી ઉચિત ધારૂ છુ કે 'કોઇ પણ દેશની ભાષાનુ સ્વરૂપ જાણવાનુ સાધન તે તે કાલે લોક ભાષામા લખાયેલા ટીકા–ગ્રન્થો છે' એ મ્હારી માન્યતા જો ખરી હોય તો આપને એ દિશામા ગમન કરવું જરૂરી છે. મ્હારી માન્યતા મુજબ જૂની ગુજરાતી ભાષાનુ વિસ્તારક્ષેત્ર મ્હોટું હોઇ તે ભાષામા લખાયેલા અનેક ગન્થો વિદ્યમાન હોવા જોઇયે પંદરમી સદીના પ્રારંભથી અંત સુધીમા લખાયેલા અનેક જૈન ટીકાગ્રન્થો જૈન ભંડારોમા દૃષ્ટિગોચર થાય છે, એ વાત તો આપણે ઉપરના ઉદાહરણોથી પણ જોઇ શકીયે છીયે

આજ પર્યન્ત ઉપલબ્ધ થયેલા ગુજરાતી ભાષાના ગદ્ય ગ્રન્થોમા તરૂણપ્રભનો 'ષડાવશ્યક બાલાવબોધ' પહેલે નંબરે મૂકવા લાયક છે આ ગ્રન્થ ૭૦૦૦ સાત હજારથી અધિક શ્લોક પ્રમાણનો છે ને એની રચના ૧૪૧૧ ની સાલમા થયેલી છે આની ભાષાના નમૂના મ્હે ઉપર આપેલા છે આ ગ્રન્થ કરતા વધારે પ્રાચીન કોઇ પણ ટીકા–ગ્રન્થ હજી સુધી ઉપલબ્ધ થયો નથી પણ ગુજરાતી સાહિત્યના પ્રેમિયો આ વિષયની શોધ કરશે તો એથી પણ જૂના કેઈક ગ્રન્થો મલી આવશે એવી મ્હારી માન્યતા છે

છેવટ—આ નિબન્ધને માટે ઉપયોગી સાહિત્યની મદદ કરનાર પૂજ્યપાદ પ્રવર્તક શ્રીમત્કાંતિવિજયજી મહારાજનો આ સ્થલે ઉપકાર માની મ્હારા પ્રકૃત લેખને સમાપ્ત કરૂ છુ.

પાટણવાલાની ધર્મશાલા
પાલીતાણુ
તા. ૪–૧૧–૧૯૧૯

મુનિ કલ્યાણવિજય

# ગુજરાતી ભાષા તથા તેના સાહિત્યનું દિગ્દર્શન.

ભાષા એટલે શું, તેનો ઉદય ક્યારે અને કેવી રીતે થયો હશે તે પ્રશ્નો ઘણા ગહન છે. વિદ્વાનો આ વિષે ભિન્ન ભિન્ન સ્વરૂપનાં અનુમાન બાંધે છે સૃષ્ટિના છેક આરંભના સમય સુધી કલ્પનાશક્તિ રૂપી માનસિક નેત્રને લઈ જઈશું તો એટલો જ ભાસ થાય છે, કે મનુષ્યે ભાષાની ઉત્પત્તિ વિચારોની આપ લે કરવા માટે આદરી હશે. ભાષાનું મૂળ ધ્વનિ છે, અને તેથી અમુક પ્રકારનો અવાજ પ્રથમ વિચાર દર્શાવવા ઉત્પન્ન કર્યો હશે ભાષા વાપર્યા વિના મુખમુદ્રાથી કે શરીરના અવયવોની હીલચાલથી માણસ વિચારો પ્રદર્શિત કરી શકે છે, પરંતુ વાણી વિનાનો આ વ્યાપાર લાંબો સમય નભવો કઠણ પડે છે. એવા પ્રસંગો કેટલીક વખતે ઉપસ્થિત થાય છે, કે માણસ સંજ્ઞાથી વિચારો દર્શાવે તો કાર્ય-સિદ્ધિ થતી નથી આથી જે જે પદાર્થો તથા વસ્તુઓના સંબંધમાં માણસ આવતો જાય છે, તે તે વસ્તુઓને સંજ્ઞા આપે છે, ને એવી રીતે ભાષાનો ઉદય થાય છે. ક્યાં તો અમુક જનસમાજે એકત્ર થઇને પદાર્થોના નામ પાડયાં હોય, અથવા તો અમુક માણસે અમુક પદાર્થ માટે એક શબ્દ વાપર્યો એટલે તે બીજો વાપરે, આમ શબ્દનો પ્રચાર વધવા લાગે છે માણસના મનનું બંધારણ તેમજ શરીરસ્થિતિ વિષે વિચાર કરીએ તો માલમ પડે છે, કે મનુષ્ય જે જે વિચારશ્રેણી મનમાં કરે છે, તે કોઈક કોઈક વખતે ઝીણા અવાજથી કે બારીક સૂરથી દર્શાવે છે. એટલે કે વિચારના સાધન માટે મનુષ્ય બહુધા અવાજ–ધ્વનિ–એટલે શબ્દો વાપરે છે. આમ આવા પ્રસંગોમા માણસ ભાષા ઉત્પન્ન કરે છે આ પ્રશ્ન વિષે વિદ્વાનો, પ્રાચીન શોધકો, ને અન્ય વિચારકોએ જુદા જુદા મત દર્શાવ્યા છે. એક મત એવો પણ છે, કે ભાષા મનુષ્યને સૃષ્ટિ ઉત્પન્ન થવાની સાથે પ્રાપ્ત થઈ હતી. ભાષા શરૂઆતમા સાદી અને શુદ્ધ સ્વરૂપની વપરાય છે. મનમાં ઉત્પન્ન થતા વિચારો સંજ્ઞા-દ્વારા વાપરવામા આવે છે, અને જેમ જેમ મનુષ્યનું જ્ઞાન વધતું જાય તેમ તેમ ભાષાનો શબ્દભંડાર પણ વધે છે, આવી રીતે ભાષા વૃદ્ધિ પામે છે, તેમાં રૂપાન્તરો થાય છે, અને તેમાથી ધીમે ધીમે અન્ય ભાષાઓ ઉદ્ભવે છે. ભાષાનો મુખ્ય ઉદ્દેશ શબ્દોચ્ચાર છે પરંતુ તેને લિપિદ્વારા લેખનસ્વરૂપમાં પણ ઉતારવી પડે છે આવી રીતે ભાષાના બે પ્રકાર છે બોલવાની તથા લખવાની.

હવે વિષય સાથે સંબંધ ધરાવતી ભાષાનો વિચાર કરીએ વિદ્વાનોએ પૃથ્વી ઉપરની જાતિઓમા મુખ્ય ત્રણ ગણી છે. (૧) આર્ય (૨) સેમેટીક અને (૩) તુરેનિઅન આપણી ગુજરાતી પ્રજાનું મૂળ ભારતવર્ષની આર્ય પ્રજા હોવાથી માત્ર તે પ્રજાની ભાષા એટલે આર્ય ભાષાનો વિચાર કરીશું. આ પ્રજાનું મૂળ મધ્ય પ્રદેશમા હતું એમ વિદ્વાનોએ સંશોધન કર્યું છે. તે પ્રજાનો જુનો ઇતિહાસ પ્રાપ્ત થતો નથી.

પરંતુ તે પ્રજા બે વિભાગમાં જુદી પડી. એક ભારતવર્ષમાં આવી, અને બીજી યૂરોપ-માં ગઈ એ વાત સર્વવિદિત છે. પ્રો. મેક્ષમૂલર ભારતવર્ષની ભાષાઓને મહત્વવાળી માને છે. કારણ કે આ દેશના પવિત્ર ગ્રંથો આ ભાષામા રચાયા છે. ભારતવર્ષની જુની ભાષા તે

તેમના પવિત્ર મનાતા વેદની ભાષા છે. આર્યો હિંદમાં આવીને સિંધુ કાંઠે વસ્યા, અને હિમાલય તથા વિંધ્યાચળ વચ્ચેના પ્રદેશનું નામ આર્યાવર્ત પડ્યુ. બીજો મત એવો છે કે પૂર્વ અને પશ્ચિમે આવેલા સમુદ્રથી મર્યાદિત થએલો હિમાલય અને વિંધ્યાચળ વચ્ચેનો પ્રદેશ તે આર્યાવર્ત. એક બીજા મત પ્રમાણે આર્યાવર્તનો અર્થ "આર્ય લોકો જેમાં વર્તે છે" ( आर्यावर्तन्तेऽत्र आर्यावर्तं ) તે પ્રદેશ

આર્યોની મૂળ ભાષા વૈદિક સંસ્કૃત હતી, અને તે પાછળના સમયની ભાષાથી ઘણે અંશે જુદી પડે છે. વેદની ભાષા શુદ્ધ અને અસંકીર્ણ હતી. આર્યો જેમ જેમ જુદા જુદા પ્રદેશોમા દાખલ થયા તેમ તેમ તે વિકૃતિવાળી બની. ભાષાનો વિકાર થતો અટકાવવાને પાણિનિ જેવા વૈયાકરણે એ વ્યાકરણ રચી ભાષા નિયમબદ્ધ કરી

જે આર્ય ભાષા વૈદિક એટલે કે વેદના ગ્રંથોની ભાષા હતી, જે એક સમયે બોલાતી હતી એમ કેટલાક માને છે, જેના પ્રાચીન સાહિત્યમાં વેદ જેવા પવિત્ર ગ્રંથો છે તે ભાષાનું સ્વરૂપ અનાર્ય પ્રજાના સંસર્ગથી બગડવા માડયુ. તે સ્થિતિ અટકાવવાના હેતુથી વ્યાકરણ રચાયુ, નિયમો ઘડાયા પરિણામે લૌકિક સંસ્કૃત ઉત્પન્ન થયું, અને તે ભાષા "લોકે વાપરેલી" ભાષા બની. લૌકિક સસ્કૃત ભાષાનું સાહિત્ય પણ વિશાળ છે, આર્યો પંજાબના ઉંડાણના પ્રદેશમા પ્રવેશ કરતા ગયા તેમ તેમ ત્યાના મૂળ વતનીઓના સહવાસમા આવવા લાગ્યા લૌકિક સસ્કૃતની શુદ્ધતા પણ બગડવા લાગી પરિણામે પ્રાકૃત ભાષા એટલે કે એક પ્રકારની અશુદ્ધ સસ્કૃત ભાષાનો ઉદય થયો શાસ્ત્રી વ્રજલાલ ભાષાવિકારના કારણરૂપે ચાર દોષો વર્ણવે છે જે અનુક્રમે અજ્ઞાન, વેગ (ઉતાવળે બોલવું,) અનભ્યાસ ( મહાવરાની ખામી ) અને જીહ્વાદોષ છે. આથી સ્પષ્ટ થાય છે, કે ભાષાની વિકૃતિ અમુક પ્રદેશોના મૂળ વતનીઓથી થાય છે

આ બગડેલી ભાષાને પ્રાકૃત નામ આપ્યુ છે, કેમકે પ્રકૃતિમાંથી ( મૂળ સસ્કૃતમાથી ) તે ઉત્પન્ન થઈ એમ મનાય છે ( જુઓ પરિશિષ્ટ અ. નં ૧ )

એ ભાષા સસ્કૃત ગ્રંથોમા ઉત્તમ પાત્રો માટે યોજાતી નથી. ( પરિશિષ્ટ અ ૩ ) ભાષાને અંગે થતા અશુદ્ધ ઉચ્ચારનુ એક દૃષ્ટાંત શતપથ નામે બ્રાહ્મણની એક આખ્યાયિકામા છે "इन्द्रशत्रुर्वर्धस्व" એ મંત્રનો વૃત્રે દોષયુક્ત ઉચ્ચાર કર્યો, તેથી પરિણામે તેનો વધ થયો

બ્રાહ્મણો આ પ્રાકૃત ભાષાને હલકી માનતા નીચ પાત્રોને તે ભાષા બોલતા કલ્પ્યા છે. આમ પ્રાકૃત ભાષા એક પ્રકારે પ્રાંતીય ભાષા બનેલી માની શકાય. ઉત્તમ ગ્રંથો સંસ્કૃત ભાષામા રચાતા તેથી પ્રાકૃત સાહિત્ય બહુ રચાયુ નથી. તેનુ વ્યાકરણ પણ કેટલેક અંશે અપૂર્ણ છે આ પ્રાકૃત ભાષા સમય જતા બહુ રૂપાન્તરને પામી જેવી રીતે સસ્કૃતમાથી પ્રાકૃત ઉત્પન્ન થઈ, તેવી રીતે બીજી બે ભાષાઓ પણ સંસ્કૃત સાથે સબંધ ધરાવતી કેટલાક માને છે. એ બે ભાષાઓ ગાથા તથા પાલી છે. પાલી ભાષા બૌદ્ધ ગ્રંથોની છે. ( પરિશિષ્ટ અ. ૫ ) વિદ્વાનો માને છે, કે ઇ. સ પૂર્વે છઠ્ઠા સૈકામાં ગાથા ભાષા જે સસ્કૃત ભાષાને લગભગ મળતી છે તેનોજ પ્રચાર હતો. પછીથી એટલે કે અશોકના

ક્રમથી ભાષા પાલી બની. આ સંસ્કૃતને બહુ મળતી છે. આમ મૂળ ભાષા રૂપાન્તર પામતી ગઈ, અને ભિન્ન ભિન્ન ભાષાઓ વિના પ્રયાસે આપોઆપ ઉત્પન્ન થઈ. મુખ્ય ભાષા પ્રાકૃત મનાય છે, અશોકના વખતના જે લેખો મળી આવે છે, તેમા પ્રાન્ત ભાષાના ભેદો બહુ નજરે પડે છે. ગિરનારના લેખોમાં જ્યાં 'र' વાપર્યો હોય ત્યાં પૂર્વ તરફના લેખોમાં 'ल' નજરે પડે છે. ગિરનારના લેખોમાં પ્રથમાના એક વચનનો પ્રત્યય 'ओ' છે. પૂર્વના લેખોમાં 'ए' છે. જેમકે ગિરનારના લેખોમાં

देवानं पियो पियदसि राजा एवं आह।

देवानं पिये पियदसि लाजा एवं आह।

આમ ભાષા એક છતા પ્રાતભેદોવાળી હતી. બીજા કેટલાક વિભાગોમા એટલે કે ઉત્તર અને મધ્ય પ્રદેશોમાં પણ આવા ભેદ હતા. આ પ્રાકૃત ભાષાના કેટલાક વ્યાકરણો રચાયા છે. જેમાંના બે મુખ્ય છે—ચડે રચેલું "પ્રાકૃતલક્ષણ" અને વરરુચિનો "પ્રાકૃતપ્રકાશ" આ બે વ્યાકરણ પછી ઘણે વર્ષે આપણા ગુજરાતમા થએલા હેમચદ્ર નામના જૈન આચાર્યે એનુ એક વ્યાકરણ રચ્યુ છે ચંડનુ વ્યાકરણ અશોકના સમયના પાસેના જ સમયમા રચાયુ હોય એમ કેટલાક માને છે ત્રણે વ્યાકરણોમા પ્રાકૃત ભાષાના નિયમોમા ફેર નજરે પડે છે. ચડે પૈશાચી સાથે ચાર ભાષાઓ વર્ણવી છે. પશ્ચિમની ભાષાને તે પ્રાકૃત કહે છે પૂર્વની ભાષાને માગધી કહે છે, અને ઉત્તર તરફનીને તે અપભ્રશ કહે છે. વરરુચિએ મુખ્યત્વે કરીને મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી અને પૈશાચી એમ વિભાગ પાડયા છે ચડે વર્ણવેલી પ્રાકૃત ભાષાના વરરુચિના સમયમા મહારાષ્ટ્રી તથા શૌરસેની એવા બે વિભાગ પડેલા હોય એમ આથી જણાય છે અપભ્રશનું નામ વરરુચિના ગ્રથમા ભાષાવિભાગની યાદીમા નથી માગધી અને શૌરસેની ઘણી જુની લાગે છે મહારાષ્ટ્રી, માગધી અને શૌરસેનીનાં નામ પ્રાંતના નામ ઉપરથી પડયા છે પૈશાચી ભાષા વિષે શાસ્ત્રી વ્રજલાલ કહે છે, કે "તે શૌરસેની ઉપરથી ઉત્પન્ન થઈ છે એવું પ્રાકૃત વ્યાકરણમા લખ્યુ છે" કેટલાક તે ભાષાને પિશાચ શબ્દમાથી ઉત્પન્ન થએલી કહ્પે છે. પ્રાચીન સમયમાં ડુંગરામાં રહેતા જંગલી લોકો (ભૂત, પિશાચો) આ ભાષા બોલતા કેટલાક એને આસામ તથા નેપાલની જુની ભાષા માને છે. (પરિશિષ્ટ अ નં ૮) અપભ્રશ ભાષા સિંધુ નદીની પૂર્વે આવેલા દેશોમા તેમ જ કેટલાક અન્ય વિદ્વાનોના મત પ્રમાણે પશ્ચિમ રજપુતાનામા બોલાતી હતી.

અપભ્રશને દડી આભીરની ભાષા માને છે (પરિશિષ્ટ अ. નં. ૬) આ ચાર ભાષાઓ પૈકી મહારાષ્ટ્રી ઘણી જુની છે. (પરિશિષ્ટ अ. નં. ૧) જે ભેદ અશોકના પૂર્વ પશ્ચિમના લેખોમા જોઈએ છીએ તેજ ભેદ મહારાષ્ટ્રી અને માગધી વચ્ચે નજરે પડે છે (પરિશિષ્ટ अ. નં ૨) મહારાષ્ટ્રી राजा શબ્દને બદલે માગધીમાં लाजा વપરાય છે श, ष, स, ને બદલે મહારાષ્ટ્રીમાં સર્વત્ર स વપરાય છે માગધીમાં श છે. જેમકે एषः पुरुषः મહારાષ્ટ્રીમા एसो पुरिसो. માગધીમા एशे पुलिशे રૂપ થાય છે. આ ફેરફાર ગુજરાતીએ સ્વીકાર્યો નથી. જેમકે સસ્કૃત शृगालनुं મહારાષ્ટ્રીમાં

સિયાલ થાય છે. પરંતુ ગુજરાતીમાં શિઆળ રૂપ વપરાય છે. ગુજરાતીમા ળ્નો પ્ર-યોગ પણ તેવો જ જામેલો લાગે છે જેમકે यशाद् મહારાષ્ટ્રીમાં जस् ગુજરાતી जस (પરિશિષ્ટ ब ૩) આથી એમ માની શકાય છે, કે અશોકના સમયની ભાષાના ત્રણ વિભાગ પડી ગયા. પશ્ચિમ તરફ શૌરસેની અને મહારાષ્ટ્રી ઉત્પન્ન થઈ પૂર્વ તરફ માગધી ઉત્પન્ન થઈ ( પરિશિષ્ટ ब ૨ ) પૈશાચી ભાષા અનાર્યોના પ્રયોગથી વિકાર પામેલી છે જેમ જેમ સમય વધતો ગયો તેમ તેમ પ્રાકૃત બોલીઓમા ભેદ પણ વધતો ગયો હેમચદ્રે જે વ્યાકરણ રચ્યું છે, તેમા ૭ બોલીના નામ આપ્યા છે. (પરિશિષ્ટ अ ન ૭) પોતે રચેલા વ્યાકરણના અષ્ટાધ્યાયી નામના પ્રકરણમા કેટલેક સ્થળે शेषं शौरसेनीवत् એમ લખે છે વળી શૌરસેનીના નિયમોમા પ્રાકૃતનો આધાર લેવા કહે છે આ વ્યાકરણ ડૉક્ટર હોર્ન્લેના મત પ્રમાણે ઇ સ ત્રીજાથી સાતમા સૈકાના સમયની પ્રાકૃતનુ ભાન કરાવે છે ચડે અપભ્રશ વિષે બહુ સૂત્રો પોતાના વ્યાકરણમા આપ્યા નથી તેથી માલમ પડે છે, કે ચડના વખતમા અપભ્રશ પ્રાકૃ-તથી જુદી નહિ હોય ચડે જે કેટલાક નિયમો વર્ણવ્યા છે તેનાથી જુદા પડતા નિ-યમો હેમચંદ્રના વ્યાકરણમા જણાય છે ચડ પ્રમાણે સસ્કૃત સંયુક્ત વ્યજનમાનો પહેલો કે પછીનો ર પ્રાકૃતમા લોપાય છે જેમકે સસ્કૃત अर्कनु પ્રાકૃતમા अक्क અને છે વરરુચિ અને હેમચદ્રમા પણ એજ નિયમ છે. અપભ્રશ પરત્વે આ લોપ સયુક્ત વ્યજનના છેલ્લા र ને અગે નથી થતો, એમ ચડ સૂત્રદ્વારા દર્શાવે છે (न लोपोऽपभ्रंशेऽधोरेफस्य ) જેમકે प्रिय શબ્દનુ प्रिय અપભ્રશમાં કાયમ રહે છે હેમચદ્ર તે र નો લોપ વિકલ્પે થય છે (वाधारोलुक्) એમ કહે છે હેમચદ્ર प्रिय શબ્દનુ અપભ્રશ રૂપ प्रिय અથવા તો पिय પણ આપે છે આથી જણાય છે, કે બનેની અપભ્રશ વચ્ચે બહુ ભેદ છે ચંડ અપભ્રશ માટે એક સૂત્રનો ઉપયોગ કરે છે તો હેમચદ્રે ૧૧૯ સૂત્રો આપ્યા છે આથી બને વચ્ચે કાળાન્તર બહુ હોવુ જોઇએ વર-રુચિનો સમય પણ બહુ પ્રાચીન છે

હેમચદ્રની અપભ્રશને કયા વિભાગની ભાષા માનવી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અપભ્રશ ભાષા કેટલાકના મત પ્રમાણે સિધ, સૌરાષ્ટ્ર વગેરે દેશની ભાષાઓને મળતી છે એમ મનાય છે કેટલાક રૂપો તપાસતાં જણાય છે, કે હેમચદ્રે વર્ણવેલી મહારાષ્ટ્રીમાથી નીકળેલી પશ્ચિમ હિંદની બોલી તે હોવી જોઇએ આ ભાષા શરૂઆતમા સિંધુ નદીના પૂર્વે આવેલા ઉત્તરના પ્રદેશમા બોલાતી હતી શૌરસેની તથા મહારાષ્ટ્રી વચ્ચે બહુ ભેદ નજરે પડતો નથી અપભ્રશને પરિણામે ગુજરાતી ભાષા ઉત્પન્ન થઈ એમ જણાય છે. શાસ્ત્રી વ્રજલાલ પ્રાકૃતમાંથી અપભ્રશ અને અપભ્રશમાથી ગુજરાતી ઉત્પન્ન થએલી દર્શાવે છે રા કેશવલાલભાઇએ આ અપભ્રશ ભાષા ગુજરાતમા બોલાતી હતી, એમ સિદ્ધ કરવા સવત ૧૫૧૮ મા રચાએલા વસતવિલાસ નામના કાવ્યમાંથી ઉદાહરણો આપેલા છે ( જુઓ પરિશિષ્ટ क ન ૧૬) હેમાચાર્યે આ ભાષાનુ વર્ણન પોતાના ગ્રંથમાં વિસ્તારપૂર્વક કર્યું છે જેથી એમ માની શકાય કે કદાચ તેના પોતાના સમયમાં તે નહિ બોલાતી હોય, તો પણ તેની અગાઉના સમયમાં તે વપરાતી હશે એ ભાષા વિકાર પામી ગુજરાતી નામ પ્રાપ્ત કરતી ગઈ, છતા કદાચ ગ્રંથભાષા અપભ્રશ રહી હશે.

નરસિંહ મહેતાની ગ્રંથભાષા પણ આજ હોય એમ ઘણા માને છે. પદ્મનાભના કહાનડદે પ્રબંધમાં પણ વપરાએલી ભાષા આજ છે. ઉદાહરણ

कहि पातसाह सांभलि माय ॥ इसिउं दुर्ग किम लेणु जाइ ॥
कुंभरी तिवण जांणिउं किउं ॥ जई जाल हुरि वचनकां दिउं ॥
कुंभरी भणइ अवधि मिइ कही ॥ तिणि दिनि गढ मेलासि सही ॥
तिणि अवसरि बोलिउ सुलतान ॥ सुकुन बोल ताहरा प्रमाण ॥
राजा भणइ मुहल माहि आवि ॥ सुलतांनि बंदा तेडावि ॥
कमालदीन नमलिफ तेडिउ ॥ सीह पातलु साथिइं गयु ॥

(कहानडदे प्रबन्ध)

કાલક્રમે આ અપભ્રંશ ભાષા લગભગ ગુજરાની ભાષામા વિકાર પામી. નરસિંહ મહેતાએ એ ભાષાનુ નામ "અપભ્રષ્ટગિરા" કહ્યુ છે. અપભ્રંશ ભાષાની પડતીનો કાળ વિક્રમ સંવત્‌ના આઠમા શતક પછીથી શરૂ થાય છે શાસ્ત્રી વ્રજલાલ જુની ગુજરાતીનો આરંભ કાળ સંવત્ અગીઆરસોથી પૂર્વનો માને છે રા કેશવલાલભાઈ પોતાની શોધક શક્તિથી નિર્ણય કરે છે કે ગુજરાતી સાહિત્યની કાળમર્યાદા હજારેક વર્ષની હોવી જોઇએ

ગુજરાતી ભાષાનો પ્રારંભ તથા વિકાસનો નિર્ણય કરતા પહેલા ગુજરાતી સંજ્ઞા વિષે નિર્ણય કરવાની જરૂર છે ગુજરાતી એટલે ગુજરાતની ગુજરાત એટલે–ગુર્જર–ગુજ્જર–લોકોનો પ્રદેશ ઇતિહાસની હકીકત તપાસતા આ લોકો વાયવ્ય કોણના ડુંગરી પ્રદેશોમાથી હિંદુસ્તાનમા આવ્યા ધારી શકાય પંજાબમા ગુજરાત અને ગુજરાનવાળા નામના બે જીલ્લા છે. અપભ્રંશ ભાષા પણ તેજ પ્રદેશની પ્રથમ હતી એમ જોઈ ગયા, તેથી જે ગુજ્જરો પંજાબ છોડી પશ્ચિમ તરફ ગયા, તેમણે અપભ્રંશને વિશેષ અપભ્રષ્ટ કરી, અને પોતાના નવા પ્રદેશનું નામ ગુર્જરત્રા (ગુર્જરને આશ્રય દેનારી ભૂમિ) એવું નામ આપ્યુ હશે. નવા પ્રદેશના કેટલાક દેશ્ય શબ્દો તેમની બોલીમા દાખલ થયા જેનુ મૂળ સંસ્કૃત કે પ્રાકૃતમાં જડતું નથી. ઇ સ. ૧૦ મા સૈકાના મધ્ય પછી સાલંકી વંશની સ્થાપના થઈ ત્યારથી ગુજરાત નામ શરૂ થયુ મનાય છે આથી માની શકાય કે ઇ સ દશમા સૈકાથી ગુજરાતી ભાષાનો આરંભ થયો હશે. રા, કેશવલાલભાઈ તેને "પ્રાચીન ગુજરાતી" નું નામ આપે છે તેમણે ભાષાના ત્રણ યુગ પાડયા છે, અને બીજા યુગને મધ્યકાલીન ગુજરાતી કહે છે ત્રીજા યુગની ભાષાને અર્વાચીન ગુજરાતીનુ નામ આપે છે.

રા નરસિંહરાવભાઈ આવા કાળમર્યાદિત યુગો સ્વીકારતા નથી. પોતે ત્રણ ક્રમ સૂચવે છે "અપભ્રંશ" "મધ્યકાલીન અપભ્રંશ" 'અંતિમ અપભ્રંશ". રા બ. રમણભાઈ પોતાના એક વિદ્વત્તા ભરેલા લેખમા દર્શાવે છે, કે "અપભ્રંશનું નામ વિકલ્પે "જુની ગુજરાતી" કહીએ તો તેમા અયથાર્થતા નથી" એ જુની ગુજરાતીને પોતે ઇ સ દસમા સૈકા કરતા વધારે જુની માનતા નથી. જુની ગુજરાતીનુ

વ્યાકરણ અપભ્રંશ ભાષાના વ્યાકરણ સાથે મળતું છે એમ શાસ્ત્રી વ્રજલાલ કહે છે. ઉદાહરણ તરીકે ચંદ્ર ઉગઈ, મેઘિ વરસતઇ મોર નાચેઇ, એટલે ચદ્ર ઉગ્યો, મેઘ વરસતે મોર નાચે છે આ સામ્ય જુની ગુજરાતી અને અપભ્રશ વચ્ચે જણાય છે માટે જુની ગુજરાતી તે લગભગ અપભ્રશ હશે (જુઓ પરિશિષ્ટ क ન. ૧૫) "મુગ્ધાવબોધ ઔક્તિક" નામના સવત ૧૪૫૦ (?) મા લખાએલા એક ગ્રથમા સંસ્કૃત વ્યાકરણના નિયમો ગુજરાતી ભાષામા દર્શાવ્યા છે. સસ્કૃત વાક્યો ઉપરથી ગુજરાતી વાક્ય કેવું થાય, એમ દષ્ટાંતો આપી તેમા દર્શાવ્યુ છે ઉદાહરણ चन्द्र उद्गच्छति ગુજરાતી "ચદ્ર ઉગઇ" આ ગ્રથ કોઇ જૈને લખેલો હોવો જોઇએ એમ રા કેશવલાલભાઇ માને છે મુસલમાનો પણ આ સમયે હિંદુસ્તાનમા આવવા લાગ્યા હતા તેમના સહવાસથી ગુજરાતી ભાષા નવીન સ્વરૂપ પ્રાપ્ત કરવા લાગી મધ્યકાલીન ગુજરાતીના મુખ્ય ગ્રથો વસત વિલાસ ( જુઓ પરિશિષ્ટ क ન ૧૬ ) (સવત્ ૧૫૦૮) અને કહાનડદે પ્રબધ ( સ ૧૫૧૨) પણ તે જ સમયના છે કેટલાક જુના જૈન ગ્રથો પણ મળી આવે છે આ બધા ગ્રથોની ભાષા જુની ગુજરાતી છે કેટલાક જુના દસ્તાવેજો પણ જુની ગુજરાતીનુ સ્વરૂપ કેવું હતું તેનો ખ્યાલ આપે છે

(૧) આપણી ભૂમિ સાહ સામલના પાડા મધ્યે ૭ની તે ભૂમિ રાજય ટકા ૪૦૮ આઠ આદસઇ જાદવ, લાખા સારણ નઇ આપી સહી।

('વિમલ પ્રબધ' સવત્ ૧૫૮૩નુ ખત )

(૨) ઘર ગ્રહણો ઘર પડકીબધ મધ્ય ઉપવર્ગ ૨ ગોઆરી ૨ પટસાલિ પ્રાગણ સહિત સન્મુખ છાપરૂ પકવેષ્ટ વલી-પાપ-નલીઆ-બારત-ક્રમાડ સહિત પડકીબધ ગ્રહણે મૂકયાં

( વિમલ પ્રબધ )

આ ઉતારાઓ ઉપરથી જણાય છે કે આ સમયની ભાષા ખરૂ જોતા હાલની ગુજરાતી કહી ન શકાય. તે સમયના જુના ખતની ભાષા જોતા તે મધ્યકાલીન ગુજરાતી ભાષા હતી એમ માલમ પડે છે સત્તરમા શતકથી નવો યુગ શરૂ થયો , ને જુની ગુજરાતીએ અર્વાચીન ગુજરાતીનુ સ્વરૂપ ધારણ કરવા માડયુ એ કાવ્યોની ભાષાના રૂપાન્તરો થતા અટકયા, પરતુ નરસિહ મહેતાના કાળથીજ જુની ગુજરાતીનો આદિ કાળ છે એમ માની લઇ ગુજરાતી ભાષાનો પ્રારભ પણ ત્યારથીજ થયો એમ સ્વીકારવું સરળ પડશે ગુજરાતી સાહિત્યની શરૂઆત પણ ત્યારથીજ માની લેવાય ગુજરાતી ભાષા આ પ્રમાણે ઉદય પામી

આ પ્રાચીન ગુજરાતી ભાષાનુ સાહિત્ય કેવુ છે, તેનો વિષય તથા તેની ભાષા શલી કેવી રીતે અર્વાચીન ગુજરાતી સાહિત્યથી જુદાં પડે છે તેની સમાલોચના કરીએ. હાલ બોલાય છે, તથા લખાય છે, તેવી ગુજરાતીનો આરભ નરસિંહ મહેતાથી થયો હોય એમ માનવાને સબળ કારણો નથી, તેથી આપણી સમાલોચના પણ કવિ પ્રેમાનદ કે શામળના સમયથી કરવી આવશ્યક થઈ પડે છે. પરતુ આગળ દર્શાવી ગયા તેમ

અપભ્રંશ ભાષા તેજ જુની ગુજરાતી હતી, અને તેનો સમય નરસિંહ મહેતાથી શરૂ થાય છે; માટે પ્રાચીન ગુજરાતી સાહિત્યની ચર્ચા નરસિંહ મહેતાથીજ આરંભીશું. એની પહેલાં કેટલાક કવિઓ થઈ ગયા હશે, જેમના ગ્રંથો અત્યારે ઉપલબ્ધ નથી. આ કારણથી નરસિંહ મહેતાનેજ પ્રાચીન ગુજરાતી સાહિત્યનો આરંભનો લેખક માનીએ છીએ.

જે ગુજરાતી ભાષાની સમાલોચના કરી, તેના સાહિત્યનુ સ્વરૂપ કેવું હતું તે વિચારીએ. વિષયની વિશાળ સ્વરૂપમાં ચર્ચા કરવા માટે ગુજરાતી ભાષાના સાહિત્યના બે મોટા ભાગ પાડીશુ.

(૧) ૧૮ મા સૈકા સુધીનું એટલે પ્રાચીન ગુજરાતી સાહિત્ય.

(૨) બ્રિટિશ અમલ શરૂ થયા પછીનુ, એટલે પાશ્ચાત્ય કેળવણી તથા જ્ઞાનના ફળરૂપે ઉદ્દભવેલું સાહિત્ય, જેને અર્વાચીન સાહિત્યનું નામ આપીશું.

રા રા કેશવલાલભાઈ ગુજરાતી સાહિત્યની મર્યાદા હજારેક વર્ષની કલ્પે છે એમ કહી ગયા. સાહિત્યની શરૂઆત ક્યારથી થઇ તેના નિર્ણયની ચર્ચા સાથે સાહિત્ય એટલે શું એ પણ વિચારવાની જરૂર છે. રા કેશવલાલભાઇ તેનુ લક્ષણ એવુ આપે છે કે "જે કંઇ સંસ્કારી સ્થાયી ભાષામા લોકોત્તર લેખ કે કથન તે સાહિત્યની સંજ્ઞાને પાત્ર છે." આર્યોએ સાહિત્યને વાઙ્મય ગણી તેમાં સર્વે વિષયોનો સમાવેશ કર્યો છે આ પ્રકારનું ગુજરાતી સાહિત્ય જે કહી શકાય તેનો આરંભ ઘણો જુનો છે

પ્રાચીન ગુજરાતી સાહિત્ય

સંસ્કૃતનો આદિ કવિ જેમ વાલ્મીકિ મનાય છે, તેમ ગુજરાતી ભાષાનો આદિ કવિ નરસિંહ મહેતા છે નરસિંહ મહેતાને કવિની સંજ્ઞા આપવાનું મુખ્ય કારણ એ હતું કે પ્રાચીન સાહિત્યનો જે ભાગ અત્યારે મળી આવે છે તે બહુધા પદ્યાત્મક જ છે ગદ્ય સળંગ સ્વરૂપનુ બહુ જૂજ દૃષ્ટિગોચર થાય છે. કેટલાક શિલાલેખોનાં લખાણ, ખતો, તથા છુટક વાર્તાઓના ટુચકાના સ્વરૂપનુંજ ગદ્ય પ્રાચીન સાહિત્યમા હતું, પરંતુ તેને ગદ્યસાહિત્યનુ નામ આપી શકાય નહિ શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસે એ ગદ્યના નમુના પોતાના નિબંધમા આપ્યા છે (જુઓ પરિશિષ્ટ क નં. ૧૨–૧૪) આ પ્રાચીન સાહિત્ય પદ્યાત્મક હતું એટલુ જ નહિ પણ તે પદ્યનો વિષય પણ એક જ હતો જુની કવિતામા ઘણે અંશે ધાર્મિક તત્વજ નજરે પડે છે.

પશ્ચિમની સાહિત્યદૃષ્ટિએ સરખાવતા તેમજ તે જ્ઞાનનો લાભ લઈ બુદ્ધિવિકાસ પામેલા હાલના વિદ્વાનોને તે બહુ રુચિકર કે ઉત્તમ પંક્તિનું લાગતું નથી. આ સાહિત્યની તુલના અર્વાચીન ગુજરાતી સાહિત્ય જોડે કરવા માટે પ્રાચીન સાહિત્યનો એકજ વિભાગ ગણી લઈ નરસિંહ મહેતાથી શરૂ કરી દયારામભાઇ સુધીના સમયની સમાલોચના કરીશું

પ્રાચીન ગુજરાતી સાહિત્યના કવિઓની સંખ્યા ઘણી છે મુખ્યત્વે કરીને અત્ર

પદે બિરાજતા નરસિંહ મહેતા, મીરાંબાઇ, ભીમ, ભાલણ, અખો, પ્રેમાનંદ, શામળ, ભોજો ભગત, ધીરો, અને દયારામ છે. કેટલીક સ્ત્રી કવિઓ પણ થઈ ગઈ છે, આમાંના પહેલા બે કવિ સાહિત્યના પદ્યાત્મક પ્રદેશમા ધાર્મિક વિષય લઈ સાદી ભાષામા કવિતા રચી લોકપ્રિયતા પ્રાપ્ત કરનારા મધ્યમકાળની (૧૫ મા સૈકાની) ગુજરાતીના કવિ છે

પ્રાચીન કવિઓ

નરસિંહ મહેતાના પ્રભાતીયા અને મીરાબાઇના પદો હજુ પણ જનસમાજમાં ઘણાને મોઢે છે તેનું કારણ તે કવિઓની ખરી લાગણી, ઊર્મિ, અને ભક્તિની એકતા માની શકાય ભાલણ અને ભીમે તેજ સમયમા સાહિત્યમા સસ્કૃત ગ્રથોના ગુજરાતી પદ્યાત્મક ભાષાન્તરો તેમજ નવીન ઉત્તમ કાવ્યો રચ્યા છે પદ્મનાભ નામના એક પ્રાચીન કવિએ સવત ૧૫૧૨મા કહાનડદેપ્રબધ નામનો એક ગ્રથ રચ્યો છે તેને ઐતિહાસિક કાવ્ય કહી શકાય (પરિશિષ્ટ ક ન ૯) અલાઉદ્દીન ખીલજીના સમયમા થએલી ગુજરાત ઉપરની લડાઇનુ તેમા વર્ણન આપેલુ છે આખુ કાવ્ય વીરરસથી ભરપુર છે આમ આરભના પ્રાચીન ગુજરાતી કવિઓનો કાવ્યવિષય બહુધા ધાર્મિક હતો, અન્યવિષયાત્મક પણ હતો સસ્કૃત તરફનો તેમનો પ્રીતિભાવ પણ તેટલોજ ઉંચો જણાય છે પછીના સૈકાનો કવિ અખો હતો આનો વિષય પણ ધર્મને લગતો હતો વેદાતનુ વર્ણન અને ખરી ભક્તિ કોને કહે તે બાબત તેણે પોતાના કાવ્યોમા વર્ણવી છે તેની કાવ્યશૈલી કેટલેક અશે પ્રૌઢ તથા કઠિન છે પ્રસગોપાત અધશ્રદ્ધાવાળા પુરુષોને તે ચાબકા મારતો જણાય છે આ પછી ગુજરાતી ભાષા કંઇક અવગણનાને પામતી ગઈ. એવામા પ્રેમાનદ નામનો કવિ ઉત્પન્ન થયો તેણે ગુજરાતી સાહિત્યમા ઘણી વૃદ્ધિ કરી એક શિષ્યમડળ રચી ઘણા ગ્રથો રચાવ્યા. અર્વાચીન ગુજરાતી સાહિત્ય તથા તેના ઉપાસકો આ દિશામાં કઇક પ્રયાસો કરતા હશે, છતા નથીજ કરતા એમ કહીએ તો અત્યુક્તિ નહિ મનાય સાહિત્ય તરફ આવી પ્રીતિ ધરાવી, સાહિત્ય પ્રદેશનો વિસ્તાર કરવો એવી ભાવના આધુનિક સમયમાં કેટલી નજરે પડે છે તે કહેવાની જરૂર નથી અર્વાચીન સાહિત્યરસિક પુરુષોને કોઇ પણ પ્રાચીન કવિ વિશેષ પ્રિય થઇ પડયો હોય અથવા તો જેના ગ્રથો હાલ પણ ઉચ્ચ વર્ગ વાચતો હોય તો તે પ્રેમાનદ છે માત્ર ધાર્મિક વિષયોને લગતી પુરાણો ની કથાઓના તેણે આખ્યાનો રચ્યા નથી સસ્કૃત કાવ્યનિયમોની દષ્ટિએ સપૂર્ણ અને દોષરહિત મનાતા સ્વતત્ર કાવ્યો પણ તેણે રચ્યા છે જે કવિ જનસમાજ કે જનસ્વભાવનુ બારીક નિરીક્ષણ કરી શકે છે, તે જ ઉત્તમ કાવ્યો રચે છે આથી પ્રાચીન કવિઓમા માત્ર પ્રેમાનદ પ્રથમ પદે મુકાય છે. તેનો સમકાલીન શામળ કવિતાના વિષયને માત્ર ધાર્મિક ન રાખતા જુદી દિશામાં ફેરવે છે કલ્પિત વાર્તા, સારી અને મનોહર શૈલીથી તેણે કાવ્યોમા વર્ણવી છે છેવટના કવિ દયારામભાઇ કૃષ્ણભક્તિનો વિષય લઈ, શૃંગાર રસ પ્રધાન પદે રાખી ઘણી આકર્ષક ગરબીઓ રચી ગયા છે. એમનો વિષય પણ ધાર્મિક હતો તેમની ગરબીઓ કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે નીતિવિરોધ કરનારી મનાય છે, પરતુ તેમા કવિની ખરી ભક્તિનું પ્રતિબિબ હોવાથી તે ગરબીઓ હજુ પણ ગવાય છે, અને વૈષ્ણવ

ભક્તોને આનંદ આપનારી મનાય છે ધીરો અને ભોજો ભગત ઉપદેશક કવિઓ હતા. ચાબખા અને કાવ્યોદ્વારા તેમનાં કાવ્યોની નીતિ જનસમાજને બોધ ઉપદેશે છે.

**પ્રાચીન જૈન કવિ.**

આ ગુજરાતી કવિઓના સમકાલીન કેટલાક જૈન કવિઓ પણ હતા. જૈન સાહિત્ય ગુજરાતી જેવું જ પ્રાચીન છે તેમનો મુખ્ય વિષય " રાસા " હતો શાસ્ત્રી મજલાલ કાળિદાસ સવત ૧૩૧૫ મા રચાએલા એક જૈન કવિતા 'મુંજપ્રબધ' નામના ગ્રથમાથી અવતરણો આપે છે. સંવત ૧૪૫૦ મા રચાએલો મુગ્ધાવબોધ ઔક્તિક નામનો ગ્રથ કોઇ જૈને રચ્યો હશે એમ આતર પ્રમાણથી માક્ષરશ્રી કેશવલાલભાઇ દર્શાવે છે

" શિલવતીનો રાસ " નામનો એક જૈન કવિએ રચેલો ગ્રથ પણ ઉત્તમ છે. આ કવિઓનો વિષય ઘણે ભાગે ઐતિહાસિક તેમજ વાર્તાનો માલમ પડે છે, માત્ર ધાર્મિક નથી

**અર્વાચીન ગુજરાતી સાહિત્ય**

પ્રાચીન સાહિત્ય પદ્યાત્મક હતુ, અર્વાચીન તેવું નથી ગદ્યને આમા વિશેષ સ્થાન મળ્યુ છે નાટકો, નવલકથા, જીવનચરિત્રને લગતા ગ્રથો અર્વાચીન ગુજરાતી સાહિત્યનાજ વિષયો છે. પ્રાચીન કવિઓ માત્ર ધાર્મિક વિષય વાર્તારૂપે કે ઉપદેશરૂપે સાદી ભાષામા વર્ણવતા, ત્યારે અર્વાચીન સાહિત્યે જુદીજ દિશામા પ્રયાણ કર્યું છે અર્વાચીન સાહિત્યનો આરંભકાળ દલપત નર્મદ જોડથી શરૂ થાય છે પાશ્ચાત્ય જ્ઞાનની બહુ અસર તેમને થઇ હોય એમ તેમના ગ્રથોમાથી જણાતું નથી બનેના વિચારો, શૈલી, તેમજ વિષયો ભિન્ન સ્વરૂપના હતા બને વચ્ચેનો સાહિત્યવિરોધ એક દૃષ્ટિએ કવિ પ્રેમાનદ ને શામળ વચ્ચેના તેવાજ વિરોધ સાથે સરખાવી શકાય. આવા વિરોધો સાહિત્યને આડકતરી રીતે લાભજ કરે છે અર્વાચીન પદ્ય સાહિત્યની વીગતવાર સમાલોચના કરીએ

**અર્વાચીન કવિતા.**

આ સમયની કવિતાએ પ્રાચીન સમયને ઘણોજ પાછળ પાડી દીધો છે પ્રાચીન અને અર્વાચીન કવિતાના વિષયનો ભેદ અગાઉ કહી ગયા છીએ તે સિવાય એક બીજો છે પ્રાચીન કવિતા માત્ર સાદી અને વર્ણનાત્મક હતી સ્વાનુભવગસિક થોડીજ માલમ પડે છે અર્વાચીન કવિતામા પાશ્ચાત્ય સાહિત્ય તથા તેના જ્ઞાનની છાયા પુષ્કળ નજરે પડે છે પ્રાચીન સાહિત્ય ધાર્મિક હતુ ત્યારે અર્વાચીન સાહિત્ય સર્વદેશી માલમ પડે છે

પ્રત્યેક કવિને આ યુગમા વિષયપરત્વે સ્વતત્રતા હોય છે પ્રત્યેક કવિ કે ગ્રંથકાર રૂચે તે વિષય પર કાવ્યો રચે છે, અથવા ગ્રથ લખે છે પિંગળને લગતા પણ ઘણા ભેદ નજરે પડે છે. ગઝલનો ઉપયોગ કવિતામા અર્વાચીન કવિઓએજ શરૂ કર્યો છે. કવિતા છદવાળી જોઇએ કે છદ વિનાની તે પ્રશ્નનો નિર્ણય કવિની ઇચ્છા ઉપર આધાર રાખે છે. આમ કવિતા વિષય તથા શૈલી જોતા ઉન્નત સ્વરૂપ ધારણ કરતી ગઇ, છતાં નિયમબદ્ધ હોવાપણું તજતી જાય છે સસ્કૃત ભાષાનાં વિસ્તારવાળાં મહાકાવ્યો તથા અખો,

## સાહિત્ય વિભાગ.

પ્રેમાનંદ, તથા શામળ જેવાના તેવાંજ વિશાળ સ્વરૂપના ખરી ઊર્મિનો પ્રાદુર્ભાવ પ્રદર્શિત કરનારાં સળંગ ગુજરાતી કાવ્યો આધુનિક સમયની કવિતામાં નજરે પડતાં નથી. "સ્નેહમુદ્રા" "સ્મરણ સંહિતા" અને એવા બીજા કાવ્યો બહુ જૂજ છે છુટક કવિતાઓ હાલના સમયમા પુષ્કળ રચાય છે. કેટલીક તો નિર્માલ્ય હોય છે અર્વાચીન કવિતાની આ એક ન્યૂનતા છે, જો કે પ્રાચીન કરતા અર્વાચીન સમયની કવિતાના વિષય તથા સ્વરૂપ ચઢીઆતા છે.

**ગદ્યાત્મક સાહિત્ય અને નાટકો**

આ વિષયને પ્રાચીન સાહિત્યમા સ્થાન હતુ નહિ અર્વાચીન સાહિત્યનો તે વિષય છે, એટલે તેની તુલના પ્રાચીન સાથે ન કરતા હાલ જે ગદ્યાત્મક સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તેનીજ સમાલોચના કરીશુ તેના મુખ્ય વિષય તરીકે નાટકો, નવલકથા અને વાર્તાને માની લઇશુ આધુનિક સમયમા સંસ્કૃત નાટકો જેવા ઉંચા સ્વરૂપના અને ગુજરાતી સાહિત્યને દીપાવે તેવા નાટકો ઘણા થોડા છે સ્વ. મણીલાલકૃત કાન્તા દિ બા રણછોડભાઇ કૃત જયકુમારી વિજય નાટક, નર્મદાશંકરનુ દ્રૌપદીદર્શન, સ્વ દોલતરામનુ અમરસત્ર અને છેક હાલના સમયમાનુ રા બ રમણભાઇકૃત "રાઇનો પર્વત" અને ગ નાનાલાલનુ "જયા જયંત" જેવા નાટકો ગુજરાતી નાટકના ઉત્તમ નમુના છે. આનેજ નાટક સાહિત્ય કહી શકાય કેટલાક સંસ્કૃત નાટકોના ભાષાન્તરો તેમ જ બંગાળી ભાષામા રચાએલા નાટકોના ભાષાન્તરો ગુજરાતી સાહિત્યમા સુપ્રસિદ્ધ પ્રતિષ્ઠિત લેખકોના હાથે લખાયેલા છે, ઉત્તરરામચરિત, માલતીમાધવ, મૃચ્છકટિક, વેણીસંહાર, શાકુન્તલ, અને વિક્રમોર્વશીય નાટકોના ગુજરાતી ભાષાન્તરો ઉંચી પ્રતિના રચાએલા છે એનુ માન તે ભાષાન્તર કરનારનેજ ઘટે છે, આ વિષયને લગતુ થોડુક વર્ણન આગળ ઉપર કરીશુ

રંગભૂમિ ઉપર ભજવવા માટે રચાતા આર્થિક દૃષ્ટિથી ઉદ્ભવેલા અર્વાચીન સમયના કેટલાક નાટકો સાહિત્યમા સ્થાન લેવાને પાત્ર નથી તે બહુધા નિર્માલ્ય છે

**નવલકથા —**

હવે "નવલકથા" વિષે વિચાર કરીએ. નવલકથાના ગ્રંથો ઉપર પાશ્ચાત્ય જ્ઞાને બહુ અસર કરી છે આ નવલકથાઓ અર્વાચીન સાહિત્યમા બે પ્રકારની નજરે પડે છે કેટલીક માત્ર કલ્પનામય અને કેટલીક ઐતિહાસિક સ્વરૂપની હોય છે બને વિભાગના ઉત્તમ નમુનાઓ "કરણઘેલો" "વનરાજચાવડો" અને "સરસ્વતીચંદ્ર" છે. હાલના સમયમા માસિકો અને વર્તમાનપત્રોમા વાર્તાદ્વારા નવલકથા પ્રસિદ્ધ થાય છે, પરંતુ તે નવલકથા નથી પણ સાદી વાર્તાજ છે. શામળભટની વાર્તાઓ સાથે સરખાવતા ઘણી ઉતરતી જણાય છે કેટલીક અંગ્રેજી નવલકથાઓના અનુવાદો ગુજરાતી સાહિત્યમા થવા લાગ્યા છે આમ નવલકથામા સામાજીક, રાજકીય, અને સંસારી વિષયોનો સમાવેશ થતો જાય છે સંખ્યાની દૃષ્ટિએ જોતા કદાચ આ ગ્રંથો પુરતા હશે, પરંતુ ઉંચા સ્વરૂપની નવલકથાઓ જેને સંસ્કૃત "કાદંબરી" ના ગ્રંથ સાથે સ્પર્ધામા મૂકી શકીએ તેવી નવલકથાઓ સંખ્યામાં તથા ગુણમા પુરતી નથી

અર્વાચીન સાહિત્યની વૃદ્ધિ અને સેવા સાહિત્યરસિક પુરુષો પરભાષાના ગ્રંથોના ભાષાન્તરો દ્વારા કરે છે આ એક સ્તુત્ય રીત છે, પરંતુ સાહિત્યનો વિસ્તાર ભાષાન્તરો ઉપર જ આધાર રાખે એ તદ્દન ઇષ્ટ નથી. અધિકારી અને સુપ્રતિષ્ઠિત સાક્ષરોએ કરેલાં ભાષાન્તરો સર્વદા તથા સર્વથા સુંદર બને જ છે, પરભાષાના ઉત્તમ ગ્રંથોના ભાષાન્તરો ઇષ્ટ હોવા જોઇએ. પરંતુ ભાષાન્તરજ થાય એ બસ નથી પ્રાચીન કવિઓ માફક પરભાષાના સાહિત્યનો વિષય લઈ પોતાની ભાષામાં નૈસર્ગિક શક્તિથી તેનું વર્ણન કરવું અથવા તો સ્વતંત્ર ગદ્ય કે પદ્ય રચવું એ જ ખરી સાહિત્યસેવા છે "સ્મરણ સંહિતા," "જયા જયંત," "સરસ્વતીચંદ્ર," અને "રાઇનો પર્વત" જેવા છેક અર્વાચીન સમયના ગ્રંથોની અપેક્ષા ગુજરાતના સાહિત્યવિલાસી સ્ત્રીપુરુષો રાખે તો વાસ્તવિક છે. આધુનિક સાહિત્યમા કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે કૃત્રિમતા તેમ જ સ્વચ્છંદી વિચારદર્શન અને શૈલી પ્રયોગ બહુ માલમ પડે છે. પ્રેમાનંદ જેવું વ્રત લઇ સાહિત્ય સેવા કરવા ધારનાર પુરુષો અર્વાચીન ગુજરાતી સાહિત્યને સુમાર્ગે પ્રેરશે તો જ સાહિત્ય ખરા સ્વરૂપનું ઉદ્ભવશે.

આમ સાહિત્ય દિનપ્રતિદિન થોડાક વિદ્વાનો લેખકો તથા કવિઓ અને ગ્રંથકારો દ્વારા રચાતું જશે તો જે રૂપ અને વિસ્તારની સાહિત્યને અંગે જરૂર છે તે પુરી પાડવાના સંભવ ઘણા ઓછા છે. કેટલાક માને છે, કે આધુનિક ગુજરાતી સાહિત્ય પ્રૌઢતામા અને વિશાળતામા બહુ ન્યૂન છે કૃત્રિમતા કેટલાક ગ્રંથોમા ઉભરાય છે વાત કેટલેક અંશે સત્ય છે અને તેથી શોચનીય છે. પ્રેમાનંદની માફક અથવા અન્ય કોઈ રીતે અર્વાચીન સમયમા ઉત્તમ કવિઓએ સાહિત્યમંડળ સ્થાપી ઉત્તમ પ્રકારનું સાહિત્ય રચાય એવા પ્રયાસો કરવા જોઈએ. અર્વાચીન ગુજરાતી સાહિત્ય છેક નિર્માલ્ય નથી સંખ્યાનો વિચાર ન કરતા સ્વરૂપ જોતા આ સાહિત્ય પણ ઉત્તમ ગ્રંથોથી વિભૂષિત છે. તેવો એક અર્વાચીન ગ્રંથ જે કરુણ રસનો ઉત્તમ નમુનો છે, તથા જેની રચના ઇન્મેમોરીઅમ નામના અંગ્રેજી ગ્રંથનો ખ્યાલ આપી શકે છે તે 'સ્મરણ સંહિતા' છે અર્વાચીન ગુજરાતી સાહિત્યનું તે ઉત્તમ કાવ્ય છે આવા જ કાવ્યો અને ઉપર કહી ગયા તેવા ઉત્તમ ગદ્યાત્મક લખાણ વિશેષ લખાતા જાય, તોજ ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ થશે અર્વાચીન ગુજરાતી સાહિત્યના સર્વમાન્ય વિદેહ કવિ કે ગ્રંથકારો દલપતરામ, નર્મદાશંકર, નવલરામ, નંદશંકર, સ્વ. બાળાશંકર, મણિલાલ, ગોવર્ધનરામ કલાપી, વગેરે હતા.

વિદ્યમાન પુરુષોના નામની આ યાદીમા નોંધ બહુ લીધી નથી ગુજરાતી ભાષાના પ્રાચીન તથા અર્વાચીન સાહિત્યસ્વરૂપનું નિરીક્ષણ કરી ગયા. એક પ્રકાર બીજાથી ચઢીઆતો છે, અથવા ઉતરતો છે એ કહેવાનો બીલકુલ આશય નથી. બને વિભાગ પોતાના વિષય સ્વરૂપની દૃષ્ટિએ ઉપયોગી છે. પ્રાચીન સાહિત્ય વિષય મર્યાદિત હતો, તો અર્વાચીન સ્વતંત્ર તથા વિશાળ છે. અર્વાચીન સમયમાં ન્યૂનતા માત્ર ખરા સત્યપ્રેમી નીડર વિવેચકોની છે. પાશ્ચાત્ય સાહિત્યનો આ વિભાગ આપણા સાહિત્યરસિક પુરુષોએ સ્વીકાર્યો માલમ પડતો નથી સ્પષ્ટ તથા સત્ય વિવેચનને અભાવે નિર્માલ્ય

સાહિત્ય પ્રસિદ્ધ થતું જાય છે તે ઇષ્ટ નથી. આ સાથે ગુજરાતી ભાષાની શબ્દરચના તથા જોડણી વિષે બે બોલની જરૂર છે. શબ્દરચના વિશેષ સંસ્કૃતમય, આડંબરવાળી અને નિષ્પ્રયોજન કઠણ સ્વરૂપની ઘણા ગ્રંથોમાં વપરાએલી જોવામાં આવે છે વિષયને અનુસરીને ભાષાની સાદાઇ કે પ્રૌઢતા આવશ્યક છે, એ નૂત્રનો બહુ ભંગ થતો જણાય છે વિવાદગ્રસ્ત જોડણીવાળા શબ્દો બાદ કરતાં શુદ્ધ સ્વરૂપના તત્સમ શબ્દોનો પ્રયોગ એક રીતે કહીએ તો 'દુષ્ટ' થતો જાય છે ભાષાની સુંદરતા તથા શુદ્ધતા તેમજ, વિચારની પ્રૌઢતા અર્વાચીન સાહિત્યમાં કેટલાક લખાણોમાં છે, ઉતરતી પંક્તિના લેખકોના લખાણમાં બહુ ા નજરે પડતાં નથી, પ્રાચીન કવિઓની ઘણી કૃતિઓ જન-સમાજને ઉદ્દેશીને રચાઇ હતી, અને તેથી જ તેમની ભાષા તેમને રૂચે તેવી યોજાતી.

અર્વાચીન સાહિત્ય મોટે ભાગે માત્ર શિક્ષિત વર્ગને માટે ઉદ્દેશીને રચાય છે. કવિતા છંદવાળી હોવી જોઇએ, તેનુ સ્વરૂપ ગેય જોઇએ, એ નિયમ કેટલાક ઉત્તમ કવિઓ હવે પાળતા નથી કવિતાને લગતો આ પ્રશ્ન કેટલાક વિદ્વાનોએ હાથ પર લેવો શરૂ કર્યો છે એ આનન્દની વાત છે જેમ શિક્ષિત પુરુષો માટે અમુક સ્વરૂપનુ સાહિત્ય અપેક્ષિત છે, તેમ જનસમાજનો બહોળો વર્ગ પ્રાચીન કવિઓ જેવા બોધક કાવ્યો અથવા તો તેવા સ્વરૂપનુ સાદુ લાગણીવાળું, ઊર્મિ દર્શાવનારૂ રસાત્મક સાહિત્ય ઇચ્છે છે સરસ્વતીના પ્રસાદવાળા કવિઓ, અને ગ્રંથકારોએ વાચકવૃંદથી વંચાય, સમજાય, અનુભવાય અને સ્વીકારાય (પોતાનુ કરી લેવાય) એવુ સાહિત્ય રચી ગુજ-રાતી ભાષાના સાહિત્યને અન્ય દેશોની તુલનામા ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે એવા પ્રયાસો કરવા જોઈએ છેવટે એટલુ નિવેદન કરવા ઇચ્છુ છુ કે હુ માત્ર અભ્યાસી છુ. આ વિષયનો ઉંડો જ્ઞાતા કે શોધક નથી વિષય પરત્વે જેમના અભિપ્રાયો પ્રમાણભૂત માની શકાય તેમના ગ્રંથો કે લેખો દ્વારા મળેલા જ્ઞાનનો સાર આપી વિષયચર્ચા કરી છે શરતચૂકના દોષો પ્રત્યે ક્ષમા યાચી લેખ સમાપ્ત કરૂ છે.

### પરિશિષ્ટ अ.

(१) 'प्रकृतिः संस्कृतम् । तत्र भवं तत आगतं वा प्राकृतम् ।'

(હેમચંદ્ર.)

(२) 'आर्षोत्थमार्षतुल्यं च द्विविधं प्राकृतं विदुः ।'

ટીપઃ—પ્રાકૃતના કેટલાક બે મોટા પ્રકાર માને છે

(૧) મહારાષ્ટ્રી જેને પ્રકૃત–પ્રાકૃત કહે છે. આ ભાષાનાં મુખ્ય કાવ્યો સેતુબંધ તથા ગૌડવધ નામના છે

(૨) જૈન માગધી આ વિષે કેટલાક વિદ્વાનોમા મતભેદ છે. જૈન લોકોના ધર્મગ્રંથો આ ભાષામા રચાએલા મનાય છે સંસ્કૃતમાં માગધી કેટલાક ગ્રંથોમા નીચ પાત્રો માટે પણ યોજાઇ છે.

(३) 'प्राकृता नीचाः तत्संबन्धित्वात् प्राकृतम् ।'

(૪) પ્રાકૃતના દાખલા.

| संस्कृत. | प्राकृत. | जूनी गुजराती. |
|---|---|---|
| अर्कः | अक्को | आक |
| दीपः | दीवो | दीवो |
| बधिरः | बहिरो | बहिरो |
| श्यामाकः | सामओ | सामो |
| अनुयोगः | अनुज्जो | अणूजो |
| पिबति | पिअइ | पिअइ |

शास्त्री व्रजलाल.

(५) संस्कृत–अतिक्रान्तमन्तरं राजानो विहारयात्रां निरयासिषुः ॥
पाली–अतिक्रान्तमन्तरं राजानो विहारयातांत्रेयासुः ।

डो. भाण्डारकर.

(६) 'आभिरादिगिरः काव्येष्वपभ्रंश इति स्मृताः ।
शास्त्रेषु संस्कृतादन्यदपभ्रंश तयोदितम् ॥'

( काव्यादर्श )

(૭) છ બોલીના નામઃ—(૧) મહારાષ્ટ્રી, (૨) શૌરસેની, (૩) માગધી, (૪) પૈશાચી, (૫) ચૂલિકા પૈશાચી, (૬) અને અપભ્રંશ.

(૮) પૈશાચી—વિંધ્યા તથા ગોદાવરી નજીક વસતા અનાર્યોના સહવાસને પરિણામે.

પરિશિષ્ટ ૫.

| | | | |
|---|---|---|---|
| संस्कृत | मेघ | पै० | मेखो |
| | राजा | ,, | राचा |
| | तरुणी | ,, | तलुनी |

(૧) મહારાષ્ટ્રીને દણ્ડી મુખ્ય પ્રાકૃત કહે છે

महाराष्ट्राश्रयां भाषां प्रकृष्टं प्राकृतं विदुः ।
सागरः सूक्तिरत्नानां सेतुबन्धादि यन्मयम् ।

काव्यादर्शः ।

(૨) માગધીની હકીકત. એક પ્રકાર જૈન માગધી હતો આ ભાષાને પ્રો. વેબર પાલી પછીની અને અન્ય પ્રાકૃતો પહેલાંની જૈનોના ધાર્મિક ગ્રંથોની માને છે. હેમચંદ્ર તેને જુદી વર્ણવતા નથી. મુખ્ય પ્રાકૃત માને છે. સંસ્કૃત

સાહિત્યમાં માગધી નીચ પાત્રો પરત્વે યોજાય છે. માગધીના દૃષ્ટાંતરૂપે હેમચંદ્ર શાકુન્તલ નાટકમાં માછીની ભાષાનો દૃષ્ટાંત આપે છે. મુદ્રારાક્ષસમાં ક્ષપણક અને વેણીસંહારમાં રુધિરપ્રિયની બોલી પણ આજ છે.

ડૉ ભાંડારકર.

(૩) મહારાષ્ટ્રી—અંધ स જ થવો જોઇએ.

| संस्कृत | महाराष्ट्री | गुजराती. |
|---|---|---|
| शृंगार | सिंगार | શણગાર |
| अश्रु | अंसु | આંસુ. |

શૌરસેની —

| स | पूरित | शौ० | पूरिद |
|---|---|---|---|
| ,, | तथा | ,, | तधा |
| ,, | नाथ | | नाध |

परिशिष्ट क

અપભ્રંશના નમુના.

१ हिअडा जइ वेरिअ घणातां किं अभिम चडाहुं ।
अम्हहं बे हत्थडा जइ पुणु मारि मराहुं ॥

હઇડા ! જો વેરીઓ ઘણા છે, તો શું આકાશે ચઢીએ ?
અમારા બે હાથ છે, જો પણ ( વળી ) મારીને મરાઇશુ

( બૃહત્ વ્યાકરણ )

२ दिअहा जन्ति झडप्प डहिं पडहिं मणोरह पच्छि ।
ज अच्छइ तं माणिअइ होसइ करत मआच्छि ॥

દિવસો ઝડપથી જાય છે, મનોરથો પાછળ પડે છે,
જે છે તે માન્ય થાય છે થશે એમ કરતો ન થા

( બૃહત્ વ્યાકરણ. )

३ वडप्पणु परिपाविअइ हत्थि मोकलडेण ।
વડાપણુ મોકળે હાથે પમાય છે

( બૃહત્ વ્યાકરણ )

૪ વલ્લહઉં ( વલ્લભ ), તુચ્છીઉં ( તુચ્છ )
૫ પચ્છઇ ( પછી )
ઉગ્ગઇ ( ઊગે ) વ્યાપઇ ( વ્યાપે )

૭ ગુરુ તણીઈં વચન ( ગુરુનું વચન )

૮ કઈંણુ તણુઉ ( કોનું )

પદ્મનાભ, ભીમ, વગેરેનાં ગ્રંથોમાના દાખલા.

૯ પહિલુ રાઇ હૂ અવગણિઉ મારૂ બંધવ કેસવ હણિઉ
( પહેલો રાયે હું અવગણ્યો-મને અવગણ્યો-મારો બાંધવ કેશવ હણ્યો )
( પદ્મનાભના કહાનડદે પ્રબંધમાથી )

૧૦ સિંહાસન બિઠુ છિ કુર રાઇ
મોટુ તેહ તણો મહિમાયિ
( ભીમ કવિએ રચેલા 'હરિલીલા ષોળકળા'ના ૧૭ મા સૈકામાના હસ્ત-લિખિત પુસ્તકમાંથી નવલરામભાઇએ આપેલો ઉતારો )

૧૧ કરસિ ( કરશે )

૧૨ વિશાખ શુદિ લુણદાન દીજઇ.
માઘમાસિ અમાવાસ્યા હેમદાન દીજઈ.

૧૩ માઘમાસિ, આદિત્યવારિ જુ મલસ્નાન કીજઇ તુ તાવ ચડઇ.
( ઇ સ ૧૪૨૪ મા લખેલા બ્રાહ્મણ પુસ્તકમાથી )

૧૪ તે બ્રાહ્મણ બોલિઉ તાહર ઘરે ભોજન ન કરૂ
તાહરઇ ઘરે રાક્ષસનુ કર્મ દેખુ છુ

૧૫ અપભ્રંશ. જૂની ગુજરાતી અને હાલની ગુજરાતીમાં કેટલાંક સરખા સ્વરૂપની યાદી નીચે આપેલી છે.

| સંસ્કૃત | અપભ્રંશ. | જૂની ગુજરાતી | હાલની ગુજરાતી. |
|---|---|---|---|
| प्रियः | पिउ, प्रिउ, | પિઉ, | પિઉ. |
| मदीयः | महारउ | માહરઉ, માહરૂ, | મારૂ |
| अस्ति | अच्छइ | અછિઇ, છિ, અછિ | છે. |

( બૃહદ્ વ્યાકરણમાંથી )

૧૬ જૂની ગુજરાતી-वसतविलास.

सखि दीह दूख अनीठउ दीठउं गमइं न चीर;
भोजंन आज अ वीठउं मीठउं सदइ न नीर.
सकल कला तुं निशाकर ! शा करं सइरि संताप ?
अबला ममारि कलंकी अशंकी अभ्या हवं पाप.

गुजरात शाळापत्र १८९२.

## ગુજરાત દેશ.

ગુર્જરાષ્ટ્ર ( ગુર્જરો શોભા પામ્યા જ્યાં તે ) અથવા ગુર્જરત્રા ( ગુર્જરોએ રક્ષણ કરેલી એવી તે ) એ શબ્દો કોઈ કોઈ મંડળમાં સાંભળવામા આવે છે સંસ્કૃત શબ્દોના અર્થ પ્રમાણે ગુજર્જર કહેવાતા લોકોની પૃથ્વી તે ગુજરાત છે. ગૂર્ ધાતુ, ભક્ષણ–ઉદ્યમ; હિંસા–ગતિ, એ અર્થને વિષે પ્રવર્તે છે, ને એમાથી ઉદ્યમ–હિંસાના અર્થ ગુજરાતના લોકને લાગુ પાડતાં હિંસા કરનારા ને ખેતી વણજવેપાર એ ઉદ્યમ કરનારા લોક તે ગુર્જર એમ અર્થ કઢાય, અને એ અર્થ ગુજરાતની પહેલી વસ્તી ભીલ કોળીની કહેવાય છે તેનો ગુજરાતના જે ઉદ્યમ તેને લાગુ પડે છે વળી ફળદ્રુપ દેશ તથા પશ્ચિમે સમુદ્ર છે એ જોતાં ગુજરાતના લોક ખેતી વેપારના જ ઉદ્યમ પરંપરાથી કરતા આવ્યા છે એમ સિદ્ધ થાય છે એક શાસ્ત્રીએ गृ ધાતુ ઉપરથી 'गीर्यतेतत् गु गुरज्जयतियस्मिन्' એમ વ્યુત્પત્તિ કરીને જે દેશને વિષે ઉચ્ચારણ છિન્નભિન્ન રૂપે રચ્યા હોય તે એમ અર્થ કર્યો

( નર્મકોશ )

જનુભાઈ અચરતલાલ સૈયદ



# પ્રેમાનંદયુગનાં કેટલાંક કાવ્યોનો કાળ નિર્ણય*

વિક્રમના અઢારમા શતકને પ્રેમાનદયુગ કહે છે, કારણ કે તે યુગનો અધિષ્ઠાતા કવિ શિરોમણિ મહાકવિ પ્રેમાનદ ભટ છે. આ શતકનાં પ્રેમાનદનાં, તેના શિષ્યોના, ઉત્તર વયના સમકાલીન કવિ સામળનાં અને તેની પૂર્વાવસ્થાના સમકાલીન કવિઓના કેટલાક પ્રસિદ્ધ કાવ્યો અને આખ્યાનોની, રચ્યા સાલ ખરી છે કે ખોટી તેનો ગણિતથી નિર્ણય કરી તે વિદ્વાનો સમક્ષ રજુ કરવી અને તે ઉપરથી આ યુગના મુખ્ય કવિ પ્રેમાનંદ અને સામળના કાળ સબધી નીકળતા અનુમાન સર્વ વિદ્વાનોની આગળ વિચારવા માટે મૂકવા એ આ લેખ લખવાનો હેતુ છે.

મહાકવિ પ્રેમાનદના કવિ તરીકેના જીવનનો ઇતિહાસ તેજ આ યુગનો ઇતિહાસ છે, તેથી આ લેખમા પ્રથમ પ્રેમાનદના અને તેના શિષ્યોનાં આખ્યાનની રચ્યા સાલ તપાસી છે અને પછી અન્ય કવિઓના કાવ્યોની રચ્યા સાલ તપાસી છે

પ્રેમાનદના જે કાવ્યો ને આખ્યાનોની રચ્યા સાલ આપેલી છે, તેમાં કેટલીક વખત એકજ આખ્યાનની એકથી વધારે રચ્યા સાલ મળી આવે છે, અને તેથી કઈ સાલ ખરી અને કઈ ખોટી તે નિર્ણય કરવાની જરૂર છે વળી જે આખ્યાનોના એકજ રચ્યા સાલ મળી આવે છે, તે રચ્યા સાલ પ્રેમાનદે પોતે આપેલી છે, કે પ-છળથી બીજા કોઇએ દાખલ કરી છે કે પાઠાન્તરથી દૂષિત થઈ છે, તે બાબતનો પણ નિર્ણય કરવાની જરૂર છે બીજા કવિઓનાં કાવ્યોની ખરી રચ્યા સાલ મળી આવે તો પ્રેમાનદના સમય ઉપર વધારે પ્રકાશ પડે એ હેતુથી તેમના કેટલાંક કાવ્યની રચ્યા સાલ પણ તપાસી છે.

ગણિતથી નિર્ણય કરવા માટે 'ઇન્ડિઅન ઍન્ટિકવરી' મા આપેલા કર્નલ જેકોબીના કોષ્ટકોનો તથા કેરો લક્ષ્મણ છત્રેના ગ્રહસાધનના કોષ્ટકોનો ઉપયોગ કર્યો છે

પરિશિષ્ટમા આપ્યા પ્રમાણે એકદરે છવીસ (૨૬) કાવ્યો અને આખ્યાનોની અને સામળભટ સબધી બીજી ત્રણ સાલો તપાસી છે તેમાથી નીચે પ્રમાણે ખરી હકીકત મળી આવે છે —

**પ્રેમાનદનાં કાવ્યો અને આખ્યાનોની ખરી રચ્યા સાલ —**

| | | | |
|---|---|---|---|
| ૧ **મામેરુ** | સ. ૧૭૧૭ | ૫ **શામળશાહનો મોટો વિવાહ** | સ. ૧૭૪૦ |
| ૨ **चंद्रहासाख्यान** | સ. ૧૭૨૭ | ૬ **नळाख्यान** | સ. ૧૭૪૨ |
| ૩ **मदालसाख्यान** | સ ૧૭૨૮ | ૭ **सुभद्राहरण** | સં. ૧૭૫૮ |
| ૪ **सुदामाचरित्र** | સ. ૧૭૩૮ | | |

* **છઠ્ઠી સાહિત્ય પરિષદ્ માટે લખેલો**

**પ્રેમાનન્દના શિષ્યોનાં કાવ્યોની ખરી રચ્યા સાલ—**

| | | | |
|---|---|---|---|
| ૮ વીરજી કૃત-કામાવતીની કથા | સં. ૧૭૨૫ | ૧૪-૧૫ શામળકવિના આશ્રયદાતા | સં. ૧૭૯૫ |
| ૯ હરિદાસ કૃત-શામળશાહનો વિવાહ | સં. ૧૭૨૬ | રખીદાસે ખોદાવેલ કુવાના શિલાલેખની સાલે. | સં. ૧૭૯૬ |
| રત્નેશ્વર— | | બીજા કવિઓ | |
| ૧૦ ભાગવત પ્રથમસ્કંધ | સં. ૧૭૪૦ | અખો | |
| ૧૧ અશ્વમેઘ | સં. ૧૭૪૩ | ૧૬ અખેગીતા | સં. ૧૭૦૫ |
| કવિ શામળદાસ— | | ગોપાળદાસ— | |
| ૧૨ પદ્માવતીની વાર્તા | સં. ૧૭૭૪ | ૧૭ ગોપાળગીતા | સં. ૧૭૦૬ |
| ૧૩ શામળના કેટલાક કાવ્યોની ઉતાર્યા સાલ | સં. ૧૭૯૬ | વિશ્વનાથ જાની— | |
| | | ૧૮ મોસાળાચરિત્ર | સં. ૧૭૦૮ |

પ્રેમાનન્દના તેર આખ્યાનોની ભિન્ન ભિન્ન સાલો તપાસી, તેમા સાત આખ્યાનોની ખરી રચ્યા સાલ મળી છે.

**મામેરુ** અને **નળાખ્યાન** આ કાવ્યોની દરેકની ત્રણ રચ્યા સાલો હતી, તેમા દરેકમા પહેલી રચ્યા સાલ, માસ તિથિ ને વાર સાથે મળતી આવે છે અને ખરી ઠરે છે અને બાકીની બે ખોટી ઠરે છે **સુદામાચરિત્ર**ની બે રચ્યા સાલ મળી આવે છે, તેમા પાછળની ખરી ઠરે છે સામાન્ય રીતે જ્યા એક કરતાં વધારે રચ્યા સાલ હોય છે, ત્યા માસ, તિથિ અને વાર એકજ હોય છે ફક્ત નળાખ્યાનમા સં ૧૭૪૨ ના માસાદિ, સં. ૧૭૭૪-૭૬ નાં માસાદિથી જુદા છે **ઓખાહરણ**ની બન્ને રચ્યા સાલો ૧૭૨૩ અને ૧૭૩૨ ખોટી ઠરે છે.

બીજા સાત આખ્યાનોની એક જ રચ્યા સાલ છે તે પૈકી બે આખ્યાનોની સાલ ખરી ઠરે છે **દ્રૌપદીસ્વયંવર** અને **ભગવદ્ગીતા** જેના **પ્રેમાનન્દ**ના કર્તૃત્વ સબધી સદેહ છે, તેની રચ્યા સાલો ખોટી ઠરે છે.

બાકીના બે કાવ્યો **ચન્દ્રહાસાખ્યાન** અને **શામળશાહના વિવાહ**ની રચ્યા સાલ સિંહસ્થ વર્ષ ઉપરથી ખરી ઠરે છે, જોકે **ચન્દ્રહાસાખ્યાન**મા આપેલા માસ અને તિથિ, વાર સાથે મળતાં નથી વખતે પાઠાન્તર થઈ શનિવારનો સોમવાર થયો હોય.

એકદરે જોતા પ્રેમાનન્દના લોકપ્રિય કાવ્યોની એકથી વધારે રચ્યા સાલો મળી આવે છે અને તેમાના કેટલાકની એક રચ્યા સાલ ખરી મળી આવી છે.

પ્રેમાનન્દના કાવ્યોની સાત ખરી રચ્યા સાલો મળી છે, તેમા **ઋષ્યશૃંગાખ્યાન**ની રચ્યા સાલ સં ૧૭૨૯ ખરી ગણી ઉમેરવી જોઇએ, કારણકે તેમા ઓગણત્રીસો કાળ પડયાનું કવિ લખે છે તેની રચ્યા સાલ પ્રા૦ કા૦ દોહનમા સં. ૧૭૨૯ ફાગણ વદિ ૭ છે, વાર આપ્યો નથી

પ્રેમાનન્દનાં પ્રસિદ્ધ કાવ્યો અને આખ્યાનોના મળી આવતા જુદા જુદા સંવતોમા

**सुदामाचरित्र**નો સં. ૧૭૦૫ અને **नळाख्यान**નો સં. ૧૭૭૬ ગણિતથી તપાસતાં ખોટા ઠર્યાં છે. જે ખરી રચ્યા સાલો મળી આવી છે તેમા વહેલામાં વહેલી **मामेरा**ની રચ્યા સાલ સ. ૧૭૧૭ અને મોડામા મોડી **सुभद्राहरण**ની રચ્યા સાલ સં. ૧૭૫૮ છે. એટલે સ. ૧૭૧૭ થી સ ૧૭૫૮ સુધીનો ૪૧ વર્ષનો કવન કાળ આપણને ચોકસ રીતે મળે છે.

હવે બાકીનાં પ્રસિદ્ધ કાવ્યોમાં **मार्कंडेय पुराण**ની રચ્યા સાલ પ્રાચીન કાવ્ય માળામાં અને બૃહત્ કાવ્ય દોહનમાં સ ૧૭૬૫ આપેલી છે, અને તે એકથી વધારે વાર તેમાં આવે છે, તેથી ખરી માની શકાય **अष्टावक्राख्यान**ની બે રચ્યા સાલ છે (૧) બૃ૦ કા૦ દોહનમા સ. ૧૭૨૬ અને (૨) **प्रा० का० माळा**માં સં ૧૭૬૬ છે પહેલી રચ્યા સાલ ઘણી વહેલી જણાય છે, અને બીજી ખરી છે એમ માનવાને પુરાવા નથી આ રીતે તપાસતા પ્રેમાનદના પ્રસિદ્ધ આખ્યાનો ઉપરથી સ ૧૭૬૫ થી આગળ જવા માટે આપણને ચોકસ પુરાવા મળતા નથી બીજા બહારના પુરાવા ઉપરથી આપણે અ-ગળ ઉપર જોઇશું કે આ ભાષાભક્ત મહાકવિ ગુજરાતને સુભાગ્યે બીજા કેટલાંક વધારે વર્ષ જીવતો રહ્યો હતો પરતુ ઉપલા સવતો ઉપરથી પ્રેમાનદનો કવનકાળ સ.૧૭૧૭ થી સ ૧૭૬૫ સુધીનો એટલે લગભગ ૫૦ વર્ષનો ચોકસ રીતે મળે છે અને તેમા ૫ વર્ષ આગળ અને ૫ વર્ષ પાછળ ઉમેરતા એક સાઠીનો ઠરે છે

હવે ઉપર મળી આવેલી કેટલીક ખરી સાલોથી પ્રેમાનદના જન્મ અને મરણના સમય સબધી આપવામાં આવતી સાલો તપાસીસું **मामेरा**ની રચ્યા સાલ સ.૧૭૧૭ છે તે વખતે પ્રેમાનંદની ઉંમર લગભગ પચીસ વર્ષની ગણતાં પ્રેમાનદનો જન્મ લગ-ભગ સ ૧૬૯૨ મા ઠરે છે, અને આ સવત ઘણા વિદ્વાનોને માન્ય છે પ્રેમાનદના શિષ્યોના ગ્રથોના ખરા સંવત આ બાબતને સમર્થન આપે છે પ્રેમાનદના શિષ્ય **वीरजी**એ લખેલી **कामावती**ની કથાનો સવત ૧૭૨૫ અને બીજા શિષ્ય **हरिदासे** રચેલા '**शामळशाहनो विवाह**' નો સવત ૧૭૨૬ તપાસ્યા પ્રમાણે ખરા છે. આ સમય સુધીમા **मामेरा**ના લેખકની કવિ તરીકેની પ્રતિષ્ઠા જામે અને **वीरजी** અને **हरिदास** જેવા તેના શિષ્યો તરીકે કવિતા લખે તે વાત સભવિત છે.

જન્મ કરતા વધારે વાદગ્રસ્ત બાબત પ્રેમાનંદના અવસાનકાળની છે તે સમય સબધી અનુમાન બહારના પુરાવા ઉપરથી કરવામા આવે છે.

વલ્લભના આખ્યાનોની રચ્યા સાલ ખરી માનીએ, તો પ્રેમાનદ સવત ૧૮૮૧ સુધી તો જીવતા હોવાનુ સ્પષ્ટ જણાય છે હવે વલ્લભના આખ્યાનોની રચ્યા સાલ ખરી માનવાને કેટલાક કારણો છે દાખલા તરીકે કુન્તીપ્રસન્નાખ્યાનમા વલ્લભે કવિ સામળ અને તેના આશ્રયદાતા રખીદાસ સબધી કેટલાંક ઉપહાસના વચનો લખ્યા છે. એ ઉપરથી એમ ફલિત થાય છે કે કુન્તીપ્રસન્નાખ્યાન સામળે રખીદાસનો આશ્રય લીધા પછી લખાયુ હોવું જોઇએ, અને સામળે રખીદાસનો આશ્રય સવત ૧૭૭૫ પછી એક બે વરસમા જ લીધો હતો

સવત ૧૭૯૬ પહેલા કવિ પ્રેમાનદનુ મરણ થયુ હતું એમ સુદરદાસે પુરા

કરેલા દશમસ્કંધની રચ્યા સાલ સંવત ૧૭૯૬ ઉપરથી કહી શકાય પણ આ સાલ ખરી છે કે કેમ તેનો નિર્ણય ગણિતથી થઇ શકે તેમ નથી, કેમકે વાર આપ્યો નથી. આ સંવત ખરો માનીએ તોપણ તે પહેલા કેટલા વરસ ઉપર પ્રેમાનંદનું મરણ થયુ હશે તે અનુમાન કરવા સબળ પ્રમાણ નથી. વળી પ્રેમાનંદે મરણ વખતે અધુરો રહેલો દશમસ્કંધ પુરો કરવાનુ કામ પોતાના પુત્ર વલ્લભને કે બીજા શિષ્યોને ન સોંપતા સુંદરદાસને સોપ્યુ એમ કહેવામા આવે છે, તે વાત સપ્રમાણ નથી વળી સુન્દર તેનો શિષ્ય હતો તે માનવાને પણ પુરાવો નથી વલ્લભનાં આખ્યાનો સિવાય પ્રેમાનંદના બીજા જાણીતા શિષ્યોએ અઢારમા શતકના ઉત્તરાર્ધમા રચેલા આખ્યાન ક્વચિત જ મળે છે.

ઉપલા પુરાવાને આધારે પ્રેમાનંદનુ મરણ સંવત ૧૭૮૧ અને સંવત ૧૭૯૬ વચ્ચે થયુ હશે, એટલુ જ કહી શકાય

પરિશિષ્ટમા તપાસેલી સાલોમા 'હારમાળા'ના સંબંધમા એક મહત્ત્વની સાલ અમને મળે છે, અને તે હારમાળાના મૂળ કર્તૃત્વ ઉપર કંઇક પ્રકાશ નાખે છે પ્રેમાનંદના નામ ચઢેલી હારમાળાનો સંવત ૧૭૩૪ ચૈત્ર સુદિ ૧૧ છે, વાર આપ્યો નથી પરંતુ એક પ્રતમા હાર આપ્યાનો સમય સંવત ૧૫૧૨ ચૈત્રી સપ્તમી ને સોમવાર છે ચૈત્રી સપ્તમી એટલે સુદિ સપ્તમી લેતા આ સંવત માસાદિ સાથે મળતો આવે છે, અને ખરો ઠરે છે, અને રા. મંડળિક પણ તે સમયે જીવતો હતો, તે ઐતિહાસિક સત્ય છે હાર આપ્યાના બનાવની ચોકસ નોંધ રખાઇ હોય અને તે ઉપરથી બીજા કવિએ હાર આપ્યાની તારીખ આમ બરાબર આપી તેમ માનવા કરતા મૂળે નરસિંહ મહેતાએ પોતે જ હારમાળા રચી હશે, તેમા હાર આપ્યાનો સમય લખ્યો હશે અને પાછળથી તેમા વધારો થયો એમ માનવુ ઠીક લાગે છે પ્રેમાનંદે પણ તેમા સુધારો વધારો કરી હાલ મળી આવે છે તે રૂપમા હારમાળા રચી હોય, તે સંભવિત છે

## પ્રેમાનંદના સમકાલીન કવિઓ.

પ્રેમાનંદના સમકાલીન કવિઓમા મુખ્ય જ્ઞાની અખો અને સામળભટ છે આ બમા અખો પ્રેમાનંદથી મોટો અને લગભગ એક જમાનો આગળ જન્મેલો અને સામળ પ્રેમાનંદથી નાનો એટલે પાછળ જન્મેલો—ઓછામા ઓછા ત્રીસ વર્ષ પછી જન્મેલો જણાય છે, અને પ્રેમાનંદના પુત્ર વલ્લભનો સમકાલીન ઠરે છે

અખેગીતાની રચ્યા સાલ સંવત ૧૭૦૫ માસાદિ સાથે મળતી આવે છે આ વેદાન્ત સિદ્ધાન્તનો અનુપમ ગ્રંથ (ગુજરાતી કવિતામા) અખાની અનુભવસિદ્ધ જ્ઞાનની દશામા પાકટ વયે લખાયો હોય તેમ તે વાચતા જણાય છે અને તેથી સંવત ૧૭૦૫ મા તેનુ વય ૪૫ કે ૫૦ વર્ષનુ હોવું જોઇએ અખાના સમકાલીન અને પ્રેમાનંદની પૂર્વ વયમા હયાત કવિઓમા વેદાન્તી ગોપાળદાસ અને વિશ્વનાથ જાની છે ગોપાળદાસે રચેલી **ગોપાળ ગીતા**ની રચ્યા સાલ સંવત ૧૭૦૬ છે, અને વિશ્વનાથ જાનીના **મોસાળાચરિત્ર**ની રચ્યા સાલ સંવત ૧૭૦૮ છે અને તપાસતા ખરી ઠરી છે વડોદરા અને પાટણ વચ્ચે લોકોની સારી આવજા હોય, તો વિશ્વનાથ જાનીના

રચેલા મોસાળા ચરિત્ર પછી ૯ વર્ષે લખાએલા મામેરાના કર્તા ભટ પ્રેમાનંદના વાચવામાં તે આવ્યુ હોય તે તે સંભવિત છે.

**કવિ સામળ.**

**સામળ કવિનો** કવનકાળ નક્કી કરવાને માટે નીચેના સંવતો છે—

( ૧ ) **પદ્માવતીની** વાર્તા—સંવત ૧૭૭૪ ચૈત્ર સુદિ ૫ ને મંગળવાર સંવત માસાદિ સાથે મળતો આવે છે અને ખરો છે.

આ. રચ્યા સાલ નીચેની પંકતિઓમા આપી છે.—

'સંવત સત્તર ચુંવોતરે, શુકલ પક્ષ શુભ સાર,
કહી કથા દિન પાચમે, મળતો મંગળવાર '

ઉપલી પંકિતઓમાં માસ આપ્યો નથી, પણ દિન પાચમે એટલે ઉપર જણાવેલા *સંવતને પાચમે દિવસે એટલે ચૈત્ર સુદિ ૫ ને રોજ કથા કહી એમ સ્પષ્ટ છે, અને તે રીતે માસ પક્ષ લેતા તિથિ વાર મળતા આવે છે

( ૨ ) સામળના એક કાવ્યની ઉતાર્યા સાલ સંવત ૧૭૯૬ માઘ સુદિ ૩ ને રવિવાર મળી આવી છે, અને તે પણ ગણિતથી તપાસતા ખરી ઠરે છે.

( ૩ ) સામળ કવિના આશ્રયદાતા રખીદાસે ખોદાવેલા કુવાના શિલાલેખમાં મળી આવતા અને સંવતો માસ પક્ષ વગેરે સાથે મળતા આવે છે અને ખરા છે.

કુવાનો આરંભ—સંવત ૧૭૯૫ માઘ સુદિ ૫ ગુરુવાર

સમાપ્તિ—સંવત ૧૭૯૬ વૈશાખ સુદિ ૩ ગુરુવાર

( ૪ ) સામળનું શિવપુરાણ સંપૂર્ણ કર્યાનો સમય નીચેની પંક્તિઓમા છે—

'સંવત સત્તર ચૌલોતરો, શ્રાવણ માસ સુજાણ,
ગુરુવાર શુદ પંચમી, સંપૂર્ણ કીધુ પુરાણ '

નીચે પ્રકાશકે ટીપ કરી છે—

પ્રત ૪—'સંવત અઢાર ચાડોતરો '

ઉપરની પંકિતઓમાં 'સત્તર ચૌલોતરો ' ભ્રષ્ટ પાઠ લાગે છે. ટીપમા આપેલા સંવત ૧૮૦૪ નો તિથિવાર સાથે મેળ બેસતો નથી એટલે તે ખોટો છે ૧૭૦૪ આપેલા પાઠ ઉપરથી લઇએ, તો તે અસંભવિત છે એટલુ જ નહિ પણ તેના તિથિ વાર સાથે મેળ બેસતો નથી.

ઉત્તર ઉપરથી નીકળેલો 'ઓતરો ' પ્રત્યય ૬૯ થી ૭૮ સુધી વર્ષ બોલતા લગાડાય છે, એટલે ફક્ત એટલુ જ અનુમાન કરી શકાય કે શિવપુરાણ સંવત ૧૭૬૯ થી સંવત ૧૭૭૮ સુધીમાની કોઇ પણ સાલમાં સંપૂર્ણ કર્યું. ગણિતથી તપાસતાં સંવત ૧૭૬૯ થી ૧૭૭૮ સુધીના સંવતો પૈકી સંવત ૧૭૭૨ ની સાથે પંક્તિઓમા આપેલા માસાદિ મળતા આવે છે, તે ઉપરથી અનુમાન કરી શકાય કે શિવપુરાણ સંવત ૧૭૭૨

* આ સંવતને મળતા શકનો પાચમો દિવસ ગણ્યો છે

શ્રાવણ સુદિ ૫ ને ગુરુવારે સંપૂર્ણ કર્યું આ અનુમાનને બીજી રીતે સમર્થન મળે છે. શિવપુરાણમા રખીદાસ કે સિહુજનું નામ નથી, તેથી તે સિહુજ ગયા પહેલા રચાયુ હોવું જોઇએ, અને નીચે જણાવ્યા પ્રમાણે સામળ કવિ સવત ૧૭૭૫ પછી એક બે વર્ષમા સિહુજ ગયા હોય તેમ માલમ પડે છે. વળી પ્રેમાનદના માર્કંડેય-પુરાણની સ્પર્ધામાં શિવભક્ત સામળદાસ માર્કંડેય પુરાણ રચાયા પછી થોડા જ વર્ષમા (સાત વર્ષમા) શિવપુરાણ રચી કાઢે એ વાત સભવિત છે

(૫) 'સિંહાસનબત્રિસી' કવિ સામળ પોતે જ સવત ૧૭૭૫ થી ૧૭૮૫ માં રચ્યાનુ લખે છે —

'સવત સત્તર પચોતરો, કરવા માડયો ગ્રથ,
બત્રીસ વાત પચાસીએ પુરણ કીધા પથ'
... ... ... ... ...
સિહુજ પટેલ રખીઅલ વડો, કોડે તેડયો કવિરાજ,
... ... ... ... ...

આ તેમજ તે પછી આપેલી કેટલીક પક્તિઓ ઉપરથી જણાય છે કે સામળ કવિની કીર્તિ સાભળી અને સિહાસન બત્રીસીની કેટલીક વાતો સાભળી રખીદાસે સામળ કવિને તેડાવ્યા, સપૂર્ણ ગ્રથ લખાવ્યો, અને ગમાન બારોટને સર્વ સ્થળે પ્રસિદ્ધ કરવા શીખવ્યો

વળી સિહાસન બત્રીસીની વાર્તાઓ વાચતા જણાય છે કે પ્રથમની કેટલીક વાર્તાઓ સિહુજમા આવ્યા પહેલા રચાઇ છે અને બાકીની સિહુજ ગયા પછી. દાખલા તરીકે ભદ્રા ભામિનીની તેવીસમી વાર્તામા કવિ સામળ સિંહુજમા ગયાનુ સ્પષ્ટ રીતે લખે છે —

'કવિશ્રી સામળદાસને તરતાખ તેડયો ત્યાય
વારેશ્વર જે વિશ્વ છે, જ્યોત જાગતી જયાય'
. ... ..
રખીદાસ રાજસ વડો જશ કેરો રિદ્ધ રૂપ,
ગામાનદ સુધી તેહનો ભાટ ભલેરો ભૂપ
કીર્તિ કહી તે કવિ તણી ગુણીજન તેડયો ઘેર '

આ પક્તિઓ ઉપરથી જણાય છે કે સામળ કવિ સવત ૧૭૭૫ અને સવત ૧૭૮૫ વચ્ચે સિહુજ ગયા અને રખીદાસે તેમને સારો આશ્રય આપ્યો વળી કવિ વલ્લભે **कुन्तीप्रसन्नाख्यान**મા સામળ કવિને ઉતારી પાડવા જે ઉલ્લેખ કર્યો છે, તે ખરો માનીએ તો સામળ કવિ તે કાવ્ય રચાયા પહેલાં એટલે સવત ૧૭૭૫ પછી એક બે વરસમાજ સિહુજ ગયા અને રખીદાસનો આશ્રય લીધો એમ ઠરે છે.

ઉપર જણાવેલી સાલો અને હકીકત ધ્યાનમાં લેતા સામળ કવિના કવનકાળની જાહોજલાલી સવત ૧૭૭૦ થી સવત ૧૭૯૫ સુધી ચોકસ રીતે માલમ પડે છે કવન કાળનો આરભ દશ વર્ષ આગળ ગણુતા કવિના કવનનો આરભકાળ સંવત ૧૭૬૦ થી અટકળી શકાય છે, અને પ્રેમાનદ અને તેના પુત્ર વલ્લભની આંખમાં આવે તેવી

પ્રખ્યાતિ લગભગ સંવત ૧૭૭૦ થી થએલી હોવી જોઈએ. વળી આ ઉપરથી સામળ કવિ પ્રેમાનંદના પુત્ર વલ્લભનો સમકાલીન ઠરે છે, અને વલ્લભ અને સામળનો ઝઘડો બંધબેસતો લાગે છે પ્રેમાનંદ તેમાં ઉતર્યા ન હોય, પણ તેના સાક્ષી ખરા

સામળ કવિનો કવનકાળ આ પ્રમાણે વિક્રમના અઢારમા શતકના ઉત્તરાર્ધમાં ઠરે છે, અને તેથી પ્રેમાનંદના શિષ્ય વીરજીએ 'પદ્માવતીના જેવી કામાવતીની વાર્તા લખી એ બાબત કાળદોષથી બાધિત થાય છે, કારણકે આરંભમાં જણાવ્યું છે તેમ વીરજીકૃત કામાવતીની વાર્તાની રચ્યા સાલ સંવત ૧૭૨૫ છે અને પદ્માવતીની વાર્તાની રચ્યા સાલ સંવત ૧૭૭૪ છે.

કવિ સામળનો જન્મ અને અવસાન ક્યારે થયા તે સંબંધી અનુમાન કરવા માટે કંઇ પણ પુરાવા નથી. જન્મ અઢારમા શતકની બીજી પચીસીમાં થયો હોય અને મરણ ઓગણીસમા શતકની પહેલી પચીસીમાં થયું હોય એમ કહી શકાય

જન્મમરણના બિંદુઓથી સમર્યાદ મનુષ્યજીવનની કાળરેખાથી કવિજીવનકાળ માપી શકાય નહિ અને માપવો યોગ્ય નથી એમ સૂચવતા, ભારતના પ્રાચીન કવિઓનાં જીવનની પેઠે આપણા ગુર્જર કવિવરોના જીવન, પ્રાકૃત મનુષ્યજીવનના જન્મમરણના બિંદુઓથી અબાધિત રહ્યા છે, અને રહેવાના જ. तथास्तु ।

નડિઆદ,
તા. ૧૦–૨–૨૦.

મણિલાલ શામળભાઇ દ્વિવેદી.

## परिशिष्ट.

૧ मामेरू—સંવત ૧૭૧૭ આસો સુદિ ૯ રવિવાર ખરી
(કવિ નર્મદાશંકર)
સંવત ૧૭૩૨ આસો સુદિ ૯ રવિવાર. ખોટી.
(નવલરામ)
સંવત ૧૭૩૯ આસો સુદિ ૯ રવિવાર. ખોટી.
(બૃહત્ કાવ્યદોહન)

૨ ओखाहरण—સંવત ૧૭૨૩ ચૈત્ર સુદિ ૮ ગુરૂવાર ખોટી
(કવિ નર્મદાશંકર)
સંવત ૧૭૩૨ શ્રાવણ સુદિ ૯ ગુરૂવાર. ખોટી

૩ चंद्रहासाख्यान—સંવત ૧૭૨૭ જેઠ સુદિ ૭ સોમવાર* સંવત ૧૭૨૭ સિંહસ્થ વર્ષની સંધિમા સાલ અને માસ ખરા વાર શનિ આવે છે.

૪ मदालसाख्यान—સંવત ૧૭૨૮ ચૈત્ર વદિ ૫ રવિવાર. ખરી.[×]

૫ द्रौपदी स्वयंवर—સંવત ૧૭૩૬ આસો વદિ ૨ બુધવાર. ખોટી.
(બૃહત્ કાવ્યદોહન)

૬ सुदामाचरित्र—સંવત ૧૭૦૫ શ્રાવણ સુદિ ૩ શુક્રવાર. ખોટી
(કવિ દલપતરામ)
સંવત ૧૭૩૮ શ્રાવણ સુદિ ૩ શુક્રવાર ખરી.
(બૃહત્ કાવ્યદોહન)

* 'સોમવાર' શનિવારને બદલે ભૂલથી લખાયો હોય એમ લાગે છે.
× મૂળ રચ્યા સાલ. વધાર્યું સંવત ૧૭૬૫ મા

૭ શ્રાદ્ધ—સંવત ૧૭૩૭ ભાદરવા વદિ ૩ શુક્રવાર ખોટી.
( બૃહત્ કાવ્યદોહન )

૮ શામળશાનો મોટા વિવાહ—સંવત ૧૭૪૦[1] સિંહસ્થ વર્ષની પૂર્ણાહુતિ. ખરી.

૯ ભગવદ્ગીતા—સંવત ૧૭૩૮ આષાડ વદિ ૭ સોમવાર. ખોટી.

૧૦ સુધન્વાખ્યાન—સંવત ૧૭૪૦ કાર્તિક સુદી ૯ ભૃગુવાર[2] ખોટી
( બૃહત કાવ્યદોહન )

૧૧ રણયજ્ઞ—સંવત ૧૭૪૧ ચૈત્ર સુદિ ૭ રવિવાર ખોટી

૧૨ નળાખ્યાન—સંવત ૧૭૪૨ પોષ સુદિ ૨ ગુરુવાર ખરી
( બૃહત કાવ્યદોહન )
સંવત ૧૭૭૪ જેઠ વદિ ૬ મંગળવાર ખોટી
સંવત ૧૭૭૬ જેઠ વદિ ૬ મંગળવાર ખોટી.

૧૩ સુભદ્રાહરણ—સંવત ૧૭૫૮ ફાગણ સુદી ૧૦ ગુરુવાર ખરી

પ્રેમાનંદના શિષ્યોના આખ્યાનો

૧૪ વીરજી સુરેખાહરણ—સંવત ૧૭૨૦ પોષ સુદિ ૫ ગુરૂવાર ખોટી

૧૫ ,, કામાવતીની કથા–સંવત ૧૭૨૫ પોષ વદિ ૧૧ સોમવાર ખરી

૧૬ ,, બલિરાજાખ્યાન—સંવત ૧૭૩૦ શ્રાવણ સુદિ ૧૧ શુક્ર ખોટી

હરિદાસ—

૧૭ શામળશાનો વિવાહ—સં. ૧૭૨૬ કાર્તિક સુદિ ૧ ભૃગુવાર ખરી

રત્નેશ્વર—

૧૮ ભાગવત પ્રથમ સ્કંધ—સં ૧૭૪૦ કાર્તિક સુદિ ૧૧ શનિ ખરી

૧૯ અશ્વમેધ—સંવત ૧૭૪૩ માઘ વદિ ૫ રવિવાર ખરી

૨૦ સ્વર્ગારોહણ—સંવત ૧૭૪૮ માગશર વદિ ૪ શુક્રવાર ખોટી.

બીજા કવિઓ.

વિશ્વનાથજાની—

૨૧ મોસાળાચરિત્ર—સંવત ૧૭૦૮ ચૈત્ર વદિ ૧૩ શનિવાર ખરી.

અખો—

૨૨ અખેગીતા—સંવત ૧૭૦૬ ચૈત્ર સુદિ ૯ સોમવાર ખરી

સામળકૃત—

૨૩ પદ્માવતીની વાર્તા—સંવત ૧૭૭૪ દિન ૫ મંગળવાર ખરી
,, ,, ચૈત્ર સુદિ ૫ મંગળવાર

૨૪ સામળની કવિતા ઉતર્યા સાલ—સંવત ૧૭૯૭, શકે ૧૬૬૧ માઘ સુદિ ૩ રવિવાર ખરી

૨૫ રખીદાસના કુવાનો લેખ—
આરંભ સંવત ૧૭૯૫ માઘ સુદિ ૫ ગુરુવાર ખરી

સામળદાસ—

૨૬ શિવપુરાણ—સંવત ૧૭૦૪ શ્રાવણ સુદિ ૫ ગુરુવાર ખોટી
સંવત ૧૮૦૪ શ્રાવણ સુદિ ૫ ગુરૂવાર ખોટી
સંવત ૧૭૭૨ શ્રાવણ સુદિ ૫ ગુરૂવાર ખરી

૨૭ નરસિંહ મહેતાના હારમાળા—+
સંવત ૧૫૧૨ ચૈત્ર સુદિ ૭ સોમવાર ખરી.

૨૮ ગોપાળદાસકૃત–ગોપાળગીતા–
સંવત ૧૭૦૬ વૈશાખ સુદિ ૮ સોમવાર ખરી

---

૧ તિથિ અને વાર આપ્યા નથી પણ તે સિંહસ્થ વર્ષ હતું

૨ ‘ ગુરુવાર ’ ને બદલે ભૃગુવાર ભૂલથી લખાયો હોય તો સાલ ખરી ગણતાં ગુરુવાર આવે છે

+ પ્રેમાનંદને નામે ચઢાવેલી હારમાળામાં રચ્યા સાલ ૧૭૩૪ ચઇત્ર સુદિ ૧૧ છે; ને હાર આપ્યા સાલ સંવત ૧૫૧૨ છે એમ જણાવ્યું છે.

# શૈલી: એ વિષયનું સંક્ષિપ્ત નિરૂપણ.

**શૈલી એટલે શુ :**

'શૈલી' એ શબ્દનો સામાન્ય અર્થ રીત, ઢબ, પદ્ધતિ એવો થાય છે. ખાવાની, પીવાની, ઊઠવાની, બેસવાની, ગાવાની, બજાવાની, એમ નાનાવિધ શૈલીઓ હોઇ શકે, અને તેમના વિષે આપણે વિચાર કરી શકીએ પરતુ એમ કરવાનો આ નિબંધનો હેતુ નથી આ નિબધમા 'શૈલી' શબ્દ સાહિત્યશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે, અર્થાત્ સાહિત્યમા થતા ચોકસ અર્થમાજ એ શબ્દ અત્રે વાપરવામા આવ્યો છે એ અર્થ તે આ શૈલી એટલે ભાષા–શૈલી કે લેખન–શૈલી. મનુષ્યના મનમાં જે વિચારો, ભાવો, લાગણીઓ, ઇચ્છા, જુસ્સા, વગેરે ઉદ્‌ભવે છે, તે ભાષાદ્વારા દર્શાવવાની શૈલી–રીત ઢબ–પદ્ધતિ, તે ભાષા–શૈલી વિચારો, ભાવો, ઇત્યાદિ જેમ ભાષા વડે દર્શાવી શકાય છે તેમ લેખન વડે પણ દર્શાવી શકાય છે લેખનદ્વારા મનુષ્યના મનમા ઉત્પન્ન થતા વિચારાદિ દર્શાવવાની શૈલી, તે લેખન–શૈલી આમ 'શૈલી' શબ્દથી ભાષા–શૈલી કે લેખન–શૈલીજ આ લેખમા ઉદ્દિષ્ટ છે

**શૈલીના અભ્યાસની અગત્ય —**

કોઇ પણ વિષય ઉપર મનુષ્યના મનમા ઉત્પન્ન થતા વિચારો, ભાવો, લાગણીઓ, ઇચ્છા, જુસ્સા, ઇત્યાદિ ઇત્યાદિને લિપિદ્વારા યથાસ્થિત આલેખી બતાવવા તેનુ નામ નિબધ. આથી જણાય છે, કે નિબધમાં બે વસ્તુઓ મુખ્ય છે વિચાર અને શૈલી. બને તુલ્યબળ છે, વિચાર વિના શૈલી નકામી છે, શૈલી વિના વિચાર પાંગળા છે દેશમા જે નવચેતનાનો પ્રસાર થયો છે–થઈ રહ્યો છે, તેમાના વિચાર નવીન ગુજરાત સત્કારી રહ્યુ છે, એટલે વિચારોનો તેને તૂટકો પડે તેમ નથી પરતુ શૈલી એટલે એ વિચાર દર્શાવવાની પદ્ધતિ વિના ગમે તેવા સુદર વિચાર પણ શા કામના ? સાક્ષર–શ્રી નવલરામભાઇ કહે છે તેમ એ તો ગુંગાના સ્વપ્ના જેવું થાય, માટે શૈલીના અભ્યાસની અને ગુજરાતી સાહિત્ય પરિષદ્‌મા એ વિષય ઉપર વિચાર કરવાની અગત્ય છે

કેટલાકનુ એવું માનવું હોય છે, કે માતૃભાષામા પોતાના વિચારો સૌ કોઈ દર્શાવી શકે, તેથી 'શૈલી' વિષે વિચાર કરવા બેસવું, એ નવરાની નિશાની છે જેમને સાક્ષર થવુ હોય, તેમને એ બોજો આ વિચારો કેવળ ભૂલભરેલા છે શૈલીને સાક્ષરત્વ સાથે જેટલો સબધ છે, તેટલો, બલ્કે તેથી વિશેષ ગાઢ સબંધ આપણા નિત્યના જીવન સાથે છે માત્ર સાહિત્યસેવી પુરુષોને શૈલી અભ્યાસ ને ચિંતનનો વિષય નથી, પણ જનતાને એ અભ્યાસને ચિતનનો વિષય છે. એથી મનુષ્ય મનુષ્યને મળી તેના વિચારો સમજી શકે છે, અને પરિણામે તેમનામાં પરસ્પર ભ્રાતૃભાવની લાગણી પેદા થઈ, પોષાતી જાય છે, તથા સમભાવના જન્મે છે પ્રકૃતિના પરમ સુંદર દશ્યોમાથી પ્રાપ્ત થતો અનેરો આનદ તેઓ લઇ, લેવડાવી શકે છે

સૌ કોઈ ગાણુ સમજે છે, કે સંસારમા વ્યાપી રહેલા કલહોનો મોટો ભાગ તો ગેરસમજુતીને લીધેજ ઉત્પન્ન થએલો હોય છે નાની નાની વાતોમાં ગેરસમજુની ઉત્પન્ન થતા મોટા ભયકર કલહો ઉત્પન્ન થાય છે, અને જીવન ખારૂ બની જાય છે શબ્દોની સહેજ હેરફેરને લીધે કઇનું કઇ પરિણામ આવી જાય છે શૈલીના અભ્યાસથી આવા ઘણાં અનિષ્ટ નિવારી શકાય છે.

ઘણાકને મોએ આપણે એવું સાભળીએ છીએ, કે 'શું કરૂ ભાઇ, હું સમજુ છુ ખરો, પણ તમને સમજાવી શકતો નથી' જો આમ પોતપોતાના વિચારાદિ મનુષ્યો એક બીજાને જણાવી શકે નહિ, તો પછી સમાજમા એકતા, પ્રેમ, શાતિ શી રીતે મળવી શકે? અને તે વિના રાષ્ટ્રની ઉન્નતિની આશા પણ શી રીતે રાખી શકાય? આથી પણ મનુષ્યે પોતાની ભાષાનો—ભાષાના શબ્દોનો સારો અભ્યાસ કરતા અને તેમને યોગ્ય રીતે વાકયોમાં વાપરી પોતાના મનના વિચારો, ભાવો, લાગણીઓ, જુસ્સા ઇત્યાદિ આબેહુબ, સચોટ, ને સુંદર રીતે દર્શાવતા શીખવુજ જોઇએ, અર્થાત્ તેણે શૈલીનો અભ્યાસ કરવોજ જોઇએ

શૈલીના અભ્યાસની અગત્ય દર્શાવનાગ આ સામાન્ય કારણો છે આ પરિષદ્‌મા એ વિષય ઉપર વિચાર કરવાનું એક વિશિષ્ટ કારણ પણ છે

એ તો સૌ કોઇને કબુલ કરવુજ પડશે, કે ગુજરાતી ભાષાના ગદ્ય—સાહિત્યમા હજુ ઘટના આવી નથી 'શૈલી' શબ્દથી ગદ્યના જે કોઇ ખાસ ગુણનો આપણને બોધ થાય છે, તે ગુણયુક્ત ગદ્ય લખનાર લેખકો ગુજરાતમા નથી થયા, કે નથી એમ તો નજ કહેવાય નર્મદ, નવલ, નદશકર, મણિલાલ, ગોવર્ધનરામ, ઇત્યાદિ સાક્ષર લેખકો જુદી જુદી શૈલીઓનુ ગદ્ય લખી ગુજરાતી સાહિત્યને પોષી ગયા છે, અને કેશવલાલ, રમણભાઇ, નરસિંહરાવ, આનદશકર, કમળાશકર, બળવતરાય, ઇત્યાદિ સાક્ષર લેખકો નવનવીન શૈલીનુ ગદ્ય—સાહિત્ય ઉત્પન્ન કરવા યથાશક્તિ પ્રયત્નો આદરી રહ્યા છે છતા તેઓ પોતપોતાની જુદી જુદી શૈલીઓની સપૂર્ણતા સાધી શકયા છે, એમ હિમતથી કહી શકાય તેવુ નથી. તેમની કૃતિઓ પણ, ઉત્તમ ગદ્ય-શૈલીને આવશ્યક 'રચના—માધુર્ય' કે લાલિત્યનો વિચાર બાજુએ મૂકવા છતાએ, શૈલીની દૃષ્ટિએ છેક ગૌણ શુદ્ધિને લગતા દોષોથી પણ વિનિર્મુક્ત નથી જણાતી! આનુ કારણ ગમે તે હોય, પણ વસ્તુ-સ્થિતિ તો એજ છે જયા ઉચ્ચ કોટિના લેખકોની આ સ્થિતિ છે, ત્યા સામાન્ય કે અધમ કોટિના લેખકોની તો વાતજ શી કરવી? ગુજરાતી ભાષામા છપાઇ બહાર પડતા ગ્રથો તપાસતા જણાય છે, કે તેમાના મોટા ભાગના ગ્રથો તો સામાન્ય કોટિના લેખકોને હાથે લખાએલા હોય છે આથી શૈલી સબધે ગુજરાતી સાહિત્યની અન્ય ભાષાઓના સાહિત્યને મુકાબલે શોચનીય સ્થિતિ છે, એમ કરારે કહી શકાય આ સ્થિતિમા સત્વર સુધારો થવાની અગત્ય છે, અને એથી પણ અત્રે શૈલી વિષે વિચાર કરવાની જરૂર છે

**ઉત્તમ શૈલીના મુખ્ય ગુણ —**

ઉપર જણાવાઇ ગયુ છે, કે વિચાર દર્શાવવાની રીતિ તે શૈલી છે આથી તે

એવી હોવી જોઇએ, કે પાઠક લેખકનો આશય બરાબર સમજી શકે—લેખકને શું કહેવાનુ છે, તે પાઠકના ધ્યાનમાં બરાબર ઉતરી શકે. વળી તે એવી હોવી જોઇએ, કે પાઠકની ચિત્તવૃત્તિ લેખકને વશ થઈ જાય, અને તેના કહેવાની પાઠક ઉપર છાપ પડે. વિશેષમાં વળી તે એવી હોવી જોઇએ, કે પાઠક લેખકનો લેખ વાચી પ્રસન્ન અને સતુષ્ટ થાય આમ ઉત્તમ શૈલીમા ત્રણ પ્રધાન ગુણ હોવા જોઇએ —

(૧) સ્પષ્ટતા. (૨) ઓજસ્. (૩) માધુર્ય.

આ ગુણોને પૃથક્ પૃથક્ લઈ, તેમના વિષે જરા વિગતવાર વિચાર કરીએ.

## (૧) સ્પષ્ટતા.

સ્પષ્ટતા એ સાપેક્ષ શબ્દ છે એક વસ્તુનું વર્ણન આબેહુબ કરેલું હોય, છતા બધા વાચકોને તે સ્પષ્ટ ન સમજાય. દષ્ટાત તરીકે એન્જિનનું વર્ણન આબેહુબ કરેલુ હોવા છતા માત્ર યત્રશાસ્ત્રના અભ્યાસકોનેજ તે સ્પષ્ટ સમજાવાનુ. અન્ય સામાન્ય વાચકો તો એવા વર્ણનથી કટાળવાના, કારણ કે તેમને તે સ્પષ્ટ સમજાવાનુજ નહિ. આથી એ વિષયના અભ્યાસકોને માટે પારિભાષિક શબ્દોવાળુ વર્ણન ઘટે, તો સામાન્ય વાચકો માટે સામાન્ય રૂપનુ વર્ણન ઘટે આથી સ્પષ્ટતાની સાપેક્ષતા સિદ્ધ થાય છે

લેખનમા સ્પષ્ટતા સાધવા માટે નીચેના ત્રણ પેટાગુણો ઉપર લક્ષ અપાવું જોઇએ —

(૧) યથાર્થતા (૨) શુદ્ધિ (૩) રુઢિ

યથાર્થતા:—ભાષાનો એ સર્વોપરિ ગુણ છે જે અર્થ લેખકના મનમા હોય, તેજ અર્થ લેખકની ભાષા વાચી વાચકના સમજવામા આવે, એવો ભાષાનો જે ગુણ તે યથાર્થતા માતૃભાષામાજ પોતાના વિચાર દર્શાવવાના હોવાથી જેમણે એ વિષય ઉપર વિચાર કર્યો નથી, તેમને લેખમા યથાર્થતા સાધવી એ કદાચ બહુ સહેલી ને સાધારણ વાત લાગશે પણ ખરી રીતે એ ગુણ સાધવાનુ કાર્ય સહેલુ નથી ઉત્તમ લેખકો પણ એમા ઠોકરો ખાઈ જતા જણાય છે. જેમને આપણે 'સાક્ષર' મા ગણીએ છીએ, એવા એક લેખક એક પ્રસિદ્ધ ચર્ચાપત્રીને ઉત્તર આપતા લખે છે "નામ લઇએ તોજ '**सामान्ये नपुसकम**' પ્રમાણે સમર્થન થાય એવો અર્થ અમારા લખાણનો થતો જણાય છે તે અમારો વિવક્ષિત અર્થ નથી" આ વચનો દર્શાવી આપે છે, કે તેમના મૂળ લેખમા 'યથાર્થતા' સાધી શકાએલી નહિ

યથાર્થતા ત્યારેજ ખરેખર સાધી શકાય, કે જયારે જે વિષય ઉપર લેખ લખવાનો હોય, તે વિષય વિષે લેખકના પોતાના મનમાં સ્પષ્ટ વિચારો હોય જયા સુધી લેખકના મનમાં સ્પષ્ટ વિચારો હશે નહિ, ત્યાં સુધી તેમને તે બીજા સમજી શકે એવી ભાષામા દર્શાવી શકશે નહિ બીજુ પોતાની ભાષામા યથાર્થતાનો ગુણ લાવવા માટે લેખકને શબ્દેશબ્દનુ તોલન કરવાનો મહાવરો હોવો જોઇએ. તેને ડગલે ડગલે વિચાર કરી લેખ લખવાની ટેવ હોવી જોઇએ, કે જેથી એકને બદલે બીજો શબ્દ ન વપરાતા પોતાના વિચારો કે ભાવો આબેહુબ દર્શાવનાર શબ્દોનોજ ઉપયોગ થાય.

વળી યથાર્થતા સાધવાને માટે લેખકે પોતાના વિચાર સરળ ને સ્વાભાવિક રીતેજ દર્શાવવા જોઇએ. વધારે ઉંચા પ્રકારનું ગદ્ય લખવાનો પ્રયત્ન કરતા કૃત્રિમતા આવે છે, અને તેથી યથાર્થતાનો નાશ થવાનો સંભવ ઉત્પન્ન થાય છે.

ટુંકમાં એ ગુણ સંપૂર્ણ રીતે સાધવા માટે લેખકમાં સૂક્ષ્મ બુદ્ધિ, ગહન વિદ્વત્તા, ને સતત અભ્યાસ કરવાની ટેવ હોવી જોઇએ, તથા એમની સાથે પરમ વિવેક પણ હોવો જોઇએ નાનાપ્રકારના લેખકો પોતપોતાના એ ગુણોના પ્રમાણમાં યથાર્થતા અને પરિણામે સ્પષ્ટતા સાધી શકે એ સ્પષ્ટ છે પ્રતિભાશાળી લેખકમા તો એ ગુણો થોડા ઘણા તો સ્વાભાવિક રીતેજ હોય છે, છતાં એ દિશામા તેઓ પ્રયત્ન કરે, તો 'સોનુ ને સુગંધ' મળતા પછી પૂછવુજ શું ?

શુદ્ધિ—શૈલી એટલે વિચાર દર્શાવવાની રીતિ, એ ઉપર કહેવાઈ ગએલુ છે આપણે આપણા વિચારો વાકયોદ્વારા દર્શાવીએ છીએ, અને વાકયોમા શબ્દોનો ઉપયોગ કરીએ છીએ ટુકામા કહીએ તો, 'શબ્દો' એ શૈલી સંબધી વિચારના એકમ છે આથી શુદ્ધિના વિચારમાં આપણે શબ્દ-શુદ્ધિ, અને યોગ્યતા, આકાંક્ષા, ને સંનિધિથી જોડાએલાં પદો-શબ્દોની શુદ્ધિ અર્થાત્ વાકય-શુદ્ધિ વિષે વિચાર કરવાનો છે એ તો નિર્વિવાદજ છે, કે લેખોમા શુદ્ધ શબ્દો અને શુદ્ધ વાકયોજ વધારે વપરાય છે આથી શુદ્ધિ વિષે સીધો વિચાર ન કરતા અશુદ્ધિ વિષે—શબ્દો ને વાકયોમા દોષો કેવા કેવા થાય છે, તે વિષે વિચાર કરીશુ અશુદ્ધિ-દોષ મુખ્ય આટલા પ્રકારના છે —

(अ) શબ્દોના વપરાશને લગતા

(ब) જોડણી, શબ્દો છુટા પાડવા, વગેરેને લગતા

(क) વાકય-રચનાને લગતા

(ड) વ્યાકરણને લગતા

અને (इ) વિરામચિહ્નને લગતા.

(अ) શબ્દોના વપરાશને લગતા દોષો—

(ક) શબ્દોને તેમના પ્રચલિત અર્થમાજ વાપરવા જોઇએ—

(૧) 'વેપાર' શબ્દ સંસ્કૃત 'व्यापार' શબ્દ ઉપરથી વ્યુત્પન્ન થયો છે,* અને તેનો ગુજરાતીમા 'માલની લેવડદેવડ કરવી તે' એવો અર્થ થાય છે. છતા 'એ બધો બુદ્ધિનો વેપાર છે' એમ લખવું એ દોષ છે. 'બુદ્ધિનો વ્યાપાર છે' એમ લખવુ જોઇએ અહિં વ્યાપાર એટલે કાર્ય.

(૨) 'ભણેલા' એટલે લખી-વાચી શકે એવા. એ અભણથી ઉલટા અર્થનો શબ્દ છે. વાચી-લખી જાણે એવા બધાનો એ શબ્દના અર્થમા સમાવેશ થાય છે, છતા 'વધારે ભણેલા-કેળવાએલા'ને તેમાથી બાદ કરી

* રા. નરસિંહરાવ 'व्यवहार' ઉપરથી એ શબ્દ વ્યુત્પન્ન થયાનું જણાવે છે

બાકીનાને ઉદ્દેશી એ શબ્દ વાપરવો એ દોષ છે 'ભણેલા' એટલે લખી-વાંચી શકે એવા કેળવાએલા પણ ભણેલા કહેવાય ભણેલા વ્યાપ્ય છે અને કેળવાએલા વ્યાપક છે. આ શબ્દ મહાત્મા ગાંધીજીએ 'કેળવાએલા નહિ, પણ માત્ર વાચી-લખી શકે એવા'-એવા સંકુચિત તથા અપ્રચલિત અર્થમાં વાપરતાં કેવી વિષમ સ્થિતિ ઉત્પન્ન થઈ રહી હતી, તે સૌ કોઈ જાણે છે. એક શબ્દ પણ ખોટી રીતે વપરાયાથી શુ પરિણામ આવે, તેનુ એ ઉત્તમ ઉદાહરણ છે

(૩) 'ભાર્ગવ' એટલે ભૃગુના વંશનો એ અર્થમા એ શબ્દ પ્રચલિત છે તેને ખેચતાણ કરી 'તેજ' ના અર્થમા વાપરવો એ દોષ છે 'ઉડે તહીં અમિત ભાર્ગવના ફુવારા.' એ જ પ્રમાણે 'જલધિ' એટલે 'સમુદ્ર' અર્થ પ્રચલિત છે. એ શબ્દને હિમાલયના અર્થમા વાપરવો એ દોષ છે: 'જલધિની ઝાડી'

(ખ) ચાલુ ભાષામા વપરાતા બંધ થએલા શબ્દો, કે બંધ થતા જતા શબ્દોને ફરી ચાલુ કરવાના પ્રયત્નો પણ દોષ ગણાય છે, કારણ કે એવા પ્રયત્નોથી અર્થની સ્પષ્ટતાને બાધ આવે છે ભાષા-ગંગામા વહેતા નીચે બેસી ગએલા, કે કિનારે લાધી ગએલા કચરાને પાછો પ્રવાહમા નાખી તેને અસ્વચ્છ કરવો, એ કાર્ય ઇચ્છવાજોગ છે એમ કોણ કહી શકશે? યાદ રાખવું જોઇએ કે એવા-જેમને ફરી ચાલુ કરવાનો યત્ન થતો હોય તેવા-શબ્દો ખરેખર કચરા જેવા હોવા જોઇએ નાવ કિનારે લાધી ગયુ હોય ને તેને પ્રવાહમાં નાખીએ, તો તો તે આપણને તારે! ટુકમા 'અવાચક' શબ્દોનો ફરી વપરાશ વાંધો લેવા યોગ્ય છે સુંદર અર્થના વાહક શબ્દોનો નહિ આપણી ભાષામા સાક્ષરશ્રી કેશવલાલભાઇ જુના શબ્દોનો ફરી વપરાશ કરનાર તરીકે જાણીતા છે એમણે વાપરેલા એવા શબ્દોનું પૃથક્કરણ કરતા જણાય છે કે તેમાના ઘણાક લોકભાષામા તો વપરાતા હોય છેજ સાક્ષરી ભાષામા વપરાતા બંધ થએલા હોય છે પ્રાચીન કાવ્યોમા પણ તે વપરાતા જણાય છે. એવા શબ્દો ઉત્તમ અર્થવાહક હોય છે અને તે વાપરવા એ દોષ નહિ પણ ગુણ છે. લેખકનો ભાષાના શબ્દ-કોષ ઉપર કેટલો કાબુ છે, તે એથી જણાઇ આવે છે પરંતુ એમાના થોડાક એવા પણ હોય છે કે જેમનો બચાવ ન થઇ શકે, કારણ કે તેઓ લોકભાષામા વપરાતા બંધ થઇ ગએલા હોય છે.

'બ્હારાતુ,' 'પશુ,' 'હઠવઠ,' 'સુવાસણુ' 'સ્હોવું-ગમવું, ઠીક પડવુંના અર્થમા,' 'માવિતર,' 'વાઇ,' 'ઉધરાવો,' 'અડવો (શોકીયાના અર્થમાં)' 'ધરાધર' ઇત્યાદિ શબ્દોને હુ પહેલા પ્રકારના ગણું છુ, અને 'લીક,' 'ઝાખળવુ' 'પોરસાવું,' 'મનમઠી,' 'મેલાણુ' 'પડભીત' ઇત્યાદિને હુ બીજા પ્રકારના ગણુ છું.

'નવાધો-કેવળ, તદ્દન' આ શબ્દના એમના વપરાશથી મર્હુમ ઇચ્છારામ દેશાઇ પણ અર્થ સમજી શકયા નહોતા. 'નવાંધો' નો તેમણે 'વાંધા વિના' એવો અર્થ કર્યો હતો પાછળથી ખરો અર્થ જાણવામાં આવતાં તેમણે 'ગુજરાતી' માં

* કેશવલાલભાઇના જુના-વપરાતા બંધ થએલા શબ્દો વાપરવાની ટેવ વિષે પુષ્કળ

બખાળા પાડયાનું જાણ્યુમાં છે! અત્રે એટલું કહી શકાય એવું છે, કે 'નવાધો' શબ્દ લોકભાષામાં વપરાતો કેવળ બંધ થઇ ગયો નથી.

(ગ) જે અર્થના શબ્દો ભાષામાં સહેલાઇથી મળી આવતા હોય, અર્થાત્ જે શબ્દો પ્રચલિત હોય, તેમને છોડી પરભાષાના શબ્દો ઘુસાડવા પ્રયત્ન કરવો એ પણ દોષ છે આમ કરનાર લેખકોના મનમા કંઇક ખોટો ખ્યાલ બેસી ગએલો હોય છે. ખાસ કરીને સંસ્કૃત શબ્દોના સંબંધમા એમ બનતું જણાય છે પાંડિત્ય દર્શાવવા ખાતર કે લેખનું ગૌરવ વધારવા ખાતર તેઓ એમ કરતા જણાય છે સંસ્કૃત શબ્દો વાપરવાજ નહિ, એમ આ કથનનો અર્થ છેજ નહિ કવિ નર્મદ, નવલરામ, મણિલાલ, ઇત્યાદિ પ્રતિષ્ઠિત લેખકોના લખાણમા પુષ્કળ સંસ્કૃત શબ્દો હોય છે અને તેમ હોય એ સ્વાભાવિક છે, કારણ કે ગુજરાતી ભાષાને સંસ્કૃત ભાષા સાથે નિકટનો સંબંધ છે, તેથી ઘણા શબ્દો તત્સમ રૂપેજ ગુજરાતીમા વપરાય છે એવા શબ્દો વિષે આ વાત નથી લેખ લખાઇ રહ્યા પછી આપ્ટેનો કોષ ઉઘાડી લેખનુ ગૌરવ વધારવા જે સંસ્કૃત શબ્દો દાખલ કરવામા આવે, તેની આ વાત છે. એવા લેખક પણ આ લેખકે જોએલા છે અને તેમના લેખોને પ્રતિષ્ઠિત માસિકોમા અગ્ર-સ્થાન મળેલું છે! સંસ્કૃત શબ્દો વધારે આવવાનુ એક બીજુ પણ કારણ છે હાલ આપણી ભાષામા બંગાળી ભાષાના પુસ્તકોના અનુવાદો વધુ ને વધુ પ્રમાણમા થતા જાય છે. બંગાળી ભાષાના બંધારણમાજ પુષ્કળ સંસ્કૃત શબ્દો હોવાથી એ ભાષાના પુસ્તકોમા પુષ્કળ સંસ્કૃત શબ્દો હોય એ સ્વાભાવિક છે એવા શબ્દોને અનુવાદકો ગમે તો શૈલીના મોહથી કે ગમે તો પોતાના ગુજરાતી શબ્દ-કોષના દારિદ્રથી એમ ને એમજ ગુજરાતી ભાષામા વાપરે છે અત્રે પ્રસંગોપાત્ત એટલુ કહેવું જોઇએ, કે બંગાળી-માંથી સીધા ભાષાન્તર કે અનુવાદો આપણને બહુ થોડા મળે છે બંગાળીના નામે મળે છે, તે હિંદી અનુવાદોના અનુવાદો હોય છે આમ બંગાળાનુ સુંદર સાહિત્ય ગુજરાતને ત્રીજે હાથે મળે એ બહુ દુઃખદ સ્થિતિ છે.

એ પણ જાણવા જેવું છે, કે બંગાળામા પણ હવે મોટા મોટા સંસ્કૃત શબ્દોનો વપરાશ ઓછો થતો જતો જણાય છે. એનું ઉત્તમ ઉદાહરણ આપણા પૂજ્ય પંગાળા ડૉ રવીન્દ્રનાથની અમર કૃતિઓ પુરૂ પાડે છે એમની 'ચિત્રાંગદા' અને 'માલિની'ની શૈલીને સરખાવવાથી એ વાત સહજ લક્ષમા આવે તેવી છે.

અમુક વિચાર કે ભાવ દર્શાવવા માટે ગુજરાતી ભાષામા શબ્દોજ નથી—કે પુરતા શબ્દો નથી, એ બહાના હેઠળ પણ મોટા મોટા અપરિચિત સંસ્કૃત શબ્દો ભાષામા ઘુસાડાય છે. આ બચાવ પણ બહુ અંશે ખોટો છે ખરૂ કારણ એથી જુદુ છે. ખરૂ કારણ એ છે, કે આધુનિક લેખકો પ્રાચીન ગુજરાતી સાહિત્યનો સારો અભ્યાસ કરતા નથી, તેથી જુદા જુદા અર્થવાહક સુંદર શબ્દો, જે પ્રાચીન કવિઓએ વાપરેલા હોય છે, તેમનુ તેમને જ્ઞાન થતું નથી; અને તેમનો ગુજરાતી ભાષાનો શબ્દ-કોષ દરિદ્ર રહે છે. આ લેખકનું એવું માનવું

છે, કે જો ગુજરાતી ભાષાના પ્રાચીન સાહિત્યનો સારો અભ્યાસ કરી, લેખક લખવાનું શરૂ કરે, તો 'ગુજરાતી ભાષામા પુરતા શબ્દો નથી' એવો લગાર ધૃષ્ટતા ભર્યો આક્ષેપ માતૃભાષા પર કરવાનું બહુ કારણ તેમને નજ રહે. યાદ રાખવુ જોઇએ, કે ડગલે ડગલે જેને શબ્દો ખુટી પડે છે, ને બૂમો પાડવી પડે છે, કે 'ભાષામાં શબ્દો જ નથી' તેને માટેજ આ વિચાર છે. અલબત પરદેશી આચાર વિચાર, વિજ્ઞાન, આધુનિક નવા નવા વિચારો, સંસ્થાઓ, ઇત્યાદિને માટે તો સંસ્કૃત ભાષાની સહાયતાથી નવા શબ્દો યોજવાજ પડે, પણ તે જુનાને અભાવે, ને જુના નથીજ એવી ખાત્રી કર્યા પછી પ્રાચીન સંસ્કૃત સાહિત્ય પરથી હાલની સંસ્થાઓને બહુ અંશે મળતી એવી સંસ્થાઓ હિંદમા હતી, અને તેમને લગતા શબ્દો પણ હતા, એવું જણાઇ આવે છે. ટુંકમાં કહેવાનું એ, કે નવો શબ્દ ઘડતા પહેલાં લેખકે બહુ વિચાર કરવો જોઇએ.

જે દોષને લઇને આ વિવેચન કરનાનુ ઠીક ધાર્યું છે, તે આધુનિક ગુજરાતી સાહિત્યમાં એટલો સાધારણ છે, કે ઉદાહરણ આપવાની અગત્ય નથી.

(૯) પરભાષાના અમુક નવા શબ્દને માટે વારંવાર નવા નવા શબ્દો ઘડવાની પ્રવૃત્તિ-ને પણ દોષ ગણી શકાય. એવા નવા શબ્દો પણ દૂષિત ગણાવા જોઇએ. લેખકે પોતાની આગળ થઈ ગએલા શિષ્ટ લેખકોએ અથવા પોતાના સમકાલીન કે લગભગ સમકાલીન ઉચ્ચ કોટિના લેખકોએ કયો શબ્દ વાપર્યો છે, તેની તપાસ કરવી જોઇએ. ચાલુ થએલો એવો શબ્દ મળી આવે, અને તે જો સ્પષ્ટ ને શુદ્ધ હોય, તો તેજ વાપરવો જોઇએ આવા પ્રચલિત શબ્દો માટે સહેજ-સાજ વાંધો કાઢી નવા શબ્દ ઘડવાનો કેટલાક ઉચ્ચ કોટિના લેખકોનેએ શોખ હોય એમ લાગે છે; પણ એ શોખ નિર્દોષ નથી ઉદાહરણ તરીકે 'યુનિવર્સિટિ University' ને માટે આપણી ભાષામાં 'વિશ્વવિદ્યાલય' શબ્દ પ્રચલિત થઇ ગયો છે, અને બહુ અંશે એજ અર્થનો એ વાચક છે. છતા વાંધો લઇ એની વ્યુત્પત્તિ શોધી—નહિ જેવો અર્થભેદ બતાવી 'શારદાપીઠ' શબ્દ વાપરવાની ભલામણ કરવા બેસવું એ નવરાની નિશાની લાગે છે. આટલે પ્રયત્ને સ્થાપવા ધારેલા 'શારદાપીઠ' શબ્દને બદલે વધુ વપરાશ તો 'વિશ્વવિદ્યાલય' શબ્દનોજ થાય છે, અને તે સાક્ષરશ્રી આનન્દશંકર ધ્રુવ જેવા પણ વાપરે છે! 'શારદાપીઠ' ને બદલે હવે વળી 'વિદ્યાપીઠ' શબ્દ પણ યોજાવા માંડયો છે! 'સંગીતકાવ્ય' 'સંગીતકલ્પકાવ્ય,' 'રાગધ્વનિકાવ્ય,' 'સ્વાનુભવરસિક,' સર્વાનુભવરસિક,' 'આત્મલક્ષી,' 'પરલક્ષી,' 'ડોલન,' 'રચના–માધુર્ય,' 'સ્વરિતત્વ' 'પ્રયત્ન;' 'ભૂત રત્નાકરના રત્ન શોધક,' 'પુરાતત્ત્વવિદ્,' 'પ્રાચીન વિષયજ્ઞ;' ઇત્યાદિ ઇત્યાદિ એવા શબ્દો છે.'

(૧૦) પ્રાન્તિક ને ગામડીઆ શબ્દો વાપરવા એ દોષ છે. આપણી ભાષામાં મુખ્યત્વે ત્રણ પ્રકારના પ્રાન્તિક શબ્દો આવે એમ છે; સુરતી, ચરોતરી, ને કાઠીઆવાડી. ભાષામાં સુરતી શબ્દો વધુ પ્રમાણમા દાખલ થઇ ગએલા છે, કારણ કે

સાહિત્યના પ્રથમ બેડનારા સુરતીઓજ હતા નર્મદ, નવલરામ, નંદશંકર ગુજરાતના ત્રણ 'નગ્ના' તે સુરતીજ હતા. વાચનમાળામાં પણ સુરતી શબ્દોનો વપરાશ વધુ થએલો જણાય છે. એનું કારણ સ્પષ્ટ છે. 'ચમચક' 'આભલું,' 'ચાંતી,' 'અથાટ,' 'રાવણીઓ,' વગેરે પ્રાંતિક શબ્દો છે ગામડીઆ શબ્દોનો પ્રચાર તો બહુ ઓછો જણાય છે, અને અધમ લેખકોજ તેનો વિશેષ ઉપયોગ કરે છે. 'કાચી' 'હેંડો' 'હાક' 'બુદ્દી' 'બાંચ' 'કોદાળ' 'રાભો' ઇત્યાદિ એવા શબ્દો છે. આ બને પ્રકારના શબ્દોનો પ્રચાર કેળવણી વધતા ઓછો ને ઓછો થતો જણાય છે, એ આનંદની વાત છે

(ચ) નવા ઘડતરના કેટલાક શબ્દો અશુદ્ધ હોય છે. એવા શબ્દો વાપરવા એ દોષ છે, છતાં એવા શબ્દો ભાષામાં વધુ ને વધુ ઘડાતા ને વપરાતા જાય છે 'પાશ્ચિમાત્ય,' 'સશક્ત,' 'આઘય,' 'ઉપસ્થ,' 'અનુપસ્થ,' 'કર્તૃપક્ષ,' 'ક્રિયાપૂર્ણ,' 'સાહજિક,' 'ચદ્રી,' 'શુક્રી,' 'વીરી,' 'અઠીક,' 'આત્મત્ર તૃષા,' 'મુખશુકલ' ઇત્યાદિ એવા શબ્દ છે

શબ્દોના વપરાશને લગતા દોષો જે સ્પષ્ટતાને હાનિકર્તા છે, તે વિષે ટુંકમાં મેં મારા વિચાર અને દર્શાવ્યા છે એમાં મતભેદને અવકાશ હશે, એ મારે કહીજ દેવું જોઇએ મારા વિચારની ખામી મને દર્શાવવામા આવશે, તો હુ ખુશીથી તે ઉપર ફરી વિચાર કરીશ

(છ) જોડણી, શબ્દો જુદા પાડવા, વગેરેને લગતા દોષો —

(૧) જોડણીને લગતા દોષો:—

એમાં મુખ્ય બે પ્રકારના શબ્દોની જોડણીનો વિચાર આવી શકે (૧) તત્સમ (૨) તદ્ભવ. સસ્કૃતમાથીજ સીધા મૂળરૂપે આવેલા શબ્દો તે 'તત્સમ,' ને પ્રાકૃતમા થઇને આવેલા તે તદ્ભવ તત્સમ એટલે તેના જેવા, ને તદ્ભવ એટલે તેમાથી ઉત્પન્ન થએલા–બનેલા. તત્ એટલે તે–સસ્કૃત

સસ્કૃત ભાષાના અજ્ઞાન કે અપૂર્ણ જ્ઞાનને લીધે તત્સમ શબ્દોની જોડણીમા મુખ્ય દોષ નીચે પ્રમાણેના થાય છે —

અત્રે કહીજ દેવુ જોઇએ, કે એ દોષોનું વર્ગીકરણ રા. બ. કમળાશંકરકૃત 'બૃહદ્ વ્યાકરણ' ની પદ્ધતિએજ કરવામા આવ્યુ છે. ઘણાક અશુદ્ધ શબ્દો પણ તેમા આપેલા તેજ હશે. છતા હુ કહીશ કે આ શબ્દો મેં હાલમાજ બહાર પડેલા જુદી જુદી કોટિના જુદા જુદા લેખકોનાં દશેક પુસ્તકોમાથી એકઠા કરેલા છે બધાના નામ નહિ આપું, પણ જે પુસ્તકોના ઘણા સારા ગુણોને અશુદ્ધિએ ઢાકી દીધાથી મારૂ અંતઃકરણ દાઝયુ છે, એવા ત્રણના નામ તો આપીશજ. તે આ છે. 'નંદશંકર જીવન–ચિત્ર,' 'વક્તા,' ને 'અભિજ્ઞાન શકુન્તલા' (ખખ્ખરકૃત–નવી આવૃત્તિ)

× × × × ×

( એવા દોષો તથા તેમના વર્ગીકરણ માટે જુઓ રા બ ત્રિવેદીકૃત બ્હદ્ વ્યાકરણ. )

તદ્ભવ અને બીજા શબ્દોની જોડણીના કોઇ સ્થાપિત નિયમો ગુજરાતી ભાષામા હોવાને અભાવે એ વિષયમા બહુ અગવડતા પ્રવર્તી રહેલી જણાય છે એક એક શબ્દ બહુ બહુ રીતે લખાતો જોવામા આવે છે એક પુસ્તકમા પણ એકસરખી જોડણી હોતી નથી, એટલુંજ નહિ પણ એક પાનામા પણ એકજ શબ્દ બેત્રણ રીતે લખાએલા જોવામા આવે છે આ સ્થિતિ બહુ શોચનીય છે. શુ એનો કોઇ ઉપાય છેજ નહિ ? સાહિત્ય પરિષદ્ જોડણીના પ્રશ્નનો નિકાલ નહિ કરે, તો કોણ કરશે ? માત્ર નિયમો નક્કી કરી બેસી રહેવાથી નહિ વળે. એનો વ્યવહારૂ ઉપયોગ થાય, એવા ઇલાજો પણ લેવાવા જોઇએ નિયમો નક્કી કરવામા મોટો મતભેદ થવા સભવ છે, પણ સાક્ષરોએ ગુજરાતી ભાષાને ખાતર મમતના પરિત્યાગ કરી એકમત ઉપર આવવુ જોઇએ એક મત નજ થાય, તો બહુ મતે નિયમો રચવા, અને તે નિયમો સરકારી વાચનમાળામા પળાય એવો સાહિત્ય પરિષદે આગ્રહ કરવો જોઇએ એ ઉપરાત માસિકો, વર્તમાનપત્રો, અને લેખકો એજ નિયમો પાળે, તે માટે તેમને વિજ્ઞપ્તિ કરવી જોઇએ આવા કઇંક વ્યવહારૂ પગલા ભરવા પ્રયત્ન થાય, એ બહુ ઇષ્ટ છે એમ કરવા માટે સાહિત્ય પરિષદ્‌ને કાયમનુ સ્વરૂપ આપવાની બહુ જરૂર છે પરિષદનુ એક માસિક નીકળે એ પણ બહુ ઈચ્છવાજોગ છે બગાળી, હિદી, અને મરાઠી સાહિત્ય પરિષદોએ એ દિશામા જે કર્યું છે, તેનું અનુકરણ પણ આપણે નહિ કરીએ ? આમ કર્યા સિવાય સાહિત્યને લગતા પ્રશ્નોનો કોઇ દિવસ નિવેડો આવનાર નથી

(૨) શબ્દો છુટા પાડવા અને સામાસિક શબ્દોના અવયવો સાથે ન લખવા. સંબધીના દોષ:—

શબ્દો છુટા પાડવામા પણ બહુ દોષ થતા જોવામા આવે છે. ઘણા પુસ્તકોમા નામયોગી અવ્યયોમાનાં કેટલાક અવ્યયો, જે નામની સાથ તે આવેલાં હોય છે, તેની સાથેજ લખેલા જણાય છે ‘ રસપર–વાત રસપર ચઢી,’ ‘ કરવામાટે,’ ‘ પ્રભુમાટે,’ ‘ ચરણકને,’ ‘ પરિચયપ્રમાણે ’ ઇત્યાદિ એના ઉદાહરણ છે × × × × વિશેષણ ને વિશેષ્ય સાથે લખવાની ભૂલ બહુ નહારી છે: ‘ થોડીવાર,’ ‘ સારોદહાડો ’ ઇત્યાદિ એવા દોષ છે.

સામાસિક શબ્દોના અવયવો છુટા લખવાનો દોષ ગુજરાતી ભાષાનાં પુસ્તકોમાં બહુ સાધારણ છે. અજ્ઞાન ને બેકાળજી બને એના કારણ હોઇ શકે ઉદારણ થોડેથોડ મળી શકે તેમ છે —

‘ જીવન પ્રવાહ,’ ‘ સકેત સ્થાન,’ ‘ ગુરુત્વ મધ્ય બિદુ,’ ‘ સ્ત્રી પુરુષ’ ‘વ્યાસ પીઠ,’ ‘ ભાષા સૌન્દર્ય,’ ‘ મહીપતરામ કૃત,’ વ્યાયામ શાળા’ ‘ ચરણ કમળ,’ ‘ કિન્નર કંઠી,’ ‘ નર્મ ગદ્ય’ ‘અધ્યક્ષ સ્થાન’ ઇત્યાદિ. આ અને એવા બીજા શબ્દોમા પદો સાથેજ લખવાં જોઇએ.

(૩) છાપેલા પુસ્તકોમાં લીટીને અંતે આવતા શબ્દો ગમે તેમ તોડેલા હોય છે, તે બહુ ખરાબ લાગે છે. કોઇ કોઈ વાર એથી અર્થ પ્રતીતિમા પણ વિલબ થાય છે. એનાં ઉદાહરણ શોધવા બેસવાની જરૂર નથી. ગમે તે પુસ્તક ઉચકી લઇ પાના ફેરવશો, તો તમારી ખાત્રી થવાને પુરતાં ઉદાહરણો મળી રહેશે. આમા આપણા છાપખાના અને લેખક બંનેનો દોષ હોવા સભવ છે

(૪' આ વિભાગ પુરો કરતા પહેલા અગ્રેજી શબ્દો લખવાની રીત વિષે કઇક વિચાર કરવો જોઇએ હાલ તો 'મ્યુનિસિપાલિટિ,' 'યુનિવર્સિટિ,' 'કમિશનર' 'કલેક્ટર' જેવા શબ્દો પણ જુદી જુદી રીતે લખાતા જણાય છે. ઉચ્ચારની દૃષ્ટિએ તેમાંના ઘણાકની જોડણી ખોટી હોય છે એવા શબ્દોની જોડણીમા કેવળ ઉચ્ચારનુ ધોરણ સ્વીકારવુ ઠીક થઇ પડે, પણ બધા લેખકો શુદ્ધ ઉચ્ચાર જાણે શી રીતે, એ મહાપ્રશ્ન છે

(ক) વાક્ય–રચનાને લગતા દોષો:—

શબ્દ–શુદ્ધિ અને જોડણી કરતા વાક્ય–શુદ્ધિ વધારે અગત્યની છે અશુદ્ધ શબ્દો કે જોડણીથી અર્થનો અનર્થ થવાના પ્રસગો બહુ થોડા હોય છે, પણ વાક્ય–રચના અશુદ્ધ કે દોષયુક્ત હોય, તો ઘણી વાર અર્થનો અનર્થ થવાના પ્રસગ ઉત્પન્ન થાય છે અશુદ્ધ જોડણીવાળા શબ્દો વપરાયા હોય, છતા પૂર્વાપર સબધથી અર્થબોધ તો થઇજ જાય દોષયુક્ત વાક્ય–રચનાથી એમ નથી થતુ જે વાક્યથી કહેવાનુ યથાયોગ્ય કહેવાય નહિ તે વાક્ય–રચના દૂષિત છે, અને તેથી સ્પષ્ટતાને મોટી હાનિ પહોચે છે

માતૃભાષામા બોલવાની દરેક મનુષ્યને ટેવ હોવાથી સામાન્ય રીતે તો વાક્ય–રચના શુદ્ધ હોવીજ જોઇએ, અને હોય છે પણ તેમજ છતા લેખક વિચાર દર્શાવવાની સ્વાભાવિક રીતિને વળગી ન રહેતા 'વધારે સારૂ' કરવાના લોભથી કૃત્રિમતા ગ્રહણ કરે છે, ત્યારે વાક્ય–રચના દૂષિત થઇ જાય છે.

વાક્ય–રચનાના મુખ્ય દોષ દૂરાન્વય ક્લિષ્ટતા, ને વિદેશિતા છે પદવિન્યાસના નિયમોનુ યથાયોગ્ય પાલન ન થવાથી એ દોષો મુખ્યત્વે ઉત્પન્ન થાય છે

(૧) દૂરાન્વય —

પદ–વિન્યાસ એટલે વાક્યોમા પદોની ગોઠવણ. એ ગોઠવણ બહુ સાદી છે. પ્રથમ કર્તા, પછી કર્મ–ક્રિયાપદ સકર્મક હોય તો–અને અંતે ક્રિયાપદ આવી સાદામાં સાદુ વાક્ય બને છે કર્તા, કર્મ ને ક્રિયાપદ સાથે સંબધ રાખનારા શબ્દો આવે છે, ત્યારેજ વાક્ય લાંબુ થાય છે સંબધ રાખનારા શબ્દો, જેની સાથે તે સબધ રાખતા હોય તેની પહેલાં આવે છે.

હવે જ્યારે કર્મ ને ક્રિયાપદ સાથે સબધ રાખનારા શબ્દો ઘણા હોય છે, એટલે લાબા લાબા વાક્યોથી કે લાબા લાંબા શબ્દ–સમૂહોથી એ

સંબંધ દર્શાવાયો હોય છે, ત્યારે તેઓ કર્તા ને ક્રિયાપદની વચ્ચે આવી દૂરાન્વય દોષ ઉત્પન્ન કરે છે એથી વાંચનાર કે સાંભળનારને શું કહેવાનુ છે, તે સમજતાં મુશ્કેલી પડે છે, અને કદાચ બેત્રણ વાર વાક્ય વ ચાય, ત્યારેજ અર્થ સમજવાને તેઓ શક્તિમાન થાય છે. આથી જે પદોનો અન્વય હોય, તેઓ એક બીજાથી બહુ દૂર થઇ જાય એવી વાક્ય-રચના ન હોવી જોઇએ. એક ઉદાહરણ લઇએ —

પરમ-ધાર્મિક રાજા, જેમણે પોતાનું સમગ્ર જીવન તપ કરવામા ગાળી પોતાની કાયાને ગાળી નાખી હતી, અને જેમણે પ્રભુપ્રાપ્તિને અર્થે અનેક અનેક વિધિના યજ્ઞો આચર્યા હતા, એવા પરમપવિત્ર કૌશિક ગોત્રના મહા-તેજસ્વી બ્રાહ્મણો, જેઓ રાજાનું પરમ સાત્ત્વિક દાન લેવાને મહામનોહર એવી રાજધાનીમા એકત્રિત થયા હતા, તેઓમાંના દરેકને ધોળા દૂધ જેવા રંગની, સારી રીતે રક્ષણ કરાએલી, 'સવત્સી,' હજાર હજાર ગાયોનું દાન, પ્રભાતના મંગલ સમયે, સ્નાનસંધ્યાદિ નિત્યકર્મથી સત્વર પરવારી, વિધિપૂર્વક, આપતો હવો

આ કૃત્રિમ વાક્યમા અનેક સ્થળે દૂરાન્વય દોષ છે. 'રાજા બ્રાહ્મણોને દાન આપતો હવો' એ ટુકા વાક્યનો એ વિસ્તાર છે કર્તા ને કર્મ, વાક્ય-માં મુખ્ય પદ ક્રિયાપદની જેમ પાસે તેમ દૂરાન્વય દોષ થવાનો સંભવ ઓછો હોય છે, માટે તેમ મૂકવાનો યત્ન કરીએ —

પોતાનુ સમગ્ર જીવન તપ કરવામા ગાળી પોતાની કાયાને જેમણે ગાળી નાખી હતી, અને પ્રભુપ્રાપ્તિને અર્થે અનેક અનેક વિધિના યજ્ઞો જેમણે આ-ચર્યા હતા, એવા પરમ પવિત્ર કૌશિક ગોત્રના મહાતેજસ્વી બ્રાહ્મણો, જેઓ રાજાનુ પરમ સાત્ત્વિક દાન લેવાને મહામનોહર એવી રાજધાનીમા એકત્રિત થયા હતા, તેઓમાના દરેકને પરમ ધાર્મિક રાજા પ્રભાતના મંગલ સમયે, સ્નાનસંધ્યાદિ નિત્યકર્મથી સત્વર પરવારી, વિધિપૂર્વક ધોળા દૂધ જેવા રંગની, સારી રીતે રક્ષણ કરાએલી, 'સવત્સી,' હજાર હજાર ગાયોનુ દાન આપતો હવો.

આ બે વાક્યોનો મુકાબલો કરવાથી જણાશે, કે બીજા વાક્યમા કર્તા અને કર્મને જેમ બને તેમ ક્રિયાપદની વધુ પાસે મૂકેલા છે, અને તેથી દૂરાન્વય દોષ દૂર થાય છે

(૨) **ક્લિષ્ટતા**—કેટલીક વખત વાક્ય-રચના એવી ક્લિષ્ટ-ગુંચવાડા ભરેલી-હોય છે, કે તેમાનાં પદોનો સંબંધ તરતજ સ્પષ્ટ રીતે સમજવામા આવતો નથી. આથી એવા વાક્યને અર્થગ્રહણ માટે વધુ વાર વાચવું પડે છે. આકાંક્ષ પદોનો વધુ ઉપયોગ કરી વાક્યો લાંબાં બનાવવાથી, ને આકાંક્ષાપૂરક પદોનો યોગ્ય રીતે ઉપયોગ ન કરવાથી વાક્ય-રચના ક્લિષ્ટ બને છે ઉપરનુ પહેલુ વાક્ય ક્લિષ્ટ પણ છે. આવા લાંબા એક વાક્યને બદલે ટુંકા ટુંકાં ઘણા વાક્યો બનાવી એજ વાત વધુ સ્પષ્ટ રીતે કહી શકાત —

કૌશિક ગોત્ર પરમ-પવિત્ર હતું. એ ગોત્રના બ્રાહ્મણો મહાતેજસ્વી હતા. તેમણે પોતાનું સમગ્ર જીવન તપ કરવામાં ગાળી પોતાની કાયાને ગાળી નાખી હતી, અને પ્રભુ-પ્રાપ્તિને અર્થે અનેક અનેક વિધિના યજ્ઞો આચર્યાં હતા. તેઓ પરમ ધાર્મિક રાજાનું પરમ સાત્વિક દાન લેવાને મહામનોહર એવી રાજધાનીમા એકત્રિત થયા હતા. પ્રભાતના મ ગલ સમયે સ્નાનસધ્યાદિ નિત્યકર્મથી સત્વર પરવારી, રાજાએ, તેઓમાના દરેકને, વિધિપૂર્વક, હજાર હજાર ગાયોનુ દાન આપ્યુ એ ગાયો દૂધ જેવા ધોળા ર ગની હતી, સારી રીતે રક્ષણ કરાએલી હતી, અને 'સવત્સી' હતી

સુજ્ઞ વાચકને આ પરિચ્છેદની સ્પષ્ટતા અને એજ વાત કહેનારા પહેલા વાક્યની ક્લિષ્ટતા વિષે વધુ કહેવાની જરૂર નથી.

'જો,' 'અગરજો,' 'જો કે,' ઇત્યાદિ પદોનો ઉપયોગ કેટલાક વખત વાક્યોમાં નકામો કરવામા આવે છે એથી વાક્ય-રચના ક્લિષ્ટ થાય છે માટે એવા પદોનો વિના કારણ પ્રયોગ કરવો ન જોઇએ

(૩) **વિદેશિતા**—મુખ્યત્વે કરીને અ ગ્રેજી ભાષાની વાક્ય-રચનાના 'તરજુમા'માંથી આ દોષ ઉદ્ભવે છે અને અ ગ્રેજીમાથી ભાષાન્તર કે અનુવાદ-રૂપે લખાએલા પુસ્તકોમા એવા દોષ વધુ જોવામા આવે છે 'જો,' 'અગરજો' 'જો કે' ના પ્રયોગ પણ એવાજ પુસ્તકોમા વધારે થતા જોવામા આવે છે

'તેની આંખોમાં તેજ હતુ, અગર જો કે લાબા મ દવાડને પરિણામે તેની આખો ઉંડી ગઇ હતી'

'દમિયાન, બીજા કશાની દરકાર કર્યા વિના તે તો અવિરત જપ જપેજ ગયો, એટલે સુધી કે, આખરે પેલી ટેકરીને અન્ધકાર ગળી ન જાય એવી ઇચ્છાથી આથમતો સૂર્ય તેના શિખરને રાગના ર ગથી ર ગતો જાય છે, તે ટેકરી જેટલો મોટો તેનો એકઠો થએલો પુણ્યપુંજ બન્યો.'

"મિ વિક્હામ સુખી માણસ હતો કે જેના તરફ લગભગ દરેક સ-ન્નારીની આખ ઠરતી અને ઇલિઝાબેથ એક સુખી સ્ત્રી હતી કે જેની પાસે આવીને આખરે તે બેઠો અને પસ દ પડે એવી રીતે તેણે વાતચિત શરૂ કરી, જો કે તે માત્ર ભીનાશવાળી રાત્રિને વિષે અને વરસાદની ઋતુના સ ભવ વિષે હતી તો પણ તેથી તેણીને લાગ્યુ કે સૌથી વધુ સામાન્ય, નિરસ અને વાર-વાર સ ભળાતો વિષય પણ બોલનારની બુદ્ધિથી રસભર્યો બનાવી શકાય છે

'હુ ધારૂ છુ કે .. ..' થી આર ભાતી વાક્ય-રચના

"અમલદારો સાથે" લિડિયા બોલી ઉઠી, "મારી કાકીએ મને એ ન કહ્યુ તેથી હુ અજબ થાઉં છુ."

આ પ્રકારની વાક્ય-રચના વિષે વધુ કહેવું નકામુ છે. એ વાક્ય-રચના વિદેશી છે, તરજુમીઆ છે ગુજરાતી સાહિત્યને એ કદ્રૂપુ બનાવે છે

(ह) વ્યાકરણને લગતા દોષો:—વ્યાકરણને લગતા દોષો પણ આધુનિક ગુજરાતી સાહિત્યમાં બહુ થતા જોવામા આવે છે. એવા દોષ ન થાય, તે માટે વ્યાકરણના બહુ ઉંચા જ્ઞાનની કંઇ જરૂર પડતી નથી. બહુજ સાદાં મૂળતત્ત્વો જાણનાર પણ એવા દોષ ન થાય, તે માટે કાળજી રાખી શકે. બેશક, તેમ કરવાની ઇચ્છા તો જોઇએ. વ્યાકરણ-દોષનાં કેટલાક ઉદાહરણ જોઇએ:—

(૧) સર્વનામને લગતા દોષ:—

જરૂર હોવા છતા સર્વનામ ન વાપરવાથી, પૂર્વે નામ ન આવ્યુ હોય તે છતા સર્વનામ વાપરવાથી, અને એક વાર નામ આવી ગયા પછી ઘણે દૂર જવા છતાં વારવાર સર્વનામજ વાપર્યા કરવાથી પણ વ્યાકરણ દોષ થાય છે, અને 'સ્પષ્ટતા' ને હાનિ પહોચે છે —

(ક) "પાંચમા જ્યૉર્જ, ઇશ્વરકૃપાથી ગ્રેટબ્રિટન તથા આયર્લાંડના સયુક્ત રાજયના તથા દરિયાપારના બ્રિટિશ મુલકોના રાજા, ધર્મરક્ષક, કયસરે હિંદ અમારા વાઇસરૉય તથા ગવર્નર જનરલ, હિદી રાજ્યોના રાજાઓ તથા સર્વ જાતની હિંદુસ્તાનની અમારી પ્રજાને વિદિત કરીએ છીએ:" નામદાર શહેનશાહના ઢંઢેરાના પહેલા વાકયનો આ તરજુમો તપાસતા જણાશે, કે વ્યાકરણ દૃષ્ટિએ એમાં 'પાંચમા જ્યૉર્જ' એ શબ્દોની પહેલાં 'અમે,' શબ્દ ઉમેરવાની જરૂર છે.

(ખ) "એનામા ટીકાકાર થવાની શક્તિ ન હોય તોએ શું? એના વિચારો સાધારણ જનસમાજના સિદ્ધ અભિપ્રાયોની વિરુદ્ધ જતા હોય તોએ શું?+ +"

આ વાકયોમા 'એના' સર્વનામ કોને માટે વપરાયુ છે, તે એની ઉપરના બધા લખાણથી પણ જણાતું નથી. માત્ર મથાળે 'શૈલી' શબ્દ છે, તે ઉપરથીજ 'એના' એટલે 'શૈલીના' એમ સમજવાનુ છે. આ ખુલ્લોજ દોષ છે.

(ગ) 'રમેશે શેઠને કહ્યું કે તે કાલે મુબઇ જવાનો છે.' આ વાકયમાંનો 'તે' તે કોણ? કોઇ ત્રીજો પુરુષ કે રમેશ? સબધ જોતા રમેશને માટે એ સર્વનામ વપરાયું છે, તેથી 'તે' ને બદલે 'હું' જોઇએ પરદેશી વાકયરચનાના અનુકરણમાથી આવા દોષ જન્મે છે. એવાં વાકય સદિગ્ધ અર્થના કહેવાય

(૨) વિશેષણ ને વિશેષ્ય વચ્ચે સંબધ ન હોવો:—

'પ્રત્યેક પાત્રોને ચીતર્યાં છે,' 'પ્રત્યેક મનુષ્યો,' 'દરેક રિવાજો' ઇ. આ દોષ બહુ સાધારણ છે.

(૩) અનુસ્વાર ન જોઇએ ત્યા મૂકવો ને જોઇએ ત્યાં ન મૂકવો:—

બહુ થોડા પુસ્તકો-આધુનિક સમયમા પ્રગટ થતાં-આ દોષથી મુક્ત જણાય છે. સ્થળે સ્થળે આ દોષ છવાઇ રહેલો હોય છે. ઉદાહરણ તરીકે:—

'પિતાશ્રીના જીવન તથા સમયનું ચિત્ર,' 'નાણા લેવાતા,' 'એક પગથિઉ નીચલાં પગથિઆં પર,' 'મ્હારાં મનને,' 'મીઠાં સ્વરે,' 'મધ જેવા મીઠા શબ્દો,' 'પોતાનું હૃદય ને શરીર અર્પણ કર્યા હતા,' 'યુરોપખંડ ઘણા ઘણા વિષયોમાં અત્યારે સુધારા તરફ ધસારો કરી રહ્યા છે, પરંતુ કમભાગ્ય છે હિંદુસ્તાનના કે આ દેશોના દાખલા આંખો આગળ છે છતાએ, આપણે બધાં ઘણા વિષયોમાં બહુ જ પાછળ પડી ગયા છીએ,' 'કન્યાના માબાપ,' ઇત્યાદિ.

(૪) જાતિદોષ:—

'તેનુ સિદ્ધાંત,' 'એમનું દેહાંત,' 'હિંદની નૌકાયાન,' 'પાડવોનો સ્વર્ગારોહણ,' 'એ વાતનું ગર્વ' ઇ.

(૫) પરસ્પુરણ દોષો:—

'મ્હારાથી રડાઇ જતુ,'—'જવાતું' જોઇએ. વધારે સારૂં તો 'મારાથી રડી દેવાતુ'

"મ્હારા બને જ્યેષ્ઠ બંધુ,"—'જ્યેષ્ઠ' ને બદલે 'મોટા' જોઇએ 'જ્યેષ્ઠ' સર્વસાપેક્ષ તુલનાવાચક છે.

"અવસ્થાની અસ્થિરતા હવે અનુભવવા લાગી"—'અવસ્થાની અસ્થિરતાનો હવે અનુભવ થવા લાગ્યો' એમ જોઇએ

"મ્હારાથી તો ચીસ પડાઈ જવાય એવું થયુ"—'ચીસ પાડી દેવાય' જોઈએ.

"એટલામા એક યુવતી એમની આગળથી ચાલી ગઇ"—'આગળ થઇ' જોઇએ.

"બાગમાથી પસાર થતા"—'બાગમાં થઇ પસાર થતા—જતા' જોઇએ

"આ સાભળી તે બહુ ખુશી થયો"—'ખુશ થયો' જોઇએ

"બને કાવ્યોમા શાકુન્તલ નાટક વિક્રમોર્વશીય કરતા ઘણે દરજ્જે ચઢે છે"—'બને' નહિ, 'બે' જોઇએ.

"આ બને વાક્યોનો મુકાબલો કરો"—'બને' નહિ 'બે' જોઇએ આ ભૂલ સાધારણ છે

"કામ કરનારા કરતા બોલનારાની વિશેષ અધિકતા દર્શાય છે"—'જણાય છે' જોઇએ

"તેણે કીર્તિ પ્રતિપાદન કીધી"—'સંપાદન કીધી' જોઇએ

"એક વૃદ્ધ રાજાગણી રહેતા હતા"—'કોઈ એક' જોઇએ

"મને એ વાત પ્રસન્ન પડી"—'પસંદ પડી' જોઈએ.

"સો કોઈથી આ બની શકે તેમ નથી, કારણ કે એમ કરવામા ઘણી બુદ્ધિ, ચાતુર્ય, ને શ્રમ પડે છે"—'શ્રમની જરૂર પડે છે' જોઇએ

" યથાવકાશે "—નહિ પણ 'યથાવકાશ' કે 'અવકાશ પ્રમાણે' જોઇએ.

" પુષ્પસેનજી ! દંગા સબધીનો બધો હિસાબ ચુકી ગયો છે ? "—'ચુક-વાઇ ગયો છે ?' એમ જોઇએ.

" પરિસમાપ્તતો "—'પરિસમાપ્ત થતો' જોઇએ. આવાં અશુદ્ધ ક્રિયાપદ બનાવવાનો શોખ વધતો જતો જણાય છે.

(ઘ) વિરામચિહ્નને લગતા દોષો:—

વિરામચિહ્નના ઉપયોગથી લખાણમાં સ્પષ્ટતા સારી રીતે આવી શકે છે. એથી વાક્યોના અર્થ સરળતાથી સમજી શકાય છે, વિચારોનો એક બીજા સાથેનો સબધ સહેલાઇથી ધ્યાનમાં ઉતરે છે, અને કેટલીક વખત લેખકનો મનોભાવ પણ સુગમતાથી જાણી શકાય છે આથી યોગ્ય વિરામચિહ્નનો ઉપ-યોગ લેખમાં થવો આવશ્યક છે

વિરામચિહ્ન મૂકવાના સર્વમાન્ય નિયમો ગુજરાતી ભાષામાં છેજ નહિ, અને જોડણીની પેઠે એવા નિયમો થવાનો સભવ પણ ઓછો જણાય છે. લેખકો પોતપોતાની મરજી પ્રમાણે વિરામચિહ્ન મૂકતા ચાલ્યા જાય છે

વિરામચિહ્નને લગતા દોષો નીચે પ્રમાણેના હોય છે —

(૧) જ્યાં વિરામચિહ્ન જોઇએ ત્યાં ન મૂકવું —

ખાસ કરીને અલ્પવિરામના સંબધમાં આ દોષ થાય છે ગૌણ વાક્યોને અંતે અલ્પવિરામ ચિહ્ન મૂકવું જોઇએ, છતાં ઘણા લેખકો નથી મૂકતા

અલ્પવિરામ ચિહ્ન મૂકવું જોઇએ, છતાં નહિ મૂકેલું એવાં ઘણા ઉદા-હરણો આપી શકાય, પણ તેમ કરવાની કશી જરૂર નથી લાગતી માત્ર એટલું કહેવું આવશ્યક છે, કે દરેક લેખકે એ ચિહ્નનો યથાયોગ્ય ઉપયોગ કરતાં ચોક્કસ શીખવું જોઇએ, અને એનો ઉપયોગ તે પ્રમાણે કરવોજ જોઇએ. એનું કારણ એ છે, કે અર્થ સ્પષ્ટ કરવામાં એ ચિહ્ન અજબ મદદ કરે છે.

(૨) જ્યાં વિરામચિહ્ન ન જોઇએ ત્યાં મૂકવું:—

'પૂર્ણવિરામ' ખોટી જગ્યાએ મૂકવાથી અર્થનો અનર્થ થવા સભવ રહે છે, માટે એ ચિહ્ન મૂકતાં બહુ સભાળ રાખવી જોઇએ.—

'સૌએ સાચું બોલવું. નહિ બોલનાર પાપી ઠરશે.' એમાં પૂર્ણવિરામ 'નહિ' એ શબ્દ પછી મૂકાયુ હોય, તો શો અનર્થ થાય એ સ્પષ્ટ છે આવા પ્રસંગ વિરલ હોય છે.

અલ્પવિરામ યોગ્ય સ્થળે મૂકવાથી જેમ લખાણમાં સ્પષ્ટતા આવે છે, તેમ અયોગ્ય સ્થળે મૂકવાથી કે જ્યાં ત્યાં મૂક મૂક કરવાથી અર્થની ગુંચવણ પણ થાય છે. આથી એનો ઉપયોગ વિવેકથી કરવો જોઇએ.

ખાસ કરીને આ દોષ ગુરુરેખા સંબંધે બહુ થતો જોવામા આવે છે ગુરુરેખા મૂકવી એ આ જમાનાના લેખકોની એક 'ફેશન' હોયની, એવું લાગે છે મુખ્યત્વે કરીને અર્થ સ્પષ્ટ કરવા માટે, કે કંઇ વધારાની અથવા આડી વાત કહેવા માટે ગુરુરેખાનો ઉપયોગ કરવો યુક્ત છે અન્ય સ્થળે ખાસ કારણ વિના એનો ઉપયોગ કરવો એ દોષ છે. ઉદાહરણ—

" હજુ સુધી એ ચેતન—આવ્યુ નથી. "

" આવતી કાલે—યુદ્ધનો કદાચ અંત આવશે "

" પછી ઋષિએ ફરી નદીઓને સ્તુતિ કરી કે—હવે તમે પાછા ભરાઓ, જળથી નાળા ભરો, અને જોસથી વહ્યે જાઓ—જેથી અમે પુષ્કળ ધન-ધાન્ય પામીએ '

' એની–આ સૃષ્ટિને ચલાવનારી–આજ્ઞામા રહીનેજ અમે ચાલીએ છીએ " ઉપરના વાક્યોમા ગુરુરેખાનો માત્ર દુરુપયોગજ થયો છે

બે ગુરુરેખાના ઉપયોગમાં એ વાત ધ્યાનમા રાખવા જેવી છે, કે તેમની વચ્ચેનો ભાગ ઉઠાવી લેવામા આવે, તો પણ વાક્ય સંપૂર્ણ શુદ્ધ રહેવું જોઇએ પહેલી ગુરુરેખાની પહેલાંનો, અને બીજી ગુરુરેખાની પછીનો—એ બે શબ્દો વચ્ચે કેટલીક વાર સંબંધ નથી હોતો એ દોષ છે એમ વાક્ય વાચતા તરત જણાય છે

(૩) એકને બદલે બીજુ વિરામચિહ્ન મૂકવુ:—

આજ્ઞાર્થ વાક્યને અંતે પ્રશ્નવિરામ અને પ્રશ્નાર્થ વાક્યને અંતે આશ્ચર્ય-વિરામ મૂકવાનો દોષ બહુ સાધારણ છે —

' હવે બાકી કોણ રહ્યું !'

" પાર્થિવ વૈભવ ભોગવવાને માટે અબાધિત લાલસા રાખવાથી અને દંભિક, નિર્લજ્જ અન્યાય કરવાથી બીજુ શુ પરિણામ આવે વારૂ !'

" રાજાએ આજ્ઞા કરી કે જાઓ, એને પાણીમા નાખી દો ?" પહેલા બે વાક્યોને અંતે પ્રશ્નવિરામ અને છેલ્લાને અંતે પૂર્ણવિરામ મૂકવુ જોઇએ.

અલ્પવિરામને બદલે ગુરુરેખાનો ઉપયોગ પણ થતો જણાય છે, એમ કરવું પણ દૂષિત લેખાવું જોઇએ.

" વળી કાશી તે–ધર્મ સુધારાના ઉપદેશનું સ્થાન હોવા ઉપરાંત, હિંદુસ્તાનનુ અતિપ્રાચીન કાળથી ચાલતું આવેલું 'વિશ્વવિદ્યાલય' છે "

" કાશીનો ઉપર જણાવેલો ઇતિહાસ જોતા જણાશે કે કાશી તે માત્ર રૂઢ ધર્મનુજ સ્થાન નથી—પણ હિંદુસ્તાનના ત્રણ મોટા ધાર્મિક સુધારાના યુગ—ગૌતમબુદ્ધનુ ધર્મચક્રપ્રવર્તન, શંકરાચાર્યની અદ્વૈત દેશના, અને રામાનંદનો 'ભાષા' મા ઉપદેશ—એ ત્રણેના આરંભ આ સ્થળેથી થાય છે "

પહેલા વાક્યમાં ગુરુરેખાને બદલે અલ્પવિરામ જોઇએ. બીજામા પહેલી ગુરૂરેખાને બદલે અલ્પવિરામ કે અર્ધવિરામ જોઇએ.

આવા બીજા ઘણા ઉદાહરણો ટાંકી શકાય. એક સમર્થ સાક્ષરના લખાણમાંથી એ ઉતારા લીધેલા છે. આધુનિક ગુજરાતી સાહિત્યમાં ગુરુરેખાનો વપરાશ ઘણો વધી પડયો છે, તે એમનુંજ અંધ-અનુકરણ હોવાનો સંભવ મને બહુ લાગે છે

(૪) વિરામચિહ્નનો દુરુપયોગઃ—

એક કરતા વધુ ચિહ્ન મૂકવા, એ વિરામચિહ્નનો દુરુપયોગ છે, એટલુંજ નહિ, પણ જરૂર વિના મૂકવાં એ પણ દુરુપયોગજ છે કવિતામા એકેક સ્થળે ત્રણ ત્રણ આશ્ચર્યવિરામ, અને કેટલીક વાર તો આસપાસ આશ્ચર્યવિરામ ને વચ્ચે પ્રશ્નવિરામ યોજવાની મર્હુમ સા. હરિલાલ ધ્રુવની શૈલી સર્વને સુવિદિત હોવીજ જોઇએ હવે એ પ્રમાણેનો દુરુપયોગ બહુ ઓછો થઈ ગયો છે, છતા એક નહિ ને બીજી રીતના દુરુપયોગ કોઈ કોઈ વાર નજરે ચઢે છે

"આજ તો—આ પૃથ્વીના નકશાની મદદથી—હિન્દુધર્મ એટલુ શું?, એ ધર્મ મૂળ કયા ઉત્પન્ન થયો અને કયાં કયા ફેલાયો?, અને એ કેટલો બધો જૂનો છે?—એટલુ યાદ રાખશો તો બસ છે."

નમ્રતાપૂર્વક કહી શકાય કે આમા વિરામચિહ્નનો દુરુપયોગ થયો છે.

વિશેષમા એ કે કવિતામાં અર્થને અનુસરીને વિરામચિહ્ન મૂકવામા આવે, એ બહુ ઇચ્છવા જોગ છે જુદી જુદી ભાષાના પુસ્તકો જોતા જણાય છે, કે તેમા અર્થને અનુસરીનેજ કવિતામાં વિરામચિહ્નો મૂકાય છે, અને તેમજ થવુ જોઇએ. આપણે તો હજુ એ બાબતમા બહુ પછાત છીએ. કારણ કે આધુનિક થોડા શિષ્ટ કવિઓને બાદ કરતા બાકીના બધા યાન્ત્રિક રીતિએજ કવિતામાં વિરામચિહ્ન મૂકતા જણાય છે

રુઢિ—'જે પ્રસગે જેવી રીતે બોલાતું હોય, તે પ્રસગે તેવી રીતે બોલવુ તેને રુઢિ કહે છે' ટુકમાં કહીએ તો રુઢિ એટલે લાંબા વખતથી ચાલતો આવેલો વપરાશ જુદી જુદી ભાષાઓની જુદી જુદી રુઢિ હોય છે. માટે આપણે આપણી ભાષાની રુઢિ પ્રમાણે લખવુ જોઇએ અગ્રેજી ભાષાના સાહિત્યનો અભ્યાસ વધતો જતો હોવાથી, અને તેમાથી અનુવાદો થતા હોવાથી એ ભાષાની રુઢિ આપણી ભાષામાં દાખલ કરવાના પ્રયત્નો જાણે અજાણે થતા જણાય છે આમ કરવુ એ મોટો દોષ છે. એથી તો ગુજરાતી ભાષા તે ગુજરાતી ભાષાજ ન રહી શકે સ્પષ્ટતાને પણ એથી બહુ હાનિ પહોચે છે.

સાક્ષરશ્રી નવલરામભાઇ એ વિષે આમ લખે છેઃ—

'યાદ રાખવુ કે શબ્દ શુદ્ધ હોય, તોપણ તે રૂઢ ન હોય અરજી ને વિજ્ઞપ્તિ એ બન્ને શબ્દો શુદ્ધ છે, એટલે ગુજરાતીમા વપરાઇ શકે છે, તોપણ પ્રસગ પ્રમાણે

ઉપયોગ કરવો જોઇએ. સરકારમા અરજી કરી એમ બોલવું હોય, ત્યાં સરકારને વિજ્ઞપ્તિ કરી એમ બોલીએ, તો રૂઢિનો મોટો દોષ ગણાય. દહેરૂ, મંદિર, અને દેવલ એ ત્રણે શબ્દના અર્થ તથા વ્યુત્પત્તિ પણ ઘણું કરીને સરખીજ છે. તોપણ રૂઢી પ્રમાણે એ બોલ જે પ્રસંગે બોલાય છે તેજ પ્રસંગે બોલવા જોઇએ મહાદેવનુ મંદિર ગોસાઇજીનુ દેવલ, અને ખ્રિસ્તિનુ દહેરૂ એમ બોલીએ તો શુદ્ધ ગુજરાતી માણસને હસવું આવ્યા વિના રહે નહિ વાક્યરચનાનુ પણ એમજ સમજવુ "

નવલરામભાઇ કહે છે તેમ જો 'શુદ્ધ ગુજરાતી માણસને' હસવુ આવવુજ જોઈએ, તો આધુનિક ગ્રંથોમાંના ઘણાખરા વાચતા તો 'શુદ્ધ ગુજરાતી માણસ' ના ભોગજ મળે! એને મોઢુ બધ કરવાનો વખતજ આવે કે કેમ એ શકા ભરેલું છે આપણે પણ જરા હસીએ —

'સુરતની વ્યુત્પત્તિ માછીવાડમાથી શરૂ થઇ '

'સાભાર સ્વીકારનો વરસાદ વરસાવો દીધો.'

'બીજા માણસોથી જેમની દરકાર નથી લેવાતી એવી જુવાન સ્ત્રીઓને પરિણામેં લાભ આપવા માટે હાલ તુર્ત હુ ખુશમિજાજમા નથી '

'આપણે હવે થાડુ સગીત કરીએ '

'નોકરીઓના દ્વાર ખુલ્લાં કરવામા આવ્યા હતા '

'આ અભિલાષા દેશની બુદ્ધિમાં દઢતાથી મજબૂત થઇ ગઇ છે '

'એક ચોકસ મજલ આપણી સામે આવી ઉભી છે '

'તે ભાગને લગ્નને તે અભિલાષા ટેકાનો દાવો કરે છે '

'આ શકાઓ તેના વિહ્વળ આત્માના કર્ણમા મધમાખીઓ પેઠે ગણગણાટ કર્યા કરતી.'

'શ્યામ કૃતઘ્નતા,' 'અડીયલ જપ,' 'શ્યામ આરસી,' 'વિષયી સુદરતા' ઇ.

'ગોળ હાથ ને નાજુક ઘુટીને લીધે અતિશય અનિવાર્ય થઇ પડે એવી એક અપ્સરા–'

'પણ આ મારો અવાજ સર્વ હાથીઓનો કુદરતી અવાજ છે '

'એનો સુકોમળ સૂર થોડીજ વારમા થવાના એક સમાગમની મિઠાશનુ પૂર્વચિહ્ન હતું '

'મનમાં ઉદ્ગાર કાઢયો ' ઇત્યાદિ

આ સઘળા દૃષ્ટાંતો અગ્રેજી રુઢિના અનુકરણનાં છે હિંદી અને બંગાળી રુઢિના પ્રયોગો પણ આપણી ભાષામા દાખલ થવા માંડયા છે 'મહાશય, આપજ લીજીએ.' 'માસુલી ચીજે ' ઇત્યાદિ એના ઉદાહરણ છે આ ઉપરાત કોઇક લેખક પોપટ પાસે 'ટહુકડા' કરાવે છે, તે પણ રુઢિનો દોષજ છે.

ઉપરના ઉદાહરણોથી સ્પષ્ટ જણાશે કે રુઢિદોષથી સ્પષ્ટતાને હાનિ પહોચે છે. આથી લેખકની શૈલી એવા દોષોથી વિમુક્ત રહે, એ બહુ ઇચ્છવા જોગ છે.

આ પ્રમાણે સ્પષ્ટતા સાધવામા આવશ્યક યથાર્થતા, શુદ્ધિ, ને રુઢિ ઉપરનું વિવેચન પુરૂ થયુ છે. એમા 'શુદ્ધિ' ઉપરનુ વિવેચન કઇક લખાણથી કરવામાં આવ્યુ છે, કારણ કે અશુદ્ધ લખાણ અસ્પષ્ટ બને છે, અને ગુજરાતી ભાષાના આધુનિક સાહિત્યમાં શુદ્ધિ ઉપર બહુ ઓછું લક્ષ અપાતું જણાય છે. વિચારનેજ અગત્ય આપનારા કેટલાકને વ્યાકરણ, જોડણી, શુદ્ધિ, ઇત્યાદિ ઉપર બહુ કંટાળો હોય છે. તેવા પુરુષો એ લાબા વિવેચનથી પોતાના વિચારની યોગ્યાયોગ્યતાની તુલના કરવા કૃપા કરશે એવી આશા છે એક પ્રતિષ્ઠિત સાપ્તાહિકમાં પણ 'શૈલી ને જોડણીની કચ' એવા શબ્દો વાંચવામા આવે, એ ખરેખર ગુજરાતી સાહિત્યની હાલની સ્થિતિ જોતા તો બહુ શોચનીય છે. વળી વિચારને મુખ્ય ગણવાની દલીલ કરનારા ડોળઘાલુઓમાંના ઘણાકના વિચારમા કશો ભલીવાર હોય છે ખરો? એ દલીલદ્વારા પોતાનું અજ્ઞાન ઢાકવાજ પ્રયત્ન કરતા તેઓ નથી જણાતા ?

અતમા એક મહત્ત્વની સૂચના કરી સ્પષ્ટતા ઉપરનુ મારૂ વિવેચન હું પુરૂ કરીશ આ સૂચના એ છે કે ડૉ. ગ્રિઅર્સનના પુસ્તકોમાં ગુજરાતી ગદ્યના જે નમુના આપ્યા છે, તે રુઢિદોષથી ભરપૂર છે. એ શુદ્ધ ગુજરાતી ગદ્યના નમુના છેજ નહિ. એ ગદ્યને માત્ર 'પાદરીશાઈ' કે 'તરજુમીઆ' ગદ્ય કહી શકાય આપણી માતૃભાષાને અન્યાય કરનારી એ વાત નથી? કોઇ સાક્ષર એ અમૂલ્ય ગ્રંથમાથી એ દૂષિત ગદ્ય દૂર કરાવવા કે એના દૂષિતપણાનો સ્પષ્ટ ઉલ્લેખ કરાવવા યત્ન કરી ગુજરાતી ભાષાને ઉપકૃત કરશે ?

## (૨) ઓજસ કે બળ.

ઉપર જણાવી ગયા તે પ્રમાણે યથાર્થતા, શુદ્ધિ, ને રુઢિ ઉપર લક્ષ આપવાથી સ્પષ્ટતા સાધી શકાય છે, પણ સ્પષ્ટ લખાણ કીમતી, અસરકારક, કે રસિક હોયજ એવુ કઇ નથી લેખ કીમતી થાય તે માટે, રસિક થાય તે માટે, સ્પષ્ટતા ઉપરાંત બીજા વધારે ઉંચા ગુણોની તેમા આવશ્યકતા છે એ ગુણો લેખકના વ્યક્તિત્વને લગતા હોય, કે વિચારને લગતા હોય, કે એ વિચાર દર્શાવવાની શૈલીને લગતા હોય વિચારની ઉત્તમતા વિષે વિચાર કરવાનુ આ સ્થાન નથી. અત્રે તો માત્ર તે વિચાર દર્શાવવાની શૈલી વિષેજ આપણે વિચાર કરવાનો છે એ શૈલી ઉપર લેખકના પોતાના વ્યક્તિત્વનો શો પ્રભાવ પડે છે, તે ઉપર પણ ટુકમા પ્રસગોપાત્ત આપણે વિચાર કરીશુ

સ્પષ્ટતા ઉપરાત શૈલીમા બીજો જે ગુણ આવશ્યક છે, અને જે એના કરતા વધારે ઉંચુ સ્થાન ભોગવે છે, તે ઓજસ્ કે બળ છે શૈલીની ધ્યાન આકર્ષવાની અને લાગણીઓ ઉત્તેજવાની જે શક્તિ તેજ ઓજસ્ કે બળ, અને એ ગુણયુક્ત જે શૈલી તે ઓજસ્વી શૈલી, સબળ શૈલી, જુસ્સાદાર શૈલી ઓજસ્વી શૈલીનો લેખ વાંચતા આપણું ચિત્ત તે તરફ વેગથી આકર્ષાય છે, અને તેમા દૃઢ ચોંટી રહે છે. ભાષણકર્તા પોતાના ભાષણને સ્વરના આરોહ ને અવરોહ કે ઉંચાનીચાપણાથી, શબ્દો પરના ભારથી, કે નાનાપ્રકારની અગચેષ્ટાઓથી અસરકારક બનાવી શકે છે, પણ લેખક

આવા કોઇ સાધનનો ઉપયોગ કરી શકતો નથી. લેખકને પોતાની શૈલી સબળ બનાવવા માટે પોતાના ભાષા ઉપરના કાબુ ઉપરજ મુખ્યત્વે આધાર રાખવો પડે છે.

સઘળાં વાક્યોને અસરકારક કે ઓજસ્વી બનાવવાની કશી અગત્ય નથી. કેટલાંક વાક્યો તો માત્ર બીજાના સાહાય્યક હોય છે. તેમના અર્થમા કઇક પૂર્તિ કરવી કે અર્થ સ્પષ્ટ કરવો એજ તેમનું કાર્ય હોય છે. કોઈ પણ લેખમા વિચારના મુદ્દા તેમાંના વાક્યો સાથે સરખાવતા પ્રમાણમા બહુ ઓછા હોય છે. એ મુદ્દા બગબર અને અસરકારક રીતે વાચકના મનમા ઠસાવવા એજ લેખમાના વાક્યોનો ઉદ્દેશ હોય છે. મુદ્દા સ્પષ્ટ રીતે અને સબળ રીતે ઠસ્યા પછી, વાક્યો ભૂલી જવાય તો પણ કશી હાનિ નથી આથી શૈલીની સ્પષ્ટતા વિષે વિચાર કીધા પછી એની સબળતા વિષે આપણે વિચાર કરવાનો છે

ઉપર દર્શાવી ગયા છીએ તે પ્રમાણે શૈલીના વિચારનો એકમ શબ્દ છે શબ્દોની સખ્યા, શબ્દોના પ્રકાર, ને વાક્યમા શબ્દોના સ્થાન ઉપર ઓજસ્વી શૈલીનો આધાર છે એ વિષે હવે આપણે અનુક્રમે વિચાર કરીએ

**શબ્દોની સખ્યા**—લેખકે જેમ બને તેમ ઓછા શબ્દોમા પોતાના વિચાર દર્શાવવા યત્ન કરવો જોઇએ. ઓછા શબ્દો એટલે ઓછા વાક્યો એ સ્વાભાવિક પરિણામ છે. ઓછા વાક્યો વાપરીને વિચાર ક્યારે દર્શાવી શકાય, તે વિષે આપણે વિચાર કરી શકીએ, તે પહેલા વાક્યોના પ્રકાર વિષે ટુકમા આપણે કઇક જાણવુ જ જોઇએ

મુખ્ય ત્રણ પ્રકારના વાક્યો હોય છે સાદા, સયુક્ત, ને મિશ્ર જે વાક્યમા એકજ પૂર્ણ ક્રિયાપદ હોય છે, તે સાદુ વાક્ય છે જેમકે, 'શકુન્તલાને સાસરે વળાવી હુ નિશ્ચિન્ત થયો ' જે વાક્યમા ઓછામા ઓછા બે સ્વતત્ર વાક્ય હોય છે, તે સયુક્ત વાક્ય કહેવાય છે જેમકે, 'શકુન્તલા સાસરે જાય છે, અને અમને સર્વને બહુ ખેદ થાય છે' જે વાક્યમા એક મુખ્ય વાક્ય અને એક કે એકથી વધારે ગાણ વાક્યો હોય છે, તે મિશ્ર વાક્ય કહેવાય છે જેમકે, 'જ્યારે શકુન્તલા સાસરે ગઇ, ત્યારે આશ્રમવાસીઓને બહુ ખેદ થયો.' 'સ્ટીમર જ્યારે એક સ્થળે ઉભી રહી હતી ત્યારે કમલાએ ગામમાથી ભોજનસામગ્રી લઇ આવ, એમ કહી ઉમેશને મોકલ્યો હતો.' એ પણ મિશ્ર વાક્ય છે, કારણ કે એમા એક કરતાં વધારે ગૌણ વાક્યો છે. મિશ્ર વાક્યના બેમાથી એક કે બને કે સઘળા ક્રિયાપદનો વધારો કરનાર ગૌણ વાક્યો આવી મહાવાક્ય બને છે સાધારણ રીતે એવા વાક્યોનો પણ મિશ્ર વાક્યોમાજ સમાવેશ કરવામા આવે છે. જેમકે, "એમ કહેવાય છે કે એક વખત એ નદી કાંઠે ન્હાવા ગયા હતા ત્યા પાણીમા મઘરે એમનો પગ પકડયો, અને એ જોઇ એમના માતા ચીસો પાડવા લાગ્યા, ત્યારે શકરાચાર્યે કહ્યુ "માતાજી, તમે સન્યાસ લેવા દો તો આ મઘર મારો પગ છોડે " તેથી માતાએ તેમ કરવાની હા પાડી, અને મઘરે પગ છોડયો " આ મહાવાક્ય છે, અથવા વધારે ગુચવણભરેલુ મિશ્રવાક્ય છે.

હવે આ જુદા જુદા પ્રકારના વાક્યોના શૈલીના સંબધમાં શા શા ગુણદોષ છે

તે જોઈએ. સ્પષ્ટતા ને સબળતાની દૃષ્ટિએ સાદા, અને સહેલાં સંયુક્ત તથા મિશ્ર વાક્યો બહુ ઉપયોગી છે. વાક્યો જેમ ટૂંકા તેમ સ્પષ્ટ ને સબળ વધારે; પરંતુ એથી ત્રણ અલાભ થાય છે એક તો સૂત્ર-શૈલી ઉદ્ભવે છે, જે સ્પષ્ટતાને બાધક છે. જેમકે, 'સત્ય કુદરત છે, કુદરત સત્ય છે.' 'પ્રેમ જીવન છે, જીવન પ્રેમ છે.' 'ઈતિહાસ તત્ત્વદર્શન છે.' વગેરે આ વાક્યો ટુંકા છે, સબળ છે, પણ સ્પષ્ટ નથીજ. એકેકું વાક્ય સમજાવતા ઘણું ઘણું લખવુ પડે, 'એમના લેખકને પણ તેમ કરવું પડયુંજ છે બીજો એ કે એવા વાક્યોની પરંપરાથી જામતો 'રચના-માધુર્ય' નો પ્રવાહ સતત ન વહેતા તૂટક બની જાય છે જેમકે, કવિવર નર્મદનું પેલુ મહાવાક્ય- એક છે, અનેક છે, નિવર્તે છે, પ્રવર્તે છે, આનંદે છે, એકને અનેક અર્થ છે, એકને અનેક કામ રાજે છે, એકને અનેક ધર્મ પ્રતાપે છે, પ્રેમ પોષે છે, શૌર્ય પ્રકાશે છે, ને જય વિલાસે છે સર્વકાળ શ્રીરંગ!' રસિક કર્ણોને તરતજ સમજાશે કે એમા 'ડોલન' નો પ્રવાહ છે, પણ તૂટક લાગે છે. ત્રીજો અલાભ એ કે એથી લંબાણ થાય છે.

આમ છતાંએ હંમેશા ટુકા ટુકાજ વાક્યો લખાય, એ આશા વ્યર્થ છે. કોઈ પણ શૈલી આગ્રહપૂર્વક એવી માગણી કરી શકેજ નહિ વિચારોની સંકીર્ણતા સાથે વાક્યોની સંકીર્ણતા આપોઆપજ ઉત્પન્ન થવાની, અને પરિણામે લાબા મિશ્ર વાક્યો લખાવાના. લાબા વાક્યોના મુખ્ય બે લાભ છે, એક તો એ કે એથી લાઘવ સધાય છે. ઘણા સાદા વાક્યોને બદલે એક લાંબા મિશ્ર વાક્યથીજ તેજ વિચારો દર્શાવી શકાય છે, કારણ કે સાદા વાક્યોમાના એકેક વાક્યને બદલે લાબા, મિશ્ર વાક્યમા ટુંકા ટુકા શબ્દસમૂહથી કાર્ય સરી રહે છે. બીજો લાભ એ કે રચના-માધુર્ય કે ડોલનનો પ્રવાહ એવા વાક્યોથી સતત વહેતો કરી શકાય છે આ લાભોની સાથે એના અલાભ પણ છે એક એ કે લાંબા વાક્યોથી શિથિલતા પ્રાપ્ત થાય છે, અને વિચારોની સચોટ છાપ પડતી નથી બીજો એ કે લેખક કાબેલ ન હોય, તો લાંબા વાક્યો લખવા જતાં ગુંચવણ થયા વિના રહેવાની નહિ, અને પરિણામે અસ્પષ્ટતા નીપજવાની.

બને પ્રકારના વાક્યોના લાભાલાભના આ પૃથક્કરણમાથી સારાંશ શોધતા આપણે રચના-માધુર્યના લાભાલાભ તો બાજુએજ મૂકવા જોઇએ; કારણ કે ગદ્યનો એ એવો ગુણ છે, કે સામાન્ય લેખકો તો એને સાધી શકતોજ નથી અને સામાન્ય લેખકોનો વર્ગ કંઇ નાનો છે? બાકીના ગુણોની તુલના કરતા એમ લાગે છે, કે પહેલા વર્ગના એટલે સાદા, ને સહેલાં સંયુક્ત તથા મિશ્ર વાક્યો વાપરવા એ બહુ ઠીક છે. એના અલાભો શૈલીને ઓછા હાનિકારક છે; કારણ કે સૂત્ર-શૈલી સમર્થ લેખકજ સાધી શકે છે, અને એવા લેખક વિરલ હોય છે, તથા કાળજીપૂર્વક યોગ્ય શબ્દોની પસંદગી કરવાથી લંબાણ બહુ ઘટાડી શકાય છે, તે વિષે આગળ વિચાર કરવામાં આવનાર છે. બીજા વર્ગના એટલે લાંબાં મિશ્ર વાક્યો વાપરવાં એ બહુ જોખમ ભરેલું છે. અને ગમે તેવી ને ગમે તેટલી સાવચેતી રાખ્યા છતાં, સામાન્ય લેખક વર્ગ એ જોખમમાથી સહીસલામત પસાર થઇ શકતો નથી.

**શબ્દોના પ્રકારઃ**—પણ ઓછી સંખ્યાના શબ્દોથી વિચારો ક્યારે દર્શાવી શકાય ? એ પ્રશ્ન હવે આપણી સમક્ષ આવી ખડો થાય છે. એને માટે ઉપાય એજ છે કે શબ્દો ઉચ્ચ પ્રકારના વાપરવા ઉચ્ચ પ્રકારના શબ્દો કોને કહેવા એ પ્રશ્ન વળી ઉત્પન્ન થાય છે. જે શબ્દો વધારેમાં વધારે અર્થવાચક કે વિચારવાહક હોય તે ઉંચા પ્રકારના શબ્દો કહેવાય. એવા શબ્દોથી પુનરુક્તિ કે પીંજણ થતું નથી, 'અલ્પ સાર બહુ વિસ્તાર'ના દોષમાં પડાતું નથી, નિર્જીવ વિચારો દર્શાવવામાં 'દ્રાવિડ પ્રાણાયામ' કરવા પડતા નથી. સાક્ષરશ્રી કેશવલાલ ધ્રુવ જે શબ્દો લોકભાષામાથી ખોળી ખોળીને વાપરે છે, તેમાંના મોટા ભાગના—બાકીના આ લેખકને મતે લોક ભાષામાં પણ વપરાતા બંધ થએલા હોવાથી અસ્પષ્ટતા ઉત્પન્ન કરનારા છે—આવા ઉચ્ચ પ્રકારના શબ્દો છે ઉદાહરણ આગળ અપાઇ ગયા છે. એવા શબ્દોમાંનો એકેક શબ્દ ઘણા ઘણા શબ્દોનું કાર્ય કરી શકે છે રા નાનાલાલ કવિ પણ નવા શબ્દોનું ઘડતર કરે છે, અને બેશક તેમાના કેટલાક ઉત્તમ અર્થવાચક ને વિચારવાહક હોય છે, છતા તેમની શુદ્ધિ વિષે મને મોટી શકા રહે છે પ્રશ્ન એ થાય છે કે એમ ગમે તે શબ્દો જોડીને સમાસો બનાવાય ખરા ? સસ્કૃત વ્યાકરણનેજ અનુસરીએ તો તો એમના ઉપર જણાવ્યા તેવા સારા શબ્દોમાંના ઘણાક સમાસો અશુદ્ધ ગણાય; છતા ગુજરાતી સ્વતત્ર ભાષા છે, અને એના વ્યાકરણના નિયમો પણ કાઇક સ્વતત્રજ હોવા જોઇએ, એવા વિચારે એ સારા શબ્દો તો ચલાવી લેવા યોગ્ય છે સા આનદશકર પણ એવા વિચારેજ કદાચ એવા શબ્દોને વસતમા વખાણતા હશે રા કવિના બાકીના શબ્દો—સમાસો—તો નથી હોતા શુદ્ધ, નથી હોતા ઉત્તમ અર્થવાચક, કે નથી હોતા ઉત્તમ વિચારવાહક એ તો નિરર્થક ઘડાએલા ડોળીઆ છે, ને કેવળ ત્યાજ્ય છે; છતા અધ અનુકરણે તેમનો વપરાશ થતો જોવામા આવે છે !

નાના નાના સામાસિક શબ્દોનો યોગ્ય પ્રમાણમા ઉપયોગ કર્યાથી પણ વિચાર ટુકમા ઉત્તમ રીતે દર્શાવાય છે, અને લાઘવ સધાય છે એક ઉદાહરણથી એ વાત સ્પષ્ટ થશે 'જેને પુત્ર નથી એવો પુરુષ' એમ કહેવાને બદલે 'અપુત્ર પુરુષ' એમ કહીએ તો તેટલોજ વિચાર દર્શાવાય છે, અને ઓછા શબ્દોથી કાર્ય સરે છે અર્થાત્ લાઘવ સધાય છે, એ દીવા જેવુ સ્પષ્ટ છે

પણ યાદ વાખવુ કે સામાસિક શબ્દો નાના હોવા જોઈએ. લાબા લાબા સમાસો લાઘવ સાધે એ ખરૂ, પણ અર્થને બહુ અસ્પષ્ટ કરી ક્લિષ્ટતા ઉત્પન્ન કરે છે, અને શૈલીને કૃત્રિમ બનાવી મૂકે છે, માટે તેવા શબ્દોથી સાવચેત રહેવું ગદ્યકવિચક્રચક્રવર્તી,' 'સ્વજન્માનુગ્રહપવિત્રિતવસુંધરે.' 'સ્યામતરૂશ્રીભાસ,' ઇત્યાદિ સામાસિક શબ્દોની ભયકરતા વિષે તો શું કહેવુ ?

આપણી ભાષામા પણ મોટા સામાસિક શબ્દો વાપરવાની શૈલી ચાલુ થઇ છે, પણ ઉપર જણાવાઇ ગયુ છે, તેમ એ શૈલી બગાળી કે હિદી ઉપરથી થએલા અનુવાદોમાજ બહુધા જોવામા આવે છે એનું કારણ ઉપર અપાઇ ચૂકયુજ છે. એવા પુસ્તકોના અનુવાદકોને અત્રે એટલીજ વિનતી કરવાની તક સાધુ છુ, કે તેમણે બને ત્યા સુધી એ પુસ્તકોમાંના સામાસિક શબ્દો એમને એમ આપણી ભાષામાં ન ઉતા-

રવા. તેમને તોડી સરલ શબ્દો બનાવવા તસ્દી લેવી, અને જે બની શકે તો આપણી ભાષાના સાદા શબ્દોનોજ ઉપયોગ કરવો. આમ કહેવું સહેલું છે, પણ અમલમાં મૂકવું કેટલું મુશ્કેલ છે, તેનો આ લેખકને જાતિઅનુભવ છે. છતાં લેખક ધારે તો એ દિશામા ઘણી સફળતા સાધી શકેજ, એમ હીંમતથી કહી શકાય

સામાન્ય અર્થના વાચક શબ્દોને બદલે વિશિષ્ટ અર્થના શબ્દ વાપરવાથી પણ લાઘવ સધાય છે, ને તેથી વાક્યો ટુંકા થઇ શૈલી બળવાન થાય છે 'રસ્તે જતાં મને એક માણસ મળ્યો, તે માદાની દવા કરવાનો ધંધો કરતો હતો' આમ કહેવાને બદલે 'રસ્તે જતાં મને એક વૈદ મળ્યો' આમ કહેવાથી અર્થ સુંદર રીતે સરી રહે છે, અને વાક્ય ટુંકુ થાય છે આમ છતા સામાન્ય અર્થ-વાચક શબ્દ પણ કોઇ વખતે લાઘવ સાધવામા બહુ મદદગાર થઇ પડે છે 'કૉલેજનો સમય થઇ જવાથી મેં સત્વર ધોતીઉં બદલ્યુ, પહેરણ પહેર્યું, ડગલો પહર્યો, પાઘડી મૂકી, અને તરતજ કૉલેજ તરફ રવાના થયો' આમ કહેવાને બદલે 'કૉલેજનો સમય થઇ જવાથી મેં સત્વર કપડા પહેર્યાં અને તરતજ કૉલેજ તરફ રવાના થયો' આમ કહેવું ઉપરનીજ દૃષ્ટિએ વધારે સારૂ છે

આમટે મેળે સામાન્ય અર્થ-વાચક શબ્દો વિશિષ્ટ અર્થ-વાચક શબ્દો જેટલા વાચકને પ્રિય નથી થઇ પડતા નવલકથાઓ લોકોને વધુ પસંદ પડે છે, અને ગીતા જેવા મહાબોધપ્રદ ગ્રન્થો ઓછા વચાય છે, તેનું કારણ એજ છે કે ગીતા સામાન્ય શબ્દોમા સામાન્ય સૂત્રો સમજાવે છે, અને નવલકથાઓ વિશિષ્ટ વ્યક્તિઓને લગતી વાતો વિશિષ્ટ શબ્દોમા જણાવે છે આમ છતા એટલુ તો કહેવુંજ પડશે, કે સામાન્ય શબ્દોમા સિદ્ધાતો દર્શાવવાનુ કાર્ય બહુ ઉંચી બુદ્ધિશક્તિ ને ભાષાશક્તિથીજ બની શકે એવું છે

આલંકારિક શબ્દો વાપરવાથી પણ લાઘવ સધાય છે એ પ્રકારે વપરાએલા શબ્દો અમુક અર્થનુ સૂચન કરે છે, તેથી તે અર્થ શબ્દોદ્વારા દર્શાવવાની જરૂર રહેતી નથી ભાષામા એવા કેટલાએ શબ્દો આપણે વાપરીએ છીએ, છતા આપણે જાણતા પણ નથી કે એ આલંકારિક શબ્દો છે ઉદાહરણ તરીકે-'કેરી અમૃત જેવી મીઠી છે,' 'દીકરો તો રત્ન જેવો રૂપાળો છે' (ઉપમા) 'આ છોકરો તો બાહુક છે' (રૂપક પ્રેમાનંદના નળાખ્યાનનો બાહુક) 'ભાઇ તો જાણે મોટા રાજા!' (ઉત્પ્રેક્ષા) 'મગન તે મગન' (અનન્વય) 'ભાઇ હીરા, તું તો ખરેખર હીરોજ છે!' (વ્યાજસ્તુતિ) 'ડાહ્યો તે ડાહ્યો જ છે' (શ્લેષ) 'કયા રાજા ભોજ ને કયા ગાંગો તેલી' (વિષમ) 'આજ હાથ રળિઆમણા,' 'આખુ ખાતું સડી ગયુ છે,' (લક્ષણા) ઇત્યાદિ ઇત્યાદિ પ્રયોગો આપણે નિત્ય કર્યાં જઇએ છીએ, છતા અલંકાર જાણીને નહિ ભાષાના શબ્દોમા એવી ખુબી આવીજ ગઇ હોય છે, કે જેથી તે એવા આલંકારિક કે લાક્ષણિક અર્થ દર્શાવી શકે છે એવા શબ્દો કંઇ શીખ્યા શીખાતા નથી, મહાવરાથી તે આવડીજ જાય છે, ને જાણેઅજાણે વપરાયા કરે છે. મહાવરો કરવા માટે ગદ્યપદ્ય કે નાટકનાં સુંદર સુંદર પુસ્તકો વાચવાની બહુ અગત્ય છે.

છતાં શૈલીના વિચારમાં બે અલંકારો ઉપર તો ખાસ લક્ષ આપવુંજ જોઇએ. એ બે તે ઉપમા ને રૂપક. "બે પદાર્થો વચ્ચે ચમત્કારી સાદશ્ય વર્ણવ્યું હોય તો ઉપમાલંકાર થાય છે" ઉપમાલંકારના ચાર અંગ છે ઉપમેય, ઉપમાન, સામાન્ય ધર્મ, ને ઉપમાવાચક શબ્દ. 'આ સરોવરનું પાણી અમૃત જેવું મીઠું છે.' એ વાક્યમાં 'પાણી' એ ઉપમેય છે, 'અમૃત' ઉપમાન છે, 'મિઠાશ' એ સામાન્ય ધર્મ છે, અને 'જેવું' એ ઉપમાવાચક શબ્દ છે જ્યારે ચારે અંગ આપ્યાં હોય, ત્યારે પૂર્ણોપમા અલંકાર થાય છે એમાંનુ એકાદ અંગ ન આપ્યું હોય, તો લુપ્તોપમા અલંકાર થાય છે 'તું બાહુક જેવો છે' એ વાક્યમાં સામાન્ય ધર્મ ન જણાવેલો હોવાથી અલંકાર લુપ્તોપમા છે. જ્યારે "એક પદાર્થને બીજા પદાર્થના જેવો વર્ણવ્યો ન હોય, પરંતુ તેને બીજા પદાર્થનો આરોપ કર્યો હોય, બીજો પદાર્થજ છે એમ કહ્યું હોય," ત્યારે રૂપક અલંકાર થાય છે. 'તે છોકરો બાહુક છે.' એમાં છોકરાને બાહુક સાથે સરખાવ્યો નથી, પણ છોકરાને બાહુકનું રૂપ આપ્યું છે–અર્થાત્ બાહુકમાં જે જે ગુણો હતા તે તે ગુણો છોકરામાં છે, માટે છોકરો બાહુક–રૂપ છે, એમ વર્ણવવામાં આવ્યું છે. ટુંકમાં છોકરા ઉપર બાહુકનો આરોપ કરવામાં આવ્યો છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણેના શબ્દો વાપરવાથી શૈલીમાં લાઘવ મેળવાય છે ટુંકા વાક્યોમાં ઘણો વધારે અર્થ દર્શાવી શકાય છે, તેથી શૈલી સબળ થાય છે પણ બહુ અર્થ–વાચક શબ્દો વાપરી વાક્યોને સૂત્ર–રૂપ બનાવી દેવાં નહિ ઉપર જણાવી ગયા છીએ, તેમ 'ઇતિહાસ તત્વદર્શન છે' જેવા વાક્યોથી અસ્પષ્ટતા ઉત્પન્ન થાય છે, અને શૈલીના વિચારે અસ્પષ્ટતા એ કંઇ નાનોસુનો દોષ નથી. સબળતા સાધવાને વાક્યો ટુંકા કરવા જતાં અસ્પષ્ટતા પેસી ન જાય, એ ખાસ યાદ રાખવું

*શબ્દોની ગોઠવણ*—શૈલીમાં ઓજસ્ કે બળ લાવવા માટે વાક્યોમાં શબ્દોની ગોઠવણ ઉપર લક્ષ આપવું જોઇએ તેના તેજ શબ્દોની બીજી રીતની ગોઠવણથી શૈલી સબળ બની વિચારોની સજ્જડ છાપ વાચકના મન પર પડે છે. એ વાત આગળના ઉદાહરણોથી વધારે સ્પષ્ટ રીતે સમજાશે

(અ) સ્થાન—વાક્યમાં કેટલાક સ્થાન એવા હોય છે, કે જ્યાં શબ્દ મૂકવાથી વાક્ય સબળ બને–કહો કે તે શબ્દોમાં અનેરૂ બળ આવે આવા સ્થાન બે છે. વાક્યનો આરંભ ને અંત. તેમાં પણ આરંભ કરતાં અંત વધુ અગત્યનું સ્થાન ગણી શકાય. આથી એ સ્થાનોમાં જે શબ્દ મૂકવામાં આવે છે, તેનામાં એના સ્થાનને લીધે વિશેષ બળ આવે છે. વાક્યનો મધ્ય ભાગ, એ બળના સંબંધે બહુ ઓછી અગત્યનું સ્થાન છે.

વાક્યનો પહેલો શબ્દ દર્શનની સાથેજ વાચકના નેત્રને આકર્ષે છે, અને તેના મન પર સજ્જડ છાપ પાડે છે એની અસર, આગળ જતાં આવતો દરેક શબ્દ નવી અસર કરે છે, પણ તે પછી આવતો શબ્દ આગલાની અસરને ઝાંખી કરે છે એ વિચારતાં, પ્રમાણમાં વધારે સ્પષ્ટ રહે છે. આમ કોઈ શબ્દને વધુ સારૂં સ્થાન આપવા જતાં તેની પછી લાંબા શબ્દસમૂહો કે વાક્યો આવતાં દૂરાન્વય દોષ થવાનો ભય ઉત્પન્ન થાય છે ખરો, પણ એવા વાક્યોની કે સમૂહોની વહેંતી રચના કરવાથી એ ભય બહુ ઓછો

થાય છે. આપણા નામદાર શહેનશાહના ઢંઢેરાનું પહેલુંજ વાક્ય અને તેના પહેલા શબ્દો 'પાંચમા જ્યૉર્જ' આનું ઉદાહરણ છે. બીજું ઉદાહરણ લઇએ—'રવીન્દ્રનાથ ટાગોર હિંદમાતાના પનોતા પુત્ર, એશિઆના કવિકુલ-શિરોમણિ, છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌મા હાજરી આપવા પધાર્યા છે' આ વાક્યમાં 'રવીન્દ્રનાથ ટાગોર' એ શબ્દોને એમના સ્થાનને લીધે જે અગત્ય વાક્યમા પ્રાપ્ત થઈ છે, તે સ્પષ્ટ છે. આથી ઉલટું શબ્દોની, શબ્દસમૂહોની, કે ગૌણવાક્યોની કાળજીપૂર્વકની ગોઠવણથી લેખક એવો રસ ઉત્પન્ન કરી શકે, કે છેક છેલ્લા શબ્દ સુધી તે વહેતોજ રહે. આમ થવાથી એ રસને લીધે વાક્યની જે અસર એકત્રિત થતી ચાલી આવી હોય છે, તે સઘળી છેલ્લા શબ્દને એના સ્થાનને વિષે પ્રાપ્ત થાય છે ઉદાહરણ તરીકે 'પ્રાપ્ત કરો એક અનેરો સદ્‌ગુણ, આત્મ—શ્રદ્ધા.' એ વાક્યને તપાસો 'આત્મશ્રદ્ધા' શબ્દનુ બળ તમે સહજ અનુભવશો બીજું ઉદાહરણ લઇએ—'વિરોધીઓને કહેવું હોય તે કહે, બોલવુ હોય તે બોલે, કરવુ હોય તે કરે, અમારૂ એકજ લક્ષ્ય છે, સ્વરાજ્ય' આ વાક્યમાના 'સ્વરાજ્ય' શબ્દનું બળ કેટલું છે, તે સુજ્ઞ તરતજ સમજી શકશે કોઈ કહેશે કે 'આત્મશ્રદ્ધા' 'સ્વરાજ્ય' એ તો શબ્દજ એવા છે, કે જે મનુષ્યના મન ઉપર અજબ અસર કરે. એમા સ્થાનને શું છે? પણ એમ નથી સ્થાનને લીધે પણ તેમને એ વાક્યોમા બળ પ્રાપ્ત થએલું છે, અર્થાત્ તેમના બળમા વૃદ્ધિ થએલી છે. એમ છતા એક સાદો શબ્દ લઈ તપાસીએ કે સ્થાનને લીધે તેને બળ પ્રાપ્ત થાય છે કે નહિ 'પુત્ર શબ્દ લઈએ. એ સાધારણ શબ્દ છે એને વાક્યમા ગોઠવીએ 'આ જગત્‌મા એકજ વસ્તુની તેને અપેક્ષા છે, એકજ વસ્તુને માટે તેનુ હૃદય રાતદિન તલસ્યા કરે છે, એ વસ્તુ તે પુત્ર' કોણ ના કહી શકશે કે 'પુત્ર' શબ્દને એ વાક્યમા, એના સ્થાનને લઇને બળ નથી પ્રાપ્ત થયુ?

(ચ) સામાન્ય પદવિન્યાસમાં ફેરફાર —

જ્યારે સાધારણ રીતે શબ્દોને વાક્યમા પ્રાપ્ત થતા સ્થાનમાં ન મૂકતા અન્ય સ્થાને મૂકવામા આવે છે, ત્યારે તેઓ આશ્ચર્ય કે કંઇક નવીનતાની લાગણી ઉત્પન્ન કરી વાચકનુ ધ્યાન ખેંચે છે, અને એ રીતે પોતાના અર્થ ને વપરાશની વાચકના મન ઉપર દઢ છાપ પાડી શકે છે. પદવિન્યાસના સામાન્ય ક્રમમાં નીચે મુજબના ફેરફારોથી વાક્યો અસરકારક બનાવી શકાય —

(૧) કર્તા પહેલાં ક્રિયાપદ —

'નથી જોઇતું અમારે તમારૂ ડહાપણ, જોઇએ છે કામ અમારે તો.'
'છે આવા નિર્દોષ આનંદો તમારામા ?'

(૨) કર્તા પહેલાં ક્રિયાપૂરક.—

'મોટી છે શક્તિ તે પરમકૃપાળુ પ્રભુની.'
'અનંત છે સાગર આ દુઃખરૂપ સંસારનો.'

(૩) કર્તા પહેલાં કર્મઃ—

'તમને હું ઓળખું છું, ને મગનને હું ઓળખું છું, લુચ્ચાના સરદાર છો બન્ને.'
'જ્ઞાન હું જાણું છું ને વિજ્ઞાન હું જાણું છું, પણ માત્ર જાણવાથી શું વળે?'

(૪) વિશેષ્ય પછી વિશેષણ —

'આખ સારી, પણ માંહી કીકીજ ન મળે'
'વાતો ડાહી ડાહી કરે છે, પણ ક્રિયામા શૂન્ય'

(ક) પુનરાવૃત્તિ —એકજ શબ્દની, શબ્દસમૂહની કે વાક્યની પુનરાવૃત્તિ તેની પોતાની અસરમાં વૃદ્ધિ કરે છે, એટલુંજ નહિ, પણ આખા વાક્યના સમગ્ર અર્થની છાપ પણ મન ઉપર ખરુ સચોટ રીતે પાડે છે —

(૧) શબ્દોની પુનરાવૃત્તિ —

(ક) નામની.

'આશા બાળકને હોય છે, આશા મોટાને હોય છે, આશા રાયને હોય છે, આશા રકને હોય છે, આશા સ્ત્રીને હોય છે, આશા પુરુષને હોય છે (નિવૃત્તિવિનોદ)
'ચન્દ્રિકા કોને શાન્તિદા નથી! ચન્દ્રિકા કોને આનન્દપ્રદ નથી! ચન્દ્રિકા કોને સુખકર નથી!' (નિવૃત્તિવિનોદ)

(ખ) સર્વનામની·—

'પેલાનું સ્વાતન્ત્ર્ય, પેલાનુ સત્ય, પેલાનુ દ્રવ્ય, પેલાની ખેતી, પેલાની વાછના-ઓ, પેલાનુ સદ્‌ભાગ્ય, પેલાનુ સાચવેલું બધુ—એ બધુજ ગયુ' (એજન)
'એનો મધુર કઠ, એની મધુર શબ્દરચનાઓ, એની સબળ ચેષ્ટાઓ, બોલવામા શબ્દો પર સ્થળે સ્થળે મુકાતા એના આકર્ષક ભારો, વાક્યોના એના આરોહ–અવરોહો—એ બધાની એકતાનતા સારામા સારા સગીત કરતા પણ મનને ને કર્ણને વધારે મોહક લાગે છે" (એજન)

(ગ) વિશેષણની:—

'સારો દેખાવ, સારા કપડા, સારી રીતભાત, સારૂ બોલવુ, સારૂ ચાલવુ—એ બધુ સારૂ, પણ સારૂ ચારિત્ર?'
'કંઈક વાંધો છે, કંઇક ખટપટ છે, કંઇક ગુંચવણ છે.' (નિવૃત્તિવિનોદ)

(ઘ) ક્રિયાપદની:—

'કલ્પો ને તમે સુધારશો, કલ્પો ને તમે વધશો, કલ્પો ને તમે સુખી થશો. (એજન)
'તેનામાં બળ નથી એમ નથી.' એ 'ન'કારથી એક 'હ'કાર થયો છે.

(ṣ) નામયોગી અવ્યયની:—

'સાથે ઊઠવું, સાથે બેસવું; સાથે હરવું, સાથે ફરવું, સાથે ખાવું, સાથે પીવું;— બધું સાથે, છતાં આ કલહ શે ?'
નામયોગીની સાથે 'જ' આવી વિશેષ બળ ઉત્પન્ન કરેછે. 'માટેજ તેને પાછળ પડવું પડે છે, માટેજ તેને અપમાન સહન કરવું પડે છે, માટેજ તેને મહા-મહા દુઃખ વેઠવું પડે છે.'

(ચ) ઉભયાન્વયી અવ્યયની:—

'કવિ એ સુધારક નથી પણ તેથી વિશેષ છે. કવિ એ ગુરુ નથી પણ તેથી વિશેષ છે, કવિ એ ઉપદેશક નથી પણ તેથી વિશેષ છે.' (નિવૃત્તિવિનોદ)
ઉભયાન્વયી 'અને' ની પુનરાવૃત્તિથી ખાસ કરીને વાક્ય ગંભીર ને વજનદાર બને છે—'આટલેથી જ તે અટક્યો હોત તો જાણે ઠીક, પણ આતો તેણે સઘળી વાત લખી કાઢી, અને તેની સાફ નકલ તૈયાર કરી નાખી, અને તે છાપનારને સોંપી દીધી, અને તેના પ્રૂફ્સ વાચી કાઢયાં, અને જગતમાં તેને છેકજ હલકો પાડવા માટે એક દિવસમાંજ તે પ્રસિદ્ધ કરી દીધી.'

(છ) ક્રિયાવિશેષણ અવ્યયની —

'હવે સ્વતંત્રતાના આદર્શો હવાઇ કિલ્લા લાગે છે. હવે સાહસમાં મૂર્ખાઇ જ જણાય છે હવે નોકરી કરવી એટલે ડાહી રીતે જીવન ગુજારવું એવું કંઇક લાગે છે.' (એજન)
"ત્યારે સાહિત્યની સ્થિતિ પણ કેમ ઉજ્જવલ બનતી નથી તે માલૂમ પડશે ત્યારે કંઇક નવું, કંઇક પ્રોત્સાહક બળ સાહિત્યમાં રેડીશું. ત્યારે આપણે ચુંથાયલા ચિથરેહાલ વિષયો ઉપર ખાયલા ખાયલા ગાણાઓના ગીતોથી સંતુષ્ટ ન થતા સમાજને જાગ્રત કરે, તેમાં નવું ચેતન આણે એવાં ઉત્તમ કાવ્યો બનાવીશું ત્યારે સાહિત્યમાં હતોહતીના પ્રેમગુંજનોમાંજ આપણે મસ્ત નહિ બનીએ, પણ સમાજના આધુનિક પ્રશ્નો ઉકેલવાના શ્રમોને સાહિત્યના મીઠા ઝરણાથી હરી લઇશું ત્યારે જીવન કલહના સંતપ્ત ક્ષેત્રમાં ઉન્નત ભાવનાઓનો ધોધબંધ વરસાદ વરસાવીશું ત્યારે આપણે આપણું સાહિત્ય આપણા જીવનને અનુરૂપ બનાવીશું" ( નિવૃત્તિવિનોદ )

(૨) શબ્દસમૂહોની પુનરાવૃત્તિ:—

(ક) જે માણસને વહેલા ઊઠવાની ટેવ હોય છે, જે માણસને સાચું બોલવાની ટેવ હોય છે, જે માણસને ગુણ ગ્રહણ કરવાની ટેવ હોય છે, તેને નજીવી બાબતોનો વિચાર કરવા પડતાજ નથી' (એજન)

(ખ) 'ક્યાં છે આપણામાં પરસ્પરનું ભોળપણ? ક્યાં છે આપણા સમાજોમાં ઐક્ય ભાવ? ક્યાં છે પ્રાચીન સમય જેવી ધાર્મિક શ્રદ્ધા? ઇ.' ( એજન )

(૩) વાક્યની પુનરાવૃત્તિ:—

(ક) 'હું ઇચ્છું છુ કે આપણે બધાંજ ચંદ્રિકામાં ભટકીએ. હુ ઇચ્છુ છુ કે ચદનીમાં રમતગમતના પ્રસગો આપણા સમાજમા વધે. હુ ઇચ્છુ છુ કે માણેકઠારીનો આનદ માત્ર ખાવાપીવામાજ પરિપૂર્ણ ન થાય ×××' (એજન)

(ખ) "ખરી વાત છે કે કોઇ સ્ત્રી 'વ્યાકરણ ભાષ્ય' કે 'શાકુન્તલ' કે 'માઘ'ની રચનારી થઇ નથી ખરી વાત છે કે કોઇ સ્ત્રીએ 'રાવણ' કે 'જરાસધ' કે કસને માર્યો નથી, કે સમુદ્રમા 'સેતુ' બાધ્યા નથી ખરી વાત છે કે તેમણે ભૂગોલ, ખગોલ કે રસાયણ શાસ્ત્રના શોધ કર્યા નથી, પણ તેઓએ આ સર્વ કરતા ઉત્તમ ને મહત્તમ કામ કરેલું છે, કેમકે તેમનાજ ખોળામાથી એ બધુ સાધનારા પુરૂષોના બલ ઉદ્ભવ્યા છે, તેમનાજ પ્રેમામૃતથી આગ્રહવાળા સત્ સ્ત્રી પુરૂષ પુષ્ટ થયા છે–તેજ સર્વ કરતા મોટી કરામત છે" (ચારિત્ર)

(૪) કોઇ સત્યની દૃઢ સ્થાપના માટે શબ્દ કે શબ્દસમૂહની પુનરાવૃત્તિ —

(ક) હુ છુ તે તો છુજ.

(ખ) મ જે લખ્યુ છે, તે તો લખ્યુ જ છે

ઉપરના ઉદાહરણોમા શબ્દ, શબ્દસમૂહ, કે વાક્યની પુનરાવૃત્તિ થએલી છે, શૈલીમા બળ આણવા માટે અથવા કોઇ સત્યને વધુ સબળ રીતે સ્થાપવા માટે તે થએલી છે હેતુ વિનાની માત્ર પુનરાવૃત્તિ તે દોષ છે, અને તે માત્ર લેખકની અશક્તિજ દર્શાવે છે —

' આવી વસ્તુના ઘણા ઉપયોગ થઇ શકે તેનો ચલાણા તરીકે ઉપયોગ કરી શકાય, અને તેવી જરૂર ન હોય તો પ્યાલા તરીકે ઉપયોગ કરી શકાય. એ ઉપરાત એના બીજા ઘણા ઉપયોગ સર્વને આપોઆપ સૂઝી આવશે "

આ વાક્યમા 'ઉપયોગ' શબ્દની પુનરાવૃત્તિ થઇ છે, પણ તે માત્ર લેખકની નબળાઇ દર્શાવે છે આ ઉપરથી જણાશે કે માત્ર પુનરાવૃત્તિ એ દોષ છે

આ ઉપરાત નીચેની રીતોથી પણ વાક્યમા ઓજસ્ કે બળ આણી શકાય છે —

(૬) ઉદ્ગાર.—આ અને એ પછી આવતા 'પ્રશ્ન'મા કદાચ ધ્યાન આકર્ષવાની સૌથી વધારે શક્તિ છે અને જ્યારે એની પછી આવતા વિચારોમા કઇ શક્તિ હોય છે, ત્યારે તો એની અસર આબાદ થાય છે.

(ક) "અહો ! ચારિત્રની કેટલી અસર છે કે મરણ પછી એક છાયા માત્રમા પણ આટલુ બલ તે આરોપે છે" (ચારિત્ર)

(ખ) "હા ! જ્ઞાનની વૃદ્ધિનુ કેવુ માઠું પરિણામ !" (નિવૃત્તિવિનોદ)

જ્યારે પુનરાવૃત્તિ અને ઉદ્ગાર બન્ને સાથે હોય છે ત્યારે બળ ઘણુ વધે છે —

"ગરીબ બિચારો મનુષ્ય! કેટલા બધા મનુષ્યો એવા હશે કે જેઓ વય બદલાતાં વિચારના તરંગો બદલે છે! કેટલા બધા મનુષ્યો વય બદલાતા પોતાનેજ મૂર્ખ માનતાં શીખે છે! ઇશ્વર આવી નબળાઇમાંથી આપણું રક્ષણ કરો!" (નિવૃત્તિવિનોદ)

(ક) પ્રશ્નઃ—

વાક્યોની સાદી પરંપરા ચાલી જતી હોય, તેમાંથી વચ્ચે એકદમ પ્રશ્ન પૂછતાંજ વાચકનું મન તરતજ જાગૃત બની જાય છે, અને ઉત્તર આપવાની તેને પ્રેરણા થાય છે. વક્તાઓ એ રીતિનો બહુ ઉપયોગ કરે છે ભાષણમા કે લેખમાં એકાએક પ્રશ્ન પૂછવામા આવે તો તેની અસર ન્યારીજ થાય છે

"આમ આત્મલક્ષી દષ્ટિએ જોવાયલો ઇતિહાસજ ઉપયોગી છે બાકી તો દુનિયાની હજારો હકીકતો જાણી તેઓ શુ ને ન જાણી તોએ શુ. શા માટે સ્મરણ શક્તિને ખોટી તસ્દી આપવી જોઇએ?" (નિવૃત્તિવિનોદ)

પ્રશ્નપરંપરાથી છેવટનો સિદ્ધાંત બહુ સબળ રીતે સાબીત કરી શકાય છે— "ક્યા છે આપણામાં પરસ્પરનું ભોળપણ? ક્યા છે આપણા કુટુંબોમા

× × વિશુદ્ધ સબંધો? ક્યા છે આપણામાં પવિત્ર પ્રેમલગ્નો? × × ક્યા છે ઐક્યભાવ? ક્યા છે પ્રાચીન સમય જેવી ધાર્મિક શ્રદ્ધા? તો પછી સર્વદેશીય ભ્રાતૃભાવની ઉચ્ચ ભાવના તો શબ્દ માત્રમાજ રહી છેને? જો આ બધુ નથી, તો છે તે નથી જેવુ જ છે, એટલુ જ નહિ તે ખોટુ છે, તે હાનિકારક છે" (નિવૃત્તિવિનોદ)

(ઢ) 'ટુંકમા,' 'તાત્પર્ય કે,' 'સારાંશ કે,' ઇત્યાદિ શબ્દો કે શબ્દસમૂહો વાક્યના આરંભમા આવી ગએલા ઘણા વિધાનો કે દલીલોનુ તેમનાથી પુનરાવર્તન થાય છે, કે તેમનો સાર એ વાક્યમા જણાવાય છે આ એવી સ્પષ્ટ બાબત છે, કે એને ઉદાહરણોથી સાબીત કરવાની જરૂર નથી

વિશેષમા કહેવતો ને નાના ટુચકાઓનો ઉપયોગ કર્યાથી પણ શૈલી સબળ બને છે, એટલે જે વિચાર દર્શાવવાના હોય તે અસરકારક રીતે દર્શાવી શકાય છે

ઉપર જણાવેલી રીતિઓ વડે શૈલીમા ઓજસ્ કે બળ લાવી શકાય છે, પણ એ ઉપરાત એક વસ્તુ એવી છે, કે જે શૈલીમા અતિબળ પૂરી શકે છે. એ વસ્તુ તે લેખકનુ આત્મબળ. આત્મબળવાળા લેખકની શૈલી કૃત્રિમ પ્રયત્નોનો આશ્રય લીધા વિના પણ અતિબળવાન હોવાની. એનું આત્મબળ એની શૈલીમા એવુ બળ લાવવાનુ—એ પોતાના વિચારો દઢતાપૂર્વક નિડરપણે એવી રીતે દર્શાવવાનો—કે તેની અસર વાચક ઉપર આબાદ થવાનીજ મહાત્મા ગાંધીજીનું બીજી કેળવણી પરિષદ્નું ભાષણ એની ઉત્તમ સાબીતી છે, પણ એવા લેખકો તો વિરલ"

## (૩) માધુર્ય.

લેખમા વિચારો ઉત્તમ પ્રકારના હોય, શૈલી સ્પષ્ટ ને સબળ હોય, છતાં લેખ વાચકને રુચિકર ન લાગે એ બનવા જોગ છે, બેશક, ક્લિષ્ટ, કરતા સ્પષ્ટ ને મોળી કરતા સબળ શૈલીનો લેખ વાચકને વધુ રુચે, છતા લેખ વાચતા વાચતાજ વાચકનુ મન રાજી રાજી થઇ જાય, એવુ એ બે ગુણવાળી શૈલીથી ન બની શકે એ કાર્ય શૈલીના એક વિશિષ્ટ ગુણનું છે અને એ ગુણને માધુર્ય કહેવામા આવે છે સુદર શબ્દોની કાળજીપૂર્વક કરેલી રચના વાચતા વાચકના કર્ણમા એક પ્રકારની સુરાવટ જામતી જાય છે એ સુરાવટની એવી તો મધુર અસર થાય છે કે વાચક લેખ વાચતા વાચતા ડોલી જાય છે શૈલીના જે ગુણને લઇને આવુ બને છે, તે ગુણ તેજ માધુર્ય શૈલીના માધુર્યથી વાચકનું ચિત્ત પ્રસન્ન પ્રસન્ન થઇ જાય છે અને અર્થરસ પરિપુષ્ટ થવાથી વાચનને અતે વાચકને પરમ સતોષ ઉત્પન્ન થાય છે અર્થની સાથે માધુર્યને બહુ ઓછી લેવાદેવા છે એ ખરૂ, છતા શૈલીમા માધુર્યની ઉણપને લીધે અર્થની અસર વાચકના મન ઉપર ઓછી થાય છે એ નિર્વિવાદ વાત છે

શૈલીને મધુર બનાવવા માટે મુખ્ય ત્રણ વસ્તુ ઉપર લક્ષ આપવુ આવશ્યક છે વૈવિધ્ય, પ્રક્રમ, ને સવાદ. એમાના દરેક વિષે ટુકમાં હવે આ તગે વિચાર કરીશુ

વૈવિધ્ય—વૈવિધ્ય એટલે વિવિધતા, જુદાપણુ વિવિધતા સૌ કોઇને ગમે છે એક ને એક વાત વારવાર સાભળતા કે વાચતા કોણ કટાળતુ નથી ? એજ પ્રમાણે એકનો એકજ શબ્દ કે સરખા ઉચ્ચાર થાય એવા શબ્દો વારવાર વાચવામા આવતા વાચકને કટાળો આવી જાય છે એકજ પ્રકારના વાક્યોની પરપરા પણ એવીજ અવિવિધતાની અસર ઉત્પન્ન કરે છે અને વાચકને કટાળો આપી થકવી નાખે છે ઉપર જણાવી ગયા છીએ તેમ ટુકા ટુકા વાક્યોની પરપરાથી શૈલી સબળ બનાવી શકાય, પણ એથી માધુર્યનો પ્રવાહ તૂટક થઇ જાય છે લાબા વાક્યોથી માધુર્ય-પ્રવાહ સીધો, એક સરખો વહેવડાવી શકાય છે, તો અર્થની શિથિલતા ઉત્પન્ન થવાનો ભય ઉત્પન્ન થાય છે

આમ ન થાય એનો ઉપાય એજ છે કે લેખકે પોતાની શૈલીમા વૈવિધ્ય આણવુ. એક ને એક શબ્દ વારવાર વાપરવો નહિ, તેમજ સરખા ઉચ્ચાર થાય એવા શબ્દો વારવાર વાપરવા નહિ જુદા જુદા તેજ અર્થના શબ્દો વાપરવા જ્યારે લેખકનો શબ્દકોષ પૂરતો હશે, ત્યારેજ તે આમ કરી શકશે વળી વાક્યોમા પણ એકલા લાબા વાક્યો ન વાપરતા લાબા ને ટુકા બને જાતના વાક્યોનુ યોગ્ય પ્રમાણમા સમિશ્રણ કરવુ આથી માધુર્યનો પ્રવાહ ઘડીમા ઉતાવળો તો ઘડીમા ધીમો, ઘડીમા વાક લેતો તો ઘડીમા સીધોજ ધસતો-એમ વિવિધ રીતે વહેવડાવી શકાશે

ઉપર આપણે ત્રણ પ્રકારના માધુર્ય-પ્રવાહ વિષે વિચાર કર્યો એમને અનુક્રમે ત્રણ પ્રકારના જલ-પ્રવાહ સાથે બહુ સારી રીતે સરખાવી શકાય એક તો વહેળાના પ્રવાહ પેઠે તુટક થઇ જતો ટુકા ટુકા વાક્યોની પરપરામા વહી શકે છે તે બીજો

સીધી એક સરખા મંદ વેગે વહેતી નદીના જેવોઃ લાંબા લાંબાં વાક્યોની પરંપરામાં વહી શકે છે તે. ત્રીજો ઉતાવળો થતો ને ધીમો પડતો, સીધોજ ન વહેતાં આડા-અવળા વાંક લેતો, મહાનદના પ્રવાહ જેવો લાંબાટુંકાં વાક્યોની પરંપરામાં વહી શકે છે તે.

(૧) "જ્યહાં વૃક્ષોને નિરંતર પુષ્પ આવે છે, ઉન્મત્ત મધમાખીઓ ગુંજારવ કરતી હોય છે, દિવસે સૂર્યના સખત કિરણો પ્રવેશ કરી સકતાં નથી, રાત્રીએ કર્પૂરથી સુગન્ધમય થયેલા ચંદ્રકિરણો પડયાથી ચંદ્રમણિમાંથી અમી ઝરે છે, પીરોજી સરોવર શ્વેત રૂપેરી હંસની હાર્યથી ભરપૂર છે, નીલમણિનાં પગથિયાં ઉપર મયૂરો ગર્જના સાભળીને ઉશ્કેરાઇને કળા કરીને નૃત્ય કરે છે, રાત્રિને સમયે યુવતીઓ પોતાના પ્રેમી પુરુષોને મળવાને ગુપ્ત રીતે જાય છે તેમને અંધકારમાં માર્ગ દર્શાવવાને વીજળી-ના ચમકારા થાય છે અને શ્યામ વાદળાં ઉપર લસણિયા મણિના જેવું ઇન્દ્રધનુષ્ય નિરંતર ઝળકી રહે છે, સ્ફટિકમણિની અગાશીઓ ઉપર પ્રેમી યુગલો એક બીજાની પ્રેમપૂર્ણ મુખમુદ્રાનુ પ્રતિબિમ્બ ગતા દ્રાક્ષારસના પ્યાલામાં જોઇને હાસ્ય કરે છે, દક્ષિણમાંથી ચંદનના વનમાંથી સુગન્ધમય થઈને આવતા પવનોનો એ યુગલો શ્વાસ લે છે, સમુદ્ર વ્હલોવીને કાઢેલા રત્ન એક બીજા ઉપર ફેંકીને રમે છે, નદીઓના કિનારાની રેતી સુવર્ણરજની બનેલી છે, રૂપેરી માછલીઓ પકડવાને કિનારા ઉપર બેઠેલા શાન્ત બગલાની હાર્ય પાસે થઇને નદી ધીમી ધીમી વહે છે, પુરૂષો સત્યજ બોલે છે, યુવતીઓનો પ્રેમ અચળ હોય છે અને કમળ કદી પણ સુકાતા નથી, તેવી આપે સ્વપ્નામાં કદી પણ ન જોયેલી ભૂમિમાં હું આપને લઇ જઇશ."

(૨) "કેમકે, જે મ્હારે મન આ સંસારમાં સાર હતો, જેને લીધે આ સંસારમાં યથાર્થતા હતી તેના ગયા પછી, સ્વપ્ન, ચન્દ્રિકા, સરોવરના પાણીમાં પ્રતિબિમ્બ, છાયા, વગેરેની પેઠે હું પણ શૂન્યતામાં લુપ્ત થઇ જઇશ કારણ હું તો ફક્ત તમારા રૂપે જે દેહ અસ્તિત્વમાં છે, ત્હેની જોડી, ત્હેની નકલ, ત્હેનો પ્રતિધ્વનિ નહિ તો બીજી કોણ છું? તમારી ધ્રુવ અને અરૂંધતી, તમારી રતી અને રાધા, તમારી ચક્રવાકી અને ક્ષેત્રભૂમિ, તમારી શક્તિ અને યુગ્મરૂપ થવું તે શું મારૂં કર્તવ્ય અને મારો ધર્મ નથી? તમારા પ્રેમના પર્વતથી મ્હને વલોવશો તો દૂધના સમુદ્રની પેઠે, મારામાંથી મારૂં સત્ત્વ ત્હમને મળશે અને તમને જણાશે કે પતિવ્રતા સ્ત્રી તે સૌંદર્યનું નવનીત, યૌવનનો મદ્ય, આનંદનો મધુર રસ, હાસ્યનું લવણ છે અને તે સમુદ્રના મોજાના ફીણમાંથી ઉદ્‌ભવ પામે છે હું તમને અમૃતરૂપ, કર્પૂરગન્ધરૂપ, કમલરૂપ અને માધુર્યરૂપ થઈશ અને તમાંગ જીવનનું તત્ત્વ અને રસ બતાવીશ પછી તમે કબુલ કરશો કે મારા વગર તમારૂં જીવન શૂન્યતાથી ભરપૂર અર્થ વગરના શબ્દ અને ચન્દ્ર વગરની રાત્રિ જેવું હતું."

આ બે વાક્યોમાં વહેતા પ્રવાહની તુલના કરવાથી ઉપરનું કથન સુજ્ઞો સહજ સમજી શકશે.

ઉપર જણાવ્યા પ્રમાણે લાંબા ટુંકા વાક્યોના સંમિશ્રણમાંજ માધુર્ય–પ્રવાહ વધુ

સારી રીતે વહી શકે છે; તો એ સંમિશ્રણ શા પ્રમાણે કરવું ? અર્થ ને ભાવના આરોહ–અવરોહ પ્રમાણે એ મિશ્રણ કરવું જોઇએ આગળ સંવાદના વિભાગમાં આ ઉપર વધુ વિસ્તારથી વિવેચન થઇ શકશે.

**પ્રક્રમ**—પ્રક્રમ એટલે એકધારી રચના સુંદર શબ્દોની વહેતી વાક્ય–રચનાથી વર્ણનનો આરંભ કર્યો હોય તો તે તેવી ને તેવીજ ઠેઠ અંત સુધી ચાલી જવી જોઇએ. ક્રમમાં રચના એકધારી જોઇએ 'એકધારી શૈલી' તે પણ એનુજ નામ

પ્રક્રમ–ભંગથી માધુર્ય–પ્રવાહને બહુ હાનિ પહોંચે છે સુંદર વહેતા જલપ્રવાહમા પત્થર પડવાથી જેમ ક્ષુબ્ધતા ઉત્પન્ન થાય છે, તેમ વૈવિધ્ય ભરી વહેતી વાક્ય રચનામા કર્ણકટુ શબ્દો કે કઠોર રચના આવી પડવાથી થાય છે 'મૃગલો' 'મુએલો' 'કરોળીઆ' 'ભાયડો,' 'કાડુ' ઇત્યાદિ એવા શબ્દો છે જેમની કર્ણેન્દ્રિય માધુર્ય–પ્રવાહની લહેજત અનુભવવા ટેવાએલી હોય છે, તેમને તો એવા બીજા ઘણા શબ્દો આર્વાચીન ગુજરાતી સાહિત્યના વાચનથી મળી આવશે કઠોર રચના વાળા વાક્યો પણ એવીજ રીતે પ્રાપ્ત થઇ શકશે સુદર વહેતા વાક્યોની પરંપરામા માધુર્યનો પ્રવાહ જામી રહ્યો હોય છે, ત્યા એકાએક એકાદ વાક્યની રચના એવી તો કઠોર આવી જાય છે, કે તેથી રસભંગ થઇ જાય છે રસિક પુરુષોને એ મહા દુઃખનો વિષય થઇ પડે છે

ખુબી એ છે કે એવા પુરુષો લેખકને એવો શબ્દ કે એવું વાક્ય બતાવે, છતા એ દોષ તેના ધ્યાનમા ઉતરતોજ નથી આમ થાય એ કેવળ સ્વાભાવિક છે, કારણ કે જ્યા કર્ણેન્દ્રિય કેળવાએલીજ નથી ત્યા એ દોષ શી રીતે સમજાય ? કર્ણેન્દ્રિય કેળવાએલી હો તો તો એ દોષ થવા સંભવજ બહુ ઓછો વાપરવા ખાતરજ અમુક શબ્દ કે અમુક કઠોર રચનાનું વાક્ય વાપરે તોજ એ દોષ થાય ઉદાહરણ તરીકે —

"કારણકે, અન્યની આંખો નીલ હોય છે, પણ તારી વધારે નીલ છે, અન્યના ઓઠ રાતા હોય છે, પણ તારા વધારે રાતા છે, અન્યની ભ્રકુટી કાળી હોય છે, પણ તારી વધારે કાળી છે, અન્યનું હાસ્ય ધોળુ હોય છે, પણ તારૂં, અહા ! તારૂં હાસ્ય તો બરફના ચોસલા જેવું અથવા તાજી કુમુદની કળીના દળ જેવું ધોળુ ફટક છે કાળા કાળા કેશ હોય છે ખરા, પણ તારા કેશ તો મધરાત જેવા કાળાભમર છે, ઘણીએ સ્ત્રીઓના પગ નાજુક હોય છે, પણ તારા પગને કોઇ પહોચે નહિ અને અહા ! મારી નજરે પડેલી કોઈ પણ સ્ત્રીના કરતા તારા ભુજ કોમળ ને ગોળ છે, કટી મોહક છે, પ્રોત્તુંગ, પ્રોત્સર્પી, સંનિહિત, વિમુખ ઔર ઉરોજો ઉન્નત ને ઉદ્દીપક છે, છતા પગલું ધીમું છે, ગતિ મનોહર છે, કંઠ મૃદુ ને મધુર છે, હાસ્ય મીઠું છે, મન ભોળું ને આનંદી છે, અને હૃદય કદાચ કઠણ છે"

આ વાક્યમા પ્રક્રમભંગ ક્યા ક્યા થાય છે, તે રસિક પુરુષો સહજ સમજી શકશે.

આ દોષ ન થાય તે માટે કેટલાક સ્થૂળ નિયમો ઘડી શકાય એવા છે, પણ નિયમો તે બિચારા શું કરે ? સૌથી શ્રેષ્ઠ માર્ગ તો એજ છે, કે કર્ણેન્દ્રિયને કેળવવી.

ઉત્તમ ગદ્યપદ્યનાં પુસ્તકો વાંચવાથી, સંસ્કાર હશે તો જતે દહાડે કર્ણેન્દ્રિય કેળવાશે, અને એ દોષ પારખી કહાડવાની શક્તિ પ્રાપ્ત થશે.

સંવાદ:—માધુર્યને પોષનારા ત્રણે ગુણમાં સંવાદ એ મુખ્ય છે વૈવિધ્ય ને પ્રક્રમ સંવાદને જ પોષનારા છે, અને સંવાદમાથી માધુર્ય ઉત્પન્ન થતું હોવાથી માધુર્યના અંગભૂત ગણાય છે. વધારે ઉંડા ઉતરી વિચાર કરતાં જણાય છે, કે સંવાદ એજ કવિતાનુ જન્મસ્થાન છે, તથા ગદ્યને શ્રેષ્ટતા અર્પનાર ગુણ પણ સંવાદજ છે સંવાદ એ બુદ્ધિનો વિષય નથી, કર્ણેન્દ્રિયનો વિષય છે

આ 'સંવાદ' તે શું ? સૌ કોઇ સુજ્ઞ જાણે છે, કે નાદ મનુષ્યના નાભિપ્રદેશ આગળ થી ઉત્પન્ન થઇ કંઠદ્વાર વાટે જુદા જુદા વાણીસ્થાનોને વધારે ઓછો સ્પર્શ કરતો બહાર આવે છે એ નાદ કે સ્વરનુ ઉચ્ચારણ મોટુ હોય કે નાનું હોય, અર્થાત્ ગુરુ હોય કે લઘુ હોય. લઘુગુરુ સ્વરની માત્રા જુદી જુદી હોય છે લઘુની એક, ને ગુરુની બે આ ઉપરાત પ્લુત ઉચ્ચાર પણ હોઇ શકે છે, તેની માત્રા ત્રણ હોય છે એ નાદમાથીજ જુદા જુદા વર્ણો એટલે સ્વર અને વ્યંજનો ઉત્પન્ન થાય છે વ્યંજનોમા લઘુગુરુ સ્વરો મળવાથી થતા બારાખડીના અક્ષરો એ ઉચ્ચારના એકમો છે સ્વરો પોતે પણ ઉચ્ચારના એકમો ગણાય છે વ્યંજન અને સ્વરના સંયોગથી ઉત્પન્ન થતા વાણીના એકમો તેમાના સ્વર પ્રમાણેજ લઘુગુરુ ગણાય છે નાદમાથી જન્મ પામતા ઉચ્ચારના આ એકમો જ્યારે સુસંયોગપૂર્વક પ્રકટે છે, ત્યારે મનુષ્યની કર્ણેન્દ્રિયમાં નાદની–સ્વરની એક પ્રકારની સુરાવટ જામી જાય છે એ સુરાવટ તેજ સંવાદ.

ઉપર જણાવ્યા પ્રમાણે સંવાદ ઉત્પન્ન થવામા વાણીના એકમોનો સુસંયોગ થવો જોઇએ. પણ કેટલાક વર્ણો જન્મથીજ એવા છે, કે તેઓ એ સંવાદમા ક્ષતિ ઉત્પન્ન કરે છે 'ટ', 'ઠ', 'થ', ઇત્યાદિ, એના ઉદાહરણ સુપ્રસિદ્ધ છે આથીજ સંવાદમા એવા વર્ણથી બનેલા શબ્દોનો પ્રયોગ ક્ષતિકર નીવડે છે

સુરના એકમ તે લઘુગુરુ સ્વર છે, અને ઉચ્ચારના એકમ તે સ્વરો અને બાગાખડીના વર્ણો છે

કવિતાનો જન્મ સંવાદમાંથીજ થાય છે સુરના એકમોની સંવાદયુક્ત યથેચ્છ ગોઠવણ, તેજ આપણા છંદના એક ચરણનુ બીજ છે આ બીજરૂપ ચરણનો આત્મા સંવાદ હોવાથી, બેશક, એમા ગેયત્વ પ્રવેશ પામવાનુ એ બીજરૂપ ચરણમા અર્થ તથા ભાવને અનુલક્ષી વાણીના એકમો પુરાય છે, ત્યારે છંદનો એક ચરણ બને છે. એવા એકજ સરખા ઘણા ચરણોની પુનરાવૃત્તિ તેજ કવિતા. આ કવિતાના ચરણો એક સરખા હોવાથી એમના બીજમા રહેલું ગેયત્વ વિકાસ પામતા એમનુ ગાન થવાનું અને સાથે 'તાલ' પણ પડવાનો સ્વર તૂટે નહિ માટે 'યતિ' પણ તેમા પ્રવેશ કરવાનો આ કવિતા તે આપણી ગેય કવિતા, એમાં આપણા માત્રામેળ છંદનો સમાવેશ થવાનો અને તદુપરાંત ભજનો, પદો ઇત્યાદિનો પણ એમાંજ સમાવેશ થવાનો. ભજનો અને છંદોના ગેયત્વમાં પણ ભેદ પાડી શકાય. ભજનો ઇત્યાદિ સુગેય છે, અને છંદો ગેય

છે, એમ કહેવામાં કશું ખોટું નથી લાગતું. આનો મુખ્ય આધાર જે બીજરૂપ ચરણની આપણે ઉપર વાત કરી છે, તેના સંવાદ ઉપર છે.

અક્ષરોના મેળ ઉપર લક્ષ રાખીને પણ ઉપરના જેવાજ ચરણો બનાવી શકાય. એમના એકમ અક્ષર હોવાથી તે વધારે સ્થૂળ છે, અને તેથી તેમનામા ઉપર જણાવેલા ચરણો કરતાં ઓછુ ગેયત્વ આવવાનું આવા ચરણો વિવિધ રીતના અને વિવિધ માપના બનાવી શકાય જેમાં અક્ષરોની ગોઠવણ અમુક એક સવાદ જામે એવી રીતે કરવામા આવી હોય, એવા એક માપના એક ચરણની પુનરાવૃત્તિ, તેજ આપણો એક અક્ષરમેળ છદ આવા ઘણા છદો બની શકે એ સ્પષ્ટજ છે, કારણ કે ચરણોની લબાઇ જુદી જુદી લઇ શકાય કેટલાક છદો ટુકા ચરણવાળા કેટલાક લાંબા ચરણવાળા, અને કેટલાક વધારે લાબા ચરણોવાળા હે.વાન. અક્ષરમેળ છદોના ચરણોની લબાઇ પિંગળમા જોતા એ વાતની ખાત્રી થશે, ગેયત્વ પણ એ છદોમાં એકસરખુ ન હોવાનુ કારણ, કે ચરણોની યોજનામા કેટલાક ચરણો એવા બનવાના કે જે સ્હેલાઇથી ગાઇ શકાય અર્થાત્ ગેય હોય, ત્યારે કેટલાક ચરણોમા સવાદ એટલો જામવાનો કે તેમાં ગેયત્વ થોડુ ને બહુ થોડુ પ્રવેશ પામવાનુ અક્ષરમેળ છદોમાના કેટલાક વધારે ને કેટલાક ઘણાજ ઓછા ગાઇ શકાય છે, તેમને ગાવાની જરૂરજ પડે એમ હોતુ નથી, તેનુ કારણ આજ છે

ભાવ અને અર્થયુક્ત અક્ષરોથી ( શબ્દોથી ) રચાએલા આવા એક અક્ષરમેળ ચરણની પુનરાવૃત્તિ તેજ આપણા એક અક્ષરમેળ છદની કવિતા ગેયત્વ એમા હોવાનુ. ગેયત્વની સાથે તાલ અને યતિ પણ હોવાનાજ ઉપર જણાવી ગયા છીએજ, કે બધા છદોમા ગેયત્વ સરખુજ નહિ હોય કેટલાકમા તો તે એટલા પ્રમાણમા હોય, કે તેને ગાવાની જરૂર પડેજ એમ ન બની શકે સાક્ષરશ્રી બળવરાય કહે છે, તેમ 'પૃથ્વી છદ' એવો છે

ઉપર જણાવ્યા પ્રમાણે તેમ કવિતાના અક્ષરમળ ચરણો અનેકવિધ બનાવી શકાય વળી તે ગેય બનાવી શકાય, કે લગભગ અગેય બનાવી શકાય આવો એક લગભગ અગેય—જો કે સવાદયુક્ત—ચરણ લઇ તેની માત્ર પુનરાવૃત્તિજ કરવાને બદલે જરૂર પડે તેમ તેની લબાઈમા વધારો ઘટાડો કરી નવા ચરણો ઉત્પન્ન કરી—એવા ચરણો સાથે સાથે ગોઠવી આપણે એક નવીન રચના કરી શકીએ, અને એ રચનામા અર્થ ને ભાવ પુરતા એ એક નવીન પ્રકારની કવિતાની કૃતિ બની રહે આ ચરણોની વધતી ઓછી લબાઇ કવિતાના અર્થ તથા ભાવના આરોહ–અવરોહને અનુસરતી હોવી જોઇએ. યતિ તેમા આવશે, પણ સુગેય કે ગેય ચરણોમા આવે છે, તેમ નિયમિત નહિ જે થોડામા થોડુ ગેયત્વ, સવાદને લઇને તેમા આવશે, તેના ઉપર દૃષ્ટિ રાખી તેને પોષવા એનુ સ્થાન નક્કી કરવામાં નહિ આવે, પણ અર્થ અને ભાવ એ બનેને અનુલક્ષી એનુ સ્થાન નક્કી કરવામા આવશે અને ત્યા વિરામચિહ્ન મૂકાશે આવી નૂતન રચના તે અગ્રેજી 'બ્લૅંક વર્સ' ને લગભગ મળતી થશે લગભગ મળતી કહેવાનુ કારણ 'બ્લૅંક વર્સ' મા 'પ્રયત્ની ઠોક' હોય છે, તે આમા હોવા સભવ નથી, કારણ કે ગુજરાતી ભાષાના બધારણમા 'પ્રયત્ન' નુ તત્ત્વ લગભગ નહિ જેવુંજ છે

કવિતા સંબંધીના આ વિવેચનથી જણાશે, કે ઝડઝમક ને પ્રાસાનુપ્રાસ એ કવિતાના આવશ્યક અંગ નથી. બેશક, હોય તો સારાં, પણ ન હોય તો તેથી કવિતાને કશી હાનિ પહોંચવાની નહિ

આ ઉપલક દૃષ્ટિએ કરેલુ વિવેચન કવિતાની મીમાંસા કરવા માટે નથી, પણ માત્ર સંવાદની અગત્ય દર્શાવવા માટે છે. એનાથી વાચકને સવાદ ઉપરજ કવિતાનો આધાર છે, કવિતાનુ માધુર્ય સવાદમાજ રહેલુ છે, એટલું સમજાય તો બસ છે

આમ સંવાદ એજ પદ્યરચનાનો પિતા છે, અને તેથીજ પદ્યમા માધુર્યનો ઝરો સતત વહ્યો જાય છે. પણ ગદ્યમા એ સ્થિતિ નથી. ગદ્યનો આધાર સવાદ ઉપર ન હોવાથી એમા માધુર્યનો ચાલુ વહેતો પ્રવાહ ન અનુભવી શકાય એ ખુલ્લું છે છતા ઉત્તમ ગદ્યરચનાઓમા વચ્ચે વચ્ચે એ સવાદ જામી રહે છે, ત્યારે માધુર્યનો વહેતો પ્રવાહ અનુભવાય છે ગદ્યનો એ માધુર્ય–પ્રવાય કે 'ડોલન' શુ છે, તે વિષે હવે ટુકમા વિચાર કરીએ

ઉપર છાંદસ રચનાઓના બધારણની ઉપલક તપાસમા આપણે જોયુ હતુ, કે અમુક લબાઇનુ સવાદયુક્ત ચરણ તે એવી રચનાઓના વિચારમા એકમ છે આપણા અક્ષરમેળ ને માત્રામેળ છદોમા બધા એકમ સરખા જ હોય છે 'બ્લૅંક વર્સ' જેવી રચનાઓમાં એકમો લાબાટુકા હોય છે. પણ આ સૌ કરતા ગદ્યના એકમની લબાઇનો વિચાર કરવો, એ બહુ મુશ્કેલ છે. છતા બોલાતા ગદ્યમા એકે શ્વાસે જેટલુ સગવડપૂર્વક બોલી શકાય તેને યોગ્ય રીતે એકમ કહી શકાય એ એકમને અર્થમા સાથે જતા શબ્દો કે શબ્દ-સમૂહોમા વિભાગી શકાય લેખ મોટેથી વાચતા આવા વિભાગો સહેલાઇથી સમજી શકાય છે. વળી લેખી ગદ્યમાં નજર પડતાની સાથે આખ જેટલો ભાગ ગ્રહણ કરી શકે, તેટલા ભાગને પણ એકમ કહી શકાય. જો એકમ સબધી આ વિચાર ખરો હોય, તો વક્તા કે વાચકની શક્તિ ઉપર ગદ્યના રચના–માધુર્યનો ઘણો આધાર રહેવો જોઇએ એથીજ નાના બાળકો જેમને રચના–માધુર્યનું કશુ ભાન હોતું નથી, તે જે લેખ શબ્દે શબ્દે વાચે છે, તેજ લેખ ગદ્યના રચના–માધુર્યથી સુપરિચિત શિષ્ટ વાચક તેના અર્થ પ્રમાણેના ઘટતા આરોહ–અવરોહ સાથે, યથાયોગ્ય લાબાટુકા વિરામો સાથે, અને છાજતો ભાર દઇને વાચે છે, અને પરિણામે ગદ્યના માધુર્ય–પ્રવાહમા હિંદોલા ખાતો જણાય છે.

કથનાત્મક સવાદોમાં આવો માધુર્ય–પ્રવાહ વહેવો શક્ય નથી, છતા કોઇક સ્થળે તે વહેતો જણાય પણ છે ટુકા ટુકા સબળ શૈલીના વાક્યો પણ માધુર્ય–પ્રવાહને યોગ્ય નથી છતાં એમા પણ અપવાદ હોય છે. કવિ નર્મદના 'એક છે, અનેક છે,' એ મહાવાક્યમા પ્રવાહ વહેતો અનુભવાય છે.

આ સઘળા ઉપરથી જણાશે કે ગદ્ય–રચનાઓના માધુર્યના–નિયમ શોધવા સહેલા નથી એક તો એ પ્રવાહ વિરલ પ્રસગોએ વહેતો અનુભવાય છે, અને જ્યા અનુભવાય છે, ત્યા પણ એનું નિયમન કરતા તત્ત્વો શોધવાં બહુ અઘરા છે એક અગ્રેજ વિદ્વાને એને લગતા જે નિયમો તારવ્યા છે, તે આ પ્રમાણે છે:—

"વહેતા વાક્યોના જુદા પાડેલા શબ્દો કે શબ્દ-સમૂહોના વર્ણોની સખ્યામા બહુ તફાવત હોતો નથી, તેઓ તૂટક હોતા નથી કે ગુચવણીઆ હોતા નથી, નિયમિતપણાનુ કઇક ભાન થાય એટલા એકમની પરપરા સાથે આવે છે. આ નિયમિનતા પરિચ્છેદે પરિચ્છેદે કે વાક્યે વાક્યે પણ બદલાતી જાય છે."

ઉપર ઉતારેલા ત્રણે વાક્યો વાચી જોવાથી આ નિયમોની ખાત્રી થશે આમ ગદ્યમા પણ સવાદ અગત્યની વસ્તુ છે

આ પ્રમાણે ગદ્યપદ્યમા સવાદની અગત્ય વિષે, અને વૈવિધ્ય તથા પ્રક્રમ એ સવાદને કેવી રીતે પુષ્ટ કરે છે, તે વિષે યથાશક્તિ ટુકામા મે મારા વિચાર દર્શાવ્યા ગદ્યપદ્યમા વહેતા માધુર્ય-પ્રવાહનો આધાર એ સવાદ ઉપરજ છે, તે પણ દર્શાવ્યુ

શૈલીના ત્રણ મુખ્ય ગુણો વિષે વિચાર કરી, હવે એક વિશિષ્ટ તત્ત્વ, જેની અસર શૈલી ઉપર ઘણી થાયજ છે, તેનો વિચાર કરીએ.

### શૈલી પર લેખકના વ્યક્તિત્વની અસર.

અત્યાર સુધીમાં આપણે શૈલીના જે ગુણો વિષે વિચાર કર્યો તે સઘળા સામાન્ય ગુણ છે, અને પ્રયત્ન કે અનુભવથી દરેક મનુષ્યને શક્તિના પ્રમાણમા ઓછાવત્તા પ્રાપ્ત થઇ શકે છે. પણ હવે શૈલીના એક એવા ગુણ વિષે વિચાર કરવાનો છે, કે તે મેળવ્યો મેળવાતો નથી, શીખ્યો શિખાતો નથી, ને શીખવ્યો શીખવાતો નથી એ ગુણ તે લેખકના પોતાના વ્યક્તિત્વની શૈલી પર થતી અસર છે શૈલી પર લેખકના વ્યક્તિત્વની અસર થયા વિના કોઇ પણ દિવસ રહેતી નથી આપણે 'અમુક શૈલી ને તમુક શૈલી' એમ જ્યા કહીએ છીએ, ત્યા શૈલીના એ વિશિષ્ટ ગુણ ઉપર નજર રાખીનેજ કહીએ છીએ. ગિબન યથાર્થ કહે છે કે —

"The style of a man should be the image of his mind but the choice and command of language is the fruit of experience"

ભાવાર્થ —મનુષ્યની શૈલી એ તેના મનની પ્રતિમા હોવી જોઇએ પણ ભાષા-શબ્દો-ની પસદગી અને તે ઉપરનો કાબુ એ તો અનુભવનુ ફળ છે

આ ઉપરાત વળી વિશેષ એ કે કોઇ પણ મનુષ્ય પોતાની શૈલીનો ત્યાગ કરવા ધારે, તોપણ તે તેમ કરી શકતો નથી કરી શકે પણ શી રીતે? વ્યક્તિત્વનો ત્યાગ શક્ય હોય, તો શૈલીનો ત્યાગ પણ શક્ય હોય ફ્રૂડ (James Anthony Froude) કહે છે કે —

"Style is not like a coat that can be put off, but like the skin an essential part of the living organisation".

ભાવાર્થ —શૈલી એ કાઢી નાખી શકાય—જેનો ત્યાગ કરી શકાય-એવા ડગલા જેવી નથી, પણ ચામડીના જેટલીજ અગત્યનો જીવતા દેહનો એ એક ભાગ છે

"The style is the man" એ વચનનો ભાવાર્થ પણ ઉપરનાને સપૂર્ણ મળતોજ છે.

જગતના સાહિત્યમાંથી એવા પણ દાખલા મળી આવે છે, કે લેખકોએ પોતાની ચાલુ શૈલીનો પરિત્યાગ કરવા પ્રયત્ન કરેલો, પણ તે નિષ્ફળ ગએલો ગંભીર કે સાધારણ ગમે તેવા લેખમાં સમર્થ લેખક પણ પોતાની શૈલી છુપાવી શકતો નથી.

ઉપરના વચનોનો મર્મ સમજી આપણે આપણા સાહિત્યમાં દીર્ઘકાળથી ચર્ચાતા એક પ્રશ્નનો કદાચ ઝટ નિકાલ આણી શકીએ સૌ કોઇ જાણે છે, કે મહાકવિ પ્રેમાનંદના કહેવાતા નાટકો અને તેના ઓખાહરણ, મામેરૂ, નળાખ્યાન, ઇત્યાદિ કાવ્યોની શૈલી કોઇ પણ રીતે એક નથી. તો પછી એ નાટકો પ્રેમાનંદના છે એમ કહીએ, તો પ્રેમાનંદ અમુક વખતે માથુ વેગળુ મૂકી બીજુ માથુ ચઢાવી લખતા હતા, એમ કહેવા જેવું થાય પણ પ્રેમાનંદમા એવી કોઈ શક્તિ હોવાનો શોધ હજુ સુધી થયો જણાતો નથી આથી એમ કહેવુ જોઇએ, કે એ નાટકો પ્રેમાનંદના નથી, પણ માથુ વેગળુ મૂકી પ્રેમાનંદને નામે પોતાની કૃતિઓ ચઢાવી આપનાર કોઇ અન્ય લેખકના છે નહિ?

શૈલીના મુખ્ય ગુણોનો વિચાર કરી, શૈલી ઉપર લેખકના પોતાના વ્યક્તિત્વની શી અસર થાય છે તે જોઈ, હવે આપણે શૈલીના પ્રકાર અને શૈલી શી રીતે સુધારી શકાય, એ બે વિષે વિચાર કરવાને યોગ્ય સ્થિતિમા આવ્યા છીએ. પરંતુ આ નિબંધનુ કદ મોટુ થઈ જવાથી અને એને ફરી વાચી જવા જેટલો સમય પણ ફાજલ રહેલો ન હોવાથી, એ વિષયને ભવિષ્યમા યોગ્ય અવકાશ પ્રાપ્ત થતા છેડવાનુ ધારી, હાલ તો હુ આટલેથી જ અટકુ છુ

મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે હુ મનુષ્ય છુ, માટે હુ પણ ભૂલને પાત્ર છુ જો કોઇ વિદ્વાન મને મારા દોષ બતાવી સુધારવાની તક આપશે, તો હુ તેમનો અત્યંત આભારી થઇશ

અંતમા એટલી જ યાચના છે કે —

"ગુજરાતી ભાષાના જય શ્રીરંગ બિરાજો."

ટ્રેનિંગ કૉલેજ-ક્વૉર્ટર્સ, અમદાવાદ
તા ૨૯—૩—૨૦

માણેકલાલ કાલિદાસ ભટ્ટ.

# સોળમા સૈકાનું ગુજરાતી સાહિત્ય અને નાગર કવિ વિષ્ણુદાસ.

**મહેરબાન પ્રમુખ સાહેબ, સજ્જનો તથા સન્નારીઓ.**

આપણા ગુર્જર સાહિત્યોદ્યાનમા પ્રથમ નરસિંહ અને ભાલણ જેવા તરૂવરોએ ઉગી ગુજરાતની સાહિત્યવાટિકાની શોભા દશે દિશ ફેલાવી હતી તેમણે પોતાનાં સુગંધિત પુષ્પોનો પરિમલ સર્વત્ર પ્રસરાવ્યો હતો તેમના પોતાના ભક્તિનાં મંજૂલ ગાનનો ગણુકો ગુજરાતમાં સર્વ સ્થળે ગાજી રહ્યો હતો એટલું જ નહિ, પરંતુ ઉત્તર દક્ષિણ સર્વ સ્થળે તે વાગી રહ્યો હતો, ને એ પ્રમાણે પંદરમા શતકના આદિ કવિ નરસિંહના કાવ્યકુસુમોની સુગંધ હવામા બહેક બહેક થઇ રહી હતી એ સુવર્ણ સમય હતો એવા સુવર્ણ સમયમા મારવાડ-મેવાડની ક્ષત્રીઆણી અને ગુજરાતની અભિમાન લેવા યોગ્ય કવયિત્રી મીરાબાઇની કૃષ્ણલીલાની ભક્તિમય ગરબીની સુગંધ ઓતપ્રોત થઇ એટલે સોનામા સુગંધ મળ્યાથી એ સૈકો તો હરિકથાને માટે તથા અધ્યાત્મજ્ઞાનને માટે અદ્વિતીય રહ્યો

એ સૈકામા ગુજરાતમા મુસલમાની રાજ્ય જોર પર આવ્યુ હતુ ગુજરાતના સુલતાન મહમદ બેગડાએ ચાપાનેરના અને જુનાગઢના, પાવાગઢ અને ગિરનાર એમ બ ગઢ જીતી ગુજરાતને અસ્તવ્યસ્ત કર્યુ હતુ. તેમા વળી જુનાગઢના રાજા રા મંડળિકને વટલાવી તેના એક ભવમા બે ભવ કર્યા હતા ગુજરાતની આવી સ્થિતિ ચાલતી હોય તો એવા સમયમા કાવ્યસરિતાનુ વહન શિથિલ રહે અને તેને પરિણામે સાહિત્ય વાટિકા ઉજ્જડ અને બેહાલ રહે એ તદ્દન સ્વાભાવિક છે ! એ પ્રમાણે માનીને ગુજરાતના પ્રથમના સાક્ષરોએ તથા લેખકોએ એ પછીના સોળમા સૈકામા કાવ્યસરિતાનું વહન શુષ્ક અને સાહિતોદ્યાન તરૂવર વિનાનુ હતું એમ કહ્યુ છે પરંતુ જેમ જેમ પૂર્વ સમયની હસ્તલિખિત પ્રતો હસ્તગત થતો જાય છે, તેમ તેમ સોળમા શતકના સાહિત્યની સ્થિતિ કેવી હતી તે પણ આપણને દગ્ગોચર થાય છે. એ પ્રતો ઉપરથી આપણે એટલુ જોઇ શકીએ છીએ કે એ શતકની સાહિત્યવાટિકા ઉજ્જડ ન હતી, શુષ્ક ન હતી, પરંતુ કાવ્યસરિતાના અમૃત સિંચનથી તે નવપલ્લવ તથા લીલી કુંજાર હતી.

કવિ નર્મદાશંકરે ગુજરાતના કવિઓના ચરિત્રો લખવાનો આરંભ કર્યો તેણે એ કવિચરિત્રમા "સંવત ૧૬૦૦ થી તે ૧૭૦૦ લગીમા કુતલપુરના સારસ્વત બ્રાહ્મણ તુલસીએ ૧૬૧૪ મા ધ્રુવાખ્યાન, સોજીત્રાના ગંધર્વ દેવીદાસે ૧૬૧૮ મા રૂખમણી હરણ ને ખંભાતના નાગર બ્રાહ્મણ શિવદાસે ૧૬૭૩ મા દ્રૌપદી સ્વયંવર એ લખ્યા છે, પણ એ સૈકામા વિષ્ણુદાસ સૌથી આગળ પડતો છે," એવો ઉલ્લેખ કર્યો છે એ પછી સદ્ગત સાક્ષર ગોવર્ધનરામે 'કલાસિકલ પોએટસ ઓફ ગુજરાત' એ નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે એ પુસ્તકમા તેણે કવિ નર્મદના કરતા વિરૂદ્ધ અભિપ્રાય આપ્યો છે. એ સૈકા વિષે તેણે એવું કહ્યું છે કે "પંદરમા સૈકામાં ઉત્તર ગુજરાત

અમદાવાદના સુલતાનના તાબામાં હતું, અને છેક પશ્ચિમમાં આવેલા જુનાગઢને ૧૪૭૨ (સંવત ૧૫૨૮) માં જે તિથિએ સુલતાન મહમદ બેગડાએ સર કર્યું, તે તિથિ નરસિંહ મહેતાની કારકીર્દિના અંતકાળનો સમય બતાવે છે. પણ તે પછી સુલતાન પૂર્વ ગુજરાતમાં પોતાના વિજયની હદ વધારતો જતો હતો, અને મૂળ ગુજરાત દેશની રાજ્યધાની ચાંપાનેર, કે જે હાલમાં ખંડેર થઇ ગયું છે, તે જીતવામા તે રોકાયલો હતો; અને જ્યારે તે સત્તાહીન થયો ત્યારે એક શતક કરતાં વધારે ગુજરાતમાં અંધેર હતું, અને એવા સમયમા કાવ્યનું પોષણ અશક્ય હતું ૧૫૭૩ માં અમદાવાદ અકબર બાદશાહે કબ્જ કર્યું, પરંતુ તે સૈકાના અંત સુધી પ્રજામાં સુલેહ પ્રસરી દેખાતી નથી અને જ્યારે દેશમાં સુલેહ શાંતિ પ્રસરી ત્યારે કવિઓની ઝાંખી પણ દેશમાં થવા લાગી. આટલા દીર્ઘ કાળ પર્યંત કવિતાનો વિષય અતિશય શૂન્ય રહ્યો તેનું કારણ દેશની છિન્નભિન્ન દશા જોતા સમજાય છે. અને ચાંપાનેર, કે જેનુ નામ રસ સંસ્કારથી શૂન્ય નથી, તેમાં પણ કાંઇક કવિતા ઉદય પામી હોવી જોઇએ, અને આ નગરના નાશ સાથે તે નાશ પામી હોય એવું પણ હોવાનો સંભવ કેમ ન હોય? સત્તરમા સૈકામાં શાંતિ અને સુલેહ ઉદય પામ્યાં તેની સાથે જે ત્રણ મહા કવિઓની ઝાંખી આપણી દૃષ્ટિમર્યાદામાં આવે છે, તે પ્રેમાનંદ, શામળ અને અખો છે"

રા. ગોવર્ધનરામનો એ સોળ મેકા માટેનો મત ઘણો નિરાશાત્મક હતો. પરંતુ તેમનો એ મત વાસ્તવિક હતો કે કેમ તે જ અત્રે આપણે જોવાનું છે કવિ નર્મદે તો એ સૈકાના કવિઓ ગણાવ્યા હતા. એ પછી આ પરિષદના પ્રમુખ સાહેબ રાવ બહાદુર હરગોવનદાસ કાંટાવાળાએ એ સૈકાના નાકર, વિષ્ણુદાસ અને શિવદાસ એ કવિઓના કેટલાંક કાવ્યો પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમા પ્રસિદ્ધ કર્યાં હતાં ત્યાર બાદ એ સૈકાના મુખ્ય કવિ વિષ્ણુદાસનાં કેટલાંક કાવ્યો બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ થયાં હતાં આ પ્રમાણે એ સૈકાની કવિતા થોડે ઘણે અંશે એક વા બીજી વ્યક્તિ તરફથી પ્રકટ થઇ હતી. છતાં પ્રથમ પરિષદના પ્રમુખસ્થાનેથી એ જ આપણા સદ્ગત સાક્ષર ગોવર્ધનરામભાઇએ જે ભાષણ આપ્યુ હતું, તેમાં એ સૈકાના કવિઓ વત્સો, વછરાજ અને તુળસી એ ત્રણ જ ગણાવ્યા હતા, અને શિવદાસ, નાકર, મુકુંદ, હરિદાસ, કે જે સોળમા સૈકામા થઇ ગયલા છે, તેમને સત્તરમા સૈકાના કવિ કહ્યા હતા. એમાં પણ કવિ વિષ્ણુદાસનુ નામ તેણે ગણાવ્યું નથી; પરંતુ વાસ્તવિકપણે એ પ્રમાણે નથી.

સોળમો સૈકો કવિતાની સેર વિનાનો શૂન્ય હતો એમ જે કહેવું થાય છે તે વાસ્તવિક નથી. એ સૈકાના કવિઓની સંખ્યા આપણે ગણવા બેસીશું તો તે સંખ્યા કંઈ નાની સુની જણાશે નહીં. એમાં વિષ્ણુદાસ, શિવદાસ, નાકર, મુકુંદ, મોરારી, મનોહર, ભગવાનદાસ, હરિદાસ, વિશ્વનાથ જાનિ, અવિચલ આદિ કવિઓ થઇ ગયલા છે.

રા. કેશવલાલ ધ્રુવે નાકર, વિષ્ણુદાસ, મનોહરાદિ કવિઓને પ્રેમાનંદના પુરોગામી કવિઓ કહ્યા છે, પરંતુ પ્રેમાનંદનાં કાવ્યોની સાથે તેમની કૃતિઓ સરખાવતાં પ્રેમાનંદના જેવી તે કલ્પનાવાળી અને અલંકારિક ન હતી, તથા તેમનો પ્રકાશ ઘણો ઝાંખો હતો એમ કહ્યું છે.

પરંતુ ગુજરાતના આપણા એ વિદ્વાન સાક્ષરોએ એ સૈકાના કવિઓને ઘણો અન્યાય આપેલો જણાય છે. એ સૈકાના ધુરંધર કવિ વિષ્ણુદાસની કવિતા તેઓ મોળી અને નિસ્તેજ કહે છે એ માન્ય રાખતાં હવે આપણે અચકાવું પડશે વિષ્ણુદાસનાં કાવ્યોનો અલ્પાંશ જોવામાં આવતાં પ્રેમાનંદની કવિતાના રસના પ્રમાણમાં તે કદાપિ મોળાં જણાયાં હશે, પરંતુ પ્રેમાનંદના એ જ પુરોગામી કવિઓ સત્તરમા સૈકાના કવિઓના પાયારૂપ, અન્નરૂપ હતા. એ જ સોળમા સૈકાના પુરોગામી કવિઓના અન્નમાંથી સત્તરમા સૈકાના કવિઓના કાવ્યોનું રુધિર બંધાયલું છે, તથા સોળમા શતકમાં એ કવિઓએ કવિતાનો જે પાયો નાખ્યો હતો તેના ઉપર સત્તરમા શતકના કવિઓ પ્રેમાનંદ અને શામળ એ બન્નેએ અલંકારવાળી રચના રચી ઇમારત બાંધી છે, એ હકીકત આ લઘુ લેખમા સિદ્ધ કરવામાં આવશે, ત્યારે આપ સર્વના મનની ખાત્રી થશે

પ્રેમાનંદ કવિએ જે જે કાવ્યો રચ્યાં છે તે બધાં તો નહીં તથાપિ તેમાંના ઘણાખરાં, તથા તે સિવાય બીજા કેટલાક વધારાના વિષયો ઉપરનાં કાવ્યો એ સોળમા શતકના નાકર, વિષ્ણુદાસ અને શિવદાસ એ ત્રિપુટીથી રચાયલા છે. એ કવિઓએ મહાભારત, રામાયણ આદિ પુરાણના પુસ્તકોમાથી વસ્તુ લેઇ તેમાં યથા શક્તિ વધારો ઘટાડો કરી લોકોને ધાર્મિક જ્ઞાન સાથે નૈતિક ઉપદેશ આપેલો જણાય છે. એ કથામાં અલબત્ત પ્રેમાનંદ જેવા જ અલંકાર, તેના જેવું જ કૌશલ્ય, તથા તેના જેવી જ કળા નહીં હોય, તથાપિ તે નીરસ તો નથી જ એટલુ તો નહી, પરંતુ તેમનું ગાન સાદુ, સરલ અને પ્રભાવશીલ છે એ કવિઓનાં લખાણો ધર્મને અને નીતને અનુસરીને છે એટલું જ નહી, પણ લોકના સ્વભાવ, ગુણ, વર્તન, શીલ, ચારિત્રાદિ ઉચ્ચ સ્થિતિએ રાખવાને માટે જ છે. પ્રેમાનંદ કવિએ અલંકારોથી વસ્તુનું આબેહુબ વર્ણન કર્યું છે, લોકોનાં મનરંજન કરી તેમને પોતાની તરફ આકર્ષ્યાં છે, તેમને રસના પ્રવાહમા તાણી ડુબાવી દીધા છે, હાસ્યરસનાં ટચકાઓ આપી લોકોને આનંદ કરાવ્યો છે, તથા એ રીતે પોતાની કાવ્યકલ્પના પોતાના પુરોગામી કવિઓ કરતાં શ્રેષ્ઠ હતી એમ તેણે સમાજને બતાવી આપ્યુ છે એ ખરૂ; તથાપિ એ સાથે એટલુ પણ ખરૂ લાગે છે, કે વિષ્ણુદાસ આદિ કવિઓ પોતાના સમયના સમાજની પ્રીતિ સંપાદન કરી શકેલા અને તેમનાં કાવ્યો લોકપ્રિય હતા એટલે એ કાવ્યોની પ્રતિકૃતિઓ થયલી, અને તેને પરિણામે પ્રેમાનંદાદિ કવિઓના હાથમાં એ કાવ્યોની હસ્તલિખિત પ્રતો આવેલી, ને તેવી પ્રતોમાં સમયાનુકૂળ, યથાશક્તિ વધારો ઘટાડો કરી પોતે પોતાના કાવ્યો કલાત્મક વિધિએ રચી નાખ્યાં હશે. પ્રેમાનંદ કવિની અલંકાર ખડકવાની ટેવને લીધે એનાં કાવ્યોમા જે ક્ષતિ આવી છે તેને માટે વિદ્વાનો ટીકા કરે છે, એ પ્રેમાનંદ જેવા કવિવરને માથે દોષ જ કહેવાય. કવિ વિષ્ણુદાસે તો એના અલંકારો ખડકવાનો પ્રયત્ન જ કર્યો નથી. એનું ગાન તો સીધી સડકનુ હતુ, એટલે એને આગળ ઉલાળ કે પાછળ ધરાળ જેવુ કંઇ હતું જ નહીં. એમ છતાં એની અલંકાર વાપરવાની તથા કાવ્યમાં રસ જમાવવાની શક્તિ વિષે તમે વાંચશો, ત્યારે તમારે પોતાને પણ કહેવું પડશે, કે વિષ્ણુદાસ કવિની કાવ્યશક્તિ કંઇ હલકા પ્રકારની ન હતી.

કવિ વિષ્ણુદાસે અનેક રસનાં કાવ્યો રચ્યાં છે. તેણે કરૂણારસ, હાસ્યરસ, વાત્સલ્યરસ, ભક્તિરસ, વીરરસ તથા શૃંગારરસ વર્ણવ્યા છે. કવિના હરિશ્ચંદ્ર આખ્યાનમાં રોહિતાશ્વને સર્પ કરડે છે તે વખતે તારામતી પુત્રના ગુણ સંભારી જે રૂદન કરે છે તે અતિ હૃદયવેધક છે. કવિના બભ્રુવાહન આખ્યાનમાં અર્જુન બભ્રુવાહનને હાથે રણમા પડે છે તે વખતે અર્જુનની સ્ત્રીઓ ચિત્રાંગદા અને ઉલુપી જે આક્રંદ કરે છે તે પણ કરુણરસનો નમુનો છે. કવિનો વાત્સલ્યરસ પણ ઉત્તમ છે. ચંદ્રહાસ પોતાની માતા પાસે આજ્ઞા માગવા જાય છે, ત્યારે માતા કેવા વાત્સલ્યભાવથી તેને આશીર્વાદ આપે છે, તથા તેના શરીરના પ્રત્યેક અંગનું રક્ષણ કરવાને શ્રી કૃષ્ણને સોપી તે અંગોએ દેવોની પ્રતિષ્ઠા કરે છે! ત્યારે માતા એવી રીતે કહે છે, કે

કરે આરતી ઉચ્ચરે મુદા, તુજ કલ્યાણ હજો સર્વદા.
તું હરિસેવક પાલક ધર્મ, તુજ રક્ષા કરે પરિબ્રહ્મ
મુખે રક્ષા નારાયણ તણી, એ સચરાચર પ્રાણી ધણી.
જનાર્દન રાખો નિજ હાથ, એ સેવક વત્સલ જગન્નાથ
હૃદયે રક્ષા કરો હૃષીકેશ, સર્વેન્દ્રિય પ્રવર્તી દેવેશ.
રક્ષા ઉદરે કરો શ્રીકાંત, સનાતન સાધાર છો સંત
અહો પુત્ર સદા રાખો હરિ, પંકજ નાભિએ તેની રક્ષા ખરી.
કટિ રક્ષા શ્રી કમલાક્ષ, સકલ વિશ્વ તણો એ સાક્ષ.

કવિનો હાસ્યરસ અતિ ઉત્તમ છે. તે પ્રેમાનંદના હાસ્યરસ જેવો જ છે. એ જ પ્રેમાનંદના હાસ્યરસનું મૂળ છે. પ્રેમાનદના પુરોગામી કવિઓનાં કાવ્યો એના કાવ્યોનાં આધારભૂત છે એવું મારા તરફથી કહેવામાં આવ્યું હતું, ત્યારે એવી દલીલ કરવામાં આવી હતી, કે નાકર, વિષ્ણુદાસ આદિ સોળમા શતકના કવિઓએ તથા પ્રેમાનંદે પુરાણાદિમાંથી પોતાના કાવ્યોનો કથાપ્રસંગ લીધેલો એટલે એ બધાનાં કાવ્યોમાં સમાનતા આવે એ સ્વાભાવિક છે. પરંતુ એવો ખુલાસો દેવો એ હાસ્યજનક છે, કારણકે સંસ્કૃત મૂળ એક હોય, તોપણ તેનાં જૂદાં જૂદાં ભાષાંતરોની વાકયરચના કે શબ્દરચના જૂદી જૂદી વ્યક્તિને હાથે એક જ પ્રકારની થઈ શકે નહીં. તો પછી જે કાવ્યો કેવળ ભાષાંતર ન હોય તે કાવ્યોના કથા ભાગમાં સરખાપણું કયાંથી જ સંભવે ? એમ છતા કદાચ કથા ભાગ મળતો આવે, તથાપિ જે ભાગ મૂળ કથામાં ન હોય અને કવિએ વિસ્તારી વર્ણવ્યો હોય, તે ભાગ મળતો આવે, ત્યારે એ સંબંધે આપણે શું સમજવું ? પ્રેમાનદ કવિએ નરસિંહ મહેતાના પ્રસંગની કવિતા રચી છે. તેણે હુંડી, મામેરૂ વગેરે કાવ્યો બનાવ્યાં છે. એ કથા કાંઈ પોરાણિક નથી. એટલે એ કાવ્યો કવિએ પોતાની પૂર્વે થઈ ગયલા કવિઓની કૃતિ ઉપરથી રચ્યા છે એવું અત્યારે સિદ્ધ કરી આપવામાં આવશે, ત્યારે કવિ પ્રેમાનંદે એના પુરોગામી કવિઓનાં કાવ્યોનો આધાર લીધો હતો એવા કથનનો કેવી રીતે બચાવ થઈ શકશે? હુંડીમાં અને મામેરામાં કવિ પ્રેમાનદે હાસ્યરસની જે ગુંથણી ગુંથી છે, તેને માટે ગુજરાતના વિદ્વાન સાક્ષરો તેની શક્તિ ઉપર ફીદા ફીદા થયા છે, તથા આપણે પોતે પણ એજ પ્રમાણે ફીદા ફીદા થઈએ છીએ, તેનું મૂળ એના

પુરોગામી કવિઓ જ છે. પ્રેમાનંદની પૂર્વે પાટણનો વિશ્વનાથ જાનિ નામનો કવિ થઇ ગયો છે. તેણે પણ એ કાવ્યો રચ્યાં છે. એ વિશ્વનાથ જાનિનાં કાવ્યોની કડીઓ પ્રેમાનંદનાં કાવ્યોમાં વપરાયલી છે, એ બતલાવવામાં આવ્યુ છે; પરંતુ એથી પણ વિશેષ કવિ વિશ્વનાથની પૂર્વે કવિ વિષ્ણુદાસ થયો છે. એ વિષ્ણુદાસે પણ હુંડી અને મામેરૂ એ બે કાવ્યો રચ્યાં છે. એ હુંડીમાં તેણે શામળશા પારેખનું જે વર્ણન કર્યું છે તે એજ વિષય ઉપરના કવિ પ્રેમાનંદના વર્ણનની સાથે સરખાવવા યોગ્ય છે. વિષ્ણુદાસ કહે છે.—

તતક્ષણ પ્રગટયા ત્રિભુવન ભૂપ, સામળ પારેખ સરખું રૂપ.
દીસતા મોટા ધનપાળ, તેજ ઘણું ને તિલક વિશાળ.
પારેખની બાંધી પાઘડી, કહો પ્રભુજીને કેમ આવડી ?
નીચી એક તાઇ ને આછી ડોટ, તતક્ષણ સીવી લાગ્યું કોણ ?
કાને કુંડળ જડિત્ર પ્રકાશ, કોટે પછેડી બેહુ પાસ.
નીચા છેડા ઢળકે કણા, સોહે ગાઠ ને દીસે મણા
હાથ વેઢ ને વીંટી જડી, તતક્ષણ કોણ લાવ્યું ઘડી ?
મોટી ફુંદ ને તેજ વિશાળ, ચરણે ચમકે મોજાં લાલ
નરસિંહ કારણ ધરીઉં રૂપ, કમળાને કહે વૈકુંઠ ભૂપ.
લડસડ કરતા ચાલે નાથ, પારખની પેરે નાખે હાથ.
ખભે ફોત ને છૂટી ચાલ, સામા મળ્યા શ્રીગોપાળ.

પ્રેમાનદ કવિના શામળશા પારેખના વર્ણનમા અને ઉક્ત વર્ણનમાં કાંઇ સામ્ય છે ખરૂ ? બન્ને એક જ છે કે કંઇ બીજુ છે ? કવિ પ્રેમાનદે એના પુરોગામી કવિ વિષ્ણુદાસના કાવ્યો વાચ્યા ન હતાં એવું હવે કોણ કહી શકશે ? એથી પણ એક પગલું આપણે આગળ વધીએ કવિ વિષ્ણુદાસે કુંવરબાઇના મામેરામાં નરસિંહ મહેતો મોસાળુ કરવા જાય છે, તે વખતની રચના એવી રીતે ગાઇ છે, કે

મહેતાજીએ કરી મોસાળાની ચાલ, કેડે બાધી સવાશેરની તાલ.
પીયારા બળદ ને પીયારી જુસરી, માગી ત્રાગી મહેતે વહેલ જોતરી.

વળી આગળ ચાલતાં તે કહે છે, કે

મહેતો આવ્યા વેવાઇને ગામ, આદયા આસન દીધા માન.
ઉતારાનો આપ્યો ઠામ, હસવા લાગ્યું આખું ગામ.
બ્રાહ્મણને નથી આમ જન, તે મોસાળું કરશે કયમ.
ઝાઝા ચાંચડ ને ઝાઝા જૂઆ, ત્યા નરસિંહ મહેતાના ઉતારા હુવા.

કુંવરબાઇ નરસિંહ મહેતાને મળવા જાય છે, તે વખતે બાપ દીકરી વચ્ચે જે સંવાદ થાય છે તે પણ જોવા જેવો છે. દીકરી કહે છે, કે

માતા મોઈ ત્યારે અમોએ ન મુવ્યાં, નિર્ધન માબાપને ઉદર સિદ રહ્યાં ?
આછી પાતળી પીરસતી રાબડી, કોહલી વેળા મારી માવડી.

મા વિના ખાણું પિયાણું કોણ કરે, મા પહેલું છોરૂ શે ન મરે ?
જળ વછોઇ જેમ માછલી, મા વિના કુંઅરબાઇ ત્યમ એકલી.
ઘડો જેમ ભાંગે ઠીકરી, મા પહેલી મરજો દીકરી.
દીપક તેલ વિના ઝાંખા તેજ, માત વિના તેમ બાપના હેજ.
ઘૃત વિના જેમ લૂખાં અન્ન, માત વિના તેમ બાપનાં મન.
મા મોઈ ત્યારે બાપ ચોરીએ ગયો, મા વિના સંસાર સુનો થયો.
મા વિના ન શોભીએ કાપડુ, મા વિના છોરૂ રહે બાપડુ.
એવું કહી કુંવરબાઈ પાછી વળી, વાટે નણદલ બાઇ સામી મળી

એ નણંદે કુંવરબાઇને મહેણું માર્યું ત્યારે કુંવરબાઇ તેને ઉત્તર આપે છે, કે—

કોરે નણદલી બાઇ એવાં મેણાં દો, જેવો તેવો બાપ મારો જીવતો રહો.

પ્રેમાનંદના હુંડી અને મામેરૂ એ બે કાવ્યો આપણે સર્વેએ વાચ્યાં છે, એટલે એમાંની વાક્યરચનાથી આપણે બધા સારી રીતે પરિચિત છીએ એ જ કાવ્યો વિષેનું વિષ્ણુદાસનું વર્ણન હવે તમે સાંભળ્યું, તો કહો, એ બે કવિઓના વર્ણનમાં કંઈ સામ્ય છે બઈ ? પ્રેમાનંદે એના પુરોગામી કવિઓના કાવ્યોનો આધાર લીધો નથી એમ કોણ હવે કહી શકશે ? પ્રેમાનંદે એની પૂર્વે થઇ ગયલા કવિઓની લીટીઓ પણ લઇ લીધી છે. જૂદા જૂદા કવિઓએ જૂદે જૂદે સમયે કરેલાં કાવ્યોની લીટીઓ એક બીજીની સાથે સાહજિક મળતી આવે એવું કદી પણ સ્વીકારી શકાય નહીં. આ ઉપરથી પ્રેમાનંદે એની પૂર્વે થઇ ગયલા કવિઓના કાવ્યોમાંથી ચોરી કરી છે એમ કહેવાનો આશય નથી અથવા પ્રેમાનંદની પૂર્વના કવિઓ પ્રેમાનંદ કરતા ચઢીઆતા હતા, અને પ્રેમાનંદમા પોતાનામા શક્તિ ન હતી એમ પણ કહેવાનો મુદ્દો નથી. પ્રેમાનંદનું પુસ્તક મારા તરફથી પ્રસિદ્ધ થયું ત્યારે તેમાં એ સબંધી મે માત્ર ઇશારો કરી એ વિષે સમાજનું લક્ષ દોર્યું હતું. પરંતુ એ સબંધમાં પ્રત્યક્ષ પુરાવાની કેટલાકની અપેક્ષા હોવાથી તથા કેટલાએક તરફથી માગણી થવાથી પ્રત્યક્ષ પુરાવા હું રજુ કરૂં છું, ને પ્રેમાનંદ કવિને માથે મે મોટો દોષ મૂકયો છે એવું કહેનારને ખાત્રી કરી આપું છું, કે મારૂ એ સંક્ષિપ્ત કથન ખોટું ન હતું, પરંતુ સાધારણ હતુ પ્રેમાનંદ પોતે વિલક્ષણ કથાકાર કવિ હતો. તેનામાં કલા હતી, કૌશલ્ય હતું, તેનામા રસ હતો, તથા અનુપમ કાવ્યશક્તિ હતી. તે સાહિત્યનો સાચો સેવક હતો. એથી જ તે બીજાના કરતા શ્રેષ્ઠ છે. એટલું છે છતા પણ એના પુરાગામી કવિઓએ જે પાયો રચી રાખ્યો હતો, તથા ખોખુ બનાવી રાખ્યુ હતું તે પાયામાં જેટલી ન્યૂનતા તેને જણાઇ તે ન્યૂનતા તેણે પૂરી કરી, તથા જે ખોખુ ઉભુ કરવામાં આવ્યું હતું તે ખોખામા રસ, અલંકાર, આદિ આભૂષણો આરોપી તેને જીવવાળું તથા આકર્ષક બનાવ્યું. આથી પ્રેમાનંદની ઘટનાશક્તિ એની પૂર્વના કવિઓ કરતાં વધારે સબળ અને મોહક છે પ્રેમાનંદ જેવો સત્તરમા શતકનો મહા કવિ હતો, તેવો જ સોળમા શતકનો મહા કવિ વિષ્ણુદાસ હતો, એ નીચે આપેલા એના ગ્રંથો ઉપરથી આપ સર્વેની ખાત્રી

થશે. એ નામાવલિમાંનાં કેટલાંક કાવ્યો પ્રકટ છે ને બીજાં બધાં અપ્રકટ છે, તથાપિ પ્રેમાનંદકૃત કાવ્યમાળાની સાથે આ વિષ્ણુદાસકૃત કાવ્યમાળા સરખાવી જોયાથી લાભ થયા વિના નહીં રહે.

| | | |
|---|---|---|
| ૧ રુક્માંગદ આખ્યાન | પ્રકટ | ૧૬૨૪ કે ૧૬૩૪ |
| ૨ ચંદ્રહાસ આખ્યાન | અપ્રકટ | ૧૬૩૪ |
| ૩ ધ્રુવાખ્યાન | પ્રકટ | ૧૬૩૭ |
| ૪ રામાયણ — બાળકાંડ, અયોધ્યાકાંડ, અરણ્યકાંડ, કિષ્કિંધાકાંડ, સુંદરકાંડ, યુદ્ધકાંડ ને ઉત્તરકાંડ | અપ્રસિદ્ધ. | ૧૬૪૫ થી ૧૬૬૦ |
| ૧૧ મહાભારત — | | |
| આદિપર્વ | અપ્રસિદ્ધ | |
| સભાપર્વ | ,, | ૧૬૧૭ કે ૧૬૭૦ |
| આરણ્યકપર્વ | ,, | ૧૬૪૭ |
| વિરાટપર્વ | ,, | ૧૬૭૩ |
| ઉદ્યોગપર્વ | ,, | |
| ભીષ્મપર્વ | પ્રસિદ્ધ | ૧૬૧૩ |
| દ્રોણપર્વ | અપ્રસિદ્ધ | ૧૬૫૭ |
| કર્ણપર્વ | ,, | ૧૬૮૪ |
| અશ્વમેધપર્વ, શલ્યપર્વ, સ્વર્ગારોહણપર્વ. | ,, | |
| ૨૨ અંગદવિષ્ટિ | ,, | |
| ૨૩ હરિશ્ચંદ્રપુરી | પ્રસિદ્ધ | |
| ૨૪ જાળંધર આખ્યાન | અપ્રસિદ્ધ | |
| ૨૫–૨૭ બભ્રુવાહન આખ્યાન, અનુશાલ્વ આખ્યાન, ચંડીઆખ્યાન | પ્રસિદ્ધ | |
| ૨૮–૩૫ લક્ષ્મણા હરણ, યુવનાશ્વ આખ્યાન, લવકુશાખ્યાન, શિવરાત્રીની કથા મોસાળું, હુંડી, સુદામાચરિત્ર, ગજેંદ્રમોક્ષ | અપ્રસિદ્ધ. | |

આ શિવાય બીજાં હજી સુધી પ્રકાશમાં નથી આવ્યાં તે તો જૂદાં એક વ્યક્તિએ આટલી સાહિત્યસેવા કીધી છે તે શું ઓછી છે ? તેને નિર્માલ્ય અને મોળી શા આધારે કહી શકાય ? જેણે જેણે એ પ્રમાણે કહ્યું છે તેનું કારણ સમજવું મુશ્કેલ છે.

એ વિષ્ણુદાસ કવિ સ્તંભતીર્થ એટલે કે ખંભાતનો વતની હતો. તે જ્ઞાતિએ નાગર બ્રાહ્મણ હતો એટલું એનાં કાવ્યો પરથી જણાય છે. એને શિવદાસ નામે એક મિત્ર હતો તે પણ કવિ હતો, તથા જાતે નાગર બ્રાહ્મણ હતો, અને ખંભાતનો જ

રહીશ હતો. એ બન્ને બંધુઓ કથા કહેતા–રચતા હતા, અને નિમિત્તવશાત્ તેઓ દેશવિદેશ ફરતા પણ હતા. ખાનદેશ તરફના ભાગમાં નાગર કુટુંબો રહેતાં હતાં, તેથી તેઓ છેક ખાનદેશ સુધી ગયેલા હતા એવું તેમના કાવ્યો પરથી સૂચિત થાય છે. કવિ વિષ્ણુદાસનો અવિચલ નામનો એક પુત્ર હતો. એ પણ કવિતા રચતો હતો. એણે આરણ્યિકપર્વ સંવત ૧૬૯૫ મા રચેલું છે. એનું બીજું કાવ્ય અષ્ટમસ્કંધ છે. એ બન્ને કાવ્યો મારા જોવામા આવ્યાં છે. આરણ્યિકપર્વમાં એ અવિચળ એમ કહે છે કે-

અહીં શ્લોક છત્રીસ ઉદાર, અષ્ટમિ પંદર અધ્યાય સાર
ભીમ કવીશ્વર સુત એમ કહી, અવિચલ રામ પ્રતાપે સહી

વળી અષ્ટમસ્કંધની ઇતિશ્રીમા તેણે એવો નિર્દેશ કર્યો છે, કે–

સંવત સોળ ચોર્યાસી પોષ માસિત શુભ એહ,
ભીમ કવિ તન યશ કહિ ગાતાં, નિર્મળ દેહ.

વાડવ નાગર વિષ્ણુસુત, અવિચળ ગાવા કામ,
દશમિને દિન સોપીઉં, ગાતે રીઝે રામ.

નયરે વડુ નટપુરમાં શ્રી નારાયણનો વાસ,
શ્રી કૃષ્ણકથા પ્રાકૃત કરી, ગાશે અવિચલદાસ.

એ જ કવિના આરણ્યિક પર્વની અંતે એવો ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે, કે "સંવત ૧૬૯૫ વરખે શ્રાવણ શુદિ ૧૨ રવેઉ અદેહનટપુર વાસ્તવ્યં આભ્યંતર નાગર જ્ઞાતિ મહં વિષ્ણુજી સુત અચલદાસ સ્વય બુદ્ધિદાસ શ્રીનારાયણને પ્રસાદે પ્રાકૃત ગાન આરણ્યિક પર્વ સંક્ષેપે કવિ શ્રીનારાયણને ચરણે સોંપ્યુ."

હવે કવિ વિષ્ણુદાસ પોતાનું રહેણાકનુ સ્થાન સ્તંભતીર્થ કહે છે કવિ અવિચલ પોતાનુ એ સ્થાન નટપુર કહે છે. એ નટપુર નડીઆદ હોય અથવા નટ નાગરા. એ ઉક્તિ પ્રમાણે વડનગર પણ હોય એમાંનો 'વડુનયર' એ શબ્દ 'વડનગર' સૂચવે છે. નગરને માટે 'નયર' એ શબ્દ પ્રાચીન પુસ્તકોમા વપરાયલો જોવામાં આવે છે. એમ છતાં એ સંબંધમા અધ્યાપક દેવદત્ત ભાંડારકર એવું કહે છે કે "અહમદનગરમા ઇ. સ. ના ૧૧ મા સૈકામાં નાગરોની પ્રતિષ્ઠા અને સત્તા સારી પેઠે જામી ગઇ હશે. ખાનદેશના ચાલીસગામ નામના પ્રગણામાં બહાર ગામના સારજા (દ્વારજા) દેવીના મંદિરમા દેવગિરિના યાદવ રાજા સિંઘણના જ્યોતિષશાસ્ત્રી અનંતદેવનો શાકે ૧૧૪૪ ઇ. સ. ૧૨૨૨ નો એક શિલાલેખ છે, તે ઉપરથી ખાનદેશમાં તથા અહમદનગરમાં તે અરસામાં નાગર બ્રાહ્મણોની વસતિ હોવાનું સાબીત થાય છે, અને તે પ્રમાણે હજુ પણ તે પ્રદેશમા નાગર બ્રાહ્મણની એક જ્ઞાતિ અસ્તિત્વ ધરાવે છે. આ સઘળી હકીકત ઉપરથી ગુજરાત અને દક્ષિણની નાગર બ્રાહ્મણ જ્ઞાતિઓ મૂળ વડનગર, જેનું તત્કાલીન નામ નગર હતું, તેમાંથી ઉત્પન્ન થઇ હતી એમ સિદ્ધ થાય છે." એ પ્રમાણે 'નટપુર' નડીઆદને માટે કે વડનગરને માટે વપરાયો હોય તોપણ બાધ આવે એમ નથી. ખંભાત અને નડીઆદ બન્ને એક બીજાની પાસેપાસેનાં

આવો છે, એટલે ઉક્ત કવિઓનાં સગાંવહાલાં એવે સ્થળે હોય તેથી વખતે અવિચળ ત્યાં રહેતો હોય, ને ત્યાં તેણે એ કાવ્યો રચ્યાં પણ હોય, એ હરેક રીતે સંભવિત છે.

પરંતુ જેણે ભીમ કવિ કહ્યો છે તે ભીમ કવિ કોણ, એ જ જોવું અત્રે પ્રાપ્ત થાય છે. આપણાં સાહિત્યમાં ભીમ નામનો કવિ તો એક જ થયલો જોવામાં આવે છે. એ ભીમ 'હરિલીલા સોળ કળા' નો તથા 'પ્રબોધ ચંદ્રોદય પ્રકાશ' નો કર્તા હતો. એને વિષે કવિ નર્મદે એમ કહ્યુ છે, કે તે ઔદિચ બ્રાહ્મણ હતો કવિ નર્મદ પછીના બધા લેખકો કે વિદ્વાનોએ એને એજ પ્રમાણે ગણ્યો છે. તો પછી એ ભીમ કયો? ઉક્ત ભીમ કવિના બન્ને પુસ્તકો વાંચી જોતાં તેમાથી તે ઔદિચ બ્રાહ્મણ હતો એવું કંઇ જણાતું નથી. એ કાવ્યો પરથી તો ભીમે 'હરિલીલા સોળ કળા' સંવત ૧૫૪૧ માં અને 'પ્રબોધ ચંદ્રોદય પ્રકાશ'

સંવત પંદર રૂદ્રની વીશ, ષટ આગલા વરસ ચાળીશ

એ ઉક્તિ પ્રમાણે સંવત ૧૫૪૬ મા રચ્યા હતાં પહેલા કાવ્યની કથા તેણે સિદ્ધપુર પાટણમા કરી હતી, તથા બીજા કાવ્યની કથા સોમનાથ પાટણમા દ્વિજ નરસિંહદાસને ઘેર કરી હતી એટલું જ સમજાય છે એ 'પ્રબોધ ચંદ્રોદય પ્રકાશ' ને અંતે કવિએ એવો ઉલ્લેખ કર્યો છે, કે—

ભવભય ભંજન શ્રી ભારતે, પંચ પ્રવાહે વહે સરસ્વતી,
શ્રી સોમેશ્વર નિજ આવાસ, ભુવિ માંહે બીજો કૈલાસ
તીર્થ તીલક ક્ષેત્ર પ્રભાસ, તિહાં વસે દ્વિજ નરસિંહદાસ
તેહ ઘરે સેવક વિષ્ણુદાસ, કીધો એ પ્રબોધ પ્રકાશ

આ ઉપરથી ભીમ કવિનું રહેવાનું સ્થાનક તો પ્રભાસપાટણ હતું એમ જણાય છે. એ પ્રભાસપાટણમા નાગરોની વસ્તી હતી વળી એ સ્થાન ખંભાતને સામે કાંઠે આવેલું હોવાથી એ બે વચ્ચે વ્યવહાર હતો ભાવનગર અને ગણદેવી સામસામે કાંઠે આવેલાં છે, છતા ગણદેવીમા ભાવનગરના કુટુંબો વસેલા હતા, ને તેમના વંશજો ગણદેવીવાળા કહેવાય છે એ આપણે સુવિદિત છે, એથી પણ ઉપલા અનુમાનને પુષ્ટિ મળે છે એટલા માટે તેને એકલા 'દ્વિજ' શબ્દ ઉપરથી ઔદિચ કહી શકાય નહીં અવિચલ પોતાના વડીલ તરીકે ભીમને ગણાવે છે, તથા તેને કવિશ્વરની ઉપમા આપે છે એવી ઉપમાયોગ્ય કવિ ઉક્ત ભીમ શિવાય બીજો કોઈ અદ્યાપી સુધી જાણ્યો નથી એથી એ સંબંધી વિશેષ પરિશોધ કરવી આવશ્યક છે.

વિષ્ણુદાસના ભીષ્મપર્વ અને સભાપર્વ એ બે કાવ્યોની રચ્યા સાલ, ૧૬૧૩ અને ૧૬૧૭, જરા શંકાસ્પદ છે, એટલે તે સાલ આપણે ધ્યાનમા ન લઇએ તો પણ એનું રૂકમાંગદ આખ્યાન એ નામનું કાવ્ય એણે સંવત ૧૬૨૪ માં લખ્યું હતું, એ તો એ કાવ્યની હસ્તલિખિત તથા પ્રકટ પ્રતિઓ ઉપરથી સિદ્ધ છે ઇ. સ. ૧૯૦૩ ના બુદ્ધિપ્રકાશમા એ કવિનું ટુંક જીવન આપવામાં આવ્યું છે, તેમા એનો જન્મ ૧૬૨૪–૨૫ માં થયલો કહ્યો છે. પરંતુ એ સંવત ૧૬૨૪–૨૫ નું વર્ષ આપણે માન્ય રાખી શકીએ એમ નથી, કારણ જે પુરૂષે ૧૬૨૪ કે ૧૬૩૪ માં કાવ્ય

રચ્યું હોય તે પુરૂષ ૧૬૨૪–૨૫ માં જન્મેલો તો નજ માની શકાય. તેથી ભલે એ કાવ્ય વીશ પચીશ વર્ષની ઉમ્મરે કદિ લખ્યું હોય તો પણ તેનો જન્મકાળ લગભગ સંવત ૧૬૦૦ ની આસપાસ હોવો જોઇએ એવી અટકળ આપણે બાંધી શકીએ. એ પ્રમાણે જોતાં તે ભીમ કવિનો પુત્ર નહી, પણ પૌત્ર હોય તો એ બનવા યોગ્ય છે. ભીમ કવિએ સં. ૧૫૪૧ તથા સં. ૧૫૪૬ એ બે વર્ષોમાં કાવ્યો રચ્યાં છે. એ સમયે એની ઉમ્મર પણ વીસ પચીશ વર્ષની આપણે ધારીએ તો ભીમનો જન્મકાળ સંવત ૧૫૧૫ માં હોઇ શકે. એથી સંવત ૧૫૧૫ માં જન્મેલા કવિને સં. ૧૬૦૦ માં એટલે કે પંચ્યાશી વર્ષની ઉમ્મરે પુત્રની પ્રાપ્તિ થાય એ તો અસંભવિત અને હાસ્યાસ્પદ છે એટલા માટે અવિચળના કથન પ્રમાણે વિષ્ણુદાસ ભીમનો પુત્ર નહિ હોતાં પૌત્ર હોય તો તેમ હોવાનો સંભવ છે એમ છતાં ઉક્ત ભીમ કવિ કરતાં બીજો કોઇ એ નામનો કવિ થઇ ગયો હોય, અને એની કૃતિ હજી સુધી આપણા જાણવામાં આવી ન હોય એ પણ બનવા યોગ્ય છે. તેટલા માટે એ દિશામા વિશેષ શોધખોળ કરવાની આવશ્યકતા રહે છે.

બંધુઓ તથા બહેનો! 'સોળમા સૈકાનું સાહિત્ય અને વિષ્ણુદાસ' એ નિબંધ તમને વાંચી સંભળાવતાં ગુજરાતના વિદ્વાનો તથા સાક્ષરો સંબંધી હુ મર્યાદા બહાર ગયો તો નથી, તથાપિ પ્રેમાનંદ કવિ સંબંધી અત્યાર સુધીમાં કહેવામા આવ્યુ નથી તે કહેતા ઘણાના મનને ક્ષોભ થયો હશે એમ હુ માની લઉ છું. મને પોતાને પણ એવો ક્ષોભ થાય છે. પરંતુ વસ્તુસ્થિતિ તેના યથાર્થ સ્વરૂપમા સમાજ આગળ મૂકવી એ મારૂં કર્તવ્ય છે, એમ સમજી મે એ સાહસ ખેડયું છે, અને સદ્ગત સાક્ષર ગોવર્ધનરામે પ્રેમાનંદનું મૂળ તુલસી અને સામળનુ મૂળ વચ્છરાજ એમ જે કહ્યુ હતુ, તેના કરતાં એક પગલું આગળ વધી તેનું મૂળ સોળમા સૈકાના નાકર વિષ્ણુદાસાદિ કવિઓ હતા એમ મે સિદ્ધ કર્યું છે, એટલે તેમ કરતા આપણા વિદ્વાન સાક્ષરોના મતથી વિરૂદ્ધ મત મેં દર્શાવ્યો છે, તે ઉપરથી ખોટું નહિ લગાડતા ઉદાર દૃષ્ટિ રાખશો એવી વિનતિ છે તેમ છતા જે પ્રમાણે કવિ વિષ્ણુદાસે 'બેઉ કર જોડીને' પોતાની કવિતા ગાઇ છે, તે પ્રમાણે હુ પણ બેઉ કર જોડીને એ વિદ્વાનોની ક્ષમા ચાહી બેસી જવાની આજ્ઞા માગુ છુ

ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.

# જિપ્સી અને ગુજરાતી ભાષાઓમાંના સામાન્ય અંશ.

લેખકઃ—રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ, એલએલ બી.

જિપ્સીઓ એ ભ્રમણ કરનારી પ્રજા છે. યુરોપના દરેક દેશમાં જિપ્સીઓ વસે છે. તે ઉપરાત એશિયાના પશ્ચિમ તરફના મુલકોમાં, ઉત્તર અમેરિકામાં, અને આફ્રિકાના ઉત્તર કિનારાના પ્રદેશમાં એ લોકો ફરતા માલમ પડે છે. ઓસ્ટ્રેલિયા સુધી પણ તેઓ જઇ પ્હોચ્યા છે. જિપ્સીઓ મૂળ હિન્દુસ્તાનમાથી નિકળીને ગયેલા એ હકીકત હવે નિર્વિવાદ રીતે સાબીત થઈ છે. જુદા જુદા દેશમાં વસતા જિપ્સીઓની વિવિધ બોલીઓમાં સસ્કૃત ભાષામાથી ઉત્પન્ન થયેલા અને હિન્દુસ્તાનમાં બોલાતા શબ્દોની ઘણી મ્હોટી સખ્યા માલમ પડે છે એ જોતા નિ:સંદેહ રીતે જણાય છે કે કે તેમની મૂળ ભૂમિ હિદુસ્તાનમાં હતી ઉદાહરણ માટે નીચે શબ્દો ઉતારી બતાવીશું.

| જિપ્સી શબ્દ. | હિન્દુસ્તાનનો આર્યશબ્દ. | જિપ્સી શબ્દ. | હિન્દુસ્તાનનોઆર્યશબ્દ. |
|---|---|---|---|
| કામ. | કામ (પ્રેમ). | પુચ | પુછ. |
| કાલી. | કાળા, કાળી | બરા. | બડા, વડા. |
| કેર. | ઘર | બાલ | બાલ, વાળ. |
| કોષ્ટ | કાષ્ઠ. | બીસ. | બીસ, વીસ. |
| ગાવ. | ગાંવ, ગામ. | બોક | ભૂખ. |
| ગોનો. | ગુણ ( કોથળો ) | મા | મા ( ના કરીશ ). |
| ચુમ | ચુમ ( ચુબન ) | માગ. | માંગ. |
| ચુરી. | છુરી. | માર | માર. |
| ચોર | ચોર. | માસ. | માસ. |
| જીવ. | જીવ. | યાક, આખી | આંખ |
| ચીબ. | જીભ. | યાગ. | આગ. |
| ત્રશ | ત્રાસ | યેક. | એક. |
| દિવસ. | દિવસ. | રાતી | રાત, રાત્રી. |
| દૂદ | દૂધ. | લાજ | લાજ. |
| નોક. | નાક. | લુણ | લુણ. |
| પાની. | પાની, પાણી. | વસ્ત. | હસ્ત. |
| પી. | પી. | સુણ. | સુણ (સાંભળવું). |

આ સસ્કાર વગરની ભટકતી પ્રજાએ પોતાની પાસે લખેલું સાહિત્ય નહિં છતા પોતાની મૂળ ભૂમિની ભાષાના ઘણા શબ્દો કાંઈક જમાના વીત્યા છતાં જાળવી રાખ્યા છે એ ખરે નવાઈ જેવું છે. જિપ્સી લોકો હિંદુસ્તાનમાથી નિકળી પશ્ચિમ તરફ જતાં

ઇરાન, આર્મીનિઆ અને ગ્રીસમાંથી થઈ આગળ ગયા અને એ ભમણકાળમાં એ દેશોની ભાષાના શબ્દો પણ તેમણે વીણી લીધા અને તે છતાં હિન્દુસ્તાનમાંની ભાષાના શબ્દો તેમની બોલીમાં ઘણા રહ્યા છે. જિપ્સીઓ પોતાને "રોમ" કહે છે અને પોતાની ભાષાને "રોમાની" કહે છે. યુરોપના જુદા જુદા દેશોમાં મળીને જિપ્સી અથવા રોમાનીની આશરે ચૌદ બોલીઓ બોલાય છે. જુદા જુદા દેશમાં વસતા જિપ્સીઓની બોલીમાં તે તે દેશની ભાષ.ના અંશ આવેલા માલમ પડે છે, અને, ઘણી વાર તો એક દેશમાંના જિપ્સીઓની બોલી બીજા દેશમાંના જિપ્સીઓ સમજી શકતા નથી. આમ છતાં, આ બધી બોલીઓમાં હિન્દુસ્તાનના શબ્દો અવશ્ય માલમ પડે છે. તેથી જિપ્સીઓનું મૂળ વતન હિન્દુસ્તાન હતું એનો બહુ મજબુત પુરાવો મળે છે. અને આ પુરાવો કોઈ રીતે ખામી ભરેલો ગણી શકાય તેમ નથી હિન્દુસ્તાનમાથી આવ્યા સંબધી જિપ્સીઓમાં પોતાનામાં કાઇ દંતકથા ચાલતી નથી યુરોપમાં તેઓ પ્રથમ આવ્યા ત્યારે તેમનામા કેટલાકે એમ કહેલું કે અમે ઇજિપ્તના ખ્રિસ્તી છીએ, અને ઇજિપ્તમાં સેરેસન લોકોના જુલમથી અમે ખ્રિસ્તી ધર્મ મુકી દીધેલો, પણ તે પછી પશ્ચાત્તાપ કરતા કરતા સાત વર્ષની યાત્રા કરવા અમે અહીં આવ્યા છીએ કેટલકે એમ કહેલું કે પેલેસ્ટાઇનથી હીરોડના ભયથી જોસેફ અને મેરી બાળક ઇસુને લઈને ઇજિપ્ત નાસી આવ્યાં ત્યારે અમે તેમને આશરો આપેલો નહિ તેની સજા ભોગવવા અમે નિકળી આવ્યા છીએ આ માત્ર ખ્રિસ્તી પ્રજાઓની સહાનુભૂતિ મેળવવા જોડી કહાડેલી કહાણી હતી

જિપ્સીઓ ભટકવા નિકળ્યા ત્યારે હિન્દુસ્તાનના કયા ભાગમા વસતા હતા એ વિશે મત બાધવાનાં કે કલ્પના કરવાના કાંઈ સાધન નથી હિન્દુસ્તાનમાં બોલાતી આર્ય ભાષાઓના શબ્દોચ્ચારના બંધારણમાં કાળક્રમે ઘણા ફેરફાર થઈ ગયા છે, અને એ ભાષાઓમાં ફારસી અને અરબ્બી સરખી પરદેશી ભાષાઓના અનેક શબ્દો દાખલ થઈ ભળી ગયા છે તેમ જ વળી, જિપ્સીઓ પોતાની સાથે જે ભાષા લઈને હિન્દુસ્તાનમાંથી નિકળ્યા તે અશુદ્ધિઓથી ઘણી રીતે ખડિત થઈ ગઈ છે અને જે જે દેશોમા તેઓ રહેલા તે તે દેશોની ભાષાઓનુ મિશ્રણ તેમની ભાષામાં થયું છે.

પરંતુ, જિપ્સીઓની ભાષાનું પૃથક્કરણ કરતાં અને હિન્દુસ્તાનની ભાષાઓ સાથે સરખામણી કરતા એ અનુમાન નિકળે છે કે જિપ્સીઓના પૂર્વજો પશ્ચિમાભિમુખ થઈ હિન્દુસ્તાનમાંથી નિકળ્યા તે સમય ઇસવી સનની ૧૦૦૦ ની સાલથી પછીનો હોવો ન જોઈએ. જિપ્સીઓની ભાષાનુ વ્યાકરણ તપાસતાં તેમાં હિન્દુસ્તાનની હાલની આર્ય ભાષાઓને એટલા નિકટપણે મળતા આવતા વિશેષ અંશ માલમ પડે છે કે એ અંશો સાથે સાથે બંધાતા ગયા છે એમ માન્યા વિના ચાલે તેમ નથી. ઉદાહરણ તરીકે જિપ્સી અને હિંદી ભાષાને સરખાવતા આપણને માલમ પડે છે કે એ બન્ને ભાષામાં શબ્દોની વિભક્તિઓ એક જ ધોરણ ઉપર રચાયેલી છે. એ બેમાંથી એકે ભાષામાં ખરેખરી છઠ્ઠી વિભક્તિ નથી. એ બન્નેમાં વિશેષણો નામ તરીકે વપરાય છે ત્યારે જ વિશેષણોનાં વિભક્તિવાળાં રૂપાન્તર થાય છે. હવે સામાન્ય રીતે એ વાત સ્વીકારવામાં આવે છે કે આ અર્વાચીન રૂપો આખા અગીઆરમાં સૈકા દરમ્યાન ધીમે ધીમે

ઉદ્‌ભવ પામ્યાં છે. એ સૈકા દરમ્યાન સંસ્કૃત ભાષાનું પ્રત્યયવાળું સંયોગમય પ્રાચીન બંધારણ ભાગી ગયું અને તેમાં ગુંચવાડો થયો, પણ, એ બંધારણ તદ્દન નાશ પામ્યું નહિં. એ પ્રત્યયોને ઠેકાણે જે સાહાય્યકારક ક્રિયાપદો અને અવ્યયો હાલ વપરાય છે તે એ વેળા પૂરેપૂરાં સ્થપાયાં ન હોતાં. તેથી, જિપ્સી લોકો દસમા સૈકા પ્હેલાં હિન્દુસ્તાનમાંથી નિકળ્યા હોય એવો સંભવ ઘણો ઓછો છે. તેઓ દસમા સૈકા પ્હેલા નિકળ્યા હોત તો ભાષાના નવા બંધારણના હિન્દુસ્તાનની ભુમિ પર ફુટેલા અને ઉછરેલા આ અંકુર પોતાની વાણીમાં લઈને જાત નહિ. ( બી. ગીલીએટ–સ્મિથ કૃત "જિપ્સીસ" માંથી "જિપ્સીસ પાર્સંભ"માં કરેલો ઉતારો ) પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતમાથી વિકાર પામીને ઉત્પન્ન થઈ ત્યારે પ્રાકૃત ભાષાના આન્તર બંધારણમા સંસ્કૃત રૂપો ઘણા ખડિત થઈ ગયેલા છતા સંસ્કૃત ભાષાનુ બહારનું ખોખુ એ ભાષાઓમા કાયમ રહેલુ, પણ, આગળ જતા પ્રાકૃત ભાષાઓમાં એથી વધારે ફેરફાર થવા લાગ્યો, અને, એ સ્પષ્ટ ફેરફારને લીધે હિન્દુસ્તાનમાં હાલ બોલાતી ભાષાઓ ઉદ્‌ભવ પામવા લાગી હાલની ભાષાઓના એ જન્મકાલનો સમય પ્રવર્તમાન હતો તે વેળા જિપ્સીઓ હિન્દુસ્તાન છોડીને બહાર નિકળેલા હોવા જોઈએ એમ તેમની ભાષાનુ બધારણ આ રીતે જોતા ફલિત થાય છે ઇસવી સનના ચૌદમા સૈકાની શરૂઆત પ્હેલા જિપ્સીઓ યુરોપમા આવેલા જણાયા હોય એવી ખાતરી લાયક હકીકત માલમ પડતી નથી, તેથી જિપ્સીઓના નિર્ગમનકાળ વિશેના આ અનુમાનને પુષ્ટિ મળે છે જિપ્સીઓ હિન્દુસ્તાનમાંથી નિકળેલા ત્યારે અમુક દેશમાં જવુ છે એવી ધારણા કરી નિકળેલા નહિ અને, યુરોપ જઇ પ્હોંચતા તેમને ત્રણસે વર્ષ થયેલા એમ જણાય છે કે જિપ્સીઓનાં બે ટોળાં એક પછી એક હિન્દુસ્તાનમાથી નિકળેલા અને એમાનુ બીજુ ટોળુ ઇજિપ્તમા થઇને ગયુ તેથી એ લોકો ઇજિપ્તના વતની છે એમ મનાયુ એ રીતે આ ભટકતી પ્રજાનુ 'જિપ્સી' નામ 'ઇજિપ્ત' પરથી પડેલું જણાય છે. એ લોકોને રશિયામા 'ઝિગેની' કહે છે, બલ્ગેરીઓમા અને બાલ્કન દ્વીપકલ્પના બીજા ભાગોમાં 'અતુઝિન્ગેન' કહે છે, જર્મનીમાં 'ઝિગેનેર' કહે છે, તુર્કસ્તાન અને ઇરાનમા 'ઝિંગેરી' કહે છે, સ્પેનમાં 'ઝિન્કેલી' કહે છે એ લોકો પોતે પણ કેટલીક વાર પોતાને 'ઝિન્ગેરો,' 'ઝિન્કેલી,' કે 'સિન્તે,' કહેવડાવે છે આ શબ્દોની વ્યુત્પત્તિ 'ઝન્દ–હિન્દ–ઇન્દ' એ શબ્દો પરથી થયેલી કેટલાક માને છે કેટલાક 'સકર' પરથી એ શબ્દની વ્યુત્પત્તિ કરે છે, અને એ પ્રજાનુ વર્ણસંકરપણુ દર્શાવવા એ શબ્દ યોજાયેલો એમ માને છે. આ કલ્પનાઓ માટે કાંઈ મજબુત આધાર જડયો નથી ફ્રાન્સમા એ લોકોને 'બોહીમિયન' કહે છે, કેમકે ત્યાં એ લોકો બોહીમિયાથી આવેલા મનાયેલા એ લોકો પોતાને જિપ્સી કહેવડાવતા નથી. એ લોકો પોતાને 'રોમ' કહેવડાવે છે તે શબ્દનો અર્થ તેમની ભાષામા 'પુરુષ' અથવા 'પતિ' થાય છે એ શબ્દની વ્યુત્પત્તિ સસ્કૃત 'રામ' શબ્દ ઉપરથી અથવા હિંદુસ્તાનમાની 'ડોમ' કે 'ડોબ' નામની ગાનારી જાત ઉપરથી થયેલી માનવામાં આવે છે, પણ, એ બધી માત્ર અટકળ છે જિપ્સી લોકો ભૂત (પિશાચ) ને 'બેગ' કહે છે તે શબ્દ અગર તેને મળતો એ અર્થનો શબ્દ હિન્દુસ્તાનમા વસતી કોઈ જાતની ભાષામા વપરાતો માલમ પડે તો જિપ્સી તે હિંદુસ્તાનમાંની કયી જાત હતી તે

નર્કમાં ફરવામાં ચાલતો થાય. એ શબ્દની વ્યુત્પત્તિ સંસ્કૃત 'ભેક' (દેડકો) ઉપરથી થયેલી કેટલાક માને છે પણ તે ખરી લાગતી નથી. નરકને જિપ્સીઓની ભાષામાં 'બેંગાલો તાન' (=ભૂતનું સ્થાન) કહે છે. જિપ્સીથી ઇતર પ્રજાઓને એ લોકો 'ગેર્જિઓ' ('ગજે'-'ગઓ'-ગોજે') કહે છે. એ શબ્દનો અર્થ (પોતાની પેઠે તંબુમાં નહિં પણ) 'ઘરમાં રહેનાર' થાય છે; એ શબ્દ સંસ્કૃત 'ગૃહ' પરથી ઉત્પન્ન થયેલો જણાય છે.

જિપ્સીઓની ચામડીનો વર્ણ પિંગળ અને બદામી હોય છે. તેમના વાળ કાળા કે ભુખરા હોય છે, તેમની આંખ ભરેલી અને કાળી હોય છે, અને તેમાં તેજ ઘડી ઘડી બદલાતું જણાય છે. તેમનું નાક નમણું હોય છે, દાંત ધોળા ચળકતા અને સરખા બંધારણના હોય છે; હાથ પગ ન્હાના હોય છે; ગાલનાં હાડકાં ઉંચાં હોય છે. તેમનાં શરીર ઘાટીલાં હોય છે, પણ, ઘડપણ આવતાં કદરૂપાં થઇ જાય છે. તેઓ સુથારનો, લુહારનો, કંસારાનો, ઘોડાના સોદાગરનો, નાળબંધનો, ગવૈયાનો વગેરે ઘણા પરચુરણ ધંધા કરે છે. જિપ્સી પુરુષો અને સ્ત્રીઓ જાદુનો અને મંતરજંતરનો ધંધો પણ કરે છે, અને, સ્ત્રીઓ નશીબ જોઇ આપવાનું કામ વિશેષે કરીને કરે છે. જિપ્સીઓ યુરોપમાં ગયા ત્યારથી તેમની આખી પ્રજાની, સ્ત્રીઓ અને પુરુષોની, ન્હાની ન્હાની ઠગાઇઓ અને ચોરીઓ કરનાર તરીકે શાખ પડેલી છે, અને તે માટે તેમને બહુ સજા થતી તેમનું કુવડપણું જુગુપ્સા ઉત્પન્ન કરતું, પણ, તે હવે ઓછું થયું છે.

જિપ્સીઓ જે દેશમાં ગયા તે દેશના ધર્મના આચારનું તેમણે અનુકરણ કર્યું છે, પરંતુ, ખ્રિસ્તી કે મુસલમાની ધર્મના અંશ પાળનાર જિપ્સીઓમાં પણ તેમના ધર્મનાં મૂળ ચિહ્ન રહેલાં જણાય છે. તેઓ ઈશ્વરને તેમ જ આકાશને 'દેવલ' કહે છે, ઇસુ ખ્રિસ્તના ક્રોસને 'ત્રુશૂલ' કહે છે. જિપ્સી સ્ત્રીઓ પ્રસૂતિ પછી સૂતક પાળે છે.

સંસ્કૃતમાંથી ઉદ્ભવેલી હિન્દુસ્તાનની કોઈ ભાષા લઇને જિપ્સીઓ નિકળેલા, અને હિન્દુસ્તાનમાં હાલ બોલાતી આર્યભાષાઓ પ્રાકૃત ભાષાઓમાંથી નિકળીને બંધાતી હતી તે વેળા જિપ્સીઓએ આ દેશમાંથી પ્રયાણ કરેલું, એ બે પ્રકારની વસ્તુસ્થિતિ ઉપર કહી તે લક્ષમાં લઈ આગળ વધતાં એ તપાસ કરવા જેવી છે કે જિપ્સી બોલીઓમાં રહેલા હોય એવા કોઈ અંશ હિન્દુસ્તાનમાંની હાલની કોઈ ભાષામાં તેના તે ખાસ અંશ તરીકે વિદ્યમાન છે કે કેમ. આ અન્વેષણમાં માત્ર શબ્દકોશ તરફ દૃષ્ટિ કર્યાથી આપણું કાર્ય નહિં સરે, કારણ કે, પ્રાકૃતમાં થઈ આવેલા સંસ્કૃત શબ્દો હિન્દુસ્તાનની બધી આર્ય ભાષાઓમાં, અર્થાત્ બંગાળી, હિન્દી, પંજાબી, સિંધી, ગુજરાતી, મરાઠી અને ઓરીયી (ઉડિયા) એ સાત મુખ્ય ભાષાઓમાં અને તેમના પેટાની ભાષાઓમાં વર્તમાન છે. તેથી, જિપ્સી ભાષા સાથેના સામાન્ય અંશ પકડી કહાડવા હોય તો વિભક્તિનાં રૂપ, શબ્દોને છેડે મુકાતા અવ્યય, મૂળ ધાતુઓ, વિભક્તિના પ્રત્યયને બદલે વપરાતા શબ્દો, પ્રાકૃતમાંથી નિકળ્યા પછી બહુ રૂપાંતર પામી અમુક વર્તમાન ભાષામાં ખાસ રીતે બંધાયેલા શબ્દો અને રૂપોઃ એ સર્વ તરફ દૃષ્ટિ કરી જોઈએ, કેમકે જરૂરની સરખામણીનાં સાધન એવે સ્થાનેથી મળશે. અલબત્ત,

આવાં કેટલાંક વિશેષ લક્ષણ એવાં હશે કે તેમાંનાં થોડાં ઘણાં ઉપર કહેલી અવીઆ ભાષાઓમાંની પ્રત્યેકમાં પોતપોતાનાં જુદાં ખાસ લક્ષણ તરીકે વર્તમાન હશે અને તે જિપ્સી ભાષામાં પણ હશે; અને એમ હોવું જ જોઇએ, કારણ કે એ બધી ભાષાઓ વચ્ચે સગપણ છે. પરંતુ, જ્યાં આવા સામાન્ય અંશનો ઘણો જથો માલમ પડે ત્યા બંધારણના એ સરખાપણામાં કાંઈ વિશેષતા રહેલી છે એમ માની શકાય. માટે, જિપ્સી ભાષા સાથે સામાન્ય અંશનો એવો જથો હિન્દુસ્તાનની કોઈ ભાષામાં છે કે કેમ તેની તપાસ કરવી જોઇએ, અને, એ સામાન્ય અંશ કોઈ મૂળ સામાન્ય પ્રાકૃત ભાષામાંથી ઉતરેલા છે કે કેમ તે પૃથક્કરણ કરી જોવું જોઇએ કે આકસ્મિક સમાનતાથી ભ્રમ ન થાય

હિન્દુસ્તાનની જે ભાષાઓના સમૂહને ડૉ. ગ્રીઅર્સને "રાજસ્થાની સમૂહ"નું નામ આપ્યું છે તે ભાષાના પ્રદેશની એક બાજુએ હિન્દી ભાષા બોલાય છે અને બીજી બાજુએ ગુજરાતી ભાષા બોલાય છે. હિન્દી અને ગુજરાતી વચ્ચે આટલું અન્તર છતા એ બેમાં પ્રવર્તમાન ઘણા સામાન્ય અંશ એવા છે કે તે હિન્દુસ્તાનની બીજી ભાષાઓમાં વિદ્યમાન નથી. રાજસ્થાની ભાષાઓનો મ્હોટો ભાગ ગુજરાતી ભાષાનો ઉપપ્રકાર છે, અને, થોડો ભાગ હિન્દી ભાષાનો ઉપપ્રકાર છે. તેથી વાસ્તવિક રીતે ગુજરાતી અને હિંદી નજીકના પ્રદેશની ભાષાઓ છે. આ કારણથી જિપ્સી ભાષાનું કેટલુંક રૂપ હિંદીને અને ગુજરાતીને બન્નેને બહુ મળતું જણાય એ સ્વાભાવિક છે ઉદાહરણ તરીકે, જર્મન રોમાનીમાનું 'મીરો બરો દેવલ દેલા બર્શિન્દો' એ વાકય હિંદીમાં "मेरा बड़ा देव देवे बरसात" એવા રૂપમા જેવું નજીકનું લાગે તેવું જ ગુજરાતીમા "મારો વડો દેવ દે વરસાદ" એવા રૂપમાં નજીકનું લાગે. પરંતુ, ગુજરાતીમાં એવા કેટલાક વિશેષ અંશ છે કે જે હિંદીમાં નથી જેમ કે, 'ઘોડો,' 'ચુનો,' 'ભાલો,' એવાં નરજાતિનાં સાધારણ ઓકારાન્તરૂપ ગુજરાતીમાં છે ત્યા હિન્દીમા 'घोड़ा,' 'चुना,' 'भाला,' એવા આકારાન્ત રૂપ છે સિન્ધીમાં પણ કેટલીક રીતે આ ઓકારાન્ત રૂપ છે. આ ઓકારાન્ત રૂપનું મૂળ જુની ગુજરાતી ભાષામા ઉકારાન્ત હતું, અને જે શબ્દો સંસ્કૃતમાં અકારાન્ત નથી તેમનું પણ એવું ઉકારાન્ત રૂપ હતું આ રીતે "મુગ્ધાવબોધ ઔક્તિક" નામે ઇસવી સન ૧૩૯૪ માં જુની ગુજરાતી ભાષામા લખાયેલા સંસ્કૃત વ્યાકરણમાં 'ધમ્મુ,' 'સંસારુ' 'વિવેકીઉ,' 'પ્રમાદીઉ,' એવા રૂપ નજરે પડે છે રોમાની ભાષામાં એક સ્વરના શબ્દો સિવાયના ઘણા ખરા શબ્દો નરજાતિમાં ઓકારાન્ત હોય છે, જેમ કે 'ગેરો' (માણસ), 'રકલો' (છોકરો). આ ઓકારાન્ત શબ્દનું નારીજાતિરૂપ ઈકારાન્ત થાય છે, 'રકલી' (છોકરી.)

જુની ગુજરાતી ભાષામાં છઠ્ઠી વિભક્તિ દર્શાવવા શબ્દને છેડે સંબંધવાચક 'કેર' શબ્દ વાપરવામાં આવતો હતો, અને, હાલ પણ ગુજરાતી કવિતામાં તે વપરાય છે. ઇસવી સન ૧૧૧૨ મા લખાયેલા હેમચંદ્રકૃત પ્રાકૃત વ્યાકરણમાં કહ્યું છે કે અપભ્રંશ નામની પ્રાકૃત ભાષામાં 'કેર' અને 'તણ' સંબંધી સાથે વપરાય છે ( सिद्ध-हेमचंद्र, ૪-૪૨૨ ). ગુજરાતી ભાષા અપભ્રંશમાંથી ઉદ્ભવેલી છે, અને તેથી, ગુજરા-

રાતીમાં 'કેરો,' 'કેરી,' 'કેરૂં,' એ શબ્દો સંબન્ધદર્શક વિશેષણ રૂપે વપરાતા આવેલા માલમ પડે છે. જિપ્સી ભાષામાં પણ આ 'કેર' શબ્દ 'એસ્કોરો' 'આકોરો' વગેરે આકારમાં વપરાતો માલમ પડે છે. ઉદાહરણાર્થ, તુર્કી રોમાનીમાં 'દરવિસેસ કેરી રકલી' પદનો અર્થ ગુજરાતીમાં 'દરવિસકેરી છોકરી' થાય, અને જેમ 'દરવિસકેરી' એ 'છોકરી'નું વિશેષણ છે તેમ 'દરવિસેસકેરી' એ 'રકલી' નું વિશેષણ છે અલબત્ત, જિપ્સી ભાષામાં હિન્દી પેઠે 'કા' પણ છઠ્ઠી વિભક્તિ દર્શાવવા વપરાય છે, જેમ કે 'કાલીકા પાલુ (=કાળીનો પ્યાલો, શાહીનો ખડીઓ) એ 'કા' નું મારવાડી પેઠે 'કો' રૂપ પણ થાય છે; જેમ કે વેલ્શ રોમાનીમા ' સોને કેસ્કો મોચ્ટો ' (=સોનાની પેટી) એવું રૂપ વપરાય છે. પરંતુ, 'કેર' શબ્દના વપરાશની જે વિશેષતા ગુજરાતી ભાષામા જ છે તે જિપ્સી ભાષાઓમા 'કોરો,' 'કેરી' વગેરે રૂપમાં વિદ્યમાન છે.

જિપ્સી ભાષામા 'રકલો' 'રકલી' એ શબ્દો ગુજરાતી ભાષાના એ જ અર્થના 'છોકરો' 'છોકરી' શબ્દોને ઘણા મળતા છે

ગુજરાતીમા 'છોકરો' એ શબ્દના અર્થનો 'છૈયો' એવો વિશેષ શબ્દ છે. સસ્કૃતમાં 'શાવ' શબ્દનો અર્થ જાનવરનું બચ્ચું થાય છે. 'શાવ' પરથી પ્રાકૃતમા 'છાવો' થાય છે ( सिद्धहेमचंद्र १–२६५ ), અને તે ઉપરથી આ 'છૈયો' શબ્દ થયેલો છે જિપ્સીમા પણ 'ચાવો' નો અર્થ 'છોકરો' થાય છે. વેલ્સ અને તુર્કી રોમાનીમા 'ચાવો' નુ બહુવચન 'ચાવ્યે' થાય છે, તે ગુજરાતા 'છૈયાં' ને મળતુ છે. 'છૈયો' 'છૈયાં' એ શબ્દો હિંદુસ્તાનની બીજી ભાષાઓમાં માલમ પડતા નથી અને, માણુસના બચ્ચાને સ્નેહોકિતમા 'શાવ'–છૈયું કહેવું એ ગુજરાતી ભાષાની વિશેષતા છે.

યુરોપ અને એશિયાની આર્યભાષાઓમા પુરુષવાચક સર્વનામોમાં એટલુ બધુ સરખાપણું છે કે એવાં રૂપ જિપ્સી ભાષામાં પણ માલમ પડે તે વાત મુદ્દાની ગણાય નહિ. ઉદાહરણાર્થ, તુર્કી, વેલ્શ અને ઇંગ્રેજી રોમાનીમા 'મી' નો અર્થ 'હું' છે, 'મન્' નો અર્થ 'મને' છે આને મળતા રૂપ સંસ્કૃત, ફારસી, લેટિન, ગ્રીક, ઇંગ્રેજી, હિંદી, ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓમા છે તેથી જિપ્સી ભાષાના એ રૂપ અમુક ભાષાના રૂપને મળતાં છે એમ કહી શકાય નહિ, પરતુ, તુર્કી, વેલ્શ અને ઇંગ્રેજી રોમાનીમાંના કેટલાંક પુરુષવાચક સર્વનામ ગુજરાતી રૂપનાં જ છે અને એ રૂપ પ્રાકૃત ભાષાઓમાંથી રોમાનીમા તેમ જ ગુજરાતીમાં આવેલાં કેવી રીતે માલમ પડે છે તે નીચે પ્રમાણે સ્પષ્ટ થશે.

| રોમાની. | ગુજરાતી. | પ્રાકૃત. | અપભ્રંશ. |
|---|---|---|---|
| અમેં | અમે | अम्हे | अम्हे, अम्हइं |
| તુ | તુ | तुं | तुहुं |
| તુમેં | તમે | तुम्हे | तुम्हे, तुम्हइं |

બીજાં કેટલાંક સર્વનામમાં પણ રોમાની અને ગુજરાતીની એકતા છે, તે પણ નીચે પ્રમાણે વ્યુત્પત્તિ સાથે જણાશે

| રોમાની. | ગુજરાતી. | હિંદી. | પંજાબી. | અપભ્રંશ. | પ્રાકૃત. | સંસ્કૃત. |
|---|---|---|---|---|---|---|
| સવ | સઉ, સો, સહુ, સાવ | सब | सभ | सव्वु साहु साह | सव्व | सर्व |
| વવર | અવર | और | अर | अवर | अवर | अपर |

અહીં રોમાની રૂપો હિન્દી અને પંજાબી કરતાં ગુજરાતી રૂપોને વધારે મળતાં છે, અને તેમ જ રોમાની અને ગુજરાતી રૂપો પ્રાકૃત રૂપોને જેટલાં મળતાં આવે છે તેટલાં હિન્દી કે પંજાબી રૂપ મળતાં આવતા નથી. ગુજરાતીમાં, (વિશેષે કરી કવિતામાં) 'અવર' શબ્દ 'બીજું' ના અર્થમાં વિશેષણ તરીકે વપરાય છે તેજ રીતે રોમાનીમાં 'વવર' શબ્દ વપરાય છે.

જે ભાષાઓના બંધારણમાં સમાન અંશ હોય તે ભાષાઓના ક્રિયાપદનાં રૂપમાં સરખાપણું ઘણું આગળ પડતું જણાઈ આવે ગુજરાતીમાં ક્રિયાપદના વર્તમાન કાળના પ્હેલા પુરુષના એક વચનનાં રૂપ 'લઉં,' 'દઉં,' 'કરૂં' એવા 'ઉં' કારાન્ત છે. તુર્કી અને વેલ્શ રોમાનીમાં આ 'ઉ' ને ઠેકાણે 'વ' પ્રત્યય છે, અને એ અર્થનાં 'લાવ,' 'દાવ,' 'કેરાવ' એવાં રૂપ છે આ 'ઉ' પ્રત્યય મુખ્ય પ્રાકૃતમા નથી પણ અપભ્રંશમાં છે (સિદ્ધહેમચન્દ્ર ૪-૩૮૬, ઉદાહરણ किज्जउ) રોમાનીનો 'વ' તે 'ઉ' નું પ્રતિસંપ્રસારણ છે મુખ્ય પ્રાકૃતમા મિ પ્રત્યય છે (ઉ करेमि, जाणेमि) તે એશિયાની રોમાની બોલીમા છે હિન્દીમા આ 'उ' પ્રત્યય છે પરંતુ, ગુજરાતી પેઠે હિન્દીમા તે પછી 'છુ' એ હયાતી દર્શાવનાર સાહાય્યકારક ક્રિયાપદનુ રૂપ ઉમેરાતું નથી. ગુજરાતીમાં વર્તમાન કાળના બધા રૂપ પછી એ સાહાય્યકારક ક્રિયાપદ ઉમેરાય છે. આ રીતે સાહાય્યકારક ઉમેર્યાથી બે ક્રિયાપદ થાય છે, "હું કરૂં છું"= "હું કરૂં+હું છું" "તે કરે છે"="તે કરે+તે છે" આ હયાતી દર્શાવનાર સાહાય્યકારક ક્રિયાપદો 'अच्छ्' ધાતુના રૂપ છે, અને પ્રાકૃત ભાષાના સહુથી પ્રાચીન વૈયાકરણ વરરુચિના મત પ્રમાણે अच्छ् તે સંસ્કૃત ધાતુ अस् નો શૌરસેની પ્રાકૃતમા આદેશ (બદલામા મુકાતો શબ્દ) છે. (प्राकृतप्रकाश १२-१९) જિપ્સી બોલીઓમાં એ ધાતુ 'અસ્' 'ઇસ્' એવા રૂપમાં વિદ્યમાન છે અને તે પણ હયાતી દર્શાવે છે, અને વર્તમાન કાળના રૂપ પછી ઉમેરવામાં આવે છે, પણ, તેથી અર્થ કાંઇ જુદો થાય છે, ઉ. "કેરાવસ" (=હું કરૂં+તે છે) નો "હુ કરતો હતો" એવો અપૂર્ણ ભૂતકાળનો અર્થ થાય છે. વેલ્શ રોમાનીમાં 'શોમ્'= (હુ) છું; 'શાન્= (તુ) છે, "સે"=(તે અથવા તેઓ) છે, એવાં રૂપ છે આમા, 'શોમ્' ગુજરાતી 'છું' ને મળતુ છે, શાન્ જુની ગુજરાતી 'છાં' ને મળતું છે, અને 'સે' ગુજરાતી 'છે' ને મળતું છે વળી, ઉત્તર ગુજરાતમાં ગામડાનાં 'સું' અને 'સે' બોલાય છે તેને એ "શોમ્" અને 'સે' વધારે મળતાં છે. રોમાનીમાંના 'લેસ' (= તુ લે છે), 'શૂણેસ' (= તું સાંભળે છે), ગુજરાતનાં ગામડાનાં 'લેસ' 'સૂણેસ' ના જ રૂપમાં લગભગ છે.

વેલ્શ રોમાની બોલીના " સો સે તેરિ બુત્તી " એ વાકયનું ગુજરાતી ભાષાન્તર " શો છે તારો વૃત્તિ ' એવું થાય, અને બન્ને લગભગ સરખા છે. ફક્ત ગુજરાતીમાં 'વૃત્તિ' (=ધંધો, કામ) ની નારી જાતિને લીધે 'શો' અને 'તારો' ને બદલે 'શી' અને 'તારી' એ સર્વનામ મુકવાં પડે, અને " શી છે તારી વૃત્તિ " એવું વાકય થાય. આ રોમાની વાકયમાંને 'સો' શબ્દ ખાસ ધ્યાન ખેંચે છે. સંસ્કૃત किम् ના અર્થમા ગુજરાતીમા 'શું' શબ્દ વપરાય છે તેવા ઉચ્ચારનો શબ્દ હિન્દુસ્તાનની બીજી ભાષાઓમાં નથી સંસ્કૃત कीदृश ઉપરથી અપભ્રંશ कइसु, તેપરથી પ્રાચીન ગુજરાતી किसुं અને તે ઉપરથી અર્વાચીન ગુજરાતી 'શું' એમ એ શબ્દની વ્યુત્પત્તિ થયેલી છે 'कीदृश' ના અર્થના હિંદીમાં कैसा શબ્દ છે અને મરાઠીમાં कसा શબ્દ છે, પણ 'શું' જેવો શબ્દ નથી તે અર્થનો હિંદીમા क्या શબ્દ છે અને મરાઠીમા काय શબ્દ છે 'શો' 'શી' 'શું' એ ગુજરાતી સર્વનામ સાથે એ અર્થનાં જિપ્સી સર્વનામને એ રીતે ખાસ મળતાપણુ છે.

ક્રિયાપદના આજ્ઞાર્થ બીજા પુરુષના એક વચનનુ રૂપ પણ સરખાવવા જેવુ છે. હિંદીમા અને ગુજરાતીમા આ રૂપમા પ્રત્યય વિનાનુ માત્ર ધાતુ વપરાય છે, ઉ. 'આવ' 'કર.' જિપ્સીમા પણ એ અર્થમા એવુ જ રૂપ વપરાય છે, ' આવતા બેશ તલે ' એ ઇંગ્રેજી રોમાની વાકય ગુજરાતીમા ' આવ તો બેશ તળે ' એવા રૂપમા મુકાય. એ બે વાકયનું સરખાપણુ સ્પષ્ટ છે હિંદીમા 'આવ' અને 'બેશ' ને ઠેકાણે 'आ' અને 'बैठ' 'મુકાય. હિંદીમા 'તળે' ને બદલે મુકાય એવો સંસ્કૃત तल ઉપરથી થયેલો શબ્દ નથી, અને એ અર્થમાં 'नीचु' શબ્દ મુકવો પડે ગુજરાતીમા પણ 'તળે' ના અર્થમાં 'હેઠળ' શબ્દ ઉક્તિરૂઢિ (*idiom*) પ્રમાણે વપરાય. રોમાનીમા 'તા' નો અર્થ 'અને' થાય છે અને એ શબ્દ 'તથા' ને મળતો છે. ઉપર ઉતારેલા વાકયમાં 'તા' એ માત્ર અર્થભારપૂરક (*expletive*) છે અને તે માટે ગુજરાતીમા 'તો' વપરાય. પ્રાકૃતમા 'ता' એ અર્થમા વપરાય છે.

કૃદન્ત રૂપો લેતા, 'કેદન' (=અમે કર્યું) એ વેલ્શ રોમાની રૂપ ગુજરાતી 'કીધુ' ને મળતું છે. સંસ્કૃત कृतम् પરથી થયેલા અપભ્રંશ किद्धउ ઉપરથી 'કીધુ' વ્યુત્પન્ન થયુ છે. હિન્દુસ્તાનની બીજી ભાષાઓમા 'કર' ધાતુના ભૂતકૃદન્તમા 'ત' કે 'દ' નથી. એ ધાતુના ભૂતકૃદન્તનુ રૂપ હિન્દીમા ( પ્રાકૃત 'किअ' પરથી થયેલું) 'किया' છે, અને મરાઠીમા કેટલીક વાર પ્રાકૃતમા વપરાતા 'ल' પ્રત્યય પરથી થયેલુ 'केला' છે એ 'ल' પ્રત્યયવાળુ ભૂતકૃદન્ત ઇંગ્રેજી રોમાનીમાં 'મુલો' છે તે ગુજરાતી 'મુવેલો'ને મળતું છે. આ ગુજરાતી રૂપ હિન્દુસ્તાનની બીજી ભાષાઓમા નથી.

જિપ્સીઓની ભાષામાં નામવાચક શબ્દો બહુ ન હોવાથી તેઓ પોતાની ભાષામાનાં નામ કે ક્રિયાપદને છેડે 'એન્ગો' 'ગ્યુઅરો' અને 'મેસ્કો' એ પ્રત્યયો ઉમેરી લાક્ષણિક શબ્દો બનાવે છે જે શબ્દને છેડે એવો પ્રત્યય ઉમેરાય તે શબ્દમાં કહેલાં લક્ષણવાળો કે તે શબ્દમા દર્શાવેલી ક્રિયા કરનારો, એવો અર્થ આ રીતે રોમાનીમાં બતાવવામાં આવે છે. 'એન્ગો'નું નારીજાતિવાચક અને નાન્યતરજાતિવાચક રૂપ 'એન્ગી'

થાય છે. એ પ્રત્યય પ્હેલા સ્વર આવે તો તેના 'મેન્ગ્રો' (ઇંગ્રેજી Monger સાથે સરખાવવા જેવું રૂપ ) અને 'મેન્ગ્રી' એવા રૂપ થાય છે ઉદાહરણ 'કાનએન્ગ્રો'=કાનવાળો=સસલો, યાગ–એન્ગ્રો=આગ કરનાર, 'દિકૂકી મેન્ગ્રો'=દેખનાર=તપાસનાર; 'માગો–મેન્ગ્રો'=માગનાર=ભીખારી, 'દૂર–દિકૂકી–મેન્ગ્રી'=દૂર જોવાનું=દૂરબીન, 'ચિંઆ–ગ્યુઅરો=લડાઇ કરનાર=યોદ્ધો, 'બોરો બેશેમેસ્કેગ્યુઅરો'=મ્હોટો બેસનાર=ન્યાયાધીશ, 'કામો–મેસ્ક્રો'=કામ–પ્રેમ કરનાર=પ્રેમી, 'નાશી–મેસ્ક્રે.'=નાસનાર=દોડનાર ગુજરાતીમા 'ગરો' 'કર' 'ગર' પ્રત્યયો આવી રીતે વપરાય છે, જેમકે કલાઇગરો, કલ્લાગરો, વણકર, ચૂડગર અલબત્ત, ગુજરાતીમા અને રોમાનીમા એનાએ શબ્દોને આ પ્રત્યય લગાડવામાં આવતા નથી, પણ એ પ્રત્યયોનો ઉપયોગ બન્ને ભાષામા સરખા પ્રકારનો છે 'એન્ગ્રો'નુ વેલ્શ રોમાનીમાં 'એન્ગરો' રૂપ છે ને પ્રત્યય વડે સીવનાર એટલે દરજીના અર્થનો 'સીવમેન્ગરો' શબ્દ થાય છે ગુજરાતીમા એવો શબ્દ કરવો હોય તો 'સીવણગરો' થાય એ જ રોમાનીમા 'બેરિન્ગરો' શબ્દનો અર્થ ખલાસી થાય છે ઇસવી સન ૧૦૦૩ પ્હેલાં લખાયેલા 'પ્રસેનજિતરાસ' નામના પુસ્તકની ભાષા હેમચન્દ્રના અપભ્રશ કરતાં પણ હાલની ગુજરાતીને વધારે મળતી છે, તે કાવ્યમા 'વેડી' શબ્દ 'હોડી' ના અર્થમાં વપરાયેલો છે ( શાસ્ત્રી વ્રજલાલકૃત ગુજરાતનો ઇતિહાસ, ૩જી આવૃત્તિ, પૃષ્ઠ ૫૩). તે પરથી 'વેડીગરો' શબ્દ બનાવીએ તો તે રોમાની 'બેરિન્ગરો' ને મળતો થાય સંસ્કૃત 'કર' પરથી આ પ્રત્યયો થયેલા છે.

કેટલાક અવ્યયોમા પણ સરખાપણુ મળી આવે છે. ઇંગ્રેજી રોમાની 'કઇ' (=ક્યા) તે ગુજરાતી 'કહી'ને મળતુ છે, અને 'ઓવ' =હા ) ને ઉત્તર ગુજરાતમા ગામડામા વપરાતા 'હોવે' ને મળતુ છે

ગુજરાતી અને જિપ્સી ભાષાઓમાના સમાન અશનુ આ સક્ષિપ્ત નિરૂપણ સમાપ્ત કરતા એ સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે એમ કહેવાનો ઉદ્દેશ નથી કે જિપ્સીઓ ગુજરાતમાથી નિકળેલા કે ગુજરાતી ભાષા લઇને નિકળેલા એવું આ સમાન અશોથી ફલિત થાય છે. એમ પણ હોય કે જિપ્સીઓ નિકળ્યા ત્યારે તેઓ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષાની કોઈ બોલી બોલતા હોય, અને તે વખતે એ રાજસ્થાનીથી ગુજરાતી એવી જુદી પડી ન હોય કે જુદી ભાષાનુ રૂપ ગુજરાતીને પ્રાપ્ત થયુ હોય અથવા, સને ૧૯૧૯ ના નવેમ્બર માસમા પુણામા મળેલી પ્હેલી ઓરીએન્ટલ કોન્ફરન્સમાં આ નિબન્ધ ઇગ્રેજી ભાષામા વાચવામા આવ્યો તે વેળા ચર્ચા કરતાં પ્રિન્સિપાલ વુલ્નરે કહ્યુ હતું તેમ જિપ્સીઓ હિંદુસ્તાનમા હતા ત્યારે પણ તે ભ્રમણ કરનારી પ્રજા હોય અને તેથી હિંદુસ્તાનના જુદા જુદા પ્રાન્તોની ભાષાના અંશ તેમની બોલીમા આવી ગયા હોય એમ પણ બને, કારણ કે, ગુજરાત સિવાય બીજા પ્રાન્તોની ભાષા બોલનારને પણ એમ લાગે છે કે જિપ્સીઓની ભાષા અમારી ભાષાને મળતી છે. પરતુ, બીજો કાંઇ જુદો ખુલાસો જડે ત્યા સુધી હાલ તો એમ માનવાનુ કારણ છે કે જિપ્સીઓ હિદુસ્તાનની જે ભાષા લઈને નિકળ્યા તેમા એવા અકુર હતા કે જે દિશામાં ગુજરાતી ભાષાના અનેક અંશ કાલક્રમે બધાયા તે જ દિશામાં જિપ્સીઓની ભાષાના એ અકુર બધાયા, અને તેથી, એ બન્ને ભાષામા એનાએ અથવા ઘણા સરખા બીજરૂપ અંશ હોવા જોઇએ.

---

# ગુજરાતી અને મારવાડી ભાષાઓનું સગપણ.

( લેખક—રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. )

"થારો પ્હેલે ખુટયો થુ પ્હેલે આયો, માંકો પછે ખુટયો મુ પછે આયો."

ગુજરાતના એક ઓસવાળ શેઠે પોતાના મારવાડી રસોઈઆને તેની રસોઈમાંની ખામીઓ વિશે ઠપકો આપતાં તેના મારવાડીપણામા રહેલી અણઘડતા વિશે ઇસારો કરેલો ત્યારે રસોઈઆએ ઉપર પ્રમાણે જવાબ આપેલો, અને શેઠને યાદ દેવડાવેલું કે આપણે બન્ને મારવાડથી આવેલા છીએ, ફેર એટલો જ છે કે તમારા બાપદાદાને ત્યા ખાવાનું પ્હેલું ખુટયું તે તમે પ્હેલા ગુજરાતમા આવ્યા અને મારે ત્યા પછી ખુટયું તે હું પછી આવ્યો.

ઓસવાળ ઉપરાત બીજી આખી નાતો પણ મારવાડથી ગુજરાતમા આવેલી છે. મેવાડા બ્રાહ્મણ, શ્રીમાળી બ્રાહ્મણ, શ્રીમાળી વાણીઆ, ઝારોળા (ઝાલોરા) બ્રાહ્મણ, ઝારોળા વાણીઆ, અગરવાળ વાણીઆ, પોરવાડ વાણીઆ, પુષ્કરણા બ્રાહ્મણ, પલ્લીવાળ બ્રાહ્મણ, મારૂ કણબી, હુમડ વાણીઆ, સાચોરા બ્રાહ્મણ એ સર્વે નાતોના નામ દર્શાવી આપે છે કે તેમનું પ્રથમ વતન મારવાડમા (એટલે 'મારવાડ' ને મુખ્ય નામે ઓળખાતા રાજસ્થાનના મુલકોમા) હતું.

ગુજરાત અને મારવાડનો સંબંધ માત્ર મારવાડથી આવીને ગુજરાતમા વસેલા મંડળોથી બંધાયો નથી વધારે નિકટ સંબંધ એ બે પ્રાંતોની ભાષાઓના સામાન્ય મૂળમા રહેલો છે મર્હૂમ ડૉ ટેસિટોરીએ દર્શાવ્યું[1] છે કે જ્યા હાલની ગુજરાતી ભાષા બોલાય છે તે બધા પ્રદેશમા અને જ્યાં હાલની મારવાડી ભાષા બોલાય છે તેમાના મ્હોટા ભાગના પ્રદેશમાં અથવા કદાચ બધા ભાગના પ્રદેશમા ઇસવી સનના પદરમાં સૈકા સુધી ( અને વખતે તે પછી પણ ) ઘણું ખરૂ એક જ ભાષા બોલાતી હતી અને સંવત્ ૧૪૫૦ માં રચાયેલા "મુગ્ધાવબોધ ઔક્તિક" ગ્રંથમા તે ભાષા છે. એ વખત સુધી ગુજરાતીથી મારવાડી ભાષા જુદી પડી નહોતી એ બન્નેનો સમાવેશ કરનારી તે વખતની ભાષાનું નામ ડૉ. ટેસિટોરીએ "પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની" પાડયું છે[2] રાજસ્થાની ભાષા તે હિન્દીથી જુદી છે ડૉ. ગ્રીઅર્સનની

---

૧. "ધી ઇન્ડીઅન એન્ટિક્વરી" માસિક પત્રના સને ૧૯૧૪ ના ફેબ્રુઆરીના અને તે પછીના અંકમા (ઇટલી દેશના યુડિન નગરના રહીશ) ડૉ એલ પી. ટેસિટોરીએ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ( Old Western Rajasthani ) ભાષા વિશે, અને તે ભાષા સાથે અપભ્રંશ, ગુજરાતી અને મારવાડી ભાષાઓના સંબંધ વિશે લખેલા લેખ.

૨. ડૉ સર જ્યોર્જ ગ્રીઅર્સને 'લિંગ્વિસ્ટિક સર્વે ઓફ ઇન્ડીઆ' નામની ગ્રંથાવલીના નવમા પુસ્તકમા રાજસ્થાન, અથવા રાજવાડા (રજપૂતોની ભૂમિ)મા બોલાતી ભાષા માટે 'રાજસ્થાની' નામ યોજ્યું છે રાજસ્થાન બહાર એક બાજુએ પશ્ચિમ તરફની હિન્દી ભાષા બોલાય છે અને બીજી બાજુએ ગુજરાતી ભાષા બોલાય છે; તે બે ભાષાના વચલા પ્રદેશમા બોલાતી મારવાડી, જેપુરી, માળવી, મેવાડી વગેરે બોલીઓના સમસ્ત વર્ગને તેમણે 'રાજસ્થાની' નામ આપ્યું છે, અને એ રીતે એ વર્ગને પશ્ચિમ હિન્દી અને ગુજરાતીથી જુદો ઓળખાવ્યો છે આ નામ ઉપરથી ડૉ ટેસિટોરીએ મારવાડ અને ગુજરાતની અસલ ભાષાનું નામ "પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની" કલ્પ્યું છે

વ્યાખ્યા પ્રમાણે હાલની રાજસ્થાની ભાષાના પ્રદેશની પૂર્વે વ્રજભાષા અને બુંદેલી બોલાય છે, દક્ષિણે બુંદેલી, મરાઠી, ભીલી, ખાનદેશી અને ગુજરાતી બોલાય છે, પશ્ચિમે સિંધી અને લહંડા બોલાય છે, અને, ઉત્તરે લહંડા પંજાબી અને બાંગરૂ બોલાય છે. આમાંની વ્રજભાષા, બુંદેલી અને લહંડા તે પશ્ચિમ હિન્દીના ઉપ-પ્રકાર છે ડૉ. ટેસિટોરી કહે છે કે શૌરસેન અપભ્રંશમાંથી પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની નિકળી, અને તેમાંથી ગુજરાતી અને મારવાડી ભાષાઓ નિકળી. ગુજરાતી અને મારવાડી બન્ને ભાષાઓના ઉદ્ભવ દર્શાવનારા અંશો પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષામાં લખાયેલાં પુસ્તકોમાં માલમ પડે છે. અપભ્રંશમાંથી પશ્ચિમ રાજસ્થાનીમાં આવતા બે મુખ્ય ફેરફાર નજરે પડે છે. (૧) અપભ્રંશના જોડાક્ષરને બદલે એક અક્ષર થઇ જાય છે અને તે આગળનો સ્વર દીર્ઘ થાય છે. ઉદાહરણ, (સંસ્કૃત अद्य પરથી થયેલા) અપભ્રંશ अज्जनું પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીમાં आज થાય છે, અપભ્રંશ वद्दल[3] ઉપરથી પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીમાં वादल થાય છે, (સંસ્કૃત चिर्भटी ઉપરથી થયેલા) અપભ્રંશ चिब्भडी પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીમાં આવતા चीभडा થાય છે. ગુજરાતી વગેરે હાલની ભાષાઓમાં પણ આ નિયમ પ્રવર્તે છે. (૨) અપભ્રંશમાં अइ તથા अउ એવા રૂપમાં બે જુદા સ્વર સાથે બોલાય છે. તે ઉચ્ચાર પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષામાં કાયમ રહ્યા છે ઉદાહરણ, अच्छइનું પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીમાં अछइ થાય છે. (સંસ્કૃત उष्णकाल ઉપરથી થયેલા) અપભ્રંશ उन्हआलउ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીમાં उन्हालउ થાય છે. હાલની ગુજરાતીમાં આ अइ નું 'એ' થયું છે. અને अउ નું 'ઓ' થયું છે, अछइનું[4] (અસ્વરિત આદ્ય अ ઉડી જતા) 'છે' થયું છે उन्हालउ નું 'ઉન્હાળો' થયું છે મારવાડીમાં अइનું ऐ થયું છે, अउનું औ થયું છે. (ગુજરાતી બેન, મારવાડી बैन, ગુજરાતી ચોરી, મારવાડી चैरी) નરસિંહ મહેતાની અને કાન્હડદે પ્રબંધના કર્તા પદ્મનાભની ભાષા પણ હાલની ગુજરાતી નથી પણ તે પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષા કહેવાય એમ ડૉ. ટેસિટોરી કહે છે

'મુગ્ધાવબોધ ઔક્તિક' (સંવત્ ૧૪૫૦), 'વસંત વિલાસ' (સંવત્ ૧૫૦૮) 'કાન્હડદે પ્રબંધ' (સંવત્ ૧૫૧૨), વગેરે ગુજરાતની ભૂમિના વતની લેખકોએ

---

૩. હેમચન્દ્રે देशीनाममालामां वद्दल ને દેશ્ય શબ્દ તરીકે ગણાવ્યો છે वद्दल वक्कड च दुद्दिणए (=વદ્દલ અને વક્કડ દુર્દિન-વરસાદના હેલીના અર્થમાં વપરાય છે) दे ना. ૭-૩૫

૪ વરરુચિએ प्राकृतप्रकाशमा શૌરસેની પ્રાકૃતના નિયમો દર્શાવતા अस्तेरच्छ. (૧૨-૧૯) (=સંસ્કૃત अस् શૌરસેનીમા अच्छ् થાય) એવું સૂત્ર મુક્યું છે એ પુસ્તક ઉપરની ટીકામા મિ કાવ્વેલ કહે છે કે, अस् નું अच्छ् થાય એ માત્ર વરરુચિની કલ્પના છે. મિ બીમ્સ કહે છે કે, એ સૂત્રમા માત્ર अस्નો વર્તમાન 'આદેશ' (अस् ને બદલે વપરાતો શબ્દ) બતાવ્યો છે; अ ના ઉચ્ચારના ફેરફારથી अच्छ् રૂપ થયું એમ કહેવાનો એ સૂત્રમા હેતુ નથી તેઓ ऋच्छ् ઉપરથી अच्छ થયેલું કલ્પે છે. (કંપેરેટિવ ગ્રામર પુ ૩, પૃ. ૧૮૦) ડૉ. સર રામકૃષ્ણ ભાણ્ડારકર अस કરતા आस् ધાતુ પરથી 'છે' ની વ્યુત્પત્તિ થયેલી હોવાનો વધારે સંભવ છે એમ માને છે (વિલ્સન ફાઇલોલોજીકલ લેક્ચર્સ ભાષણ ૭મું. પૃ. ૨૭૩).

લખેલા ગ્રંથોની ભાષામાં એવાં રૂપ મળી આવે છે કે જે હાલની મારવાડી ભાષામા છે અને પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષામાં હતા પણ હાલની ગુજરાતી ભાષામાં નથી, તે હકીકત ડૉ. ટેસિટોરીના આ અભિપ્રાયને ઘણો ટેકો આપે છે. ઉદાહરણ, એ પુસ્તકોની ભાષામાંનું हुवो મારવાડીમા છે, ગુજરાતીમા તે અર્થમાં ' થયો ' છે એ પુસ્તકોની ભાષામા 'ચોથી વિભક્તિના અર્થનો रहइ પ્રત્યય છઠ્ઠી વિભક્તિના' અર્થમાં પણ વાપરવાની રીત एहरहा, जेहरहइं એવાં રૂપમા માલમ પડે છે મારવાડીમાં એ પરથી થયેલા इनरो, जिनरो શબ્દ છે. ગુજરાતીમાં એ રૂપ નથી,[5] પણ 'એનુ' ' જેનું ' એવા રૂપ છે.

વળી ડૉ ટેસિટોરી દર્શાવે છે કે પ્હેલા પુરુષના સર્વનામના બહુવચનમા ગુજરાતીમા જેમ 'અમે' અને 'આપણે' એવા બે જુદાં, સાંભળનાર સાથેનું અને સાંભળનાર વગરનું મંડળ દર્શાવનારા રૂપ છે તેમ મારવાડીમા પણ બહુવચનન 'म्हें' અને 'आपां' એવા જુદાં રૂપ છે આવા જુદા રૂપ હિન્દીમાં કે મરાઠીમા નથી.

ડૉ. ગ્રીઅર્સન દર્શાવે છે કે, ગુજરાતી અને રાજસ્થાની ભાષાઓમા નામ અને ક્રિયાપદનાં રૂપાખ્યાન પશ્ચિમ હિન્દી ભાષા જેડે પૃથક્કરણવાળી ( analytical ) ઘટનાથી થાય છે, પણ, ગુજરાતી અને પશ્ચિમ રાજસ્થાની ભાષાઓમાં એક અપવાદ છે કે, છઠ્ઠી અને ( છઠ્ઠી પરથી થતી )[6] ચોથી વિભક્તિનાં રૂપ પૃથક્કરણવાળી ઘટનાથી નહિં પણ નામ સાથે પ્રત્યયનું સંયોગમય ( inflectional or synthetical ) રૂપ[7] થઇને થાય છે અર્થાત્, घोडा શબ્દનો પશ્ચિમ હિન્દીમા આ વિભક્તિઓના રૂપ घोडेका અને घोडाको એવા છે, ગુજરાતીમા ' ઘોડાનો, ' ' ઘોડાને ' એવા રૂપ છે, મારવાડીમા घोडारो, घोडानै એવા રૂપ છે છઠ્ઠી વિભક્તિનો સંબધ બતાવવા અપભ્રંશમા किआ, केर, ( कर, करौ, ) तण ( तणो ) એ પદો શબ્દને છેડે ઉમેરવામા આવે છે. પશ્ચિમ હિન્દીમા એ किआ પદ ઘોડામા મળી ગયુ નથી અને घोडेका મા का એ પૃથક્કરણવાળી ઘટનાના ઉમેરા તરીકે રહ્યુ છે ગુજરાતીમાં અને મારવાડીમા तणनो त અને केरनो क ઉડી જાય છે[8] અને તેમાના બાકી રહેલા

---

૫ રા રા નરસિંહરાવ ભોળાનાથે દર્શાવ્યુ છે કે, ઇસવી સનના ચૌદમા અથવા પંદરમા સૈકામા થયેલા પારસી મોબેદોએ લખેલા ગુજરાતી પુસ્તકમા છઠ્ઠી વિભક્તિના અર્થમા रहिं પ્રત્યય વાપરેલો છે ( ઇન્ડીઅન એંટિક્વરી, જન્યુ અને મે ૧૯૧૫ ) एहरहइ નો ह'ક અક્ષર છુટો ન બોલતા एहिं એવો સામટો ઉચ્ચાર કરતા नइरो સાથેનુ સામ્ય કર્ણગોચર થશે

૬ છઠ્ઠી વિભક્તિના રૂપની સાતમી વિભક્તિ કરીને ચોથી વિભક્તિનુ એ રૂપ બનાવવામા આવેલુ હોય છે

૭ રા બ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી inflectional or synthetical રૂપની ભાષાને 'પ્રત્યયાત્મિકા' નામ આપે છે અને analytical રૂપની ભાષાને ' પ્રત્યયલુપ્તા અથવા વિભાગાત્મિકા ' નામ આપે છે બૃહદ્ વ્યાકરણ પૃ. ૧૧–૧૨–૧૩

૮ ક્ ત્ વગેરે અક્ષર કોઇ શબ્દના આરંભમા ન હોય, જોડાક્ષરમા ન હોય અને બે સ્વર વચ્ચે આવેલા હોય ત્યારે લુપ્ત થાય એવો પ્રાકૃતનો નિયમ છે વરરૂચિકૃત प्राकृतप्रकाश ૨–૧–૨, હેમાચાર્યકૃત सिद्धहेमचद्र ૧–૧૦૬–૧૧૭, લિંગ્વિસ્ટિક સર્વે, પુ ૯ પૃ ૩૨૮

અક્ષર પ્રત્યય બની આગળના શબ્દમાં ભળી જતા 'ઘોડાનો' 'ઘોડારો' એવા સંયોગમય રૂપ થાય છે આ રીતે ગુજરાતી અને મારવાડી ભાષાઓના બંધારણમા આ વિશેષ મળતાપણુ છે

'કાન્હડદે પ્રબંધ' નો કર્તા પદ્મનાભ (જ્ઞાતે વિસનગરા નાગર) એ કાવ્યમા मारूआडि અને गूजराति એવા દેશનાં જુદાં નામ કહે છે તેથી એના વખત પ્હેલાથી એ જુદા નામ પડયા હોવા જોઇએ અને, 'ગુર્જરત્રા' એથી બહુ જુનું નામ છે [8] પણ એ કાવ્યની ભાષા મારવાડી અને ગુજરાતી બન્નેને મળતી આવે છે

जिणि देसि कीजइ जाग, जिहा विप्रनइ दीजइ त्याग.'

'पूछइ खान पातसाह हसी, गूजराति ते कहीइ किसी.'

આ વચનોમા जिणि, (સપ્તમીનું) कीजइ, (સપ્તમીનું) दीजइ, विप्रनइ, पूछइ, એ રૂપ મારવાડીને મળતા છે, અને देसि, जिहा, हसी, ते, એ રૂપ ગુજરાતીને વધારે મળતા છે

રાજસ્થાની ભાષાઓના બંધારણુપરથી ડૉ ગ્રીઅર્સન એ અભિપ્રાય બાંધે છે કે પશ્ચિમ હિન્દીથી પંજાબી ભિન્ન છે તે કરતા પણ રાજસ્થાની ભાષાઓ વધારે ભિન્ન છે, અને એ ભાષાઓને પશ્ચિમ હિન્દીની ઉપભાષાઓ કહી શકાય નહિ, પણ તે કોઇ ભાષાની ઉપભાષાઓ ગણાય તો ગુજરાતીની ઉપભાષાઓ ગણાય નામના રૂપાખ્યાનમા રાજસ્થાની ભાષાઓ પશ્ચિમ હિન્દીથી જુદી પડે છે અને ગુજરાતીને મળતી આવે છે 'હું' 'તું' એ બે સર્વનામના કેટલાક રૂપ જ્યા કોઇ ભાષાને મળતા આવે છે ત્યાં તે ગુજરાતીને મળતા આવે છે ક્રિયાપદના નિશ્ચિત વર્તમાન કાળના રૂપમા તે ગુજરાતીને મળતી આવે છે અને પશ્ચિમ હિન્દીથી જુદી પડે છે રાજસ્થાની ભાષાઓમાની મેવાતી ભાષા પશ્ચિમ હિન્દીને ઘણી વધારે મળતી છે, માળવી ભાષામા બુંદેલી સાથે કેટલાક અંશમા મળતાપણુ છે, અને જેપુરી અને મારવાડી ગુજરાતી સાથે ઘણી નિકટ રીતે મળતી છે [9]

ઝાલોરના રાજાની આજ્ઞાથી એ ગાદીના પ્રથમના અધિપતિના પરાક્રમ વર્ણવવા પદ્મનાભે 'કાન્હડદે પ્રબંધ' રચ્યો એમ એ કાવ્યમા તેણે લખ્યુ છે અને એ પ્રકારે લખેલો ગ્રન્થ ઝાલોરમા અર્થાત મારવાડમા સમજાય એવી ભાષામાં હોવો જોઇએ એમ સહજ અનુમાન થઇ શકે છે આ સ્થિતિ પણ એ જ દર્શાવે છે કે એ ગ્રન્થની ભાષા ગુજરાત અને મારવાડ બન્ને સ્થળમા પ્રચલિત હોવી જોઇએ

ગુજરાત અને મારવાડની રાજકીય સ્થિતિ એકસરખી હતી તે સમયે બન્ને પ્રદેશમા રાજ કરનારી રાઠોડ, સોલંકી, પરમાર ચોહાણ વગેરે રજપૂત જાતોની હાલ પણ એ બન્ને પ્રાંતમા ગાદીઓ છે તેમના પરસ્પર સંબંધથી ભાષાના સામ્યને જે પોષણ મળતુ તે હવે રાજકીય વ્યવસ્થાની ભિન્નતાને લીધે ચાલુ રહ્યું નથી. પરન્તુ, પ્રથમની સ્થિતિના એ નિશાન હજી ઉપયોગી સાક્ષી પૂરે છે

ગુજરાત અને મારવાડની ભાષાના સંબંધનો એક બીજો પુરાવો ભવાઇના સાહિત્યમાથી મળી આવે છે. ભવાઇમા પ્હેલો વેષ ગણપતિનો આવે છે તેમા ગણપતિની સ્તુતિના 'ગણેશીઆ' ગાયા પછી ભવાઇઆ નીચેની સાખીઓ ગાય છે.

---

૯ લિંગ્વિસ્ટિક સર્વે પુ ૯, પૃ ૧૫

"મારૂ તારા દેશમા, દીઠાં ત્રણ રતન;
એક ઢોલો, દુજી મારૂડી, ત્રીજો કસુંબો રંગ.
મારૂડી નાહે જગાજળા, ઉભી વેણુ સુકાય,
રૂદન કરે છોડવે, ખાળો નાગ જઠોરા ખાય.'

તે પછી "મારૂના મ્હોર" ગાવામા આવે છે અને તેમા "મારૂજી ઢોલા" સ્ત્રીએ ભાવપૂર્વક કહેલા વચને હોય છે ત્યાર બાદ "મારૂના દેશ"ની સ્તુતિ નીચે પ્રમાણે ભવાઇઆ ગાય છે

"રૂડો ને રળીઆમણો મારૂનો દેશ,
રૂડોરે નણદીના વીરા,
ઢોલન ઢમકે પાણીડાને આવે,
બાહુડી પ્રમાણે લાવે ચૂડો,
મારૂનો દેશ રૂડોરે, નણદીના વીરા.
ઉંચી ઉંચી મેડી રસીઆને,
દીવો બળે મહારાજ,
દીવલડો બળે મહાજમ રાત."

ભવાઈ સંગ્રહ

'મારૂના દેશ'મા ભવાઈના ખેલ ઉદ્ભવ પામેલા એમ આ સર્વ વચનો ઉપરથી જણાય છે મારવાડની ભૂમિ સૂકી હોવાને લીધે ત્યાના કુવા એટલા ઉંડા હોય છે કે કોસ ખેંચતી વેળા બળદને ઉતરવાના ઓલાણ ઘણાં લાબાં હોય છે અને કોસ પાણીથી ભરાઇ ઉપર આવે ત્યારે થાળા ઉપર ઉભેલો માણસ બળદ હાંકનારને પાછા વળવાની ખબર આપવા સારૂ ઢોલ વગાડે છે એ સ્થિતિ "ઢોલન ઢમકે પાણીડાને આવે" એ લિટીમા દર્શાવી છે, તેથી એ વર્ણનથી ખાતરી થાય છે કે 'મારૂનો દેશ" તે મારવાડ છે.

અપભ્રશમા ढोल्ला શબ્દનો અર્થ 'સ્વામી" અથવા "નાયક' થતો હતો તે **सिद्धहेमचंद्र**મા ઉતરેલા નીચેના દુહા ઉપરથી જણાય છે—

**ढोल्ला मइ तुहु वारिया मा कुरु दीहा माणु ।**
**निद्दए गमिही रत्तडी दडवड होइ विहाणु ॥**[10]

ઢોલ્લા શબ્દમા રહેલી નાયકની નાયિકા પ્રત્યેની આસક્તિ પરથી ગુજરાતી ભાષામા "ઢોલા" શબ્દમા ભોળપણાના ગુણની લક્ષણા થઈ અને તે પરથી "ઢોલો" એટલે "નિર્બળ મનનો" "મૂખ" એવો અર્થ રૂઢ થયો છે પરન્તુ "ઢોલા"નો અસલ અર્થ જે ભવાઈની ઉપર કહેલી સાખીમા ઉદ્દિષ્ટ છે તે હજી મારવાડી ભાષામા કાયમ રહ્યો છે ઉદાહરણાર્થ,

**आइ आइ ढोला वणजारे-री पोठ,**
**तमाकू लायोरे माँ-जा गाढा मारु सोरठी,**
**रे म्हाँरा राज.**

મારવાડી (થળી) (જૈસલમેર રાજ્યમાની).

---

૧૦. અર્થ—ઢોલા! મે તને વાર્યો કે લાંબુ માન મા કર, નિદ્રાએ રાત જશે, ઉતાવળે વહાણુ થશે

૮ જ પ્રમાણે "મારૂ" એટલે "મિત્ર" "પ્રીતમ", એ અર્થ ભવાઈની સાખીને ઉદ્દિષ્ટ છે, તે ઉપરની મારવાડી પંક્તિઓમાં પણ ઉદ્દિષ્ટ છે. નદીમાં સ્નાન કરીને અને કાળા કેશની વેણી છુટી મૂકીને ઉભેલી "મારૂડી" ના દર્શનને ચુલતા નાગવાળા ચંદન વૃક્ષની ઉપમા આપી છે. ત્યા પણ "મારૂડી" નો અર્થ "નાયિકા" જ છે આ રીતે "મારૂ" અને "મારૂડી" તે મારવાડના મનુષ્ય નહિ પણ "નાયક" અને "નાયિકા"—એ અર્થ સૂચવે છે કે, મારવાડના લોકોએ પોતાનામા રસિકતા રહેલી હોવાની કલ્પના કરેલી તેથી એ પદ યોજાયેલા. આવા વર્ણન કરી અને રસિકજનોની ઉ થી મેડીઓએ મધ્ય રાતે દીવા બળે એવા "મારૂના દેશ" ને ફરો ને રળીઆમણો કહી નાટ્યપ્રયોગનો આરંભ કરવાની પ્રથા મારવાડમા જ ઉત્પન્ન થયેલી એમાં સદેહ રહેતો નથી તેમ જ એ નાટ્યપ્રયોગો યોજાયા ત્યારે મારવાડ અને ગુજરાતની ભાષા એક હોવાથી ગુજરાતમાં પણ તે એ જ રૂપમા પ્રવર્ત્યા એમ અનુમાન થાય છે કાળક્રમે, ગુજરાતની ભાષાના ફેરફાર સાથે ભવાઈની ભાષા બદલાઇ પણ ગાવાના પદ અને ભજવવાના ખેલ કાયમ રહ્યા એ સ્પષ્ટ છે ભવાઈઓનુ સાહિત્ય લખાયુ નહોતું પણ ભવાઈઆઓને મ્હોડે રહ્યુ હતુ અને પાઠપરપગથી ચાલ્યુ આવ્યુ હતુ તેથી લહીઆઓના ફેરફાર ભવાઈની ભાષામા દાખલ થયા નહિ એ રીતે, એ સાહિત્યમાં પ્રચલિત ગુજરાતી ભાષા કરતા મારવાડી સાથે મળતાપણાના અંશ વધારે માલમ પડે છે અને "વીકા સીસોદિયાનો વેશ" ની ભાષા તો ઘણી ખરી મારવાડી જ જણાય છે અલબત્ત, એ મારવાડી તે પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષા નથી પણ, ભવાઈઆઓએ વખતોવખતની પ્રવર્તમાન મારવાડી ભાષાના પોતાના જ્ઞાન પ્રમાણે એ અસલ ભાષામા ફેરફાર કરેલા છે.

આ પરથી ફલિત થાય છે કે મારવાડનુ અને ગુજરાતનુ ભવાઇનુ આ સાહિત્ય સામાન્ય હતુ અને એક જ ભાષામાં હતુ.

હાલની રાજકીય વ્યવસ્થાની ઘટનામા મારવાડ અને ગુજરાત જુદા પડી ગયા છે, અને, એ બે દેશ વચ્ચે સાહિત્યનો સંબંધ રહ્યો નથી મારવાડી ભાષામાં વર્તમાન સમયનું સાહિત્ય ન્યૂન હોવાથી મારવાડી ભાષા હિન્દી ભાષાનું ઉપરીપણુ સ્વીકારતી જણાય છે અને મારવાડના લેખકો આદર્શો માટે હિન્દી તરફ વળતા જણાય છે. ગુજરાતી ભાષાના વર્તમાન સાહિત્યમાં એવી ન્યૂનતા નથી અને ગુજરાતી ભાષા હિન્દુસ્તાનની બીજી કોઇ વર્તમાન ભાષાનું ઉપરીપણું સ્વીકારે તેમ નથી, તથા પોતાનું પૃથક્ સ્વરૂપ ખોઇ બીજી કોઇ ભાષામા ભળી જાય તેમ નથી. વર્તમાન ગુજરાતી ભાષામા વર્તમાન હિન્દી ભાષા કરતા સાહિત્ય વધારે ખીલેલુ છે વળી, નામની વિભક્તિઓની તેમ જ ક્રિયાપદના ભેદ, કાળ, પ્રયોગ, વગેરેની વિવિધતા અને વિપુલતા ગુજરાતીમાં હિન્દી કરતા વધારે છે. આ રીતે, વિકાસની સામગ્રી ગુજરાતી ભાષામાં હિન્દી કરતાં વિશેષ છે, અને, મારવાડી ભાષા જો ગુજરાતી ભાષા તરફ વળશે તો નજીકની પેઢીની એ તેની મ્હોટી બ્હેન વૃદ્ધિ પામવામાં તેને ઘણી સહાયભૂત થશે એ નિસ્સંદેહ છે.

# બાલસાહિત્ય.

( લેખક—સૌ. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ. બી. એ. )

ગુજરાતી ભાષાનું સાહિત્ય હજી પૂર્ણ કળાએ પહોંચ્યુ નથી તેમા ઘણા અંશે અપૂર્ણ છે અને કેટલાક તો નહીં સરખા છે. જ્યારથી ગુજરાતી ભાષા હાલના રૂપાન્તરમાં આવી ત્યારથી તે આજ સુધી તેમાં પદ્યનો મોટો જથ્થો લખાએલો છે. ગદ્ય સાહિત્ય તો ઘણા પાછળના કાળનું છે એ સર્વ કોઇ જાણે છે. એટલે સાધારણ રીતે કાવ્યનો વિષય ન થઇ શકે તેવી સર્વ બાબતો પદ્યમાં જ રચાઇ હતી અને ગદ્ય લેખન શરૂ થયા પછી તે સાહિત્યનો જુદા જુદાં કારણો આવી મળવાથી વિકાસ વધારે થયો છે. તેમ છતા પ્રમાણમાં સાહિત્યના કેટલાક વિભાગો ઘણી જ અપૂર્ણ દશામા છે. કાવ્યનો સમૂહ ઘણો હોવા છતાં નાટકનો ઉત્કર્ષ ઓછો છે, ઇતિહાસ, જીવનચરિત્ર વગેરેના ગ્રન્થો ગણતરીના જ છે. તેમજ હાસ્યરસનું સાહિત્ય નહીં જેટલું છે અને બાળકો માટે પણ સાહિત્યસામગ્રી કાઇ જ નથી એમ કહીએ તો ચાલે.

સાહિત્ય પરિષદો કાંઈ જે સાહિત્યની ખોટ હોય તે manufacture કરાવી શકે અર્થાત્ ઉત્પન્ન કરાવી શકે એ સંભવિત નથી સાહિત્યના ગ્રન્થો એમ to order-યોજના પ્રમાણે રચી શકાતા નથી તથાપિ એવી પરિષદોમા વસ્તુસ્થિતિનુ દર્શન કરાવવાથી ઉત્સાહી અને શક્તિસંપન્ન લેખકોને માર્ગસૂચન થાય છે એ નિર્વિવાદ છે.

બાલકો એ પ્રજાની મોટી સંપત્તિ છે અને તેમને યોગ્ય માર્ગે ચઢાવવામા આવે તો ભવિષ્યનું પ્રજાજીવન ઉન્નત થાય એ આપણે જાણીએ છીએ માટે આપણા બાળકોમા શુભ સંસ્કાર પડે એ ધ્યાનમા રાખવાનુ છે. ઘરમાંથી મળતું શિક્ષણ, શાળાનુ શિક્ષણ, સંગતિથી મળતું શિક્ષણ અને વાંચનથી મળતું શિક્ષણ એ સર્વ બાળકનું ચારિત્ર્ય ઘડવામા સહાયભૂત થાય છે તેમા વાચન સંબંધી વિચાર કરવાનો છે

ગુજરાતી ભાષામાં બાળકોને માટે સાહિત્ય નથી, તેઓને માટે પુસ્તકો નથી અને ચોપાનીઆ નથી, એમ કહીએ તો ચાલે. તેમને માટે કેવા પ્રકારનુ સાહિત્ય હોવુ જોઇએ તેનો ખરો ખ્યાલ હોય તોજ તેમને માટે યોગ્ય પુસ્તકો રચાય બાળકોનાં મનના વલણો, જુદી જુદી માનસિક શક્તિઓની મંદતા અને તીવ્રતા આ સંબંધમાં ખાસ લક્ષમાં રાખવી જોઇએ એકંદરે એવો ખ્યાલ જોવામા આવે છે કે નીતિના બોધપાઠો તેમને આપવામાં આવે તો તેઓ સદાચારનાં પુતળાં બની જાય પહેલા આવા કલ્પિત ખ્યાલને લીધે તેઓને પ્રત્યક્ષ બોધના સાધન કોઇકોઇ રચતા અને હવે કાંઇક તેમાં ફેરફાર કરી વાર્તારૂપે બોધ આપવાનો પ્રયત્ન જ્યાં બાળકોનું સાહિત્ય રચવાના છૂટા છવાયા પ્રયત્ન થાય છે ત્યા જોવામાં આવે છે. અને વિશેષમા કાંઈ સહેજ જ્ઞાન મળે તેવાં લખાણો હોય છે. બાલસ્વભાવનું નિરીક્ષણ કરતા જણાશે કે તેમનામાં અનુકરણશક્તિ, જીજ્ઞાસા, કલ્પનાશક્તિ અને મહત્ત્વાકાંક્ષા હોય છે. આ સર્વને જવાબ દેતું, એ શક્તિઓન સંતોષનારૂ સાહિત્ય બાળકો હોસથી વાંચે છે અને તેની અસર

ધાર્યા પ્રમાણે થાય છે. અલબત્ત બાળકોમા બુદ્ધિ તેમની ઉમરના પ્રમાણમા હોય છે તેથી તેઓ બુદ્ધિની કસોટીપર દરેક બાબત મૂકે છે પરન્તુ કલ્પનાશક્તિ ઘણી વાર એટલી બલવત્તર હોય છે કે દુનીઆની વાસ્તવિકતાની બહાર કલ્પના તરંગોમાં આનંદ માનવામા તેઓ હમેશ તત્પર હોય છે

અંગ્રેજી ભાષામા આજથી સો વર્ષ ઉપર બાળકો માટેના સાહિત્યની હાલ અહીં છે તેવીજ સ્થિતિ હતી તેમને માટે રડવાખડયા પુસ્તકો હતા અને તેમાં કોઇ કોઇ ઉમેરો થતો પરન્તુ છેલ્લા ત્રીસ વર્ષમા એ સાહિત્યની ખીલવણી ન કલ્પી શકાય તેટલા પ્રમાણમા થઇ છે બાલકો માટેની બેદરકારી જ એ સર્વનુ કારણ હતી. એવુ કહે છે કે અંગ્રેજી પ્રજાનુ લક્ષ છોકરા તરફના અયોગ્ય વર્તન તરફ દોરનાર ચાર્લ્સ ડીકન્સ હતો. ડીકન્સ અંગ્રેજી ભાષાનો શિષ્ટ લેખક છે. તેણે સંખ્યાબંધ પુસ્તકો લખ્યા છે, જે લોકપ્રિયતાની ટોચે પહોચેલા છે. છતા ડીકન્સની સેન્ટીનરી એટલે સો વર્ષની જયંતિ ઉજવવામા આવી ત્યારે પ્રજા આ વિષયમા તેની ઋણી છે એ વાતને ખાસ મહત્વ આપવામાં આવ્યુ હતુ. નીતિના પાઠો માત્ર દર્શાવતી વાર્તાઓના જમાના પછી અંગ્રેજી સાહિત્યમા લોકમા પ્રચલિત એવી જીન પરીઓની વાર્તાઓના સંગ્રહો પ્રકટ થયા જેને ફેરી ટેલ્સ કહેવામા આવે છે. તે વાર્તાઓ બધી જ કલ્પિત હોય છે એટલુ જ નહીં પણ તદ્દન અસંભાવિત હોય છે. પરંતુ બાલકોની કલ્પનાશક્તિને તે એટલી હદ સુધી આકર્ષે છે કે અંગ્રેજી બાળકો વાચતા શીખ્યા પહેલા અત્યંત રસપૂર્વક તે સાભળે છે અને વાચતા આવડે ત્યારે વાચે છે અને કલ્પનાના એવા ઉડ્ડયનોમા એટલા મગ્ન થઇ આનંદનો અનુપમ અનુભવ કરે છે કે આપણને તે જોઇને એમ થાય છે કે આપણા દેશના બાળકોને આપણે જોઇએ તે કરતાં વહેલા ગંભીર બનાવી દઇએ છીએ અને જગતના કઠોર અનુભવ કરાવીએ છીએ. કલ્પનાના મનોરાજયમાં વિહાર કરનાર એ બાળકો તરફ જોઇને સહજ ઇચ્છા થાય કે આપણે આપણુ બાળપણ ફરી મેળવવા ભાગ્યશાળી થઇએ !

એ વાતોમા સારા નઠારા મનુષ્યો, રાક્ષસો, પંખીઓ વગેરે હોય છે અને સદ્વર્તનનુ તત્વ પણ હોય છે પણ તે અત્યંત ગૌણ હોઇ તરી આવતા બોધની પેઠે અરૂચિકર લાગતુ નથી તેવી વાર્તાઓ ઘણા પ્રમાણમા વંચાય છે અને તેઓ પોતાની છાપ પણ અચૂક પાડે છે તેવા અંગ્રેજી પુસ્તકોમાથી કેટલાકના ભાષાતરો કે અનુવાદ થયા છે પણ અસલ વાતો ત્યાના ભાવવાળી હોવાથી બાળકોના મનમા સરલતાથી ઉતરી શકતી નથી. આપણા દેશમાં પણ ચાલતી કહાણીઓ, વાતો ઘણી છે અને તે આગળના જમાનામા એક મુખથી બીજે મુખે કહેવાતી તે કહેનારા સાભળનારા ઓછા થઇ ગયા છે એ ખેદની વાત છે તેવી સર્વ વાતો સંગ્રહીત થવી જોઇએ અને બાલકોને લાયકની તેમાથી તારવી કાઢી તેમને માટે સાદા સહેલા સ્વરૂપમા તે પ્રકટ થવાની જરૂર છે. તે કામ જેટલું જલદી થશે એટલો વધારે લાભ છે, કારણ કે એ વાર્તાઓ જાણનાર વર્ગ વખત જતાં લુપ્ત થશે અને સાહિત્યનુ એક વીર, અદ્ભુત રસ ભરેલું અંગ હમેશને માટે જતું રહેશે રાજા પાદશાહની વાતો સાભળી તેને હસી કાઢનાર

ભણ્યા હોય છે પણ તેમની પાછળ રહેલું દેશકાળનું રહસ્ય સમજે તેને એ હાસ્યાસ્પદ નહીં પરંતુ દેશના પ્રાચીન સમયના ધનરૂપ લાગે છે. તેવા સગ્રહો બહાર પાડવામા મહેનત અને નાણાંની જરૂર છે પ્રતિભાશાળી લેખકોની ખાસ જરૂર નથી માટે સાહિત્યપ્રેમી રાજ્યો, વર્નાક્યુલર સોસાઇટી અને એવી સંસ્થાઓ એ કામ કરાવી શકે તેમ છે. એવો બાલકો માટેનો સગ્રહ અગ્રેજીના અનુવાદ કરતા વધારે અનુકૂળ થઇ પડવા સભવ છે.

છેલ્લા પચીસ વર્ષમા જે બાલસાહિત્ય અગ્રેજી ભાષામા થયુ છે તે જૂદી જ જાતનુ છે છોકરાંને રસ પડે, તેમના જીવનમા પ્રોત્સાહન આવે, અને નિર્દોષ આનંદનો અનુભવ તેઓ કરે તેવી નાની મોટી વાર્તાઓના અસંખ્ય પુસ્તકો અગ્રેજીમા થયા છે એ બધાં શિષ્ટ અને કોઇપણ જાતના વાંધા વગરના છે, અને તે એક બે નહિં પણ સેકડો રચાયા છે નિર્દોષ બાલ્યકાળમા ગરીબ તવંગર સહુ કોઇ તેનાથી મળતી મોજ ભોગવી શકે છે ભણવા તથા રમવામાથી બચેલા વખતનો આવા સાધનો વડે સદુપયોગ થાય છે.

તે ઉપરાંત બાળકોની મહત્વાકાક્ષા પોષે તેવા સરળ જીવનચારિત્રો અગ્રેજીમા ઘણાં લખાયાં છે અને અગ્રેજી વાર્તાઓ રચવા કરતાં આવા ચરિત્રો રચવાની સામગ્રી આપણા સાહિત્યને સહેલાઇથી મળી શકે તેમ છે પરતુ એ ચરિત્રો બાળકોને માટે લખનારે બાળકોનાં વલણો અને વૃત્તિઓને અનુકૂળ થાય તેવી રચનાશૈલી અને ભાષા ગખવા ખાસ ધ્યાન રાખવાની જરૂર છે. કેટલાક બાલઉપયોગી પુસ્તકોમા આ વાતપર દુર્લક્ષ જોવામા આવે છે

મુસાફરીના પુસ્તકો આપણા સાહિત્યમાં જુજ છે પરતુ તે પણ બાળકોને વાચવાના લક્ષબિંદુથી નથી લખાએલા હોતા માટે તેવા પુસ્તકો પણ બાલસાહિત્યમાં જરૂરનાં છે. તે રચવામા કાંઈ ખાસ ઇશ્વિરદત્ત શક્તિની જરૂર પડતી નથી. અગ્રેજીમા તેવાં પુસ્તકોની રસિક માળાઓ છે જેમા જુદા જુદા દેશની ચિત્તાકર્ષક હકીકતો ચિત્રો અને નકશા સાથે આપેલા હોય છે આપણે ત્યાના બાળકો માટેનાં તેવા છૂટા છવાયાં લખાણો જોવામા આવે છે તેમાં ડહાપણડાહ્યાપણ જોવામા આવે છે તે આ પુસ્તકમાળામા નજરે પડતું નથી

ઇતિહાસને લગતી પુસ્તકમાળાઓ પણ એ જ રીતે મનોહર શૈલી, સરળ ભાષા અને રસમય હકીકતોવાળી હોય છે હિંદુસ્તાનના તેમ જ અન્ય દેશોના ઇતિહાસમાથી આવા નાનકડા પુસ્તકો ગુજરાતી ભાષામા રચાવવાનું કામ અશક્ય નથી.

હુન્નરો, ઉદ્યોગો, રસાયનશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, વનસ્પતિવિદ્યા, ખગોળ એ સર્વ વિદ્યાઓને લગતા પણ બાલકોને અનુકૂળ પડે તેવી રચનાના પુસ્તકો અગ્રેજીમા છે અને જે જે બાળકોને સ્વભાવિક વલણ તેમાંના કોઈ તરફ હોય તેમને તેમની તે વૃત્તિ ખીલવવાનાં રસિક સાધનરૂપ તેઓ બને છે.

આવાં વિવિધ પ્રકારનાં પુસ્તકો બાળકોને માટે અંગ્રેજી સાહિત્યમાં છે તેમ કહેવાની મતલબ એટલી જ છે કે એમાંનું ઘણું અશે આપણા સાહિત્ય માટે થઇ શકે

તેમ છે. આપણા સાહિત્યના ક્ષેત્રમાં જે વિસ્તાર નથી થઈ શકતો તેના અનેક કારણોમાં આપણી તે તરફની બેદરકારી મુખ્ય છે. કેટલાક પાસે બુદ્ધિનું સાધન છે, ઇચ્છા છે તેમને અનુકૂળતા નથી. અનુકૂળતા હોય તેમનામા શક્તિ ન હોય અથવા ઇચ્છા ન હોય. ગુજરાતી સાહિત્ય માટે અંતરની લાગણી હોય, લખવ'ની શક્તિ હોય અને નિવૃત્તિ હોય એવા ગણ્યાગાંઠયા માણસો જડશે તેઓ ગુજરાતી સાહિત્યના બાલસાહિત્ય સિવાયનાં અંગો તરફ પ્રવૃત્તિ કરવાની સ્વાભાવિક રીતે ઇચ્છા રાખતા હોય છે. એટલે જે જુજ લેખકો છે તેઓ પણ બાલસાહિત્ય તરફ લક્ષ આપી શકે એમ હાલ તો જણાતું નથી. તે માટે બાલસાહિત્યના જે પુસ્તકો માત્ર ખંત અને મહેનતથી રચવાનાં હોય તે બાળકોના નિકટનાં સંબંધીઓ—શિક્ષકો અને માતાઓ—એ ઉપાડી લેવાં જોઇએ સર્વ કોઇ પ્રતિભાશાળી લેખક ન થઈ શકે, નિસર્ગશક્તિથી રચાએલાં કલ્પનામય પુસ્તકો રચવા બધા ભાગ્યશાળી ન બને પરંતુ બાળકો તે આપણને સોપાએલા પ્રિય આત્માઓ છે એવી લાગણી ધરાવી તેમના જીવનમા રસ રેડે તેવા, તેમને સંસ્કારી કરે તેવા, તેમને મહત્વાકાંક્ષી કરે તેવાં અને મુખ્યત્વે આનંદ આપે તેવાં પુસ્તકો તેઓ રચી શકે અંગ્રેજી ભાષાના બાળકોના પુસ્તકોનો મોટો ભાગ સ્ત્રી-રચિત હોય છે. આપણે ત્યા સ્ત્રીઓ એવાં પુસ્તકો લખી શકે એવી સ્થિતિ નથી પણ શિક્ષકો તે કરી શકે તેમ છે એ અંગ્રેજી પુસ્તકોની લખનારીઓ ઘણે ભાગે શિક્ષકો જ હશે વિવાહિત સ્ત્રીઓ, માતાઓ કરતાં અવિવાહિત સ્ત્રીઓના પ્રયાસ એ દિશામાં વધારે જોવામા આવે છે તેથી એ અનુમાન કરી શકાય ઇંગ્લાંડમા બધી પ્રાથમિક શાળાઓમા—છોકરા—છોકરીની—સ્ત્રીશિક્ષકો જ હોય છે એ વાત ધ્યાનમા ગખતા એ અનુમાનને પુષ્ટિ મળે છે

બાલકો માટે કોઇ કોઇ માસિકો પ્રકટ થાય છે તેમાં પણ બાળકોને અતિ ગંભીર બનાવવા તરફ લક્ષ વધારે આપવામા આવે છે—અથવા તો ગંભીરતાને બદલે જાણે બાળકો બુદ્ધિહીન હોય તેવા નમાલા લખાણો હોય છે. કેટલાક સારા લેખો પણ હોય છે. પરંતુ બોધ તરફ વધારે લક્ષ રાખેલું દેખાય છે વળી તે ઉપરાંત એક વલણ જોવામા આવે છે તે શરૂઆતથી જ દાબી દેવા જેવું છે બાળકો માટેના લેખો તેઓને વાચવા માટેના હોવા જોઇએ. તેઓ લેખક થાય એ તેવા લખાણોનો હેતુ હોવો જ ન જોઇએ. વાંચી સમજી શીખવા પહેલા લેખક થવાની આકાક્ષા અસ્થાને છે. તેથી ખોટી ચડસાચડસી, બાળકોને નામે મોટાં લખે તેવી ઠગાઇ અને ખરેખર બાળકો લખે તો લેખનું તદ્દન અપરિપક્વપણું એ જ પરિણામ થાય છે બાલસાહિત્યના માસિકો તે બાળલેખકો તૈયાર કરવાના યંત્રો નથી, એ વાત ભાર મૂકીને કહેવાની જરૂર છે બાળકોનુ કામ તેમને માટે તૈયાર કરેલી સામગ્રીનો ઉપયોગ કરી તેમાંથી આનંદ મેળવી, અને તેથી પ્રાપ્ત થતા શુભ સંસ્કારોને જીવનમા વાપરવાનું છે. પોતાની કાચી સમજ શકિત, અજ્ઞાન, અવ્યવસ્થિતતા વગેરેનો લાભ બીજાને આપવાની જરૂર નથી. કોઇ કોઇ બાળકો ઈશ્વરદત્ત વિરલ કલ્પનાશકિતના સામર્થ્યવાળાં હોઇ કલ્પનામય લખાણ કદાચ કરી શકે પરન્તુ લેખક થવાના પ્રયત્ન તેમની પાસે કરાવવા ન જોઇએ અને તેને ઉત્તેજન પણ બનતા સુધી ન આપવું જોઇએ. લેખક થવા યોગ્ય પોતાને

માનવાથી આત્મગૌરવ અકાળે અને અસ્થાને આવે છે અને તેવા બાળકોની મનશક્તિનો વિકાસ થતો અટકે છે.

ગુજરાતી સાહિત્ય હજી અપૂર્ણ દશામા છે તેના ઘણા ઉપયોગી વિભાગોને ઇષ્ટ સ્થિતિમાં લાવવા માટે ભગીરથ પ્રયત્નો કરવાના છે, તેને માટે પુરતા લેખકો અને કાર્ય કરનારા નથી, નાણાં ખરચનારા નથી, વાંચનારા નથી, તેમા રસ લેનારા નથી તો તેના આ ગૌણ ગણાતા વિભાગપર લક્ષ કોણ આપશે એવો પ્રશ્ન કોઇ કરે તો તેનો પ્રથમ ઉત્તર એ છે કે આપણે ધારીએ છીએ તેવો ગૌણ એ વિભાગ નથી. વળી સાવયવ વસ્તુઓ પેઠે જ સાહિત્યનો વિકાસ થઇ શકે સાહિત્યનુ એક અગ પ્રથમ પરિપૂર્ણ થાય પછી બીજુ પછી ત્રીજુ એમ ઇંટ પથરથી મકાન બધાય તે રીતે ન થઇ શકે જે જે વિભાગને અનુકૂળ સજોગો મળે, જે માટે કાર્ય કરનાર નીકળે તે તે વિભાગો ઉન્નત થતા જાય, અને તેવા અનેક સાથે પણ વૃદ્ધિ પામે તેમાં કાંઇ અશક્ય નથી. માટે અમુક વિભાગની વૃદ્ધિ થવાની રાહ જોવાની જરૂર નથી.

દેશના ભવિષ્ય માટે જેમને ઉજવળ આશા છે, ગુજરાતી ભાષાના સાહિત્ય માટે જેમને અભિમાન અને આદર છે, બાળકો માટે જેમને ઉત્કટ પ્રેમ છે તેવા સાહિત્ય પ્રેમીજનોના આ સમેલન સમક્ષ બાળકો માટે કરેલી આ માગણી ભવિષ્યમા સફળ થશે એવી શ્રદ્ધાથી આ વિચારદર્શનની સમાપ્તિ કરવાની રજા લઉં છું.



# સ્વામિનારાયણ સંપ્રદાય

## મૂળ સ્થાપકોનું ચરિત્ર, સંપ્રદાયના સિદ્ધાન્તો તથા પાછળનો ઇતિહાસ.

વિક્રમની ઓગણીસમી સદીના સુમારે બીજા પાદથી શરૂ થઇને ત્યાર પછીનો લગભગ સાઠ વર્ષનો કાળ જુદાં જુદા કારણોને લીધે ભારતવર્ષના ઇતિહાસમાં અદ્વિતીય છે એ અરસામા આર્યાવર્તમા અનેક રાજકીય, ધાર્મિક અને સાસારિક વિપ્લવો થયા, કેટલા રાજ્યો અને ધર્મપથો ઊભાં થયા અને નાશ પામ્યા, કેટલાક પરાક્રમી રણવીરો, ધર્મસ્થાપકો અને સુધારકો એ સમયપટ પર પોતાના પગલા પાડી ગયા. એ બનાવોની જુદી જુદી રીતની સારી માઠી અસર આજ સુધી હિદુસ્થાન ભોગવી રહ્યુ છે

ભગવાન્ સહજાનદની જીવનલીલા એજ વખતમા રમાઇ, તેથી એમના કાર્યની યોગ્ય પીછાણ થવાને એ સમયનુ સિહાવલોકન યોગ્ય થશે

સહજાનદ સ્વામીના જન્મ સમય (સ ૧૮૩૭, ઇ સ ૧૭૮૧) ના હિદુસ્થાન પર દષ્ટિ નાખો ઇગ્રેજી સત્તાનો પાયો નંખાઇ ગયો છે પણ હજુ એ પ્રજાને તીવ્ર રાજ્યાભિલાષા ઉત્પન્ન નથી થઇ, હજુ એમનુ ધ્યાન વ્યાપાર પરજ ચોટયુ છે, હજુ એમના અમલદારોની રાજ્ય વધારવાની વૃત્તિ ઉપર ઇગ્લાડથી સખ્ત અકુશ મૂકાયા જાય છે, એમના રાજ્યનો વિસ્તાર હજુ બગાળામાજ થયેલો છે મદ્રાસ તરફ હજુ માઇસોરનો પરાક્રમી સીપાઇ હૈદર અને તેનો પુત્ર એમને હફાવી રહ્યા છે. મરાઠા સત્તાનો અસ્ત થવા માડયો છે, પણ હજુ તેનું તેજ ઇગ્રેજોને આજી નાખે એટલું તો છે.

**સ. ૧૮૩૭ (ઇ. સ. ૧૭૮૧) માં ભારત વર્ષની રાજકીય સ્થિતિ.**

પંજાબમા શીખ સત્તાનો સ્થાપનાર પરાક્રમી રણજીતસિંહ થોડા માસનુ બાળક હોઇ પારણામાં ઝુલે છે.

ગૂજરાતમા પોપાબાઇનુ રાજ્ય ચાલી રહ્યું છે ગૂજરાતનો કોઇ માલીક રહ્યો નથી પેશ્વા અને ગાયકવાડ વારા ફરતી મરજીમા આવે તેમ ગૂજરાતનુ લીલુ ધન લુટી જાય છે. કોળી કાઠી અને ગરાસીઆ દેશવાસીઓ પરજ ધાડ પાડી લુટફાટ કરી રહ્યા છે.

હિંદુસ્થાનની રાજકીય સ્થિતિ આ તરેહની છે પણ આ સમય અનેક મહાપુરૂષોના જન્મ માટે પણ પ્રસિદ્ધ છે રણજીતનો જન્મ ગણાવ્યો. રાજા રામમોહનરાય પણ હજુ બે ત્રણ વર્ષનુ બાળક છે. ગૂજરાતમાં દયારામ બાર વર્ષનો કિશોર છે, ગિરધરના જન્મને હજુ ૫–૬ વર્ષની વાર છે, પણ ધીરો યુવાવસ્થાએ

**કેટલાક મહાપુરૂષના જન્મ.**

પહોંચ્યો છે. નીરાંત પણ યુવાવસ્થામા હશે, અને ભોજે પણ ચાબખા મારવાની શરૂઆતમાં છે. ગુજરાત કાઠીઆવાડ તથા કચ્છમાં ભક્તોનો ખળભળાટ જાગી ઉઠેલો જણાય છે. ધીરો, રણછોડ લાલો વગેરે અનેક ભક્તરાજો પ્રભુના ગુણાનુવાદ ગાતા અને ગવડાવતા આ ભૂમિમાં ફરી રહ્યા છે. એ સર્વ સંપ્રદાયોથી અલ્પ સમયમા અતિશય વધી જનાર ઉદ્ધવ સંપ્રદાયનો પાયો સ્વામિનારાયણના ગુરૂ સ્વામી રામાનંદ, તેમની શિષ્યમંડળીસહ, નાખી રહ્યા છે તેમના એક શિષ્ય ગોવિંદરામે આજ વર્ષમા ( સ ૧૮૩૭ મા ) કળિયુગના ધર્મનો ગરબો ગાઇ નીચે પ્રમાણે ભવિષ્ય ભાખ્યુ છે —

ગીતામા અર્જુનને કીધુ, કૃષ્ણ પ્રભુ શ્રીમુખજીરે,
અધર્મ કળિના વીટયા માણસ મુજથી થાશે વિમુખરે,
કળિયુગ આવ્યોજીરે
ત્યારે હુ પૃથ્વીમા પ્રગટીશ, ધર્મના સ્થાપન સારૂજીરે,
અધર્મ કળીનો નાશ કરીને, તારીશ જીવ હજારૂરે,
કળિયુગ આવ્યોજીરે
કરુણા કરીને કૃષ્ણ કળિમા પ્રગટ થાશે સુખદાનજીરે,
હરિ હરિકૃષ્ણ નામે કે'વાશે, પુરુષોત્તમ ભગવાનરે,
કળિયુગ આવ્યોજીરે
કામ, ક્રોધ, મદ, લોભના ત્યાગી, સાધુ કરશે અપારજીરે,
ધર્મ, જ્ઞાન, વૈરાગ્યે સૌની ભક્તિ કરશે વિસ્તારરે,
કળિયુગ આવ્યોજીરે.

(કડી ૫૬ થી ૫૯)

ટુંકામા કહીએ તો આ સમયમા ગૂજરાતમા ધાર્મિક જાગૃતિના ચિહ્નો દેખાઇ આવે છે આમ એક જ સમયે અનેક ભગવદ્ભક્તોનો ઉદ્ભવ થવો, અનેક મત-પંથોનો ફેલાવો થવો, એ એક અસાધારણ ઘટના છે, અને સહજ પ્રશ્ન ઉઠે છે કે એનુ કારણ શું હશે? આ સમયનો, અને કિંચિત્ તેની પૂર્વેનો ગુજરાતી સમાજ તપાસવાથીજ એનું કારણ સમજી શકાય

ગૂજરાતી સમાજ.

ગૂજરાતની રાજ્યસત્તા નિર્બળ હતી, એ આપણે જોયુ. એવી સ્થિતિમા સાધારણ જનસમાજનુ રક્ષણ પોતપોતાનાં કે ગામના મહાજનો જ કરી શકે. એટલે આ વખતમાં ગૂજરાતના મહાજનો સર્વોપરિ સત્તા ભોગવતાં એમ લાગે છે. આનો કાઇક પૂરાવો સ્વામિનારાયણ સંપ્રદાયના ગ્રંથોમાથી, તથા એ સંપ્રદાયના અનુયાયીઓ તરફની તેમની વર્ણણુક પરથી મળી આવે છે. મહાજનો પોતાના ગામના અધિકારીઓને હંફાવી શકતા એમાં કાંઈ શક નથી.

પણ જેમ મહાજનો રાજાપર અધિકાર ચલાવતા, તેમ તે પોતે ધર્માચાર્યોના સંપૂર્ણ અંકુશ તળે હતા જે સમાજના આગેવાનોને આત્મરક્ષણ માટે નિરંતર ડોળા

કાઢી તપાસના રહેવું પડે, તે આગેવાનો સ્વાભાવિક રીતે જ 'જુનું એટલું સોનું' ના પક્ષમાં રહેવાના, એ કોઇપણ જાતનો ફેરફાર અસહ્ય ગણવાના. એટલે, આ સમય પ્રગતિકોનો નહતો, ઘરરખુપણું (conservatism) એ આ સમયનું ખાસ લક્ષણ કહી શકાય. ઘરરખુપણાની એક ખાસીઅત એવી છે કે જેમાં મમત્વ બંધાયો તેના દોષો તરફ આખ મીચામણી કરવાની વૃત્તિ રહે, એટલું જ નહિ, પણ એ ગુણુ તપાસી એને સઘરી રાખવાની વૃત્તિ થાય; અથવા એ દોષોને લીધે રખેને મમત્વના વિષયની કિંમત ઘટી જાય, એ ધાસ્તીથી એનું કૃત્રિમપણે મૂલ્ય વધારવાનો પ્રયત્ન થયા કરે

આ વખતના મહાજનોનુ મમત્વ મુખ્યત્વે કરીને વલ્લભ સપ્રદાય કે જૈનમતમાં હતુ, અને એ બન્ને ધર્મપથો બહુ અધોગતિએ પહોંચેલા હતા ધર્મને નામે અનીતિ ચાલતી, અથવા અનીતિજ ધર્મરૂપ થઇ ગઈ હતી. ઘણા લાબા વખતથી એ પંથોમાં સડો પેસતો હતો, એમ અખો વગેરે સાક્ષી પૂરે છે, એટલે એ સડાનુ વિસ્તારથી વર્ણન નહિ કરીએ

આ તો બે મુખ્ય પથો કહ્યા આ સિવાય ગૂજરાતમા બીજા અનેક પંથો ચાલી રહ્યા હતા કબીર પથી, કુડા પથી, કૌલ, શાક્ત, વામમાર્ગી, શુષ્કવેદાંતી વગેરે નામો વિશેષ જાણીતા છે વેરાગીઓનાં જુદા જુદાં નામો પણ અનેક પથોનો પ્રચાર બતાવે છે બ્રહ્માનદ સ્વામી વર્ણન કરે છે કે,

> કોઉક શીશ જટા નખદીરઘ, ડોલત અગ બાઘબર ધારે,
> કેશ લુચા અરુ કાનફટા કોઉ, ઘટ બજાવત જગમ ન્યારે,
> કોઉક વીરકે વાદુ કહાવત, કોઉક દાદુ હી દાદુ પુકારે.
> .. . .. ........... ..... . ..... ....... ... ....
> ન્યાસી અરુ વનવાસી કહે ગુરુ, ઔર ઉદાસી ગુરુ મુખ ગાવે
> (બ્રહ્મવિલાસ.)

એ વેરાગીઓમાં નરસિહ, શિવ, ભૈરવ, કાલી, હનુમાન વગેરે અનેક દેવતાઓની ઉપાસના ચાલતી. વેરાગીઓનું જોર પણ ઘણું હતું. એ સર્વે શસ્ત્ર રાખતા અને મોટા મોટા ટોળામાં ફરતા, એમની સ્વારીનો ઠાઠ રાજાઓને આંજે એવો રહેતો. એ લોકોના ધર્મીય બળમાં, શસ્ત્ર બળનો ઉમેરો થતો. એમની સ્વારી જે ગામમાં જાય ત્યાં શાપની ભીતિ દાખવી આધિદૈવિક ત્રાસ, શસ્ત્રથી આધિભૌતિક ત્રાસ અને ભોજન તથા ધનની ઉઘરાણીથી આધ્યાત્મિક (માનસિક) ત્રાસ આપી ત્રણે તાપનો અનુભવ કરાવી શકતા.

આ સિવાય વહેમનો ભડાર પણ કાંઈ ઓછો નહતો. ભાગ્યે કોઇ કુટુંબ એવું હોય કે જેના ઘરનુ કોઇ મનુષ્ય—સાધારણ રીતે જીવન—ભૂત યોનિને પ્રાપ્ત થયુ ન હોય; ભાગ્યે કોઇ પોળ એવી હશે કે જેમાંનુ એકાદ ઘર ભૂતશાળા તરીકે પ્રસિદ્ધિને ન પામ્યુ હોય. ગુજરાત મૂળથીજ અહિંસાધર્મી ગણાય છે; પણ આ સમયમાં ગૂજરા-

તર્યાં કાળી, અંબા, શીતળા, મહામારી, બળીયાકાકા, ભૈરવ, વીર વગેરેના સાન્ત્વનાર્થે એટલી જીવહિંસા થતી કે સ્વામિનારાયણને એ રૂઢિ સામે હજારો રૂપીઆને ખર્ચે લડત ચલાવવી પડેલી, પોતાના જીવને અને સ્વતંત્રતાને જોખમમાં નાખવાં પડેલાં અને શાસ્ત્રાર્થો કરવા પડેલા.

ગૂજરાતની રાજકીય અને સામાજિક સ્થિતિનું તે સમયનું ચિત્ર મને આવું ભાસે છે. પરંતુ આવી સ્થિતિમાંજ ઉન્નતિનાં બીજ રહેલાં હોય છે દડાની ઉપર ચઢવાની ગતિમાંજ નીચે પડવાનું જોર સમાય છે. ઘડીઆળના લોલકના એક બાજુના ઝોકમાંજ બીજી બાજુનો ઝોક રહેલો છે ઘણી વાર આપણે કોઇ સમાજનું ખરાબ ચિત્ર જોઇએ છીએ, ત્યારે તે બહુધા સમાજના આગેવાનોને જોઇનેજ આલેખાયલું હોય છે સમાજનો મધ્યમ વર્ગ તો ઘણી ખરી વાર સમતોલ જાળવી રહેલો હોય છે. આગેવાનોના થોડા છાંટા એમને ઊડયા હોય છે ખરા, પણ એ વર્ગ ઘણે ખરે મર્યાદાવાદી, નીતિ-પ્રેમી, નિ:પક્ષપાતી અને સત્યશોધક હોય છે. જ્યાં એ સત્ય, શુદ્ધિ, નીતિ જોય છે, ત્યાં તેને વધાવી લેવા એ નિરંતર તૈયાર હોય છે જ્યાં સુધી પોતાના હિતાહિતનું એ વર્ગને જ્ઞાન થયું નથી હોતું, ત્યાં સુધી એ સમાજના આગેવાનોની પાછળ ઘસડાય છે, પણ પોતાનું હિત કયાં છે એની એને જ્યારે પ્રતીત થાય છે, ત્યારે તે હિત સાધવા, અને તેને માટે જે ભોગ આપવો પડે તે ભોગ આપવા પણ એ તત્પર થઇ જાય છે. શંકરાચાર્ય અને માર્ટિનલ્યૂથરના દિગ્વિજયો એજ નિયમથી સમજાવી શકાય આગેવાનો તો ઘણા કહેવાય છે, પણ ખરા આગેવાનો તો કેવળ સમાજને અનુસરીને ચાલનારા, સમાજનો બોલ ઝીલનારાજ હોય છે સમાજને દોરનાર આગેવાન વિરલ હોય છે. જ્યારે એવા આગેવાન પાકે છે, ત્યારે કહેવાતા આગેવાનો સિવાયનો બાકીનો સમાજ એને વણ ખરૂં નમી દે છે. ગૂજરાતમાં પણ આ સમયમાંજ અનેક ભગવદ્ ભક્તોનો ઉદ્ભવ થવો, ગૂજરાતની બહારથી પણ અનેક ભક્તોએ ત્યાં આવી વસવાટ કરવો,× એ બતાવે છે કે ગૂજરાતનોએ મધ્યમ વર્ગ પોતાનું સમતોલ જાળવી રહ્યો હતો, પોતાની આંખો ઉઘાડી રાખી બેઠેલો હતો.

**૫૦ વર્ષ પછીની સ્થિતિ.**

સહજાનંદ સ્વામીના જન્મ સમયનું ચિત્ર જોઇ, એમના દેહોત્સર્ગ સમયનું ચિત્ર પણ તપાસવું ઠીક પડશે. સહજાનંદ સ્વામીનો પૃથ્વી પર નિવાસ માત્ર ૪૯ વર્ષ, એટલે સંવત્ ૧૮૮૬ (ઈ સ. ૧૮૩૦) સુધી હતો. ઈ સ ૧૮૩૦ સુધીમાં તો ભારતવર્ષની રાજકીય સ્થિતિ પલટાઇજ ગઈ હતી. મરાઠા સત્તાનો અંત આવી ગયો હતો. આખા હિંદુસ્થાનમાં બેજ સત્તા સ્વતંત્ર અને બળવાન રહી હતી: એક ઇંગ્રેજોની અને બીજી શિખોની. સિંધિયા, હોલ્કર, ગાયકવાડ, નિઝામ, માઇસોર વગેરે સર્વે રાજ્યો ઇંગ્રેજો જોડે સંધિથી જોડાયાં હતાં, અને કેટલેક અંશે એમના તાબાનાં રાજ્યો જેવી સ્થિતિમાં અત્યારથીજ મૂકાઇ ગયાં હતાં. રણજીતસિંહની ભવિષ્યવાણી ખરી

× સ્વામિનારાયણના સાધુઓમાંથી કેટલાક જેવા કે બ્રહ્માનંદ, મુક્તાનંદ અને ઇતર હિંદુસ્તાનના હતા.

પડવાનાં સર્વ ચિહ્નો જણાઈ ચુક્યાં હતાં. જેમ કેટલાક રોગ શરૂઆતમાં તિલમાત્ર જેટલા હોઇ, બેત બેતમાં આખા શરીરમાં વ્યાપી ઊઠે છે, તેમ બંગાળના એક ભાગમાં પડેલું રક્તબિન્દુ બેત બેતામા આખા ભારતવર્ષમા પ્રસરી ગયું હતું. ગુજરાત-કાઠીઆવાડમાં ખાસ શાંતિ પથરાઈ ગઇ હતી, અને લાંબી અશાંતિથી કંટાળેલા એ પ્રાતે એ શાંતિ સ્થાપક રાજ્યકર્તાને વધાવી લીધો હતો, એમાં જરાએ શંકા નથી "ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળાં કેર ગયા કરનાર" એ વાક્યો પ્રશંસાના નથી, પણ ગુજરાતની તે વખતની ખરી લાગણી દર્શાવે છે. રાજ્ય પ્રાપ્તિની અનિચ્છા દર્શાવનાર પ્રજા એક સામ્રાજ્ય સ્થાપી રહ્યું હતું એટલું જ નહિ પણ હિંદુ ધર્મ અને સમાજમાં પણ હાથ નાંખવાની હિંમત આવે એટલું બળ એણે મેળવ્યું હતું આપણી સમક્ષ છેલ્લાં ૪–૫ વર્ષમાં જે મહાન ક્રાંતિઓ થઇ ગઇ અને હજુ થતી જાય છે, તેના સાક્ષી રહેવાનું જો આપણું ભાગ્ય ન હત, તો મનુષ્યના જીવનથી એ ઓછા અવધિમા થયેલા ભારત વર્ષમાંના આ ફેરફારો આપણને અદ્ભુત લાગ્યા વિના રહેત નહિ

આટલી પ્રસ્તાવના કર્યા બાદ, હવે આપણે સ્વામિનારાયણ સંપ્રદાયનો ઇતિહાસ તપાસીએ

**ઉદ્ધવ સંપ્રદાય.**

જેને લોકો સ્વામિનારાયણ સંપ્રદાયને નામે ઓળખે છે, તેને અમે પોતે તો ઉદ્ધવ સંપ્રદાયને નામે ઓળખાવીએ છીએ. અમારા સંપ્રદાય તરફથી બહાર પડતાં પુસ્તકો ઉપર "ઉદ્ધવ સંપ્રદાયના હરિજનો સારૂ" એવા શબ્દો છાપેલા દેખાશે આનું કારણ જાણવા માટે આપણે થોડાક પૌરાણિક કથાનો આશ્રય લેવો પડશે.

**બે સાંપ્રદાયિક કથાઓ**

શ્રીમદ્ ભાગવતમાં કથા છે કે શ્રી કૃષ્ણે સ્વધામમા પધારવા તૈયારી કરી ત્યારે તેમણે પોતાનું સર્વ જ્ઞાન ઉદ્ધવને આપ્યું, અને એને બદરિકાશ્રમમાં જવાની આજ્ઞા કરી.

બીજી એક કથા છે કે એક સમયે સર્વ ઋષિઓ નરનારાયણના દર્શન કરવાને બદરિકાશ્રમમા ગયા હતા તેજ વખતે નરનારાયણના માતા પિતા–ધર્મ તથા મૂર્તિ–પણ ત્યા આવી ચઢયાં સર્વ મુનિઓની સભા ઋષિ-પ્રભુની સમક્ષ ભરાઇ હતી, અને ભારતવર્ષમાં પ્રવર્તેલા કળિયુગનું વર્ણન મુનિઓ ભગવાન નારાયણને સંભળાવી રહ્યા હતા, અને નારાયણ મુનિનાં વચનો સાંભળી રહ્યા હતા. શ્રવણ ભક્તિમા સર્વ એટલા તલ્લીન થઇ ગયા હતા, કે શાપ પ્રવીણ દુર્વાસા ત્યાં આવી પહોંચ્યા તેનું કોઇને ભાન રહ્યું નહિ અર્થાત્ દુર્વાસા મુનિનો યોગ્ય સત્કાર થયો નહિ. તે ઉપરથી અતિ કોપાયમાન થઇ દુર્વાસાએ સર્વ સભાને શાપ દીધો કે પોતાના તપનું અભિમાન ધરી મારૂં અપમાન કરનાર તમે સર્વે ભારતવર્ષમાં જન્મ પામો, અને ત્યાં કળિયુગને લીધે બળવાન થયેલા અસુરોને હાથે અપમાન તથા દુઃખને પ્રાપ્ત કરો. આવાં શાપ વચનો સાંભળી મુનિઓ ભડકી ઉઠયા. ધર્મદેવે ધૈર્ય ધારી દુર્વાસા ઋષિને સમજાવી, શાંત પાડયા. ત્યારે દુર્વાસાએ એટલો અનુગ્રહ કર્યો કે આ નારાયણ ઋષિ તમારા પુત્ર થઇ તમને સર્વેને પોતાના આશ્રિત કરી મારા શાપથી મૂકાવશે. આટલું બોલી દુર્વાસા

પાછા ચાલ્યા ગયા. ભારતવર્ષમાં જન્મ લઇ સદ્ધર્મનું પાછું સ્થાપન કરવા ઇચ્છતા એવા નારાયણ મુનિની પ્રેરણાથી જ દુર્વાસાનું આગમન અને શાપ થયા હતા એમ નારાયણ દેવે સમજાવ્યું, અને સર્વેને શાંત પાડી, યોગ્ય અવસરે આર્યાવર્તમાં જન્મ લેવા આજ્ઞા કરી.

ઉદ્ધવ પણ આ શાપના ઝપાટામાં સપડાઇ ગયા હતા.

ઇશ્વરે ધારણ કરેલા અવતારોનાં કારણોનું પૃથક્કરણ કરતા જોઇ શકાશે કે એમાંના કેટલાક રાજકીય પરિવર્તનકરવા માટે થયા છે, અને કેટલાક કેવળ ધાર્મિક પરિવર્તન માટે છે. કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, અને કૃષ્ણ એ અવતારોનું મુખ્ય કાર્ય રાજકીય ક્ષેત્રમાં થયું છે. રામ અને કૃષ્ણ વડે ધર્મની સ્થાપના પણ થઇ, પણ એ સ્થાપના ઘણે ભાગે એમના સ્વલોક ગમન પછી જ થઇ છે. ઋષભદેવ, બુદ્ધ દત્તાત્રેય, કપિલ વગેરે અવતારો આથી ભિન્ન પ્રકારના છે યદ્યપિ ઋષભદેવ અને બુદ્ધ રાજકુમારો હતા છતા એમાંથી એકે અવતારે રાજપ્રકરણી કાર્ય સાધ્યું નથી. બાહ્ય અસુરનો નાશ કરવા એ અવતારો ઉત્પન્ન થયા નહતા, પણ એ અવતારો કેવળ સાધુ રૂપે હોઈ, સાધુ માર્ગે સદ્ધર્મનું સ્થાપન એમણે કર્યું છે. સ્વામિનારાયણને પણ એમના અનુયાયીઓએ સાધુ રૂપે એકાંતિક ધર્મના સ્થાપક અને અંત શત્રુઓનો હણનારા પરમાત્મા માન્યા છે.

આ સમયની સ્થિતિ ધાર્મિક ક્રાંતિ માટે તૈયાર થઇ રહી હતી, એ ઉપર કરેલા સિંહાવલોકન પરથી સ્પષ્ટ થયું હશે. તેથી, યોગ્ય અવસર જાણી ઉદ્ધવે ધાર્મિક ક્રાંતિનો પાયો નાખવા પ્રથમ જન્મ ધર્યો.

**સ્વામી રામાનંદ.**

અયોધ્યામા અજયપ્રસાદ અને સુમતિ નામે સરવરિયા બ્રાહ્મણ દંપતીને ઘેર સંવત્ ૧૭૯૫ ની જન્માષ્ટમીને દિવસે એક પુત્રનો જન્મ થયો. આ પુત્રનું નામ રામશર્મા પાડયું રામશર્મા બાળપણથી જ ભક્તિનિષ્ઠ હતા. બારેક વર્ષના થયા ત્યાં સુધી તેમણે ઘેર અભ્યાસ કર્યો, અને પછી વિશેષ અભ્યાસ કરવાની રુચિ જણાવી ઘેરથી નીકળી પડયા. નીકળ્યા તે નીકળ્યા જ. પાછા ઘર ભેગા કદી થયા નહિ. તીર્થાટન એમનો ધંધો થઇ પડયો. શરૂઆતમાં તો તે મુમુક્ષુ થઇ ગુરુની શોધમાં નીકળ્યા. ફરતાં ફરતાં કાઠીઆવાડમાં આવ્યા. ત્યા તળાજા ગામમાં કોઇ કાશીરામ શાસ્ત્રીને ત્યાં સંસ્કૃત ગ્રંથોનો મોટો સંગ્રહ હતો. સ્વામી રામાનંદે એને ત્યાં રહી એ ગ્રંથોનું અવલોકન કર્યું ત્યાંથી દ્વારિકાની યાત્રા કરી ત્યાં એમણે સાંભળ્યું કે ગિરનાર પાસે ગ્રંબા ગામમાં એક આત્માનંદ કરીને સંન્યાસી રહે છે તે ખરા સદ્ગુરુ છે. રામશર્મા ગ્રંબા ગામ આવ્યા અને સ્વામી આત્માનંદના શિષ્ય થઇ રહ્યા. સ્વામી આત્માનંદને યોગ્ય ગુરુ જાણી, રામશર્માએ એમની પાસે દીક્ષા લીધી, અને રામાનંદ નામ ધાર્યું.

સ્વામી આત્માનંદ અદ્વૈતવાદી હતા, અને નિરાકાર બ્રહ્મની ઉપાસના કરતા. એમના અનુગ્રહથી રામાનંદ સ્વામીને આત્મદર્શન થયું, પણ શાંતિ થઇ નહિ. રામાનંદ સ્વામીને શ્રીકૃષ્ણમાં દૃઢ નિષ્ઠા હતી, અને એને પોતાના આત્મામાં સાક્ષાત શ્રી

કૃષ્ણનું દર્શન કરવું હતું. એ કાર્ય સ્વામી આત્માનંદથી સરી શકે એમ નથી એવું એમને લાગ્યું, અને તેથી તેમણે આત્માનંદજીનો ત્યાગ કર્યો, અને વળી ગુરુની શોધમાં ચાલ્યા.

ચાલતાં ચાલતાં તે દક્ષિણમાં રામાનુજની જન્મભૂમિમાં આવ્યા. તોતાદ્રિમાં જઇ એમણે રામાનુજની ભક્તિ આરંભી. રામાનુજાચાર્યે અનુગ્રહ કરી એમને સ્વપ્નમાં દર્શન દીધું અને વૈષ્ણવી દીક્ષા આપી, તથા શ્રીકૃષ્ણનું દર્શન થાય એવું સાધન બતાવ્યું. એ રીત પ્રમાણે આરાધના કરવાથી સ્વામીને કૃષ્ણ દર્શનનો લાભ પ્રાપ્ત થયો. જે સત્ય પોતાને પ્રાપ્ત થયું હતું તે બીજાને આપવાની રામાનુજાચાર્યે એમને આજ્ઞા કરી હતી, તે પ્રમાણે હવેથી સ્વામી રામાનંદે ઉપદેશ દેવાનું આરંભ્યું. દક્ષિણથી ઉપડી છેક ઉત્તરમાં કૃષ્ણ જન્મભૂમિની યાત્રા કરી ત્યાં પોતાના ઇષ્ટદેવની આરાધના કરી. શ્રીકૃષ્ણે એમને દર્શન દઈ, પોતે જલદીથી પ્રકટ થઇ એમને મળશે, એવું વચન કહ્યું પોતાના ઇષ્ટદેવનો થનારો પ્રાદુર્ભાવ સાંભળી, હર્ષિત થઈ ગયેલા રામાનંદ સ્વામી ફરતા ફરતા પ્રયાગ આવ્યા ત્યા તીર્થ યાત્રાએ નીકળેલા સ્વામિનારાયણના માતા-પિતાનો એમને મેળાપ થયો. એ દંપતીએ રામાનંદ સ્વામીને હાથે વૈષ્ણવી દીક્ષા લીધી. રામાનંદ સ્વામી ત્યાંથી પાછા કાઠીઆવાડમાં આવ્યા, અને પોતાના અગલા ગુરુ આત્માનંદ સ્વામીને મળ્યા આત્માનંદજી સાથે ખૂબ ચર્ચા થઇ, અને પરિણામે એ પણ પોતાના શિષ્યના મતના થયા થોડાક કાળ પછી સ્વામી આત્માનંદનુ અવસાન થયુ, અને એમના સર્વે શિષ્યોએ સ્વામી રામાનંદનુ ગુરુત્વ સ્વીકાર્યું એ શિષ્યોમા હરબાઇ અને વાલબાઇ નામે બે સ્ત્રીઓ, જેનો ઉલ્લેખ આગળ ઉપર આવશે, તે પણ હતી

હવે પછી સ્વામી રામાનંદ કચ્છ તથા કાઠીઆવાડમાં ઇશ્વરાવતાર થવાનો સંદેશો સંભળાવતા ફરવા લાગ્યા અનેક જનો એમના અનુયાયી થવા લાગ્યા. રણછોડ, લાલો, ભોજો, નીરાંત વગેરે ભક્તોના મંડળોમા તો એ એકલાજ પોત પોતાના જૂથમાં અસાધારણ વ્યક્તિ લેખાતા. પણ રામાનંદ સ્વામીનુ મંડળ તો ભક્તોની શાળા જ થઇ રહ્યુ. એમાના બે–સ્વામી મુક્તાનંદ અને લાલજી સુતાર ( પાછળથી નિષ્કુળાનંદ સ્વામી )–તો આખા ગુજરાતમાં પ્રસિદ્ધ થયા છે જે નટનું આગમન સૂચવવા માટે પોતે ડુગ ડુગી બજાવે છે એમ તે કહેતા હતા, તેને આવવાની વાટ જોતા, એ અને એમના સર્વ શિષ્યો શ્રીકૃષ્ણ ભજનમા તલ્લીન થઇ આનંદમા દિવસ ગાળતા હતા.

હવે આપણે એ મહાન ખેલાડીનું જીવન હાથ ધરીએ.

**સહજાનંદ સ્વામી– માતા પિતા.**

લખનૌથી ચ્યપારણ્ય તરફ જતી ગાડી પર ' છપૈયા સ્વામિનારાયણ ' નામે એક નાનકડું સ્ટેશન આવે છે અયોધ્યાથી એ સાતેક ગાઉ થાય છે. એ ગામમાં હરિપ્રસાદ પાંડે નામે એક સરવરિયા બ્રાહ્મણ તેની પત્ની પ્રેમવતીની સાથે રહેતા હતા અને દંપતી શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ કરતાં હતાં, અને સદાચરણથી રહેતાં હતાં. કહો કે ધર્મ અને ભક્તિના સાક્ષાત અવતાર જ હતાં. સ્વામિનારાયણના જન્મ પહેલાં તેમની આર્થિક સ્થિતિ બહુજ દુર્બળ હતી, અને કોઇક દુષ્ટ લોકો એમને ત્રાસ આપી

પૂજતા. એમ પણ જણાય છે. આથી પોતાના જ્યેષ્ઠ પુત્ર રામપ્રતાપને એના મામાને સોંપી, એ બન્ને જણા તીર્થ યાત્રાએ નીકળ્યાં. તીર્થાટન કરતાં કરતાં પ્રયાગમાં એમને રામાનંદ સ્વામીનો મેળાપ થયો એ વાત જણાવી છે. ત્યાંથી ગોકુળ-વૃંદાવન જઇ, ત્યાં એમણે શ્રીકૃષ્ણની આરાધના કરી. શ્રીકૃષ્ણે એમને ઘેર અવતરવાનું વરદાન આપ્યું.

**અશ્વત્થામાનો શાપ.**

ત્યાંથી આગળ જતાં જે વાત બની તે અતિશય અદ્ભુત છે. સંપ્રદાયના સર્વે ગ્રંથોમાં એ વાત લખાયલી છે, અને એ સર્વે ગ્રંથો સ્વામિનારાયણના સમયમાં જ અથવા ત્યાર પછી દશ વર્ષની અંદર લખાયલા હોવાથી, વિશેષ ચમત્કારિક છે. વાતો આ પ્રમાણે છે. આગળ જતા ધર્મ-ભક્તિ એક અરણ્યમાં ભુલાં પડયાં. ત્યાં તેમને દ્રોણ-પુત્ર ચિરંજીવી અશ્વત્થામા મળ્યો શ્રીકૃષ્ણ પ્રકટ થશે એમ ધર્મદેવ પાસેથી સાંભળી તેણે કહ્યું કે,—

માટે હું પણ છઉં અશ્વત્થામા રે, દઉં છુ શાપ સુણો નર વામા રે
જેહ પુત્ર થાય તમારો રે, કહુ શસ્ત્ર તે કેદી મ ધારો રે.
શસ્ત્ર વિના શત્રુ કેમ મરશે રે, મારા શાપે શસ્ત્ર ન ધરશે રે,
એમ કરતા શસ્ત્ર લેશે હાથ રે, તો જીતશે નહિ વેરી સાથે રે

( ભક્તચિંતામણી, અ. ૧૫, ૫૧-૫૨ )

આ શાપ સાંભળી ધર્મ ઉદાસ થઇ ગયા, અને એમણે પોતાના કુળદેવ હનુમાનની સ્તુતિ કરી. તે ઉપરથી હનુમાને પ્રકટ થઇ નીચે પ્રમાણે આશ્વાસન આપ્યુ —

કૃષ્ણ થશે બહુ બુદ્ધિવંત રે, કરશે બુદ્ધિયે દૈત્યનો અંત રે,
એને નહિ પડે શસ્ત્રનું કામ રે, કળે ટાળશે દૈત્યનું ઠામ રે.

( ભ. ચિ., અ. ૧૬, ૭ )

હથિયાર સંબંધી કાયદાથી આખા હિંદુસ્થાન પર પાછળથી પડેલા શાપની આમાં કેવી વિસ્મયકારક આગાહી છે! સહજાનંદ સ્વામીનું જીવન તથા સ્વામિનારાયણ સંપ્રદાયનો ઇતિહાસ અને સમકાલીન ભારત વર્ષના ઇતિહાસમાં કેટલુ બધુ સામ્ય છે તે હુ આગળ જણાવીશ પ્રસંગોપાત આ બીના અત્રે જણાવી દીધી છે.

**જન્મ.**

તીર્થોમાં ફરી આવી ધર્મ દેવ પાછા છપૈયામા આવી વસ્યા ત્યાં સંવત્ ૧૮૩૭ ની રામનવમીને દિને રાત્રે ૧૦ વાગે ઉદ્ધવ સંપ્રદાયીઓના ઇષ્ટ-દેવનો જન્મ થયો જે જગ્યાએ એમનો જન્મ થયો, ત્યાં એક સુંદર મંદિર બંધાવી બાળઘનશ્યામની શ્વેત આરસપહાણની મૂર્તિ સ્થાપવામાં આવી છે. સહજાનંદ સ્વામીનું કૌટુંબિક નામ ઘનશ્યામ હતું, એટલે આપણે એને હાલ ઘનશ્યામ નામે જ ઓળખશું

ઘનશ્યામનો બાલ્યકાળ નિર્વિઘ્ને પાર પડયો નહોતો. સામુદ્રિક શાસ્ત્ર પ્રમાણે ઉત્તમ ગણાતાં સર્વે ચિન્હો ઘનશ્યામમાં દૃષ્ટિગોચર થતાં હતાં એમનાં બેઉ ચરણમાં ચાળગ ઉર્ધ્વરેખા હતી. મંદિરોમાં એમનાં ચરણની છાપોનો જે સંગ્રહ છે તેમાંથી

સ્પષ્ટ ઊઠેલી છાપોમાં એ સારી રીતે જોઇ શકાય છે. ઊર્ધ્વરેખા એ મહાત્માની નીશાની ગણાય છે. એ ચિહ્નધારી હજારો મનુષ્યોના નિયંતા થાય એમ મનાય છે. તે ઉપરાંત એમના હાથમાં પદ્મનું ચિહ્ન, ચરણમાં બીજાં પદર ચિહ્નો વગેરે પણ સામુદ્રિક લક્ષણો હતાં. છપૈયાની સમીપમાં કોઇ કાલીદત્ત નામે શક્તિનો ઉપાસક રહેતો હતો એમ લખાયું છે કે કાલીદત્તે ઘનશ્યામની ષષ્ઠીને દિવસેજ એનો ભોગ આપવા એમનું હરણ કરાવ્યુ હતું, પણ છેવટે પકડાઇ ગયો હતો ત્યાર પછી ઘનશ્યામ અઢી વર્ષના થયા ત્યારે એમના ચૌલ સંસ્કારને દિવસે પણ એ કાલીદત્ત કાંઇક અભિચાર કર્યો હતો, પણ એમાથી એનું પોતાનુંજ મૃત્યુ નીપજ્યું હતું

**બાલ્યાવસ્થા.**

આ બનાવ પછી ધર્મ—ભક્તિ છપૈયા છોડી અયોધ્યા રહેવા ગયા. અયોધ્યામાં એમની આર્થિક સ્થિતિ પણ સુધરી. યોગ્ય કાલે ઘનશ્યામનો ઉપવીત સસ્કાર થયો, અને એમણે સસ્કૃતનો અભ્યાસ પોતાના પિતા પાસે કરવા માડયો બાળપણથીજ ઘનશ્યામને તપનો 'છન્દ' હતો. વ્રત નિયમો કરવા, દેવ દર્શને જવું, કથા સાભળવી એઉપર અત્યંત શ્રદ્ધા હતી તે સાથે એમના વડીલ બધુએ લખાવેલી વાતોમાથી એમ પણ જણાય છે કે ઘનશ્યામ નાનપણમા અખાડામાં જતા, ખૂબ કસરત કરતા, અને એમનાથી મોટી વયના છોકરાઓને પણ કુસ્તીમા હરાવતા ઘનશ્યામને તપ અને વૈરાગ્ય જ પ્રિય છે એવી છાપ એમના પિતા ઉપર ચોક્કસ પડી હશે એમાં કાંઇ સશય નથી ઘનશ્યામથી નાના એક ઇચ્છારામ નામના ભાઇ હતા ધર્મદેવે પોતાના જીવતાજ રામપ્રતાપનુ લગ્ન અને ઇચ્છારામનું વેશવાળ કરી રાખ્યા હતા, પણ ઘનશ્યામ વિષે એમણે પોતાના અત સમયે પોતાના બીજા બે પુત્રોને ભલામણ કરતા કહ્યુ હતુ કે એની સભાળ રાખજો. એ ઘર માંડશે નહિ, ભૂખ્યો હશે તો એ ખાવાનુ માગશે નહિ ઘનશ્યામને પણ કહ્યુ કે તમે ઘરમાથી ઉદાસ થાઓ તો રામાનદ સ્વામીને શોધી કાઢી એની પાસે રહેજો.

**નિષ્ક્રમણ.**

ભક્તિ અને ધર્મ બન્નેનો ઘનશ્યામની અગિયાર વર્ષની વયે છ મહીનામા સ્વર્ગવાસ થયો ત્યાર પછી ઘનશ્યામની સભાળ તેની ભાભી સુવાસિની રાખતાં સુવાસિનીનો દિયર ઉપર અત્યંત પ્રેમ હતો. ઘનશ્યામ પણ એમનું હેત જીવનપર્યંત યાદ કરતા. જોખન પાંડે એટલે મોટાભાઇનો સ્વભાવ બહુ તીખો હતો ધર્મદેવના અવસાન પછી ત્રણેક માસે એક વાર ઘનશ્યામ વિષે કોઇ છોકરાઓએ મોટા ભાઈને ફરિયાદ કરી, તેથી ભાઇએ ઘનશ્યામને બહુ ઠપકો આપ્યો ઘનશ્યામે તે વખતે એટલુજ કહ્યુ કે હવે મારે વિષે તમને ફરિયાદ નહિ આવે રામપ્રતાપ ભાગ્યે જ તે વખતે એ વાક્યનો અર્થ સમજ્યા હશે. પણ, બીજે દિવસે સવારે જોય તો ઘનશ્યામ અદૃશ્ય ! સરયૂમાં, એમને રોજ જવાનાં મદિરોમા, અખાડાઓમાં અને એમના મિત્રોમા શોધખોળ કરી, પણ ઘનશ્યામનો પત્તો લાગ્યો નહિ. સવત ૧૮૪૯ની આષાઢ સુદી દશમ, એ ઘનશ્યામ મહારાજનો નિષ્ક્રમણ દિવસ છે.

તપસ્પ્રિય ઘનશ્યામને તો વૈરથી છૂટવાનું નિમિત્ત જ જોઇતું હતું. આ પછીનાં સાત વર્ષ સુધી ઘનશ્યામ નીલકંઠને નામે ઓળખાયા હતા. એટલે હવે આપણે એને એ જ નામે બોલાવીશું. નીલકંઠનો વર્ણિવેષ આ પ્રમાણે વર્ણવ્યો છે

વિચરણ.

મુંજની મેખલાને આધારે બહિર્વાસે સહિત કૌપિન પહેર્યું છે, શરીરે મૃગચર્મ ઓઢ્યું છે; એક હસ્તમાં પાલાશનો દંડ પકડયો છે; બીજા હાથમાં માળા, કમંડળ, ભિક્ષાપાત્ર ને જળગરણું એટલા રાખ્યાં છે, ખભે યજ્ઞોપવીત શોભે છે, અને તે ઉપર નિત્યપાઠ કરવાનો ગુટકો કપડામાં બાંધી લટકાવ્યો છે, કંઠમાં તુળસીની બેવડી માળા વિરાજે છે, અને શાલિગ્રામ તથા બાળમુકુંદનો બટવો બાંધ્યા છે, લલાટમાં ચાંદલા સહિત ઉર્ધ્વપુંડ્ર તિલક કર્યું છે; અને મસ્તક ઉપર જટા વધવા માંડી છે.

વર્ણિવેષ નીલકંઠ સરયૂ નદી ઉતરીને ઉત્તર દિશા તરફ ચાલ્યા, અને કેટલેક દિવસે હિમાલયમાં મુક્તનાથ ક્ષેત્રમાં પહોંચ્યા ત્યાં એમણે સૂર્યનું તપ કર્યું. ત્યાથી પાછા દક્ષિણ તરફ ઉતર્યા, ત્યા એક વનમા એમણે એક વડતળે ગોપાળ નામના એક યોગીને બેઠેલા જોયા. ગોપાળ યોગીએ અષ્ટાગ યોગ સિદ્ધ કર્યો હતો નીલકંઠ એમની પાસે એક વર્ષ સુધી રહ્યા, અને અષ્ટાગ યોગની સર્વ કળાઓ શીખ્યા ગોપાળ પણ જાણે પોતાની વિદ્યા નીલકંઠને શીખવવા માટેજ જીવતા રહ્યા હોય એમ થયુ, નીલકંઠનો અભ્યાસ પૂરો થયો, અને ગોપાળ યોગીનું આયુષ્ય પણ પૂરૂ થયુ. નીલકંઠે ગોપાળયોગીની ઉત્તર ક્રિયા કરી, અને આગળ પાછું ઉત્તરમા આદિવરાહ નામે તીર્થ તરફ પ્રયાણ કર્યું ત્યાથી નીલકંઠે બંગાળનો રસ્તો લીધો રસ્તામા એક સીરપુર (?)કરીને ગામ આવ્યુ. ત્યાંના અધિકારી સિદ્ધવલ્લભે નીલકંઠને ચાતુર્માસ રાખી તેમનો આદર સત્કાર કર્યો હતો. બંગાળમા નીલકંઠને જે કાર્ય કરવું પડ્યુ તે જંત્ર મંત્ર પરથી શ્રદ્ધા ઉઠાડવાનુ. આ વખતે બંગાળમાં જ્યાં જુઓ ત્યાં મંત્રવાદીનું જોર જણાતું. કોઇએ કાળીવશ કરેલી, કોઇએ ભૈરવ, કોઇએ હનુમાન; કોઈ મૂઠ મારી શકે અને કોઇ સિદ્ધિ દેખાડી શકે સીરપુરમાં અને આગળ ચાલતાં કામાક્ષીદેવીનું મંદિર છે તેની પાસેના એક ગામડામાં નીલકંઠને મંત્રવાદીઓ સાથે સારી પેઠે ટક્કર ઝીલવી પડી બન્ને ઠેકાણે મંત્રવાદીઓએ નીલકંઠનો પરાભવ કરવા માટે પોતાના સર્વ અભિચાર કર્યા, પણ એમાં તેઓ નિષ્ફળ ગયા. સીરપુરમાં નીલકંઠનુ સન્માન થવાને આ એક કારણ થયુ. પણ આથી એ અન્ય વેરાગીઓને ઇર્ષાનું કારણ થઇ પડયા.

ત્યાથી નીલકંઠે જગન્નાથ પુરીનો રસ્તો લીધો રસ્તામાં નવલખા પર્વત (?), બાલવાકુંડ, કપિલાશ્રમ વગેરે તીર્થો પણ જોયા પુરીમાં એમને કેટલાક વેરાગીઓએ ઘણો ત્રાસ આપ્યો જણાય છે. ત્યાં કેટલાક માસ રહી દક્ષિણનો રસ્તો લીધો, શિવકાંચી, વિષ્ણુકાંચી, શ્રીરંગપુર, સેતુબંધ રામેશ્વર વગેરે સર્વે તીર્થો ફર્યા. સેતુબંધ રામેશ્વર જતા રસ્તામાં તેમને એક સેવકરામ નામે સાધુ મળ્યો. સેવકરામને અતિસાર થયો હતો, અને ઊઠવા બેસવાની પણ શક્તિ રહી ન હતી. સેવા કરનાર કોઇ નહિ તેથી તે રડવા લાગ્યો. નીલકંઠને એની દુર્દશા જોઇ દયા આવી. એક વડના

વૃક્ષ તળે કેળની પથારી કરી, ત્યાં સેવકરામને રાખ્યો, અને બે મહીના [illegible] ચાકરી કરી. સેવકરામ પાસે એક હજાર રૂપીઆની સોના મહોર હતી. તેમાંથી [illegible] ખાંડ, સાકર, ઘી અને અન્ન મંગાવી ખાતો, અને એક શેર ઘી જમીને પચાવે એવો બળવાન્ થયો નીલકંઠ પોતાને માટે વસ્તીમાંથી અન્ન માગી લાવતા અને જમતા. ભિક્ષા ન મળે તે દિવસે ઉપવાસ કરવો પડતો. આટલી સેવા કર્યાં છતા કોઇ દિવસ સેવકરામે એક પૈસાભાર અન્ન નીલકંઠને આપ્યુ નહિ. સારા થયા પછી, સેવકરામ પોતાનો મણ એકનો ભાર નીલકંઠ પાસે ઉપડાવતો. નીલકંઠ વૃત્તિ તો ભાર નામે એક રુમાલ પણ રાખવાની નહિ, પણ સાધુ જાણી સેવકરામનો બોજો ઉઠાવતા. છેવટે એને કૃતઘ્ન જાણી નીલકંઠે તેનો ત્યાગ કર્યો રામેશ્વરની યાત્રા કર્યા પછી નીલકંઠે પાછુ પશ્ચિમ કિનારેથી ઉત્તર તરફ ચાલવા માંડયુ રસ્તામાં એમને પાંચ પાંચ દિવસના ઉપવાસ પડતા સુંદરરાજ, ભૂતપુરી, પદ્મનાભ, સાક્ષીગોપાલ વગેરે સર્વ દક્ષિણનાં ક્ષેત્રો ફરી, નીલકંઠ પંઢરપુર ગયા અને ત્યાં બે મહીના રહ્યા ત્યાંથી નાસીક જઇ, ગૂજરાતનો માર્ગ લીધો, અને છેવટે કાઠીઆવાડમાં પ્રવેશ કર્યો સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદી ૬ ને દિવસે નીલકંઠ માંગરોળ બંદરથી બે-ત્રણ ગાઉ દૂર લોજ નામે ગામમા આવી લાગ્યા, અને ગામ બહાર એક વાવમાં સ્નાન કરી પૂજા કરવા બેઠા આ તિથિ સત્સંગીઓનો મંગલ દિવસ છે, કારણ કે આ દિવસથી સ્વામિનારાયણના જીવનનો ત્રીજો કાળ શરૂ થાય છે આ પછીનાં ત્રીસ વર્ષ સ્વામિનારાયણે ગુજરાત અને કાઠીઆવાડમાંજ ગાળ્યા, અને ઉદ્ધવ સંપ્રદાયની ધર્મધુરા વહી

મંગળ દિવસ.

લોજ એ સ્વામી રામાનંદનુ એક મુખ્ય સ્થાન હતું અહીં સ્વામી મુક્તાનંદ એમના કેટલાક શિષ્યો સહિત રહેતા હતા. જે વખતે નીલકંઠ બ્રહ્મચારી વાવ ઉપર બેઠા હતા, તે વખતે મુક્તાનંદના હાથ તળેના એક સાધુ સુખાનંદ એજ વાવ ઉપર સ્નાન કરવા આવ્યા એમણે નીલકંઠને જોયા, અને જોતા વાર કાંઇક અવર્ણ્ય સ્નેહની લાગણી અનુભવી એમણે નીલકંઠને ક્યાંથી આવ્યા, ક્યાં જવું છે, માતપિતા કોણ છે વગેરે પ્રશ્નો પૂછયા નીલકંઠે બ્રહ્મપુરથી આવ્યો, બ્રહ્મપુર જવું છે, અને જે ત્યા લઇ જાય તેજ ખરા માબાપ છે એવો ઉત્તર આપ્યો. આવા ઉત્તરથી સુખાનંદને આનંદ થયો એણે પ્રત્યુત્તર કર્યો કે મોક્ષની ઇચ્છા હોય તો સ્વામી રામાનંદને ગુરુ કરો, એમના એક શિષ્ય મુક્તાનંદ અહીં રહે છે તેની પાસે ચાલો, તમારા દર્શનથી એમને પણ આનંદ થશે નીલકંઠને સાત વર્ષની તીર્થયાત્રામાં આવા વિનયી સંત મળ્યા નહતા એમનુ ચિત્ત પ્રસન્ન થયુ, અને સાત વર્ષે એમણે ગ્રામવાસ પાછો સ્વીકાર્યો.

આ સાત વર્ષની તપશ્ચર્યાથી નીલકંઠનો દેહ તદન સૂકાઇ ગયો હતો પોતાના બાળપણની વાત કરતાં એમણે એકવાર કહ્યું છે કે, "મુને સ્વામી કાર્તિકની પેઠે એવા જ વિચાર ઉપનો જે મારે મારા શરીરમાં માતાનો ભાગ જે રુધિર અને માંસ તે રહેવા દેવું નથી, માટે ઘણેક પ્રયત્ને કરીને શરીરને એવું સુકવી નાંખ્યુ જે શરીરમાં કાંઇક વાગે તો પાણીનું ટીપું નીસરે પણ રુધિર તો નીસરે જ નહિ." (વચનામૃત

[illegible]થી ઉપરાંત પરસેવા વાટે પણ ધાતુઓનો નાશ થઇ શકે છે એવું એમનું માનવું; ત્યારથી શરીરે પરસેવોજ ન વળે, એવા પ્રકારનાં આસનો સાધ્યાં હતાં, તેથી સ્વામી રામાનંદને આવળના પાટા બંધાવી પરસેવો છૂટવાનો ઉપાય યોજવો પડયો હતો.

અલ્પકાળમાં મુક્તાનંદસ્વામી અને નીલકંઠ વચ્ચે અતિશય સ્નેહ બંધાયો. સ્વામી રામાનંદને મળવાને નીલકંઠ અધીરા થઇ ગયા એ સદ્ગુરુ તે વખતે કચ્છમાં હતા, તેથી નીલકંઠ ત્યાં જવાને તૈયાર થયા, પણ સ્વામી મુક્તાનંદે સ્વામી રામાનંદની આજ્ઞા મંગાવવા એક પત્ર લખી તેનો જવાબ આવે ત્યા સુધી પોતાની પાસેજ રહેવા તાણ કરી. મુક્તાનંદ સ્વામી તથા નીલકંઠ બન્નેએ સ્વામી રામાનંદ ઉપર પત્ર લખ્યો. એ પત્ર વાંચતાજ સ્વામી રામાનંદે સભા વચ્ચે કહ્યુ કે જેની હુ વાટ જોતો હતો તે આવી પહોંચ્યા તે વખતે લાલજી સુતાર ( નિષ્કુલાનંદ સ્વામી ) પાસે બેઠા હતા. તેણે સ્વામીને પૂછ્યુ, 'એ નવા આવનાર સ્વામી રામદાસ (સંપ્રદાયના એક સાધુ ) જેવા છે ?' સ્વામીએ કહ્યુ, 'રામદાસ તે શું ? એથી બહુ મોટા' લાલજીએ પૂછ્યું, 'ત્યારે મુક્તાનંદ સ્વામી જેવા ?' સ્વામી કહે, 'એથી એ બહુ મોટા.' લાલજીએ પૂછ્યુ, 'આપ જેવા ?' સ્વામીએ કહ્યું, 'અમે પણ શું એમની આગળ ! અમારાથી પણ બહુ મોટા.' સ્વામી નિર્ગુણદાસ લખે છે કે ઘણા વર્ષ પછી નિષ્કુળાનંદ સ્વામીને જ્યારે આ વાતની ખાત્રી થઇ, ત્યારે એમણે આ વાત કહી બતાવી હતી અને બોલ્યા કે 'આજે એ વાત સમજાઇ.'

સ્વામી રામાનંદે નીલકંઠને લોજમાજ સ્વામી મુક્તાનંદની આજ્ઞામા રહી, પોતે ત્યાં આવે ત્યા સુધી સાધુઓને હઠયોગ શીખવવા લખ્યુ અને કહેવડાવ્યુ કે જો મોક્ષનો ખપ હોય તો થાંભલે બાથ ભીડીને પણ રહેવું પડે સાથે સાથે લોકહિતાર્થે શરીરની સંભાળ લેવા પણ ભલામણ કરી.

બ્રાહ્મણે આવી સ્વામીનો કાગળ આપી સંદેશો કહ્યો. નીલકંઠ તુર્તજ ઊઠયા અને થાંભલે બાથ ભીડી ઊભા રહ્યા, તે મુક્તાનંદ સ્વામીની આજ્ઞાથી બાથ છોડી.

હવે મુક્તાનંદ સ્વામીની આજ્ઞામા રહેવુ એ નીલકંઠ વર્ણીનો નિયમ થઇ રહ્યો છાણ ભેગું કરવાથી લઇને સર્વે કામો એ સ્વામીની આજ્ઞા પ્રમાણે બજાવતા

કિન્તુ, આ અરસામા પણ એમણે પોતાનું શ્રેષ્ઠત્વ સિદ્ધ કર્યું અત્યાર સુધી

એમણે કરેલો પહેલો ફેરફાર.

રામાનંદ સ્વામીએ સ્ત્રી-પુરૂષોની સભાઓ જુદી કરવાની પ્રથા પાડી નહતી. રામાનંદ સ્વામીના આશ્રમમાં મુક્તાનંદ સ્વામી રોજ કથા કરતા અને સ્ત્રી પુરૂષો અને સાધુઓ સર્વે ભેળા બેસી સાંભળતા. ત્યાગીઓએ અષ્ટાંગ બ્રહ્મચર્ય પાળવું જોઇએ એવો નીલકંઠનો આગ્રહ હતો. અષ્ટાંગ બ્રહ્મચર્ય એટલે સામાન્ય બ્રહ્મચર્ય ઉપરાંત સ્ત્રી સાથે કે સ્ત્રીઓને સંભળાવવાના ઉદ્દેશથી વાત ન કરવી, સ્ત્રીને સંદેશો ન મોકલવો, એને અડકવું નહિ, એની સામે દૃષ્ટિ માંડી જોવું નહિ, દેવતા વિનાની અન્ય સ્ત્રીનાં ગુણ કીર્તન ન કરવાં કે સાંભળવાં, તેવી સ્ત્રીની મૂર્તિ કે ચિત્રને પણ ન જોવી કે અડકવું, અને સ્ત્રીને ન્હાવા ધોવાની જગ્યાએ ન્હાવા ધોવા જવુ નહિ. નીલકંઠને સ્ત્રી-પુરુષોની ભેળી સભા પસંદ પડી નહિ. એમણે સ્ત્રી-પુરૂષોને જુદાં બેસાડયાં; અને સ્ત્રીઓને જુદી

રીતે બેસાડી કે સંન્યાસીઓની દૃષ્ટિ સ્ત્રીઓ પર પડે નહિ, અને કથાકાર પુરુષોમાં જ બેઠા હોય. પાછળથી દેવમંદિરો થતાં સ્ત્રીઓને દર્શન વગેરે કરવા માટે જુદાં દરવાજો રાખવાની વ્યવસ્થા કરી, અને મંદિરોમાં હોય ત્યાં સુધી સ્ત્રી–પુરુષોએ એક બીજાને અડકવું નહિ એવી આજ્ઞા કરી.

સ્વામિનારાયણના આ નિયમ વિરુદ્ધ બહુ ટીકા થઇ છે. કહેવાય છે કે એમ વાડામાં રહી બ્રહ્મચર્ય પાળવું એમાં તે શું ? સ્વામિનારાયણના વખતમાં પણ એક વેરાગીએ આવી એમને કહ્યું, સ્વામિનારાયણ, તમે બધુ તો ઠીક કર્યું. પણ એક વાત બહુ ભુંડી કરી સ્વામિનારાયણે પુછ્યું, કઇ વાત, બાવાજી ? વેરાગીએ કહ્યું, સ્ત્રી–પુરુષોની સભા જુદી કરીને બ્રહ્મમાં ભેદ પાડયો એ. સ્વામિનારાયણે કહ્યું ભાઇ, એ તો વસ્તુ જ એવી છે કે ભેળાં થઇ જાય, એ તો અમે એક સૂગાળા આવ્યા છીએ, તે અમારી સૂગથી એમને જુદા રાખી શકયા છીએ, તે અમારી સૂગ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી જુદાં રહેશે, પછી એક તો છે જ

આ ઉત્તરમાંજ આ પ્રથાનુ તાત્પર્ય રહ્યુ છે. વાડામાં રહી બ્રહ્મચર્ય પાળવું સહેલું હશે, પણ વાડામાં રોકાવુ એ જ કઠણ વસ્તુ છે. જે દિવસે સ્વામિનારાયણે બે સભા જુદી કરવા વિષે વાત કાઢી, તે દિવસે મુક્તાનંદ સ્વામીને પણ એ રુચી નહિ એમણે નીલકંઠની વાતને અતિ વૈરાગ્યવાળી કહી ઉડાવી દીધી મુક્તાનંદ સ્વામી અતિશય ઉત્તમ વક્તા હતા એમની કથા સાંભળવા સ્ત્રી–પુરુષો અતિ ઉત્સાહથી આવતા કવિ દલપતરામ કહે છે કે હિમગિરિમાંથી જેમ ગંગાનો પ્રવાહ નીકળે, તેમ એમના મુખમાંથી કથા નીકળતી. જેવું એમનું વક્તૃત્વ હતું, તેવુ જ તેમનુ રૂપ પણ હતુ કહે છે કે એમનું રૂપ એટલુ બધુ સુંદર હતું કે એને લીધે એ ચિત્તાકર્ષક ન થાય તે માટે એ પોતાનુ આખુ શરીર એવી રીતે ઢાંકતા કે માત્ર મ્હોડાનો થોડોક ભાગ જ દેખાય આટલુ છતાં નીલકંઠે એક યુક્તિ રચી મુક્તાનંદ સ્વામીની કથા ચાલતી હતી, તેમાં એમણે કહ્યુ કે હુ બીજી કથા કરવા ઇચ્છુ છું જે પુરુષોને સાંભળવી હોય તે આવે નીલકંઠ દૂર જઇ બેઠા અને કથા કરવા માંડી મુક્તાનંદ સ્વામીનો ગંગા પ્રવાહ છોડીને પણ એક પછી એક બધા પુરુષો નીલકંઠની સભામાં જઇ બેસી ગયા મુક્તાનંદ સ્વામીના શિષ્યો પણ ત્યાં ગયા, અને છેવટે મુક્તાનંદ સ્વામી સ્ત્રીઓ વચ્ચે એકલા રહ્યા. મુક્તાનંદ સ્વામી નીલકંઠનો પ્રભાવ ઓળખી ગયા અને પુસ્તક વીંટાળી દઇ બોલ્યા, હવે અમારી કથા પૂર્ણ થઇ, અમે પણ હવેથી નીલકંઠની કથા સાંભળવા જ બેસીશું. ત્યારથી બે સભાની પ્રથા પડી ગઇ

આ પ્રથાનું એક પરિણામ એ આવ્યું કે જ્યાં જ્યાં સ્વામિનારાયણનાં મંદિરો હોય ત્યાં ત્યાં સ્ત્રીઓ માટે પણ એક જુદું મંદિર કરવાનો રીવાજ પડયો એ મંદિરમાં કોઇ ત્યાગી* સ્ત્રીઓ હોય તો તે રહે, નહિતો સર્વે સત્સંગી સ્ત્રીઓને ભેગા

* ટીપ—ત્યાગી આનો અર્થ ચતુર્થાશ્રમવાસિની સ્ત્રી એવો કરવાનો નથી, પણ સાંસારિક જંજાળોને છોડીને ભગવત્પરાયણ જીવન ગાળવા ઇચ્છતી, વિધવાના ધર્મ પૂર્ણપણે પાળતી, બ્રહ્મચર્યને રાખતી સ્ત્રી એવો કરવાનો છે શિક્ષાપત્રી પ્રમાણે વિધવાને પુરુષોને અડવાનો પણ નિષેધ છે એમાં પોતાના સમીપ સબંધી તથા ધાવણા બાળકોને બાતલ રાખ્યા છે, પણ ત્યાગી બાઇઓ પુરુષ માત્રનો સ્પર્શ વર્જિત ગણે છે.

મળી કથા, કીર્તન અને જ્ઞાન વાતો કરવાનું સ્થાનક તરીકે એ જગ્યા વપરાય. આવી રીતે સ્ત્રીઓ માટે જેમ દર્શનાદિકની જુદી સોઇ કરનાર તેમ જ્ઞાન મેળવવા સ્વતંત્ર વ્યવસ્થા કરનાર પણ સ્વામિનારાયણ પહેલાજ છે. આમ કરવાથી સ્ત્રીઓને વાંચતાં લખતાં શીખવાનું આવશ્યક થયું. સ્વામિનારાયણ સંપ્રદાયની ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રીઓ અને ખાસ કરીને વિધવા સ્ત્રીઓ બહુધા લખી વાંચી શકે છે જ ત્યાગી સ્ત્રીઓના નિયમ ત્યાગી પુરુષોના જેટલા આકરા નથી હોતા, એટલે ત્યાગી સ્ત્રીઓ ત્યાગી પુરુષો સિવાયના અન્ય પુરષો જોડે જરૂર પડે સંભાષણ કરી શકે છે, પણ તેમનો સ્પર્શ કરી શકતી નથી વળી સ્ત્રીઓ પોતાના જ્ઞાનમા વૃદ્ધિ કરી શકે એ હેતુથી સંપ્રદાયમાં જ્યારે મહાકથાઓ કરવાના પ્રસંગો આવે છે ત્યારે તેમને બેસવાની ઇત્યાદિ સગવડ પણ રાખવામા આવે છે.

સંન્યાસી ધર્મના આ વિષેના આગ્રહને લીધેજ નીલકંઠે લોજમાં એક બીજું કામ પણ કર્યું જે ઘરમાં સ્વામી રામાનંદના સાધુઓ રહેતા હતા, તેની પાડોશના મકાનમા કોઇક સ્ત્રીઓ રહેતી હતી. બે ઘરની વચ્ચે દેવતાની આપ લે કરવા માટે એક બાકોરૂ હતુ, સંન્યાસીઓએ દેવતા લેવા આપવાના નિમિત્તે પણ આવી રીતે સ્ત્રીઓના સંબંધમા આવવું એ નીલકંઠને રુચ્યુ નહિ તેથી એમણે સ્વહસ્તે એ છિદ્ર પૂરી દીધું એ પૂરેલું બાકું હજુ સુધી દેખાય છે

આ અરસામાંજ જ એક બીજો અદ્ભુત પ્રસંગ બન્યો. મુક્તાનંદ સ્વામી સ્નાનાદિ કરી કૃષ્ણનુ ચિંતવન કરતા બેઠા હતા ભૂલમા એમણે પોતાની તુંબડી બહાર ઓસરીમાં મૂકી હતી ધ્યાન ધરતાં એ વાત એમને યાદ આવી. ધ્યાન કરતાં ઊઠીને તુંબડી ઉંચી મૂકવી એ એમને ગમ્યુ નહિ, અને કુતરૂ આવી તુંબડીમાં મોં ઘાલી અભડાવે એ દહેશતથી એમનું ચિત્ત પણ સ્થિર થયુ નહિ નીલકંઠે પોતાના ઐશ્વર્યથી આ વાત જાણી મુક્તાનંદ સ્વામીનું ધ્યાન પુરૂ થયા પછી નીલકંઠે સ્વામીને પૂછ્યું,

> "દેવત તુંબી પાત્રમેં કિંવા દૈવત ધ્યાન ?
> "દેવત તુંબીમેં અધિક કિંવા હોઈ સમાન ?'

મુક્તાનંદ સ્વામી બીચારા ભોંઠા પડી ગયા. પણ એ નિર્માનીપણાની મૂર્તિએ એમાથી જ એ બોધ ન લગાડતા, ચિત્તની સ્થિરતા યાચી.

આ છેલ્લી બન્ને વાતો છે તો નજીવી, પણ થાડા માસમા નીલકંઠે પોતાનો કેટલો પ્રભાવ રામાનંદ સ્વામીના શિષ્યો પર પાડયો હતો તે આમાંથી સારી રીતે જણાઇ આવે છે નીલકંઠને તો હજુ મૂછે ફુટવા માંડી નહતી. ૧૮-૧૯ વર્ષની વય. સ્વામી રામાનંદના શિષ્યો કેટલાક વૃદ્ધ થવા આવ્યા હતા, એમનાથી તો બધા જ ઘણા મોટા હતા. નીલકંઠની બારી પૂરવાની ક્રિયાથી એ વડીલોએ અપમાન લીધુ હોત તો નવાઇ જેવું નહતું. શું પોતાને હાથે બાકું પૂરી, નીલકંઠ એ વડીલોના ચારિત્ર પર શંકા આણવા ઇચ્છતા હતા ? આવો પ્રશ્ન ઊઠી શકત; પણ એમને એમ જ પ્રતીતિ થઇ ગઇ કે તેઓ હવે એક મહાન્ શક્તિની સમીપમાં આવ્યા છે, અને એ શક્તિને અનુસરવામાં જ તેમનું હિત છે.

આમ કેટલોક વખત ગયા પછી રામાનંદ સ્વામી ગિરનાર પાસે [illegible] પીપલાણા ગામમાં આવી પહોચ્યા, અને મુક્તાનંદ સ્વામી તથા નીલકંઠ બ્રહ્મચારીને ત્યાં તેડાવી લીધા. જેવી ભારે અસર મુક્તાનંદાદિક સાધુઓ ઉપર નીલકંઠના દર્શનથી થઇ હતી, તેવી જ અસર સ્વામી રામાનંદ ઉપર પણ થઇ.

નીલકંઠને સત્સંગ રુચ્યો, અને એમણે ઉદ્ધવ સંપ્રદાયની દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. તે ઉપરથી સ્વામી રામાનંદે સંવત ૧૮૫૭ ની પ્રબોધિની એકાદશીને દિવસે એમને ભાગવતી દીક્ષા આપી અને સ્વામી સહજાનંદ તથા નારાયણ મુનિ એવા બે નામો પાડયાં.

સ્વામી રામાનંદ હવે વૃદ્ધ થયા હતા પોતે સ્થાપેલ સંપ્રદાયની જવાબદારી કોઇ બીજાને સોંપવાની જરૂરીઆત એમને લાગી. સહજાનંદ સ્વામી એમના સર્વે શિષ્યોમાં સૌથી નાના હતા, પણ સૌથી વિશેષ પ્રતાપી હતા એમાં જરાએ શક ન હતો એમણે સહજાનંદ સ્વામીનેજ પોતાની ધર્મધુરા સોંપવાનો નિશ્ચય કર્યો, અને દીક્ષાથી બરોબર એક વર્ષે એમણે સહજાનંદ સ્વામીને જેતપુરમાં પોતાની ગાદીના આચાર્ય સ્થાપ્યા. આચાર્ય પદ આપ્યા પછી રામાનંદ સ્વામીએ સ્વામિનારાયણને વર માગવા કહ્યું સહજાનંદ સ્વામીએ બે વર માગ્યા—(૧) તમારા ભક્તને એક વીંછીનું દુઃખ થવાનું હોય તેને બદલે એ દુ:ખ મને રૂવાડે રૂવાડે ભલે થાએ, પણ તમારા ભક્તને તે ન થાઓ અને (૨) તમારા ભક્તના કર્મમાં રામપાત્ર આવવાનું લખ્યું હોય તો તે રામપાત્ર મને આવો. પણ તમારો ભક્ત અન્નવસ્ત્રે દુઃખી ન થાઓ. પ્રેમાનંદ સ્વામીએ એમનું વર્ણન કરતાં વારવાર એમને ‘કરુણલોચન’ કહ્યા છે, અને ગાયું છે કે એમનો સ્વભાવ એવો હતો કે,—

"કોઇને દુઃખયો રે, દેખી ન ખમાય, દયા આણી રે, અતિ આકળા થાય
અન્ન ધન વસ્ત્ર રે, આપીને દુઃખ ટાળે, કરુણા દૃષ્ટિ રે, દેખી વાન જ વાળે."

ઉપલા વરોની પસંદગી આ વચનની સાક્ષી પૂરે છે એમના દયાળુ સ્વભાવના અનેક ઉદાહરણો લખાયા છે

સહજાનંદ સ્વામીને આચાર્યપદ આપ્યા પછી લગભગ એક મહીનામાજ (સંવત ૧૯૫૮, માગસર સુદ ૧૩) સ્વામી રામાનંદ પરલોકવાસી થયા

સહજાનંદ સ્વામીની નીમણુક રામાનંદ સ્વામીના કેટલાક શિષ્યોને પસંદ ન પડી એ શિષ્યોમાં એક રઘુનાથદાસ નામે સાધુ હતા એને રામાનંદસ્વામીએ અમદાવાદમાં ઉપદેશ કરવા મોકલ્યા હતા. ત્યાં એણે બહુ તોફાન જગાડયું છેવટે સહજાનંદ સ્વામીને એને વિમુખ કરી સત્સંગ બહાર કરવા પડયા. એણે અમદાવાદમાં એક જુદો મઠ બાંધ્યો, રાયખડ દરવાજા પાસે એક નાનકડા મંદિરમાં એના કેટલાક શિષ્યો હજુ રહે છે સહજાનંદ સ્વામીના દેહોત્સર્ગ પછી રઘુનાથદાસના એક શિષ્યે આવી અમદાવાદના આચાર્ય અયોધ્યાપ્રસાદજી પાસે સહજાનંદ સ્વામીની પ્રસાદીની એક મૂર્તિની માંગણી કરી હતી, અને તે મૂર્તિની સ્થાપના કરી, તે શિષ્યો પૂજે છે એમ કહેવાય છે.

જાણવામાં આવ્યું છે કે હરબાઇ અને વાલબાઇ કરીને મૂળ આત્માનંદ સ્વામીની અને પાછળથી સ્વામી રામાનંદ સ્વામીની બે શિષ્યાઓ હતી. એ બન્ને સ્ત્રીઓને પોતાના જ્ઞાનનું અભિમાન હતું; બન્ને બ્રહ્મચારિણીઓ હતી, અને સંન્યાસીનીનો વેષ રાખતી, સ્વામી આત્માનંદના વખતથીજ ઉપદેશક થઇ ફરતી. એમના ઉપદેશથી આખું ત્રંબા ગામ સ્વામી આત્માનંદનું શિષ્ય થયુ હતું; અનેક પુરુષો એમને પૂજતા, અને એમની પાસે જ્ઞાન સાંભળવા આવતા. સભામાં એમને ગાદી તકીયાનું માન મળતું. સહજાનંદ સ્વામીએ હવેથી એમને સ્ત્રીઓમાંજ ઉપદેશ કરવાની આજ્ઞા કરી. આથી એમને બહુ અપમાન લાગ્યું. એમને થયું કે અમે સીત્તેર સીત્તેર વર્ષની ડોસીઓ શું પુરુષોના સંસર્ગમા રહી બગડી જશું, કે અમને વળી એવી રીતનો સંયમ ! અમારા ઉપદેશ કરવાની રીતમાં આત્માનંદે દોષો ન જોયો, રામાનંદે ન જોયો, અને હવે આ આજકાલનો આવેલો સહજાનંદ કહે છે કે તમે પુરુષોને ઉપદેશ ન કરશો, અમે એ વચન નહિ માનીએ. સહજાનંદ સ્વામીને એમની શુદ્ધતા વિષે શંકા નહતી, પણ એમને એક નવી જ પ્રથા પાડવી હતી, એટલે એમણે આગ્રહપૂર્વક પોતાની આજ્ઞા માનવા એ બન્ને બાઇઓને સમજાવી હરબાઇ-વાલબાઇ રીસાયાં અને જુદા પડયાં કહે છે કે ત્રંબા ગામમાં એમની સમાધિઓ છે, અને હજુ કેટલાક લોક એમને માને છે.

રામાનંદ સ્વામીના અક્ષરવાસ પછી સ્વામિનારાયણે પોતાના સાધુઓના જુદાં જુદા મંડળ બાંધ્યાં, અને એક એક મંડળને ભિન્ન ભિન્ન દિશામાં ઉપદેશ કરવા મોકલ્યું. પોતે પણ એક મંડળ લઇ કચ્છ તરફ ગયા. શરૂઆતમા આ મંડળોની રીત એવી હતી કે જયાં જાય ત્યા ભિક્ષાવૃત્તિ કરવી, ભિક્ષામાં જે મળે તેમાથી ઉપયોગ જેટલું વાપરી બાકીનું સદાવ્રત ખોલી દાન કરી દેવું. એ કામ ઘણુ ખરૂ સવારના વખતમા ચાલતું. બાકીના સમયમાં ભજન, કીર્તન અને ઉપદેશ થતા ઉપદેશનું મુખ્ય લક્ષ્ય લોકોને નીતિ અને સદાચારને માર્ગે ચઢાવવાનું રહેતું દારૂ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અને વટલવું-વટલાવું નહિ-એ પંચવ્રત દરેક નવા શિષ્યને આપવામા આવતા. એ પાંચે ક્રિયા કોઇ દેવ-દેવીની ઉપાસનાના ભાગ તરીકે પણ નિંદ્ય લેખાતી સ્વામિનારાયણના સાધુઓને ધન અને સ્ત્રીનો સંપૂર્ણ પણે ત્યાગ રાખવો પડતો સ્ત્રીના ત્યાગની રીત જણાવી છે. ધનના ત્યાગમા ધાતુ માત્રનો ત્યાગ આવી જતો. અપવાદમા વસ્ત્ર સીવવા માટે સોય અને લેખક હોય તેને ચપ્પુ અને કાતર રાખવા દેવામા આવતા. सर्वेंद्रियाणि जयानि रसना तु विशेषतः એ નિયમ પ્રમાણે આહાર માટે ઘણા આકરા નિયમો હતા એ સખ્તાઇમાં વારવાર ફેરફાર કરવામા આવતો, અને જુદી જુદી રીતે સાધુઓની કસોટી લેવામાં આવતી. એવા કેટલાક ફેરફારો હુ આગળ ઉપર જણાવીશ. સાધુઓએ ક્ષમા ગુણ રાખવો ફરજીયાત હતો

गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः ।
क्षंतव्यमेव, सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥

( શિક્ષાપત્રી, ૨૦૧ )

એટલે માર ખાઇને પણ આશીર્વાદ દેવો પડતો.

સમાધિ પ્રકરણ.

આ સાથે સમાધિ પ્રકરણ પણ ચાલ્યુ. જે તે સ્વામિનારાયણને જોઇને આકર્ષાતા, અને એનાં નાડી પ્રાણ ખેંચાઇ ધબ દઇને પડતા. સમાધિમા પોતાના ઇષ્ટદેવનું દર્શન કરતા, અને જાગી જોએલી વાત કરતા. જ્યા ત્યાં સ્વામિનારાયણના ચમત્કારોની વાત ફેલાઇ ગઇ. હજારો મનુષ્યો સ્વામિનારાયણનો દર્શન કરવા આવવા લાગ્યા. જેણે જેણે સ્વામિનારાયણને જોએલા તેમનો એક અભિપ્રાય તો ચોક્કસ હતો કે એમની આંખોમાં કોઇ અજબ જાદુ હતું "કમળનયન કટાક્ષમાં, મારા તાણી લ્યો છો પ્રાણ," એ પ્રેમાનંદ સ્વામીનો અભિપ્રાય હતો. ભુમાનંદ સ્વામીનુ ચિત્ત પણ એના 'ચપળ નેણા'એજ ચોરી લીધુ હતું. પણ જેવું જાદુ એમની આખોમાં હતુ, તેવુંજ એમની વાણીમા અને એમની ચાલમા હતુ એક વાર સ્વામિનારાયણ એક ગામમાં ઓચીંતા રાતની વખતે ગયા હતા સાથે એક સેવક હતો. સ્વામિનારાયણ એ ગામમાં આવી શકે એટલા નજદીક હોવાનું કોઇને ભાન નહતું. ગામમાં થઇને જતા હતા, ત્યાં એક દુકાનમાં બે વાણીઆઓ હીસાબ મેળવી રહ્યા હતા સ્વામિનારાયણ અને એમના સેવકને જોઇને એક વાણીઓ બોલ્યો, આ આટલી મોડી રાત્રે સ્વામિનારાયણ જેવુ કોણ જતુ હશે? બીજો વાણીઆ કહે સ્વામિનારાયણ તો દૂર દેશાવર છે, એ ક્યાથી આવે? પહેલાએ કહ્યું, કહો ન કહો, એ સ્વામિનારાયણજ છે, એ વિના આવી ચાલ હોય નહિ. સ્વામિનારાયણે આ સંવાદ સાભળ્યો, અને સેવકને કહ્યુ, વાણીઓ અતિશય ડાહ્યો દીસે છે, અમને આટલા અંધારામા પણ ઓળખ્યા અમદાવાદ તથા વડતાલના મંદિરોમાં સ્વામિનારાયણની જે જીવનસદૃશ કાષ્ઠની મૂર્ત્તિઓ છે, તે યદ્યપિ એમના દેહાન્ત પછીથી થએલી છે, તોપણ તેમાં એમનો ચિત્તાકર્ષકતા જણાઇ આવે છે.

સ્વામિનારાયણના સમાધિ પ્રકરણની વાત મુક્તાનંદ સ્વામીએ પણ સાભળી એમની આ વાતમા શ્રદ્ધા ન બેઠી એને એ સાંભળી અતિશય ખેદ થયો. એણે ધાર્યું કે આણે ટોટક યોગ સાધ્યો છે, અને તેને બળે લોકોને ભમાવે છે. રામાનંદ સ્વામીએ આવા જુવાનીઆને ક્યા સત્સંગનો ભાર સોંપ્યો, એમ પણ એમને લાગ્યુ. કેટલોક વખત પછી સ્વામિનારાયણ અને મુક્તાનંદસ્વામી મેઘપુરમા ભેળા થયા. મુક્તાનંદ સ્વામીએ સમાધિનું 'પાખંડ' ચલાવવા માટે સહજાનંદ સ્વામીને ખુબ ઠપકો દીધો. સહજાનંદ સ્વામી મુક્તાનંદ સ્વામીને ગુરુ સમાન ગણુતા. એ આવે ત્યારે પોતે સામા જઇ એમને ભેટતા, અને એમને બેસાડી પછી પોતે બેસતા. એમણે મુક્તાનંદ સ્વામીનો ઠપકો ધીરજથી સાંભળ્યો. એમની કૃતિમાં કોઇ જાતનુ પાખંડ નથી એમ સમજાવ્યું. તોપણ મુક્તાનંદ સ્વામીને સંતોષ ન થયો. એટલામાં મુક્તાનંદ સ્વામીનો એક શિષ્ય ત્યાં આવ્યો. એને સ્વામીના દેખતાજ સમાધિ થઇ સ્વામીએ એનાં નાડી પ્રાણ તપાસ્યાં, અને ચેતના રહિત જોઇ આશ્ચર્ય પામ્યા. થોડીવાર પછી એ શિષ્ય જાગ્યો, અને સ્વામીને કહ્યુ કે એણે રામાનંદસ્વામી તથા સ્વામિનારાયણ બન્નેને સમાધિમાં જોયા રામાનંદસ્વામીને સ્વામિનારાયણની સેવામાં ઉભેલા જોયા. રામાનંદ સ્વામીએ એ શિષ્યને કહ્યું કે મુક્તાનંદને કહેજે કે હું કહેતો હતો કે હું તો ડુગ-

ડુગી વગાડવાવાળો હું, અને ખેલાડી તો બીજા આવશે, એ વાત કેમ ભુલી ગયા ? આટલું સાંભળીને પણ મુક્તાનંદ સ્વામીને શાંતિ ન થઈ. એ ત્યાંથી ઉદાસ ચહેરે ઊઠયા અને પોતાને આસને ગયા. સાંજે જંગલ જઇ આવી, ગામ બહાર નાહીને આવતા હતા, તેવામાં એમને એક ઝાડ નીચે રામાનંદ સ્વામી દેખાયા. મુક્તાનંદસ્વામી એમની પાસે ગયા, અને દંડવત્ પ્રણામ કરી ખૂબ રડયા. એમનું ચિત્ત ચગડોળે ચઢ્યું હતું સહજાનંદસ્વામી પાખંડી છે કે ઇશ્વરાવતાર છે, એનો એ નિશ્ચય કરી શકતા નહતા. રામાનંદસ્વામીએ સ્વામીને ધીરજ આપી, પોતે કૃષ્ણાવતાર થવાની જે જે ભવિષ્ય વાણીઓ કહી હતી, તેનું સ્મરણ કરાવ્યું, અને સ્વામિનારાયણને પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ અર્પણ કરવા ઉપદેશ કર્યો મુક્તાનંદ સ્વામીના હૃદયમાં શાંતિ થઇ, અને મુખ ઉપર આનંદ છાયો જંગલમાંથી એમણે ફુલ વીણ્યા, અને પોતાને હાથે એક હાર ગુંથી સ્વામિનારાયણ પાસે ગયા. એમને દંડપ્રણામ કરી હાર પેરાવ્યો, અને પોતે એમને વિષે પરઠેલી દોષબુદ્ધિ માટે ક્ષમા માગી

**વેરાગીઓનો દ્વેષ**

સ્વામિનારાયણના સાધુઓ અન્ય વેરાગીઓને દ્વેષનુ કારણ થઇ પડયા ધન, સ્રી અને વ્યસનનો ત્યાગ રાખનારા લોકોમા પૂજાવા લાગવાથી, બીજા વેરાગીઓને પોતાનુ માન ભગ થતુ લાગ્યુ કવિ દલપતરામના ગુરુ શ્રીપાત દેવાનંદ સ્વામી, રામગલો આનંદાનંદ સ્વામી, હેવીવાળા અગ્નીરામ વગેરે વેરાગી મઠોના કેટલક મહંતો તથા શક્તિના ઉપાસકો પોતાની મહતાઈ છોડી સ્વામિનારાયણના સાધુઓ થઇ ગયા, તેથી એમને પોતાના ચેલાઓ તણાઇ જવાની પણ બીક લાગી. તેથી, એ વર્ગ સ્વામિનારાયણનો કટ્ટો શત્રુ થઈ રહ્યો એણે સ્વામિનારાયણના સાધુઓને મારવા-પીટવાનું આરંભ્યુ. જ્યા સ્વામિનારાયણના સાધુઓ દેખાય, ત્યાં વેરાગીઓ એમના ઉપર તુટી પડવા લાગ્યા એમનાં કંઠી અને જનોઇ તોડે, મૂર્તિઓ ખેંચી જાય કે ખંડિત કરે, એમણે આણેલી ભિક્ષા લુંટી લે, અથવા ભિક્ષામાં મુએલા ઉંદર વગેરે નાખી ગોબારી કરે, કોઇવાર ઝેર પણ નાખે જ્યાં સ્વામિનારાયણનું સદાવ્રત ચાલતું હોય ત્યાં લૂંટ પડે. એક મૂળજી લુહાણો વેરાગીઓને હાથે કપાઇ ગયો. મુક્તાનંદ અને બ્રહ્માનંદને એક વાર વેરાગીઓએ બાંધી એમનાં નાક કાન કાપવા તૈયારી કરી, એટલામાં એક પરદેશી જતે જોયા, અને દયા આવવાથી છોડાવ્યા. એક વાર એ જ મુક્તાનંદ સ્વામીને ચંદનથી પૂજા કરવાને મિષે ચંદનમાં ઝેર ઘોળીને લાવ્યા, અને કપાળે તે ચોપડયું. બ્રહ્માનંદ સ્વામીને વળી એક વાર સખ્ત માર મારી સોજા ઊઠાડયા. મારતા મારતા વેરાગીની લાકડી ભાંગી ગઇ. એક ગૃહસ્થે આવી સ્વામીને છોડવ્યા, અને "બહુ વાગ્યું ?" કરી પૂછ્યું. સ્વામી વિનોદી એટલા હતા કે આટલા મારમા પણ એમણે કહ્યું કે ભાઇ, મને વાગ્યું તેની તો ફિકર નથી, પણ આ મારા ગુરુભાઇની લાકડી ભાંગી ગઇ એ ખોટું થયું ! સ્વામિનારાયણને પણ મારવાને વેરાગીઓનાં લશ્કર ઉલટવા લાગ્યાં; મોટી મોટી ડાંગો ઠોકતા વેરાગીઓ સ્વામિનારાયણની સભામાં પેસતા, અને કેટલીક વાર સ્વામિનારાયણના દેહને જોખમમાં નાંખતા. રાજ્યાધિકારીઓ દાદ ન આપતા. "ગામ ગામ લડી મરે, તેમાં રાજા શું કરે ?" સ્વામિનારાયણને ગામે

ગામ ફરવાનો નિયમ જ થઇ પડયો. કેટલા કાઠી અને ગરાસીઆ તાલુકદારોએ એમને સારો આશ્રય આપ્યો. એ લોકો પોતાનાં ઘરબાર છોડી સ્વામિનારાયણનાં રક્ષણ માટે એના પાર્ષદ અને અંગરક્ષક થઈ રહ્યા; સ્વામિનારાયણને જરા એકલા ન મૂકતા, અને હમેશાં એમને વીંટળાઇને રહેતા. ગઢડાના એભલ ખાચર અને એના પુત્ર ઉગડ (દાદા) ખાચરે તો સ્વામિનારાયણને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું, પોતાનાં ધન, માલ સહિત આખું કુટુંબ સ્વામિનારાયણની સેવા પરાયણ થઇ રહ્યું. જ્યારથી એ કુટુંબે સ્વામિનારાયણનો આશ્રય લીધો ત્યારથી તે સ્વામિનારાયણના દેહાવધિ પર્યંત એ કુટુંબે પોતાનું ઘર સ્વામિનારાયણનું કર્યું, અને પોતે સ્વામિનારાયણના આજ્ઞાંકિત થઇ રહ્યા. ગઢડામાં અર્ધો હિસ્સો દાદાખાચરનો હતો, અને અર્ધો એના એક પિત્રાઇ જીવાખાચરનો હતો. જીવાખાચર પણ સ્વામિનારાયણનો શિષ્ય હતો, પણ સહજાનંદ સ્વામીનો દાદા ઉપર વધારે પ્રેમ જોઇ અને ભાગ સંબધી ખટપટને લીધે એ સ્વામિનારાયણને કોઇક વાર મરાવી નખાવવા પણ તૈયાર થતો. એ નિરંતર સ્વામિનારાયણને કહેતો કે તમે ભગવાન્ થઇને દાદા ઉપર પક્ષપાત રાખો છો. એક વાર સ્વામિનારાયણે બેયની વચ્ચે કેટલો ફરક છે તે બતાવ્યું. ચોમાસાનો દિવસ હતો, સહજાનંદ સ્વામી નદીએ નહાવા જતા હતા. જીવા ખાચર સાથે હતો. નદી ઉપર એક વેરાગી ચુલો સળગાવી રાંધતો હતો. ઉપરથી વરસાદના છાંટા પડી પડી, એનો ચુલો હોલવી નાખતા હતા. ફુંકી ફુંકી વેરાગીની આંખો લાલ થઇ ગઇ હતી. સહજાનંદ સ્વામીએ જીવા ખાચરને કહ્યું, સાધુઓને બહુ ત્રાસ થાય છે, માટે એક ધર્મશાળા ગામમાં બંધાવી હોય તો ઠીક. જીવાખાચરે કહ્યું, એવા તો ઘણાએ વેરાગડા ભટકે છે. સહજાનંદ સ્વામી નાહી, દાદાખાચરના દરબારમાં પધાર્યા, અને દાદાખાચરને પાછી એજ વાત કરી. દાદાખાચરે કહ્યું, ભલે, મહારાજ, આજથી મારૂં ઘર વેરાગીઓને ઉતરવા માટે આપી દો. સ્વામિનારાયણે કહ્યું, તમારૂં ઘર જ આપી દેશો તો તમે કયાં રહેશો? દાદાએ કહ્યું, હું સાધુઓ ભેળો રહીશ, અને આ બાઇઓ ત્યાગી બાઇઓમાં રહેશે. સ્વામિનારાયણે જીવાખાચર તરફ જોઇ કહ્યું, જોયું, તમે કેવો ઉત્તર આપ્યો, અને દાદાખાચરે કેવો આપ્યો તે? આ હેતને લીધે જ અમે એને ત્યાં ટકયા છીએ. સ્વામિનારાયણ વર્ષના લગભગ આઠ મહીના પર્યટન કરતા, અને બાકીનો સમય ગઢડામાં આવી રહેતા.

સાધુઓનું મારનું દુઃખ તો ટાળી શકાય એમ નહતું, પણ પૂજા રહિત થવાથી પડતા ઉપવાસનું દુઃખ ટાળી શકાય એમ લાગ્યું. અત્યાર સુધી સર્વે સાધુઓને ભાગવતી દીક્ષા આપવામાં આવતી. એક રાત્રે સ્વામિનારાયણે એ સર્વેને પરમહંસ દીક્ષા આપી દીધી. કંઠી, જનોઇ અને શિખાનો ત્યાગ કરાવ્યો. મૂર્ત્તિની પ્રત્યક્ષ પૂજાને બદલે માનસી પૂજાનો વિધિ શીખવ્યો. પાંચસે સાધુઓ એક જ રાત્રિમાં પરમહંસ દીક્ષાને પામ્યા. પાંચસે ભાગવતી દીક્ષાધારીઓને કંઠી, જનોઈ અને પૂજાનો ત્યાગ કરી સંન્યાસી થતાં વિલંબ ન લાગ્યો, એ સ્વામિનારાયણે એમના ઉપર કેટલું પ્રભુત્વ મેળવ્યું હતું તે બતાવે છે. એ વૈષ્ણવ સાધુઓ પણ હવે ‘સ્વામિનારાયણના મુંડિયા’ને નામે ઓળખાવા લાગ્યા. સ્વામિનારાયણ આટલા સાધુઓને જ મુંડિયા કરીને અટક્યા નહિ. એમણે પોતાના ગૃહસ્થ શિષ્યોની પણ કસોટી કરવા ધારી. બહાર કાઠી, ગરા-

સીઓ અને સંભાવિત પાટીદારોને એમણે કાગળ લખ્યા કે આ કાગળ વાચતા જ જેતલપુર જઇ, ત્યાંના સાધુ પાસે ભગવાં ધારણ કરી, કાશીએ ભણવા જજો. એ અઢારે જણા અને એ કાગળની વાત જાણમાં આવતા બીજા અનેક ગૃહસ્થો કાગળ પ્હોચતા જ પાણી પીવાની પણ વાટ ન જોતા ચાલી નીકળ્યા. સ્વામિનારાયણને એમની પરીક્ષા જ લેવી હતી. એમણે એમને પાછા ઘેર વિદાય કર્યા. એમાંના એક પટેલ—અદ્‌ભુતાનંદ સ્વામી,—કાગળ મળ્યો તે વખતે મીંઢળ બાંધી વરઘોડે ચઢ્યા હતા. એમણે મીંઢળ તોડી ઘોડાને જેતલપુર તરફ દોડાવી મૂક્યો. એ તો પાછા ઘેર ન જ ગયા

સહજાનંદ સ્વામી પોતાના શિષ્યોને કસવામા અતિશય તીખા હતા જેણે એમને પોતાના કરી માન્યા, તેનામાં અણુમાત્ર કસર ન રહેવા દેવી એવું એમનુ પણ હતુ, તે પ્રમાણે સખ્તમા સખ્ત નિયમો કાઢી એ પોતાના શિષ્યોની પરીક્ષા લેતા એમણે જુદે જુદે સમયે કાઢેલા નિયમોને સાંપ્રદાયિક પરિભાષામા પ્રકરણો કહે છે. સ્વામિનારાયણે ૩૦ વર્ષમા સોથી વધુ પ્રકરણો ફેરવ્યાં હતાં. તેમાનાં કેટલાક નીચે પ્રમાણે હતા—

૧ રાત્રે ગામ બહાર વગડામા એક બીજાનો સાદ સભળાય નહિ એટલે દૂર, પલાઠી વાળી, ધ્યાન ધરવા બેસવુ

૨ શરીરે સર્પ વીંછી ચઢે તોએ બેશી રહેવું.

૩. સુતા પછી જાગી જવાય, ત્યાર પછી પાછું સુવું નહિ, કે પગ લાંબો કરવો નહિ

૪. સન્માન થાય એટલે તુરત ગામ બદલવું.

૫ રાત્રે જાગરણ કરી ભજન કરવા બેસવું, અને ઊંઘ આવે તો દળવા બેસવુ

૬. પાથર્યા વિના પૃથ્વી ઉપર જ સુવું.

૭ રાતુ લુગડુ દેખાય તો ઉપવાસ કરવો

૮. ઘુમટો કાઢીને સાધુઓએ ચાલવું.

૯. જોડા ન પહેરવા

૧૦. વાહન પર ન બેસવુ

૧૧. માઘ માસમા રાત્રે પાણીના માટલા ભરી રાખી, તે પાણીથી સૂર્યોદય પહેલા સ્નાન કરવુ

૧૨. તાપવૂ નહિ.

૧૩. અગ્નિને અડકવો નહિ.

૧૪. રાંધેલુ અન્ન ખાવું નહિ.

૧૫ કાચા અન્નની ભિક્ષા લેવી નહિ.

૧૬. ભિક્ષાની ઝોળીમા જે પડે તે ભેગું કરી, ઝોળીને પાણીમાં બોળવી, અને પછી તેનો ગોગો વાળી ખાઇ જવો.

૧૭. એક માસ બોરી જુવારના રોટલા ખાવા.

૧૮. દુધમાથી નીપજતા પદાર્થો ન ખાવા.

૧૯. શેરડીમાંથી નીપજતા પદાર્થો ન ખાવા.

૨૦. રોજ દુધપાક ખાવો.
૨૧. રોજ શીરોજ ખાવો
૨૨. સત્સંગીની ભિક્ષા ન લેવી, બીજા કોઇની ભિક્ષા મળે તોજ જમવું.
૨૩ જમતા જે વસ્તુ પર પહેલો હાથ પડે તેજ ખાવી.
૨૪ કોઇ પણ વસ્તુ પંક્તિમાં માત્ર એક વાર લેવી.
૨૫ રસોઇ બધી ભેગી કરી. તેમાં ખોબો પાણી રેડી જમવું.
૨૬ ક્રોધ કરે તેને બધાએ 'હાડહાડ' કરવો.
૨૭. કાઠી કે ગરાસીઆ મૂછને આમળો ચઢાવે, તો તેને વિમુખ ગણવો.

આ સર્વે નિયમો શરીર અને ઇંદ્રિયદમન તથા સ્વભાવદમન પર છે. તેમા સ્વાદ જીતવા, શરીરને તાઢ-તડકો સહન કરવા માટે કસવા અને હાથપગની ચંચળતા ટાળવા તથા અજાણે પાડેલી ટેવોને છોડાવવાનો ઇરાદો જણાય છે. કેટલાક પ્રકરણો કરવાનાં નિમિત્ત કારણ સામ્પ્રદાયિક ગ્રન્થોમાંથી મળી આવે છે, પણ એ અત્રે જણાવતા નિબંધનુ પ્રમાણ અતિશય વધી જાય.

આવા કઠણ નિયમો ન પાળી શકાવાથી કેટલાક સાધુઓ નીકળી ગયા. એ પૈકી ઘણાકે સ્વામિનારાયણ સંપ્રદાયનો તો ત્યાગ ન કર્યો, પણ 'એકડમલ' થઇ, એટલે મર્યાદા બહાર જઈ રહ્યા.

જો સહજાનંદ સ્વામી માત્ર કઠણ પ્રકરણોજ ચલાવતા રહ્યા હોત, તો ઘણું થોડા એમની જોડે રહેવા ખુશી થાત. પણ સ્વામિનારાયણ એક અપ્રતીમ સંસ્થાપક અને યોજક (organiser) હોવા ઉપરાંત, તેમના નેણામા અખંડિત 'પ્રેમતણો પ્રવાહ' વહેતો હતો. તેથી એક બાજુથી એ કઠણ નિયમોથી કસતા અને બીજી બાજુથી એમના ભક્તોને લાડ લડાવવામા પણ કચાશ ન રાખતા. 'ભક્તાધીન' શબ્દ સહજાનંદ સ્વામીમા યથાર્થ થયો હતો. સુરતના રસિક ભક્તો એમને ઉત્તમમા ઉત્તમ કારિગિરીના વસ્રાલંકારો ભેટ કરી, એમના ઉપર છત્ર ચમ્મર ધરતા, વડોદરાના ગાયકવાડ એમની હાથી ઉપર સ્વારી કાઢતા, દિવ બંદરના ગેહ એમને માટે મોંઘામા મોંઘો પોશાક લાવતા, કાઠીઓ અમૂલ્ય ઘોડાઓ એમની સેવામાં હાજર કરતા, સુરત અને ખંભાતથી એમને માટે ખાસ કેરી બરફી, નૂતફણી વગેરે મોકલવામાં આવત, તે સઘળુ જેમ એ સ્વીકારતા, તેમજ એક ડોસીએ ખેતરમા ઉડી ગયેલું રૂ ભેગુ કરી, કાંતી, હાથ પનાનો અને દોઢ હાથ લાંબો કટકો વણી આપ્યો, તેને છ મહીના સુધી પહેરી રાખ્યો. આણંદના સત્સંગીઓની અતિશય તાણ જોઇ, ત્યા માર પડવાની ખાત્રી છતા પધારી, ધૂળ છાણ અને પથરાનો વરસાદ સહન કર્યો, કાઠી, કણબી અને કોળીના જાડા રોટલા અને છાસ પ્રેમથી આરોગતા. એમને પોતાને તો શ્વેત વસ્રો અને સાદુ ભોજનજ પ્રિય હતાં, એટલે મૂલ્યવાન્ વસ્રાલંકારોનો સ્વીકાર કરી, થોડી વાર પહેરી, કે પકવાન્નમાથી પ્રસાદી કરવા જેટલુંજ લઇ કોઇને આપી દેતા. જે ચીજના અતિશય વખાણ થાય તેનો ત્યાગ કરવો એવો એમનો સહજ સ્વભાવ હતો કોઇક કાઠીઓએ એક સરસ ઘોડો ભેટ કર્યો. કેટલાક દિવસ સ્વામિ-

નારાયણે એ વાપર્યો. એક દિવસ કેટલાક શિષ્યોએ કહ્યું કે આખા કાઠીઆવાડમા રોઝા ઘોડાની જોડ મળે એમ નથી. સ્વામિનારાયણે એ વાત ધ્યાનમાં રાખી સાંજે ઘોડા ઉપર બેસી નદીએ સ્નાન કરવા ગયા. નદીએ ઘોડા ઉપરથી ઉતરી, પાસે એક બ્રાહ્મણ ઉભો હતો તેના હાથમા લગામ સોંપી, 'શ્રી કૃષ્ણાર્પણસ્તુ' બોલી દીધુ કાઠીઓથી હં, હ, હ, હં, થઈ ગયુ. "બહુ સારૂ હોય તે આપણને ન જોઇએ" કહી સ્વામિનારાયણ નદીમાં ન્હાવા લાગ્યા. અશ્વપ્રિય કાઠીઓએ તો આવો ઉત્તમ ઘોડો ચાલ્યો ગયો, તેથી બે દિવસ શોક પાળ્યો, પણ સહજાનંદ સ્વામીને એ વાતનો લેશ માત્ર પણ ખટકો નહતો.

અમદાવાદથી થોડે દૂર આવેલા લાઘણોજ ગામમા બે સત્સંગી બાઇઓ રહેતી હતી. એક ભાવસાર સોનાબાઇ ગરીબ હતી અને બીજી ગંગામા શ્રીમંત નાગર બ્રાહ્મણી હતી. સોનાબાઈએ સ્વામિનારાયણને એમના શિષ્યો સહિત જમવાને નોતર્યા. ગંગામાએ બાઇને કહ્યુ, તારા દાળ ચોખા હલકા છે માટે તું સાધુઓ માટે રસોઇ કર અને મહારાજ માટે હું મારા સીધામાથી રસોઈ કરીને મોકલીશ. બીચારી ગરીબ બાઇના મનમાં ઓછુ આવ્યું કે એનુ અનાજ મહારાજના ઉપયોગમા ન આવ્યુ સ્વામિનારાયણને આ વિષેની કાઇ ખબર ન હતી એ તો જમવા વખત થઇ, ત્યારે એ બાઇને ઘેર ગયા. બાઇનું મોઢુ ઉતરેલુ જોઇ કારણ પૂછ્યુ બાઇ રડી પડી અને બનેલી હકીકત કહી. સ્વામિનારાયણે કહ્યુ, તમારી રસોઇ તૈયાર થઈ થઇ હોય ત લાવો અમે તમારૂજ અન્ન જમશું. બાઇએ તુર્ત પાટલો નાખ્યો અને જમવા બેસાડ્યા. એટલામા ગંગામા થાળ પીરસી, એક માણસ પાસે ઉંચકાવીને લાવ્યા. સ્વામિનારાયણે માણસને કહ્યું, હું તો જમ્યો અને એ થાળ તમે અને ગંગામા જમી લ્યો.

સ્વામિનારાયણ ભક્તના પ્રેમને વશ થઇ, ઘણી વાર લોક રૂઢિને પણ ન ગણકારતા, તેથી કેટલાક એને 'રીતભાત વિનાના છે' એમ પણ કહેતા. જુનાગઢમા સ્વામિનારાયણની ભારે દબદબાથી સ્વારી કાઢવામા આવી સ્વારી નવાબની કચેરી આગળથી જતી હતી તેટલામાં એક પગીના છોકરાએ એમના હાથમા ચીભડુ મૂક્યુ એ એટલા પ્રેમથી અપાયુ હતુ કે સ્વામિનારાયણે એ ત્યાંજ ખાવા માંડ્યુ. એ જોઇ નવાબના દિવાને કહ્યુ, જુઓને ભગવાન કહેવાય છે અને ચીભડુ જાણે જોયુજ ન હોય તેમ રસ્તામાજ ભચડે છે. નવાબ વિશેષ વિવેકી હતો. એણે કહ્યુ કે સ્વામિનારાયણ નિ:સંશય ઓલિયા પુરુષ છે, નહિ તો આટલી સ્વારીની વચ્ચે એમનામા ચીભડું ખાવાની હિમ્મત હોયજ નહિ.

આ રીતે જેમ ભક્તોની સેવા અંગીકાર કરી, તેમને પ્રેમથી ન્હવડાવતા, તેમ સાધુ અને પાર્ષદોને પણ પ્રેમરસમાં ડુબાડતા. પોતાને હાથે સાધુને માટે રસોઈ કરે, પોતાને હાથે પીરસે, અતિ પ્રેમથી સાધુના મોમાં કોળીઆ મૂકે,

'કઈ જણસ સ્વાદુરે, જણાય જમતા જમતાં,
'પાસે હરિજનરે, બેઠા હોય મન ગમતા,
'તેને આપીરે, પછી પોતે જમે,'

. મદવાડમાં સતત બરદાસ્ત કરાવે, વિદેશથી આવે ત્યારે સામા ઉઠી દંડવત

પ્રણામ કરી, કોઇ વાર પ્રદક્ષિણા પણ ફરી, બે હાથે ખૂબ સ્નેહથી દાબી ભેટે, હોળીમા રંગે રમાડી, શરદમા રાસડા લેવડાવી આનંદમાં તરબોળ કરી મૂકે, સાધુઓને માર પડેલો જોઇ, આખમા પાણી ભરાઇ આવે, એ બધાં ચરિત્રથી પ્રેમ સખી કહે છે તેમ,

"ત્રિભુવનમા એવી કોણ છે,
જે વશ નવ થાયે નાર× ?"

સ્વામિનારાયણને ત્યાગ અને તપનો જ ઇષ્ક હોવા છતા, એમની લાલિત્ય વૃત્તિ ઓછી થઇ નહતી રામાનંદ સ્વામીને પોતાના આશ્રમમાં બે વસ્તુની ખોટ જણાઇ હતી—વિદ્વાનની અને સારા ગવૈયાની મુક્તાનંદ સ્વામી, રામાનંદ સ્વામીના સમયથીજ કવિતા અને ભજન કરતા, પણ એમનો અભ્યાસ તે વખતે માત્ર તુલસીદાસ, સુરદાસ વગેરે ભાષાના કવિઓનોજ હતો, સંસ્કૃત શીખેલા નહિ, અને ભજન પણ શાસ્ત્રીય પદ્ધતિએ કરી શકતા નહિ

સ્વામિનારાયણે એ બન્ને ન્યૂનતા પુરવાનો નિશ્ચય કર્યો

શિક્ષણની ખોટ કાઢવાનો પ્રસંગ નીચે પ્રમાણે થયો. મોટા આત્માનંદ સ્વામી નામે એક જુના સાધુને સહજાનંદ સ્વામીએ ઉપદેશ કરવા મોકલ્યા હતા એ સાધુ બહુ થોડું ભણેલા હતા; એમનુ સર્વ વેદાંત 'સ્વામિનારાયણની આજ્ઞા' એજ હતું એક ગામમા કોઇક શાસ્ત્રીઓએ આવી એમને પ્રશ્ન પુછયો કે 'તમારૂ સ્વરૂપ શું ?' સ્વામીએ કહ્યુ કે 'ગુરૂનુ વચન એ અમારૂં સ્વરૂપ.' શાસ્ત્રીઓએ કહ્યું, 'વચન તો શબ્દને કહેવાય, એ કાઇ સ્વરૂપ થઇ શકે ? માટે તમારૂ સ્વરૂપ કહો.' સ્વામીએ હઠ પુર્વક પાછુ કહ્યુ, 'ભાઇ, અમારૂ સ્વરૂપ તો વચન, વચન ને વચન' સ્વામીનું વેદાંત એમના મોક્ષ ધર્મ માટે તો સંપુર્ણ હતું. પણ શાસ્ત્રીઓને એવો આભાસ થયો કે આ સાધુ તો કોઇ મૂર્ખ છે, તેથી તેમણે એમની મશ્કરી કરી અપમાન કર્યું. વેદાંતના વિવાદીઓને સ્વામીનું જ્ઞાન અધુરૂ લાગે એમાં નવાઇ નહોતી. સ્વામિનારાયણને એ વાતની જાણ થઈ કોઇ પંડિતો વાદ કરવા આવે ત્યારે તેમને યોગ્ય ઉત્તર ન આપી શકાય એ સ્થિતિ એમને શોચનીય લાગી. અને તેથી એમણે મોટા નાના સર્વે સાધુઓને ભણવાની આજ્ઞા કરી મુક્તાનંદ સ્વામી તથ બ્રહ્માનંદ સ્વામીને ભણવા માટે ખાસ સુરત મોકલ્યા. એ સંસ્કૃત ભણીને આવ્યા ત્યારે એમનો સભા વિષે અતિશય સત્કાર કર્યો. બીજા ભણનારાઓને પ્રસાદી આપી ઉતેજન દેવા લાગ્યા. ન ભણે તેને પ્રાયશ્ચિત આપ્યા નાના સાધુઓને ભણવા માટે ખાસ વ્યવસ્થા કરી. નાના સાધુઓમા પણ જે વિદ્વાન કે ચારિત્ર્યવાન દેખાય તેને મોટા સાધુઓના જેટલુંજ માન મળે એવો પ્રબંધ કર્યો. આને પરિણામે થોડા વર્ષમા મુક્તાનંદ સ્વામીનો સંસ્કૃતનો અભ્યાસ એનો એવો સરસ થયો કે એ એકલા વડોદરામાં પંડિતો જોડે શાસ્ત્રાર્થ કરવા જઈ શક્યા, અને ત્યા છતીને આવ્યા, સ્વામીઓ ગોપાળાનંદ, નિત્યાનંદ,

× 'નાર' નો અર્થ અત્રે ભક્ત કવાનો છે; ઘણાખરા ભક્તો પોતાને પ્રભુના ગોપી રૂપ માને છે

શુકાનંદ, વાસુદેવાનંદ બ્રહ્મચારી જેવા સંસ્કૃત કવિઓ, વેદાંત તથા ન્યાયના શાસ્ત્રીઓ અને ભાષ્યકારો ઉત્પન્ન થયા. ગૂજરાતમાં તે સમયમા સંસ્કૃત શાસ્ત્રીઓમા દીનાનાથ ભટ્ટનો નંબર ઊંચો હતો. એ કવિને સંસ્કૃત પુસ્તકો લખવા માટે ખાસ રોક્યા, ગોપાળાનંદ સ્વામીએ સ્વામિનારાયણના સિદ્ધાન્તાનુસાર ગીતા ભાષ્ય, સૂત્રભાષ્ય અને બીજાં કેટલાક પુસ્તકો રચ્યાં, નિત્યાનદ સ્વામીએ શ્રીહરિદિગ્વિજય નામે ગ્રથ કરી સ્વામિનારાયણના વેદાન્ત સિદ્ધાન્તોને સમજાવ્યા, તથા કેટલાક પુસ્તકોની સસ્કૃતમા અને કેટલાકની ગૂજરાતીમાં ટીકા લખી, શુક મુનિએ સામ્પ્રદાયિક ગ્રંથોની ટીકા, સ્વામિનારાયણનાં વચનામૃતોનો સંસ્કૃત અનુવાદ, તથા તે ઉપર ટીકા લખ્યા; દીનાનાથ ભટ્ટ અને વાસુદેવાનંદ બ્રહ્મચારીએ 'સત્સગી જીવન' અને 'સત્સંગી ભૂષણ' નામે બે મોટા સસ્કૃત ગ્રથો રચ્યા.+

જતે દહાડે સમ્પ્રદાયના પુસ્તકોજ સમ્પ્રદાયની પુષ્ટિ કરે છે, એવો સહજાનદ સ્વામીનો દૃઢ મત હતો. સમ્પ્રદાયનો પ્રવેશ વિદ્વદ્વર્ગમા સસ્કૃત દ્વારાજ તે વખતમા થઇ શકતો, એટલે સાંપ્રદાયિક સાહિત્ય એ ભાષામા લખવું આવશ્યક હતું, પણ જન સમૂહમા તો પ્રાકૃત ભાષાનેજ પ્રધાન સ્થાન આપવું જોઇએ, એ તે સારી પેડે જાણતા હતા. તેથી એમણે મુક્તાનદ સ્વામીને મરણ પર્યંત પ્રાકૃત ભાષામાંજ લખવાની આજ્ઞા કરી હતી. મુકતાનદ સ્વામીએ પણ એ આજ્ઞા અક્ષરશ પાળી હતી. એ સદ્‌ગુરુ કેટલાક વર્ષથી ક્ષયથી પીડાતા હતા, છતા માત્ર મરણને આગલે દિવસે જ ગોપાળાનદ સ્વામીની આજ્ઞાથી એમણે પોતાની કલમ મૂકી હતી. તેજ પ્રમાણે બ્રહ્માનદ સ્વામી પ્રેમાનદ સ્વામી વગેરે કેટલાક સાધુઓને ને રોજ અમુક પદો લખ્યા સિવાય જમવું નહિ એવો નિયમ હતો નિષ્કુળાનંદ સ્વામીએ તો પોતાનો સર્વ આત્મા વૈરાગ્યમા અને વૈરાગ્ય પ્રધાન પુસ્તકોમા જ રેડવાનો ધધો માંડયો હતો.

પણ કેવળ પડિતાઇ માટે સહજાનંદ સ્વામીને જરાએ મોહ નહતો. વિદ્વત્તા કરતા ચારિત્ર માટે જ એમને વિશેષ આદર હતો. ચારિત્ર માટે સંપ્રદાયમા 'વૃત્તાન્ત' શબ્દ વપરાતો. એક વાર એક સાધુને સહજાનદ સ્વામીએ બુરાનપુર જવા આજ્ઞા કરી. બુરાનપુર તો તે વખતમા દૂર દેશાવર ગણાય કોઇકે કહ્યુ મહારાજ, એ સાધુ ભણેલા નથી, અને એટલે દૂર કોઇક સવાલ જવાબ કરશે તો એ મુઝાઇ જશે. સ્વામિનારાયણે કહ્યું, એ ભણેલા નથી તેની ફિકર નથી, કારણ કે એમનું વૃત્તાન્ત શુદ્ધ છે ધન અને સ્રીથી એ લેવાય એવા નથી. એમનુ વૃત્તાન્ત એમને પ્રશ્નોત્તરમા સાહાય્ય કરશે. એક નૃસિંહાનંદ સાધુ સવારના પહોરમાં ઉઠી સ્વામિનારાયણ પાસે દીવો બળે, તેને અજવાળે વાચવા માટે બેસતા. શિયાળાના દિવસ હતા; સહજાનદ સ્વામી પાસે બેસી સગડીએ તાપતા નૃસિંહાનંદજી વાંચતા જાય, પણ એમનું ચિત્ત સ્વામિનારાયણની મૂર્ત્તિનુ ધ્યાન ધરવામાં ખેંચાયા કરે એટલે ભણવાનાં પાનાં હાથમા રહી જાય, અને એ સ્વામિનારાયણને એક ટશે જોતા બેશી રહે. સ્વામિનારાયણ એમને ટોકે એટલે વળી પાછુ વાંચવા

+ 'સત્સગી જીવન' એ શતાનદ મુનિના નામથી લખાયલો છે એ સાધુએ એ લખવાની શરૂઆત કરી હતી, પણ દુર્દૈવે એમનો કાળ થવાથી, દીનાનાથ ભટ્ટ પાસે એ પૂરો કરાવ્યો એમ કહેવાય છે એ સિવાય એ સાધુ વિષે કાંઈ જણાતું નથી

માટે. કેટલાક સાધુઓને ભણવાની આજ્ઞા ગમતી નહોતી; તે પ્રમાણે સહજાનંદ સ્વામીએ ધાર્યું કે નૃસિંહાનંદને પણ ભણવું ગમતું નથી, માટે જાણીને ભણવામાં ચિત્ત ગમતા નથી. એક દિવસ એ પ્રમાણે નૃસિંહાનંદની વૃત્તિ સ્વામિનારાયણમાં ચોંટી હતી, એટલામા હાથમાંનાં પાનાંને સગડીની ઝાળ લાગી અને સળગી ઊઠ્યાં. સહજાનંદ સ્વામીએ એમને ફેલી કહી ખૂબ ઠપકો દીધો. એટલે નૃસિંહાનંદ રોઈ પડયા, અને કહ્યુ કે હુ ફેલ કરતો નથી, પણ આપનામાં મારૂં ચિત્ત ખેંચાઇ જાય છે, અને હું સ્થિર થઈ જાઉં છુ સ્વામિનારાયણ આ ઉત્તરથી બહુ પ્રસન્ન થયા, અને કહ્યું કે તમે હવે બધું ભણી ચુકયા. ભણાવી-ભણાવીને પરમેશ્વરમાં સ્થિર વૃત્તિ કરવી એજ હેતુ છે. મોક્ષને સાહાય્યકારી જે વિદ્યા ન હોય એને માટે સ્વાવામિનારાયણને બહુ ઓછો મોહ હતો દીનાનાથ ભટ્ટને એક વાર સહજાનંદ સ્વામીએ પૂછ્યુ, તમને કેટલા શ્લોક આવડે છે ભટ્ટે કહ્યું કે મને ૧૮,૦૦૦ શ્લોક કંઠે છે. સહજાનંદ સ્વામીએ પૂછ્યુ, એમાંથી તમે તમારા મોક્ષના કેટલા માન્યા છે? ભટ્ટે કહ્યું, એનો તો મેં હિસાબ નથી કર્યો, મહારાજ સહજાનંદ સ્વામીએ કહ્યું, ત્યારે તમે શ્લોક કંઠે કરીને શું દિવસ ઉજાળ્યો?

સ્વામિનારાયણે જેમ એક લેખક મંડળ તૈયાર કર્યું, તેમ એક ભજન મંડળ પણ ઊભુ કર્યું સ્વામી પ્રેમાનંદ અને દેવાનંદ એ બે ઉત્તમ ગવૈયાઓ હતા. પ્રેમાનંદ સ્વામીએ તો પૂર્વાશ્રમમાં સંગીતનો ઉત્તમ અભ્યાસ કર્યો હતો; એમના સંગીતથી આખી સભા રોમાંચિત થઈ જતી એમના સંગીતમા એટલો પ્રેમ ભરેલો રહેતો કે સ્વામિનારાયણે એમની પ્રશંસા કરતા એક વાર કહ્યુ છે કે "એ સાધુને ઊઠીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીએ એવુ મન થઇ જાય છે." બૃહત કાવ્યદોહનમાં એમના નામ તળે ટીપ છે કે સહજાનંદ સ્વામીના વિરહની ગરબીઓ જ્યારે એમણે સુરતમા ગાઈ હતી, ત્યારે એકે એક શ્રોતાની આખમાથી આસુ ચાલ્યા હતા.

**અહિંસામય યજ્ઞ**

જેમ જેમ સત્સંગ વધતો ગયો, તેમ તેમ સ્વામિનારાયણના મહત્વના સિદ્ધાન્તો પણ ફેલાવા લાગ્યા. સત્સંગ બહાર પણ એમની ચળવળ શરૂ થઇ એ ચળવળોમાની મુખ્ય હિંસા યુકત યજ્ઞ બંધ કરાવવાની હતી. પહેલો પ્રસંગ એમને ભુજમાં મળ્યો. ભુજના કારભારી જગજીવન મહેતાએ યજ્ઞ આરંભ્યો હતો સ્વામિનારાયણે જઇ અહિંસામય યજ્ઞ કરવા એને સમજાવ્યો. જગજીવને પંડિતોની સભા કરી, તેમા સહજાનંદ સ્વામીની જીત થઇ જગજીવન મહેતાને પોતાનો યજ્ઞ બંધ કરવો પડયો એ એને રુચ્યું નહિ એ સ્વામિનારાયણનો દ્વેષી થઇ રહ્યો, પણ એની સ્ત્રી સ્વામિનારાયણની સત્સંગી થઇ. ત્યાર પછી અહિંસામય યજ્ઞ કરવાની પ્રથા પાડવાને સ્વામિનારાયણે પોતે એવા યજ્ઞો કરવાનું આરંભ્યુ. પહેલો યજ્ઞ એમણે જેતલપુરમાં કર્યો. અમદાવાદમા તે વખતે પેશ્વાઇમાં વામમાર્ગનું બહુ જોર હતું. પેશ્વાના સૂબાનું વલણ પણ એજ માર્ગ તરફ હતું વામમાર્ગીઓએ એ યજ્ઞમા વિઘ્ન કરવા બહુ પ્રયત્ન કર્યો, છતાં એ યજ્ઞ તો પાર પડયો. પણ એ યજ્ઞ સ્વામિનારાયણને કષ્ટનુ કારણ થઇ પડયો. એ યજ્ઞ થયા પછી સુબાનો બાપ મરી ગયો. કોઇકે કહ્યું કે એના પ્રાંતમાં દેવને મળતો પશુ ભાગ બંધ થવાથી

એના પિતાનું મરણ થયું. બીજા કોઈકે વળી કહ્યું કે એના પિતાને મારી નંખાવવા માટેજ સ્વામિનારાયણે એ યજ્ઞ કર્યો હતો. ત્રીજી વળી એવી ગપ ઉડી કે સ્વામિનારાયણ તો જાતે શૂદ્ર છે, અને બ્રાહ્મણોને ઉપદેશ દઇ અધર્મ કરે છે; સુબો એવો અધર્મ એના પ્રાંતમા ચાલવા દેશે તો પેશ્વાઇ નાશ પામશે. મૂર્ખ સુબાએ એ બધી વાતો ખરી માની. એ સહજાનંદ સ્વામીને પોતાના શત્રુ માનવા લાગ્યો.

સહજાનંદ સ્વામી જેતલપુરમાં યજ્ઞ પૂરો કરી, અમદાવાદ પધાર્યા હતા. સુબાએ એમને મારી નાંખવાનુ કપટ કર્યું. એક તેલનુ ટાંકું તૈયાર કરી, તે ઉપર ગાદી નખાવી રાખી પછી સ્વામિનારાયણને પોતાના દરબારમાં પધારવા નિમંત્રણ મોકલ્યુ. સ્વામિનારાયણને કપટની શંકા તો હતીજ, પણ પોતે સાધુ ઠર્યા એટલે નિમંત્રણને માન આપી પધાર્યા સુબાએ પેલી ગાદી ઉપર બેસવા સ્વામિનારાયણને આગ્રહ કર્યો. રાજયગાદી કરતા ઉંચ્ચ આસને બેસવા સ્વામિનારાયણે ના પાડી અને નીચેજ બેઠા. સુબાએ પછી એક નાચનારીને બોલાવી. જેવી તે આવીને પોતાનુ નૃત્ય શરૂ કરવા ગઇ, કે સ્વામિનારાયણે એની ચિત્તવૃત્તિ ખેંચી લીધી, અને એ સમાધિ ખાઇ જમીન ઉપર પડી. સ્વામિનારાયણ જોડે કેટલાક ત્યાગીઓ હતા એમનુ અને એમના ત્યાગીઓનુ વ્રત ભંગ કરાવવા માટે સહજાનંદ સ્વામીએ સુબાને ઠપકો દીધો. એટલે સુબાએ પોતાનું રૂપ પ્રકાશ્યુ. એણે સહજાનંદ સ્વામીને ખડકીએ દરવાજેથી શ્રીપુર તુર્ત છોડી જવા, અને ફરીથી શહેરમા ન આવવા આજ્ઞા કરી. સ્વામિનારાયણે, 'ક્યાં સુધી ન આવવું,' કહી મુદ્દત પૂછી. વિનાશકાળ સમીપ આવવાથી વિવેકભ્રષ્ટ થયેલા સુબાએ કહ્યું, "જયા સુધી અમદાવાદમાં પેશ્વાનું રાજય હોય ત્યા સુધી." એટલામા પેલી નાચનારી સમાધિમાથી જાગી, અને સ્વામિનારાયણને પગે પડી માફી માગવા લાગી. સમાધિમાં એણે નરકયાતના ભોગવી હતી. સ્વામિનારાયણે એને માફી આપી, નાચવાનો ધંધો છોડી દેવા કહ્યું. આટલો બનાવ બન્યા પછી સ્વામિનારાયણ ત્યાથી ઊઠી નીકળ્યા અને ઊઠતા ઊઠતા પેલી લાકડી ટાંકાપરની ગાદીપર ટેકવી. તેવીજ તે ગાદી નીચે સરી પડી. સહજાનંદ સ્વામી સુબા ઉપર એક દૃષ્ટિ ફેંકી બહાર નીકળી પડયા.

બીજે વર્ષે સ્વામિનારાયણે પાછો જેતલપુરમા યજ્ઞ કરવા ધાર્યો. સુબાએ સ્વામિનારાયણને પકડવા જેતલપુરમાં માણસો મોકલ્યા. સ્વામિનારાયણ તે દિવસે એક નજદીકના ગામમા ગયા હતા, એટલે માણસો પાછા અમદાવાદ ગયા. સુબાની અતિશય ઇતરાજી જોઇ સ્વામિનારાયણે યજ્ઞનો સામાન રાતોરાત નડીયાદ પાસેના ડભાણ ગામમાં મોકલી દીધો. ત્યા ઇંગ્રેજી રાજય સ્થપાઇ ગયું હતું. ત્યાંના અધિકારીઓએ સહજાનંદ સ્વામીનો સારો સત્કાર કર્યો અને યજ્ઞ કરવામાં સારી મદદ પણ આપી. થોડા સમય પછી અમદાવાદ ઇંગ્રેજના હાથમાં આવ્યું, ત્યારે અમદાવાદના અધિકારીઓએ સ્વામિનારાયણને નિમંત્રણ મોકલ્યુ, અને અતિશય માનસહ પધરામણી કરાવી તથા મંદિર બાંધવાને જગ્યા આપી.

**બાળહત્યા-નિષેધ**

હિંસામાં થતા પશુવધ અટકાવવા જેમ સ્વામિનારાયણે પ્રવૃત્તિ કરી, તેમજ બાળહત્યા અટકાવવા પણ કરી. ગરાસીઆઓમાં કન્યાને જન્મતાજ દુધ પીતી કરવાનો દુષ્ટ રીવાજ હતો. સ્વામિનારાયણે પોતાના શિષ્યોને તેમ ન કરવા ફરમાવ્યુ. એક ગરાસીઆ શિષ્યે કહ્યું કે બધું કરૂ પણ એ એક ન કરૂં. સ્વામિનારાયણે કહ્યુ, મારે એટલી એકજ આજ્ઞા તમારી પાસે પળાવવી છે અને સાથે ઉમેર્યું કે અમારૂં કહ્યુ નહિ માનો તો બીજી એક સત્તા આવશે તે જબરદસ્તીથી એ આજ્ઞા પળાવશે

**સતી વિષે.**

સતી થવાના ચાલ વિષે સ્વામિનારાયણની વૃતિ કેવા પ્રકારની હતી. તે મુક્તાનંદ સ્વામીના સતીગીતામાના નીચેના પદ પરથી સમજાશે:—

ત્રણ્ય પ્રકારની પતિવ્રતા જેહજી,
ભિન્ન ભિન્ન કરી વર્ણવી સર્વ તેહજી,
જેને બાવાનો ન અધિકારજી,
તે સતિયુ નો કરૂ નિરધારજી ૧.

નિરધાર કરી કહુ પતિવ્રતા, જેને પતિ સગે ન બળાય,
જ્ઞાન, વૈરાગ્ય ક ભક્તિવંતી, તે બળી ભસ્મ ન થાય. ૨.

બ્રહ્મચર્યાદિક નિયમ જે, વિધવાના ધર્મ ઉદાર;
તે પાળ્યાની શક્તિ હોય તે, ન બળે કરીને વિચાર. ૩.

મોક્ષ ઇચ્છાવાન જે, વળી પુત્રવતી જે હોય,
નાનાં બાળક કે ગર્ભવતી, સતી બળે નહિ સોય. ૪.

જે સતિયુ એવી રીત્યની, તેને બળ્યાનો ન અધિકાર,
મન, કર્મ, વચને તેહને, હરિ સેવવા કરી પ્યાર ૫.

પતિ મુવા પછી પતિવ્રતા, પતિ સગ જે બળી જાય,
તે અરુંધતી તુલ્ય નારી, સ્વર્ગમા પૂજાય ૬.

એ આદિ પતિ સંગ બળ્યાના, વચન ગ્રંથમાં જેહ;
સૌ વિનતાને નથી કહ્યાં, હવે વિગતે વર્ણવુ તેહ. ૭.

મોક્ષ ઇચ્છા રહિત જે, નિજ ધર્મે રહે ન લેશ;
મુક્તાનદ તે માનનિયુ, કરે તે; અનળ પ્રવેશ. ૮.

( સતી ગીતા, કડવું ૧૮ મું. )

આવી રીતે સતી થવાનું ફળ મોક્ષને વિરોધી દર્શાવી બળી મરવાનો આદર્શજ સ્વામિનારાયણે સત્સંગી સ્રીઓમાંથી કાઢી નાંખ્યો, અને તેને બદલે विधवाभिस्तु योषाभिः सेव्यः पतिधिया हरि એ આદર્શ બેસાડયો.

લગ્નનાં બીભત્સ ગીતો.

લગ્નમાં ગવાતાં બીભત્સ ગીતો તરફ એકવાર સ્વામિનારાયણનું લક્ષ ખેંચાયું. સત્સંગી સ્ત્રીઓ પણ એવાં ગીતો ગાવામાં ભાગ લેતી હતી તે જોઇ સ્વામિનારાયણ ઉદાસ થઇ ગયા, અને જે ગામમાં એ ગીત ગવાતાં હતા ત્યાંથી તુર્ત ચાલી નીકળ્યા. સ્વામિનારાયણની ઉદાસીનું કારણ જ્યારે હરિજનોએ જાણ્યું ત્યારે એ એમની પાછળ ગયા, અને ગીતો બંધ કરાવવાનું વચન આપી પાછા તેડી ગયા. સ્વામિનારાયણે ત્યાંથીજ ગામેગામ પોતાના શિષ્યોને પત્રો મોકલ્યા કે એમના શિષ્યોએ લગ્નમા બીભત્સ ગીત ગાવાં નહિ, અને લગ્ન પ્રસંગે રાધા કે રુકિમણી વિવાહનાં ધોળ ગાવાં. સારાં પદો ગાઇ શકાય તેટલા માટે મુક્તાનંદ સ્વામી તથા પ્રેમાનંદ સ્વામીને રાધા વિવાહ તથા રુકિમણી વિવાહનાં ધોળો રચવા આજ્ઞા કરી.

હોળીનાં ગીતો.

હોળીનો બીભત્સ પ્રકાર પણ સ્વામિનારાયણના કોઇ પણ મંદિરમા થતો જોવામા આવશે નહિ. એ વિષે એક રમુજી પ્રસંગ બન્યો. મુક્તાનંદ સ્વામી અતિશય વિનયી સાધુ હતા નાના બાળકને પણ કદિ તુકારે બોલાવતા નહિ. એમના પદોમાં કોઇ ઠેકાણે ગ્રામ્ય શબ્દો દેખાશે નહિ. સહજાનંદ સ્વામીએ એમને અસભ્ય ફટાણાને બદલે એ રાગનાં—અંત શત્રુઓ ઉપર પ્રહાર કરનારા પદો રચવા કહ્યું. તે ઉપરથી સ્વામીએ ચાર પદો રચ્યા. તેની પહેલી લીંટી નીચે પ્રમાણે છે.

"અવિદ્યા છે નકટી નાર, પ્રભુથી પાછી ભાગે જો."

એ પદની છેલ્લી લીંટીમા સ્વામી કહે છે,

"મુક્તાનંદ કહે મુરખ લોક, પાધરા દીસે પાજી જો."

સહજાનંદ સ્વામીને એ પદમાં 'પાજી' જેવો શબ્દ જોઇ આશ્ચર્ય થયું. અને એ હયા કે સ્વામીના પદમાં પણ એવો શબ્દ આવી ગયો, માટે ફટાણાની ભાવનાજ ખરાબ છે. એટલું કહી વિશેષ ફટાણાના પ્રકારના પદો ન રચવાની અને હરિજનોને પણ ફટાણાં ન ગાવાની આજ્ઞા કરી.

વહેમોનું ખંડન અને એકેશ્વર ભક્તિ.

સ્વામિનારાયણે વહેમોનું ખંડન પણ અતિ સફળતાપૂર્વક કર્યું. મંત્ર, જંત્ર અને મલિન દેવ-દેવીઓની ભીતિ ન રાખવા વિષેનો એમનો પત્ર સત્સંગમા પ્રસિદ્ધ છે. એ પત્ર ટુંકો છે, અને એમાંનું એકેએક વાક્ય અવતરણ કરવા યોગ્ય હોવાથી એને નીચે ઉતારૂં છું:—

"અનિર્દેશથી* લીખાવિતમ સ્વામીશ્રી ૭ સહજાનંદજી મહારાજના સર્વે સત્સંગી બાઇ ભાઇ નારાયણ વાંચજો.

* સહજાનંદ સ્વામી પોતાના સર્વે પત્રોમા પોતાનું સ્થાન 'અનિર્દેશ' જણાવતા, એ

"બીજુ લખવા કારણ એ છે જે જે મનુષ્યને જેવું પોતાનું પ્રારબ્ધ હોય, તેને અનુસારે તેના દેહને સુખદુખ થાય છે, તથા જન્મ મરણ થાય છે પણ જીવના પ્રારબ્ધ કર્મને ઉલ્લંઘન કરીને તો રુદ્ર, ભૈરવ, ભવાની આદિક જે દેવ ને દેવીઓ છે તે કોઇએ પણ એ જીવને સુખ દુખ દેવાને અર્થે અને મારવા જીવાડવાને અર્થે સમર્થ થતા નથી.

"ને પ્રારબ્ધ કર્મ ને કાળ તેને ખોટાં કરી નાખવા તથા મુવાને જીવતા કરવાં, તેમ જીવતાંને મારી નાંખવા તેને વિષે તો એક પરમેશ્વર નારાયણ માત્ર સમર્થ છે, પણ બીજા કોઇ દેવદેવી સમર્થ નથી, માટે એક પરમેશ્વરનો દૃઢ આશ્રય રાખીને નિત્યે ભજન સ્મરણ કર્યા કરવું, અને કોઇ દેવ દેવીનો ભય રાખવો નહિ. આપણે તો સર્વ ભગવાનના ભક્ત છઇએ ને શુરવીર છઇએ, માટે હરિભક્તને તો કોઈ રીતનો મનમાં ભય રાખવો ઘટે નહિ.

"અને જંત્ર, મંત્ર, ઔષધિએ કરીને કોઇ માણસ જીવતો રહેતો હોય તો પૃથ્વીમા કોઇક તો દેખવામા આવત પણ એવો કોઇ દીઠામાં આવતો નથી.

"અને વળી જો બહુ મંત્ર જંત્ર કોઇ ઉપર કોઇના ચાલતા હોય તો ઘણાક સત્રુ જેની ઉપર હોય એવા મોટા મોટા જે રાજાઓ તે જીવતા શી રીતે રહે? અને એ જંત્રે મંત્રે કરીનેજ સિદ્ધિ થતી હોય તો લાખો રૂપીઆ ખર્ચીને રાજાઓ લશ્કર રાખે છે તથા આયુધ સામગ્રી રાખે છે એવડુ શા માટે કરે? એક ભારે મંત્રશાસ્ત્રી રાખે ને મંત્રજંત્રની સિદ્ધિએ કરીને સર્વ પ્રતિપક્ષીને મારી નખાવે.

"પણ તેમ તો કોઇ ઠેકાણે દેખાતું નથી. માટે નિર્ભય થકા નારાયણનું ભજન કરજ્યો, અને કેવળ ભગવાનનો જ દૃઢ વિશ્વાસ રાખજ્યો. જેમ ભગવાને ધાર્યું હશે તે સત્ય થાશે. આપણુ ધાર્યું કે બીજા કોઇનું ધાર્યું નહિ થાય, કેમકે કોઇ જીવનું ધાર્યું થાતું હોય તો કોઇ ગરીબ રહે નહિ. સર્વેને રાજા થવાનો ઉમેદ છે પણ તેમ થાતું નથી માટે પરબ્રહ્મ પુરૂષોતમ એવા સમર્થ ભગવાનના આશ્રય તળે રહીને નિર્ભય થકા નારાયણનું ભજન કરજ્યો

"આ પત્ર લખવાનો મૂળ ઉપદેશ છે તે તમે એકાગ્ર મને કરીને ધારજો તથા વિચારજો."

---

શબ્દનો ધાત્વર્થ 'અચોક્કસ' એવો થઇ શકે એમણે એનો અર્થ ધર્મપુરના રાજમાતા કુશળકુવરબાને નીચે પ્રમાણે સમજાવ્યો હતો

આ આપણે જે ઓરડામા બેઠા છીએ તે નિર્દેશ કહેવાય, અને તમારો મહેલ એ અનિર્દેશ કહેવાય, તેમજ તમારો મહેલ એ નિર્દેશ કહેવાય, અને ધર્મપુર અનિર્દેશ કહેવાય; તથા ધર્મપુર એ નિર્દેશ કહેવાય અને ભરતખંડ એ અનિર્દેશ કહેવાય, પછી ભરતખંડ એ નિર્દેશ કહેવાય અને પૃથ્વી એ અનિર્દેશ કહેવાય, ત્યાથી પૃથ્વી એ નિર્દેશ કહેવાય અને અક્ષર બ્રહ્મ એ અનિર્દેશ કહેવાય, અમે ત્યા બેઠા લખીએ છીએ, માટે અમારૂ સ્થાન અનિર્દેશ છે

સ્વામિનારાયણીઓ ઉપર ઘણી વાર એવો આક્ષેપ મૂકાય છે કે એ લોકો બીજા દેવદેવીઓનો ભાર નથી રાખતા. એ ખુમારીનું કારણ ઉપલા પત્રપરથી સમજાશે અને સ્વામિનારાયણના ઉપદેશના સાફલ્યનો પણ એમાથી ખ્યાલ આવશે. દેવ-દેવીઓ કે ભૂત-પ્રેતના અસ્તિત્વનો સ્વામિનારાયણીઓ અસ્વીકાર નથી કરતા, પણ ખુમારી-વાળા સ્વામિનારાયણીની ભાષામા કહુ તો એ લોકો એ સર્વને પરમેશ્વર અને પરમેશ્વરના ભક્ત આગળ "સડતાળાના રાક" જેવાં ગણે છે. સપ્રદાયમા વિષ્ણુ, શિવ, પાર્વતી, ગણપતિ અને સૂર્ય એ પંચાયતન દેવની તથા હનુમાનની પૂજા થાય છે, પણ તે પણ તેમને પરમેશ્વરનાંજ સ્વરૂપ સમજીને અથવા પરમેશ્વરના મહાન્ ભક્ત સમજીને કરવામાં આવે છે. દાખલા તરીકે હનુમાનને જે નૈવેદ્ય ધરવામા આવે છે તે પહેલાં કૃષ્ણને ધરાવી પ્રસાદી કરેલુ હોય છે.

**અ-હિંદુ જાતિઓનો હિંદુધર્મમાં પ્રવેશ.**

વળી હિંદુ ધર્મમાં અહિંદુ જાતિઓને સામીલ કરવામા પણ સ્વામિનારાયણ પ્રથમ હતા. એક પારસી ( સુરતનો પ્રસિદ્ધ કોટવાલ અર્દેશર ) તથા કેટલાક ખોજા મુસલમાનોએ સ્વામિનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો હતો. હજુએ કેટલાક મુસલમાનો એ ધર્મ પાળી રહ્યા છે.

**શૂદ્ર જાતિઓની ઉન્નતિ.**

ગુજરાત-કાઠીઆવાડની શુદ્ર જાતિઓની ધાર્મિક ઉન્નતિ કરનાર પણ સ્વામિનારાયણ પહેલા હતા. એમણે કહેવાતી નીચ જાતિઓમાં એટલું બધુ કાર્ય કર્યુ હતું કે જુના સંપ્રદાયીઓને સ્વામિનારાયણના ઘણા ખરા શિષ્યો કડીઆ, દરજી, સુતાર, ખારવા, મોચી અને ઢેડ હતા, એજ એ ધર્મનો વિરોધ કરવાને સબળ કારણ લાગતું હતું. ઇંગ્રેજ લેખકો એ સ્વામિનારાયણને બહુધા મહાન્ હિંદુ સુધારક ( a great Hindu Reformer )કહીનેજ ઓળખાવ્યા છે. પણ નીચ જાતિઓને સંસ્કૃત કરવાની સ્વામિનારાયણની પદ્ધતિ જુદા પ્રકારની હતી એમનો સુધારો ઉચ્ચજાતિઓને હલકી જાતિઓ સાથે ભેળવી દઇ, ઉચ્ચ જાતિમાં હલકા સંસ્કાર પાડવાનો ન હતો, પણ નીચ જાતિઓને ચઢાવી એમનામા ઉચ્ચ જાતિના સસ્કાર પાડવામા સમાયો હતો. એટલે એમણે ઢેડ, મોચી, સુથાર, દરજી, કણબી અને મુસલમાન, સુદ્ધાંને શુદ્ધ બ્રાહ્મણના જેવી રહેણી રહેતા શીખવી દીધુ. મદ્ય, માંસ અને માદક વસ્તુઓનો ત્યાગ કરવો, રોજ નાહી, પૂજા કર્યાં વિના ખાવું નહિ, ગાળ્યાં વિનાનાં દૂધ કે જળ પીવા નહિ,—અરે, ડુંગળી, લસણ અને હિંગ જેવી વસ્તુઓનો પણ ત્યાગ રાખવો,—એ સ્વામિનારાયણીય સંસ્કારો હતા આધુનિક સુધાર'ની તાણમાં એ સંપ્રદાયના જે અનુયાયીઓ હાલમાં સપાડાયા છે, તેજ એ સુનિયમોનો ભંગ કરે છે, એજ સહજાનંદ સ્વામિના સુધારા અને આધુનિક સુધારા વચ્ચેનો ભેદ છે.

**વર્ણાશ્રમના ધર્મો.**

વર્ણાશ્રમ ધર્મોવિષે સહજાનંદ સ્વામીની વૃત્તિ આ પ્રકારની કહી શકાયઃ—

૧. પરમેશ્વરના અવતારો કેવળ વર્ણાશ્રમના ધર્મો સ્થાપવાને નથી થતા, એ ધર્મોનું સ્થાપન તો મનુ આદિક ઋષિઓ પણ કરી શકે છે. પરમેશ્વરના અવતાર એકાંતિક ધર્મની સ્થાપના માટે થાય છે.

૨ વર્ણાશ્રમના ધર્મો હંમેશને માટે એક સરખા નથી કેટલાક દેશ-કાળ પ્રમાણે બદલાય છે, પણ અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, ક્ષમા, દયા વગેરે ધર્મો સનાતન છે

૩. કેવળ વર્ણાશ્રમના ધર્મથી મોક્ષ થતો નથી વર્ણાશ્રમના ધર્મ પાળવાથી કેવળ આ લોકમાં સુખી રહેવાય છે, અને કીર્ત્તિ પ્રાપ્ત થાય છે.

૪ પણ વર્ણાશ્રમના ધર્મોનું પાલન આવશ્યક છે, પરમેશ્વરની ઇચ્છાથી અને લોક કલ્યાણાર્થે મનુઆદિક ઋષિઓએ એનુ સ્થાપન કર્યું છે માટે મોક્ષની ઇચ્છાવાળો એનો ત્યાગ ન કરે, કારણ કે એના પાલનમા પરમેશ્વરની પ્રસન્નતા રહેલી છે, તથા તે દ્વારા અંતઃકરણની નિર્મળતા થાય છે, એટલે પરમેશ્વરને પ્રસન્ન કરવા માટે એ ધર્મોનું પાલન બ્રહ્મનિષ્ઠ હોય તે પણ કરે. જે બ્રહ્મનિષ્ઠ પુરૂષ તદ્દન દેહાભિમાન રહિત હોય, તેજ વર્ણાશ્રમના ધર્મનુ બંધન તોડી શકે છે પણ જે સંસાર-વ્યવહારની સર્વ ક્રિયામા સાવધાન થઈ વર્ત્તતો હોય, અને કેવળ ધર્મ ભક્તિના વિષયમા अहं ब्रह्माऽस्मि થઇ બેસે છે તે અધર્મી છે

આ રીતે સ્વામિનારાયણ સંપ્રદાયનો ફેલાવો ઝપાટાબંધ ચાલી રહ્યો હતો એ સર્વે શિષ્યોની જોડે સંબંધમા આવવું, અને એ સર્વે એક બીજાની જોડે સંબંધમા આવે એવી યોજના કરવી, એ આવશ્યક હતું. હાલમા એવી યોજનાઓને પરિષદ્ કહે છે. સ્વામિનારણીય પરિભાષામા પરિષદ્‌ને 'સમૈયો' કહે છે. સહજાનંદ સ્વામી પોતે વારવાર ફરતા રહી પોતાના શિષ્યોના સંબંધમા નિરન્તર આવ્યા કરતા. ઠરીને એક જગ્યાએ બેસી રહેવુ એવો તો એમનો સ્વભાવજ ન હતો. હોળીનો સમૈયો અમુક જગ્યાએ કરવો છે, રામનવમીનો અમુક સ્થાને, જન્માષ્ટમીનો અમુક સ્થળે એમ એમનો કાર્યક્રમ પહેલાથી ગોઠવાઇ જતો એ કાર્યક્રમ પ્રમાણે એ મુસાફરી કરતા. તેમાં ન જોતા મધ્યરાત કે નજોતા મધ્યાહ્‌ન ધારેલે સ્થળે પહોચવુ હોય, ત્યારે તો ખાવાને પણ રોકાતા નહિ. સમૈયાના સ્થળની પત્રદ્વારા આગળથી ગામેગામ ખબર પહોંચાડવામાં આવતી, અને ગામેગામથી સંઘ આવતા. એ રીતે ગૂજરાતના હરિજનો કચ્છ સુધી પહોચતા, અને કાઠીઆવાડના ધર્મપુર સુધી જતા. સમૈયામાં સંપ્રદાય સંબધી વિચાર ચાલતા, પ્રકરણો કેરવાતાં, મંડળોને ફરવાની જગ્યા મુકરર કરવામા આવતી, જુદે જુદે સ્થળે સત્સંગીઓને પડતાં સુખ દુઃખની ખબર લેવાતી, જરૂર પડતી મદદ મોકલાતી, જ્ઞાન વાર્તા થતી, અને જે તહેવારને પ્રસંગે સમૈયો મળ્યો હોય, તેને યોગ્ય ઉત્સવ પણ ઉજવાતા.

પાછળથી સમૈયા માટે વડતાલ મુકરર કરવામા આવ્યુ. અને પ્રબોધિની એકાદશી અને રામનવમી એ બે પ્રસંગો મોટા સમૈયા માટે ઠરાવવામા આવ્યા. એ બે પ્ર જેનાથી બની શકે તેમને સર્વેને વગર નિમંત્રણે આવવાની આજ્ઞા થઇ.

પાછળથી જ્યારે વડતાલ અને અમદાવાદના બે જુદા આચાર્યો નીમાયા ત્યારે એ બે સ્થળે એ બન્ને સમૈયાપર તે તે દેશના હરિજનોને ભેગા થવાનું રાખ્યું. જેને બન્ને જગ્યાએ જવું હોય તેને અનુકૂળ પડે તેટલા માટે સમૈયા અનુક્રમે કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમા સુધી ચાલતા. તેમાં અમદાવાદમાં કાર્તિકી એકાદશી અને રામનવમીનો દિવસ મુખ્ય ગણાય, અને વડતાલમા પૂર્ણિમાના દિવસો મુખ્ય ગણાય.

પ્રેમાનંદ સ્વામીના શબ્દોમા સહજાનંદ સ્વામી "સર્વે લલિતકળાની ખાણુ" હોવાથી આ સમૈયાઓમા એમના શિષ્યો એમને અતિશય કારીગિરીવાળી વસ્તુઓની ભેટ કરતા નિષ્કુળાનંદ સ્વામી જેવા પ્રવીણ સુતાર એમને માટે બાર દરવાજાનો હિંડોળો બનાવતા, કાઠીઆવાડની સ્ત્રીઓ વિવિધ બુટ્ટાદાર આસનો તૈયાર કરતી, ગૂજરાતની સ્ત્રીઓ પકવાનો મોકલતી, ગવૈયાઓ ચતરંગી આલાપોથી રીઝવતા, ભુજના મલ્લો કુસ્તીબાજી કરી દેખાડતા, કાઠીઓ ઘોડાની રમત રમી બતાવતા. આ સર્વે કેવળ પ્રેમને વશ થઇને જ થતુ. સુરતનો એક આત્મારામ દરજી એવી સુંદર ડગલી કરી લાવ્યો કે ભાવનગરના રાજા વજેસિંહે તેવી ડગલી માટે સો રૂપીઆ સીલાઇ આપવા કહ્યુ આત્મારામે કહ્યુ કે હવે મને બીજી એવી ડગલી કરતાં નહિ આવડે, પૈસાના ટેભાથી એ ડગલી નથી સીવાઇ, પણ એમાંતો હેતના ટેભા પડયા છે, બીજી ડગલી સીવવા એવુ હેત કયાંથી લાવુ ? સદ્ભાગ્યે એમની પ્રસાદીની વસ્તુઓ સંઘરી રાખવાની વૃત્તિ પહેલેથી જ સંપ્રદાયના શિષ્યોમા ઉત્પન્ન થઈ હતી. એટલે એકાદવાર પણ સ્વામિનારાયણના વપરાશમાં આવેલી વસ્તુનો સંગ્રહ જેની પાસે રહી તેણે કર્યો છે. એ સર્વે વસ્તુઓને સુરક્ષિત રાખવાને ઘણા ખરા મંદિરોએ સારી વ્યવસ્થા કરી છે. વડતાલનું અક્ષર ભુવન એ એમની પ્રસાદીની વસ્તુઓનું મોટામાં મોટુ સંગ્રહસ્થાન છે. એમણે વાપરેલા વસ્ત્રો, ઘરેણા, ચાખડીઓ, માળાઓ, એમના કેશ, નખ, દાત, એમના ખાસ વપરાશમાં આવેલા વાસણો, બાજઠો, આસનો, ખાટલાઓ, ગાડીઓ, અને પથરાઓ પણ સાચવી રાખ્યા છે. વિદેશી માલે હિંદુસ્થાનમા પ્રવેશ કર્યો, તેની તુર્તજ પહેલા દેશી કારિગિરીની ગૂજરાતમા કેવી સ્થિતિ હતી, તેનો ખ્યાલ આવવાને આ સંગ્રહસ્થાનો જેમ જેમ વખત જશે, તેમ તેમ અતિશય ઉપયોગી લેખાશે.

પણ આટલી રસિક વૃત્તિને પોષી તેના ઉપર અંકુશ રાખતાં જો સ્વામિનારાયણને આવડતો ન હોત, તો એના શિષ્યો ઉચ્છૃંખલ થઇ ગયા હોત, અને એમના ત્યાગીઓ છકી ગયા હોત! પણ સ્વામિનારાયણની મનુષ્યોની નાડી પારખવાની શક્તિ અદ્વિતીય હતી પોતાના લાડની અસર શિષ્યોના હૃદય ઉપર કેવી થાય છે તે એ હર ઘડી તપાસ્યા કરતા. ઉદાહરણાર્થે, સાધુઓમાં એકવાર એવી વૃત્તિ કેળવાવા લાગી કે દરેક જણ પોતાને સ્વામિનારાયણનો જ શિષ્ય ગણી, શિષ્યોમાં પરસ્પર નાના મોટાપણુ હોય જ નહિ એમ માનવા લાગ્યો નાના નાના સાધુઓ મુક્તાનંદ સ્વામી જેવાની ઇર્ષ્યા કરી એમનુ અપમાન કરવા લાગ્યા. આવું છકેલપણુ જોઇ, સ્વામિનારાયણને બહુ શોક થયો એમણે મુક્તાનંદ સ્વામી જોડે પાછાં વનમાં જવાનો પણ વિચાર કર્યો. પણ હરિજનોનો પ્રેમ અને તેમનું કલ્યાણ જોઇ ટકી રહ્યા. આ છકેલ

વૃત્તિને ટાળવાને એમણે સાધુ અને બ્રહ્મચારીઓમાંથી મળી આર સદ્‌ગુરુઓ નીમ્યા, અને બધા ત્યાગીઓને એ સદ્‌ગુરુઓમાં વેંચી દીધા. દરેક સદ્‌ગુરુ અને એમના હાથ તળેના ત્યાગીઓ વચ્ચે ગુરુ–શિષ્યભાવ બાંધ્યો, અને પોતાની આજ્ઞાઓ સદ્‌ગુરુઓ મારફતે એમને સંભળાવવાની પદ્ધતિ બાંધી. આ રીતે ત્યાગીઓનું સંગઠન કર્યું.

થોડો કાળ ગયા પછી આ વ્યવસ્થામા પણ ફેરફાર કરવો પડયો. દરેક સદ્‌ગુરુના શિષ્યો પોતપોતાને બીજા મંડળોથી જુદાજ માનવા લાગ્યા. મુક્તાનંદી, બ્રહ્માનંદી એવા પક્ષો બંધાવા લાગ્યા. સ્વામિનારાયણે આનો પણ તુર્તજ ઉપાય કર્યો. એક દિવસ બધા ત્યાગીઓને એક પછી એક પૂછવા માડયુ, "તમે કોના શિષ્ય ?" ત્યાગીએ પોતપોતાના સદ્‌ગુરુઓના નામ દેવા લાગ્યા. પછી સભામા સ્વામિનારાયણે કહ્યુ કે હુ તો હવે શિષ્ય વિનાનોજ થઇ રહ્યો છુ, કારણ કે બધા શિષ્યો પોતાને જુદા જુદા સદ્‌ગુરુઓનાજ શિષ્ય માને છે, ત્યાગીઓ આશ્ચર્યચકિત થયા અને બોલી ઉઠયા, ના, ના, મહારાજ, અમે તો સર્વે તમારાજ શિષ્યો છીએ અને આપની આજ્ઞાએ સદ્‌ગુરુઓના શિષ્યો છીએ. સહજાનંદ સ્વામીએ કહ્યું, મ્હારા શિષ્યો હો, તો હુ રાખુ તે મડળમા રહેવું પડશે ત્યાગીઓએ તે કબુલ કર્યું પછી સહજાનંદ સ્વામીએ પાછા નવા મડળો રચ્યા અને સદ્‌ગુરુઓના પક્ષ બાંધી, તેમા ન તણાતા માત્ર પ્રભુનોજ પક્ષ બાંધી, તેમાં તણાવાનો ઉપદેશ કર્યો ત્યારથી મુક્તાનંદી, બ્રહ્માનંદી એવો પક્ષભેદ પડતો બંધ થયો.

પણ એક નવી જાતનો પક્ષભેદ જાગ્યો સ્વામિનારાયણે ગઢડામા વાસુદેવની મૂર્તિ સ્થાપી હતી, અમદાવાદમા નરનારાયણની અને વડતાલમા લક્ષ્મીનારાયણની કેટલાક મડળો ગઢડાની આજુબાજુજ ઘણો વખત ફરતા, કેટલાક અમદાવાદની ચોતરફ અને કેટલાક વડતાલની સમીપમા. સ્વામિનારાયણે પ્રભુનોજ પક્ષ રાખવાનુ કહ્યું હતુ એટલે હવે ત્યાગીઓ પોતાને વાસુદેવીઆ, નરનારાયણીઆ અને લક્ષ્મીનારાયણીઆ કહેવડાવા લાગ્યા અને પોતપોતાના પ્રાંતના દેવનો પક્ષ તાણવા લાગ્યા. આ વાતની સહજાનંદ સ્વામીને ખબર પડી કે તુર્ત એમણે એક સમૈયામા વાસુદેવીઆ, નરનારાયણીઆ અને લક્ષ્મીનારાયણીઆને જુદા જુદા બેસવાનું કહ્યું. બધા ત્યાગીઓ એ પ્રમાણે બેઠા. એટલે સહજાનંદ સ્વામીએ કહ્યુ, હવે સ્વામિનારાયણીઆ રહ્યા હોય તે મારી પાસે બેસો ત્યાગીઓ બધા શરમાઇ ગયા અને દેવને નામે ખોટુ પક્ષાભિમાન રાખવું છોડી દીધુ અને એટલું કહેવું ઉચિત છે કે એવા ખોટા પક્ષ કરવામાં મુખ્ય સદ્‌ગુરુઓનો દોષ નહતો પરતુ મનુષ્યમા પક્ષાભિમાનની ભાવના એટલી તો તીવ્ર રહેલી છે કે હજુ 'નરનારાયણના દેશના,' 'લક્ષ્મીનારાયણના દેશના' એ નામે ખોટી ઇર્ષ્યા અને તાણાતાણ થાય છે અને તે એટલે સુધી કે કેટલાક સ્થાનો અને પ્રસગોનુ માહાત્મ્ય વધારવા માટે પુસ્તકોમા ખોટા વિધાનો પણ કરવામાં આવે છે. મોક્ષમાર્ગને પણ મનુષ્ય અશુદ્ધ કરી શકે છે, એટલી મનુષ્યમા પામરતા રહેલી છે, એટલાજ એ વસ્તુ ઉપરથી પાઠ લેવાનો છે.

**મંદિરો.**

સંગઠનના કાર્યમાં મંદિરો બાંધવાનું કાર્ય બીજું હતું. ત્યાગીઓની ઉપર પ્રમાણે યોજના થઇ, પણ ગૃહસ્થોને પરસ્પર તથા ત્યાગીઓ સાથે સંબંધ કરવાની આવશ્યકતા હતી એક જગ્યાએ રહેનારા એક ધર્મના અનુયાયીઓ નિયમિત રીતે મળી સંત સમાગમ રાખે, ભક્તિ કરે અને જ્ઞાન વધારે, એને માટે મંદિરો અનિવાર્ય છે હિંદુઓમાં દેવમંદિર સિવાય બીજું કયુ એવું પવિત્ર સ્થળ હોઇ શકે? આ રીતે અમદાવાદ, વડતાલ, ગઢડા, ભુજ, ધોળેરા વગેરે સ્થળે મંદિરો બાંધવાની યોજના થઇ આ સર્વે શિખરબંધ મંદિરો થયા અને તેમા ધાતુ કે પાષાણની મોટી મૂર્તિઓની પ્રતિષ્ઠા થઇ. પણ આ સિવાય બીજાં જે જે સ્થળોમા સત્સંગીઓ રહેતા હોય, ત્યા ત્યા એક નાનુ મંદિર—જેમા સહજાનંદ સ્વામીની માત્ર ચિત્ર પ્રતિમાજ રાખવામા આવતી હોય અને જેની શિખરબંધ મંદિરોના વિધિ મુજબ સેવા ન થતી હોય તેવી મૂર્તિવાળા—'હરિ–મંદિરો' પણ બંધાયા. એ સર્વે મંદિરોમા ત્યાગીઓને રહેવાની, પરગામના સત્સંગીઓને ઉતરવાની અને રાંધવા સુવાની સર્વે સગવડ રાખવામા આવે એવી વ્યવસ્થા કરવામા આવી

મંદિરો બાંધવામા કળાની દૃષ્ટિનું વિસ્મરણ થયુ નહતું. અમદાવાદનુ મંદિર અને આજુબાજુની ધર્મશાળામા લાકડાનું કોતરકામ શીલ્પકળાની દૃષ્ટિએ સુંદર અને દર્શનીય ગણાય છે. ઘણા ખરા મંદિરોની યોજના બ્રહ્માનંદ સ્વામી આનંદાનંદ સ્વામી તથા નિષ્કુળાનંદ સ્વામીને હાથે થઇ હતી સ્વામિનારાયણના વખતના બધા મંદિરો હરિજનોએ અને ત્યાગીઓએજ બાંધ્યા હતા ઘણુ ખરૂ મજુરીનું કામ ત્યાગીઓ કે સત્સંગી કડીઆઓ અને સુતારો કરતા. ગઢડાનુ મંદિર બાંધ્યું ત્યારે દરેક જણે સવાર સાજ ન્હાઇને આવતી વખતે એક એક પથરો ઉપાડી લાવવો એવો નિયમ હતો એ રીતે સ્વામિનારાયણ પોતે પણ એક પથરો માથે મૂકીને લાવતા ગઢડાના મંદિરમા ગોપીનાથની મૂર્તિ સ્વામિનારાયણના જેટલીજ ઊંચી અને પુષ્ટ છે, એ મૂર્તિના હથપગની જાડાઇ અને નાકના ઘાટ પણ સ્વામિનારાયણના તે તે અવયવો પ્રમાણેજ રાખવામાં આવ્યા છે. સ્વામિનારાયણના મંદિરોમાં ઓછામાં ઓછાં ત્રણ શિખરો રાખવાનો રિવાજ છે તેમાંથી કેટલીક જગ્યાએ ત્રણે શિખરોતળે મૂર્તિઓ હોય છે અને કેટલીક જગ્યાએ બે શિખર તળે મૂર્તિઓ હોય છે. ત્રીજા શિખર તળે, અથવા બાજુ પરની ભીંતમા એક ઓરડો કરી તેમા એક પલંગ, તે ઉપર સ્વામિનારાયણની ચિત્ર–પ્રતિમા, બનો શકે એમ હોય ત્યા સ્વામિનારાયણની પ્રસાદીનો એક પાઘ તથા બીજી પ્રસાદીનો ચોળો ગોઠવવાનો રિવાજ છે એ ઓરડાને 'સુખ શય્યા' કહે છે. મૂર્તિઓ ઘણું ખરૂ રાધા–કૃષ્ણની, લક્ષ્મી–નારાયણની, નરનારાયણની. રેવતી–બળદેવની, ધર્મ–ભક્તિની કે શિવ–પાર્વતીની હોય છે એ બબ્બે મૂર્તિ સાથે ત્રીજી મૂર્તિ હોય, તો તે સ્વામિનારાયણની સમજવી રાધા–કૃષ્ણની મૂર્તિઓ ગોપીનાથ, વૃંદાવનવિહારી, મોહનવિહારી, મદનમોહન, મદનમોહન વગેરે વિવિધ નામોથી ઓળખાય

જુદે ઠેકાણે ઓળખાય છે. સ્વામિનારાયણની મૂર્તિ હરિકૃષ્ણ કે ઘનશ્યામ એ નામે ઓળખાવામાં આવે છે.+

આ મંદિરોમાં પૂજા કરવા માટે પહેલાં બાહુતી બ્રાહ્મણોને રોકવાનો પ્રયોગ થયો. પૂજારી મહારાજે થોડા દહાડામા પોતાનું પોત પ્રકાશ્યું. દેવને પહેરાવવાનાં પીતાંબર અને આભૂષણો પોતાના શરીર પર સજી ઠાઠમાઠથી આરતી ઉતારવા માંડી. બાહુતી પૂજારીથી દેવમંદિરોમાં થતા છળકપટ બતાવવા માટેજ સહજાનંદ સ્વામીએ આ પ્રયોગ કર્યો હતો. બાહુતી પૂજારીઓને રજા આપવામાં આવી અને ત્યાગીઓને હાથે દેવસેવા કરાવવાનું ઠરાવવામા આવ્યું.

અત્યાર સુધી સંપ્રદાયમા પરિગ્રહને સ્થાનજ નહોતું. સહજાનંદ સ્વામીને પોતાને નામે એક પેટારો પણ નહતો, કે મિલકતને નામે પાઇ ન હતી. આચાર્ય સ્થાપના પણ મંદિરોની રચનાથી સ્વાભાવિક રીતે પરિગ્રહ શરૂ થયો. મંદિરોની વ્યવસ્થા ત્યાગીને સોંપી પણ,

"વળતો વિચાર કર્યો છે વાલેરે, આનું આવું ઘણું કેમ ચાલેરે,
માટા મોટા કરાવ્યા મંદિર રે, તેમા રાખીયા સંત સુધીરરે
પણ તે તો સંત છે જે ત્યાગીરે, વળી કેમ રહેશે વિતરાગીરે,
મમત વિના મંદિર કેમ રે'શેરે, વાત બન્ને કેમ બેસશેરે
જેહ ત્યાગી છે ત્રિયા ધન તણારે, દેહ સુખથી નિરાશી ઘણારે ×
તેણે નહિ જળવાય જાગરે, નથી વાત એ બનવા લાગરે
માટે એના કરૂ એક ધણીરે, તો રાખે ખબર એની ઘણીરે,
પછે સરવાર્થ દેશથી સંબંધીરે, તેને તેડાવી જાયગા દીધીરે.

(પુરુષોત્તમપ્રકાશ, પ્ર. ૩૬. ૬–૯)

આ રીતે આચાર્ય નીમવાનો વિચાર શરૂ થયો. ત્યાગીઓને વ્યાવહારિક ખટપટમા ઉતરવું ન પડે, એમનો નિર્વાહ ચાલે અને તે સાથે એ નિરંકુશ બની ન જાય, જુદાં જુદાં મંદિરોની વ્યવસ્થા એક બીજાથી તદ્દન સ્વતંત્ર થઇ ન જાય, આપણે સર્વે એક છીએ એવી ભાવના ગૃહી–ત્યાગીઓમા જાગ્રત રહે, સર્વે સત્સંગીઓને એક અધ્યક્ષના હાથ તળે વર્ષમા ઓછામા ઓછું બે વાર ભેગા થવાનું અને કરવાનું બની આવે, એ હેતુથી આચાર્યની યોજના થઇ.* આચાર્યની સ્થાપનામા પણ સહજાનંદ

+ હાલમા સંપ્રદાયમાથી પડેલા નવીન ફાંટાઓમા અક્ષર–પુરુષોત્તમ, તથા ગુણાતીતાનંદ સ્વામી આદિક સાધુઓની–મૂર્તિઓ સ્થાપવાનો શિરસ્તો પડયો છે.

* પોતાના કુળમાથી આચાર્ય નીમ્યા પહેલાં સહજાનંદ સ્વામીએ વાસુદેવાનંદ બ્રહ્મચારીને પોતાની પાછળ આચાર્ય નીમવાનો પ્રયોગ કરેલો પણ એ તદ્દન નિષ્ફળ નીવડયો ત્યાર પછી સર્વે સંત–હરિજનોના આગ્રહથી પોતાના કુટુંબીઓને અયોધ્યાથી તેડી મંગાવવાનો વિચાર કર્યો.

સ્વામીએ નવીનજ માર્ગ ગ્રહણ કર્યો. ત્યાગીઓને વ્યાવહારિક ખટપટમાં ન પાડવા માટે આચાર્યની યોજના થઇ હોવાથી આચાર્ય ત્યાગી ન હોય એવું ગર્ભિત થયું. પણ લાખો રૂપીઆની સંપત્તિના અધિષ્ઠાતા ઉપર જો કોઇ રીતનો અંકુશ ન હોય તો આચાર્યની અધોગતિ થયા વિના રહે નહિ એટલે આચાર્ય ઉપર નીચે પ્રમાણે અંકુશ મૂકાયા.

૧ આચાર્ય ગૃહસ્થ હોય, પણ પોતાના સમીપ સંબધી વિનાની સ્ત્રીઓ સાથે બોલે નહિ, તેમનો સ્પર્શ કરે નહિ, અને તેમને ઉપદેશ દે નહિ

૨. શિષ્યોએ આપેલું ધાન્ય વેચે નહિ, પણ જુનુ થઇ જાય તો જરૂર પડે તો જુનું આપીને નવુ ધાન્ય લે, એટલે શિષ્યો પાસેથી ધાન્ય લઇ પૈસા કમાવાનો ધંધો ન માંડે.

૩. પોતાનો સર્વ વ્યવહાર આગેવાન ત્યાગીઓ અને ગૃહસ્થોની સલાહ લઇ કરે, પણ સ્વતંત્ર રીતે ન કરે

૪. સહજાનંદ સ્વામીએ નીમેલા આચાર્યોની સંખ્યામાં વધારો ન થાય

આ રીતે સંવત ૧૮૮૨ ની કાર્તિક સુદ ૧૧ ને દિવસે સહજાનંદ સ્વામીએ પોતાના બે ભાઇઓ રામપ્રતાપ અને ઇચ્છારામના પુત્રો અયોધ્યાપ્રસાદ અને રઘુવીરને અનુક્રમે અમદાવાદની નરનારાયણ દેવની અને વડતાલની લક્ષ્મીનારાયણ દેવની ગાદીના આચાર્યો તરીકે નીમણુક કરી. બન્નેના ધર્મો સમજાવનારો અને દેશ વિભાગ કરનારો એક ખરીતો લખ્યો એ ખરીતો સંપ્રદાયનો એક મહત્વનો લેખ છે આચાર્યો વચ્ચે પરસ્પર, અથવા આચાર્ય અને ગૃહસ્થ કે ત્યાગીઓ વચ્ચે કાંઇ મતભેદ કે વિરોધ થાય ત્યારે એ લેખ પ્રમાણેજ વર્તી શકાય છે

સહજાનંદ સ્વામીનો સંપ્રદાય હવે સંગીન પાયાપર રચાઇ ગયો હતો લગભગ ૧ લાખ માણસો એ ધર્મના અનુયાયીઓ થયા હતા. આટલા ટુંક વખતમાં દુનિયાના કોઇ પણ ધર્મમાં આટલા શિષ્યો ભળ્યા ન હતા. ધર્મની સ્થાપના આટલી તીવ્રપણે કદી પણ જામી ન હતી છતાં, એ ધર્મના અનુયાયી થવું એ કાંઇ સહેલી વાત ન હતી. ત્યાગી અને ગૃહી બન્નેને માથે અંદરના કપરા નિયમોનો અંકુશ હતોજ સ્વામી નિષ્કુળાનંદ એક નીકળી ગયેલા ત્યાગીને મુખે નીચે પ્રમાણે બોલાવે છે—

વળી વદે વિમુખ મન ફરજી,
ઘણું દુખે ભર્યું મે મૂક્યું'તું ઘરજી,
અંગને ન મળતું અન્ન ને અંબરજી,
જાણ્યું સત્સંગમાં એ છે સભરજી. ૧.

સભર છે સતસંગમાં ખાવા પીવા સુખ ખાસું મળે,
જુનુ અન્ન વસન જડે નહિ, એવું સાંભળ્યું, તું સઘળે. ૨

વળી રસોયું ગામોગામમાં, ઘણી આપશે ઘેરે ઘેર,
જનમ ધરી જે જડી નથી, તે પામશું બહુ પેર. ૩.

એવું સુણી હું આવ્યો હતો, સુણી સુખ સતસંગમાંઇ;
ઇયાં તો આણ્યા આંકસમાં, મન ગમતું ન થાયે કાંઇ. ૪.
પોષ ભરી પાણી નાખવું, અમૃત સરખા અન્નમાં,
ભેળું કરેલ ભાવે નહિ, અતિ મુંજવણ્ય થાયે મનમાં ૫
વળી માહાત્મ દેખાડી મંદિર તણું, ઉપડાવે ઇંટ પથરા ઘણું,
ત્યારે સંસાર મૂકીને શું કમાણા, જ્યારે રહ્યું એનું એ કૂટણું. ૬.
જાણ્યું ખાશું, પીશું, ખુબી કરશું, ફરશું નિત્ય નવા ગામમાં;
ત્યાં તો અટાટ નાખી આજ્ઞા તણો, કંઠ દબાવી જોડ્યો કામમાં ૭.

( વચન વિધિ, કડવું ૩૪ મું. )

જેમ ત્યાગીને તેમજ ગૃહસ્થને પણ આજ્ઞાઓનું બંધન હતું પણ અંદરનો અંકુશ જાગૃત ન હોય, તેમ અંદર રહેવા માટે બહારનું દુખ સહન કરવું પડતું ત્યાગીઓને વૈરાગીઓ મારતા, અને ગૃહસ્થોને મહાજનો રીબાવતા ગામેગામ સત્સંગીઓ મહાજન બહાર અને ન્યાત બહાર મૂકાવા લાગ્યા અને આપણી મહાજન બહાર મૂકવાની પદ્ધતિ એટલે સામાજિક 'બૉયકૉટ' એમની જોડે કોઇ વેપાર ન કરે, એમને કોઇ પાણી ન આપે, એમને ત્યાં હજામ હજામત કરવા ન આવે, એને ત્યાં મરણ થાય તો કોઇ મુડદુ ઉપાડવા પણ ન આવે કેટલાએ સત્સંગીઓને વરસોના વરસો સુધી ન્યાત બહાર રહેવું પડેલું, અને છેલ્લા સો વર્ષથી એક કુટુંબ હજી પોતાના ગામમાં ન્યાત બહાર રહ્યું છે, અને બીજા ગામની એ ન્યાતે એને દશ વર્ષ ઉપર પોતાના એકડામાં લેવાનો દાખલો બન્યો છે. એ ન્યાત બહાર રહેલાઓ સામાજિક અને આર્થિક અડચણો વેઠી સંપ્રદાયને વળગી રહ્યા, એમાં એ સંપ્રદાયમાં રહેલા ધર્મબળનું માપ છે હજારો મનુષ્યોના જીવનમાં આસમાન જમીનનો ફરક કરી નાખવામાં, તેમનામાં નવું ચૈતન્ય રેડવામાં, તેમનું જીવન વિચારમય કરવામાં, તેમને વ્યસનો અને વ્યસનોમાંથી છોડાવવામાં, કોઇ પણ ધર્મના સ્થાપકે, કે સમાજ સુધારકે, કે કાયદા ઘડનારે, અત્યાર સુધી આટલો યશ મેળવ્યો નથી કોઈ પણ અવતારને એ અવતારની હૈયાતીમાંજ આટલા મનુષ્યોએ સ્વીકાર્યો ન હતા. અવતારના લીન થવા પછીજ મનુષ્યોએ તેમનું અવતારપણું કબુલ કર્યું હોય એવું સાધારણત દેખાય છે પણ સહજાનંદ સ્વામીને હજારો મનુષ્યોએ એમના છતાંજ પરબ્રહ્મના આવિર્ભાવ તરીકે સ્વીકાર્યો, એમના પડતા બોલ ઉપર પોતાના તન, મન અને ધન અર્પણ કરી નાખ્યા, એમના હાથમાં પોતાના નાડીપ્રાણ પણ સોંપી દીધા, એવી સહજાનંદ સ્વામીમાં શી શક્તિ હતી? સહજાનંદ સ્વામીએ એકવાર સાધુઓને પ્રશ્ન કર્યો કે અમે બીજા અવતારોના જેવા પરાક્રમો કર્યા નથી, અમે સમુદ્રપર પાજ બાંધી નથી, દશ મસ્તકનો રાવણ માર્યો નથી, મંદ્રાચલને પીઠપર ધર્યો નથી, કંસ–શિશુપાલાદિકનો વધ કર્યો નથી, તમે અમને શું કરવા પરમેશ્વર કહો છો? સાધુએ એ કહ્યું રામે રાવણને માર્યો, પણ એ રાવણ તો કામ અને માનથી હણાયલોજ હતો, વામને બલિને છળ્યો, પણ એ લોભથી છળાયલોજ હતો, કૃષ્ણે કંસાદિકનો વધ કર્યો, પણ માનાદિક રિપુએ તેમનો વધ કરીજ રાખ્યો હતો, એ કામ, ક્રોધ, લોભ

વગેરે અમારા અંતઃ શત્રુઓને તમે મર્યા માટે અમે તમને અવતાર કહીએ છીએ; તમે સમુદ્રપર પાજ નથી બાંધી, પણ તમે ભાવસાગર અને અક્ષર વચ્ચે સળંગ રસ્તો પાડી દીધો છે તમે મંદ્રાચલ કે ગોવર્ધન નથી ધાર્યો, પણ અમારા પાપ પર્વતોને ક્ષણુમા હઠાવી દઇ, અમારા ચિત્તને શુદ્ધ કરી દીધાં છે, એ કારણથી અમે તમને અવતાર માનીએ છીએ.

આજ સ્વામિનારાયણુની ખરેખરી મોટાઇ હતી. વસોના કશીઆ ભાઇએ ચોરોના સરદાર જોખન પગીની કોટે કઠી જોઇ પૂછ્યુ, અલ્યા સ્વામિનારાયણુમાં તે એવું તેશુ જોયુ ? શું એને ગધેડાની ગાય કરતા આવડે છે ? જોખન પગીએ કહ્યુ, હોવે, આ જોને, મારા જેવા ચોરોને પણુ એમણે સાધુ જેવા બનાવી દીધા એથી તે વળી ગધેડાની ગાય કેમ કરાતી હશે ? જોખન પગી ગધેડાની ગાય થયો એ કેવળ અલંકારિક ભાષા નથી માણુસને ચીભડાની માફક કાપી નાખનાર એ સત્સંગી થયા પછી એક દિવસ સવારે જતો હતો રસ્તામા એક ખેતરમાથી એણે એક દાતણુ કાપ્યુ દાતણુ કાપ્યા પછી એને વિચાર થયો કે આ તો ધણિયાતુ ખેતર છે, તેના ધણીને પૂછ્યા વિના મે દાતણુ લીધુ, એ ચોરી કહેવાય તુર્ત એ ગામમાં ગયો, અને ખેતરના ધણીને શોધી કાઢી, એને દંડવત્ પ્રણામ કરી, ચોરી કરવા માટે માફી માગી સ્વામિનારાયણે પોતાના શિષ્યોનું જીવન કેટલું શુદ્ધ અને વિચારમય બનાવ્યુ હતુ તેનુ આ જુજ દષ્ટાત છે એમના કાર્ય જેટલુ મહત્ કાર્ય આજ સુધીના પૃથ્વીના ઇતિહાસમા કોઇના પણ ચરિત્રમા મળ્યુ નથી

સ્વામિનારાયણુના ઉપદેશથી અનેકને આત્મા પરમાત્માનો સાક્ષાત્કાર થયો હતો, અનેકને દઢ આત્મનિષ્ઠાથી સ્થિતપ્રજ્ઞતા પ્રાપ્ત થઇ હતી, કેટલાકને હઠયોગની સિદ્ધિ થઇ હતી, કેટલાક સમાધિનિષ્ઠ થયા હતા, કેટલાક સત્યસંકલ્પ હતા, કેટલાક મૂર્તિમાન વૈરાગ્ય જેવા હતા, કેટલાક તો એવા પ્રેમની મૂર્તિ હતા કે સ્વામિનારાયણુના અંતર્ધાન થયા પછી ૩૦ વર્ષે પણુ પોતાના ઇષ્ટદેવ સાભરતા આખમાંથી ચોધાર આંસુ પડતા, કંઠ રુંધાઇ જતો, અને એક શબ્દ પણુ બોલવા અસમર્થ થતા કેવળ ત્યાગાશ્રમમા જ નહિ, પણુ ગૃહસ્થાશ્રમમા રહીને પણુ માગરોળના ગોરધનદાસ જેવા કેટલાક ઉપશમ દશાને પામ્યા હતા, પર્વતભાઇ જેવા કેટલાકને પરમેશ્વરમા અખંડ વૃત્તિ રહેતી હતી, કેટલાકને પોતાને કેવા વિચારો આવે છે એનું નિરન્તર અનુસંધાન રહેતુ, કેટલાકને પોતાના અયોગ્ય સ્વભાવ વશ કરવા તરફ સતત પ્રવૃત્તિ હતી, કેટલાકને ચતુર વાણિયાની માફક પોતાની વિષયો તરફ કેટલી પ્રીતિ છે, અને પરમેશ્વરમાં કેટલી છે, પોતે કેટવા ચઢે છે, કેટલા ગુણગ્રાહી છે, એ સર્વેનો વારવાર હિસાબ કરવાની ટેવ હતી આજે પણુ એમની ભક્તિ કરી કેટલાક એવી સ્થિતિઓ પ્રાપ્ત કરેલા મળી આવે છે

જે સમયે ગૂજરાત–કાઠીઆવાડમાં અંધકાર છાઇ રહ્યો હતો, તે વખતે પોતાના પ્રતાપથી અનેકના હૃદયને પ્રકાશ પમાડનાર, અનેકના ચિત્તનું આકર્ષણુ કરી, તેમને ‘ ગુરુ વચને ચૂરેચૂરા ’ થઇ જાય એવા સ્વવશ કરી મૂકનાર, કાઠી–કોળી જેવા અનેકની ચૌર્યવૃત્તિઓને ચોરી લેનાર, લુપ્ત થયેલા બ્રહ્મચર્યાશ્રમને પુનઃ સ્થાપનાર, નિરંકુશ

અને સ્વચ્છંદી બનેલા ત્યાગાશ્રમને ઉજ્વલ કરનાર, પતિત થયેલા ગુરુઓ અને આચાર્યો માટે સંયમનો આદર્શ બેસાડનાર, સ્ત્રીઓને સમાજ તથા સંપ્રદાયમાં ચોક્કસ સ્થાન આપી તેમની ઉન્નતિ કરનાર, અ-હિંદુને હિંદુ ધર્મમા સામીલ કરનાર, શૂદ્રોને આચારશુદ્ધિ શીખવનાર, સાહિત્ય, સગીત તથા કળાના પોષક, અહિંસામય યજ્ઞના પ્રવર્તક, ક્ષમાધર્મના ઉપદેશક, શૌચ અને સદાચારના સસ્થાપક, શુદ્ધ ભક્તિ માર્ગ અને શુદ્ધ જ્ઞાન માર્ગના ચાલક, ભાગવત ધર્મના શિક્ષક તથા વ્યાસસિદ્ધાન્તના બોધક એવા સહજાનદ સ્વામી હતા. જો એમને અવતાર સજ્ઞા ન અપાય તો પરમાત્માના અવતારો પ્રત્યક્ષ થતા જ નથી, એ મત સ્વીકારવો પડે

સ્વામિનારાયણે પોતે ધારેલુ કાર્ય હવે સપૂર્ણ થયુ હતુ. એમણે એક વિશાળ સપ્રદાય સ્થાપ્યો હતો, એ સંપ્રદાયને માટે વિશાળ સાહિત્ય ઊભુ કર્યું હતુ; સર્વાંગે પૂર્ણ સસ્થા રચી હતી, એ સસ્થા માટે સુંદર નિયમો ઘડી એની વ્યવસ્થા ધર્મ અને વ્યવહાર બેયને અનુકૂળ થાય એવી કરી હતી. એ નિયમો તોડયા સિવાય એ સસ્થામા ત્રુટિ આવવી લગભગ અશક્ય થાય એવું બધારણ રચ્યુ હતું. ઓગણપચાસ વર્ષની નાની વયમા એમનુ કાર્ય સપૂર્ણ થયુ એમ એ કહી શકતા હતા સ ૧૮૮૬ ની સાલથી એમને શરીરે મંદવાડ વર્ત્તાવા લાગ્યો હતો. છતા એમની પ્રવૃત્તિ જરાએ અટકી ન હતી એમના છેલ્લા દિવસોમા એમને બે જાહેર કાર્ય કરવા પડયા.

પહેલુ કાર્ય નડિયાદમા બિશપ હેબર જોડેની મુલાકાતનું થયુ બિશપ હેબરે પોતાની નોધમા એમની જોડેની મુલાકાતનું વિસ્તાર પૂર્વક વર્ણન આપ્યુ છે. એ સહજાનદ સ્વામીથી કાંઇક નિરાશ થયો એવુ એમા ભાન થાય છે પણ એમા દોષ એ સાહેબની વૃત્તિનોજ હતો એ સહજાનદ સ્વામીને બે દોષે યુક્ત થઇ મળવા આવ્યો. પહેલો દોષ એની ભારે મહત્વાકાક્ષાનો હતો. એણે સહજાનંદ સ્વામીએ નીચલા વર્ગમા કરેલા સુદર કામોના વખાણ સાભળ્યા હતા, એણે વળી સાભળ્યુ હતુ કે સ્વામિનારાયણનો શિષ્ય વર્ગ ઘણો મોટો છે તેથી એને લોભ છૂટયો કે ચાલોને આપણે સ્વામિનારાયણને કોઇ રીતે ખ્રીસ્તી કરી દઇએ, જો એવુ થાય તો ખ્રીસ્તી ધર્મનો ફેલાવો એક સપાટામા થઈ જાય. એનો બીજો દોષ હિંદુ ધર્મ અને કૃષ્ણ વિષે એણે બાંધેલા હલકા મતનો હતો. સહજાનદ સ્વામીએ એના પ્રશ્નના ઉત્તરમા એમના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ છે એમ કહ્યુ, તે ઉપરથીજ એણે,—ત્યારે સ્વામિનારાયણમા કાંઈ વિશેષ ન હોઇ શકે એમ ધાર્યું, એણે સ્વામિનારાયણને પૂછયુ, "પણ, મે તો સાભળ્યુ છે કે તમે પરમતત્વને બ્રહ્મ કહો છો?" સ્વામિનારાયણે ઉત્તર આપ્યો, "હા તેજ, અને તેજ શ્રીકૃષ્ણ છે." બિશપ હેબર લખે છે કે આ એના પ્રશ્નથી સ્વામિનારાયણ કાંઇક મુંઝાયા જેવા લાગ્યા, અને એણે સભ્રમમા ઉત્તર આપ્યો. દેખીતું છે કે મુઝવણ અને સંભ્રમ બિશપ હેબરે પોતાના હિંદુ ધર્મ અને કૃષ્ણભક્તિ વિષેના અજ્ઞાન અને અણગમાથીજ કલ્પ્યાં.× તે છતા બિશપ હેબરે પોતાના અને

× સહજાનદ સ્વામી અને બિશપ હેબરની વચ્ચેના સવાદનો ભાવાર્થ મે બહુજ ટુકામાં અત્રે આપ્યો છે બિશપ હેબરે જે સવાદનો હેવાલ લખ્યો છે, તે વાચતાજ માલમ પડી આવે છે કે કાંતો એણે સંવાદ કલ્પનાથી ઉપજાવી કાઢયો છે, કિંવા એમનુ હિંદી ભાષાનું જ્ઞાન

સહજાનંદ સ્વામીના રસાલા વચ્ચે કેટલો ભેદ છે તે જોઇ શક્યો. એ પ્રાજ્ઞપણે કબુલ કરે છે કે મારો રસાલો પૈસા માટે મારી સાથે ફરતો હતો, જ્યારે સહજાનંદ સ્વામીનો રસાલો પોતાને ખર્ચે અતિ પ્રેમથી પોતાના પ્રાણ પણ ગુરુ ચરણે અર્પવા તૈયાર થઇ એમની સાથે રહેતો હતો.

સ્વામિનારાયણના કાર્યને વિશેષ સારી રીતે તો મી. બ્રિગ્સ સમજી શક્યો છે. એણે સ્વામિનારાયણના દેહાન્ત પછી થોડા મહીનામાંજ વડતાલની મુલાકાત લીધી હતી. એણે સહજાનંદ સ્વામી અને રાજા રામમોહનરાયના કાર્યનો મુકાબલો કર્યો છે, અને બેના કાર્યની કિંમત આંકવા પ્રયત્ન કર્યો છે.

બીજું જાહેર કાર્ય તે મુબાઇના ગવર્નર સર જ્હોન માલ્કમની રાજકોટમા થયેલી મુલાકાત છે એ ગવર્નરે રાજકોટથી ખાસ નિમત્રણ મોકલી સ્વામિનારાયણને તેડાવ્યા તે વખતે સ્વામિનારાયણની પ્રકૃતિ બહુ નરમ હતી. તેથી જવા ખુશી નહતા, પણ ગવર્નરે બહુ આગ્રહપૂર્વક પાછુ કહેણુ મોકલ્યુ, એટલે સહજાનદ સ્વામી ત્યા પધાર્યા માલ્કમ માહેબે લગભગ બે કલાક સુધી સહજાનદ સ્વામી જોડે સપ્રદાયના સિદ્ધાન્તો સબધી વાતચીત કરી, અને એમને હારતોરા પહેરાવ્યા.

સહજાનંદ સ્વામી રાજકોટથી ગઢડાજ ગયા ત્યા એમનો મદવાડ વધવા લાગ્યો મદવાડના કેટલો વખત પહેલાથી સહજાનંદ સ્વામીએ તીવ્ર તપ આદર્યું હતું. વ્રત ઉપવાસો કરવા, કઠણ નિયમો લેવા, સર્વેમાથી ચિત્તને કાઢી લેવુ, મૌન ધારવુ વગેરે રીતે સસારથી ઉદાસીનતા રાખતા હતા મદવાડની હકીકત સાંભળી ગામેગામથી લોકોનાં ટોળા એમને મળવા આવવા લાગ્યા. ગઢડુ સત્સગીઓથી ભરાઇ ગયુ સહજાનદ સ્વામીએ સર્વેને ધીરજ આપી, કોઇએ એમની પાછળ આત્મહત્યા ન કરવી એવી તાકીદ કરી, સર્વેને પોત પોતાના ધર્મમા રહેવા ઉપદેશ કર્યો, હિરજનો તથા સાધુઓને વીખરાઇ જવા કહ્યુ, પણ કોણ વીખરાય ? છેવટે સહજાનદ સ્વામીએ સાજ

---

બહુજ અધુરૂ હશે, અને એ સહજાનદ સ્વામીના ઉત્તર સમજી જ શકતો ન હશે, કારણ કે જે ઉત્તરોનુ એ સહજાનદ સ્વામી વિષે આરોપણ કરે છે, તે હિદુ ધર્મ વિષેનો કિંચિજ્જ્ઞ પણ ન આપે ઉદાહરણાર્થ, એ લખે છે કે—

( Sahajanand ) " alarmed me by . .. . ..saying that he ( Krishna ) ..... .... .had been put to death by wicked men through magic, and that since his time many false revealations had been presented and many false divinities set up "

વળી "there is a spirit...who cometh from God, . whom we call Krishna and worship as God's image, and believe to be the same as the Sun *Surya*

વળી આગળ લખે છે Sahajananda " unrolled a large picture, in glaring colours of a naked man with rays proceeding from his face like the sun, and two women fanning him—the man *white*, the women *black* "

શ્રીનાથજીના ચિત્રને પણ આ વર્ણન લાગુ પડતું નથી, એ કોઇ પણ જોઇ શકશે મને લાગે છે બિશપ હેબરે પોતાના હેવાલમા ઘણું અસત્ય ઉમેર્યું છે

થવાનો દેખાવ કર્યો. દિવસે દિવસે તબીયત સુધરતી હોય એમ દેખાવા લાગ્યું., જેઠ સુદ ૯ ને દિવસે મંદવાડમાંથી તદ્દન મુક્ત થયા હોય એમ ઊઠયા. ખુશાલીમાં દાદા ખાચર પાસે સાકર વ્હેંચાવી, હરિજનો તથા ત્યાગીઓને ઊભા થઇને ભેટયા, અને પછી બે–ચાર સાધુઓ સિવાય એકે એકને તેને તે દિવસે વીદાય કરી દીધા બ્રહ્માનંદ સ્વામી જેવા સખાને પણ પોતાની પાસે રાખ્યા નહિ. કેટલાક તો રોતા ગયા હતા, પણ ઘણાખરા હર્ષભેર વીદાય થયા. બીજે દિવસે મધ્યાહ્નને સહજાનંદ સ્વામી નાહી ધોઇ પદ્માસન વાળી બેઠા, અને સ્વેચ્છાથી દેહ છોડી દીધો હરિજનોના હૃદયમા અંધકાર છાઇ ગયો

ભારતવર્ષની મહાન વ્યક્તિઓનુ વિગત પૂર્ણ ચરિત્ર લેખન ન મળે, એમા સહજાનંદ સ્વામીના શિષ્યોએ એક અપવાદ કર્યો છે. સહજાનંદ સ્વામીનુ સંપૂર્ણ ચરિત્ર, એમના અંગનુ વર્ણન, એમનો દેહ સ્વભાવ, એમનુ ચારિત્ર્ય, એમના જીવનના છુટક છુટક બનાવો હજુ સુધી લખાઇને અથવા મુખ પર પરાથી સચવાયા છે પ્રેમાનંદ સ્વામીએ એમની ઉંચાઇ, એમના શરીર ઉપરના એકે એક ચિહ્ન, એકે એક તિલ, એમની બેસવાની, ચાલવાની, વાતો કરવાની, કપડા પહેરવાની એકે એક ટેવનુ વિગતવાર વર્ણન કર્યું છે નિષ્કુળાનંદ તથા આધારાનંદ સ્વામીના ભક્તચિંતામણી, પુરૂષોત્તમ પ્રકાશ, હરિચરિત્ર વગેરે ગ્રથોમાથી એમનુ ચરિત્ર મળી શકે છે સ્વામી નિર્ગુણદાસ આત્માનંદ, પ્રસાદાનંદ વગેરેની 'વાતો' માથી એમના જીવનના છુટક છુટક પ્રસંગો મળે છે +

સહજાનંદ સ્વામીની ઉંચાઇ ૬૪ા તસુ લખાય છે, એમનો રંગ સ્હેજ શ્યામ અને બાંધો મધ્યમ હતો એમને શરીરે તિલના ઘણા ચિહ્નો હતા વડતાલ અને અમદાવાદની એમની કાષ્ઠની મૂર્તિ એમના સ્વરૂપને સૌથી વિશેષ સદૃશ છે

સહજાનંદ સ્વામિનુ ચારિત્ર્ય આલેખવાનુ કામ મને અતિશય કઠણ લાગે છે જેને હુ પ્રભુ માનીને પૂજુ, તેના ચારિત્ર્યની તુલના હુ કેવી રીતે કરી શકુ, અને એ તુલના બધાને પસંદ પણ કેમ પડે ? જેને હુ પરબ્રહ્મનો આવિર્ભાવ માનુ, તેનો હુ બીજી મહાન વ્યક્તિઓ જોડે મુકાબલો પણ કેમ કરૂ ? તેથી, મે આ લેખમાં એમના ચારિત્રપર પ્રકાશ પાડે એવા કેટલાક પ્રસંગો જ વર્ણવ્યા છે, અને એમણે પોતે વર્ણવેલા પોતાના વૃત્તાન્તો ઉપરથી એમની સમાજ અને સ્વત પ્રત્યેની વૃત્તિનો કાંઇક ખ્યાલ કરાવુ છુ.

સ્વામિનારાયણનો સહજ સ્વભાવ વૈરાગ્ય અને તપ પ્રિય હતો એમ કહ્યુ જ છે. એમના આદર્શ વૈરાગી જડભરત હતા. શ્રી કૃષ્ણ ઉપર એમને અતિશય ભક્તિ હતી, પણ એમને ઋષભદેવ ઉપર બહુ ભાવ હતો, અને એથી ઓછો કપિલ અને દત્તાત્રેય ઉપર હતો સાધારણત એમને વનમા ફરવું, તપ કરવું, અપરિગ્રહ રાખવો અને

+ અતિશયોક્તિ કરવાની કુટેવને લીધે હાલ હાલમા એવી છુટક વાતોનો સંગ્રહ ઘણો વધી ગયો છે, અને એનુ સત્યનિષ્ઠાથી તાબડતોબ શોધન, અને એ વૃત્તિ ઉપર અંકુશ મૂકવામા ન આવે તો શ્રદ્ધેય વાતો કેટલી છે, તે જાણવાનુ મુશ્કેલ થઇ પડશે પછી ખરી વાતો પણ ગપાટા લેખાય તો તેમા સાભળનારની અશ્રદ્ધા ઉપર દોષ મૂકવો એ અયોગ્યજ કહેવાશે

નિર્ભય રહેવું એજ ગમતું, પણ રામાનંદ સ્વામીના અંતર્ધાન થયા કેડે સત્સંગહિતાર્થે 'કાંઇક બીક રાખવા માડી;" અને ત્યાગ અને દયાનો પક્ષ મોળો કરીને પણ ઉપાસના અને ભક્તિની પુષ્ટિ થાય, તથા ઘણાનો 'સમાસ'* થાય એવી પ્રવૃત્તિ કરવા માડી પણ તેમાં, "જેમ મનુષ્યને મુવા ટાણે પથારી ઉપર સુવાર્યો હોય, ત્યારે તે મનુષ્યમાથી સઉને પોતાના સ્વાર્થની વાસના ટળી જાય છે, અને તે મરનારને પણ સંસારથકી મન ઉદાસ થઈ જાય છે, તેમનું તેમ અમને પોતાની કોરનુ અને બીજાની કોરનુ અંતઅંતસ્થા જેવુ સદા વર્તે છે, અને જેટલુ માઇક પદાર્થ માત્ર છે તે સર્વે નાશવંત અને તુચ્છ સરખુ જણાયા કરે છે, પણ એમા વિક્ષિ નથી જાણાતી જે આ સારૂ પદાર્થ છે અને આ ભુડું પદાર્થ છે"[1] સર્વ પ્રવૃત્તિમા પડયા છતા અંતરમા એમને એમ વિચાર રહ્યા કરતો કે "આત્માને વિષે રખેને રજોગુણ, તમોગુણ આદિક કોઇ માયાનો ભાગ મળી જાય નહિ," તેથી કોઇ ભારે પ્રવૃત્તિમાં પડયા પછી અંતર્દષ્ટિ કરી કાચબાની પેઠે સર્વ વૃત્તિઓનો સંકોચ કરી નાખવો અને આત્મસ્વરૂપમાં લીન થઇ જવું, એવી એમની સહજ પ્રકૃતિ હતી.[2] અમદાવાદમા નરનારાયણ દેવની પ્રતિષ્ઠા કરીને તથા બ્રાહ્મણોની ચોરાશી જમાડીને સહજાનંદ સ્વામી સાવધ થઇને જેતલપુર ચાલી નીસર્યા ને ત્યા રાત રહ્યા. "ત્યા જઇને એવો વિચાર કરવા માડયો જે જેટલા માણસ દેખ્યા છે, ને જેટલી પ્રવૃત્તિ દેખી છે તેને ટાળી નાખવી, પછે તેને વિસાર્યાને અર્થે હૈયામા અતિશે દુખ થયુ, તેણે કરીને શરીરે પણ માદા થઇ ગયા પછી ત્યા થકી ધોળકે જૈને રાત રહ્યા, અને ધોળકાના ચાલ્યા એના એ વિચારમા ગામ કોઠયની પાસે ગણેશ વોળકાની રાણુમા જૈને રાત રહ્યા, તે વિચાર એવો કરવા માંડયો જે દેહની સ્મૃતિ ન રહી. પછે વિચારતા વિચારતા સર્વે પ્રવૃત્તિને વિસારી મેલીને જેવા અમે કાકરિયે તળાવ ઉતર્યા નહોતા અને મેળો પણ ભરાણો નહોતો, તેવી રીતે સર્વે ઘાટ ટાળી નાખ્યા, .....અને જ્યારે એ સર્વે સંકલ્પ ટળી ગયા, ત્યારે સંકલ્પનો મદવાડ હતો તે પણ ટળી ગયો"[3] પોતે કહે છે કે એમને આ પાચ વર્તનું નિરંતર અનુસંધાન રહેતુ –(૧) દેહના નાશવંતપણાને લઇને વૈરાગ્યનુ, (૨) શું કર્યું છે અને શું કરવાનુ છે તેના વિચારનુ, (૩) પંચવિષયની વાસના ટળી છે કે નથી ટળી તેના વિચારનુ, (૪) મોટા સાધુઓની વાસના ટળી છે કે નહિ, તેની તપાસનું, અને (૫) મનને ઉદાસી ન કરવાનું, કારણ કે "મનને ઉદાસ કરવા લાગુ, તો કોણ જાણે કયાઇ જતુ રહેવાય, અને દેહ પડી જાય," અને "ભલા, અમારે જોગે કરીને આ સર્વે બાઇ, ભાઇ, પરમહંસ રાજિપે બેઠા ભગવદ્ ભક્તિ કરે છે, તો એ ઠીક છે, ને ભગવદ્ ભક્તિને કરતા દેખીને મનમાં બહુ રાજિપો થાય છે, જે મરી તો સર્વેને જવું છે, પણ આવી રીતે ભક્તિ કરવી એજ જીવ્યાનો મોટો લાભ છે."[4]

---

* 'સમાસ' સત્સંગનો પારિભાષિક શબ્દ છે ઘણા માણસ સુખેથી સંપ્રદાયમા રહી પ્રભુ કરી શકે એવુ ધોરણ, એના જેવો એનો અર્થ થાય છે

૧ વચનામૃત, ગ મ ૫૫

૨ ગ. મ ૩૯.

૩ ગ. મ ૨૨.

૪ ગ છે ૩૦

એમના સ્વભાવમાં દયા અને પ્રેમાધીનપણું એ પ્રધાન ગુણો હતા, પણ એમને પરમેશ્વર કે પરમેશ્વરના ભક્તનો દ્રોહ કરનાર ઉપર અતિશય અભાવ વર્તતો, અને તે સાથે બોલવા ઇચ્છે તો પણ બોલી શકતા નહિ. ભક્ત ઉપર એમને પક્ષપાત રહેતો. એમની પ્રકૃતિ રામાનંદ સ્વામી કે રામચંદ્રજીની માફક શરણાગત જરા એક વાંકમાં આવ્યો હોય તો તેનો તત્કાળ ત્યાગ કરી દે એવી નહતી,[1] કારણ કે ઝટ કોઈ ઉપર રાજી કુરાજી થવાનો એમનો સ્વભાવ નહતો, પણ ઘણા દિવસ સુધી રાજી કુરાજી થવાનું કારણ જોય ત્યારેજ એમને રાજીપો કે કુરાજીપો થતો, કોઇના કહેવાથી એ કોઈ ઉપર ખુશ કે નાખુશ થતા નહિ.[2]

પોતાના અંગની વાત કરતા, સ્વામિનારાયણ એક ઠેકાણે કહે છે કે, "અમને જે પદાર્થમા હેત જણાય, તેનો ત્યાગ કરીએ ત્યારે સુખ થાય, અને ભગવાનના ભક્ત વિના જે મનુષ્ય માત્ર અથવા પદાર્થ માત્ર તેની જો મનમા સ્મૃતિ થઇ હોય, તો તેથી અતિશે છેટું કરિયે ત્યારે સુખ થાય, અને.. ભગવાનના ભક્ત ..નો કોઇ રીતે હૈયામા અભાવ આવેજ નહિ, અને અમારે વગર ઇચ્છે પણ પંચવિષય ભોગવરિયે આવીને પ્રાપ્ત થાય છે, તો પણ તેને અમે ઇચ્છતા નથી અને પગે કરીને ઠેલી નાખીએ છીયે, અને જે દિવસ થકિ અમે જન્મ્યા છઇયે તે દિવસથી કરીને આજ દિવસ પર્યંત કોઇ દિવસ જાગ્રતમા અથવા સ્વપ્નમા દ્રવ્યનો કે સ્ત્રીનો ભુંડો ઘાટ થયો હોય, તો આ સમગ્ર પરમહંસના સમ છે. અમારા અંતરમા તો એક ભગવાનના સ્વરૂપનુ ચિંતવન રહે છે. ...જે દિવસ અમારા હઇયામા ભગવાન ને ભગવાનના ભક્ત વિના બિજે કયાઈ હેત જણાશે, તો અમે એમ માનશું જે અમે અમારી સ્થિતિમાંથી ડગ્યા, પણ અમને એવો નિશ્ચય છે જે અમે એ સ્થિતિમાથી ડગિયેજ નહિ'[3]

સભામા સહજાનંદ સ્વામી જ્ઞાન વાર્તા કરી રહ્યા હોય તે વખતે કોઈ એમની પૂજા કરવા આવે કે જમવા બોલાવે, તો બહુ નારાજ થઇ જતા કથા વાર્તામાજ એમનુ નિરન્તર ધ્યાન રહેતુ, તેથી એની સ્મૃતિમા કોઇ વાર જમતા જમતા પણ 'હું' બોલાઇ જતું, અને પછી યાદ આવે ત્યારે હસી દેતા એમનુ હાસ્ય હમેશા મંદ રહેતુ, અને તે વખતે મુખ પર રુમાલ દાબવાની ટેવ હતી વાતો કરતી વખતે ફુલને ઉછાળવાની કે રુમાલને વળ દેવાની ટેવ હતી

સહજાનંદ સ્વામીને કોઇ ધર્મનો લોપ કરે, અથવા અન્યાયનો પક્ષ લે, અથવા ગરીબને પીડે તો જરા ક્રોધની ચટકી થતી, પણ તે તત્કાળ શમી જતો અને તેની આંટી પણ બંધાતી નહિ દરેકના હૃદયમા પરમેશ્વર વિરાજે છે એ વિચારનુ કદી વિસ્મરણ થતુ નહિ, એટલે કોઇને દુખવતા એનામા રહેલા પરમેશ્વર દુખાશે એ વિચારથી જેને દુખવ્યો હોય તેને કોઇપણ રીતે ખુશી કરવા વૃત્તિ રહેતી એમના શિષ્યો કોઇ વાંકમા આવ્યા હોય, તો એમના હિતાર્થે એ ચીઢાતા ખરા, પણ એમના જીવનમા કોઇ પણ વ્યક્તિને એમણે શાપ દીધો હોય, કે એનું ભુંડુ ઇચ્છયુ હોય એવુ બન્યુ નથી અતિશય સંતાપથી લાલ થઇ ગયા હોય, એવું એકવાર એમને

---

૧ ગ મ ૨૮ ૨ ગ મ ૨૮ ૩ ગ મ ૩૩

'વિષે લખાયું છે. જ્યારે વૈરાગીઓના મારથી એમણે સાધુઓના વાંસા પર સોળ ઊઠેલા જોયા, ત્યારે એમણે જમીન પર પોતાના હાથ અફાળી દીધા અને બોલ્યા, અરેરે, પાપીઓએ મારા સાધુઓને આવા માર્યા ! પણ એટલા સંતાપમાએ એમના મુખમાંથી એક પણ દુરિચ્છાદર્શક વાક્ય નીકળ્યુ નહિ.

ઉલટુ નાનું બાળક પણ કોઇ રીતે એમનાથી નારાજ થયુ હોય, તો એને રાજી કરેજ એમને કળ વળતી. એક વાર સભામાં સર્પ નીકળ્યો, તેને લીધે કા ક ગડબડ થઇ. તેથી તે જગ્યાએ સહજાનદ સ્વામી જવાને ઊઠયા એ જતા હતા, એટલામા એક બાળક એમને પગે લાગવા આવ્યો. ઉતાવળમાં સહજાનંદ સ્વામીએ એને હાથ પકડી દૂર કર્યો છોકરો ગભરાણો પડી ગયો. સર્પનો ગભરાટ દૂર થયા પછી સ્વામિનારાયણ પાછા આસને આવીને બેઠા છોકરાની એમને વિસ્મૃતિ થઈ નહની એને પાસે બોલાવી બેસાડયો, અને પ્રસાદી અપાવી ખુશ કર્યો

પોતાનુ બુરૂ કરનાર ઉપર પણ એ દયા કરવા તત્પર રહેતા. વીસલનગરમા એક શોભારામ શાસ્ત્રી હતો તે સત્સગીઓ ઉપર બહુ દ્વેષ રાખતો. સત્સગીઓને ન્યાત બહાર મૂકાવવામા એ અગ્રેસર હતો સત્સગીઓનો અગ્રેસર બળદેવ નામે એક નાગર હતો. એક દિવસ શોભારામે બળદેવને કહ્યું, બળદેવ, તારા સ્વામિનારાયણ ભગવાન હોય, તો હુ તો એમનો ઘણો દ્રોહ કરૂ છુ, છતા કેમ સાજો તાજો ફરૂ છુ ? મને આંધળો ન કરી નાખે ? બળદેવે કહ્યુ, અક્કલ, હાથે કરીને શુ કામ અધાપો માગી લેછે ? શોભારામે કહ્યુ, જો સ્વામિનારાયણ ભગવાન હોય તો હુ આઠ દિવસમા આધળો થાઉ એમ માગી લઉં છુ એના માગ્યા પ્રમાણે જ થયું સ્વામિનારાયણ ત્યાર પછી કેટલેક વખતે વીસલનગર પધાર્યા એમણે શોભારામના અધાપાની વાત સાભળી, એટલે કહ્યુ, એમ ! મારે લીધે એ આધળો થયો ? ત્યારે ચાલો આપણે એને ઘેર જઇ એને દર્શન આપીએ દયાળુ ઘનશ્યામ એને ત્યાં જાતે ઉઠીને પધાર્યા ખરા, પણ હજુ શોભારામનું કર્મ ફુટેલું જ હતું એણે સ્વામિનારાયણને મળવાની ચોખ્ખી ના પાડી, અને કહેવડાવ્યુ કે હુ જમવા બેઠો છું તે નહિ મળી શકુ પછી સહજાનદ સ્વામી ત્યાથી ચાલી નીકળ્યા

એ વીસલનગરમાં જ બળદેવનો મામો લાલદાસ પણ સહજાનદ સ્વામીનો દ્વેષી હતો. લાલદાસ ગામનો સુબો કે કોઈક એવો અધિકારી હતો એ સત્સંગીઓને બહુ કનડતો એકવાર એણે બધા સત્સગીઓને તડકામા ઊભા રહેવાનો હુકમ કર્યો. બધા સત્સગીઓ તડકામા ઊભા રહ્યા છે એમ સાભળી, બળદેવ અને એની મા, ઉદય કુવર, પણ જઇ તડકામા ઊભા. સીપાઇઓએ બળદેવ અને એની માને ઘેર ચાલી જવા કહ્યુ, પણ એમણે એ વાત ગણકારી નહિ. એટલે સીપાઇએ લાલદાસને જઈને, બા સાહેબ અને ભાણાભાઇ પણ તડકામાથી ખસતા નથી, કરી કહ્યુ લાલદાસ એ જગ્યાએ આવ્યો અને બ્હેન અને ભાણેજને ઘેર જવા વીનવ્યા ઉદયકુવરે શાંતપણે જવાબ દીધો કે બધા જશે, ત્યારે અમે પણ જશું. બ્હેન અને ભાણેજ તડકામા ઊભા રહે એ લાલદાસથી સહન ન થયું, એટલે એણે બધાને છોડી મૂકયા.

સ્વામિનારાયણને જ્યારે વીસલનગરમા સત્સગીઓ ઉપર પડતા ત્રાસની ખબર પડી, ત્યારે એમણે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. ઘણાઓએ તેમ કરતાં એમને વાર્યા, તેથી માત્ર એક સેવકને લઇ એ ઓચીંતા વીસલનગર નીકળી ગયા. બળદેવને ત્યાં ઉતારો કરી, એમના આવ્યાની ખબર લાલદાસને પહોચાડવા કહ્યું. બળદેવે આના-કાની કરી, પણ આજ્ઞાજ થઇ એટલે લાલદાસને જાણ કરવી પડી. લાલદાસ તો ક્યારે સ્વામિનારાયણ હાથમા આવે, અને એને કેદ કરૂ, એમ તલપી જ રહ્યો હતો એણે ત્રીસ આરબોને સ્વામિનારાયણને પકડવા મોકલ્યા. આરબ જમાદાર બળદેવને ત્યા આવ્યો, પણ સ્વામિનારાયણની તેજસ્વી મૂર્ત્તિ જોઇ, એને પકડવાનુ મનજ થયુ નહિ એ તો લાલદાસની પાસે પાછો ગયો, અને કહ્યુ કે એવા ઓલિયા પુરુષને હુ નહિ પકડુ. જગલી આરબમા પણ આવો ફેર જોઇ, લાલદાસ વિસ્મય પામ્યો. પણ એટ-લામા પાછળ જોય છે તો સ્વામિનારાયણ એને ઘેરજ આવી ઊભા હતા એમને જો-તાજ એની ચિત્તવૃત્તિ ફરી ગઈ, એના ઉપર સ્વામિનારાયણ વિષે જુદીજ છાપ પડી. એણે ઊઠીને સ્વામિનારાયણનો આદર સત્કાર કર્યો. સ્વામિનારાયણે એને ઉપદેશ કરવા માંડયો, અને એની શકાઓનુ સમાધાન કર્યું પરિણામે એ સ્વામિનારાયણનો શિષ્ય થઇ ગયો.

સવત ૧૮૬૯ મા તો એમની દયાના અનેક ઉદાહરણો થયા કાઠીઆવાડમા અગણોતેરો કાળ બહુજ ભયકર ગયો. એ કાળ કેટલો ભયંકર ગયો હશે, તેની કલ્પ ના કરવાને બે વિગતો પૂરતી થશે તે વર્ષે ગૂજરાતમા તુવેરનો ભાવ રૂપીએ મણ હતો, અને કાઠીઆવાડમા ચાર રૂપીએ મણ હતો, અને ઘીનો ભાવ સવા શેરીકો હતો, એટલે આજની મોઘવારીના ભાવો અગણોતેરામાં પણ અાકાયા હતા. એ વર્ષે દુષ્કાળ પડશે એવી આગાહી સ્વામિનારાયણે આગળથી કરી હતી, અને ગામે ગામ કાગળો લખાવ્યા હતા કે ઘર વેચી, ઢોર વેચી, ઘરેણા વેચીને પણ અન્નનો સગ્રહ કરજો, નહિ તો અન્ન અને દાતને વેર થશે. કેટલાકોએ એ આજ્ઞા માની અને કેટલાકે મનુષ્ય સ્વભાવને વશ થઇ ન ગણકારી. દુષ્કાળની ભયકરતા તીવ્ર થતી ગઇ. પૈસા આપતા એ અન્ન ન મળે એવી સ્થિતિ થઇ. સ્વામિનારાયણે પોતાના સત્સગીઓ ઉપર બોજો ન પડે, તેટલા માટે સર્વે સાધુઓને કાઠીઆવાડની બહાર ફરવા મોકલી દીધા, અને દર્શનને મિષે પણ એમની પાસે આવવા મનાઇ કરી પોતે તે વર્ષે શોક પાળી નખ અને કેશ વધાર્યા. ગૂજરાતથી અનાજ મગાવી દાન દેવા લાગ્યા, અને પોતે છાના માના ગામેગામ ફરી સત્સગીઓની ખબર લેવા માડી. દુખી સત્સંગીઓને જુદી જુદી રીતે સાહાચ્ય કરી, કોઇને અન્ન આપ્યુ, કોઇને ગૂજરાતમા મોકલી દીધા ભૂખ્યાને અન્નદાન દેવામાં સત્સગી-ન-સત્સગી જોવો નહિ એવી એમની આજ્ઞા છે, અને એ પ્રમાણેજ એ પોતે પણ વર્તતા.

પોતે ઘણીવાર ચમત્કાર બતાવતા, અને અગણોતેરામા ઘણાને પોતાના ઐશ્વર્ય-થીજ એમણે મદદ કરી હતી પણ કોઇ રાજા રજવાડાને ચમત્કાર કરી બતાવવો એ એમને ગમતું નહિ. વડોદરાના એક શાસ્ત્રીએ એમને એકવાર કહ્યું કે કોઇ મોટા માણસને ચમત્કાર કરી બતાવો તો કેટલોખધો સમાસ થાય. એની ઇચ્છા સમાજસેવ

ને રોષ મટડાવવાની હતી. સ્વામિનારાયણે કહ્યું, મોટા માણસને અને અમને બને એવું ન મળે, મોટા માણસને ધન અને વૈભવનો મદ હોય, અને અમને વૈરાગ્ય અને ત્યાગનો મદ હોય, મોટો માણસ રાજી થાય તો કોઇ ગામ કે ગરાસ આપે, તેની અમને ગરજ ન હોય, અને અમને ભજન અને સત્સગ કરાવવાનો આગ્રહ હોય, તેની એને દરકાર ન હોય, એટલે અમારે અને એને મળતું ન આવે.

ક્રોધી, માની અને ઇર્ષ્યાળુ ભક્ત સાથે એમને જરાએ સુવાણ થતું નહિ, અને કામીનો તો વિશ્વાસ જ ન એમતો કે એ સત્સગી છે વળી જે દાંભિક ભક્તિ કરે, એના ઉપર બહુ અણગમો રહેતો ભક્તોમા એમને શૂરવીર ભક્ત અતિશય ગમતો જેને નિયમ પાળવામા શિથિલપણુ હોય, જે પોતાને અતિશય તુચ્છ સમજતો હોય, જે પરમેશ્વર કરાવશે તો કરશું કહી તદ્દન પુરુષાર્થ હીન હોય, જે એવા ઉદ્ગારો કાઢતો હોય કે શુ પરમેશ્વરની બધી આજ્ઞાઓ કોઇથી પાળી શકાય છે, કે શુ એક જન્મે કોઇનું કલ્યાણ થાય છે, તે ધર્મિષ્ઠ અને ભક્તિવાન્ હોય, તોપણ એનો સગ ન કરવો એવો એમનો અભિપ્રાય હતો

શુષ્કવેદાંતી એટલે જેનુ अहब्रह्माऽस्मि માત્ર બોલવામા જ આવી ગયુ હોય, પણ અનુભવમા કે વર્તનમા ઉતર્યું ન હોય, જે ભક્તિ કે જ્ઞાનનુ આલબન કરી લોકો ને અધર્મ કે અનીતિને માગે ચઢાવતા હોય, જે પરમેશ્વર કરતા પૂર્વ કર્મ પર વિશેષ ભાર દેતા હોય, એવા ઉપર એમને બહુ અભાવ રહેતો, અને એવાનો સગ ન થાય એવું પરમેશ્વર પાસે માગવા એમના શિષ્યોને ઉપદેશ દેતા.

સાપ્રદાયિક પુસ્તકો

અસ્તુ. સ્વામિનારાયણ સપ્રદાયનો ત્યાર પછીનો ઇતિહાસ માડયા પહેલા એ સપ્રદાયના મુખ્ય ગ્રથો તથા સિદ્ધાન્તોનો ઉલ્લેખ કરવો ઠીક થઇ પડશે.

સ્વામિનારાયણ સપ્રદાયનુ સાવજનિક ધર્મશાસ્ત્ર એ સહજાનદ સ્વામીની શિક્ષાપત્રી છે, અને તે ઉપરાત ધર્મામૃત અને નિષ્કામ શુદ્ધિ ત્યાગીઓ માટેના વિશેષ પુસ્તકો છે સપ્રદાયનું અધ્યાત્મ શાસ્ત્ર એ સહજાનદ સ્વામીના વચનામૃતોનો સગ્રહ છે.

શિક્ષાપત્રી એ ૨૧૧ અનુષ્ટુપ અને એક ઉપજાતિવૃત્તનું નાનકડુ પુસ્તક છે પોતાના સર્વ શિષ્યોને પાળવાના ધર્મોને એક પત્ર રૂપે સહજાનદ સ્વામીએ એમા દર્શાવ્યા છે. એ ૨૧૨ શ્લોકોની વેચણી નીચે પ્રમાણે છે—

૧૦ શ્લોક પ્રાસ્તાવિક

૩૮ „ મા સદાચાર, શિષ્ટાચાર, શૌચ અને સ્વચ્છતા, તથા સાંપ્રદાયિક ચિન્હોના ધારણના નિયમો આપ્યા છે.

૧૮ શ્લોકમા સત્સગીઓએ કરવાનાં નિત્યકર્મોનો વિધિ છે.

૯ „ વિશેષ પ્રકારના નીતિના નિયમો છે.

૧૭ „ સત્સંગીઓનાં નૈમિત્તિક કર્મો છે.

૧૦ „ સંપ્રદાયના માન્ય ગ્રથોની સમજણ છે.

૨૦ શ્લોકમા સંપ્રદાયના તાત્વિક સિદ્ધાન્તોનો સારાંશ છે.
૧૨ " આચાર્ય તથા આચાર્ય પત્નીના વિશેષ ધર્મો વર્ણવ્યા છે.
૨૨ " ગૃહસ્થોના વિશેષ ધર્મો છે.
૨ " રાજાઓના ધર્મને લગતા છે.
૧૬ " સધવા વિધવા સ્ત્રીઓના ધર્મ પરત્વે છે.
૧૩ " બ્રહ્મચારીના ધર્મ માટે છે
૧૫ " સાધુઓના ધર્મના છે.
૧૦ " માં સમારોપ છે.

શિક્ષાપત્રીની મિતિ સંવત ૧૮૮૨ ના માહા સુદી ૫ ની છે.

આ પત્રીમા પણ મોટા નિયમો અગિયાર મનાયા છે, મંદિરમાં રોજ સાંજ પ્રાર્થના વખત બોલાતા દોહરાઓમા એનો સમાવેશ નીચે પ્રમાણે છે.—

(૧) હિંસા ન કરની જંતકી, (૨) પર ત્રિયા સંગકો ત્યાગ
(૩) માંસ ન ખાવત, (૪) મદ્યકો પીવત નહિ બડભાગ
(૫) વિધવાકો સ્પર્શત નહિ, (૬) કરત ન આત્મઘાત,
(૭) ચોરી ન કરની કાહુકી, (૮) કલંક ન કોઉકો લગાત
(૯) નિંદત નહિ કોઉ દેવકે, (૧૦) બિન ખપતો નહિ ખાત,
(૧૧) વિમુખ જીવકે વદનસે, કથા સુની નાહ જાત

શિક્ષાપત્રીનું લખાણ અતિશય ટુકું છે, એટલે એનો સારાંશ આપવો અશક્ય છે એમાની કેટલીક આજ્ઞાઓ કેવા પ્રકારની છે, તેના દૃષ્ટાંતો આપીને જ એ બતાવું છું.

આરોગ્યનો વિષય લ્યો.

૩૦ મા શ્લોકમાં આજ્ઞા છે કે ગાળ્યા વિનાનું જળ તથા દુધ ન પીવું, અને જે જળને વિષે ઝીણા જીવ ઘણાક હોય તે જળે કરીને સ્નાનાદિક ક્રિયા ન કરવી.

૩૨ મા શ્લોકમા કહે છે કે લોક અને શાસ્ત્રે નિષિદ્ધ કરેલા સ્થળોમા મલમૂત્ર ન કરવા, કે થુકવું પણ નહિ, એ શ્લોકનો ગુજરાતી અર્થ કરતાં નિત્યાનંદ સ્વામી નિષિદ્ધ સ્થાનકો ગણાવે છે તે જીર્ણ દેવાલય, નદી-તળાવના આરા, ચાલવાના માર્ગ, વાવેલું ખેતર, વૃક્ષની છાયા અને ફુલવાડી બગીચા.

આટલા બે નિયમોજ જો પ્રજા પાળતી થઈ જાય, તો ભારતવર્ષના રોગો ટાળવાનો એક ઉકેલ મળી જાય.

વળી વ્યવહાર પરત્વે બે શ્લોક લ્યો. શ્લોક ૧૪૫ તથા ૧૪૬ મા ગૃહસ્થને કહ્યું છે કે,

"પોતાની ઉપજ પ્રમાણે નિરંતર ખર્ચ કરવો, પણ તે ઉપરાત ન કરવો, અને જે ઉપજ કરતાં વધારે ખર્ચ કરે છે, તેને મોટું દુઃખ થાય છે, એમ નક્કી મનમા જાણવું તથા પોતાના વ્યવહાર કાર્યમા જેટલા ધનની ઉપજ હોય તથા જેટલો ખર્ચ હોય, તે બેયને સંભારીને નિત્ય પ્રત્યે, રૂડા અક્ષરે, પોતે તેનું નામું લખવું."

બ્રહ્મચારીના ધર્મોમાં પણ નીચેના બે શ્લોક ટાંકવા જેવા છેઃ

"બ્રહ્મચર્ય વ્રતનો ભંગ થાય, એવું ગુરુનું વચન પણ ન માનવું." [૧૮૦]

"જે ક્યારેક સ્ત્રીઓનો અથવા પોતાનો પ્રાણ નાશ થાય એવો આપત્કાળ આવી પડે, ત્યારે તો તે સ્ત્રીઓને અડીને અથવા તે સાથે બોલીને પણ તે સ્ત્રીઓની રક્ષા કરવી, અને પોતાની પણ રક્ષા કરવી " [૧૮૨]

સંપ્રદાયનો વેદાંત સિદ્ધાન્ત એકજ શ્લોકમા નીચે પ્રમાણે શિક્ષાપત્રીમા આપ્યો છે.

निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् ।
विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥ ११६

શિક્ષાપત્રીની આજ્ઞાઓ શરૂ થતા, પહેલા ત્રણ શ્લોક, તથા આજ્ઞાઓ સમાપ્ત થતા ઉપાન્ત્ય શ્લોક, સત્યાગ્રહના મુખ્ય સિદ્ધાન્તો છે, એ પણ ચમત્કારિક છે

૧૧ મા, ૧૨ મા અને ૧૩ મા શ્લોકમા અહિંસા વિષે નીચે પ્રમાણે આજ્ઞાઓ છે

અમારા સત્સંગીએ કોઇ જીવ પ્રાણી માત્રની હિંસા ન કરવી, અને જાણીને તો જુ, માકડ, ચાચડ આદિક ઝીણા જીવ તેમની પણ હિંસા કયારેય ન કરવી, અને દેવતાને પિતૃના યજ્ઞને અર્થે પણ બકરા, મૃગલા, સસલા, માછલા આદિક કોઇ જીવની હિંસા ન કરવી, કેમ જે અહિંસા છે તેજ મોટો ધર્મ છે, એમ સર્વ શાસ્ત્રમાં કહ્યુ છે

અને સ્ત્રી, ધન અને રાજ્યની પ્રાપ્તિને અર્થે પણ કોઇ મનુષ્યની હિંસા તો કોઇ પ્રકારે ક્યારેય પણ નજ કરવી.

આ આજ્ઞાઓ સર્વ સત્સંગીઓ માટે છે.

સાધુ પુરૂષોને માટે નીચેની આજ્ઞા વિશેષ છે "સાધુને બ્રહ્મચારી તેમણે કોઇક કુમતિવાલા દુષ્ટજન હોય, ને તે પોતાને ગાળ દે અથવા મારે તો તે સહનજ કરવુ, પણ તને સામુ ગાળ ન દેવી ને મારવો નહિ, ને તેનું જેમ હિત થાય તેમજ મનમા ચિંતવન કરવુ, પણ તેનું ભુડુ થાય એવો તો સંકલ્પ પણ ન કરવો." (૨૦૧).

આ વૃત્તિ કેવી રીતે કેળવાઇ હતી, તેનુ એક દૃષ્ટાન્ત આપવુ ઠીક થઈ પડશે એક ગામમા કેટલાક સાધુઓ એક ગરીબ હરિભક્તને ઘેર ઉતર્યા હતા ગામના પટેલને સ્વામિનારાયણના સાધુઓ ઉપર તિરસ્કાર હતો; એ કહેતો કે એ આવશે તો ગામના છોકરાને ભગતડા બનાવી બગાડી દેશે, તેથી એણે સાધુઓને ગામમાથી કાઢી મૂક્યા. સાધુઓ ગામ બહાર જઇ પેલા ભક્તના ખેતરમા રહ્યા, અને ભક્ત પણ ત્યા જઇ બેઠો સાધુઓએ ભક્તને પૂછ્યુ, પટેલને કાંઇ સંતતિ છે? ભક્તે કહ્યું, ના, મહારાજ, એવા પાપીને સંતતિ શાની હોય? સાધુઓએ કહ્યું, ચાલો ત્યારે આજે આપણે ભજન કરીને ભગવાનની પ્રાર્થના કરીએ કે એ પટેલને એક ઉત્તમ ભક્ત પુત્ર થઇ એના કુળનું અને ગામનુ કલ્યાણ કરે! પરમેશ્વરે એ પ્રાર્થના સાંભળી અને એનો પુત્ર જીવણો ખુમાણ બહુ પવિત્ર અને સાધુ પુરૂષ થયો

ધર્મામૃત અને નિષ્કામશુદ્ધિમાં ત્યાગીઓના ધર્મો અને નિષ્કામ ધર્મમાં કાંઇ દોષ આવે ત્યારે કરવાનો પ્રાયશ્ચિત્ત વિધિ છે.

સંપ્રદાયના ત્યાગીઓમાં ત્રણ ભેદ છે. બ્રહ્મચારી, સાધુ અને પાર્ષદ; બ્રાહ્મણ વર્ગના ત્યાગીઓ બ્રહ્મચારી કહેવાય છે, ક્ષત્રીય અને વૈશ્ય એ સાધુ થઇ શકે છે. એ બન્ને પ્રકારના ત્યાગીઓને અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય પાળવું પડે છે, અને ધનનો ત્યાગ રાખવો પડે છે. પણ બ્રહ્મચારીઓ ધાતુપાત્રનો ઉપયોગ કરી શકે છે, જ્યારે સાધુઓ કાષ્ઠ પાત્ર અને તુંબડીનોજ ઉપયોગ કરે છે. બ્રહ્મચારી સફેદ ધોતીયું અને ભગવું ઉપવસ્ત્ર પહેરે છે, અને લાલ ટોપી રાખે છે, સાધુઓ સર્વાંગે ભગવા રાખે છે.

પાર્ષદ એ બ્રહ્મચર્ય પાળે છે પણ સર્વે અષ્ટ પ્રકારનું નહિ. કેટલાક આચાર્યની આજ્ઞાથી સ્ત્રીઓ સાથે બોલી શકે છે, પણ એમને અડકી શકતા નથી અપરિગ્રહ એમણે પાળવાનો હોય છે, પણ ધનનો સ્પર્શ ન કરાય એમ નથી એટલે એ મંદિરનો આર્થિક વ્યવહાર સંભાળી શકે છે એ ભગવા પહેરતા નથી, પણ શ્વેત વસ્ત્રોજ પહેરે છે. કોઇ પણ ત્યાગીએ કસુંબા વગેરેથી રંગેલા, કે રેશમી કે જરીની કીનારવાળા વસ્ત્રો પહેરવા અધર્મ ગણાય છે બ્રહ્મચારી અને સાધુઓ ઘણખરૂ સીવીને તૈયાર કરેલા કપડાં,–એટલે બદન કે ડકની વગેરે–પહેરતા નથી, પણ એક ધોતીયું અને એક ઓટવાનું વસ્ત્ર એટલુંજ ધારે છે પાર્ષદોને બદન કે અંગરખો પહેરવાની મનાઇ નથી બધા એ ત્યાગીઓ માથા ઉપર રૂમાલ બાંધે છે પાર્ષદોનો રૂમાલ ધોળો હોય છે, અને બીજા બે આશ્રમવાસીઓનો ભગવો હોય છે બ્રહ્મચારીઓ અને સાધુઓ જનોઇ પહેરે છે પાર્ષદો એ બાબતમાં પોતાના વર્ણાશ્રમના નિયમ પ્રમાણે વર્તે છે મંદિરની બહાર ત્યાગીઓ એકલા જઇ શકતા નથી મંદિર બહાર જવું હોય તો ઓછામાં ઓછા બે અને કોઇ ગૃહસ્થને ત્યાં જવું હોય તો ઓછામાં ઓછા પાંચજણ હોવા જોઇએ. સભા કે ભિક્ષાના કારણ સિવાય ગૃહસ્થને ઘર જવાની ત્યાગીને મનાઇ છે

**વચનામૃત.**

સહજાનંદ સ્વામીના વચનામૃતોનો સંગ્રહ એ તો ગુજરાતી ભાષાનું એક રત્ન છે આધ્યાત્મિક અને વિચારમય જીવન ગાળવા ઇચ્છનારને આવું પુસ્તક એકે નહિ મળે, એવો મારો અનુભવ છે એ પુસ્તકનું મનન અને નિદિધ્યાસ કરી એના સિદ્ધાન્તો અને ઉપદેશોને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરનાર ચઢયા અને શાંતિ મેળવ્યા વિના રહેજ નહિ. આધ્યાત્મિક સિદ્ધાન્તોના રહસ્યથી અને તેનો સાક્ષાત્કાર કરવા માટે વ્યાવહારિક સૂચનાઓથી ભરપૂર એવું કોઇ પણ ભાષામાં એટલું નાનકડું પુસ્તક નથી તે વખતના ગૂજરાતી ગદ્યનો એ ઉત્તમમાં ઉત્તમ નમુનો છે એની ભાષા બહુ મુદ્દાસર, ટુંકી, એક જ અર્થ દર્શાવનારી, થોડું ભણેલાને પણ સમજાય તેવા સ્હેલા શબ્દો અને સરળ વાક્ય રચનાવાળી, અને જરૂર પડે ત્યાં અર્થને સ્પષ્ટ કરે એવા દૃષ્ટાન્તોવાળી છે એમાં યોગ્ય ઠકાણે યોગ્ય શબ્દોનોજ ઉપયોગ દેખાશે એમાં કોઇ ઠેકાણે ભ્રમકારક, સંશયાત્મક કે મોળી વાત જોવામાં નહિ આવે એમાં ઠેકાણે ઠેકાણે એ વચનોના કહેનારનો સ્વાનુભાવ પ્રત્યક્ષ થાય છે

આ વચનામૃતોના સંગ્રહ માટે સત્સંગ સદ્ગુરૂ સ્વામીઓ મુક્તાનંદ, ગોપાળાનંદ નિત્યાનંદ તથા શુકાનંદનો આભારી છે. સહજાનંદ સ્વામીનો ચિરસ્થાયી આજ અમૂલ્ય વારસો છે એ સંગ્રહ મૂળ ગૂજરાતીમાંજ થયેલો હોઇ સંસ્કૃતમાં એનો અનુવાદ પણ

થયો છે. એ ચારે સદ્ગુરૂઓ જ્યારે સ્વામિનારાયણ જ્ઞાનવાર્તા કરતા, ત્યારે ટિપ્પણ કરી લેતા અને ભેગા મળી પ્રમાણરૂપ થાય એવો એક લેખ તૈયાર કરતા. ચારેમાં સદ્ગુરુ શુકાનંદ સૌથી નાના હતા, અને જ્યારથી એ સપ્રદાયમાં દાખલ થયા, ત્યારથી સહજાનંદ સ્વામીના ખાનગી સેક્રેટરી જેવા હતા. એ સંગ્રહને વર્તમાન સ્વરૂપમા મૂકવા માટે આદ્ય ખરો એ ચાર પૈકી કોણે તૈયાર કર્યો એ ખબર નથી કવિ દલપતરામે એ કાર્યનું શ્રેય મુક્તાનંદ સ્વામીને આપ્યુ છે, અને એમની સ્તુતિપર એક સસ્કૃત શ્લોકમાં* પણ એવીજ જાતનું વિધાન છે, તે કદાચિત્ જાત માહિતિ પરથી હશે એ અસંભવિત તો નથીજ પણ એક વચનામૃતમા નિત્યાનદ સ્વામીએ તે દિવસ સુધીના વચનામૃતોનો સગ્રહ સહજાનદ સ્વામીને બતાવ્યો, અને તે જોઇ એ બહુ ખુશ થયા એમ લખાયલું છે. નિત્યાનદ સ્વામિ ઉદ્ધવ સપ્રદાયના સકલ હાર્દજ્ઞ તરિકે પ્રસિદ્ધ છે તે ઉપરથી નિત્યાનદ સ્વામીની ભાષા વચનામૃતમા હોય એમ પણ અનુમાન કાઢી શકાય છે મુક્તાનદ સ્વામિએ ગૂજરાતી ગદ્યમા કોઇ બીજો ગ્રંથ લખેલો નથી. નિત્યાનદ સ્વામિએ કેટલાક સસ્કૃત પુસ્તકોની ગૂજરાતી ટીકા કરી છે પણ તેની શૈલી વચનામૃત કરતા વિશેષ પૌરાણિક છે, દાખલા તરીકે, 'બોલતા હવા', 'જતો હવો' વગેરે ભૂતકાળના રૂપો, 'કમળ જેવા નેત્ર છે જેના, એવા, એ રીતે દરેક વિશેષણનુ જુદુ વાક્ય બનાવવાની પૌરાણિક પદ્ધતિ ટીકાઓની ભાષામા છે, પણ વચનામૃતમા નથી. વળી ટીકાઓમા કેટલાક સસ્કૃત શબ્દોની જાતિ સસ્કૃત પ્રમાણે જ રાખવામા આવી છે, જ્યારે એ શબ્દોની જાતિ હાલમા ફેરવાઇ ગઇ છે વચનામૃતમા પણ કેટલાક એવા સસ્કૃત શબ્દો છે કે જેની જાતિ હાલમા જુદી છે, અને વચનામૃતમા સસ્કૃત પ્રમાણે છે, પણ વચનામૃતોમા તેવા શબ્દો થોડા માલમ પડી આવે છે, જ્યારે નિત્યાનદ સ્વામીની ટીકાઓમા પુષ્કળ છે નિત્યાનદ સ્વામીની માતૃભાષા ગૂજરાતી નહતી, એટલે આ ઉપરથી બે અનુમાન નીકળી શકે એક તો એ કે એવા સસ્કૃત શબ્દો ગૂજરાતી ભાષામા તે સમયમાં પ્રચલિત ન થયા હોય, અને તેને લીધે એ શબ્દોની જાતિ સસ્કૃત પ્રમાણેજ રખાઇ હોય, અને બીજુ એ કે

---

* કવિ દલપતરામનુ વિધાન આ પ્રમાણે છે —

वचनामृत हरिवदनके कर्णपुटे करी पान ।
लिखे सु सब सत्संगको, दीनो जीवनदान ॥

(પુરૂષોત્તમ ચરિત્ર અ ૨)

સસ્કૃત શ્લોક નીચે મુજબ છે —

वाक्पीयुषाण्यजस्रं यतिपतिसहजानंदसद्वक्त्रचन्द्रात्
पीत्वा योनि सृतानि श्रवणपुटागतान्यालिखितावनानि ।
नाना छन्दोभिरेव प्रतिदिनमुदधा संजगौ तस्य कीर्तिं
मुक्तानंद नमामि प्रियहितवचनं सुस्थिरैकान्तधर्मम् ॥

આ શ્લોક જુનો છે કે દલપતરામનુ પુસ્તક જુનુ છે, તે હું જાણતો નથી, પણ આ બીજા ઉપરથી જ લખ્યુ હેય એમ સભવે છે

નિત્યાનંદ સ્વામીની માતૃભાષા ગૂજરાતી ન હોવાથી એવા જાતિદોષ એમનાથી થયા હોય. હું પહેલું અનુમાન વચનામૃતમાંના શબ્દોના જાતિફેર વિષે કાઢું છું, અને બીજું અનુમાન નિત્યાનંદ સ્વામીની ટીકાઓ વિષે દોરૂં છું આમ બે જુદાં અનુમાનો બંધવાનું કારણ એટલુંજ કે વચનામૃતમાં એવા શબ્દો જુજ છે. એકંદરે વચનામૃતની ભાષા નિત્યાનંદ સ્વામીની હોવાનો ઓછો સંભવ દીસે છે. બીજા ત્રણે સદ્ગુરુઓની માતૃભાષા ગૂજરાતી જ હતી, પણ એ પૈકી ગોપાળાનંદ સ્વામી અને શુક મુનિએ* ગૂજરાતીમાં કાંઇ લખ્યું હોય એમ જણાતું નથી. એ સર્વ ઉપરથી કવિ દલપતરામની અને સંસ્કૃત શ્લોકના લેખકની માન્યતા વિશેષ સંભવિત લાગે છે. ગમે તેમ હોય પણ ચારે સદ્ગુરૂઓએ સાથે મળી તેને એક સ્વરૂપ આપ્યું છે એ નિર્વિવાદ છે, અને એ બહુ સારૂં થયું છે. એ ચારે સદ્ગુરૂઓના સહકાર્યથી એ પુસ્તક બિલકુલ પાઠભેદ વિનાનું થઇ શક્યું છે, અને જુદા પાઠભેદથી થતા મતભેદોને અવકાશ રહ્યો નથી.

તો પણ યદ્યપિ વચનામૃતમાં પાઠભેદ નથી, તો પણ સંખ્યા ભેદ થયો છે વચનામૃતની જુની આવૃતિમાં વચનામૃતોની સંખ્યા ૨૬૨ ની છે. એટલું તો ચોક્કસ છે કે દશ વર્ષમાં ( છેલ્લા દશ વર્ષનાં વચનામૃતનો જ સંગ્રહ થયો છે ) માત્ર ૨૬૨ વચનામૃતો થઇ ન શકે એટલે મુળ ખરડાઓમાં એની સંખ્યા ઘણી મોટી છે પણ ચાર સંગ્રાહકોએ એમાંથી એમને યોગ્ય લાગ્યા એવા ૨૬૨ વચનામૃતો તારવી કાઢી પ્રમાણ રૂપ પુસ્તક બનાવ્યું સંવત ૧૯૨૧માં અમદાવાદના આચાર્ય અયોધ્યાપ્રસાદજીએ વચનામૃતોનું સંશોધન કરાવ્યું, એમણે મૂળ ખરડાઓ પણ શોધ્યા અને એમાંથી ૧૧ વિશેષ વચનામૃતો પસંદ કરી અમદાવાદની આવૃત્તિમાં દાખલ કર્યાં. એવી રીતે અમદાવાદની વચનામૃતની આવૃતિમાં ૨૭૩ ની સંખ્યા થઇ છે. એ નવા ઉમેરેલા વચનામૃતોની ભાષા દેખીતી રીતે કાંઇક જુદી પડે છે. વળી એ અગિયારે વચનામૃતોમાં નરનારાયણ દેવ સંબંધી એક નવીન વિષય સમાન છે, એ વિષય બાકીના ૨૬૨ વચનામૃતો પૈકી એકેમાં નથી, વળી ૨૬૨ વચનામૃતોમાં સહજાનંદ સ્વામીના ચમત્કારોની વાતોનો ઉલ્લેખ ન થાય પણ કેવળ આધ્યાત્મિક વિષયોનો જ સમાવેશ થાય એવી દૃષ્ટિ રાખેલી જણાય છે, એ દૃષ્ટિ આ વચનામૃતોમાં નથી સચવાઇ આ સર્વ કારણોને લીધે એ નવીન ઉમેરેલા વચનામૃતો સર્વમાન્ય નથી થયા. આ ઉપરાંત બન્ને પ્રતમાં સામાન્ય ૨૬૨ વચનામૃતોમાંથી પણ બેચાર વચનામૃતોમાં કેટલોક ભાગ વધારાનો ઉમેરાયો છે. એમાં પણ નરનારાયણનો કોઇ રીતે ઉલ્લેખ આવે છેજ.

હવે સહજાનંદ સ્વામિનો જ્ઞાનમાર્ગને શો આદેશ છે તે ઉપર ટુંક વિવેચન

---

* ઉપરનો લેખ લખાઇ રહ્યા પછી મને એવી વિશ્વસનીય માહિતી મળી છે કે વચનામૃતની ભાષા શુકાનંદ મુનિની જ છે એમણે ગુજરાતીમાં કાંઇ બીજું લખ્યું નથી એમ જે મેં લખ્યું છે તે ભૂલ ભર્યું છે વાસ્તવિક રીતે વચનામૃતની અસલ પ્રત પણ શુકાનંદ મુનિના પોતાના હાથની લખેલી છે, અને એમણે 'વાર્તા વિવેક' 'હિંસાનિષેધ વિષે કેટલાક પ્રકરણોના ભાષાન્તર', કેટલાક સ્તોત્રોની ગુજરાતી ટીકા વગેરે લખ્યાં છે.

સ્વામિનારાયણીય જ્ઞાનમાર્ગ.

કરવા ધારૂ છું. મેં એવો આક્ષેપ મુકાયલો સાંભળ્યો છે કે સ્વામિનારાયણ ધર્મમા ઊંડું રહસ્ય નથી. એ કેવળ જ્ઞાન વિનાના સદાચારીઓનો પંથ છે, પુષ્ટિમાર્ગનો કે કોઈ બીજા વૈષ્ણવ પથનો તે એક ફાંટોજ છે. પણ તેનો કોઇ સ્વતંત્ર મત કે સિદ્ધાંત નથી આ આક્ષેપ કેવળ સંપ્રદાય વિષેના અજ્ઞાનથી મૂકાયલો છે, એ હુ બતાવવા ઇચ્છુ છું

આ સિદ્ધાન્તોના સમર્થનમા હું અત્રે પડીશ નહિ. ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, ગીતા કે ન્યાયથી એ સિદ્ધાન્તો કેવી રીતે ઘટાવી શકાય છે એ જેને તપાસવું હોય તેણે સંપ્રદાયના ગ્રંથોનો જ અભ્યાસ અથવા એ વિષે અનુભવ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ માત્ર એ સિદ્ધાન્તો વિષે એક જ પ્રમાણ હુ અત્રે આપીશ જેને સહજાનંદ સ્વામીના વચન ઉપર કાંઇક પણ શ્રદ્ધા હશે, તેને તો એ પ્રમાણ ઘણુ કિંમતી લાગશે જ. એ પ્રમાણ તે સહજાનંદ સ્વામીનાં નીચલા વાક્યો છે —

"આ જે વાર્તા છે તે અમે પ્રત્યક્ષ દેખીને કહી છે, માટે એમા કાંઇ સંશય નથી" (વચના. ગ. પ્ર. ૬૪)

વળી પાછુ,

"આ જે અમે તમને વાત કહી, તે સર્વે શાસ્ત્રોનો સિદ્ધાંત છે, ને અનુભવમા પણ એમજ દૃઢ છે અને અમે પ્રત્યક્ષ નજરે જોઇને તમને આ વાત કહી છે, ને જો પ્રત્યક્ષ જોઇને ન કહી હોય, તો અમને સર્વે પરમહંસના સમ છે (વચના ગ મ. ૧૩)

વેદાંત મત.

સાધારણત એમ કહી શકાય કે સ્વામિનારાયણને રામાનુજનો વિશિષ્ટાદ્વૈત મત માન્ય હતો. मत विशिष्टाद्वैत मे એમ શિક્ષાપત્રીમાં વાક્ય છે. વ્યાસસૂત્ર અને ગીતા ઉપરનાં રામાનુજ ભાષ્યોને તેમણે પ્રમાણરૂપ ગણ્યા છે, તથા ગુરુ પરંપરામા રામાનુજને આદિ ગુરુ તરીકે સ્વીકાર્યાં છે તો પણ એ બન્ને સંપ્રદાયો બધી રીતે એક સરખા જ છે એમ કહી શકાય નહિ, અને સહજાનંદીય તત્વજ્ઞાનની દૃષ્ટિ રામાનુજીય દૃષ્ટિ કરતા અગત્યની બાબતોમાં ભિન્ન પડે છે, એમ મારૂં માનવું છે

પરમાત્મા.

પરબ્રહ્મ અથવા પરમાત્મા એ સ્વામિનારાયણીઓના ઇષ્ટ દેવ છે. એનો સ્વામિનારાયણ રૂપે આ પૃથ્વીમા આવિર્ભાવ થયો, એવો એમના અનુયાયીઓનો આગ્રહ છે. માયાનાં તત્ત્વોનો ઘડેલો એમનો આકાર નથી, તેથી એને નિરાકાર કહે છે, પણ વસ્તુતઃ એ દિવ્ય સાકાર મૂર્તિ છે એ પરબ્રહ્મ સ્વરૂપને રામાનુજ સંપ્રદાયમાં ચતુર્ભુજ વર્ણવેલું છે, અને એ મતને અનુસરી રામાનુજીઓ લક્ષ્મીનારાયણની ઉપાસના કરે છે સ્વામિનારાયણ સંપ્રદાયમાં પરમાત્માની દ્વિભુજ મૂર્તિની ઉપાસના છે. બહુભુજપણે જણાવું એ પરમાત્માની વિભૂતિ છે. એ પરમાત્મા એક દેશી છે, પણ એક દેશી છતા સર્વ ઠેકાણે ભાસી શકે છે. જેમ રાજા એક દેશમાં રહ્યા છતાં, પોતાની સત્તા વડે આખા રાજ્યમાં ભાસે છે તેમ, અથવા એમનું જ દૃષ્ટાન્ત લઇ કહું તો, "જેમ કોઇક

પુરુષે સૂર્યની ઉપાસના કરી હોય, પછી સૂર્ય તેને પોતાના સરખી દૃષ્ટિ આપે, ત્યારે તે પુરુષ જ્યાં સુધી સૂર્યની દૃષ્ટિ પોંચતી હોય ત્યાં સુધી દેખે, અને વળી જેમ સિદ્ધ દશાવાળો પુરુષ હોય તે હજારો ને લાખો ગાઉ ઉપર કોઇક વાત કરતો હોય, તે જેમ પાસે વાર્તા કરે ને સાંભળે, તેમ સાભળે, તેમજ લાખો ગાઉ ઉપર કોઇક વસ્તુ પડી હોય તેને મનુષ્યના જેવડા હાથ તેણે કરીને ઉપાડે, તેમ શ્રીકૃષ્ણ ભગવાન એક રૂપે રહ્યા થકા પોતાની ઇચ્છાએ કરીને જ્યા દર્શન દેવા હોય ત્યાં દર્શન આપે છે, અને એક રૂપ થકા અનત રૂપે ભાસે છે.. . ...અને ભગવાનને ગ્રથમા વ્યાપક કહ્યા છે, તે તો મૂર્તિમાન્ છે તેજ પોતાની સામર્થીએ કરીને એક ઠેકાણે રહ્યા થકા દર્શન આપે છે, પણ આકાશની પેઠે અરૂપ થકા વ્યાપક નથી " (વચના. વ. ૧૩ ) એ પરમાત્મા સર્વેના નિયતા અને કર્મફલપ્રદાતા છે, અને સર્વને શક્તિદાતા છે, તથા દયા, પ્રેમ, શાતિ વગેરે અનેક કલ્યાણકારી ગુણે યુક્ત છે. એ અદ્વિતીય છે, એટલે એના જેવુ કોઇ છે નહિ, થશે નહિ, થઈ શકે નહિ. એ પરમાત્માની મૂર્તિ ઘનશ્યામ છે પણ અતિશય તેજને લીધે શ્યામ નથી લાગતી, પણ શ્વેત જણાય છે, ક્યારેક તો એ મૂર્તિ મુક્તનાં મડળથી વિટાયેલી હોય છે, અને તે સર્વે મુક્ત એક નજરે ભગવાનની મૂર્તિ સામુ જોઇ રહે છે અને ક્યારેક એ સર્વે મુક્તને પોતાની મૂર્તિમાં સમાવી દઇ, પુરુષોત્તમ એકલા જ રહે છે. એ પરમેશ્વરના સ્વરૂપમા ભાગ ત્યાગ કરી શકાય નહિ, એટલે જેમ દેહ અને જીવ જુદા છે, તેમ પરમેશ્વરની ઘનશ્યામ મૂર્તિમા કોઇક પરમેશ્વરનો આત્મા છે, એ સમજણ સહજાનદ સ્વામીને માન્ય જણાતી નથી.

**અક્ષર અથવા બ્રહ્મ.**

એ પરમાત્માનું નિવાસસ્થાન—એની ચિત્શક્તિ—તે બ્રહ્મ છે. એને અક્ષરધામ, અમૃત, પરમપદ અને ચિદાકાશ એમ પણ કહે છે એ " કોટિ કોટિ સૂર્ય, ચંદ્ર ને અગ્નિ તે સરખુ પ્રકાશમાન છે, ને દિવ્ય છે, ને અત્યત શ્વેત છે, ને સચ્ચિદાનદ રુપ છે. " જે સર્વ બ્રહ્માણ્ડોમાં વ્યાપીને રહ્યું છે, જેમા બ્રહ્માણ્ડો અણુ અણુ પેઠે ઉડતા ફરે છે, તે એ સર્વ વ્યાપી તત્વ છે. ચારે દિશામાં અને અધઉર્ધ્વ એ અપાર છે. સગુણ નિર્ગુણ× બે રૂપે એ ભાસે છે. સગુણ રૂપે એ સ્થૂળ કરતા પણ અતિશય સ્થૂળ છે, કારણ કે વિશ્વથી પણ એ વિશેષ છે. નિર્ગુણ રૂપે એ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે, કારણ કે એ સર્વત્ર વ્યાપી શકે છે. વળી એ સાકાર અને નિરાકાર બે રૂપે છે. નિરાકાર રૂપે એ સર્વે બ્રહ્માણ્ડોને ધારણ કરનારૂ, અનત અને તેજોમય, દિવ્ય વસ્તુ છે. જયા પરમાત્મા વિરાજે છે, ત્યાં એ અક્ષરનું મધ્ય છે સાકાર રૂપે એ દિવ્ય તનુધારી પરમાત્માની સેવામાં રહેલુ સ્વરૂપ છે.

---

×સગુણ અને નિર્ગુણ શબ્દોનો અર્થ સ્પષ્ટ કરવો યોગ્ય થશે. સગુણત્વ અને નિર્ગુણત્વ એ બે વસ્તુત અક્ષરની શક્તિઓ છે; અક્ષર સ્વત તો નિર્ગુણ જ છે એટલે માયાના વિકારે રહિત છે, પરતુ એની જે શક્તિ વડે તે સગુણ ક્રિયા એટલે માયાના વિકાર ઉપજાવવા શક્તિમાન્ થાય છે તેને સગુણરૂપ કહે છે, અને જે શક્તિ વડે તે માયાના વિકાર રહિત એવી જે મુક્તકોટિને ધારવા સમર્થ થાય છે, તેને નિર્ગુણરૂપ કહે છે

પરબ્રહ્મ તથા બ્રહ્મ બન્ને આદિ તથા અંત રહિત છે. એમનો સંબંધ નિત્ય છે. ઉત્પતિ કે પ્રલયકાળનો કોઇ વિકાર એમને થતો નથી, કારણ કે એમને માયાનુ બંધન નથી; અને ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયાવસ્થા માયાને સંલગ્ન છે.

**માયા અને ઇશ્વર.** માયા એ ત્રીજું અનાદિ તત્ત્વ છે. માયા આત્યંતિક પ્રલયકાળે બ્રહ્મમાં લીન રહે છે ઉત્પત્તિ કાળે પરમાત્માની ઇચ્છાથી બ્રહ્મ પુરૂષ રૂપે થઇ પોતામાંથી માયાને ઉપજાવે છે આ માયાને પ્રકૃતિ કે મૂળમાયા કે મહામાયા પણ કહે છે. અને પુરુષને મહાપુરુષ કહે છે,[1] બહુધા શ્રુતિમાં આ મહાપુરુષ રૂપે પુરુષોત્તમને વર્ણવ્યા છે. માયામાથી ઇશ્વર ઉત્પન્ન થાય છે. ઇશ્વર એ જીવની પેઠે ત્રણ દેહ અને ત્રણ અવસ્થાધારી સત્વ છે. એ મુક્ત નથી, પણ બદ્ધ છે. એના ત્રણ દેહને વિરાટ, સૂત્રાત્મા અને અવ્યાકૃત કહે છે. એની ત્રણ અવસ્થા તે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય છે ઇશ્વરમાથી જડચિદાત્મક પ્રધાન-પ્રકૃતિ[2] ઉત્પન્ન થાય છે પ્રધાનપ્રકૃતિ અને ઇશ્વરનાં જોડકાને પ્રધાનપુરૂષ કહે છે એ પ્રધાન-પુરુષ અનુક્રમે અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન અને સંકર્ષણની ઉપાસના કરીને બ્રહ્માણ્ડને ઉપજાવવા, નીભાવવા અને સંહારવા સમર્થ થાય છે. એવા પ્રધાનપુરુષ અગણિત છે બ્રહ્માણ્ડ-બ્રહ્માણ્ડ પ્રતિ એકેક પ્રધાન-પુરુષ છે. જ્યા સુધી ઇશ્વર અનિરુદ્ધ-પ્રદ્યુમ્ન અને સંકર્ષણની ઉપાસના કરે છે, ત્યાં સુધી એને ઉત્પત્ત્યાદિક ઘટમાળમાં જોડાયલા રહેવું પડે છે. તેમજ પ્રલયકાળે મહામાયામાં લીન થઇ ઉત્પત્તિકાળે પાછાં ઉપજવુ પડે છે જ્યારે એ પોતાનું સ્વરૂપ પિછાણી વાસુદેવની ઉપાસના અને સંગ કરે છે, ત્યારે એ મુક્ત થાય છે.

**જીવ.** સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહોમા વ્યાપી રહેલી, સત્તા માત્ર ચૈતન્ય વસ્તુ તે જીવ છે. એ વિશેષે કરીને હૃદયાકાશમા રહેલો છે, અને સામાન્યપણે આખા શરીરમા વ્યાપ્યો છે, એ અણુ છે, સૂક્ષ્મ છે, ચિદ્રૂપ છે, જ્ઞાતા છે, અને જ્ઞાન શકિતએ કરીને શરીરમા રહ્યો છે પ્રલયકાળે પ્રધાનપ્રકૃતિમા લીન રહેલો જીવ, ઉત્પત્તિકાળે પોતપોતાના કર્માનુસાર દેહ ધારણ કરે છે જીવ દેહ વિના કદી રહી શકતો નથી બદ્ધ જીવનો કારણ દેહ સાથે નિત્ય સબધ છે, જયારે જીવ મુક્ત થાય છે, ત્યારે એની બે પ્રકારની ગતિ થાય છે, "જે એ ભગવાનને નિરાકાર જાણીને ધ્યાન ઉપાસના કરે છે, તે તો બ્રહ્મ સુષુપ્તિને વિષે લીન થાય છે, તે પાછો કોઇ દિવસ નિસરતો નથી, અને કોઇ ઐશ્વર્યને પણ પામતો નથી,"[3] કારણ કે એ પરબ્રહ્મની ઉપાસના કરતો નથી, પણ

---

૧ ભાગવતમા શ્રીકૃષ્ણને અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને વાસુદેવ એ ચતુર્વ્યૂહ રૂપે વર્ણવ્યા છે વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય રૂપ ક્રિયામા અન્વયપણે શ્રીકૃષ્ણને કહ્યા હોય, ત્યારે અનુક્રમે એ પહેલાં ત્રણ ચતુર્વ્યૂહ તરીકે ઓળખાય છે, અને તેથી એ ત્રણ સ્વરૂપને શ્રીકૃષ્ણનાં સગુણ રૂપ કહે છે. એ ક્રિયાથી પર, સ્વતંત્રપણે શ્રીકૃષ્ણને વર્ણવ્યા હોય ત્યારે એમને વાસુદેવ અને નિર્ગુણ કહે છે

૨ પ્રધાનપ્રકૃતિને જડચિદાત્મક કહેવાનો હેતુ એ છે કે એ પોતે તો જડ છે, પણ એમા બદ્ધ જીવો રહેલા છે, માટે એ ચિદાત્મકપણ છે.

૩ વચના, ગ પ્ર. ૬૪

બ્રહ્મના નિરાકાર સ્વરૂપની ઉપાસના કરે છે. પરંતુ જે જીવ પોતાને બ્રહ્મરૂપ માની સાકાર, દિવ્ય સ્વરૂપ પરબ્રહ્મની ઉપાસના કરે છે, તે મુક્ત થયા પછી પરમેશ્વરના સાધર્મ્યપણાને પામે છે, એટલે એને ભૂમિ આદિક આઠ પ્રકૃતિથી ભિન્ન જે ચૈતન્ય પ્રકૃતિ તેનું બ્રાહ્મ, ભાગવતી કે દિવ્ય તનુ બંધાય છે. એ તનુ ધારીને એ મૂળ અક્ષર તથા બીજા મુક્તો સાથે પરબ્રહ્મની સેવા કરતો રહે છે. બ્રહ્મદશાને પામી પરબ્રહ્મની સેવા કરવી, એને જ ઉદ્ધવ સમ્પ્રદાયમા મુક્તિ માની છે. આ રીતે મુક્તો અનેક છે મુક્ત જેટલો પરમાત્માને જાણે છે, તેટલી શક્તિ તો તે પોતે જ મેળવી લે છે, પરંતુ પરમાત્મા તો તેને અપાર ને અપાર જ રહે છે. જેમ ચકલી, કાગડો, સમળી, ગરુડ વગેરે પક્ષીઓ પોતપોતાની પાંખના બળ પ્રમાણે ઉંચા ચઢી આકાશનું માપ કાઢે છે, અને જેમ જેમ તે ઉંચા ચઢે છે, તેમ તેમ આકાશનો મહિમા વધારે જાણે છે, તો પણ સર્વેને આકાશ અપાર જ રહે છે, તેમ જ મુક્તોનું પણ છે બ્રહ્મદશા પ્રાપ્ત કર્યા વિના પ્રકૃતિના બંધનમાંથી છુટાતું નથી, એથી નીચેની સર્વે સ્થિતિમાં ઉત્પત્તિ-પ્રલયાવસ્થા રહી જ છે તો પણ માયિક દેહ એ બ્રહ્મદશા પ્રાપ્ત કરવામા અંતરાયરૂપ નથી અર્થાત જીવન્મુક્તિ શક્ય છે આમલીના સેકેલા બીજને જેમ ફોતરૂ ખરી ના પડે ત્યા સુધી વળગી રહે તેમ જીવન્મુક્તને એના દેહો ખરી ન પડે ત્યા સુધી વળગી રહ્યા હોય છે પણ તેને એનું બંધન લાગતું નથી.

ઉપર કહ્યુ કે પરમાત્મા તથા બ્રહ્મ ઉભય દિવ્ય સાકાર મૂર્તિ છે, અને મુક્ત થયેલ આત્માને પણ ચૈતન્ય પ્રકૃતિનું દિવ્ય સાકારતનુ બંધાય છે, તેનો સહેજ ખુલાસો કરવાની જરૂર છે ચૈતન્ય પ્રકૃતિ એ તે શું વસ્તુ છે કે જેથી સાકારતનુ થઇ શકે? અને તે તનુને અને એના શરીરને કેવો સંબંધ છે? આવી બે શંકાઓ કાઢવામા આવે છે બે દાખલાથી એ સમજી શકાશે એક ખાંડનું રમકડુ લ્યો. તે સાકાર છે, પણ તે ખાંડથી ભિન્ન નથી. એ રમકડુ શરીર સુદ્ધા ખાંડ છે ખાંડ અને રમકડું (શરીર) એમાં ભેદ નથી. વળી એક બીજુ દૃષ્ટાન્ત–આપણામાં એમ મનાય છે કે ભમરી ઇયળને લાવીને દરમા પૂરે છે, અને તે ઇયળ ભમરીનું ધ્યાન કરતા કરતાં સ્વયં ભમરીરૂપ થઈ જાય છે. આત્માનુ બ્રહ્મરૂપ થવું, એ ઇયળનું ભમરીમા વિકાસ થવા જેવું છે. અને એનો દિવ્ય દેહ બંધાવો એ ખાંડનું રમકડામા ફેરવાવા જેવું છે. ઇયળના ભમરી રૂપે વિકાસમાં જેમ જડ પ્રકૃતિ કોઇ અગમ્ય શક્તિથી કાર્ય કરે છે, તેમ આત્માના સાકાર બનવામાં જે પરમેશ્વર પ્રેરિત શક્તિ કાર્ય કરે છે, તેજ ચૈતન્ય પ્રકૃતિ છે

આ રીતે સ્વામિનારાયણને મતે આત્મા સાકાર થઇ જાય છે, અને બ્રહ્મ અને પરબ્રહ્મ એ સાકાર છે જ. જેમ જીવ દેહમા વ્યાપી રહ્યો છે, અને દેહનો સ્વામી છે, તેમ જીવ, ઇશ્વર, બ્રહ્મ, તથા માયા અને માયાના કાર્યમા પરમાત્મા વ્યાપક છે અને તેથી એ સર્વે પરમાત્માના શરીર કહેવાય છે.

સ્વામિનારાયણને મતે જે મુક્તિ માની છે, તે ઉપર સમજાવી. મુક્તો પરમાત્મામા પ્રવેશ થાય છે, એવા શબ્દો એ મતે પણ વપરાય છે; પણ એ જેમ જળમાં

જળ મળી જાય છે, જ્વાળામાં જ્વાળા મળી જાય છે એવો પ્રવેશ નહિ, પણ, જેમ લોભીનો ધનમાં પ્રવેશ થાય છે, વાંઝીઆનો ઘડપણમાં આવેલા પુત્રમાં પ્રવેશ થાય છે, હરણનો વાંસળીમાં પ્રવેશ થાય છે, તેવો મુક્તનો પરમાત્મામાં પ્રવેશ થાય છે. બીજી રીતે કહીએ તો પરમેશ્વરમાં અખંડ વૃત્તિ રહેવી એ બ્રહ્મદશાનું એક ચિહ્ન છે.

**મુક્તિનાં સાધન.**

હવે સ્વામિનારાયણને મતે મનાયલી મુક્તિનાં સાધન ઉપર આવું છું.

**ઋતે જ્ઞાનાન્નમુક્તિઃ** એ શ્રુતિ પ્રમાણે પ્રત્યક્ષ પરમાત્માનું ઇંદ્રિયો, અંતઃકરણ અને જીવસત્તાશ્રિત અનુભવ એ ત્રણે દ્વારા જ્ઞાન થાય ત્યારે જ મુક્તિ થાય એમ માન્યું છે. એટલે કે રામકૃષ્ણાદિક અવતારનાં ઇંદ્રિયો દ્વારા દર્શન–સ્પર્શાદિક થયાં હોય, પણ અંતઃકરણમાં એમને વિષે પરમેશ્વરપણાની નિષ્ઠા અને જીવમાં પરમ તત્ત્વનો અનુભવ ન થયો હોય તો એ જ્ઞાની ન કહેવાય, તેમજ શાસ્ત્રદ્વારા પરમાત્મા સંબંધી પરોક્ષપણે નિશ્ચય કર્યો હોય, પણ જો ઇંદ્રિયો અને અનુભવથી એ નિશ્ચયનો સાક્ષાત્કાર ન થયો હોય, તો તે પણ પુરો જ્ઞાની ન કહેવાય, એટલે ત્યાં સુધી એની મુક્તિમા વિઘ્ન રહે છે. માટે મુક્તિના સાધનમા જ્ઞાન પ્રાપ્ત કરવું. એ અત્યંત આવશ્યક છે.

**જ્ઞાન.**

**ઉપાસના.**

એ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પહેલાં ઉપાસના જોઇએ ઉપાસના એટલે ઉપર કહ્યા પ્રમાણે પરબ્રહ્માદિ સંબંધી નિષ્ઠા.

નિષ્ઠાના બે પ્રકાર છે સવિકલ્પ અને નિર્વિકલ્પ, તે પ્રત્યેકમા પાછા કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ એવા ભેદ થાય છે

કેટલાક માણસો મનુષ્યો જેટલા જ કામાદિક દોષોવાળા, પણ ઉંચ્ચ સ્થિતિએ પહોચેલા ઋષિ–મુનિ કે દેવોને પરમેશ્વર માની તેમા જ નિષ્ઠા રાખે છે આ કનિષ્ઠ સવિકલ્પ નિશ્ચય છે આ પ્રકારના ભક્તોની પરમેશ્વરની કલ્પના ઇંદ્રાદિક દેવો કે મનુ આદિક ઋષિઓ સુધી પહોચે છે.

કેટલાકને મનુષ્ય કરતાં વિશેષ કામાદિક દોષો જેવું દેખાય, તો પણ ઋષિ અને દેવોથી વિશેષ પ્રતાપશાળી સત્ત્વોમાં પરમેશ્વરની નિષ્ઠા રહે છે દાખલા તરિકે, બ્રહ્મા વિષ્ણુ, મહેશ્વરને કામાદિક દોષોથી હારેલા માનીને પણ તેમા પરમેશ્વરની નિષ્ઠા રખાય છે. આ મધ્યમ સવિકલ્પ નિશ્ચય છે

કેટલાકને, જેને તે પરમેશ્વર માને છે, તેમાં ગમે તેવા કામાદિક દોષ જુએ, તો પણ તેમને વિષે શંકા થતી નથી, કારણ કે એ એમ સમજે છે કે "ભગવાન તો સર્વના કર્ત્તા છે, ને પરમેશ્વર છે, ને સર્વના ભોક્તા છે, માટે જે જે ક્રિયા પ્રવર્ત્તે છે તે અન્વયપણે નિયંતા રૂપે રહ્યા જે ભગવાન તે થકીજ પ્રવર્ત્તે છે; તો–એ તો થોડીક એવી નીચ જેવી ક્રિયા કરે, તેણે કરીને એમને બાધ નથી."* આ ઉત્તમ

* વચના. લો. ૧૨.

સવિકલ્પ નિશ્ચય છે. આવી જાતની સમજણથી જ કૃષ્ણાદિક અવતારોમાં ઉપાસના રહી શકે છે.

આ ત્રણે નિષ્ઠા સવિકલ્પ કહેવાય છે, કારણ કે એ ત્રણેમા ભકત તેમ જ ભગવાનનો દૈહિક અને પ્રાકૃતભાવ જ લક્ષમા રહે છે. ભકત પોતાને દેહ સ્વરૂપ માને છે, અને પોતાના પરમેશ્વરના દૈહિક કે અન્વય ભાવને જ ભજે છે. આથી ઉલટું, નિર્વિકલ્પ નિશ્ચયમાં દૈહિક ભાવનો લોપ થતો જાય છે.

કનિષ્ઠ નિર્વિકલ્પ નિશ્ચયવાળો પરમાત્માને નિર્લેપ, બ્રહ્મરૂપ, કર્ત્તા છતા અકર્ત્તા જાણે છે, અને તેથી પરમેશ્વરમાં દેખાતી સર્વે શુભ અશુભ ક્રિયા ભસ્મ થઇ જાય છે, એમ માને છે; પણ એનો પોતાનો દેહ ભાવ હજુ ટળ્યો નથી.

એથી આગળ વધેલો ભકત નિર્ગુણ વાસુદેવને પોતે ષડુર્મિઓ[1] રહિત થઇને ભજે છે પુરાણોમા વર્ણવેલા શ્વેતદ્વીપવાસી નિરન્નમુકતોની આ સ્થિતિ છે. એમને પણ હજુ પોતાનું બ્રહ્મ સ્વરૂપ પ્રકટ થયુ નથી, માટે એ મધ્યમ નિર્વિકલ્પ નિશ્ચયવાળા છે.

પરન્તુ, "અષ્ટાવરણે યુકત એવા જે કોટિ કોટિ બ્રહ્માણ્ડ તે જે અક્ષરને વિષે અણુની પેઠે જણાય છે, એવુ જે પુરુષોત્તમ ભગવાનનુ ધામ રૂપ અક્ષર, તે રૂપે પોતે રહ્યો થકો પુરુષોત્તમની ઉપાસના કરે,"[2] તે ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયવાળો છે.

આવો ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય એ મોક્ષ માર્ગનુ શ્રેષ્ઠ સાધન છે

બીજુ સાધન ભક્તિ છે. ભક્તિ એટલે પ્રકટ પરમેશ્વરમા માહાત્મ્યના જ્ઞાને સહિત સ્નેહ પ્રકટ એટલે શુ? એ શબ્દ લાખા વખતથી વૈષ્ણવ સંપ્રદાયોમા વપરાતો આવ્યો છે.[3] અમે એમ માનીએ છીએ જે પરમેશ્વરના અવતાર અથવા એમના બ્રહ્મનિષ્ઠ સત નિરતર પૃથ્વી પર વિચરતા હોયજ. જો એમના અવતાર પૃથ્વી ઉપર હોય, તો એને ઓળખીને એની ભક્તિ કરવી, તે પ્રકટની ભક્તિ છે એમના અવતાર ન હોય તો એમના બ્રહ્મનિષ્ઠ સતને ઓળખી, એમના પ્રભુ સાથેના સબધને લઇને એમની ભક્તિ કરવી, તે પણ પ્રકટની ભક્તિ છે

ભક્તિ.

એ બન્નેમાથી કોઈ નો પણ જોગ થઈ ન શકે એમ હોય ત્યારે ઇષ્ટદેવની પ્રતિમામાં પતિવ્રતાના જેવી ભક્તિ રાખવી તે પણ પ્રકટની ભક્તિ છે, એમ કરતા કરતા નરસિહ મહેતો, મીરાબાઇ, તુલસીદાસ, સુરદાસની માફક એ મૂર્ત્તિમાથી પરમેશ્વર પ્રકટ થાય, એને બ્રહ્મનિષ્ઠ સતનો યોગ પણ થાય, અને એને ઇંદ્રિયો, અતકરણ અને અનુભવ ત્રણે દ્વારા પરમાત્માનુ જ્ઞાન પ્રાપ્ત થઈ, એની ભક્તિ સફલ થાય

પણ, હાથી નજર આગળથી જાય ત્યારે એને ઓળખવો નહિ, અને એના ગયા પછી એના પગલાં જોઇ કહેવું, 'અહોહો, હમણા અહીંથી ગયો, તે તો હાથી હતો',

[1] ભૂખ-તરસ, હર્ષ-શોક, અને જન્મ-મૃત્યુ એ ષડુર્મિઓ છે

[2] વચના લો ૧૨.

[3] સરખાવો-" મીરા ભક્તિ કરે રે પ્રગટ કી "

એવી રીતે પ્રભુના અવતારોનો કે સદ્ગુરુનો મહિમા સમજવો, એ પ્રકટની ભક્તિ નથી, પણ પરોક્ષ ભક્તિ છે. નારદસનકાદિકનો આજે મહિમા ગાવો તે પરોક્ષ ભક્તિ છે; આજે જગતમાં નારદસનકાદિક જેવા સંત હોય તેને શોધી તેનો મહિમા સમજવો અને એમાં પૂર્ણ સ્નેહ બાંધવો, તે પ્રકટની ભક્તિ છે. તેજ પ્રમાણે, અનુમાને કરીને માયા અને માયાનાં કાર્યથી પર, નિર્ગુણ, સચ્ચિદાનંદ રૂપ પરમતત્વની પ્રતીતિ કરીને તે તત્ત્વની ભક્તિ કરવી તે પરોક્ષ ભક્તિ છે, પણ તે તત્ત્વનાં દૃષ્ટિગોચર સ્વરૂપ જે અવતારો તેની ભક્તિ તે પ્રકટની ભક્તિ છે. આ ઉપરથી સ્વામિનારાયણ સંપ્રદાયમાં દ્વિભુજ મૂર્તિની ઉપાસના હોવાનું કારણ પણ સમજાશે.

મૂર્ત્તિમાંથી પ્રભુને પ્રકટાવવા, તેમજ પ્રભુના અવતાર પૃથ્વી ઉપર હોય ત્યારે તેને ઓળખવા, એ સહેલું નથી. એ કુંચી બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુની પાસેથીજ મળી શકે છે.

સત્સંગ.

प्रगट प्रभाकर होय पुनि दृग बिन नहि देखात ।
संत बिना त्यों प्रगट प्रभु, जनको नहि समजात ॥
(દલપતરામ.)

વળી, બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ મળ્યા વિના પોતાના પુરુષાર્થથી બ્રહ્મનિષ્ઠ થવું એ લગભગ અશક્ય છે માટે ભક્તિમાં મુખ્યત્વ *સત્સંગનું છે. આ રીતે સ્વામિનારાયણ સંપ્રદાયમાં સત્સંગનો અતિશય મહિમા કહ્યો છે, એટલે સુધી કે સંપ્રદાય અને તેના અનુયાયીઓ સત્સંગ અને સત્સંગીઓને નામેજ ઓળખાય છે આ સંપ્રદાયમાં સત્સંગ એ પ્રથમ છે અને સત્સંગ એ છેવટ સુધી પણ છે. મુક્ત થયા પછી પણ સત્સંગ તો કરવાનોજ. કારણ કે હવે ચઢવાનું નથી એવી દશા તો સ્વામિનારાયણ સંપ્રદાયે કલ્પીજ નથી જેટલો પ્રભુનો મહિમા જાણી શકાય એટલો જાણતા જવાનો છે, અને એટલા ઉંચા ચઢતા જવાનું છે જેવા સદ્ગુરુનો સંગ અહીં એને પ્રાપ્ત થાય, તેટલો એ અહીં ઉંચે ચઢે, મુક્તકોટીમાં ભળ્યા પછી પણ પરમાત્માનો વિશેષ સંગ કરે, અને આગળ વધતો રહે એ રીતે આદિથી અનંતત્વ સુધી સત્સંગનું પ્રધાનપણું છે.

સત્સંગનો લાલચુ કદી દોષ દર્શી નથી થઇ શકતો, એ તો કેવળ ગુણ ગ્રાહકજ હોય, આ કારણથી બીજાના દોષ ન જોવા માટે વારંવાર સ્વામિનારાયણે પોતાના શિષ્યોને તાકીદ આપી છે. જે દોષદર્શી થાય છે, તે સત્સંગી નથી થઈ શકતો.

મોક્ષમાર્ગમાં સત્સંગનું મહત્ત્વ ધ્યાનમાં લઇ, સ્વામિનારાયણે કહ્યું છે કે જે કેવળ આત્મનિષ્ઠ થઇ જડ અને ઉન્મત્તની માફક વર્તે છે, અને અતિશય નિવૃત્તિપરાયણ રહે છે, તેના કરતા જે થોડી પ્રવૃત્તિ ધારણ કરી બીજાઓને ચઢાવે છે, તે શ્રેષ્ઠ છે. સ્વયં તો એટલે સુધી કહે છે કે જન્મ લેવાનું કાંઇ નિમિત્ત ન હોય, "તોપણ અંતરમાં (અમે) એમ વિચારિયે છીએ, જે જન્મ ધર્યાનું કોઇક કારણ ઉત્પન્ન કરીને પણ સંતના મધ્યમાં જન્મ ધરવો" (વચનામૃત ગ. મ. ૪૮)

---

* સત્સંગ શબ્દનો નીચે પ્રમાણે અર્થ કરવામાં આવે છે, સત્ કહેતા (૧) આત્મા, અને (૨) પરમાત્મા, તથા સત્ કહેતા (૩) સત્પુરૂષ અને (૪) સચ્છાસ્ત્ર એ ચારનો સંગ તે સત્સંગ

**આત્મનિષ્ઠા** અમારી મુક્તિનું ધ્યેય કેવળ બ્રહ્મદશા પ્રાપ્ત કરવી એ નથી, પણ બ્રહ્મરુપ થઇ પરબ્રહ્મની સેવા કરવી એ છે. માટે આત્મનિષ્ઠા એ અન્તિમ સાધ્ય નથી, પણ એક મહત્વનું—તો પણ સાધનજ છે. એ સાધન પાર પડયા વિના મોક્ષ એટલે ઉત્પત્તિ—પ્રલયના ચક્રમાંથી છૂટી શકાય નહિ, માટે ભક્તિને અંગે આત્મનિષ્ઠા અવશ્ય ગણાઇ છે. પણ સ્થૂળ દેહ છતાંજ આત્મદર્શન થવાની જરૂર નથી.

**વૈરાગ્ય.** વળી, અમારી મુક્તિનું ધ્યેય સાલોકયાદિ ચતુષ્ટય નથી, પણ પરમાત્માની પ્રીતિ સંપાદન કરવી એ છે માટે વૈરાગ્ય એ પણ ભક્તિને અંગે જોઇએ વૈરાગ્ય એટલે ઉદાસી ધારણ કરવી કે બાહ્ય ત્યાગ રાખવો એ નથી, પણ પ્રભુ સિવાય બીજા સર્વમાં—સાલોકયાદિમાં પણ—પ્રીતિરહિત થવું, બીજા સર્વમાં અનાસક્તિ થવી, એજ વૈરાગ્ય છે **वैराग्य ज्ञेयमप्रीति श्रीकृष्णेतरवस्तुषु।**

અર્થાત મુક્તિ માટે સંન્યાસી થવાની આવશ્યકતા નથી પણ સંન્યાસી અને ગૃહીમાં બ્રહ્મ સ્થિતિએ પહોચ્યા પછી પણ એક ફેર રહે છે. તે એ કે સંન્યાસીને શુકજીના જેવી સિદ્ધ દશા પ્રાપ્ત થઇ શકે છે એટલે ઇંદ્રિયો અને અંતઃકરણની શક્તિ વૃદ્ધિ પામે છે, પણ ગૃહસ્થને જયાં સુધી દેહમાં વર્તે છે, ત્યાં સુધી ઇન્દ્રિયોની શક્તિ વૃદ્ધિ પામતી નથી, પણ જનક રાજાની માફક કેવળ જ્ઞાનજ વૃદ્ધિ પામે છે દેહનો લય થયા પછી બન્નેની ગતિ સરખી છે.

**ધર્મ.** પ્રભુની પ્રીતિ સંપાદન કરવામાં એની ધર્મ મર્યાદાનું પાલન આવીજ જાય માં ધર્મ એટલે દારૂ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, વટલવું—વટલાવું નહિ વગેરે સામાન્ય શારીરિક ધર્મો, તથા સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, દાન, દયા ઇત્યાદિક સૂક્ષ્મ ધર્મો, તથા વર્ણાશ્રમના ધર્મોનો ભંગ પ્રભુનો ભક્ત નજ કરી શકે

પણ કેવળ ધર્મથી મોક્ષ નથી, કેવળ વૈરાગ્યથી મોક્ષ નથી, કેવળ આત્મનિષ્ઠાથી રહિત ભક્તિથી પણ મોક્ષ નથી, અને ઉપાસનાની દૃઢ નિષ્ઠા વિના એ ચારે હોય તો તેનો પણ મોક્ષ નથી. જેનામાં ઉપાસના સહિત ધર્મ, ભક્તિ, વૈરાગ્ય અને આત્મજ્ઞાનની મીલાવટ હોય તેજ કૈવલ્ય મોક્ષનો અધિકારી છે, તેજ પરમ ભાગવત અથવા એકાન્તિક ભક્ત કહેવાય છે.

પણ સ્વામિનારાયણ સંપ્રદાય ચઢાવનારો ધર્મ છે, એટલે **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्।** જેને એકાંતિક ભક્ત થવાની આજે શ્રદ્ધા નથી, તેને પણ નિરાશ થવાનું કારણ નથી તે જો મોક્ષને માર્ગે છે અને સત્સંગ કરતો રહે છે, તો તેને પાછા પડવાનું છેજ નહિ. **अनेकजन्मसंसिद्धस्ततो याति परांगतिम्** જન્મનો અર્થ કેવળ મૃત્યુલોકનો જન્મ નહિ, પણ ઇશ્વર કોટિ સુધીમાંનો કોઇ પણ જન્મ મોક્ષને માર્ગે ચાલનારાની ભુડામાં ભુડી ગતિ થશે, તો એ તે આજ કરતા સારી હશે, એવો એને દૃઢ વિશ્વાસ રાખવાનો છે.

આ ઉપરાંત સહજાનંદ સ્વામીનો બીજો ખાસ સિદ્ધાન્ત પણ નોંધવા જેવો છે. કેટલાક લોક ઇશ્વરેચ્છા અને સંકેતનેજ અને કેટલાક પૂર્વ કર્મનેજ મનુષ્યના સુખદુઃખનું કારણ ગણે છે. સહજાનંદ સ્વામી કહે છે કે મનુષ્યનાં સુખ દુઃખના દેશ, કાળ, કર્મ, ક્રિયા, મંત્ર, ધ્યાન, દીક્ષા અને સંગ એવા આઠ હેતુઓ છે તેમાં કોઇ વખતે એકનું પ્રધાનપણુ હોય છે, તો કોઇ વખતે બીજાનું હોય છે ઉદાહરણાર્થ, આગબોટ બુડવાથી અનેકના મરણ થાય, ત્યાં પૂર્વ કર્મનું પ્રધાનપણુ માનવું એ ભૂલ છે, ત્યાં બળવાન કાળ એજ પ્રધાન છે ડાયર જેવાના હાથે અનેક નિર્દોષ પુરુષો માર્યા જાય, ત્યાં દુષ્ટ પુરુષનો સંગ એ પ્રધાન કારણ છે, ધ્રુવ અથવા પ્રહ્લાદ જેવા બાળકને વૈરાગ્ય થવો એમાં સત્પુરૂષોનો સંગ એ બળવાન છે, ગાંધી જેવાના ઉપદેશથી અનેક જનોના મનમા સાત્ત્વિક ભાવની વૃદ્ધિ થવી એ સત્પુરુષનુ બળ દર્શાવે છે, ભીખારીને એકાએક રાજ્ય મળવું, એ પૂર્વ કર્મનુ બળ સૂચવે છે. આગબોટ બુડયા છતા એકાદ માણસ બચી જાય, ત્યા પણ પૂર્વ કર્મનુ અતિશય બળ દેખાય છે. દારૂ આદિનું વ્યસન પડવું એમાં ક્રિયા કે સંગનુ બળવાનપણું છે મારવાડ જેવામાં પાણીની હાડમારી વેઠવી પડે ત્યા દેશ એજ પ્રધાન છે.

આ રીતે જયા જેનુ બળ હોય, ત્યાં તે સમજવું જોઇએ, પણ એકજ વસ્તુને સર્વત્ર લાગુ ન કરી શકાય. પણ આ સર્વથી પર ઇશ્વરેચ્છા પણ એક હેતુ છે. આ સર્વ હેતુઓમાં ઇશ્વર એ સાક્ષી રૂપે તો છેજ, પણ કવચિત્ પોતાની ઇચ્છાથી સીધી રીતે હેતુ થાય, કારણ કે એ कर्तुमकर्तुमन्यथा कर्तुम् સમર્થ છે. આ રીતે પાંચ વર્ષના ધ્રુવને સ્તુતિ કરવાની શક્તિ આવવી, એમા ઇશ્વરેચ્છાજ કારણ છે.

આ ટુંકામા સહજાનંદ–દર્શન છે. એ સંપૂર્ણ નથી પણ આ માર્ગમાં કેટલું રહસ્ય છે તેનો ખ્યાલ એ પરથી આવી શકશે સ્વામિનારાયણીઓ રોજ સાયંપ્રાર્થનામાં જે સાત વર માગે છે, તે નીચે પ્રમાણે છે

(૧) નિર્વિકલ્પ ઉત્તમ અતિ નિશ્ચય તવ, ઘનશ્યામ;
(૨) માહાત્મ્ય જ્ઞાન યુત ભક્તિ તવ એકાંતિક, સુખધામ.
(૩) મોહિ મેં તવ ભક્તપનો, તામેં કોઈ પ્રકાર;
દોષ ન રહે કોઈ જાતકો, સુનિયો ધર્મકુમાર.
(૪) તુમારો અરુ તવ ભક્તકો દ્રોહ કબુ નહી હોય;
(૫) એકાન્તિક તવ દાસકો દીજે સમાગમ મોય.
(૬) નાથ, નિરંતર દર્શ (૭) તવ દાસનકો દાસ;
એહિ માગું કરી વિનવી હરી, સદા રાખિહુ પાસ.
હે કૃપાલુ, હે ભક્તપતિ, ભક્તવત્સલ સુનો બાત,
દયાસિંધુ સ્તવન કરી, માગું વસ્તુ સાત.

દરેક સંપ્રદાય પોતાના અનુયાયીઓ ઉપર વિશિષ્ટ સંસ્કારો પાડે છે; તે પ્રમાણે ચુસ્ત સ્વામિનારાયણીઓમાં નીચેના સંસ્કારો રૂઢ થયેલા દેખાશે;

(૧) ઊઠીને તુર્તજ પથારીમાં બેઠા થઇ જઇ, સ્વામિનારાયણનું નામ "સ્મરણ" કરવું, તથા ધ્યાન—એટલે આઘ ચિંતન કરવું.

(૨) જેમ બને તેમ વહેલા ઊઠી, વ્યાવહારિક કર્મોનો આરંભ કર્યા પહેલાં સ્નાનાદિક નિત્ય કર્મ આટોપી લેવાં, અને પૂજાદિ કર્યા પહેલાં ખાવું-પીવું નહિ.

(૩) રોજ પ્રભુની માનસી પૂજા કરવી, તેમા કેટલાક દિવસમાં બે વાર, અને કેટલાક ત્રણ કે પાંચ વાર સુધી કરે છે.

(૪) એકાદશીનુ વ્રત કરવું, વ્રતને દિવસે દહાડે ઉંઘવું નહિ, તથા બ્રહ્મચર્ય પાળવું. ચોમાસામાં કાંઇક ભક્તિનુ વિશેષ વ્રત લેવું

(૫) ગૃહસ્થે વિધવાનો સ્પર્શ તજવો, મંદિરમા સ્ત્રી પુરૂષોએ પરસ્પર સ્પર્શ થવા દેવો નહિ.

(૬) ગાળ્યાં વિના દૂધ કે જળ પીવાં નહિ

(૭) દારૂ, માસ, વ્યભિચાર, ચોરી—અને વટલવું વટલાવું તે પાચ પાપ કદી ન કરવા

(૮) આત્મનિવેદી ભક્તે દરેક વસ્તુ પ્રતિમાને ધરાવીને જ ખાવી

(૯) મંદિરે અથવા ગામમાં મંદિર ન હોય તો ઘેર સાયંપ્રાર્થના કરવી અને ભજન ગાવાં

(૧૦) રાત્રે સુતા પહેલાં સ્વામિનારાયણના સ્વાભાવિક ચેષ્ટાના પદ ગાવા

(૧૧) આચાર્ય, સાધુ તથા બ્રહ્મચારીને સામા મળે ત્યારે 'જય સ્વામિનારાયણ' કહી પ્રણામ કરવો, તથા ગૃહસ્થોએ પરસ્પર નમસ્કાર કરવો.

(૧૨) પરગામથી ત્યાગીઓ આવે તો નાનાએ મોટાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા, અને સરખે સરખાએ ઊભા થઈ ભેટવું.

(૧૩) સ્વામિનારાયણને સર્વ અવતારના અવતારી, પરબ્રહ્મ માની, તેનેજ ધ્યેય અને ઉપાસ્ય માનવા, તેના અવતારોને પણ માનવા અને પૂજવા, બીજા દેવોને પ્રણામ કરવા, પણ અવતારો સિવાય બીજા દેવોનું કે બ્રહ્મવેત્તાનુ ધ્યાન ન ધરવું.

(૧૪) સત્સંગીની કદી અવગતિ થાય નહિ, અને દાખડો કરે તો આ ને આ જન્મે મોક્ષ મળે અને અંતકાળે પ્રભુ અને તેના સંતો દર્શન દેઇને તેડી જાય એવી દૃઢ શ્રદ્ધા રાખવી

(૧૫) સત્સંગીના સુખ દુઃખનો હેતુ ઇશ્વરેચ્છા જ છે, પણ કાળ કે કર્મ નથી, એટલે સુખ દુઃખ આવે તે સત્સંગીના કલ્યાણ માટે જ ઇશ્વર પ્રેરે છે, પછી તે કાળ અને કર્મના નિયમ મુજબ જ ભલે હોય.

(૧૬) સત્સંગીને દુઃખ આવે, તો તે ઘણુ આવવાનુ હતું, તેમાથી થોડેથી મટ્યું, એમ દૃઢ શ્રદ્ધા રાખવી, સત્સંગીને 'શૂળીનુ દુઃખ કાંટે જાય.'

(૧૭) કોઇપણ સંજોગમા ભુવા, દેવ, દેવી મંત્ર માનવા નહિ, ભુતાદિકનો વ્હેમ લાગે તો નારાયણ કવચ અથવા હનુમાન સ્તોત્રનો જપ કરવો

(૧૮) સત્સંગના નિયમ, સ્વામિનારાયણ વિષે પરમેશ્વરપણાનો નિશ્ચય અને ભગવદી સત્સંગીનો પક્ષ રાખવામાં પાછા ન પડવું.

હવે સહજાનંદ સ્વામીના અંતર્ધાન થયા પછીનો સંપ્રદાયનો ઇતિહાસ ટુંકામાં કહું.

સહજાનંદ સ્વામીએ પોતાના સર્વે શિષ્યોને બે આચાર્યો પૈકી એકના નેતૃત્વ તળે મુક્યા એમ જણાવ્યુ છે; પણ એમા એક અપવાદ હતો. માત્ર સહજાનંદ સ્વામીથી શક્તિમાં ઉતરે એવા એક સાધુ સ્વામી ગોપાળાનંદ હતા. એ સાધુ બહુ જુના નહતા, પણ એમની બુદ્ધિ, વિદ્વત્તા, યોગસિદ્ધિ, વૃત્તાન્ત અને વ્યવહારકુશળતા અને તે સાથે આત્મનિષ્ઠા એ સર્વેને લઇને એ જેવા સાધુ થયા તેવાજ સર્વના અગ્રણી થયા. સહજાનંદ સ્વામીએ પોતાના દેહોત્સવ સમયે ગોપાળાનંદ સ્વામીને બેઉ આચાર્યોના મધ્યસ્થ તરીકે નીમ્યા, અને મુક્તાનંદ સ્વામી વગેરે સર્વે સાધુ બ્રહ્મચારીઓને એમની આજ્ઞામા રહેવા ફરમાવ્યું. ઉચ્ચ સ્થિતિને પામવા ઇચ્છતા સર્વે સત્સંગીઓ-ગૃહી તેમજ ત્યાગીઓ—એમનો સમાગમ કરવા ઇચ્છતા. પણ એમનો સ્વભાવ કાંઇક આકરો હશે એમ લાગે છે સત્સંગની મર્યાદાનો અણુ માત્ર પણ ભગ એમનાથી સહન થઇ શકતો નહિ. અમદાવાદના કેટલાક અગ્રણીઓથી એ સ્વભાવની બરદાસ્ત થઈ શકી નહિ, તેથી એમને પાછળથી બેઉ દેશના મધ્યસ્થ તરિકે રહેવાનું બન્યું નહિ, અને વડતાલ દેશમાજ પોતાનું બાકીનું જીવન ગાળવું પડયુ સવત ૧૯૦૮ માં એ અક્ષરનિવાસી થયા.

એવાજ બીજા સાધુ તે સ્વામી ગુણાતીતાનદ હતા. એમને જુનાગઢ અને એની આજુબાજુના ગામોની સભાળ સોપવામા આવી હતી. એ સાધુ પણ બ્રહ્મનિષ્ઠ અને ઉત્તમ વક્તા હતા. જ્ઞાનનું અગ તો એમનું જ ગણાતું હજુએ એમના શિષ્યોની પરપરામાં ઘણાક છે, અને કેટલાક જુદા પડેલા પણ એમની પરંપરામા પોતાને ગણવામાં અભિમાન માને છે જ્ઞાનાંશની અધિકતા એ એમનુ ખાસ લક્ષણ ગણાય છે.

પહેલા બે આચાર્યો અયોધ્યાપ્રસાદ અને રઘુવીરજી અનુક્રમે સહજાનદ સ્વામીના મોટા અને નાના ભાઇના પુત્રો હતા બન્ને આચાર્યોનું વૃત્તાન્ત ઉત્તમ હતું. વચનામૃતમા અયોધ્યાપ્રસાદજીએ સ્વામિનારાયણને એક પ્રશ્ન પૂછયો છે કે " આ સસારને વિષે એવો પુરુષ હોય જે આઠે પહોર તો સસારની વિટંબણામા રહ્યો હોય, અને ગમે એવું યોગ્ય અયોગ્ય કર્મ પણ થઇ જાતું હોય, અને એક ઘડી કે બે ઘડી ભગવાનનું ભજન કરતો હોય, ત્યારે તે ભજને કરીને તેણે દિવસ બધામાં પાપ કર્યું હોય તે બળે કે ન બળે ?" એના ઉત્તરમા સહજાનદ સ્વામીએ કહ્યું કે, " ભજન કરવા બેસે તે સમે, ભજનના કરનારાના ઇન્દ્રિયો, અતઃકરણ ને જીવ એ સર્વ એકાગ્ર થઇને જો ભજનમા જોડાય, તો એવી રીતે એક ઘડી કે અરધી ઘડી પણ જો ભગવાનના ભજનમા જોડાય તો સમગ્ર પાપ બળીને ભસ્મ થઇ જાય છે "*

આ ઉત્તર તેં અયોધ્યાપ્રસાદજીનો જીવનમત્ર થયો એ ધ્યાનસ્થ થાય ત્યારે કોઈ પણ વિક્ષેપ એમને નડી શકતો નહિ એકવાર એ શાલ ઓઢીને ધ્યાન ધરતા બેઠા હતા શાલમાં વીંછી ભરાઇ રહ્યો હશે. તેણે એમના વાંસામા ડખ માર્યા, પણ આચાર્યશ્રી તો નિયમ પ્રમાણે અડધો કે પોણો કલાક સુધી જરાએ સળવળ્યા વિના બેસી જ રહ્યા. ધ્યાનમાથી નિવૃત્ત થયા પછી શાલ કાઢી નાખી એક સેવકને એ ખંખેરી નાંખવા કહ્યું. ખખેરતાં વીંછી સાપડયો, અને વાંસો ડંખથી સુજી ગયેલો માલમ

* વચના. ગ મ. ૬૨

પડયો. આવી જાતનું ધૈર્ય એમણે સંપાદન કર્યું હતું, અને પોતાને મળેલા ઉત્તરને અનુસરીને પોતાનું વર્તન રચ્યુ હતું.

અયોધ્યાપ્રસાદજીને વળી ગાવાનો શોખ પણ સારો હતો, અને પોતે કીર્તનો રચી ભજન કરતા. અયોધ્યાપ્રસાદજી પછી અનુક્રમે એમના પુત્ર કેશવપ્રસાદ અને પૌત્ર પુરુષોત્તમપ્રસાદ નરનારાયણ દેવની ગાદીના આચાર્ય થયા. એ બેઉ આચાર્યો બહુ ભોળા હોવાથી, કેટલાક એમનો અયોગ્ય લાભ લેતા હતા પુરુષોત્તમપ્રસાદ પછી એમના દત્તક પુત્ર વાસુદેવપ્રસાદજી તે હાલના અમદાવાદની ગાદીના આચાર્ય છે એ આચાર્ય બહુ નાની ઉંમરે ગાદી ઉપર આવ્યા, અને એમની સગીર અવસ્થામા જવાબદાર ટ્રસ્ટીઓને હાથે એમના શિક્ષણ વગેરેની વ્યવસ્થા થઇ. એ આચાર્ય બુદ્ધિશાળી છે, અને કાંઇક પાશ્ચાત્ય શિક્ષણના સસ્કારો એમના ઉપર પડયા છે હવે એમણે પોતાનો કારભાર સંભાળી લીધો છે

લક્ષ્મીનારાયણ દેવની ગાદીના પહેલા ત્રણ આચાર્યો રઘુવીરજી, ભગવતપ્રસાદજી અને વિહારીલાલજી હતા. એ ગાદીના આચાર્યો વિશેષ સાહિત્ય પ્રેમી નીવડયા આગળ લખાઇ ગયેલા ગ્રથોની ટીકાઓ કરાવવામા અને નવીન ગ્રથો રચાવવામાં એ આચાર્યોએ બહુ ભાગ લીધો છે એ દરેક આચાર્યની કારકીર્દીમાં સંસ્કૃત કે ગૂજરાતી નવીન પુસ્તકો લખાયા. રઘુવીરાચાર્યના વખતમા બ્રહ્મચારી અચિંત્યાનંદ એ ઉત્તમ સસ્કૃત તેમજ પ્રાકૃત કવિ થયા રઘુવીરજીના ભત્રિજા અને વિહારીલાલજીના જન્મ સબધથી દાદા કૃષ્ણપ્રસાદ એ પણ એક ઉત્તમ પડિત હતા વિહારીલાલજીએ કવિ દલપતરામને વડતાલમા જ બોલાવીને રાખ્યા હતા, અને એમણે બ્રહ્મચારી જગદીશાનદ નામે પોતાના એક શિષ્ય પણ તયાર કર્યા હતા. એ બ્રહ્મચારીનો નાની વય માં કાળ થયો, નહિ તો એમની શક્તિમાં સત્સગે વિશેષ શ્રદ્ધા રાખી હતી

રઘુવીરજી શાન્તિ પ્રિય હોઇ, એમણે મદિરોનો કારભાર કુશળ કોઠારીઓને સોંપ્યો હતો, અને પોતે કેવળ સત્સગની આધ્યાત્મિક ઉન્નતિ તરફ જ લક્ષ આપતા હતા. એ કોઠારીઓ એટલા દીર્ઘાયુષી નીવડયા કે ત્યાર પછીના ત્રણ આચાર્યોના જીવનાવધિ પર્યંત એમની જ વ્યવસ્થા ચાલુ રહી તેમનામાના એક કોઠારી ગોવર્ધન દાસ હજુ વિદ્યમાન છે* પહેલા ત્રણે આચાર્યો બહુ ડાહ્યા, વિનયી, અને ભક્તિ શીલ હોવાથી સત્સગીઓમા અતિશય પ્રિય થઇ પડયા હતા.

પણ વિહારીલાલજીના અક્ષરનિવાસ પછી સત્સગ સૂર્ય અસ્ત થયો છે, તે હજુ મૂકાયો નથી એમના અવસાન પછી લક્ષ્મીપ્રસાદ નામે એક બાળકને દત્તક લેવામા આવ્યા સ્વાર્થી મનુષ્યોએ એમને નાનપણમાં જ અવળે માર્ગે ચઢાવ્યા, અને તેને પરિણામે એ આચાર્ય પદને માટે અયોગ્ય ઠર્યા. છેવટે સં. ૧૯૬૮ મા એમણે આચાર્યપદ છોડી દીધુ, અને એમની જગ્યાએ હાલના આચાર્ય શ્રીપતિપ્રસાદની પસદગી કરવામા આવી.

કમનશીબે આચાર્ય અને કોઠારી ગોવર્ધનદાસ વચ્ચે વિગ્રહ શરૂ થયો, અને બન્ને પક્ષો કચેરીએ ચઢયા છે. મોક્ષ માર્ગ અને કચેરીના ઝગડા એ બે વસ્તુઓ જ એક બીજાથી એટલી વિરોધી છે કે બેમાંથી એકે પક્ષને એ શોભા પમાડી શકે નહિ. કચેરીના ઝગડાને સહજાનદ સ્વામીની પ્રણાલિકામા કયાંઇ સ્થાન મળી શકતું નથી.

---

* પરિષદ્ ભરાઇ ગયા પછી એમનું અવસાન થયું છે

સહજાનંદ સ્વામીના સિદ્ધાન્તો અને આજ્ઞાનો ભંગ કર્યા વિના કચેરીના દ્વારમાં બેમાંથી એકે પક્ષ પેસી શકે નહિ, એ વસ્તુનું બન્ને પક્ષને વિસ્મરણ થયુ છે. પરિણામ મા આખા સત્સંગ પર અંધકારનો ભાસ થાય છે. સર્વત્ર નિરુત્સાહ વર્તે છે.

હશે. આપણને એ ઝગડાથી લેવા દેવા નથી. પણ, નથી તો એ છે પણ ખરા. મે આગળ કહ્યું છે કે સ્વામિનારાયણ સપ્રદાયના ઇતિહાસ અને ભારતના ઇતિહાસ વચ્ચે ઘણુ સામ્ય રહેલું છે, તે કેવી રીતે તે હવે હું કહીશઃ—

(૧) સ્વામિનારાયણ શસ્ત્ર ગ્રહણ ન કરે એ શાપ સમગ્ર ભારતને લાગ્યો, એ મેં જણાવ્યુ છે.

(૨) સ્વામિનારાયણ સપ્રદાયનો ફેલાવો અને ઇંગ્રેજી રાજ્યનો ફેલાવો એક જ અરસામા થયા છે

(૩) સ્વામિનારાયણને જ્યારે જ્યારે મંદવાડ થતો ત્યારે ત્યારે દુષ્કાળાદિક કાંઇ વિપત્તિ હિંદુસ્થાન પર પડતી.

(૪) જે વખતે સપ્રદાય અને લક્ષ્મીપ્રસાદ વચ્ચેનો વિગ્રહ શરૂ થયો, તે વખતે બગાળના ભાગલાથી હિંદુસ્થાનમા અશાંતિનો યુગ શરૂ થયો, અને જ્યારે એ વિગ્રહ નો અત આવ્યો ત્યારે હિંદુસ્થાનની અશાંતિનો પણ અંત આવ્યો

(૫) સપ્રદાયમા હાલ ચાલતો વિગ્રહ યૂરોપના મહાયુદ્ધને સમકાલીન રહ્યો છે. એમાં પહેલી કચેરીનો દાવો ખલાસ થયા પછી થોડા વખતમાં યુદ્ધ પૂર્ણ થયુ. પણ હજુ યુદ્ધ સર્વાંશે પૂર્ણ થયુ નથી, તેમ સપ્રદાયના વિગ્રહનો પણ હજુ છેડો આવ્યો નથી

આ સ્વામિનારાયણ સપ્રદાયનું ટુંકું વૃત્તાન્ત છે. પરિષદ્ માટે નિબધની સાધારણ રીતે લંબાઇ ધારી શકાય એથી આ ઘણો વધારે લાંબો થયો છે એ હું જાણુ છુ, છતા એ સપ્રદાય અને તેના પ્રવર્તકને પૂર્ણ ન્યાય આપવા માટે આ વર્ણન ટુંકું છે એમ મારે કહેવું પડ્યુ છે

સંપ્રદાય સબધી રહેલુ અજ્ઞાન, એ અજ્ઞાનને લીધે કેટલાક નિષ્કારણ અણુગમો, અને અણગમાને લીધે થતો કટાક્ષ એને દૂર કરવાને, તથા સહજાનદ સ્વામીના મહત્કાર્યની કાંઇક કદર કગવવાને જો હુ સફળ થયો હોઇશ, તો મારી આ મહેનત સાર્થક થયેલી ગણીશ

चाकरकी मोटप कहा सबे लाज धनीकुं।

(બ્રહ્માનદ સ્વામી)

---

## આભાર સ્વીકાર.

આ નિબધ લખવામા મને સદ્ગુરુ બ્રહ્મચારી શાસ્ત્રી મુનીશ્વરાનદજી, સ્વામીશ્રી વાસુદેવચરણદાસજી, (હવે અક્ષરસ્થ) શ્રીયુત્ ઝવેરીલાલ લલ્લુભાઇ, શ્રીયુત્ નારાયણજી જાદવજી પ્રભૃતિ અનેક સતો તરફથી કિમતી સૂચના અને માહિતિ મળી છે, તથા જે પરંપરાગત સાંભળેલી વાતોનો ઉપયોગ કર્યો છે, તે સર્વે માટે તેમનો સર્વેનો ઋણી છુ.

| | |
|---|---|
| સોમવાર, ફાગણ સુદી ૪ સં. ૧૯૭૬ ૨૩-૨-૧૯૨૦. | કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. અધ્યાપક, રાષ્ટ્રીય ગૂજરાતી શાળા,—સાબરમતી. |

# કલાપિના જીવન અને કવન સંબંધી સહજ વિવેચન.

( લેખક—રમણલાલ વસંતલાલ દેસાઈ, વડોદરા. )

કવિની કવિતા અને કવિનું જીવન પરસ્પરથી છુટાં પાડી શકાય એમ નથી કવિતા એ જીવનનો આવિષ્કાર છે, જીવનની ધન્ય ક્ષણોનો તે દાખલો છે જે વ્યક્તિની કવિતા જન સમાજ ઉપર અસર કરે છે તે વ્યક્તિનું જીવન જાણવા અને સમજવા જન સમાજ સ્વાભાવિક રીતેજ આતૂર રહે છે, અને આવી આતૂરતા તૃપ્ત કરવાની માગણીનો સમાજ અલબત હક્ક ધરાવે છે આ જીજ્ઞાસા તે કાંઈ સર્વત્ર દૂષણ જોતી, મનુષ્ય સ્વભાવની મહત્તાનો સર્વદા અસ્વિકાર કરતી છીદ્રાન્વેષી વૃત્તિનું પરિણામ નથી; પરંતુ સમયના વિવિધ સામર્થ્યોને ઝીલી, પરંપરા પ્રાપ્ત સુસંસ્કારોને પોષી પોતાની પ્રતિભા વડે સત્ય અને સૌન્દર્યનો અભેદ દર્શાવનારી સમર્થ વ્યક્તિ કયા સંજોગોમાં જન્મ પામી, તથા તેની પ્રતિભાના વિકાસમાં તેના બાહ્યાંતર જીવનમાંથી કયા કયા પ્રસંગો કારણભૂત થયા હતા, એ વગેરે આવશ્યક માહિતીની ઈચ્છા રાખતી પૂજ્યભાવ અથવા સમભાવથી પ્રેરાતી શોધક અને વિવેચક વૃત્તિનું તે પ્રામાણિક અને સ્વાભાવિક પરિણામ છે પ્રસંગોની પરંપરા જીવન ઉપર વિવિધ પ્રકારની અસરો ઉત્પન્ન કરે છે, લાગણીઓની તિવ્રતાવાળા કવિ હૃદયોમાં એ પ્રસંગો અતિ પ્રબળ પડઘો પાડે છે, અને એ પડઘો કવિના વિશિષ્ટ કૌશલ્યથી ઘડાઈ રમણીય સ્વરૂપ ધારણ કરી જગત સમક્ષ પ્રત્યક્ષ થાય છે જગત તેમાંથી આનંદ અને બોધ લે છે, અને આ મળતા આનંદ અને બોધના પ્રમાણમાં તે પુછે છે કે જીવનને ઉન્નત કરનાર આ વ્યક્તિ કોણ છે? તેનું માનસિક બંધારણ કેવા પ્રકારનું છે? તેનું બાહ્યાચરણ કેવી જાતનું હતું? તેના બાહ્યાંતર સ્વરૂપ ઉપર તેના લેખ કેવો પ્રકાશ પાડે છે? આમ લેખ ઉપરથી લેખક તરફ આપણે સ્વાભાવિક રીતેજ વળીએ છીએ, અને ધીમે ધીમે લેખકના જીવનની મુખ્ય રેખાઓથી તૃપ્ત ન થતાં આપણે તેની ઝીણામાં ઝીણી પ્રવૃત્તિઓમાં પણ રસ લઇએ છીએ.

મનુષ્યના વર્તનનો તદ્દન નજીવો લાગતો પ્રકાર પણ તેના આંતર જીવનના પ્રતિબિંબ રૂપ હોઈ શકે છે જગતમાં છેતરપીંડી લાંબા સમય સુધી ટકી શકતી નથી અને સાહિત્ય તો સચ્ચાઇ માગીજ લે છે. જીવનનો ખરો ખોટો રણકાર સાહિત્યમાં તુર્ત પકડાઇ આવે છે. મનુષ્ય દંભ કરે છે કે હૃદયના ખરા ઉમળકાથી લખે છે તે સમજવું બહુ દુર્ઘટ નથી અને તેથીજ મનુષ્યના જીવનની પરીક્ષા કરવામાં તેનું લખાણ ઘણું જ માર્ગદર્શક થઈ પડે છે. લખાણ સ્વાનુભવ, રસિક, છતાં તે લખાણની પાછળ તેનો લેખક પોતાના સત્ય સ્વરૂપમાં પ્રગટ થયા વિના રહી શકતો જ નથી.

આમ છતાં કવિઓના જીવનની સાહિત્ય ઉપરથી પરીક્ષા કરતાં ઘણા મનુષ્યો ઠોકરાઇ જાય છે. જન સમુહનો સામાન્ય મોટો વર્ગ પડેલે ચીલે ચાલનારો, સાહસ

કે નૂતન પ્રયોગો તરફ અશ્રદ્ધા અને અવિશ્વાસની નજરે જોનારો અને વારસામાં મળેલી માન્યતાઓને ચુસ્તપણે વળગી રહેનારો હોય છે ઉછળતા જીવનથી ધડકતી નાડીઓ વાળો કવિ સામાન્ય વર્ગથી વિલક્ષણજ હોય છે. તે નવિન માર્ગો ખોળી કહાડવામાં પ્રવૃત્ત રહે છે, સાહસિક પણે જીવનમાં નૂતન પ્રયોગો અજમાવે છે, આશા અને આસ્થાને તરંગે ઝોલાં ખાતો તે નિયમોની મર્યાદા વધારે વિશાળ બનાવે છે, તથા બંધારણોમાં વિશેષ સ્થિતિસ્થાપકતા ઉમેરે છે, અને કવચિત જગતને ઝંખવી નાખતો તે નિયમો અને બંધારણોને હસી કહાડી જરૂર પડયે તેમને તોડી પાડી કોઈ નવિન આશ્ચર્યજનક માર્ગ ગ્રહણ કરે છે. આથીજ કવિ એક સુધારક છે, તત્વજ્ઞ છે, અને ગુરૂ છે. તેને યથાર્થ રીતે ન સમજી શકવાથી તે અન્યાયનો ભોગ થઇ પડે છે. તેના કાર્યમાં ડાહ્યું જગત ઉદ્ધતપણું કે અમર્યાદા જુએ છે જગત સમક્ષ તેની પ્રતિષ્ઠા સચવાય તે અર્થે એના મિત્રો અને સંબંધીઓ તેના જીવનને કાતો અણુઘટતો ઓપ આપે છે અથવા તેના ઉપર ઢાંક પીછોડો કરવાનો પ્રયત્ન કરે છે. આથી એ પરિણામ આવવાનો ભય રહે છે કે તેના જીવન અને કવન વચ્ચેનો સંબંધ સમજાતો નથી. આમ કવિનું જીવન અને તેની કવિતા એ બન્નેને ખમવું પડે છે

કલાપિ સરખા ગુર્જર કવિનો વિચાર થતા ઉપર કહેલી વાત સહજ સ્ફુરી આવે છે આપણા સાહિત્યે હજી જીવનચરિત્રોના લખાણ તરફ નહિ જેવીજ પ્રવૃત્તિ કરી છે, અને આ સંબંધમાં પ્રાચીન કવિઓના જેવીજ અર્વાચીન કવિઓની સ્થિતિ છે. આપણે તેમના વિષે ઘણુ જ થોડું જાણીએ છીએ, અને જે જાણીએ છીએ તે એવું અધુરૂ, એકતરફી અથવા અસ્પષ્ટ હોય છે કે કવિ જીવનમા અને કલ્પિત વૃત્તાંતમાં બહુ તફાવત રહેતો નથી. અતિ પ્રાચીનતાને લીધે જેમ સત્ય કલ્પના મિશ્રિત થઇ જાય છે અને કદાચ પોતાના મૂળ સ્વરૂપથી ભિન્નપણે દેખાય છે તેમ અતિ આધુનિકતા પણ સત્યને પોતાના મૂળ સ્વરૂપમા પ્રગટ થવા દેતી નથી કલાપિનું જીવન એનુ જવલંત ઉદાહરણ છે. તેના અંગત પરિચયમા આવેલા તેના કોઇ પણ મિત્રે તેનુ વિશ્વાસપાત્ર જીવનચરિત્ર—સંક્ષિપ્ત કે વિસ્તૃત—ગુર્જર પ્રજા સમક્ષ બહાર આણ્યુ નથી. તેના સંબંધમા આવેલા અનેક મનુષ્યો પ્રમાણભૂત ગણાવાનો ડોળ કરી તેને વિષે મનગમતી વાતો ફેલાવે છે, અને એ વાતો ઉપર અભિપ્રાયો બંધાઇ કલાપિના જીવનની વિશુદ્ધિ કે અશુદ્ધિ ને માટે ન્યાય આપવામાં આવે છે. તેના અનેક પત્રો તેના હાથનાજ લખેલા, અનેક સંબંધ વગરના ગૃહસ્થોની માલિકીમાથી મળી આવે છે, અને તેનું છુપું વાચન અતિ વધારે પ્રમાણમાં થયે જાય છે. આ પત્રોમાંથી મળી આવતી અસંકલિત હકીકત, પત્રોદ્વારા તેણે મિત્રો સમક્ષ ઉઘાડેલા જીવનના ખંડ, જે તેના છપાયલા પુસ્તકોમાં તેના જીવનચરિત્રને બદલે છાપવામાં આવ્યા છે તે, તથા તેના જે મિત્રો પાસેથી આપણે સત્ય જીંદગી જાણવાની આશા રાખીએ તેમનું વિવિધ બ્હાના નીચેનું મૌન—આ સર્વ પ્રસંગો કલાપિના જીવનને કલ્પનાના દેશમાં હડસેલી દેવા માટે પૂરતા છે. આ સ્થિતિ તેના મિત્રો માટે શોભાસ્પદ નથી. મિત્રોની જવાબદારી આ સંબંધમાં ઘણી ભારે છે. કલાપિના જીવનમાં અગત્યનો ભાગ ભજવનાર પાત્રો હયાત છે, રાજકીય કારણો વચ્ચે નડે છે, ખાનગી જીવન

અને તેની કવિતાને કશો સંબંધ નથી, અથવા તે સંબંધ હોય તોપણ તે વાંચકોને જાણવાની જરૂર નથી, આ અને આવા આવા ઉડાવનારા જવાબો કલાપિ સરખા ગુજરાતનો સ્વિકાર પામેલા કવિના જીવન વૃત્તાંત સંબંધમાં હવે ચાલી શકશે નહિં. છતા તેના જે રહ્યાસહ્યા મિત્રો છે તે મૌન ધારણ કરવાની જીદ ચાલુ રાખશે તો ભક્ત કવિ દયારામના સંબધમા બન્યુ છે તેમ કલાપિના જીવન અને કવનને ભારે અન્યાય થશે એ ચોક્કસ છે

કેકારવ એ કલાપિનો સર્વોત્તમ લોકપ્રિય કાવ્ય ગ્રંથ છે. ગુજરાતના વર્તમાન કવિઓના કાવ્ય ગ્રંથોમા જો કોઇ પણ ગ્રંથ સર્વથી વિશેષ લોકપ્રિયતા પામ્યો હોય, સર્વથી વિશેષ વંચાતો હોય તો તે કેકારવ છે. ગુર્જર વાચક સમુહને તેણે મુગ્ધ બનાવ્યો છે તે કાંઇ આપણી મોટા ભાગની નવલકથાઓ તથા ભજવાતા નાટકોની માફક લોક રૂચિની ઉતરતી બાજુનું પોષણ કરીને, અથવા નૂતનતાના આકર્ષક ઝળકાટથી ઝંખવી દઇને નહિ, પરંતુ એક યથાર્થ કવિની માફક પોતાના અંતરાત્મામાથી ઉઠતા મધૂર નાદને વાણીદ્વારા વ્યક્ત કરી વાંચકના અંતરાત્માને કંપાવી તેમાંથી પણ તેવોજ મધૂર નાદ ઉપજાવીને તેણે સર્વને મુગ્ધ બનાવ્યા છે. પ્રેમ એ તેના કાવ્યનો મુખ્ય વિષય છે. મનુષ્યના જીવનક્રમને નવીન સ્વરૂપ અર્પતો આ સર્વવ્યાપી ભાવ જીવનની સર્વ સુંદર કલાઓને પોષે છે, અને જગતનાં મોટા ભાગનાં કાવ્યો ઉપર વ્યાપકતા ભોગવે છે. છત્રીસ વર્ષમાજ પોતાનુ જીવન સમેટી લેનાર આ કવિનાં કાવ્યોમા પ્રેમ એ સુત્રાત્મા રૂપે રહેલો છે

"છે ઇશ્ક ના તો શું ખુદા ! આલમ કરી ત્હોયે ભલે !
છે ઇશ્ક ના તો શુ જહાં ! એને ખુદાએ શુ કરે ?"

આવી પ્રેમની અતિ તિવ્ર ભાવનાથી માંડીને

"સુખાભિલ્પામા કે, અવર સઘળુ ભાન વીસરી
ભરી તેથી લેને તુજ જીગર પુરૂ છલકતું.
પછી તેને કહેજે પ્રણય, પ્રભુ, હૈયુ, સુખ અને
કહેજે ઇચ્છે તે, અગર મુખમાં જે ચડી ગયુ.

આવું ગભીર તત્વજ્ઞાન બતાવતા ચિંતન વચ્ચેની સર્વ લાગણીઓ કલાપિનાં કાવ્યોમાં મળી આવે છે. આ લાગણીઓની વિસ્તૃત પરંપરા તે કોઇ પગ્લક્ષિ મીમાંસક કે વિવેચકના શાસ્ત્રીય અભ્યાસનુ પરિણામ નથી, પરંતુ એ સર્વ લાગણીઓનો અનુભવ કરતા અને તે અનુભવના દુ:ખોમાજ મગ્ન રહેતા આત્મલક્ષિ કવિના ઉદગાર છે. આ પરિસ્થિતિ તેના ઉદગારોને અત્યંત સચોટ બનાવે છે. આપણે એ ઉદ્ગારોની સચ્ચાઇ ઓળખી શકીએ છીએ, અને તેથી તેમના તરફ આપણે વારવાર આકર્ષાયા કરીએ છીએ.

પ્રેમનો સ્થાયી ભાવ શૃંગાર રસને ઉત્પન્ન કરે છે. તેની કવિતાનો પ્રધાન રસ શૃંગાર છે. તેના જીવન પ્રસંગે શૃંગારને વિપ્રલંભમા વાળ્યો, અને જોકે સંભોગ શૃંગારની અત્યંત મોહક પરંતુ આછી છાંટ તેના કાવ્યોમાંથી જડી આવે છે અને

" એ શો થયો નયનમાં ચમકાર જુદો ?
ભોળા, અજાણ ઉર ત્યાં સરકી પડયા શાં ?
મીઠા લલાટ થકી ચુંબન એ સર્યું ને
મીઠા કપોળ ઉપરે સરકી પડયુ હા.
ન્હાના ગુલાબ પર નાજુક ટીલડી શુ
ચોટી રહ્યુ થરથરી તંહી સ્નિગ્ધ એ તો
મુર્છાઇ કોઇ ખુશબો ચૂસતા ફુલે કો
ક્યાં એ ન ભ્રમ વધુ મત્ત હશે બનેલો ,,

તથા

" મને વ્હાલી લાગી, પ્રથમ મળતા હુ તુજ થયો
હસ્યુ ત્હારૂ મ્હોને, તુજ સ્મીત મહીં હુ મળી રહ્યો
તને ભેટું એવી હૃદય મમ ઇચ્છા કરી રહ્યુ,
વળી ત્હારા નેત્રો અનુકુળ દીઠાં ને ચળી ગ"

તેમજ

" કરતું કંઇએ, કરતુ કઇએ
વધુ તેથી બને મધુ શું કહીએ ?
તુજ કાર્ય સહુ દીલ નિત્ય સ્મરે
વધુ નિર્મલ શું ઉર પૂજી શકે ?
. .. .   .. .. .. . ...
કઇ બોલ, અને દીલ ઇચ્છતુ કે
કઇ બોલ તું બોલ સદાજ પ્રીયે,
તુજ વાણી સદા સૂણતોજ રહુ,
ઝરતા ફુલ એ વીણતોજ રહુ

એવા એવા ઉત્તમ કાવ્ય ખરો તેણે આપ્યા છતા તેનાં કાવ્યોના મોટા ભાગમા વિપ્રલંભ શૃંગાર રહેલો છે. પોતાના સંજોગો—પોતાના ભાવી સાથે પ્રબળ યુદ્ધ કરવાનુજ કલાપિના જીવનમા લખાયલું હોય તેમ આ વિપ્રલંભ શૃંગાર અતિ કરૂણ વિપ્રલંભ બને છે, અને તેની ચિંતા, સ્મૃતિ, પ્રલાપ, ઉન્માદ વગેરે દશાઓના આબેહુબ કથનને લીધે વર્તમાન ગુજરાતની કોઇ પણ કવિતા કરતા વધારે હૃદયદ્રાવક બને છે.

ગુજરાતી કવિતાએ નવીન યુગમા એક પ્રણાલિકાનુ બંધન છોડી દીધુ છે ને તેથી તેના વિકાસનો માર્ગ એક રીતે સુલભ થયો છે. આપણા પ્રાચીન કવિઓના હૃદય ભાવો અમુક સ્વિકાર પામેલા પાત્રોદ્વારાજ વ્યક્ત થઇ શકતા પુરાણની આખ્યાયિકાઓનો આશ્રય લેઇ કવિતાઓ રચાતી, એટલે નાયક નાયિકા તેમાંથીજ લેવાતાં આત્મલક્ષિ કાવ્યોમાં મુખ્યત્વે શૃંગાર રસ આવે છે. તે રસના આલંબન વિભાવ

તરીકે રાધા કૃષ્ણ નરસિંહ મહેતાના સમયથી સ્થપાઇ ગયેલા હતાં, અને દયારામ સુધી તે માન્ય રહ્યાં. માત્ર શાંત રસનાં ભક્તિ વૈરાગ્યમય કાવ્યોમાંજ કવિ સાક્ષાત પોતાનીજ લાગણીઓ છે એમ ખુલ્લે ખુલ્લું દર્શાવી શકતો. સાહિત્યમાં અનેક પ્રકારના પ્રયોગો આદરનાર કવિ નર્મદના સમયથી આ બંધન દૂર થયું, અને કવિ પોતાનાજ હૃદય ભાવો પોતાના તરીકે જાહેર કરી શકે એવો તેનો હક્ક સ્વિકારાયો. આ ઉપભોગ આપણા વર્તમાન કવિઓ કરતા આવ્યા છે. અને સ્વાનુભવ રસિક અથવા આત્મ લક્ષિ અને પરલક્ષિ કવિતાના વિભાગને અવકાશ આપ્યો છે. કલાપિએ આ લાભનો ઉપભોગ અત્યંત કુશળતાથી કરી, પોતાના આત્મલક્ષિ આંતરાવલોકનનો યથેચ્છ વિસ્તાર કરી પોતાની કવિતામાં નવીન રસ ઉમેર્યો છે. માનવ જીવનના પ્રસંગો, લાગણીઓ અનુભવો વગેરેમાં અતિશય સામ્ય રહેલું હોય છે. કવિ તેવા પ્રસંગોને સહજ પરખી જાય છે, લાગણીઓ તેના હૃદયને બહુ ત્વરાથી અને ઉંડાણમાંથી હલાવી નાખે છે, અને અનુભવોને પોતાની પ્રતિભાના બલે અતિ જીવત અને સ્થાયી કરી દે છે સામાન્ય મનુષ્ય કરતાં કવિની આટલી વિશિષ્ટતા. પોતાની લાગણીઓ અને અનુભવોને અત્યત સાંદર્ય ધારણ કરી કવિની વાણીમાં ઉતરેલાં જોતાં સર્વ મનુષ્યો તે વાણી સાભળવા ઉભાં રહે છે, અને તેની સાથે સંવાદમાં આવી જઈ પોતાની મૂળ લાગણીઓને વધારે ઉંડાણથી ઉશ્કેરી, પોતાના અનુભવોમાં કવિએ દર્શાવેલી અલૌકિકતા નીહાળી પોતાના હૃદયને વધારે વિકસિત કરે છે. કવિતા જનસમાજનું પ્રતિબિંબ આ રીતે બની રહે છે કલાપિએ જન હૃદયના ભાવોનાં પાડેલાં પ્રતિબિંબમાં સત્ય અને સૌન્દર્ય ઘણુ રહેલું છે. અને તેમાંજ તેની સર્વ પ્રિયતા સમાયલી છે.

તેની શૃંગાર રસની કવિતાને આપણે ગઝલો, ન્હાનાં કાવ્યો, જે માત્ર એક ભાવને સ્ફુટ કરે છે તે, અને કેટલાંક મ્હોટાં કાવ્યો, જેમાં કાંઈ વસ્તુ રહેલ હોઈ પ્રસગોના રસની સાથે ભાવનાં વહનને મેળવી દે છે તે, એ પ્રમાણે આપણે વિવેચનની અનુકૂળતા ખાતર વહેંચી શકીશું.

ગઝલ એ આપણી નવીન કવિતાની પ્રાપ્તિ છે. ગુર્જર કાવ્ય સાહિત્યની ઉન્નતિમાં મહત્વનો ભાગ ભજવવાની શકયતા ધરાવતો પ્રેમ કવિતાનો આ સ્વાનુભવ રસિક પ્રકાર ફારસી સુફી કવિઓદ્વારા જન્મ પામી મુસલમાનોની સાથે હિંદમા આવ્યો અને ફારસી તથા હિંદીના સમિશ્રણ રૂપ બનેલી ઉર્દુભાષામાં સ્થાન પામી અતિ લોકપ્રિય થઇ તે હિંદીમાં પણ ઉતર્યો. હિંદુસ્તાનની બીજી પ્રાકૃત ભાષાઓ એ ગઝલને આવકાર આપ્યો હોય એમ જણાતું નથી. ગુજરાતી કવિતાએ નવીન યુગમાં ગઝલ તરફ સહજ દૃષ્ટિ દોડાવી, અને ફારસી કે ઉર્દુ અભ્યાસથી ગઝલની ખરી ખૂબીનું પાન કરનાર બાળાશંકરે તેના અતરસ્વરૂપ તથા બાહ્ય સ્વરૂપને ગુજરાતી ભાષામાં ઉતારવાનો કરેલો પ્રયોગ ગુર્જર પ્રજાને ગમ્યો, મણીલાલ નભુભાઇએ એ પ્રયોગમા સહાય કરી ગઝલનો સ્વિકાર કરાવ્યો, અને તેમાં કલાપિની પુષ્ટિ મળતાં ગઝલે ઘણુ જોર પકડયુ. તથા કવિતાના પ્રદેશમાં ચીરસ્થાયી સ્થાન પ્રાપ્ત કર્યું હોય એમ આપણને લાગે છે ગુજરાતી ગઝલના સાહિત્યમાં ઉપરનાં ત્રણ નામ અમર રહેશે.

ગઝલનો મૂળ અર્થ તો પ્રેમ કવિતા થાય છે, પરંતુ જેમ શબ્દોના ઇતિહાસમાં બને છે તેમ ગઝલમાં પ્રેમ કવિતાનો અમુક પ્રકાર એવો વિશિષ્ટ અર્થ દાખલ થવા માંડયો. તેની છંદોબદ્ધતા નક્કી થઈ, અને તેમાં કયા કયા ભાવનું વહન થાય એ પણ નક્કી થયું.

અરબસ્તાનના રેતાળ મુલકમા ઉત્પન્ન થઇ વીજળીના વેગ અને બળથી જગતના મોટા ભાગ ઉપર ફેલાવા માંડેલા ઇસ્લામી ધર્મે પ્રાચીન સંસ્કૃતિનો ઉચ્ચ વારસો પામેલા ઇરાન દેશને પોતાનામા સમાવી તો લીધો, પરંતુ જેમ કેટલીક વખત વિજેતા વિજય પ્રાપ્ત કર્યા છતા પરાજયની સ્થિતિ ભોગવે છે તે પ્રમાણે આ ઇસ્લામી ધર્મે કલ્પનાશીલ ઇરાનીઓને જીત્યા છતાં જીતાયલા લોકો પાસેથી ઘણા નવીન સંસ્કારો પ્રાપ્ત કર્યા, અને એ નવિન સંસ્કારોને પરિણામે ઇસ્લામ ધર્મમાં સુફીવાદ ઉત્પન્ન થઇ સર્વત્ર સત્કાર પામ્યો યાહુદી ધર્મની સખ્ત રેખાઓમાંથી ઇસ્લામનું મૂળ ચડતર ઘડાયુ હતું. પરંતુ સુફીવાદે તેમાં ચિંતનનુ તત્ત્વ ઉમેર્યું

સુફી ચિંતન આપણા વેદાંતને અનુસરતું છે, અને ઐતિહાસિક રીતે પણ વેદાંત તેના એક મૂળ કારણ તરીકે મનાય છે. સર્વત્ર વ્યાપી રહેલા બ્રહ્મમાં પોતાનુ અહ ગાળી નાખી બ્રહ્મના નિરાવધિ અહની ઉપલબ્ધિ કરવી એ સુફીવાદનુ લક્ષ્ય છે વેદાંતનું अहं ब्रह्मास्मि એ પ્રખ્યાત સુફી તત્ત્વજ્ઞ મનસૂરે ઉચ્ચારેલા 'અનલ હક' ના શબ્દશ સંસ્કૃત તરજુમા તરીકે આપણે મુકી શકીશું. પરંતુ આ ધ્યેયની સિદ્ધિનો જે માર્ગ સુફીવાદે લીધો છે તે આપણા ભક્તિ પ્રધાન વૈષ્ણવ પંથોને મળતો આવે છે. વેદાંત એ વિચારનુ મહાસમર્થ ઉડ્ડયન છે. લાગણીઓ તથા વિચારોને દૃઢ સંયમમા રાખી મનની શાંતિ, નિર્વિકાર સ્થિતિ સાધ્ય કરવી એ તેનો આશય છે. ભક્તિમાર્ગ લાગણી તથા વિચારનુ આવું ક્રૂર સંયમન ન કરતાં લાગણીઓને સર્વોત્તમ સૌન્દર્યની ભાવનાનો આશ્રય આપી તે તરફ આકર્ષવા દે છે, અને આ આકર્ષણની તિવ્રતાની પરાકાષ્ટામાં પોતાનો આશય સિદ્ધ થએલો માને છે. જનહૃદયની લાગણીઓને અતિશય તંગ અવસ્થામા મુકનાર સ્ત્રી પુરૂષનું પ્રેમને નામે ઓળખાતું જાતીય આકર્ષણ મનને અન્ય સર્વ આકર્ષણો કરતા વધારે એકાગ્ર બનાવે છે. એ વસ્તુ સ્થિતિ ઉપર ભક્તિમાર્ગ રચાયો, અને પરમતત્વ તથા મનુષ્ય વચ્ચેના સંબંધમાં મનુષ્ય મનુષ્ય વચ્ચેના આ અનિવાર્ય સંબધનો આરોપ થયો સતિની ભાવનાને ખીલવી તેને સાક્ષાત આચારમા ઉતારનાર હિંદુસ્તાનના ભક્ત હૃદયે ઇશ્વરમાં પતિભાવનાનુ આરોપણ કર્યું અને રાધાકૃષ્ણના પ્રેમમા લાગણીઓનો સર્વોત્તમ વિકાસ માની તે પ્રસંગની પાછળ એક અદ્ભૂત પ્રેમ સાહિત્ય ઉત્પન્ન કર્યું બુલબુલોના ગીત, દ્રાક્ષનાં મંડપ અને ગુલાબોની વાડીઓમાં ઉછરતા મોજી ઇરાનીના હૃદયે પ્રિયતમા તરફના પ્રેમને વધારે તિવ્ર ગણ્યો, અને પ્રભુને સમનની ભાવનામાં વધારે નજીક આવતો નિહાળ્યો. આપણા ભક્તિ માર્ગ અને ફારસીઓના સુફીવાદમાં આ તફાવત છે આમ સુફીવાદને વેદાંત અને ભક્તિના સંયોગીકરણ રૂપે લેખી શકાય

અમુક ભાવનાની સાથે તેની કલ્પના સૃષ્ટિ ઉદય પામે છે, તેને અનુકૂળ વિચારની મૂર્તિઓ ઘડાય છે, તેને વાણીમા ઉતારવા ભાષા ચોક્કસ સ્વરૂપ લે છે, અને

આમ કેટલાક શબ્દો અને સંકેતો તે ભાવનાનાજ સુચક બની જાય છે. ગોપ, ગોપિકા, વૃંદાવન, યમુના, અને વાસળી એ કૃષ્ણની સાથે એના જોડાઈ ગએલાં છે કે તેમાંથી એકનો પણ ઉચ્ચાર થતા એ અદ્ભૂત બાળકની આસપાસ વીંટાયલા મનોહર પરિવેષ્ટનનો આખો પ્રદેશ આપણી દૃષ્ટિ આગળ ખડો થાય છે આજ પ્રમાણે સુફીવાના અંગભૂત બની ગએલા, ઇરાનનીજ આબોહવામાં ઘડાયલા, અને તેની સામાજીક સ્થિતિ ઉપરથી ઉપાડી લેવામા આવેલા દૃશ્યો સુફી કવિતાનું યથાર્થ રહસ્ય સમજવા માટે જરૂરના છે દ્રાક્ષથી ફળ્યાફુલ્યા રહેતા તે દેશમાં સ્વાભાવિક રીતે દ્રાક્ષાસવ શરાબ અતિ પ્રિય હોવાથી તેણે કવિતામા સ્થાન મેળવ્યુ, અને તેને અંગે શરાબખાના–પયખાના, સાકીને નામે ઓળખાતા શરાબ આપનાર સુંદર બાલકો, તથા શરાબ ભરવાનુ જામ, એ સર્વ સુફી કવિતામાં અનિવાર્ય થઇ પડયા. આપણા સસ્કૃત સાહિત્યકારોની કલ્પના ઉપર કમળનુ પુષ્પ સામ્રાજ્ય પ્રાપ્ત કરીને બેઠેલુ છે. શરીરના અવયવમા તેઓ કમળની સુદરતા જુએ છે આપણી દેવકથાઓમાં લક્ષ્મિ, બ્રહ્મા વગેરેની ઉત્પત્તિના સ્થાનરૂપ કે આસનરૂપ કમળ મનાયુ છે અને તત્વ જ્ઞાનના કઠીન પ્રદેશમાં પણ તેણે પ્રવેશ કરી સહસ્ત્ર દલપદ્મને નામે પરબ્રહ્મના આસનરૂપ હોવાની મહત્તા પ્રાપ્ત કરી છે સુફી કવિઓનુ આવુંજ પ્રિય પુષ્પ તે ગુલ જેને આપણે ગુલાબ કહીએ છીએ તે છે તેઓની કલ્પના ગુલાબમય બની ગયેલી હોવાથી તેઓ વારવાર આપણને તેમના બાગ અને ચમનમા લઇ જઇ ગુલાબના માધુર્યનું અવલોકન કરાવે છે, અને ગુલાબ ઉપર મોહીત થઇ પડેલા બુલબુલ પક્ષિનુ ગાન સભળાવી આપણને બાહ્ય સૌંદર્યની સૃષ્ટિમા લઇ જાય છે સુંદર સાકીના હાથે ભરેલા દ્રાક્ષના મીઠા શરબતનો જામ પી તેના આછા નશામા બાગ બગીચાઓના રમણીય સ્થાનોમા ફરતા ગુલાબ સાથે રમતા અને બુલબુલનાં ગીત સાંભળી ડોલતા મસ્ત ઇરાનીને સનમ પ્રિયતમ સિવાય કોના સ્વપ્ન આવે? સનમની જુદાઇ અકારી અસહ્ય થઇ પડે છે, સનમના વસ્લની–પ્રિયતમાના મીલનની ઇચ્છા ભયકર તિવ્રતા ધારણ કરે છે, હૃદય ઘેલછાના કિનારા ઉપર આવી ઉભુ રહે છે, ઘેલું, દીવાનુ પણ બની જાય છે આના કરતા પ્રેમની લાગણી વધારે તિવ્ર કરવા સાધન ન હોવાથી આ પાર્થિવ પ્રેમ–ઇશ્કે મજાઝી એ દિવ્ય, પ્રભુ પ્રત્યેના પ્રેમ–ઇશ્કે હકીકીના સકેતરૂપ બની જાય છે, આ સઘળા પાર્થિવ સાધનોનો પણ સકેત તરીકે સ્વિકાર થઇ તે માન્યતાના ઓથા નીચે પ્રેમની સર્વ ચેષ્ટા, પ્રેમના સર્વ ઉપચાર અને પ્રેમના સર્વ ઉદગારને અત્યત સ્વાતંત્ર્ય મળે છે અને આ સ્વાતંત્ર્યનો અતિ યોગ થતા આપણા કહાન ગોપીના કેટલાક ગીતોની માફક મા સફી ગઝલો પણ અમર્યાદ (Bacchanalian) વિલાસી સ્વરૂપ ધારણ કરે છે

આપણા પ્રેમભક્તિના કાવ્યોને આધ્યાત્મિક અર્થમા ઘટાવવાનો પ્રયત્ન કવચિત થતો જોવામા આવે છે કૃષ્ણ તે પરબ્રહ્મ, ગોપિકા તે ઇદ્રિય, વાસળી તે અનાહત નાદ આવી આવી ઘટનાઓ ઘડી તે નીચે અમર્યાદ કાવ્યે બચાવ કરવાના પ્રયત્નો થએલા છે આ પદ્ધતિ સર્વમાન્ય નથી. પરતુ સુફી મત પ્રમાણે તો આવી સર્વ કલ્પનાનો આધ્યાત્મિક અર્થ નક્કી થઇજ ગયેલો મનાય છે. સનમ–માશુક તે પ્રભુ, શરાબ તે ભક્તિરસ, શરાબ પાનાર સાકી તે ગુરૂ, આવા આવા સકેતોનો સ્વિકાર છુટથી કરવામા આવે છે.

આ ગઝલ તેના સુફી સંકેતો સાથે આપણા ગુજરાતમા દાખલ થઇ છે. મનની અતિ વ્યગ્ર સ્થિતિ, નિરાશા, નિરાશાને અને ઉપજતા નિર્વેદ વગેરે ભાવોને સ્ફુટ કરવામા ગઝલનુ પ્રબંધ, અતિ નિયમબદ્ધ નહિ એવુ સ્વરૂપ ઘણુ અનુકૂળ પડે એવુ છે. કલાપિનુ માનસિક બંધારણ આવી વૃત્તિઓ ઉપરજ રચાયલુ હોવાથી તેની કવિતાએ ગઝલનો ઘણો આશ્રય લીધો છે અને કેટલીક અત્યંત સુંદર ગઝલો તેણે ગુર્જર સાહિત્યમા ઉમેરી છે.

તેની લગભગ પચાસેક ગઝલોમાંની સઘળીજ ઉંચા પ્રકારની છે એમ કહી શકાય નહિ. તેની શરૂઆતની ગઝલોમાં વિચારની સ્પષ્ટતા નથી, ગઝલના માપમા ભૂલ આવે છે, શબ્દોની પસંદગીમા મીઠાશનો અભાવ રહે છે અને વિચારની અસંબદ્ધ સંકલનાને લીધે ધારી અસર થઇ શકતી નથી

"તું લુંડીની નથી પરવા "
"લાડુ લાકડાનો સ્નેહ પ્રેમી પહાડ પ્હાળો છે!"
"થયો હુ હોલો! તે હોલી' થયો હું તે' થઇ તે હુ!
"પછી રતી નાવ ઝીક્યુ મ્હેં કપાળે હાથ દઇ દરીયે"
"અભાવે મોતને જીવું, વણુજ આ વેઠની મ્હારે"

વગેરે જેવા કવિતાને અનુચિત, કર્ણકટુ પદ જોવામા આવે છે. વળી

"હવે દરખ્ત પર ચહડવું, બુલબુલ મ્હારૂ ઢુંઢું હુ"
"કંટક કાપી નાખી દે, ભ્રમર છાતીથી ચાપી લે"
"જે જેનુ ન તે તેનુ, પ્રેમી પ્રેમી જુઠાના"

જેવા માપની ચુકવાળા ચરણો દૃષ્ટિએ પડે છે.

કવિતામા વિચાર અને કલ્પનાની સ્વતંત્રતા સ્વિકારવામા આવે છે, પરંતુ વિચારની અસ્પષ્ટતા કે કલ્પનાની ગુંચવણ અસહ્ય થઇ પડે છે ગઝલ સ્વભાવત. આવા દોષોનો જલદી ભોગ થઇ પડે છે મનની મસ્ત, બે દરકાર સ્થિતિના પ્રગટ થતા ઉદગારોની તે સુલભ વાહક હોવાથી ખરી લાગણીમા જેનો જન્મ નથી એવા ઉપરચોટીયા, કૃત્રિમ રીતે ઉપજાવેલા મસ્ત લાગતા ઉદગારોને તે પોતાની દ્વારા વ્યક્ત થવા લલચાવી હાસ્યજનક કે ત્રાસજનક પરિણામો ઉત્પન્ન કરે છે, તેનુ 'એક પ્રેમ' નામનુ કાવ્ય સારૂ ઉદાહરણ આપે છે

"હકીમ કે તબીબની તલબ નથી મને
નફસની પરવા નથી, ન ઇશ્કની મને"

ઇત્યાદિ પરવા નગરનો અમુક સંજોગોને લઇને બની ગયેલો કાવ.

"માશુક નથી મીસ્કીન છુ, જહાગીર છુ મને"

તથા

"પરિવાર મ્હારો હુજ છુ, મસ્તાન છું મને,
"અઝાર હુ આજે ફરૂ, ગુલતાન છું મને"

એ ઉદ્ગારાથી શું કહેવા માગે છે તે સમજી શકાતુ નથી દ્વૈત પ્રેમથી તૃપ્તિ ન થતા અદ્વૈત પ્રેમની સિદ્ધિ કરી એ આ કાવ્યનો મુખ્ય વિચાર છે, તેમા ઉપરનાં ઉદગારો કેવી રીતે મદદ આપે છે, તેને કેવી રીતે પુષ્ટિ આપે છે તે સમજાય એવું નથી આવી સ્થિતિ 'ફકીરી હાલ,' 'મારો ખજાનો' 'અતિ દીર્ઘ આશા' વગેરે કાવ્યોની છે

ફરી ફરી ફારસી ઉર્દૂ શબ્દોના અતિ પ્રયોગ તરફ તે ઢળી જાય છે. સુદર ફારસી ગુજરાતીમા દાખલ થાય એ ઇચ્છવાયોગ્ય છે અને ગુજરાતી ભાષાની Genius નો વિચાર કરી મર્યાદામા રહી આ પ્રયોગ થાય તો તેમા કાઇ હાની નથી. પરંતુ પગર જરૂરે અત્યંત અપરિચિત શબ્દો વાપરવાનીજ ખાતર વાપરવા એ ભૂલ છે અને એવી ભૂલમા આપણા અનેક કાગળ લખનારાઓ પડયા છે એ આપણી ગઝલોનો બહાર પડેલો જથ્થો જોતા તરત સમજી શકાય એમ છે સારા ગઝલ લેખકોની શૈલીથી મોહ પામી, ફારસી શબ્દોમા રહેલી મીઠાશથી લલચાઇ ગઝલ લખવાને પ્રેરાતા લેખકો સનમ, સાકી, ઇશ્ક, શરાબ વગેરેમા સમાયલી રૂઢ ભાવનાઓનો ઉલ્લેખ કરી ફારસી શબ્દોનુ લશ્કર વાચનાર ઉપર છોડી દે છે ગઝલને વાચનારની શી સ્થિતિ થતી હશે તે સહજ સમજાય એમ છે

કલાપિ પણ કવચિત આ માર્ગે દોરાય છે તેનુ 'બેકદરદાની' નામનુ કાવ્ય જોવાથી આનો ખ્યાલ આવી શકશે

"જુદી લયાકતને નમી, કુરનાશ હઝરો મેં કરી
તાઝીમ ન માશુકે લીધી, મહોતાજ હુ તે કયા બન્યા
સુખન મહોબતના કહ્યા, તે ઝીદ મહબૂબે ગણી,
તકદીર રે! બરબાદ કીધી, યારીનો એ ગુફ્તગો
નઝર દીલમે આ કર્યું તેનેય બસ રીશ્વત ગણી
ફરમાન રૂખસદનુ મળ્યુ, હુ ત્હોય કાં ઉભો રહ્યો
અફસોસ છે જુલ્મી તણા, ઇકબાલના કૈં રોશની
નહિ તો અહો નાહક રીસાદે હુ ફસાઇ કાં પડયો
મેં કંઇજ શકા ના કરી, યા કઇ તસલ્લીના થઇ
મળી માહીતી મુજને હવે બાતલ જહાથી હુ થયો
ત્યા શુ કર્યું, ત્યા શુ થયુ, તેનુ ન ભાન કશુ રહ્યું,
ત્યાથી શાતાબી નીકાળી ગાફીલ હુ ગાંડો થયો.

વળી એજ પ્રમાણે 'માફી' નામના કાવ્યમાં,

"ત્હારા તુફૈલે હુર અય નમીયત મળી આજે મને"

* * *

"રે લઝ્ઝ કહેવા ઇશ્કના મ્હારી ? ક અ કે મજા!"

તથા 'ખતા નહિં' જાતી' માં

> લાખો સનમ, તુજ ફરફતા પલ પલ ખોસા કાજ
> આ બે વુસુ પણ શીકળના ધરી તને જાતી.
> કિસ્મત જામે શરાબનું ભરી શાહી ત્યાં મેજ
> કે ચિલ્વનો માશુકની ચોરી નહિ જાતી."

તેની કેટલીક ગઝલો ઉંડા ભાવની ખામીને લીધે માત્ર Conventional અને Stereotyped-સ્વિકારાયલી રૂઢીના માત્ર આબેહુબ નમુના રૂપ બની જાય છે કવિતા જ્યાં પોતાનો આત્મા તથા આકાર રૂઢીનેજ તાબે કરી દે છે ત્યાં તે કવિતા મટી જાય છે અને માત્ર કવિતાના ખોખા તરીકેજ દર્શન દે છે મનુષ્યના વ્યક્તિત્વનો લોપ કરી નાખતી કોઇ પણ રૂઢી તાજ્ય છે, અને તેજ હકનો કવિતાના પ્રદેશમા પણ કવિએ લાભ લેવાનો છે. જેમ સ્વતત્રતામાથી નિરકુશપણામા લપસી જવાનો ભય રહે છે તેમ પરપરા પ્રાપ્ત કાવ્ય સાધનોનો ઉપયોગ કરવામા નિર્જીવ અનુકરણમા ઉતરી પડવાનો ભય રહે છે મહા કવિઓ પણ કેટલીક વખત આ દોષથી મુક્ત રહી શકયા નથી, અને કોઇ પણ સમયના ચાલુ સાહિત્યનો મોટો ભાગ તે તે સમયની સમર્થ વ્યક્તિઓએ પોતાને માટે દોરી કહાડેલા માર્ગોમાજ રૂધાઇ રહે છે, અને તાત્કાલિક જીવન ભોગવી સદાય લુપ્ત થઇ જાય છે. કવિતામા વિષય અને વિચારનુ સામ્ય હોવા છતાં કવિની કલ્પનાનો સ્પર્શમણી અડકતાં તેનો તેજ વિષય અને વિચાર અનુપમ સૌન્દર્ય ધારણ કરે છે, અને સામાન્યતની મર્યાદામાંથી બહાર નીકળી જાય છે. કવિ એ અદ્ભુત વ્યક્તિતત્વવાળો આત્મા છે, અને તેના આત્માની છાપ તેની સર્વ કૃતિઓ ઉપર પડી તે કૃતિઓમા નવિનતા પુરી તે નવીનતાને ચીરજીવી બનાવે છે એક કવિ જેમ સામાન્ય સપાટીથી જુદો તરી આવે છે તેમ તે અન્ય કવિથી પણ જુદો પડી જઇ તરત ઓળખાઇ આવે છે. બન્ને કવિની કૃતિમા વ્યાખ્યા ન થઇ શકે એવું, કાંઇ અનુપમ, અવર્ણનીય પરતુ પારખી શકાય એવા તત્વો રહેલા હોય છે, અને તેથીજ એકજ વિષય અને એકજ વિચાર હોવા છતા બન્ને કૃતિ સુંદર પણ પૃથક લાગે છે. મનુષ્યોનાં અગ સરખાંજ હોય છે, પરતુ લાવણ્યવાન મનુષ્યની સૌદર્ય છટામાં તેને સામાન્ય મનુષ્યથી જુદો પાડી નાખતું કોઇ એવું ઓળખાઇ આવતું પરતુ વર્ણી ન શકાય એવું તત્વ રહેલું હોય છે, કે જે તેને અન્ય સૌન્દર્યવાન મનુષ્યોથી પણ છુટો પાડી દે છે. આ પ્રમાણે એકનો એક પ્રસગ અને એકની એક લાગણી હોવા છતાં સામાન્ય પ્રતિની કહેવાતી કવિતા કોઇ યથાર્થ કવિની કળામાં ઘડાયલી કવિતા, અને તેવાજ કોઇ અન્ય કવિના વ્યક્તિત્વની છાપથી વિભુષિત થએલી કવિતા પરસ્પરથી જુદી પડી ઓળખાઇ આવે છે, તેજ પ્રમાણે કવિઓની ઉત્તમ કૃતિ તથા સામાન્ય અનુકરણની કક્ષા ઉપર આવતી કૃતિઓ ઓળખી કહાડવામાં બહુ મુશ્કેલી પડતી નથી

આવા પ્રકારની Stereotyped ગઝલોમા કલાપિનાં 'હદ' 'ત્હારી બેહયાઇ', 'ફરીયાદ શાની છે' 'બે પરવાઇ' વગેરે કાવ્યો આપણે મુકી શકીશું તે કાવ્યોનુ

વિશેષ વિવેચન અત્રે શક્ય નથી. તેમના વાચનથીજ જણાઇ આવશે કે તેની રચનામાં કાતો પ્રયત્ન કે કાતો સુસ્તીની નિશાનીઓ જણાય છે, નૈસર્ગિકપણાનો ભાસ દેખાતો નથી, લાગણીઓ ઉછળતી દેખાડવા પ્રયત્ન થયો છે, પરંતુ તેમની નીચે વહન કરતી મંદતા તેમનું કૃત્રિમપણું બતાવી આપે છે, અને રસ શોથીલતાની અચુક નિશાનીરૂપ

" હમાને ના તમા ત્હારી, હમો ના નાતમા ત્હારી "

જેવી આદર્શ, દલપત સંપ્રદાયના સંભારણા જેવી, શબ્દ રમતો નજરે પડે છે

કલાપિ પોતાના એક પત્રમાં જણાવે છે કે તેના જીવનમાં કલા નથી, લાગણીઓજ નાચી રહી. તેના કલાવિધાન સંબંધી સામાન્ય મત પણ એવો છે કે તે માત્ર લાગણીઓજ કવિતામાં ઉતારી શકે છે, પરંતુ કવિતા તો એક કલા પણ છે કલાપિ કલા વિધાયક તરીકે કટલે અંશે સફળ થયો છે એ પ્રશ્ન આ સ્થળે ચર્ચવાની જરૂર નથી એટલું તો ખરૂંજ કે તેણે શબ્દ ચાલાકીમાં ઉસ્તાદી મેળવી નથી, લાગણીઓના પ્રવાહમાં ખેંચાઇ તે પોતાના ઉદ્ગારો ઉપર સ્વભાવપૂર્વક ઓપ ચઢાવવા રોકાતો નથી, અને પોતાની વાક્ય રચના ઉપર પહેલ કે પાસા પાડવાની દરકાર રાખતો નથી. પરંતુ આ બેદરકારીને લીધે તેની કેટલીક સુંદર ગઝલોમાં ખામીનો પ્રવેશ થાય છે શબ્દ સૌન્દર્ય કે અર્થ સૌન્દર્યમાં નિમગ્ન થતા જતા વાચકને ખટકો કે આચકો ન લાગે એવી રીતે કવિતાના છેવટના શબ્દ સુધી સૌન્દર્ય પ્રવાહનું સતત્ વહન થયા કરે એમાં કલાવિધાનનો વિજય છે ન્હાનાલાલના કેટલાક કાવ્ય કલાવિધાનના ઉત્તમ નમુનારૂપ છે પરંતુ કલાપિની કેટલીક ગઝલોની ઉત્તમ અસર તેમાં રહેલી ન્હાની ખામીને લીધે ઓછી થઇ જાય છે, અને ઉત્તમ પંક્તિઓને પડછે આવવાથી તે વધારે ઉપસી આવેલી જણાય છે

'દગો' એ નામની ગઝલનો હૃદયદ્રાવક ઉપાડ,

" કફન વીણ લાશ વેરાને દીવાનાની પડી ફીલબર,
ખફા તેની ઉપર થાતા અરે તુજ હાથ શું આવ્યું ?

વિગેરે પંક્તિઓથી થઇ

કદમ તુજ ચાસવા ગભરૂ પડયો તો પેગમાં ત્હારા
જફામાં ફેંકતા ત્હેને અરે તુજ હાથ શું આવ્યું ?

જેવાં ભાવવાહી અને શબ્દ લાલિત્યથી ભરેલી કડીઓમાં કાયમ રહે છે, અને શરૂઆતથી આઠ કડી સુધી કવિત્વમય વાતાવરણમાં રહી તે વાતાવરણથી મસ્ત જેવું પડેલ એવી સહજ પણ શંકાથી મુક્ત થઇ ગએલો વાચક

" ભરી હેતા રડયો, સાકી, ત્યારે તું થઇ ગુસ્સે
તેને લાત ન દેતા દક્કે તુજ હાથમાં શું આવ્યું ?

જે પવિત્ર રોહન, ઠોકરાતી વાણી સાથે અથડાય છે, સુંદર સ્વપ્નમાંથી અચાનક જાગી જતાં અંધારા ઓરડાના દિવાલો સામે અથડાતા જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિમાં તે મુકાય છે અને

રહે આબાદ તું દીલબર, અને ખંજર, અને પ્યાલું
અરે પણ ઇશ્ક કરવાથી અમારે હાથ શું આવ્યું ?

સરખી પંક્તિઓથી પુરા થતા કાવ્યના પાછલા ભાગોનો રસ ડરતો ડરતો અનુભવે છે

પરંતુ આ સઘળા વિવેચન ઉપરથી એમ માનવાનું નથી કે કલાપિ ગઝલ લખનાર તરીકે નિષ્ફળ નીવડયો છે. ઉપરના સઘળા દોષો એ કવિની પ્રાથમિક શરૂઆતની સ્થિતિ સૂચવે છે અને તેના કાવ્યોનો ઉંડો અભ્યાસ કરી આ સઘળા દોષોથી મુક્ત થતો જતો કવિ પોતાનો વિકાસ કેવી ઝડપથી સાધ્યે જતો હતો તેનું આપણને ભાન થાય છે. ' તું મ્હારી હતી ' એ ગઝલની મીષ્ટ શબ્દ રચના, દૃષ્ટાંત તરીકે,

હવા તુજ વસ્લની પલટી, ચમન મ્હારો ગયો ફીટી
હવે આ હાડપીંજરને રહી અંજામની ખરકત

'ઇશ્કના બંદા' સરખી મસ્ત ઉછળતી કવિતા, 'ત્યાગ' સરખી બંધન મુક્ત થવા ઇચ્છતી વૃત્તિના ઉદગાર, 'પરવાયો' સરખી નિરાશાની પરાકાષ્ટા જેમા

'ખુદાની બંદગી કરજે હું તો એથીય પરવાયો.'

જેવી હૃદયભેદક પંક્તિઓની પરંપરા છે તે, 'હમારી પીછાન' જેવું સાધુ-સુફીના આદર્શ જીવનનો ખ્યાલ આપનારૂ કાવ્ય, અને 'સાકીને ઠપકો' જેવી નાજુક શૃંગાર રસની ભરેલી ગઝલો ગુજરાતને આપનાર કવિ નિષ્ફળ નિવડયો ગણાયજ નહિ. કવિઓની ખામીનાં વિવેચન તે તેમની યથાર્થ ખૂબીઓ સમજાય એટલાજ માટે જરૂરના છે; અને સમભાવથી કરેલો ખામીઓનો અભ્યાસ શિક્ષણીય થઇ પડે છે. સુફી ગઝલનો ઉત્તમ ખ્યાલ આપતી 'સનમને' નામની ગઝલ તેને ગઝલ લેખકોમા ઉચ્ચ સ્થાન આપવા માટે પુરતી છે અને તેના ગુણ વર્ણન માટે અવકાશ નથી, પરંતુ 'અયે ઉલ્ફત, અયે બેગમ' ના સંબોધનોથી પોતાની કવિતાનુ મંગળાચરણ શરૂ કરતો કવિ વિવિધ લાગણીઓની પરિક્રમા કરતો શાંત રસના સાગર રૂપ 'આપની યાદી' માં વિરામ પામે છે તે વિરામકાળ છવ્વીસ વર્ષે ન આવતાં વધુ લબાયો હત તો ગુર્જર સાહિત્ય કેટલુ વધારે સમૃદ્ધિવાન બનત તેનો વિચાર આપણને પુકારવાને પ્રેરે છે કે 'આસુ મહીંએ આંખથી યાદી ઝરે છે આપની.'



# કલા અને ત્હેનું સ્વરૂપ.

લેખક—રા. મહાશંકર પોપટભાઇ આચાર્ય, બી એ

That art is greatest which conveys to the mind of the spectator, by any means whatsoever, the greatest number of the greatest ideas, and I call an idea great in proportion as it is received by a higher faculty of the mind and as it more fully occupies and occupying exercises and exalts the faculty by which it is received

—*Ruskin*

કલા સબંધી પ્રશ્નોથી ક્યા વિચારશીલ મનુષ્યને ગુંચવણ ઉત્પન્ન થઇ નથી ? અને તે પ્રશ્નો પણ કેવા વિષમ છે ? કલા શું છે ? મનુષ્યજીવનમા તે કયું સ્થાન ભોગવે છે ? ત્હેનો શો ઉદ્દેશ છે ? ત્હેનો ઉપયોગ શો છે ? ઇત્યાદિ પ્રશ્નોની ચર્ચા આપણા ગુર્જર સાહિત્યમાં જેટલે અંશે થવી જોઇએ તેટલે અંશે થઇ નથી.

વળી, એમ પણ બને છે કે અમુક શબ્દોનો પ્રચાર રૂઢ થઇ જવાથી આપણે ત્હેનો ઉપયોગ કરવા છતા ત્હેના અર્થ સબધે ગભીર વિચાર કરતા નથી, અથવા તો તે સબધી ઉપસ્થિત થતા પ્રશ્નોની ચર્ચામા ઉતરતા નથી એમ પણ જોવામાં આવ્યુ છે કે જેમ અમુક શબ્દનો અર્થ ગૂઢ અને અનિશ્ચિત વધારે તેમ ત્હેનો લોકો છૂટથી ઉપયોગ કરે છે આ સર્વ ઉપરથી અહિ મળેલા આપ સર્વ વિદ્વાનો સમક્ષ કલા સબધે કેટલાક વિચારો નિવેદન કરવાનુ ઉચિત ધાર્યું છે આ ન્હાના લેખમા કોઇ પણ વિશિષ્ટ સિદ્ધાન્તનુ પ્રતિપાદન કરવા કરતા એક દૃષ્ટિબિન્દુ જ રજૂ કરવાનો ઉદ્દેશ છે. અને એ રીતે જ આપ આ લેખને તપાસશો એવી નમ્ર વિજ્ઞપ્તિ છે.

કલા સબધે કઇ પણ લખવા પહેલાં ત્હેનો અર્થ સ્પષ્ટ કરવાનુ પ્રાપ્ત થાય છે આહ 'કલા' એ શબ્દ ઘણા વ્યાપક અર્થમા વાપરવામા આવ્યો છે. અગ્રેજીમા Art શબ્દ જે રૂઢ અર્થમાં વાપરવામા આવે છે તે અર્થમાં ન વાપરતા 'બ્હારની સજ્ઞાદ્વારા દર્શાવેલા મનના ભાવ', એવો અર્થ સ્વીકાર્યો છે એમર્સનના લલિત અને ઉપયોગી એવા બે કલાના વિભાગનો અહિ વિચાર કરવામા આવ્યો નથી

કલા એટલે શું ? એ કેવો પ્રશ્ન ! જેને પૂછીયે તે ઉત્તર આપશે કે સૌન્દર્યનુ ભાન કરાવનાર પ્રવૃત્તિ તે કલા આ પ્રશ્નનો ઉકેલ કરતાં એમર્સન કહે છે કે મનુષ્યના સ્વભાવમાં કેટલાક એવા તત્ત્વો રહેલા છે કે તે ત્હેના મનની ભાવનાઓને મૂર્તિમાન સ્વરૂપ આપી ત્હેને પ્રકટ કરવાને પ્રેરાય છે જે જે ભાવો ત્હેના હૃદયમા ઉત્પન્ન થાય છે, તે તે સર્વ કોઇ વિશિષ્ટ સ્વરૂપમા પ્રકટ થવા પ્રયત્ન કરે છે આવા અનુભવેલા ભાવો બહાર પડે ત્યારે જ મનુષ્યને શાન્તિ થાય છે, અને તેથી તે બુદ્ધિપૂર્વક અથવા અજાણતા પોતાના વિચારોને મૂર્ત સ્વરૂપ આપે છે, ત્હેમા પોતાની મનોગત ભાવનાઓ અથવા વિચારોને બુદ્ધિપૂર્વક મૂર્ત કરવી ત્હેનુ નામ કલા પ્રકૃતિ એ સૌન્દર્યનુ પરમ નિધાન છે પ્રત્યેક મનુષ્યને પ્રકૃતિના સામાન્યમાં સામાન્ય દૃશ્યથી પણ પોતાના અધિકાર પ્રમાણે અમુક અસર થાય છે, પરતુ કેટલીક

વિરલ વિભૂતિઓને તો ત્હેના સૌન્દર્યદર્શનથી એટલો બધો હર્ષાતિરેક થાય છે કે તેઓ તે સૌન્દર્યને પોતાના હૃદયમા ઉતારી લઇ નાના પ્રકારના નવીન સ્વરૂપોમા પુન પ્રકટ કરે છે. સૌન્દર્યના નવીન સ્વરૂપોનુ સર્જન તે કલા પોતાના અભિપ્રાયનુ દોહન આપતા એક સ્થલે એમર્સન લખે છે કે

" A work of art is an abstract or epitome of the world It is the result or expression of nature in miniature •Thus is art a nature passed through an alembic of man "

એમર્સનના કલાસબધી વિચાર સામાન્ય વિચારો ગણવામા બાધ નથી પરન્તુ આ લક્ષણ ઉપરથી પુન પ્રશ્ન થાય છે કે સૌન્દર્ય એટલે શુ ' આ પ્રશ્ન સનાતન છે. અનેક વર્ષો થયા આ પ્રશ્ન પૂછાતો આવ્યો છે, અને છતા અદ્યાપિ ત્હેનો સમાધાનકારક ઉત્તર મળ્યો નથી વિદ્વાનો, તત્ત્વજ્ઞો અને શાસ્ત્રવિશારદોએ સામાન્ય મનુષ્યની બુદ્ધિને અગમ્ય એવા ત્હેના પરસ્પર વિરોધી લક્ષણો બાધ્યા છે, અને છતાએ હજુ નવા લક્ષણો અપાતા જાય છે એમર્સન તો કહે છે કે સૌન્દર્યનુ લક્ષણ જ બાધી શકાય નહિ તે બુદ્ધિનો વિષય જ નથી મોરીટ્ઝ નામે એક જર્મન વિદ્વાન કહે છે કે સૌન્દર્ય શુ એ સમજી શકાય નહિ અમુક સુદર પદાર્થની સમક્ષ ઉભા રહી એ પદાર્થ સુદર છે એમ આપણે કહી શકીએ; પરન્તુ તે શા માટે સુદર છે અથવા તો કયા કયા તત્ત્વો હોય ત્યારે અમુક વસ્તુ સુદર કહેવાય એ આપણે કહી શકતા નથી રસ્કિન કહે છે કે, કોઇ પણ સ્થૂલ પદાર્થના બાહ્ય સ્વરૂપના ચિન્તનથી આપણામા જો આનદનો ઉદય થાય તો તે પદાર્થ સુદર છે એમ ગણાય બર્ક પોતાના The Snblime and the Beautiful નામના પુસ્તકમાં લખે છે કે, કલાનો ઉદ્દેશ સૌન્દર્ય અને ભવ્યતા પ્રકટ કરવાનો છે, અને જાતીયસરક્ષણ એ સૌન્દર્યનુ આદિકારણ છે કેન્ટ, શીલર, હમ્બોલ્ટ ઇત્યાદિ ઇત્યાદિના મત અનુસાર જે કઇ સ્થૂલ લાભની આશા વિના અહેતુક આનન્દ આપે તે સૌન્દર્ય છે શીકેટ, હેગલ, શોપનહોર આદિ કેટલાક રહસ્યવાદીઓ એમ માને છે કે સૌન્દર્ય એ અનતનો આવિર્ભાવ છે વિષયવિસ્તાર અને કાલના મર્યાદાના ભગના ભયથી અનેક તત્ત્વજ્ઞોના અભિપ્રાયોને ઉલ્લેખ કરવાનુ અને ત્હેનુ તારતમ્ય કહાડવાનુ આ સ્થાને શકય નથી, અહિ એટલુ જ કહેવુ બસ થશે કે કેટલાક પ્રમાણપુરસરતામા, કેટલાક દેખીતા વિરોધના શમનમા, કેટલાક પરિમિતમા અપરિમિતના દર્શનમા સૌન્દર્ય જુએ છે

આ પ્રમાણે સૌન્દર્યની ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ તપાસતા આટલુ ફલિત થાય છે.

૧ સૌન્દર્ય એ પરમાત્મસ્વરૂપનો આવિર્ભાવ છે, અને ત્હેનુ સ્વતન્ત્ર અસ્તિત્વ હોઇ અધિષ્ઠાનની જરૂર નથી,

૨. સૌન્દર્ય એ હેતુરહિત અને સ્વાર્થની ભાવનાથી વિયુક્ત આનદ છે.

પરતુ જરા વિચાર કરતા જણાશે કે આ બને લક્ષણોમા અતિવ્યાપ્તિ દોષ છે પ્રથમ લક્ષણ ઉત્કૃષ્ટ અને રહસ્યવાદથી પરિપૂર્ણ છે, પરતુ ત્હેમા તત્ત્વજ્ઞાન, ધર્મ અને જીવનનો સમાવેશ થઇ જાય છે (હેગલ, શેલીંગ અને કેટલાક ફ્રેંચ વિદ્વાનોના મત અનુસાર) બીજુ લક્ષણ સ્પષ્ટ છે, પરન્તુ ત્હેમા પણ સુરાપાન, સુકોમલ ત્વચાનો સ્પર્શ ઇત્યાદિથી ઉત્પન્ન થતા આનદનો સમાવેશ થઈ શકે છે

આ ઉપરાંત અમુક વસ્તુમા સૌન્દર્ય છે કે નહિ ત્હેનો નિર્ણય કોણ કરે ? જ્યા એક મનુષ્યને વિરૂપતા વિષમતા અને મલિનતા જણાય ત્યા અન્યને સુદરતાના ભડાર ભાસે છે એકાદ સધ્યા સમયની ભવ્ય શાતિ અથવા તો સમુદ્રનુ સનાતન ગાન અથવા કોઇ નદીતીર ઉપર ઉભા રહીને જોયેલી ચાદની એક કવિહૃદયમા સૌન્દર્યની જેવી ભાવના ઉત્પન્ન કરે તેવી અન્ય પ્રાકૃત મનુષ્યના મનમા ન થાય એ વાત તો આપણા નિત્યના અનુભવની છે. સૌન્દર્યની ભાવનાનો આધાર મનુષ્યની રુચિ ઉપર રહેલો છે આ રુચિ–taste મા કેટલુ વૈચિત્ર્ય છે? તેનો આધાર મનુષ્યની કેળવણી પરિસ્થિતિ, સસ્કાર ઈત્યાદિ ઉપર છે વળી મનુષ્ય પોતાની રુચિનુ નિયમન કરી ત્હેને એક માર્ગેથી વાળી લઇ અન્યત્ર દોરી શકે છે એકને દ્રાક્ષ રુચે અને અન્યને દાડમ રુચે તો ત્હેના કારણો આપી શકાય નહીં અને ત્હેને માટે અમુક અચલ નિયમો પણ ઘડી શકાય નહિ

આ પ્રમાણે કલાનુ લક્ષણ તપાસતા આપણે અન્તે ત્હેનો આધાર એક આકસ્મિક તત્ત્વ પર રહેલો છે એવુ જોઇ શકયા આવી અપૂર્ણ અને અસતોષજનક વ્યાખ્યા સ્વીકારવાથી કલા શુ અને અકલા શુ ત્હેનો નિર્ણય કરવાનુ કાર્ય વિષમ થઇ પડશે, અને કદાચ રૂચિભિન્નતાને પરિણામે કશામા કલા છે જ નહિ એ સ્વીકારવાનો અપ્રિય પ્રસગ પ્રાપ્ત થશે.

કલા એક માનુષિક પ્રવૃત્તિ છે આવી પ્રત્યેક પ્રવૃત્તિ જનસમાજની સેવા સાધી ત્હેનુ કેટલે અશે કલ્યાણ કરી શકે છે, તે ઉપરથી ત્હેની મહત્તાનુ માપ નિકળી શકે આવી પ્રવૃત્તિઓને સ્વતત્ર અસ્તિત્વ હોતુ નથી, તેથી 'કલાની ખાતર કલા એ સિદ્ધાન્તમા ભ્રમ સમાયેલો છે

કલા એ મનુષ્યના વ્યવહારનુ એક સાધન છે કલાની કૃતિના દર્શન અથવા શ્રવણથી કલાવિધાયક અને તે સમયે અથવા પાછળથી એ કલાની કૃતિ જોનાર અથવા સાભળનાર વચ્ચે એક પ્રકારનો સૂક્ષ્મ સબધ બધાય છે વાણી પણ આવા વ્યવહારનુ સાધન છે, અને તેથી પણ બે મનુષ્યો વચ્ચ સબધ બધાય છે પરતુ ત્હેમા અને કલાની કૃત્તિમા ભેદ એટલો છે કે મનુષ્ય વાણીદ્વારા પોતાના **વિચાર** અન્યને જણાવી શકે છે ત્યારે કલાદ્વારા પોતાની **ભાવના** (emotions) અન્યમા સક્રાન્ત કરી શકે છે

એક મનુષ્યે વ્યક્ત કરેલી ભાવનાને ઇંદ્રિયગમ્ય કરી ત્હેને અનુભવવાની શક્તિમા કલાના બીજ રહેલા છે એક મનુષ્ય હસે છે, ત્યારે અન્યને પણ હસવુ આવે છે, એ અન્યની ભાવનાઓ અનુભવવાનુ પરિચિત ઉદાહરણ છે મનુષ્ય પોતે ભાવના અનુભવતો હોય તે જ સમયે અને તે જ સ્થાને પોતાના સ્વરથી અથવા દેખાવથી બીજા ઉપર અસર કરે પોતે બગાસુ ખાય ત્યારે અન્ય મનુષ્ય પણ બગાસુ ખાય, તો તે કલા નથી પરતુ અન્યમાં પણ પોતે અનુભવેલા ભાવનાનો ઉદય થાય એવી બુદ્ધિથી જ્યારે એક વ્યક્તિ બ્હારની કોઇ પણ સજ્ઞાદ્વારા પોતાની લાગણી પ્રદર્શિત કરે ત્યારે જ કલા થાય છે એક સાદુ દૃષ્ટાત લઇએ. એક બાલક પ્રતવા બહુ ભય પામતો હોય, અને એકાદ વખત ત્હેને અધારી રાત્રિએ એકલા જવુ પડયુ હોય, તે વખતે ત્હેના મનમા ભયનો જે સચાર થયો ત્હેનુ ભાન કરાવવાને રાત્રિનો અધકાર પોતાના હૃદયની ભીતિ, સર્વત્ર પ્રસરી રહેલી શાન્તિ અને નિર્જનતા ઇત્યાદિનુ વર્ણન કરે અને વર્ણન કરતા પોતે પણ તેવી જ ભાવનાઓ

અનુભવે અને ત્હેના શ્રોતાઓમા પણ તે જ ભાવનાનો ઉદય થાય તો એ કલાની કૃતિ થઇ ગણાય. આમા રાત્રિએ બહાર જવું જોઇએ એવું આવશ્યક નથી પોતાની કલ્પનાનો ઉપયોગ કરીને પણ પોતાની લાગણીઓ દર્શાવી શકે તો પણ તે કલા થઇ ગણાય. આ પ્રમાણે ભાવનાની સક્રાન્તિ એ કલાનુ મુખ્ય લક્ષણ છે આ ભાવનાઓ ગમે તે હોય આનદ, આશા, શોક, દુખ અથવા એવી ગમે તે ભાવના કલાનો વિષય થઇ શકે છે માતૃભૂમિ માટેનો પ્રેમ, નૃત્યનો ઉલ્લાસ, વિનોદવાર્તાથી થતો આનદ, પ્રાતકાળમા સૂર્યના ભવ્ય દર્શનથી થતો હર્ષસમુલ્લાસ, કોઈ પણ નિપુણ ચિત્રકારની કૃતિ જોવાથી ઉપજતુ માનદાશ્ચર્ય આ સર્વ કલા છે

હવે આપણે આ દ્રષ્ટિબિન્દુથી કલાનુ લક્ષણ બાધી શકીએ પોતે અનુભવેલી એક ભાવનાને પુન ઉદ્દીપ્ત કરી ત્હેને ગતિ, વર્ણ રેખા, સ્વર અથવા શબ્દની અમુક રચનાદ્વારા અન્યમા સક્રાન્ત કરી ત્હેનો ત્હેને અનુભવ કરાવવો એ કલાની પ્રવૃત્તિ.

આ કળાની પ્રવૃત્તિના મૂલ મનુષ્યસ્વભાવમા રહેલા છે. ત્હેનામા જેમ સામા માણસના વિચાર સ્હમજવાની શક્તિ છે, તેમ જ બીજાની લાગણી સ્હમજવાની અને અનુભવવાની શક્તિ રહેલી છે આ શક્તિ જ કલાનુ પોષક બળ છે વાણીદ્વારા વ્યક્ત કરેલા વિચારો સ્હમજવાની શક્તિથી જેમ મનુષ્ય અન્ય પ્રાણી ઉપર શ્રેષ્ઠતા ભોગવે છે, તેમ અન્યનુ પ્રકટ થતુ હૃદય સ્હમજવાની આ અદ્ભુત શક્તિથી ત્હેની સસ્કૃતિનો પ્રસાર અને વિકાસ થયો છે.

આ પ્રમાણે માનવીના જીવનમા કલા એક અતિ અગત્યનુ સ્થાન ધરાવે છે તે આપણા પરમ કલ્યાણની સાધક છે, અને પ્રગતિ અને સસ્કૃતિની પ્રેરક છે કલાના અભાવે મનુષ્યમાં એકતા માધવાનુ કાર્ય ઘણુ વિકટ થાત અને પરસ્પરને ઘાત કરનારા હિંસક પ્રાણીઓ કરતા આપણે તિલમાત્ર શ્રેષ્ટ થઇ શકત નહિ

જગતમા સર્વત્ર કલા દષ્ટિએ પડતી નથી આધુનિક સમયમા કલા સબધી આપણુ જ્ઞાન એટલુ વ્યસ્ત અને અનિશ્ચિત છે કે આપણે કલાભાસ અને કલા વચ્ચે રહેલો ભેદ વિસરી ગયા છીએ, અને અકલાને પણ કલા કહેવા લાગ્યા છીએ ત્યારે કલાની કૃતિમાં વસ્તુ બાદ કરતા આવશ્યક અગો કયા કયા હોવા જોઇએ ?

પ્રથમ તો, પ્રત્યેક કલાની કૃતિમાં સ્હામા માણસને અસર કરવાની શક્તિ જોઇએ. જો કોઈ મનુષ્ય વિશેષ શ્રમ લીધા વિના અથવા તો પોતાનું દૃષ્ટિબિન્દુ બદલાવ્યા વિના કર્તાના ભાવ અનુભવી શકે અને ત્હેની સાથે માનસિક એકતા અનુભવી શકે તો તે કૃતિ કલામય છે આવી એકતાનુ ખાસ લક્ષણ એ છે કે ભોક્તાને એમ જ લાગે છે કે એ કૃતિ પોતાની છે, અને તેમા પ્રકટ થયેલા ભાવો પોતાના જ છે, પરંતુ પોતે દર્શાવી શકે ત્હેના કરતા ઘણી સરસ રીતે પોતાના મનોગત ભાવોનુ દર્શન આપવામાં આવ્યું છે. આ પ્રમાણે એક ખરી કલાની કૃતિથી કર્તા અને ભોક્તા વચ્ચે અદ્વૈત ઉત્પન્ન થાય છે. વ્યક્તિ વ્યક્તિના ભેદમાત્રનો લય કરી આ અદ્વૈતભાવને ઉત્પન્ન કરવો અને પોષવો એ જ ખરી કલાનું પ્રધાન લક્ષણ અને આકર્ષણ છે

આ અસર કરવાની શક્તિનો આધાર ત્રણ ઉપાંગ ઉપર છે (૧) સક્રાન્ત કરેલી ભાવનાની અપૂર્વતા, (૨) સ્પષ્ટતા, અને (૩) કર્તાની હૃદયવિશુદ્ધિ (Sincerity). ભાવનાની

અપૂર્વતાથી અસર કરવાની શક્તિ વધે છે, એ તો સર્વમાન્ય છે એટલે તે વિષે વિશેષ કહેવાનું નથી, પરન્તુ શુદ્ધ કલાની પ્રત્યેક કૃતિમા સ્પષ્ટતા તો જોઇએ જ્યા સુધી કલાકાર પોતાની હૃદગત ભાવનાઓને સ્પષ્ટતાથી મૂર્ત સ્વરૂપ આપી શકે નહિ ત્યા સુધી સ્હામાના મનમા ત્હેની યથેચ્છ છાપ પડે નહિ. પરન્તુ આ બન્ને કરતા પણ હૃદયવિશુદ્ધિ તો ખાસ આવશ્યક છે પ્રત્યેક કલાવિધાયક અમુક ભાવના અનુભવે છે ત્યાર પછી અન્યને પણ ત્હેનો અનુભવ કરાવવા પ્રેરાય છે, ત્હેની આંતર પ્રેરણાથી તે પોતાના ભાવો દર્શાવ્યા વિના રહી શકતો નથી પોતાના આનંદમાં બીજાને ભાગ આપવો એ મનુષ્યસ્વભાવ છે કલાકારની હૃદયવિશુદ્ધિ જેટલી વધારે તેટલી જ સબળતાથી ત્હેની ભાવનાઓ પ્રકટશે, અને સ્હામાને અસર કરશે. ત્હેનામા હૃદયની શુદ્ધતા હશે તો સ્પષ્ટતા આપોઆપ આવશે જ્યારે આ હૃદયવિશુદ્ધિ નથી હોતી ત્યારે કલા નહિ પરન્તુ કલાભાસ થાય છે, ભોક્તાને આકર્ષી રાખવા માટે અનેક પ્રયુક્તિઓ કરવી પડે છે આ કલાભાસમા હૃદયની ભાવનાઓ વ્યક્ત કરવાની જરૂરિયાત જેવુ કયુ હોતુ નથી પરન્તુ, દ્રવ્યોપાર્જન, યશપ્રાપ્તિ આદિ ક્ષુદ્ર હેતુઓ જ ત્હેના પ્રેરક હોય છે. ખરા કલાકારમા ભાવનાઓ અનુભવવાની શક્તિ હોવી જોઇએ, ગમે તે સ્વરૂપે એ ભાવો પ્રદર્શિત કરવાની ઇચ્છા અને શક્તિ હોવા જોઇએ, અને કલાની ઉત્કૃષ્ટતા સાધવા માટે ત્હેનામા તે સમયના ઉચ્ચતમ સસ્કારો ઓતપ્રોત થયેલા હોવા જોઇએ કલાકારમાં ઉપર કહેલા ત્રણ અગોની ન્યુનતાધિકતાના પરિણામે કલાની મહત્તા માપી શકાય છે

આવુ કઇક કલાનુ સ્વરૂપ છે ખરી કલામય કૃતિ કલાવિધાયકના હૃદયમાથી ઉત્પન્ન થઇ સ્હામાના હૃદયને સ્પર્શ કરે છે કલાકારના હૃદયની બલવાન્ અને અનિવાર્ય પ્રેરણા એ કલાની ઉત્પત્તિનો હેતુ છે, અને મનુષ્યજીવનના ઉચ્ચ અશોને ઉચ્ચતર બનાવવા એ ત્હેનો ઉદ્દેશ અને સદેશ છે

જ્યારે કલાનો ઉદ્દેશ આવો ઉચ્ચ છે, ત્યારે સ્વભાવિક પ્રશ્ન થાય છે કે ત્હેનું વસ્તુ શુ હોવુ જોઇએ ? પરન્તુ તે વિષય એટલો વિશાળ છે કે પ્રસ્તુત લેખની મર્યાદામાં તે સબધે ચર્ચા કરવાનુ પણ અશકય છે માત્ર એટલુ જ બસ છે કે મનુષ્યજાતિના શ્રેયને અર્થે જે વડે ઉચ્ચ ભાવનાઓ પ્રસાર પામે અને જે દ્વારા ત્હેમનુ ઐક્ય સધાય તે સર્વ કલાનું વસ્તુ હોઇ શકે છે

આપની આસપાસની સૃષ્ટિના રહસ્યોની મિમાસા એવો વિજ્ઞાનનો અર્થ લઇએ તો જરા વિચાર કરતા પ્રતીત થશે કે કલા અને વિજ્ઞાન વચ્ચે ગાઢ સબધ છે અમુક દેશકાલના લોકો આવશ્યક ગણે તે પ્રશ્નોના ઉકેલ કરવા અને ત્હેને બુદ્ધિગમ્ય કરવા એ કાર્ય વિજ્ઞાનનુ છે અને તે જ સત્યોને બુદ્ધિમાથી ભાવનાના પ્રદેશમા લાવવા એ કાર્ય કલાનુ છે અમુક વિષયમાં જ્યા મનુષ્યને દલીલથી પ્રતીતિ થાય નહિ ત્યા કલા તે વિષયનો ત્હેને અનુભવ કરાવે છે વિજ્ઞાનમા અમુક પ્રકારના જ્ઞાનની પરપરાની જરૂર પડે છે, પરન્તુ કલામાં આવા જ્ઞાનની અપેક્ષા રહેતી નથી પ્રત્યેક મનુષ્ય કલાને સ્હમજવાની અને અનુભવવાની શકિત ધરાવે છે કલાનુ કાર્ય મહાન્ છે, જગતમા સ્થાપિત થયેલા ન્યાયમંદિરો અને પોલીસના સસ્થાનોથી જે કૃત્રિમ શાન્તિયુકત એકતા થાય છે, તે દૂર કરી સ્વયભૂ

પ્રેરણાથી એકતા ઉત્પન્ન કરવી એ કલાનો ધર્મ છે વિજ્ઞાન અને કલાને સબંધ હોવાથી આ મહાન્ કાર્યની ઇષ્ટસિદ્ધિમા ત્હેને પણ ભાગ આપવાનો છે અને તેથી ત્હેની કાર્ય-પદ્ધતિમા હવે ફેરફાર થવો ઘટે છે મનુષ્યની કલ્યાણસાધના શી રીતે થાય, ત્હેની ઉન્નતિ કયે પ્રકારે થાય ઇત્યાદિ વિષયોના ચિન્તાનો ભાર વિજ્ઞાને સ્વીકારવો જોઇએ જોઈએ પરન્તુ આજે વિજ્ઞાન શું કરી રહ્યું છે? ઘણુ થયુ છે અને થાય છે, અને આપણુ શ્રેય પણ સધાય છે પરતુ યૂરોપની પ્રચડ યાદવીએ આપણને દર્શાવ્યું છે કે મનુષ્યરક્ષણ કરતાં મનુષ્યભક્ષણના ઉપાયો શોધવા એ વિજ્ઞાનનુ કર્તવ્ય થઇ ગયુ છે. વિજ્ઞાન કલાનુ આધાર-સ્થાન છે, એ જો ઉ-માર્ગગામી હશે તો કલા પણ તેવી જ થશે. માટે મનુષ્યના હિત-ચિન્તનના વિકટ પ્રશ્નોના ઉકેલ કહાડી ત્હેમને વ્યવહારમા યોજી પોતાનો ધર્મ પરિપાલન કરવાની વિજ્ઞાનને જરૂર છે.

કલાનુ ભવિષ્ય પ્રોજ્જ્વલ છે આપ્રમાણે જેમ જેમ ત્હેનુ તાત્ત્વિક સ્વરૂપ સ્હમજતા જશુ, તેમ તેમ આપણી ભાવનાઓ ઉચ્ચ બની આપણી ઉન્નતિ થતી જશે, મનુષ્ય મનુષ્ય વચ્ચે ભ્રાતૃભાવ વિકાસ પામશે, સ્વાર્પણ અને સેવાની દીક્ષા લેવાશે, અને પાર્થિવતાના અશો ઓછા થઇ આપણામા દિવ્યતા વૃદ્ધિ પામતી જશે. કલાને આપણે માત્ર આનદ, વિનોદ અથવા વિભવનુ સાધન ન ગણતા, ત્હેને માનવજીવનમા એક આવશ્યક વ્યવહારનુ સાધન ગણતાં શીખીશુ, તેમ તેમ ત્હેનો સર્વાંગ વિકાસ થશે કોઇને આ Sentiment લાગશે અને છે પણ તે જ પણ જગતના કયા મહાન્ કાર્યો ત્હેણે સાધ્યા નથી?

કાઉન્ટ ટોલ્સ્ટૉય લખે છે કે:

'The destiny of art in our times is to transmit from the realms of reason to the realm of feeling, the truth that well-being of men consists in being united together, and to set up in place of the existing reign of force, that of God i e of love which we all recognise to be the highest

Possibly in the future, science may reveal to art yet newer and higher ideals which art may realise, but in our time the destiny of art is definite and clear '

અન્તમા આપણા નવીન ગુજરાતમા કલાની ભ્રાન્તિયુક્ત સ્હમજણનો નાશ થઇ જાઓ, અને કલાનો સર્વતોમુખી વિકાસ થાઓ એવી શુભેચ્છા છે. અસ્તુ*

---

*પ્રમાણભૂત ગ્રથો Tolstoy What is art? Ruskin Modern Painters Vol. I. Emerson Essays on Art, Beauty, Michael Angelo, and Beauty in Nature.



પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
અધ્યક્ષ 'ઇતિહાસવિભાગ'

નીક્ષ પ્રી વર્ક્સ

# ઇતિહાસ દિગ્દર્શન.

[ અમદાવાદમાં મળેલી છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં ઇતિહાસ વિભાગના અધ્યક્ષ સ્થાનેથી કરેલું વ્યાખ્યાન. ]

બંધુઓ,

આપ મ્હને આજે આ મોટું માન આપો છો તે માટે હું કયા શબ્દોમા આભાર માનું તે મ્હને સુઝતું નથી. આપણા ગુજરાતી વાઙ્મયમા ઇતિહાસનુ સ્વતંત્ર લખાણ કહી શકિયે એવુ હજી થોડુ જ થયેલુ દેખાય છે ઇતિહાસને લગતી સ્વતંત્ર શોધખોળ ગણી શકિયે એવી પ્રવૃત્તિ પણ આજ સુધી આપણામા કોઇ કોઇએ જ કરેલી છે અને તેમાના પણ કોઇ હજી સુધી ખાસ જાણીતા થવા પામેલા અત્યારે હયાત નથી આવી વસ્તુસ્થિતિમા જે માણસે એ દિશામા નહીં જેવી જ પ્રવૃત્તિ કરેલી છે, તેવાને આપનો સરનશીન બનાવો છો, તેમા (હુ ભૂલતો ન હઉ તો) ગુજરાતના બીજા કોઇ વધારે લાયક ઇતિહાસ-સેવકને અન્યાય નથી થતો, એ ઉપરાત મ્હારી આ ખુરશીને માટે કશી લાયકી મ્હને સમજાતી નથી. માટે, બધુઓ, આપ સૌ મ્હને આ અપૂર્વ માન આપો છો તેનો બધો જશ આપની ઉદારતાને જ આપવા રજા લઉં છુ.

### § ૧. પ્રાચીન કાલના ઇતિહાસને લગતી વિદ્યાઓ.

બીજાં ક્ષેત્રોમા તેમ આમા પણ આપણી ગુજરાત કાઠિયાવાડની ભૂમિએ એક એવું નરરત્ન આપણને આપ્યુ હતું, કે તે આખી દુનિયાના શ્રેષ્ઠ ઇતિહાસશોધકોની વીણી વીણીને કરેલી હારમા પણ દીપી ઉઠે. એ નરરત્ન તે પંડિત ભગવાનલાલ ઇંદ્રજી. અશોકના શિલાલેખોની પ્રાચીન લિપિ ઉકેલવાનુ માન દુનિયા જેમ્સ પ્રિન્સેપને આપે છે, અને પ્રિન્સેપે એ લિપિના મૂલાક્ષરોમાની મોટી સખ્યા પ્રથમ બેસાડી એ ખરુ. પરંતુ પ્રિન્સેપ પોતાનુ કાર્ય અધૂરું મુકીને ન્હાની ઉમરમા ગત થયા. એમની ઉકેલણીમા કેટલીક ભૂલો પણ હતી અને માત્ર અટકળો એથી વધારે હતી. એ લિપિના દરેક મૂલાક્ષર અને જોડાક્ષર અને ચિહ્નને નિર્વિવાદ ઉકેલવાનુ કાર્ય પૂરેપૂરુ કરી આપનાર ખરી રીતે આપણા ભગવાનલાલ હતા. આપણા દેશના પ્રાચીન લેખો તામ્રપત્રો પ્રશસ્તિઓ ગ્રથો આદિમા ત્રુટક વંશાવલિઓ અને સનના સ્પષ્ટ નિર્દેશ વગરની સાલો હોય છે એ જાણીતુ છે. આમાથી જેટલા ભગવાનલાલ ઇંદ્રજીએ ચોક્કસ બેસાડી આપ્યા, તેટલી સખ્યામા અને તેટલા મહત્ત્વના એમના સમયના કે એમના પછીના બીજા કોઇક જ વિદ્વાને નક્કી કર્યા હશે આપણા દેશમા અનેક સનો ચાલેલા છે તેમાથી કયો ક્યારે શરુ થયો, કયા સુધી ચાલ્યો, અને કેટલા પ્રદેશમા પ્રવર્ત્યો, એ નક્કી કરવામા હજી યે કેટલીક મુશ્કેલીઓ બાકી રહેલી છે. અને પંડિત ભગવાનલાલે પોતાની પ્રવૃત્તિ આરંભી ત્યારે તો એ વિદ્યાના પ્રદેશનો મોટો ભાગ અનિશ્ચિતતાઓ અને અટકળોના માનીતા ક્ષેત્ર જેવો હતો. ઇતિહાસની ઇમારત ચણી શકાય તે માટે જમીન સાફ કરવાની, પાયો પૂરવાની, ઈંટો પાડવાની, અને બીજા સાહિત્ય ખપમા લઇ શકાય

એવા રૂપમા તૈયાર કરવાની આવી અને આને મળતી સિક્કાશાસ્ત્ર, મૂર્તિશાસ્ત્ર, ઇમારતશાસ્ત્ર, ઉપસ્કરશાસ્ત્ર આદિ અનેકાનેક વિદ્યાઓ છે. તેમાની ઘણીખરીમા હિંદના પ્રાચીન કાળને લગતું જેટલુ કાર્ય જેટલી શાસ્ત્રીયતા અને સર્ગશક્તિથી ભગવાનલાલે કરી આપ્યુ છે અને જેટલા મહત્ત્વના નિર્ણયો એમણે સ્થાપી આપીને સર્વમાન્ય બનાવ્યા છે, તેટલા એમના સમયના કે એમના પછીના આ વિદ્યાઓને લગતા કોઇ પણ વિદ્વાને કરેલા નથી. પ્રાચીન ગ્રથો, ધર્મસ્વરૂપો, સસારરિવાજો, લોકકથાઓ, કલાઓના જુદા જુદા સમયોના સ્વરૂપ, આદિ વિષયોમા પણ એમનું જ્ઞાન અત્યત બહોળું અને સગીન હતું, અને તેમાથી ઇતિહાસ તારવવાની એમની શક્તિ વિલક્ષણ હતી ટુકામા, એમની પ્રવૃત્તિના પચીશ વર્ષ દરમિયાન, એટલે કે ઇ સ. ૧૮૬૧–૨ મા એઓ પ્રથમ દાક્તર ભાઉ દાજી સાથે આ અભ્યાસમા જોડાયા ત્યાથી માડીને ૧૮૮૮ મા એમનો દેહ પડી ગયો ત્યા સુધીમા, નેપાલથી લકા સુધીના પ્રદેશને લગતી પ્રાચીન વિદ્યાઓના વિષયમા કોઇ પણ મોટો નિર્ણય દુનિયાના કોઇ પણ વિદ્વાને કર્યો હશે, તેમા ભગવાનલાલે જાતે શોધી એકઠા કરી ઉકેલી ને પૂરા પાડેલા સાધનો અને તે ઉપરથી પોતે ઉપજાવેલા સૂચનો કારણભૂત હતા, એમણે પોતે કરેલા નિર્ણયો પણ અતિ મહત્ત્વના હતા અને સખ્યામા પણ ઘણા હતા, અને એવો કોઇ પણ વિદ્વાન હતો નહીં જે પોતાના નિર્ણયને ભગવાનલાલનો ટેકો નથી એમ જાણવામા આવતા શકામા પડી ન જતો, અથવા તો એથી ઉલટુ પડિતજીનો ટેકો છે એમ જાણવામા આવતા પોતાનો નિર્ણય સુદૃઢ થયેલો ન ગણતો તે સમયના એક વિદ્વાને લખ્યુ છે તે મુજબ ભગવાનલાલ "એક હિંદુ જેવા નમ્ર અને મળતાવડા, એક જર્મન જેવા દૃઢ, ધીરજવાન, મહેનતુ, ખતીલા, અને શોધક, એક અંગ્રેજ જેવી ચકોર, સદાપ્રવૃત્તિમય, સ્વતત્ર બુદ્ધિશક્તિના, અને એક તીર્થંકર જેવા ગભીર હતા "*

મુબાઇ ઇલાકાના ગેઝેટિયરમા ગુજરાતકાઠિયાવાડના પ્રાચીન ઇતિહાસ વિશે જે પ્રકરણો છે, તે રચવામા બીજાઓનો હિસ્સો પણ છે ખરો, પરતુ એમાના મુખ્ય નિર્ણયોનો ઘણો મોટો ભાગ પડિત ભગવાનલાલે કરેલા નિર્ણયોનો છે મેવાડના રાજવશની ખરી વશાવલિના શિલાલેખો પ્રથમ જોનાર, બેસાડનાર અને તેમનું મૂલ્ય સિદ્ધ કરી આપનાર પણ પડિતજી હતા. આ વગેરે એમની પ્રવૃત્તિના અનેકાનેક ફલ જ્યારે આપણે એમની પચીશીના આર્કિઓલોજી ખાતાના વાર્ષિક અહેવાલો, ઇન્ડિયન એન્ટિક્વરી આદિ સામયિક પત્રો, રાયલ એશિયાટિક સોસાયટીઓના જર્નલો અને તે વખતે અને પછી પ્રકટ થયેલા ગ્રથોમા જોઇયે છિયે, અને તેમને પંડિતજીના પોતાના ખાનગી કાગળો અહેવાલો આદિમાથી જે થોડુ એક અત્યારે ટકી રહેલુ× છે, તે

---

* ઉપલા વાક્યમાનુ આ છેલ્લુ કથન વિદ્યાવિજ્ઞાનના એમના સમાગમની મર્યાદામા જ ખરુ છે. પડિતજીના કાગળો વિગતવાર અને અતિ નિખાલસ છે, અને તે ઉપરથી જણાઇ આવે છે કે એમના સબધીઓને અને સામાન્ય પરિચયમા આવનારાને એઓ કઇક તીખા મિજાજના લાગતા

× કેટલાક કાગળોની નકલો પ્રો હરિલાલ માધવજી ભટ્ટ પાસે છે થોડા કાગળ પડિતજીના એક સબધી અને શિષ્ય ભટ્ટ ગિરજાશકર સામળજીના વશજો પાસે છે શેઠ કરસનદાસ વલ્લભદાસ ઉપરના એમના કાગળોનો જથ્થો અને એમને સોપેલી નોંધો આદિની પેટીઓ અત્યારે ક્યા હશે તે જાણવામા નથી એઓ જુનાગઢ રાજ્યના નોકર તરીકે કામ કરતા હતા તે દરમિયાન કુકા ત્રિમાસિક અહેવાલો છપી મોકલતા હતા, તેમાના ત્રણેક જુના સૌરાષ્ટ્ર દર્પણ નામની

સાથે સરખાવી જુદા જુદા વિષયોમાનું એમનું કર્તૃત્વ સાબીત કરી શકિયે છિયે, ત્યારે આપણને દિલગીરી સાથે એમ લાગ્યા વગર નથી રહેતું કે આવા મહાસમર્થ વિદ્વાનનો લાભ આપણો પ્રાન્ત બહુ જ ઓછો મેળવી શકયો છે બીજા દેશોમા આવો ધુરંધર પંડિત શોધખોળની શાળાઓ* અને સગ્રહસ્થાનો સ્થાપી દકે છે, તેમા એમના શિષ્યો અને એમના પછીના વિદ્વાનો પેઢી દર પેઢી શોધ પર્યટન અને અધ્યયન કરતા રહે છે, અને વિદ્યા અને વાઙ્મય, ઇતિહાસ અને શાસ્ત્ર, નવી નવી બુદ્ધિઓ અને નવા નવા સાધનોની કસોટીએ ચ્હડી વધે છે અને ફેલાય છે. આ પ્રમાણે આવી વિચક્ષણ બુદ્ધિના મોટા મોટા નિર્ણયો સારી રીતે જળવાય છે અને પ્રસાર પામે છે અને નવા નવાં અનુમાનોને જન્મ આપે છે, એટલુ જ નહીં પણ એ સાથે બળેલા અને મુકાબલે નજીવા જણાતા વિચારકણોમાથી પણ કોઇને કોઇ આ પ્રમાણે બીજદશામા આવી ખીલે છે અને અડાબીડ વિચારવૃક્ષ ઉપજાવે છે

પંડિત ભગવાનલાલની જીવનચર્યામાથી આવા ફલ ગુજરાતને મળી ન શકયા તેનું એક કારણ એ હતુ કે એમનુ આયુષ્ય ટુકુ નીવડ્યુ પરતુ એ ઉપરાત વધારે મહત્ત્વનુ કારણ પણ આપણે ધ્યાનમા લેવાનુ છે, તે એ કે ઇ સ. ૧૮૮૮–૯૦ સુધી આપણો પ્રાન્ત આવી વિદ્યાઓમા એટલો તો પછાત હતો, કે આવા ફલ અહીં ઉત્પન્ન થવાનો તે કાળે સંભવ જ ન હતો. હજી યે આવી વિદ્યાઓ તરફ આપણી પ્રજામા જોઇયે એવુ વલણ થયું નથી. ઇ સ. ૧૮૮૦ થી માંડીને પંડિત ભગવાનલાલને રણજીતરામ વાવાભાઇ જેવા બે પાચ શિષ્યો મળી ગયા હોત, તો જ આપણા પ્રાન્તમા પણ એવી ભગવાનલાલ ઓરિયેન્ટલ ઇન્સ્ટિટયુટ કયારની યે ઉભી થઇને વિદ્યાના જુદા જુદા ક્ષેત્રોમા પોતાના કિરણ પ્રસારી રહી હોત અને અત્યાર સુધી પણ આપણામા રણજીતરામના જેવા બે પાચ પ્રાચીન વિદ્યાવ્યાસંગીઓ પાકેલા મ્હારા જાણવામા નથી જે પ્રાચીન વિદ્યાઓના શુદ્ધ પરિશીલન વગર દટાઇ ગયેલા ઇતિહાસ ખોદી કહાડી ઉકેલી ને પાછા ઘટાવવા અશકય છે, તે તરફ આપણા વ્યવહારુ પ્રાન્તનુ વલણ હજી યે એવુ સરખુ જ છે, એ આપણે નમ્ર ભાવે કબૂલ કરવુ પ્રાપ્ત થાય છે

પંડિતજીનો શિષ્યવર્ગ બહુ મોટો હતો ડાકટર બુલ્હર અને જેમ્સ કૅમ્પબેલ, પ્રો. કર્ન અને પ્રો. રામકૃષ્ણ ગોપાલ ભાણ્ડારકર, ડાકટર બર્જેસ અને ડાકટર કૉડ્રિંગ્ટન, વગેરે અનેક વિદ્વાનો પોતે ફલાણું પંડિતજી પાસેથી શીખ્યા, એમ ઉમળકા ભરી આભારની લાગણીથી લખે છે એમના ગુજરાતી શિષ્યોમા મ્હારા જાણવાપ્રમાણે ત્રણ+ મુખ્ય હતા એમના સંબંધી ભટ્ટ ગિરિજાશંકર સામળજી, એમના જ વતનના આચાર્ય વલ્લભજી હરિદત્ત, અને મહેતાજી

---

માસિકમા પ્રકટ થયેલા છે આ સર્વ અવશેષોનો સગ્રહ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ફાર્બસ સભા, કે બરોળ કમિટિએ પ્રકટ કરી દેવો જોઇયે, નહીં તો અત્યારે જે મળી આવે છે તે પણ થોડા વર્ષમા કાલાધીન થઇ જશે આ કામ કરી આપવા માટે ઉત્તમ સપાદક રા રા જયકૃષ્ણ ઇંદ્રજી છે, અને તેઓ પણ અત્યારે વૃદ્ધ થઇ ગયા છે.

* રિચર્સ સ્કૂલ ( Research School ).

+ પ્રાચીન ઇતિહાસની વિદ્યાઓ ઉપરાત પંડિતજી આયુર્વેદ અને વનસ્પતિશાસ્ત્ર બહુ સારા જાણતા અને જબરા મુસાફર એટલે વનસ્પતિશાસ્ત્રમા સહ્યાદ્રિ, વિંધ્યાચળ, આબુ, અને નેપાળ-

રતિરામ દુર્ગારામ. આમાથી આચાર્ય વલ્લભજી જ લાબુ આયુષ્ય ભોગવવા ભાગ્યશાલી નીવડ્યા. રાજકોટમા આવેલું વૉટસન મ્યુઝીયમ પંડિત ભગવાનલાલની અને એમને પગલે ચાલી આચાર્ય વલ્લભજીએ કરેલી કાઠિયાવાડની મુસાફરીઓનું પરિણામ છે. સ્વ વલ્લભજીના ગ્રંથો અને બીજા લખાણો વિશે એમના જ વિદ્વાન પુત્ર રા. રા ગિરિજાશંકર અનુકૂલતાએ પુસ્તક બહાર પાડનાર છે, એટલે એ વિશે અહીં વધારે લખવાની જરૂર નથી. ભાવનગર દરબાર તરફથી સ્વ૦ વજેશંકર ગગાભાઇના તંત્રીપણા હેઠળ પ્રાચીન શિલાલેખો તામ્રપત્રો આદિના સુંદર પ્રતિકૃતિઓ અને શાસ્ત્રીય તરજુમા સાથે જે ગ્રંથો બહાર પડ્યા છે, અને વળી ભાવનગરના બાર્ટન મ્યુઝીયમમા જે સંગ્રહ છે, તે મોટે ભાગે ભટ્ટ ગિરિજાશંકરની મુસાફરીઓના પરિણામ છે. એમા પણ શાસ્ત્રીયતા અને પસંદગી માટેનો જશ કેટલેક અંશે પંડિત ભગવાનલાલને પોતાને અને તેમના શિક્ષણને આપવો ઘટે છે છેવટ, પંડિત ભગવાનલાલના દેહાન્ત પછી સાત વર્ષે મહેતાજી રતિલાલ દુર્ગારામે પ્રાચીન ગુજરાત ઉપર બે ભાષણ કરેલા,* અને તેમાની વિગત એમણે ફરી વિસ્તારથી લખીને 'ગુજરાતી' સાપ્તાહિકના તા ૨૮-૪-૧૮૯૫ થી તા ૧૫-૧૧-૧૮૯૬ સુધીના અંકોમા પ્રકટ કરેલી છે. એમાથી કેટલોક ભાગ આજે પણ કીંમતી છે, અને એ આખો વિષય યોગ્ય ટિપ્પણો સાથે કોઇ વિદ્વાન પુસ્તક રૂપે પ્રકટ કરે તો સારુ એવો મ્હારો નમ્ર અભિપ્રાય છે+

## § ૨. આપણો મધ્યકાલીન ઇતિહાસ.

ડ્યૂક ઑફ વેલિંગ્ટનની એક ઉક્તિ છે કે હિંદના વિશાળ અને મોટે ભાગે સપાટ ખડમા લશ્કર વડે સુરક્ષિત ટકાવી શકાય એવા સગીન સીમાડાવાળા પ્રાતો ન્હાના કે મોટા વિરલ જ છે આથી કરીને કોઇ પણ ભાગમા એક જબ બળવાન રાજ્યનો ઉદય થવા પામે કે તેને પોતાનો વિસ્તાર વધારતા જ જવાની જાણે ફરજ પડતી હોય-પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે પણ વિજયો મેળવી મોટી સામ્રાજ્ય પ્રવર્તાવવાની નીતિ જાણે નૈસર્ગિક કે આવશ્યક જ હોય-એમ બને છે અને ઇતિહાસના અભ્યાસીની દૃષ્ટિએ આ વસ્તુસ્થિતિ એ રૂપમા દર્શન આપે છે કે હિંદના કોઇ પણ પ્રાન્તનો ઇતિહાસ લાંબા કાળ સુધી પડ

---

માની હજારો વનસ્પતિઓ, અને શાસ્ત્રીય લક્ષણોનુ બારીક નિરીક્ષણ કરીને સંસ્કૃત ગ્રંથોના વર્ણનો સાથે ઘટાવી આપી હતી આ વિજ્ઞાનમા એમના મુખ્ય શિષ્ય રા રા જયકૃષ્ણ ઇંદ્રજી છે

* બને ૧૮૯૫ મા, એક જ્ઞાનપ્રસારક મંડળી તરફથી અને બીજુ બુદ્ધિવર્ધક સભા તરફથી

+ ગુજરાતકાઠિયાવાડના મધ્યકાલીન અને મુસલમાની ઇતિહાસ વિશે-ફૉર્બ્સ કૃત રાસમાળા, અને બૅાકર, જેકબ, બર્ડ અને એલીના રિપોર્ટો અને ગ્રંથો વિશે-ઉપર લખ્યુ નથી, કારણ કે એ વિષય ઘણુંખરુ વિદેશી વિદ્વાનોએ જ ખેડ્યો છે રાસમાળાની ૧ લી આવૃત્તિ ૧૮૫૬ મા પ્રકટ થઇ, અને કવિ દલપતરામ ડાહ્યાભાઇને ફૉર્બ્સે એ કામ માટે ઇ સ ૧૮૪૮ થી નોકર રાખેલા પણ ફૉર્બ્સે પોતાની પ્રસ્તાવનામા સાધનો મેળવી આપવા માટે મુખ્ય નોંધ એક ભારોટની કરે છે એ બારોટે પણ બન્યુ એટલુ સાહેબ આગળ રજૂ કરેલુ પસંદગી અને સત્યાસત્યની પરખ બધી ફૉર્બ્સે કરેલી જણાય છે દિ બ રણછોડભાઇ ઉદયરામના તરજુમામા કેટલીક વધુ વિગતો, દંતકથાઓ, વંશાવલિઓ, આદિ વિચારવા લાયક છે જુનાગઢના ભગવાનલાલ સંપતરામે સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ અને ગુજરાતનો ઇતિહાસ એ બે ચોપડીઓ પ્રકટ કરી છે, તે ૧૮૬૦-૭૦ ની

બેના પ્રાન્તોથી અલગ ચાલતો નથી. કોઇ પણ પ્રાન્તના ઇતિહાસમા ઉંડા ઉતરવા જતા લગભગ આખા હિંદના ઇતિહાસમા ઉંડા ઉતરવાનું પ્રાપ્ત થાય છે. હિંદમા વચ્ચે વચ્ચે મોટા ભાગો જ્યારે ગાઢ ભયાનક સનાતન જંગલોથી અભેદ્ય હતા, ત્યારે પણ ગુજરાત અને બંગાળા જેવા સામસામા છેડાના પ્રાન્તો દરિયા વાટે સબદ્ધ હતા. અને પગવાટે પણ પાટલિપુત્રથી તક્ષશિલા, તક્ષશિલાથી સિન્ધુ નદીના મુખ આગળના બંદરો, અને ત્યાથી સોમનાથ પટ્ટણ, ખંભાત, ભૃગુપુર, અને થાણા, તેમ પાટલિપુત્રથી ઉજ્જયિની, અને ત્યાથી જુનાગઢના માર્ગે, પ્રજાઓની આવજાના ધોરી રસ્તા હતા દોઆબમાથી માળવદેશ અને તેમાથી ગુજરાતના રસ્તા ક્યારે ન હતા, એ પણ કોઇથી કહી શકાય એમ નથી ગુજરાતના બ્રાહ્મણોમા તળપદા અને વૈદિકના, અને વળી ગૌડ અને દ્રાવિડના ભેદ કોઇ પણ નિશ્ચિત કાલાવધિની દોરી છાટિયે, તેના કરતા વધારે પ્રાચીન છે * ઉત્તર હિંદની ભાષાઓનો શાસ્ત્રીય ઐતિહાસિક અભ્યાસ હજી આરંભદશામા છે, તે જ્યારે વધશે અને ગુજરાતી અને રાજસ્થાની તેમ ગુજરાતી અને હિંદી ભાષાઓનુ મળતાપણું બરાબર સમજાશે, ત્યારે, સંભવિત છે કે, એ જાણીતુ સામ્ય મર્યાદામા આવી ગુજરાત બંગાળા તથા ઓરિસ્સા પ્રાન્તની ભાષાઓનું સામ્ય આજના કરતા વધારે ધ્યાન ખેચશે. મતલબ કે પ્રાચીન ગ્રીસના ઇતિહાસમા જેમ પ્રાચીન મધ્ય અને છેલ્લા સર્વ કાળમા ગ્રીસ અને બૃહદ્ ગ્રીસ ( MagnaGrecia ) નો અન્યોન્યાશ્રય છે, તેમ હિંદના કોઇ પણ પ્રાન્તના ઇતિહાસના દરેક કાળમા તે પ્રાન્ત અને બીજા પ્રાન્તોના ઇતિહાસનો અન્યોન્યાશ્રય છે. આથી કરીને જો કદાચ આપણે ગુજરાતના જ ઇતિહાસને આજના આ સમારંભનો મુખ્ય વિષય ગણિયે, તથાપિ આપણને સ્વીકારવુ પ્રાપ્ત થાય છે કે તેમાથી હિંદના ઇતિહાસના વધારે વિશાળ ક્ષેત્રમા સરી પડવુ કેવળ કુદરતી છે

ગુજરાત અને હિંદ બંનેનો હવે શાસ્ત્રીય ઇતિહાસ રચવાનો આરંભ થવો જોઇયે વિન્સેન્ટ સ્મિથ+, જદુનાથ સરકાર, એસ. કૃષ્ણસ્વામી આયંગાર× અને દેવદત્ત ભાણ્ડારકર જેવા વિદ્વાનોને હાથે તે રચાવા પણ માડયો છે આજે આ ક્ષેત્રમા માત્ર ગણતર શાસ્ત્રીય લેખકો છે તો પણ તેમની સંખ્યા હવે દાયકે દાયકે વધતી જશે એમ લાગે છે, કેમકે પ્રજાકીય અસ્મિતાનો મહાપ્રાણ વાયુ આપણા વાતાવરણમા સ્થાયી બલ તરીકે ઉમેરાઇ પોતાનુ કાર્ય હવે કુદ-

---

ગુજરાતી ભાષાના અને તે જમાનાના વિચારોના નમૂના તરીકે નોધાવા જેવી અને જાણીતી રાખવા જેવી છે, પરંતુ એ મુખ્યત્વે ઇંગ્રેજી ઉપરથી રચાયલી છે, જો કે છેક તરજુમિયા અથવા શાસ્ત્રીય તરજુમો એ બેમાથી એકે વર્ગમા પડે એવી નથી .. कहानड दे' प्रबंध, द्वयाश्रय, प्रबन्ध चिन्तामणि આદિ ઐતિહાસિક સાહિત્યના સંશોધન અને પ્રસિદ્ધિમા આપણા વિદ્વાનોએ આપેલો ફાળો જાણીતો છે

* 'વાલ્મિક' કહેવાય છે તે બ્રાહ્મણો અને કાયસ્થો વાલભી હોવા સંભવ છે મ્હારી બ્રહ્મ-ક્ષત્રિય નાત, વડનગરા નાગરો, અને બાપ્પા રાવળથી આરંભાતો મેવાડનો રાજવંશ એક લોહીના જ છે, એના પુરાવા માટે જુવો દેવદત્ત ભાણ્ડારકર કૃત Gujjars, વાઘ્રિયાઓ માટે જુવો विमळ प्रबन्ध, ઇત્યાદિ

+ આ સમર્થ ઇતિહાસકનો દેહ હમણાજ પડી ગયો છે, તે અહીં નોધતા ખેદ થાય છે

× મદ્રાસ યુનિવર્સિટીના ઇતિહાસના અધ્યાપક ચાર જુદી જુદી પ્રજાના વિદ્વાનોમાથી એક એક—ઉત્તમોત્તમ—નામ જ ગણાવ્યુ છે

રતની શાત એકસરખી પદ્ધતિએ કરતો થશે એવા દરેક ચિહ્ન દેખાય છે, અને કેળવણીનુ બધારણ પણ ધીમે ધીમે સુધરી પ્રજાકીય અને હિદી સસ્કૃતિને અનુરૂપ બનતુ આવે છે પરતુ વાડમયના કોઇ પણ પ્રદેશની ખીલવટને માટે વિચક્ષણ અને સસ્કારી લેખકોનો પાક માત્ર થયા કરે એટલુ બસ નથી, કેળવાયલા પ્રજામતનો પણ એમને ટેકો જોઇયે. પ્રતિભાશાલિ મગજશક્તિ અત્યત નાજુક છોડ છે અને સહાનુભૂતિના ક્યારામા જ તેનો કુદરતી વિકાસ બની આવે છે હાલના કેળવાયલા વર્ગમા પણ હજી શાસ્ત્રીય ઇતિહાસની ઇમારત ચણાવી કેટલી તો મુશ્કેલ છે તેનો બરાબર ખયાલ નથી, તેમ પ્રજાકીય અસ્મિતા કેવળ નીતિમય નથી, એ તો નીતિઅનીતિનો મિશ્રિત જુસ્સો છે, જેને અહંકાર અને દ્વેષનુ મોહાધ પાસુ પણ છે, એવો પણ ખયાલ નથી "હિદુ સુપીરિયોરિટિ (Hindu Superioiority)" જેવી કેવળ અશાસ્ત્રીય ચોપડીઓ અતિ લોકપ્રિય થાય છે, ઐતિહાસિક નવલકથાને નામે છત્રસાલ જેવા અધમને પણ વીર પુરુષ જેવો ચિતર્યો હોય એવી ચોપડીઓના આપણી અનેક ભાષામા તરજુમા થાય છે, અને શિવાજી અને ટીપુ સુલતાન+ જેવાની જીવનચર્યાના લગભગ દરેક મોટા બનાવને માટે પૂરતા અને વિશ્વસનીય સાધનો છે, છતા તેમના વિશે અભિપ્રાય બાધવામા હજી હઠીલા મતભેદ પ્રવર્તે છે, એ આ આપણી નવી જન્મેલી અસ્મિતામા મિથ્યાભિમાન આદિ કીચડ કેટલા પ્રમાણમા છે, તેના પ્રકટ દાખલા છે. એ અસ્મિતા નીતરી ઇતિહાસના ક્ષેત્રમા સ્વચ્છ સત્યપૂજક જ બનવાને હજી વાર છે. શાસ્ત્રીય ઇતિહાસ રચાવામા કેટલી મહાભારત મુશ્કેલીઓ છે તેનું પણ આપણા કેળવાયલા વર્ગને સુદ્ધા હજી ભાન ઓછુ છે, એ જણાવી આપવાને એક જ હકીકત પૂરતી છે. હાલ ચોતરફથી શાળોપયોગી ઇતિહાસો માટે જબરી માગણી ઉત્પન્ન થઇ છે, અને કેળવણીની સ્વતત્ર પ્રજાકીય સંસ્થાઓ ચલાવનારા સ્વાર્થત્યાગી દેશાનુરાગી સેવકો એ માગણી સૌથી વધારે આજીજીથી કરે છે ભાઇઓ, જરા સબૂરી પકડો ઉતાવળે આબા ન પાકે ઉંડા કુવા અને વિશાળ તળાવો બધાય, તે પછી જ તેમાના પાણી નીકો વડે શહેરની ગલીઓમા અને ગલીગલીના મકાનોમા પૂરા પાડી શકાય આપણા દેશના હજારો વર્ષના ઇતિહાસમા હજી ઘણા ઘણા સૈકાઓ અનેકાનેક બનાવો અને અસખ્ય પાત્રોને વિશે આપણે પૂરતુ જાણતા નથી હજી ઘણી શોધખોળ કરવાની છે, ઘણુ ઘટાવવાનુ છે, ઘણુ વિચારવાનું છે શોધખોળના ઉંડા કુવાઓ અને વિશાળ તળાવો હજી સખ્યાબધ નવા આદરવાના છે. અથવા, અલકાર ફેરવીને કહું તો, શાળોપયોગી ઇતિહાસો દાબડાઓમા સીલબધ કરેલા ફળ જેવી વસ્તુ છે. હજી તો એમાના કેટલાક ફલ માટેના બીજનું પણ સશોધન કરિયે છિયે, કેટલાકના વેલા કે છોડ કે ઝાડ હજી ઉગાડિયે છિયે જરા સબૂરી પકડો હાલ જે કઇ થોડા

---

+ મરાઠીશાહીના પૂજકો તેમ ટીપૂના નિન્દકો બનેએ નીચેનો દાખલો મનનીય છે—ટીપૂના સમયમા મરાઠાઓએ પોતાની વાર્ષિક લૂટફાટોમાની એકમા શૃગેરીના વિદ્યાશકર મદિરનો દાટ વાળ્યો તેની ફરિયાદ ટીપૂને પહોચતા એના તરફથી સસ્કૃત ફરિયાદના સસ્કૃત જવાબમા લખ્યુ છે "ધીરજ રાખો, એમની પણ ખબર લઇશુ અથવા અમે લોકપાલક દુષ્ટોના શાસક પણ નિમિત્ત માત્ર છિયે, બ્રહ્માડમાના ન્હાનામોટા દરેક જન્તુને પોતાના કર્મોના કર્મફલ ભોગવવા જ પડશે, એ ત્હમે ક્યા નથી જાણતા—

हसद्भिः क्रियते कर्म रुदद्भिरनुभूयते."

—જુવો Mysore Archaeological Report, 1916.

ા બનાવો અને મહાપુરુષો અને સમયો વિશેની શોધખોળ, મનમાનતી વધેલી છે તેનાથી ાવતા થાવ. ધીમે ધીમે એ તમારી તાત્કાલિક ઉપયોગ—ઉપભોગની વસ્તુઓના ઢગ પણ ના આવે છે ખરા, એ જોઇને સંતોષ માનો શાસ્ત્રીય ઇતિહાસની દૃષ્ટિએ હાલ જે કાશમાના ઇંદુ જેવી અપ્રાપ્ય વસ્તુઓ છે, તેને પણ " અમારી હથેળીમા લાવી મુકો, " ા બાલિશ માગણીઓ ન કરવા જેટલા સમજુ બનો.*

**શાસ્ત્રીય ઇતિહાસ એટલે શાસ્ત્રીય નિર્ણયોવાળો ઇતિહાસ. શાસ્ત્રીય નિર્ણય ે બધો પુરાવો જોઇયે, આખી પરિસ્થિતિ ધ્યાનમાં લેવાવી જોઇયે, સામ- મા દરેક બલાબલની ચોક્કસ તુલના કરવી જોઇયે, દરેક નોંધ, ઉક્તિ, દાવા, ામત, અને સાક્ષીની વિશ્વસનીયતા કેટલી છે તે સકારણ નક્કી થવુ જોઇયે, ને એ સર્વમાંથી સત્ય—આખા સત્ય-ને જ વળગી રહી કારણ અને કાર્યની ના શુદ્ધ ન્યાયબુદ્ધિથી કરવી જોઇયે. પુરાવો સીધો અને આડકતરો ઘણા ઘણા** ારનો હોય છે, જેમાના મુખ્ય પ્રકારોમાના ઘણા વિશે જુદા જુદા ગ્રંથો જેટલો વિસ્તાર શકે આડકતરા પુરાવામા તે તે દેશકાલની અવશિષ્ટ રહેલી તમામ વસ્તુઓ આવી જાય સાહિત્ય અને વાઙ્મય, કલાઓ અને ધંધા, આર્થિક, સાંસારિક અને ધાર્મિક પરિસ્થિતિ- ખી સંસ્કૃતિનો જ એમા સમાવેશ થાય છે તેમ તે પ્રદેશની ભૂરચના અને આબોહવા જેવા ા વખત સુધી એકસરખા પ્રવર્તતા કુદરતી કારણો+ પણ એમા અગત્યનુ સ્થાન ધરાવે છે

દાખલા તરીકે રાજપૂતો અને મુસલમાનો વચ્ચે લાંબા સૈકાઓ સુધી ચાલેલા સંગ્રામોમા ાન્ય રીતે કહેવાય છે, અને તે સ્થૂલ દૃષ્ટિએ ખરુ પણ છે, કે આપણને મોટે ભાગે એ પરંપરાના કારી વિગ્રહોના એકતરફી—મુસલમાનોના જ—અહેવાલો મળી આવે છે. પરંતુ બર અને રાણો પ્રતાપ, જહાંગીર અને રાણો કર્ણ, એ વચ્ચેના મુસલમાની અહેવાલો તપાસો. પણ સાથે ડગલે ડગલે એ પ્રદેશના ડુંગરો, ધારો, કિલ્લાઓ, સહેલા અને વિકટ ાઓ, જુદે જુદે સ્થળે દાણાપાણીની સોઈ, વગેરેનો પણ વિચાર કરતા જાવ હુ ધારુ છુ બકબરનો આશય પ્રતાપને જડમૂલથી ઉખેડી નાખવાનો હતો જ નહી વિગ્રહ લાંબો

---

* આ પ્રકારની એક વણી જુની માગણી કે આશા બુદ્ધિવર્ધક ગ્રંથ, પુસ્તક ૮ (ઇ સ. ૩) મા જોવામા આવે છે, તે મ્હારી જાણ પ્રમાણે સૌથી પહેલી હોવાથી તેમાથી એક વાક્ય ો અસલ પ્રમાણે જ ઉતારુ છુ " હમને એવી પૂર્ણ ઉમેદ છે કે મુબઈની ઉનીવરસીટીમા પસાર થાઓ હિંદુસ્તાનની એક જુદી જ તવારીખ લખીને તે પર સારી શોધથી કરીને હિંદુસ્થાનની ખરી હકીકત લખશે "

+ ગુજરાતના ઇતિહાસમા ભૂરચના અને આબોહવાના કુદરતી કારણની અસર ઘણી ઉંડી અને ાત મહત્ત્વની જોવામા આવે છે આપણી નદીઓ—તાપી, નર્મદા, મહી, સાબ્રમતી, સરસ્વતી, ભાદર—દરેક વિશિષ્ટ વ્યક્તિત્વ વાળી છે એ દરેક ખીણની જમીન જુદી, ખેતી જુદી, લોક ઉદ્યમધંધા પણ અનેક રીતે જુદા જુદા આ છમા નળકાંઠાની નાળ, લૂણી નદી, અને ચી પાસેથી આરંભી થાણા સુધીનો દરિયાકાંઠો ઉમેરો. કચ્છની ઉત્તરે અને પૂર્વે આવેલા રણને એ દરિયાકાંઠામા જ ગણવાના છે એ નવથી આપણી નવરત્ના વસુધરા નિર્માઇ છે, આપણો રંગ પ્રજાપટ વણાયો છે એ નવ મહાપ્રબલ બીજકોએ આપણો ઇતિહાસ ભૂતકાલમા રચાયો વર્તમાનમા રચાય છે, ભવિષ્યમા રચાશે આ નવમાથી લૂણી, નળકાંઠો, અને રણ સમેત દરિ- ાંઠો એ ત્રણે મહા પરિવર્ત્ત વેઠયા છે, અને ગુજરાતના ઇતિહાસમા સૌથી મોટા પરિવર્ત્તો પણ ? છે, જે ગુજરાતી પ્રજાનુ વિજ્ઞાનનેત્ર ઉઘડશે ત્યારે જ પૂરા અધૂરા ઉકેલી શકાશે.

ચાલતા બને પક્ષ હઠે ભરાય એ કુદરતી છે, સામો પક્ષ અતિ નબળો નીવડે તો જીતનાર પોતાની મૂલ ઇચ્છાના કરતા યે વધારે બથાવી પડે, તેમ એથી ઉલટુ અતિ બળવાન માલુમ પડે તો જીતનારને પોતાની ઓછામા ઓછી મુરાદના કરતા યે ઓછુ સ્વીકારીને મન વાળવુ પડે, એ પણ કુદરતી છે અકબરે જે જે ઉપાયો યોજ્યા, એના થાણા જ્યા જ્યા પડયા, અને જે જે રસ્તે એના લશ્કરે શત્રુના કિલ્લા લીધા અને પોતાના કિલ્લા સ્થાપ્યા, તથા લ્હડાઇઓ કરી, એ સર્વનુ બારીક અવલોકન કરતા, હું ભૂલ ખાતો ન હોઉં તો, લગભગ સિદ્ધ થઇ શકે એટલુ સાર માલમ પડી આવે છે, કે અકબરનુ મૂલ લક્ષ્ય પોતાની દક્ષિણ સરહદ પાકી કરવા માટે તથા પશ્ચિમ મેવાડનો ગુજરાતમા ઉતરવાનો ધોરી માર્ગ+ પોતાનો કરી લેવાને માટે જેટલો મુલક જોઇયે તેટલો દબાવવાનું જ હતું મુસલમાન લેખકોએ આપવડાઇમા ઘણી વિગતો ખોટી લખી છે, દરેક લ્હડાઇમા પોતે જીત્યાનુ જ લખ્યુ છે, દુસ્મનોને ભાડયા જ છે, અને આખા અહેવાલને દીનના વિજયના વાવટામા લપેટી લીધો છે, અને કાફરો ઉપરના દ્વેષની લાળે તરબોળ કર્યો છે,* એ સર્વ માનવ પ્રકૃતિની એક સાધારણ ખાસિયતના પરિણામ છે એ આપવડાઇ અને પગ્-દ્વેષની ખાસિયત ઇતિહાસકને ડગલે ડગલે નડે છે ખરી, પણ જ્યા સુધી તે પોતાના વિષયની ઉપલી સપાટીએ જ તરે છે ત્યા સુધી જ તે જરા ઉંડો ઉતરે છે કે તુરત જે સાક્ષીના અહેવાલ વડે જ એને તપાસ કરવી પડે છે, તે સાક્ષીની ખામીઓને પેલે પાર એની દૃષ્ટિ જવા માડે છે. અમુક યુદ્ધ વિશેની એણે લખેલી હકીકત ખરી હશે કે ખોટી એ તો મુકાબલે બહુ ન્હાની બાબત છે. આખા વિગ્રહ ક આખા બનાવનું સત્ય સ્વરૂપ તેના હાથમા પકડાઇ આવે છે. અને એ ઘણુ વધારે મહત્વનુ સત્ય છે અકબર પછી જહાગીર ગાદીએ આવ્યો ત્યારે એની પણ મેવાડ ઉપર લાબા વખત સુધી લ્હડાઇઓ થઇ. એ વિગ્રહના મુસલમાની અહેવાલો તપાસિયે છિયે, એ લ્હડાઇઓના પ્રદેશની ભૂરચના સાથે મેળવિયે છિયે અને પરિણામનો સધિ થયો તેની શરતો વિચારિયે છિયે, ત્યારે તો આ લાબા ચાલેલા મુકાબલા વિશેના મુસલમાનોના વિજયોની નોધના અહેવાલોમાથી પચાશ ટકા કરતા પણ વધારે બાદ કરવા જોઇયે એમ ખાતરી થાય છે, સર ટૉમસ રૅ અને ટૉડના એ વિગ્રહો અને તેના પરિણામના ચિત્ર વધારે સાચા ગણવાનું પ્રાપ્ત થાય છે, અને મેવાડના રાણાએ મોગલ સામ્રાજ્યના લશ્કરી બલ સામે યશસ્વી ટકાવ કર્યો તથાપિ મોગલોનો લગભગ કાયમનો ઘેરો અને તેમાથી પરિણમતુ લાબા કાલનુ આર્થિક દબાણ ( economic pressure )એ કે એની પ્રજા સહી ન શકયા, અને તેથી કરીને જ

---

+ અજમેરથી સોજત, ત્યાથી શિરોહી, અને ત્યાથી પટ્ટણનો માર્ગ અકબર ઇ સ ૧૫૭૩ મા ઑગસ્ટની ૨૩ મી તારીખે ફતેહપુર સિકરીથી નીકળી તા ૨ જી સપ્ટેબરે રોજ પચાશથી વધારે માઇલની કુચ કરીને લગભગ છઠી સવારીએ અમદાવાદ આવી પહોચ્યો આ રસ્તે આગ્રા, દિલ્હી, અને અજમેરની દક્ષિણ સરહદ ઉપર જયપુર અને બુદીના રાજપૂત રાજ્યને મોટા અને બળવાન અકબરે જ બનાવ્યા એમ કહેવામા લેશ પણ અતિશયોક્તિ નથી જુવો બુદી સાથેનો એનો તહ-ઇ સ ૧૫૬૯ Vincent Smith, Akbar the Great Mogul, pp 98–99, Tod, Annals of Haravati, ch 3, અને સરકારી ટ્રિગનોમેટ્રિકલ સર્વેના નકશાના રાજપુતાનાના Sheets

* આ વર્ણન મુસલમાન અહેવાલો અને ઇતિહાસોના ઘણા મોટા ભાગને લાગુ પડે છે અકબરના સમયના અહેવાલો મુકાબલે બહુ સારા છે, રાજપૂતો અને રાણા પ્રતાપના કેટલાક ગુણ સ્પષ્ટ સ્વીકારે છે

એણે જહાંગીરે બક્ષેલી અતિ ઉદાર શરતો માન્ય ગણી કેવળ નામની તાબેદારી સ્વીકારી, એ સાબીત થાય છે

આ પ્રકારના બીજા દાખલાઓ પણ ઘણા છે, પરંતુ તે અહીં નોંધવા જતાં લંબાણ થઇ જાય, માટે હવે આપણે વિષયની બીજી બાજુ તરફ વળિયે. જ્યાં જ્યાં બીજા અને સ્વતંત્ર તત્કાલીન અહેવાલો મળી આવે ત્યાં ત્યાં તે વડે મુસલમાની અહેવાલોની સત્યાસત્યતા તપાસવી, અને બંને વર્ગના અહેવાલોને તે તે ભાગની ભૂરચના, તે તે સમયની પરિસ્થિતિ આદિ સાથે ઘટાવી જોવા, એ બંને સિદ્ધાન્તો ઇતિહાસના શાસ્ત્રીય અભ્યાસને માટે સર્વમાન્ય છે આ ઉપરાંત શાસ્ત્રીય અભ્યાસક દરેક જાતના સાધનની અંગત ખામીઓ વિચારે છે અને તેનાથી ચેતતો રહેવા હરએક પ્રયત્ન કરે છે રાજતરંગિણી, હર્ષચરિત, વિક્રમાંકદેવ ચરિત, કહાનડે પ્રબંધ આદિ હિંદુ ઇતિહાસોની ખામીઓ ચારે બાજુએ સ્વીકારાય છે, બલ્કે એ ખામીઓ છે તે કરતાં પણ મોટી અને વધારે ગણવાની પ્રથા પડી ગઇ છે એથી ઉલટું મુસલમાની સાધનોની ખામીઓ ધ્યાનમાં લેવી જોઇયે એટલી લેતાં હજી પણ આપણે શીખ્યા નથી હિંદુ સાધનો નથી જ, ઐતિહાસિક ગણાય એવાં સાધનો ફક્ત આ મુસલમાની છે, એ ઇતિહાસશોધકોની પહેલી પેઢીનું મત હતું. પછી એમાં સુધારો થતો આવ્યો છે ખરો, તથાપિ હજી મુસલમાની સાધનોને આપણે હદથી વધારે વજનદાર ગણિયે છિયે હિંદુ સાધનો મળતાં ગયાં તેમ તેમ પહેલું મત ફર્યું ખરું, પરંતુ જે મળ્યાં તે હિંદુ સાધનોને મુકાબલે મુસલમાની સાધનો ઐતિહાસિક દૃષ્ટિને પ્રથમ દર્શને વધારે માની શકાય એવાં જણાયાં એ વાઙ્મયમાં તારીખો, બનાવો, વંશાવલિઓ, અમલદારો અને સ્થળોનાં નામ, વગેરે વિગત ઘણી વધારે અને ચોક્કસ હોય છે, અને વળી તે એક ક્રમબદ્ધ ઇતિહાસ રૂપે અને ગદ્યના ધોરણો ઉપર લખેલી છે એ ઉઘાડું છે. પરંતુ બીજી બાજુ પણ જરા વિચારો. જે લેખકોને હાથે એ લખાયાં છે તેમની ખાસિયતોથી, જે વાચનારા માટે એ લખાયાં છે તે પ્રજાના લોકમતના રૂઢ વલણોથી,* અને જે ફારસી અરબ્બી સાહિત્યનું અનુકરણ એ કર્તાઓએ પોતાના સ્વતંત્ર ગ્રંથ રચતાં જાણ્યેઅજાણ્યે કર્યું છે, એ સાહિત્યમાંની ભાવનાઓથી એ સર્વ અહેવાલો રંગાયા હોય એ સ્વાભાવિક છે, અને આથી કરીને હું જે અહીં ભાર દઇને કહેવા માગું છું તે એ છે કે આ સર્વ એક સામાન્ય વ્યાપક ચેતવણી તરીકે સ્વીકારે છે તે અભ્યાસકો પણ એ ચેતવણીમાંથી ફલિત થતી શાસ્ત્રીય અશ્રદ્ધા ( Scientific incredulity or independence ) ખરી રીતે કેટલી તો વિશાળ અને ઉંડી હોવી જોઇયે, તે સામાન્ય રીતે ભુલી જાય છે આ માંથી દરેક લેખકની જુદી જુદી ખાસિયતોનો વિષય અતિ વિશાળ, અને મુસલમાની વાચક વર્ગના વલણનો વિષય જાણીતો, એથી એ બંનેના ઉપર કરેલા નિર્દેશથી જ સંતોષ માની, ત્રીજી ફારસીઅરબ્બી સાહિત્યમાંની ભાવનાઓ વિશે અહીં થોડોએક વિચાર કરિયે દરેક સંસ્કૃતિસંપન્ન પ્રજાના સાહિત્યમાં અમુક ભાવનાઓ ઓતપ્રોત હોય છે જ, અને એ ભાવનાઓ જ જુદા જુદા દૃષ્ટિબિંદુથી અને વિવિધ અનુભવોની સામગ્રીમાં દોરાતી ચિત્રાતી એ સંસ્કૃતિમાંના સાહિત્ય ફિલસુફી અને ધર્મના વિશિષ્ટ સ્વરૂપ કલ્પે છે ઇતિહાસમાં પણ

* એક છેક ન્હાનો દાખલો વિચારો કાફીખાન શિવાજીના મોતની સાલ 'કાફિર બ જહન્નમ રફ્ત ' એ વાક્ય વડે નોંધે છે જે વાચક વર્ગના રંજન માટે લેખક આ પ્રકારના સાલ-શ્લેષો જોડવામાં ભાષા ઉપરના પોતાના કાબુની સફલતા માને, તે લેખકો યા વાચકો પાસેથી હિંદુઓના અગ્રણીઓ તરફ માનવૃત્તિ કે ન્યાયબુદ્ધિની શી આશા !

એ ભાવનાઓની છાપ ઉંડી અને આરપાર પડે છે મુસલમાની સાહિત્યની એક ભાવના ભક્ત જનની—દીન-પરાયણતાની. આપણા સુલતાનોમાંથી જેના જેનામા આ વલણ કંઇ યે આગળ પડતું હશે, તે તે દરેકને આપણા ઇતિહાસકોએ નમૂનેદાર ભક્તજન જેવા ચિત્રી દીધા છે એ સાહિત્યની બીજી ભાવના અજિત વિજેતાની, એ વીર નર લોહીની નદીઓ વહેવડાવે, રડવડતા માથાઓના પિરમિડો રચે, લ્હડાઇઓ કરે, ચોતરફ દુશ્મનો એનાથી ત્રાસે જ, અને રાજ્યનો વિસ્તાર એ વધાર્યે જ જાય ત્રીજી ભાવના વહીવટકુશળ રાજ્યકર્તાની આપણા સુલતાનોમા કેટકેટલામા આ નમૂનાઓ અને તેમના વિવિધ મિશ્રણ જોવામા આવે છે! એ સાહિત્યની બીજી એક ભાવના મદોન્મત્ત ઉચ્છૃંખલ પૌરુષની* નિશાબાજી રંડીબાજી આદિમા ચકચૂર, જેના પર રાજી તેને પલકમા ન્યાલ કરે, જેના પર આંખ ફાટે તે ચપટીમા ચોળાઇ જ જાય—એવા સુલતાનો પણ આપણા ઇતિહાસોમા ક્યા ઓછા છે?.. આ પ્રમાણે જ્યારે વિચાર કરિયે છિયે ત્યારે એ ઇતિહાસોને જ્યા જ્યા સ્પષ્ટ ખોટા ઠરાવી ન શકિયે તે તે સર્વ વિગતોમા ખરા માનવાનુ વલણ અત્યાર સુધી પ્રવર્ત્તે છે તે કેવુ અશાસ્ત્રીય છે, એ આપણી સમજમા આવવા માંડે છે.

મુસલમાની ઇતિહાસોમા જે આપેલુ છે તેમા આ પ્રમાણેની ખામીઓ છે, જે મહત્ત્વની છે, ત્યારે એમા જે આપેલુ નથી, જે હોય જ નહી, તે એની સાથે તુલના પણ ન થઇ શકે એટલા વધારે મહત્ત્વનુ છે કુતુબુદ્દીને દિલ્હીની ગાદી સ્થાપી ત્યાથી ઇ સ. ૧૫૫૬ સુધીના સાડાત્રણ સૈકામા દિલ્હી અને લાહોરથી તે દ્વારસમુદ્ર અને વરંગળ સુધી જે ન્હાની મોટી સલતનતો લાંબો ટુંકો સમય ચાલી, તે સર્વને એક સામટી લેતા આપણા મગજ ઉપર કેવી છાપ પડે છે વારુ? જાણે, અમુક સ્થળે એક વિદેશીઓની છાવણી પડે તેમા એ છાવણીના માણસોને રુચે એવા જ દેશી માણસો છાવણીના દાસાનુદાસ તરીકે જ વસી શકે. તેની મર્યાદાની આસપાસ એક મોટુ વર્તુલ જાણીને જ ખેદાનમેદાન કરવામા આવે, તે છાવણીના પોતાના અભેદ્ય રક્ષણ તરીકે આ ખેદાનમેદાન વર્તુલમાથી લશ્કર મરજી પડે ત્યારે બહાર ધસે, ફાવે એટલી લાંબી મજલ કરે, અને લૂટથી તથા ગુલામ કરેલા—"બાનો" ના—ટોળાઓથી લાદેલુ પાછુ છાવણીમા પેસે ખેતી, ધંધોરોજગાર, આબાદી, સમૃદ્ધિ, જાહોજલાલી આ છાવણીના ક્ષેત્રફલની અંદર જ મહેનત, મજૂરી, કસબ, અક્કલ, મુખ્યત્વે ગુલામોની એટલે કે દેશીઓની જેમ જેમ છાવણીએ રોકેલો પ્રદેશ અને તેમાની વસતી વધે, તેમ તેમ તેની આસપાસનું ઉજ્જડ વર્તુલ પણ વધે અને તેમાથી ધસી આવતી લ્હડાઇઓ પણ વધે એથી ઉલટુ છાવણીના નાયક સુસ્ત કે નિશાબાજ હોય અથવા તેમાના અમલદારોમા કલહ કુસંપ હોય, તો આખી છાવણીનુ બળ તુરત ઘટે, તેનું ક્ષેત્રફળ, તેની વસતી, આબાદી, સર્વ એકદમ ઘટે છાવણીથી આગે અમુક કિલ્લો

* આનો એક અચ્છો ટુંકો દાખલો જોવુ અલ્લાઉદ્દીન એક વખત દરબાર ભરીને બેઠો હતો ત્યા એક દરબારીએ એની ખુશામદ કરી—"પાદશાહ સલામત, આપ કેવા સુખી! પરવરદેગારની આપના ઉપર કેટલી મીઠી નજર! બહાર નીકળો છો ત્યારે માઇલો સુધી સોના રૂપાના મુઠ્ઠેમુઠ્ઠા ઉડાવો છો ને લુટાવો છો ઉત્તમ ખાણુ પીણુ રોજ ભાઇબંધદોસ્તો સાથે ઉડાવો છો તેની વિવિધતાઓનો સુમાર જ નહીં વળી આજે આરારે એક વરસથી હુ જોતો આવુ છુ, કોઇક જ દિવસ ખાલી જાય છે, લગભગ રોજ ને રોજ કાં તો આપના કોઇ લશ્કરની મોટી ફત્તેહના ખુશ ખબર આવે છે, અગર આપના જનાનામાના આપની કોઇ ને કોઇ બેગમને બેટો જન્મ્યાની વધાઇ આવે છે અને હજી તો આપનો સિતારો ચડતીનો જણાય છે ખુદા આપને સલામત રાખો!"

કે સ્થળ હાથમા આવે અને ત્યા સ્થાયી વસવાનુ ઠરાવવામા આવે, કે તે પણ એક ન્હાની છાવણીનુ મધ્યબિન્દુ બને અને વળી હિંદની પારના મુસલમાની મુલકમાથી ટોળા ધસી આવી છાવણી પર હુમલા કરે, તેમા ઘુસી જાય, એટલે પ્રવર્ત્તે જૂના અને નવા વચ્ચે ઝપાઝપી અને કાપાકાપી,–જ્યા સુધી સૌ માથે સર્વાંગ બનીને એક જણ આખી છાવણીને પોતાની આણ તળે આણી શકે ત્યા સુધી…

મુસલમાની ઇતિહાસોમા જે છે તે આ સર્વ ફેરના લાખાટુકા અહેવાલો જ છે હિંદનો સાડાત્રણ સૈકાઓનો ઇતિહાસ તે આ? મુસલમાનો કદાચ કહેશે, “હા, એ જ હિંદનો એ સમયનો ઇતિહાસ” જેઓ અવ્વલ દરજ્જે મુસલમાન છે, હિંદવાન બીજે દરજ્જે જ છે, તેઓ એ પ્રમાણે માને તે પણ કુદરતી છે પરંતુ હિંદુ નહી એવામાથી જેઓ–મુસલમાનોમા પણ* અવ્વલ દરજ્જે હિંદવાન છે, અને વળી જેઓ હિંદની સંસ્કૃતિને દુનિયાના એક મહાદૈવતનો અવતાર ગણે છે, અને વેદકાળથી આરંભીને આજ સુધીમા તેના થયેલા પરિવર્ત્તો અને દશાન્તરોનાં સ્વરૂપ કારણો સાથે ઉકેલવા માગે છે, તે સર્વ તો ડાકુ ધુણાવશે, અને જુદુ જ કહેશે તેઓ કહેશે હા, આ છાવણી અને તેના બળની ઇયત્તા અમે જોઇ. એના કારણો અને એમા થતા ફેરફારોના અન્તર્ગત બીજ પણ જોયા. હિંદના ઇતિહાસમા એને પણ સ્થાન છે ખરુ. પરંતુ એ સમયના હિંદના ઇતિહાસનો અત્યંત વધારે મહત્ત્વનો ભાગ તો એ છાવણીની બહારના હિંદુ પ્રદેશના ઇતિહાસને જ ગણિયે છિયે અને તેને માટે તો આ અહેવાલો નહી જેવી જ માહિતી પૂરી પાડે છે એ પ્રદેશના ઇતિહાસની જરૂર તેને પોતાને માટે છે એટલુ જ નહી, આ છાવણીશાહીના ઇતિહાસને પણ પૂરેપૂરો ઉકેલવામા એ હિંદુ પ્રદેશનો ઇતિહાસ નથી, એ મોટી ખોટ પડે છે

અને આ વિચારશ્રેણિમા એક ડગલુ આગળ પણ વધી શકાય છે સાડાત્રણ સૈકા દરમિયાન થયેલી બધી જ સલતનતોમા છાવણીશાહી પૂરેપૂરી પ્રવર્તેલી નથી ‘એ છાવણીશાહીનો શુધ્ધ નમૂનો—આપણે તાબે કરેલી પ્રજાના પ્રમાણમા એટલા તો નિર્બલ છિયે કે–અપ્રાપ્ય છે, અથવા તો, એ નમૂનો–દુષ્ટ જ છે, આપણે કઇક બીજો પ્રયોગ કરિયે,’ એવા સ્પષ્ટાસ્પષ્ટ વિચારથી પ્રેરાઇને કેટલીક સલતનતો મૂલથી જ જુદા નમૂનાની રચાઇ હતી, અને કેટલીક પાછળથી નબળી પડતા ક્રમેક્રમે મૂલ નમૂના કરતા જુદા સ્વરૂપની થઇ હતી ટુંકામા, મુસલમાન સલતનતો સ્થપાઇ તો ખરી, પણ હિંદુઓના વત્તાઓછા ટેકાથી જ નભી શકે એવુ પણ કેટલીકનુ સ્વરૂપ ઘડાયુ. સનાતન હિંદુ સંસ્કૃતિમા રાષ્ટ્રને જે સ્થાન આપવામા આવ્યુ છે, ક્ષત્રિય રાજાઓના હક્કની

---

* આનો એક સુંદર દાખલો સાંભરી આવે છે. સુરતના મિ અબદુલ્લાભાઇ યૂસફઅલિ સિવિલિયન થયા પછી થોડા જ વર્ષમા (ઘણુ કરીને ઇ સ ૧૯૦૦ પહેલા) અલિગઢ કૉલેજની મુલાકાતે ગયા હતા, ત્યા પ્રિન્સિપાલે એમને વિદ્યાર્થીઓને –ઇક ભાષણરૂપ બોધ દેવાની વિનંતિ કરતા, એઓએ ત્યાના વિદ્યાર્થીઓને કહ્યુ હતુ—“તમે ઇસ્લામ વિશે તો પૂરી નિષ્ઠાથી બધુ ભણશો જ એ મ્હારી ખાતરી છે પણ મ્હારી ખાસ ભલામણ છે કે રામાયણ અને મહાભારત પણ તમારે એટલી જ નિષ્ઠા અને માનબુદ્ધિથી ભણવા એમા રામચંદ્ર અને સીતા, યુધિષ્ઠિર અને દ્રૌપદી, ભીષ્મ અને કુન્તીના જે ઉમદા ચારિત્ર્ય નિરૂપેલા છે, તેનો જોડો આખી દુનિયાના સાહિત્યમા પણ ભાગ્યે મળી આવે”

જે મર્યાદાઓ આણી છે, અને તેમને માથે જે ફરજો નાખી છે, એમાનું કેટલુંક આ વિદેશી મ્લેચ્છોએ સમઝ્યેઅણસમઝ્યે પણ સ્વીકાર્યું અને કૃતિમા ઉતાર્યું બંગાલ, જાનપુર, માળવા, ગુજરાત અને ગુલ્બર્ગ તથા તે ફાટતા થયેલી નિઝામશાહી આદિ સલતનતો આ મિશ્ર રૂપની હતી હવે વસ્તુસ્થિતિ આ જાતની હતી તો તેના વિશે એક ગંભીર સવાલ ઉત્પન્ન થાય છે. છાવણીશાહી અને મિશ્ર એ બે સ્વરૂપની સલતનતોમાથી હિંદના ઇતિહાસની દૃષ્ટિએ વધારે મહત્ત્વની કઇ સલતનતોને ગણવી? શુદ્ધ છાવણીશાહી સલતનતોને કે મિશ્રને? મુસલમાની અહેવાલો શુદ્ધને જ વધારે ગૌરવ આપે છે મિશ્ર સલતનતોના એમના ઇતિહાસ છેક ત્રુટિત, અપૂર્ણ અને ટુકામા પતાવેલા છે આ પણ એ અહેવાલોની એક ગભીર ન્યૂનતા છે **મુસલમાન અને હિંદુ સસ્કૃતિના નિકટ સંબંધમાથી જે મહાભારત પરિવર્ત્તો થઇને, આપણી હાલની સંસ્કૃતિની જનેતા એટલે હિંદની મધ્યકાલીન સંસ્કૃતિ ઉત્પન્ન થઇ, તેના સર્વ મૂલ આ મિશ્ર સલતનતોમાં છે.** હિંદુ સંગીત, હિંદુ કલાઓ, ઉર્દૂ આદિ વર્તમાન ભાષાઓ અને તેમના વાઙ્મય, હિંદુ નાતો જાતો ધર્મો અને હિંદુ પહેરવેશ અને સાસારિક રિવાજો, હિંદુ કથાઓ, કિસ્સા, ભવાઇઓ, ગમલીલાઓ, રાસલીલાઓ, ભજનો, અને તમામ લોકસાહિત્ય, સર્વના ઉગમસ્થાન અહી છે એમાનું કેટલુંક છાવણીશાહી સલતનતોમા શરુ થયુ હશે, તે પણ, સભવિત છે કે, આ મિશ્ર સલતનતોમા સ્વીકારાઇ ફેલાઇને જ બહારની હિંદુ વસતીમા પ્રવેશ પામ્યુ આપણે આ સાડાત્રણ સૈકાઓનો જે ખરો ઇતિહાસ ઉકેલવાનો છે તે આ જ છે **આરંભે હિંદુ સંસ્કૃતિનુ હિંદના જુદા જુદા ભાગોમા કેવુ સ્વરૂપ હતુ, મુસલમાની સસ્કૃતિનો હુમલો થતા અને બને સેળભેળ થતા શા શા ફેરફાર કયા અનુક્રમમાં કેટલા બલથી કયાં કારણોને લીધે પ્રવર્ત્યા, અને અતે જે જે વિશિષ્ટ આકારમાં સ્થાયી થયા તેનો ખરો ખુલાસો શો જણાય છે?—** એ જ મધ્યકાલીન હિંદના ઇતિહાસનો મહાભારત સવાલ છે, જે હજી સુધી મોટે ભાગે અનુત્તર રહેલો છે વળી, એ ઉત્તર ઘટાવવામા એ આપણા મુસલમાની અહેવાલો, સાધનો તરીકે, બહુ ઉચી પક્તિના ગણી શકાય એમ છે નહીં દાખલા તરીકે, આ દૃષ્ટિએ અમીર ખુશરૂના ઐતિહાસિક લખાણો કરતા એના બીજા લખાણો ઘણા વધારે કીંમતી છે મતલબ કે ઉર્દૂ, બંગાળી, ગુજરાતી આદિ વર્તમાન, અને ફારસી, અર્ધમાગધી, અપભ્રંશ, સંસ્કૃત આદિ જૂની ભાષાઓનુ એ સૈકાઓનુ—ચોક્કસ એ સૈકાઓનુ ગણી શકાય એવુ—સર્વ સાહિત્ય, જે જે મળી આવે તે સશોધીને પ્રકટ કરવુ, એ આ સમયના ઇતિહાસનુ જ એક અતિ મોટુ કાર્ય છે સાહિત્યની કે બીજી કોઇ દૃષ્ટિએ તે કૃતિઓ ગમે તેટલી ઉતરતી જણાય, તથાપિ એ સમયની સસ્કૃતિનો ઇતિહાસ ઘટાવવાને માટે એ જ સર્વોત્તમ સાધન ગણવાનુ છે, એ નિર્વિવાદ છે આપણા વિદ્વાનોમા ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલે+ આ દિશામા સારી પ્રવૃત્તિ આરભી હતી, તે એક કરતા વધારે વિદ્વાનોએ આગળ ચલાવવાની આવશ્યકતા છે હિંદના મધ્યકાલીન ઇતિહાસના શોધકોને માથે આ કર્તવ્ય ઘણું મોટુ છે, અને તેમા પ્રાન્ત પ્રાન્તના વિદ્વાનો અને સરસ્વતીપોષક સસ્થાઓના સહકાર જેમ જેમ વધતા જશે, તેમ તેમ જ ઉચી કોટિની કાર્યસિદ્ધિ હાસલ થવા સભવ છે

---

+ જુવો બરોડા સીરિઝમા એમણે પ્રકટ કરેલા અને તયાર કરવા માડેલા પુસ્તકો, પાચમી પરિષદ્ માટે એમણે લખેલો નિબધ, વગેરે

## ૬ ૩. આર્થિક ઇતિહાસ.

લખેલો ઇતિહાસ ઉત્પન્ન થાય છે, અને બનેલા બનાવની નોંધ, સ્મારક, ચિહ્ન આદિ સ્થાયી રૂપમા જળવાય છે, એ માનવ પ્રકૃતિના ઉચ્ચ, મધ્યમ, અને નીચ ત્રણે જાતના ગુણોના પરિણામ છે લખેલા સાધનોમા અમુક પુરુષ વિશે ગીતો, પ્રશસ્તિઓ, જીવનચરિતો, અને માણસે પોતે પોતા વિશે લખેલી કે કહી રાખેલી હકીકત, ક્રમબદ્ધ અહેવાલો અને ઇતિહાસોથી કંઇક વહેલા ઉત્પન્ન થાય છે આ પ્રમાણે ખરાખોટા જીવનચરિતો અને તેના ખરાખોટા સાધનો જમાને જમાને પેદા થઇ તેમાનો મોટો ભાગ પાછો કાળની મુખગુફાના અંધકારમા સમાય છે છાપખાનાનો ઉપયોગ અને લખવાવાચવાની આવડત વધારે ફેલાય છે, તેમ તેમ આ સાધનોનો જથ્થો અતિશય વધી જાય છે, અને તેમાનો ઘણો ભાગ વધારે લાબા વખત સુધી પુસ્તકાલયો, વર્તમાનપત્રોના જૂના અંકો, ખાનગી સંગ્રહો આદિમા જળવાઇ રહે છે, અને આથી કરીને ઇતિહાસકને જોવાવિચારવાની સામગ્રીનો ગજ વધી પડે છે એટલુ જ નહી પણ તે ગુંચવણોથી ભરપૂર બની જાય છે સરવાળે સત્ય જ્ઞાનની ઉપલબ્ધિ અને સ્થાપનાનો સભવ વધે છે કે શી રીતે એ વિશે ઇતિહાસક્ષેત્રના ધુરંધર પંડિતો હજી શંકામા છે પરતુ આપણે ત્યા તો આ સર્વ ક્રમ હજી બીજદશામા છે અને એવા સાધનો વધે, તેમ તે વધારે ફેલાય અને વધારે ચર્ચાય, એ જ આપણા પ્રાતમા હજી જરૂરનુ છે. ભગવાનલાલ ઇંદ્રજી, દયાનદ સરસ્વતી,* અને નર્મદ જેવા મહાપુરુષોના પણ જોઇયે એવા ચરિત્રગ્રથો લખાયા નથી ગગા ઓઝા, હરિદાસ વિહારિદાસ અને ગોકળજી ઝાલા+ જેવા રાજપુરુષોના ચરિત્રોની પણ ખોટ જ રહેલી છે, અને તે હવે પૂરાવા સભવ પણ ઓછો જણાય છે આ પ્રમાણે શુ શુ નથી અગર જોઇયે એવુ નથી, એની

---

* એમણે પોતાના પૂર્વાશ્રમના જીવન વિશે અને આર્યસમાજની પ્રવૃત્તિ આરભી ત્યા સુધીની હકીકત પૂનામા બે ભાષણોમા કહી હતી તેનો અતિ ટુકો સાર તે વખતે મરાઠીમા છપાયો હતો આ દેવેન્દ્રનાથ મુકરજીએ શોધી કહાડી મ્હને બતાવેલો, ત્યારે એમની ઇચ્છાથી મ્હે એનો ગુજરાતી તરજુમો લખ્યો હતો, અને એમણે બતાવેલા ઇંગ્રેજી અને બગાળી તરજુમા મૂળ સાથે સરખાવી આપ્યા હતા આ ત્રણે પછી એમણે પ્રકટ કર્યા હતા આર્યસમાજીઓએ પ્રકટ કરેલા જીવનચરિતોમા આ સાધન હજી સુધી ઉપયોગમા લેવાયુ નથી, અને આ ઉપરાતની શોધખોળ હજી કોઇએ કરેલી જણાતી નથી

\+ કારણ કે એમાથી જેમના છે તે છેક જ ઉપલકિયા કૃતિઓ છે ' સુજ્ઞ ગોકુળજી ઝાલા ' એ ચોપડી પ્રકટ થઇ ત્યારે વખણાઇ હતી, તે એના કર્તાની પ્રતિષ્ઠા અને લાગવગનુ પરિણામ હતુ મુદ્દાની લગભગ કઇ પણ હકીકત દાખલ કર્યા વગર ચોપડી કેમ ગુથવી એ કલાનો એ ચોપડી બેશક સારો નમુનો છે "ઉત્તમ કપોળ કરસનદાસ મૂળજી" અથવા 'પાર્વતીકુવર આખ્યાન' જેવી ચોપડી સાથે એને સરખાવતા એની ગુંથણી કેવી જુદી જાતની છે એ તુરત પકડાઇ આવે છે અને ' સુજ્ઞ ગો ઝા. ' મા ધીરજલાલ મથુરાદાસ, પ્રાણલાલ મથુરાદાસ, બળવતરાય મુનશી, અને તે વખતના જુનાગઢમા બ્રહ્મક્ષત્રિયોના લાગવગ વિશે એવી રીતે લખ્યુ છે અને સૂચન કર્યા છે કે વાચનારના મન ઉપર ખોટી–અનૈતિહાસિક–છાપ પડે વળી, છેવટ, ચરિત્રના નાયક ગોકળજીનુ જે ચિત્ર આલેખ્યુ છે તેમા (૧) વ્યક્તિત્વ નથી આવ્યુ, અને (૨) તેના ગુણો શક્તિઓ આદિનુ જે વર્ણન કર્યુ છે તેને ઇતિહાસના કરતા પ્રશસ્તિનુ નામ જ ઘટે, એવુ મ્હારુ મત છે. ઉપકાર-વશ માણસને હાથે આમ થઇ જ જાય, એ કુદરતી છે અને સ્વ મનસુખરામના મનમા તો ઘણુ કરીને એમ પણ ખરુ કે નાગર ચારિત્ર્ય અને રાજ્યવહીવટ અને કુનેહના ઉજ્જવલ રગો જ આલેખવા આમ લેખક વ્યક્તિનો પોતાના નાયક માટેનો પક્ષપાત સારા કારણો અને આશયોમાથી ઉત્પન્ન થયો હોય ત્યારે પણ ઇતિહાસકની દૃષ્ટિએ તો તે પક્ષપાત જ

યાદી કરવા બેસિયે તો લાબી થાય એમ છે, પણ એ પ્રમાણે વખત ગાળવામા બહુ. સાર નથી. મુવેલા માણસ, ખોવાયલા સાધન, વહી ગયેલા અવસર યમરાજ પણ પાછા આપી શકે નહીં એટલે તેને બદલે આ પ્રદેશમા આપણા વાડ મયમા છેલ્લી બે પેઢીએ જે કરી બતાવેલુ છે તેના જ કઇ નમૂના ઇતિહાસદૃષ્ટિએ કઇક જોવા તરફ વળિયે

આખી જીદગી કે તેમાનો પાચદશ વર્ષ જેટલો કે વધારે સમય મોટી કામગિરીમા કે કોઇ ઉચ્ચ ભાવનાની સેવામા ગાળેલ હોય એવા માણસો વિરલ હોય છે. પરતુ કોઇ એક મોટા બનાવ કે સંજોગમા કોઇ રીતે સામેલ થઇ જવાથી અમુક કૃત્ય માટે નામના મેળવનારા પ્રમાણમા ઘણા વધારે હોય છે. આના બે ત્રણ દાખલા જોઇયે. ઇ સ ૧૮૮૩ મા તાપી નદીમા મોટી રેલ આવી હતી તે તા ૨ થી ૬ જુલાઇ સુધી રહી હતી, તેમા કેટલાક ગામ અને સુરતના પરા આખા તણાયા હતા એ બનાવ વિશે ગોપીપુરા કન્યાશાળાના મુખ્ય મહેતાજી વલ્લભરામ ઇચ્છારામે રચેલી કવિતામા નોધ્યુ છે કે દાદાભાઇ પાંડિયા નામના તારાએ એ દિવસોમા રાતદિવસ પાણીમા ગાળીને તણાઇ આવતા માણસોમાથી એકસો ને છને ઉગાર્યા હતા આ પરાક્રમ સદાકાલને માટે નોધી રાખવા જેવુ અસાધારણ કહેવાય. આપણે શાળોપયોગી ચોપડીઓમા સેન્ટ બર્નાર્ડ અને ન્યૂફાઉન્ડલેન્ડ કૂતરાઓની સેવાઓ નોધિયે છિયે, અને માણસે પોતાની જાતને જોખમમા નાખી કરેલી મોટી સેવાઓના અહીંના દાખલા આપણને જડતા નથી, એટલે તે પણ યુરોપીય નોધોમાથી ઉછીના લઇયે છિયે, તથા સામાન્ય રીતે માનિયે છિયે કે આપણે ત્યા એવી વીરતા, એવુ પૌરુષ, એવી સમયસૂચકતા, એવુ સાહસ પાકતા જ નથી પરતુ આ આપણું આપણા લોકો માટેનું હીણું મત વાસ્તવિક નથી. બહુરત્ના વસુન્ધરા. અહીં પણ રત્નો પાકે છે, અહીં પણ ખરી જરૂર વખતે માણસો નીકળી આવે છે, જોઇતી સેવા બજાવી આપે છે, અને થોડા વખત સુધી આપણે સૌ તેમની વાહવા એક અવાજે કરિયે છ ખરા, પણ પછી પાછા બધુ છેક ભુલી જઇયે છિયે મોટી રેલની કારમી+ તાણમાથી એકસોને છ મુડદા જેવી કાયાઓને કાઠે આણનાર માણસની આપણે શી કદર કરી? ઉપલી જ કવિતામા નોધ્યુ છે કે એને એક ઘડિયાળ રૂ. વીશનુ ઇનામ આપવામા આવ્યુ અને "રેલ ફંડ" માથી રૂા સોની ભેટ મળી આ કવિતા રચાઇ છે તે પણ કવિતા તરીકે છેક દમ વગરની છે. અને વળી એ કઇ દાદાભાઇના ગુણગાનની કવિતા નથી, રેલના આખા વિષય ઉપરની છે બસ, એ જ અને અત્યારે આપણે એના બાપનુ નામ, એનો ધધો, એના વારસો કોઇ હશે કે નહી, એ કશુ જ જાણતા નથી. આર્થિક ઇનામ કે બદલો એને વધારે મળવો જોઇતો હતો એમ હું સૂચવવા પણ માગતો નથી બચાવેલા જીવ દીઠ એને રૂા એકથી કઇક વધારે અપાયુ તે ઓછુ ગણાય, એને દર જીવે રૂ સો કે રૂા હજાર મળ્યા હોત તો ઠીક ગણી શકાત, એવા મતનો હું નથી આવી સેવાનો આર્થિક બદલો હોય જ નહી—એ ત્રાજવે એ મૂલ્ય થાય જ નહી વળી એની સેવાના પ્રકાર ઉપરથી હું ધારુ છુ કે એ માણસ તે વખતે ભરજુવાનીમા જોઇયે, અને માથાની તાલકીથી પગના તળિયા સુધી નમૂનેદાર બાધાનો હોવો જોઇયે. પ્રાચીન ગ્રીસમા આવો મર્દ માણસ થયો હોત તો તેની સગેમરમરની

+ વળી તાપીના વહનોમા તો સપાટીથી અ દર ઉતરી જતા વહનો ઘણા જ છે, અને મોટા ઝાડ અને લક્કડ પણ આવા વહનોમા અ દર એ આઇ કટકે કટકા થઇ જઇને જ પાછા ઉપર આવે એમ ઘણીવાર બને છે—જુવો Hunter's Imperial Gazetteer XIII (1887), p. 204.

પ્રતિમા-સર્જાઇ હોત આપણે તો એની છબી પણ સાચવી રાખવાની અક્કલ કે ગુણજ્ઞતા વાપરી નથી. નિ:સંશય, જે પ્રજાઓમા ઇતિહાસના સાધનો નથી ઉપજતા, નથી જળવાતા, નથી ચર્ચાતા, તે તે પ્રજાઓના અતિશય સ્વાર્થી અને અકૃતજ્ઞી સ્વભાવનુ જ એ પરિણામ છે*

ઐતિહાસિક બનાવ એટલે સામાન્ય રીતે રાજકીય અને આર્થિક બનાવો સમઝાય છે. અને રાજકીય તથા આર્થિક બનાવોનો અન્યોન્ય સબધ એટલો નિકટ છે કે ઇતિહાસના ક્ષેત્રમા કેટલાક વિદ્વાનો રાજકીય બનાવોના કારણ રૂપે બહુધા આર્થિક બનાવોને આગળ કરે છે આ મતમા તથ્યાશ કેટલો છે એ ચર્ચા અહી આપણને ઉપયોગી નથી, પણ મોટા આર્થિક બનાવો ઇતિહાસના ક્ષેત્રને ગમે તેટલુ સકુચિત ગણિયે તોપણ તેમા આવે એ મત સર્વમાન્ય છે. યુનાઇટેડ સ્ટેટસનો આન્તર વિગ્રહ (Civil war) જાગતા દુનિયાને આપણે છેડે ઠેઠ મુબઇમા શેરસટ્ટાની મોટી આર્થિક ઉથલપાથલ થઇ, તેમાથી આપણા મધ્યમ વર્ગના લોકોએ જે સાર કહાડ્યો તેની અસર ગુજરાતના કેટલાક ભાગમા એક આખી પેઢી ચાલી, એ મ્હે બીજે સ્થળે નોધેલુ છે × આ બનાવના ગુજરાતીમા સુભાગ્યે એકથી વધારે અહેવાલો છે, જેમાથી આગળ પડતા અનેક સાહસિક નરોના જીવનચરિત વિશે સારી માહિતી પારસી કવિ +'મનસુખ' કૃત "શેયર અને સટ્ટાબાજી" ની ચોપડી પૂરી પાડે છે આ શેરસટ્ટાના એક પરિણામ તરીકે સરકારે કૉટન ફ્રૉડ્સ ઍક્ટ (Cotton Frauds Act) કર્યો, અને જ્યા જ્યાથી રૂ મુંબઇ જતું તે સર્વ સ્થલે અમલમા મુક્યો, એટલે તે દરેક સ્થળે રૂમા ભેળસેળ ન થાય તેની ચોક્કસાઇ રાખવા માટે એક ખાતું એક મુખ્ય અમલદારના હાથ તળે મુક્યુ. આ અમલદારોમાથી ધોલેરામા નીમાયલા ન્હાનાભાઇ નરોત્તમદાસે ત્યાની પ્રજામા પોતાની સત્યનિષ્ઠા, પ્રામાણિકતા, ન્યાયવૃત્તિ, નિડરતા અને માથે લીધેલુ કામ ગમે તે મુશ્કેલી આવે અગર શ્રમ પડે પણ સોળ આના સફાઇથી કરવાનો ટેક,—એ

---

* રા. રા વિનાયક નન્દશકર મહેતાકૃત એમના પિતા નદશકર તુલજાશકરના કીમતી ચરિત્રગ્રથમા સુરતની મોટી આગનુ અચ્છુ વર્ણન છે, એમા તે વખતની જે કઇ નોંધો, ગરબીઓ, આદિ હજી જળવાઇ રહી હોય, તે શોધી તેમાથી કાયમ અમરતા ઘટે એવા ઉતારાઓ એ ઉમેરશે, તો એની ઐતિહાસિક કીમત ઓર વધશે

× જુવો બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકમા મ્હારો નિબધ-"ભરૂચના બ્રહ્મક્ષત્રિયોનુ વસ્તીપત્રક" આ પછી આજસુધીમા નાતોના વસ્તીપત્રક કરવાના કેટલાક પ્રયત્ન થયા છે, પરતુ સારુ શાસ્ત્રીય વસ્તીપત્રક તો એક જ રા રા જયકર પોતાની નાતનુ કરેલુ—મ્હારા જોવામા આવ્યુ છે મિ. જૅક બગાળાના એક આખા જિલ્લાનુ આર્થિક પૃથક્કરણ સામાન્ય બગાળી ગ્રેજ્યુએટોની મદદથી કરેલુ જાણીતુ છે. એ કોટિનુ શાસ્ત્રીય કામ આપી શકે એટલુ આપણી યુનિવર્સિટીના સામાન્ય ગ્રૅજ્યુએટોનુ ગજુ જણાતુ નથી પરતુ, પોતપોતાની નાતોના વસ્તીપત્રક અને આર્થિક સ્થિતિના બે ત્રણ દાયકાના નિરીક્ષણ અને પૃથક્કરણ તો તેઓ ધારે તો કરી શકે આવુ વાડમય દેશની હાલની સ્થિતિ ઉપર સારી પેઠે પ્રકાશ પણ પાડી શકે.

+ 'મનસુખ' મચેરજી લગડાનાનુ તખલ્લુસ હતુ એ સાહસિક વેપારી, સ્વતત્ર કવિ, અને સસારસુધારક લડવૈયા વીરના બે સારા જીવનચરિત્ર લખાયા છે, એક એના 'ગજનામુ' નામે જાણીતા કૃતિસગ્રહમા એક એના મિત્રે લખેલુ બીજું એના પુત્ર ડાક્તર કાવસજીનુ પારસી કવિઓની પદ્ય રચના—'બેતબાજી'—એક એવો ઘાટ છે કે તે ગુજરાતી આખ કાન ને રસ વૃત્તિને—પારસી અક્ષરાર જ વાપરીને બોલ્યુ તો કબાબમા કાકરી કે હાડકાના કચ્ચરો આવ્યા કરે

ગુણો+ માટે એવી તો છાપ પાડી, કે કેટલાક વખત સુધી એ ધોલેરાના મુકુટ વગરના રાજા જેવો હતો એમ કહી શકાય. અને એ સમય દરમિયાન એના હાથથી બે મોટા કામ પણ થઇ શક્યા: ધોલેરાના જૂના તળાવનું સમારકામ, અને મારવાડમા મોટો કાળ પડેલો ત્યારે ત્યાથી કેટલાક મહિના સુધી ચાલ્યા જ આવતા સેંકડો દુકાળિયા માટે ખોરાકી કપડા મજૂરી અને દવાભાવ-જતનો બંદોબસ્ત. એક લાખ રૂપિયાની મોટી રુશવતથી ન લલચાયાની બીના સર ચિમનલાલ સેતલવાડના દાદા અંબાશંકર માટે તેમ આ ન્હાનાભાઇ માટે માત્ર આખ્યાયિકા નહીં પણ એક ચોક્કસ ઐતિહાસિક બનાવ છે ન્હાનાભાઇને વાંસદાની દિવાનગિરી બે વખત મળી હતી, પણ બંને વખત એ ત્યા ટુકી મુદ્દત જ ટક્યો એનો અમલ તે જમાનાના રાજ્ય કુટુબ અને દરબારીઓને કડક પડે એ સમઝવુ મુશ્કેલ નથી. ધોલેરામા પણ કાયદો એ ને એ પણ તેનો અમલ કરવામા વખત ફરતા સરકારે જ્યારે ઢીલુ મુકવાની નીતિ આદરી, ત્યારે ધોલેરાના કેટલાક વેપારીઓએ સમય વર્ત્તી ન્હાનાભાઇ સામે સાચીજુઠી અરજી કરેલી, તેના જવાબમા સરકારે દહીદૂધ બંનેમા પગ રાખવા જેવુ કર્યું, ત્યારે, સંભવિત છે કે, ન્હાનાભાઇ જેવા એકમાર્ગીને આકાશ જાતે સ્વેચ્છાથી રસાતલ જતુ હોય એમ ભાસ્યુ હશે એ જમાનાના અંબાલાલશાહી મગજોમા બાધછોડ, કુનેહ, સમય વર્ત્તવો, માણસો જોવા, ધીરજ રાખવી, " ધીરે ધીરે સુધારાનો સાર " સાધવો–Compromise, tact, policy, patient and gentle pressure, a gradual purification of the entire atmosphere—એવી બાબતો હતી જ નહીં, અગર અપ્રામાણિકતા અને કર્તવ્યચ્યુતિના ગોળ ગોળ પર્યાય રૂપે જ હતી કમનસીબે, ન્હાનાભાઇનુ કૃપાશંકર ભગવાનજી વૈદ્યનું લખેલુ જીવનચરિત્ર ( જેમા ઉપલી વિગતોના ઇસારા મળી આવે છે તે ) બહુ આછુ અને ટુકુ છે, અને એ ખોટ હવે પચાસ–સાઠ વર્ષે પૂરવી અશક્ય છે.§

આ શેરસટ્ટો એક તોફાની વાયુ હતો, જે અમુક સમયે અમુક વિદેશી સંજોગમા ઉઠયો અને એ કારણ શાંત થતા પાછો થોડા વખતમા નરમ પડી ગયો તે વખતે આપણા દેશમા હાલના જેવા ચલણુ સટ્ટાબાજો હાલના જેટલા હતા પણ નહી હવે ગુજરાતના કાયમી આર્થિક બનાવો કઇક જોઇયે એ બનાવો બે વર્ગમા પડે છે, જેમાથી સરકારની પ્રેરણાથી થયેલા બનાવોનો વર્ગ પહેલો લઇયે સરકારી પ્રેરણાથી જાહેર બાધકામો થયા છે, જેમા આગગાડી, રસ્તા, પૂલો આદિ માલ અને માણસની આવજાની જોગવાઇઓ ( transport facilities ), અને શહેરોને પીવા માટે ચોકખા પાણીના તળાવો અને કુવા

એવો લાગે પરંતુ ગુજરાતી ભાઇઓની ફરજ છે કે આ ઘાટની અરુચિઓ સહી લઇ પારસી કવિતાના અર્થ અને ભાવનુ લાલિત્ય મળી આવે તેટલુ પીવુ

'મનસુખ' ના પ્રિન્સ આલ્બર્ટ વિશેના કાવ્યનો સર જમશેદજી જીજીભાઇના કુટુબમા એક શિક્ષક તરીકે કામ કરનાર કોઇ મિ હૅમિલ્ટને ઈંગ્રેજી પદ્યમા તરજુમો પ્રકટ કર્યો હતો, ઈ સ ૧૮૬૫. પારસી ગુજરાતી વાઙમયમા બીજા પણ કેટલાક જીવનચરિતો સારા છે

+ આપણી પ્રજામા કેળવાયેલાઓની પહેલી પેઢીમાથી આવા ગુણો માટે દુર્ગારામ મહેતાજી, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, અંબાલાલ સાકરલાલ, પ્રાણલાલ મથુરાદાસ, મહીપતરામ રૂપરામ, આદિ જાણીતા થયા છે, તેમા આ સુરતની કાયસ્થ જ્ઞાતિનો એક દાખલો વધે છે

§ આ જીવનચરિત્ર ધોલેરાના વેપારીઓ આદિ ઉજળી વસ્તીની મોટી જાહેર સભામા તા. ૧૯ જુલાઇ ૧૮૭૫ ને રોજ લાગેવળગતા ભાગ વાચી સભળાવ્યુ હતુ

મુખ્ય છે. ગુજરાતકાઠિયાવાડના મિસ્ત્રી, કડિયા, સલાટ, ગુજ્જર, સુથાર આદિએ આ કામોમા એકલા પોતાના પ્રાતમા નહી પણ લગભગ આખા હિંદમાં અચ્છી કામગિરી બજાવી છે. પરંતુ એ સર્વ એમણે નોકર તરીકે કર્યું છે, મોટા શેઠ તરીકે કોઇને હજી સ્વતંત્રપણે પોતાની સર્ગશક્તિ ખીલવવાની તક મળેલી નથી. એટલે બ્રિટિશ અમલ મંડાયો ત્યારે જે કંઇ કારીગિરી અને કલાકૌશલ આપણી પ્રજામા આ ધંધાઓને લગતા હતા, તેમા જીવ જેવી વૃદ્ધિ થઇ નથી એટલુ જ નહી પણ ઘટ થઇ છે, એમ કહેવુ ઇતિહાસકને પ્રાપ્ત થાય છે આપણા રાજાઓ અને ધનાઢ્યો પણ આ બાબતોમા દેશી ઉંચા હુન્નર અને કલાઓને હીણા અને વિદેશી ઉતરતા હુન્નર–કલાને પણ વખાણવા લાયક ગણતા થયા, તેથી શહેરોના મહેલો, મકાનો, મંદિરો,+ વાડીઓ, બગલા આદિમા પણ સંગીન અને સુદર અને સ્થાનિક આત્માની સ્વતંત્ર લીલામય જે કંઇ હતું, તે આપણે મોટે ભાગે ખોયું છે,* અને તેને ઠેકાણે ન સુદર, ન સંગીન, ન સ્વતંત્ર એવી માત્ર નકલિયા અને સસ્તી ટાપટીપ ઘુસી છે અને વધતી જાય છે બાજઠ ગયા છે, બાકડા થયા છે, ગાલીચા ગયા છે, ખુરસી ત્રિપાઇઓ થઈ છે. પાલખી અંબાડી ગયા છે. પરાઇ મોટરો દોડાવિયે છિયે, ચારડ મેના માફા રથ ગયા છે અને વિક્ટોરિયા શિગ્રામો માત્ર ખીલીઓ ઠોકી ઠોકીને ઉભી કરિયે છિયે, પટારા અને મજુસો ગઇ છે અને સેફો સાધિએ છિયે ઢોલિયા ગયા છે અને દરિયાપારથી આવતા પલગો પર સુઇયે છિયે, પીતાબર અને રેજા ગયા છે અને પાટલુનો બ્લાઉઝો વડે સાહેબમડમ બનવાના કોડ પૂરિયે છિયે. બધુઓ, સ્વદેશી ધર્મની હદ કાપડ વણાટ અને રેંટિયા પૂરતી જ ગણો છો? પ્રતિજ્ઞા લેવાથી અને હજારોની જાહેર સભાઓમા ઠરાવો ઉપર સહી કરવાથી જ એ પળાશે એમ માનો છો? એ પ્રતિજ્ઞાઓ અને ઠરાવો જ બતાવી આપે છે કે આપણા સ્ત્રીપુરુષોના મન હૃદય અને રસવૃત્તિ વટલ્યા છે, દેશવિમુખ ટુંક દૃષ્ટિના અને માત્ર તાત્કાલિક સ્વાર્થને વળગી પડનાર કૃપણ બન્યા છે વર્તમાન હિંદ તેમ વર્તમાન ગુજરાતનો આ એક મોટામા મોટો બનાવ છે હુન્નર કલાનો સંકોચ અને તેથી કરીને ખેતીની વધ, કસબી કામની માગનો સંકોચ અને તેથી કરીને કસબીઓને પણ પેટને માટે નગી મજૂરી કરવા પડતી ફરજ, દુકાળ વખતે ખોદકામ અને પત્થર ફોડવાના કામ શિવાય બીજું થોડુ જ કામ કહાડી શકાય છે એ સ્થિતિ–જેને મહાદેવ ગોવિંદ રાનડે progressive ruralisation and rustification કહે છે,–તે આ બનાવના જ જુદા જુદા પાસા છે આ માટે કોઇ સરકારને દોષ દે છે, કોઇ કેળવણીને અને કોઇ બંનેને. સૌથી વધારે ઉંડો દોષ આપણી પોતાની જડતાનો છે આપણા શિક્ષિત વર્ગે દાયકાઓ સુધી પાશ્ચાત્ય સંસ્કૃતિના બલ અને ખુબીઓ જ ચકિત નયને શુદ્ધ ભક્તિભાવથી નિહાળ્યા કર્યાં. આપણને પોતાને વારસામા મળેલી સંસ્કૃતિમા દ્રવ્યલાલસા અને ભૌતિક લાભનું પાસુ ગૌણ, એટલે ઇંગ્લિશ સંસ્કૃતિમા એ પાસું કેટલુ તો ઓતપ્રોત છે, તે આપણને દેખાયુ નહીં ખરુ જોતા તો ન્હાના અમથા ટાપુની વસતીનો વધતો જતો ભાગ રોજની ખોરાકીપોષાકી માટે પણ બહારની દુનિયા ઉપર આ-

---

+ આમા જૈન મંદિરો મોટે ભાગે અપવાદરૂપ ગણાશે–જુવો Fergusson ( and Burgess, 1910 ) II pp 26–7

* કલકત્તામા બગાળી પ્રજાના ધનાઢ્ય જમીનદારો બેરિસ્ટરો વગેરેએ સેંકડો હવેલીએ બાધી છે, તે સર્વને બાધ્યાની સાલના અનુક્રમમા ગોઠવતા આ હકીકત સ્વદેશી કલાપ્રેમીના હૃદય ઉપર આબાદ છાપ પાડે છે.

ધાર રાખે, તેની સંસ્કૃતિ જુદી જાતની સંભવે પણ શી રીતે? વળી ખનિજ× પદાર્થો અને તેમાથી થતો માલ પરદેશીઓને આપતા બદલામા જે ખોરાકીપોષાકીની વસ્તુઓ મળે, તે પણ પૂરતી ન પડતા બીજા ઉદ્યોગો એમને કરવા પડે, જે માટેનો કાચો માલ (Raw material) પણ એમને ખોરાકીપોષાકી ઉપરાંત પારકા દેશોમાથી આણવો પડે, એ સ્થિતિથી એમની સંસ્કૃતિમા ભૌતિક લાભ અને દ્રવ્યની લાલસા ઓર વધે એ કુદરતી જ છે † પાસેના મુલકોમા અસ્મિતા વધતા તેમના બજારો (markets) અને ત્યાના માલ મોઘા પડે, તેમ તેમ ઇંગ્લિશ સંસ્કૃતિને પોતાની વધતી જતી ઓલાદનું પેટ ભરવા માટે આઘા આઘા મુલકો શોધવા પડે, તેમાથી જે અવ્યવસ્થિત હોય તેને પોતાના સામ્રાજ્યના વાટા તળે લેવા પડે, અને ત્યાની વસતીમા અમુક વહીવટ, વ્યવસ્થા, જાનમાલની સલામતી, અને ન્યાયના ધોરણ રચવા પડે, જેથી એ વસતી પરદેશી છતા પોતાને વફાદાર અને વખાણનારી બને, અને ત્યાના બજાર અને ત્યાના માલદાર વર્ગો કશી રંજ કે દિક્કત વગર પોતાને લાબા વખત સુધી સાનુકૂલ રહે, —એ સર્વ કૃતિપરંપરા કે નીતિતંત્ર પણ આર્થિક કાર્યકારણની આવી વ્યાપક દૃષ્ટિએ સહેતુક બને છે. શુદ્ધ ધર્મપ્રવર્ત્તનની, જગત્કલ્યાણની, પરદુઃખભંજનની, અને પોતાના રાજસી સાત્ત્વિક પૌરુષના વિકાસની ભાવનાઓ* આવી કૃતિપરંપરામા—મદનવાસનામા જેમ પ્રેમની ભાવના ભળી એકરસ થાય છે તે ન્યાયે—સહેલથી ભળે છે, અને પ્રજાના ઉચ્ચાશયી સતાનોને તેમના કર્તવ્ય અદા કરવામા સનાતન નીતિબલ પૂરે છે, એ પણ હું તો સ્વીકારુ છુ, અને જે કોઇ નથી સ્વીકારતા તે એટલુ અશુદ્ધ દર્શન અને એટલો અન્યાય કરે છે, તથા જાણેઅજાણે દ્વેષ બુદ્ધિ પ્રવર્ત્તાવવાનું પાતક વત્તુઓછુ વ્હોરે છે, એમ માનુ છુ

પણ—પણ—આપણે એ દાયકાઓ સુધી ન જોયુ, ન સમઝ્યા દાયકાઓ સુધી આપણા ડાહ્યામા ડાહ્યા પુરુષો પશ્ચિમની મોરલીએ નાચ્યા. પીયાનો, વાયોલિન, હાર્મોનિયમ લીધા, બીન સારંગી તાઉસને તરછોડયા, સેન્ટો છાંટી, અત્તરગુલાબજળથી સુગાયા હું ધારુ છુ કે અઢારમા સૈકામા આપણે ત્યા ચાલી રહેલ મારકતલ, ન્હાસભાગ, અને અધાધુંદીમા આપણો આપણી સંસ્કૃતિમાતા ઉપરનો રાગ છેક તામસી થઇ ગયો હશે, નહીં તો આજે આપણે ઘરના ખુણાથી છેક ગિરનાર શત્રુંજય અને આબુના મંદિરના કળશ સુધી જે મહાભારત પરિવર્ત જોઇએ છિયે—જે લગભગ આખા હિંદમા વત્તોઓછો વ્યાપેલો છે—તે આટલા થોડા સમયમા માત્ર આર્થિક બળોના ઘસારાથી થાય નહી ખરેખર સંસ્કૃતિસંપન્ન

× મુખ્યત્વે કોલસો, જુવો, ઇ-ન-, J Ellis Barker Economic Statesmanship (1920), પ્રકરણ ૧૮ મુ

† ઇંગ્લાડની આર્થિક ઘટના (economic organisation)નુ ખરુ તત્ત્વ આ છે, ફ્રીટ્રેડ (free trade) નથી

* મોર્લિ, રિપન, વેડરબર્ન, અને હ્યૂમ જેવાએ હિંદની સેવા કરેલી તે આથી જરા પણ નીચી ભાવનાઓ અને મનોવૃત્તિઓના પરિણામ ગણનાર એ પુરુષોને અન્યાય કરે છે અને હિંદમા સિવિલ વા મિલિટરી અમલદાર તરીકે, મિશનરી અને શિક્ષક તરીકે, વા ધંધારોજગારે આવેલા હજારો અંગ્રેજોમા આવી ઉમદા કર્તવ્યનિષ્ઠાથી પ્રેરાયલા—આપણા લોકો સામાન્ય રીતે માને છે તે કરતા—ઘણા વધારે થઇ ગયા છે આપણી પ્રજા માને છે કે પુણ્ય તપે ત્યા સુધી રાજ્ય ટકે, તે પુણ્ય તે આ ઉમદા કર્તવ્યનિષ્ઠાથી ઉત્પન્ન થતી રાજ્યનીતિ, અને એ નીતિને અભિશુદ્ધ અમલમા મુકવા મથતા અધિકારીઓનો esprit de corps Prestige પણ આવુ સાત્વિક હોય તો—આવુ સાત્વિક રહે ત્યા સુધી કલ્યાણકારી છે, પોષવા યોગ્ય છે

પ્રજા પણ જંગલી અસંસ્કૃત પ્રજાના જેટલી ઝડપથી પરાઇ સંસ્કૃતિ ઉપર મોહી પડે, તો પછી સંસ્કૃતિઅસંસ્કૃતિમા ફેર શો? માટે જ લાગે છે કે આ આર્થિક બનાવ બની આવવામા સૌથી વધારે ઉંડો દોષ આપણી પોતાની જડતાનો છે અઢારમા સૈકાને અંતે આપણી બુદ્ધિશક્તિ નામની જ રહેલી, એ ઐતિહાસિક અનુમાન ગમે તેટલુ કડવુ લાગે તોપણ સત્ય તરીકે આપણને સ્વીકારવુ પડશે

હવે શુ કરિયે, શુ કરતા થઇયે તો ભાવિ સુધરતું આવે?—એ સવાલ રાજપુરુષો માટે છે ઇતિહાસનું મનન–સશોધન ક્ષેત્ર ભૂતકાલ જ છે માટે હવે આપણે પ્રજાપ્રેરિત આર્થિક બનાવો ઉપર નજર નાખિયે એ વર્ગમા પણ મુખ્ય બે જણાય છે. પ્રથમ ગુજરાતકાઠિયાવાડના ક્ષેત્રફળમાનો જ બનાવ લઇયે આપણા પ્રાન્તમા મિલો અને છાપખાના જેવા યાન્ત્રિક ઉદ્યોગો સારી ઝડપથી ફેલાયા છે એ વર્તમાન ગુજરાતનો એક મોટામા મોટો બનાવ છે કઇને કઇ સાહસ અને અક્કલ વગર આ બન્યુ નથી એ સ્વીકારિયે પરતુ થયેલી પ્રગતિથી ન અંજાતા, આમા આપણી પ્રગતિ આજ લગી અમુક ટુકી હદ સુધીમા જ થઇ છે, એ ગભીર હકીકત આપણે ખાસ જોવાની અને વિચારવાની છે આ પ્રદેશમા હજી પણ આપણે નકલ કરતા નિશાળિઓને સ્થાને છિયે પરોપજીવી અને પરાધીન છિયે કોઇ પણ જાતના બલોત્પાદક (motor) કે ગતિપ્રેરક (engine) થી માડીને માલ ઉપર છેવટ વપરાતા કોઇ પણ જાતના સાચા સુધીમાનુ કઇ જ આપણે બનાવતા નથી, તો તેમા ઘટતો ફેરફાર કરવાની કે નવા ઉત્પાદનક્રમ (methods of production) રચવાની તો વાત જ કયા કરવી! શીખેલુ સમ્પૂર્ણ પોતાનું કરે અને તેમા બુદ્ધિ સ્વતત્ર લીલાથી રમવા માડે, તેને જ નવુ વધારે સારુ કદાચ સુઝે, અને નવુ નવુ વધારે સારુ કૃતિમા મુકી સિદ્ધ કરી આપે, તે જ વૈજ્ઞાનિક અને યાત્રિક ઉદ્યોગોના દુનિયાના ઇતિહાસમા સ્થાન પામે હવે લોઢુ, કોલસો, લક્કડ, વાસ, કાન્ક્રિટ, જે માગો તે આ જ દેશમા જોઇતા જથ્થામા અને સસ્તું મળવાનો સમય આવી લાગ્યો છે માટે યત્રપડિત, વિદ્યુત્પડિત, વરાળપડિત, ગતિપડિત, બલપડિત બનો અને ઉપજાવો; ભાષા, ગણિત અને ફિલસુફીના જેવી એકાગ્રતા એ વિષયોમા સાધો **પાયાથી મોભ સુધી આખું કારખાનુ સ્વદેશી રચો, રાજનગર અને બદરથી દેશના ઉંડા ખુણામાં આવેલાં ગામડાંઓ સુધીનું આખું આર્થિક તંત્ર** (Economic life and activity, Economy) **સ્વદેશી રચો,** અને આગળ વધો. નિશાળિયાવેડામા બહુ વરસ ગાળ્યા. હમને પોતાને લાભ થયો છે, દેશને પણ કઇક થયો છે, પરતુ કારખાના આ જ મિસલે ચાલ્યા કરે ત્યાસુધી, અર્થશાસ્ત્રની છેલ્લી ખતવણીમા, સૌથી વધારે લાભ તો સાચા સામગ્રી યત્રો આદિ પૂરા પાડનાર દેશોને જ થયા કરશે એ નિર્વિવાદ છે

વારુ, આ યાત્રિક કારખાનાને બીજી દૃષ્ટિથી એટલે ધધા તરીકે તપાસિયે છિયે તો તેમા પણ કચાશ જ જોવામા આવે છે એક વર્ગમાના નિશાળિયા જેમ એક બીજાનું જોઇ લઇને એક બીજામાથી ચોરી કરીને વર્ગમા ઉપર ચ્હડવા મથે છે, તેમ આપણે ત્યા એક યાત્રિક ઉદ્યોગમા પડેલા ધધાભાઇઓ એક બીજાના ગળા કાપવાની સ્પર્દ્ધામા જ (cut-throat conpetition) પાવરધા છે. જે કાચો માલ, જે યત્રો, જે સામગ્રીની દરેકને જરૂર છે, તથા જે પાકો માલ (finished products) દરેકને વેચવો છે તેમા **સહકાર (co-operation) ના તત્ત્વનો આશ્રય** લેતા શીખી નહી શકાય ત્યા

સુધી ધધો સંગીન કે આતબર કેવી રીતે બનશે? દુનિયાની હરીફાઇ સામે ધધા ખેડવા છે અને ખીલવવા છે, તાત્કાલિક લાભની એકલપેટી કૃપણતા ક્યાસુધી નભશે?

અને છેવટ, એ જ કારખાનાઓમા શેઠ વર્ગ અને કામગાર વર્ગ વચ્ચેનો સંબધ નિહાળિયે છિયે તો તેમા ચે સતોષ વળે એવુ જોવામા આવતું નથી એ કામગાર સ્ત્રીપુરુષો અને બાલકો પોતપોતાના ગામડામા શારીરિક માનસિક નૈતિક કૌટુમ્બિક સાસારિક અને ધાર્મિક અમુક પ્રકારનું જીવન ગાળે છે અને ઉછરે છે એ જીવન જ એમની સંસ્કૃતિ છે. એ જીવન જ એમની માનવ-તા છે એ ગામડાની પ્રજા શહેરોમા આવી કારખાનાના કામગાર બને છે એથી એમની સસ્કૃતિ અને માનવ-તા વધે છે કે ઘટે છે?–રહે છે કે જાય છે? જગલી દેશોના કેદખાનામા પડતો નવો કેદી થોડા વખતમા જ માણસ મટી પશુ અને પશુ પણ મટી પિશાચ બની જાય છે, એ જાણીતું છે આપણા શહેરી કારખાનાઓમા આવતા ગામડિયાઓનુ એ પ્રમાણે ન બને તેને માટે શી સાવચેતી રાખવામા આવે છે? આ બાબતમા જુના કામગારો પોતાના નવા આવતા બધુઓ માટે અથવા નવા આવતા કામગાર-ઝુંડો પોતાને જ માટે કઇ કરે છે કે નહી? શેઠો કઇ કરે છે કે નહી? બ્હારનો સમાજ કઇં કરે છે કે નહી? અને છેવટ રાજ્યસત્તા કઇ કરે છે કે નહી? બધુઓ, ગુજરાતનુ આ પાટનગર તેના યાત્રિક ઉદ્યોગો માટે જાણીતું છે અહી હું એ સવાલ પૂછવા રજા લઉં છુ કે આ પ્રમાણે આવી ગભીર બાબતમા આખમીચામણુ કર્યા જઇયે છિયે તે કયા સુધી નભશે? આપણી મિલોની થાપણ કરોડોની અકાય છે, હર સાલ લાખોના બ્યાજ છપાય છે. આજ જે કુડીબધ મિલો છે તે કાલે સ્હવારે સેકડો થશે, આજ જે હજારો કામગારો છે તે જોતજોતામા લાખો× થશે, એમની સંસ્કૃતિ, એમની માનવતા કામગાર થતા વધે છે કે ઘટે છે? **કાંટાના એક તરફના પલ્લામાં કરોડોની પુંજી અને લાખોની નરી આવક ( net profit ) મુકિયે, બીજા પલ્લામાં દેશના લાખો સંતાનોની અવનતિ, અવગતિ, વિકૃતિ મુકિયે, તો તે બેમાંથી કયું પલ્લુ વધારે ધ્યાન આપવા યોગ્ય છે એ વિશે બે મત સંભવતા જ નથી.** શેઠ વર્ગ કહેશે, શુ આ બધો જ ભાર અમારે માથે? હુ નથી કહેતો, અર્થશાસ્ત્ર કે ધર્મશાસ્ત્ર કદપિ નહીં કહે કે બધો જ ભાર શેઠ વર્ગને માથે કર્મો અને તેના ફલો વચ્ચે સગીન સાકળવાળા આ સંસારમા સૌએ પોતાનો ભાર મોટે ભાગે પોતે જ વહેવાનો છે, શુ કામગારે કે શુ શેઠે. અને તોપણ જે વધુ સમજુ, જે શક્તિસાધનમા વ્હડે, જે વત્તા જોખમમા બેઠો હોય, જેનો શાખસદ્દો લોકમા અને રાજદરબારે વધારે, તેને માથે તેટલો વધારે ધર્મ શેઠ વર્ગ શુદ્ધ બધુભાવથી પ્રેરાઇને હાથે અને હેતે કામગાર વર્ગનો કઇ ચે ભાર પોતાને ખભે અને પોતાની પીઠપર લેશે કે નહીં? આને શુદ્ધ પરાર્થ (altruism) કહો કે દૂર અંદેશ સ્વાર્થ ( enlightened egoism ) કહો, બંનેની સરવાળે એકતા છે. અબાલાલભાઇ જેવા અમદાવાદના માનીતા લોકનાયક આ જ નગરીમા અનેકાનેક ભાષણોમા અજ્ઞાન, ગદકી, દારૂ, નુકસાનકારક મોજશોખ અને તેમાથી થતા ચેપી રોગો ઉપદ્રવો આદિના દાખલા ઉપર દાખલા આપીને શેઠ અને કામગાર, તવગર અને ગરીબ, અધિકારી અને ગુલામ,

× કાપડના ઉદ્યોગમા તૈયાર થતો માલ જે પ્રમાણમા જે ઝડપથી વધી શકે છે તેટલો કામગારોની સખ્યામા વધારો આવશ્યક નથી, એ ખરુ, પણ અહીં તમામ જાતના યાત્રિક ઉદ્યોગોને એક સામટા ધ્યાનમા લઇને "લાખો કામગારો થશે" એમ કહ્યુ છે

જાણેલા. અને અભણ વ્યાપાર અને ખેતી, શહેર અને ગામડા, બનેના અન્યોન્યાશ્રયનો અને તેમના વચ્ચે નિરંતર બંધુભાવની આવશ્યકતાનો અસરકારક બોધ કર્યા જ કરતા હતા, તે અવિલંબે કૃતિમા ઉગી નીકળશે, તો જ આ અત્યારે સમૃદ્ધિએ છલકાતી લાગતી નગરીની આબાદી અને વ્હડતી કળા દૈવી વારાફેરાના મારને સહી શકી લાબો વખત બની રહેશે.

આપણી પ્રજા ગુજરાત બહારના પ્રદેશમા મોટી સખ્યામા પ્રસરી છે અને વધુ વધુ પ્રસરતી જાય છે એ પણ વર્તમાન ગુજરાતનો એક મોટો પ્રજાપ્રેરિત બનાવ છે આપણે ગુજરાતીઓ ઘરકુકડી નથી, ફરતારામ છિયે એ આપણી પ્રકૃતિને આપણા ઉપર ફરી ફરી ગુજરેલા સિતમોનું એક શુભ પરિણામ ગણો, અથવા તો વિજેતા ગુપ્તો અને ગુર્જરોનું લોહી હજી આપણી નાડીઓમા હશે તેનું પરિણામ કલ્પો, કારણ જે હો તે એક વા અનેક હો,–પ્રજા તરીકેની આપણી પ્રકૃતિમા આ એક સ્થાયી લક્ષણ છે એ સિદ્ધ છે, અને ઓગણીશમી સદીના જાનમાલની સલામતીના વાતાવરણમા એ લક્ષણ ખીલી આવ્યુ છે ગુજરાતકાઠિયાવાડકચ્છનું ક્ષેત્રફલ વિશાળ નથી, વળી આપણે આપણા દેશમા કાચુ સોનું પાકે છે એમ કહિયે છિયે, અને માનીયે છિયે પણ એ માત્ર જન્મભૂમિ ઉપરના આપણા કુદરતી હેતને લીધે આપણે ઓપ આપિયે છિયે આપણા દેશનો ખરેખરો રસાળ ભાગ ઓછો છે એટલુ જ નહીં પણ હિંદમા એના કરતા બહુ વ્હડી જાય એવા પ્રદેશ ઘણા છે. વળી આછી જ વસ્તી નભી શકે એવો ભાગ પણ આપણા દેશમા થોડો નથી એટલે પેશાવરથી રામચદ્રજીના સેતુબધ સુધી અને દેવકીનદનની દ્વારિકાથી રંગૂન સુધીના બ્રિટિશ હિંદ અને દેશીરાજ્યોના વિસ્તારમા કોઇક જ શહેર કે જિલ્લો એવો જોવામા આવશે, જે ગુજરાતીઓ વિનાનો હોય લીંબુનો રસ જેમ ખાનપાનની તમામ ચીજોમા ભળે છે, મીઠી વિનયી બોલીનો માણસ જેમ ભાતભાતના ટોળામા સમાય છે, તેમ આપણે ગુજરાતી લોક હિંદની તમામ જાતની પ્રજામા હળી મળી જઇયે છિયે. આ ભરતખડ પણ મુકીને જમીન રસ્તે સમરકદ અને ઇસ્તમ્બૂલ સુધી, અને જળમાર્ગે અરબ્બી સમુદ્રના બેટો અને તેને પાર ઇરાન, એડન, પૂર્વ આફ્રિકા, ઝાંઝીબાર, દક્ષિણ આફ્રિકા; અથવા બંગાળી ઉપસાગર મુકી ઇસ્ટ ઇન્ડીઝના ટાપુએ ટાપુએ, સિયામ, ચીન, જાપાન, તે ઠેઠ આસ્ટ્રેલિયા અને અમેરિકા સુધીઃ—જ્યા જ્યા નજર નાખશો ત્યા ત્યા ગુજરાતી હિંદુ મુસલમાન અને પારસીઓના ન્હાના મોટા થાણા માલુમ પડશે. મનસુખે પોતાનો બેતબાજી ઉપરનો કાબૂ ચીનના કૅન્ટોન નગરમા સિદ્ધ કર્યો હતો. અરદેશર ખબરદાર મદ્રાસના વતની થયા છે આપણા એક ઉછરતા કવિ કલકત્તાવાસી થયા છે હરિલાલ-હર્ષદરાય ધ્રુવે એમની કવિતાઓમાની ખાસ વ્યક્તિત્વવાળી કેટલીક રાતા સમુદ્રથી સ્વીડનનૉર્વે સુધીના પ્રવાસ દરમિયાન લખેલી છે. અથવા, કવિઓ તો જાણે જ્યા હોય ત્યા શેષશાયીના નાભિકમલ પર વિરાજતા ચતુષ્કલાધરની આત્મજાના માનીતા ગણિયે. પણ આપણા વણકર અને રંગરેજ, આપણા મોચી મોદી અને સોની, નાગર, કાયસ્થ, ખેડાવાળ અને શ્રાવક, લુવાણા ભાટિયા, અને કપોળ, વ્હોરા, મેમણ, ખોજા અને પારસી, પટેલ કણબી અને અનાવળા, અને આપણા દુબળા અને ઢેઢ,—ઍટલાન્ટિક, પૅસિફિક અને હિંદી મહાસાગરોની વચમા ક્યા ક્યા અત્યારે નહીં હોય એ જ કહેવુ મુશ્કેલ છે' અને આ પ્રમાણે ચોતરફ પથરાયલા આપણા આ સર્વ ગુજરાતી થાણાઓને એક જથ્થો ગણીને તેને આપણે બૃહદ્ ગુજરાત કહી શકિયે. પરતુ એ મ્હારું જ પાડેલુ નામ ફેલાયુ છે તે કરતા વધારે ફેલાય

અને આપણા અને બીજા લોકોની સામાન્ય બોલીનો પરિચિત શબ્દ બને, તો પહેલા એ નામ પાછળની ભાવના વિશે વધારે વિચાર કરવાની ફરજ પ્રાપ્ત થાય છે. પ્રાચીન કાલનો બૃહદ્ ગ્રીસ ( Magna Grecia ) એક લોહી એક ભાષા અને એક સંસ્કૃતિવાળી પ્રજાનો પથરાટ માત્ર ન હતો. ગ્રીક લોકોનું પ્રજા–વ્યક્તિત્વ સ્પષ્ટ હતું, એમની પ્રજાકીય અસ્મિતા ઉજ્જવલ અને આવેશમય હતી, અને આ અસ્મિતાનો રસસંચાર મૂલ વતન અને સસ્થાનો વચ્ચે અનેક વહનો અને પ્રણાલિકા વાટે નિરતર થયા કરતો. રાજકીય બધારણમા ગ્રીક પ્રજા અનેક ન્હાના રાજ્યોમા ત્રુટેલી વહેચાયલી રહી, એ સર્વનું એક સામ્રાજ્ય કદાપિ ન થયુ, એ ઉપરથી કહેવાય છે કે ગ્રીકોની પ્રજાકીય અસ્મિતામા રાજકીય બધારણ ઉપજાવનાર તત્ત્વ નબળુ હતું પરતુ બીજા દૃષ્ટિકોણથી જોઇયે છિયે તો ગ્રીક ઇતિહાસના તમામ મોટા બનાવ સસ્થાનોની પ્રજાના ગ્રીકત્વની રક્ષા માટેના સીધા કે આડકતરા પરિણામ હતા ત્યારે બૃહદ્ ગ્રીસ એ નામ પાછળની ભાવના રાષ્ટ્રિય ચેતનવાળી પ્રજાકીય અસ્મિતાની ભાવના છે અને વળી વર્તમાન કાળના બૃહદ્ બ્રિટન (Greater Britain) નો દાખલો આ સત્યનું ખુલ્લેખુલ્લુ નિદર્શન છે બૃહદ્ ગુજરાત શબ્દનુ અર્થગૌરવ આ માપનું છે, તો એથી ઉલટુ આપણે ગુજરાતી પ્રજા શુ આપણા મૂલવતનમા કે શુ સસ્થાનોમા પ્રજા ( nation ) બોલને ધરે એવા ચેતનવાળા નથી, માત્ર એક લોકસમુદાય ( tribe ) જેવા છિયે. આપણામા પ્રજાકીય અસ્મિતા હજી જાગી નથી અથવા તો છેક મદ છે. એ જાગે, એ પોષાય, અને એના રસવિનિમય મૂલ વતન અને સસ્થાનો વચ્ચે એક દેહમાના લોહી, ઊર્મિ, ભાવ, કલ્પના, વિચાર, નિશ્ચય અને ક્રિયાના સચાર પેઠે, પ્રવર્તી રહે, ત્યારે આ આપણા પથરાટને બૃહદ્ ગુજરાતનુ નામ આપિયે તો તે છાજે પણ ખરૂ. હાલ તો આપણો પથરાટ એક લોકસમુદાયના આર્થિક પથરાટ જેવો જણાય છે.

વારુ, બીજાઓના આલિશાન મ્હેલ હોય તેથી આપણું જે પિતૃવ્ય મકાન તે આપણે અવગણવાનું નથી. અને એ આર્થિક પથરાટ પણ ઘણો મૂલ્યવાન છે આપણી જે વસતી વતનમાથી બહાર જઇ કાયમ બહાર વસે છે, તે વતનમા જ સમાય એમ નથી. એઓ વતનને સીધી કે આડકતરી રીતે જે જે લાભ આપ્યા કરે છે તે મળતા બધ થાય, તો વતનમા રહેનાર આપણને મોટી ખોટ પડે એમા પણ સંદેહ નથી અને પ્રજાકીય અસ્મિતા ભલે હજી ઉદય પામી ન હોય, તથાપિ એ સર્વ પરદેશને દેશ માની ત્યા વસેલા આપણા બધુઓની મીઠી નજર આ ગુજરાતકાઠિયાવાડ તરફ સદા તણાયલી રહે છે એ પણ નક્કી **जननी च जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी** એ ભાવ આપણા એ બધુઓની ગુજરાત તરફ કાયમની ઉર્મિ છે સ્વર્ગથી સૌ કોઇ જાણ્યેઅજાણ્યે અમૃતની આશા રાખે છે જનેતાથી સૌ જાણ્યેઅજાણ્યે સંસ્કૃતિ–પયની આશા રાખે છે જનેતાનું જનેતાપણું સંસ્કૃતિ–પયના ભાવઘેલા વિતરણે જ સાર્થક છે. તો ગુજરાતે પોતાનું જનેતાપણું આ પોતાનાં દૂર વસતાં સતાનો તરફ કૃતિમાં મુકવું પ્રાપ્ત થાય છે; પોતાનું સંસ્કૃતિ–પય એ સંસ્થાનો તરફ સદૈવ વહ્યા કરે એવાં વહનો અને વિધાનોની પાકી વ્યવહારુ યોજનાઓ અમલમાં મુકવાનું પ્રાપ્ત થાય છે. સસ્કૃતિપયના વિતરણનું મુખ્ય સ્થૂલ સાધન કેળવણી છે એ ગુજરાતની બહારના ગુજરાતી સસ્થાનોમાના માતાપિતાને પોતાના બાલકોને ગુજરાતી કેળવણી આપવામા ઘણી ઘણી મુશ્કેલીઓ પડે પણ છે. તેઓ ગુજરાતી શાળાઓ કહાડે છે, એ પાછળ પુષ્કળ ખર્ચ પણ કરે છે, વળી કેટલાક તો પોતાનો

વખત કહાડીને તેમા જાતે કઇંક શીખવવા પણ મથે છે. પણ આવી શાળાઓ કોઇ ઠેકાણે બરાબર જામતી નથી. કેટલાક માબાપ પોતાના છોકરાને કુમળી વયમા જ સ્નિગ્ધ કે દૂરના સગાંને ત્યા મોકલે છે, કેટલાંક છાત્રાલયો (boarding) વાળી શાળાઓમા મોકલે છે, પણ આમા યે શુક્રવાર વળતો નથી ઘણાખરા માબાપો હારીને આખરે પોતાના સ્થલમા જે બાબાની નિશાળો હોય છે, તેમા છોકરાને મુકે છે, પણ તે હારીને, આખરે, અને છોકરાનું ભાવિહિત છેક ન કથળે તે માટે જ. શાળાના દરેક વર્ગમાં પૂરતી સંખ્યાની આવક થયા કરે એટલી ગુજરાતી વસતીવાળા સ્થળોમા પણ આ પ્રમાણે બન્યા કરે છે, અને ઉત્સાહ તથા જોઇતો ખર્ચ ઉપાડવાની પૂરેપૂરી તૈયારી છતા, એનું મુખ્ય કારણ લાયક શિક્ષકો અને શિક્ષિકાઓ ગુજરાત છોડી એટલે આઘે સ્થાયી રહે એવા એમને મળી આવતા નથી, એ છે. હવે આ નિદાન જો ખરુ હોય તો આનો ઉપાય એક જ છે, **બજારુ ક્રયવિક્રયના વ્યવહારતંત્રથી જે પ્રાપ્ય નથી તે અમૂલ્ય વસ્તુઓ મેળવી આપવા માટે જ બંધુપ્રીત્યર્થ આત્મસમર્પણનું ધર્મતંત્ર સનાતન પ્રવર્તે છે** કેળવણીના સર્વફલદાયી કાર્યને માટે સુશિક્ષિત અને ચારિત્ર્યવાન ગુરુઓ આ પ્રમાણે મેળવવાનો રસ્તો વર્તમાન ગુજરાતને છેક અજાણ્યો છે એમ પણ નથી ગુજરાતમા યે ચરોતર એજ્યુકેશન સોસાયટી જેવી સંસ્થાઓ સ્વયસેવકોના સમર્પણ ઉપર જ ચણાતી આવે છે એમણે પોતા માટે આંકેલી ક્ષેત્રમર્યાદા ટુંકી હશે, ગુજરાતની સીમા અંદર જ દોરેલી હશે, તો તે વિસ્તારો **જ્યાં જ્યાં ગુજરાતી બન્ધુઓ વસી રહ્યા છે, ત્યાં ત્યાં લીલીછમ ગુજરાત જ છે, પછી છોટી કે મોટી,** એ વિશાળ દર્શન આના સસ્કૃત સ્વાર્થત્યાગી સ્વયસેવકોને તો સહજ છે. માટે આવી સસ્થાઓના કાર્ય ધુરધરોએ મોટી ગુજરાતમાથી બહાર નીકળી આ છોટી છોટી ગુજરાતોની કેળવણીની જરૂરિયાતો જોવી જોઇયે સૌથી વધારે જરૂર ગુજરાતી નિશાળોની છે પણ કેટલેક ઠેકાણે કન્યાશાળાઓ અને એંગ્લો-ગુજરાતી નિશાળો પણ સ્થાપી શકાય એમ છે, તો કોઇ કોઇ સ્થળે કોલેજોમા અને હાઇસ્કૂલોમા ભણતા ગુજરાતી વિદ્યાર્થીઓનુ છાત્રાલય થઇ શકે એમ છે ઉછીના પુસ્તકાલયોની માગ પણ મોટી જણાશે એમ હું ધારુ છુ આવા સ્થૂલ સાદા કેળવણી બધારણથી આરભ કરીશુ તો થોડા જ સમયમા તેને આધારે સંસ્કૃતિવિનિમયના સૂક્ષ્મ પ્રવાહો પણ વહેતા થશે ચરોતર એજ્યુકેશનલ સોસાયટી જેવી સંસ્થાઓના વડાઓએ આ સર્વ જાતે જોવુ જોઇયે, અને તેમાથી તે, ફાવે તેટલા સ્થલોમા, પૂરા પાડવાનું નવુ કર્તવ્ય પોતાને માથે ઉપાડવુ જોઇયે. એઓ ગુજરાત પાસે લાયક સ્વયસેવકોની વધતી જતી સંખ્યા માગતા જશે તેમ તેમ ગુજરાત તે આપશે મહત્કાર્ય માથે લેનારે અશ્રદ્ધાની હૈયાદુબળાઇને પ્રથમથી જ નવ ગજના નમસ્કાર કરવા જોઇયે આજે એ બીજ વાવો, એક દાયકામા તે ઉગી આવી વૃક્ષ થશે, અને બીજે દાયકો ઉતરતા તો સભવિત છે કે એની છાયા અને એના ફલફુલ એવા તો પ્રિય થઇ પડશે કે એક વૃક્ષની અનેકાનેક કલમો થશે અને દરિયાપારની ગુજરાતોમા પણ જશે

## ૪: સંસ્કૃતિના સંક્રાન્તિકાલનો ઇતિહાસ.

આર્થિક ઇતિહાસ રાજકીય ઇતિહાસનું એક આવશ્યક અગ છે, તેમ તે સંસ્કૃતિના ઇતિહાસનું સ્થુલ પ્રત્યક્ષ કલેવર પણ છે વર્તમાન ગુજરાતનો સસ્કૃતિનો ઇતિહાસ પણ હિંદના ઇતિહાસથી છેક અલગ પડાય એમ નથી અને તો પણ આર્થિક ઇતિહાસમા વર્ત-

માન ગુજરાતે જેમ વિશેષતા કરી બતાવી છે, તેમ સંસ્કૃતિના ઇતિહાસમાં યે 'વર્તમાન ગુજરાતનો પિંડ ન્યારો તો છે જ. દયાનંદ સરસ્વતીનો ચાતુર્વર્ણ્ય સુધારાનો આદેશ મુખ્યત્વે પંજાબમાં જ ઝીલાયો છે. રામમોહન રાય અને દેવેન્દ્રનાથ ઠાકુરનો બ્રહ્મસમાજ બંગાળામાં જ જન્મ્યો અને જીવંત છે. થિયોસોફીનું મુખ્ય થાણું મદ્રાસ પ્રાંત જ છે. ખ્રિસ્તી પંથોના પાદરીઓએ હિંદને ખ્રિસ્તી બનાવવાની અને પાશ્ચાત્ય કેળવણી આપવાની કોશીશો પ્રાંતે પ્રાંતે કરી છે, તે પણ બધે એક સરખી વિજયી નીવડી નથી. એમ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને કેળવણીના બલ પ્રાંતે પ્રાંતે પ્રસર્યાં છે, પરંતુ તેમાંથી પાકતાં ફલ પ્રાંતે પ્રાંતે દરેકની વિશેષતાએ કરીને ભિન્ન જોવામાં આવે છે. પ્રાંતોમાં પણ જુદા જુદા વિભાગોમાં સંસ્કૃતિફેર જોવામાં આવે છે* સંસ્કૃતિચંદ્રિકાની એકસરખી આભા બંગાળામાં યે નથી, દક્ષિણમાં યે નથી, તો બીજા પ્રાંતોની વાત જ શી ! વર્તમાન યુગનો સંક્રાન્તિ-ઇતિહાસ આરંભાયો તે વખતે દરેક મુખ્ય પ્રાંત અને પ્રાંતવિભાગની-પારિભાષિક શબ્દોમાં કહિયે તો દરેક મુખ્ય સંસ્કૃતિવર્તુલની-સ્થિતિ ખરેખરી શી હતી તેનું શાસ્ત્રીય ઐતિહાસિક ચિત્ર દોરિયે, અને પછી એ દરેક વિભાગમાં થતા આવેલા ફેરફારોની ઇયત્તા અને ગુણદોષ કારણો સાથે તપાસિયે, ત્યારે જ આ આખો ઇતિહાસ બરાબર સમઝાય. આવો ભગીરથ પ્રયત્ન કોઇ પણ પ્રાંતને માટે થયેલો હજી જાણવામાં નથી, અને તે માટેના સાધનોનો પણ ઝડપથી લય થતો ચાલ્યો છે. સંસ્કૃતિના સંક્રાન્તિકાળમાં મોટા અને વ્યાપક ફેરફારો જ્યારે ડગલે ડગલે વિવર્ધિત વેગ ( cumulative velocity ) થી થતા આવે છે ત્યારે તેનો ઇતિહાસ ઉકેલવા અને રચવામાં મુશ્કેલી પડે જ છે, એ જાણીતું છે. સાધનોની ઊનતાના કરતાં વધારે મોટી મુશ્કેલી જે સાધનો હોય છે તે દરેકને ઉકેલવામાં પડે છે. કોને કેટલું સાચું માનવું અને કેટલું વજન આપવું એ મુશ્કેલી ઇતિહાસના આ પ્રદેશમાં સૌથી વધારે નડે છે. જદુનાથ મહારાજ લાઇબલ કેસનો જ દાખલો જુવો. એમાં બે અંગ્રેજ-એટલે કે તદ્દન તટસ્થ-ન્યાયાધીશોએ પણ કેટલીક મહત્ત્વની બાબતો વિશે જુદાજુદા ચુકાદા આપ્યા હતા. બહેરામજી મલબારી જેવાના આશય અને કામગિરી વિશે 'એ પુતળું'+ હયાત હતું

---

* આર્થિક દૃષ્ટિએ પણ પ્રાન્તસીમાઓથી જુદી economic circles ની સીમાઓ ગણવી પડે છે એ જાણીતું છે. હિંદના મૂળ culture circles એના મુખ્ય ભાષાવર્તુલોથી ન્હાના અને આર્થિક વર્તુલોથી મોટા પડે એમ ધારું છું. સંસ્કૃતિના જુદા જુદા તત્ત્વોને પ્રાધાન્ય આપિયે તેમ જુદા જુદા વર્તુલો દોરવા પડે. વળી ભાષાવર્તુલો જ્યારે લગભગ સ્થાયી છે, ત્યારે આર્થિક વર્તુલો ઝડપથી ફરતા આવે છે અને સંસ્કૃતિવર્તુલો પણ ક્ષેત્રફળમાં વિશાળ અને સંખ્યામાં ઓછા થતા જાય છે. પ્રાન્ત પ્રાંતનું વધતું જતું ઐક્ય અને હિંદનું વધતું જતું ઐક્ય આ ફેરફારો દ્વારા સધાય છે.

\+ મલબારી માટેની આ શબ્દયોજના આ બાલાલભાઇની છે. મિ. જમશેદજી અરદેશર દલાલ, પ્રિન્સિપાલ ઉનવાળા, સર ફિરોજશાહ મહેતા, સર દિનશાહ વાછા આદિ કેટલાક મલબારીની ખરે જ વિચિત્ર પૂર્વાવસ્થાની ત્રુટક માહિતીને લીધે એ અસાધારણ મનોબળ વાળા માણસને પૂરતો ન્યાય આપતા નહી એમ ધારું છું. હું એમના નિકટ પરિચયમાં ૧૮૯૩ થી '૯૫ સુધી રહ્યો તે દરમિયાન એમની ઉચ્ચ ભાવનાઓ અને એમના ચારિત્ર્યબળથી દંગ થયો હતો. આથી ઉલટું આ બાલાલભાઇને મ્હારો મલબારી તરફનો ભક્તિભાવ સમઝાતો પણ ન હતો. માણસ માણસ વચ્ચેના પરિચયોમાં તેઓ સમાન વયના હોય છે કે વચ્ચે પાંચદશ વર્ષનો ફરક હોય છે, એ નજીવી જેવી જણાતી હકીકતથી subjective impression માં બહુ ફેર પડી જાય છે. એક જ વ્યક્તિ વિશે તેનાથી મોટા હોય તેની, બરાબરિયા હોય તેની, અને ન્હાના હોય તેની subjective

ત્યારે પણ બે અતિ ભિન્ન મત ચાલતા હતા, તેનો તોડ કે સમન્વય જેમ આપણે એ જમાનાથી આઘા જઇયે છિયે તેમ કરવા વધારે અશક્ત બનિયે છિયે. પુનર્લગ્ન ફગાવવા નીકળે છે તેઓને એ સંબંધ લગ્ન તરીકે કેવો નીવડશે એ કશી ભાંજગડ જ હોતી નથી, તો પુનર્લગ્નના વિરોધીઓ એવા ખરેખર નમૂનેદાર નીવડેલા લગ્નોમા પણ છિદ્રો જ જુવે છે. સસારસુધારા પરિષદોમાના ઘણા પ્રમુખો વ્યક્તિસ્વાતંત્ર્યમા જ જીવનસર્વસ્વ ગણે છે, તો ગોવર્દ્ધનરામ જેવા **न स्त्री स्वातंत्र्यमर्हति**+ની સમાજનીતિને લોકોપકારક, સુનીતિરક્ષક, અને સ્ત્રીના પોતાના ખરા હિત માટેની સિદ્ધ કરવા પ્રતિવાદ કરે છે ટુકામા કહિયે તો સુધારાનું ડગલુ ભરનાર મૂલ માણસ, તેના કૃત્યો અને આશયો વર્ણવનાર ઇતિહાસક, અને તે વાંચનાર, એ ત્રણેને નિખાલસ, સત્યવાદી અને સત્યપ્રેમી માનિયે, તોપણ એ ત્રણે અજાણ્યે પક્ષપાતી હોય છે, એ ઇતિહાસના આ રૂપની ત્રેવડી વિષમતા છે. યુરોપના રેફ્મેશન [ Reformation ] નો ઇતિહાસ, અત્યારે કોઇ પણ પંથના નહીં અનુયાયી કે નહી દ્વેષી એવા તટસ્થ ઇતિહાસકો સખ્યાબંધ થયા છે, તથાપિ હજી સર્વમાન્ય શાસ્ત્રીય ઇતિહાસની કોટિમા આવ્યો નથી. અમુક પક્ષનો મોટો ભાગ એ ઇતિહાસના એક વાદને શાસ્ત્રીય માને છે, વિરુદ્ધ પક્ષ તેથી ઉલટા વાદને શાસ્ત્રીય માને છે. મતલબ કે એ વિષયના બે કે વધારે ઇતિહાસો હજી પ્રવર્તે છે, તેમાથી વાચનાર એકને જ વળગે છે અગર પોતાને ગમતી ફુલગુથણી કરી લે છે ભલે આપણા દેશમા પણ એમ થાય, તથાપિ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, દુર્ગારામ મહેતાજી, કરસનદાસ મૂળજી અને નર્મદથી માડીને આપણા પ્રાન્તની સંસ્કૃતિનો ઇતિહાસ આપણે પણ લખવા માડવો જોઇયે જન્મચરિતો, વર્તમાનપત્રો, નિબધો, વ્યાખ્યાનો, ચર્ચાઓ આદિ જે જે સાધનો છે તેનો યથામતિ ઉપયોગ કરીને એક લેખક એક ચિત્ર દોરશે, તો તેમાના મત અને હકીકતમાના કેટલાક ભાગનાં ખડન વા સમર્થન બીજા લેખકો કરશે, અને એ પ્રમાણે વિષય છણાતો જશે અને અત્યારે ખાનગી સગ્રહોમા જ પડેલા સાધનો પ્રકટ થતા આવશે. નવલરામ લક્ષ્મીરામ પંડ્યા આવુ કઇક લખવાના હતા પણ ત્યા તો એમનુ શરીર લથડ્યુ અનેપ અત પામ્યુ એમની સૂક્ષ્મ બુદ્ધિ અને રસવૃત્તિમા એક મોટો ગુણ એ હતો કે જે પક્ષ પોતે ત્યજતા તેના ગુણ તેમ જે પક્ષ પોતે સ્વીકારતા તેના દોષ, એમના લક્ષમાથી સરી પડતા ન હતા, અને એ ગુણ દોષ બનેના અવનવી રીતે નિરીક્ષણ અને તુલના કરવામા એઓ રાચતા શાસ્ત્રીય તટસ્થતા આવા વિષયોમા લગભગ અપ્રાપ્ય છે, ત્યારે ગુણદોષ બનેનું એક સરખુ ધાણુ પાડનારી અગર તો બનેને એક સરખા અવગણનારી જડતા શાસ્ત્રીય તટસ્થતાની ખુરસીએ ચ્હડી બેસે છે, તેના કરતા પક્ષકાર ભલે હોય તથાપિ આવી સૂક્ષ્મ વિવેચક શક્તિ જેણે લાબા પરિચયથી ખીલવી હોય એવાને હાથે જ આવુ મહત્કાર્ય થવુ ઇષ્ટ છે

બધુઓ, આપણો પ્રાત હિંદના આગેવાન પ્રાતોમા ગણાતો નથી આગેવાન ગણા-

---

impression વૈયક્તિક છાપ બહુ જુદી જુદી થાય એ કુદરતી જ છે ખરે ઇતિહાસ આ subjective impression ની ભૂમિકાથી ઉચી ભૂમિના છે જીવનચરિતો પણ નાયકના મિત્ર સગા કે શિષ્ય કે આશ્રિત વર્ગમાના કોઇના કરતા તટસ્થ માણસને હાથે સહાનુભૂતિથી તથાપિ સ્વતત્રપણે લખાયા હોય તે વધારે વિશ્વસનીય, અગર જો કે સ્વતત્ર જેવો જણાતો લેખક પણ ભાગઇ કરે અને વળી નાયક વિરુદ્ધની હકીકત અને પુરાવા છુપાવે કે ફેરવી નાખે એમ પણ બને છે

+ मनु ४, १४७-९, ९, २-३

વાની ખાતર મથવાના હુંપદ અને અદેખાઇ આપણામા પ્રાંત તરીકે તેમ વ્યક્તિશઃ ઓછા હશે, તો તે દૂષણ પણ નથી વર્તમાન હિંદને ઘડવામા દાદાભાઇ નવરોજજી, દયાનંદ સરસ્વતી, જમશેદજી ટાટા અને મોહનદાસ ગાંધી જેવા નરરત્નો ગુજરાતકાઠિયાવાડે આપ્યા છે, તે કરતા બીજી કઇ સેવા વધારે મહત્ત્વની ગણાય, એ સવાલ ઇતિહાસકની ઉંડામા ઉંડી ફિલસુફીને પણ હ ફાવે એમા શક નથી ઇશ્વર આપણા પ્રાંત ઉપર એવી ને એવી મીઠી નજર રાખો, અને પ્રતિભા અને ચારિત્ર્ય અને નિર્મલતાથી* વિભૂષિત મહાશયો સ્ત્રીઓ અને પુરુષો અહી ઉપજાવ્યા કરો ' એ પરમકૃપાળુ પરમ હિતૈષી વિધાયક આપણી વ્હાલી જનેતાનુ ત્રિગુણાત્મક સંસ્કૃતિ-પથ તામસીમાથી રાજસી અને રાજસીમાથી સાત્ત્વિક બનાવો ' આમીન.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

---

# મૂળરાજ સોલંકીનું ચારિત્ર્ય-નિરૂપણ.

( લેખક–ચુનીલાલ વર્ધમાન શાહ. )

**મૂળરાજના ઇતિહાસનાં સાધનો.**

ગુજરાતમા ચૌલુક્ય અથવા સોલકી વંશની રાજગાદી સ્થાપનાર મૂળરાજ સોલંકીનો ઇતિહાસ જાણવાના જે સાધનો અત્યારે ઉપલબ્ધ થાય છે, તે સાધનોમાનો મોટો ભાગ જૈન ગ્રંથકારોને હસ્તે લખાએલા ગ્રંથોનો છે. સોલકી વંશના જે રાજાઓ ગુજરાતની ગાદીએ થઇ ગયા છે, તેઓમાના કેટલાકે જૈન ધર્મ અંગીકાર કર્યો હતો અને કેટલાકે સ્વધર્મ તરીકે શૈવ ધર્મ સ્વીકાર્યો હોવા છતા જૈન ધર્મ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી હતી, તેથી જૈન ગ્રંથકારોએ એ વંશના રાજાઓનો ઇતિહાસ બીજા રાજાઓના ઇતિહાસ કરતા કાઇક વિસ્તારથી લખ્યો છે આ અને બીજા ગ્રંથકારોના ગ્રંથરૂપી સાધનોમાના કેટલાકનો ઉપયોગ મર્હુમ મી કીન્લોક ફાર્બસે ' રાસમાળા 'મા મૂળરાજનો ઇતિહાસ લખતા કર્યો હતો અને જે કાઇ સાધનો પાછળથી પ્રાપ્ત થએલા તેનો ઉપયોગ દી બા રણછોડભાઇ ઉદયરામે તેનું ગુજરાતીમા ભાષાન્તર કરતા કરેલો છે. એ બન્ને ગ્રંથકારોએ ઉપયોગમા લીધેલા સાધનો ઉપરાત બીજા કેટલાક સાધનો પણ છે અને તે સઘળા સાધનો નીચે પ્રમાણે છે—

(૧) હેમાચાર્યકૃત દ્વયાશ્રય કાવ્ય
(૨) સુરથોત્સવ
(૨) મેરૂતુંગાચાર્યકૃત પ્રબંધ ચિંતામણિ.
(૪) વિચારશ્રેણી
(૫) સુકૃત સંકીર્તન

---

* મૂલ નિર્મમતા લખ્યુ હતુ પણ ' છાપખાનાના ભૂત'ના અજ્ઞાને તે ઠેકાણે નિર્મલતા છાપ્યુ તો હવે તે કાયમ રાખી વાચનારને એટલી જ વિનંતિ કરીશ કે નિર્મમતા સુધી પ્હોચે નહી ત્યા સુધી માણસમા પૂરી અને અણિશુદ્ધ નિર્મલતા ન હોય, એ ધ્યાનમા રાખે, ખરો નિર્મલ તે જ કે જે નિર્મમ

(૬) કુમારપાળચરિત્ર.
(૭) જીનમંડનકૃત કુમારપાળપ્રબંધ.
(૮) રત્નમાળ.
(૯) પ્રાચીન ગુજરાત.
(૧૦) ભગવાનલાલકૃત સૌરાષ્ટ્રનો ઇતિહાસ.
(૧૧) તવારિખે–સોરઠ
(૧૨) ગુજરાત–કાઠિયાવાડના ગેઝેટીયરો. ઇત્યાદિ.

મૂળરાજનો સંક્ષિપ્ત ઇતિહાસ.

મૂળરાજે પોતાના મામા સામંતસિંહ ચાવડાને મારીને ગુજરાતના રાજ્યસૂત્રો પોતાના હાથમા ગ્રહણ કર્યાં તે સમયને મી કીન્લોક ફાર્બસ પ્રબંધ ચિંતામણિને આધારે ઇ. સ. ૯૪૨ નો જણાવે છે, પરન્તુ વર્ષનિર્માણમા ‘વિચાર શ્રેણી’ વધારે આધાર રાખવા જેવી જણાય છે, કારણકે તેમા કેટલીક ચોકસી કરીને સાલો આપવાનો યત્ન કરવામા આવેલો છે. ‘પ્રાચીન ગુજરાત’ના કર્તાએ પણ વિચારશ્રેણીને જ આધારે મૂળરાજનો ગાદીએ બેઠાનો સમય સંવત્ ૧૦૧૭ નો એટલે કે ઇ સ ૯૬૧ નો જણાવ્યો છે. એ રીતે ગણતા મૂળરાજના રાજત્વનો એકંદર સમય ૩૫ વર્ષનો થાય છે.

પ્રબંધ ચિંતામણિ પ્રમાણે મૂળરાજે પોતાના મામા સામંતસિંહ ચાવડાને મારીને ૨૧ વર્ષની વયે ગુજરાતની ગાદી લીધી હતી સુકૃત સંકીર્તનમા મૂળરાજના મામાનું નામ ભૂભટ્ટ જણાવેલું છે. મૂળરાજનો પિતા રાજ સોલંકી પોતાના ભાઇઓ બીજ તથા દંડક સોલંકીની સાથે યાત્રાર્થે ભટકતો હતો, એવામા તેઓ પાટણ આવતા અને સામંતસિંહે બીજનું અશ્વપરીક્ષામા કૌશલ્ય જોતા તેને પોતાની બ્હેન લીલાદેવી આપવાનું વચન આપ્યુ હતું, પરન્તુ બીજને માત્ર એક આખ હોવાથી તેણે પરણવાના કહી અને પોતાના ભાઇ રાજને પરણાવ્યો. રાજનો પુત્ર મૂળરાજ થયો અને તે જન્મતા જ તેની માતા લીલાદેવીનું મરણ થયુ, એટલે મૂળરાજ મામાને આશ્રયે રહીને જ ઉછરવા લાગ્યો વખત જતા મૂળરાજ શૂરો અને પરાક્રમી નીવડયો રાજા સામંતસિંહ અને ચાવડા ક્ષત્રિયો આચાર–વિચારમા પતિત થવા લાગ્યા તેઓ મદિરાપાન કરનારા, વિલાસી અને દેવ ધર્મનું અપમાન કરનારા થયા. મામાના રાજ્ય ઉપર દેખરેખ રાખવાનો અને પોતાના શૌર્ય–વીર્ય તથા પરાક્રમથી રાજ્યને વધારી કીર્તિ તથા લોકપ્રિયતા સંપાદન કરવાનો અવસર એ રીતે મૂળરાજને મળ્યો. રાજાને પોતાની વિલાસપ્રિયતામા નિરંકુશ રીતે આગળ વધવાનો સમય મળ્યો અને તે સાથે રાજ્ય સુવ્યવસ્થિત તથા આબાદ બનવા લાગ્યુ, એથી સામંતસિંહ પોતાના ભાણેજ ઉપર તુષ્યમાન થયો એક વાર તેણે મૂળરાજને મદિરાના ઘેનમા રાજ્યાભિષેક કરી ગાદીએ બેસાડયો, પરન્તુ પુનઃ ભાનમા આવતા તેને ઉઠાડી મેલ્યો. એ પ્રમાણે કેટલીક વાર તેણે કર્યું. પરન્તુ એક વાર તો તેથી મૂળરાજ ગુસ્સે થયો. ભાટ ચારણો કહે છે કે તેના કાકા બીજ સોલંકીએ તેને ઉશ્કેર્યો હતો અને વળી એક ઇતિહાસકારના કથન પ્રમાણે એક બ્રાહ્મણની પણ તેમા ઉશ્કેરણી હતી. છેવટે મૂળરાજે ઉશ્કેરાઇને મામાનો ઘાત કર્યો, બીજા ચાવડાઓને પણ મારી નાંખ્યા, ભારે ત્રાસ મચાવ્યો. લશ્કરને પોતાના હાથમા લઇ લીધુ અને સર્વત્ર ધાક બેસાડી રાજ્યસૂત્રો સ્વહસ્તમા ગ્રહણ કર્યાં *

* ભાટ ચારણો કહે છે કે તે સમયે સામંતસિંહને અહિપત નામે એક બાળપુત્ર હતો,

મૂળરાજના ૩૫ વર્ષના રાજત્વકાળમા તેને ત્રણ મોટા શત્રુઓ સાથે પ્રસંગ પડેલો ઇતિહાસમા દર્શાવવામા આવેલો છે નાના યુદ્ધોની વાતો ઇતિહાસમા નથી, તોપણ લાખા ફુલાણી સામે લડતા મૂળરાજ ૧૧ વાર હાર્યો હતો, એવુ ઉપલક કથન માત્ર પ્રબંધ ચિંતામણિમા છે ત્રણ મોટા શત્રુઓમાનો એક ગ્રહરિપુ, બીજો લાટ દેશનો બારપ અને ત્રીજો સાંભરનો રાજા વિગ્રહરાજ હતો, જે સપાદલક્ષ કહેવાતો તેમા લાટદેશનો બારપ અને વિગ્રહરાજ તો એકી સાથે મૂળરાજ ઉપર તેના મુલકમા ચડી આવ્યા હતા અને ગ્રહરિપુ ઉપર મૂળરાજે પોતાની મેળે ચ્હડાઇ કરી હતી. ગ્રહરિપુ ઉપરની ચ્હડાઇમા તેણે કચ્છાધિપતિ લાખા ફૂલાણીનો નાશ કર્યો હતો અને સિંધુ દેશના રાજાને હરાવ્યો હતો લાખો સન ૯૭૯ મા મરાયો હતો, એટલે મૂળરાજે સૌરાષ્ટ્ર ઉપર ૯૭૮–૭૯ મા સવારી કરેલી હોવી જોઇએ. વિગ્રહરાજ અને બારપ એકી સાથે મૂળરાજ ઉપર ચડી આવ્યા હતા, તેમાથી વિગ્રહરાજ લડ્યા વિના મૂળરાજ સાથે મૈત્રી બાધીને પાછો ફર્યો હતો અને બારપને મૂળરાજે તથા તેના પુત્ર ચામુડે હરાવીને હણ્યો હતો આ યુદ્ધની સાલ બારપના પૌત્ર કીર્તિરાજના સમયના ઇ સ ૧૦૧૮ના તામ્રપટના અનુમાનને આધારે આધુનિક ઇતિહાસકારો ઇ સ ૯૭૮ ની માનવામા ભૂલ કરતા હોય તેમ જણાય છે. સામાન્ય રીતે બે રાજકર્તાઓના રાજત્વકાળને દરેકના ૨૦ વર્ષને હિસાબે એકદર ૪૦ વર્ષનો માનવો એ તો ઘણું જ વિલક્ષણ છે રાસમાળામા કહ્યુ છે કે ગ્રહરિપુને હરાવીને મૂળરાજ અણહીલપુરમા પાછો આવ્યો હતો, ત્યારપછી તેને ચામુડ નામે પુત્ર જન્મ્યો, એ કથનમા પણ અસંભવ દોષ જણાય છે ચામુડે બારપને હરાવવામા ભાગ લીધો હતો એટલે ઓછામા ઓછી તેની વય તે સમયે ૧૬ વર્ષની માનવી જોઇએ વળી તે સમયે ચામુડ હસ્તીપરીક્ષાની વિદ્યામા કુશળ હોવાનુ જણાવેલુ છે એટલે તે તે કરતા નાની વયનો હોવો સમવિત નથી સને ૯૭૯મા જ મૂળરાજ ગ્રહરિપુને હરાવીને પાછો પાટણમા આવ્યો હોય, તોપણ ચામુડ ૧૬–૧૭ વર્ષનો થાય ત્યારે તો સને ૯૯૬–૯૯૭મા મૂળરાજ સ્વર્ગવાસી થયો હોવો જોઇએ અથવાતો કુષ્ઠ રોગથી પિડાતો અને દાનધર્મ કરી નિવૃત્તિમા પોતાના છેલ્લા દિવસો ગાળતો શ્રીસ્થળ (સિદ્ધપુર)મા રહેતો હોવો જોઇએ આ ઉપરથી ચામુડનો જન્મ વહેલો થયો હોવાનુ માનવુ જોઇએ છે અને તે સાથે બારપ સાથેનુ યુદ્ધ ગ્રહરિપુને હરાવ્યા પછી ઓછામા ઓછા ૨–૩ વર્ષે થયુ હોવાનું માનવુ જોઇએ છે રૂદ્રમાળમા પહેલી પૂજા મૂળરાજે સન ૯૮૭ મા કરી એવુ એક તામ્રલેખ ઉપરથી જણાય છે, તો તે પહેલા શત્રુઓને હરાવવાની અને યુદ્ધકાર્યની પ્રવૃત્તિ પૂરી કરીને પોતાના જીવનના છેલ્લા આઠ–દશ વર્ષ દાન–ધર્મ–તપ ઇત્યાદિ કરવામા ગાળવાનું મૂળરાજે ઉચિત માન્યુ હોય એ સમજી શકાય તેવુ છે

ગ્રહરિપુના વ્યક્તિત્વ વિષે ઇતિહાસમા કશો નિશ્ચય જણાતો નથી દ્વ્યાશ્રય કહે છે કે ગ્રહરિપુ એ સૌરાષ્ટ્રના રાજાનુ નામ નથી, પણ વામનસ્થળીના રાજાનુ ઉપનામ છે તેનો અર્થ "શત્રુને પકડનાર" અથવા "ચદ્રનો શત્રુ=રાહુ" એવો થાય છે દી બા. રણછોડભાઇ રા' ગ્રાહરિપુ અથવા ગ્રહારિસિંહ નામનો રાજા હોવાનુ જણાવે છે સૌરાષ્ટ્રના ઇતિ

---

તેનો મૂળરાજ નાશ કરી શકે તે પહેલા તેને લઇને તેની માતા ભાટી રાણી પોતાના પિતાને ઘેર નાસી ગઇ હતી અને એ રીતે અહિપતનો બચાવ થયો હતો એ અહિપતને પાછળથી કચ્છમા આશ્રય મળ્યો હતો, પરન્તુ મૂળરાજની સામે થવાનુ પાણી તેનામા નહોતું

હાસમા મૂળરાજની સાથે લડનાર રાજાનુ નામ રા'કવાટ જણાવેલુ છે અને મૂળરાજે તેને મારી નાખ્યો હતો એમ કહેલું છે. મૂળરાજે ગ્રહરિપુને હરાવ્યો હતો પણ માર્યો નહોતો એ વાતને દ્વયાશ્રયનો ટેકો મળે છે, પરન્તુ ગ્રહરિપુના વ્યક્તિત્વ વિષે તો બે મત જ રહે છે સૌરાષ્ટ્રના ઇતિહાસમા રા'કવાટ તથા તેના પુત્ર નોંઘણની જે વાર્તા આપેલી છે, તેને દી બા. રણછોડભાઇ રા'ડયાસ તથા તેના પુત્ર નોંઘણના સંબંધમા બનેલી જણાવે છે. રા' ડયાસ તથા પાટણના રાજા દુર્લભસેનની વચ્ચે પણ યુદ્ધપ્રસંગ ચાલ્યો હતો એટલે એ કડી ત્યા બરાબર ગોઠવાઇ જાય છે. આ ગુચવણ ભાટ-ચારણોની મળતે મળતી વાતો ઉપરથી ઉત્પન્ન થઇ હોય એવુ જણાય છે તેવી જ રીતે બારપના અધિકાર વિષે ઇતિહાસમા કશો નિશ્ચય જણાતો નથી દ્વયાશ્રયમા તેને લાટ દેશનો રાજા કહેલો છે પ્રબધ ચિતામણિમા તેને તિલગ દેશના રાજા તૈલપનો સેનાપતિ જણાવ્યો છે સુકૃતસંકીર્તનમાં તેને કાન્યકુબ્જના રાજાનો સેનાપતિ કહ્યો છે અને કીર્તિ કૌમુદીમા તેને લાટેશનો સેનાપતિ કહ્યો છે તૈલપે રાષ્ટ્રકૂટોને સને ૯૭૨ મા હરાવ્યા હતા તેથી તેણે રાજા જેટલા અધિકાર વાળો પોતાનો સેનાપતિ લાટમા રાખ્યો હોય એ સંભવિત જણાય છે

રાજ્યને આબાદ કરીને, શત્રુઓથી મુક્ત થઇને અને ધર્મના માર્ગની આડે આવનારાઓનો ધ્વસ કરીને મૂળરાજે પોતાનું પાછલુ જીવન દાન-પુણ્ય કરવામા ગાળ્યુ. તેણે શૈવ ધર્મના કેટલાક દેવાલયો બધાવ્યા, રૂદ્રમાળ બંધાવ્યો, અને જૈન મદિરો પણ બંધાવ્યા. શ્રીસ્થળમા રહીને તેણે બ્રાહ્મણોને પુષ્કળ દાન આપ્યુ તેણે ભારતવર્ષના અનેક દેશોમાથી બ્રાહ્મણોને તેડાવીને તેમને જાગીર આપીને ગુજરાતમા વસાવ્યા. ઔદિચ્ય, શ્રીગોડ અને કનોજીયા બ્રાહ્મણોની વસતી ગુજરાતમા મૂળરાજના સમયમા જ પહેલવહેલી થઇ મૂળરાજે ગાદીએ બેસતી વેળાએ મામાનો તથા બીજા ચાવડાઓનો ઘાત કરવાના જે અનિષ્ટ કાર્યો કર્યા હતા તે કાર્યોથી ઉપાર્જન થએલા પાપના નિવારણાર્થે તેણે આ ધર્મકાર્યો કર્યા હતા અને એ અનિષ્ટ કાર્યો માટે તેને પાછળથી બહુ પશ્ચાત્તાપ થયો હતો એવો ઇતિહાસકારો ઉલ્લેખ કરે છે. મૂળરાજ ૯૯૬-૯૯૭ મા મરણ પામ્યો

**ચારિત્ર્ય-નિરૂપણ**

'મૂળરાજ સોલકી' એ ગુજરાતમા રાજ્ય ચલાવી ગએલા સોલકી વશનો આદિ પુરૂષ હતો ચાવડા વશની ઇમારતનો પાયો ગુજરાતમા વનરાજે મજબૂત કર્યા પછી એ વશના પાછલા રાજાઓ ઉત્તરોત્તર નિર્બળ થતા ગયા તેને પરિણામે ઇમારત ખળભળી જવા લાગી હતી એ વશના છેલ્લા રાજા સામતસિહનુ રાજત્વ તો એટલુ નિર્બળ અને અવ્યવસ્થિત હતું કે સ્વાભાવિક રીતે જ તે કોઇ અન્ય પરાક્રમી રાજાના હલ્લાનો ભોગ થઇ પડે ઇતિહાસકાર તેને માટે કહે છે કે "તે કીર્તિમાન્ રાજા નહોતો, તેને રાત કે દહાડો બોલવામા કશો વિચાર નહોતો, તેનામા વિવેક અને ટેક તો હતા જ નહિ, સારૂ કે નરસું, હિત કે અહિત એમા કશો ભેદ તે સમજતો નહિ, અને જાથુ તે પોતાનુ મન ફેરવ્યા કરતો " તે સમયના ચાવડાઓને માટે સામાન્ય રીતે ઇતિહાસકાર કહે છે કે "તેઓ પાપી, ગર્વિષ્ઠ, મદિરાપાન કરનારા, લોકોને દુખ દેનારા અને બ્રાહ્મણ તથા દેવનો તિરસ્કાર કરનારા હતા." જે રાજા અને જે રાજવશ સ્વધર્મની સમજમા તથા સામાન્ય નીતિમા આટલું અધ:પતન પામ્યો હોય તેઓની અવનતિ અલ્પ સમયમા જ આવે તેમા કશુ આશ્ચર્ય નથી. સામત સિહના સમયમા એ અવનતિ વહેલી આવી પહોચી અને તેણે પૂરા સાત વર્ષ રાજ્ય ન

કર્યું, એટલામાં મૂળરાજ સોલંકી–સામંતસિંહનો જ ભાણેજ ગુર્જરેશ્વર થયો. એ રીતે ગુજરાતની રાજગાદી ઉપરથી ચાવડા વંશનો અસ્ત થયો. સત્ય છે કેઃ—

**मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ।**
**सोऽचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबान्धवः ॥**

**मनुस्मृतिः ॥**

અર્થાત્—જે રાજા મૂર્ખતાવશ બનીને પોતાની પ્રજાપર અત્યાચાર કરે છે, તે શીઘ્ર રાજ્ય, જીવન અને મિત્રો સહિત નષ્ટ થાય છે

મૂળરાજ સોલંકીએ પોતાના મામા સામંતસિંહ ચાવડા પાસેથી રાજ્ય લીધું અને રાજ્યને પોતાના હાથમાંથી પાછું ન લઇ લેવામાં આવે તેટલા માટે મામાનો, મામાના કુટુંબનો તથા બીજા ચાવડા ક્ષત્રિયોનો નાશ કર્યો, એ બનાવ ગુજરાતના ઇતિહાસમાં જાણીતો છે; પરન્તુ એ બનાવ ઉપરથી એ બનાવની સાથે અત્યંત નિકટનો સંબંધ ધરાવનાર મૂળરાજના ચારિત્ર્ય ઉપર કેવો પ્રકાશ પડે છે, તે જાણવાની જરૂર છે મૂળરાજને સામંતસિંહે આશ્રય આપ્યો હતો એ નિર્વિવાદ છે. પોતાના આશ્રયદાતાનો જ નાશ કરી તેના હાથમાંથી રાજ્ય ઝુંટવી લેવું એ પ્રથમ દૃષ્ટિએ જ કૃતઘ્નતા અને નીચતા કહેવાય એવી નીચતાના દોષનું મૂળરાજ ઉપર આરોપણ થઇ શકે ખરૂં, પરન્તુ અનેકાંત દૃષ્ટિથી એ આરોપણ મૂકતા પહેલા જૂદા જૂદા ઇતિહાસકારોના અભિપ્રાયોનું દોહન કરવાની અને મૂળરાજની જીવનચર્યાનું ઉંડી નજરે પરીક્ષણ કરવાની આવશ્યકતા છે મૂળરાજના ચારિત્ર્યનું નિરૂપણ યથાર્થ રીતે કરવાને એટલું અવશ્ય કરવું જોઇએ.

ઇતિહાસકારોના અભિપ્રાયમાં તો આપણે પરસ્પર વિરોધ પણ જોઇએ છીએ રત્નમાળનો કર્તા મૂળરાજ ઉપર અનેક દોષોનું આરોપણ કરે છે —

**ताको पुत्र मूलराय कपट निपट चाय ।**
**दया दिलतें बहाय स्वारथ सुधारिकै ॥**

**सोहत शरीर श्याम विव्हल अधिक काम ।**
**दुल्लभ रखत दाम महि मध्य डारिकै ॥**
**जुद्धमें अबुध सोई सिरपें जो शत्रु होई ।**
**कपट विश्वासी ओई देवत विडारिकै ॥**

આ કવિતમાં તે મૂળરાજને (૧) કપટી, (૨) નિર્દય, (૩) સ્વાર્થી, (૪) કામાતુર, (૫) લોભી–ભોંયમાં ધન દાટી રાખનારો અને (૬) "જુદ્ધમે અબુધ" અર્થાત્ યુદ્ધ–કાર્યમાં આવડત વિનાનો કહે છે "કુમારપાળ ચરિત્ર"નો કર્તા તેને (૭) "નિર્ગુણી" અર્થાત્ કૃતઘ્ન પણ કહે છે, કારણકે સાત નિર્ગુણી વસ્તુઓમાં તે સામાન્ય રીતે "ભાણેજ"ની પણ ગણત્રી કરી બતાવે છે. આ રીતે મૂળરાજ ઉપર ઇતિહાસકારોનો એક પક્ષ જૂદા જૂદા ૭ દોષોનું આરોપણ કરે છે, ત્યારે બીજો પક્ષ તેનામાં અનેક સદ્‌ગુણોનું આરોપણ કરે છે[1] હેમાચાર્ય તેને (૧) સદ્‌ગુણોથી ભરેલો, (૨) જગત્ પ્રતિપાળ, (૩) ઉદાર અને (૪) ચક્રવર્તીના પદવાળો–પરાક્રમી કહે છે 'પ્રબંધ ચિંતામણિકાર' મેરૂતુંગાચાર્ય તેને (૫) તેજસ્વી અને (૬) પ્રજાને પ્રિયંકર જણાવે છે "કીર્તિકૌમુદી"કાર તેને "અસાધારણ પરાક્રમવાળો" કહે છે. આ પ્રમાણે બન્ને પક્ષો મૂળરાજમાં એવા સદ્‌ગુણ–દુર્ગુણનું

આરોપણ કરે છે કે જે ગુણો પરસ્પર વિરોધી હોઈ તેનું અસ્તિત્વ એકી સાથે એક જ વ્યક્તિમાં હોવાનુ સભવિત નથી. છતા ઉભય પક્ષોના કથનનુ પરીક્ષણ આપણે ઇતિહાસકારોના શબ્દો ઉપરથી પહેલા કરીશુ અને પછી મૂળરાજની જીવનચર્યાના પ્રકાશમા એ કથનને તપાસીને તેના ચારિત્ર્યનિરૂપણ વિષેના છેવટના અભિપ્રાય ઉપર આવીશુ.

મૂળરાજ કપટી હતો એવુ એક માત્ર રત્નમાળનો કર્તા કહે છે. સામતસિંહે મદ્યપાનથી થએલી ભાનરહિત અવસ્થામા મૂળરાજને ગાદી ઉપર બેસાડયો અને પાછળથી તેને ઉઠાડી મૂકવા માડયો ત્યારે તે ઉઠયો નહિ પણ સરદારો તથા સૈન્યને પોતાના કરી લઇ મામાનો તથા રાજવશનો નાશ કર્યો, એ મૂળરાજનુ મોટામા મોટુ કપટનુ કાર્ય લેખાય છે. પ્રથમ દૃષ્ટિએ એ કાર્ય કાપટય જેવુ દેખાય છે, પરન્તુ અન્ય સંયોગોની તપાસ લેતાં તેમા કાપટય દેખાતું નથી પૂર્વે અનેક વાર મૂળરાજ પ્રત્યે સામતસિંહે એવુ જ વર્તન ચલાવ્યુ હતું અને તે વેળાએ મૂળરાજ ગાદી ઉપરથી ઉઠીને મામાને રાજ્ય પાછુ સોપી દેવા જેવા સરલ મનનો માલૂમ પડયો હતો, પરન્તુ છેલ્લી વેળાએ તેણે તેમ નહિ કરતા ગાદી ન જ છોડી અને મામાનો નાશ કર્યો મૂળરાજ જેવા એક પ્રતાપી અને પરાક્રમી ક્ષત્રિય યુવકને મામાનુ એવુ વર્તન એક જાતના અત્યાચાર અને હાસિરૂપ માલૂમ પડે, એ પ્રજાપ્રિય ક્ષત્રિય જુવાનને પ્રજાપીડનથી મામાનુ રાજ્ય કટાળાભરેલુ લાગે, નિર્બળ અને વ્યસની મામા ઉપરનો તેનો પૂજ્ય ભાવ નાશ પામીને જીંદગીભર કૃતઘ્ન રહેવાસુધીની તપશ્ચર્યા સેવવાનો સંયમ અસહ્ય જણાય, તો તેમા આશ્ચર્ય જેવુ કશુ જ નથી. અન્ય પક્ષે સામતસિંહના દુર્ગુણો જ એવા હતા કે જે ગમે તેવા કૃતઘ્ન આશ્રિતને પણ ઉશ્કેરી મેલે મેરૂતુંગાચાર્ય કહે છે કે "યુવાવસ્થામા આવ્યા પછી રાજ્ય કરતા પોતાના મામાનુ રાજ્ય એણે પોતાના પરાક્રમથી ઘણુ વધારી આપ્યુ. એથી એનો મામો ઘણો મદોન્મત્ત થયો. પછી તો તે એવું કરવા લાગ્યો કે કોઇ કોઇ વખત મૂળરાજને રાજ્યાભિષેક કરી પોતાની રાજગાદીએ બેસાડે, ને વળી મદ ચઢે ત્યારે ગાદી ઉપરથી તેને પાછો ઉઠાડી પણ મૂકે. આ પ્રકારનો બનાવ બનવા માડયો તે દિવસથી આરભીને ચાવડા વશના રાજાઓનુ દાન ઉપહાસ કરવા યોગ્ય થયુ મૂળરાજને ગાદીએ બેસાડે ને પાછો ઉઠાડે એમ ઘણી વખત થવાથી ક્રોધયુક્ત થઇ પોતાના મામાનો ઘાણ કાઢવા વિષેનો તેના મગજમા ફાટો આવ્યો." મેરૂતુંગના વર્ણનમા આપણે આ પ્રમાણે સામાન્ય મનુષ્ય સ્વભાવનુ વલન જોઇ શકીએ છીએ અને મૂળરાજનુ 'કાપટય' કે 'હિસાનુ કાર્ય' ઔચિત્ય તરફ ઢળતું જ માલૂમ પડે છે સામતસિંહને "રાત કે દહાડો બોલવામા કશો વિચાર નહોતો," તેનામા "વિવેક અને ટેક તો હતા જ નહિ." "હિત કે અહિતનો ભેદ તે પિછાણતો નહિ," તે "મદ્યપી" અને "મદોન્મત્ત" હતો, વળી ચાવડાઓ "પાપી, ગર્વિષ્ઠ, મદિરાપાન કરનારા, લોકોને દુખ દેનારા અને બ્રાહ્મણ તથા દેવનો તિરસ્કાર કરનારા હતા." તેઓનુ વર્તન ક્ષત્રિયત્વને એવુ હીનપદ લગાડનારૂ હતું કે "ચાવડાઓનુ દાન ઉપહાસને પાત્ર" ગણાવાનો સમય સામતસિંહના રાજત્વકાળનો જ અકાયો: આટલી પતિત અવસ્થામા આવી પડેલો રાજા પોતાના રાજત્વને સુધારે નહિ. પ્રજાપીડન અને દુરાચરણ ચાલુ રાખે તો શુ તેનો નાશ કરવાનુ કાર્ય પોતાના અપમાનથી ક્રોધવશ બનેલા તત્કાલિન ક્ષત્રિયની દૃષ્ટિએ અનિષ્ટ–નિંદાપાત્ર–હિંસાવાળુ લેખાવુ જોઇએ? કંસ દેવ, ધર્મ તથા બ્રાહ્મણોનુ અપમાન કરતો હતો અને તેનો નાશ કરવાનુ કાર્ય એટલું આવશ્યક જણાયુ હતું કે વિષ્ણુએ શ્રીકૃષ્ણના રૂપમા અવતાર ધારણ

કર્યો અને તેમણે કંસને માર્યો તે હિંદુ ધર્મશાસ્ત્રમા મહત્ ધર્મકાર્ય લેખાયુ. તેવી જ રીતે અધર્મી અને પ્રજાપીડક રાજાઓનો નાશ કરવાના કાર્યને ધર્મરૂપ માનવામા આવ્યુ હોય એવા દૃષ્ટાન્તો પણ મળી આવે છે મનુસ્મૃતિમા કહ્યુ છે કે—

वेनो विनष्टोऽविनयान्नहुषश्चैव पार्थिव· ।
सुदासो यावनिश्चैव सुमुखो निमिरेव च ॥

એ શ્લોકમા કહ્યા પ્રમાણે વેન, નહુષ, સુદાસ, સુમુખ અને નિમિ અધર્મી હોવાથી જ તેમનો ઇચ્છાપૂર્વક નાશ કરવામા આવ્યો હતો

અત્યારના સમયની રાજનીતિ જોતા પણ આપણને શુ જણાય છે? ઓસ્ટ્રીયાના યુવરાજ તથા યુવરાજ્ઞીનુ ખૂન સર્વિયાના પ્રજાજનોએ કર્યું, સર્વિયાના રાજાની તે કાર્યમા ચશ્મપોશી દેખાઈ આવી, છતા ઇગ્લાડે ઓસ્ટ્રિયાના વૃદ્ધ શાહાનશાહના આસુ લૂછવાને બદલે સર્વિયાનો પક્ષ પકડયો અને તેનુ કાર્ય "પ્રજા–સ્વાતત્ર્યના રક્ષણનુ પવિત્ર કાર્ય" લેખાયુ, તેનુ કારણ શુ? જે ઓસ્ટ્રિયન યુવરાજનુ ખૂન કરવામા આવ્યુ હતું તે અત્યત પ્રજા-પીડક હતો અને સર્વિયાના તામાની ચોક્કસ પ્રજા તેના પ્રત્યે વૈમનસ્ય ધરાવતી હતી પ્રજાની સ્વતત્રતા અને તેની મહત્ત્વકાક્ષાનુ પોષણ કરવુ એ રાજાનો ધર્મ હોવા છતા રાજા પ્રજાની સ્વતત્રતા લૂટી લે, પ્રજાપીડક બને, સ્વધર્મથી ભ્રષ્ટ બને, તો તેવા રાજા કે યુવરાજના મરણ કે ખૂન પ્રત્યે કોઈની દિલસોજી ખેચાતી નથી. રશિયાના ઝારના આખા કુટુબનો અત્યાચારપૂર્વક નાશ કરવામા આવ્યો, છતા દુનિયાએ તેને માટે દુખના આસુ પાડયા નથી, તેનુ કારણ શુ? તેનુ કારણ પણ ઝારશાહી તળે કચડાએલી પ્રજાનો આર્તનાદ સેકડો વર્ષોથી કોઈએ સાભળ્યો નહોતો એ જ હતું પ્રજાપીડક રાજાઓના મોત થતી વેળાએ કોઇ કોઇ પ્રજા વર્ગે ઉત્સવ કર્યાના દૃષ્ટાન્તો પણ ઇતિહાસમા મળી આવશે આ કારણથી સામતસિહનો ઘાત મૂળરાજે કરવા માટે મૂળરાજ ઉપર કાપટય અને કૃતઘ્નતાના દોષનુ આરોપણ કરવુ એ યુક્ત જણાતું નથી મૂળરાજે મામાનો ઘાત ચોરીછૂપીથી કર્યો નહોતો. તે પ્રજાને પ્રિય હતો, પરાક્રમી હોઇને સૈન્યમા પણ પ્રિય હતો અને પોતાના પક્ષને મજબૂત કરવાને કેવી યુક્તિ તથા ઔદાર્ય બતાવવા જોઇએ, સામા પક્ષને સાધી લેવાને કેવુ ચાતુર્ય વાપરવુ જોઇએ, તે રાજનીતિ સમજવામા મૂળરાજ કુશળ હતો, એટલે તે મામાનો ઘાત કરી પોતાને આપવામા આવેલો રાજમુકુટ પોતાના હાથમા જ ગ્રહણ કરી રાખવામા ફાવી શક્યો હતો આ સર્વ પ્રકારમા આપણે મૂળરાજનો કાપટયનો દુર્ગુણ જોઇ શકતા નથી

બીજા બે પ્રમાણો ઉપરથી આપણે મૂળરાજને 'કપટી'ને બદલે સરલ ચિત્તનો અર્થાત્ ભોળો જોઇએ છીએ ઇતિહાસમા કહેવામા આવ્યુ છે કે "નિષ્કટક રાજ્ય ભોગવવાને માટે એક બ્રાહ્મણના વચન ઉપરથી મૂળરાજે મોસાળ પક્ષના સર્વને મારી નાખ્યા આ શબ્દોમા આપણે મૂળરાજના સ્વભાવનુ કાપટય કે નિર્દયતા જોતા નથી, પરતુ એક બ્રાહ્મણના વચનને આધારે અનેક મનુષ્યોનો ઘાત કરવા તરફ દોરવાઇ જવાની 'સરલતા' જ જોઇએ છીએ ભાટોની કથા ઉપરથી આપણને એવુ માલૂમ પડે છે કે મામાનો નાશ કરવાને મૂળરાજને તેના કાકા બીજ સોલકીએ ફોસલાવ્યો હતો તથા ઉશ્કેર્યો હતો આ કથન પણ મૂળરાજના સ્વભાવની સરલતાને જ ખુલ્લી કરે છે

મામાના હાથમાથી રાજ્ય ગ્રહણ કરતી વેળાએ મૂળરાજે જે ઘાતકી કર્મો કર્યાં હતા તે ઉપરથી જ તેને નિર્દય કહેવામા આવે છે, પરન્તુ મૂળરાજના સ્વભાવનુ પરીક્ષણ કરતા

તેમા નિર્દયતા દેખાતી નથી. મામાના હાથમાથી રાજ્ય લેવાને મામાનો ઘાત કરવાનું તેનું કાર્ય જો તેની દૃષ્ટિએ અનિવાર્ય હોય, તો પછી મોસાળ પક્ષનો ઘાત કરવાનું તેનું કાર્ય કે જે તેણે એક બ્રાહ્મણના વચનને આધારે કર્યું હતું તે માટે તેને નિર્દય કહેવો જોઈતો નથી. તેથી ઉલટુ તેની દયાળુતા એક મહત્વને પ્રસંગે દેખાઈ આવી છે ઇતિહાસકાર કહે છે કે "બાળકોને આગળીએ વળગાડીને ગ્રહરિપુની પરણેલ સ્ત્રીઓએ પતિરૂપ ભિક્ષા માગવાથી મૂળરાજે ગ્રહરિપુની અંગુલિ કાપી લઈ છોડી દીધો " જે ગ્રહરિપુનુ વર્ણન ઇતિહાસમા એક રાક્ષસના જેવુજ કરવામા આવ્યુ છે, જેને માટે મૂળરાજને સૌરાષ્ટ્રના પાર્વતીય પ્રદેશમા સૈન્ય લાવવાની મોટી તકલીફ ઉઠાવવી પડી હતી અને દંતકથા પ્રમાણે જેણે મૂળરાજના જ કુટુબની એક કુંવારી કન્યા ઉપર અત્યાચાર કરવાનો અપરાધ કર્યો હતો, તે ગ્રહરિપુ ઉપરની એ દયાળુતા શુ મૂળરાજનો એક ઉત્તમ ગુણ પ્રકટ કરતી નથી?

તેવી જ રીતે મૂળરાજના ચારિત્ર્યમા સ્વાર્થાંધતા પણ દેખાતી નથી. નાની વયમા તેણે સ્વપરાક્રમવડે મામાનું રાજ્ય વધારી આપ્યુ હતું અને એ કાર્ય તેણે કાપટ્યથી-ભવિષ્યમા રાજ્ય પચાવી પાડવાની સ્વાર્થબુદ્ધિથી કર્યું નહોતું, જો તેવી બુદ્ધિથી તેણે તે કાર્ય કર્યું હોત તો મામાએ પહેલી જ વાર તેને મદના તાનમા ગાદીએ બેસાડ્યો તેની સાથેજ તેણે મામાનો ઘાત કરીને રાજ્યસૂત્રો હાથમા લીધા હોત. પરન્તુ તેવા અનેક પ્રસગો તેણે જવા દીધા હતા અને તે સમયે તેનામા કાપટ્ય નહોતું તે જ તેનું કારણ હતું મૂળરાજને લોભી ધનને ભૂમિમા દાટી રાખનારો કહેવો એ વાર્તા તો કેવળ નિષ્પ્રમાણ અને અસંગત છે મૂળરાજે પ્રજાહિતના કાર્યોમા પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતુ એવી વાર્તા ઇતિહાસમા મળી આવે છે તેણે દેવાલયો, પ્રાસાદો, રૂદ્રમાળ, જિનમંદિર વગેરે બધાવ્યા હતા અને ઇતિહાસમા કહ્યું છે કે તેવા કામોમા ગમે તેટલુ ખર્ચ થાય તેની તેણે પરવા કરી નહોતી. ભારતવર્ષના ત્રણ દેશોમાથી તેણે બ્રાહ્મણોને બોલાવ્યા હતા અને તેમને જાગીરમા ગામો તથા પુષ્કળ દ્રવ્ય આપીને ગુજરાતમા વસાવ્યા હતા. આ બધા કામો તેણે પોતાની પાછલી અવસ્થામાં કર્યા હતા, પરન્તુ તેની એ ઉદારતાને કારણે તેને 'લોભી' કહેવાનો અવકાશ રહે તેમ નથી

"કામાતુરતા" ના દોષનું આરોપણ મૂળરાજ ઉપર થઈ શકે તેવો એક પણ પ્રસંગ ઇતિહાસમાંથી ઉપલબ્ધ થતો નથી. મૂળરાજની એક સ્ત્રીની કામાતુરતા અને તેના પુત્રની કામાતુરતાના પ્રસંગો મળી આવે છે, પરંતુ મૂળરાજને માટે તેવો કોઇ પ્રસંગ જોવામા આવતો નથી, તેથી ઉલટું ગ્રહરિપુ જેવા હારેલા દુશ્મનની રાણીઓ સાથેનો તેનો વ્યવહાર તેના ચારિત્ર્યને શોભા આપે તેવો છે.

"રત્નમાળ" કારે મૂળરાજને "જુદ્ધમેં અબુધ" કેમ કહેલો હશે તે બિલકુલ સમજી ન શકાય તેવું છે. સામંતસિંહના વખતમા તેનું રાજ્ય વધારી આપનાર મૂળરાજ હતો. મેરૂતુંગ કહે છે કે તે "તેજસ્વી અને પરાક્રમી થવાથી સર્વ પ્રજાને પ્રિયકર થઇ પડ્યો." "કીર્તિકૌમુદી" કાર તેને અસાધારણ પરાક્રમવાળો કહે છે. ગ્રહરિપુની કુમકે સિંધુપતિ, કચ્છનો લાખો ફુલાણી, ગ્રહરિપુના પુત્રો વગેરે આવ્યા હતા, છતા મૂળરાજે તેમને સર્વને હરાવ્યા હતા. મૂળરાજના પોતાના જ પરાક્રમની વાત કરીએ તો ઇતિહાસકાર જણાવે છે કે "એ બે (મૂળરાજ અને ગ્રહરિપુ) અતિ દર્પવાળા, યમપુત્ર જેવા, હાથમા તલવાર અને છરી લઇ, પિત્રાઈ બાઝ્યા હોય તેમ, એક જ હાથી ઉપર લડવા લાગ્યા. સ્કંદકુમારના માતા-

પિતા (શિવ-પાર્વતી) અને પ્રદ્યુમ્નના માતાપિતા (વિષ્ણુ-લક્ષ્મી) તારા પર આજ રૂઠ્યા છે એમ કહેતા ચૌલુક્યે (મૂળરાજે) દૈત્યને (ગ્રહરિપુને) ભૂમિ ઉપર પાડ્યો." સાંભરનો રાજા વિગ્રહરાજ અને લાટનો અધિપતિ બારપ એ બન્નેની સાથે એકજ વેળાએ લડવાનો પ્રસંગ જ્યારે મૂળરાજને આવ્યો ત્યારે તેણે ખરી ચતુરાઇથી કામ લીધુ હતું. વિગ્રહરાજનું સૈન્ય ઘણું મોટુ હોવાથી તેની સામે મૂળરાજ ટકી શકે તેમ નહોતું, તેથી તે કચ્છના કથકોટના કિલ્લામા ભરાયો. તેણે ધાર્યું હતું કે ચોમાસામા નવરાત્ર કરવાને વિગ્રહરાજ પાછો જશે, એટલે પોતે એકલો બારપને હરાવી શકશે, પરન્તુ તેની તે ધારણા ખોટી પડી વિગ્રહરાજે પોતાની સાકંભરી માતાની મૂર્તિને ત્યા મંગાવી અને ત્યાજ નવરાત્ર કર્યા, એટલે મૂળરાજ વધારે ગુંચવણમા પડ્યો. તે વેળાએ તે એક હાથીપર બેસીને એકાએક વિગ્રહરાજના લશ્કરમા પેઠો અને ઠેઠ વિગ્રહરાજની પાસે જઇને ઊભો ' મૂળરાજ પોતાના લશ્કરને ઉલ્લઘીને સીધો પોતાની સામે આવી ઊભો તે જોઇને વિગ્રહરાજ ગભરાયો પછી બન્ને રાજાઓ વચ્ચે ઓળખાણ થઈ અને મૂળરાજે માગણી કરી કે "હુ બારપ સાથે લડુ ત્યાસુધી તમારે રાહ જોવી અને પીઠની પાછળથી હલ્લો કરવો નહિ." વિગ્રહરાજે કહ્યું "તમે રાજા છતા એક સાધારણ સામતની પેઠે એકલા ચાલ્યા આવ્યા છો અને તમારી સલામતીની પણ દરકાર કરી નથી, માટે હુ જીવતાસુધી તમારો દોસ્ત થઇ રહીશ." એ પ્રમાણે મૂળરાજના પરાક્રમ તથા ધૈર્યથી આકર્ષાએલો વિગ્રહરાજ યુદ્ધ કર્યા વિનાજ પાછો ચાલ્યો ગયો અને મૂળરાજે બારપની સાથે યુદ્ધ કરીને તેને માર્યો. આવા પરાક્રમી, ધૈર્યવાન, ચતુર અને ટેકીલા મૂળરાજને "જુદ્ધમે અબુધ" કહેનાર તો મૂળરાજના કોઇ શત્રુનો ભાટ જ હોવો જોઇએ.

મૂળરાજને "નિર્ગુણી" કે 'કૃતઘ્ન" કહેનારાઓ, મૂળરાજે પોતાને આશ્રય આપનાર મામાનો ઘાત કર્યો તે કાર્યથી દોરવાઇ જતા હોવા જોઇએ મૂળરાજને મામા તરફથી મળેલા આશ્રયનું મૂલ્ય કેટલું આકવુ એ મતભેદની વાત છે. મૂળરાજ ઉપર મામાએ કરેલા ઉપકારનો બદલો મૂળરાજે પોતાની ૨૧ વર્ષની નાની ઉમરસુધીમા કેટલાક પ્રમાણમા વાળ્યો હતો. ત્યારપછી મામાનુ અને ચાવડાઓનું અનિષ્ટ વર્તન પોતાનું મન મારીને પણ સહન કરી લેવાનો સંયમ તેણે બતાવ્યો હતો. પુન પુન ગાદી ઉપર બેસાડીને પુન પુનઃ ઉઠાડી મેલવાનુ અપમાન પણ તે જુવાન ક્ષત્રિયે કેટલોક વખત વેઠયું હતું. તે રજોગુણી યુવકમા તે કરતા વધારે સંયમી વૃત્તિ નહોતી અને તેથી મામાનું ઋણ ચૂકવી આપવા માટે વધારે વખત બધાઈ રહેવાની ધીરજ તે બતાવી શક્યો નહિ. સામતસિંહના ઉપકારનું ઋણ એટલાથી પૂરૂ થએલું ન માનીએ તો તેટલે અંશે મૂળરાજને ભલે નિર્ગુણી કહેવામા આવે. મૂળરાજ મનુષ્ય હતો-રજોગુણી ક્ષત્રિય હતો, ઋષિ કે દેવ નહોતો. છતા પોતાના એ દોષને મૂળરાજ પોતાના પાછલા જીવનમા ઓળખી શક્યો હતો અને તેથી મૂળરાજના ચારિત્ર્ય ઉપરનો એ ડાઘ ધોવાઇ ગયો હતો.

બીજ અને એક બ્રાહ્મણની ઉશ્કેરણીથી પોતે યુવાવસ્થામા મામાનું તથા બીજા ચાવડાઓનું મોત નીપજાવ્યું, એ પોતાના સરલ સ્વભાવનું પરિણામ હોવા છતા પાપ તો પોતાને જ હાથે થયું, મામાના ઉપકારનું ઋણ પૂરેપૂરૂ નહિ ફેડતા પોતે નિર્ગુણીપણું દર્શાવ્યુ, એવા એવા વિચારોને લીધે તેને વૃદ્ધાવસ્થામા બહુ જ પસ્તાવો થયો અને પૂર્વના પાપ ધોઇ નાખવાને અનેક સત્કાર્યો કર્યા. મૂળરાજને આપણે યુવાવસ્થાથી જ શંકરની ભક્તિમા લીન

અનેકો જોઈએ છીએ, તીર્થસ્થળોની યાત્રાઓ કરતો નિહાળીએ છીએ, સોમનાથ મહાદેવની કૃપાથી તેને સૌરાષ્ટ્રનું રાજ્ય મળ્યુ એવો ઉલ્લેખ પ્રાચીન ઇતિહાસ કરે છે અને સિદ્ધપુરના પ્રાચીન ક્ષેત્રમા બ્રાહ્મણોને બોલાવી રાખીને અગણિત દાનપુણ્ય કરતા તે મરણ પામ્યો હતો. મરણ પામતી વેળાએ તેણે પોતાના પુત્ર–પૌત્રોને બોલાવીને બ્રાહ્મણોનું રક્ષણ કરવાની તેઓને આજ્ઞા કરી હતી. તેનુ આ પાછલું જીવન કાંઈ કેવળ સ્મશાનવૈરાગ્ય તુલ્ય નહોતું. તેનામાં ધર્મનિષ્ઠાના સંસ્કારો હતા અને તેણે જે દેવમંદિરો બંધાવ્યાની તથા યાત્રાઓ કર્યાની વાતો ઇતિહાસમા આવે છે તેમા જ એ ઉચ્ચ સંસ્કારો નિવાસ કરી રહેલા છે. એવા ઉચ્ચ સંસ્કારોવાળા તેના પાછલા જીવનના પ્રકાશમા જો આપણે તેના પૂર્વના દોષયુક્ત દેખાતા કાર્યો જોઈશુ તોપણ આપણને સમજાશે કે જે દોષારોપણ મૂળરાજમા કેટલાક ઇતિહાસકારો કરે છે તે ઉચિત નથી.

**ઉપસંહાર.**

વસ્તુતઃ મૂળરાજ એક ઉંચા સંસ્કારવાળો અને પરાક્રમી ક્ષત્રિય હતો, તેણે કરેલા અનિષ્ટ કાર્યો તેના સરલ સ્વભાવનો લાભ લઇને તેને ઉશ્કેરી મેલનારાઓની શીખવણીનું પરિણામ હતું, એક રાજવંશીની સ્વાભાવિક રજોગુણી પ્રકૃતિને લીધે પોતાને આશ્રય આપનારનો ઘાત કરવાનું કાર્ય તેને રૂચ્યું હતું, પરન્તુ પાછળથી પોતાની એ રૂચિમાએ દોષ માલૂમ પડતા તેણે મોકળે મને પ્રાયશ્ચિત્ત કર્યું હતુ. ગુજરાતમા સોલંકી વંશની રાજગાદી સ્થાપનાર એ આદિ પુરૂષની ધર્મનિષ્ઠા, પરાક્રમો, શૌર્યવીર્ય, સરલતા, ન્યાયનીતિ અને ઉત્તમ રાજનીતિના જ ફળ તરીકે સોલંકી વંશની રાજગાદી ગુજરાતમા બીજા વંશો કરતા વધારે સમય ટકી, તેમા ભીમદેવ બાણાવળી, કર્ણદેવ, સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળ જેવા પરાક્રમી રાજાઓ થયા, પરદેશીઓની સવારીઓ થયા છતાં ગુજરાતની રાજગાદી તેમની સામે ટક્કર ઝીલીને મૂળરાજે રાજ્યની ઇમારતના નાખેલા મજબૂત પાયાની પ્રતીતિ કરાવી રહી અને ગુર્જરેશ્વરની કીર્તિપતાકા ભારતવર્ષની સર્વ દિશાઓમા ફરકી રહી. મૂળરાજના કાર્યોનું પરીક્ષણ તેના કાર્યોની જ દૃષ્ટિએ નહિ કરતા તેના ચારિત્ર્યની દૃષ્ટિએ કરવાની જરૂર છે અને તેવુ પરીક્ષણ કરતા આપણને જણાય છે કે મૂળરાજ તાત્કાલિન ક્ષત્રિયોમા એક સાચો ક્ષત્રિય હતો અને એક રાજા તરીકેના અનેક ગુણોનો તેનામા નિવાસ હતો.



# ઈસ્લામ મહામંદિરનું ચણતર.

ઉછરંગરાય કેશવરાય ઓઝા બી. એ.

ગૂજરાતી સાહિત્ય પરિષદ્ માટે નિબંધ લખવો એમ નિશ્ચય કર્યા પછી વિષય-પસંદગી માટે થોડા વિષયો શોધી કુહાડી ચિઠ્ઠી નાખતા "ઇસ્લામ" નિર્ણીત થયો. ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ તરફથી છપાયેલા ઇસ્લામનો ભરતી-ઓટ, મુસલમાની રિસાયત અને જનાબ મેહેબુબમિયા કાદરીએ લખેલો ઇસ્લામનો ટુંક અહેવાલ એટલાં પુસ્તકો શિવાય ગૂજરાતે મુસલમાન પ્રજાનું હાર્દ સમજવા વધારે તસ્દી લીધી હોય એમ મારા જાણવામા નથી. આ સ્થિતિને માટે કોણ દોષપાત્ર છે તે ઠરાવવુ નકામુ છે, કારણકે આપણા દૃષ્ટિ-વિસ્તારના ક્ષેત્રમા જગતસમગ્રનો સમાવેશ થતો નહિ હોવાથી આપણા મુસલમાન બંધુઓ તેમા કેવુ અગત્યનું સ્થાન રોકે છે તેનું ભાન આપણને આજદિન સુધી હતુ જ નહિ. આપણા સાક્ષરો ભાષાની કિલષ્ટતા અને રસિકતાના વિચારો કરવામા વધારે વખત રોકે છે પારકી પ્રજાને નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોઇ શકાય તેવી રીતની નજર આપણે હજી કેળવી શક્યા નથી. તેઓના દૃષ્ટિબિંદુથી જગતને જોઇ શકિયે એટલી આપણી જાતની વિસ્મૃતિ આપણને હજી અશક્ય લાગે છે. પરધર્મમા રહેલી સમાંતર સમરેખાઓ ખોળી કાઢવામા કંઇ ભય પણ જણાય છે.

છતા જે સમયે આ નિબંધ લખાય છે તે સમયે જેટલી મુસલમાન પ્રજાઓ અગત્યની દેખાય છે તેટલી બીજી કોઇ પ્રજા દેખાતી નથી એ પ્રજા છિન્નભિન્ન છે, વિલુપ્તાંગ છે. ભૂતકાળના વિભૂતિમદથી ઉન્મત્ત છે, વર્તમાન પદચ્યુતિથી કલુષિતચિત્ત છે, ચૈતન્યથી હીન નથી, અભિમાનથી ભરેલી છે સાધનસંપન્ન નથી પણ ઉદ્રિક્ત છે, આત્મશ્રદ્ધાથી તેજસ્વી બનતી જાય છે તુર્ક દેશ અશાંતિ કરતા શાંતિના સમયમા વધારે નડે છે, એ ઉદ્ગાર આ પ્રજાએ રાજ્યનયમા પરમદક્ષ ર્ગ્લેડ્સ્ટન પાસે કઢાવ્યા છે.

એટલુ જ નહિ, એ પ્રજાનો તાર આપણી હિંદી પ્રજાના તાર સાથે નિરંતરને માટે ગૂથાઇ રહ્યો છે. એ પ્રજા વિના હિંદીપ્રજા શબ્દમાત્રમા પણ સંભવતી નથી. એ પ્રજાના કલ્યાણમા આપણું કલ્યાણ છે, એના સંતોષમા આપણો સંતોષ છે, એના આરોગ્યવિના આપણું આરોગ્ય નથી, એની ઉન્નતિ વિના આપણી ઉન્નતિ નથી. આજે ૧૨૦૦ વર્ષથી હિંદમા આવી તે પ્રજાના માણસો હિંદના થઇ અહિંયા વસ્યા છે, રાજવૈભવ ભોગવ્યો છે, હિંદની ભૂમિ ખેડી છે, વેપાર ખેડ્યો છે, હિંદની દોલત સંઘરી છે, હિંદના દુકાળ જોયા છે, હિંદના રોગો ભોગવ્યા છે, હિંદ વહે છે તે પરતંત્રતાની ધુંસરીનુ જમણું જોતર પોતાને ગળે બંધાવ્યુ છે

એ પ્રજાના જીવનનું રહસ્ય હિંદુઓને કેટલું માલૂમ છે? મોરોક્કોથી મલાયા સુધી મુસલમાનો એક સરખી રહેણીના, એક સરખા વિચારના એક સરખા દેખાવના કઇ ગેબી યોજનાથી થયા હશે અને તેઓનો વડવાનલવેગી ધર્મ કયા ચૈતન્યબલથી સ્થિર ટકી રહ્યો હશે, એ વિચાર આપણે કરવો આવશ્યક નથી? અહિંદુઓ તમામ આપણાથી ધર્મમા જૂદા એમ માની બેઠેલા આપણને કદાચ તેના ધર્મમા સામ્ય માલૂમ પડે તો તે સ્વીકારવું

નહિ? વૈષમ્ય જણાય તો તેના કારણો શોધી વિચાર કરવા જેટલી બુદ્ધિમત્તાની આ જમાનામા આપણી પાસેથી આશા રાખી ન શકાય?

અત્યારે આપણે યૂરપ સાથે ખાસ સબધ છે અને યૂરપને એશિયા માટેનો પહેલો આધુનિક ખ્યાલ ઇસ્લામ પ્રજાઓથી બધાયો હતો. હજી પણ હિદુ વર્ણવ્યવસ્થા અને ધર્મરહસ્ય યૂરપ સપૂર્ણ સમજી શકેલું નથી અને "પૂર્વ ગપગોળાની જન્મભૂમિ છે," "પૌર્વાત્ય ભભક" "પૌર્વાત્ય સુકેન્દ્રિત રાજસત્તા" એ વાકયો ઇસ્લામ સલ્તનતના અનુભવોના પરિણામરૂપ છે. એટલા માટે જે જે મુખ્ય પ્રજાઓ વડે હાલની ઇસ્લામ પ્રજા બનેલી છે તે તે પ્રજાની ઐતિહાસિક પરિસ્થિતિ ટુંકામાં અવલોકતા ઇસ્લામના મૂળતત્વોનું આપોઆપ અવલોકન થઇ જશે અને ઇસ્લામનો આપણી સાથેનો અને યૂરપ સાથેનો સબંધ પણ સમજાશે. આ રીતના અભ્યાસ અગર અવલોકનની સસારતા નિહાળી તારવી બતાવી આપવાની જરૂર નથી જનસમાજના આત્મામા ધુઢાઇ રહેતા અપરિચિત ભાવો સબધમા સામાન્ય અસતોષ ઉદ્ભવતા કોઇ વધારે હિમતવાન વ્યક્તિ નવીન ખ્યાલો બતાવી સતોષ ઉપજાવે છે. એ ખ્યાલો અનુકૂળ લાગતા સ્વીકારાય છે, અને નવીન ધર્મ અસ્તિત્વમા આવે છે, પરતુ જમાનાઓથી ઘડાઇ ગયેલા સમાજ–સ્વભાવથી રગાય છે અને પ્રથમ ઉત્સાહ ઓછો થતા અમુક આકૃતિમા સ્થિરતા પામે છે જો પારકી પ્રજાઓમા તેનો ફેલાવ થાય તો એ બધી પ્રજાઓના સ્વભાવનું મિશ્રણ થાય છે અને કોઇ જીર્ણ-મિશ્રિત નવીન સમિશ્રણ બને છે. આ જૂના તત્ત્વોનું સ્વરૂપ સમજાતા નવા મિશ્રણનું રૂપ એકદમ લક્ષમા આવી જાય છે.

મુસલમાન ધર્મનું ઉદ્ભવતીર્થ અરબસ્તાનની વિરલ પ્રજા છે, પરતુ પાછળથી તે ધર્મમા મિસર અને આફ્રિકાની ઉત્તરપટીના લોકો મળ્યા, ઇરાન મળ્યુ, જતે દિવસે મધ્ય એશિયાના ઢોરઢાખરથી ભરણપોષણ કરનારા બહાદુર તુર્ક લોકોની ભવિષ્યદોરી વણાઇ, હિદુસ્તાનના દિવસે દિવસે ચેતનહીન થતા ધર્મનો આછો આછો પટ પડયો. મિસર અને આફ્રિકાની ઉત્તરપટીમા તો રોમન અગર ગ્રીક પ્રજા–લોકોને કહાડી મૂકી વિજેતા આરબોએ તેમનું સ્થાન લીધુ એમ જ કહેવાય. ત્યાની મુસલમાન ધર્મમા ભળેલી પ્રજામા એટલુ હીર નહોતું કે તેના ઉપર કોઇ જાતની પોતાની છાપ બેસાડે. હિદુસ્તાનનો હિદુપટ પણ કેવળ બેદરકાર રસોયાના સફેદ કપડાપર મસાલાના હાથ લાગ્યા હોય તેવો જ છે, ઇસ્લામનુ મૂળ શુદ્ધ સ્વરૂપ નહિ બદલતાં તેનાથી તે અમુક સ્થાનમા કલુષિત થયુ છે એટલુ જ. ઇસ્લામ પ્રજાનો સસાર, ધર્મ, રાજ્યનય એ સઘળા અરબ, ઇરાની અને તુર્ક પ્રજાથી જેટલે દરજ્જે ઘડાઇ વર્તમાન સ્વરૂપ પામ્યા છે તેટલે દરજ્જે બીજી કોઇપણ પ્રજાથી પામ્યા નથી. એથી તેના ઉદ્ભવતીર્થનું પ્રથમરૂપ તપાસી, તેની બે પોષક માતાઓએ પાયેલા દૂધનુ પૃથક્કરણ કરી તેનું વર્તમાન સ્વરૂપ આપણે સમજવા પ્રયત્ન કરશુ.

અરબસ્તાન પર પરમેશ્વરે ઓછામા ઓછી કૃપા કરી હોય તેમ જણાય છે. તેના પર્વતોની શિલા કોઇવાર પણ તૃણથી ઢકાઇ જતી નથી. તેના રેતીના વેરાન રાનમા નયનને આનદ મળવાનુ એક પણ સ્થાન પ્રભુએ સરજ્યુ નથી. સૂર્ય પ્રખર તપે છે; વાયુ પ્રચંડ વાય છે, હવામા કોઇવાર વિષપ્રવાહ પૂરાય છે. એ દેશમા જીવ કરતા જલ અધિક મનાય છે. આ કરાલરૂપ કેવળ દક્ષિણ અને નૈઋત્યમા સૌમ્યતા

પામે છે. તેટલી પટ્ટીમા ખુદ, ધુપ અને ફ્લફુલ નીપજે છે. લોકો પણ મુલાયમ અને વૈભવ-શીલ છે પણ શુદ્ધ સમગ્ર અરબસ્તાન તો કરાલ જ છે અને એ કરાલતાએજ અરબોનું જીવન ઘડયુ છે. સતત્ દુ ખી માણસ થોડા પણ સુખદર્શનથી વિસામો લે છે તેમ સહેજ પાણી અને લીલોતરી દેખાય ત્યા બહુ આરબ પોતાના ઘોડા ઉંટ અને ઢોરઢાખર સહિત પડાવ નાખે છે અને ત્યાના જલચારો ખૂટતા તેવી જ બીજી જગ્યાપર ચાલ્યા જાય છે. પરિણામે સ્થિર જીવન ગાળવાની તક અરબોને ઓછી મલે છે અને એટલા માટે સ્થિર જીવનના લાભાલાભથી તેઓ દૂર રહ્યા છે તેઓની ગતિ અકુણ્ઠિત છે, તેઓનો આવેશ અપ્રતિહત છે. ન્યાય આપવો લેવો એ તેમને મન એક અંગત બાબત છે, " તારી કાકીને અંગે કપડુ નથી ઉતાર " એ અરબસ્તાનના રણના મુસાફરને તેના તરફથી મળતો નિરંતર-નો કુશળ શબ્દ છે કાઈ એક હાથમા પડેલી વધારે પડતી દોલતના સમાસમ વિભાગ કરવાનું કામ રાજ્યસત્તા કરી શકતી નથી, દુ.ખી શરણાગત ઉપર અરબ સમાજે પીઠ ફેરવી હોય તેમ હજી સુધી જાણવામા આવ્યુ નથી જે થોડા સરખા શહેરો વૃદ્ધિગત થવા પામ્યા હતા તેમા પણ સર્વ કુટુબો સરખા જ હતા. કોઇ કુટુબ અગર વ્યકિત સરકાર થવા પામતી ન હતી. ફકત જલ અને અનાજના અભાવને લીધે જે કુટુબ શહેરને અગર શહેરમા આવેલા મુસાફરને અગર હાજીઓને અન્નજલ સારા જથ્થામા પૂરા પાડી શકે તે કુટુંબ અગ્રેસર ગણાતું હતું અગર શહેર શહેરને એક બીજા વચ્ચે થતા વિગ્રહોમા જે કુટુંબ પોતાના શહેરને વિજય પ્રાપ્ત કરાવે તે કુટુમ આદરણીય થતું તે શિવાય બીજી કોઇ જાતની અગ્રસરતા કે આદરણીયતા સંપાદન થઇ શકતી નહિ

આવા શહેરોમા મુખ્ય શહેર મક્કા હતું અને મક્કામા કેટલીક પેઢીથી મહમ્મદનુ કુટુબ અગ્રસરતા પામ્યુ હતું કારણ જૂના મૂર્તિપૂજક અરબોને પૂજ્યતમ એવો " કાબા " મક્કામા વિરાજીત હતો એ " કાબા " ની પજા મહમ્મદના કોરેશી કુટુબને હાથ હતી અને " ઝમઝમ " કુવાનુ અખૂટ જલ પણ તેને જ સ્વાધીન હતું. મક્કામા આવતા યાત્રાળુઓને અન્નજલ પૂરા પાડવામા બીજા સમર્થ કુટુબોની હરિફાઇ સામે પૈસાટકાનો ભોગ આપીને પણ કોરેશી કુટુબ ટકી રહ્યુ હતું કુટુબની અતરવ્યવસ્થા જૂના જમાનાના વડિલસત્તાક કુટુબોના જેવી જ હતી, પરતુ એ સત્તા અરબસ્તાનની પરિસ્થિતિને અગે બીજા દેશોના જેવી સુકેન્દ્રિત અને સુઘટ્ટ થઇ શકી નહોતી.

પેગમ્બર સાહેબના જીવનનો વૃત્તાત જગજાહેર છે અને ઇસ્લામ ધર્મનો આવિર્ભાવ જગતમા કેમ થયો અને જગતે કેવીરીતે જાણ્યો તેના વર્ણન ઇતિહાસને પાને ઉડા અક્ષરે કોરાઇ રહેલા છે. મુસલમાન ધર્મ સ્વીકારતા આરબોના જનસમાજની વ્યવસ્થામા કોઇ જાતનો ફેરફાર થયો નહિ એ લક્ષમા રાખવાનું છે બહુ અરબોની અંગત સ્વાધીનતા એમને એમ રહી મહમ્મદના પેગામને લીધે કોરૈશી કુટુબ પૂર્ણ ગૌરવશાલી થયુ પરતુ બીજા કુટુબોની હરિફાઇ નાબુદ થઈ અલ્લાના પેગામ પહેલા જેવુ મક્કા હતું તેવોજ મહ મ્મદના વિજય થોસની સાથે સમગ્ર અરબદેશ થઇ રહ્યો. મહમ્મદને સેનાની થવાની કે રાજા થવાની આકાક્ષા નહોતી, વૈભવની લાલસા નહોતી, ધનની તૃષ્ણા નહોતી, તેણે જગતના ફકત બે જ વિભાગ પાડયા હતા, એક મુસલમાન અને બીજો અમુસલમાન. જેમ મૂળથી સર્વ અરબો સરખા હતા તેમજ સર્વ મુસલમાનોને પણ તેણે સરખા જ લેખ્યા હતા. અલ્લાને ઘેર તવગરી ગરીબીનો પ્રશ્ન નહિ ઉઠે, પણ કુરાને શરીફના વાક્યોનું કેટલે દરજ્જે

અનુવર્તન થયુ છે તે પૂછાશે એમ તેણે પોતે શીખવ્યુ હતું. આવા કારણોને લીધે મક્કા કરતા મોટા વિશાળ મડળને માટે નવી વ્યવસ્થા કરવાનું તેને સૂઝયુ નહોતું. અરબોની એક ટોળી અને તેનો એક શેખ, તે પ્રમાણે મુસલમાનોનો સમૂહ અને તેનો શેખ–પેગમ્બર મહમ્મદ પોતે–એટલીજ ગોઠવણ તેની નજરમા આવી હતી. લડાઈમા ઉતરવાનો પોતાને પ્રસંગ આવ્યો ત્યારે પણ લડાયક રાજ્યો અગર રાજાઓ જે ઉતર રહહતું તત્ર ગોઠવે છે તેવુ કશુ તેણે ગોઠવ્યુ નહોતું, લડવૈયાઓની શ્રદ્ધા, ધર્માવેશ અને કીર્તિ તથા અર્થલાભ ઉપર જ સંપૂર્ણ વિશ્વાસ રાખી કામ લેવાનું તેણે યોગ્ય ધાર્યું હતુ, તેની શરૂઆતની મુશ્કેલીઓ જોતા એક વાર રસ્તે રહહયા પછી વિજય અને વિકાસ તથા ધર્મપ્રસાર આટલી ઝડપથી થશે એમ પોતે ધાર્યું ન હોય તો અસભવ નથી. ઇસુના ધર્મને વધતા વાર લાગી તેમ પોતાના પેગામને વિશ્વમા તમામ જગ્યાએ પહોચતા વાર લાગશે અને પોતાના જીવનકાલમા અરબ પ્રજાનો ઉદ્ધાર થાય તો પણ ઘણું, એમ ધારીને આસપાસના જાજવલ્યમાન સામ્રાજ્યની વ્યવસ્થા તરફ લક્ષ ન આપ્યુ હોય તો તેમ પણ હોઇ શકે. તેટલુ સિદ્ધ છે કે આપણે જેને આજ રાજ્યવ્યવસ્થા અગર સમાજવ્યવસ્થા કહીયે તે કુરાનમા નથી. અરબસ્તાનના પોતાના અનુભવથી જે જે અનુભવમા આવ્યુ તે તે તમામ કુરાનેશરીફમા વિહિત રાખ્યુ છે.

એટલા માટે જ બીજા દેશોની અસર મુસલમાન લોકો ઉપર થવા માડી તે પહેલાની સમાજ વ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા અરબોની મૂળ વ્યવસ્થા પ્રતિમૂર્ત હતી અને તેની નિરતરતી છાપ હજી સુધી પણ મુસલમાન લોકો ઉપર રહેલી છે પહેલા ચાર ખલીફાઓ શુદ્ધ અરબો હોઇને મહમ્મદના જેવુજ સાદુ જીવન ગાળતા, તેમનો આત્મા પણ તેવોજ શુદ્ધ હતો, જગત મુસલમાન થઇ અરબ લોકો જેવુ થાય તેથી અન્ય લાલસા તેઓને હતી નહિ. તેથી જે જે દેશ તેઓ જીતતા ગયા તે તે દેશને અરબસ્તાનનું રૂપ આપતા ગયા અને અરબ લોકોના પરાક્રમથી અંજાઇ ગયેલા વિષયાસક્ત અને અશક્ત રાજ્યોના પ્રજાજનો જેનાથી જીતાયા તેના જેવુ દેખાવામા વધુ લાભ છે એમ માનીને અગર નવા જાગેલા ધર્માવેશથી અરબોના રીતરિવાજ અને આચાર તેમજ વિચાર ગ્રહણ કરવા લાગ્યા.

તેની સમાજ વ્યવસ્થાનો વિચાર હાલ બાજુ ઉપર રાખી કેવળ રાજ્યવ્યવસ્થા ઉપર દૃષ્ટિ ઠેરવીયે. મુસલમાન થયેલા લોકો તમામ સરખા ગણાવા લાગ્યા, અને કુરાનેશરીફ એ તેમનું ધર્મશાસ્ત્ર બધાયુ મહમ્મદ અને તેની પછી જે ચાર ખલીફાઓ થયા તે જ કેવળ કુરાને શરીફનો અર્થ ચોક્કસ કરવાનો અધિકાર ધરાવતા હોવાથી અરબાધૃત પ્રદેશમાં કુરાનનિયત્રિત ખિલાફત ઉદ્ભવ પામી. ખલીફા અમુક વશના અગર કુટુબના જ હોય તેવુ નહિ સ્વીકારતા સમગ્ર મુસલમાન પ્રજાની પસંદગીથી એ ઉચ્ચસ્થાન પામે છે એમ પણ ચોક્કસ ગણાયુ. રાજ્યવિસ્તારમા વૃદ્ધિ થતા ખલીફાની સત્તા તેના સૂબાસરદારોમાં પ્રતિનિહિત થઇ.

પરંતુ અરબસ્તાનની કુટુંબવ્યવસ્થા મહાન રાજ્યમંડળની વ્યવસ્થા તરીકે લાબો વખત નભી શકે તેમ હતું જ નહિ. વિજયવિસ્તાર સાથે રાજ્યતત્ત્વવિસ્તાર ન થાય તો રાજ્ય છિન્નભિન્ન થાય અગર અનેક પ્રજાપ્રશ્નો શૂળ જેવા ઉભા થાય, એ આપણા અનુભવની બહાર નથી. તેવા જ સવાલો મુસલમાન વિજેતા પાસે ઉભા થયા અને સાઇક્લોન જેવા કેન્દ્રપરિગામીવાન વંટોળિયે ભેળા લાવી મૂકેલા જુદીજુદી વૃત્તિવાળા જનસમૂહોને

એક સુઘટ રાજ્યતંત્રમા ઘટાવવા તેઓને વિચાર કરવો પડયો. આ સમયે તેઓની નજર આગળ બે જાતના તંત્રો હતા. એક ઇસ્તબૂલનું અનેક યુગના ચક્રમા આવી વિશીર્ણ-વિલુપ્ત-સ્વરૂપ થયેલુ રોમમહારાજ્યનુ તંત્ર અને તુરતમાજ પરાજય પામેલા ઇરાનનું વધારે સમજાય તેવુ એકહથ્થુ સત્તાવાળુ રાજ્ય. મુસલમાન સામ્રાજ્યના ખીચડામા ઘી નાખી તેને મેળવવાની એકદમ જરૂર હતી ઇસ્તબૂલનુ રાજ્ય હજી મજબૂત અને વિધર્મી હતું. ખિલાફતનો પ્રશ્ન પણ ડોહોળાઈ રહેલો હતો. હિંદી સુધારા બિલનો વિચાર કરતા ત્રણ વર્ષ લાગ્યાં તે પ્રમાણે રાજ્યતંત્રપગ ગૂંચવણ ભરેલા વિચાર કરવા આરબોને નવરાશ હતી નહિ. ઇરાન પાસે હતુ, પોતાના તાબામા હતું. અનુભવની બહાર નહતુ, મુસલમાન રાજધાની તેની નજદિક ગઇ હતી આપોઆપ જ અરબ પ્રજાએ ઇરાનનું રાજ્યતંત્ર સ્વીકાર્યું વઝીર, દિવાન, કાઝી, ક્ષત્રપ વિગેરે અમલદારો સ્વીકાર્યા અને જેને આજે પશ્ચિમ દેશના રાજ્યનયજ્ઞો "પૌર્વાત્ય એક કેન્દ્રપરિગામી રાજ્યસત્તા કહે છે" તેને અમરત્વ બક્ષ્યુ. ઉમયાદ ખલીફાઓએ તે સાથે ખિલાફત પોતાના જ વંશપરિવારમા રાખવાનું પગલુ લીધુ. ઇરાનના ધનદોલતના અનુગામી સમાજના ઉતરચ્ઢડના દરજ્જાઓ સ્વતઃ જ અસ્તિત્વમા આવ્યા. જ્યા જ્યા મુસલમાન રાજ્યો થયા ત્યા ત્યા કુરાનકુણ્ઠિત આજ રાજ્યતંત્ર સ્વીકારાતુ. હિંદુસ્તાનમા મોગલ રાજ્યવ્યવસ્થા પણ આજ જાતની હતી. મધ્યએશિયાના ઉત્તુંગ મેદાનો પરથી આવેલા ભરવાડ જેવા તુર્ક લોકોએ પણ જતે દિવસે ઉદય પામતા સાથે એનો જ સ્વીકાર કર્યો પણ અરબ લોકો તેનાથી એકદમ છૂટા પડયા શુદ્ધ અરબસ્તાનના લોકોને આ જાતનુ બંધન રૂચ્યુ નથી. વૈભવનો જ્વર તેમને વિષમ લાગ્યો છે. પુનઃ સુધારણાના શસ્ત્ર મારી મુસલમાન પ્રજાના વૈભવ, દોલત, વિષય, વિલાસ, વિનોદ બધાથી છૂટા પડી પાછા તુરત જ પોતાની સ્વચ્છંદ વિહરતી વેરાન રાનની જીંદગી જ તેઓને પસંદ કરવી પડી છે. સમગ્ર મુસલમાન પ્રજાના પ્રશ્નોથી તેઓ અળગા થઈ ગયા છે. અત્યારે અરબ પ્રજા તરફથી મુસલમાન ઇમારતના પાયામા બે મહાન ખૂણા રચાયલા તેજ તેઓના નિશાનરૂપ રહેલા છે-એક કુરાન, બીજો દરેક મુસલમાનની અંગત સમતા.

ઇરાનનું રાજ્ય જમાનાઓથી સુઘટ્ટ રહેતુ અરબોએ જોયુ હતુ. હિંદુસ્તાનના હિમ-દાકના ગિરિવરોથી શરૂ થઇ સ્યામ અને અદ્રીય સમુદ્રના તરંગો તેની સાથે એક વેળા અથડાતા તેણે અનુભવ્યા હતા, યુનાનદેશના ગર્ભગૃહમા તેની સેનાએ પ્રવેશ કરેલો જોયો હતો. આ પ્રતાપ સિકંદરશાહના પ્રબલ તેજ આગળ ઓછો થઇ ગયો હતો. ઇગનના શાહે તેને નમન કર્યું હતું,-પલાયન પરાવણ થઇ ગયો હતો. એ પરાસ્ત યુગ વીત્યા પછી પાછુ ઇરાન સુવ્યવસ્થિત થયુ હતુ. તેના રાજ્યલોભને પ્રબળ પાંખો આવી હતી, તેની દોલત સંપૂર્ણ વધી હતી રોમના મહારાજ્યની અને તેની સીમાન્ત રેખાઓ સસ્પર્શી ચાલતી. બન્ને મહારાજ્યો મહાસાગરની માફક આગળ ધસતા. પાછા હઠતા, વળી આગળ ધસતાં, કંઇક સમય શાંત રહેતા, અંતર વડવાનલથી સીઝતા, અનલદાહ શાંત થતા વળી વિવર્તમા-તોફાનમા ચ્હડી આગળ ધસતા છેવટમા છેવટ ઇરાનનો આફતાબ નૌશેરવાનની કારકીર્દીમા પ્રચંડ તપી રહ્યો હતો. ઇસ્તબૂલની રૂમી સલ્તનત-ચેતનહીન થઇ ગઈ હતી. જસ્ટિનિયનનું મહારાજ્ય ચોપાસથી પ્રાકૃત શત્રુઓના દબાણથી નિશ્ચેષ્ટ થઇ ગયુ હતુ. નૌશેરવાનના પ્રખર કર તેને તાપ આપતા હતા ને ઇરાનના પ્રાણ પોષતા હતા;-તેના

ઇન્સાફનો યશ જગતને ધવલ કરતો હતો. સરસ્વતીના ઉપાસકો તેના તરફ મોટા આચાર્યં તરફ જેમ અનુયાયીઓ ખેચાય તેમ ખેચાતા.

આ યશ—ગૌરવ ઇસ્તબૂલ પાસે હતું નહિ એટલા માટે સ્વભાવતઃ અરબો ઇરાન તરફ ખેચાયા; અને એ ગૌરવથી ઉજ્જ્વલ બનેલું રાજ્યતંત્ર સ્વીકાર્યું. રાજ્યવ્યવસ્થાના દુર્ઘટ પ્રશ્નો પૂર્વમા ઉભા થતા નથી. પ્રજાસમૂહ ઘણે ભાગે જે કાર્ય રાજ્યસંસ્થા આજે પોતાના ગણે છે તે પોતાથી જ કરી લેતી. વિશાળ સામ્રાજ્યના સમ્રાટની નજરમાં અવકૃપા પામવાવાળા ઘણા જ થોડા આવે; તેની રહેમદિલી અને બંદોબસ્તની અસર સર્વત્ર દેખાય; તેની કીર્તિ ગવાય અને જગતને તે વધારે જાણવામા આવતા વધારે લોકપ્રિય થાય. નોશેરવાનના વખાણ મુસલમાન કવિ ફિરદૌશીએ ગાયા છે. બુઝુર્ગમેહરના સૂત્રો ખલીફાઓએ સ્વીકારી તેને પુરોગામી મુસલમાનનુ વિશિષ્ટ પદ આપ્યુ છે. એ સૂત્રોથી અને નોશેરવાનના દૃષ્ટાંતથી તેમણે કુરાનની અપૂર્ણતા પૂરી પાડી. પરાઇ પ્રજા સાથેના વ્યવહારમા અગર રાજનીતિના પ્રશ્નોમા એને લીધે ઉદારતા પ્રવાઇ, જતે દિવસે ખિલાફત લક્ષ્મીનુ નિવાસસ્થાન, સરસ્વતીનું આશ્રય સ્થાન, જગતનું નાડીચક્ર થઇ પડયુ તેનું કારણ નોશેરવાનની ઇરાની રાજનીતિનો તાતણો તેમા સળગ વણાયો તે જ.

અને તે છતા ઇરાનનો મબધ જ તેને હાનિકર્તા નીવડયો. ઇ. સ. ૧૦૦૦ ને સુમારે ઇસ્લામ-સામ્રાજ્યમા અનિવાર્ય છેદ પડી ગયા હતા જે સમયે અરબોએ ઇરાન જીત્યુ તે સમયે તે દેશની અધમાધમ અવસ્થા દશા થઇ ગઇ હતી નોશેરવાનના બેહસ્તનશીન થયા પછી હોરમઝદે બુઝુર્ગમેહરની કાબેલ સલાહ અનુસાર ચાલવાનો શિરસ્તો રાખ્યો ત્યા સુધી ઇરાનની રોશની ઝળહળતી રહી, પણ મેહર ગૂજરી જતા હોરમઝદના મનમાથી નેકી દૂર થઇ અને ઇરાનની અમીરત અને રૈયત તેના જૂલમથી ત્રાહિતોબા પોકારવા માડી; બંડખખેડા ઉભા થયા, રાજ્યતેજ નષ્ટ થયુ, તેના પુત્ર ખુશરોને ઇસ્તબૂલના મૉરિસનો આશ્રય લેવો પડયો. બળવાખોર બહેરામના ત્રાસથી પ્રજા ત્રાસી ત્યારે જ તે પાછો આવ્યો અને શાંતિમા રાજ્ય કર્યું તે ગૂજરતા પાછી ગાદી કુટુંબવિવર્તમા પડી; અરબોના ધસારા સમયે કોઇ નરરત્ન તેને હઠાવવા સામે ઉભો રહે તેવો રહ્યો ન હતો કતલને સમયે સરદાર રૂસ્તમ તંબુમા રેશમી કોચ પર પડયો હતો, યઝ્દેજર્દ પોબારા ગણી આમુ અને સિરદર્યાના પ્રદેશમાં ગયો હતો, ત્યાથી નદી ઓળગતા પકડાયો. ઇરાનની પ્રજા ઉપર નાશકાળની તંદ્રા આવી; અર્ધા સૈકા સુધી લગભગ મૂઢ ઘાની મૂર્છા ચાલુ રહી. દરમ્યાનમા ઇરાન અરબમય થયું, તેના ધન ભંડાર મુસલમાન ધર્મ વિસ્તારમા વપરાયા; તેની સુંદર નાજનીઓ અરબોના અંતઃપુરમા વસી.

અર્ધો સૈકો વીતિ જતા ઇરાનની નજર ઉઘડી. જમાનાની મુત્સદ્દીગીરિ, યુગાંતરના જનસ્વભાવનો અનુભવ, ઇરાની પ્રજાએ મુસલમાન જગતમા અગ્રેસરત્વ મેળવવામા કામે લગાડયા. રાજદરબારને પોતાના રંગે રગ્યો; વિષયવિલાસનો ઝેરી પ્યાલો ખલીફાઓને પાયો. અલીના નામમા પણ ઇરાની પ્રજાભાવના પરિશીલનમા શિયા સુન્નીના તીવ્ર ભેદની યોજના કરી અરબ અને ઇરાની પ્રજા ઉંડા હાડમા ફાડીને એક બીજાથી જૂદી છે. ઇરાન વિલાસ પ્રિય છે; અરબસ્તાન કઠિન જીવન ગાળે છે; ઇરાન મુત્સદ્દી છે, અરબસ્તાન સીધુ, સરલ અને નિમકહલાલ છે, ઇરાન યુગાતરથી રાજસત્તા નીચે દબાઇ સભ્ય અને ફરમાનબરદાર છે; અરબસ્તાન સ્વતંત્ર અને મનસ્વી છે, જ્યારથી અરબસ્તાનની બહાર ખલીફાની સેજ-

ધાની સ્થપાઇ ત્યારથી અરબોનો રાજ્યયંત્રમા ભાગ ઓછો થતો ગયો અને તેના ઓછા થવા સાથે ઇરાનીનો ભાગ વધતો ગયો. તેની અસરથી મુસલમાન ધર્મમા બે મોટા તા પડ્યા, રાજ્યખટપટ વધી હરીફ શહેનશાહો થયા હતા તે પ્રમાણે હરીફ ખલીફાઓ થવા માંડ્યા

આ જાતનું રાજ્યતંત્રમા ઇરાનપ્રાધાન્ય જોયા પછી સમગ્ર ઇસ્લામની સમાજ વ્યવસ્થા તપાસતા આપણને માલૂમ પડશે કે અરબોના રચેલા સાદા આડંબર વિનાના મકા ઉપર રંગરોગાન ઇરાને કરેલા છે. અરબસ્તાનની ભૂમિના વિલક્ષણ પ્રકારને લીધે તેના બ લોકોના સ્વભાવ પણ વિલક્ષણ ઘડાયા છે, મરૂ પ્રદેશના નિવાસની કઠોરતા અને સહનશી લતા, સ્વચ્છંદ જીવનની નિડરતા અને સરલતા, અછતની ઉદારતા અને નિર્મળતા અરબોન લાક્ષણિક ગુણો છે. રાજ્યસંસ્થાનો વિકાસ થયેલો ન હોવાથી રાજ્યકર્તા કુટુંબ તરીકે એ કુટુંબ અગ્રયાયી હતું નહિ. નોકરી અને રાજસેવા બજાવવાની તક ન મળવાથી અમીરા અસ્તિત્વમા આવી ન હતી. અરબ ટોળીના અંતરકલહમા શૌર્ય કેળવાતું; અનેક યાત્રા સ્થળોમાં પાણી અને ખોરાક પૂરા પાડવાની ફરજને લીધે જવાબદારી અને ગાંભિર્ય વિકસતા ધર્મોપાસનાના હક અમુક કુટુંબોમા જ રહેવાથી વૃદ્ધિ પામતા કુલાભિમાનને ઉપરની બે જવાબદારી મર્યાદામા રાખતી, આ રેખાબંધન ન હોત તો કદાચ હિંદુસ્તાનના બ્રાહ્મણો રોમના પાદરીઓ ઇરાનના દસ્તુરો સમી એક ધર્માભિમાની જ્ઞાતિ ઉત્પન્ન થઇ અરબોન અપ્રતિહત સ્વાતંત્ર્યને કુણ્ઠિત કરત. પણ ધર્મોપાસનાનો હક હોય ત્યા ક્વચિત શૌર્ય ન હોય અને હક અને બહાદુરી હોય ત્યા ક્વચિત જલ અને અન્નપૂરણની શક્તિનો અભાવ હોય મતલબ જૂના કાળના મૂર્તિપૂજક દેશ પ્રદેશોમા સાધારણત. સર્વોપરિ સમાજતાપક ગર્વ નિર્ભર એક ધર્મજ્ઞાતિ ઉત્પન્ન થાય છે તેવી જ્ઞાતિ અરબસ્તાનમા ઉત્પન્ન થવા પામી ન હતી. પરિણામે પિતા અને માલિક એ બેના ઉપરિપણા શિવાય બીજાનુ ઉપરીપણું કોઇ આરબ બચ્ચો સ્વીકારતો નહિ. માલિકનુ ધણીપણું ડખરૂપ છે, તેને કોઇ પોતાની મરજીથી સ્વીકારતું જ નથી. પિતાનો પ્રતાપ દરેક મનુષ્યમા કુદરતી રીતે રહેલા વત્સલ અને પૂજ્ય ભાવના પરસ્પર અદ્દભુત સંઘટનથી વધારે નીભે છે. અને અરબસ્તાનના સ્વચ્છંદ જીવનમા એ પ્રતાપનું આયુષ્ય અને સ્થાન સ્થિરતા અવશ્ય ટુંકા હોય છે.

ઉપર કહ્યું તેમ મુસલમાન ધર્મની સ્થાપનાથી અરબ સંસારમા કશો ફેરફાર થયે નહિ, અરબોનું અંગત સ્વાતંત્ર્ય એમનું એમ રહ્યું, સમાનતા મુસલમાનત્વમા સમાન લાગી અનેક ધર્મોપાસક, દાનવીર, શૂર કુટુંબોને બદલે કેવળ પયગમ્બર–ઉદ્દભવતીર્થ કોરેશી–સૈયદ કુટુંબ જ અન્ય મુસલમાનોથી વધુ ઓજસ્વી બની બહાર તરી નીકળ્યું. પિતાપુત્ર, માલિક ગુલામ તેના સંબંધમા પણ કોઇ જાતનો ખાસ ફેરફાર જણાયો નથી. મહમ્મદના જીવનમા તેની સ્થિતિ અને શક્તિ વધવા સાથે કોઇ જાતનો ફેરફાર થવા પામ્યો નહિઃ પોતાની અરબી સાદાઇનો તેણે ત્યાગ કર્યો નહિ; લડાઇમા મળેલી લૂંટફાટમા અન્ય અરબો કરતા કોઇ જાતનુ વધુ વિશિષ્ટત્વ ગ્રહણ કર્યું નહિ, પેગામ આપ્યા ઉપરાંત અને ઇશ્વરે આવિષ્કૃત કુરાનની સુરાઓ મુસલમાન બિરાદરો સમક્ષ મૂક્યા ઉપરાંત મહમ્મદ તરીકે પોતાની અંગત અગત્યતા તેણે વધવા દીધી નહિ; પોતાના સ્થાનને પોતાના વંશમા જ મર્યાદાબદ્ધ કરવા માટે યત્ન કર્યો નહિ. તેના મૃત્યુ પછીના ખલીફાની પસંદગી આજુબાજુની પરિસ્થિતિ વિચાર્યા પછી સમગ્ર અરબ પ્રજા તરફથી થઇ હતી. ઉમર ખલીફાના તહિયા સમક્ષ એક

અબદુલ્લ મુસલમાને તેને ઠપકો આપ્યા પછી તેનો ઘાત થયો હશે. મહમ્મદ પછીના ખલીફાઓના જીવનની સાદાઈ અમર છે. તેઓની ઇસ્લામપરાયણતા જગપ્રસિદ્ધ છે, તેઓની ધર્મરતતા સતત સર્વથા આદરણીય છે.

અરબોનું ઔદાર્ય, મિજબાનગિરી અને મહેમાનગિરી અજાણ્યા નથી. સ્વતંત્ર જીવનનો ભોગ, અરબસ્તાનના ઉષ્ણ પ્રદેશથી ઉપજતો લોહી અને જુસ્સાનો ગરમાવો અને ઉદારતા વાપરવાની ગળથુથીમા પાયેલી ટેવ એ મુસલમાન પ્રજાના વિજયની પરાકાષ્ઠામાં પણ તેનાથી દૂર થયા નથી. આ સન્માનનીય ગુણને મહમ્મદે કુરાનમા વખાણ્યો છે. એ ગુણની જાળવણી અને ખિલવટનું કુરાનમા વિધાન કર્યું છે. આજ ૧૩૦૦ વર્ષથી સમગ્ર મુસલમાન પ્રજા એ વિધાન પાળતી આવી છે. નગર બજારમાં મુસલમાન બચ્ચાના હાથથી જેટલી ઝડપથી પૈસો છૂટે છે તેટલી જ ઝડપથી બીજી પ્રજાના હાથથી છૂટતો નથી. અતિથિ માટેના સત્કાર શબ્દ જેટલા મુસલમાન જીહવાથી મીઠા નીકળે છે તેટલા મીઠા બીજાની જીહવાથી પડતા નથી.

અરબ લોકોના સ્ત્રીજનોની દશાને અવદશા કેમ ન કહેવી ? એવો પ્રશ્ન ઘણા લોકો કરે છે. સ્ત્રીજનો બુરખામાં રહેતા; બાળકીના જન્મ વખતે તેને મારી નાખવામાં આવતી, સ્ત્રી એક ઢોર ઢાંખર જેવી મિલકત ગણાતી: તેને આત્મા હોય નહિ એવી માન્યતા હોય તેવુ ઘણી વાર દેખાતું, તેનો સ્વતંત્ર અભિપ્રાય ધરાવવાનો હક નહતો એમ પણ લખાયું છે; છતા અરબ સ્ત્રીઓના સૌંદર્યથી સ્વર્ગની હુરી ઝાંખી પડે છે; ખદીજા અને આયેશાના સ્વતંત્ર વર્તનની નિન્દા થઈ નથી, મુસલમાન સલ્તનતમા સુલતાનાઓ અજાણી નથી. અરબસ્તાનની જીદગી જોખમ ભરેલી છે, ક્યારે શહેરની ગલીઓમા અગર પ્રવાસપન્થમાં હથિયાર ચલાવવામા આવે તેની ખબર રહેતી નથી; ઉષ્ણ હવાને લીધે શરીર વહેલા પરિપક્વતા પામે છે, આવેશો ઉગ્ર થાય છે, મન ચચલ બને છે. આવી સ્થિતિમા સ્ત્રીજનો પુરૂષ વર્ગથી વેગળા રહે એ વધારે ઇષ્ટ છે. આ કારણથી બુરખા અને જનાનાનો રિવાજ મૂળ પડયો હશે અને વિચક્ષણ મહમ્મદે કાયમ રાખ્યો હશે

હાલની મુસલમાન પ્રજામા જે અંગત સમાનતા છે તે અરબ લોકોની બક્ષેલી છે. ઉદારતા પણ તેનો જ વારસો છે. સ્ત્રીજનોનો બુરખાનો રિવાજ પણ અરબસ્તાનનો જ છે. અરબ લોકોના વિજયિત્વથી જીતાયેલી પ્રજાઓએ વિજેતા જેવા દેખાવાનો પ્રયાસ કર્યો. જઝીયા આપનારા અને જૂદા રીતરિવાજ સાચવનારાઓપર ગુલામિયત અને કાફરપણાની છાપ હમેશને માટે બેઠી હોય તેમ ગણાવા લાગ્યું. એ ભાવના જેમ જેમ ખલીફાતનો પ્રતાપ વધવા લાગ્યો તેમ તેમ દૃઢીભૂત થતી ગઇ. મક્કામા હજી પણ હાજીઓ અરબસ્તાનનો છૂટો પોશાક પહેરે છે. યાત્રાળુઓના સત્કારની ફરજ હજી પણ મક્કાના શરીફો બજાવે છે. મુસલમાન સખાવત પણ અજાણી નથી. સ્ત્રીજનોની સ્થિતિ પરાયા લોકો બતાવે છે તેટલી હલકી નથી. જનાનામા તેઓનું સામ્રાજ્ય હોય છે. એક પતિ વચ્ચે ચારથી વધારે બીબી નહિ કરવાનું કુરાનનું શાસન છે. તેઓની બુદ્ધિ કુશાગ્ર કરવા સાધનો પૂરા પાડવામાં મુસલમાનો આચકો ખાતા નથી. પુણ્યનું ફલ અલ્લાહ તેમને પણ આપે છે. એમ મહમ્મદ કહે છે. કયામતને દિવસ તેમનો આત્મા પણ ઉઠી સહુ ભેગા ખુદાની કચેરીમા હાજરી આપશે તેવુ માનનારા ફકસઓ પણ કમી નથી. પુત્રીનો વધ મહમ્મદે અટકાવ્યો છે.

આ સાદા સંસારને ઇરાને રસિકતા અને પામરતા બન્નેના રંગ ચઢાવ્યા છે. ઇરાની પાયતખ્તની રચના સ્વીકારતા અમીરી ફકીરીના ભેદ અંદર પેઠા. મોઆવિયાહના વંશજોએ રાજવંશત્વ સ્વીકાર્યું. અલમન્સૂરે ભોગ વૈભવ તથા ધનદોલતનો સત્કાર કર્યો અસલની સાદાઇ જતી રહી; વિલાસપ્રિયતા વધી. લશ્કરી અને ધાર્મિકઝનૂન કમી થતા નવરાશના વખતમા શાંત અને મનને અપાર આનંદ આપે તેવા સાધનોનો શોધ થવા લાગ્યો. ગાનતાન, સાહિત્ય, ચિત્ર, ખગોળ, ગણિત, કવિતા વગેરેનો પરમ ઉદય થયો. વિષય વિલાસમા આ જાતનો આનંદ ભળતા અસલ વીરત્વ નાબૂદ થયુ અને અંતે એવી સ્થિતિ આવી કે શુદ્ધ અરબો અરબસ્તાનમા રહ્યા અને ખિલાફતનું સંરક્ષણ કરવા માટે બહાદુર તૂર્ક લોકોને રાખવા પડયા.

ઇરાનની લોકસમાજ ચિરંતન રાજ્ય સત્તા અને ભોગવિલાસના ઉપભોગથી હીનસત્ત્વ થઇ ગઇ હતી. આચાર વિચારમા નીતિનો મજબૂત પાયો નાબૂદ થઇ ગયો હતો. નોશેરવાનના પિતાના સમયમા જ અધોગતિ આવી ગઇ હતી. મઝદક નામના બ્રહ્મરાક્ષસના ઘણા ખરા ઇરાનીઓ અનુયાયી બન્યા હતા. અગ્નિશુદ્ધ અને અંગાર તેજસ્વી જીવનનો નાશ પામ્યો હતો. નાજનીઓ લોકસમાજને સાધારણ ઉપભોગનો વિષય છે એમ મનાવા લાગ્યુ હતું. શહેનશાહની ભગિનીનું સૌંદર્ય ઉપરોક્ત રાક્ષસે ચાખ્યું હતું અને નોશેરવાનના ક્રોધની જ્વાલાએજ તેની માતાના શીયળને સચવાવ્યુ હતું. ઇરાન શરાબ અને ગુલની જમીન છે શાયરી અને મીનોઇ ઇશ્કના વિચાર ઇરાન નિવાસીઓને હમેશ પ્રિય થઇ પડતા આવ્યા છે. સુંદર અને સોફિયાની ચીજો તેમની ઇંદ્રિયોને એકદમ વશ કરી શકે છે. યુરોપ અને હિંદના વેપારી વણઝારાના મધ્ય વિરામસ્થાનમાં જમા થતી અપાર દોલત ઇંદ્રિયનિગ્રહની દુશ્મન થઇ પડે તેમા આશ્ચર્ય નથી. જગતની તવારીખના અભ્યાસથી મનુષ્યને દિલગીરિ શિવાય બીજુ પ્રાપ્ત થતું નથી વીર્ય અને સત્ત્વ ભરિત સામ્રાજ્યનો ઉદય કાળ જોવો, આસપાસના શત્રુઓની અદેખાઇ અને વૈરથી એ વીર્ય અને સત્ત્વની ગતિને કુણ્ઠિત થતી નિહાળવી, ઉદયકાળના અભિમાન પરત્વે કુબેરભંડાર અને કામોપાસનાના પ્રચારનો જન્મ દેખવો, અને છેવટ એ અપાર વીર્ય અને સત્ત્વ–પ્રભુદત્ત શક્તિનો પોતાનાજ ખૂનથી અને બહિર્જગતના કૌવચ જેવા પાસથી હ્રાસ થતે થતે અંતે સંપૂર્ણ નાશ જોવો એ દરેક ઇતિહાસપ્રિય આદમીના તગદીરમા લખાએલું છે. ઍથેન્સ, રોમ, ઇરાન, બગદાદ, દિલ્હી, ફ્રાન્સ તમામ સલ્તનતના એજ હાલહવાલ થયા છે. ઇરાની લોકોમા વીરત્વ હતું, સત્ત્વ હતું, કળા હતી, કૌશલ્ય હતું, પુરાણા યુરપ અને ભારત વચ્ચે કોઇ ભવ્ય પૂલ પેઠે એ મહારાજ્ય ભભકી રહેલું હતું એ કલા, એ કૌશલ્ય, એ વીર્ય અને સત્ત્વનું બીજ સઘળુ મુસલમાન ખલીફાતને મળ્યુ એ સૌંદર્ય નજર, એ સરસ્વતી ઉપાસના, એ તત્ત્વવિચાર, એ મુલાયમપણાનો શોખ મુસલમાન પ્રજામા ઇરાનમાથી આવ્યો. અરેબિયન નાઇટસની અદ્ભુત સુંદર સુંદરીઓ, તેઓની અપાર સંસ્કૃતિ, તેઓનો ઇંદ્રિયાકર્ષક શૃંગાર, એ ઇરાને આપ્યા તે સાથે અરેબિયન નાઇટસનો વાળંદ, શરાબ, અને ગુલ એ પણ અરબસ્તાનના આપેલા નથી. જમાનાની અદ્ભુત ખટપટ, અથાગ વહેમવશતા એ પણ ઇરાનની વિલાસકલુષિત પ્રજા, પરલોકમા માણસો પુણ્યપાપ બાંધી જાય છે તેમ, મુસલમાન થતા પ્રથમ ધર્મમાથી સાથે બાંધી આવી હતી. ઉમયાદ અબ્બાસી ખલીફાના દરબારનો ભપકો અરબસ્તાનના ખલીફાને અજાણ્યો હતો. નૃત્ય અને સંગીતને એ રણનિવાસી ખલીફાઓ છાકબાકળા ચ્હેરાવાળા વિલાયતના પ્યુરિટન લોકોથી પણ વધારે તિરસ્કારતા.

બગદાદ અને કૉર્ડોવાના તખ્તની આભાથી અંજાઇ ગયેલા વિલાયતના તવારિખલેખકો એ આભાનું મૂળતીર્થ શોધવા યત્ન કરતા નથી. અરબ અને સૅરેસન એ એક જ પ્રજા હોય તેવું તેઓ લખે છે અને પુરાણયુગના પંડિતો " અરબોનું પશ્ચિમ સંસ્કૃતિને દાન, ભારતવર્ષપર અરબોની અસર " એવા વાક્યો લખતા જોવામા આવ્યા છે. ઇરાની સલ્તનત અને અરબ પ્રજાનો ઉદય એ બેનો ઉપરોક્ત સંબંધ સમજાયા પછી આપણે એકદમ જોઇ શકીશુ કે જ્ઞાનમહાસાગર ઉપર પૂર્વ પશ્ચિમ એ બે કિનારાને સંયોજતો જ્યારે મુસલમાન રૂપી પૂલ છે ત્યારે પુરાણુ અને અદ્યતન દુનિયા એ બે કિનારા વચ્ચે ઝૂલી રહેતો પૂલ નોશેરવાનનું ઇરાન છે. યુરપમા અર્વાચીન યુગની શરૂઆત અથવા પુરાણજ્ઞાનની આધુનિક જગતને હાથે થયેલી સતતતાની શરૂઆત જ્યારે ૧૫ મા સૈકામા થઇ ત્યારે જગતના ઇતિહાસમા એ શરૂઆત આઠમા સૈકામા થઇ લેખવી છે. એટલે નોશેરવાને અધુરૂ મૂકેલુ કામ પાછુ મુસલમાન ખલીફાઓએ શરૂ કર્યું ત્યારથી.

ખ્રીસ્તધર્મના અભિમાની જસ્ટિનિઅને ઍથેન્સની જગતપ્રસિદ્ધ તત્ત્વજ્ઞાન સંસ્થાઓ બંધ પાડી તે વખતે પ્લેટો અને ઍરિસ્ટોટલના અવશેષ-શિષ્યોએ ઇરાનમા જવાનો વિચાર કર્યો. નોશેરવાનનો ઇન્સાફ વિશ્વવિખ્યાત હતો અને ઍથેન્સમા વાત આવી હતી કે પ્લેટોના સિદ્ધાતનો કોઇ અનુયાયી ઇરાનના તખ્તને દીપાવે છે અફ્લાતુન અને અરસ્તુ એ પ્લેટો અને ઍરિસ્ટોટલના ઇરાની નામ છે ગિબ્બન લખે છે કે વિષયવ્યતીત જીવનની યાદગારી જીદગીમા સહુથી મોટા સંકટરૂપ છે એવો મત બુઝૂર્ગમેહરે પ્રતિપાદિત કર્યો હતો. સંસ્કૃતમાથી પિલ્પેની વાતો અગર કલિલાદમના-કરટક-દમનકની વાર્તાઓ તેના જ રાજ્યમા પહલવી ભાષામા ઉતારવામા આવી હતી શતરજની બુદ્ધિવિકાસી બાજી નોશેરવાનના જીવનને રસિક બનાવવા કોઇ હિદીએ તેને શિખવી એમ કહેવાય છે ખેતીવાડી ઉપર તે શહેનશાહે ઘણું ધ્યાન આપ્યુ હતુ એ સુવર્ણાક્ષે ઇતિહાસને પાને લખાયેલુ છે અને ઇરાનની અસલી નહેરો તેની સાક્ષીભૂત છે સુસાની નજદીકમા તેણે સ્થાપેલી વિજ્ઞાન સસ્થા આગળ જતા સુવિખ્યાત વિદ્યાપીઠની સ્થિતિએ પહોચી, એ અજાણ્યુ નથી

આ પ્રગતિનો વેગ નોશેરવાનના બેહસ્તનશીન થવા પછી એંધાધુંધીના સમયમા અને અરબોના પ્રથમ ધસારાના આવેગમા મદ પડી ગયો પણ ઇરાનમા સમાજ પાછી ચાલે પડી કે તરતજ મુસલમાન બનેલા ઇરાનીઓ સ્વભાવત નૌશેરવાને ચીંધેલી દિશામા ચાલવા માડ્યા. હિંદુસ્તાનના સસ્કૃતનો અને ગ્રીકનો અભ્યાસ શરૂ થયો યૂરોપની પ્રજા અરસ્તુ અફલાતુનને અરબો મારફત પિછાણતાં શીખી, અરબોએ પ્રજ્ઞજનાના જ્ઞાનનું અમૃત પહેલવી ભાષાદ્વારા પીધુ બગદાદ દમાસ્કસની પાણીની નહેર અને નળ આજ પણ મોજુદ છે. ખેતીનુ શાસ્ત્રીય સ્વરૂપ અને ઉપવન ફૂલપુષ્પની કૃષિ યૂરોપ સ્પેનના મૂરલોકો પાસેથી શીખેલ છે, પણ અરબસ્તાન કે મિશરને છોડીને ગુલને ઇરાનની રમ્ય ભૂમિમાં જન્મ લેવાનું સૂઝ્યુ છે એ દરેક પુષ્પપ્રિય આદમી જાણે છે. ગણિતના અંકો અને બીજ ગણિતના સૂત્રો હિંદુસ્થાનમાથી યૂરોપમા લઇ જઇ અરબોએ સ્થાપ્યા; નક્ષત્રના નામ હિંદમા લઇ જઇ અરબોએ તેને આપ્યા; પણ બન્ને ખડના ભાષાવિજ્ઞાનના અભ્યાસની પ્રણાલિકા અસલની ઇરાની શહેનશાહતથી ચાલતી આવેલી હતી. સેબિયન લોકોના ખગોળ જ્ઞાનમા હિંદનું ખગોળ જ્ઞાન ભળ્યું અને અરબ ખલીફાના મહેલની છતમા આકાશ ચીતરાવ્યું; કવિઓને

ગ્રહમતિનું અનુકરણ થાય તેવી રીતે ગોઠવવામા આવતાં તે છતાં મુહૈમિસ તેગ્રીસનાં પ્રદેશમ ખગોળવિદ્યા અને જ્યોતિષ ખાલ્દીયાના ઇતિહાસાગમ્ય યુગથી ઉછેરાઇ વિકસતા આવ્ય છે એ ભૂલી જવાય તેવી બાબત નથી. અરબી અને ફારસી ભાષાના શીક્ષણ માટે દરે મસજીદ સાથે મદ્રેસા રાખી લૌકિક કેળવણીને વ્યવસ્થિત રૂપ આપવાની પહેલી યોજન અરબ લોકોમા દેખ્યા પછી યુરોપે તેની નકલ પોતપોતાની ભાષા પરત્વે કરી પરંતુ ઇરા નમા વિદ્યાપીઠ હતા, પહલવી ઝબાન પ્રૌઢાપરિપક્વ હતી. અને પહલવીનું સ્થાન ફારસીએ લીધા પછી પણ મુસલમાન જગતના પ્રખ્યાત વિદ્યાપીઠ પ્રતિવર્ષે દૂર દેશના વિદ્યાર્થીઓ ઇરાનની ભૂમિ તરફ ખેચી આણતા આ બધા સંજોગોમા તુરત જણાઇ આવશે કે અર બોનો પૂર્વ પશ્ચિમ વચ્ચેનો પૂલ પુરાણાધુનિક જગત વચ્ચે ઇરાને બાંધેલા પૂલના પથ્થરથ ચણાયેલો છે.

સૌંદર્ય અને ક્ષણિકતાનો અન્વયવ્યતિરેક પરમ સિદ્ધ છે, વિદ્યા અને વિલાસનો પરિ વાર અધર્મ, હીનસત્વતા અને કુસંપ જ હોય એમ ઇતિહાસ વિદિત છે મુસલમાન સલ્ત નત સાદાઇના પથ ઉપર રહી હત અને અવિચ્છિન્ન રહી હત તો આજ પણ તે ઉજ્જ્વલ દીપ્તિમાન હોત. પણ ઇરાનના સ્વાભિમાનની જાગૃતિ સાથે તેની વિદ્યાકાંક્ષા અને વિલાસ કાક્ષા પણ જાગી તેના અભિમાને અબ્બાસીઓને બળ આપ્યુ; શિયાસુન્નીનો ભેદ અતિ વધારી દીધો તેની વિદ્યાકાક્ષાએ જગતદષ્ટિમા ખિલાફતની કીર્તિ વધારી, અનુજ લોકસમૂહને ઉપકાર ભાર તળે મૂક્યા, પણ મુસલમાન ધર્મચુસ્તતા અને કુરાનભક્તિ ઓછા કર્યા વાગ્જાળ વધારી; ધર્મઝનૂનને નવા રૂપ આપ્યા. તેને લીધે જગત મુસલમાનોનું સહિષ્ણ બની શક્યુ પણ મુસલમાનોનો તીવ્ર વેગ, સળગતો ઉદ્રેક, અંગારશુદ્ધિ એ ઓછા થયા તેને વિલાસાકાક્ષાથી પણ પરિણામ એવુ જ આવ્યુ. પરમવિશુદ્ધ આરબોએ તટસ્થતા ગ્રહણ કરી નયવિનયમા તદ્રા આવી, દૂર દેશાવરમા ખલીફાનો પ્રતાપ ઓછો થતા થતા અંતે બગદાદમ પણ તેની સત્તા રાક્ષસ–દાન્તા કુલસ્ત્રીની પેઠે કપવા લાગી. મર્યાદાનો લોપ થતા વાર સ્ત્રીએ કુલસ્ત્રીનું પદ ધારણ કરી જગતને કલુષિત કરે તેમ લોકજનમાથી અનેક ખલીફાનું પદ ધારણ કરવા ઇચ્છા કરવા લાગ્યા અગર પદ ધરી બેઠા

આ પ્રમાણે રાજ્યતત્ર તથા સમાજ વ્યવસ્થામા મુસલમાન પ્રજાઓ અરબ–ઇરાનનું મિશ્રણ છે. આ બે સમિશ્રણથી આધુનિક મુસલમાનોનું રૂપ ઘડાયુ છે પરતુ જ્યારે બીજા દેશો અને લોકોમા મૂળ શુદ્ધ ધર્મ ઉપર આ બે તત્રના ગૂઢ અતગૂથન ઘણી અસર કરે છે ત્યારે મૂળ શુદ્ધ મુસલમાન ધર્મ ઉપર ઇરાનની જેટલી ધારી શકાય તેટલી અસર થઇ નથી. ઇરાનના શિયા મતમા ઇરાનની અસર નથી એમ નથી, મુસલમાન ધર્મ હિંદુસ્તાનમા પ્રસરતા હિંદુમતોથી ઘણો હ્રાસ પામ્યો છે ખરો તોપણ બીજા ધર્મો ઉપર જે અસર થઇ છે તેનો મુકાબલો કરતા ઇસ્લામ ધર્મ રૂપે મૂળ સ્વરૂપમા શુદ્ધ રહ્યો છે અને એ મૂળ રૂપને માટે સઘળુ માન અરબ પ્રજાનેજ ઘટે છે.

તે છતા ધર્મપથની પ્રણાલિકાઓ મનુષ્ય સ્વભાવમાથી ઉદ્ભવ પામે છે તેને લીધે સર્વ ધર્મમા સમાતર અને સરખી જ હોય છે અને ઇસ્લામમાં પણ બીજા ધર્મોથી કોઇ જાતનો ભેદ મારા જોવામા આવ્યો નથી. “ અલ્લાહ વિના બીજો ઇશ્વર નથી ” એ મતનું વિધાન કર્યા પછી ઇસ્લામની ક્રિયા તથા વિધિઓમા બીજા ધર્મથી ઝાઝો ફેર નથી. અલ્લાજ

દેવાલના •ખણ્ડમા જ ફક્ત પ્રાર્થનાઓ જૂદી પડે છે, યાત્રામા આચાર અને સ્થળનોજ કેવળ અંતર છે; ઉપવાસની મુદતનું જ વિધાન જૂદુ છે; દાનધર્મ કેટલાક ફરજીયાત તો કેટલાક વિકલ્પે રાખે છે. પણ આ બધી બાબતો સર્વ ધર્મને જાણીતી છે અને પ્રાચ છે, ધર્મવિષયમાં મહમ્મદનો પેગામ સુધારક હતો, ચાલતા અરબધર્મનો તદ્દન વિધ્વંસ કરવાનો ન હતો. અરબસ્તાનમા મહમ્મદ પહેલા ધર્મમદિર હયાત હતું. અરબલોકોમા પ્રવર્તતો સબી (સેબિયન) મત પહેલા ઇશ્વર એકજ છે એ પથ ઉપર ચાલ્યો હતો પણ જમાનાઓથી લોકો ઇશ્વરને નજરે જોવા મથતા, અગર તેની પ્રતિકૃતિ કલ્પતા અને પોતાની કલ્પનાને સ્થૂળરૂપ આપતા અગર વીરપુરૂષો અને કવિકોવિદોને ઇશ્વર સાથે એકરૂપતા અર્પતા તેને લીધે ઇશ્વર એક જ છે એ મત વિસ્મૃતિગત થયો હતો અને ચિત્રોમા અને પ્રતિમાઓમા ઇશ્વરત્વનું આરોપણ થઇ ત્યા જ ઇશ્વરત્વનો ભાવ પર્યવસિત થતો હતો. અરબસ્તાનમા પણ મનુષ્યની વસતિ કરતા મૂર્તિઓની વસતિ વધારે હતી અને અમૂક મૂર્તિ બીજી મૂર્તિ કરતા વધારે ચમત્કારી–વધારે "સત્"વાળી એમ મનાતું. અરબસ્તાનની પડોશના ખ્રીસ્તિ અને યાહુદી ધર્મોએ એકેશ્વરતાનો મત શુદ્ધ સાચવ્યો હતો અને મહમ્મદને તે ધર્મોનો પરિચય હતો. તેની કુશાગ્ર બુદ્ધિને ખ્રિસ્તિ અને યાહુદિઓના પરિચયમા આવતા અરબ બૂતપરસ્તિને લીધે ત્રાપ લાગી જ હશે, મૂળ સબી (સેબિયન) ધર્મમા એકેશ્વરત્વ નિર્ણીત હતું તેનુ પુનઃ સ્થાપન તેણે કર્યું તેનું કારણ એક આ પણ હોય. કેટલાક ખ્રિસ્તી લેખકો એમ માને છે કે ઇસ્લામના એકેશ્વરત્વનો મૂળ પાયો યહોવાહ્ અને ખ્રિસ્તિ "પરમ પુરુષ"ની ભાવનાપર રચાયો છે. મને લાગે છે કે "યહોવાહ" અને "પરમ પુરૂષ"ની સાથે તેને જનકજાતનો સંબંધ નથી. મૂળ સબી ભાવનો સૂક્ષ્મતાર અરબપ્રજાના આત્મામા વણાઇ રહેલો તો ખરો જ. મુર્તિપૂજક પ્રજાઓની ખાસિયત છે કે મૂર્તિની ઉપાસના એક અમૂર્ત ચેતનના દૃશ્ય કાલ્પનિક સ્વરૂપ તરીકે ગણવી અને વિશારદ જનોના નબળા મનને માટે મૂર્તિ તો ફક્ત અવલબન રૂપ છે એમ કહી જગતના એકેશ્વર અમૂર્ત સત્વોપાસક મડળો સામે તેનો બચાવ કરવો. એકેશ્વરનો ભાવ જનતાના આત્મામા તેની ઉત્પત્તિ સાથે જ બીજરૂપે રહે છે એ ભાવનો વિકાસ જે પરિસ્થિતિમા તે આત્મા ઉછરે છે તે પ્રમાણે થાય છે, પણ અંધમા અંધ બૂતપરસ્ત પણ એમ સમજે છે કે મૂર્તિ એ જ ઇશ્વર નથી અને ઇશ્વર અનેક હોઇ શકે નહિ. આ જનસ્વભાવના મૂળસિદ્ધાંતને સ્વીકારિયે તો અસલ સબી એકેશ્વરનો ભાવ તદ્દન નાશ થઇ શકયો હોય નહિ. વળી એટલું પણ ધ્યાનમા રાખવાનુ છે કે કદાચ સામાન્ય જનમડળ ધર્મના પરિસ્થિતિકુણ્ઠિત સ્વરૂપને વશ થઇ પ્રતિમામા ઇશ્વરત્વનું આરોપણ કરે તોપણ પ્રતિમાસ્પર્શક તેના અંગપરિચારક ધર્મગુરૂઓ પ્રતિમાનું રૂપ સ્પષ્ટ સમજી શકે છે અને તેઓમાં પ્રતિમાથી વિભિન્ન કેવળશુદ્ધ એક પરમ આત્માનુ ભાન હમેશા સચેતન પરપરાથી જ ચાલતું આવે છે. કોરૈશી કુટુબ વિ૰ બીજા કોઇ કુટુંબમાથી ઇસ્લામનો પેગમ્બર ઉત્પન્ન થયો હોત તો તેને કદાચ એકેશ્વર ભાવના દૃઢ કરવા માટે બીજા મતોનુ અવલબન કરવું પડ્યુ હોત; પણ મહમદનુ કુટુંબ કાબાની સ્વાગપરિચર્યા કરતુ અને આઇસિસના પુજારીઓ પેઠે અગર ભારતવર્ષના બ્રાહ્મણો પેઠે તે કુટુંબમા "અલ્લાહ"નું અસલરૂપ જાણીતું ન હોય એ મને અસંભવિત લાગે છે.

આ અસલરૂપ ધીમે ધીમે ઝાંખુ પડતું ગયું હતું અને અરબસ્તાનના સબીઓ એમ માનવા લાગ્યા હતા કે અલ્લાતાલાનું સત્ અલ્લત–ઉઝ્ઝા, માનાકબાળા વિગેરે પ્રતિમાઓમા

કેન્દ્રિત થાય છે અને એ બધી પ્રતિમાઓમા કૃઆબા અતિ પુણ્યતમ છે. મહમ્મદે તમામ પ્રતિમાઓનુ માન ઉતાર્યું, અરબલોકોએ તમામ પ્રતિમાઓનો ત્યાગ કર્યો; પણ કૃઆબાનુ તેજ કુરાને સદા ઉજ્જવલ વર્ણવ્યું છે અને હજી કૃઆમા દરેક મુસલમાનના ચિત્તનુ ધ્રુવ-કેન્દ્ર છે. ઉપર કહ્યા પ્રમાણે તેનુ માહાત્મ્ય સર્વથી વધારે હતુ, મહમ્મદનુ કુટુમ્બ તેના અંગરપર્શનુ અધિકારી હતું, એ અધિકારારૂઢ કુટુમ્બમા જન્મ પામવાનુ મહમ્મદને પોતાને સહજ અભિમાન હતુ, મક્કાના અરબોની સહાયના તેને જોઇતી હતી, લોકસમૂહને જૂના જીવનનુ સ્મરણ તદ્દન દટ્ટુ નહિ કરી દેતા છતા એટલુ વિશ્રામ્ય કરવાની જરૂર હતી કે જેથી પોતાના નવા પેગામપર જ તેની પ્રીતિ રહે મહમ્મદની તીવ્ર વિચક્ષણતાના વેગને આ બધી બાબતોની સિદ્ધિ અગમ્ય ન હતી કઆબાના સ્વીકારથી જ માત્ર તેણે આ બધા લક્ષ્યો સાધ્યા. આજ પણ અરબસ્તાનના મરૂદેશમા મક્કાની મરકત હરિયાળી ભૂમિ તેજસ્વી વિરાજે છે, કઆબાને મિસર અને ઇસ્તબુલ કિમતીમા કિંમતી પોશાકથી દરવર્ષે નવાજે છે, નિમાજ પઢતા દરેક મુસલમાન બચ્ચાની નજર કઆબા તરફ ઠરે છે. ઇસ્લામીને "હાજી" કહેવાવા કરતા બીજુ કઇ વધારે પ્રિય હોય એમ જણાતું નથી. એ કઆબાનુ પુણ્યશાલિત્વ સબી જમાનાથી પરંપરા આજસુધી ચાલતું આવ્યુ છે.

સેબિયન લોકો દિવસમા ત્રણ વખત નિમાઝ પઢતા. સૂર્યોદય થતા, ખરે બપ્પોરે અને સૂર્યાસ્ત સમયે. પ્રાર્થના યાત્રાની માફક વિશ્વસ્વીકૃત છે અને શરીર અને મનની ચિન્તામા અગર આવેશયુક્ત કોઇપણ લાગણીમા અતિશાતિકારક ઉપાય છે પ્રાર્થના સમયે જે જાતના શાંતિ અને એકાગ્રતાના ઉદ્દીપક સાધનો આસપાસ યોજવામા આવે છે તે ઉપરથી તેની સમગ્ર જનમડળને લાગી આવેલી આવશ્યકતા અને અસલ મુરાદ દેખાઇ આવે છે. મહમ્મદે પાચ વખત નિમાઝ પઢવાનું વિધાન કર્યું છે અને બાહ્ય આડબરને બદલે માનસિક શુદ્ધતા અને અધ્યાત્મ સ્થિરતાનુ વિધાન કરી પોતાની બુદ્ધિની પ્રતિભા દર્શાવી આપી છે. અમૂક શબ્દોમા જ નિમાઝ પડવી એથી આગળ વધી પેગમ્બર સાહેબે શબ્દ અને વિષયની સંપૂર્ણ છૂટ પણ સાથે લાગી મૂકી દીધી હોત તો તેનાથી વધારે ખુશી થવા જેવુ બીજુ કઇ રહેત નહિ. તે સાથે સ્રીમડળને નિમાઝ સમયે દૂર રહેવાનુ ફરમાન પણ નિરાશાજનક લાગે છે.

નિમાજ વખતે દરેક મુસલમાન કિબ્લાહ તરફ એટલે કઆબાની દિશા તરફ જુવે છે અને દરેક મસજીદમા કિબ્લાની દિશા બતાવવા માટે એક મેહેરાબ હોય છે સબી લોકોને પણ કિબ્લાહ વિહિત હતો પણ કયો તે હજી નક્કી નથી. એમ કહેવાય છે કે મહમ્મદનો વિચાર જેરૂસલેમને કિબ્લાહ તરીકે રાખવાનો હતો પણ મક્કા તેના પક્ષમા બળતા વેતજ તેણે તેનું વિધાન કર્યું.

ધાર્મિકવૃત્તિ સતેજ કરવા માટે યાત્રા અને પ્રાર્થના શિવાય ઉપવાસનુ વિધાન સર્વ ધર્મમા કરેલુ હોય છે સબી આરબો વર્ષમા ત્રણ વખત ઉપવાસ કરતા. પહેલીવાર ત્રીસ દિવસ બીજી વાર નવ દિવસ, અને છેલ્લી વાર સાત દિવસ મુસલમાનો રમઝાનનો આખો માસ ઉપવાસ કરે છે અને આખી સાલ દરમ્યાન કેટલાક છૂટા છવાયા દિવસો પણ ઉપવાસના ગણી રાખવામા આવ્યા છે.

જ્યારે બીજા ધર્મો દાન અને સખાવત સામાન્ય વિધાન કરે છે ત્યારે મહમ્મદે કેટલા રકમ દાન કરવુ; ક્યારે કરવુ; કોને કરવુ એ બધુ નક્કી કરી કુરાને શરીફમા મુક્યું છે. કુરાન

મુસલમાનોની શ્રુતિ તેમજ સ્મૃતિ છે અને તેટલા પૂરતું કુરાનનુ માન મુસલમાનોમા હિંદુ અગર અન્ય ધર્મીઓમા પોતાના સ્મૃતિગ્રંથ કરતા વધારે છે. અરબસ્તાનની સ્થિતિને અનુસરીને આ વિધાન થયુ હોય એમ દેખીતુ છે

મુસલમાનોનો ખાસ ગુરૂમંત્ર લા ઇલાહ ઇલ્લાલાહ મહમદ રસુલલિલ્લાહ "ઇશ્વર એકજ છે તેણે મહમદને મોકલેલો છે." એવો છે, પણ ઇશ્વર એકજ છે એમ માનવા સાથે તેના પેગામરૂપ કુરાનને માનતા ખુદાને, પેગમ્બરને, પૂર્વ પેગમ્બરોને, ફિરસ્તાને, પુનરૂજ્જીવનને અને ઇશ્વરની અપ્રતિહતતા અને વિધાતાનુ સંપૂર્ણ સામ્રાજ્ય પણ તેના અનુયાયીઓને માનવુ પડે છે.

ઇસ્લામ, યાહુદી અને ખ્રિસ્તી ધર્મનું અવલોકન કરતાં માલૂમ પડશે કે જેવી રીતે ગ્રીસ, રોમ અને હિંદના ધર્મોની પુરાણકથાઓનું મૂળ એકજ અગર એક સરખુ હતું તેવી જ રીતે સેમિટિક ધર્મોને પણ સામાન્ય પૌરાણિક પાયો છે અને એ પાયાના ચણતરમાં આર્ય ધર્મોનાજ પથરા વપરાયા છે. એ સામાન્ય પાયા ઉપર સૃષ્ટિની ઉત્પત્તિ, મનુષ્યનું અવતરણ, જીંદગીના દુ:ખ, આત્માનું મૃત્યુ પછીનુ સ્થાન અને બીજી અનેક પૌરાણિક માન્યતાઓની નાની નાની દહેરીઓ ઉભી કરવામા આવી છે. આ બાબતમા ત્રણે સેમિટિક ધર્મો એક બીજાથી જૂદા પડતા નથી. ફક્ત અરબોની કલ્પના વધારે જોરદાર અને ચેતનવાળી છે અને તેનું કારણ અરબસ્તાનની ભૂમિની વિચિત્રતા છે. પૅરૅડાઇઝ અગર સ્વર્ગ એ આ ભૂમિમા પૂરી ન પડતી તમામ લાલસાનું પ્રાપ્તિસ્થાન કલ્પવામા આવ્યુ છે. બાકી તેના નરકો, સ્વર્ગો, મર્ત્યલોક અને અમરલોક વચ્ચેના પુલ, ફિરસ્તાઓ, જલસ્થાનો બીજા ધર્મથી જૂદા પડતા નથી. એ સમગ્ર સંસારનું ભાન કાતો હિમાવરણના યુગ પહેલાના જગતનું સ્મરણ સૂચવે છે અગર તો મનુષ્ય કલ્પનાની વૃદ્ધિની સામાન્ય રેખાઓ સૂચવે છે. ગમે તેમ હોય, જીન, પ્રેત, સિદ્ધ, એ એકજ યોનિના નામ છે. દેવ એ ફિરસ્તાઓ છે, દાનવો સેતાન અને તેના પદચ્યુત સાથીઓ છે, અલુસિરાજનો પૂલ મધુર કાવ્યોના વિષયરૂપ થઇ પડેલી સ્વર્ગની નિઃસરણીને ઘણે ભાગે મળતો આવે છે. કયામતને દિવસે જે હિસાબના ચોપડાઓ સંરક્ષક ફિરસ્તાઓ રજુ કરવાના તેને ચિત્રગુપ્તના ચોપડાઓ સાથે સુદ્દલ સંબધ નથી એમ મારાથી કહી શકાતું નથી; હુરીને અપ્સરા પર્યાય નથી કે ? "તુબા" ને કલ્પવૃક્ષ ખુશીથી કહી શકાય.

કુરાનના આચારધર્મમા પણ અરબસ્તાનની છાપ છે, અને અનેકપત્નીત્વના વિધાન ઉપર જે હુમલા કરવામા આવ્યા છે તે ગેરવાજબી છે. સદાચાર એ કેવળ શિષ્ટાચાર છે, અને શિષ્ટાચાર આસપાસની સામાજીક પરિસ્થિતિ અને આબોહવા ઉપરથી બંધાય છે. એક પણ આચરિત ધર્મ ખરોખોટો કહેવાની આપણે શક્તિ ધરાવીયે છીએ કે નહિ, એ સંદિગ્ધ બાબત છે. કારણ કે ખરાખોટાનો આપણો ખ્યાલ જમાનાની રૂઢિ ઉપરથી બંધાયો છે અને આપણા આવેશો એ રૂઢિએ પાડેલી પ્રણાલિકાઓને રસ્તેજ જોસભેર ધસ્યા જાય છે. અત્યારે જગત ખ્રિસ્તિ રૂઢાચારની ધુસરી નીચે દબાઇ મુસલમાન અગર હિંદુ કુલાચારને અનીતિમાન ગણી કાઢે, પણ ધર્મતત્ત્વોનો કોઇ પરીક્ષક તેમ કરી શકે નહિ. કારણ કે એ કુલાચારો સમાજની જરૂરિયાતની કેટલીક ફરજો અદા કરવામા સહાયભૂત થતા હોય, મનુષ્યસ્વભાવની ઉર્ધ્વગતિના ખડબચડા રસ્તાની આસપાસની ખીણમા પડી જતા અટકાવવાને બાંધેલી પાળરૂપ પણ હોય. જે પેગમ્બર સુરાપાન અને જુગારનો નિષેધ કરી શકે, બાલક

દીકરીનો વધ અટકાવી શકે તે એકપત્નીત્વ પણ સ્વીકારી શકે તેમાં તો સંશય નથીજ. પણ અરબસ્તાનની ઉષ્ણ હવા, ઓશરીરનો વહેલો પાકકાળ અને મરદ વસતિનો ઓછો પાક એ ધ્યાનમા લેતા અનેકપત્નીત્વનું વિધાનજ અરબસ્તાન માટે શ્રેયસ્કર લાગે છે.

આ જાતનો મૂળ મુસલમાન ધર્મ છે એ ધર્મમા જેમ જેમ બીજા લોકો ભળતા ગયા તેમ તેમ એ ધર્મનો પ્રતાપ અને ઝનૂન વધતા ગયા. અને તેનું અસલરૂપ વધારે સંઘટ્ટ અને ચેતનવાળુ થતું ગયુ. એ ધર્મચૈતન્ય એટલુ ઉત્કટ હતું કે જ્યારે સમાજ વ્યવસ્થા અને રાજ્યનયમા ઇરાને અરબ તત્ત્વને આચ્છાદિત કરી નાખ્યુ ત્યારે ધર્મતત્ત્વમા ઇરાન પોતે આવૃત થઇ જવા લાગ્યુ. એ આવરણ ઇરાને મુસલમાન ધર્મ સ્વીકાર્યાં પછી જોયુ અને તેનાથી બચવા માટે બની શકે તેટલું પોતાનુ વ્યક્તિત્વ જાળવવા સારૂ વિપક્ષત્વ યોજ્યુ. મુસલમાનોના અત્યારે બે મહાન ભેદ છે—સુન્ની અને શિયાહ. સુન્ની પક્ષ રાજ્ય અને સસારતત્ત્વમા ઇરાનાચ્છાદિત પણ ધર્મમા શુદ્ધ અરબ છે શિયાહ પક્ષ મુસલમાન છતા અસલ ઇરાનની વ્યક્તિરૂપ છે. પરાજયની તંદ્રા ઉડતાજ ઇરાનમા પ્રાબલ્ય જાગ્રતિ પ્રસરી. એ જાગર્તિને પરિણામે જ્યારે ખલીફાતમા પક્ષ ઉદ્દભવ્યા ત્યારે જાણી બુઝીને અલીનો પક્ષ ઇરાને સ્વીકાર્યો. તે સાથે મુસલમાન ધર્મમા પરાયા તત્ત્વો પણ ધીમે ધીમે દાખલ થતા ગયા. ધર્મવીરોની પરિચર્યા પેઠી, હસન હુસેનની બૂતપરસ્તિ ચાલી, હિંદની અસરથી સુફી માર્ગ ઉદ્દભવ્યો

આજની ઇસ્લામ સમાજ અરબ–ઇરાની તત્ત્વોથી આ પ્રમાણે ઘડાઇ છે. પરતુ ઇસ્લામના પ્રતિનિધિ રૂપે અરબસ્તાન આપણી નજર આગળ આવતું નથી તેમજ ઇરાનને પણ આપણે જોતા નથી. ઇસ્તબૂલને પોતાને મુસલમાનો મક્કાશરીફ જેટલુજ અગત્યનુ ગણે છે. એ ઉદાત્તપદના અધિકારી થવા માટે તૂર્કલોકોએ ઇસ્લામને શુ આપ્યુ છે, તેની સેવા કયે પ્રકારે બજાવી છે તે જોવુ જરૂરનુ છે.

નવમા સૈકાના મધ્યમા ખિલાફતનો આફતાબ ઉગ્ર ઝળહળી રહ્યો હતો તેના રાજ્યનો વિસ્તાર વિશાળતમ હતો, તેના વિલાસ વૈભવ તપ્તકાચન સમાન અન્ય પ્રજાને તાપ આપતા હતા, તેની કીર્તિ જગત સમગ્રને સિત કરતી હતી. પરતુ લશ્કરી જુસ્સો ગયો હતો; ધર્મભાન ઓછુ થયુ હતું, ખલીફા રગમહેલની બહાર પણ જતો નહિ, અબ્બાસી મોતાસમના સમયમા ખલીફાના તખ્તને ટકાવી રાખવા માટે બહારની મદદની જરૂર પડી મધ્ય એશિયામાથી તૂર્કલોકોના ટોળાઓ ચોપાસ નીકળી પડવા માડ્યા હતા, તેઓએ પૂર્વ–પશ્ચિમ–દક્ષિણ સઘળે પ્રસરવા માડ્યુ હતું, દેશ તેવો વેશ અને ધર્મ ગ્રહણ કરવામા બાધ રાખ્યો નહતો; તેઓનુ બાહુબલ નબળા તૂટી પડતા તખ્તને આધારભૂત થયુ. મોતાસ્સામે ૫૦૦૦૦ તૂર્ક લોકોને પાયતખ્તના શહેરમા દાખલ કર્યા. મોતાવક્કેલની અનીતિના તેજ લોકો આધારભૂત થયા; અને મોતાન્સરને રાજગાદીનો રસ્તો તેના વાલીનો વધ કરીને તેઓએ ખુલ્લો કરી આપ્યો. ધીમે ધીમે તેઓનુ બલ વધતું ચાલ્યુ. ખલીફાઓની આસપાસ પ્રતાપી આભા હતી તે અદૃશ્ય થઇ. પ્રાન્તદેશો સ્વતત્ર અને છૂટા થવા લાગ્યા અને ખલીફની પરવશતા દિવસે દિવસે વધવા માડી.

એ પરવશતામાથી–બુવાહિદ વશના કબજામાથી, ફાતિમીદ વશની હરિફાઇમાથી તોગ્રલબેગે ખલીફા કાયીમનો છૂટકારો કર્યો અને તેના બદલામા કાયીમે તેને ખલીફાતનો સંરક્ષક

બનાવ્યો. ખલીફાના પૂતળાને બગદાદમા ઘણા વર્ષો સુધી તૂર્ક લોકોએ ટકાવી રાખ્યુ અને છેવટે ઇસ્તબુલના ઓસમાન્લી સુલતાનોએ ખલીફાનું પદ પણ ધારણ કર્યું.

તૂર્કલોકોએ ઇસ્લામને જીવન આપ્યું. ખલીફાતની અવનતિમા, ઇરાનની પ્રાબલ્ય જાગતિમા, યુરપની ખ્રિસ્તિ પ્રજાઓના ધર્મવેગમા, ઇસ્લામને ભય રહેલો હતો. અત્યારે ઇસ્લામ એક મહાપ્રજાનો ધર્મ છે તેને બદલે નિઃસત્વ થઇ નાની નાની પ્રજાઓનો ધર્મ થઇ રહ્યો હોત, ખ્રિસ્તિ, બૌદ્ધ અને હિન્દી ધર્મોથી એટલો બધો આવૃત થઇ ગયો હોત કે આજ ઇસ્લામ તરીકે તેને ઓળખવો પણ ભારે પડત. તૂર્કલોકો પાસે અસલથી રાજ્યતત્ર નહતુ, તત્વના વિચારો નહતા, ધર્મબંધારણના પાયારૂપ કલ્પનાઓ નહતી જે દેશ અને જે ધર્મમા તેઓને આશરો મળ્યો તે દેશ અને તે ધર્મ તેઓએ પોતાનો કરી લીધો એ તેનુ ભૂષણ છે અને તે દેશ અને તે ધર્મ કઇ પણ ફેરફાર થવા દીધા વિના અસલ શુદ્ધ સ્વરૂપમા આજ પર્યંત અખડ જાળવી રાખવામા તેની કીર્તિ સમાયેલી છે. મુસલમાન પ્રજાના શુદ્ધ ધર્મ માટે સેલ્જુક તૂર્કોએ પોતાનુ રક્ત રેડ્યુ, ક્રુઝેડના તીવ્રવેગને ખાળ્યો અને અરબોની પરકૃતિનો પાસ યુરપને બેસારી આજની દુનિયાના જન્મ માટે ક્ષેત્ર ખેડ્યુ. એ સેલ્જુક તૂર્કની તદ્દન અવનતિનો સમય આવે તે પહેલા અને તાતારાકૃત જગત નેસ્ટોરપથી ખ્રિસ્તી બને તે પહેલા અતોગ્રલે ઇસ્લામનો સ્વીકાર કર્યો અને પોતાની કુવારી બુદ્ધિ અને તલવારનો ઉપયોગ ઓસ્માનલી તૂર્ક પ્રજાએ ઇસ્લામને અખડ જાળવવામા કર્યો; ઇસ્લામનુ સામ્રાજ્ય સ્વરૂપ કાયમ રાખ્યુ એટલુંજ નહિ પણ ઇસ્લામને હમેશને માટે જગતના ઇતિહાસમા માનનીય અને અગ્રગણ્ય પદ ઉપર ગોઠવ્યો.

તૂર્ક લોકો ઇસ્લામને નવુ રૂપ આપી શક્યા હોત કે નહિ તે સવાલ હુ બાજુ ઉપર રાખીશ અને એટલું કહીશ કે તેઓએ ઇસ્લામની વ્યાવહારિક બાજુને આધુનિક રૂપ આપવાને પ્રયત્ન કરવામા કાચુ નથી રાખ્યુ કોપ્રિલિથી માડીને રશિદ બે અને તે પછીના યુવાન તુર્કોનો એ પ્રશસ્ત પ્રયત્ન કેમ નિષ્ફળ નિવડ્યો છે તેના કારણો શોધવાનુ મારે માથે લેવાની હુ હિમત ધરતો નથી, પણ તે સાથે ઇસ્લામના ઇતિહાસનુ હજી અવસાન આવી રહ્યું નથી, એમ કહેવામા પણ મને જરાએ આશકા લાગતી નથી.

આ પ્રમાણે ઇસ્લામના વિરાટસ્વરૂપનુ સિહાવલોકન પૂરૂ થાય છે. એ સિહાવલોકનમા ઘણી બાબતો મૂકી દેવી પડે છે અને વિમાન નીચેથી ઉતરતા શહેરના મિનારાઓ અને પાધરપટના વૃક્ષકુજો અને મેદાનો દેખાય છે પણ ગલીકુચીઓ, નાના નાના ઘરો વિગેરે જણાતા નથી તેજ પ્રમાણે મારી નજરમા પણ નાના નાના ભેદો, સુધારકો, અસરો આ નિબધને અર્થે આવવા પામ્યા નથી.

જગતના ચાર મહાન ધર્મમાથી હિંદુ પ્રજા હજી તદ્રાવસ્થામા છે અને તેના ધર્મનુ વેદાતસ્વરૂપ હજી જગતની દૃષ્ટિ સમક્ષ ખડુ થયુ નથી. તેમજ એ બ્રહ્મજ્ઞાન જગતને એકદમ ગ્રાહ્ય થઇ પડે તેવુ નથી બૌદ્ધધર્મમા ધર્મ તરીકે કેટલુ ચેતન અત્યારે રહેલું છે તેનો મને સપૂર્ણ ખ્યાલ નથી. ખ્રિસ્તી ધર્મ પ્રસરતો ચાલે છે અને ખ્રિસ્તી પ્રજાઓમા વિજયનો ઉન્માદ છે પણ મનુષ્યબુદ્ધિના વિકાસકાળમા એ ધર્મનો હ્રાસ થતો જાય છે અને જે રૂપમા તે પ્રસરે છે તે રૂપો જીસસે જન્મ આપેલા રૂપ નથી પણ એ રૂપની ભ્રમણા

માત્ર છે. ઇસ્લામની શ્રદ્ધા અડગ છે, તેનું એકેશ્વરત્વ શુદ્ધ છે, લોકબુદ્ધિને બંધબેસતું છે ચીનના મુસલમાનોના મિશનરિપણા હેઠળ ઇસ્લામનો પ્રસાર વધારે થાય તો નવાઇ નથી.

હિંદુસ્તાનમાં હિંદુ મુસલમાન બન્ને સાથે રહ્યા છે પણ તેઓનું ખરૂં ભ્રાતૃત્વ હજી અત્યારે જ સમજવા લાગ્યું છે. ગામડાઓમાં એ બે કોમો એક બીજા સાથે મળી ગઇ છે. પણ મુસલમાન મોલવીઓ અને શુદ્ધ મુસલમાન કુટુંબોમાં પાક કાફિરનો ભેદ આજ દિન-પર્યંત બહુ સુદૃઢ મ્હોટી રહ્યો હતો. હિંદુ ભાઇઓ મુસલમાન તવારીખની, જગતની સંસ્કૃતિમાં મુસલમાનોએ બજાવેલી સેવાની અને તેના ધર્મનો કલુષિત રૂપના ખ્યાલ છોડી તેના શુદ્ધ સ્વરૂપની ખરી કિંમત આંકે એ હેતુથી આ નિબંધ લખ્યો છે. જે પરમદયાળુ પરમાત્મા પૂરો પાડો।

ઉછરંગરાય કે. ઓઝા.



# હિંદુસ્તાનનાં જૂનાં તોલ અને માપ.

આ દેશમા એટલા બધા ભિન્ન ભિન્ન તોલ અને માપ ચાલે છે, અને એ વિષયમા કઇંક ધોરણુ બાંધવાની એટલી બધી જરૂર છે, કે આ વખતે જૂના તોલ અને માપનો ઇતિહાસ નિરર્થક નહિ ગણાય

**જૂનાં તોલ અને માપ જાણવાનાં સાધનો.**

જુના તોલ અને માપ જાણવાના સાધનોમા, પ્રાચીન સાહિત્ય અને સીક્કાઓ મુખ્ય છે પ્રાચીન સ્થળોનું સરકારી 'આર્કીઓલોજીકલ' ખાતા તરફથી જે શાસ્ત્રીય રીતે, ખોદ કામ થાય છે, તેમા જો કોઇ સ્થળેથી જૂના વજનોજ મળી આવે તો એથી આ વિષયમા ચોક્કસ અજવાળુ પડે પણ હજી સુધી કોઇ સ્થળે આવા વજનો કે માપના વાસણો મળી આવ્યા હોય એમ હુ જાણુતો નથી. સીક્કાઓનુ પ્રમાણુ તો આડકતરૂ પ્રમાણુ છે. કારણકે અમુક વજનના ધોરણને અનુસરીને સીક્કા થતા ખરા પણ પ્રાચીનકાળમા સીક્કા પાડવામા એટલી બધી ચોકસાઇ ન રહેતી. છતા સાહિત્યમાથી સત્ય તારવવામા જૂના સીક્કાઓ સહાય કરશે ખરા

**તોલ અને માપનુ સાહિત્ય.**

આ વિષયના સાહિત્યના બે વિભાગ છે: એક આયુર્વેદીય સાહિત્ય, અને બીજુ ધર્મશાસ્ત્રો, નીતિશાસ્ત્રો, પુરાણો, જ્યોતિષના ગ્રથો વગેરે આયુર્વેદોત્તર સાહિત્ય. આ બેયની પરપરા કાઇક જુદી છે. આયુર્વેદીય સાહિત્યમા પાછા બે મુખ્ય વિભાગ છે સુશ્રુતોક્ત, અને ચરકોક્ત આ રીતે તોલ અને માપની ચરક, સુશ્રુત અને આયુર્વેદેતર એમ કુલ ત્રણુ પરપરા છે

સાધારણુ રીતે કાળક્રમ સાથે વિચાર કરવો ઠીક લાગે છે, વળી દેશકાળ પ્રમાણે વજનોમા ઘણો ફેરફાર થયેલો દેખાય છે માટે ઉપર્યુક્ત ગ્રન્થોના દેશકાળ વિષે થોડો વિચાર કર્યા પછી આગળ ચાલવુ ઠીક પડશે. જો કે વૈદ્યના ગ્રન્થોનો મૂળ ભાગ બહુ પ્રાચીન છે. પણ વર્તમાનમા જે પ્રતિ સંસ્કૃત સહિતાઓ છે, તે એટલી પ્રાચીન નથી. અને તોલ તથા માપના ચરકસુશ્રુતસ્થ પ્રતીકો છેક આયુર્વેદના મૂળ ઉપદેશ જેટલા જૂના છે એમ નિશ્ચિત કરવાનું કાઇ સાધન નથી. એટલે તોલ માપનું વ્યાખ્યાન પ્રતિ સંસ્કૃતિના વખતનુ હશે એમ માનવુ સહીસલામત છે.

**કૌટિલીય અર્થશાસ્ત્ર.**

ઉપર કહ્યુ તેમ વૈદ્યના ગ્રન્થોના સમય માટે શકાનું કારણુ હોવાથી, આ વિષયમા પ્રાચીનતમ સાહિત્ય કૌટિલીય અર્થશાસ્ત્રને માનવુ પડશે આ અપૂર્વ ગ્રથ બ્હાર પડયા પછી એના સમય માટે ઘણી ચર્ચા થઇ છે, અને જો કે હજી યૂરોપના કેટલાક શંકાશીલ વિદ્વાનો પૂરેપૂરા સંમત થયા નથી, છતા એ ગ્રન્થ, વિદ્વાનોના બહુમતે ચદ્રગુપ્ત મૌર્યના પ્રધાન વિષ્ણુગુપ્ત ( ચાણાક્ય–કૌટિલ્ય ) નો પોતાનો, અર્થાત્ ઇ. સ. પૂર્વે ચોથા શતકનો, મનાય છે કદાચ વિષ્ણુગુપ્તે જાતે એ ગ્રન્થ નહિ લખ્યો હોય અને એના શિષ્યોએ લખ્યો હશે. છતા એ મહાન્ અર્થશાસ્ત્રના કર્તા તો વિષ્ણુગુપ્ત જ હોવાના અનેક સ્પષ્ટ પ્રમાણો છે. આ ગ્રન્થમા

લખેલી વાતોને ગ્રીક એલચી મેગેસ્થીનીસના વર્ણન સાથે સરખાવ્યા પછી કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો એવા વિચાર ઉપર આવ્યા છે કે કૌટિલીય અર્થશાસ્ત્રમા ચન્દ્રગુપ્ત મૌર્યના વખતની સ્થિતિનું અને કેટલેક સ્થળે તો એથી પણ પ્રાચીનતર સ્થિતિનું વર્ણન છે. માટે તોલ અને માપનુ કૌટિલીય અર્થશાસ્ત્રમાં જે વર્ણન છે, તે ઈ. સ. પૂર્વે ચોથા પાચમા શતકમા, આ દેશમા જે તોલ માપ ચાલતાં તેનું વર્ણન છે એમ ગણવામા કાઈ જ વાધો નથી, અર્થશાસ્ત્રના કર્તા વિષ્ણુગુપ્ત ચક્રવર્તી ચન્દ્રગુપ્તના પ્રધાન હતા અને મગધની રાજધાનીમા જ રહેતા, એટલે એના ગ્રન્થ ઉપર મગધના રીત રીવાજો, મગધની સ્થિતિ, મગધની સભ્યતા, (civilization) એ સર્વની ઘણી વધારે અસર છે; ખરી રીતે એ વખતે મગધનુ આખા દેશ ઉપર સામ્રાજ્ય હતું કૌટિલ્યે વર્ણવેલા તોલ માપ પણ મગધમા એ વખતમા વપરાતા તોલ માપ જ હોવા જોઇએ.

**મનુસ્મૃતિ ઇ. સ. ત્રીજું શતક.**

જો કે મનુસ્મૃતિ, અર્થશાસ્ત્ર નહિ પણ ધર્મશાસ્ત્ર ગણાય છે, પરંતુ એમા અર્થશાસ્ત્રના ઘણાખરા વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે પ્રસ્તુત વિષયમા તો મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રોની અને કૌટિલીય વગેરે અર્થશાસ્ત્રોની પરંપરા એક જ જણાય છે, મનુસ્મૃતિનો સમય ચોક્કસ નથી, તેમ સમય માટે બહુ મતભેદ છે. છતા જે રૂપે આજે મનુસ્મૃતિ મળે છે, તે રૂપે પણ ઇ. સ ના ત્રીજા શતકથી અર્વાચીન નથી. પ્રાચીન હોય તો ભલે કાળ પેઠે એ ગ્રન્થનો દેશ પણ અનિશ્ચિત છે. છતા પૂર્વમા—મગધ કે એની આસપાસમા એ ગ્રન્થ હાલ છે તે રૂપે તૈયાર થયો હોય એમ લાગે છે.

**યાજ્ઞવલ્ક્યસ્મૃતિ ચોથું શતક.**

યાજ્ઞવલ્ક્યસ્મૃતિ મનુસ્મૃતિને પ્રસ્તુત વિષયમા અનુસરે છે. એનો સમય સાધારણ રીતે ઈ. સ. ના ચોથા શતકમા મનાય છે. યાજ્ઞવલ્ક્ય પણ મગધના રહીશ હોવાનો સંભવ છે

**નારદ સ્મૃતિ.**

નારદ સ્મૃતિ ઉપર આઠમા સૈકામા એક ટીકા લખાયેલી છે. અને સાતમા શતકના બાણ કવિએ નારદ સ્મૃતિનો ઉલ્લેખ કર્યો છે. માટે એ ગ્રન્થ પાચમા છઠ્ઠા શતકનો હોવો જોઇએ.

**પુરાણો.**

પુરાણોનો મોટો ભાગ ત્રીજાથી સાતમા આઠમા શતક સુધીમા વર્તમાન રૂપે રચાયો છે ઘણાખરા જૂના પુરાણો મગધમા તથા એની આસપાસમા રચાયા છે, એમ વિદ્વાનોનો અભિપ્રાય છે. પ્રસ્તુત વિષયમા જે પુરાણોનો આધાર લીધો છે તે વરાહ, પદ્મ, સ્કન્દ અને ભવિષ્ય, પુરાણોમા સૌથી અર્વાચીન છે. એટલે કદાચ સાતમા આઠમા શતક પછી પણ મુસલમાની વખત પહેલા રચાયા હોય. પુરાણોની પ્રસ્તુત વિષયની પરંપરા ધર્મશાસ્ત્રોથી જૂદી નથી.

**અમર કોષ.**

સાધારણ રીતે ધર્મશાસ્ત્ર, પુરાણ, વૈદક વગેરેથી સ્વતંત્ર તથા તટસ્થ કોષકાર ગણાય છે અમર કોષ બહુ જૂના કોષોમાનો એક છે. એ ઇ. સ. ના ૬ ઠ્ઠા શતકમા રચાયો હોય એમ મનાય છે એનો દેશ જાણવાનું ખાસ સાધનથી પણ પૂર્વમા હોવાનો વધારે સંભવ છે. અમર સ્વતંત્ર હોવા છતા મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રની પરંપરાને અનુસરે છે.

**શુક્ર નીતિ.**

અર્થશાસ્ત્રોના પ્રવાહનું ઉપલબ્ધ મૂળ કૌટિલીય અર્થશાસ્ત્ર છે. એનો વિચાર આ પણે શરૂઆતમાજ કર્યો. એજ પ્રવાહનું મુખ શુક્રનીતિ છે, એમ કહી શકાય. કૌટિલીય અર્થશાસ્ત્રને શુક્રનીતિ સાથે સરખાવવાથી સમયને લઇને રીવાજોમા કેટલો ફેરફાર થયો હતો એ સ્પષ્ટ દેખાય છે. પ્રસ્તુત વિષયમા શુક્રનીતિનું ચિત્ર કૌટિલીયથી તથા એ પરંપરાને અનુસરનારા ધર્મશાસ્ત્ર વગેરેથી જુદું છે. એ પ્રાચીન નહિ પણ મધ્યયુગને લગતું દેખાય છે. ગ્રન્થના દેશકાળ અચોક્કસ છે, છતા મુસલમાની સમયની શરૂઆતમા હિંદુસ્થાનની પશ્ચિમમા ગ્રન્થ રચાયો હોય એમ જણાય છે.

**ભાસ્કરાચાર્ય.**

ઈ. સ ના બારમા શતકના મહાન્ જ્યોતિષી ભાસ્કરાચાર્યે લીલાવતીમા ત્રિવિધ માન પણ આપ્યુ છે. ભાસ્કરાચાર્યે લીલાવતી ગ્રન્થ કયા દેશમા લખ્યો છે એ ખબર નથી. પણ પ્રસ્તુત વિષયમા એ શુક્રનીતિ પેઠે મધ્ય યુગને લગતો છે.

બારમા શતકમા મુસલમાનો આ દેશમા આવે છે, દેશમા વ્યાપી જાય છે, અને દેશ કાંઇક એવો સ્તંભી જાય છે કે એ વખતની સ્થિતિ હજી સુધી ચાલી આવે છે. એ સમયના હિંદુ તેમજ મુસલમાન ગ્રન્થકારોએ તોલ માપના કોઠકો આપ્યા છે પણ એના સમય માટે અહિ વિચાર કરવાની જરૂર નથી પ્રસગે સમયનો ઉલ્લેખ પણ કરશુ.

**આયુર્વેદની પરંપરા.**

આયુર્વેદના બે પ્રસિદ્ધ સંપ્રદાયો છે એક કાયચિકિત્સકો ( Physicians )નો આત્રેય સપ્રદાય અને બીજો શસ્ત્રચિકિત્સકો (Surgeons)નો ધન્વતરિ સપ્રદાય આત્રેય સંપ્રદાયના મૂળ પ્રવર્તક પુનર્વસુ આત્રેય છે. એમને આયુર્વેદ ભરદ્વાજ પાસેથી અને ભરદ્વાજને ઇંદ્રપાસેથી મળ્યો વગેરે બ્રહ્મા પર્યંતની પરપરા ગ્રથોમા લખી છે. પણ સાધારણ રીતે ઐતિહાસિક મૂળ ઉપદેશક તરીકે પુનર્વસુ આત્રેયને માનવા જોઇએ પુનર્વસુ આત્રેયે આયુર્વેદનો અગ્નિવેશ, ભેડ, જતુકર્ણ વગેરે છ શિષ્યોને ઉપદેશ કર્યો, અને એ છ શિષ્યોએ પુનર્વસુના ઉપદેશનો સગ્રહ કરી છ તત્રો રચ્યા. તેમાથી અગ્નિવેશ અને ભેડના તત્રો આજ સુધી જળવાઇ રહ્યા છે અગ્નિવેશના મૂળ તત્રનો પ્રતિ સંસ્કાર કરીને ચરકે જે સંહિતા કરી તેનું નામ ચરક સહિતા ભેડના તત્રની સંહિતા કોણે કરી તે જાણવાના સાધનો નથી, ભેડસંહિતાની એકજ પ્રત તાંજોર મહારાજાની પુસ્તકશાળામા છે ચરકસંહિતામા પાછળથી કેટલોક ભાગ છિન્ન ભિન્ન થઇ ગયો હતો તે પચનદના દ્રઢબલે ૪૩ અધ્યાયો ઉમેરીને પૂરો કર્યો. આ રીતે હાલની ચરક સંહિતાની રચનામા જુદા જુદા સમયના ચાર વૈદ્યોનો હાથ છે.

સુશ્રુત સંપ્રદાયના મૂળ ઉપદેશક કાશીના રાજા ભગવાન્ દિવોદાસ, જેનુ બીજુ નામ ધન્વતરિ હતું તે છે. દિવોદાસે સુશ્રુત વગેરે શિષ્યોને શલ્યતત્ર ( major surgery ) ભણાવ્યુ, એ શિષ્યોએ ગુરૂના ઉપદેશનો સગ્રહ કરી તત્રો રચ્યા. તેમા ઔપધેનવ, ઔરભ્ર સૌશ્રુત અને પૌષ્કલાવત મુખ્ય હતા પણ આજે એક સૌશ્રુત તંત્રજ જળવાઇ રહ્યુ છે સુશ્રુતના આ શલ્યતત્રમા, શાલાક્ય, ભૂત વિદ્યા, રસાયન, વાજીકરણ, બાલતત્ર, કાયચિકિત્સા વગેરે ઉમેરાઇને વર્તમાન સુશ્રુત સંહિતા થઇ છે આ પાછળથી ઉમેરેલો ભાગ ઉત્તર સ્થાનમા છે. એમા સ્પષ્ટ લખ્યુ છે કે વિદેહ વગેરેના ગ્રન્થોમાથી શાલાક્ય તેમજ અગ્નિવેશ

વગેરેમાથી કાયચિકિત્સા લીધા છે. એટલે શાલાક્ય વગેરના પણ મૂળતત્રો જૂના' કાળ થયેલા તેમાથી ઉત્તર સ્થાન ઉમેરનારે સંગ્રહ કર્યો છે. જેણે ઉત્તરસ્થાન ઉમેર્યું તેણે સ ગ્રથનો પ્રતિસસ્કાર પણ કર્યો. સુશ્રુતના પ્રખ્યાત ટીકાકાર ડલ્હણ કહે છે કે સુશ્રુતના પ્ર સસ્કર્તા નાગાર્જુન છે બીજાઓ આ વાત માનતા નથી એઓ વૃદ્ધ સુશ્રુત અને સુ એમ કહે છે

હવે આ બે મ્હોટા ગ્રન્થોના જુદા જુદા થરનો સમય જોઇએ, સમય નિર્ણય કારણોનો સવિસ્તર વિચાર અહિ થઇ શકે એમ નથી, અહિ

**ચરકનો સમય.**

વિદ્વાનોએ કરેલા નિર્ણયો કહી દેવા પડશે ચરક સહિતાના ઉપદેશક પુનર્વસુ આત્રેયના સમય માટે આપણા વિદ્વાનોમા મત છે પણ બૌદ્ધ સાહિત્યમા બુદ્ધ ભગવાનના સમકાલિન અને તક્ષશિલામા આયુર્વેદના અધ્ પક એક આત્રેયનો ઉલ્લેખ મળે છે. એ ઉપરથી પાશ્ચાત્ય વિદ્વાનો એમને ઇ. સ. છઠ્ઠા શતકમા થઇ ગયા ગણે છે. અગ્નિવેશ અને એમની વચ્ચે ઝાઝુ અંતર નથી. પ્ર સંસ્કર્તા ચરક માટે મતભેદ છે. ચરકના ટીકાકાર ૧૧ મા શતકના ચક્રપાણિદત્ત ચર તથા મહા ભાષ્યકાર પતજલીને એક ગણે છે. જો આ વાત ખરી હોય તો ચરક ઇ. પૂર્વે ૧૫૦ મા થઇ ગયા હોવા જોઇએ બીજી તરફથી બૌદ્ધ સાહિત્યમા કનિષ્કના સમકાલિ કાશ્મીરના ચરકનો ઉલ્લેખ મળે છે

આ ચરક એજ જો પ્રતિસસ્કર્તા ચરક હોય તો એ કનિષ્કના સમકાલિન હો જોઇએ કનિષ્કના સમય માટે મતભેદ છે. પણ ઇ. સ. ૭૮ તરફ ઘણા વિદ્વાનોનો ઝોક ગમે તેમ પણ ચરક ઇ. સ. પૂર્વે બીજા શતકના મધ્ય ભાગથી પ્હેલા શતકની અદર થ છે એતો નિસરાય. છેલ્લા ૪૩ અધ્યાય લખનાર દ્રઢબલના સમય માટે બહુ મત છે. કેટલાક એમને વાગ્ભટ્ટ પહેલા ત્રીજા ચોથા શતકમા માને છે બીજાઓ વાગ્ભટ્ટ પ આઠમા નવમા શતકમા માને છે ચરકસહિતાની આખી પરપરા ઉત્તરની છે પુનર્વ ઉત્તરમા ઘણું કરી તક્ષશિલામા રહેતા, ચરક પણ ઉત્તરના-ઘણું કરી કાશ્મીરક હતા. દ્રઢમ પણ પચનદના—અર્થાત્ ઉત્તરના રહેવાશી હતા

સુશ્રુતનો મૂળતત્ર ગ્રથ અગ્નિવેશ તત્ર પછીનો હશે તોપણ ઇ સ. પૂર્વે પાચમા છ કનો હોવાનો સભવ છે. જ્યારે ઉત્તર તત્ર સાથે પ્રતિ સસ્કૃત

**સુશ્રુતનો સમય.**

હિતા (હાલની) દ્રઢબલે ઉમેરેલા ભાગ સીવાયની ચરક સહિતા સમકાલિન હોવાનો સભવ છે કારણકે પ્રતિસસ્કર્તા મનાતા ના ર્જુન કનિષ્કના સમકાલિન મનાય છે. પ્રતિસસ્કર્તા નાગાર્જુન ન હોય તો પણ સુશ્ર સહિતા ઇ સ ના પ્હેલા શતકથી અર્વાચીન હોવાનો સભવ નથી. કારણકે હર્ન સિધ્ધ કર્યું છે તેમ નાવનીતક ઇ. સ ૩૦૦ થી અર્વાચીન નથી અને એમા ચરક સુ તમાથી પુષ્કળ ઉતારા કર્યા છે વળી એ ચરક સુશ્રુતને મહર્ષિ ગણે છે. મતલબ કે એ વખતમા ચરક સુશ્રુત પ્રાચીન સહિતાઓ મનાતી હતી. અર્થાત્ ઇ સ ના પ્હેલા શ કથી આ સહિતાઓ અર્વાચીન ન હોવી જોઇએ સુશ્રુતની સમગ્ર પરંપરા પૂર્વની—ઘણું ક કાશીની છે શસ્ત્રચિકિત્સા ( Major & Minor surgery શલ્ય શાલાક્ય ) નો વિકા પૂર્વમાજ—કાશી મિથિલામા થયો છે, નાગાર્જુનનુ સ્થાન અવિદિત છે. પણ સુશ્રુત ગ્ર

ઉપર પૂર્વની અસર એટલી સ્પષ્ટ છે કે નાગાર્જુનનો હેશ જૂદો નીકળે તો પણ સુશ્રુતની પ્રાચ્યતામા કાંઇ ફેરફાર થાય એમ નથી.

પ્રસ્તુત પ્રકરણ—તોલ અને માપનુ વર્ણન સુશ્રુતના ચિકિત્સાસ્થાનના ૩૧ મા અધ્યાયમા છે. એટલે આ પ્રકરણ ઉત્તરસ્થાનમા નહિ પણ મૂળ ભાગમા છે આ ઉપરથી સુશ્રુત તત્રના વખતનો ઇ. સ. પૂર્વે પાચમા છઠ્ઠા શતકનો આ ભાગ હોય એમ સંભવ છે છતા પ્રતિસંસ્કર્તાએ દાખલ નથી કર્યું એમ કહેવાતું નથી માટે ઇ. સ. પૂર્વે. ૫૦૦ થી ઇ. સ. ૧૦૦ ની અંદરનું સુશ્રુતોક્ત તોલ માપનું પ્રકરણ માનવુ જોઇએ.

ચરકોક્ત તોલ માપ ચરકના કલ્પસ્થાનના ૧૨ મા અધ્યાયમા છે કલ્પસ્થાન આખુ દ્રઢબલે ઉમેરેલું છે. માટે તોલમાપનું પ્રકરણ પણ દ્રઢબલનુજ માનવુ પડશે દ્રઢબલ પાસે ચરકની પ્રાચીન પરંપરા નહોતી એમ કહી શકાય નહિ, છતા ઇ સ. ૩૦૦ થી ૪૦૦ ની અંદરના સમયનું ચરકોક્ત તોલ માપનું પ્રકરણ છે, એમ માની લેવુ સહી સલામત છે

**વાગ્ભટ્ટ.**

આયુર્વેદની પરંપરામા ચરક પછી વાગ્ભટ્ટનું સ્થાન છે એ વૃદ્ધત્રયીમા ગણાય છે. ચરકસુશ્રુત જેવી એ પણ સંહિતા છે, છતા ચરકસુશ્રુત બેયમાથી સગ્રહ કરે છે માટે બેયથી અર્વાચીન છે. વાગ્ભટ્ટના બે ગ્રથો છે, અષ્ટાગ સગ્રહ અને અષ્ટાગ હૃદય. કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો આ બે ગ્રથના કર્તાઓને જૂદા ગણે છે. એકને—વૃદ્ધને છ ઠ્ઠા—સાતમા શતકમા અને બીજાને આઠમા નવમા શતકમા મૂકે છે. અત્રત્ય વિદ્વાનો બેયને એકજ ગણે છે અને પાચમા છઠ્ઠા શતકમા મૂકે છે. તે ગમે તેમ હો પણ પાચમાથી ૯ મા શતકની અંદરના આ બેય ગ્રથો છે. વાગ્ભટ્ટ સિન્ધુ દેશના રહેવાશી હતા એમ એ પોતેજ કહે છે. વાગ્ભટ્ટે ચરકસુશ્રુત બેયનો સગ્રહ કર્યો છે. છતા પ્રસ્તુત વિષયમા એ થોડા ફેરફાર સાથે ચરકસપ્રદાયને અનુસરે છે.

પછીના ગ્રથકારો તો ચરક કે સુશ્રુત બેમાથી એકને અનુસરે છે. કેટલાકે બેય જાતના

**પછીના ગ્રંથકારો.**

તોલ માપ આપ્યા છે વાગ્ભટ્ટ પછી વૃંદનો સમય આવે છે. વૃંદ ઘણું કરી ઇ સ. નવમા શતકમા બગાળામા થઇ ગયા છે. એઓ થોડા ફેરફાર સિવાય સુશ્રુતની પરંપરાને અનુસરે છે

ચરકના ટીકાકાર ચક્રપાણીદત્ત ઇ. સ. ૧૧ મા શતક ( ઇ. સ. ૧૦૪૦ ) મા બગાળામા થઇ ગયા છે. એમણે ચરકસુશ્રુતની સરખામણી કરી છે અને ચરકને વૈદ્યોએ અનુસરવુ એમ સૂચના કરી છે

બગસેન ચક્રદત્ત પછી ઘણુંકરી ઇ. સ ના બારમા શતકમા બગાળામાજ થયા છે, એ ચક્રદત્તની સૂચનાને અનુસરે છે.

શાર્ઙ્ગધર ઇ. સ ૧૪ મા શતકમા ( ઇ. સ. ૧૩૪૦ ) દક્ષિણમા થઇ ગયા છે એમણે માગધ અને કાલિંગ એમ બે પરિભાષા આપી છે

રસશાસ્ત્રોની શરૂઆત વ્હેલી થયેલી પણ ઇ સ. ૧૪ મા શતકમા રસશાસ્ત્રનો રસરત્ન સમુચ્ચય નામનો ગ્રથ લખાયો છે. એ સિંધમા લખાયો મનાય છે એ વખતે મુસલમાનો આ દેશમા આવી ગયા હતા. આ બધા કારણોથી રસરત્ન સમુચ્ચયમા આપેલી પરિભાષા જોવાની જરૂર છે

ભાવપ્રકાશ ૧૬ મા શતકમા, દક્ષિણના કાન્યકુબ્જ બ્રાહ્મણે લખેલ છે. એઓ શાર્ઙ્ગધરને અનુસરે છે.

ત્રણસો વર્ષ પ્હેલા બંગાળામા લખાયેલ ભૈષજ્યરત્નાવલી, સાધારણ રીતે બંગાળાની પરપરાને અનુસરે છે.

યોગરત્નાકર વગેરે આધુનિક ગ્રથો તે તે દેશની પરપરાને અનુસરે છે. કેટલાક આધુનિક વિદ્વાનોએ સસ્કૃત ભાષામા, લોક ભાષામા તેમજ, ઇગ્રેજી ભાષામા પ્રાચીન માનપરિભાષાના સગ્રહ ગ્રથો લખ્યા છે. ટુકામા માનપરિભાષાના સાહિત્યનો આટલો ઇતિહાસ છે.

## માનપરિભાષા.

માન ત્રણ જાતના ગણાય છે. ૧ તોળવાના વજનો, ૨ માપ ૩ લબાઇ માપવાનું પ્રમાણ. અહિ તોલ અને માપ એનો મુખ્ય પ્રસગ છે પણ આ ત્રણેને પરસ્પર સબધ છે. માટે લબાઇના પ્રમાણો વિષે પણ ટુકો ઇસારો કરવો પડશે. હવે જુદા જુદા ગ્રથકારોએ આપેલી માનપરિભાષા કાળક્રમમા જોઇએ. કૌટીલીય અર્થશાસ્ત્રના બીજા અધિકરણના ૧૮ મા અધ્યાયનું ૧૭ મુ પ્રકરણ પૌતવકર્માધ્યક્ષનું એટલે તોલ માપના ઉપરીને લગતું છે. તોલ અને માપ કેવા જોઇએ, લોકો ખોટા તોલ માપથી છેતરાય નહિં માટે અધ્યક્ષે શુ સાવચેતી રાખવી વગેરે વિષયો એ પ્રકરણમા છે; એમાથી ઉપયુક્ત વિષયનું ભાષાતર અહિં આપ્યુ છે.

"૧૦ ધાન્યમાષ અથવા ૫ ગુંજ એક સુવર્ણમાષકની બરાબર થાય છે. ૧૬ સુવર્ણમાષનો એક કર્ષ અથવા સુવર્ણ થાય છે અને ચાર કર્ષનો એક પલ.

૮૦ ગૌરસર્ષપનો એક રુપ્યમાષક, ૧૬ રુપ્યમાષકનો એક ધરણ. ૨૦ શૈબ્યનું પણ એક ધરણ થાય છે

૨૦ તણ્ડુલનુ ૧ વજ્ર ધરણ થાય છે.

અર્ધો માષક, ૧ માષક, બે માષક, ૪ માષક, ૮ માષક, ૧ કર્ષ, ૨ કર્ષ, ૪ કર્ષ, ૮ કર્ષ, ૧૦,૨૦,૩૦,૪૦ એ રીતે ૧૦૦ સુધી. એજ પ્રમાણે ધરણોનું સમજવુ" તોલનું આ કોષ્ટક થયુ હવે આ પ્રમાણેના વજનો શેના બનાવવા એ વિષે લખે છે કે લોઢાના, અથવા મગધના કે નર્મદાના પથ્થરના વજનો બનાવવા, અથવા જે વધે ઘટે નહિ તેના બનાવવા. મગધના પથ્થર તે ગડકીના પથ્થર હશે, ગડકીના તથા નર્મદાના પથ્થરો જલ્દી ન ઘસાય એવા હોય છે ' પછી કર્ષથી આગળ ચાલતા પલ પછી ૧૦ પલ, ૧૨ પલ, ૧૫ પલ, ૨૦ ૩૦, એ રીતે ૧૦, ૧૦ પલ વધતા ૧૦૦ પલ સુધી ૨૦ તુલાનો ૧ ભાર ૧૦ ધરણનો ૧ પલ, ૧૦૦ પલની આયમાની, ૯૫ પલની વ્યાવહારિકી, ભાજની અને અન્તઃપુર ભાજની. આ સર્વમા પલ ૯૨ૢ ધરણનો સમજવો."

આમા આયમાની, વ્યાવહારિકી, અન્તઃપુર ભાજની વગેરેનુ પ્રમાણ જુદુ જુદુ છે. મૌર્ય રાજ્યકાળમા વ્યવહારમા એવી રીતે ચાલતું હશે કે બ્હારથી માલ આવે એનું માન જુદુ, બ્હાર જાય એનુ જુદું દેશમાજ અંદર વ્હેચવાનુ જુદુ એમ–પોતાના દેશને–રાજ્યને વધારે લાભ થાય એ દૃષ્ટિથી તોલ માપમા ભેદ રાખ્યો જણાય છે વર્તમાનમા મુંબઇમા તોલ માપની જે વિવિધતા છે, તે આ પ્રાચીન વિધના સમજવામા દાખલા રુપ થશે

પણ પાછળના સ્મૃતિકારોએ તો એકજ પરિભાષા આપી છે. એના બે કારણો હોવાનો સંભવ છે. એક સ્મૃતિકારોને આ ભેદ અયોગ્ય લાગ્યો હોય અને શુ હોવુ જોઇએ એ બતાવવા યત્ન કર્યો હોય અથવા કૌટિલ્ય રાજ્યને દિશા બતાવવાજ લખતા તેવુ સ્મૃતિકારો માટે નહોય. સ્મૃતિકારોનો ઉદ્દેશ અર્થશાસ્ત્રથી સ્પષ્ટ રીતે જૂદો દેખાય છે.

મનુ, યાજ્ઞવલ્ક્ય અને નારદમા તોલનુ કોષ્ઠક નીચે પ્રમાણે આપ્યું છે.

૮ ત્રસરેણુ=૧ લીક્ષા, ૮ લીક્ષા=૧ રાજસર્ષપ, ૮ રાજસર્ષપ=૧ ગૌરસર્ષપ. ૬ ગૌરસર્ષપનો ૧ યવ, ૩ યવની ૧ રતિ, ૫ રતિનો એક માષ, ૧૬ માષનો ૧ સુવર્ણ, ૪ સુવર્ણનો ૧ પલ અથવા નિષ્ક, ૧૦ પલનો ૧ ધરણ (સુવર્ણનો)

૨ રતિનો ૧ રૌપ્યમાષક, ૧૬ રૌપ્યમાષકનો ૧ ધરણ (રાજત), ૧૦ ધરણનો ૧ શતમાન (રાજત) અમરકોષમા ૫ ગુંજાનો ૧ માષ, ૧૬ માષનો ૧ કર્ષ, ૪ કર્ષનો ૧ પલ, ૧૦૦ પલની ૧ તુલા, ૨૦ તુલાનો એક ભાર તથા ૧૦ ભારનો ૧ શાકટ એક શકટ-ગાડામા લઇ જઇ શકાય એટલુ વજન તે શાકટ એમ અમરકોષના ટીકાકારે કહ્યું છે

## આયુર્વેદિક માનપરિભાષા.

અત્યાર સુધીમા આપણે જેટલા ગ્રંથો જોયા તે બધા ઇ. સ. પૂર્વે ચોથા શતકથી છઠ્ઠા શતક સુધીના છે અને આયુર્વેદેતર સાહિત્યના છે. એની સરખામણી કરી જોતા ૫ ગુંજાનો ૧ માષ અને ૧૬ માષનો ૧ કર્ષ તથા ૪ કર્ષનો ૧ પલ એટલું તો સર્વને સંમત છે. એથી ઉપરના વજનો બધાએ સરખા આપ્યા નથી કૌટિલ્યે ૧૦૦ પલની ૧ તુલા અને ૨૦ તુલાનો ૧ ભાર કહ્યો છે. વચ્ચે ૧૦ પળ, ૧૨ પળ, ૧૫ પળ, ૨૦ પળ એમ પલનાજ ગુણકથી વજનનું માપ ઠરાવ્યું છે. મનુ યાજ્ઞવલ્ક્ય અને નારદે ૧૦ પલનું ૧ ધરણ અને ૧૦ ધરણનું એક શતમાન કહ્યું છે. મનુ વગેરેનુ શતમાન તેજ કૌટિલ્ય અમર વગેરેની તુલા તુલાથી આગળ કૌટિલ્ય અને અમરે ૨૦ તુલાનો ૧ ભાર કહ્યો છે. અને અમરે ૧૦ ભારનુ એક શાકટ એટલુ કૌટિલ્યથી પણ આગળ વધાર્યું છે. આ રીતે ૧ ગુંજાથી આરભી ૧ શકટ-ગાડુ ખેચી શકે એટલે સુધીના ૫-૧૬-૪-૧૦૦-૨૦ અને ૧૦ ના વિભાગમા વજનો ઇ. સ. પૂર્વે ૪૦૦ થી ઇ. સ ૬૦૦ સુધીમાં વ્યહવારમા વપરાતા એમ જણાય છે. મનુ, યાજ્ઞવલ્ક્ય અને નારદે ગુંજાથી ન્હાના ત્રસરેણુ, લીક્ષા, રાજસર્ષપ, ગોરસર્ષપ અને યવના ૮-૮-૮-૬-૩ ના ક્રમશઃ વિભાગથી આપ્યા છે. એક ત્રસરેણુ એ ગુંજાનો ૯૨૧૬ મો ભાગ છે. આટલે સુધી બારિક વજન કરવાના કાઇ સાધનો હશે કે નહિ એ જાણવામા નથી કૌટિલ્યે, અમરે તથા સુશ્રુત જેવા આયુર્વેદના આચાર્યે એ મૂકી દીધા છે એ ઉપરથી ગુંજાથી ચડતા વજનો વ્યવહારમા વધારે વપરાતા હશે. આયુર્વેદેતર સાહિત્યમાના શુક્ર નીતિ તથા ભાસ્કરાચાર્યનુ અવલોકન કર્યા પ્હેલા સુશ્રુત વગેરે પ્રાચીન આયુર્વેદીય ગ્રન્થો જોઇ લઇએ.

આયુર્વેદીય સાહિત્યમા વજનોના કોષ્ઠકનું પ્રાચીનતમ રૂપ સુશ્રુતમા મળે છે, એ ઉપર કહ્યું છે, સુશ્રુતમા ૧૨ મધ્યમ ધાન્ય માષ=૧ સુવર્ણ માષ, ૧૬ સુવર્ણ માષ=૧ સુવર્ણ, ૧૯ નિષ્પાવ=૧ ધરણ, ૩ ½ ધરણ=૧ કર્ષ ૪ કર્ષ=૧ પળ, ૪ પલ=૧ કુડવ, ૪ કુડવ=૧ પ્રસ્થ, ૪ પ્રસ્થ=૧ આઢક, ૪ આઢક=૧ દ્રોણ, ૧૦૦ પલ=૧ તુલા અને ૨૦ તુલા=૧ ભાર એ રીતે કોષ્ઠક આપ્યુ

**સુશ્રુતોક્તમાન**

છે, ઉપરના આયુર્વેદતરથી સુશ્રુતના કોષ્ટકમાં બે ફેર દેખાય છે. એકતો કૌટિલ્યે ૧૦ ધાન્ય માષ અથવા ૫ ગુંજાનો ૧ સુવર્ણ માષ કહ્યો છે. જ્યારે અહિં ૧૨ ધાન્ય માષનો ૧ સુવર્ણ માષ છે હવે જો બેમના ધાન્ય માષ સરખા હોય તો સુશ્રુતનો કર્ષ ૬ ગુંજાના ૧૬ સુવર્ણ માષનો અર્થાત્ ૯૬ ગુંજાનો થાય. અને પાછળના કેટલાક ગ્રંથકારોએ આવી રીતે અર્થ કરીને ૬ ગુંજાનો કર્ષ ગણ્યો છે. પણ અહિ વિચારવા જેવું એ છે કે બનાવટી વજનો સુવર્ણ માષથીજ શરૂ થતા હતા તે પહેલાના ગુંજા, ધાન્ય માલ વગેરે માટે કુદરતી તે તે બીજ વપરાતા. બીજ બધા સરખા વજનના હોતા નથી. વળી કૌટિલ્ય મગધમા રહેતા જ્યારે સુશ્રુત કાશીમા રહેતા. જો કાશી તરફના અડદના દાણા સહેજ ઓછા વજનના થતા હોય તો ત્યાના ૧૨ અડદ એ મગધના ૧૦ અડદ અથવા ૫ ગુંજાની બરાબર થવાનો સભવ છે સુશ્રુતે ગુંજા આપી નથી માટે સુશ્રુતના ૧૨ ધાન્ય માષને કૌટિલ્યની ૫ ગુંજા સમાન ગણવા જોઇએ.

અથવા એમ પણ હોય કે સુશ્રુતના પ્રદેશની ગુંજા વજનમા સ્હેજ હલકી હોય જેથી ૭ ગુંજાનો એક સુવર્ણ માષ થાય મારી કહેવાની મતલબ એટલીજ છે કે કર્ષમા અથવા કર્ષના સોળમા ભાગ—માષકમા તફાવત નહોતો કૌટિલ્યનો મગધનો કર્ષ—અને સુશ્રુતનો કાશીનો કર્ષ એક સરખાજ હતા.

સ્વર્ગીય કવિરાજ કવિરત્ન ગંગાધરરાયે માનપરિભાષામા આવોજ મત દર્શાવ્યો છે. એ લખે છે કે मध्यमधान्यमाषै र्द्वादशभिर्माषक पचकृष्णलको माषक' मन्वादिभिर्धर्मशास्त्रे व्यवहर्तु क्रियाविधौ વગી पच कृष्णलमाषेण कालिग मानमीरितं तच्चोक्तं सुश्रुतेनापि व्यवहर्तु चिकित्सिते આપ ઘોક્ત વાત ગદ્યમા પણ નીચે પ્રમાણે લખી છે मन्वादिभिर्यो मध्यमयव उक्तस्तैस्त्रिभिर्मध्यमयवैरेक कृष्णल पंचकृष्णलको माष इति सुश्रुतोक्तेन द्वादशधान्यमाषात्मकमाषकेण तुल्यो भवति

ગંગાધર કવિરાજની બાકીની વાત તો બરાબર છે પણ એ સુશ્રુતના માનને કાલિંગ માન કહે છે એ જરા વિચિત્ર લાગે છે વૈદ્યક શબ્દ સિન્ધુકાર પણ કહે છે કે अत्रत्र कालिंगमाषश्च पञ्चगुञ्ज.स सौश्रुतः ભાવમિશ્ર પણ ચરકોકત પરિભાષાને માગધ ગણે છે અર્થાત્ સુશ્રુત મતને કાલિંગ મત કહે છે. આ રીતે આટલા બધા ગ્રન્થકારો સુશ્રુતના મતને કાલિંગ ગણે છે પણ ડલ્હણનો મત એ સર્વેથી વિરુદ્ધ છે. ડલ્હણ સ્પષ્ટ લખે છે કે "द्वादश धान्यमाषा मध्यमा सुवर्णमाषक इति मागध सुश्रुताचार्यसम्मत मानं उक्तं च"मानं तु द्विविध प्रोक्त कालिङ्ग मागध तथा कालिङ्गान्मागधं श्रेष्ठमिति मानविदो विदु: कालिङ्गमपि मान च चरकाचार्यसम्मत"

આ રીતે ડલ્હણ સુશ્રુતની માન પરિભાષાને માગધ ગણે છે તથા ચરકની માન પરિભાષાને કાલિંગ ગણવા માટે કોઇનું પ્રમાણ આપે છે. ડલ્હણના આ શબ્દો સ્પષ્ટ છે.

હવે મૂળ વાત ઉપર આવીએ સુશ્રુત ૧૨ ધાન્ય માષથી ૫ ગુંજાજ કહેવા માગે છે એનું એક બીજું પણ પ્રમાણ છે. જૂના સીક્કાઓનો તપાસ કરતા સ્પષ્ટ દેખાય છે કે જૂના સીક્કાઓ ૮૦ ગુંજાના ૧ કર્ષના ધોરણને અનુસરે છે. સાધારણ રીતે ૮૦ ગુંજા ૧૪૦ ગ્રેનની બરાબર થાય છે. અને હિંદુસ્થાનના જૂનામા જૂના ઇ. સ. પૂર્વે ૪૦૦ પ્હેલાંના

પાછા ચિહ્નોવાળા ત્રાંબાના સીકાઓ ૮૦ રતિના ૧ કર્ષના ધોરણને અને રૂપાના સીકાઓ ૩૨ રતિના ૧ ધરણના ધોરણને અનુસરી ૫૨૬ ગ્રેનના મળી આવ્યા છે. એ વખતમા સોનાના સીકાઓ ચાલવા લાગ્યા ત્યારે ગુપ્ત રાજાઓએ ૮૦ રતિના ૧ કર્ષના ધોરણને અનુસરતા ૧૪૦ થી ૧૪૬ ગ્રેન સુધીના વજનના સીકાઓ પાડ્યા છે. એ વખતે સોનાના કર્ષ, રુપાના ધરણ અને ત્રાંબાના કાર્ષાપણ ત્રણે વ્યવહારમા વપરાતા. અર્થાત્ મનુયાજ્ઞવલ્ક્ય અને નારદના કોષ્ટકો ગુપ્ત સમયની સ્થિતિનું આબાદ ચિત્ર રજુ કરે છે.

ચરકોકત માન પરિભાષા ખરી રીતે દ્રઢબલની છે કે કારણ કે કલ્પસ્થાન આખુ દ્રઢબલનુંજ છે. અહિ એક મોટી શકા એ છે કે ચરક સંપ્રદાયના આત્રેય, અગ્નિવેશ, ચરક, અને દ્રઢબલ એ ચારેય ઉત્તરના છે. છતા ડલ્હણ ચરકની માન પરિભાષાને શા માટે કાલિંગ કહે છે અને બીજા પાછળના ગ્રંથકારો શા માટે એનેજ માગધ કહે છે એ સમજાતું નથી. ખરી રીતે ચરકે સંપ્રદાયને મગધ કે કલિંગ સાથે કાંઇ સંબધ નથી કલિંગ એ હાલમા જેને ઓરીસા અથવા ઉડ્રીયા કહે છે; એ દેશનું પ્રાચીન નામ છે.

હવે આ આયુર્વેદના બીજા સંપ્રદાય—આત્રેય સંપ્રદાયની મૂળભૂત ચરક સહિતાની માન પરિભાષા જોઇએ. ચરકના કલ્પસ્થાનના ૧૨ મા અધ્યાયમા માન પરિભાષાના શ્લોકો છે. ચરક, અર્થશાસ્ત્ર અને સુશ્રુત એયથી જુદા પડીને ૧૨ સુવર્ણ માષનો એક કર્ષ ગણે છે અને ૩૨ ધાન્ય માષનો ૧ સુવર્ણ માષ કહે છે, બાકીના તાલમા ખાસ ફેરફાર નથી. કર્ષથી પલ, કુડવ, પ્રસ્થ અને આઢક અનુક્રમે ચતુર્ગુણ છે. જો ઉપર કહ્યું તેમ કૌટિલીય, મનુ વગેરેનો સુવર્ણ માષ અને સુશ્રુતનો સુવર્ણ માષ એકજ હોય તો ચરકનો સુવર્ણ સુશ્રુત વગેરેના સુવર્ણથી પોણા વજનનો ઠરે, પણ ચરકનો સુવર્ણ માષ ૩૨ ધાન્ય માષનો છે, જ્યારે સુશ્રુતનો સુવર્ણ માષ ૧૨ ધાન્ય માષનોજ છે એટલે સુશ્રુતનો કર્ષ ૧૯૨ ધાન્ય માષનો અને ચરકનો ૩૭૪ ધાન્ય માષનો થાય છે અર્થાત્ ચરકનો કર્ષ સુશ્રુતના કર્ષથી બમણા વજનનો છે. આમા એકજ વાત માની લેવી પડે એવી છે કે ધાન્ય માષ ચરક અને સુશ્રુતના સરખા વજનના હોવા જોઇએ.

**ચરકોક્તમાન**

ઉપર્યુક્ત ત્રણ સંપ્રદાયો (અર્થશાસ્ત્ર, ચરક અને સુશ્રુત) ને સરખાવતા નીચેની હકીકત તરી આવે છે કે એક પલનો ચોથો ભાગ તે સુવર્ણ કે કર્ષ કેટલા વજનનો ગણાતો? એ બાબતમા ત્રણ મત દેખાય છે અર્થશાસ્ત્ર ૧૬ ધાન્ય માષ અથવા ૮૦ ચણોઠીનો ૧ સુવર્ણ કહે છે. સુશ્રુત ૧૯૨ ધાન્ય માષનો એક સુવર્ણ કહે છે કૌટિલ્ય, મનુ વગેરેનો ધાન્ય માષ અર્ધી ચણોઠીનો હતો. જો સુશ્રુત અને ચરકનો ધાન્ય માષ પણ અર્ધી ચણોઠીનોજ હોય તો ત્રણ જાતના સુવર્ણ કે કર્ષ આ દેશના જુદા જુદા વિભાગમા ચાલતા હોવા જોઇએ; કારણ કે ત્રણે સંપ્રદાયો લગભગ સમકાલિન છે. પણ ઉપર જે કલ્પના કરી છે તે પ્રમાણે સુશ્રુતનો ધાન્ય માષ વજનમા અર્થશાસ્ત્રના ધાન્ય માષ કરતા સ્હેજ હલકો હોય અર્થાત્ ૧૯૨ ધાન્ય માષ ૮૦ ચણોઠી ભારજ થતા હોય તો સુશ્રુત અને અર્થશાસ્ત્રનો સુવર્ણ એક સરખો સભવે ખરો. અને એજ કલ્પના વાસ્તવિક લાગે છે કારણ કે ઇ. સ ૫૦૦ પહેલાના કાળમા ૯૬ ચણોઠીનો સુવર્ણ કોઇ સ્થળે ચાલતો હોય એવુ જાણવામા નથી.

*આ રીતે અર્થ શાસ્ત્ર અને સુશ્રુતની એક વાક્યતા થઇ શકે છે પણ ચરક અને

સુશ્રુત વચ્ચે જબરો તફાવત છે એનું સમાધાન શી રીતે થઇ શકે ? પાછળના ગ્રંથકારોએ પણ એ વચ્ચે સમાધાન કરવાનો યત્ન ન કરતા એમ માન જુદા જુદા ગણ્યા છે. સ્વર્ગીય ગંગાધરરાય કવિરાજ પણ પોતાની માન પરિભાષામાં સ્પષ્ટ લખે છે કે चरकोक्तकर्षार्द्धं सुश्रुतोक्तकर्षः=ચરકોક્ત કર્ષથી સુશ્રુતોક્ત કર્ષ અર્ધા વજનનો છે. આ મતને અનુકૂળ થવા માટે, ચરકમાં धान्यमाषद्वयंयव એ રીતે લખ્યુ છે તેનું સમાધાન ચરકના યવને મોટો-મધ્યમ યવથી બમણા વજનનો ગણીને કરે છે. ચરકે બધાથી જુદા પડીને ૩૮૪ ધાન્ય માષનો-બીજાથી બમણો સુવર્ણ શામાટે લખ્યો એ ચોક્કસ કહેવુ મુશ્કેલ છે

ચરક ઉપર પંજાબ કાશ્મીર અને ગાંધારની અસર માનીએ તો કાશ્મીરમા કનિષ્કના સીક્કાના ધોરણને અનુસરીને છેક ઇ. સ આઠમા દશમા શતક સુધી સીક્કા પાડવામા આવતા, પંજાબ અને ગાંધારમા પણ ઘણા વખત સુધી કનિષ્કના સીક્કાને અનુસરતા સીક્કાઓ ચાલતા. કનિષ્ક અને બીજા કુશન રાજાઓ રોમન ઓરાઇ ( Aureus )ના વજનના ધોરણને અનુસરી સોનાના સીક્કાઓ પાડયા છે રોમન ઓરાઇ ૧૨૪ ગ્રેન વજનનો હતો વીમકેડેફીસ ( ઈ સ પ્હેલું બીજુ શતક )નો સીક્કો ૧૨૩ ગ્રેન વજનનો છે આ રાજાએ આથી બમણા વજનનો બે ઓરાઇ જેવડો પણ સીક્કો પાડેલો. કુશન વંશની મુખ્ય શાખાના કનિષ્ક, હુવિષ્ક અને વાસુદેવ (ઇ. સ. ૭૮ થી ૧૨૦ ) ના તથા કુશનની અવાંતર શાખાના કીદારકેડીફીસ વગેરેના સોનાના સીક્કાઓ ૧૨૦ થી ૧૨૪½ ગ્રેન સુધીના વજનના મળે છે. આ સીક્કાઓ ઘણા વખત સુધી પંજાબમા અને ગાંધારમા વપરાતા. આમાના ડબલ ઓરાઇના વજનને અનુસરી ચરકમા કર્ષનું વજન ગણ્યુ છે એમ માનીએ તો કર્ષ લગભગ ૨૪૮ ગ્રેનનો હોવો જોઇએ. હવે આપણે સુશ્રુતના ૧૯૨ ધાન્ય માષને ૮૦ ચણોઠી ભાર અથવા ૧૪૦ ગ્રેન બરાબર ગણ્યા છે. એ રીતેજ ગણતા તો ૩૮૪ ધાન્ય માષ ૧૬૦ ચણોઠી ભાર અથવા ૨૮૦ ગ્રેન બરાબર થાય અર્થાત્ ચરકનો કર્ષ કુશન ડબલઓરાઇ કરતા પણ ૨૨ ગ્રેન વજનમા વધે. પણ ધાન્ય માષ બધે સરખા ન થતા, અને આપણે ઉપર જોયુ છે કે સુશ્રુતના ૧૨ ધાન્ય માષ કૌટિલ્ય વગેરેના ૧૦ ધાન્ય માષ બરાબર થાય છે, અર્થાત્ કાશીના અડદ મગધના અડદ કરતા વજનમા હલકા હતા, એજ ધોરણે પંજાબ ગાંધાર અને કાશ્મીરના અડદ કાશીના અડદ કરતા હલકા માનીએ તો ચરકોક્ત ૩૮૪ ધાન્ય માષનો ૧ કર્ષ વજનમા ડબલ ઓરાઇ જેટલો લગભગ ૨૪૦ થી ૨૪૮ ગ્રેન વજનનો સંભવે છે આ માત્ર તર્કજ છે. અને જૂની શોધખોળ કરતા સરકારી ખાતાને જૂના વજનો ન મળી આવે ત્યાંસુધી પ્રાચીન તોલ માપ માટે સાહિત્ય ઉપરથી કલ્પના કરવાનીજ રહેશે.

અહી કરેલી કલ્પનાને યથાર્થ માનીને આ વિષયના સાહિત્યમા આગળ ચાલતા અર્થ શાસ્ત્રની પરંપરામા શુક્રનીતિ અને લીલાવતી જોઇએ. ભાસ્કરાચાર્યનો સમય ચોક્કસ છે શુક્ર નીતિનો ચોક્કસ નથી પણ ૧૨ મા ૧૩ મા શતકથી અર્વાચીન નહિ હોય. શુક્રનીતિમા ૧૦ ચણોઠીનો ૧ માષ, ૧૦ માષનો ૧ કર્ષ, ૧૦ કર્ષનો ૧ પદાર્થ અને ૧૦ પદાર્થનો ૧ પ્રસ્થ આ રીતે પ્રાચીન ચતુર્ગુણના ધોરણને છોડી દઇને દશ ગુણનું ધોરણ રાખ્યુ છે. આ નવુજ ધોરણ છે. શુક્રનીતિનો કર્ષ ૧૦૦ ચણોઠીનો છે એ પણ ઉપરોક્ત અર્થશાસ્ત્રની અને ચરક સુશ્રુતની પરંપરાથી જુદો પડે છે વર્તમાન મેટ્રીક ધોરણ ( Metric system ) પણ દશ ગુણના ધોરણને શાસ્ત્રીય ગણે છે. શુક્રનીતિમા ક્હેલો

ર્ષ શબ્દજ માન પરિભાષાના સાહિત્યમા પ્હેલો શુક્રનીતિમાજ દેખાય છે. શુક્રનીતિની નવી માન પરિભાષા પ્રમાણેના માપ દેશના કોઇ ભાગમા વપરાતા હશે કે કેમ શકા છે. પણ ૧૦૦ ચણોઠીનો એક કર્ષ ૧૮૦ ગ્રેનના એક રૂપિઆભારના ણને લગભગ મળતો છે. કારણ કે ૧૦૦ ચણોઠીનું વજન લગભગ ૧૮૦ ગ્રેન બરાબર . પણ ૧૮૦ ગ્રેનનો રૂપિઓ પાડવાનુ શેરશાહે ચાલુ કર્યું છે, અને શુક્રનીતિ તેથી પ્રા ા લાગે છે. ૧૦૦ કર્ષનો ૧ પ્રસ્થપણ આ વિષયના સંસ્કૃત સાહિત્યમા કોઇ સ્થળે નથી ા હાલમા વ્યવહારમા વપરાતા વજનોમા પણ ૧૦૦ તોલાનો ૧ શેર કોઇ કોઇ સ્થળે ા છે ખરો પણ ૪૦ તોલાના કે ૮૦ તોલાના શેર જેટલો વ્યાપક નથી.

ભાસ્કરાચાર્ય તો ૫ ગુંજાનો માષ અને ૧૬ માષનો કર્ષ માને છે. અર્થાત્ મનુ રે સ્મૃતકારો પેઠે ૮૦ ગુંજાનો કર્ષ ગણે છે. ટુકામા આયુર્વેદેતર સાહિત્યમા અર્થશાસ્ત્ર. સ. પૂર્વે ચોથુ શતક)થી આરભી ભાસ્કરાચાર્ય ( ૧૨મું શતક ) પર્યંત ૮૦ ગુંજાનો એક શુક્રનીતિ સિવાય બધા લખે છે. અર્થાત્ એ ૧૬૦૦ વર્ષના ગાળામા અર્થશાસ્ત્ર કહેલા વજનોથી નવા વજનો વપરાવા લાગ્યા હતા પણ એનું ધોરણ બદલાયુ ન હતું.

આયુર્વેદિક સાહિત્યમા ચરક સુશ્રુતનો વિચાર થઇ ગયો છે એ ઉપરથી જૂના વખત- ૪ બે સપ્રદાયો જણાય છે અને પાછળના આયુર્વેદિક ગ્રન્થકારો બેમાથી એકને અનુસરે છે

અષ્ટાગ સંગ્રહ અને અષ્ટાગ હૃદય (પમાથી ૮મુ શતક)મા ૧૨ ધાન્ય માષનો ૧ સુવર્ણમાષ ા ૧૬ સુવર્ણ માષનો ૧ કર્ષ કહ્યો છે અર્થાત્ એ બેય ગ્રંથકારો સુશ્રુતને અનુસરે છે.

વૃંદ માધવ ( નવમું શતક )મા ૭ ગુંજાનો ૧ માષ કહ્યો છે અને ૧૬ માષનો કર્ષ ા છે. અહી ખાસ યાદ રાખવા જેવુ છે કે વૃંદ માધવા પ્હેલાંના કોઇ પણ આયુર્વેદિક કારે ગુંજા વાપરી નથી. આ માધવ બંગાળાના છે. એમણે વ્યવહારમા વપરાતો કર્ષ ી ગુંજાનો થાય છે, એ જોઇને કદાચ આ પરિભાષા લખી હશે, કારણ કે પ્રત્યક્ષ પ્રમાણનો ન હોય તો મનુ વગેરે ધર્મ શાસ્ત્રકારોથી જુદા પડીને ૭ ગુંજાનો માષક ન લખે.

ચરક અને સુશ્રુત બેય ઉપર ટીકા લખનાર તથા વૈદ્યના સ્વતંત્ર ગ્રથો લખનાર રાજાની પાકશાળા અધિકારી ચક્રદત્ત ( ઇ સ. ૧૦૪૦ ) ચક્રસંગ્રહમા ચરક અને સુશ્રુત ની માનપરિભાષાનુ સ્વરૂપ બતાવતા લખે છે કે ચરકનો સુવર્ણ માષ ૩૨ ધાન્યમાષનો છે અને એવા ૪૮ માષનો ૧ પલ ( ૪ કર્ષનો ) થાય છે; જ્યારે સુશ્રુતનો સુવર્ણમાષ ધાન્ય માષનો થાય છે અને એવા ૬૪ સુવર્ણમાષનો ૧ પલ થાય છે ચક્રદત્ત લખે છે આને તોળી જોતાં પાચ રતિના ૧ માષ વાળો પલ ( મનુ વગેરેનો ) ચરકના પલથી ાં થાય છે. ચક્રદત્તની કહેવાની મતલબ એવી જણાય છે કે તોળી જોતા સુશ્રુતના ૧૨ ય માષ ૫ રતિ બરાબર થાય છે. ચક્રદત્ત છેવટ વૈદ્યોને સૂચના કરે છે કે ૧૦ રતિનો માષ અને ૬૪ માષનો ૧ પલ એ ચરક સંમત માન વૈદ્યો ચિકિત્સામા વાપરે છે

ચક્રદત્તના આ શબ્દો ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે બંગાળાનાજ વૃંદમાધવે સુશ્રુતને ,સરવાનુ પસદ કર્યું હતું પણ ચક્રદત્ત ચરકના મતને અનુસરવાનો વૈદ્યોને આગ્રહ કરે મને ચક્રદત્ત પછીના બગાળાના વૈદ્યોએ ચક્રદત્તની આ સૂચના આજ સુધી માન્ય રાખી છે.

રસરત્ન સમુચ્ચય ( ૧૩ મુ શતક ) મા ૩ ગુંજાનો એક વાલ, ૨ વાલનો ૧ માષ .૧૬ માષનો ૧ કર્ષ લખ્યો છે. આ રીતે રસરત્ન સમુચ્ચયકાર સુશ્રુતના મતને અનુ-

સરે છે, પણ તેઓ હાલ વ્યહવારમા વપરાતા વાલ અને તોલો શબ્દ પણ વાપરે છે. ૩ રતિનો ૧ વાલ ગણે છે એ પણ ધ્યાનમા રાખવા જેવુ છે. રસરત્ન સમુચ્ચયકાર સિધમા થઇ ગયા છે એના વખતમા સિધમા મુસલમાનો આવી ગયા હતા.

શાર્ઙ્ગધર ઇ. સ. ૧૪ મા શતકમા થઇ ગયા છે. તેઓ દાક્ષિણાત્ય હતા. એમણે બે માનપરિભાષા આપી છે, એકને તેઓ માગધ કહે છે અને બીજીને કાલિઙ્ગ કહે છે માગધ પરિભાષામા શાર્ઙ્ગધર ૪ યવની ૧ ગુજા ૬ ગુંજાનો ૧ સુવર્ણમાષ, અને ૧૬ સુવર્ણ-માષનો ૧ કર્ષ ગણે છે.

અને કાલિઙ્ગ પરિભાષામા ૨ યવની ૩ ગુજા, ૩ ગુંજાનો ૧ વાલ, ૮ ગુંજાનો ૧ માષ, ૪ માષનો ૧ શાણ, ૬ માષનો ૧ ગદ્યાણો, અને ૧૦ માષનો ૧ કર્ષ ગણે છે. આ પરિભાષામા હાલ વપરાતા વાલ, અને ગદ્યાણો શબ્દ છે આ રીતે ૮૦ ગુંજાનો કર્ષ થયો. ૮૦ ગુંજાનો ૧ કર્ષ એ આયુર્વેદેતર પરંપરાનુ માન છે. સુશ્રુત પણ ૧૯૨ ધાન્ય માષથી ૮૦ ગુંજાજ કહેવા માગે છે અર્થાત્ શાર્ઙ્ગધર સૌશ્રુત માનપરિભાષાને કાલિઙ્ગ ગણે છે. પણ જેને એ માગધ કહે છે તેમા ૯૬ ગુંજાનો કર્ષ થાય છે એટલે એ ચરકોક્ત તો નથીજ કેટલાકે ૮૦ ગુંજાના કર્ષને સૌશ્રુત કાલિઙ્ગ અને ૯૬ ગુંજાના કર્ષને સૌશ્રુત માગધ કહ્યો છે. મતલબકે શાર્ઙ્ગધરની બેય પરિભાષા સૌશ્રુત ધોરણનેજ અનુસરે છે. માત્ર ગુંજા ઓછા વધુ વજનની જોઇને બે પરિભાષા આપી હોય એમ જણાય છે શાર્ઙ્ગધરે ગદ્યાણાને અર્ધા કર્ષ બરાબર નથી ગણ્યો એ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે. ૪૮ ગુંજાનો ૧ ગદ્યાણો ગણ્યો છે. અર્થાત્ હાલની પેઠે ગદ્યાણાને અર્ધા તોલા બરાબર માનીએ તો શાર્ઙ્ગધરના વખતમા વપરાતો તોલો તો ૯૬ ગુંજા બરાબર થતો હતો એમ માનવુ પડશે. આ રીતે શાર્ઙ્ગધરની માગધ પરિભાષાનો કર્ષ અને કાલિઙ્ગ પરિભાષાનો ૧ ગદ્યાણો સરખાજ છે

બંગસેન ૧૪ મા શતકમા બંગાળામા થઇ ગયા છે તેઓ ૩ યવની ૧ ગુંજા, ૧૦ ગુંજાનો ૧ માષ અને ૧૬ માષનો ૧ કર્ષ કહે છે, અર્થાત્ ચક્રદત્તની ચરક સંમત ૧૬૦ ગુંજાના ૧ કર્ષની પરિભાષા કબુલ રાખે છે.

ભાવમિશ્ર ૧૬ મા શતકના મધ્યમા થઇ ગયા, તેઓ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. એમણે શાર્ઙ્ગધર પેઠે મગધ કાલિઙ્ગ બે પરિભાષા આપી છે. ભાવમિશ્ર ચરકોક્ત માનને માગધ માન ગણે છે. અને એ માનને સામાન્ય રીતે વૈદ્ય સંમત ગણે છે. આ ભાવમિશ્રની માગધ પરિભાષામા ૪ યવની ૧ ગુંજા, ૬ ગુંજાનો ૧ માષ અને ૧૬ માષનો ૧ કર્ષ કહ્યો છે. આને ભાવમિશ્ર ચરકોક્ત માને છે પણ શાર્ઙ્ગધરના માગધ માનને મળતુંજ આ ભાવમિશ્રનું માગધમાન ચરકોક્ત તો નથીજ. ભાવમિશ્રની કાલિઙ્ગ માન પરિભાષા શાર્ઙ્ગધરોક્ત કાલિઙ્ગને મળતીજ છે. એણે પણ વાલ અને ગદ્યાણો શબ્દ વાપર્યા છે. એ ઉપરાત ૭, ૮ ગુંજાનો પણ માષક થાય એમ કહ્યુ છે. **माषो गुञ्जाभिरष्टाभि सप्तभिर्वा भवेत् क्वचित्.** વૃદ્ધમા ૭ ગુંજાનો માષક કહ્યો છે એ અહી યાદ કરવા જેવુ છે. બીજું કાલિઙ્ગ માન પરિભાષા આપતા શરૂઆતમા કહે છે કેઃ—

गतो मन्दाग्नयो हृस्वा हीनसत्वा नरा कलौ ।
अतस्त मात्रा तद्योग्या प्रोच्यते सुज्ञसंमता ॥

અર્થ—કળિયુગમા માણુસો મંદ અગ્નિવાળા, ટુંકાં અને હીન સત્વવાળાં હોય છે માટે તેમને યોગ્ય, વિદ્વાનોને સંમત માન હવે કહેવાય છે.

આ રીતે મંદાગ્નિવાળાં માટે જેમા ઓછી માત્રા આવે એવી પરિભાષા કાલિંગ્ડ ગણાય છે. પણ બેના કર્ષ વચ્ચે ૧૬ કે ૨૬ ચણોઠીભારનો ફેર પડે છે. માગધ કરતા કાલિંગ્ડ કર્ષ ૧૬ કે ૨૬ ચણોઠીભાર ન્હાનો છે. પછીના વજનો તો કર્ષના ચતુર્ગુણ છે.

ભૈષજ્ય રત્નાવલી ગ્રંથ બંગાળામા ૩૦૦ કે તેથી પણ ઓછા વર્ષ પ્હેલાં લખાયો છે અને હાલમા બગાળાના કવિરાજો એનેજ મોટે ભાગે અનુસરે છે.

ભૈષજ્ય રત્નાવલીમા ૩ યવની ૧ ગુંજા, ૫ ગુંજાનો, ૬નો, ૭નો, ૮નો, ૧૦નો અને ૧૨ નો ૧ માષ અને ૧૬ માષનો ૧ કર્ષ કહ્યો છે. અર્થાત્ પ્હેલાના ગ્રંથકારોએ ગણાવેલા બધી જાતના માષ ગણાવ્યા છે. પણ ૧૦ ગુંજાનો માષ ચરક સંમત છે અને ચરકથી અર્ધો સુશ્રુતનો માષ છે એમ કહ્યું છે. ભૈષજ્ય રત્નાવલી ઉપર ટિપ્પણી લખનાર વિનોદલાલસેન ગુપ્ત માષકની વિવિધતા દેશભેદથી છે એમ ખુલાસો કરે છે. ભૈષજ્યરત્નાવલીના માનપરિભાષાના શ્લોકો ઉપરથી જે કોષ્ટક એ ગ્રન્થમાં આપ્યું છે તેમા ૧૨ રતિનો માષ, ૮ માષનો ૧ શાણ અથવા ૧ તોલો અને ૨શાણનો ૧ કર્ષ અથવા ૨ તોલા લખ્યા છે. આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે ચક્રદત્તને અનુસરી ભૈષજ્ય રત્નાવલીએ ચરકોક્ત ૧૬૦ ગુંજાનો કર્ષ માન્યો છે, પણ વ્યવહારમા હાલમાં વપરાતા ૧ તોલા સાથે એનો મેળ આવે એટલા માટે ૯૬ ગુંજાનો તોલો અને ૨ તોલાનો કર્ષ ગણે છે.

યોગરત્નાકર મહારાષ્ટ્રમાજ રચાયેલો અને મહારાષ્ટ્રમા બહુ વપરાતો ગ્રન્થ છે. લખાયે બહુ વર્ષો નથી થયા. આ યોગ રત્નાકરમા પણ માગધ અને કાલિંગ્ડ બે પરિભાષા આપી છે, માગધમા ૪ યવની ૧ ગુંજા, ૬ ગુંજાનો ૧ માષ અને ૧૬ ગુંજાનો ૧ કર્ષ લખ્યો છે અને કાલિંગ્ડમાં ભાવપ્રકાશોક્ત કાલિંગ્ડમાન ઉતાર્યું છે.

અર્થાત્ યોગરત્નાકર શાર્ઙ્ગધર અને ભાવપ્રકાશને અનુસરે છે. હાલમા મહારાષ્ટ્રના વૈદ્યો ૮ ગુંજાનો માષ અને ૧૨ માષનો કર્ષ ગણે છે.

આટલે સુધી માનવિષયક પરિભાષાના આયુર્વેદિક તથા આયુર્વેદેતર સંસ્કૃત સાહિત્યનું સિંહાવલોકન કર્યું એ ઉપરથી એટલો નિશ્ચય થાય છે કે જૂના વખતમાં તોલવાના વજનોનું મૂળ સુવર્ણ અથવા કર્ષ હતું.

જો કે એ વખતમા સોનાના સીક્કાઓ, આ દેશમા વપરાતા નહોતા પણ ત્રાબાના સીક્કાઓ ૮૦ રતિના વજનના ધોરણને અનુસરતા અને રૂપાના ૩૨ રતિના ધરણના ધોરણને. કર્ષની નીચે અર્થશાસ્ત્ર અને સુશ્રુતના વખતમા કર્ષનો ૧૬ મો ભાગ સુવર્ણમાષક અને સુવર્ણમાષકનો ૫ મો ભાગ ચણોઠી કે ૧૦ મો ભાગ અડદના દાણા વપરાતા, કર્ષની ઉપર ૪ કર્ષનો પલ, ૧૦૦ પલની તુલા અને ૨૦ તુલાનો ભાર. બાકીના વજન માટે માષકના કર્ષના અને પલના ગુણક વપરાતા. માષક નામનો ૫ રતિ વજનનો સીક્કો પણ ચાલતો. ભાસના નાટકમા માષકનો ઉલ્લેખ છે. પલથી મોટાં કુડવ, પ્રસ્થ વગેરે મૂળ માપના નામો છે, કૌટિલીય અર્થશાસ્ત્રમાં એને માપજ ગણ્યા છે અને અમરકોષમા પણ એને માપજ કહ્યા છેઃ—

अस्त्रियां आढकद्रोणौ खारी वाहो निकुञ्चकः ।
कुडवः प्रस्थ इत्याद्याः परिमाणार्थकाः पृथक् ॥

આ શ્લોક ઉપર ટીકા કરતાં ટીકાકાર લખે છે કે:—

आढकादयः शब्दाः परिमाणार्थकाः परिमाणविशेषवाचकाः

આ પ્રમાણે જોતા ૫ રતિનો ૧ માષક, ૧૬ માષકનો ૧ કર્ષ ૪ કર્ષનો ૧ પલ; પછી ૧૦ પલ–૨૦ પલ એ રીતે ૧૦૦ પલ સુધી પલના ગુણકો પછી ૧૦૦ પલની ૧ તુલા અને ૨૦ તુલાનો ૧ ભાર આ પ્રમાણે વજનો કૌટિલીય અર્થ શાસ્ત્ર અને સુશ્રુતના વખત સુધી વપરાતા પણ સુશ્રુતે કુડવ વગેરે માપને કર્ષ, પલ, તુલા વગેરે વજનોથી જુદા પાડયા નથી અને આયુર્વેદના પાછળના સમગ્ર સાહિત્યમા પણ કુડવ, પ્રસ્થ વગેરે પણ ચતુર્ગુણ વજનો હોય એવી રીતે લખ્યાં છે.

પાછળથી ગુંજાથી ઓછા વજનના ૮ ત્રસરેણુ=૧ લીક્ષા, ૮ લીક્ષા=૧ રાજસર્ષપ, ૮ રાજસર્ષપ=૧ ગૌરસર્ષપ, ૬ ગૌરસર્ષપ=૧ યવ અને ૩ યવ=૧ રતિ એટલા વજનો કલ્પાયા. આ પ્રમાણે ૧ ત્રસરેણુ ૧ ગુંજાનો ૯૨૧૬ મો ભાગ થાય છે. જોકે ચણોઠી નાની મોટી હોય છે, પણ ૮૦ ગુંજાને ૧૪૦ ગ્રેન બરાબર ગણેલ છે એ પ્રમાણે એટલે ૧¾ ગ્રેનની ૧ ચણોઠી ગણીએ તો ૧ ત્રસરેણુ ૧ ગ્રેનનો લગભગ ૫૨૬૬ મો ભાગ થાય. જો કે હાલમા ૧ ગ્રેનના ૧૦ હજારમા અને તેથી પણ ન્હાના ભાગનું વજન કરવાના સાધનો છે પણ આ દેશમા જુનાકાળમા એવા સાધનો હશે કે કેમ અને એટલા બારીક વજનો કોઇ વખત વપરાતા હશે કે કેમ એ વિષે શકા છે અને તેથીજ પાછળના શુક્રનીતિ જેવા અર્થ-શાસ્ત્રના ગ્રન્થોમા તથા આયુર્વેદના કેટલાક ગ્રન્થોમા એ છોડી દીધાં છે. પણ કેટલાક આયુર્વેદિક ગ્રન્થોમાયે ધર્મશાસ્ત્રને અનુસરી ગુંજાથી સૂક્ષ્મ વજનોનું વર્ણન આપ્યુ છે. દાખલા તરિકે શાર્ઙ્ગધર અને ભાવપ્રકાશમા લખ્યુ છે કે ત્રીશ પરમાણુઓ=૧ ત્રસરેણુ, ૬ ત્રસરેણુ=૧ મરીચિ, ૬ મરિચિ=૧ રાજીકા, ૩ રાજીકા ૧ સર્ષપ, ૮ સર્ષપ=૧ જવ, ૪ યવ=૧ ગુંજા. આ પ્રમાણે ૧ પરમાણુ એ ૧ ચણોઠીનો ૧૦૩૬૮૦ મો ભાગ છે. જેમ જુદા જુદા ગ્રન્થકારોની ગુંજામા તફાવત છે, તેમ મનુ અને ભાવમિશ્રના ત્રસરેણુમા પણ તફાવત છે.

આ રીતે ૧ ચણોઠીના ૧૦૩૬૮૦ મો ભાગ–૧ પરમાણુથી એક આચિત અથવા ૧ શાકટ એટલે ૬૪૦૦૦૦૦ ચણોઠી સુધીના વજનોની પરિભાષા પ્રાચીન ગ્રંથોમા મળે છે. એ વખતનો ૧ કર્ષ એટલે ૮૦ ગુંજા અથવા ૧૪૦ ગ્રેન, ૧ પલ=૫૬૦ ગ્રેન, ૧ તુલા=૫૬૦૦૦ ગ્રેન અથવા ૮ રતલ. ૧ ભાર=૧૬૦ રતલ અને ૧ શાકટ=૧૬૦૦ રતલ. આ ઉપરથી એ વખતે ગાડામા ૪૦ મણ ભાર ભરવામા આવતો એમ જણાય છે. આ મુખ્ય વજનો મગધમા તથા મગધ સામ્રાજ્યની સીધી છાયામા આવેલા દેશના મોટા ભાગમા એક કાળે ચાલતા હશે. ચણોઠી નાની મોટી હોવાથી કોઇ સ્થળે પાચ ચણોઠીનો, કોઇ સ્થળે ૬નો, ક્યાક ૭નો મા ષક ગણાતો; પણ કર્ષ અને પલના વજનોમા ફેર નહોતો. સાધારણ રીતે કર્ષ તો ૧૪૦ ગ્રેનનોજ ગણાતો. આ મતમા એક જ અપવાદ છે, ચરકમા આથી બમણા વજનનો કર્ષ કહેલો છે. કોઇ ભાગમા સામાન્ય કર્ષથી બમણા વજનનો કર્ષ ચાલતો હોય એ સંભવિત છે.

આ ધોરણે ચરકની તુલા ૧૬ રતલની અને ચરકનો ભાર ૩૨૦ રતલનો થાય.

જ્યાં સુધી બજારમા ચાલતા સીક્કાનું વજન ૧૪૦ ગ્રેનની આસપાસ રહ્યું ત્યા સુધી તોળવાના વજનોનું કોષ્ટક ઉપર આપ્યું છે તે પ્રમાણે રહ્યુ પણ મુસલમાની વખતમાં સીક્કાના વજનના ધોરણમા ફેરફારો થયા અને શેરશાહ સૂરે (ઇ. સ. ૧૫૪૦થી ૧૫૪૫)

છેવટ ૧૮૦ ગ્રેનના વજનનાં રૂપીઆ પાડવા માંડયા; જે ધોરણ મોગલ સમયમા ચાલુ રહ્યુ હતું, કપની સરકારે પણ ચાલુ રાખ્યું અને હાલમા ૧૮૦ ગ્રેનનાજ રૂપીઆ પડે છે. આ પ્રમાણે ૧૮૦ ગ્રેનના રૂપીઆના ધોરણ ઉપર શેર, મણ વગેરે વજનો મોગલ સમયમા વપરાવા લાગ્યા પછી વૈદ્યોએ પણ વ્યવહાર સાથે પોતાની એકતા કરવા માટે ૯૬ ગુંજાનો કર્ષ તે ૧ રૂપિઆભાર એમ સમજવા માડ્યું. અર્થાત્ સુશ્રત–શાર્ઙ્ગધરનો કર્ષ એટલે ૧ રૂપીઆભાર અને ચરક–ભૈષજ્ય રત્નાવલીનો કર્ષ એટલે ૨ રૂપીઆભાર એ રીતે ધોરણ બાંધીને બાકીના વજનોને વાપરવાનું મોગલ સમયથી વૈદ્યોએ ચાલુ કર્યું છે અને હજી એ પ્રમાણે જ ચાલે છે. આ પ્રમાણે ગુજરાત મહારાષ્ટ્રના હાલના વૈદ્યો એક કર્ષ = ૧ તોલો = ૯૬ ગુજા ગણે છે અને બગાળાના વૈદ્યો ૧ કર્ષ = ૨ તોલા = ૧૯૨ ગુજા ગણે છે. અર્થાત્ ૧ ગુજા = ૧$\frac{७}{८}$ ગ્રેન.

આટલા વિવેચનથી પ્રાચીન તોલ અને એનું ધોરણ સમજવુ કાઇક સહેલુ થશે. મુસલમાનની વખતમા ઉત્તર હિંદુસ્તાનમા શેર–મણ વગેરે જે વજનો ચાલતા તે એ વખતના મુસલમાની સાહિત્યમા નોધાયેલ છે. તેમજ દક્ષિણ હિંદુસ્થાનમા સીક્કાનું અને વજનનુ ધોરણ પ્હેલેથી ઉત્તરથી જુદુ જ હતું; પણ એ વિષય અહીં ચર્ચવાનો નથી

## માપ.

માપ વિષે સંસ્કૃત સાહિત્યમા જૂનામા જૂનો ઉલ્લેખ અર્થશાસ્ત્રમાજ મળે છે. અર્થશાસ્ત્રમા મગધમા આવવાની વસ્તુઓનું, મગધમાથી બ્હાર જવાની વસ્તુઓનું, અન્તઃપુરનુ એમ જુદા જુદા માપ હતા. પણ સામાન્ય રીતે ૪ કુડવ = ૧ પ્રસ્થ, ૪ પ્રસ્થ = ૧ આઢક, ૪ આઢક = ૧ દ્રોણ, ૨૦ દ્રોણ = ૧ કુમ્ભી, ૧૦ કુમ્ભી = ૧ વહ, એ પ્રમાણે માપો હતા. હવે ૨૦૦ પલ અડદ સમાય એવડુ માપ એ દ્રોણ એમ અર્થશાસ્ત્ર કહે છે. આ રીતે દ્રોણ ઉપરથી તે નીચેના આઢક, પ્રસ્થ, કુડવ માપો ઠરાવ્યા છે. પણ પાછળના ખાસ કરીને આયુર્વેદિક ગ્રથકારોએ એથી ઉલટું કુડવનું ધોરણ ઠરાવી એ ઉપરથી બીજા માપ ગોઠવ્યા છે

સુશ્રુતમા કર્ષનુ વજન કહ્યા પછી લખ્યુ છે કે "એથી ચાર ચાર ગણું વધારતાં પલ, કુડવ, પ્રસ્થ, આઢક અને દ્રોણ થાય છે" અર્થાત્ ૪ કર્ષ = ૧ પલ, ૪ પલ = ૧ કુડવ, ૪ કુડવ = ૧ પ્રસ્થ, ૪ પ્રસ્થ = ૧ આઢક અને ૪ આઢક = ૧ દ્રોણ. આ માપની પરિભાષા વજનોની પરિભાષાથી જુદી નથી પાડી એ પ્હેલા કહ્યુંજ છે છતા કુડવ માપ કેવડુ હોવુ જોઇએ એનુ પ્રમાણ પાછળના ગ્રથકારોએ આપ્યું છે. દાખલા તરિકે બંગસેને કુડવનું પ્રમાણ નીચે પ્રમાણે આપ્યું છેઃ—

वैणवाक्षायसादीनां भाण्डं तु चतुरङ्गुलम् ।
विस्तीर्णमथवृत्तं च कुडवं तं विनिर्दिशेत् ॥

શાર્ઙ્ગધરે કુડવનું પ્રમાણ નીચે પ્રમાણે આપ્યુ છેઃ—

मृद्वृक्षवेणुलोहादेर्भाण्डं यच्चतुरङ्गुलम् ।
विस्तीर्णं च तथोच्चं च तन्मानं कुडवं मतम् ॥

અર્થ—માટી, લાકડું, વાસ કે લોઢાનું ચાર આગળ ઉડુ અને ચાર આગળ ગોળ ઠામ એ કુડવ.

શુક્રનીતિમા કુડવનું પ્રમાણ આથી જુદુ લખ્યું છે.

पञ्चाङ्गुलावटं पात्रं चतुरङ्गुलविस्तृतम् ।
प्रस्थपादं च तज्ज्ञेयं परिमाणे सदा बुधैः ॥

વિદ્વાનોએ પાંચ આગળ ઊંડા અને ચાર આંગળ પ્હોળા પાત્રને પ્રસ્થનો ચોથો ભાગ ( કુડવ ) ગણવો. शु. अ. २. श्लो. ३८७.

આ રીતે આયુર્વેદિક ગ્રન્થોના અને શુક્રનીતિના કુડવમા થોડો ફેર છે. ભાસ્કરાચાર્ય તો ખારીને માપનુ મૂળ ગણે છેઃ—

धान्यादिके यत्घनहस्तमानं ।
शास्त्रोदिता मागधखारिका सा ॥

લીલાવતી.

અર્થાત્ એક ઘન હસ્તનુ માપ તે દાણા વગેરે માપવા માટેની ખારિકા, આ ખારિકાનો ૧૬ મો ભાગ તે દ્રોણ, દ્રોણનો ચોથો ભાગ તે આઢક, આઢકનો ચોથો ભાગ તે પ્રસ્થ અને પ્રસ્થનો ચોથો ભાગ તે કુડવ.

ટુંકામાં માપ વિષેના આયુર્વેદિક તથા આયુર્વેદેતર સાહિત્યમાથી પ્રાચીન માપ વિષે વિચાર કરતા મુખ્ય મુશ્કેલી કુડવ અથવા તો ખારિકા કેવડી હોવી જોઇએ એ નિશ્ચિત કરવામા છે. એ વિષયના સાહિત્યમાજ મતભેદ છે. પણ કુડવનો નિશ્ચય એકવાર થાય તો પછીના માપો માટે કાંઇ મુશ્કેલી નથી. આ વિષે વિચાર કરતા હસ્ત કેટલા ઇંચનો ગણવો તે નક્કી કરવુ પડે. કુદરતી હાથ લાબા ટુંકા હોય છે. એ પ્રમાણે કુદરતી આગળો પણ એક સરખા ન હોય. સામાન્ય રીતે ૧૮ કે ૧૯ ઇંચનો એક હાથ ગણવો જોઇએ એમ તજજ્ઞ મત છે. ૧૮ ઇંચનો હાથ ગણીએ તો આયુર્વેદિક કુડવ ત્રણ ઇંચ ઉંડુ અને ત્રણ ઇંચ વ્યાસની ગોળાઇવાળું હોવું જોઇએ. બંગસેનમા સ્પષ્ટ वृत्त વિશેષણ છે એટલે માપ ગોળ હશે એમ માનવું પડે છે.

આ પ્રમાણે ત્રણ ઇંચ ઉંડા અને ત્રણ ઇંચ વ્યાસના વાસણમા ૪ પલ લગભગ ૨૪૪૦ ગ્રેન વસ્તુ રહેવી જોઇએ. હાલમા તો વજન અને માપનું ધોરણ શુદ્ધ પાણી ( Distilled water ) થી ઠરાવવામા આવે છે. જૂના વખતમાં પણ એમજ હશે? અર્થશાસ્ત્રમા धान्यमाषद्विपलशतं द्रोणमाययमानम् એ રીતે ૨૦૦ પલ અડદ જેમા માઇ શકે તેવડું માપ તે દ્રોણ, અને આઢક, પ્રસ્થ તથા કુડવ દ્રોણથી અનુક્રમે ચોથા ચોથા ભાગનાં એ રીતે લખ્યું છે, એ ઉપરથી તો અમુક વજનના પાણીના માપનું ધોરણ નહિં હોય પણ અમુક વજનના દાણાના માપનું ધોરણ હશે એમ લાગે છે.

માપના સાહિત્યમા ઝાઝો વિસંવાદ નથી જે છે તે ઉપર કહ્યો છે. બાકી વૈદ્યોએ તો માપ વાપરવાજ મૂકી દીધા હોય એમ લાગે છે કારણ કે કુડવથી વજન અને માપ માટે એકજ પરિભાષા છે. વેપારમાં માપ વપરાતા પણ દેશકાળ અને રાજ્યના ફેરફાર પ્રમાણે એમા ફેરફાર થતો ગયો અને સ્મૃતિઓ ધર્મશાસ્ત્રમા ગણાવાથી એમા કોષ્ઠકો એના એજ રહ્યા.

આ વિષયનું ઘણા વર્ષો પ્હેલા કોલબ્રુકે પોતાના નિબંધોમા કેટલુંક વિવેચન કર્યું છે, ગોપાલભટ્ટના સંખ્યા પરિમાણમાથી તથા રઘુનન્દનના દિવ્ય તત્ત્વમાંથી તોલ અને માપના

ઉતારાઓ કર્યાં પછી આઇને અકબરીમાંથી ૧૦ યવ = ૧ રતી અને ૨૪ રતિનો એક ટંક (૦। તોલો) એ કોષ્ઠક આપ્યું છે. કોલબ્રુક ૪૨૦ ટ્રોય ગ્રેનનો ૧ પલ ગણે છે અર્થાત્ ૧૦૫ ટ્રોય ગ્રેનનો ૧ કર્ષ. ગોપાલભટ્ટે અને એમાંથી કોલબ્રુકે ઉતારેલાં પુરાણોક્ત માપના કોષ્ટકોમાં સામાન્યરીતે ઉપરોક્તથી ઝાઝો ફેર નથી છતાં ભવિષ્ય પુરાણનું માપનું કોષ્ટક નીચે આપ્યું છે.

| | |
|---|---|
| ૨ પલ=૧ પ્રસૃતિ | ૪ પ્રસ્થ=૧ આઢક |
| ૨ પ્રસૃતિ=૧ કુડવ | ૪ આઢક=૧ દ્રોણ |
| ૪ કુડવ=૧ પ્રસ્થ | ૨૦ દ્રોણ=૧ કુમ્ભ |
| | ૧૬ દ્રોણ=૧ ખારિકા. |

પદ્મપુરાણમાં ૧૦ કુમ્ભનો ૧ વાહ એટલું વધાર્યું છે. આ રીતે ૧ કુડવથી ૧ વાહ સુધીના માપ પ્રચારમાં હતા. જો ૧ કુડવને ૧૬ તોલા બરાબર ગણીએ તો ૧ વાહ લગભગ ૨૦૪૮૦૦ તોલા બરાબર થાય.

આયુર્વેદિક પરિભાષામાં ૪ દ્રોણ ૧ વહ બનાય છે અને ૨૦૦૦ પલની એક ખારી બનાય છે. એટલે પુરાણોક્ત વહ અને ખારી આયુર્વેદિક વહ અને ખારીથી મોટા છે. ઉપર્યુક્ત માપના શબ્દોનો વિચાર કરતાં કોલબ્રુકની એક નોંધ ખાસ યાદ આવે છે. કોલબ્રુક કહે છે કે આ પુરાણોક્ત કુમ્ભ ઉપરથી ઈંગ્રેજી કોમ્બ શબ્દ Comb=૪ બુશલ કદાચ નીકળ્યો હોય.

કોલબ્રુક પછી હાલમાં બંગાળાના પ્રખ્યાત વૈજ્ઞાનિક પંડિત બ્રજેન્દ્રનાથસીલે પોતાના Positive sciences of the Ancient Hindus નામના ગ્રન્થમાં પ્રાચીન તોલ માપનું પણ વિવેચન કર્યું છે. આ પુસ્તકમાં બ્રજેન્દ્રનાથસીલ લખે છે કે જો હાલમાં ૮૦ રતિને ૨૧૦ ટ્રોય ગ્રેન બરાબર ગણવામાં આવે છે (કલકત્તાના વૈદ્યોમાં) પણ ખરી રીતે ૮૦ રતિ (૧ કર્ષ) ૧૦૫ ટ્રોય ગ્રેન બરાબર થાય છે. અર્થાત્ ૩૨૦ રતિનો ૧ પલ ૪૨૦ ટ્રોય ગ્રેન બરાબર ગણવો જોઇએ. રતિથી ન્હાનાં વજનો માટે બ્રજેન્દ્રનાથસીલ લખે છે કે ૧૨૯૬ ત્રસરેણુ ૧ રતિ બરાબર થાય છે માટે ૧ ત્રસરેણુ [illegible] ટ્રોયગ્રેન બરાબર રહેવો જોઇએ. આથી વધારે વજનો માટે એમણે કંઇ લખ્યું નથી. અર્થાત્ બ્રજેન્દ્રનાથ કોલબ્રુકને અનુસરે છે. પણ મારો મત ૮૦ ગુંજા=૧૪૦ ગ્રેન માનવાનો છે અને તે ઉપર સકારણ દર્શાવ્યો છે.

માપના સંબંધમાં બ્રજેન્દ્રનાથસીલ લખે છે કે "માપનું ધોરણ કુડવ ઉપર હતું. કુડવ ૩ આંગળ લાંબુ, ૪ પ્હોળું અને ૧½ આંગળ ઉંડું અર્થાત્ ૧૩½ ઘન આંગળનું કરવામાં આવતું. વળી ૪ પલનો કુડવ મનાતો અને નિઃસંશય કુડવમાં મૂળ તો ૪ પલ પાણી માઇ શકતું હોવું જોઇએ. અને જો એક હસ્તને ૧૮ ઇંચનો ગણીએ તો ખરેખર ૩૦ સેન્ટી ગ્રેડની ગરમીએ લગભગ ૪ પલ પાણી કુડવમાં સમાઇ શકે. બ્રજેન્દ્રનાથસીલના આ વિધાનમાં કેટલીક શંકાઓ ઉઠે છે. પ્હેલું તો કુડવ ગોળ નહિં પણ ચતુષ્કોણ હતો એમ માનવાનું કારણ સમજાતું નથી. ઉપર લખ્યું છે તેવું માન પણ ક્યાંથી કાઢ્યું તે સમજાતું નથી. વળી ૪ પલ પાણી ૧ કુડવમાં સમાવું જોઇએ એતો વર્તમાન રિવાજ ઉપરથી કરેલી કલ્પના લાગે છે. ૪ પલ દાણાજ ઉદ્દિષ્ટ હશે એમ અર્થશાસ્ત્રના શબ્દો ઉપરથી તો અનુ-

માન થાય છે. આગળ ચાલતા નગેન્દ્રનાથસીલ કબુલ કરે છે કે " વર્તમાન વૈદક વ્યવહારમાં કુડવ બધી બાજુએ ચાર આંગળનો ગણાય છે. આ રીતે ગણતા હસ્તને ૧૮ ઇંચ માનીએ તો કુડવ ૨૭ ઘન ઇંચનું વાસણ ઠરે. કવિરાજો કુડવને ૮ પલ બરાબર ગણે ( કલકત્તાના કવિરાજોમા મુખ્યત્વે વપરાતા ભૈષજ્ય રત્નાવલિ નામના વૈદક ગ્રન્થ પલનોજ કુડવ કહ્યો છે, છતા અહી નગેન્દ્રનાથસીલ આઠનો શી રીતે કહે છે તે જાતું નથી ) અને ૧ પલ=૩૨૦ ગુંજા અને ૮૦ ગુંજાને આપણે ૨૧૦ ગ્રેન બ ગણીએ છીએ. એટલે ૨૭ ઘન ઇંચના વાસણમા ૬૭૨૦ ગ્રેન પાણી રહેવુ જોઇએ લગભગ બરાબર છે કારણ કે ૩૦ ડીગ્રીએ ૧-૩ ટકા ઓછા છે. "

આ વિષયના ઉપસંહારમા મારે થોડુજ કહેવાનું છે. પ્રાચીન તોલ માપનો ઉ સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ જ સામાન્ય જન સમાજ માટે તો છે. પણ વૈદ્યો પ્રાચીન પરિભાષાથી જ વૈદક વ્યવહાર કરે છે. આ જમાનામા ધંધો કરનારા વૈદ્યોએ પો તોલ માપમા ચોકસાઇ તથા એક સરખાપણું લાવવાં જોઇએ. આખા ભારતવર્ષમા વૈદના એકજ ગ્રન્થો ઉપર વૈદુ થાય છે તો પછી તોલ માપમા પણ આખા હિન્દુસ્થ એક સરખાપણુ હોવુ જોઇએ આ વિષયમા મુખ્ય નિર્ણય એ બાબતનોજ કરવાનો

૧ ગુંજા કેટલા ગ્રેનની ગણવી ? અને કેટલી ગુંજાનો કર્ષ ગણવો ?

મારી સૂચના—૧⅞ ગ્રેનની ૧ ગુંજા અને ૯૬ ગુંજા અથવા ૧૮૦ ગ્રેનનો એ ગણવાથી ચાલુ વ્યવહાર સાથે એકતા થશે.

(૨) માપમા કુડવનું ૩ ઇંચ વ્યાસનું તથા ૩ ઇંચ ઉંડુ માપ તૈયાર ક અને એમા કેટલા તોલા પાણી તથા દાણા સમાય છે તે બધું જોયા પછી કુડવનું નક્કી ઠરાવી એને અનુસરી પ્રસ્થ વગેરે બધા માપો કરાવવાં અને તે પ્રચારમા આણવ

વજન અને માપ આખા હિંદુસ્થાનના વૈદ્યોએ એક સરખા વાપરવાં.

આ સૂચનાઓ વૈદ્ય સંમેલન આગળ કરવા યોગ્ય છે એ હું જાણું છુ અને ધારૂ છુ પણ ઐતિહાસિક શોધ ખોળના અંગ તરીકે પ્રાચીન તોલ માપનો વિચાર સા પરિષદ પણ કરી શકે એમ ધારીને બંગીય સાહિત્ય સંમેલને એક વખત વિચાર કર્યો તેવો વિચાર કરીને આ ગુજરાતી સાહિત્ય પરિષદ માષ, કર્ષ વગેરે વજનો તથા પ્રસ્થ વગેરે માપો ન ઘસાય કે ન વધે એવી ધાતુનાં તૈયાર કરાવી પરિષદના કાયમના સંગ્રહનમા રાખે તો ઇતિહાસની એક મોટી સેવા થાય. છેક ૨૪૦૦ વર્ષ પ્હેલા તોલો ( ગ્રેનનો સુવર્ણ ) કેવડો વપરાતો તથા એ કાલ ક્રમે કેમ બદલાતો ગયો એ પ્રત્યક્ષ જાણ મળે. આ વિષય વૈદ્યો સાથે નિકટ સંબંધ રાખે છે, એટલે વૈદ્ય સંમેલન પણ આ પરિ આ કાર્યમા મદદ કરે તો કાઇ મુશ્કેલ નથી.

श्री

# नागरोत्पत्ति.

## ( પૂર્વાર્દ્ધ. )

### ૧ ઐતિહાસિક અન્વેષણની આવશ્યકતા.

૧ આખા હિંદુસ્થાનમા સઘળા પ્રકારના નાગર બ્રાહ્મણોની જ્ઞાતિની[1] વસ્તિની સંખ્યા લગભગ પીસ્તાળીશ હજાર જેટલી અતિ સ્વલ્પ હોવા છતા, તે જ્ઞાતિએ જેમ ગુજરાતિ ભાષાના વાઙ્‌મયની સમૃદ્ધિની વૃદ્ધિ કરવામા ઘણો અગત્યનો ભાગ લીધો છે, તેમ ગુજરાત અને કાઠિયાવાડના ઇતિહાસનું નિરૂપણ કરવામા તેથી પણ વિશેષ અગત્યનો ભાગ બજાવ્યો છે. નાગરોએ માત્ર ગુજરાતિ ભાષામા ગ્રંથો રચીને તેની શ્રીવૃદ્ધિ કરી છે, એટલુંજ નહિ પણ હિંદી, ફારસી અને સંસ્કૃતમા પણ બહુ ઉપયોગી અને ઉપકારક ગ્રંથો રચ્યા છે. તેજ પ્રમાણે નાગર રાજવીરો અને રણવીરોએ ગુજરાત–કાઠિયાવાડના પ્રદેશો ઉપરાત કચ્છ, રજપુતાનાના હિંદુ રાજાઓ તથા મુસલમાન બાદશાહો અને અંગ્રેજસરકારની સેવા કરી રાજકાર્યદક્ષતામાં તેમજ રણસંગ્રામમા પોતાનો અદ્દભુત પ્રતાપ દર્શાવ્યો છે. તેવી જ્ઞાતિનો શૃંખલાબદ્ધ ઇતિહાસ લખવામા આવ્યો હોય તો તે અખિલ હિંદુસમાજને ઓછો ઉપકારક થઇ પડે નહિ યદ્યપિ (૧) સ્કંદપુરાણાન્તર્ગત નાગરખંડ, (૨) શાલાખંડ, (૩) કવિ વલ્લભકૃત નાગરોત્પત્તિ, (૪) ભક્તકવિ નૃસિંહમેહેતાના પુત્ર શામલદાસનો વિવાહ, ( ૫ ) કવિ દલપતરામકૃત જ્ઞાતિનિબંધ, ( ૬ ) નાગર–ઉદય નામના માસિક પત્રમા પ્રસિદ્ધ થયેલ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ કૃત નાગર સંકીર્તન, (૭) નર્મગદ્ય, (૮) એક નાગર લિખિત નાગર નામનુ પુસ્તક, ( ૯ ) પંડિત ગગાશંકર પચોલીકૃત નાગરોત્પત્તિ (હિંદી), તથા ( ૧૦ ) નાગરત્રિમાસિકમા પ્રથમ અંકથી આજ દિવસ સુધીના અંકોમા વલ્લભજી આચાર્ય અને વ્હોરા જટાશંકર હરજીવનાદિ જુદા જુદા લેખકોથી લખાયેલા નાગર અને વડનગરોત્પત્તિ વગેરેના લેખોમા નાગરજ્ઞાતિની ઉત્પત્તિ અને તેના છુટા છુટા ઇતિહાસ સંબંધી લખવામા આવેલ છે;[2] પરતુ મૂળ ઉત્પત્તિ અને તે પછી પડેલા

---

૧ Census of India 1901 Vol IX P. I મા નાગરબ્રાહ્મણોની ઉપજ્ઞાતિઓ નીચે પ્રમાણે આપેલ છે —

| મુખ્ય ઉપજ્ઞાતિ | પેટા ઉપજ્ઞાતિ. | પેટા ઉપજ્ઞાતિ | બહિષ્કૃત જ્ઞાતિ. |
|---|---|---|---|
| ૧ વડનગરા | સિહુક. | હુંગરપરા | બારડ. |
| ૨ વિશનગરા | વિશનગરા અમદાવાદી | ૦ | બારડ. |
| ૩ પ્રશ્નોરા | ૦ | ૦ | બારડ |
| ૪ સાઠોદરા | ૦ | ૦ | બારડ. |
| ૫ કૃષ્ણોરા | કૃષ્ણોરા અમદાવાદી | ૦ | બારડ |
| ૬ ચિત્રોડા | ૦ | ૦ | બારડ. |
| ૭ બારડ | ૦ | ૦ | ૦ |

૨ ઉપર લખેલા ગ્રંથો અને પત્રો ઉપરાત Indian Antiquary Vol. XL જાન્યુઆરી ઈ સ. ૧૯૧૧ મા પ્રસિદ્ધ થયેલ દેવદત્ત ભાંડારકરનો Foreign Elements in the Hindu Population નામનો લેખ, નગેન્દ્રનાથ વસુએ Journal of the Asiatic Society of Bengal પુ. ૬૫

વિભાગો વગેરે બાબતોમાં એટલી બધી ભિન્નતા અને પરસ્પર વિરોધ જોવામાં આવે છે કે નિષ્પક્ષપાત વિવેચક તે સઘળી હકીકતો સ્વીકારી શકે નહિ. તેનું કારણ એમ જણાય છે કે-કોઈ પણ લેખકે વિવેચનદૃષ્ટિથી ઐતિહાસિક વૃત્તાંતનું અન્વેષણ કરવાનો અને પ્રાપ્ત હકીકતોનો વિવેચનદૃષ્ટિથી ઉહાપોહ કરવાનો પરિશ્રમ લીધેલો જણાતો નથી. પૂર્વકાળથી જે જ્ઞાતિએ વિદ્વત્તા અને બુદ્ધિમત્તા દર્શાવી છે, તે જ્ઞાતિના વંશજો પાસે એવા ઐતિહાસિક સાધનો ન હોય, તે માની શકાય તેમ નથી. પાટણના ઈશ્વરદાસ નામના એક નાગર મુત્સદીએ ફારસી ભાષામા ઔરંગજેબના રાજ્યનો ઇતિહાસ લખ્યો હતો. તે પુસ્તકની માત્ર એક જ હસ્તલિખિત પ્રત બંગાળાના પ્રખ્યાત ઐતિહાસિક વિદ્વાન્ જદુનાથ સરકારને ઇંગ્લાંડના બ્રિટિશ મ્યુઝીયમમાથી પ્રાપ્ત થઇ હતી. ઔરંગજેબનો ઇતિહાસ લખવામા તેઓએ તે પુસ્તક ઉપર વિશેષ આધાર રાખ્યો છે.[૩] એવા અનેક જુના પુસ્તકો તથા જુના લેખો ગુજરાત અને કાઠિયાવાડના મુખ્ય મુખ્ય નગરો અને ગામોમા વસતી નાગરજ્ઞાતિના ગૃહસ્થોના ઘરમા ન હોય તો બની શકે તેવુ નથી. નાગરોએ પોતેજ રચેલા અનેક પુસ્તકો હજુ પ્રસિદ્ધિમા આવ્યાજ નથી. તેવાં સઘળા સાધનોની ધીરજ અને ખંત તથા શોધ કરવામા આવે તો પારસીઓના જેવો વિશ્વસનીય અને ઉપયોગી ઇતિહાસ લખી શકાય તેમ છે. આ પ્રસંગે તો માત્ર પ્રાપ્ત પુસ્તકો અને પ્રાપ્ત હકીકતો ઉપરથી પરસ્પર વિરોધોનો પરિહાર કરતાં વિશ્વસનીય હકીકતોની એકવાક્યતા કરીને માત્ર ભવિષ્યના અન્વેષકોને માર્ગદર્શક થઇ પડે, તેટલાજ હેતુથી તેવી સઘળી હકીકતોનો માત્ર ઉહાપોહ કરવામા આવ્યો છે. તે કરતા આ લેખમા ઉપજાવેલા અનુમાનોની વિશેષ કિમ્મત આંકવાની લેખકની લેશ માત્ર પણ ઇચ્છા નથી, એમ આરંભમાજ કહી દેવાનું યોગ્ય જણાય છે.

## ૨ નાગરોત્પત્તિ માટે વિદ્વાનોના અભિપ્રાયો તથા દંતકથાઓ.

નાગરજ્ઞાતિની ઉત્પત્તિ માટે જેમ વિદ્વાનોના અભિપ્રાયો જુદા જુદા છે, તેમ તેને લગતી દંતકથાઓ પણ જુદી જુદી છે.

૧. માનવતત્વવિદ્યા (Anthropology) નુસાર શારીરિક (Somatic) અને આવયવિક (Morphological) લક્ષણો ઉપરથી નાગરો શક અને દ્રાવિડ જાતિઓની સંકર જાતિના છે, એમ સર. હર્બર્ટ રીઝલીનો અભિપ્રાય છે.

૨ પ્રત્નતત્વવિદ્ દેવદત્ત ભાંડારકરની માન્યતા પ્રમાણે નાગરજ્ઞાતિમા મૈત્રક જાતિનું પ્રાધાન્ય હોઇને ગુર્જર જાતિનું તેમા સાંકર્ય છે.

૩ શાલાખંડને આધારે પ્રેમાનંદસુત કવિ વલ્લભે નાગરોત્પત્તિ નામના કાવ્યમા કહ્યું

---

ઇ સ. ૧૮૯૬ના ભાગ. ૧૯માં 'નાગરી લિપિની ઉત્પત્તિ' નામનો લેખ લખ્યો છે તે, તેમજ તેઓએ રચેલા બંગાળી વિશ્વકોષમા પણ તેજ નામનો લેખ અને નાગર અને વડનગર નામના લેખો, મુંબઈ ગેઝીટયર, ગુજરાતસર્વસંગ્રહ, કવિ છોટમકૃત નાગરપ્રશસ્તિ, ભાવનગરના પ્રશ્નોરા કવિ જગન્નાથ કૃત નાગરમહોદય, સાક્ષરવર્ય મણિલાલ નભુભાઈ દ્વિવેદીકૃત ગુજરાતના બ્રાહ્મણો, સોમેશ્વરકૃત સુરથોત્સવ, લક્ષ્મીધરકૃત વિરુદ્ધવિધ્વંસવિધિ, કવિ હરસિદ્ધકૃત નાગરપ્રશસ્તિ, Wilsonકૃત Castes, ફાર્બસકૃત રાસમાળા, ટોડ રાજસ્થાન, યુદ્ધવીર અમરજી દીવાન, અનંતજી દીવાન, સુજ્ઞગોકુળજી ઝાલા તથા વેદાન્ત, ગૌરીશંકર ઉદયશંકર, સામળદાસ પરમાનંદદાસ, મણિશંકર કીકાણી, ભોળાનાથ સારાભાઇ વગેરે નાગર ગૃહસ્થોના જીવનચરિત્રો તથા દિવાન રણછોડજીકૃત સોરઠની તવારિખાદિ પુસ્તકોમાથી પણ નાગરજ્ઞાતિના ઇતિહાસ સંબંધી હકીકતો મળી શકે છે.

૩ Modern Review August 1915

છે કે-શિવજીએ પોતાના કપાળમાં ચોઢેલા અક્ષતોમાંના ૧૮ દાણામાંથી ૧૮ બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા. તેમાંથી ૧૨ બ્રાહ્મણોને દેવકન્યાઓ સાથે પરણાવ્યા, તેઓ સઘળા હાટકેશ્વરક્ષેત્રમાં આવીને વસ્યા; તેમાથી ૭૨ ગોત્રોના બ્રાહ્મણો થયા; તેઓના વંશજો નાગરો કહેવાયા.

બોમ્બે ગેઝીટીયરમાં[૪] આ કથા ત્રણ પ્રકારે આપેલી છે. એક કથામાં તો શિવજીએ અક્ષતના દાણાઓમાંથી ઉત્પન્ન કરેલા નાગરોને નાગલોકોથી અબાધિત રાખવાને માટે નગર નામનો મંત્ર આપ્યો હતો, એમ પણ કહ્યું છે.

૪ તે સિવાય તે જ પુસ્તકમાં એક નાગપુરૂષ વડનગરના બ્રાહ્મણની કન્યાને પરણ્યો, અને તેના વંશજો નાગરો કહેવાયા, એવી પણ એક દંતકથાનો ઉલ્લેખ કર્યો છે.

૫ તદુપરાંત, બંગાળી પ્રત્નતત્ત્વવિદ્ રમાપ્રસાદ ચંદે ઇંડોઆર્યનજાતિ એ નામના પુસ્તકમાં નાગરો પામીર અને તકેલમકન નામના મરૂપ્રદેશમાં પ્રાચીનકાળમાં વસતી Homo Alpinus હોમો આલ્પાઇન જાતિના છે, એમ સ્થાપિત કર્યું છે.

### ૩ ઉપર્યુક્ત અભિપ્રાયો તથા દંતકથાઓની અસમીચીનતા.

**(૧) સર હર્બર્ટ રીઝલીના અભિપ્રાયની અવિશ્વસનીતા.**-પૃથ્વી ઉપર વસતા અખિલ માનવવર્ગના શારીરિક અને આવયવિક લક્ષણોના તારતમ્ય ઉપરથી જુદા જુદા દેશોમાં વસતી મનુષ્યજાતિઓનું વર્ગીકરણ કરવાનું કાર્ય યુરોપમાં છેક ઇ. સ. ના ૧૮ મા સૈકાના છેવટના ભાગમાં જર્મન પંડિત બ્લુમનબેક ( Blumanbach ) થી પદ્ધતિપૂર્વક શરૂ કરવામાં આવ્યું હતું[૫] પરંતુ ફ્રેંચ પંડિત ટોપીનાર્ડ ( Topinard ) માનવાઙ્ગપરિમિતિ ( Anthropometry ) માં જે કંઇ અપૂર્ણતા હતી, તે સુધારીને વિશ્વસનીય પરિણામ આવે તેવા નિયમો સ્થાપ્યા ( ઇ. સ. ૧૮૭૬ ). ઇ. સ. ૧૮૮૬ માં હિંદુસ્થાનની સરકારે પ્રથમ તે નિયમોને અનુસરીને બંગાળા ઇલાકામાં જુદી જુદી જાતિઓના મનુષ્યોના અવયવોના માપો લેવરાવવાનું કાર્ય શરૂ કર્યું હતું. તે સમયથી આરંભીને ઇ. સ. ૧૯૦૫ સુધીમાં રીઝલી, ચાર્લ્સ, થર્સ્ટન, હોલેન્ડ, કે. બી. સમન્ત અને બી. એ. ગુપ્તે વગેરે સરકારી અધિકારીઓએ જુદા જુદા પ્રદેશોની હિંદુજાતિઓના મનુષ્યોના માપો લઇ, તેના પરિણામો પ્રસિદ્ધ કર્યા હતા. તે સર્વનું પરિણામ ઇ સ. ૧૯૦૧ ની સાલના વસ્તિપત્રકના રિપોર્ટ સાથે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ત્યાર પછી સર. હર્બર્ટ રીઝલીએ ઇ. સ. ૧૯૦૮ માં હિંદુસ્થાનની જાતિઓ ( People of India ) નામનું પુસ્તક પ્રકટ કર્યું છે. ઉપર્યુક્ત શારીરિક અને આવયવિક માપોની વિગત ઈંગ્લાંડ, ફ્રાંસ અને જર્મનીના માનવતત્ત્વવિદ્યામાં કુશલતા ધરાવનારા વિદ્વાનો પાસે મુકવામાં આવી હતી. તેઓના અભિપ્રાય પ્રમાણે હિંદુસ્થાન, અફગાનીસ્થાન અને બ્રહ્મદેશમાં વસતી પ્રજાઓના આર્ય, દ્રાવિડ, અને મુગલ-એવા ત્રણ વર્ગો પાડવામાં આવ્યા હતા.[૭] પાછળથી તે ત્રણ વર્ગોનું ઘણી જાતિઓમાં સાંકર્ય જણાતા સાત વર્ગો પાડવામાં આવ્યા છે.[૮]

૪ Vol IX P I

૫ History of Anthropology by A C. Hadden P 25

૬ તેજ પૃ ૩૭

૭ Indian Empire Vol. I ( New ed ) P. 286

૮ People of India by Sir H. Risley ( 2nd ed ) P 33-34

એ સાત વર્ગો અથવા જાતિઓ નીચે પ્રમાણે છે.

૧ તુર્ક-ઈરાની જાતિ–તુર્ક અને ઇરાની જાતિઓની સંકરજાતિમાં બલુચો, બ્રાહુઇ, અફ્ગાનીસ્થાનની સરહદના બલુચો તથા પઠાણ જાતિઓનો સમાવેશ કરવામા આવ્યો છે.

૨ હિંદ-આર્ય અથવા શુદ્ધ આર્ય જાતિ–પંજાબ, રજપુતાના તથા કાશ્મીરના રજપુતો, ખત્રીઓ અને જાટોનો તેમા સમાવેશ કરવામા આવ્યો છે.

૩ શક-દ્રાવિડ જાતિ—શક અને દ્રાવિડ જાતિઓની સંકર જાતિમા પશ્ચિમ હિંદુસ્થાનના મરેઠા, કણબી અને કુર્ગ જાતિનો સમાવેશ કરવામા આવ્યો છે.

૪ આર્ય-દ્રાવિડજાતિ—આર્ય અને દ્રાવિડ જાતિઓની સંકર જાતિમાં આગ્રા અને આઉદ જિલ્લાના લોકો, ઉત્તર હિંદુસ્થાનના ઉચ્ચજાતિઓના બ્રાહ્મણો તથા નિકૃષ્ટ જાતિના ચમારોનો સમાવેશ કરવામા આવ્યો છે

૫ મુગલ-દ્રાવિડજાતિ—દક્ષિણ બંગાળા અને ઓરીસાના લોકો જેમા બંગાળાના બ્રાહ્મણો, કાયસ્થો અને પૂર્વ બંગાળાના મુસલમાનોનો પણ સમાવેશ કરવામા આવ્યો છે, તે જાતિઓનો મુગલ અને દ્રાવિડ જાતિઓની સંકર જાતિમા સમાવેશ કરવામા આવ્યો છે.

૬ મુગલ—હિમાલય, નેપાળ, આશામ અને બ્રહ્મદેશના લોકોને મુગલ જાતિમા ગણવામા આવેલ છે.

૭ દ્રાવિડ—સીલોનથી ગંગા નદીના તીર સુધીના પ્રદેશમા છુટી છવાઇ પથરાઇ રહેલી કેટલીક જાતિઓ, આખો મદ્રાસ ઇલાકો, નીઝામ હૈદ્રાબાદનો પ્રદેશ, મધ્યપ્રાંત તથા મધ્ય-હિંદુસ્થાનમા વસતી જાતિઓનો દ્રાવિડ જાતિમા સમાવેશ કરેલો છે.

ઉપર્યુક્ત સાત જાતિઓમાથી નાગરોને શક-દ્રાવિડ જાતિમા મુકવામા આવેલ છે.

યદ્યપિ માનવતત્ત્વવિદોએ મનુષ્યવર્ગની ભિન્નભિન્ન જાતિઓનુ વર્ગીકરણ કરવામા શરીરનુ કદ, ત્વચાનો રંગ, માથાના વાળની આકૃતિ તથા રંગ, ચક્ષુની કીકીનો રંગ, મસ્તક, ચક્ષુગોલક, નાસિકા, મુખમુદ્રા, કપોલ, ઓષ્ઠ, હડપચી, હાથ, પગ, ઉદર વગેરે શરીરના સઘળા બહિરવયવો તેમ જ મેરૂદંડ, હૃદય વગેરે શરીરના અંતરવયવોની સરખામણી કરવાની આવશ્યકતા દર્શાવી છે, છતા હિંદુસ્થાનની જાતિઓનુ અન્વેષણ કરનારા વિદ્વાનોએ જાતિઓના વિભાગો પાડવામા મસ્તકમાનપ્રમાણ (Cephalic Index), નાસિકામાનપ્રમાણ (Nasal Index) અને ચક્ષુ ગોલકનાસિકામાનપ્રમાણ (orbito nasal Index) ઉપર સઘળો આધાર રાખ્યો છે. તેઓએ પોહોળુ માથુ, કંઇક ગૌર વર્ણ, મુખ ઉપર આછા વાળ, મધ્યમ કદ અને બહુ લાબુ નહિ તેમજ બહુ પોહોળુ નહિ તેવુ નાક, એવા શક-દ્રાવિડ જાતિના લક્ષણો આપ્યા છે,

મસ્તકમાનપ્રમાણ—માથાની પોહોળાઇ તથા લંબાઇના પ્રમાણના ટકા બેસાડતા $\frac{(\text{મા. પો} \times \text{૧૦૦})}{\text{મા લં}}$ ૮૦ ટકા અને તેઉપરાતની માથાની પોહોળાઇવાળા મનુષ્યોને વિશાલ મસ્તકવાન્, ૭૫ થી ૮૦ સુધી ટકાની પોહોળાઇવાળા મનુષ્યોને વિશાલ મસ્તકવાન્, અને ૭૫ થી ઓછા ટકાવાળા મનુષ્યોને ઉન્નત મસ્તકવાન્ ગણવામા આવેલ છે.

નાસિકામાન પ્રમાણ—નાકની લંબાઇ તથા પોહોળાઇના પ્રમાણના ટકા બેસાડતા $\frac{(\text{ના. પો} \times \text{૧૦૦})}{\text{ના. લં.}}$ ૭૦ ટકાની પોહોળાઇવાળા નાકવાળા મનુષ્યોને દીર્ઘનાસાવાન્, ૮૫

અને તેથી ઉપરાંતની પોહોળાઇવાળા નાકવાળા મનુષ્યોને ચિપિટ નાસાવાન્, તથા ૭૦ થી ૭૫ ટકાની પોહોળાઇવાળા નાકવાળાં મનુષ્યોને મધ્યમ નાસાવાન્ ગણવામા આવ્યા છે.

ચક્ષુગોલક–નાસિકા માન પ્રમાણ–ચક્ષુગોલકની સપાટી કરતા નાસિકાના મૂળનો ભાગ ઉન્નત છે કે નહિ તે જાણવાને માટે એવી રીતિ શોધી કાઢવામા આવી છે કે–ચક્ષુગોલકો એટલે બન્ને ભ્રમર ઉપરના ઉચ્ચતમ બિંદુઓથી નાસિકાના મૂળ ઉપરના નિમ્નતમ બિંદુ સુધી લીટિઓ દોરતા જે ત્રિકોણ બને, તે ત્રિકોણનો પાયો એટલે બે ભ્રમરસ્થ બિંદુઓ વચ્ચે દોરેલી લીટી લબાઇ ગણાય છે, અને ત્રિકોણની બન્ને બાજુઓનો સરવાળો પહોળાઇ ગણાય છે. તે પોહોળાઇ અને લંબાઇના પ્રમાણના ટકા બેસાડતા $\frac{(\text{ચ. ગો. ના. પો.} \times \text{૧૦૦})}{\text{ચ ગો લ.}}$ ૧૧૦ ટકા અને તે ઉપરાતની ઉંચાઇવાળા નાકવાળા મનુષ્યોને ઉન્નત નાસાવાન્, ૧૦૭ થી ૧૧૦ ટકાની ઉંચાઇવાળા નાકવાળા મનુષ્યોને મધ્યમ નાસાવાન્ અને ૧૦૭ થી નીચેની ઉંચાઇવાળા નાકવાળા મનુષ્યોને નિમ્નનાસાવાન્ ગણવામા આવે છે ૯

ઉપર કહેલી રીતિ પ્રમાણે સર હર્બટ રીઝલીએ અમદાવાદના ૧૦૦ નાગરપુરૂષોના મસ્તક, નાસિકા, ચક્ષુગોલકનાસિકા તથા શરીરના કદના માપો લીધા છે. તે મુજબ તેઓનુ સરાસરી મસ્તકપ્રમાણ ૭૯·૯ ટકા, સરાસરી નાસિકામાનપ્રમાણ ૭૩-૧ ટકા અને સરાસરી ચક્ષુગોલકનાસિકામાનપ્રમાણ ૧૧૬·૭ ટકા આવેલુ છે

સર. હર્બર્ટ રીઝલીની માન્યતા પ્રમાણે શકલોકો ચિપિટ મસ્તકવાન્ હતા, તેથી તેઓનું ઉન્નત મસ્તકવાન્ દ્રાવિડો સાથે સાંકર્ય થતા તેઓના વશજો ( આ પ્રસંગે નાગરો ) નુ મસ્તકમાનપ્રમાણ મધ્યમ વર્ગનુ આવેલુ છે. એ રીતે તેઓએ જાતિવિભાજક લક્ષણોમા મસ્તકમાનપ્રમાણને મુખ્ય ગણ્યું છે.

પરતુ ઇતર સઘળી વૈજ્ઞાનિક વિદ્યાઓ પ્રમાણે માનવતત્ત્વવિદ્યા પણ સંપૂર્ણતાને શિખરે પોહોચેલ નથી. માનવતત્ત્વવિદ્યાનો પાયો ક્રમવિકાસવાદ (Evolution Theory) ઉપર સ્થાપેલો છે. ક્રમવિકાસવાદમા યદ્યપિ વશાનુક્રમ ( Heredity ), અને પરિવર્તન (Variation)–એ બે નિયમો ઘણા અગત્યના ગણાય છે, છતા પરિસ્થિતિ (Environment) ઓછો અગત્યનો ભાગ ગણાતો નથી. જાતિવિભાજક લક્ષણોનો ફેરફાર માત્ર વશાનુક્રમના નિયમ ઉપર આધાર રાખે છે કે પરિસ્થિતિ ઉપર પણ તેનો આધાર રહેલો છે, તે વિષયમા માનવતત્ત્વવિદોમા બે અભિપ્રાયો છે, વિસમેન ( Wissman ) અને તેના અનુયાયીઓ વશાનુક્રમ ઉપર બહુ ભાર મુકે છે વિસમેનના અભિપ્રાય પ્રમાણે જે બીજતત્ત્વ ( Germ–plasm ) માંથી સતાનની ઉત્પતિ થાય છે, તે બીજતત્ત્વ પૂર્વજો માંથી પેઢી દર પેઢી અવિચ્છિન્ન ચાલ્યુ આવે છે. જન્મ થયા પછી કોઇ પણ મનુષ્યે પરિસ્થિતિથી પ્રાપ્ત કરેલ ગુણોની તે બીજતત્વ ઉપર અસર થતી નથી. તેની વિરૂદ્ધ, ઇંગ્લાડમા ઇ. સ. ૧૯૧૧ મા ભરાયેલી વિશ્વજાતિપરિષદ્ ( Universal Races Congress ) નો નિર્માતા સ્પિલર ( G. Spiller ) તો સ્પષ્ટ રીતે કહે છે કે:—

"કોઇ પણ અમુક જાતિમા જે શારીરિક અને માનસિક લક્ષણો જોવામા આવે છે, તે (૧) નિત્ય નથી; (૨) એટલુજ નહિ પણ તે લક્ષણોમા પરિસ્થિતિની અસરોથી ઘણે કાળે ફેરફાર થઇ શકે છે, (૩) તો પણ તે જાતિનુ ઇતર જાતિ સાથે વૈવાહિક સાંકર્ય ન થાય,

૯ People of India by Sir H Risby. (2nd ed.) P. 26–31

છતા કેળવણી, અંતઃકરણની ભાવનાઓ અને સામાન્ય પરિસ્થિતિથી તે જાતિનાં શારીરિક અને માનસિક લક્ષણોનો બીજી અથવા ત્રીજી પેઢીમા ફેરફાર થયા વિના રહેતો નથી."[૧૦]

એક વિદ્વાન્ તેથી પણ આગળ વધીને કહે છે કેઃ—

"અમુક જાતિ જે પ્રદેશમા વસતી હોય, તે પ્રદેશની કુદરતી રચના, તેના હવાપાણી શીતોષ્ણતા અને આહારવિહારાદિ સઘળી સામગ્રીઓથી તે જાતિના શારીરિક લક્ષણો નિર્મિત થાય છે. વસ્ત્રાચ્છાદનથી ત્વચાના વર્ણનો ફેરફાર થાય છે, તેમજ બેસવાઉઠવાની રીતિથી તથા હરવાફરવાની ટેવથી અસ્થિની રચનાનો ફેરફાર થાય છે, અને એ રીતે પરિસ્થિતિથી પ્રાપ્ત થયેલા લક્ષણો તેમજ પૂર્વજોથી ઉતરી આવેલા લક્ષણો—એ બન્ને પ્રકારના લક્ષણો એક પેઢીથી બીજી પેઢીની પ્રજામા વારસામા ઉતરી આવે છે."[૧૧]

આપણા પ્રાચીન ઋષિમુનિઓએ તે વિષે ઘણો વિચાર કર્યો છે. ચરક, ધન્વન્તરિ અને આત્રેય ઋષિઓએ બીજતત્ત્વ (જેને તેઓ શુક્રધરા કલા કહે છે તે) પૂર્વજોમાથી પેઢી દર પેઢી ઉતરી આવે છે, તે સ્વીકારેલું છે છતા તેઓનો સ્પષ્ટ અભિપ્રાય છે કે-પરિસ્થિતિથી તે બીજતત્ત્વ ઉપતપ્ત થઇને તેમા જે ફેરફાર થાય છે, તે ફેરફાર સંતતિના શારીરિક અને માનસિક લક્ષણોમા પણ પ્રકટ થાય છે. તેટલા જ માટે તેઓએ ગર્ભાધાન, પુંસવન અને સીમન્તોન્નયનાદિ સંસ્કારોની યોજના કરી છે, યથેચ્છ સંતતિ ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળા માતપિતાઓને અમુક પ્રકારના આહારવિહારોનો સ્વીકાર અથવા ત્યાગ કરવાની આજ્ઞા કરેલી છે.[૧૨]

જો તે પ્રમાણે ન હોય એટલે પરિસ્થિતિથી બીજતત્ત્વમા ફેરફાર થતો ન હોય તો પ્રોફેસર બોઆઝે ( Boas ) જુદા જુદા દેશોમાથી અમેરિકામા વસવા આવનાર મનુષ્યોના મસ્તકોના માપો લઇ જે પરિણામ દર્શાવ્યુ છે, તેનો ખુલાસો થઇ શકશે નહિ. તેઓએ કરેલા અન્વેષણ ઉપરથી જણાય છે કે—"યુરપના પૂર્વ ભાગમાં વસતા યાહુદીઓના મસ્તકો અમેરિકામા વસતા યાહુદીઓ કરતા વધારે ટુકા હોય છે, એટલુ જ નહિ પણ તેઓના ( અમેરિકાના યાહુદીઓના ) ત્રીજી પેઢીના સંતાનોમા તેથી પણ વિશેષ ફેર માલુમ પડ્યો છે. તેજ પ્રમાણે અમેરિકામા વસતી ઇતર યુરપીય પ્રજાઓમા તે સિવાય બીજા અનેક શારીરિક અને આવયવિક લક્ષણોમા ફેરફાર થયેલો જોવામા આવ્યો છે, અને તે ફેરફાર અમેરિકાની પ્રજાને જ મળતો આવે છે."

આ સઘળી હકીકતો ઉપરથી તેઓએ એવો સિદ્ધાન્ત સ્થાપિત કર્યો છે કે—"મસ્તકની રચનામા એવી ચીકાશ હોય છે કે તે ચીકાશના ગુણથી પરિસ્થિતિની અસર થતા તેમા ફેરફાર થઇ શકે છે.'[૧૩]

અર્થાત્ એકની એક જાતિના સ્થાનાન્તરનિવાસથી તેમજ આચારવિચારના પરિવર્તનથી તેની ભવિષ્યની પ્રજાના શારીરિક અને માનસિક લક્ષણોમા ઘણે અંશે પરિવર્તન

૧૦ Modern Review, August 1911, P 207

૧૧ Nelson's Encyclopaedia Vol 2 p 24

૧૨ Positive Back-ground of Hindu Sociology by Binoy Kumar Sarkar P 344-46

૧૩ Anthropology by R. R Marret, P, 75

થાય છે, એમ સુસ્થાપિત થયા છતાં, સર. હર્બર્ટ રીઝલીએ તે હકીકત બીલકુલ ધ્યાનમા લીધી નથી. પરિસ્થિતિથી શારીરિક લક્ષણોમા ફેરફાર થાય છે, તે સિવાય જાતિ વિભાજક લક્ષણો અને કારણોમા વિદ્વાનોનો બહુ મતભેદ છે. એ બાબતમાં ઇ. સ ૧૯૧૧ ના મે માસના મોડર્નરિવ્યુમા પ્રોફેસર હોમરશામ કોક્ષ ( Prof. Homersham Cox ) 'માનવાઙ્‌ગમાપમિતિ અને જાતિ ( Anthropometry and Race ) એ વિષય ઉપર એક ગવેષણાપૂર્વક મનનીય લેખ લખેલો છે. તેમા તેઓએ પાશ્ચાત્ય માનવતત્ત્વવેત્તાઓના અભિપ્રાયો ટાંકીને, સર હર્બર્ટ રીઝલીએ જે આધારે હિંદુસ્થાનની જાતિઓનું વર્ગીકરણ કર્યું છે, તેનું બહુયુક્તિપુરઃસર ખંડન કર્યું છે. પ્રથમ તો જાતિવિભાજક લક્ષણોમાજ જુદા જુદા વિદ્વાનોના જુદા જુદા અભિપ્રાયો છે. પ્રુનર બે ( Pruner Bey), બોરી ડ. સે. વેસા ( Bory de St. Vincent ) અને હેકેલ (Haeckel) માથાના વાળની આકૃતિ તથા રગને, કુવ્યે (Cuvier) અને સર વિલ્યમ ફ્લોવર (Sir William Flower) ત્વચાના વર્ણને, બ્રોકા ( Broca ) અને ટોપીનાર્ડ ( Topinard ) માથાના વાળની આકૃતિ તથા રગ, મસ્તકમાનપ્રમાણ તેમજ ત્વચાના વર્ણને તથા ઇસિડોર ઝોફરા [ Isidore Geoffroy ] માથાના વાળની આકૃતિ તથા રંગ, નાસિકા માન પ્રમાણ, ત્વચાનો વર્ણ, મસ્તકમાનપ્રમાણ તેમજ મુખમુદ્રાકૃતિને જાતિભેદ પાડવામા આવશ્યક લક્ષણો માને છે.[૧૪] માત્ર મસ્તકમાનપ્રમાણથીજ એક જાતિનો બીજી જાતિથી વિભાગ પાડવો, એવો અભિપ્રાય તો કોઇ પણ માનવતત્ત્વવેત્તાનો નથી. કોગો દેશના ઠીંગણા મનુષ્યો વિશાલમસ્તકવાન્ છે, દક્ષિણ આફ્રિકાના બુશમેનો ઉન્નતમસ્તકવાન્ છે; છતા તે બે જાતિયો એકજ જાતિની શાખાઓ છે, એમ માનવામાં આવે છે. અમેરિકાના ઇન્ડીયનોની એકજ જાતિ ગણવામા આવે છે, છતા તેના ઉપવિભાગોની મસ્તકાકૃતિ જુદી જુદી હોય છે.[૧૫] સ્કેન્ડીનેવીયનો અને ઇટાલીયનો જુદી જુદી જાતિના છતા તેઓ ઉન્નત મસ્તકવાન્ હોવાથી સર્જી ( Sergi ) તે બન્નેનો પોતાની મેડીટ્યુરેનીયન જાતિમા સમાવેશ કરે છે, ત્યારે કીન ( Kasne ) તેઓને જુદી જુદી જાતિઓના ગણે છે.[૧૬] વળી નિકટવર્તી જાતિઓમા જ્યારે ભિન્નતા જોવામા આવે છે, ત્યારે અત્યત દૂરસ્થ જાતિઓ પ્રાયશઃ મસ્તકાકૃતિમા તો સમાન જ હોય છે. ફ્રાસના હૉટવિયાન (Haute Vienne) પ્રાતના ફ્રેંચોની મસ્તકાકૃતિ નિકટવર્તી કોરેઝ ( Correze ) પ્રાતના ફ્રેંચો કરતા બગાળાના બ્રાહ્મણોને બહુ મળતી આવે છે. તેજ પ્રમાણે બગાળી બ્રાહ્મણોનું મસ્તકમાનપ્રમાણ અંગ્રેજો અને ચીનાઓ જેટલું હોય છે. પજાબી, આરબ, ઇસ્કીમો, સ્કેન્ડીનેવીયનો, નીગ્રો અને દક્ષિણ ઇટાલીયનો ભિન્ન ભિન્ન જાતિઓના છતા ઉન્નત મસ્તકવાન્ છે; તેમજ ઉત્તર ઇટાલીયનો, બ્રહ્મદેશવાસીઓ, ફ્રેંચો, કોરીયાના લોકો, જર્મનો અને ઉત્તર અમેરિકાના ઇન્ડીયનો ચિપિટ મસ્તકવાન્ છે.[૧૭] આ સર્વ હકીકતો ઉપરથી કઇ પણ સિદ્ધ થતું હોય તો એટલુંજ સિદ્ધ થાય છે કે—જાતિવિભાજક લક્ષણોમા મસ્તકમાન પ્રમાણ ઉપર આધાર રાખવો, તે કેવળ નિરર્થક છે, એટલુંજ નહિ પણ એક વિદ્વાન તેથી

---

૧૪ History of Authropalogy by A. C Hadden, P 92–94.

૧૫ Authropology by R R Marret P 81–82

૧૬ Moderu Review, May 1911, P 441

૧૭ The Study of Man by A C, Hadden, P. 147

પણ આગળ વધીને કહે છે કે—હરકોઇ જાતિવિભાજક લક્ષણ પ્રતારક માત્ર છે."[૧૮]

હિંદુસ્થાનની આર્ય, દ્રાવિડ અને મુગલ—એ ત્રણ મુખ્ય જાતિઓ પૈકી દ્રાવિડ જાતિ મૂળનિવાસી અને આર્ય તથા મુગલ હિંદુસ્થાનની બહારના વાયવ્ય તથા ઇશાન કોણના પ્રદેશોમાથી આવેલી માનવામા આવે છે. તેજ પ્રમાણે શક લોકોએ પણ ઇ સ. ના ૧લા સૈકાની આસપાસમા વાયવ્ય કોણના પ્રદેશમાથી હિંદુસ્થાનમા પ્રવેશ કર્યો છે, એમ સ્વીકારવામા આવ્યુ છે મુગલ સિવાય આર્ય, દ્રાવિડ અને શક જેવી પ્રાગૈતિહાસિક જાતિઓના શારીરિક લક્ષણો કેવા હતા, તે જાણવાને કઇ સાધન નથી મૂળ આર્યો ઉન્નત મસ્તકવાન્ હતા, એમ પેન્કા ( Penka ) કહે છે, ત્યારે સર્જી ( Sergi ) તેઓને ચિપિટ મસ્તકવાન્ ગણે છે.[૧૯] જર્મન વિદ્વાનો આર્યો ઉંચા કદના, ગૌરવર્ણના અને ઉન્નત મસ્તકવાન્ હતા, એમ કહે છે, ત્યારે ફ્રેંચ પંડિતો તેઓનો ( ચિપિટ મસ્તકવાન્ ) આલ્પાઇન જાતિમા સમાવેશ કરે છે.[૨૦] ઋગ્વેદની સંહિતામા હિદુસ્થાનના મૂળનિવાસી દસ્યુઓને અનાસ એટલે ચિપિટનાસાવાન્ કહેલ છે.[૨૧] વર્તમાન દ્રાવિડો પણ ચિપિટનાસાવાન્ છે. સામુદ્રિક શાસ્ત્રમા કેટલાક શારીરિક લક્ષણો પ્રશસ્ય અને કેટલાક નિંદ્ય કહેલા છે. પ્રશસ્ય લક્ષણો પ્રશસ્ય જાતિનાજ હોવા જોઇએ. તે પ્રમાણે ગણતા મસ્તકની ઉન્નતતા અને વિશાલતા એ બન્ને લક્ષણો આર્યજાતિના હતા, એમ સમજાય છે[૨૨] રાજાઓનું એટલે ક્ષત્રિયોનું મસ્તક છત્રાકાર તથા ગવાઢય એટલે વૈશ્યોનું મસ્તક પરિમંડલાકાર હતું; પરતુ ઘટાકાર અને ચિપિટ મસ્તક ઇતર નિકૃષ્ટ જાતિઓનું હતું, એમ સ્પષ્ટ સૂચન થાય છે[૨૩] તેજ પ્રમાણે નાસાની ઉન્નતતા અને દીર્ઘતા પણ પ્રશસ્ય માનવામા આવે છે,[૨૪] તેથી તે લક્ષણો પણ આર્યોનાજ હતા, એમ સ્વીકારવુ પડે છે. એ રીતે જોતા માત્ર ઉન્નત નહિ પરતુ વિશાલ મસ્તક પણ, તેમજ દીર્ઘ અને ઉન્નત નાસિકા—એ આર્યોના લક્ષણો હતાં. તેથી આર્યજાતિ પરિસ્થિતિના ભેદે ઉન્નત મસ્તકવાન્ અને વિશાલ મસ્તકવાન્ હતી, એમ પેન્કા અને સર્જી એ ઉભય વિદ્વાનોની માન્યતા સત્ય ઠરે છે. ઋગ્વેદના વચનાનુસાર દ્રાવિડ જાતિ માત્ર નાસિકાકૃતિથીજ આર્યોથી જુદી પડતી હતી. દીર્ઘ આર્યો અને ઉન્નત નાસાવાન્ હતા ત્યારે દ્રાવિડો ચિપિટનાસવાન્ હતા સર હર્બર્ટ રીઝલીએ નાગરોને વિશાલ મસ્તકવાન્ છતા પંજાબના ખત્રી તથા રજપુતો જેઓને તે આર્યો ગણે છે, તેઓના જેવાજ દીર્ઘ અને ઉન્નત નાસવાન્ કહેલા છે, તે રીતે જોતાં નાગરોને આર્યથી ઇતર જાતિમા ગણવાનું કંઇપણ કારણ નથી.

સર હર્બર્ટ રીઝલી, શક લોકો મોગોલીયા અને ચીનની સરહદ ઉપરના પ્રદેશમાથી

---

૧૮ Anthropology by R. R. Marret, P 82

૧૯ Indian Empire Vol I Chap VI (New ed) P 299.

૨૦ History of Anthropology by A C Hadden, P 146,

૨૧ ઋગ્વેદસંહિતા, મંડળ ૫ સૂક્ત ૨૯ મંત્ર ૧૦

૨૨ શબ્દકલ્પદ્રુમ, सामुद्रक શબ્દ

૨૩ छत्राकारैः शिरोभिस्तु नृपा निम्नशिरा धनी ।
चिपिटैश्च पितुर्मृत्यु गैवाढयाः परिमण्डलै ॥
घटमूर्द्धा पापरुचि र्धनाढ्यैः परिवर्जित ॥
શબ્દકલ્પદ્રુમ—મસ્તક શબ્દ

૨૪ શબ્દ કલ્પદ્રુમ, सामुद्रिकम् શબ્દ

આવ્યા હતા, તેથી તેઓ ચિપિટ મસ્તકવાન્ હતા, એમ કહે છે. પરંતુ અંત પર દર્શાવવામાં આવશે, તેમ તે લોકો તે પ્રદેશમાંથી આવ્યા ન હતા, પરંતુ તેઓ હાલના સૈબીરીયા, તાતાર, ક્રીમીયા, પોલાંડ, હંગરી, લીથુનીઆ, જર્મન ઉત્તર ભાગ, સ્વીડન અને નોર્વે વિગેરે પ્રદેશોમાં વસેલા હતા. તે પ્રદેશોની આધુનિક વસ્તિમાં ઉન્નત, વિશાળ અને ચિપિટ—એ ત્રણે પ્રકારના મસ્તકોની જાતિઓ વિદ્યમાન છે. ત્યારે હિંદુસ્થાનમાં આવેલા શક લોકોની મસ્તકાકૃતિ કેવી હતી, તે નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી

શક અને દ્રાવિડ જાતિઓના સાંકર્યથી ઉત્પન્ન થયેલી કોઈ પણ પ્રકારની જાતિ હાલમાં અસ્તિત્વ ધરાવે છે, તેવો સિદ્ધાન્ત સ્થાપિત કરતા પહેલા એક અતિ મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, તે એ છે કે-'અત્યંત દૂરસ્થ જાતિઓનું પરસ્પર વૈવાહિક સાંકર્ય થાય, તો તે સાંકર્યથી ઉત્પન્ન થયેલી, સંકરજાતિ ચિરકાળ સુધી ટકી શકે ખરી?' મેન્ડેલ (Mendel)ની પ્રક્રિયા પ્રમાણે બે પરસ્પર વિરૂદ્ધ લક્ષણોવાળા માતાપિતા (શક-દ્રાવિડના સંબંધમા ચિપિટ મસ્તકવાન્ પિતા અને ઉન્નત મસ્તકવાન્ માતા)ની જે સંકરપ્રજા થાય, તેમા બેમાંથી એક લક્ષણ આવિર્ભાવ પામે છે, પરંતુ તે બે લક્ષણના મધ્યમ લક્ષણવાળી (એટલે વિશાળ મસ્તકવાન્) સંતતિ ઉત્પન્ન થતી નથી. કદાચ થાય તો જે પ્રજા ઉત્પન્ન થાય, તેમાંથી એક ભાગ ચિપિટ મસ્તકવાન્, એક ભાગ ઉન્નત મસ્તકવાન્ અને એક ભાગ વિશાળ મસ્તકવાન્ થાય છે વાસ્તવિક રીતે તો માતાપિતાના વિરૂદ્ધ લક્ષણો સંકર પ્રજાના બીજ કોષો (Germ-cells)મા આવિચ્છિન્નપણે વહેચાઈ જવા જોઈએ.[૨૫] પરંતુ જ્યા તેમ ન બને અને તેમાંથી મધ્યમ લક્ષણોત્પાદક બીજ કોષો ઉત્પન્ન થવા પામે તો પરિણામે તે સંકર પ્રજાની વંશવેલ વૃદ્ધિ પામી શકતી નથી.[૨૬] અત્યંત દૂરસ્થ જાતિઓના વંશવિસ્તારમા તો તદુપરાંત ઇતર અનેક બાધાઓ ઉપસ્થિત થાય છે. કેવળ વિરૂદ્ધ હવા પાણીવાળા પ્રદેશમા કોઇ પણ જાતિ ચિરકાળ સુધી ટકી શકતી નથી, એટલુંજ નહિ પણ વિજીત પ્રજા સ્વભૂમિના જે વ્યાધિઓમાથી મુક્ત રહી શકે છે, તે વ્યાધિઓ દૂર પ્રદેશવાસી વિજેતાઓને સંહારક થઇ પડે છે. કદાચ વિજેતાઓ વિજીત પ્રજાની સાથે વૈવાહિક સંબંધથી જોડાય નહિ, તો પણ વિરૂદ્ધ હવા પાણીવાળા પ્રદેશમા તો તેઓનો સમૂળ નાશ જ થાય છે. વળી પ્રોફેસર રિજ્જવે (Prof. Ridgeway) કહે છે, તેમ વિજેતાઓ વિપુલ સમૃદ્ધિના યોગે વિષયોનો અતિ સંભોગ કરવાથી તેમજ મધ્યમ અને નિકૃષ્ટ વર્ગના મનુષ્યોની જેમ જાતમહેનત નહિ કરી શકવાને લીધે તેઓનો નાશ થાય છે.[૨૭] શક લોકો પશ્ચિમ હિંદુસ્થાનમા વિજેતા રૂપે જ આવ્યા હતા. તે સમયે તે પ્રદેશમા માત્ર દ્રાવિડ જાતિજ વસતી હતી, એમ કહેવુ તે ઐતિહાસિક પ્રમાણોથી કેવળ વિરૂદ્ધ જ છે. મહાભારતના કાળમા યાદવોએ ત્યા મોટુ રાજ્ય સ્થાપ્યુ હતું ગુજરાત અને કાઠિયાવાડમા તે કાળથી અનેક તીર્થો નિર્માયા હતા છતા ઉત્તર હિંદુસ્થાનના આર્યોએ આવીને ત્યા નિવાસ ન કર્યો હોય, તે કેવળ અસંભવિત જ છે. જ્યારે એમ છે, ત્યારે પશ્ચિમ હિંદુસ્થાનમા જેમ શક-દ્રાવિડ જાતિ જોવામા આવે છે, તેમજ આર્ય, શક-આર્ય અને આર્ય-દ્રાવિડ જાતિઓ કેમ જોવામા આવતી નથી, તે સમજી શકાતું નથી. શક લોકોની પૂર્વે ગુજરાત અને

૨૫ Bateson 'Mendelism' p p 50–54

૨૬ Doncaster 'Heredity', P 109

૨૭ Modern Review, May 1911, P 451–52

કાઠિયાવાડમા યુનાનીઓ, પાર્થીયનો અને બાકટ્રીયનો પણ વિજેતા તરીકે આવીને વસ્યા હતા.[૨૮] છતા તે જાતિઓનું મૂળનિવાસીઓ સાથે સાકર્યરૂપે પણ કંઇ ચિન્હ જોવામાં આવ્યું નથી, તેનું શુ કારણ છે? કદાચ કેટલાક જીવનવિદ્યાવિદો ( Biologists ) માને છે, તેમ સંકર જાતિનો વંશવિસ્તાર થઇ શકતો હોય, તો પણ શુદ્ધ જાતિઓથી સંકર પ્રજા શારીરિક અને માનસિક શક્તિમા કેવળ ઉતરતી જ હોય છે.[૨૯] આપણા શાસ્ત્રોમા તો જાતિસંકરો અથવા વર્ણસંકરોને વર્ણસંસ્થામા બહુ નિકૃષ્ટસ્થાન આપ્યુ છે. મનુ કહે છે કે– તેવા વર્ણસ કરોથી જે પ્રજા થાય છે, તે ઘણી દુષ્ટ અને નીચ જાતિની થાય છે, અને તેવા વર્ણદૂષકોથી રાષ્ટ્રનો નાશ થાય છે. ફલિતાર્થ એજ છે કે–માનવાકૃ‌ૢપરિમિતિથી ઉપજાવેલ શક–દ્રાવિડજાતિની માન્યતા કેવળ અશક્ય અને અસંભવિત હોવાના પ્રબળ કારણો વિદ્યમાનછે.

કદાચ એમ સ્વીકારીએ કે–માનવાકૃ‌ૢપરિમિતિ વિશ્વસનીય છે, તો પણ સર હર્બર્ટ રીઝલીએ માત્ર અમદાવાદમા વસતા ૧૦૦ પુરૂષોના અવયવોના માપો લઇને, તે ઉપરથી હિંદુસ્થાનના જુદા જુદા પ્રદેશોમા વસતી આખી નાગરજ્ઞાતિને સંકરજાતિ કહી છે, તે શી રીતે સ્વીકાર્ય થઇ શકે? સંયુક્ત પ્રાત જ્યા તેઓને ઘણે ભાગે આર્ય–દ્રાવિડ જાતિ જ જોયેલી છે, તે પ્રદેશમા, રજપૂતાના જ્યા આર્યજાતિનો મોટો ભાગ જણાઇ આવ્યો છે, તે પ્રદેશમા તેમજ બંગાળામા પણ નાગર જ્ઞાતિની વસ્તિ છે, તે સઘળા પ્રદેશોમા ગુજરાતમાથી જ નાગરો જઇને વસેલા છે ત્યારે તે પ્રદેશોની નાગર જ્ઞાતિના સારી સંખ્યાના મનુષ્યોના અવયવોના માપો લેતા એક સરખુ પરિણામ આવે તો તેઓએ ઉપજાવેલુ અનુમાન સિદ્ધ થયેલું કહેવાય. પરતુ દરેક પ્રદેશમા તે તે સ્થળની ઇતર જ્ઞાતિઓ સાથે નાગર જ્ઞાતિના શારીરિક લક્ષણો મળતા આવે તો પછી વ શાનુક્રમને કરતા પરિસ્થિતિની અસર બલવત્તર છે, એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી હિંદુઓમા સ્વજ્ઞાતિમા જ વિવાહ કરવાનો નિયમ છે[૩૦] એક જ્ઞાતિ એક જ સ્થળે વસેલી હોતી નથી. ત્યારે પ્રત્યેક જ્ઞાતિના એકજ પ્રદેશમા વસનારા મનુષ્યોના અવયવોના માપો લઇ, સમગ્ર જ્ઞાતિવ્યાપક અનુમાન બાધવુ, તે તર્કશાસ્ત્રવિરૂદ્ધ છે. વસ્તુત પ્રત્યેક જ્ઞાતિના જુદે જુદે સ્થળોએ વસતા મનુષ્યોના માપો લેવાની જરૂર છે તે માપો ઉપરથી જે પરિણામ આવે, તેની ઉપર વિશ્વાસ રાખી શકાય. વળી થોડી સખ્યાના માપો લેવાથી પણ મોટી ભુલ થવાનો સભવ છે.[૩૧] આચાર, વિચાર, વિહાર, આહાર, રેહેવાની રીતભાત અને નિવાસસ્થળની કુદરતી રચના તથા તેના હવા પાણીથી શારીરિક તેમજ માનસિક લક્ષણો ઉપર પ્રબળ અસર થાય છે, તે માનવાને પણ મજબૂત કારણો છે. રજપુતાનાના ચુહાણ, પ્રતિહાર, અને ગોહિલ રજપૂતોને માનવાકૃ‌ૢપરિમિતિને આધારે શુદ્ધ આર્યજાતિમા ગણવામા આવ્યા છે. પરતુ ચુહાણ અને પ્રતિહારની જાતિઓ જે પ્રદેશમાથી શક લોકો આવ્યા હતા, તેજ પ્રદેશમાથી આવેલી છે.[૩૨] ગોહિલો તો વડનગરના નાગરોના વ શજો છે, એમ પ્રત્નતત્ત્વવિદોએ નિર્વિવાદ સ્થાપિત કર્યું છે[૩૩] છતા નાગરના વ શજો

---

૨૮ Early History of India by Vineent Smith (2nd ed) P

૨૯ Anthropology by R R Marret, p. p 93–94

૩૦ મનુસ્મૃતિ અ. ૧૦ શ્લોક ૨૪ તથા ૬૧.

31 Modern Review, April 1911 P 367–68

૩૨ Indian Antiquary, January 1911, p p

33 Journal of the Bengal Asiatic Society 1909

ભેદે આર્યો હોય અને મૂળ જાતિના મનુષ્યો શક-દ્રાવિડ હોય, એમ માનવા કરતા આ ક્રૂપરિમિતિ જ ભ્રમાત્મક છે, એમ માનવું વધારે ઉચિત જણાય છે.

ઐતિહાસિક પ્રમાણોથી પણ નાગરજાતિમાં શક અને દ્રાવિડ જાતિઓનુ સાંકર્ય નુ સિદ્ધ થઈ શકતું નથી. નાગરોનુ મૂળ નિવાસસ્થાન હાલનુ વડનગર હતું, તે સત્ય ઈ. સ. ના ૧ લા સૈકામા ગુજરાતમા શક લોકોનુ રાજ્ય હતું, તે પણ સત્ય છે. પરતુ હર્બર્ટ રીઝલી કહે છે તેમ હીરોડોટસ જે સિથિયન લોકો વિષે કહે છે, તેઓ ચિપિટ-ક્વાન્ જાતિના પ્રદેશમાથી આવ્યા હતા, એમ સિદ્ધ થતું નથી.[34] પ્રથમ શક રાજા ાનના જમાઇ ઉષવદાતે અથવા ઋષભદત્તે બ્રાહ્મણોને ગામના ગામો દાનમા આપ્યાનુ લક્ષ લક્ષ બ્રહ્મભોજન કરાવ્યાનુ જાણવામા આવ્યુ છે.[35] તે ઉપરથી જો કઇ પણ થતું હોય તો એટલુ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે-શકલોકો બ્રાહ્મણધર્મ અથવા વૈદિક ા દઢ પક્ષપાતી હતા. બગાળાના સુપ્રસિદ્ધ તત્ત્વવિદ્ નગેન્દ્રનાથ વસુએ અનેક પુરાણો ા ઉલ્લેખો કરી સુસ્પષ્ટ સિદ્ધ કર્યું છે કે—ઇ. સ ના સૈકાની પહેલા ઘણા કાળ પૂર્વે બુદ્વીપ અને શાકદ્વીપ વચ્ચે જે પર્વત આવેલો હતો, તે મેરૂપર્વતથી ઓળખાતો હતો. મેરૂપર્વતની ઉત્તરે ક્ષીરસાગર સુધી શાકદ્વીપ વિસ્તરેલો હતો તે સ્થળે વસનારા લોકો દ્વીપી અથવા શક કહેવાતા હતા[36] ગ્રીક ઐતિહાસિકો ડાયોડોરસ (Dio-dorus) સ્ટ્રેબો (Strabo) એ શકલોકોના નિવાસસ્થાનનું વર્ણન કર્યું છે. તે ઉપરથી પામી-તુર્કસ્થાન સુધી લબાયેલી પર્વતમાલા પુરાણવર્ણિત મેરૂપર્વત હોય, એમ જણાય છે; શકલોકોના શાકદ્વીપમા તાતાર, સૈબિરિયા, ક્રીમિયા, પોલંડ, હગરી, લીથુનીયા, જર્મ-ા ઉત્તરભાગ, સ્વીડન, નોર્વે વગેરે પ્રદેશોનો સમાવેશ થાય છે.[37] મહાભારત, વિષ્ણુ ણ અને સાબપુરાણથી જણાય છે કે-આ શાકદ્વીપલોકોમા આર્યવર્તના જેવા ચાર ા હતા. તેઓ વૈદિક ધર્મ પાળતા હતા અને વર્ણસાંકર્ય થવા દેતા નહિ. તેઓનો ણવર્ગ મગસંજ્ઞાથી ઓળખાતો હતો[38] આ મગબ્રાહ્મણો સૂર્યમાથી ઉત્પન્ન થયાને લીધે પુત્ર કહેવાતા હતા. તેઓનું બીજુ નામ ભોજક પણ હતું. પ્રથમ તેઓ શાકદ્વીપમાંથી

---

૩૪ Epigraphia Indica Vol VIII, p 78-85

૩૫ Early History of India, by Vincent Smith (3rd ed) 1914.

૩૬ વગેરજાતીય ઇતિહાસ (બ્રાહ્મણકાડ, ભાગ ૨ અ શ ૪)મા મહાભારત, વિષ્ણુપુરાણ, ય, ગરૂડ, બ્રહ્માડ, શ્રીમદ્ભાગવત અને દેવી ભાગવતમાથી આપેલા ઉલ્લેખો. પૃ ૮-૯.

૩૭ તેજ, પૃ ૭

૩૮ जम्बुद्वीपात्परयस्माच्छाकद्वीपमिति स्मृतम् ॥
तत्र पुण्या जनपदाश्चातुर्वर्ण्यसमावृता ॥ ७३ ॥
मगाश्च समगाश्चैव मानसा मन्दगास्तथा ॥
मगा ब्राह्मणभूयिष्ठाः समगाः क्षत्रियास्तथा ॥ ७४ ॥
वैश्यास्तु मानसा ज्ञेयाः शूद्रास्तेषां तु मन्दगाः ॥
न तेषां संकरः कश्चिद्वार्माश्रमकृत. क्वचित् ॥ ७५ ॥
धर्मस्याव्यभिचारत्वादेकान्तसुखिनः प्रजाः ॥
तेभ्यो वेदास्तु चत्वारः सरहस्या मयोदिताः ॥ ७६ ॥

ચંદ્રભાગાને તીરે સાબપુરમા આવીને વસ્યા.[૩૯] બંગાળી પંડિત કૃષ્ણદાસમિશ્ર જે પોતાને મહાશક કહે છે, તેણે સસ્કૃત ભાષામા 'મગવ્યક્તિ' નામનો ગ્રંથ રચ્યો છે. તે ગ્રંથ ઉપરથી જણાય છે કે—આ સાબપુરમાથી તે બ્રાહ્મણો ક્રમે ક્રમે હિંદુસ્થાનમા ઉત્તરે હિમાલય, દક્ષિણે નિઝામરાજ્ય, પશ્ચિમે પઝાબ અને પૂર્વમાં બંગાળા તથા ઉત્કલ પ્રદેશો સુધી જઇને વસ્યા હતા.[૪૦] નાગર ખંડ ઉપરથી હવે પછી સિદ્ધ કરવામા આવશે તેમ નાગરો પ્રથમ કુરૂક્ષેત્રમાથી હાલ જ્યા વડનગર છે, ત્યા આવ્યા હતા. પરંતુ જ્યારે આ શકબ્રાહ્મણો સૂર્યોપાસક અને જ્યોતિર્વિદ્ હતા, ત્યારે નાગરોમા સૂર્યોપાસના તથા જ્યોતિર્વિદ્યાનો સ્પર્શ પણ હતો નહિ. (નાગર) ત્રિમાસિકના પુસ્તક ૯ અંક ૨–૩ મા પ્રાચીન નાગરગ્રથકારોની યાદી પ્રસિદ્ધ કરવામા આવી છે તે યાદીમા નાગરગ્રથકારો એ જે ગ્રથો રચેલા છે, તેઓના નામો આપવામા આવ્યા છે, તેમાં ઘણેભાગે વેદભાષ્યો, શ્રૌત તથા ગૃહ્યસૂત્રો ઉપરની ટીકાઓ અથવા તે તે વિષયના સ્વતત્ર ગ્રંથો, કાવ્યો અને કાવ્યોની ટીકાઓના ગ્રથો જોવામા આવે છે. એક પણ જ્યોતિષનો ગ્રથ તેમા જોવામા આવતો નથી, બ્રહ્મયામલમા તો સ્પષ્ટ કહ્યુ છે કે—ગુજરાતમા તે સમયમા જે શકબ્રાહ્મણો હતા, તેઓ જ્યોતિર્વિદો હતા.[૪૧] તેમજ વરાહમિહિરવિરચિત બૃહત્સહિતા ઉપરથી પણ જણાય છે કે—મગ બ્રાહ્મણો સૂર્યોપાસક હતા. પરંતુ શિવની ઉપાસના કરનારા તો શુદ્ધ આર્યબ્રાહ્મણો હતા.[૪૨] નાગરો શિવોપાસકજ હતા, અને હજુ પણ તેઓનો ઇષ્ટદેવ હાટકેશ્વરજ છે તેથી બૃહત્સહિતાના વચનાનુસાર, તેઓ આર્ય હોઇ શકે, પણ શકજાતિમા તેઓની ગણના કરવાનું કંઇપણ કારણ જણાતું નથી.

તેજ પ્રમાણે તેઓ દ્રાવિડ જાતિના હતા, એમ માનવાને પણ કંઇ પણ કારણ નથી. નાગરોનુ મૂળ નિવાસસ્થાન કુરૂક્ષેત્ર હતું સર હર્બર્ટ રીઝ્લીની માન્યતા પ્રમાણે આજે પણ કુરૂક્ષેત્રમા વસતી જાતિઓ શુદ્ધ આર્ય છે. ત્યારે ઇ. સ. ના ૧ લા સૈકામાં ત્યાના બ્રાહ્મણો શુદ્ધ આર્ય હોય, તેમા આશ્ચર્ય જેવુ નથી. મી સી વી વૈદ્યે 'વીરભારત' ( Epic India ) નામના પુસ્તકમા સુસ્થાપિત કર્યું છે કે—મહાભારત હાલમા જે સ્થિતિમા છે, તે સ્થિતિમા મોડામા મોડું ઇ સ પૂર્વે ૩૦૦ વર્ષો પહેલા રચાયુ હતું.[૪૩] મહા-

---

૩૯ ભવિષ્યપુરાણ, અ૦ ૧૪૦ પ્રસિદ્ધ ચીના પ્રવાસી હુયેનસગે આધુનિક મુલતાનને મૂલસાબપુર કહેલ છે મૂલસાબપુર ઉપરથી મૂલસાબ, અને તે ઉપરથી મુલતાન થયુ હોય એમ સ્પષ્ટ જણાય છે. बंगेरजातीय इतिहास भा. २ पृ ५०

૪૦ તેજ, પૃ ૬૭–૮૪

૪૧ शकद्वीपे च वेदाग्नि शाकद्वीपे च सिद्धतिः ॥
भूमध्ये ब्रह्मचारी च वैलक्षा द्वारकापुरे ॥

બ્રહ્મયામલ, અ ૧૪

બૃહદ્ધર્મપુરાણ ( ઉત્તરખંડ અ. ૧૩ શ્લો પર) મા લખ્યુ છે કે—બંગાળાની ગણક નામની જાતિનો મૂળ પુરૂષ ગણક ગરૂડે શાકદ્વીપમાથી લાવેલા દેવલ નામના બ્રાહ્મણનો અને વૈશ્ય સ્ત્રીનો પુત્ર હતો. આજે પણ તે ગણકબ્રાહ્મણો ગ્રહોના ઉપાસકો છે Indo Aryan Races by Ramprasad Chand P 160

૪૨ विष्णोर्भागवतान् मगांश्च सवितुः शंभोः सभस्मद्विजान् ॥

બૃહત્સંહિતા, અ ૬૦ શ્લો ૧૯.

૪૩ Epic India by C V Vaidya, p 28

ભારતમા જ્ઞાતિઓની જે રચના છે, તે હાલની રચનાથી થોડે જ અંશે જુદી પડે છે. અર્થાત્ અસવર્ણ વિવાહ તે જ સમયથી નિંદ્ય ગણાવા લાગ્યો હતો. ત્યારે જેઓની નસોમા ચિરકાળ પર્યંત શુદ્ધ આર્ય-રક્ત વહેતું હોય, તેવા મનુષ્યો પોતાનાથી રંગે, રૂપે અને સ્વભાવે કેવળ વિરૂદ્ધ મનુષ્યો સાથે લગ્નસંબંધ જોડે, તે કદિ પણ માની શકાય તેમ નથી. વળી નાગરખંડ જોતા એમ પણ જણાય છે કે-કુરૂક્ષેત્રમાથી વડનગરમાં આવેલા સઘળા બ્રાહ્મણો જુદા જુદા ગોત્રોના હતા, અને તેઓ સઘળા પોતાની સ્ત્રીઓને સાથે લાવ્યા હતા. તેવા પ્રસંગમા તેઓને પોતાની જાતિથી કેવળ વિરૂદ્ધ જાતિ સાથે લગ્નસંબંધ કરવાની આવશ્કતા પણ ન હતી યદ્યપિ ગુજરાતના અન્ય બ્રાહ્મણોની સાથે નાગરોને પણ પંચ દ્રાવિડમા ગણવામાં આવતા હોય, તોપણ ગોડબ્રાહ્મણ અને દ્રાવિડ બ્રાહ્મણનો ભેદ જાતિભેદ નથી, પણ સ્થળભેદ માત્ર છે. વિંધ્યાચળની ઉત્તરના પ્રદેશમા વસનારાઓને ગોડ અને દક્ષિણ પ્રદેશમા વસનારાઓને દ્રાવિડ કહેલા છે[૪૪] નાગરોનું મૂળનિવાસસ્થાન કદાચ વડનગર ગણીએ તોપણ વડનગર વિંધ્યાચળની ઉત્તરે આવેલ હોવાથી નાગરોને પંચગોડમાજ ગણી શકાય તેમ છે. શૌનકસ્મૃતિમા તો તેઓને શુદ્ધ આર્યજ કહેલા છે.[૪૫]

એ પ્રમાણે ઐતિહાસિક પ્રમાણો નાગરજ્ઞાતિના શક-દ્રાવિડ સાંકર્યની કલ્પનાથી કેવળ વિરૂદ્ધ જાય છે, એટલુંજ નહિ પણ પ્રત્યુત તેઓ શુદ્ધ આર્ય હોવાના અનુમાનને વિશેષ પુષ્ટિ આપે છે. ત્યારે હજુ જે વિદ્યા વિશ્વસનીય થવાની સ્થિતિમા આવી નથી, તે વિદ્યાના આધારે અપૂર્ણ સંખ્યાના શારીરિક માપો ઉપરથી કંઈપણ અનુમાન ઉપજાવવું તે કેવળ અયથાર્થ અને ભ્રાન્તિયુક્ત હોય, તે નિર્વિવાદ છે[૪૬]

---

૪૪ सारस्वता कान्यकुब्जा गौडमैथिलोत्कलाः ।
पञ्चगौडा इति ख्याता विन्ध्योत्तरवासिन ॥
कार्णाटाश्चैव तैलङ्गा गुर्जरा राष्ट्रनिवासिनः ।
आन्ध्राश्च द्राविडाः पञ्च विन्ध्यादक्षिणवासिन ॥

સ્કંદપુરાણ, ભૃગુભારતસંહિતા તથા શબ્દકલ્પદ્રુમ, ગોડ અને દ્રાવિડ શબ્દો

વળી જુઓ Like 'Aryan,' 'Dravadian,' originally a purely philtogical term, is wanting in precision when used in an ethnological sense. Encyclopaedea of Religion & Ethics Vol. V, p 1

૪૫ उदिच्या. कान्यकुब्जाश्च नागराश्चित्तपावनाः ।
गौतमीतीरवासाश्च इत्येत आर्यसंज्ञकाः ॥
आभीरा. कर्कटाश्चैव द्राविडा दाक्षिणास्तथा ।
अवन्तीतीरवासाश्च ब्राह्मणास्ते हि मध्यमा ॥
काञ्चीकौशलसौराष्ट्रा कावेरीतीरवासिन ।
तथा ये कौंकणोद्भूता नीचास्ते ब्राह्मणाः स्मृताः ॥

શૌનકસ્મૃતિ, વિશ્વેશ્વરસરસ્વતીવિરચિતયતિધર્મસંગ્રહ નામના ગ્રંથમા ઉદ્ધૃત, પૃ ૪૫ ( આનંદાશ્રમ સંસ્કરણ )

૪૬ Sergi, the eminent professor of anthropology at Rome says —

" A method which is only in appearance a method inevitably leads to errors and can produce no results, if the archaeologists have had no faith in anthropology, they have been justified " Modern Review, May 1911, p. 450.

**(૨) પ્રત્નતત્ત્વવિદ્ દેવદત્ત ભાંડારકરના મતનું ખંડન.**—ઇન્ડીયન એન્ટીક્વેરીના ઇ. સ. ૧૯૧૧ ના જાન્યુઆરી માસના અંકમા પ્રત્નતત્ત્વવિદ્ દેવદત્ત ભાડારકરે 'હિંદુઓમા વિદેશીય જાતિઓનુ તત્ત્વ' (Foreign Elements in the Hindu Population) એ નામનો લેખ લખ્યો છે તે લેખમા મૈત્રક જાતિ વિષે લખતા તેઓ નાગરજ્ઞાતિની ઉત્પત્તિ વિષે લખે છે કેઃ—

"કેવળ ધર્માગ્રહી દૃષ્ટિથી નિરીક્ષણ કરતા પણ વર્તમાન નાગરજ્ઞાતિમા બ્રાહ્મણ અને અબ્રાહ્મણ વર્ણોનું વિસ્મયકર સમિશ્રણ જણાય છે, તેઓનાં દેવ અને શર્મ–એ બે શર્મો ધર્મશાસ્ત્રાનુસાર બ્રાહ્મણવર્ણસૂચક છે, વર્મશર્મ ક્ષત્રિય વર્ણસૂચક, દત્ત અને ગુપ્ત વૈશ્યવર્ણ સૂચક અને દાસશર્મ શૂદ્રસૂચક છે એમ પણ અનુમાન કરી શકાય કે–નાગરજ્ઞાતિ આ ચારે વર્ણોની બનેલી છે. પરંતુ મને તો એ જ વાસ્તવિક લાગે છે કે આ સઘળા શર્મો ભિન્ન ભિન્ન શ્રેણીઓના નામો છે, અને તે સઘળી શ્રેણીઓ સાથે ગુજર જાતિનો સંસર્ગ હોઇને તે શ્રેણીઓનું નાગરજ્ઞાતિમા સાકર્ય થયુ છે.'

ઉપરનુ અનુમાન ઉપજાવવાને માટે તેઓ નીચે પ્રમાણે કારણો દર્શાવે છે.

૧ વલભી રાજાઓના તામ્રપત્રોમા તેઓએ પોતાને મૈત્રક જાતિના લખેલા છે; તેથી તેઓ મૈત્રક જાતિના હતા, એમ સિદ્ધ થાય છે. મૈત્રકો અને મિહિરો જે મર્સની જાતિ હતી, તે પર્યાયવાચી છે, બન્નેનો અર્થ સૂર્ય થાય છે. તેનો મૂળ પુરૂષ ભટાર્ક, તેનો પુત્ર ધરસેન અને તામ્રપત્રોમા વપરાયેલો શબ્દ દિવિરપતિ–એ ત્રણ શબ્દો હિંદુ શબ્દો નથી. તેથી તેઓ કોઇ વિદેશીય મૈત્રક જાતિના હતા, એમ સિદ્ધ થાય છે. ઇ. સ. ૫૦૦ ના અરસામા તેઓએ હુણોની સાથે હિંદુસ્થાનમા પ્રવેશ કર્યો હતો.[૪૭]

૨ વલભી રાજાઓના કેટલાક તામ્રપત્રોમા જે પ્રતિગ્રહિતા બ્રાહ્મણોના નામો જોવામા આવે છે, તે બ્રાહ્મણો આનંદપુર (હાલનું વડનગર) થી આવેલા હતા, અને તેઓના ગોત્રો બૈજવાપસ અને શાર્કરાક્ષ્યાદિ લખેલા છે તે ઉપરથી તે બ્રાહ્મણો નાગર હતા; એમ સિદ્ધ થાય છે. તે પ્રતિગ્રાહિતા નામોની સાથે મિત્ર, દત્ત, ઘોષ, ત્રાત–એ ઉપાધિઓ વાપરેલી છે. આ ઉપાધિઓ નાગરોના પ્રાચીન તેર શર્મો માંહેની છે, અને તે ઉપાધિઓ કુળસૂચક અથવા શ્રેણીસૂચક છે. તેમાની એક ઉપાધિ મિત્ર છે આફિદ, રોહીલખંડ અને ગોરખપુરમાથી મળી આવેલા શિક્કાઓ ઉપરના રાજાઓના નામોસાથે મિત્ર શબ્દ કોતરેલો જોવામા આવે છે. તે ઉપરથી તે રાજાઓ મિત્ર જાતિના હતા, એમ માનવામા આવ્યુ છે[૪૮]

નાગરો વિષે પ્રથમ હકીકત વલભીરાજાઓના તામ્રપત્રો ઉપરથી જ પ્રાપ્ત થાય છે, તેથી તેઓ વલભી રાજાઓની સાથેજ હિંદુસ્થાનમા આવ્યા અને મૈત્રક તથા મિત્ર એક જ જાતિ હતી, એમ અનુમાન થાય છે.

---

૪૭ ઉપર્યુક્ત લેખ સિવાય તેઓએ ઇ સ ૧૯૦૯ના Journal of the Bengal Asiatic Society નામના પત્રમા ગુહિલોત અને નાગરો વિષે લેખ લખ્યો છે તેમજ 'વસંત'પત્રના વિ. સં ૧૯૬૬ ના કાર્તક્ય માસના અંકમા મેવાડના રાણાઓ અને નાગરો વિષે એક લેખ પ્રસિદ્ધ થયો છે. એ લેખોમા વલભી રાજાઓ, નાગરો અને મેવાડના રાણાઓ એકજ જાતિના એટલે મૈત્રક જાતિના હતા, એમ સિધ્ધ કરવા પ્રયત્ન કર્યો છે

૪૮ Indian Coins by Rapson p 44 & 53 તથા Catalogue of Coins in the Indian Musium, Calcutta by V A Smith, p. 184

૩ નાગરજ્ઞાતિનો એક ત્રિભાગ પ્રશ્નોરા નાગરોનો છે. પ્રશ્નોરાઓ પોતાને અહિચ્છત્રા કહે છે. આ અહિચ્છત્ર ગામ હિમાલયની દક્ષિણે ચિનાબ અને સતલજ નદીઓની વચ્ચેના પ્રદેશમા આવ્યુ હતું તે બાજુએથી ચાહમાન ( ચુહાણ ), પ્રતિહાર ( પઢીયાર ), કદમ્બ અને સિદ જાતિઓ આવી છે. તે સઘળી જાતિઓ જેમ વિદેશીય છે, તેમ આ મિત્ર અથવા મૈત્રક જાતિ પણ વિદેશીય છે.

૪ કાયસ્થોમા મિત્ર અથવા મૈત્ર અવટંક છે; તેમજ શ્રીમાળી બ્રાહ્મણોમા પણ નાગર જ્ઞાતિના ૧૩ શર્મો પૈકીના ૯ શર્મો છે કાયસ્થો ઉત્તર ( કનોજ ) માથી બગાળામા આવેલા છે, તે ઉપરથી નાગરો, કાયસ્થો અને શ્રીમાળી બ્રાહ્મણો એક જ જાતિના છે.

૫ ગુજરાતની વાણીયાજ્ઞાતિમા નાગર નામની એક ઉપજ્ઞાતિ છે, બુલદશહરમા ગુજર-નાગર નામની એક જ્ઞાતિ છે. તે ઉપરથી તે સઘળી જ્ઞાતિઓ કોઇ નગર નામના ગામમાથી આવેલી હોવી જોઇએ.

૬ હિમાલયની દક્ષિણે આવેલા અહિચ્છત્ર ગામ પાસે આધુનિક કાગડા ગામ છે. તે સ્થળે પ્રથમ નગરકોટ કરીને ગામ હતું. કાશિકાવૃત્તિકારના જાણવામા પણ એક નગર નામનુ ગામ હતુ. તે નગરકોટ અથવા નગર નામના ગામમાથી જુદા જુદા ટોળા હિદુસ્થાનમા જઇને વસ્યાં, તેઓ સઘળા નાગરસંજ્ઞાથી ઓળખાયા અહિચ્છત્ર તેની સમીપ આવેલુ હોવાથી ત્યા વસતી જાતિ અને નગરકોટમા વસતી જાતિ એક જ હશે. જો તેમ ન હોત તો વડનગરના નાગરો અહિચ્છત્રથી આવનારાઓને પોતાની જ્ઞાતિમા ભેળવે નહિ.

વલભી રાજાઓના જે તામ્રપત્રો મળી આવ્યાં છે, તેમા प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबलसपन्नमण्डलाभोगप्रहारशतलब्धप्रतापात्–એ વાક્ય છે તેનો અર્થ બે રીતે કરવામા આવે છે. 'બલાત્કારે જેઓએ શત્રુઓને નમાવ્યા છે, તેવા મૈત્રકોની મોટી અને બલવાન્ સેના ઉપર અસખ્ય પ્રહારો કરીને જેણે કીર્તિ મેળવી છે, તે ( વલભી રાજા ), એવો એક અર્થ થાય છે ત્યારે હુલ્ત્ઝ ( Hultzsh ) ના અભિપ્રાયને અનુસરીને દેવદત્ત ભાડારકાર सपन्न ને બદલે सपन्न પાઠાન્તર કરીને 'બલાત્કારથી શત્રુઓને નમાવનાર મૈત્રકોના સૈન્યના શત્રુઓના સમૂહ ઉપર અસંખ્ય પ્રહારો કરી જેણે કીર્તિ મેળવી છે, તે ( વલભીરાજા ),' એવો અર્થ કરે છે.[૫૦] પ્રથમ અર્થથી મૈત્રકો વલભી રાજાઓના શત્રુઓ હતા, એમ પ્રતીત થાય છે, ત્યારે બીજા અર્થથી વલભી રાજાઓનું સૈન્ય મૈત્રિકોનુ બનેલુ હતું, એટલે તે પોતે તેનો સરદાર હોઇને તે જાતિનો એટલે મૈત્રક જાતિનો હતો, એમ સમજી શકાય છે કાઠિયાવાડના પોરબંદરના રાજ્યમા આજે પણ મ્હેર જાતિના મૂળ વાસીઓ છે મ્હેર શબ્દ મિહિરનો અપભ્રંશ છે; અને મિહિર તથા મૈત્રક એકજ જાતિ હોય, તો આધુનિક મ્હેર જાતિ, તેજ ઉપર્યુક્ત તામ્રપત્રોમા લખેલી મૈત્રક જાતિ હશે, એમ અનુમાન થાય છે આ મ્હેર જાતિ તેમજ કાઠિયાવાડની કાઠિ જાતિ જે સીથિયન અથવા સિથિક જાતિ જ મનાય છે, તે બન્ને જાતિઓ અદ્યાપિ પર્યંત રજપુતોથી ઉતરતી જાતિઓ ગણાય છે રજપુતો પણ તેઓની સાથે વૈવાહિક સંબંધ કરતા નથી. છતા ગોહિલો જેઓ શુદ્ધ રજપુતો મનાય છે, તેઓનો

---

૪૯ નદ, ત્રાત, મિત્ર, ભૂત, દાસ, ગુપ્ત, ઘોષ, દત્ત અને દેવ.

જોધપુરના રાજ્યનું ઈ સ ૧૮૯૧નુ વસ્તિપત્રક, ભા ૧ પૃ ૧૪૧-૩.

૫૦ Indian Antiquary, January, 1911, p. 33

વલભી રાજાઓની જાતિ સાથે કંઇ પણ સંબંધ હોય, તો વલભી રાજાઓને મૈત્રક જાતિમા શી રીતે ગણી શકાય, તે સમજી શકાતું નથી. વળી પાઠાન્તર કરીને અર્થ ફેરવવાથી ઘણી કૃત્રિમતા આવી જાય છે. સ્વાભાવિક અર્થ તો संपन्न પાઠથીજ થઇ શકે છે. તેમ છતા પણ વલભી રાજાઓની જાતિ મૈત્રિક હોય કે ન હોય, તેની સાથે પ્રસ્તુત વિષયને કઇ સંબધ નથી અહિ તો એટલો જ પ્રશ્ન છે કે-મૈત્રક જાતિ વિદેશીય હતી કે શી રીતે? અથવા મિત્ર નામની જાતિ હોવાનું કઇ સબળ પ્રમાણ મળી શકે છે કે કેમ?

મૈત્રક શબ્દ મિત્ર ઉપરથી નિષ્પન્ન થયો છે, મિત્ર અને મિહિરનો અર્થ સૂર્ય થાય છે, તેથી તે બન્ને શબ્દો પર્યાયવાચી છે પરંતુ તેટલા ઉપરથી મર્સની મિહિરજાતિ તેજ મૈત્રક જાતિ છે, એમ માનવાનુ કઇ કારણ નથી. વલભીરાજાઓના જે તામ્રપત્રો મળી આવ્યા છે, તેમા માત્ર દ્વિતીય ધરસેનના તામ્રપત્રમા ધરપટ્ટ રાજાને પરમાદિત્યભક્ત કહેલ છે;[૫૧] તે સિવાય કોઇ પણ રાજા સૂર્યોપાસક હતા, એમ લખાયેલુ નથી. વલભી વંશના પ્રારંભના રાજાઓ તો સૂર્યોપાસક ન હતા, એ સિદ્ધ છે છતા પાછળથી કોઇ રાજાએ સૂર્યોપાસના ગ્રહણ કરી હોય તો તેથી તેઓ મૂળથી જ સૂર્યોપાસક હતા, એમ કહી શકાય નહિ. કદાચ તેઓ સૂર્યોપાસક હોય અને મૈત્રક એટલે સૂર્યોપાસક જાતિ એવો અર્થ થતો હોય તો પણ તેટલાજ ઉપરથી તે જાતિને વિદેશીય ગણવાનુ કઇ કારણ નથી. છેક વૈદિક કાળમા સૂર્યોપાસના હતી, ઋગ્વેદની સંહિતામા સૂર્યનુ બીજુ નામ મિત્ર કહેલ છે; કૃષ્ણ યજુર્વેદની એક શાખા મૈત્રાયણી છે, વિષ્ણુ પુરાણની કથા કહેનાર મૈત્રેય નામના ઋષિ હતા; બૌદ્ધધર્મગ્રંથોમા મૈત્રેય નામનો બોધિસત્ત્વ હોવાનું પણ લખ્યુ છે. અર્થાત્ ઝંદ-અવસ્તાની મિથ્રોપાસના જેટલી જ અથવા તેથી વધારે પ્રાચીન વૈદિક મિત્રોપાસના હતી. તો તે જ સમયથી આર્યાવર્તમા મિત્રોપાસક મિત્ર અથવા મૈત્રક વંશ ચાલ્યો આવતો હોય, તો તે અસંભવિત નથી મનુસ્મૃતિમા તો સંસ્કારહીન વૈશ્યની પ્રજાને મૈત્ર અને વૈદેહ જાતિનો પુરૂષ અયોગવ જાતિની સ્ત્રીથી જે પ્રજા ઉત્પન્ન કરે, તેને મૈત્રેયક કહેલ છે[૫૨] આ ઉપરથી તો સ્પષ્ટ સિદ્ધ થાય છે કે-મિત્ર અને મૈત્રક જાતિઓ એટલે મનુસ્મૃતિમા કહેલી મૈત્ર અને મૈત્રેયક જાતિઓ વિદેશીય નથી, તેમ જ તે બન્ને જાતિઓ એક જ નથી, પણ જુદી જુદી છે

વલભી રાજાઓના નામોમા ભટાર્ક, ધરસેનાદિ નામો તથા તામ્રપત્રોમા વપરાયેલો દિવિરપતિ શબ્દ વિદેશીય જ છે, એમ માનવાનુ શુ કારણ છે? ભટાર્ક અને ધરસેનાદિ શબ્દો તો શુદ્ધ સંસ્કૃત ભાષાના જ છે દિવિર શબ્દ જૈન સાહિત્યમા વપરાયેલો જોવામા આવે છે તેમ છતા કદાચ તે શબ્દ વિદેશીય હોય, તોપણ દિવિરપતિ શબ્દ સંધિવિગ્રહાધિકૃત અધિકારીની ઉપાધિ તરીકે યોજેલો જોવામા આવે છે વલભી રાજાઓની પેહેલા યવન, પાર્થીયન, શક વગેરે જાતિઓના રાજ્યો પશ્ચિમ હિંદુસ્થાનમા થઇ ગયા હતા. તેઓના રાજકીય શબ્દો વલભી રાજાઓએ વાપર્યા હોય તો તેમા અસંભવિત જેવુ શુ જણાય છે? આજે શુદ્ધ રજપુતોના રાજ્યોમા રાજવ્યવહારની ભાષામા અનેક ફારસી અને અંગ્રેજી શબ્દો વપરાય છે, તે ઉપરથી તે રાજ્યોના રાજાઓ વિદેશીય છે, એવુ અનુમાન થઇ શકે?

---

૫૧ Indian Antiquary Vol VII, p 68-70

૫૨ મનુસ્મૃતિ અ. ૧૦ શ્લોક ૨૩ તથા ૩૪

વલભી તામ્રપત્રોમા લખેલી મૈત્રક નામની જાતિ હતી, એમ સ્વીકારીએ, તો પણ નામની કોઇ સ્વતંત્ર જાતિ હતી, એમ માનવાને જોઇએ તેવાં પ્રમાણો મળી શકતા તે તામ્રપત્રોમાથી આનંદપુરના બ્રાહ્મણોને દાન આપ્યાની હકીકત મળી આવે છે, તે શ્રી દેવદત્ત ભાંડારકર નાગરોનો પહેલો દેખાવ વલભી રાજાઓની સાથે થયો હતો, કહે છે; તેમ જ તે તામ્રપત્રોમા પ્રતિગ્રહિતા બ્રાહ્મણોમાથી કોઇ નામને અંતે મિત્ર ઘે જોવામા આવે છે તે ઉપરથી તેમજ આફ્દ, રોહીલખંડ અને ગોરખપુરના શિક્કાઓ ા રાજાઓના નામોની સાથે મિત્ર શબ્દ કોતરાયેલો હોવાથી, મિત્ર નામની સ્વતંત્ર હતી, એમ તેઓનુ કહેવુ છે

વલભી તામ્રપત્રોમા મિત્રાદિ જે ઉપાધિઓ પ્રતિગ્રહિતા બ્રાહ્મણોની સાથે લખેલી ને નાગરોના ઘણા કાળથી ચાલતા આવેલા શર્મો છે, અને તે શર્મો જાતિ અથવા સૂચક છે, એમ તેઓની માન્યતા છે વસ્તુતઃ તે ઉપાધિઓ શર્મો નથી. મૂળ શર્મ જ એક ઉપાધિ છે અને બ્રાહ્મણવર્ણસૂચક તેનો અર્થ થાય છે. નાગરો બ્રાહ્મણ વર્ણના તેથી તેઓના નામને અંતે શર્મ લગાડવાની જરૂર છે. શર્મની પેહેલા મિત્રાદિ ઉપાધિઓ ડવામા આવતી હોવાથી વ્યવહારમા તે ઉપાધિઓ શર્મસંજ્ઞાથી ઓળખાય છે. પરંતુ તઃ તો તે ઉપાધિઓ આમુષ્યાયણોના નામો છે નાગરોના સૌથી જુના પ્રવરાધ્યાયમા વિષે નીચે પ્રમાણે લખેલુ છે.—

> भूतिभवौ नागदत्तौ मित्रदेवौ च वर्म च ।
> गुप्तनन्दौ च घोषश्च शर्मदासौ च दाम च ॥
> त्रातदत्तौ च शर्माणि आमुष्यायणसंज्ञका ।
> मुद्गलेनैव मुनिना चतुर्दश इतीरिता ॥[५३]

સ્કંદપુરાણાન્તર્ગત નાગરખંડ જેની રચના મોડામા મોડી ઇ. સ. ના ચારમા સૈકાના મા અથવા પાચમા સૈકાના આરંભમા થઇ છે, તેમા પણ આમુષ્યાયણ વિષે ઉલ્લેખ ામા આવે છે વડનગરનુ પ્રથમ નગર નામ પાડનાર તથા ત્યા વસનારા બ્રાહ્મણોને રસંજ્ઞા આપનાર ભર્તૃયજ્ઞનુ બીજું નામ પ્રભાવદત્ત હતુ, એમ પણ કહેલું છે[૫૪] તેથી શર્મો તે ખરી રીતે આમુષ્યાયણોજ હતા, એ નિ.સંશય છે. આમુષ્યાયણ શબ્દનો આપ્ટેના શબ્દકોષમા अमुष्य ख्यातस्य अपत्यम्, એમ આપેલ છે, અને શબ્દ-દ્રુમમા ख्यातवंशोद्भव અથવા सत्कुलजात. એવો આપેલો છે અર્થાત્ મિત્રાદિ ઉપાધિઓ નાગરોમા લગ્નાદિક પ્રસંગે નામોની સાથે બોલાવવાનો રીવાજ છે, તે ઉપા-ધો કુળના નામો છે, જાતિ અથવા શ્રેણીના નામો નથી કુળના નામો કુળમા કોઇ ાત પુરૂષ થઇ ગયો હોય, તેના નામથી, અથવા તે પુરૂષ જે ધંધો કરતો હોય, તે થી, અથવા તે પુરૂષ જે રાજા અથવા શેઠની નોકરી કરતો હોય, તે રાજા અથવા ા નામ ઉપરથી અથવા નિવાસગામના નામ ઉપરથી અથવા તેવા જ બીજા કારણથી જાય છે. ગુહ નામના પુરૂષના નામ ઉપરથી ગોહિલવંશનુ નામ પડ્યુ છે આજે પણ ઃ જ્ઞાતિમા પ્રખ્યાત પુરૂષોનાં નામો ઉપરથી આખા વંશના અથવા કુળના નામો પડેલા

૫૩ પંડિત ગંગાશંકર પંચોલીકૃત નાગરોત્પત્તિ, પૃ. ૧૨૫

૫૪ નાગરખંડ અ ૧૦૭ શ્લો. ૭૩—૭૪ તથા અ ૧૧૫ શ્લો. ૩ (વેંકટેશ્વર છાપખાના ની છપાયેલ સ્કંદ પુરાણ.)

જોવામા આવે છે. મિત્રદત્તાદિ પુરૂષોના નામો ન હોવાનુ કઇ કારણ નથી. કાયસ્થોમા વધારેમા વધારે તેવા ૧૦૦ ભિન્ન ભિન્ન નામોવાળા કુળો જોવામા આવે છે; અને તે સઘળા મૂળ ૨૦ કુળોનો વિસ્તાર માત્ર છે.[૫૫] અગ્નિપુરાણમા લખ્યા પ્રમાણે ચિત્રસેનના મિત્ર, દત્ત, વસુ, ઘોષાદિ ૨૦ પુત્રપૌત્રાદિ થયા હતા, તેના ૨૦ વશો થયા,[૫૬] અને તે વશોની શાખાપ્રશાખા થતા આજે ૧૦૦ વશો જેટલો વિસ્તાર થયો છે. વાકાટક પ્રદેશના મહા રાજા શ્રી પ્રવરસેનના શાસનપત્રમા જે પ્રતિગ્રહિતા બ્રાહ્મણોના નામો છે, તેમા ગુહશર્મા, નાગશર્મા, ભવશર્મા, ગૌણ્ડશર્મા, દેવશર્માદિ નામો જોવામા આવે છે[૫૭] તેમજ પ્રશાન્તરાજ દદ મહારાજના તામ્રપત્રમા નન્દિ, ભાગિસ્વામી, દત્તસ્વામી, ધર, દામધર, ભાવ, ઘોષ, ભદ્દિદામ વગેરે નામો જોવામા આવે છે[૫૮] તો, નાગરોમા, કાયસ્થોમા અને શ્રીમાળી બ્રાહ્મણોમા તેવા નામોવાળા પુરૂષો ન થઇ ગયા હોય, એમ માનવાનુ કારણ નથી. નાગરો, કાયસ્થો અને શ્રીમાળી બ્રાહ્મણોમા મિત્રદત્તાદિનામોવાળા વશો છે, તેમ આહિછ, રોહિલખડ અને ગોરખપુરમાથી મળી આવેલા શિક્કાઓ ઉપર કોતરાયેલા રાજાઓના વશનું નામ મિત્રવશ હશે, એમજ અનુમાન થઇ શકે છે. તેજ મુજબ બગાળાના રાઢીય અને વારેન્દ્ર બ્રાહ્મણોમા પણ ઘોષલી, નન્દી, ઘોષાલ, વસુપારી અને મૈત્ર વશોના નામો જોવામા આવે છે.[૫૯] વર્તમાન કાળમા જેમ એક જ્ઞાતિમા જુદા જુદા કારણોથી અનેક અવટકો પડી ગયેલી જોવામા આવે છે, તેમ આમુષ્યાયણો પણ જુદા જુદા કારણોથી થઇ ગયા હતા પરંતુ તેટલાજ કારણથી તે આમુષ્યાયણોને જુદી જુદી જાતિઓ અથવા શ્રેણીઓ માનવાનું સાહસ કરવામા આવે તે વસ્તુ સ્થિતિના અજ્ઞાનનુજ પરિણામ છે. આ ઉપરથી સ્પષ્ટ અનુમાન થાય છે કે મિત્ર–ઉપાધિ જાતિ અથવા શ્રેણીવાચક નથી પણ કુળ અથવા વશ વાચક છે. તેજ પ્રમાણે મિત્ર અને મૈત્રક એકજ જાતિ ન હતી, અને મિત્રોપાધિ પુરૂષો બ્રાહ્મણ વર્ણના હતા, એમ વલભી તામ્રપત્રો ઉપરથીજ સિદ્ધ થાય છે. જો મિત્ર અને મૈત્રક એક જાતિ હોત અને મૈત્રકો વલભી રાજાઓના શત્રુઓ હોત, તો તેઓ મિત્રોપાધિ પુરૂષોને દાન આપત નહિ. વલભીરાજાઓ પોતેજ મૈત્રકજાતિના હતા, એમ કદાચ સ્વીકારીએ તોપણ મૈત્રક અને

---

૫૫ લાલ મોહનવિદ્યા નિધિકૃત સબંધ નિર્ણય ( બગાળી ) ત્રીજી આવૃતિ પૃ. ૧૨૫ તથા ૧૪૮–૧૪૯

૫૬ कायस्थस्य त्रयः पुत्राः विख्याता जगतीतले ॥
चित्रगुप्तश्चित्रसेनो विचित्रश्च तथैव च ॥ ३ ॥
चित्रगुप्तो गतः स्वर्गं विचित्रो नागसन्निधौ ॥
चित्रसेन पृथिव्यां वै इति शास्त्रं प्रचक्षते ॥ ४ ॥
वसुर्घोषो गुहो मित्रो दत्तः करण एव च ॥
मृत्युञ्जयानुकरणौ चित्रसेनसुता भुवि ॥ ५ ॥
करणस्यसुता जाता नागो नाथश्च दासक ॥
मृत्युञ्जयात्समुद्भूता देवः सेनश्च पालित ॥ ६ ॥
सिंहश्चैव तथा पश्चाज्जाताक बहुसंख्यका ॥ ७ ॥

૫૭ Indian Antiquary, Vol XII, p p 243–245

૫૮ તેજ, Vol XIII, p p. 82–84. ૫૯ સબધ નિર્ણય ( બંગાળી ત્રીજી આવૃતિ ), પૃ. ૨૩–૨૫–૪૮–૨૯–૩૧

ાત્ર એકજ જાતિ હતી, એમ સિધ્ધ થતું નથી, કારણકે કોઈપણ તામ્રપત્રમા તેઓએ ાતાને બ્રાહ્મણ હોવાનુ લખ્યુ નથીઃ તેથી ઉલટું, પ્રતિગ્રહિતા પુરૂષોની ઉપાધિ મિત્ર, દત્ત, ાત અને ઘોષ છતા, તેઓને બ્રાહ્મણો કહ્યા છે.[૬૦] આ તામ્રપત્રો ઉપરથી પણ નાગરો ત્રક જાતિના ન હતા અને બ્રાહ્મણ વર્ણના હતા એમ સુસ્પષ્ટ સ્થાપિત થાય છે. વળી ર્તમાનકાળમા પણ જ્યારે જ્યારે નાગરોમા મિત્રદત્તાદિ આમુષ્યાયણોનો ઉપયોગ કરવામાં ાવે છે, ત્યારે ત્યારે પ્રથમ પુરૂષનુ નામ, પછી તેનુ આમુષ્યાયણ અને ત્યાર પછી બ્રાહ્મણ- ર્ણ સૂચક શર્મપદ—એમ ત્રણેનો સાથે ઉપયોગ થાય છે; જેમકે મોતીલાલ મિત્રશર્મા, ાહનલાલ દત્તશર્મા, અમૃતલાલ ઘોષશર્મા વગેરે—કાયસ્થો પોતે ક્ષત્રિયવર્ણના છે, એમ ાદ્ધ કરવાને માટે તેઓએ અનેક ગ્રથો લખ્યા છે, અને લખે છે; તેથી તેઓએ પણ થમ નામ, પછી મિત્રઘોષાદિ અવટક અને પછી ક્ષત્રિયવર્ણસૂચક વર્મપદ લખવાનો ાવાજ શરૂ કર્યો છે તે પ્રમાણે હવે તેઓ શરચ્ચદ્ર ઘોષવર્મા યોગેશચદ્રદત્તવર્મા—વગેરે ખતા જોવામા આવે છે.[૬૧]

વળી શ્રીયુત દેવદત્ત ભાડારકર કહે છે તેમ ચાહમાન, પ્રતિહાર ચાલુક્ય, કદબ, સિદ ાને ગુજરાદિ જાતિઓ જેમ હિમાલયના પ્રદેશમાથી આવ્યાનુ સાબીત થાય છે, તેમ નભીરાજાનો મૂળ પુરૂષ અથવા મૈત્રક જાતિ હિમાલયના પ્રદેશમાથી આવી છે, એમ એક ગુ તામ્રપત્રમાથી અથવા ઇતર કોઈ પણ પ્રમાણથી સિદ્ધ થતુ નથી ભટાર્કની રાજ્ય- ાપના હૂણોની સમકાલીન હોવાને લીધે જ તેઓ ( વલભીરાજાઓ ) વિદેશીય હતા, એમ ઇ પણ રીતે અનુમાન થઈ શકતુ નથી. કાયસ્થો બગાળામા કનોજથી ગયા હતા, તે ત્ય છે, પરતુ કનોજ કાયસ્થોનુ મુળનિવાસસ્થાન ન હતુ. કુરૂક્ષેત્રાન્તર્ગત કાઇથલ દેશમા ઓ પ્રથમ વસતા હતા, એમ ઉમેશચદ્ર શાસ્ત્રીએ અનેક પ્રાચીન ગ્રથોના આધારો આપી ાદ્ધ કર્યું છે[૬૨] તેજ કુરૂક્ષેત્રમાથી નાગરો પણ પ્રથમ હાલ જ્યા વડનગર છે, તે સ્થળે ાવીને વસ્યા હતા, એમ નાગરખડ ઉપરથી અત પર સિદ્ધ કરવામા આવશે મનુસ્મૃતિમા ાક્ષેત્રને બ્રહ્માવર્ત્તનો અંતર્ગત દેશ ગણેલો છે, અને ત્યા વસનારા બ્રાહ્મણોને બ્રહ્મર્ષિ એટલે ાદ્ધ આર્ય ગણેલા છે. તે રીતે જોતા પણ વલભી તામ્રપત્રોમા નાગરોને બ્રાહ્મણો લખ્યા . તેને પુષ્ટિ મળે છે

હવ માત્ર નાગરો હિમાલયના પ્રદેશમાથી આવ્યા હતા, તેવુ અનુમાન ઉપજાવવાને

---

૬૦ आनन्दपुरवास्तव्य ब्राह्मणस्कंदत्रात, आनर्तपुरवास्तव्य ब्राह्मणरुद्रघोष, ानर्तपुरविनिर्गत ब्राह्मणविष्णुमित्राय, आनर्तपुरविनिर्गत वलभीवास्तव्यब्राह्म- भट्टारकपुत्र, आनर्तपुरविनिर्गतब्राह्मणकेशवमित्र, आनन्दपुरविनिर्गतब्राह्मण- ळक्ककपुत्रब्राह्मणगोपदत्त—ઇત્યાદિ ઇત્યાદિ. ત્રિમાસિક પુ ૪, અંક ૧, પૃ. ૨૦–૨૩.

૬૧ કાયસ્થપત્રિકા ( બગાળી માસિક ) પૌષ, બગાબ્દ ૧૩૨૩, પૃ ૧૧૦.

૬૨ તેજ, વૈશાખ, બગાબ્દ ૧૩૨૧.

૬૩. सरस्वतीदृशद्वत्योर्देवनद्योर्यदन्तरम् ॥
तं देवनिर्मित देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥ १७ ॥
कुरुक्षेत्र मत्स्याश्च पञ्चालाः शूरसेनका. ॥
एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्तादनन्तरम् ॥ १८ ॥
મનુસ્મૃતિ અ. ૨. શ્લો. ૧૭–૧૯.

માટે એક જ બાબત રહે છે. પ્રશ્નોરા નાગરો વડનગરની નાગરજ્ઞાતિની ઉપજ્ઞાતિ છે; તેઓ પોતાને અહિચ્છત્રીય કહે છે. યજુર્વેદના ભાષ્યકાર મહીધર પોતાને અહિચ્છત્રીય કહે છે.[૬૪] ચાહમાન, કદબ અને સિદ્દ જાતિઓ પણ અહિચ્છત્રથી આવી હતી, એમ કેટલાક લેખો ઉપરથી જણાય છે. આ અહિચ્છત્ર ગામ હિમાલયની દક્ષિણે ચિનાબ અને સતલજ નદીઓની વચ્ચેના પ્રદેશમા આવ્યું હતું તે પ્રદેશમા અહિચ્છત્રની નજીક હાલ જ્યા કાગડા ગામ છે, ત્યા નગર અથવા નગરકોટ નામનું ગામ હતું. તે ગામથી અમુક જાતિનો સમવાય વર્તમાન વડનગર ગામમા જઇને વસ્યો, તેઓએ તે ગામનું નામ નગર પાડ્યુ, અને પોતાને નાગરસંજ્ઞાથી ઓળખાવવા લાગ્યા. તેજ પ્રમાણે તેજ જાતિનું બીજું ટોળું બુલંદશહરમા ગયું; આજ ત્યા ગુર્જર નાગરો છે, તેઓ તે જાતિના અને તે ગામના છે, તેજ પ્રમાણે ગુજરાતમા નાગર વાણીયાની જાતિ, જાટોમા નગર નામની જાતિ–વગેરે જ્યા જ્યાં નાગરસંજ્ઞાથી ઓળખાતી જાતિઓ છે, તે સઘળી નગરકોટમાથી જ તે તે સ્થળોએ ગઇ હતી, અને તેજ કારણથી તેઓની નાગરસંજ્ઞા પડેલી છે એ પ્રમાણે શ્રીયુત્ દેવદત્ત ભાડારકરની વિવાદકોટિ છે.

પરતુ પ્રશ્નોરા પોતે અહિચ્છત્રના હતા, તેથી વડનગરાનાગરો મૂળ નગરકોટના નિવાસીઓ હતા, એમ માનવાને કઇ પણ સ્વતત્ર પ્રમાણ નથી; પ્રત્યુત, નાગરખડમાથી તો તેઓ કુરુક્ષેત્રમાથી આવ્યા હતા, એમ સ્પષ્ટ થાય છે. નાગરખડમા કોઇ પણ સ્થળે અહિચ્છત્રનું નામ લખેલુ જોવામા આવતું નથી છતા પ્રશ્નોરા પોતાને શા માટે અહિચ્છત્રીય કહે છે? તે પ્રશ્નનું સમાધાન નાગરખડમાથી જ થઇ શકે છે નાગરખડમાં લખેલું છે કે–વડનગર જેનું મૂળ નામ ચમત્કારપુર હતું, તે ચમત્કારપુરના રાજાઓના ભયથી કેટલાક ગોત્રના બ્રાહ્મણો હિમાલયમા ભાગી ગયા હતા, ત્યાથી ઇંદ્રે તેઓને સમજાવીને ચમત્કારપુરમા પાછા આણ્યા.[૬૫] આ બ્રાહ્મણો ગર્તાતીર્થમા વસ્યા હતા; અને તેઓની આજીવિકા ચમત્કારપુરના બ્રાહ્-

---

૬૪ મત્રમહોદધિ, તરગ ૨૫ શ્લો. ૧૨૧

૬૫ इन्द्रोऽपि विष्णुवाक्येन हिमवंतं समागतं ॥
ऐरावत समारुह्य नागेन्द्रं पर्वतोपमम् ॥ १ ॥
तत्रापश्यद्विजांस्तान्स चमत्कारसमुद्भवान् ॥ २ ॥
इन्द्र उवाच ॥ हाटकेश्वरज क्षेत्रं त्यक्त्वा तीर्थमयं शुभम् ॥
कस्मादत्र समायाता हिमार्त्तिजनके गिरौ ॥ १२ ॥
ब्राह्मणा ऊचु । अस्माभिस्तेन दोषेण त्यक्तं स्थानं निजं हि तत् ॥ २३ ॥
अपरं तत्र भूपोऽस्ति देशे दानपरः सदा ॥
आनर्त्ताधिपतिर्ख्यातः सर्वभूमौ सदैव स ॥ २७ ॥
ददाति विविधं दानं हस्त्यश्वकनकादिकम् ॥
यदि तत्र न गृह्णीमस्तदा कोप स गच्छति ॥ २८ ॥
भूपाले कोपमापन्ने स्वजनेषु विरोधिषु ॥
सिद्धिर्नो तपसोऽस्माक तेन त्यक्त निजं पुरम् ॥ २९ ॥
इत्युक्तास्तेन ते सर्वे शक्रेण सह तत्क्षणात् ॥
कश्यपश्च कौण्डिन्य उक्णाशः शार्कवो द्विषः ॥ ४६ ॥
वैजवापश्चैव षष्ठ कापिष्ठलो त्रिकस्तथा ॥
पतत्कुलाष्टकं प्राप्तमिन्द्रेण सह पार्थिव ॥ ४७ ॥ અ. ૨૦૭.

થી ચાલતી હતી. તેઓ ચમત્કારપુરના રાજાઓનુ પૌરોહિત્ય પણ કરતા હતા.[૬૬] તે બ્રાહ્મણોજ હિચ્છત્રથી આવ્યા હતા, એવી માન્યતા ચાલી આવે છે.[૬૭] આજ કારણથી તેઓ અહિ- ત્રથી આવેલા છતા ચમત્કારપુરના બ્રાહ્મણોએ તેઓને પોતાની જ્ઞાતિમા દાખલ કર્યા હતા. ી જે કાળમા અહિચ્છત્રથી ચાહમાન, પ્રતિહાર, કદંબ અને સિદ જાતિઓ આવી હતી, કાળમા અથવા હૂણ અને મૈત્રક જાતિઓના કાળમાથી જ નાગરોનો પ્રથમ દેખાવ થાય તેમ પણ નથી. ઈ સ. ૧૧૪૨ ( વિ. સં. ૧૨૦૮ ) ની સાલની વડનગરની કુમારપાળ ાસ્તિની પેહેલા પણ નાગર જ્ઞાતિના અસ્તિત્વના ઘણા લિખિત આધારો મળે છે. ઇ. સ. ૫૬ મા અણહીલવાડપાટણનિવાસી નાગરબ્રાહ્મણ વામનના પુત્ર લક્ષ્મીધરે વિરૂદ્ધવિધિ ધ્વસ નામનો ગ્ર થ રચ્યો છે. તે ગ્ર થમા તેઓએ પોતાના વ શનો વૃત્તાત આપ્યો છે; ઉપરથી તેઓના વ શના પૂર્વજોનો મૂળ પુરૂષે ઘણા વર્ષો પેહેલા વડનગરથી કાશીએ નિવાસ કર્યો હતો, એમ જણાય છે.[૬૮] ઇ સ. ૭૪૬ ( વિ. સ. ૮૦૨ ) ના વનરા- ા તામ્રપત્રના એક શ્લોકમા નાગરજ્ઞાતિનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે.[૬૯] વરાહમિહિર- બૃહત્સંહિતામા અને તે પેહેલા ઓછામા ઓછા ૧૦૦ વર્ષ પેહેલા રચાયેલી કાશ્યપ હેતામા પણ જ્ઞાતિસૂચક નાગર શબ્દ જોવામા આવે છે.[૭૦] નાગરોના મળી આવતા ળા પ્રવરાધ્યાયોમા ઉપર્યુક્ત આસુષ્યાયણો વિ. સં. ૨૮૩ ( ઇ. સ. ૨૨૭ ) થી પ્રચલિત , એમ લખેલું છે.[૭૧] તે ઉપરથી ઉપર કહેલી સઘળી જાતિઓનો હિ દુસ્થાનમા પ્રવેશ , તે પેહેલાં ઘણા વર્ષોથી નાગરજ્ઞાતિ વડનગરમા વસતી હતી, એમ સિદ્ધ થાય છે. ી ઉલટુ, તે જ્ઞાતિ નગરકોટમાંથી આવ્યાનું અનુમાન ઉપજાવે, તેવુ પ્રમાણ મળી આવતું નથી.

શ્રીયુત દેવદત્ત ભાંડારકર મૈત્રિક જાતિને ગુજરજાતિની એક શાખા ગણે છે; અને તેજ ણુથી નાગરોમા ગુજરજાતિનું સાંકર્ય છે, એમ તેઓની માન્યતા થયેલી છે. પરંતુ મૈત્રિકજાતિને રજાતિ સાથે કઈ પણ સંસર્ગ હતો, એમ માનવાનું કારણ મળતું નથી, તેજ રીતે નાગરજ્ઞાતિને ઠો અથવા ગુજરોની સાથે કઇ પણ સંબંધ હતો, એમ માનવાને પણ કઇ આધાર તો નથી. ગુજરાતિ ભાષા ગુજરજાતિની ભાષા હતી અને રાજસ્થાનની ઇતર ભાષાઓની તેની મૂળ ઉત્પત્તિ પાહાડી નામની ભાષાથી છે, એમ તેઓ માને છે. ગુજરાતી ભાષાની ત્તિ ગમે તેમાથી હોય, પણ તે ભાષા બોલનારા સઘળા મનુષ્યો એકજ જાતિનાં હોવાનું કારણ નથી. જો એમ હોય તો અમેરિકામા વસતી નિગ્રોજાતિ જે હાલમા અંગ્રેજી બોલે છે, તેને એગ્લોસેક્ષન જાતિ માનવી પડે. તેમ છતા પ્રાચ્યવિદ્યામહાર્ણવ દ્રનાથ વસુએ 'નાગરો અને નાગરી લિપિ'—એ નામના લેખમા અનેક પ્રમાણોથી સિદ્ધ

---

૬૬. નાગરખ ડ અ ૧૨૫. તથા ૧૨૬

૬૭ પ ડિત ગ ગાશ કર પ ચોલીકૃત નાગરોત્પત્તિ, પૃ. ૩૮

૬૮ ત્રિમાસિક, પુ ૬ અ. ૩, પૃ ૯૦.

૬૯. श्रीमाली उसपालाश्च पौरवाताश्च नागराः ॥
विकपाला गुर्जरा मोढा, ये वायुवटवासिनः ॥
બુદ્ધિપ્રકાશ, નવે બર, ઇ. સ. ૧૮૮૧.

૭૦. વરાહમિહિરકૃત બૃહત્સ હિતા, અ ૧૬ અને તેની ઉપર ભટ્ટ ઉત્પલની ટીકામાં કશ્યપ તામાથી કરેલો ઉલ્લેખ. શ્લો ૧૧-૧૨.

૭૧ ત્રિમાસિક, પુ ૪, અં ૧, પૃ ૧૭

કર્યું છે કે–નાગરી લિપિ વડનગરમાં વસતા નાગરોએજ શોધી કાઢી છે. મદ્રાસ ઇલાકામાં વસતી નાગર–ઉપજ્ઞાતિ હજુ પણ તેજ લિપિનો ઉપયોગ કરે છે.[૭૨] તે ઉપરથી પણ જણાય છે કે–ગુજરાતિ ભાષા અને તે સમયમાં ચાલતી લિપિ સાથે નાગરોને કંઇ પણ સંબંધ ન હતો. ડાક્ટર ગ્રીયર્સને શ્રીયુત દેવદત્ત ભાંડારકરના લેખની સમાલોચના કરતાં નગેન્દ્રનાથના પ્રમાણોને વજનદાર ગણેલા છે.[૭૩] અર્થાત્ ભાષાના કારણથી પણ નાગરો અને ગુર્જરોને કોઇ પણ પ્રકારનો સંબંધ હોવાનું અનુમાન થઇ શકતું નથી.

જ્યારે એમ છે, ત્યારે એક પ્રશ્ન રહે છે કે–હિંદુસ્થાનમાં ભિન્ન ભિન્ન સ્થળોએ જુદી જુદી જાતિઓમાં નાગર સંજ્ઞાવાન્ ઉપજ્ઞાતિઓ છે, તેનો ખુલાસો શી રીતે થઇ શકે છે? તેનો ખુલાસો કદાચ ન થઇ શકતો હોય, તો પણ માત્ર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને મ્લેચ્છોમાં[૭૪] પણ નાગર નામની ઉપજ્ઞાતિઓ છે, તેજ હકીકત એવી છે કે–એકજ જાતિ હિંદુઓની નિકૃષ્ટતમ જ્ઞાતિથી આરંભીને ઉત્તમોત્તમ જ્ઞાતિમાં દાખલ થઇ જાય, તે કેવળ અશક્ય અને અસંભવિતજ છે. છતાં, તે પ્રશ્નનો પણ ખુલાસો થઇ શકે તેમ છે. નાગરજ્ઞાતિના વડનગરા, વિશ્નગરાદિ છ વિભાગો થયે કંઇ વિશેષ કાળ વ્યતીત થયો નથી. તે સમયમાં અને તેની પહેલાં જેઓને જ્ઞાતિથી બહિષ્કૃત કરવામાં આવતા હતા, તેઓ બાહ્ય કહેવાતા હતા. આજે પણ પ્રત્યેક વિભાગના બાહ્યો અથવા વાયડો છે, તેમજ કોઇ પણ વિભાગ સાથે સંબંધ નહિ ધરાવનાર સ્વતંત્ર નાગરબાપડનો વિભાગ પણ છે.[૭૫] તે બાહ્ય નાગરો ભિન્ન ભિન્ન સ્થળોએ જઇને તે તે સ્થળોની અનુકૂળતા પડતી જ્ઞાતિઓ સાથે લગ્નસંબંધથી જોડાઇ જતા હતા, અને એ રીતે લગ્નથી ઇતર જ્ઞાતિઓ સાથે જોડાયેલા મનુષ્યોની પ્રજા તેમજ તે પ્રજા સાથે સંબંધ રાખનારા તે તે જ્ઞાતિના મનુષ્યોનો પૃથક્ વિભાગ પડી જતો હતો. આ પ્રમાણે જે જે જ્ઞાતિઓમાં તેવા પૃથક્ વિભાગો પડી જતા હતા, તે વિભાગો તે તે જ્ઞાતિઓની ઉપજ્ઞાતિ ગણાવવા લાગી, અને તે ઉપજ્ઞાતિઓ નાગર સંજ્ઞાથી ઓળખવા લાગી. ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ–સઘળી જ્ઞાતિઓમાં એટલી બધી નાગર સંજ્ઞાવાળી ઉપજ્ઞાતિઓ અસ્તિત્વ ધરાવે છે, તેનો જો કંઇ પણ સંભવિત ખુલાસો હોય, તો તેજ ખુલાસો છે. જો એમ ન હોય તો પંજાબની વાયવ્ય સરહદ ઉપર નાગર નામના પ્રાંતમાં વસનારી નાગરસંજ્ઞા ધારણ કરતા છતાં મુસલમાન ધર્મ પાળનારી જાતિના સામુદ્રિક લક્ષણો આર્યજાતિના લક્ષણો સાથે મળતાં આવે છે, તેનું શું કારણ છે? સર હરબર્ટ રીઝલીએ માનવાકૃતિપરિમિતિના કોષ્ટકમાં તેઓને તુર્ક–ઇરાની જાતિમાં મુકેલ છે; પરંતુ તેઓ પોતેજ તેઓને માટે કહે છે કે–" તે જાતિની જે વિગતો મળી આવી છે, તે બહુ અપૂર્ણ છે; વિશેષ અન્વેષણ કરતાં તે જાતિ શુદ્ધ આર્ય હોય, એમ સંભવિત જણાય છે[૭૬] તેજ પ્રમાણે જાટ જાતિમાં પણ નાગર નામની ઉપજ્ઞાતિ છે. જાટ અને રજપૂતોને સર

૭૨ Journal of the Asiatic Society of Bengal Vol LXV P I, No 2, p 114-13

૭૩ Indian Antiquarp, May 1911, p. 152

૭૪ People of India by H. Risley ( 3rd ed ), p 35

૭૫ Census of India ( 1901 ) Vol IX, P. I Ch 8, Castes & Tribes ( of Bom Pres. )

૭૬ People of Iudia by H. Risley, p. 35

'રીઝલીએ માનવાકૃપરિમિતિ પ્રમાણે શુદ્ધ આર્યમા ગણેલ છે.[૭૭] આ ઉપરથી સિદ્ધ થાય છે કે નાગરમુસલમાનો અને નાગરજાટો જેઓના સામુદ્રિક લક્ષણો હિંદુ-ની બહારની જાતિઓ સાથે મળતા આવતા નથી, તેઓ હિંદુસ્થાનની બહારથી આવીને સ્થાનની સરહદ ઉપર અથવા પંજાબ અને રજપૂતાનામાં વસ્યા ન હતા; પરંતુ વડનગ-બહિષ્કૃત થયા પછી તેઓ તે તે સ્થળોએ જઇને વસ્યા હતા અને ત્યાંની જાતિઓમાં ગયા હતા અહાર નામનું ગામ બુલંદશહર નગરથી ૨૧ માઇલ દૂર ગંગાનદીને તીરે નું છે. ત્યાંના નાગરબ્રાહ્મણો ઔરંગઝેબના વખતમા મુસલમાન થઇ ગયા હતા, તે હાસિક પ્રમાણ ઉપરની કલ્પનાને સંપૂર્ણ પુષ્ટિ આપે છે.[૭૮અ]

એ સઘળી હકીકતો ઉપરથી સહજ પ્રતીત થાય છે કે—નાગરજ્ઞાતિ વિદેશીય જાતિઓની જાતિ છે, તે કલ્પના કેવળ અસંભવિત અને પ્રમાણશૂન્ય છે

## (૩) 'શિવજીએ નાગરોને ઉત્પન્ન કર્યા' તે દંતકથાનું અપ્રામાણ્ય.

બોમ્બે ગેઝીટીયર ( પુ. ૯ ભા ૧ )મા રા. રા. શ્રી ભીમભાઇ કૃપારામે ગુજરાતના ણો વિષેની હકીકતોનો કરેલ સંગ્રહ પ્રસિદ્ધ કરવામા આવ્યો છે ગુજરાતના નાગર ણો વિશે તેઓએ જે દંતકથાઓ સંગ્રહી છે, તે પૈકી 'શિવજીએ ચોખાના દાણામાથી તિના નાગરો ઉત્પન્ન કર્યા,' તે કથાનુ મૂલ શાલાખંડના વૈશાખમાહાત્મ્યમા તથા ખંડમા છે, એમ ભરતપુરની ઇંગ્રેજી નિશાળના હેડમાસ્તર રા. શ્રી ગંગાશંકર પંચોલીએ ભાષામા રચેલ નાગરોત્પત્તિ નામના પુસ્તક ઉપરથી જણાય છે. તે પુસ્તકમા એવી ન આપવામા આવી છે કે—

'હિમાચલ રાજાની પુત્રી પાર્વતીજીના વિવાહસમયે બ્રહ્મદેવ આચાર્યપદે હતા. તેઓ તીજીનું સૌન્દર્ય જોઇને મોહિત થઇ ગયા. બ્રહ્મદેવના આવા નૈર્લજ્યથી શિવજી કોપાયમાન અને તેઓને આચાર્યપદથી દૂર કર્યા વિવાહવિધિ આગળ ચલાવવા માટે તેઓએ ના કપોળ ઉપર ચોઢેલા અક્ષતોમાથી અઢાર બ્રાહ્મણો ઉત્પન્ન કર્યા, તેમાંના બાર ણોને દેવકન્યાઓ પરણાવી, અને તેઓને હાટકેશ્વરક્ષેત્રમા નિવાસ કરવાની તથા પતિ-નહિ કરવાની આજ્ઞા કરી કંઇક કાલાન્તરે તે ૧૨ બ્રાહ્મણોના ૭૨ પુત્રો થયા, અને તે મૂળ પુરૂષોના વંશજો નાગરો કહેવાયા તેમજ ૭૨ ગોત્રો તેઓમા પ્રચલિત થયા.[૭૮]

રા. રા. શ્રી ભીમભાઇ કૃપારામે તેના સંબંધમા બીજી એક કથા એવી કહી છે કે— પોતાના જમાતા શંકરને પોતે કરેલ યજ્ઞમા આમંત્રણ નહિ કરવાથી તેમજ સઘળા ણો તે યજ્ઞમા ગયેલા હોવાથી શંકરે છ બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા, અને તે છ બ્રાહ્મણોને લોકમા મોકલાવ્યા. ત્યા તેઓને નાગ લોકો સાથે કલહ થયો. નાગોથી અબાધિત રહે-શંકરે તેઓને નગર નામનો મંત્ર શીખવ્યો અને તે ઉપરથી તેઓ નાગરો કહેવાયા.'

વલ્લભ કવિએ નાગરોત્પત્તિ નામનુ કાવ્ય રચ્યું છે, તેમા પણ ઉપર્યુક્ત દંતકથા આ-ા આવી છે, ભાવનગરના પ્રશ્નોરા કવિ જગન્નાથે નાગરરત્નમહોદય નામનુ સંસ્કૃત

---

૭૭ તેજ, પૃ ૪૯

૭૮અ હિંદી વિશ્વકોષ, ભાગ ૨ પૃ. ૪૫૯ શબ્દ અહાર.

૭૮ રા રા મ ગંગાશંકર પંચોલી. કૃત નાગરોત્પત્તિ, પૃ. ૭-૯.

કાવ્ય રચ્યુ છે, તેમા પણ તેજ કથાનો ઉલ્લેખ કર્યો છે; તેમજ નાગરો હજુ પણ પોતે હાટકેશ્વરના સતાનો છે, એમ માને છે

પરતુ શાલાખડ નામનો ગ્રથ કોઇ પ્રસિદ્ધ પુરાણનો ભાગ હોય, એમ લાગતું નથી મહા સ્કદપુરાણના માહેશ્વરખડમા કેદારખડ નામનો અંતઃખંડ છે, તેમા દક્ષકન્યા સતી સાથે તથા હિમાચલની પુત્રી પાર્વતી સાથે શિવજીના વિવાહનુ વર્ણન કર્યું છે તે બન્ને સ્થલોએ શિવજીએ બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યાની હકીકત લખી નથી. મહાપુરાણ સિવાય સ્કદ પુરાણ નામનુ એક ઉપપુરાણ પણ છે તેમા ગુજરાતના અને દક્ષિણના બ્રાહ્મણોની ઉત્પત્તિની કથાઓ આપવામા આવી છે. તે ઉપપુરાણની સનત્કુમારસહિતા અને શાંકરી સહિતામા નાગરખડોનો સમાવેશ કરવામા આવ્યો છે. કદાચ તે સ્થળે ઉપર્યુક્ત કથા કહેવામાં આવી હોય પરતુ તે ગ્રથ ઉપલબ્ધ નહિ હોવાથી તે વિશે કઇ નિશ્ચયપૂર્વક જાણી શકાતું નથી.

પરંતુ અરાઢ મહાપુરાણો જેઓની ઉપર કઇક વિશ્વાસ રાખી શકાય, તેમાના એક પણ પુરાણમા નાગરોત્પત્તિ વિષેની ઉપર કહી તેવી કથા જોવામા આવતી નથી, બ્રહ્મપુરાણ પૂર્વભાગ, પદ્મપુરાણ સૃષ્ટિખડ અને વાયુપુરાણ ઉત્તરભાગમાં શિવપાર્વતીના વિવાહનુ વર્ણન કરવામા આવ્યુ છે. શિવપુરાણની ધર્મસંહિતામા દક્ષકન્યા સતી સાથે તથા હિમાચલપુત્રી પાર્વતીજી સાથે શિવજીના વિવાહોના વર્ણનો છે. તે કોઇ પણ પુરાણમા બ્રહ્મદેવના મનોવિકાર વિશે અથવા બ્રાહ્મણોની ઉત્પત્તિ વિશે કઇ પણ ઇસારો જોવામા આવતો નથી. મહા સ્કદપુરાણાન્તર્ગત નાગરખડ જેમા નાગરોત્પત્તિનું સવિસ્તર વર્ણન આપવામા આવ્યુ છે, તેમા બ્રહ્મદેવના મનોવિકારને લીધે સ્ખલિત થયેલા વીર્યમાથી વાલખિલ્યોની ઉત્પત્તિ થઈ, એમ કહ્યું છે.[૭૯] મહા વામનપુરાણમા પણ તેનેજ મળતી કથા છે.[૮૦]

એ તો નિર્વિવાદ છે કે—વડનગરમા આવીને વસેલા નાગરો મૂળે તો એકજ જ્ઞાતિના હતા. કાલાન્તરે અજમેરનો ચુહાણ રાજા વિસલદેવ જે ઇ સ. ૧૧ મા સૈકાના અંત્ય ભાગમા થઇ ગયો છે, તેણે વિસનગર વસાવીને તે ગામ વડનગરના કેટલાક બ્રાહ્મણોને દાનમા આપ્યું,[૮૧] ત્યાર પછી વિસનગરાદિ છ જ્ઞાતિઓ થઇ, તેથી શિવજીએ એકી સાથે છ જ્ઞાતિના છ બ્રાહ્મણો ઉત્પન્ન કર્યા, તે કથા કેવળ કાલ્પનિક ઠરે છે શાળાખડમા શિવજીએ ૧૮ બ્રાહ્મણો ઉત્પન્ન કર્યા, તેઓના ૭૨ પુત્રો ઉપરથી નાગરોના ૭૨ ગોત્રો થયા, એમ લખ્યું છે. પરતુ નાગરખડમા[૮૨] તેમજ નાગરોના પ્રવરાધ્યાયમા[૮૩] જે ૭૨ ગોત્રો ગણાવ્યા છે, તે સઘળા વૈદિક ગોત્રો છે. શિવજીએ વૈદિક બ્રાહ્મણોથી જુદા બ્રાહ્મણો ઉત્પન્ન કર્યા હોય અને તે બ્રાહ્મણોની ગોત્રો પ્રવર્ત્યાં હોય તો વૈદિક ગોત્રોથી તે ગોત્રો જુદા હોવા જોઇએ તેથી શાલાખડ અથવા કેદારખડમા આપેલી કથાઓનુ અપ્રામાણ્ય સ્વત.સિદ્ધ થાય છે

છતા નાગરો પોતે હાટકેશ્વરના સંતાનો છે, એમ માને છે, તેનું કંઇ પણ કારણ હોવુ જોઇએ. નાગરોનો ઇષ્ટદેવ હાટકેશ્વર છે, હાટકેશ્વર ઉપર હજુ પણ તેઓની શ્રદ્ધા ટકી

---

૭૯ નાગરખંડ અ. ૭૬

૮૦ વામનપુરાણ અ. ૫૩

૮૧ Ajmer by H B Sarda p 152

૮૨ નાગરખડ અ ૧૧૩

૮૩ ત્રિમાસિકનો વધારો પુ. ૨ અ ૧

છે: વડનગર તુટયા પછી અને મુખ્ય જ્ઞાતિના વિભાગો પડી ગયા પછી તેઓનું એક્ય ાઇ રહે તેમજ જુદે જુદે સ્થળોએ વિસ્તરાઇ જવા છતા ધર્માભિમાનની ભાવના સતત ત્ રહે, તેવા હેતુએ ઉપરની કથાને જન્મ આપ્યો હોય એમ સહજ અનુમાન થાય છે.

## (૪) નાગ અને બ્રાહ્મણ કન્યાથી નાગરોત્પત્તિની દંતકથાનું નિર્મૂલત્વ.

બોમ્બે ગેઝીટીયરમા નાગરોની ઉત્પત્તિ વિશે એક કથા એવી લખવામા આવી છે કોઇ રાજાને કુષ્ટવ્યાધિ થયો હતો, તેની શાતિ કરવાને કોઇ મદારીએ તે રાજાને ૢ માંસ ખવરાવ્યુ. તેથી રાજાનો વ્યાધિ તો શાત થયો, પણ તેને કોઇ તરફથી એમ ામા આવ્યુ કે મદારીએ ખવરાવેલુ માસ સાધારણ સર્પનું ન હતું પરતુ નાગનું હતું. ઉપરથી રાજા મદારી ઉપર ક્રોધે ભરાયો. મદારીએ કહ્યુ કે—“આપને જે માસ ખવ- ામા આવ્યુ છે, તે સાધારણ સર્પનું જ છે, નાગનું નથી. નાગ તો આપણા નગરની સરોવરમા વસે છે, તે હજુ પણ હયાત છે.’ તેની ખાત્રી કરવાને રાજા સરોવર ગયો, ત્યા નાગે તેને મારી નાખ્યો. ત્યાર પછી તે નાગ બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને ગર ગયો, અને ત્યા એક બ્રાહ્મણ કન્યાને પરણ્યો. તેના વશજો નાગરો કહેવાયા.”

હિદુસ્થાનની કેટલીક જ્ઞાતિઓનો એવી રીતે નાગજાતિ સાથે સંબધ હોવાની કથાઓ લેત છે ગુજરાતના ભટ્ટ મેવાડાના મૂળ પુરૂષો નાગકન્યાઓને પરણી લાવ્યા હતા, ા દંતકથા નોધાઇ છે.[૮૪] ઉત્તર હિદુસ્થાનના અગરવાલ વૈશ્યોમાં હજુ પણ એવી ન્યતા છે કે તેઓના વશમા કોઇ પૂર્વજે નાગકન્યાનું પાણિગ્રહણ કર્યું હતું. દિલ્હીના રવાલ વૈષ્ણવો હજુ પણ નાગદેવની ઉપાસના કરે છે.[૮૫] ગૌડબ્રાહ્મણોની ઉપજ્ઞાતિ- ના નાગવાન્ અને નાગવાલ નામની જ્ઞાતિઓ છે.[૮૬] છોટા નાગપુરના રાજાઓ જેઓ ાને નાગવશીય કહે છે, તેઓની ઉત્પત્તિ વિશે પણ નાગરબ્રાહ્મણો માટે કહેવાતી દત- જેવી દતકથા પ્રચલિત છે. તે દતકથામા કહેવામા આવે છે કે કોઇ નાગ મનુષ્યનું ધારણ કરીને કાશીના બ્રાહ્મણની કન્યા પરણ્યો હતો. તેના વશજો તેજ નાગવંશીય ાઓ છે.[૮૭] મથુરાની આસપાસ વસતી અહિવાસી નામની એક શુદ્ર જાતિ છે, તે વેચવાનો ધધો કરે છે. તે જાતિ વિશે દતકથા એવી છે કે—તેઓ સૌભરી ઋષિના શ્રમમા ગરૂડના ભયથી નાશી આવેલ અહિના વંશના છે. બલદેવજીના પડયાઓ પણ ાને અહિવાસી કહે છે.[૮૮]

છેક વેદકાળથી અહિજાતિ અથવા નાગજાતિ વેદોમા તેમજ પુરાણોમા પ્રસિદ્ધ છે. નો કટ્ટો શત્રુ વૃત્ર અહિ જાતિનો હતો.[૮૯] ઋગ્વેદના ૧૦ મા મડલનું ૧૮૯ મુ આખુ ૧ સાર્પરાજ્ઞી એટલે કોઇ નાગરાજાની રાણીએ રચ્યુ છે, એમ પ્રતીત થાય છે.[૯૦] મહા-

---

૮૪ ગુજરાત સર્વસગ્રહ પૃ ૫૪

૮૫ ભટ્ટાચાર્યકૃત Castes & Sects, પૃ. ૨૦૫

૮૬ તેજ, પૃ ૫૩

૮૭ People of India by H Risley (2nd ed ) p 73

૮૮ હિદી વિશ્વકોષ, પુ ૨ પ ૪૬૭.

૮૯ ઋગ્વેદ મં ૧ સૂ ૩૨.

૯૦ બૃહદ્દેવતા, આર્ષાનુક્રમણી મ. ૧૦ શ્લો. ૯૮.

ભારતના કાળમા પણ ગગા નદીને ઉત્તર તીરે, કુરૂક્ષેત્રમા, ખાડવવનમા અને ઇક્ષુમતી નદીને તીરે તેઓનું સમૃદ્ધિશાલી રાજ્ય હતુ, એમ કહેવામા આવ્યુ છે[૯૧] પાડવોએ ખાડવવન બાળીને અને જન્મેજયે તેઓની સાથે ઘોર સંગ્રામ કરીને તેઓનો નાશ કર્યો હતો. ગગાદ્વાર પાસેના પ્રદેશના નાગરાજાની કન્યાને અર્જુન પરણ્યો હતો[૯૨] તે ઉપરથી તેમજ મથુરાની પડોશમા કાલીય નાગને શ્રીકૃષ્ણે માર્યો હતો,[૯૩] તે ઉપરથી નાગલોકોનુ તે સમયમા હિદુસ્થાનના મોટા ભાગમા રાજ્ય હતું, તે સિદ્ધ થાય છે હરિવશ (અ ૩૭) મા કથા પ્રમાણે યદુરાજાને નાગકન્યાથી થયેલા બે પુત્રોએ દક્ષિણમા સહ્યાદ્રિ પર્વતની આસપાસ રાજ્ય સ્થાપ્યુ હતુ[૯૩] એમ જણાય છે કે–કાશ્મીરના મૂળ નિવાસીઓ નાગલોકો હતા. કાશ્મીરના પ્રથમ રાજા ગોનર્દે તેઓને હરાવીને ત્યા આર્યરાજ્ય સ્થાપિત કર્યું હતુ, અને ૪૯ મા રાજા જ લૌકે તેઓનો સંપૂર્ણ પરાજય કર્યો હતો.[૯૪] ત્યાર પછી તેઓ હિદુસ્થાનની સરહદ ઉપર ગાધાર, તાતાર તેમજ પંજાબમા ભાગી ગયા હતા રાજા રણાદિત્યે ચિનાબ નદીને સામે તીરે જ્યા તેઓએ રાજ્ય સ્થાપ્યુ હતુ, ત્યા તેઓની સાથે યુદ્ધ કર્યું હતુ અને તેઓની રાજકન્યાઓને પરણ્યો હતો[૯૫] ઇ સ. ના ૨ જા, ૩ જા અને ચોથા સૈકામા નવકુલના નાગલોકોનુ રાજ્ય મથુરા, અર્વાચીન કાન્તિપુરી, ભરતપુર, ધોળપુર, ગ્વાલીયર, બુદેલખડ, ભિલ્સા અને સાગરમા હતુ.[૯૬] તે વશના છેલ્લા રાજા ગણુપતિનાગ ને મગધ દેશના ચક્રવર્તી રાજા સમુદ્રગુપ્તે હરાવ્યો હતો, એમ અલ્હાબાદના એક શિલા લેખથી જણાય છે.[૯૭]

આ સર્વ હકીકતથી એ તો સિદ્ધ થાય છે કે–પ્રાચીનકાળથી મધ્યકાળ સુધી આખા હિદુસ્થાનમા અનેક પ્રદેશોમા નાગ લોકોનુ રાજ્ય હતુ પુરાણો પ્રમાણે તેઓ કશ્યપ પ્રજાપતિની પૃથક્ સૃષ્ટિ હતી,[૯૮] અર્થાત્ અનાર્ય હતા, નાગલોકોનુ પ્રાબલ્ય હિંદુસ્થાનમા જ નહિ પણ અમેરિકામા શકવશીય નાગલોકોની વસતિ હતી, તેમજ નાગવશીય લીદીયાન રાજાએ ઘણા દેશો જીતી લઇ તાબે કર્યા હતા[૯૯] લેડબીટરે એક સ્થળે લખ્યું છે કે–આટલાટીસમા વસતી મનુષ્યની ચોથી મુખ્ય જાતિની ટોલ્ટેક નામની ઉપજાતિ હતી, તે જાતિના મનુષ્યો નાગ કહેવાતા હતા[૯૯] મેડમ બ્લેવટસ્કી પણ કહે છે કે–ટીબેટના અને હિંદુઓના શાસ્ત્રોમા જે નાગો વિશે કહ્યું છે, તેઓ મનુષ્ય જ હતા; પરતુ તેઓએ સૃષ્ટિનું રહસ્યજ્ઞાન તેમ જ યૌગિક સિદ્ધિઓ સંપાદન કરી હતી, તેમજ તેઓ નાગ એટલે સર્પની ઉપાસના કરતા હતા.[૧૦૦] પુરાણોમા નાગલોકો હાટકેશ્વરના ઉપાસકો[૧] અને રાજતરગિણીમા

---

૯૧ મહાભારત, આદિ પર્વ, અ. ૩ શ્લો ૧૩૭-૪૦

૯૨ તેજ, અ ૨૧૪

૯૩ સી વી વૈદ્યકૃત Epic India, પૃ ૩૪

૯૪ રાજતરગિણીત ૧

૯૫ તેજ, તરગ, ૩

૯૬ Cyclopaedia of Iudia Vol II p 1042

૯૭ Early History of Iudia by V Smith ( 2nd ed ) p 269

૯૮ વરાહપુરાણ

૯૯ થીયોસોફીસ્ટ, ઇ. સ. ૧૯૧૦, સપ્ટેમ્બર, પૃ. ૧૫૯૨

૧૦૦ Secret Doctrine, Vol I P. I pp. 435-40

૧ લિગપુરાણ સ. ૧ શ્લો ૫૪

તેઓ શંકરના ઉપાસકો હતા.[૨] એમ લખ્યુ છે. નવકુલના નાગરાજાઓના સિક્કાઓમાં એક બાજુએ વૃષ એટલે નન્દીનુ ચિત્ર કોતરેલુ છે, તે ઉપરથી પણ તેઓ શંકરના ઉપાસકો હતા એમ સ્પષ્ટ થાય છે.[૩]

નાગલોકો અનાર્ય હતા અને આર્યોની સાથે તેઓને કટ્ટી શત્રુતા હતી, એ તો ઉપરની હકીકતથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. કોઇ કોઇ પ્રસંગે કેટલાક રાજાઓએ તેઓની કન્યાઓ સાથે લગ્ન કર્યા છે, પરતુ વિશેષતઃ આખી આર્યપ્રજા અને નાગલોકો પરસ્પર શત્રુઓ તરીકે જ રહેલા છે નાગરખડના મોટા ભાગમા નાગલોકો સાથેના વિગ્રહનો જ ઇતિહાસ છે, એમ કહીએ તો ચાલે. વડનગરની સરહદ ઉપર તેઓનું રાજ્ય આવ્યુ હતુ, તેથી તેઓ નાગરોને વારવાર સતાવ્યા કરતા હતા અને લાગ ફાવે તેઓની સ્ત્રીઓનુ પણ હરણ કરી જતા હતા.[૪] એક વખ્ત આખુ વડનગર તેઓએ બાળી નાખ્યું હતુ, અને હવે પછી કહેવામા આવશે તેમ કોઇ બળવાન્ રાજાએ તેઓનો સમૂળ સંહાર કર્યો, ત્યા સુધી નાગરો વડનગરને પાછુ હસ્તગત કરી શક્યા ન હતા. નાગરખડમા, શાગાખડમા કે કોઇ બીજા ગ્રથમા નાગથી નાગરોની ઉત્પત્તિ કહેવામા આવી નથી. નાગથી નાગરોની ઉત્પત્તિ હોત તો પરસ્પર હાડવેર હોત નહિ. વળી નાગ સાથે કઇ પણ સંબધ હોત તો તેઓના સામાજિક અથવા ધાર્મિક રીતરીવાજોની થોડી ઘણી અસર પણ નાગરોને થઇ હોત અને તેનો કઇ અવશેષ આજે તેઓમા જોવામા આવત. અગરવાલ વૈશ્યોમા નાગની ઉપાસના હજુ પણ પ્રચલિત છે; તેઓના બધા મળીને ૧૭½ ગોત્રો ગણાય છે, તે પૈકી તેઓની પૂર્વજ નાગવંશીય માતામહી ઉપરથી નાગેન્દ્ર નામનુ અર્ધ ગોત્ર ગણવામા આવે છે.[૫] છોટાનાગપુરના નાગવંશીય રાજાઓમા નાગની ઉપાસના પ્રચલિત છે[૬] તે બન્ને જ્ઞાતિઓમા માતપિતામાથી એક આર્ય હોવાથી, તેઓની હિંદુઓની ઉચ્ચ જ્ઞાતિઓમાં ગણના થાય છે પરતુ અહિવાસીજાતિ અને આસામના પહાડોમા વસતા નાગાઓની જાતિ અનાર્ય જ મનાય છે પજાબ અને અફગાનીસ્થાનની સરહદ ઉપર હુંઝ અને નાગર નામના પ્રદેશો છે, તે પ્રદેશોમા બુરુસ્કી ભાષા બોલનારી એક જાતિ વસે છે. તેઓની ભાષાનો પૃથ્વી ઉપરની મુખ્ય ભાષાઓ પૈકી કોઇ પણ ભાષામા સમાવેશ થતો નહિ હોવાથી, તેઓના પૂર્વજો નાગલોકો હોવા જોઇએ, એમ ડાક્તર ગ્રીયર્સનનું માનવુ છે.[૭] આવી અનાર્યજાતિના વંશજો બ્રાહ્મણ તરીકે સ્વીકારાય, અને તેઓ પોતાની જ જાતિના લોકો સાથે સતત્ વિગ્રહ કર્યા કરે, એટલું જ નહિ પણ તેવી હકીકતનો કોઇ પણ પ્રાચીન ગ્રથમા ઇસારો પણ ન હોય, તેમજ તેઓની સાથેનો સંબધસૂચક કઇ પણ અવશેષ પણ ન રહે, તે કેવળ અસંભવિત જ છે. તેવી નિર્મૂલ દતકથા ઉપર કોઇ પણ બુદ્ધિમાન્ પુરૂષ કઇ પણ આધાર રાખી શકે નહિ.

---

૨ તરંગ ૧ શ્લો ૩૨

૩ રાખાલદાસ બેનરજી કૃત પ્રાચીન મુદ્રા (બગાળી) પૃ. ૧૨૦.

૪ નાગરખડ અ ૧૧૬

૫ નગેન્દ્રનાથ વસુ કૃત બંગેર જાતીય ઇતિહાસ, વૈશ્યકાડ, ભા. ૧ પૃ. ૨૬૯.

૬ People of India by H. Risley p 96

૭ Indo Aryan Races by Ramaprasad Chanda p. 77.

## ( ૫ ) હોમો આલ્પાઇન જાતિ અને નાગરો.

બંગાળાની વારેન્દ્રઅનુસંધાનસમિતિના મંત્રી શ્રીયુત રમાપ્રસાદ ચંદે ઇન્ડો–આર્યન જાતિઓ ( Indo-Aryan Races ) નામનું પુસ્તક લખી ઇ.સ. ૧૯૧૬ માં તે સમિતિ દ્વારાએ પ્રસિદ્ધ કર્યું છે તે પુસ્તકમાં તેઓએ એમ સ્થાપિત કરવા પ્રયત્ન કર્યો છે કે–ઉત્તર હિંદુસ્થાનની મધ્ય દેશની પ્રજા સિવાય, પશ્ચિમ પંજાબ, રજપુતાના, કાઠિયાવાડ, ગુજરાત, મહારાષ્ટ્ર, મગધ, બંગાળા વગેરે દેશોની આર્યપ્રજાનું મૂળ વિદેશીય છે; મધ્યદેશની ક્ષત્રિય અને વૈશ્યજાતિ પણ એશીયામૈનરમાંથી આવી છે, અને મધ્યદેશની આસપાસના પ્રદેશોમાં વસતી બ્રાહ્મણ, રજપુત, કાયસ્થાદિ જાતિઓ મધ્યએશીયામાંથી આવી છે મધ્યએશીયામાં એક કાળે હોમો આલ્પાઇન નામની જાતિ વસતી હતી, તે જાતિની શાખાઓજ તે તે પ્રદેશોમાં આવીને વસેલી છે તે સિદ્ધાન્તની પુષ્ટિમાં તેઓનો વિચારનિષ્કર્ષ નીચે પ્રમાણે છે.

( ૧ ) વૈદિક કાળમાં હિંદુસ્થાનમાં પ્રથમ આવેલી બે જાતિઓ હતી ( ૧ ) પેહેલી ગૌરવર્ણ પુરોહિત જાતિ અને ( ૨ ) બીજી યજમાન જાતિ ઋગ્વેદ ( ૭–૩૩–૧ ) માં વાસિષ્ઠોને ગૌરવર્ણના અને કાણ્વોને શ્યામવર્ણના કહ્યા છે. મંડળ ૪–૨–૧૫ માં અંગિરાઓને દ્યૌપુત્રો તથા મંડળ ૧૦–૬૨–૫ માં અગ્નિપુત્રો કહ્યા છે, મંડળ ૭–૩૩–૧૧, ૧૩ માં વસિષ્ઠ અને અગસ્ત્યને વરૂણપુત્રો કહ્યા છે, અથર્વવેદ ( ૬–૧૧–૧૧ ) માં અથર્વાને વરૂણપુત્ર અને ઐતરેય બ્રાહ્મણ ( ૫–૧૧–૧૧ ) માં ભૃગુને પણ વરૂણપુત્ર કહેલ છે. મહાભારત ( શાન્તિ પર્વ અ. ૨૯૬ શ્લો. ૧૭–૧૮) માં અંગિરા, વસિષ્ઠ, ભૃગુ અને કશ્યપ, એ ચાર મૂળગોત્રો છે, એમ કહ્યું છે પાણિનિ ( ૫–૧–૧૧૫ ) સૂત્ર ઉપર પાતંજલ મહાભાષ્યમાં બ્રાહ્મણોને ગૌરવર્ણના, અને પિંગલ અથવા કપિલ કેશના કહ્યા છે. તે ઉપરથી તે ચાર ઋષિઓ અને તેઓના અપત્યોના વંશજોની જાતિ શુદ્ધ વૈદિક આર્યજાતિ હતી. બીજા હાથ તરફ વિષ્ણુપુરાણ (૪–૧૯–૧૦ ) માં કણ્વને પૌરવવંશી ક્ષત્રિય રાજા અજમીઢનો પુત્ર કહ્યો છે, અને ઐતરેય બ્રાહ્મણ ( ૭–૧૭–૬,૭ ) માં વિશ્વામિત્રને રાજપુત્ર અને ભરતર્ષભ કહેલ છે. તે ઉપરથી તે બે ગોત્રો યજમાનજાતિનાં હતા. એ રીતે પુરોહિતજાતિમાં પણ ગૌરવર્ણની ઋષિજાતિ અને શ્યામવર્ણની ક્ષત્રિય જાતિનું મિશ્રણ થયું હતુ. યજમાન જાતિમાં યદુ, તુર્વસુ, દ્રુહ્યુ, પુરૂ વગેરેના નામો વેદોમાં જોવામાં આવે છે કાઠકસંહિતા ( ૧૧–૬ ) માં વૈશ્યનો વર્ણ શુક્લ અને ક્ષત્રિયનો વર્ણ ધુમ્ર કહેલો છે ઋગ્વેદમાં ( ૬–૨૦–૧૨ ) માં યદુ અને તુર્વસુને ઇન્દ્ર સમુદ્રને પેલે પારથી લાવ્યાનું લખ્યુ છે, ( ૧૦–૬૨–૧૦ માં ) તેઓને દાસ પણ કહેલા છે હરિવંશના પર્વ ૨ અધ્યાય ૩૭ માં ઇક્ષ્વાકુવંશના હર્યશ્વ રાજાની કથા છે હર્યશ્વ રાજા સૌરાષ્ટ્રમાં અને આનર્ત્તમાં રાજ્ય કરતો હતો, અને તેના પુત્ર યદુના વંશજો ત્યાંથી ઉત્તરમાં આવ્યા, એમ તેમાં કહ્યુ છે. બીજી તરફ ઉત્તર ઇજિપ્તમાં આવેલ તેલ–એલ–અમર્ણમાંથી મળી આવેલા પ્રસ્તરલેખોમાં ઝીઝીઅસનીના રાજા આર્તમન્ય હાઝીના રાજા મવઝન, ફીલીસ્ટીનના રાજા સુમન્ધુ, જેરૂસાલેમના રાજા સુવરત્ત, મુસીહમના રાજા સુનર્ણુ, યશદત્ત, ઝર્દમીસ્ક વગેરે આર્યનામોને મળતા નામો લખેલા છે. ઉત્તરમેસોપોટામીયામાં પ્રાચીન મિતનીરાજાના રાજાઓમાં સૌસત્ર, અર્તતમ, સુતર્ણુ, તુસ્રત, આર્તસ્ત્રર, મતિવજ–આદિ રાજાઓના નામો જોવામાં આવે છે. તદુપરાત ઇ સ પૂ. ૧૪૦૦ માં મિતનીરાજ મતિવજ અને હિટ્ટિના રાજા

સુર્વિણુસ્યુમ વચ્ચે થયેલા સંધિપત્રના લેખમા, મિત્ર, વરૂણુ, ઇન્દ્ર અને નાસત્ય દેવોના નામો જોવામા આવે છે તે સઘળી હકીકતો ઉપરથી ઇ.સ. પૂ ૧૫ મા અથવા ૧૬ મા સૈકામાં એશિયામૈનરમા વસતી વૈદિક આર્ય પ્રજાનું એક ટોળું આરબી સમુદ્ર દ્વારાએ સોરાષ્ટ્રમા આવ્યુ, અને તેના વંશજો ઉત્તરમા આવી મધ્ય દેશમા પુરોહિતો સાથે રાજ્ય કરવા લાગ્યા. તે એશીયામૈનરમાથી આવેલી આર્ય પ્રજામાથી ક્ષત્રિય અને વૈશ્ય—એ બે વર્ણો થયા, અને ઉત્તરના શ્વિત પ્રદેશમાથી આવેલી પુરોહિત જાતિમાથી બ્રાહ્મણુ વર્ણ થયો, એમ શ્રીયુત રમાપ્રસાદ ચંદની કલ્પના છે.

( ૨ ) હોમો આલ્પાઇન જાતિના સંબંધમા તેઓ કહે છે કે—વૈદિક કાળના મધ્ય દેશમા વસતી જાતિ વૈદિક આર્યજાતિ હતી, અને તેની આસપાસના પ્રદેશોમા પાછળથી મધ્ય એશીયામાથી હોમો આલ્પાઇન નામની જાતિ આવીને વસેલી છે

કૌષીતકિ—ઉપનિષદ્ ( ૬–૧ ) મા ઉશિનરો, વંશો, મત્સ્યો, કુરૂઓ, પાંચાલો, કાશ્યો અને વિદેહોનો ઉલ્લેખ છે. મહાભારત ( શાંતિ પર્વ, અ. ૪૫ શ્લો. ૪૦ ) મા કહ્યા મુજબ પંજાબની પાચ નદીઓ વચ્ચેના પ્રદેશોમાં ઉશિનરો વસતા હતા વિદેહોના પ્રદેશની મર્યાદા ઉત્તર બિહારમા આવેલી કૌશિકી નદી સુધી હતી, તેથી સતલજ નદીથી આરંભીને કૌશિકી નદી સુધીનો પ્રદેશ મધ્ય પ્રદેશ કહેવાતો હતો. ડાકતર ગ્રીયર્સને ભાષાભેદો ઉપરથી સ્થાપિત કર્યું છે કે—ઉત્તરદક્ષિણુ, હિમાલયથી વિન્ધ્યાચલ સુધી અને પૂર્વપશ્ચિમ, પંજાબમા આવેલી સરહિંદની પર્વતમાલાથી ગંગાયમુનાના સંગમ સુધીનો મધ્ય પ્રદેશ છે. તેની આસપાસના પ્રદેશોમા જે ભાષા બોલાય છે, તે મધ્ય પ્રદેશની ભાષાથી જુદી પડે છે. બૌધાયનસૂત્રમા આનર્ત્ત, અંગ, મગધ, સૌરાષ્ટ્ર, દક્ષિણુ, ઉપવૃત્ત, સિંધ અને સૌવીરના નિવાસીઓને વર્ણુસંકર કહેલા છે, તેમજ આરટ્ટ, કારસ્કર, પુંડ્ર, સૌવીર, બંગ, કલિંગ અને પ્રાનુન દેશોમા જનારાઓને વ્રાત્ય સંસ્કારનું પ્રાયશ્ચિત્ત કહેલુ છે તેજ પ્રદેશો એટલે પૂર્વપંજાબ, ગુજરાત, રજપુતાના, આકેદ, બાગેલખંડ, છત્તીસગઢ, કાસ્મીર, પશ્ચિમપંજાબ, સિંધ, ઓરિસા, બિહાર, બંગાળા અને આસામના પ્રદેશો બાહ્ય પ્રદેશો છે

ભાષાભેદ સિવાય મધ્ય પ્રદેશના નિવાસીઓ અને બાહ્ય પ્રદેશોના નિવાસીઓના શારીરિક લક્ષણોમા પણુ વિલક્ષણુતા છે, તેથી તેમજ બાહ્ય પ્રદેશોની બ્રાહ્મણાદિ જાતિઓની ઉત્પત્તિની દંતકથાઓ પણુ વિદેશીય મૂળ હોવાનુ અનુમાન ઉપજાવવામા પુષ્ટિ આપે છે, તેથી તેઓ વૈદિક આર્યો નથી, એવા નિર્ણય ઉપર તેઓ આવે છે.

ગુજરાત, મહારાષ્ટ્ર, ઓરીસા અને બંગાળાના બ્રાહ્મણોના શારીરિક લક્ષણો મધ્ય પ્રદેશના બ્રાહ્મણો કરતા તેજ પ્રદેશોમા વસતા અબ્રાહ્મણો સાથે વધારે મળતા આવે છે; મધ્ય દેશના બ્રાહ્મણો ઉન્નતમસ્તકવાન્ છે, ત્યારે બાહ્ય પ્રદેશોના બ્રાહ્મણો વિશાલમસ્તકવાન્ તથા ચિપિટમસ્તકવાન્ છે.

ગુજરાતના નાગર બ્રાહ્મણો પણુ

( ૧ ) બાહ્ય પ્રદેશના નિવાસીઓ છે,

( ૨ ) વિશાલમસ્તકવાન્ છે,

( ૩ ) તેઓની ઉત્પત્તિની દંતકથાઓ વિદેશીય મૂળ સૂચવે છે,

( ૪ ) તેઓની ભાષા મધ્ય દેશના નિવાસીઓની ભાષાથી જુદી પડે છે,

( ૫ ) તેમજ કાયસ્થો, વારેન્દ્ર અને રાટીય બ્રાહ્મણો, ઇ. સ. ના ૧૧ મા સૈકામા ઓરીસા અને દક્ષિણ કોશલમા રાજ્ય કરનારા ત્રિકલિંગના સોમવંશી રાજાઓ, શ્રીમાળીઓ, વૈદ્યો, બાઈવીઓ, તિલિઓ, તંતુવાયો, તાબુલીઓ અને સુવર્ણવણિકાદિ બંગાળાની શૂદ્ર જાતિઓની પેઠે દત્ત, મિત્ર, ઘોષ, ત્રાતાદિ અવટંકો નાગર બ્રાહ્મણોમા પણ પ્રચલિત છે, તેથી તે સર્વ જ્ઞાતિઓનુ મૂળ એક જ જાતિ છે, એમ તેઓ નિર્ણય કરે છે.

લાપોજ ( Lapouge ) ને અનુસરીને મી. ટી એ. જોઇસે ( Mr. T, A, Joyce ) એવો સિદ્ધાન્ત ઉપજાવ્યો છે કે–ચિનાઇ તુર્કસ્તાનમા પામીર અને તકલમકનના રણમા એક હોમો આલ્પાઇન નામની જાતિ વસતી હતી. તેઓનો વર્ણ ગૌર, મસ્તક વિશાલ, કદ મધ્યમ, મુખમુદ્રા અંડાકાર, નાસિકા ઉન્નત, વાળ તપખરીયા રંગના પણ વિશેષતઃ શ્યામ અને ગુચ્છાદાર હતા

આ હોમો–આલ્પાઇન જાતિ ઇરાની આર્યો હતા અને આર્ય ભાષા બોલનાર હતા, એમ મી જોઇસનુ ધારવુ છે. પરંતુ પ્રોફેસર સીલ્વેન લેવી ( Sylvain Levi ) ના અભિપ્રાયને મળતા આવી શ્રીયુત રમાપ્રસાદચંદ એમ ધારે છે કે તેઓની ભાષા આર્ય ન હતી, પણ તોખારીયન હતી, અને તે ભાષા ઇટાલો–કેલ્ટીક ભાષાને વધારે મળતી આવતી હતી. આ હોમો–આલ્પાઇન જાતિના ટોળે ટોળા પ્રાગૈતિહાસિક કાળમા પંજાબની સરહદ ઉપર થઇને હિંદુસ્થાનમા ઉતરી આવ્યા. મધ્ય પ્રદેશમા બળવાન્ આર્યજાતિ વસતી હતી, તેથી તેઓનુ એક ટોળુ મધ્યપ્રાંતમા થઇને એક તરફ ગુજરાત અને બીજી તરફ બિહારમા ગયુ; બીજું વાહિક જાતિનું ટોળું પશ્ચિમ પંજાબમા વસ્યુ અને ત્રીજુ ટોળુ કાશ્મીરમા જઇને વસ્યું. દત્ત, મિત્ર ઘોષાદિ, જે અવટંકો કાયસ્થો, નાગરો વગેરે જ્ઞાતિઓમા જોવામા આવે છે, તે વસ્તુત. અવટંકો નથી, પણ હોમો–આલ્પાઇનની મૂળ જાતિની ઉપજાતિઓ છે

(૬) શ્રીયુત રમાપ્રસાદચંદ, વૈદિક આર્યોની બે જાતિઓ હતી, અને તે બે જાતિઓ જુદે જુદે સ્થળોએથી જુદે જુદે કાળે આવી હતી, તેના કારણમા વસિષ્ઠાદિ મૂળગોત્રપ્રવર્તક ઋષિઓનો વર્ણ ગૌર અને અજમીઢના પુત્ર કણ્વનો વર્ણ શ્યામ હતો, એમ ઋગ્વેદમા લખેલુ છે, તે આધાર બતાવે છે. પરતુ કણ્વ ચંદ્રવંશીરાજા યયાતિથી ૧૮ મી પેઢીએ થઇ ગયેલ અજમીઢનો પુત્ર હતો યયાતિ દાનવરાજા વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાને પરણ્યો હતો. તે શર્મિષ્ઠાથી થયેલા પુરૂરાજાના ઉત્તરોત્તર વંશજોમાનો કણ્વ હતો[૮] એટલુજ નહિ પણ તે સમયમા ક્ષત્રિય રાજાઓ અનાર્ય રાજાઓની કન્યાઓને પરણતા હતા તે અનાર્ય રાજાઓ ધુમ્રવર્ણના હતા.[૯] તે કારણથી પૌરવવંશજોનો વર્ણ શ્યામ હોય, તો તેમા કંઇ અસ્વાભાવિક ન હતું. કાઠકસંહિતામા તો વૈશ્યનો વર્ણ શુકલ હતો, એમ કહેવામા આવ્યું છે વૈશ્યોની ઉત્પત્તિ યજમાન જાતિમાંથી છે, એમ તો તેઓનું માનવુ છે ( પૃ. ૩૬ ) ત્યારે જો યજમાન જાતિનો મૂળ રંગ શ્યામ હોય, તો વૈશ્યનો રંગ શુકલ હોઇ શકત નહિ. મહાભારતના શાંતિપર્વ ( અ. ૧૮૮-૯ )મા તો બ્રાહ્મણોનો વર્ણ ગૌર, ક્ષત્રિયોનો વર્ણ રકત, વૈશ્યનો વર્ણ પીત અને શૂદ્રનો વર્ણ કૃષ્ણ કહેલો છે.

---

૮ પાણિનિ ઓફીસથી પ્રસિદ્ધ થયેલ મત્સ્યપુરાણનુ ઇંગ્રેજી ભાષાતર, ભા ૧ પરિશિષ્ટ ન ૬, કોષ્ટક ૨, પૃ. ૫૭

૯ હરિવંશ પર્વ ૨ અ ૩૭ શ્લો. ૫૨૦

તેઓ વળી એવી કલ્પના કરે છે કે—ગોરવર્ણની પુરોહિતજાતિ પ્રથમ ઉત્તરમાંથી હિંદુસ્થાનમા આવી હતી પરંતુ બ્રાહ્મણો એકલા હિંદુસ્થાનમાં આવ્યા. તેઓએ મૂળનિવાસી અનાર્યો સાથે મોટા મોટા વિગ્રહો કર્યા અને અમુક પ્રદેશ તાબે કરી તેના ઉપર રાજ્ય કર્યું, એવો કંઇ પણ ઉલ્લેખ વૈદિક ગ્રંથોમા જોવામા આવતો નથી. તેથી ઉલટું, ક્ષત્રિય રાજાઓએ જ અનાર્યો સાથે વિગ્રહો કરીને સાર્વભૌમ રાજ્ય કર્યાના અને બ્રાહ્મણોએ તેઓનું પુરોહિતપણું કર્યાના અનેક વૃત્તાંતો જોવામા આવે છે[૧૦] તે ઉપરથી જ પુરોહિતો એટલે વૈદિક ઋષિઓ અને ક્ષત્રિય રાજાઓ એક સાથે જ હિંદુસ્થાનમા આવ્યા હતા, એમ સબળ અનુમાન થાય છે.

ઋગ્વેદમા યદુ અને તુર્વસુને ઇન્દ્ર સમુદ્રને પેલે પારથી લાવ્યો અને તે યદુ તથા તુર્વસો દાસો હતા, એમ લખ્યુ છે, તે ઉપરથી તેમજ હરિવંશની કથામા યાદવો, સાત્વતો, ભોજો, વૃષ્ણિઓ અને અંધકો દક્ષિણમાંથી ઉત્તરમા આવ્યાનું કહેવામા આવ્યું છે, તેમજ ઇજિપ્ત અને એશિયામૈનરના પ્રાચીન લેખોમા આર્યોના અને વૈદિક દેવોના નામો લખેલા છે, તે ઉપરથી યજમાનજાતિ એશીયામૈનરમાંથી આવી હતી, એમ તેઓ કલ્પના કરે છે. પરંતુ હરિવંશમાં જે યદુ રાજાની કથા કહેવામા આવી છે, તે યદુ રાજા યયાતિના પુત્ર અને તુર્વસુના ભ્રાતા યદુથી જુદો જ હતો, એમ તેમા સ્પષ્ટ કર્યું છે. વસ્તુતઃ હરિવંશમા ઇક્ષ્વાકુવંશના હર્યશ્વરાજા અને તેના પુત્ર યદુ સંબંધીનો જે ઇતિહાસ આપેલો છે, તેવો ઇતિહાસ મહાભારતમા અથવા પુરાણોમા પણ આપેલો નથી. મગધના રાજા જરાસંધે મથુરામા યાદવોને અનેક યુદ્ધો કરીને પરાસ્ત કર્યા, ત્યારે ત્યાંથી નાશીને સૌરાષ્ટ્રમા જવાને માટે એક વિકદ્રુ નામના યાદવે તે ઇતિહાસ પોતાના જાતિભાઇઓને કહેલો છે, તે પ્રસંગે તેણે સ્પષ્ટ કહ્યું છે કે, તે ઇતિહાસ તેને વ્યાસજીએ કહી સંભળાવ્યો હતો[૧૧] તે કથામા એમ પણ કહ્યું છે કે, હર્યશ્વ નામનો ઇક્ષ્વાકુવંશનો એટલે સૂર્યવંશી રાજા અયોધ્યામા રાજ્ય કરતો હતો તે મથુરાના અનાર્ય રાજા મધુની કન્યાને પરણ્યો હતો હર્યશ્વને તેના ભાઇ માધવે અયોધ્યામાંથી કાઢી મુક્યો, તેથી તે પોતાના સસરા મધુને આશ્રયે જઇને રહ્યો મધુએ તેને પોતાના રાજ્યમાંથી સૌરાષ્ટ્ર અને આનર્તના પ્રદેશો કાઢી આપવાથી તેણે ગિરિ-પુરદુર્ગ એટલે વર્તમાન જૂનાગઢમા રાજગાદી સ્થાપી કંઇક કાળે તેને યદુ નામનો પુત્ર થયો, તે યદુ ચંદ્રવંશી યયાતિ રાજાના પુત્ર યદુથી જુદો હતો છતા ‘તે ચંદ્રવંશી યાદવોનું આ યદુના વંશજોમા પછીથી મિશ્રણ થયુ હતું,’ એમ સ્પષ્ટ કહેવામા આવ્યુ છે.[૧૨] ચંદ્રવંશી યદુના વંશજોએ પાછળથી સૌરાષ્ટ્ર અને આનર્તમા રાજ્ય કર્યું હતું, અને તે ઇતિહાસ કૃષ્ણના સમયમા સુવિદિત હોવાથી, તે ઇતિહાસ સાથે આ દંતકથામા કહેલ સૂર્યવંશી યદુના ઇતિહાસનું કથાકારે મિશ્રણ કરી નાખ્યું છે પુરાણો પ્રમાણે ચંદ્રવંશી યદુ રાજાથી કૃષ્ણ ૫૧ મી પેઢીએ થયેલ છે, ત્યારે આ દંતકથામા તેને સૂર્યવંશી યદુથી ૧૦ મી પેઢીએ થયાનું કહેવામા આવ્યુ છે તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે—ચંદ્રવંશી યદુરાજાના વંશજો દક્ષિણમાંથી ઉત્તરમા ગયા પછી કોઇ સૂર્યવંશી હર્યશ્વ અને તેના પુત્ર

---

૧૦ ઋ ૧-૫૧-૬, ૧-૧૧૨-૧૪, ૧-૧૩૦-૭ ૪-૧૬-૧૨ ઐ બ્રા. ૫ ૮, ખ. ૭.

११ यथा मे कथित पूर्व व्यासेन विदितात्मना ॥ २२ ॥

१२ यायातमपि वंशस्ते समेष्यति च यादवम् ।

अनुवंशं च वंशस्ते सौमस्य भविता किल ॥ ३४ ॥

યદુએ સૌરાષ્ટ્ર અને આનર્તમા રાજ્ય કર્યું હશે, તે ઉપરથી તે યદુને ચદ્રવશી યદુ સાથે ભેળવી દેવામા આવ્યો હશે

ગમે તેમ હોય, પણ ઋક્‌સહિતામા કહેલા યદુ અને તુર્વસુ હરિવશની કથામા કહેલા હર્યશ્વના પુત્રો ન હતા, તેઓ યયાતિના પુત્રો હતા. યયાતિએ યદુ અને તુર્વસને પૈતૃક રાજ્યના વારસાથી બાતલ કર્યા હતા. પૈતૃક રાજ્યની ગાદી સૌથી કનિષ્ઠ પુત્ર પુરૂને આપી હતી યદુને ગગાયુમના વચ્ચેના મધ્યપ્રદેશની ઇશાન કોણને પ્રદેશ, તુર્વસુને જ્યા મ્લેચ્છો અને રાક્ષસો વસતા હતા, તે અગ્નિકોણને પ્રદેશ, દ્રુહ્યુને પશ્ચિમને અને અનુને ઉત્તરને પ્રદેશ આપ્યો હતો.[13] યદુ અને તુર્વસુને જે પ્રદેશો સોપ્યા હતા, તેમા મ્લેચ્છોની વસતિ હોવાથી, તેમજ યયાતિએ તેઓને શાપ આપ્યો હતો, તેથી ઋક્‌સહિતામા તેઓને દાસો કહ્યા હોય, તો તે સભવિત છે; તેમજ ઇશાન અને અગ્નિકોણના પ્રદેશો બગાળાના ઉપસાગરને તીરે આવેલા છે ત્યાથી તે બન્ને ભાઇઓ સમુદ્ર ઉતરી બ્રહ્મદેશાદિ પૂર્વના દેશોને જીતવાને ગયા હોય. અને ત્યાથી વિજય મેળવીને પાછા ફર્યા હોય, તો તે વિજયના સ્મરણાર્થે વૈદિક ઋષિએ ઇન્દ્રની સ્તુતિ ગાઇ હોય, તો તે પણ સંભવિત છે પરતુ એતો નિશ્ચિત છે કે–તે બેમાથી એક પણ ભાઇનું સૌરાષ્ટ્ર કે આનર્તમા રાજ્ય હતું નહિ, તેમજ તેઓ અરબી સમુદ્રને માર્ગે થઇને સૌરાષ્ટ્રમા આવ્યા, તેવુ અનુમાન ઉપજાવવાને એક પણ વચન વેદોમાથી કે પુરાણોમાથી પ્રાપ્ત થતું નથી. કદાચ યદુ અને તુર્વસુ અરબી સમુદ્રને માર્ગે થઇને હિંદુસ્થાનમા આવ્યા હતા, એમ વિવાદની ખાતર સ્વીકારીએ, તોપણ વેદો અને પુરાણોમા જે સૂર્યવશી રાજાઓનું વર્ણન છે, તેના પૂર્વજો પણ તેજ માર્ગેથી હિંદુ-સ્થાનમા આવ્યા હતા, તેવા તર્કને કઇપણ આધાર મળી શકતો નથી

હવે ઇજિપ્તના પ્રસ્તરલેખોમા, સીરીયા અને મેસોપોટેમીયાના મિતનીવંશના રાજાઓમા તેમજ મિતનીવશના રાજા મતિવજના મધ્રિપત્રમા આર્યરાજાઓના જેવા અને વૈદિક દેવોના નામો જેવામા આવે છે, તેનો ખુલાસો કરવાનુ બાકી રહે છે ઉપર્યુક્ત લેખોમા આર્યરાજાઓના અને આર્યદેવોના નામો લખેલા છે, તે ઉપરથી એશીયામૈનરમાથી આર્યો હિંદુસ્થાનમા આવ્યા, તેવુ અનુમાન કરવાને કઇ પણ કારણ નથી તેથી ઉલટુ, હિંદુઓના પુરાણો અને ઇતિહાસોને તલસ્પર્શ કરવાથી જણાઇ આવશે કે–પ્રાગૈતિહાસિક કાળમા હિંદુસ્થાનમાથી આર્યલોકો ઇજિપ્તમા અને એશીયામૈનરમા જઇને વસ્યા હતા, એટલુ જ નહિ પણ તે તે પ્રદેશો ઉપર રાજ્ય પણ કર્યું હતું

હરિવશ ( પર્વ ૨ અ ૩૭–૩૮ ) મા હર્યશ્વની કથા છે, તેમા સ્પષ્ટ કહ્યું છે કે—તે હર્યશ્વના વશમા યદુરાજા ઉત્પન્ન થયો તે યદુરાજા સમુદ્ર ઉપર પર્યટન કરતો હતો, તેવામા ધુમ્રવર્ણનો નાગરાજા તેને પકડીને પોતાના દેશમા લઇ ગયો ઋષિવશ અને નાગ-વશનુ સાકર્ય કરવાની ઇચ્છાથી[14] તેણે યદુરાજાને પોતાની પાચ કન્યાઓ પરણાવી. પાચ કન્યાઓને લઇને યદુરાજા પોતાના રાજ્યમા એટલે સૌરાષ્ટ્રમા પાછો આવ્યો. તે પાચ સ્ત્રીઓથી તેને પાચ પુત્રો થયા. તેમાના ચાર પુત્રોને તેણે હિંદુસ્થાનના પ્રદેશો વેહેચી

---

૧૩ હરિવશ, પર્વ ૧ અ ૩૦, શ્લો ૧૭–૧૯

૧૪ यशे चास्मिन्तव विभो देवानां तनयान्वया. ॥
ऋषीणामुरगाणा च उत्पत्स्यंते नृपोनिजा॰ ॥ अ. ३७ श्लो. ६२,

આપ્યા. પરંતુ સૌથી કનિષ્ઠ હરિતને તેના માતામહ નાગરાજાના નીલસાગરને કાંઠે આવેલ નીલપ્રદેશનું રાજ્ય આપ્યુ.[૧૫] નીલપ્રદેશના માછીમારો મોટી નૌકામા તથા નાની હોડીઓમા બેસીને સમુદ્રના ઉંડાણુમાથી રત્નો અને મોતીઓ કાઢતા હતા, અને વ્યાપારીઓ દૂર દેશોમા જઇને રત્નો અને મોતીઓનો વ્યાપાર કરતા હતા, અને તેમાથી અમુક ભાગ હરિત રાજાને આપતા હતા. ( શ્લો ૩૦–૩૪. )

ઇ. એ. વેલીસ બજજ ( E. A. Wallis Budge ) કૃત ઇજિપ્તના પ્રાચીન ઇતિહાસ ( પુ. ૧ )નું અવલોકન કરતા જણાય છે કે તે દેશમા ઇ સ. પૂ ૫૦૦૦ હજાર વર્ષ પહેલા એક જાતિના લોકો આવ્યા હતા, તેઓને નવીન જાતિ ( New Race ) કહેવામા આવે છે ( પૃ ૩૦ ) તે જાતિ તે દેશની મુળનિવાસી હતી, એમ એમ જે. ડી મોર્ગનની માન્યતા છે. ( પૃ. ૨૯ ) પરતુ પ્રોફેસર વીડમેન ( Wiedmann )નો એવો અભિપ્રાય છે કે, તે જાતિ ઇજિપ્તમા પશ્ચિમ દિશાએથી અથવા અગ્નિકોણથી આવી હતી, અને તે શ્યામ વર્ણની હતી ( પૃ ૩૭ ) તે જાતિએ ઇજિપ્તના મુળ નિવાસીઓને તાબે કરીને આખી નાઇલ નદીના પ્રદેશ ઉપર રાજ્ય કર્યું હતું, ( પૃ. ૨૮ ) તે જાતિનો બાંધો ઘણો મજબુત અને પર્વતવાસીઓના જેવો હતો. ( પૃ. ૨૫ ) તે જાતિને એક બીજી જાતિએ આવીને હાંકી કાઢી હતી. આ જાતિને નવીન જાતિની વિજેતા જાતિ કહેવામા આવે છે આ જાતિ પૂર્વ દિશામાથી બાબલબાઇબની સામુદ્રધુનિ પ્રસાર કરીને ઇજિપ્તમા દાખલ થઇ હતી. તે જાતિનો મૂળ પુરૂષ હોરસ ( Horus ) હતો ( પૃ ૪૩–૪૪ ) હોરસ અને સેટ વચ્ચે એક મોટુ યુદ્ધ થયું હતું, તેનો અર્થ એવો કરવામા આવે છે કે–વિજેતાઓએ નવીન જાતિ સાથે મહાન્ વિગ્રહ કરીને તેને તાબે કરી હતી. ( પૃ ૪૫ ) આ હોરસ અને તેના અનુયાયીઓ Ta-neter એટલે દેવભુમિમાથી અથવા તેની પડોશના પ્રદેશ Punt એટલે કરીયાણાની ભૂમિમાથી આવ્યા હતા. ( પૃ. ૪૬ ) આ વિજેતા જાતિનો વર્ણ ગૌર, મસ્તક ઉન્નત અને કેશ કાળા અથવા ભુખરા હતા. તેમજ શારીરિક લક્ષણોમા તથા બુધ્ધિમા નવીન જાતિથી તદન જુદી હતી, ( પૃષ્ટ. ૪૯ ) તેઓએ વર્તમાન એલીફેન્ટાઇન નામના ટાપુનું નામ આબુ ( Abu ) પાડ્યુ હતું. ઇજિપ્તની પ્રાચીન ભાષામા આબુનો અર્થ હાથી થાય છે, તેથી તેઓ જે દેશમાથી આવ્યા હતા, તે દેશમા તેઓને હાથીનો સારો પરિચય હશે, એવુ અનુમાન કરવામા આવે છે. ( પૃ ૫૭ )

ઇજિપ્તના પુરાણોમા હોરસને ઓસિરિસ ( Osiris ) અને તેની સ્ત્રી આઇસિસ ( Isis )નો પુત્ર તથા સૂર્યદેવ કહેલ છે.[૧૬] ઓસિરિસને માટે એમ કહેવામા આવે છે કે–તેણે પોતાની ભગિની તેમજ પત્ની આઇસિસની સાહાય્યથી પોતાની પ્રજાને કૃષિવિદ્યા અને હુન્નરકળાઓ શીખવી, પરતુ તેના ભ્રાતા સેટ ( Set ) અથવા જેનુ બીજુ નામ ટાઇફોન ( Typhon ) પણ કહેવાય છે, તેણે તેને મારી નાખી, અને તેના અવયવો કાપીને નાઇલ નદીમા ફેંકી દીધા. પરતુ તેના પુત્ર હોરસ અને બીજા દેવોએ તેને સજીવન કર્યો. હોરસ ઇજિપ્તના રાજાઓનો મૂળ પુરૂષ થયો[૧૭]

---

૧૫ हरितोऽयं महाबाहुः सागरे हरितोदके ॥
द्वीपं पन्नगराजस्य सुतो मे पालयिष्यति ॥ अ. ३८ श्लो १०.

૧૬ Nelson's Encyclopaedia Vol 12, p 49

૧૭ Encyclopaedia of Religion and Ethics, Vol IX, p 74.

ઐતરેય બ્રાહ્મણના અગ્નિષ્ટોમ પ્રકરણ ( ૩–૧૩–૫,૧૦ ) મા તથા શતપથ બ્રાહ્મણ ( ૧–૭–૪–૧,૯ ) મા પ્રજાપતિ વિષે જે કથા કહેવામા આવી છે, તેને મળતી જ ઓસિરિસની કથા છે, અને બ્રાહ્મણોમા કહ્યું છે કે–પ્રજાપતિ પોતાની કન્યાની પછવાડે મોહિત થઈને દોડ્યા, દેવોને તે કૃત્ય અયોગ્ય લાગવાથી પ્રજાપતિનુ શાસન કરવાને, માટે તેઓએ રૂદ્રદેવને ઉત્પન્ન કર્યો. તે રૂદ્રદેવે પ્રજાપતિનો ઘાત કર્યો મહાભારત અને પુરાણોમા દક્ષના યજ્ઞભંગનુ જે વર્ણન કરવામા આવ્યુ છે, તેનુ મૂલ આ બ્રાહ્મણોક્ત પ્રજાપતિની કથા છે.

આ સઘળી કથાઓ સાથે સાથે વાચતા સ્પષ્ટ થાય છે કે–ઇજિપ્તનો ઓસિરિસ તે બ્રાહ્મણોક્ત પ્રજાપતિ અને પુરાણોક્ત દક્ષ જ હતો સૂર્યવશી હર્યશ્વનો મૂળ પુરૂષ મનુ કશ્યપનો પુત્ર હતો, અને કશ્યપ દક્ષનો પુત્ર હતો. ઇજિપ્તના હોરસને પણ ઓસિરિસનો પુત્ર કહેવામા આવ્યો છે, સેટને ટાઇફોન એટલે વાયુનો પિતા કહેલો છે.[૧૮] ઋકસંહિતા(૨–૩૩–૧) મા રૂદ્રદેવને મરૂતોનો પિતા કહેલ છે, અને તેજ રૂદ્રને શિવ કહેવામા આવેલ છે. એટલે ઇજિપ્તનો સેટ તે શિવ અથવા વાયુપિતા રૂદ્ર જ છે હોરસને વળી સૂર્યદેવ કહે છે, તેજ મુજબ હરિવંશનો હર્યશ્વ પણ સૂર્યવંશી હતો. તેથી ઇજિપ્તનો હોરસ તેજ હરિવંશનો હર્યશ્વ હતો. તેના અનુયાયીઓ એટલે હર્યશ્વનો પાત્ર હરિત અને તેની સાથે ગયેલા ક્ષત્રિયો હતા. હરિવંશમા કહેલ નીલસાગર અને નીલ દ્વીપ, તે નાઇલ નદી અને નાઇલ નદીના પ્રદેશો છે તે પ્રદેશની પાસે આવેલા રાતા સમુદ્રમાથી અથવા ત્યાથી આગળ ચાલતા ઇરાની અખાતમાથી આજે પણ મોતિ કાઢવામા આવે છે હોરસના અનુયાયીઓ પૂર્વ દિશાની દેવભુમિ અથવા તેની પડોશની કરીયાણાની ભુમિમાથી બામલબાડમની સામુદ્રધુનિને માર્ગેથી આવ્યા હતા, તે દેવભૂમિ કુરૂક્ષેત્રાદિ મધ્ય પ્રદેશ અને કરીયાણાનીભૂમિ, તે સૌરાષ્ટ્ર, આનર્ત્ત અને દક્ષિણ દેશો જ સમજી શકાય છે. તેઓના શારીરિક લક્ષણો ઉપરથી પણ તેઓ હિંદુસ્થાનના આર્યો હતા, અને તેઓને હાથીનુ જ્ઞાન હતુ, તે ઉપરથી તેઓ હિંદુસ્થાનના નિવાસીઓ હતા, એમ સહજ અનુમાન થાય છે ઇજિપ્તની નવીન જાતિ શ્યામ વર્ણની અને પર્વતવાસીઓના જેવી મજબુત બાંધા વાળી હતી, એમ કહેવામા આવ્યું છે. હરિવંશમા પણ હર્યશ્વનો પુત્ર યદુ રાજા જે નાગ રાજાની કન્યાઓને પરણ્યો હતો, તે નાગ રાજા ધુમ્રવર્ણનો હતો એમ કહેલુ છે, તેમજ નાગશબ્દની વ્યુત્પત્તિથી જ સમજી શકાય છે કે નાગલોકો મૂળે પર્વતવાસીઓ હશે હોરસ અને સેટ વચ્ચે એટલે વિજેતાઓ અને નવીન જાતિ વચ્ચે મહાન્ વિગ્રહ થયાનુ કહેવામા આવ્યુ છે, તે ઉપરથી પણ સમજી શકાય છે કે–હોરસ એટલે હર્યશ્વના અનુયાયી આર્યો અને સેટ એટલે શિવોપાસક નાગ લોકો વચ્ચે મહાન્ વિગ્રહ થયો હતો અર્થાત્ ઇજિપ્તની ઐતિહાસિક કથા હરિવંશના હર્યશ્વની કથા સાથે સર્વાંશે મળતી આવે છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે–ઇજિપ્ત અથવા એશીયા માઇનરમાથી અરબી સમુદ્ર માર્ગે આર્યો હિંદુસ્થાનમા આવ્યા નહતા, પરંતુ સૌરાષ્ટ્ર અથવા દક્ષિણમાથી તે જ માર્ગે થઇને તેઓ તે તે દેશોમા ગયા હતા, ત્યાના મૂળવતનીઓને તાબે કર્યા હતા અને તે તે દેશો ઉપર લાબી મુદત સુધી રાજ્ય કર્યું હતુ *

---

૧૮ વેબસ્ટર ડીક્ષનેરી, ( નવી આવૃત્તિ, ઈ સ ૧૮૯૭ ) પ ૧૫૫૯

* શ્રીયુત ઠક્કર નેણસિંહ લક્ષ્મીદાસે ઇજિપ્તમા આર્યોના ઉપનિવેશન સબધી ઇ સ. ૧૯૦૭ ની સાલના બુદ્ધિપ્રકાશના અ કોમા ત્રણ જુદા જુદા લેખો આપ્યો છે તે પૈકી ' પુરાણોક્ત શોણિતપુર " નામના લેખમા તેઓએ ઓસિરિસને બલિરાજા સાથે અને હોરસને વાણાસુર સાથે સરખાવ્યા છે ( પૃ ૬૯ ), પરંતુ ઓસિરિસ વિષે ઇજિપ્તની જે પૌરાણિક કથા મળી આવી છે,

પ્રાચ્યવિદ્યામહાર્ણવ નગેન્દ્રનાથ વસુએ સુસ્થાપિત કર્યું છે કે–એશીયામૈનરના
ેન રાજાઓમા આર્ય નામો અને તેઓના સધિપત્રમા આર્યદેવોના નામો જોવામા આવે
તેનુ કારણ બીજું કંઇ નથી, પણ ઋક્સંહિતામા જે પણિજાતિનુ વર્ણન કર્યું છે,
ણિજાતિના લોકો ફીનીશીયામાં અને બાબીલોનમા જઇને વસ્યા હતા, તે જ છે.
ીશીયા શબ્દનું ગ્રીકરૂપ ફોઇનીક્ષ (Phoenix) અને લાટીનરૂપ પોઇનસ (Poenus)
જે શબ્દ પણિ અથવા તેમાંથી વ્યુત્પન્ન વણિક્ શબ્દને સારી પેઠે મળતો આવે
કેટલાક વિદ્વાનોનો એવો પણ અભિપ્રાય છે કે–ઇજિપ્તમા પૂર્વદેશમા જે હોરસ અને
અનુયાયીઓની જાતિ આવી હતી, તે જાતિના લોકો બાબીલોન તથા ફીનીશીયામા
ને વસ્યા હતા.[20] ગ્રીક–ઇતિહાસકાર હેરોડોટસે કહ્યુ છે કે–ઉપર્યુક્ત પણિ અથવા વણિક્
ઇરાની અખાતને માર્ગે થઇને એશીયામૈનરમા તથા ફીનીશીયામા આવ્યા હતા, ત્યારે
ા કેટલાક પાશ્ચાત્ય પડિતો તેઓનું મૂળ વતન અફ્ગાનીસ્થાન હતું, એમ કહે છે.
સંહિતા (૧૦–૧૦૮–૧) પ્રમાણે પણિઓનુ મૂળ નિવાસસ્થાન કદહાર પાસે રસા
ા રહા નદી જે સિંધુ નદીને મળે છે, તેની આસપાસ હતુ[21] મિતની વશના રાજા
ા આર્યનામો અને તેઓના સંધિપત્રમા લખેલા આર્યદેવોના નામો ઉપરથી પણ પા-
ા પંડિતોમા બહુ મતભેદ પ્રચલિત છે તોપણ એન. સૂડરબ્લોમ. (N. Suderblom)
ડા બી બી ચાર્લ્સના એવા અભિપ્રાયો છે કે–મિતની રાજાઓ આર્ય હતા અને
ીક સમુદ્રને કિનારે થઈને તેઓ એશીયામૈનરમા આવ્યા હતા.[22]

(૨) સંહિતા, બ્રાહ્મણ અને પુરાણોમાથી છુટા છુટા વચનોને એકત્ર કરી, તેઓ વચ્ચે
પર સંબંધ ન હોવા છતા, પરસ્પર મેળવી, કઇ પણ કલ્પનાની મુર્તિ ખડી કરવી, તેથી
ન્વેષણ થઇ શકતું નથી. વર્ણવ્યવસ્થા અથવા જ્ઞાતિસંસ્થા અકારી લાગવાથી, તેનુ
ત્વ દર્શાવી, ઉચ્છેદ કરવાની ઇચ્છામાથી કોઇ પણ સિદ્ધાન્તને જન્મ આપવો, તેનું
સત્યાગ્રહ કેહેવાય નહિ. પ્રાગૈતિહાસિક કાળમા પામીર અને તકલમકનના રણમા
–આલ્પાઇન જાતિ વસતી હોય તો તેઓના શારીરિક લક્ષણો કેવા હતા અથવા નિ-
પ્રજામા કઈ ભાષા વપરાતી હતી, તેના નિર્ણયાત્મક પ્રમાણો બિલકુલ મળી શકતા
. આર્યજાતિ વિષે યુરોપના પડિતોમા પ્રચડ મતાન્તરો છે કેટલાક વિદ્વાનો તો આર્ય
ની કોઇ સવર્ણ જાતિ હતી, એવુ સ્વીકારતા નથીજ તેઓના મૂળ નિવાસને માટે
ધ્રુવ, ચીનનું ગોબીનુ રણ, સૈમીરીયા, રૂશિયા, ચીનાઈ તુર્કસ્તાન, એશીયામૈનર,

---

ા બલિરાજાની કથા સાથે બિલકુલ સગત થતી નથી. તે કથા બ્રાહ્મણોક્ત પ્રજાપતિની કથા
તથા પુરાણોક્ત દક્ષની કથા સાથે મળતીજ આવે છે વળી હોરસને સૂર્યદેવ કહેવામા આવ્યો
ા તેને અસુર કોટિમા મુકવો તે યુક્ત નથી. ઓસિરિસને ઇજિપ્તના પુરાણોમા પાછળથી
નો રાજા (Un-nefer) અને યમપુરીનો યમરાજા કહેલો છે, તે સત્ય છે તેનુ કારણ એમ
છે કે, ઇજિપ્તમા ગયેલા આર્ય લોકો કાળાન્તરે હિંદુસ્થાનની પૌરાણિક કથાઓ વિસરી ગયા
અને જુદા જુદા દેવો તથા અસુરો વિષે જે કથાઓ સ્મરણાવશેષમા રહી હશે, તે ઉપરથી
ળી કથાઓના મુખ્યદેવ ઓસિરિસની કથામા સમાવેશ કરી દીધો હશે

૧૯ History of Egypt by E A. Wallis Budge, Vol I, p 48.
૨૦ તેજ, પૃ ૪૭
૨૧ નગેન્દ્રનાથ વસુકૃત બગેર જાતીય ઇતિહાસ, વૈશ્યકાંડ, પ્રથમાંશ, પૃ. ૧૩–૨૨.
૨૨. The Indo-Aryan Races, by Ramprasad Chand, Vol. I, p 205

લ્યુથેનીયા, અથવા નોર્વેસ્વીડનમાથી હરકોઇ પ્રદેશ કલ્પવામા આવે છે જર્મન પંડિતો નિશ્ચયપૂર્વક કહે છે કે–તેઓની ટ્યુટોનિક જાતિ ગૌરવર્ણની, ઉન્નત મસ્તકવાન્ તથા ઉંચા કદની આર્યજાતિની શાખા છે, ત્યારે ફ્રેંચ પંડિતો આગ્રહપૂર્વક કહે છે કે, આર્યજાતિ મૂળ આલ્પાઇન જાતિ હતી, અને તે આલ્પાઇન જાતિએજ યુરોપમા આવીને પોતાની ભાષાનો તથા સસ્કૃતિનો પ્રચાર કર્યો, ફ્રેંચ લોકો તે આલ્પાઇન જાતિની શાખા છે.[૨૩] પશ્ચિમ યુરોપમા જ્યા જ્યા પર્વતપ્રદેશો છે, ત્યા ત્યા એક વિશાલ મસ્તકવાન્ જાતિ જોવામા આવે છે, તે ઉપરથી તે જાતિના લોકો પણ પામીર અને તકલમકનરણમા વસતી આલ્પાઇન જાતિના છે, એમ અનુમાન કરવામા આવ્યું છે. તે જાતિની શાખાઓ મધ્ય ફ્રાસ, ઈંગ્લાડ અને ગ્રીસમા પથરાયેલી છે એશીયામૈનરના પ્રાચીન હિટ્ટિજાતિના લોકો પણ આલ્પાઇન જાતિના હતા, એમ માનવામા આવે છે. છતા પશ્ચિમ યુરોપ, ફ્રાસ, ઇગ્લાડ અને ગ્રીસમા વિશાલ મસ્તકવાન્ સઘળા લોકો એકજ જાતિના વંશજો છે, તે વિષે પુરેપુરી શકા દર્શાવવામાં આવી છે પ્રોફેસર રિજ્વે (Ridgeway) એ તો સ્પષ્ટ કહ્યું છે કે–જેમ લાંબા મુખવાળો બોર લોકોના દેશનો ઘોડો ઓસ્ટ્રેલેન્ડના પર્વતપ્રદેશમા લાબો કાળ વસવાથી તેની સતતિ વિશાળ મસ્તકવાન્ થઇ ગઇ છે, તેમ જુદી જુદી જાતિઓના મનુષ્યો પર્વત પ્રદેશોમા વસવાથી વિશાલ મસ્તકવાન્ થાય છે[૨૪] અર્થાત્ ભાષા ઉપરથી કે શારીરિક લક્ષણો ઉપરથી બે જુદી જુદી જાતિઓનું ઐક્ય દર્શાવવુ, તેનો હવે બિલકુલ સ્વીકાર કરવામા આવતો નથી તેથી લાપૌજ અને જોઇસ વગેરે પંડિતો કહે છે તેમ પ્રાગૈતિહાસિક કાળમા પામીર અને તકલમકનના રણમા વિશાલ મસ્તકવાન્ જાતિ વસતી હોય, તો તેને માની શકાય તેવો આધાર નથી

પાછળ (પૃ. ૧૪–૧૬મા) કહેવામા આવ્યુ છે, તેમ પામીર અને તેની આસપાસના પ્રદેશોમા પ્રાગૈતિહાસિક કાળમા શકજાતિ વસતી હતી તેઓ વૈદિક ધર્મ પાળતા હતા અને તેઓમાં વર્ણાશ્રમ વ્યવસ્થા પણ પ્રચલિત હતી. પૂર્વ કાળમા તેઓ ગુજરાત, કાઠિયાવાડ, બગાળ, બિહાર વગેરે દેશોમા આવીને વસ્યા હતા, છતા તેઓના વંશજો આજે પણ પૃથક્ જ્ઞાતિ તરીકે વ્યવહારાય છે. બગાળામા શાકદ્વિપી અને મગ બ્રાહ્મણોની તથા ગુજરાતરજપુતાનામા ભોજકોની જ્ઞાતિઓ હજુ પણ ઇતર જ્ઞાતિઓથી પૃથક્જ જોવામા આવે છે. હિંદુસ્થાનમા બૌદ્ધ ધર્મનો પ્રચાર થયા પછી તે ધર્મે સ્વલ્પ સમયમા એટલું બધુ બળ જમાવ્યુ હતું કે વૈદિક ધર્માવલબી રાજાઓ નિર્બળ થઇ ગયા અને હિંદુ પ્રજૈક્યનો ભગ થયો તેવી છિન્ન ભિન્ન સ્થિતિનો લાભ લઇને પંજાબની સરહદેથી યવનો, પાર્થિઅનો, સિથીયનો અને હૂણોના ટોળાંના ટોળા હિંદુસ્થાનમા ઉતરી આવ્યા, અને તેઓએ પંજાબ, મથુરા, ગુજરાત, માળવા અને કાઠિયાવાડમા લાબી મુદત સુધી રાજસત્તા ચલાવી તેઓએ તે સમયે બ્રાહ્મણધર્મનો અથવા બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યા છતા હિંદુઓએ તેઓને વિદેશીયજ લેખ્યા છે, અને વખ્તો વખ્ત ઉગ્ર યુદ્ધો કરીને તેઓને હિંદુસ્થાની બહાર કાઢી મુક્યા છે આજે તેઓના સ્મરણાવશેષો માત્ર સિક્કાઓમા કે શિલાલેખોમા જોવામા આવે છે. જો હિંદુઓનો વિદેશીયો તરફ એટલો બધો અભાવ હતો, તેઓ આલ્પાઇન જાતિ જેવી અનાર્યભાષા બોલતી અને અનાર્યધર્મ પાળતી જાતિનો કાળાન્તરે પણ પોતામા

---

૨૩ History of Anthropology by A C Hadden, p 146,

૨૪ *Anthropology by R R Marret, p 106*

સમાવેશ કરે, તે બિલકુલ સંભવિત જણાતું નથી વળી જે જાતિ મૂળથી વર્ણાશ્રમધર્મ પાળતી ન હોય, તે જાતિ હિંદુસ્થાનમા આવીને બ્રાહ્મણથી ચંડાળ સુધીની જ્ઞાતિઓમા ભેલાઇ જાય, અને જુદા જુદા વાડાઓ બાધીને રહે, તે કેવળ તર્કવિરૂદ્ધજ લાગે છે.

બૌધાયનાદિ ધર્મશાસ્ત્રકારોએ, સૌરાષ્ટ્ર, આનર્ત્ત, અંગ, બંગ, કલિંગાદિ દેશોની પ્રજાને વર્ણસંકર કહી છે, તેમ જ તે તે દેશોમા જનારાઓને માટે પ્રાયશ્ચિત કહેલું છે, તે ખરૂં છે. પણ તેનું કારણ પુરાણો તથા ઇતિહાસોમાથી સહજ મળી શકે છે. પુરોહિત અને યજમાનવર્ગના આર્યો અફગાનીસ્તાન અને કંદહારને માર્ગે થઇને હિંદુસ્થાનમા દાખલ થયા, ત્યારે આખા હિંદુસ્થાનમા અનેક અનાર્ય જાતિઓ વસતી હતી. આર્યોએ તેઓને પંજાબ, સંયુક્તપ્રાંત, રજપુતાનાનો ઉતરભાગ, અયોધ્યાની આસપાસનો પ્રદેશ, અને મિથિલા સુધીના પ્રદેશોમાથી હાકી કાઢયા હતા, અને ત્યા પોતે રાજસત્તા જમાવી હતી તે પ્રદેશોની આસ પાસના પ્રદેશોમા જે અનાર્ય જાતિઓ જઇને રહી હતી, તેઓ સસ્કૃતિમાં આર્યોથી ઉતરે તેવી નહોતી. વાણિજ્યમા તેઓ બહુ સાહસિક હતા, અને પૂર્વમા ચીન, પશ્ચિમમા ઇજિપ્ત અને એશીયા માઇનર સુધી જળમાર્ગે વ્યાપાર ચલાવતા હતા. જેમ જેમ મધ્યપ્રદેશી આર્ય પ્રજાની વસ્તિમા વૃદ્ધિ થતી ગઇ તેમ તેમ ત્યાંના ક્ષત્રિયો અને તેની પછવાડે ઇતરવર્ણો પણ બાહ્ય પ્રદેશોમા ઉતરી પડયા અને સામદામદંડભેદથી ત્યા વસતી અનાર્ય જાતિઓને તાબે કરી. રાજાઓ રાજ્યના હિતખાતર અથવા કામવશ થઇને તેઓની કન્યાઓને પરણતા હતા. બ્રાહ્મણો પણ નાગલોકોની કન્યાને પરણ્યાના દ્રષ્ટાંતો રાજતરંગિણીમાથી અને વામનપુરાણમાંથી પ્રાપ્ત થાય છે [૨૫] એ રીતે આર્ય પ્રજા બાહ્ય પ્રદેશોની અનાર્ય પ્રજામા લગ્નવ્યવહારથી મિશ્ર થઇ ગયાથી, તે પ્રદેશોની પ્રજાને ધર્મશાસ્ત્રકારોએ વર્ણસંકર કહી હતી, તેમા આશ્ચર્ય જેવું શું છે? યદુ અને તુર્વસુને પણ તેજ કારણથી ઋકસંહિતામા દાસ કહ્યા છે શ્રીયુત રમાપ્રસાદચંદે હરિવંશમાથી જે શ્લોકોનો ઉલ્લેખ કર્યો છે ( પૃ ૪૧ ), તેમા પૂર્વ કાળમા મધ્ય પ્રદેશમાથી સઘળા વર્ણના લોકો બાહ્ય પ્રદેશોમા જઇને વસ્યા હતા, એમ સાબીત થાય છે કાળાન્તરે જ્યારે તે પ્રદેશોમા અનાર્યોનું બળ ઓછુ થયું હશે, અને ત્યા વસેલા આર્યોએ મોટા મોટા તીર્થો નિર્મિત કર્યા હશે, ત્યારે તે સમયના સ્મૃતિકારોએ સ્વલ્પ પ્રાયશ્ચિત્તથી તીર્થયાત્રા કરવાની રજા આપી હશે. ( પૃ ૪૦ ) છેવટ અનાર્યજાતિઓનો પૂર્ણ હ્રાસ થયો અથવા તેઓને વર્ણાશ્રમની નિકૃષ્ટ શ્રેણીમા દાખલ કરવામા આવ્યા, ત્યારે તે તે દેશોમા વસતી બ્રાહ્મણાદિ પ્રજાને મધ્યદેશના બ્રાહ્મણોને પોતાની સમાન સ્વીકારવાને જરૂર પડેલી જણાય છે

પ્રોફેસર દેવદત્ત ભાડારકરે ગુજરાતના નાગરબ્રાહ્મણોની વિદેશીય ઉત્પત્તિ માટે જે કારણો આપ્યા છે, તે જ કારણો શ્રીયુત રમાપ્રસાદચંદે ગ્રહણ કર્યા છે. તે કારણોની અયથાર્થતા વિષે પાછળ ( પૃ ૧૮–૩૨ ) સંપૂર્ણ વિવેચન કરવામા આવ્યુ છે, એટલે તેની અત્ર પુનરૂકિત કરવાની આવશ્યકતા નથી. તો પણ સક્ષેપમા એટલુ જ કહેવુ બસ છે કે–ગુજરાતના નાગરબ્રાહ્મણો પંજાબની સરહદ ઉપરથી ગુજરાતમા આવ્યા ન હતા, પરંતુ કુરૂક્ષેત્રમાથી આવ્યા હતા. તેઓની મૂળભાષા સંસ્કૃત અને લિપિ નાગરી હતી. નાગરી લિપિનો ઉદ્ભવ અથવા પ્રચાર કરનારા આનંદપુરના નાગરોજ હતા. તેઓના શારીરિક લક્ષણો કદાચ મધ્યદેશના બ્રાહ્મણો સાથે મળતા આવતા નહિ હોય, તો તેનુ કારણ પરિસ્થિતિ જ છે

૨૫ રાજતરંગિણી તરંગ ૧ તથા વામન પુરાણ અ. ૬૫ શ્લો. ૧૬૧

કાયસ્થાદિ જ્ઞાતિઓમા મિત્ર, દત્ત, ઘોષ, ત્રાતાદિ અવટંકો છે, તેવી તેર અથવા ચૌદ અવટંકો નાગરોમા પણ છે, તે સત્ય છે. પરંતુ મિત્ર, દત્ત, ઘોષ, ત્રાતાદિ જુદી જુદી ઉપ• જાતિઓ હોમોઆલ્પાઇન જાતિમા હશે, એમ શ્રીયુત રમાપ્રસાદચંદ અનુમાન કરે છે (પૃ ૧૯૧), છતા તેનુ એક પણ પ્રમાણુ તેઓ બતાવી શકયા નથી

શ્રીયુત રખાલદાસ વંદોપાધ્યાયકૃત પ્રાચીન મુદ્રા નામના પુસ્તક ઉપરથી જણાય છે કે—ઇ. સ. ના ૧ લા સૈકાથી ચોથા સૈકા સુધીમાં થઇ ગયેલા મિત્રદત્તાદિ અવટંકો ધારણ કરનારા રાજાઓના નામોવાળા જે શિક્કાઓ મળી આવ્યા છે, તે સઘળા શિક્કાઓ મધ્ય દેશમાથી જ પ્રાપ્ત થયા છે. અયોધ્યાપ્રદેશમાથી, અલ્હાબાદજિલ્લામા આવેલા પ્રભોસા ગામ પાસેથી, મથુરાના ખંડેરોમાથી તથા સંયુક્ત પ્રાંતમા બરેલી જિલ્લામા આવેલ પ્રાચીન અહિચ્છત્ર અને વર્તમાન રામનગર પાસેથી નીકળેલા શિક્કાઓમા મિત્રદત્તાદિ અવટંકો ધારણ કરનારા રાજાઓના નામો જોવામા આવે છે તે નામો બ્રાહ્મી લિપિમા કોતરેલા છે અહિચ્છત્રના કેટલાક શિક્કાઓમા તો નાગવેષ્ટિન શિવલિંગની પણ મૂર્તિ છે. ( પ્ર. ૧૦૪–૧૦૬ ) તે ઉપરથી તે રાજાઓ હાટકેશ્વરના ઉપાસકો હશે, એમ સહજ અનુમાન થાય છે. પરંતુ પંજાબની સરહદ ઉપરથી નીકળેલા શિક્કાઓમાં મિત્રદત્તાદિ અવટંકો ધારણ કરનારા રાજાઓના નામો જોવામા આવતા નથી, તે ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે મિત્રદત્તાદિ અવટંકો વિદેશીય જાતિની નથી, પણ મધ્યદેશનિવાસી આર્યોમા જ પ્રચલિત હતી.

અતઃપર વિસ્તારપૂર્વક સ્પષ્ટ કરવામા આવશે, તેમ નાગરબ્રાહ્મણો જ્યારે પ્રથમ વડનગરમા આવ્યા, ત્યારે વૈદિક ધર્મ જ પાળતા હતા. મિત્રશર્મા નામના એક બ્રાહ્મણે હાટકેશ્વરની ઉપાસના તેઓમા પ્રચલિત કરી હતી, તે સાથે જ મિત્રદત્તાદિ અવટંકો ત્યાના બ્રાહ્મણોએ સ્વીકારી હતી. તે સમયે હજી તેઓએ નાગર સંજ્ઞા ગ્રહણ કરી ન હતી. મિત્ર શર્મા વત્સગોત્રનો હતો વત્સગોત્રનો મુખ્ય સમાવાય પ્રશ્નોરા જેઓ અહિચ્છત્રા કહેવાય છે, તેઓમા જ જોવામા આવે છે.[૨૬] નાગરત્રિમાસિકઓફીસ તરફથી નાગરોના પ્રવરાધ્યાયો ઉપરથી **नवजानन्ति नागरा:** એ નામનુ પુસ્તક પ્રકટ થયુ છે તે ઉપરથી જણાય છે કે વડનગરા નાગરોમા વત્સગોત્રના કોઇ પણ કુટુંબો ગુજરાત, કાઠિયાવાડ અથવા કાશી કે મથુરામા પણ નથી તેથી ઉપર્યુક્ત મિત્રશર્મા અહિચ્છત્રીય હોય, એમ અનુમાન થાય છે. અને તેજ અહિચ્છત્રીય મિત્રશર્માએ હાટકેશ્વરની ઉપાસના તથા મિત્રદત્તાદિ અવટંકો દાખલ કરી છે તેથી સ્પષ્ટ થાય છે કે ઇ. સ ના બીજા અથવા ત્રીજા સૈકામા થઇ ગયેલા અહિચ્છત્રના દત્તમિત્રાદિ અવટંકો ધારણ કરનારા તથા હાટકેશ્વરની ઉપાસના કરનારા રાજાઓમાથી કોઇ રાજાઓનો તે આશ્રયી હશે. અને તે રાજાઓનો વડનગરના બ્રાહ્મણોને પણ આશ્રય થયાથી તેઓએ અહિચ્છત્રીય વત્સગોત્રી મિત્રશર્માને પોતાની જ્ઞાતિમાં દાખલ કરી હાટકેશ્વરોપાસના અને દત્તમિત્રાદિ અવટંકો ગ્રહણ કરી હશે

આ સઘળી હકીકતો ઉપરથી ગુજરાતના નાગર બ્રાહ્મણો હોમોઆલ્પાઇન જાતિના હતા, તે કલ્પના કેવળ મનોવિલાસ જ લાગે છે

## ( પૂર્વાર્દ્ધ સમાપ્ત. )

૨૬ પ્રશ્નોરા નાગર જ્ઞાતિના વસ્તીપત્રકનો રીપોર્ટ, ( સંવત ૧૯૭૩ ), પ્ર. ૨૩–૨૪

# नागरोत्पत्ति.

## ( ઉત્તરાર્દ્ધ. )

### ૧ નાગરખંડ.

વડનગરમાંથી ઉત્પન્ન થયેલી નાગરજ્ઞાતિનો આરંભકાળ લગભગ બે હજાર વર્ષોથી
રા છતાં, આશ્ચર્ય જેવું છે કે સ્કંદપુરાણાન્તર્ગત નાગરખંડ સિવાય બીજા કોઇ પણ
ચીન ગ્રંથમાં નાગરજ્ઞાતિનો ઇસારો કરેલો પણ જણાતો નથી. જૈન લોકોનું માનવું છે કે-
ધ દેશના છેલ્લા નંદ રાજાનો મંત્રી શકટાળ અને તેના પુત્ર સ્થવિર સ્થૂલિભદ્ર જેઓ
ન ધર્મમાં મોટા આચાર્ય થઇ ગયા છે, તેઓ જ્ઞાતિએ નાગર હતા[૧] નંદ રાજાના અને
લિભદ્રજીના વૃતાંતો જે જે બ્રાહ્મણ તથા જૈન ગ્રંથોમાં જોવામાં આવે છે, તેમાંના કોઇ
ગ્રંથમાંથી તે હકીકતને પુષ્ટિ મળતી નથી. હેમચંદ્રસૂરિકૃત સ્થવિરાવલીચરિતના પરિશિષ્ટ
માં સ્થૂલિભદ્રનો પ્રપિતામહ અને શકટાળનો પિતામહ કપિલ અગ્નીહોત્રી બ્રાહ્મણ હતો,
ને મહાવીર સ્વામીએ જૈન બનાવ્યો હતો, એમ કહ્યું છે[૨] નાગરખંડ સિવાય નાગરજ્ઞા-
તીની ઉત્પત્તિ વિષે જુનામાં જુનું પુસ્તક માત્ર પ્રસિદ્ધ કવિવર પ્રેમાનંદના પુત્ર વલ્લભે ક-
રેલામાં રચેલું નાગરોત્પત્તિ નામનું છે. નાગરોની ઉત્પત્તિ પછી તે પુસ્તક અન્યૂન હજાર
વર્ષ પછી લખાએલું હોવાથી તેના ઉપર વિશ્વાસ રાખી શકાય તેમ નથી.

નાગરખંડ સ્કંદપુરાણનો ભાગ છે. દરેક પુરાણમાં સઘળાં પુરાણોની ગણુતિ કરેલી છે,
ા એક સ્કંદપુરાણ મહાપુરાણ અને બીજું તેજ નામનું ઉપપુરાણ છે, એમ કહેવામાં
આવ્યું છે ઉપપુરાણોનો મોટો ભાગ તો ઘણો આધુનિક છે છતાં દરેક મહાપુરાણોમાં
ગણાવેલાં ઉપપુરાણો કયા સ્વરૂપમાં હશે, તેનો નિશ્ચય કરવો, દુરૂહ છે દરેક પુરાણમાં સઘળા
મહાપુરાણો અને ઉપપુરાણોની ગણુતિ કરવામાં આવી છે, તેમજ નારદપુરાણમાં તો દરેક
પુરાણના વિષયોની અનુક્રમણિકા લખી છે. તેથી એવો એક સમય હોવો જોઇએ કે જ્યારે
સઘળાં પુરાણોને એકઠાં કરી તેઓનો સારોદ્ધાર કરવામાં આવ્યો હોય. હિંદુસ્થાનનો પ્રા-
ચીન ઇતિહાસ લખનાર વિન્સેન્ટ સ્મિથ ધારે છે કે પુરાણોનો સારોદ્ધાર ગુપ્તરાજા પેહેલા
ચંદ્રગુપ્તના સમયમાં એટલે ઇ. સ. ૪૫૫ ની પેહેલાં થયો હતો.[૩]

હાલમાં જે નાગરખંડ પ્રચલિત છે અને સ્કંદપુરાણમાં વેંકટેશ્વર પ્રેસ તરફથી પ્રસિદ્ધ
કરવામાં આવ્યો છે, તે મહાસ્કંદપુરાણનો ભાગ છે, એમાં કંઇ શક નથી પરંતુ તે પ્રસિદ્ધ
થએલા નાગરખંડને જૂનાગઢના ગુજરાતિ ભાષાન્તર સાથે મેળવતાં, તેમાં કેટલો બધો વધારો
થયો છે, તે સહજ જણાઇ આવે છે. જૂનાગઢના ગુજરાતિ ભાષાન્તરમાં જ્યારે બધા મળીને
૨૪૮ અધ્યાયો છે, ત્યારે વેંકટેશ્વર પ્રેસના નાગરખંડમાં ૨૭૯ અધ્યાયો છે, એટલે ભાષા
ન્તર કરતાં તેમાં ૩૧ અધ્યાયો વધારે ઘુંસી ગયા છે. એટલુંજ નહિ પણ બંગાળાના સુપ-

---

૧ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય વિજયધર્મસૂરિને એ વિષે પુછતાં, તેઓ પોતાના તા ૬-૮-૧૫
પત્રમાં લખે છે કે-" અમારા પણ સમજવામાં તો એમજ છે કે સ્થૂલિભદ્રજીના પૂર્વજો
નાગરજ હતા " ૨ પરિશિષ્ટ પર્વ, સર્ગ ૭ શ્લો ૧ થી ૧૩

૩. Early History of India by Vencent Smith, 2nd ed p 288.

સિદ્ધ પ્રત્નતત્ત્વવેત્તા નગેન્દ્રનાથ વસુએ 'નાગરો અને નાગરી લિપિ'નો લેખ લખીને બંગાળાની એશિયાટિક સોસાઇટીના જર્નલના ઇ. સ. ૧૮૯૬ ના અંક ૧-૨ મા પ્રસિદ્ધ કરેલ છે, તેમાં જે હકીકત તેઓએ પોતાની પાસે નાગરખંડની પ્રતના ૧૦૭ મા અધ્યાયમાંથી ઉધ્ધૃત કરી છે, તે હકીકત ભાષાન્તરના ૧૧૩ મા અધ્યાયમા જોવામા આવે છે. હયાત પ્રતોમા પણ ઉત્તરોત્તર કેટલો બધો વધારો થઇ ગયો છે, તે આ ઉપરથી સ્પષ્ટ થાય છે.

ઉપસ્કન્દપુરાણ હજુ પ્રસિદ્ધ થયુ નથી. પરતુ વેંકટેશ્વર પ્રેસના અધિપતિ પોતે પ્રસિદ્ધ કરેલા સ્કન્દપુરાણની પ્રસ્તાવનામા લખે છે કે-ઉપસ્કન્દપુરાણમા છ સંહિતાઓ છે, અને આખા ગ્રંથના એક લાખ શ્લોકો છે, એમ કહેવાય છે. છતા ઉપસ્કન્દપુરાણના નામથી જેટલા પુસ્તકો ઉપલબ્ધ થયા છે, તે સઘળા પુસ્તકોની શ્લોકસંખ્યા બે ત્રણ લાખથી પણ વધારે થાય છે[૪] નાગરોનું અનુકરણ કરીને ગુજરાતદક્ષિણમા આવીને વસેલી ઘણી ખરી જ્ઞાતિઓએ પોત પોતાનું પુરાણ બનાવ્યું છે, અને તે પુરાણ સ્કન્દપુરાણનો ભાગ છે, એમ ઠરાવી દીધુ છે. ઉપસ્કન્દપુરાણની શાકરી સહિતામા દરેક સંહિતાના ખડો અને શ્લોક સખ્યાની ગણના કરી છે. તે જોતા તે સમયમા આખા ગ્રંથની શ્લોકસંખ્યા ૧૨૮૦૦૦ની થવા જાય છે. ત્યાર પછી પણ તેમા બમણો ત્રમણો વધારો થઇ ગયો છે તે ઉપસ્કન્દપુરાણમા પણ નાગરખડો હોવાનું જણાયુ છે. તેની સનત્કુમારસંહિતાનો ૮ મો ખડ નાગરખડ નામનો છે, જેની શ્લોકસંખ્યા ૧૦૦૦૦ ની છે, અને શાકરી સંહિતાનો ૧૫ મો ખડ નાગરખડ નામનો છે, જેની શ્લોકસખ્યા ૨૦૦૦ની છે[૫] આ બન્ને નાગરખડો મહાસ્કન્દપુરાણના નાગરખડથી જૂદાજ છે તે ગ્રંથો પ્રસિદ્ધ થાય તો તેમાથી નાગરજ્ઞાતિના ઇતિહાસ ઉપર વિશેષ પ્રકાશ પડવાનો સંભવ રહે છે.[૬]

નારદપુરાણની અનુક્રમણિકામા અને પ્રભાસખડમા ૧ માહેશ્વર, ૨ વૈષ્ણવ, ૩ બ્રાહ્મ, ૪ કાશી, ૫ આવન્ત્ય. ૬ નાગર અને ૭ પ્રભાસ મળી સ્કન્દપુરાણમા સાત ખડો છે, એમ સ્પષ્ટ લખ્યુ છે પરતુ અસલ સ્કન્દપુરાણમા સાત ખડો હોય, એમ માની શકાતું નથી નાગરખંડમાજ વડનગરના ચડશર્માએ પુષ્પકને પ્રાયશ્ચિત્તવિધિ બતાવ્યો છે. તે પ્રસંગે કહ્યું છે કે, "સ્કન્દપુરાણમા મેં પુરશ્ચરણસપ્તમી વિષે વાચ્યુ છે, તે પુરશ્ચરણસપ્તમીનું તુ વ્રત કર" તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે નાગરખંડ લખાયો, તે વખતે તો નાગરખડથી સ્કન્દ પુરાણ જૂદુ છે, એમ માનવામા આવતું હતું સાતે ખડોમા વર્ણવેલા વિષયો જોતા માહેશ્વરખડ, વૈષ્ણવખડ અને ધર્મારણ્યના નામના ઉપખડ સિવાયનો બ્રાહ્મખડ-એટલો ભાગ અસલ સ્કન્દ પુરાણનો હશે, એમ ધારી શકાય છે. બ્રાહ્મખડાન્તર્ગત ધર્મારણ્ય ખડમા તો મોઢ બ્રાહ્મણો અને મોઢવાણીઆનો ઇતિહાસ તથા ગુજરાતના રાજા કુમારપાળની પણ કથા જોવામા આવે છે,[૮] તેથી ધર્મારણ્યખડનો ભાગ કેટલો બધો આધુનિક છે, તે સ્પષ્ટ સમજી શકાય છે.

---

૪. વેંકટેશ્વર પ્રેસના છાપેલા સ્કન્દપુરાણની પ્રસ્તાવના, પૃ ૧૨

૫ તેજ, પત્ર ૧૩, પૃ ૧.

૬ જૂનાગઢના નાગરબ્રાહ્મણ વે મૂ ગુલાબશકર કલ્યાણજી વ્હોરાએ ત્રિચિનાપોલીમાથી ત્રાંબાના પતરા ઉપર સસ્કૃત ભાષામા અને નાગરી લિપિમા લખાયેલા હાટકેશ્વરમાહાત્મ્યની નકલ મેળવી છે તે પુસ્તકમા અધ્યાયો ૩૧ અને શ્લોકસખ્યા ૧૯૦૦ની છે, એમ તેઓનું કહેવુ છે તે હકીકત ખરી હોય તો તે ગ્રંથ પણ ઘણો ઉપયોગી થઈ પડવાનો સભવ છે

૭ સ્કન્દપુરાણ, નાગરખડ, અ. ૧૧૨ શ્લોક ૧૨-૧૪

૮. સ્કન્દપુરાણ, બ્રાહ્મખડ, ધર્મારણ્યખડ અ. ૩૯.

તોપણ એટલો નિશ્ચિત છે કે નારદપુરાણની અનુક્રમણિકામા નાગરખડની અનુક્રમ-
ણ સવિસ્તર લખાયેલી છે. તેથી તે અનુક્રમણિકા લખાયા પેહેલા નાગરખડ લોકમાન્ય
ને પ્રમાણરૂપ થયો હોય તોજ તેને તેમા સ્થાન મળી શકે. સ્કદપુરાણની ગુપ્તલિપિમાં
લેલી એક પ્રત ઉપલબ્ધ થઇ છે, તે પ્રતના અક્ષરોના મરોડ ઉપરથી તે પ્રત ઇસ્વીસનના
૧મા સૈકાના પૂર્વાર્દ્ધમા લખાઇ હશે, એમ માનવામા આવે છે.[૯] તેમજ પુરાણોનો
દ્ધાર મોડામા મોડો ઇ. સ. ૪૮૦ની આસપાસ થયો જોઇએ, એમ પ્રત્નતત્ત્વવેત્તાઓની
ન્યતા છે.[૧૦] ત્યારે નાગરખડની રચના તે પેહેલા ઓછામા ઓછા ૫૦ વર્ષ પહેલા થયેલી
ઈએ તો ઇ સ. ના પાચમા સૈકાના આરભમા નાગરખડ રચાયો હશે, એમ નિઃસંદેહ-
ની શકાય છે.

નાગરખડમા વર્ણવેલી કથાઓના મુખ્યશઃ ચાર વિભાગો પાડી શકાય, ૧ હાટકેશ્વરની
પત્તિ અને તેનું માહાત્મ્ય, ૨ તીર્થોની ઉત્પત્તિ અને તેઓનુ માહાત્મ્ય, ૩ નાગરોની ઉત્પ-
અને તેઓનો તત્કાલીન ઇતિહાસ તથા ૪ શ્રાદ્ધ કલ્પ. હાટકેશ્વરની ઉત્પત્તિની કથા
વપુરાણ અને વામનપુરાણાદિ પુરાણોમાથી કઇક અંશે ફેરફાર કરીને અક્ષરશ: મુકવામા
વેલી છે. વડનગરમા સ્થપાયલા તીર્થો જેવા અન્ય સ્થળોએ પ્રાચીન તીર્થો છે અને તે
ર્થોના સંબધમા જૂના જૂના પુરાણોમા જે કથાઓ આપી છે, તે કથાઓ થોડા ઘણા
ધારાવધારા સાથે નાગરખડમા આપેલી છે પરતુ કેટલાંક નવીન તીર્થો સ્થપાયા, તેઓ-
સંબધમા તત્કાલીન ઇતિહાસ આપેલો છે તે ઇતિહાસને પ્રાચીનતાની છાપ મારવાને માટે
ની હકીકતમા જ નહિ, પણ માણસોના નામોમા પણ ફેરફાર કર્યો છે. શ્રાદ્ધકલ્પના વિષયમા
કઇ નવીન કહેવાનું હોય નહિ, છતા મહાલય અને સાવત્સરિક શ્રાદ્ધોની ક્રિયાઓમા
ચલિત શાસ્ત્રપ્રણાલી કરતાં નાગરખડમા થોડો ઘણો મતાતર બતાવ્યો છે, તે હેમાદ્રિ
વા ધુરધર વિદ્વાને પણ પોતાના ચતુર્વર્ગચિતામણિ નામના વિરાટ્ પુસ્તકમા સ્વીકારેલો
અને ત્યાર પછી નિર્ણયસિધુ–આદિ નિબધકારોએ તેનું પ્રામાણ્ય અંગીકૃત કર્યું છે તે
રથી નાગરખડને પાછળના ભાગમા પુરાણની જેટલી મહત્તા મળી ચૂકી છે, એમ સિદ્ધ
ય છે. આખા ગ્રથમા બે બાબતો ખાસ લક્ષ ખેચે છે. એક તો એ કે વડનગરના ના-
ાને સરહદ ઉપર આવેલા નાગલોકો સાથે કાયમ કલહ થયા કર્યો છે. તેથી જે સમયમા
નગરની સરહદ ઉપર નાગલોકોનુ રાજ્ય હશે, તે સમયમા જ વડનગરની ઉત્પત્તિ થઇ
ી. નાગરાજ્યના વિનાશ સાથે જ નાગરખડની સમાપ્તિ થાય છે તેથી તે સમય પછી
રત નાગરખડની રચના થયેલી હોવી જોઇએ. બીજી બાબત એ છે કે–પ્રસિદ્ધ ચિના પ્ર-
સી હુંયેનસંગે વડનગરમા સાતમા સૈકાના મધ્ય ભાગમા બૌદ્ધ અને જૈનોના મઠો અને
દિરો જોયા હતા,[૧૧] નગેન્દ્રનાથ વસુ કહે છે, તેમ ઇસ્વીસનના પાચમા સૈકામા વલ્લભી
જા ધ્રુવસેને વડનગરમા જૈન કલ્પસૂત્રની પ્રસિદ્ધિ કરી હતી.[૧૨] તેમ છતા આખા નાગર-
ડમા બૌદ્ધ અથવા જૈન ધર્મો વિષે એક પણ શબ્દ લખવામા આવ્યો નથી. આનર્ત
ના જે રાજાઓનુ વર્ણન કરવામા આવ્યું છે, તે સઘળા બ્રાહ્મણધર્મના પુરા પક્ષપાતી
તા અને બ્રાહ્મણોનુ પ્રાચીન રાજાઓની પેઠે દેવો કરતા પણ અધિક સન્માન કરતા હતા.
લભી રાજાઓની પુર્વે ગુજરાત દેશ ગુપ્તરાજ્યના તાબામા હતો અને તે પેહેલા ક્ષત્રપોનું

૯–૧૦. Early History of India by Vincent Smith, 2nd ed. p. 20.
૧૧–૧૨, Journal of the Asiatic Society of Bengal P. I, pp 132–3.

ત્યાં રાજ્ય હતું. આ બન્ને વંશોના રાજાઓનુ બૌધ્ધ અથવા જૈન ધર્મ તરફ વલણ હોય, એમ જણાયુ નથી. બૌધ્ધ અને જૈન ધર્મોનો પ્રચાર અને પ્રબળ તો વલભી રાજાઓના સમયમા જ થયાનુ જાણવામા આવ્યુ છે. તે ઉપરથી વલભીરાજ્યારંભ પેહેલા નાગરખંડ રચાયો હતો, એમ સિધ્ધ થાય છે. વલભી રાજાઓએ આનંદપુરના બ્રાહ્મણોને અનેક દાનો આપ્યાના તામ્રપત્રો પણ પ્રસિધ્ધ થયા છે અને જૈન કલ્પસૂત્રનો ગ્રંથ પેહેલ વેહેલો આનંદપુરના બ્રાહ્મણો પાસે જ પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો, તેથી વલભી રાજાઓના સમયમા વડનગર બહુ વિભવશાલી થયુ હોય અને ત્યાના નાગરો વિદ્યામા બહુ પ્રતિષ્ઠાશાલી થયા હોય એમ સમજ અનુમાન થાય છે. તે હકીકત પણ નાગરખંડ મોડામા મોડો ઇસ્વીસનના પાચમા સૈકાના આરંભમા લખાયો હશે, એમ જે ઉપર અનુમાન કર્યું છે, તેનું સમર્થન કરે છે

## ૨ હાટકેશ્વર અને આમુષ્યાયણો.

બ્રાહ્મણ વર્ણની સઘળી જ્ઞાતિઓમા નાગરજ્ઞાતિની ત્રણ વિશિષ્ટતાઓ ખાસ રીતે નજરે તરી આવે છે ૧ તેઓનો ઇષ્ટદેવ હાટકેશ્વર છે, જે પ્રાયશ. હિંદુની બીજી કોઇ પણ જ્ઞાતિને નથી, ૨ એકસ્ત્રીવિવાહ અને ૩ અયાચકતા અથવા યથાર્થ કહીએ તો અપ્રતિગૃહિતત્વ–એ તેઓના ખાસ લક્ષણો છે

એ પણ અર્થસૂચક છે કે–પુરાણોમા દૈત્યો, દાનવો, નાગો વગેરે જે અનાર્ય જાતિઓનું અથવા આર્યોની વિરોધી જાતિઓનુ વર્ણન કર્યું છે, ત્યા તે સઘળી જાતિઓના ઇષ્ટદેવ શંકર હતા, એમ કહેલુ છે અતલસુતલાદિ સપ્તપાતાલમા દાનવ, દૈત્ય અને નાગ જાતિઓ વસતી હતી,[1] અને તેઓનો ઇષ્ટદેવ હાટકેશ્વર હતો[2] હિંદુસ્થાનમા એક સમયે આખા દેશ ઉપર નાગજાતિ પથરાઇ ગઇ હતી, એમ નાગ અથવા નગર શબ્દથી યુક્ત અનેક ગામો શેહેરો અને તીર્થોના નામો ઉપરથી અનુમાન થઇ શકે છે. વેદમા અહિ અને સર્પ જાતિઓનુ વર્ણન જોવામા આવે છે, પરંતુ નાગજાતિનો કંઇ પણ ઉલ્લેખ જોવામા આવતો નથી થીયોસોફીના સાહિત્યમા કહેવામા આવ્યું છે, તેમ આટલાંટિસ ખંડનો જળપ્રલય થયા પછી, તેમાથી બચેલા મનુષ્યો જળમાર્ગે અથવા સ્થળમાર્ગે હિંદુસ્થાનમા દાખલ થયા હશે, એમ અનુમાન થાય છે તેઓના દેશનું નામ પાતાલ હતું, એમ પુરાણોમા કહેવામા આવ્યુ છે અલેક્ઝાંડરે હિંદુસ્થાન ઉપર આક્રમણ કર્યું ત્યારે તે સમયમા સિંધુનદી અને સાગરના સંગમ ઉપર એક પાતાલ નામનુ શહેર હતું[3] નાગરખંડમા કહ્યું છે કે–આધુનિક વડનગરની આસપાસ એક મોટુ અરણ્ય હતું, અને તે અરણ્યનું નામ હાટકેશ્વરક્ષેત્ર કહે-

---

૧ तेषु दानवदैतेषु जातय. शतसंघरा: ।
निवसन्ति महानागजातयश्च महामुने ॥ વિષ્ણુપુરાણ

૨ भुमौ रुद्रस्य लोकश्च पाताले हाटकेश्वरम् ॥ લિંગ પુરાણ અ ૧ શ્લો. ૫૪.
पाताले सप्तमे चास्ति लिंग श्री हाटकेश्वरम् ॥
ब्रह्मणा स्थापितं पार्थ सहस्रयोजनोच्छ्रितम् ॥ ७ ॥
तच्चार्चयंति तल्लिंगं नानानागेन्द्रसत्तमा: ॥ ९ ॥ સ્કંદપુરાણ, માહેશ્વર ખંડ, કૌમારિકા ખંડ. અ. ૨૫.

3 Early History of India by Vencent Smith, 2nd ed p 101

વાતું હતું; તે હાટકેશ્વરક્ષેત્રમાથી જળમાર્ગે પાતાળમા જવાતું હતુ, અને પાતાળના નાગ-લોકો હાટકેશ્વરક્ષેત્રમા આવતા હતા.[૪] કાશ્મીરના રાજતરંગિણી નામના ઇતિહાસ ઉપરથી જણાય છે કે—ચંદ્રભાગા ( આધુનિક ચિનાબ ) નદીની આસપાસનો પ્રદેશ પાતાલ કહેવાતો હતો અને ત્યા નાગલોકોનુ રાજ્ય હતું.[૫] આ ઉપરથી સહજ અનુમાન થાય છે કે—નાગ-લોકો પ્રથમ કાશ્મીરમા તથા સિંધમા આવીને વસ્યા હતા અને ત્યાર પછી તેઓ હિંદુસ્થા-નના જુદા જુદા ભાગોમા ફેલાઇ ગયા હતા

નાગરોના પૂર્વજો હાટકેશ્વરક્ષેત્રમા જ્યારે આવીને વસ્યા, ત્યારે તે સ્થળે હાટકેશ્વરનું મંદિર હતું નહિં, તેમજ મહાભારત તથા પુરાણોમા જ્યા જ્યા હાટકેશ્વરમંદિરનો ઉલ્લેખ કર્યો છે, તેની સાથે નાગરોને કઇ સબધ હોવાનું જણાયુ નથી. મહાભારતમા, હિમાલયના ધવલગિરિશિખિરની પાસે કિંપુરૂષનો પ્રદેશ અને તેની પાસે હાટકપ્રદેશ જેની મર્યાદા માનસરોવર સુધી હતી, એમ કહેલું છે, તે હાટકપ્રદેશમા ગુહ્યકોનું રાજ્ય હતું[૬] તે સમયમા દક્ષિણમા કેરલદેશની ઉત્તરે કરહાટકનામનું નગર હતું, એમ પણ કહેલુ છે[૭] બગાળામા આવેલા બર્દવાન શહેર જેનું પ્રાચીન નામ વર્ધમાન હતું, તે વર્ધમાનની નજીક ત્રિવિક્રમ નદીને કિનારે હાટકનગર હતું, એમ ભવિષ્ય પુરાણના બ્રાહ્મખંડ (અ. ૭)મા કહેલું છે. પરંતુ તે તે સ્થળોએ હાટકેશ્વરના મંદિરો હતા કે નહિ અથવા તે તે સ્થળોના નિવાસીઓ હાટકેશ્વરના ઉપાસકો હતા કે નહિ, તે વિષે કઇ પણ કહેવામા આવ્યુ નથી. મહાભારત અને રામાયણમાં હાટકેશ્વર વિષે કઇ ઉલ્લેખ નથી. પુરાણોમા વામનપુરાણમા સપ્તગોદાવર પ્રદેશમા હાટકેશ્વરનું મંદિર હોવાની કથા લખેલી છે[૮]

સ્કંદપુરાણના માહેશ્વરખંડાન્તર્ગત કૌમારિકાખડમા ગુજરાતમા આવેલી મહીનદી અને સાગરસંગમને સ્થળે મહીનગરમા બ્રહ્મદેવે પાતાલમાથી હાટકેશ્વરનુ બાણ લાવીને પ્ર તિષ્ઠા કર્યાનું કહ્યું છે.[૯] તે સિવાય પુરાણપ્રસિદ્ધ હાટકેશ્વરનું મંદિર તો નાગરખડમા કહેલ વડનગરનુંજ છે પરંતુ તે સિવાય કુરૂક્ષેત્રમા આવેલા વર્ત્તમાન સેફીદીન પ્રગણામા સેફીદન નામનું ગામ છે, તે ગામથી છ માઇલ દૂર હાટ નામનુ ગામ છે. તે ગામ નજીક પંચનદ સ્થળ ઉપર હાટકેશ્વરનુ પ્રાચીન મંદિર છે તેની પ્રતિષ્ઠા સત્યયુગમા થઇ હતી, એવી દંતકથા પ્રચલિત છે, તેજ પ્રગણામા નાગેશ્વરમાહાદેવ, નાગદમનદેવી અને નાગતીર્થો પણ આવેલા છે.[૧૦] વામનપુરાણમા કુરૂક્ષેત્રનુ માહાત્મ્ય વર્ણવતા નાગતીર્થ અને પંચનદ તીર્થનો મહિમા વર્ણવ્યો છે, પરંતુ તે સ્થળે હાટકેશ્વરનુ મંદિર હોવાનું લખ્યુ નથી[૧૧]

---

૪ નાગરખડ અ ૮ શ્લો ૧૮–૨૪

૬. મહાભારત, સભાપર્વ, અ ૨૮ શ્લો. ૧-૪

૭ તેજ, અ ૩૧ શ્લો ૭૦

૮ વામનપુરાણ, અ ૬૫ શ્લો ૫૫

૯ કૌમારિકાખડ, અ ૪૮ શ્લો, ૨૦—૨૧

૧૦. Archeological Survey–Report by Cunningham Vol XIV, p 86, Notes by L. Raghunathdas, Superintendent of Ethnology to the Zhind State.

૧૧ વામનપુરાણ અ ૩૪ શ્લો ૨૨-૨૬

તેથી તે સ્થળે હાટકેશ્વરની પ્રતિષ્ઠા વામનપુરાણ લખાયા પછી કરવામા આવી હશે. તોપણ ત્યા નાગેશ્વરમહાદેવ, નાગદમનદેવી અને નાગતીર્થો હોવાથી નાગલોકોનુ જે સમયે તે સ્થળે પ્રાબલ્ય હશે તે સમયે તેઓએ હાટકેશ્વરની પ્રતિષ્ઠા કરી હશે. તે સિવાય ખાનદેશમા આવેલ અહમદનગરનુ પ્રાચીન નામ નગર હતું. ત્યા હાટકેશ્વરનું મદિર હજી પણ વિદ્યમાન છે. નગેન્દ્રનાથ વસુની માન્યતા પ્રમાણે વડનગરના બ્રાહ્મણોએ ચડશર્માને બહિષ્કૃત કર્યો, ત્યાર પછી તેના વંશજો ત્યા આવીને વસ્યા હતા, અને ત્યા એક શેહેર વસાવીને વડનગરના અસલ નામ નગર ઉપરથી તે શેહેરનુ નામ નગર પાડયું હતું, અને ત્યા હાટકેશ્વરની પ્રતિષ્ઠા કરી હતી.[૧૨]

આ ઉપરથી સહજ અનુમાન થાય છે કે–હિંદુસ્થાનમા હાટકેશ્વરની પ્રતિષ્ઠા કરનારા પ્રથમ નાગલોકો હતા, અને ત્યાર પછી નાગરબ્રાહ્મણોએ હાટકેશ્વરની ઉપાસનાનો સ્વીકાર કર્યો હતો.

નાગરખડમા વર્ણવેલી હાટકેશ્વરની કથા ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે વર્તમાન વડનગરને સ્થળે અને તેની આસપાસ એક મોટું અરણ્ય હતું. તે અરણ્ય હાલના કચ્છના રણ સુધી આવેલુ હતુ. કચ્છના રણની જગોએ સમુદ્ર હતો. તે સમુદ્રમાર્ગે સિંધના પાતાલ ગામમાથી નાગલોકો તે અરણ્યમા આવીને વસ્યા હતા, અને તે અરણ્યનું નામ હાટકેશ્વર ક્ષેત્ર પાડયુ હતુ.[૧૩] પરતુ નાગરોના પૂર્વજો જે બ્રાહ્મણો હતા, તેઓ કુરૂક્ષેત્રમાથી આવીને તે હાટકેશ્વર ક્ષેત્રમા રહ્યા હતા અને તે સમયે ત્યાં હાટકેશ્વરનુ મદિર ન હતુ તત્કાલીન ગુજરાતના રાજાનો તેઓએ કુષ્ઠ વ્યાધિ શાત કરવાથી તે રાજાએ ત્યા એક ગામ વસાવી, તે બ્રાહ્મણોને દાનમા આપ્યુ હતું.[૧૪] ત્યાર પછી ઘણે કાળે ત્યાના બ્રાહ્મણોએ હાટકેશ્વરની ઉપાસના દાખલ કરી હતી તેઓએ કેવી રીતે અને કેવા સંયોગોમા હાટકેશ્વરની ઉપાસના સ્વીકારી હતી, તે વિષે નાગરખડના અધ્યાય ૧૦૭ મા જે કથા આપી છે, તેનો સાર કહી જવાનું યોગ્ય જણાય છે

"હાટકેશ્વરક્ષેત્રના ચમત્કારપુરમા વત્સગોત્રનો બ્રાહ્મણ ચિત્રશર્મા હતો. ચમત્કારપુરમા પાતાલના હાટકેશ્વરની પ્રતિષ્ઠા કરવાની તેની ઇચ્છા થવાથી તેણે શકર ઉપર તપ કરીને શકરનું વરદાન મેળવી ચમત્કારપુરમા હાટકેશ્વરના સુવર્ણલિંગની સ્થાપના કરી અને એક ભવ્ય મદિર બધાવ્યુ બીજા બ્રાહ્મણોને તેની ઇર્ષ્યા આવવાથી, તેઓએ પણ પણ દુશ્ચર તપશ્ચર્યા કરી અને શંકરના પ્રસાદથી દરેક ગોત્રના બ્રાહ્મણે એકેક શકરનું મદિર બધાવી ૬૮ ગોત્રોના બ્રાહ્મણોએ ૬૮ તીર્થો બાધ્યા." એ રીતે વડનગરમા બ્રાહ્મણોમા હાટકેશ્વરની ઉપાસના દાખલ થઇ.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે–ચિત્રશર્માએ હાટકેશ્વરની ઉપાસના કોની પાસેથી અને કયા પ્રદેશમાથી સપાદન કરી ?

કચ્છભુજના નાગરગૃહસ્થ રા રા ગૌરીશંકર જયશકરે ત્રિમાસિકપત્રમા તે વિષે ચર્ચા ઉપસ્થિત કરી લખ્યુ છે કે—

---

૧૨ Journal of the Asiatic Society of Bengal, 1896, P I pp 117-8.

૧૩. નાગરખડ અ ૧ થી ૮ સુધી.

૧૪ તેજ, અ ૧૦-૧૧

"નાગ શબ્દને છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય રા લાગવાથી નાગરા થાય છે અને નાગરા
ો નાગરશબ્દ વ્યુત્પન્ન થયો છે. નાગલોકોનું એક ટોળુ બાકટ્રીયામાંથી હિંદુસ્થાનમાં
, તેમાંનો એક ભાગ કાશ્મીરમાં જઈને વસ્યો, તે ત્યાંના પંડિતબ્રાહ્મણો છે. બીજું
સિંધમાં આવ્યું, ત્યાંથી પાતાલ નામના નગરમાંથી વર્તમાન વડનગરમાં આવીને
, જેઓ હાલના નાગરો છે.

"કાશ્મીરના નાગરાજા મહારાજા રણાદિત્યની રાણી રણરંભા કે જે વિંધ્યગિરિના
ી કુંવરી હતી, તેણે રાજાને પૂજવાને માટે કિંમતી જવાહીર સ્ફાટિકની પીઠિકા આપી,
તે પીઠિકાને રણાદિત્યે ચંદ્રભાગા નદીને રસ્તે પાતાળમાં આણી, એ સ્ફટિક મણિની
ાને શ્રી હાટકેશ્વર ( સોનાનો ઈશ્વર ) નામ આપી પ્રતિષ્ઠા કરી પૂજન કરવા લાગ્યો,
ી આપણે નાગલોકો શ્રી હાટકેશ્વરને ઇષ્ટદેવ તરીકે માનીએ છીએ "[15]

પ્રથમ તો રા. રા. ગૌરીશંકર ભાઈ નાગશબ્દને છઠ્ઠી વિભક્તિનો રા પ્રત્યય લગાડી, ારથી નાગર શબ્દની વ્યુત્પત્તિ કરે છે, તે વ્યાકરણશાસ્ત્રના કોઈ પણ નિયમને અનુ- નથી. પાણિનિવ્યાકરણ ( અ. ૫ પા. ૩ સુ ૫૫ ) પ્રમાણે **नगरे भव नागरः** જ નાગર શબ્દની વ્યુત્પત્તિ થાય છે અને તેનો અર્થ નગરવાસી થાય છે સુત્ર ૧૨૮ નાગરશબ્દનો અર્થ ચતુર થાય છે, છતાં તેની વ્યુત્પત્તિમાં તેથી કંઈ ફેરફાર નથી, તેમ જ વ્યુત્પત્તિ ઉપરથી તો નાગ શબ્દની સાથે નાગર શબ્દને કંઈ સંબંધ તેઓનો બીજો મુદ્દો એ છે કે–બાકટ્રીયામાંથી નાગ લોકોનું એક ટોળુ કાશ્મીરમાં વસ્યુ, તે કાશ્મીરના પંડિતબ્રાહ્મણો છે, અને બીજું ટોળું સિંધના પાતાળ ગામમાં વસ્યું, તે ગુજરાતના નાગરબ્રાહ્મણો છે. આ હકીકતને કંઈ ઐતિહાસિક પ્રમાણ કાશ્મીરમાં આર્યજાતિ આવીને વસી, તે પેહેલા ત્યાં નાગો વસતા હતા અને તે ા આર્ય લોકોએ ત્યાંથી હાંકી કાઢ્યા હતા, એમ કાશ્મીરના રાજતરંગિણી નામના ાસ ઉપરથી જણાય છે સિંધના પાતાલ ગામમાં નાગલોકો બાકટ્રીયામાંથી આવીને હતા, તેને માટે કંઇ આધાર નથી પરંતુ મહાભારતના યુદ્ધ પેહેલા ઇજિપ્તના નાગ ા કાઠિયાવાડના રાજાઓ સાથે સંબંધ બંધાયો હતો અને તેથી તે બાજુએથી જળ નાગ લોકોએ સિંધમાં પ્રવેશ કર્યો હશે, એમ વધારે સંભવિત જણાય છે[16] તેઓનો મુદ્દો એ છે કે–કાશ્મીરનો રાજા રણાદિત્ય નાગવંશી હતો, તેની રાણી રણરંભાએ તેને કનું શિવલિંગ આપ્યું હતું અને તે શિવલિંગની તેણે સિંધના પાતાળમાં જઈને પ્રતિષ્ઠા નેનું નામ હાટકેશ્વર રાખ્યું, ત્યારથી ત્યાંના નાગોમાં હાટકેશ્વરની ઉપાસના શરૂ થઈ તે નાગોના વંશજો વડનગરમાં આવ્યા, ત્યારે હાટકેશ્વરની ઉપાસના સાથે લેતા આવ્યા. રાજતરંગિણી વાંચતાં રણાદિત્ય નાગવંશી હતો, એમ બિલકુલ માલુમ પડતું નથી. મ હોત તો તેના પૌત્ર બાલાદિત્યના જમાઈ દુર્લભસેનને જેમ કર્કોટક નાગનો ્યો છે,[17] તેમ તેને માટે અથવા તેના પૂર્વજ રાજાઓને માટે કહેવામાં આવ્યું તેથી ઉલટું તે ગોનંદ વંશી હતો, એમ સ્પષ્ટ કહેલું છે[18] તેની રાણી રણરંભાએ

૧૫ ત્રિમાસિક, પુ ૨ અંક ૩ પૃ. ૭૭–૭૯.

૧૬. જુઓ પાછળ, પૂર્વાર્દ્ધ પૃ ૩૨–૩૩–૩૪.

૧૭ રાજતરંગિણી ત. ૩ શ્લો. ૪૯૦

૧૮. તેજ, ત ૩ શ્લો ૪૭૩.

તેને સ્ફટિકમણિનું શિવલિંગ આપ્યાનુ અને તેની પાતાલમા પ્રતિષ્ઠા કરી તેનું નામ હાટકેશ્વર રાખ્યાનુ પણ લખ્યુ નથી પરતુ રણુરભાએ તેને હાટકેશ્વરમત્ર આપ્યો હતો; તે મત્રના પ્રભાવથી તે ચદ્રભાગાનદી ઉતરી શકયો હતો અને તેની નજીકના પ્રદેશ પાતાળમા જઇ ત્યાના નાગ લોકોનો પરાજય કરી, તે પ્રદેશ તાબે કર્યો હતો,[૧૯] એમ લખ્યુ છે. આ ઉપરથી પાતાલ એટલે સિંધનુ પાતાલગામ નહિ પણ ચદ્રભાગા ( ચિનાબ ) નદીની પાસે આવેલ પ્રદેશનુ નામ પાતાળ હતું, એમ સ્પષ્ટ જણાય છે પાતાળમા જઇને તેણે હાટકેશ્વરની પ્રતિષ્ઠા કરી હતી, એમ તેઓશ્રી શા ઉપરથી લખે છે, તે સમજાતું નથી. નાગલોકો તો હિદુસ્થાનમા આવ્યા પહેલા પણ હાટકેશ્વરના ઉપાસકો હતા, એમ ઉપર સપ્રમાણ કહેવામાં આવ્યુ છે. અર્થાત્ કાશ્મીરના રાજા રણાદિત્યનો હાટકેશ્વર સાથે કઈ પણ સંબધ હતો, એમ માનવાને કઇ પણ કારણ માલુમ પડતું નથી

નાગરખડમા તો વત્સગોત્રી ચિત્રશર્માએ શકરના વરદાનથી વડનગરમા હાટકેશ્વરની પ્રતિષ્ઠા કર્યાનું લખ્યુ છે. પરતુ તે સાથે એકબે બીજી હકીકતો પણ લખી છે, તે ઉપરથી તે વાત ઉપર કઇ વિશેષ પ્રકાશ પડી શકે છે. વડનગરના બીજા બ્રાહ્મણોને વડનગરમા ૬૮ તીર્થો બાધવાની રજા આપતા શકરે ચિત્રશર્માને કહ્યુ છે કે—

> तुरीयमपि ते गोत्र वेदोक्तेन क्रमेण च ।
> आद्यतां चापि ते सर्वे कीर्तिष्यंति ते द्विजाः ॥ अ. १०७ श्लो. ५६

"હે બ્રાહ્મણ! વેદોક્ત ક્રમ પ્રમાણે તારૂં ગોત્ર ચોથુ હોવા છતા આ સર્વે બ્રાહ્મણો તારા ગોત્રને પ્રથમ પદ આપશે."

ત્યાર પછી બીજા સઘળા બ્રાહ્મણોએ વરદાન માગતા કહ્યુ કે—

> यदि देव प्रसन्नस्त्वमस्माक च सुरेश्वर ॥
> पश्चिमश्चित्रशर्मा च यमाद्यो भवता कृत ॥ ७१ ॥
> अस्मदीयं सदा नाम कीर्तनीयमसंशयम् ॥
> श्राद्धकृत्येषु सर्वेषु यथा तेन समा वयम् ॥ ७२ ॥

"હે દેવ! જો આપ અમારા ઉપર પ્રસન્ન થયા હો તો ચિત્રશર્મા જે અમારામા સૌથી છેલ્લી પક્તિનો છે, તેને આપે પ્રથમ પક્તિ આપી, તો હવે અમે પણ શ્રાદ્ધાદિક કર્મમા ચિત્રશર્માની બરાબર થઇએ, તેમ કરો."

તે ઉપરથા શ્રી મહાદેવે કહ્યુ કે—

> युष्माकमपि ये केचिद्वंशं यास्यन्ति मानवा ॥
> युवान शास्त्रसंयुक्ता वेद विद्याविशारदा ॥ ७३ ॥
> आनयिष्यथ तान् युयमामुष्यायणसंज्ञितान् ॥
> नित्यं स्थितास्त्वते क्षेत्रे श्राद्धस्याक्षयकारका ॥ ७४ ॥

"હે બ્રાહ્મણો! તમારા વશના પણ સઘળા દ્વિજો સદા યુવાન રહેશે અને વેદશાસ્ત્રમા બહુ કુશલ થશે. તેઓને તમે આમુષ્યાયણો આપશો અને તેઓ આ ક્ષેત્રમા રહીને અક્ષય ફળ આપનારી શ્રાદ્ધક્રિયાઓ કરનારા થશે"

---

૧૯. તેજ, ન ૩ શ્લો ૪૬૫—૪૭૦

ઉપર કહેલી હકીકત ઉપરથી મુખ્ય વાત તો એ ધ્યાનમા આવે છે કે–ચિત્રશર્મા વત્સ-ત્રનો હતો અને તેના ગોત્રને સૌથી છેલ્લી ( પશ્ચિમ ) પક્તિ આપવામા આવી હતી, કારણુ તે વડનગરમા પાછળથી આવેલો હોવો જોઇએ. તે સિવાય બીજો ખાસ મુદ્દો મા રાખવા યોગ્ય એ છે કે–શંકરે વડનગરના બ્રાહ્મણોને આમુષ્યાયણો રાખવાની આજ્ઞા કરી.

ત્રિમાસિકપત્રની ઓફીસ તરફથી નવજ્ઞાનતીતિ નાગરા એ નામનુ લઘુ પુસ્તક સેદ્ધ થયુ છે. તે પુસ્તકમા ગુજરાતકાઠિયાવાડમા વસતી સઘળી વડનગરાનાગરજ્ઞાતિમા લ જે જે ગોત્રો, પ્રવરો વગેરે વિદ્યમાન છે, તેનો સગ્રહ કરવામા આવ્યો છે. તે જોતા ણાય છે કે હાલની વડનગરાનાગરજ્ઞાતિમા વત્સગોત્ર પ્રચલિત નથી, પણુ વત્સપાલ ના-નું ગોત્ર પ્રચલિત છે, તે પણુ બહુ સ્વલ્પ સમવાયમાં છે. પ્રશ્નોરાનાગરજ્ઞાતિના વસતિ-ત્રક ઉપરથી જણાય છે કે તેઓનો મોટો ભાગ વત્સગોત્રનો છે[21] પ્રશ્નોરા પોતે અહિચ્છ થી આવ્યા છે, એમ કહે છે. તે અહિચ્છત્ર પ્રોફેસર દેવદત્ત ભાડારકર કહે છે, તેમ પ ાબમા કાગડા પાસે અહિચ્છત્ર નામનુ ગામ હતું, તે નહિ, પણુ યુક્તપ્રદેશમા બરેલી જલ્લામા રામનગર પાસે આવલુ, મહાભારતમા કહેલ પાચાલ દેશની રાજધાનીનું અહિચ્છત્ર તું, તે જ છે નાગરોમા દાખલ થયેલા આમુષ્યાયણો સાથે તેને પુરતો સંબધ હોવાનું બળ કારણુ મળે છે.

નાગરોમા હાલમા મેહેતા, ઓઝા, વ્હોરા, દેશાઇ વગેરેની અવટકો પ્રસિધ્ધ છે. તે હેલા ચદ્રેચા, ગુલેચા, વજ્રઉલાદિ ૧૫૫ અવટકો પ્રચલિત હતી.[22] અને તે પહેલા ભૂતિ, વ વગેરે ચૌદ આમુષ્યાયણો પ્રચલિત હતા.[23] વર્ત્તમાન અવટકોમાની ઘણીખરી અવટકો ા ધધો, વ્યવસાય અથવા નિવાસસ્થાનોના નામો ઉપરથી કે કુલોત્પન્ન પરાક્રમી પૂર્વજના ામ ઉપરથી પણુ પડેલી લાગે છે તે પેહેલાની ચદ્રેચાદિની ૧૫૫ અવટકો ગામોના નામો પરથી પડી હોય, એમ જણાય છે રાજકોટમ્યુઝીયમના ક્યુરેટર વેદમૂર્તિ વલ્લભજી હરિ-ત આચાર્ય ધારે છે કે–વડનગરના રાજાઓએ વડનગરના બ્રાહ્મણોને આસપાસના ૧૫૫ ામો દાનમા આપ્યા હતા, તે ગામોના નામો ઉપરથી તે તે અવટકો નાગરોમા દાખલ ઇ હતી.[24]

કાયસ્થો, શ્રીમાળી બ્રાહ્મણો અને બંગાળાના બ્રાહ્મણો વગેરેમા એવી અવટકો અથવા આમુષ્યાયણો ગમે તે કારણોથી પ્રચલિત થયા હોય, પરતુ તે કારણો નાગર જ્ઞાતિને લાગુ

---

૨૦ ત્રિમાસિક પુ ૨ અ ૧ નો વધારો

૨૧ પ્રશ્નોરાનાગરજ્ઞાતિનું વસ્તિપત્રક, સ ૧૯૭૩ પુ ૨૩–૨૪

૨૨ શ્રીયુત પડિત ગગાશકર પચોલીકૃત નાગરોત્પત્તિ. પૃ ૯૨–૯૪.

२३ भूतिभवौ नागदत्तौ मित्रदेवौ च वर्म च ।
गुप्तनंदौ च घोषश्च शर्मदासौ च दाम च ॥
त्रातदत्तौ च शर्माण आमुष्यायणसंज्ञिताः
मुद्गलेनैव मुनिना चतुर्दश इतीरिताः ॥
संकृतस्य मुनेर्वंशे स सभुतो द्विजोत्तम. ।
प्रभावइति विख्यातो दत्तसंज्ञो निमेः सुत ॥

તેજ, પૃ. ૧૨૫.

૨૪ ત્રિમાસિક પુ. ૧. અં ૪, પૃ. ૭૭.

પડતા નથી. વલભીપુરના તામ્રપત્રોમા આનંદપુર (આધુનિક વડનગર) ના બ્રાહ્મણોના નામોની પછવાડે મિત્ર, દત્તાદિ અવટંકો લખેલી છે.[૨૫] નાગરખંડમા ભર્તૃયજ્ઞ જેનુ મૂળ નામ પ્રભાવ હતું, તેની અવટંક દત્ત હતી, એમ કહ્યુ છે.[૨૬]

વે મૂ. વલ્લભજી હરિદત્ત આચાર્યને નાગરોના પ્રવરાધ્યાયના પાચ છ પુસ્તકો પ્રાપ્ત થયા હતા તેમા સંવત્ ૨૮૩ (ઈ. સ ૨૨૭) પેહેલા આનંદપુરના નાગરોમા જે ગોત્રપ્રવરાદિ પ્રવર્તમાન હતા, તે સર્વનો સંગ્રહ કર્યો છે, એમ લખ્યુ છે.[૨૭] તે ઉપરથી મિત્રદત્તાદિ, આમુષ્યાયણો નાગરોમા ઇ સ. ૨૨૭ પેહેલા એટલે ઇ. સ ના ત્રીજા સૈકાના આરંભમા દાખલ થયા હોય એમ અનુમાન થાય છે. હાલમા કેટલાક વર્ષો પેહેલા મથુરા, અલ્હાબાદ જિલ્લાના ગામ પ્રભોસા, બરેલી જિલ્લાના ગામ રામનગરની પાસેના અહિચ્છત્ર અને અયોધ્યા સુધીના પ્રદેશોમા કેટલાક શિક્કાઓ હાથ આવ્યા છે તે સઘળા શિક્કાઓ લગભગ એક સરખા હોવાથી પાચાલશિક્કાઓ તરીકે ઓળખાય છે. તે શિક્કાઓ ઉપર જે રાજાઓના નામો કોતરેલા છે, તેની સાથે મિત્ર, દત્ત, ઘોષ, ગુપ્ત દેવ, સેન અને પાલની અવટંકો જોવામા આવે છે તે પૈકી એક શિક્કા ઉપર વીરસેનનું નામ કોતરેલું છે અલ્હાબાદ જિલ્લાના ઝકોટા ગામ પાસે વીરસેન રાજાનો એક શિલાલેખ મળી આવ્યો છે તે શિલાલેખની લિપિ ઉપરથી તે રાજા ઇ. સ. પૂર્વે બીજા સૈકામા થઇ ગયો હોય, એમ અનુમાન કરવામા આવ્યુ છે[૨૮] તે વીરસેન અને ઉપર્યુક્ત શિક્કાવાળો વીરસેન એક હોવાનું જણાય છે. એક શિક્કા ઉપર અચ્યુતનું નામ લખ્યુ છે તે અચ્યુત ગુપ્તવંશી રાજા સમુદ્રગુપ્તે પરાજિત કરેલો હોવો જોઇએ, એવો વિન્સેન્ટ સ્મિથનો અભિપ્રાય છે.[૨૯] એ સઘળી હકીકત ઉપરથી તે સઘળા પાચાલપ્રદેશના રાજાઓ ઇ. સ પૂર્વે બીજા સૈકાથી ઇ સ ના ચોથા સૈકા સુધીમા થઇ ગયા હોય, એમ સિદ્ધ થાય છે આ રાજાઓના કેટલાક શિક્કાઓ ઉપર નાગવેષ્ટિત શિવલિંગની મૂર્તિ કોતરેલી જોવામા આવે છે[૩૦] આ ઉપરથી અહિચ્છત્ર અને તેની આસપાસના પ્રદેશ ઉપર રાજ્ય કરનારાઓ જેઓની અવટંકો મિત્ર દત્તાદિ હતી, તેઓ હાટકેશ્વરના ઉપાસકો પણ હતા, એમ સ્પષ્ટ થાય છે વત્સગોત્રી ચિત્રશર્મા અહિચ્છત્રથી વડનગરમા આવ્યો હતો તે ઉપર્યુક્ત કોઇ પણ રાજાનો આશ્રિત હોવો જોઇએ અથવા પુરોહિત હોવો જોઇએ. તેના આશ્રયથી અને આર્થિક સાહાય્યથી તેણે વડનગરમા પ્રથમ હાટકેશ્વરની પ્રતિષ્ઠા કરેલી હોવી જોઇએ વડનગરના બીજા બ્રાહ્મણોને પણ ત્યાના રાજાઓનો આશ્રય થયો હશે અથવા તેઓએ તેઓનું પુરોહિતપણું સ્વીકાર્યું હશે તેજ કારણથી તે રાજાએ બીજા બ્રાહ્મણોને ૬૮ તીર્થો બધાવવામા મદદ કરેલી જણાય છે, અને તેજ કારણથી બ્રાહ્મણોએ પોતપોતાના આશ્રયદાતા રાજાઓના આમુષ્યાયણો પોતાના વંશજોમા દાખલ કરેલા હોવા જોઇએ આ ઉપરથી પણ વડનગરમા હાટકેશ્વરની પ્રતિષ્ઠા મોડામા મોડી ઇસ્વીસનના ચોથા સૈકાની પેહેલા અને ત્રીજા સૈકાના આરંભે થઈ હશે, એમ સબળ અનુમાન થાય છે.

---

૨૫ જુઓ પાછળ, પૂર્વાર્દ્ધ પૃ ૧૮
૨૬ નાગરખંડ અ ૧૧૫
૨૭ ત્રિમાસિક પુ. ૪, અ ૧ પ ૧૭
૨૮ Epigraphia Indica, Vol XI, p 85
૨૯ Coins of Mediaeval India Vol I pp 132–5
૩૦. રખાલદાસ બેનરજીકૃત પ્રાચીન મુદ્રા, પૃ ૧૦૩–૮

## ૩ નગર અને નાગર.

એ તો નિશ્ચિત છે કે નાગરશબ્દ નગર ઉપરથી વ્યુત્પન્ન થયો છે. આધુનિક વડનગરનું નામ નગર હતું, તે પણ વડનગરમા આવેલા કુમારપાળપ્રશસ્તિના લેખ ઉપરથી નિશ્ચયપણે કહી શકાય છે.[૧] વડનગરનું બીજુ નામ આનંદપુર હતું, એમ પણ તેજ લેખમા કહેલું છે. ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે વડનગરનુ નામ આનંદપુર હોવા છતા નગર નામ ક્યારે અને શી રીતે પડ્યું ?

આ પ્રશ્નનો નિર્ણય કરતા પેહેલા નગર અને નાગર વિષે પ્રાચીન સસ્કૃતસાહિત્ય ઉપરથી અથવા શિલાલેખો, તામ્રપત્રો કે સિક્કાઓ ઉપરથી કઇ પ્રકાશ પડે છે કે નહિ, તે જોવાની જરૂર છે પ્રાચીનતમ વૈદિકસંહિતાઓમા નગર અથવા નાગર શબ્દોનો પ્રયોગ કરેલો જોવામા આવતો નથી. ઐતરેયબ્રાહ્મણમા જનશ્રુતિના પુત્રને નગરી કહ્યો છે. પરતુ તેનું મૂળ નામ તો ઉપાવિ હતું, એમ પણ કહેલુ છે[૨] તેથી નગરી શબ્દ વિશેષણ રૂપે વપરાયેલો છે ભાષ્યકાર સાયણાચાર્યે તે સ્થળે નગરી શબ્દનો અર્થ નગરવાસી કર્યો છે[૩] તે ઉપરથી ઐતરેયબ્રાહ્મણના કાળમા નગર નામનુ કોઇ રાજધાનીનુ શેહેર હશે, એમ જણાય છે. પાણિનિવ્યાકરણ (અ. ૫ પા. ૨ સૂ. ૧૦૭) મા 'નગ' ને 'ર' પ્રત્યય લગાડવાથી નગરની વ્યુત્પત્તિ કહી છે તે સૂત્રની ટીકામા વાર્તિકકાર કાત્યાયને **नगा इव प्रासादा यत्र सन्ति** (પર્વતો જેવા જ્યા મેહેલો છે તે), એવુ સ્પષ્ટીકરણ કર્યું છે. આ સ્પષ્ટીકરણ કેવળ કાલ્પનિક જ લાગે છે. ખરૂં જોતા નગ એટલે પર્વતો ઉપર બધાયેલ શેહેરો ને નગર કહેવાનો રીવાજ પડ્યો હશે. નાગશબ્દની વ્યુત્પત્તિ નગ ઉપરથી થઇ છે. તે પર્વતવાસી નાગલોકોના પર્વતો ઉપર આવેલા શેહેરોની ભવ્યતા જોવામા આવવાથી નગર શબ્દ પ્રચલિત થયો હોય, એમ જણાય છે. ઋગ્વેદની સંહિતા (૨-૧૫-૮) મા ઇંદ્રે વલોના પર્વત ઉપર આવેલા કિલ્લાઓ તોડી નાખ્યાનું લખ્યુ છે. વૈદિક સાહિત્યમા ઇંદ્રના શત્રુઓ તરીકે વલો અને વૃત્રોનો સાથે પ્રયોગ કર્યો છે. વૃત્રો અહિજાતિના હતા, તેથી વલો પણ અહિ જાતિ સાથે સંબધ ધરાવનારી જાતિના હોવા જોઇએ[૪] અર્થાત્ આ અનાર્યોના પર્વતો ઉપર આવેલા શેહેરોને પ્રથમ નગર કહેવાનો પ્રથા પડ્યો હશે, તે કલ્પનાને તેથી પુષ્ટિ મળે છે

ઐતરેયબ્રાહ્મણમા કહેલું નગર કોઇ રાજાની રાજધાનીનું શેહેર હશે, એમ સાયણાચાર્ય કહે છે, પરતુ તે નગર ક્યા આવ્યુ હતું, તે જાણી શકાતું નથી. તે સિવાય રજપુતાનામા ચિતોડથી ૧૧ માઇલ દૂર નાગરી નામનુ ગામ છે. તે ગામમાથી નિકળેલા સિક્કાઓ ઉપરથી તે ગામનું અસલ નામ પતજલિભાષ્યમા કહેલી માધ્યમિકા નગરી હતું,

---

૧ પ્રાચીન લેખમાળા, ભા ૧, પ્રે ૧૮૧ ૨ ઐ. બ્રા અ ૪, ખ ૮

૩ ઐતરેયબ્રાહ્મણ (૨૫-૫) મા તે વિષે એવી શ્રુતિ છે કે—**एतद्ध तद्विद्वान्नगरी जानश्रुतेयः**—તે ઉપર સાયણાચાર્યનુ ભાષ્ય છે કે—**जनश्रुताख्यस्य कस्य चिन्महर्षे पुत्रो जानश्रुतेयः । स च राजपुरोहितत्वान्नित्यं नगरे च वसतीति नगरी.** તૈત્તિરીયઆરણ્યક (૧-૧૧-૩૮) મા નગર શબ્દ વપરાયેલો છે, ત્યા તેનો અર્થ શહેર થાય છે.

૪. Life in Ancient India by P T Shrinivas Iyengar, p 128

એમ સિદ્ધ કરવામા આવ્યું છે.[૫] તે સિવાય જયપુરના રાજ્યમા નગર નામનું પ્રાચીન શહેર હતું, જેના ખંડેરોમાથી કાર્લાઇલ સાહેબે ૬૦૦૦ પ્રાચીન સિક્કાઓ શોધી કાઢ્યા છે; તે સઘળા સિક્કાઓની લિપિઓ ઉપરથી તે સિક્કાઓ ઇ. સ. પૂર્વે બીજા સૈકાથી ઈ. સ. ના ચોથા સૈકા સુધીના હોય, એમ અનુમાન કરવામા આવ્યુ છે[૬] તે ઉપર તે નગર ઘણું પ્રાચીન હોવાનુ સિદ્ધ થાય છે. તે સિવાય પજાબમા હાલમા જે કાગડા ગામ છે, તેનું અસલ નામ નગરકોટ હતું, ઇ. સ. ૧૦૦૯ માં મહમદ ગિઝનીએ તે નગરકોટમા આવેલા મહામાયાના મ દિરને તોડી નાખી, તેની સપત્તિ લુટી લીધી હતી સાતમા સૈકામા હિંદુસ્થાનમા પ્રવાસાર્થે આવેલા ચિનાઇ પ્રવાસી હુયેનસંગે પોતાના ગ્ર થમા તેનુ વર્ણન કર્યું છે. પરતુ તે નગરકોટનું મૂળ નામ સુશર્મપુર હતું વિરાટ્રાજાનું ગોહરણ કરવામા કૌરવોને સહાય કરનાર ત્રિગર્તદેશના રાજા સુશર્માના નામ ઉપરથી તે શેહેરનુ નામ સુશર્મપુર પડ્યું હતુ.[૭] કાગડા પાસે કીરગામમા આવેલા વૈદ્યનાથ મ દિરમા કોતરાયેલી બે પ્રશસ્તિઓ જેની રચ્યા સાલ ઇ સ. ૮૦૪ (લૌકિકાબ્દ ૮૦ તથા શાકે ૭૨૬) ની છે, તેમા તેનું નામ સુશર્મપુર અથવા સુશર્મનગર આપ્યુ છે[૮] તે ઉપરથી તે શેહેરનુ પ્રસિદ્ધ નામ ઇ સ. ના નવમા સૈકાના આરભસુધીમા નગરકાટ નહિ પણ સુશર્મપૂર હતું. એમ સિધ્ધ થાય છે નાગરો જેઓની ઉત્પત્તિ મોડામા મોડી ઇ સ ના ચોથા સૈકામા કહી શકાય, તેઓનુ મૂળ નિવાસસ્થાન નગરકોટ હતુ, એમ પ્રોફેસર દેવદત્ત ભાડારકરે અનુમાન કર્યું છે, તે ઉપરના કારણથી પરાસ્ત થાય છે

પ્રોફેસર દેવદત્ત ભાડારકરે કહ્યુ છે કે ઇસ ૧૧૫૨ (વિ. સં ૧૨૦૮) મા લખાયેલી વડનગરની કુમારપાળપ્રશસ્તિમાથી નાગરજ્ઞાતિનુ નામ સૌથી પેહેલુ પ્રાપ્ત થાય છે પરતુ ધારવાડ જિલ્લામા અબ્બુર નામના ગામમાથી સાત લેખો મળી આવ્યા છે તેમાના ચાલુક્યરાજા છઠ્ઠા વિક્રમાદિત્યના સમયના ઇ. સ ૧૧૦૧ ના લેખમા નાગરખડસપ્તતિ નામનુ પ્રગણું વનવાસી બારહજાર નામના જિલ્લામા હતુ, એમ લખ્યુ છે[૯] ઇ સ ૧૦૯૪ તથા ઇ સ ૧૧૧૨ ના દાનપત્રોમા નાગરેશ્વર મ દિરનો ઉલ્લેખ છે તે મ દિર દક્ષિણકેદારેશ્વર મ દિરની પાસે આવ્યાનુ તેમા લખેલુ છે[૧૦] સ્કદપુરાણાન્તર્ગત નાગરખડમા લખ્યા મુજબ ચ ડશર્માને જ્ઞાતિથી બહિષ્કૃત કર્યા પછી, તેના વ શજો અહમદનગરમા જઇને વસ્યા હતા, તે શેહેરનું નામ તેઓએ નગર રાખ્યુ હતું અને ત્યા હાટકેશ્વરનું મ દિર બધાવ્યુ હતુ[૧૧] તેજ સમવાયમાથી કેટલાક નાગરબ્રાહ્મણો ચાલુક્ય રાજાઓનો આશ્રય લઇને ધારવ ડમા જઇને વસ્યા હશે કદાચ તે વ શના રાજાઓએ તેઓને જુદે જુદે વખતે ૭૦ ગામો દાનમા આપ્યા હશે, અને તે ઉપરથી તે ગામોના વિભાગને નાગરખડસપ્તતિનુ નામ આપવામા આવ્યુ હશે તેજ નાગર બ્રાહ્મણોએ દક્ષિણ કેદારેશ્વરના મંદિર પાસે નાગરેશ્વર મ દિર બધાવ્યુ હશે. જો એમ હોય તો અહમદનગરમાથી ધારવાડમા જઇને વસતા જુદા જુદા રાજાઓ પાસેથી ૭૦ ગામો મેળવતા અને તે ગામોના વિભાગનુ નામ નાગરખડ

---

૫ Early History of India by Vincent Smith, 2nd ed p 204

૬ Coins of mediaeval India, Vol I, pp 162–174

૭ બાબુ સાધુપ્રસાદ ચરણકૃત ભારતભ્રમણ (હિ દી) ખંડ ૨, પૃ. ૪૭૯

૮ Epigraphia Indica, Vol. I, pp 104 & 112.

૯ તેજ, વો. ૫ પૃ ૨૧૪ ૧૦ તેજ, વો. ૫ પૃ. ૨૨૧.

પડીને સૈકામાં તેની પ્રસિદ્ધિ થતાં ઓછામાં ઓછાં ૧૦૦ વર્ષો થવાં જોઇએ. એટલે અહમદ-નગરમાં ઇ.સ.ના ૧૧ મા સૈકામાં નાગરોની પ્રતિષ્ઠા અને સત્તા સારી પેઠે જામી ગઇ હશે. ખાનદેશના ચાલીસગામપ્રગણામાં બહાલગામના સારજા ( દ્વારજા ) દેવીના મંદિરમાં દેવગિરિના યાદવરાજા સિંઘણના જ્યોતિષશાસ્ત્રી અનંતદેવનો શાકે ૧૧૪૪ ઇ સ. ૧૨૨૨ નો એક શિલાલેખ છે. તે લેખ નાગરબ્રાહ્મણ ગંગાધરે લખ્યો છે, એમ તેમાં કહેવામાં આવ્યું છે.[૧૨] તે ઉપરથી ખાનદેશમાં તથા અહમદનગરમાં તેરમા સૈકામાં નાગરબ્રાહ્મણોની વસતિ હોવાનું સાબીત થાય છે અને તે પ્રમાણે હજી પણ તે પ્રદેશમાં નાગરબ્રાહ્મણની એક જ્ઞાતિ અસ્તિત્વ ધરાવે છે. આ સઘળી હકીકત ઉપરથી ગુજરાત અને દક્ષિણની નાગરબ્રાહ્મણની જ્ઞાતિઓ મૂળ વડનગર જેનું તત્કાલીન નામ નગર હતું, તેમાંથી ઉત્પન્ન થઇ હતી, એમ સિદ્ધ થાય છે.

ઇ. સ. ના ૧૩ મા સૈકામાં[૧૩] વૃંદમાધવ અથવા યોગસિદ્ધિ નામના વૈદકગ્રંથ ઉપર ટીકા લખનાર શ્રીકંઠદત્ત જેઓ જ્ઞાતિએ નાગરબ્રાહ્મણ હતા, તેઓએ સુંઠવાચક નાગરશબ્દની વ્યુત્પત્તિ કરતાં नागराख्यदेशे भवं नागरम् એમ કહ્યું છે.[૧૪] વડનગર અને તેની આસપાસનો મુલુક આદુ જેમાંથી સુંઠ થાય છે, તેના પાક માટે આજે પણ પ્રસિદ્ધ છે. તેથી વડનગર અને તેની આસપાસના પ્રદેશનું નામ તેમાં વસતા નાગરો ઉપ-રથી ધારવાડજિલ્લાના નાગરખંડસપ્તતિને પેઠે નાગર પડ્યું હશે, એ કેવળ સંભવિત છે. આ અનુમાનને આશરે ૭૫૦ વર્ષ ઉપર થઇ ગયેલા પંડિત શેષકૃષ્ણના રચેલા પ્રાકૃત-ચંદ્રિકા નામના ગ્રંથમાંથી પણ પુષ્ટિ મળે છે તેઓએ પોતાના સમયમાં હિંદુસ્થાનમાં ચાલતી જુદી જુદી ભાષાઓના નામો ગણાવતાં ઉપનાગર અને નાગર દેશોની ભાષાઓના નામો લાટ[૧૫] અને વૈદર્ભ દેશોની ભાષાઓના નામો સાથે મુક્યા છે તે ઉપરથી પણ નાગરદેશ લાટ અને વૈદર્ભની સમીપમાં આવ્યો હશે, એમ સમજી શકાય છે

પંજાબની વાયવ્યકોણના પ્રદેશમાં નાગરનામની જાતિ જે પ્રદેશમાં વસે છે, તે પ્રદેશ પણ નાગરનામથી ઓળખાય છે.[૧૬] પરંતુ પ્રાકૃતચંદ્રિકામાં કહેલ નાગરદેશ લાટ અને વૈદર્ભ દેશોની નજીક હોવાથી, તેને પંજાબની વાયવ્યકોણના નાગરપ્રદેશ સાથે કંઇ સંબંધ નથી. વળી તે દેશની નાગરજાતિ બુરૂસ્કી ભાષા વાપરે છે, જે ભાષાને હિંદુસ્થાનની અથવા આર્ય કે સેમેટિક ભાષા સાથે પણ કંઇ પણ સંબંધ નહિ હોવાથી તે નાગરજાતિ પ્રાચીન નાગજાતિમાંથી ઉત્પન્ન થઇ છે, એમ ભાષાતત્ત્વવિદ્ ગ્રીયર્સનની દૃઢ માન્યતા છે.[૧૭] તે ઉપરથી પણ તે નાગરજાતિ અને તેના નાગરદેશને ગુજરાત અને દક્ષિણની નાગરબ્રાહ્મણની જ્ઞાતિઓ સાથે કંઇપણ સંબંધ ન હોવાનું સિદ્ધ થાય છે

---

૧૧ જુઓ પાછળ, ઉત્તરાર્દ્ધ પૃ ૪૪

૧૨ Epigraphia Indica Vol III p 113

૧૩ શ્રીયુત ગણનાથસેનકૃત પ્રત્યક્ષશારીર નામના ગ્રંથનો ઉપોદ્ઘાત [ સંસ્કૃત ] પૃ. ૫૪

૧૪ વૃંદમાધવ અથવા યોગસિદ્ધિ, આનંદાશ્રમ સંસ્કૃત ગ્રંથમાળા પૃ ૮૪

૧૫ ब्राचडौ लाटवैदर्भावुपनागरनागरौ" quoted in the Journal of the Asiatic Society of Bengal, Vol. XV, P. I, p. 116.

૧૬ People of India by H Risley, 2nd ed p 395

૧૭. Indo-Aryan Races by Ramaprasad Chanda, pp, 76-7

## ૪ વડનગરનાં જૂદાં જૂદાં નામો.

નાગરખંડમાંથી વડનગરના ૧ ચમત્કારપુર, ૨ આનંદપુર, ૩ સ્કંદપુર અને ૪ નગર–એ ચાર નામો મળી આવે છે. કવિ વલ્લભકૃત નાગરોત્પત્તિમા ૧ ચમત્કાર, ૨ આનંદપુર, ૩ માનપુર અને ૪ વડનગર એ રીતે ચાર નામો આપ્યા છે,[1] એટલે તેમાંથી માનપુર નામ વિશેષ મળી આવે છે. વડનગરમા અદ્યાવધિ એક દંતકથા ચાલી આવે છે. તે દંતકથામાં કહેવામા આવે છે કે–'આચમન' શબ્દના ચાર અક્ષરો પ્રમાણે પ્રથમ વડનગરના ચાર નામો હતા. ૧ 'આ' એટલે આનંદપુર, ૨ 'ચ' એટલે ચમત્કારપુર, ૩ 'મ' એટલે મદનપુર અને ૪ 'ન' એટલે નગર. વલભીપુરના તામ્રપત્રોના લેખોમાથી આનંદપુર અને આનર્ત્તપુર નામો મળી આવે છે.[2] તે લેખો ઇ. સ. ૫૪૧ થી ૬૭૨ સુધીના છે. અર્થાત્ તે સઘળી હકીકત ઉપરથી વડનગરના ૧ ચમત્કારપુર, ૨ આનંદપુર, ૩ સ્કંદપુર, ૪ આનર્ત્તપુર, ૫ નગર, ૬ માનપુર, ૭ મદનપુર અને ૮ વડનગર–એમ આઠ નામો પડ્યા હોય, એમ જણાય છે, તો પણ લોકવ્યવહારમા તો આનંદપુર અને વડનગર એ બે નામો જ પ્રચલિત થયા છે. આનર્ત્તપુર નામ માત્ર વલભીતામ્રપત્રોમા વપરાયેલ છે, તે નામ શા ઉપરથી પડ્યુ, તે જાણવાને કંઇ સાધન નથી. નાગરખંડના ૬૪મા અધ્યાયમા આનર્ત્તરાજ સુહયે ચમત્કારપુરમા આનર્ત્તેશ્વરની પ્રતિષ્ઠા કરી, એટલું જ લખેલું છે. તે સિવાય સ્કંદપુર, માનપુર અને મદનપુર નામો તો કદિ પણ પ્રચલિત થયા નથી, તેથી તે નામો માત્ર કલ્પનિક હોવાનું જણાય છે.

### ચમત્કારપુર.

ચમત્કારપુર નામ પણ કોઇ પ્રાચીન કે અર્વાચીન સાહિત્યના પુસ્તકોમા કે લેખોમા પણ જોવામા આવતું નથી. માત્ર જૂનાગઢના ગામ વંથલીના વામનજીના મંદિરમાના એક પાટ ઉપરના વિ. સં. ૧૩૪૬ (ઇ સ. ૧૨૯૦) ના લેખમાથી ચમત્કારપુરનું નામ મળી આવે છે.[3] તો પણ નાગરોની ઉત્પત્તિ સાથે તેનો મુખ્ય સબંધ હોવાથી, તે વિષે નાગરખંડમા જે કથા આપી છે, તેનો સાર અત્ર ઉલ્લેખિત કરવાની જરૂર છે.

"આબુ પર્વતની નૈઋત્યે આવેલા[4] આનર્ત્તદેશના રાજા ચમત્કારને કુષ્ટવ્યાધિ થયો હતો. તેની શાંતિ કરવાને માટે તે રાજા અડસઠે તીર્થોમા ફરી વળ્યો અને અનેક ઉપચારો કર્યા, છતા વ્યાધિ શાંત નહિ થવાથી, છેવટે નિરાશ થઇને તે હાટકેશ્વર ક્ષેત્રમાં આવ્યો. ત્યા યાત્રાર્થે આવેલા બ્રાહ્મણોને વિશ્વામિત્ર ઋષિના આશ્રમમા બેઠેલા જોઇને, તેઓને વ્યાધિની નિવૃત્તિ થવાનો ઉપાય બતાવવાની પ્રાર્થના કરવાથી, તેઓએ તેને ચૈત્ર શુદ ૧૪ ને દિવસે જ્યારે ચિત્રાનક્ષત્રનો ચંદ્ર હોય ત્યારે ત્યાં આવેલા શંખતીર્થ નામના સરોવરમા સ્નાન કરવાનું કહ્યું. રાજાએ તેમ કરવાથી તેનો કુષ્ટવ્યાધિ તુરત નિવૃત્ત થયો. તેથી તેણે તે સ્થળે નગર બધાવી, તેનું નામ ચમત્કારપુર પાડ્યું અને તે નગર તેણે તે બ્રાહ્મણોને દાનમા આપ્યુ. ત્યાર પછી તે નગરમા તેણે અચળેશ્વરમહાદેવની પણ પ્રતિષ્ઠા કરી." (નાગરખંડ અ. ૧૦ થી ૧૩ સુધી.)

---

૧ સત્યયુગમા ચમત્કારપુર, ત્રેતા આનંદ ધામ,
દ્વાપરયુગમા માનપુર, કે' વડનગર કલિનામ કડવુ ૩ ટુંક ૧૭

૨ ત્રિમાસિક, પુ ૧૦, અ. ૧ પૃ ૩

૩ તેજ, પુ. ૫ અ. ૧ પૃ. ૭–૮.

૪ નાગરખંડ અ ૪ શ્લો. ૫૧.

ગુજરાતદેશનો પ્રાચીન ઇતિહાસ જેટલો પ્રકાશમા આવ્યો છે, તે ઉપરથી ચમત્કાર રાજા કોણ હતો અને ક્યારે થઈ ગયો, તે કઇ જાણી શકાતું નથી. તો પણ નાગરખંડના આતરિક પ્રમાણો અને ઇતર બાહ્ય પ્રમાણોથી જે કઇ અનુમાનો થઇ શકે છે, તે વિષે હવે પછી લખવામા આવશે. હાલ તુરત આનદપુર નામ શા ઉપરથી પડ્યું, તેનો પ્રથમ નિર્ણય કરવાનું વધારે ઉચિત જણાય છે. આનદપુરને માટે નાગરખંડ ( અ. ૪૦ ) મા જે કથા આપી છે. તેનો સાર નીચે પ્રમાણે છે.

આનંદપુર.

"ચમત્કારપુરની પડોશમા બ્રહ્મદેવે એક નાનું તળાવ ગળાવી, તેનું સારસ્વતહ્રદ નામ પાડ્યું, અને તેને કિનારે શિલા સ્થાપી, તેનુ ચિત્રશિલા અથવા મિત્રશિલા[૫] નામ રાખ્યું. તે તળાવ બ્રહ્મદેવે નાગોને અર્પણ કર્યું સારસ્વતહ્રદમા સ્નાન કરવાને આવનારા ચમત્કારપુરના બ્રાહ્મણોને તે નાગો બહુ સતાવવા લાગ્યા. કોઇ સમયે મકણ નામના કોઇ ઋષિ ત્યા આવી ચઢ્યા, અને સારસ્વતહ્રદની શિલા ઉપર બેશી ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા. તેઓના તપની સિદ્ધિરૂપે તેઓના હાથમાંથી શાકનો રસ ઝરવા લાગ્યો, અને તેથી ઉન્મત્ત થઇને તે ઋષિ નૃત્ય કરવા લાગ્યા તે ઉપરથી શ્રી મહાદેવજીએ ત્યા આવીને તેઓનો ગર્વ ઉતાર્યો, પણ તેઓની તપશ્ચર્યાથી પ્રસન્ન થયા અને કહ્યું કે—

तपस्ते मत्प्रसादेन वृद्धिं यास्यति नित्यशः ।
स्थानेऽत्र भवता सार्धमहं स्थास्यामि सर्वदा ॥६०॥
आनन्दितेन भवता प्रार्थितोऽहं यतो मुने ।
आनन्देश्वरसंज्ञस्तु ख्यातिं यास्यामि भूतले ॥
एतत्पुरं च मे नाम्ना आनन्दाख्यं भविष्यति ॥६१॥

"હે વિપ્ર ! મારા પ્રસાદથી તારૂં તપ નિત્ય વૃદ્ધિ પામ્યા કરશે, અને હું આ સ્થળે તારી સાથે સદા નિવાસ કરીશ અનેક સ્તુતિઓ વડે તે મને પ્રસન્ન કર્યો છે, તેથી હે મુને ! હું આ સ્થળે આનંદેશ્વરના નામથી પ્રસિદ્ધ થઇશ અને આ નગરનું નામ મારા નામ ઉપરથી આનદપુર કહેવાશે."

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે-'આ મંકણઋષિ કોણ હતા અને ક્યા સમયમા તેઓએ આનંદેશ્વરની પ્રતિષ્ઠા કરી તથા ચમત્કારપુરનું નામ આનન્દપુર પાડ્યું ?"

મહાભારતમાં કુરૂક્ષેત્રના તીર્થોનું વર્ણન કરતા સપ્તસારસ્વતતીર્થના માહાત્મ્યમા[૬] તેમજ વામનપુરાણમા પણ તેજ પ્રસંગમા[૭] મકણ ઋષિની કથા આપી છે તેજ મુજબ સ્કદપુરાણના અવન્તીખડમા પણ તેની તેજ કથા ગુહેશ્વર મહાદેવના સબધમા કહી છે.[૮] તેજ કથા નાગરખંડમાં આનદેશ્વર અને આનન્દપુરના સંબધમા લગભગ અક્ષરશઃ કહી છે. માત્ર કઈ પણ તફાવત હોય તો એટલો જ છે કે-ચમત્કારપુરના બ્રાહ્મણોને મકણ ઋષિએ નાગોના ત્રાસથી મુક્ત કર્યા; અને તેટલો જ ભાગ ઐતિહાસિક હોવાનુ જણાય છે. મહાભારત અ-

૫ જુનાગઢના ભાષાન્તરમા મિત્રશિલા અને છાપેલા નાગરખડમા ચિત્રશિલા પાઠ આપેલ છે.

૬ મહાભારત, વનપર્વ, અ ૮૩ શ્લો ૧૧૫—૩૪

૭ વામનપુરાણ અ, ૧૩.

૮ અવન્તીખડ, ચતુરશીતિલિંગમાહાત્મ્ય, અ. ૨.

થવા વામનપુરાણના મ કણ ઋષિએ સારસ્વતપ્રદેશમા કોઇ પણ મહાદેવના લિંગની પ્રતિષ્ઠા કર્યાનું લખ્યુ નથી નાગરખંડના અધ્યાય ૨૩૪ મા મ કણેશ્વરનો પણ ઉલ્લેખ છે. તેથી નાગરખડના મંકણે આનન્દેશ્વરની પ્રતિષ્ઠા કર્યા ઉપરાત પોતાના નામ ઉપરથી મ કણેશ્વરની પ્રતિષ્ઠા કર્યાનુ જણાય છે. તે કારણોથી મહાભારત અને વામનપુરાણના મ કણઋષિથી નાગરખડનો મ કણ તદન જૂદો જ છે, એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે. છતા સત્ય ઐતિહાસિક તથ્યને પૌરાણિક સ્વરૂપ આપવાના ઉદ્દેશથી નાગરખડના કર્તાએ તેના નામરાશિ પૌરાણિક મ કણ ઋષિ સાથે મિશ્રિત કરી નાખેલ છે.

વડનગરનુ આનન્દપુર નામ વેહેલામા વેહેલુ વલભીરાજાના વલભીસંવત્ ૨૨૧ ઇ સ. ૫૪૧ ના તામ્રપત્રમાથી પ્રાપ્ત થાય છે[૯] તે પેહેલા ગુજરાતમા ગુપ્તવંશી અને ક્ષત્રપવંશી રાજાઓનુ રાજ્ય હતું. તેઓના સમયમા આનન્દપુરના બ્રાહ્મણોને કંઇ દાન આપવામા આવ્યુ હોય, તો તે વિષેનો કઇ લેખ કે તામ્રપત્ર મળી આવ્યું નથી તેથી તે પેહેલા ક્યારથી આનન્દપુર નામ પ્રચલિત થયું હશે, તેનો કઇ સીધો પુરાવો નથી. છતા એ તો સ્પષ્ટ છે કે—મહાદેવજીની આજ્ઞાથી મ કણે વડનગરનુ નામ આનદપુર પાડ્યું હતું. મહાદેવજીએ તે નામ આપતા કહ્યું છે કે—મારા નામ ઉપરથી તેનુ આનન્દપુર નામ પ્રસિદ્ધ થશે. તે ઉપરથી એટલો સાર ખેચી શકાય કે ચમત્કારપુરના બ્રાહ્મણોને નાગોના ત્રાસમાથી મુક્ત કરવા મ કણે આનદ નામના કોઇ રાજાની સાહાય્ય લીધી હશે. સ્કદપુરાણના અવન્તી ખડમા ઉજ્જયિનીના આનંદેશ્વરમહાદેવની કથા આપી છે તેમાં અનમિત્રના પુત્ર આનદરાજાએ તેની પ્રતિષ્ઠા કર્યાનું લખ્યું છે[૧૦] આ આનદરાજા અને આનદપુર નામ આપનાર આનદરાજા એક હશે કે નહિ, તે જાણવાને સાધન નથી તો પણ મંકણને માટે ઇતર સ્વતંત્ર પ્રમાણો જોવામા આવે છે. મહીસૂરમા આવેલા તાલગુદ નામના ગામમાથી બે લેખો મળી આવ્યા છે. એક લેખમા કહેવામા આવ્યુ છે કે—" ત્રણ ચક્ષુવાળો મ કણ કદંબ અહિચ્છત્રના અગ્રહારમાથી ૧૨૦૦૦ બ્રાહ્મણો લાવ્યો અને તેઓને સ્થાણુગૂઢપુર (તાલગુદ) ના અગ્રહારમા વસાવ્યા."[૧૧] બીજા લેખમા લખ્યુ છે કે—" કદબોની જ્ઞાતિમા મયુરશર્મા નામનો એક પ્રતાપી પુરૂષ થઇ ગયો. તેણે પલ્લવોના ત્રાસમાથી કદબોને મુક્ત કર્યા "[૧૨] તે સિવાય ધારવાડ જિલ્લાના હગાલ તાલુકામા કરગુદરી નામે ગામ છે. ત્યાથી એક લેખ મળી આવ્યો છે. તે લેખમા કહેવામા આવ્યુ છે કે—" મયુરવર્માને ત્રણ ચક્ષુઓ હતી. અને તે શિવજી અને પૃથિવીનો પુત્ર હતો. તેણે હિમાલયના શિખર સાથે પોતાના હાથીઓ બાધ્યા હતા. અહિછત્રમાથી તે ૧૮ બ્રાહ્મણોને લાવ્યો અને તેઓને કુતલ દેશમા વસાવ્યા."[૧૩]

કરગુદરીના લેખમા મયુરવર્માને ત્રણ ચક્ષુવાળો અને અહિચ્છત્રમાથી બ્રાહ્મણોને લાવનાર કહ્યો છે તેજ પ્રમાણે તાલગુદીના એક લેખમા મ કણ જેને કદબ જ્ઞાતિનો કહેવામા આવ્યો છે, તેને પણ ત્રણ ચક્ષુવાળો તેમજ અહિચ્છત્રમાથી બ્રાહ્મણોને લાવનાર કહ્યો છે. તે ઉપરથી મયુરવર્મા અને મ કણ એક જ હતા અને તાલગુદીના બીજા લેખમા કદંબોને પલ્લ-

૯ ત્રિમાસિક, પુ-૪ અ ૧ પૃ ૨૦.

૧૦ સ્કદપુરાણ, અવન્તીખડ, ચતુરશીતિલિંગ માહાત્મ્ય, અ ૩૩

૧૧ Epigraphia, Carnatika Vol VII, P I p 121.

૧૨ Epigraphia Indica, Vol. VIII p 31 ft

૧૩. Indian Antiquary Vol X, pp 251-3.

વોના ત્રાંસમાથી મુક્ત કરનાર મયુરશર્મા તેજ મયુરવર્મા અથવા મંકણ હતો, એમ પ્રોફે-સર દેવદત્ત ભાંડારકરની માન્યતા છે[૧૪] તે જ મંકણ અહિચ્છત્રમાથી દક્ષિણમા જતા માર્ગમા વડનગરમા થોડા દિવસ રોકાયો હોય, તો તે તદ્દન સંભવિત લાગે છે. વડનગરમા પણ તે સમયમા અહિચ્છત્રથી બ્રાહ્મણો આવીને વસ્યા હતા[૧૫] કદાચ તે બ્રાહ્મણો અહિ-ચ્છત્રમાથી મંકણની સાથે જ આવ્યા હશે અને મહીસૂરમા જઇને જેમ કદંબબ્રાહ્મણોને તેણે પલ્લવોના ત્રાસથી મુક્ત કર્યા હતા, તેમ વડનગરમાં થોડા સમય રોકાઇને તેણે વડન-ગરના બ્રાહ્મણોને પણ નાગલોકોના ત્રાસથી મુક્ત કર્યા હશે. કરગુરદીના લેખ ઉપરથી જ-ણાય છે કે મયુરવર્મા અથવા મંકણ પોતે જાતે જ ઘણો પરાક્રમી હતો, છતા વડનગરના બ્રાહ્મણોને નાગોના ત્રાસમાથી મુક્ત કરવામા તેને અહિચ્છત્રના એટલે પાંચાલદેશના રાજા-ઓની મદદ મળી હશે, અને તેથી તે રાજાની ઇચ્છાનુસાર તેણે ત્યા આનંદેશ્વરની પ્રતિષ્ઠા કરી હશે, અને તે વિજયના સ્મારક તરીકે વડનગરનું નામ આનંદપુર રાખ્યુ હશે. મંકણે પોતે પોતાના નામથી મંકણેશ્વર મહાદેવની જૂદી પ્રતિષ્ઠા કરી છે, તે ઉપરથી પણ આ-નંદેશ્વર અને આનંદપુરના નામો તેણે પોતાની મદદે આવનાર રાજાના નામ ઉપરથી જ પાડ્યા હશે, એમ વધારે સંભવિત જણાય છે

કરગુરદીના લેખમા મયુરવર્માની વંશાવલી આપી છે, પરંતુ તે પોતે ક્યારે થઇ ગયો તે જણાવ્યુ નથી. મહીસુરમા ચેરવંશનો એક શેગુત્તુવન નામનો રાજા દક્ષિણના આંધ્ર-વંશી રાજા યજ્ઞશ્રી શાતકર્ણીનો સમકાલીન થઇ ગયો છે, એમ નુપુરવિજય નામના એક તામિલકાવ્યમા કહેવામા આવ્યુ છે તે શેગુત્તુવને કદંબોનો પરાજય કર્યો હતો, એમ પણ તેમા લખેલું છે શાતકર્ણીયજ્ઞશ્રી ઇ. સ ના બીજા સૈકામા થઇ ગયો છે તેથી શેગુત્તુવન રાજાએ તેજ અરસામા તેઓનો પરાજય કર્યાનું જણાય છે.[૧૬] આ ઉપરથી મહીસૂરમા કદંબો ઇ. સ. ના બીજા સૈકામા આવ્યાનું અને તેથી તેજ સમયમા વડનગરનું આનંદપુર નામ પડ્યાનુ સબળ અનુમાન થાય છે.

## નગર.

આનર્તદેશના રાજાએ વડનગરના બ્રાહ્મણોને ચમત્કારપુર ગામ બંધાવીને દાનમા આપ્યાનું કહેવામાં આવ્યું છે. પરંતુ ત્યાર પછી તે જ રાજાએ અડસઠ ગોત્રોના બ્રાહ્મણોને અડસઠ ગામો દાનમા આપ્યા, એમ પણ નાગરખંડમા કહ્યું છે.[૧૭] વે. મૂ. વલ્લભજી હરિ-દત્ત આચાર્યે વડનગરના બ્રાહ્મણોને ૧૫૫ ગામો દાનમા મળ્યાનું લખ્યું છે,[૧૮] તેને પણ નાગરખંડના ઉપર્યુક્ત વચનોથી પુષ્ટિ મળે છે. ચિનાઇ પ્રવાસી હ્યુએનસંગ ઇ. સ ૬૪૧

---

૧૪ તેજ, January 1911, pp, 26–7

૧૫ જુઓ પાછળ ઉત્તરાર્ધ, પૃ ૪૮

૧૬. Ancient India by S. Krisnaswami Aiyangar M. A. pp. 355 & 367–9.

૧૭ अथाष्टषष्टिविप्राणां तत्र मध्ये नृपोत्तमः ।
अष्टषष्टिगृहाण्येव चकार सुबृहंति च ॥ ११
तथा कृत्वाऽथरत्नौघैः पूरयित्वा तथा परैः ।
ददौ तेभ्योऽष्टषष्टिं च ग्रामाणां तदनन्तरे ॥ १२

૧૮ ત્રિમાસિક પુ. ૧, અંક ૪, પૃ. ૭૭.

માં જ્યારે ઉત્તરગુજરાતમા આવ્યો હતો, ત્યારે આનન્દપુરનો તાલુકો માળવાના રાજાના ખંડીયા તાલુકા તરીકે હતો, એમ તેણે પોતાના પ્રવાસના ગ્રંથમા લખ્યું છે.[૧૯] આ ઉપરથી ઇ. સ. ના ૭ મા સૈકામા વડનગરના બ્રાહ્મણો માત્ર વડનગરનો જ ગ્રાસ ખાતા ન હતા, પરંતુ આનંદપુર નામના આખા તાલુકાના ગ્રાસદાર હતા, એમ અનુમાન થાય છે. આનન્દપુર તાલુકાની સરહદ ઉપર નાગલોકોનું બળવાન્ રાજ્ય હતું, એમ પણ નાગરખંડ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. ગુપ્તરાજા સમુદ્રગુપ્તના સમયમા સિંધિયાના રાજ્યમા હાલમા આવેલું ગામ નરવર જેનું તે સમયે પદ્માવતી નામ હતું, તે તેઓની રાજધાનીનુ નગર હતું.[૨૦] આનંદપુર અને નાગલોકોના મુલુકોની સીમાઓ એકસાથે હોવાથી નાગોને અને વડનગરના બ્રાહ્મણોને સતત કલહો થયા કરતા હતા. નાગરખંડના ૨૯ મા અધ્યાય ઉપરથી જણાય છે કે–વત્સ નામના કોઇ બ્રાહ્મણની સ્રીને કોઇ નાગે મારી નાખવાથી તે વત્સે તેનુ વેર લેવા ખાતર અનેક નાગોને મારી નાખ્યા હતા. આનન્દપુરના સંબંધમા પણ આપણે જોઇ ગયા છીએ કે—નાગલોકો ત્યાના બ્રાહ્મણોને બહુ સતાવતા હતા. અધ્યાય ૧૧૭ મા તો નાગરાજાના બે સરદારો દેવરાત નામના બ્રાહ્મણની ભદ્રિકા નામની બાળવિધવા કન્યાનું હરણ કરી ગયા હતા, એવો ઉલ્લેખ છે. નાગોની સાથે વડનગરના બ્રાહ્મણોને છેવટનો જે મહાવિગ્રહ થયો છે, તેનુ મૂળ નાગસરદારોનો આ અત્યાચાર હોવાનુ જણાય છે. અધ્યાય ૧૧૪ મા કહ્યું છે કે–એક સમયે નાગપંચમીને દિવસે ચમત્કારપુરની પડોશમાં આવેલા નાગતીર્થમા મેળો ભરાયો હતો. તે મેળામા ભદ્રિકાનો ભાઇ કથ પણ ગયો હતો, તેમજ નાગરાજાની રાણી પોતાના પુત્ર રૂદ્રમાલને લઇને આવી હતી પોતાની ભગિની ઉપર નાગોએ કરેલા અત્યાચારથી ઉશ્કેરાઈ જઇને કથે રૂદ્રમાલને લાકડી મારી મારીનાખ્યો પોતાના પુત્રનું ખુન થયાના સમાચાર સાભળી નાગરાજા અતિ ક્રોધાયમાન થઇને એક પ્રચંડ સેના લઇને ચમત્કારપુર ઉપર ધસી આવ્યો. ત્યા નાગો અને બ્રાહ્મણો વચ્ચે બહુ ભીષણ યુદ્ધ થયું, જેમાં નાગોએ અનેક બ્રાહ્મણોનો સ્રીસંતાનો સહિત સંહાર કરી નાખ્યો. કથ અને તેના આખા કુટુંબને પાયમાલ કરી નાંખ્યુ, ચમત્કારપુર બાળી નાખ્યું, અને તે સંહારમાંથી જેઓ બચ્યા, તેઓ જીવ લઇને દૂર વિદેશોમા નાશી ગયા. આ યુદ્ધમા બાળવિધવા ભદ્રિકાએ મુખ્ય ભાગ લીધો હતો. પોતાના આખા કુટુંબનો અને પોતાની જ્ઞાતિનો તેમજ શેહેરનો વિનાશ થતો જોઇને તેનામા પોતાના સતીત્વનું અપૂર્વ શૌર્ય ઉછળી આવ્યુ, રણસંગ્રામમા પોતે ઝંપલાવી અને અનેક નાગોનો સહાર કરી નાખ્યો. (અ. ૧૧૬)

આણી તરફ આનર્તદેશના પ્રભંજન નામના રાજાને ત્યા દુષ્ટયોગમા પુત્રપ્રસવ થયાથી. તેની શાન્ત્યર્થે તેણે ચમત્કારપુરના બ્રાહ્મણો પાસે યજ્ઞયાગ કરાવવો શરૂ કર્યો. થોડો સમય તો ઠીકઠીક ચાલ્યુ, પરંતુ યજ્ઞક્રિયાથી શાંતિ થવાને બદલે આનર્તદેશની રાજધાનીમા મહામારી ફાટી નીકળી. હજારો મનુષ્યો અને પશુઓનો નાશ થવા લાગ્યો, રાજ્યની સરહદે આવેલા શત્રુરાજાઓ તે તકનો લાભ લઇને ચઢી આવ્યા આથી ગભરાઇ જઇને પ્રભંજન રાજાએ યજ્ઞકરનારા બ્રાહ્મણોને તેનું કારણ પૂછ્યું બ્રાહ્મણો પોતાની ક્રિયાનું આવુ વિપરીત પરિણામ આવવાથી કોપાયમાન થયા અને તેઓએ અગ્નિદેવને શાપ દેવાનો નિશ્ચય કર્યો અગ્નિદેવે પ્રકટ થઇને કહ્યું કે–' તમારામા કોઇ ત્રિજાત (વર્ણસંકર) પુરૂષ છે, તેના

૧૯. Early History of India by Vincent Smith, 2nd ed. p. 305.
૨૦ તેજ, પ્ર. ૨૯૯

જ દોષથી વિપરીત પરિણામ આવ્યું છે.' અગ્નિદેવના પ્રભાવથી યજ્ઞકુંડ જળથી ભરાઇ ગયો, અને સઘળા બ્રાહ્મણો પોતાની વિશુદ્ધિ સિદ્ધ કરવાના હેતુથી તેમાં સ્નાન કરવા લાગ્યા. તેવામા સાંકૃત્ય ગોત્રના નિમિના પુત્ર પ્રભાવદત્ત આથી પોતાને દૂષિત માની વનમાં તપશ્ચર્યા કરવા ચાલ્યો ગયો, અને ઉગ્ર તપ કરી મહાદેવજીને પ્રસન્ન કર્યા. એવામા નાગોના સંહારમાથી બચેલા ચમત્કારપુરના બ્રાહ્મણોમાથી કેટલાક બ્રાહ્મણો તે પ્રભાવદત્તને શરણે ગયા. તેઓની આવી દુઃખદ અવસ્થા જોઇને પ્રભાવદત્તે તેઓને આશ્વાસન આપીને કહ્યું કે–" ભય રાખશો નહિ." તુર્ત તેણે સમાધિ ચઢાવી મહાદેવજીનું ધ્યાન ધર્યું. મહાદેવજી પ્રકટ થયા અને કહ્યું કે "હું તને એક એવો સિદ્ધમંત્ર આપું છુ કે જે મંત્રના ઉચ્ચાર માત્રથી જ અતિ વિષધર નાગો પણ નિર્વિષ થઇ જશે "[૨૧] તે મંત્ર નીચે પ્રમાણે છે.

> गरं विषमिति प्रोक्तं न तत्राऽस्ति च सांप्रतम् ।
> मत्प्रसादात्त्वया ह्येतदुच्चार्यं ब्राह्मणोत्तम ॥ ७६
> नगर नगरं चैतच्छ्रुत्वा ये पन्नगाधमाः ।
> तत्र स्थास्यन्ति ते वध्या भविष्यन्ति यथासुखम् ॥ ७७
> अद्यप्रभृति तत्स्थानं नगराख्यं धरातले ।
> भविष्यति सुविख्यातं तव कीर्तिविवर्धनम् ॥ ७८

" गर નો અર્થ વિષ થાય છે; પરંતુ તેની પૂર્વે न લગાડીને ઉચ્ચાર કરવાથી મારા અનુગ્રહને લીધે વિષમાત્ર નાશ પામે છે. માટે હે બ્રાહ્મણોત્તમ ! તું ચમત્કારપુરમા જા, અને તે સિદ્ધમંત્રનો ઉચ્ચાર કર " ૭૬

" આ નગરમંત્રનું શ્રવણ કરવા છતા જે અધમ નાગ તે સ્થળે ઉભો રેહેશે, તો નિશ્ચય જાણજે કે તેનો નાશ થશે. " ૭૭

" આજથી ચમત્કારપુર પૃથ્વી ઉપર नगर નામથી પ્રસિદ્ધ થશે અને તેથી તારી કીર્તિ ચોતરફ વિસ્તાર પામશે "૭૮.

એ પ્રમાણે કહીને મહાદેવજી અંતર્ધાન થયા, અને પ્રભાવદત્ત સઘળા બ્રાહ્મણોને લઇને ચમત્કારપુરમા આવ્યો. તેઓ સઘળા नगर नगर મંત્રનો ઉચ્ચસ્વરે ઉચ્ચાર કરવા લાગ્યા, જેથી ચમત્કારપુરમા પડેલા સઘળા નાગો નિર્વિષ થઇ ગયા. અર્થાત્ બ્રાહ્મણોએ ફરીથી તેઓ સાથે યુદ્ધ કર્યું, તેમા નાગોનો તદ્દન પરાજય થયો. પરાજિત થયેલા નાગો નાશી ગયા અને એ રીતે ચમત્કારપુર નાગોથી કેવલ નિષ્કંટક થયું. બ્રાહ્મણો પ્રભાવદત્તને ધન્યવાદ આપવા લાગ્યા અને મહાદેવજીની ઇચ્છાનુસાર તે શેહેરનું નગર નામ પાડ્યું. પ્રભાવદત્તને આખી જ્ઞાતિએ આચાર્યનું અને પટેલનું પદ આપ્યું અને તે સમયથી તેઓએ તેનું નામ ભર્તૃયજ્ઞ રાખ્યું. ( નાગરખંડ અ. ૧૧૩ થી ૧૧૭ ).

નગર નામની ઉત્પત્તિ માટે ઉપર જે કથા કહેવામા આવી છે, તે અસલ કથાનું મુળસ્વરૂપ બદલાવી તેને પૌરાણિક શરીર આપવામા આવ્યું છે. છતાં તેની ઉંડાણમા કથાનો ઐતિહાસિક આત્મા ઝળકી રહ્યા વિના રહેતો નથી. કથાનો સાર એટલોજ છે કે–એક સમયે એટલે જ્યારે ગુજરાતમા પ્રભંજન રાજા ( જેનું ખરૂં નામ પણ બદલાવી નાખ્યું છે )

---

૨૧ तस्मात्तेऽहं प्रयच्छामि सिद्धमन्त्रमनुत्तमम् ।
यस्योच्चारणमात्रेण सर्पाणां नश्यते विषम् ॥ ७२

રાજ્ય કરતો હતો. તે સમયમા સરહદ ઉપરના નાગોએ ચમત્કારપુરનો નાશ કર્યો હતો; પ્રભાવદત્ત નામના કોઇ પુરૂષે નગર સાથે સંબંધ ધરાવનાર કોઇ રાજાની મદદ મેળવીને, તેની સેના સાથે ચમત્કારપુરમા આવીને નાગો સાથે ફરી યુદ્ધ કર્યું, તેઓનો પરાજય કરી તેઓને ત્યાથી હાકી કાઢયા, અને મદદ આપનાર રાજાની ઇચ્છાનુસાર તેનુ નગર નામ પાડ્યું.

હવે તે બનાવ ક્યારે બન્યો, કયા રાજાએ ચમત્કારપુરના બ્રાહ્મણોને મદદ આપી અને નગર સાથે તે રાજાને શો સંબધ હતો, તે વિષે સીધો પુરાવ બિલકુલ પ્રાપ્ત થતો નથી. પંડિત ગગાશકર પંચોલીકૃત નાગરોત્પત્તિ નામના ગ્રંથમા વડનગર ક્યારે ક્યારે ભાંગ્યું હતું, તે હકીકત આપી છે. આ હકીકત તેઓએ નાગરગૃહસ્થ પંડિત લોકનાથની સ્મરણ પોથીમાથી લીધી છે. તે ઉપરથી જણાય છે કે વડનગર પેહેલવેહેલું વિ. સ. ૪૨૪ એટલે ઇ. સ. ૩૬૮ મા ભાગ્યુ હતું[૨૨] પંડિત લોકનાથે પરપરાગત દતકથાને આધારે તેનો નોધ કર્યો છે. તે ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે–વિ સ. ૪૨૪, ઇ. સ. ૩૬૮ મા વડનગરનો પ્રથમ નાશ થયો હતો, એ માન્યતા નાગરોમા પૂર્વ કાળથી ચાલી આવે છે પરંતુ તે હકીકતને માટે જ્યારે સીધો પુરાવો મળી શકતો નથી, ત્યારે નાગરખડની આંતરિક હકીકતોની બાહ્ય પ્રમાણો સાથે સગતિ કરી અનુમાનો કરવાની આવશ્યકતા રહે છે.

## ૫. નાગરખંડના આનર્તદેશના રાજાઓ.

નાગરખડમા વડનગર અને નાગરોની ઉત્પત્તિ તથા ઇતિહાસના સંબધમા આનર્તદેશના જે જે રાજાઓની કથાઓ આપી છે, તે નીચે મુજબ છે.

(૧) ચમત્કાર રાજા જેણે ચમત્કારપુર બધાવી બ્રાહ્મણોને દાનમા આપ્યુ (અ. ૧૦–૧૧), ત્યા અચળેશ્વર મહાદેવની પ્રતિષ્ઠા કરી (અ. ૧૪), તેની સ્રીનુ નામ દમયતી હતું, જેણે બ્રાહ્મણોની સ્રીઓને અનેક વસ્રાલકારો દાનમા આપ્યા (અ. ૧૧૧),

(૨) વૃષાદર્ભ (અ ૩૨)

(૩) સિદ્ધસેન જેણે નાગરોનો ગ્રાસ આચકી લીધો, શત્રુરાજાથી પરાભવ પામી રાજ્ય ખોયું, પુનઃ વિજયી થયો અને પોતાનુ રાજ્ય પાછુ મેળવ્યુ, નાગરોને ગ્રાસ પાછો આપ્યો (અ ૨૦૯–૨૧૧).

(૪) વસુસેન અને તેનો પુત્ર સત્યસેન (અ. ૧૪૧).

(૫) બૃહત્સેન, (અ ૧૫૧)

(૬) પ્રભજન જેના સમયમા નાગોએ ચમત્કારપુરનો નાશ કર્યો; પ્રભાવદત્તે કોઇ રાજાની મદદથી નાગો સાથે ફરી યુદ્ધ કર્યું, તેઓને હરાવ્યા અને ચમત્કારપુર પાછુ મેળવ્યુ; તેનુ નગર નામ પાડયું અને ત્યાના બ્રાહ્મણોની એક જ્ઞાતિ જુદી પાડી તેનું નાગર નામ પાડયુ પ્રભજન પોતે શત્રુથી પરાજય પામી રાજ્યમાથી નાશી ગયો; ફરી જય પ્રાપ્ત કર્યો અને પોતાનુ રાજ્ય પાછુ મેળવ્યુ. (અ ૧૧૩–૧૧૮)

(૭) અશ્વસેન રાજા જેને ભર્તૃયજ્ઞે (પ્રભાવદત્તે) ધર્મ સમજાવ્યો. (અ ૨૬૬)

(૮) સત્યસધ, તેનો પુત્ર સુહય, તેની પછી ગાદીએ બેસનાર બૃહદ્બલ. સુહયે આનર્તેશ્વરની સ્થાપના કરી (અ ૬૩) બૃહદ્બલે ગર્તાતીર્થના નાગરોને જમીન અને ગામો

---

૨૨ પંડિત ગગાશકર પંચોલીકૃત નાગરોત્પત્તિ, પૃ ૬૧ તથા પ્રસ્તાવના પૃ. ૩.

દાનમા આપ્યા. તેની રાજધાની સાભ્રમતીને કાંઠે પ્રાપ્તિપુરમા હતી. કોઇ બળવાન્ શત્રુએ યુદ્ધમા તેનો નાશ કર્યો અને તેનુ રાજ્ય જીતી લીધુ, (અ ૧૨૫–૧૨૭).

(૯) અટ્ટ, બૃહદ્દલની રાણીને નાગરથી થયેલ પુત્ર (અ. ૧૨૮)

પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો અને શિક્કાઓ ઉપરથી ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ઇ સ.ના ૧ લા સૈકાથી પ્રકાશમા આવ્યો છે પરંતુ તે ઇતિહાસમા ઉપર્યુક્ત કોઇ પણ રાજાનું નામ આવતું નથી તે પહેલાના પુરાણો અને મહાભારતમાથી પણ ગુજરાતના ઇતિહાસ સંબધી કંઇ પણ ઉપર્યુક્ત કથા પ્રાપ્ત થતી નથી ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે–ઉપર્યુક્ત રાજાઓ ક્યારે થઇ ગયા?

એ તો નિઃસંશય છે કે–નાગરખંડમા ઉપર કહેલા જે રાજાઓની કથા આપી છે, તેઓ સઘળા આનર્ત્તદેશના હતા, એમ સ્પષ્ટ કહ્યુ છે આનર્ત્તદેશ આબુ પર્વતની નૈઋત્યે આવ્યો છે, એમ પણ નિશ્ચિતપણે કહ્યુ છે[1] પ્રખ્યાત ભૂગોળવિદ્યા લખનાર ટોલેમી જે ઇ. સ ના બીજા સૈકામા થઇ ગયો છે, તેણે પોતાના પુસ્તકમા લાટદેશનુ વર્ણન કર્યા પછી દક્ષિણ દેશનુ વર્ણન કર્યું છે[2] તેથી ઇ સ ના ૨ જા સૈકાના ગુજરાતનો દક્ષિણ ભાગ લાટદેશ કહેવાતો હતો, એમ અનુમાન થાય છે વિ સં ૯૩૨ ઇ સ ૮૭૬ ના ગોપગિરિ (ગ્વાલિયર) ના વિષ્ણુમંદિરના શિલાલેખમા આનંદપુર (વડનગર) ને લાટમંડલતિલક કહેલ છે[3] એટલે તે સમયમા વડનગર અને તેની આસપાસનો પ્રદેશ પણ લાટદેશમા સમાઇ ગયો હતો, એમ સિદ્ધ થાય છે. ઇ સ ના સાતમા અને આઠમા સૈકામા થઇ ગયેલા ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજાઓને પણ લાટદેશના રાજાઓ કહેવામા આવ્યા છે,[4] એટલે તે સમયમા પણ આખો ગુજરાતદેશ લાટદેશથી ઓળખાતો હશે તે પેહેલા વલભીરાજાઓના સમયમા ગુજરાતદેશ કયા નામથી ઓળખાતો હતો, તે જાણવાને સાધન નથી. પરંતુ ક્ષત્રપરાજા રૂદ્રદામના ગિરિનાર પાસેના સુદર્શનતળાવના શિલાલેખમા તેનુ નામ આનર્ત્ત લખ્યુ છે[5] તે ઉપરથી સિદ્ધ થાય છે કે ક્ષત્રપરાજાઓના સમયમા ગુજરાતનો ઉત્તરપ્રદેશ આનર્ત્તદેશ કહેવાતો હતો

એક સમયે વડનગર યાત્રાનુ અતિ પવિત્ર અને સુપ્રસિદ્ધ સ્થળ હોવા છતાં[6] નાગરખંડ સિવાય બીજા કોઇ પણ પુરાણમા કે મહાભારતમા તેનુ નામ જોવામા આવતું નથી શ્રીયુત શ્રીશચંદ્ર વસુની એવી માન્યતા છે કે પુરાણોનુ સ્થાપિત સ્વરૂપ ઇ સ. પૂર્વે બીજા અથવા પેહેલા સૈકાની પણ પછી ઘણે કાળે બધાયુ હતુ[7] ત્યાર પછી કેટલાક પુરાણોમા છેક ગુપ્તરાજાઓ સુધીના નામો જોવામા આવે છે, તેટલો જુજ ભાગ ક્ષેપક

---

૧ एतस्मात्पर्वतात्क्षेत्रं हाटकेश्वरसंज्ञितम् ।
अस्ति नैऋत्यदिग्भागे देशे चानर्त्तसंज्ञके ॥ અ. ૪ શ્લો. ૫૨.

૨ Indian Antiquary Vol. XVII p 28

૩ પ્રાચીન લેખમાળા ભાગ ૨ પૃ ૧૧૪

૪ Journal of the Royal Asiatic Society of Bengal, Vol. XLV, p. 134

૫ Bhavnagar Inscriptions, p. 18.

૬. નાગરખંડ અ ૫૨

૭ Matsya Purana (Panini office ed,), Appendix 1. p X.

તરીકે દાખલ થઇ ગયો છે. એટલે ઇ. સ. ના પેહેલા સૈકા સુધી વડનગર અથવા નામ જ્ઞાતિનું અસ્તિત્વ અથવા મહત્ત્વ ન હતું, એમ સિદ્ધ થાય છે તે ઉપરથી નાગરખંડ કહેલા આનર્તદેશના રાજાઓ ઇ. સ. ના ૧ લા સૈકા પેહેલાના તો ન હતા, એમ સહ અનુમાન થાય છે

પ્રથમ કહેવામા આવ્યુ છે, તેમ નાગરખંડમા જૈન અથવા બૌદ્ધ ધર્મનો પ્રસા નહિ હોવાથી અને વલભીરાજાઓ જૈનધર્મના આશ્રયદાતા હોવાથી તેમજ નાગરખંડ રચના ઇ. સ. ના પાચમા સૈકાના આરંભમા થઇ હોય એવુ અનુમાન થવાથી તે રાજા વલભીરાજાઓ પણ ન હતા, એમ સિદ્ધ થાય છે.[૮]

વલભીરાજાઓની પેહેલા ઇ. સ. ના પેહેલા સૈકાથી ગુજરાતમા ક્ષત્રપરાજાઓ રાજ્ય હતું પરંતુ તે રાજાઓના શિલાલેખો અને શિક્કાઓ ઉપરથી જે નામો પ્રાપ્ત થ છે, તેમાના એક પણ નામ સાથે નાગરખંડના રાજાઓના નામો મળતા આવતા નથી. ઉપરથી સ્પષ્ટ થાય છે કે નાગરખંડના કર્તાએ બુદ્ધિપૂર્વક તે નામો બદલાવી નાખ્યા તેમ કરવામા બે હેતુઓ જણાય છે. એક તો એકે-ક્ષત્રપરાજાઓ શકજાતિના હતા. શ જાતિના રાજાનો આશ્રય તથા પુરોહિતપણું બ્રાહ્મણોને માટે શાસ્ત્રથી નિષિદ્ધ હોવા પોતાના આશ્રયદાતા રાજાઓના નામ ક્ષત્રિય રાજાઓના જેવા રાખવાની તેઓને જ પડી હોય, એમ લાગે છે બીજો હેતુ એ જણાય છે કે પુરાણોમા પણ નંદ, મૌર્ય, અ અને ગુપ્તવંશી જેવા અક્ષત્રિય રાજાઓ સ્વદેશના હોવાથી તેઓની વંશાવલીઓ પાછળ દાખલ કરી દીધી છે. પરંતુ અલેક્ઝાંડર, મિનેન્ડર, કનિષ્ક, મિહિરગુલ અને વિક્રમ જે અતિ પરાક્રમી અને હિંદુસ્થાનના ઇતિહાસને અસર કરનારા રાજાઓના નામો પણ અ વામા આવ્યા નથી તે કારણને લીધે પણ નાગરખંડના કર્તાએ પોતાના આશ્રયદાતા ક્ષત્ર રાજાઓ વિદેશી શકજાતિના હોવાથી તેઓના નામો બદલાવી નાખ્યાનું જણાય છે છતા નાગરખંડમા કહેલા રાજાઓમાથી કેટલાક રાજાઓના વૃત્તાતો ગુજરાતના ક્ષત્રપરા ઓના વૃત્તાતો સાથે ઘણે અંશે મળતા આવે છે, એટલુ જ નહિ પણ નાગરખંડમા અ ર્ત્તદેશના રાજાઓના સમકાલીન રાજાઓની કથાઓ પણ આપી છે તે ઉપરથી તેમ બીજી કેટલીક હકીકતો ઉપરથી આપણે સર્વાશે નિર્ણયકારક નહિ, તો બહુ અંશે સંભ અનુમાન નિશ્ચયપૂર્વક કરવાને શક્તિમાન થઇશુ

કર્નલ ટૉડે સ્વવિરચિત રાજસ્થાનના ઇતિહાસ ( પુ ૧ પૃ. ૨૦૨ ) મા કહ્યુ છે સૂર્યવંશી કનકસેન રાજાએ લવકૂટ ( લાહોર ) માથી વિ સં ૨૦૦ ઇ. સ. ૧૪૪ આવીને સૌરાષ્ટ્રદેશ જીતી લીધો અને વીરનગર ( વડનગર ) શેહેર વસાવ્યુ તે કના નથી ચોથી પેઢીએ થઇ ગયેલા વિજયસેન રાજાએ વલભીપુર તથા વિદર્ભ ( અર્વા શીહોર ) ગામો વસાવ્યા. મેવાડના રાણાઓના વંશવૃક્ષમા કનકસેનના પિતાનુ નામ અ ળસેન આપ્યુ છે ( પૃ ૪૨ પાસેની વંશાવલી ). નાગરખંડમા પણ ચમત્કારપુર બંધ બ્રાહ્મણોને દાનમા આપનાર ચમત્કારરાજાએ ચમત્કારપુરમા અચલેશ્વરમહાદેવની પ્રતિ કર્યાનું લખ્યું છે, ચમત્કારરાજાએ પોતાના પિતાના શ્રેયઅર્થે તેમ કર્યું હોય તો તે પિતાનું નામ પણ અચળસેન હોવાનું અનુમાન થઇ શકે અને તે ઉપરથી ચમત્કાર

૮. જુઓ પાછળ ઉત્તરાર્ધ, પૃ ૪૧-૪૨

કનકસેન એકજ હતા, એવુ અનુમાન ઉપજાવી શકાય પરતુ કનકસેન અને વિજયસેનના સંબંધમાં જ્યારે બીજી હકીકતો જાણવામા આવે છે, ત્યારે તે અનુમાનને અવકાશ રહેતો નથી. સંવત્ ૧૭૩૨ ઇ. સ. ૧૬૭૬ ના મેવાડમા આવેલા રાજનગર ગામ પાસેના રાયસાગરના તળાવનો શિલાલેખ મળી આવ્યો છે તે લેખમા મેવાડના રાણાઓની વંશાવલી આપી છે. તેમા ઇક્ષ્વાકુથી આરંભીને સિંહરથ રાજા સુધીના નામો આપ્યા છે, જેમા અચળસેન અને કનકસેનનો સમાવેશ થઇ જાય છે. તે સઘળા રાજાઓ અયોધ્યાવાસી હતા, એમ કહ્યુ છે. અર્થાત્ કનકસેન અયોધ્યા છોડીને કયાઇ ગયો ન હતો. પરતુ સિંહરથનો પુત્ર વિજય રાજા અયોધ્યા છોડીને દક્ષિણ દેશમા ગયો, ત્યાના રાજાઓને હરાવ્યા અને ત્યા તેણે પોતાનું રાજ્ય જમાવ્યુ[૯] આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ભાટોના ચોપડા ઉપરથી કર્નલ ટાડે લખેલી હકીકત રાયસાગરના લેખ સાથે બિલકુલ મળતી આવતી નથી. વળી ઇ. સ ૧૪૪ ના અરસામા સોરાષ્ટ્રમા અને ગુજરાતમા ક્ષત્રપરાજા રૂદ્રદામ રાજ્ય કરતો હતો, એ ચોક્કસ થયુ છે. તામિલભાષામા લખાયેલા નૂપુરવિજયકાવ્યમાં મહિસુર પ્રદેશના ચેરવંશના શેંગુત્તુવન રાજાએ ગગા નદી ઉતરીને બાલકુમાર રાજાના પુત્રો કનક અને વિજય સાથે યુદ્ધ કર્યાની હકીકત લખી છે કનક અને વિજયની મદદે તે સમયે ઉત્તર, વિચિત્ર, રૂદ્ર, ભૈરવ, ચિત્ર, સિંગ, ધનુત્તર અને શ્વેત રાજાઓ હતા. પ્રાચીન ભારતના કર્તા શ્રીયુત કૃષ્ણસ્વામી આયગરે અનેક પ્રમાણોથી સિદ્ધ કર્યું છે કે શેંગુત્તુવન ઇ સ ના બીજા સૈકામા થઇ ગયો છે. શેંગુત્તુવનની મદદમા આંધ્રગજા યજ્ઞશ્રી શાતકર્ણી ગયો હતો[૧૦], એવુ અનુમાન કરવામા આવ્યુ છે. તે અરસામા ગુજરાતમા ક્ષત્રપરાજા રૂદ્રદામ રાજ્ય કરતો હતો, તેથી કનક અને વિજયને મદદ આપનારા રાજાઓના નામોમા રૂદ્રનું નામ જોવામા આવે છે, તે રૂદ્રદામ જ હોવો જોઇએ. એ સઘળી હકીકત ઉપરથી કર્નલ ટૉડે લખેલી કનકસેનની હકીકત તદ્દન બીનપાયાદાર થઇ જાય છે.

નાગરખંડના ૧૨૫ થી ૧૨૮ સુધીના અધ્યાયોમા સત્યસંધ અને બૃહદ્બલ રાજાઓની કથા આપી છે સત્યસંધ રાજા રાજ્ય છોડી ચાલ્યો ગયો હતો, અને ઘણે કાળે ફરતો ફરતો જ્યારે તે પાછો આવ્યો, ત્યારે તેને કેહેવામા આવ્યુ છે કે—

> अथ प्रोचुर्जनास्तस्य देश आनर्त्त इत्ययम् ।
> अत्र भूपोऽत्र विख्यात: सुधर्मज्ञो बृहद्बल ॥ અ. ૧૨૫ શ્લો. ૪૪
> एतत्प्राप्तिपुरं नाम एषा साभ्रमती नदी
> गर्त्ततीर्थमिदं पुण्यमेतस्याः परिकीर्तितम् ॥ ४५

અર્થાત્ તે સમયે ગુજરાતદેશ આનર્ત્તદેશ કહેવાતો હતો. તેની રાજધાનીનું શેહેર સાબરમતી નદીને તીરે આવેલ પ્રાપ્તિપુર ( વર્તમાન પરાતીજ ) હતું, અને રાજાનું નામ બૃહદ્બલ હતું આ બૃહદ્બલ રાજાને શત્રુરાજાએ યુદ્ધમા મારી નાખ્યો હતો ત્યાર પછી બૃહદ્બલની એક રાણીએ વડનગરના નાગરથી નિયોગવિધિથી પુત્ર ઉત્પન્ન કર્યો હતો, જેનું નામ અદ્ર હતું તે અદ્રને બૃહદ્બલના મત્રીઓએ બૃહદ્બલની પછી ગાદીએ બેસાડયાનું લખ્યુ છે, પરતુ ત્યાર પછી તે સિવાય વિશેષ હકીકત લખવામા આવી નથી.

---

૯ Bhavnagar Inscriptions, p 145

૧૦ Ancient India by S Krishna Swami Aiyangar M A. pp. 367-8

એટલે નિયોગથી થયેલ પુત્રોત્પત્તિ અને તે પુત્રને ગાદીની પ્રાપ્તિ—એ બન્ને હકીકતો, અસંભવિત હોવાથી પ્રક્ષિપ્ત અને અસત્ય છે, એમ સહજ અનુમાન થાય છે. ઉપરની હકીકત ઉપરથી એટલુ તો નિશ્ચિત થાય છે કે સત્યસંધ પછી તેનો વંશજ બૃહદ્બલ ગાદીએ બેઠો હતો અને બૃહદ્બલના વખતમા કોઇ શત્રુરાજાએ તેની સાથે યુદ્ધ કરી તેનું રાજ્ય લઇ લીધુ હતું સત્યસંધ અને બૃહદ્બલના સંબધમા એક બીજી અસંભવિત વાત એ કેહેવામા આવી છે કે—તે પોતાના પુત્ર સુહયને રાજ્ય સોપી ચાલ્યો ગયો હતો અને બૃહદ્બલ તેની ૭૭ મી પેઢીએ હતો. ( અ. ૧૨૫ શ્લો. ૬૨-૬૫ ) સત્તોતેર પેઢી સુધી સત્યસધ હયાત હતો, તે તદ્દન અસત્ય જ લાગે છે કથાને પૌરાણિક સ્વરૂપ આપવાને માટે જ તેવો અસંભવિત ભાગ ગોઠવી દેવામા આવ્યો છે અને તેજ કારણથી સુહયને સત્યસંધનો પુત્ર કહ્યો છે, તે પણ કલ્પિત જ લાગે છે અધ્યાય ૬૩ મા આનર્તેશ્વરની પ્રતિષ્ઠા કરનાર સુહય વિષે કેહેવામા આવ્યું છે, તે ઉપરથી સત્યસધની સત્તોતેર પેઢીની સાકળ જોડી દેવાના હેતુથી વચમા તેનુ નામ ઘુસાડી દેવામા આવ્યુ હોય, એમ જણાય છે ખરી હકીકત એજ જણાય છે કે—નાગરખંડના આનર્ત્તદેશના રાજાઓમા છેવટનો રાજા બૃહદ્બલ હતો અને તે સત્યસંધનો પુત્ર હતો.

અધ્યાય ૨૭૧ મા ઇંદ્રદ્યુમ્નેશ્વર માહાત્મ્ય વર્ણવતા કહ્યુ છે કે—ઇંદ્રદ્યુમ્નરાજા ફરતો ફરતો જ્યારે કાંપિલ્યપુર પાસે આવ્યો, ત્યારે ત્યાના નિવાસીઓએ તેને કહ્યુ કે—

ते तमूचुः पुरं चैतत् कांपिल्यमिति विश्रुतम् ॥
आनर्त्तनामा देशोऽयं राजायं पृथिवीजयः ॥ ३६ ॥

" આ નગરનું નામ કાંપિલ્ય છે, દેશ આનર્ત્ત છે, અને રાજાનું નામ પૃથિવીજય છે." અર્થાત્ તે સમયે આનર્ત્તદેશના રાજાને પૃથિવીજય અને રાજધાનીને કાંપિલ્યપુર કેહેવામા આવેલ છે. માળવામા ઉદયગિરિ નામના પર્વતની એક ગુફામા ગુપ્તરાજા બીજા ચદ્રગુપ્તના સમયમા શાવ અથવા વીરસેન નામના પુરૂષે એક ગુફા કરાવી, તેમા શિલાલેખ કોતરાવ્યો છે. તે શિલાલેખમા લખ્યુ છે કે—" જ્યારે રાજા ચદ્રગુપ્ત ૨ જો પૃથ્વીજયાર્થે અહિં આવ્યો છે, ત્યારે તે ( વીરસેન ) તે રાજાની સાથે અહી આવ્યો છે " [૧૧]અર્થાત્ ચદ્રગુપ્ત ૨ જાએ પૃથ્વીજય કર્યાથી નાગરખડના કર્ત્તાએ તેનુ મૂળ નામ બદલાવી લાક્ષણિક નામ પૃથિવીજય રાખ્યાનુ અનુમાન થાય છે. કાંપિલ્યનગર મહાભારતના સમયમા દક્ષિણ પાચાલની રાજધાની હતી હાલમા ફરૂકાબાદ જિલ્લામા કંપિલનામનું ગામ છે, તેજ અસલ કાંપિલ્યનગર હતુ ચીનાઇ પ્રવાસી હ્યુએનસંગે તેને બહુ વૈભવશાલી સ્થિતિમા જોયુ હતું [૧૨] તેથી ગુપ્ત રાજાઓએ તેને આબાદ કર્યું હશે ચંદ્રગુપ્ત ૨ જાએ જ્યારે માળવા અને ગુજરાત દેશો જીતી લઇ ખાલસે કર્યા, ત્યારે તે દેશોનો રાજકાર્યભાર ચલાવવાને કાંપિલ્યનગરને ઉપરાજનગર બનાવ્યુ હોય, તે સંભવિત જણાય છે. તેજ કારણથી નાગરખંડમા કાંપિલ્યનગરને આનર્ત્તદેશની રાજધાની કહી છે. ફલિતાર્થ એજ છે કે—નાગરખડનો બૃહદ્બલ યુદ્ધમા મરાયા પછી, તેની રાજધાની પ્રાપ્તિપુર બદલાઇને કાંપિલ્યપુર થયુ છે અને તેની પછીના રાજાને પૃથિવીજય કહેવામા આવ્યો છે, તે ઉપરથી પણ સત્યસંધનો પુત્ર બૃહદ્બલ ગુજરાતનો છેલ્લો રાજા હતો, એમ સિદ્ધ થાય છે. નાગરખંડમા કહેલા પૃથિવીજયરાજા એટલે ચદ્રગુપ્ત ૨ જાએ ગુજરાતના ક્ષત્રપરાજા સત્યસિંહના

પુત્ર રૂદ્રસિંહને યુદ્ધમા હણીને તેનુ રાજ્ય ખાલસે કર્યાનુ જણાવ્યુ છે.[13] નાગરખંડના સત્યસંધ અને ક્ષત્રપરાજા સત્યસિહના નામો તો લગભગ મળતા જ આવે છે રૂદ્રસિહનો ગુણવાચક અર્થ બૃહદ્બલ થઈ શકે છે તેથી નાગરખડના કર્ત્તાએ સત્યસિહ અને રૂદ્ર-સિંહના નામો બદલાવી તેને બદલે સત્યસંધ અને બૃહદ્બલ નામો રાખ્યાનુ જણાય છે.

આ સ્થળે એક મહત્ત્વની વાતનો ખુલાસો કરવાની જરૂર જણાય છે. ક્ષત્રપરાજાઓનો મૂળ પુરૂષ ચષ્ટન હતો, અને તેની રાજધાની ઉજ્જયિનીનગરી હતી, એમ ટાલેમીના લખવાથી સિદ્ધ કરવામાં આવ્યુ છે[14] નાગરખડમા તો બૃહદ્બલની રાજધાની સાભ્રમતીને તીરે આવેલ પ્રાપ્તિપુર એટલે વર્ત્તમાન પરાતીજમા હતી, એમ કહેવામા આવ્યું છે. ટાલેમીના લખાણુ ઉપરથી ચષ્ટન પછી સઘળા ક્ષત્રપરાજાઓની રાજધાની પણ ઉજ્જયિની હતી, એમ ઇતિહાસકારોએ અનુમાન કર્યું છે. પરંતુ લગભગ ૪૦૦ વર્ષો સુધી આનર્ત્તદેશના રાજાઓની રાજધાની એક જ સ્થળે રહી હોય, તે સંભવિત લાગતું નથી. એટલુંજ નહિ પણ ગુપ્તરાજા સમુદ્રગુપ્તના સમયમા માળવામાં માલવલોકોનુ રાજ્ય હતું.[15] ગુજરાતના ક્ષત્રપરાજા વિશ્વસેનના સમયથી રૂદ્રદામ રાજાના સમય સુધી એટલે ઇ. સ. ૨૯૪ થી ૩૪૮ સુધીના રાજાઓના શિક્કાઓ ઉપર તે તે રાજાઓની ઉપાધિ મહાક્ષત્રપને બદલે ક્ષત્રપની જોવામા આવે છે[16] ને ઉપરથી વિશ્વસેનના સમયમા માળવાદેશ તેઓએ ખોયો હશે, એમ અનુમાન થઇ શકે છે. તે કારણથી વિશ્વસેનના સમયથી ક્ષત્રપરાજાઓની રાજધાની ઉજ્જયિની બદલાઇને પ્રાપ્તિપુર થઇ હોય, તો તેમા કઇ અસભવિત જેવુ જણાતું નથી

સત્યસંધ અને બહદ્બલ સિવાય નાગરખડના ૨૦૯ થી ૨૧૧ સુધીના અધ્યાયોમા સિદ્ધસેન વિષે જે કથા લખી છે, તેમા તે રાજાનું રાજ્ય શત્રુઓએ જીતી લીધાનું અને તેને પોતાને ગિરિનારપર્વત ઉપર સંતાઇ રેહેવુ પડયાનું લખ્યું છે. ક્ષત્રપરાજાના ઇતિહાસમા પણ વિજયસેનને ઇશ્વરદત્ત નામના કોઇ આભીરરાજાએ હરાવીને પદચ્યુત કર્યાનું જણાવ્યું છે[17] સિદ્ધસેન અને વિજયસેન લગભગ સમાનાર્થક નામો છે. તેથી નાગરખંડના કર્ત્તાએ વિજયસેનને બદલે સિદ્ધસેન નામનો પ્રયોગ કર્યાનું જણાય છે. અર્થાત્ ક્ષત્રપરાજા વિજયસેન તેજ નાગરખડનો સિદ્ધસેન હોવાનું અનુમાન થઇ શકે છે

સિદ્ધસેન સિવાય પ્રભજન રાજાનો કઇક વૃત્તાત ક્ષત્રપરાજા રૂદ્રરામ ૨. જાની સાથે મળતો આવે છે. "પ્રભજન રાજાને ઘણા રાજાઓ સાથે વૈર ઉત્પન્ન થયું હતું. શત્રુરાજાઓ ગામોમાથી ગાયોનું હરણ કરી જતા હતા અને એ રીતે આખો દેશ ઉજ્જડ થઇ ગયો હતો. તેમ હોવાથી તે રાજાને અહોનિશ શત્રુઓ સાથે યુધ્ધો કરવામા રોકાઇ રેહેવુ પડયું

---

૧૧. कृत्स्नपृथ्वीजयार्थेन राज्ञैवेह सहागत ।
भक्त्या भगवत शंभोर्गुहामेतमकारयत् ॥
Fleet's Corpus Inscriptionum Indicarum, Vol III p 35

૧૨. Early History of India by Vincent Smith, 2nd ed p 348

૧૩ તેજ, પૃ. ૨૭૭ ૧૪ તેજ, પૃ. ૨૦૦.

૧૫ તેજ, પૃ ૨૭૧

૧૬ Rapson's British Museum Catalogue of Indian Coins, pp. 113–14

૧૭ તેજ, પૃ. ૧૨૪–૫. ૧૮ નાગરખંડ અ. ૧૧૯, શ્લો ૮–૧૨.

હતું ઘણે કાળે તેણે કેટલાક રાજાઓનો પરાજય કર્યો અને બાકીના સજાએ સાથે સલાહ કરી."[18] બીજી તરફ ક્ષત્રપરાજાઓનો ઇતિહાસ જોતા જણાય છે કે–લગ ભગ સઘળા ક્ષત્રપરાજાઓના શિક્કાઓ પ્રાપ્ત થયા છતા રૂદ્રદામ ૨ જાના શિક્કાઓ પ્રાપ્ત થય નથી તેના પુત્ર રૂદ્રસેને પોતાના શિક્કાઓ ઉપર તેને મહાક્ષત્રપ લખ્યો છે. તેથી તે સ્વ તંત્ર રાજા નહિ હોય, પણ માનની ખાતર રૂદ્રસેને તેને મહાક્ષત્રપ લખ્યો હશે, એવુ અનુ માન કરવામા આવ્યુ છે.[19] નાગરખંડમા લખેલ પ્રભંજન રાજાની હકીકત આ અનુમાનને પુષ્ટિ આપે છે. રૂદ્રદામ ૨ જાનો સઘળો રાજ્યકાળ શત્રુઓ સાથેના વિગ્રહમા વ્યતીત થવાથ અને યુદ્ધના ખર્ચથી તીજોરી ખાલી થઇ જવાથી તે પોતાના નામના શિક્કાઓ પડાવ શક્યો નહિ હોય વળી તદુપરાત નાગરખંડમાથી એક બીજી હકીકત પણ મળી આવે છે આ પ્રભંજન રાજાના સમયમાજ વડનગરના બ્રાહ્મણોને નાગલોકો સાથે વેર ઉત્પન્ન થ હતું નાગોએ વડનગરમાથી બ્રાહ્મણોને હાકી કાઢ્યા હતા અને તે શહેર બથાવી પડય હતા. તેજ નાગોએ વડનગરના વિજયથી ઉત્તેજિત થઇને આનર્ત્તદેશની રાજધાની સુધ રંજાડ કરીને ત્રાસ વર્તાવ્યો હશે આ નાગોની સાથે સરહદ ઉપરના બીજા રાજાઓ પણ ઉલટી આવ્યા હશે. અને તેવી પરિસ્થિતિમા રૂદ્રદામ ૨ જાની તીજોરી ખાલી થઇ જાય તે સંપૂર્ણ રીતે સંભવિત છે રૂદ્રદામનો લાક્ષણિક અર્થ પ્રભંજન થઇ શ છે.[20] તેથી નગરખંડમા રૂદ્રદામ નામ બદલાવી પ્રભંજન નામ ગણેલુ જણાય છે પ્રભંજ રાજાના સમયમા પ્રસિદ્ધિમા આવેલ પ્રભાવદત્ત જેણે પાછળથી પોતાનું નામ ભર્તૃયજ્ઞ રાખ્ હતું તે ભર્તૃયજ્ઞ અને આનર્ત્તરાજા અશ્વસેનનો નાગરખંડના અધ્યાય ૨૭૧ મા પ્રસંગ આવે છે. રૂદ્રદામના પુત્ર રૂદ્રસેનની પછી ગાદીએ બેસનાર ક્ષત્રપરાજાનુ નામ સિંહસે હતું. તે સિંહસેનને બદલે નાગરખંડમા અશ્વસેન કહેલો છે.

ઉપર્યુક્ત રાજાઓ સિવાય નાગરખંડમા બીજા રાજાઓ વિષે સરખામણી કરી શકાય તેવી હકીકતો આપી નથી પરંતુ છેવટના રાજા બૃહદ્બલના પિતા સત્યસંધે વડનગરમ સત્યસંધેશ્વર મહાદેવની પ્રતિષ્ઠા કરી, તેના પૂજનાદિ ખર્ચ માટે વડનગરના બ્રાહ્મણોને ગ્રાસ આપ્યો હતો. બૃહદ્બલ યુદ્ધમા મરાયો અને તેનુ રાજ્ય શત્રુરાજાએ જીતી લીધું, તે સમ સત્યસંધ સન્યસ્ત અવસ્થામા હતો પરંતુ પોતાના પુત્રના મરણના અને તેના રાજ્યની એવ દુર્દશા થયાના સમાચાર સાભળી તે વડનગરમા ગયો, અને ત્યાના બ્રાહ્મણોને કહ્યુ કે "અમારા વંશમા એવો કોઇ રાજા થયો નથી કે જેણે આ સ્થળે એક પણ શિવલિંગની સ્થાપના કરી નથી. અને તે તે પ્રસંગે હે બ્રાહ્મણો! તમને વૃત્તિ પણ બાંધી આપી છે. મા તમે સૌ તે સર્વ મહાદેવોનું સારી રીતે પૂજન–અર્ચન કરજો હુ હવે સ્વર્ગમા જવાની તૈયારીમા છુ" પ્રત્યુત્તરમાં બ્રાહ્મણોએ કહ્યું કે–"હે રાજન્! આ તમારા વંશના સ્થાપેલ સતાવીશ શિવલિંગોનું પૂજન નિત્ય ચાલે છે; તમારૂ સ્થાપેલુ અઠ્ઠાવીસમુ થયુ તેને મા તમારે જરા પણ ચિન્તા રાખવી નહિ અમે તેનું નિત્ય પૂજન–અર્ચન કરશુ."[21] આ

૧૯. ગોવિન્દભાઈ હાથીભાઇ દેશાઇ કૃત ગુજરાતદેશનો પ્રાચીન ઇતિહાસ, પૃ ૫૪.

૨૦. યાસ્કના નિરૂક્તમા વૈદિક દેવોના અગ્નિ, વાયુ અને સૂર્ય, એવા ત્રણ વર્ગો પાડયા છે રૂદ્રદેવની ગણના વાયુવર્ગમા કરી છે પ્રભંજનનો અર્થ વાયુ થાય છે તેથી રૂદ્રદામને પ્રભંજન કહે હોય, એમ જણાય છે. નિરૂક્ત અ. ૭ ખંડ ૪–૧૦.

૨૧ નાગરખંડ, અ ૧૨૬ શ્લો ૨૪–૩૦

ઉપરથી સ્પષ્ટ થાય છે કે—નાગરખંડના છેવટના બૃહબ્દલ સુધી રાજાઓની સંખ્યા અઠ્ઠાવીશ હતી. ગુજરાતના ક્ષત્રપરાજાઓના વંશવૃક્ષમાં પણ ચષ્ટનથી રૂદ્રસિંહ સુધી અઠ્ઠાવીશ રાજાઓનાં નામો લખેલાં જોવામાં આવે છે.[22] તે ઉપરથી પણ નાગરખંડના આનર્ત્તરાજાઓ અને ગુજરાતના ક્ષત્રપરાજાઓનું તાદાત્મ્ય સિદ્ધ થાય છે.

નાગરખંડમાં આનર્ત્તદેશના રાજાઓ સિવાય બીજા રાજાઓ જેઓ વડનગરના તીર્થોના સંબંધમાં અથવા વડનગરના બ્રાહ્મણોના સંબંધમાં આવી ગયા છે, તેઓની પણ કથા આપી છે. તેઓમાંના કેટલાક રાજાઓનું તાદાત્મ્ય શોધી શકાય છે. અધ્યાય ૪૭ મા કાન્તિપુરના રાજા રૂદ્રસેન અને તેની સ્ત્રીનું નામ પદ્માવતી કહ્યું છે. બુંદેલખંડ, મધ્યપ્રાંત, બીરાર, અજંટાની ગુફા અને ગોદાવરીજિલ્લામાંથી વાકાટકવંશના રાજાઓના તથા તેઓના સામંતરાજાઓના આઠ લેખો પ્રાપ્ત થયા છે[23] તેમાંના કેટલાક લેખો જેમાં તે રાજાઓની વંશાવલી આપી છે, તેમાં રૂદ્રસેન ૨ જાની સ્ત્રી પ્રભાવતી હતી અને તે દેવગુપ્તની પુત્રી હતી, એમ જણાવ્યું છે. આ દેવગુપ્ત તેજ ગુપ્તરાજા ચંદ્રગુપ્ત બીજો હતો, એમ સિદ્ધ કરવામાં આવ્યું છે.[24] તેથી રૂદ્રસેન ૨ જો ચંદ્રગુપ્ત ૨ જાનો જામાતા હોઈને ગુજરાતના છેલ્લા ક્ષત્રપરાજા રૂદ્રસિંહનો સમકાલીન હતો વરાહમિહિરવિરચિત બૃહત્સંહિતામાં મંગળગ્રહના સ્વામિત્વ નીચે જે જે દેશોના નામો ગણાવ્યા છે, તેમાં કાન્તિપુરને દંડકારણ્યની પછી ગણાવેલ છે.[25] દંડકારણ્યની મર્યાદા નર્મદાથી ગોદાવરી નદી સુધીની હતી, એમ માનવામાં આવે છે.[26] તેથી કાન્તિપુર પણ તે પ્રદેશની નજીક હશે, એમ અનુમાન થાય છે વાકાટક રાજાઓના કેટલાક લેખો તે પ્રદેશમાંથી પણ મળી આવ્યા છે, તેથી રૂદ્રસેન ૨ જાના વખતમાં તેની રાજધાનીનું શેહેર કાન્તિપુર હોવાનો પૂર્ણ સંભવ છે આ ઉપરથી નિશ્ચયપૂર્વક કહી શકાય છે કે—નાગરખંડમાં કહેલ પદ્માવતી સ્ત્રીનો પતિ રૂદ્રસેન અને પ્રભાવતીનો પતિ વાકાટક રાજા રૂદ્રસેન ૨ જો—એ બન્ને એકજ હતા નાગરખંડમાં પ્રભાવતીને બદલે પદ્માવતીનું નામ લખેલું જોવામાં આવે છે, તે નકલકરનાર લહીઆના હસ્તદોષથી તેટલો ફેરફાર થયો હશે

તે સિવાય અધ્યાય ૩૧ મા માહિષ્મતીના હૈહયરાજા ઇંદ્રસેન અને તેના પુત્ર વિષ્ણુસેનના નામો જોવામાં આવે છે પંડિત ભગવાનલાલ ઇંદ્રજિતને કમણુમાંથી એક શિક્કો પ્રાપ્ત થયો હતો તે શિક્કો ક્ષત્રપરાજ્યના અંત પછીનો ત્રૈકુટક રાજાનો હતો. તેની ઉપર **महाराजेन्द्रधर्मपुत्रपरमवैष्णवमहाराजरुद्रगण** શબ્દો કોતરેલા હતા[27] ત્રૈકુટક અને કલ્ચુરીવંશના રાજાઓના લેખોમાં તેઓએ પોતાને હૈહયવંશી કહ્યા છે, અને તેઓની મૂળ રાજધાની માહિષ્મતી હતી, એમ પણ કહેવામાં આવ્યું છે. તેઓનું રાજ

---

૨૨ રાખાલદાસ બેનરજીકૃત પ્રાચીનમુદ્રા (બંગાળી), પૃ ૧૭૦

૨૩ Epigrophia Indica Vol V, Inscriptions of Northern India. p 84.

૨૪ શ્રીયુત ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત પ્રાચીનલિપિમાળા, સંસ્કરણ ૨ જું સંવત્ ૧૯૭૫, પૃ ૮૩

૨૫ **कुन्तलकेरलदण्डककान्तिपुरम्लेच्छसङ्करिणः** ॥ અ. ૧૬. શ્લો. ૧૧.

૨૬ જુઓ, આપ્ટેની સંસ્કૃત ઇંગ્રેજી ડીક્ષનેરી, શબ્દ દંડક

૨૭ Transactions of International Congress of Wien (1886), p 222.

૨૮ Indian Antiquary, January 1911, pp. 12-13.

ચેદી, રતનપુર, ગુજરાત, માળવા, કોકણાદિ પ્રદેશોમા હતું તેથી ઉપર્યુક્ત ત્રૈકુટકરા ઇન્દ્રવર્મા અને રૂદ્રગણ હૈહયવંશી હતા અને તેઓની અથવા તેઓના પુર્વજોની રાજધા માહિષ્મતી હતી, એમા કઇ સદેહ રહેતો નથી. નાગરખડમા વિષ્ણુસેનના પિતાને ઇન્દ્રસે કહ્યો છે. તે નામ શિક્કા ઉપરના ઇંદ્રવર્માના નામ સાથે બરાબર મળતું આવે છે પર શિક્કામા તેના પુત્રનું નામ પરમ વૈષ્ણવ રૂદ્રગણ છે, ત્યારે નાગરખડમા ઇંદ્રસેનના પુત્ર નામ વિષ્ણુસેન લખેલું છે. તે કદાચ રૂદ્રગણ વિષ્ણુનો પરમભક્ત હોવાથી તેનુ નામ નાગ ખડના કર્તાએ વિષ્ણુસેન રાખ્યુ હોય, એમ જણાય છે

આ સઘળી હકીકતોનો સમાહાર કરતા સુસ્થાપિત થાય છે કે નાગરખડના આન દેશના રાજાઓ તેજ ગુજરાતના ક્ષત્રપરાજાઓ હતા

## ૬ નાગરી લિપિ અને નાગરો.

નાગરખડના આનર્તદેશના રાજાઓ ગુજરાતના ક્ષત્રપરાજાઓ હતા, એમ સુસ્થ પિત થવાથી નાગરોનો ઉત્પત્તિકાળ તે રાજાઓના સમયમા હોવો જોઇએ, એમ પણ સ થઇ જાય છે પરંતુ ક્યા ચોક્કસ રાજાના સમયમા તેઓ વડનગરને સ્થળે આવ્યા, ક્યા રાજા ત્યા ગામ બધાવી તેઓને ક્યારે દાનમા આપ્યું અને ત્યારપછી ક્યા રાજાના સમયમા તેઓ નાગલોકો સાથે વિગ્રહ થયો અને તે વિગ્રહમા ક્યા રાજાએ ક્યારે તેઓને સાહાય્ય આપી વિષેવિશ્વસનીય સીધો પુરાવ મળી શકતો નથી. જ્યારે એમ છે, ત્યારે તે સર્વ ઇતિહાસ સબધમા તેને લગતો જે કંઇ પુષ્ટિકારક બાહ્ય પુરાવો મળી શકે, તે સર્વનો સ કરવાની સપૂર્ણ આવશ્યકતા પ્રાપ્ત થાય છે સીધા પુરાવાને અભાવે કોઇ કોઇ પ્રસ ક્લિષ્ટ કલ્પનાઓને અવકાશ મળે, તો તે પણ સ્વાભાવિકજ છે છતા એ સઘળી જુ જુદી દિશાઓમાથી મેળવેલી હકીકતો અને તેમાથી નિષ્પન્ન થતી કલ્પનાઓને યથાસ્થ યોજતા વિશ્વસનીય પરિણામ પ્રાપ્ત થવાનો સભવ રહે છે

બગાળાના પ્રાચ્યવિદ્યાર્ણવ શ્રીયુત નગેન્દ્રનાથ વસુએ પોતાના નાગરીલિપિ અ નાગરોત્પત્તિના નિબધમા નાગરીલિપિનો પ્રથમ આવિષ્કાર અને પ્રચાર વડનગરના ના બ્રાહ્મણોએ કર્યો હતો, એમ અનેક પ્રમાણોથી સિદ્ધ કર્યું છે (બંગાળાની એશિયાટિક ર સાઇટીનુ ઇ સ ૧૮૯૬ નુ જર્નલ, ભાગ ૨ ), તેઓ પોતાના સિદ્ધાન્તની પુષ્ટિમા ની પ્રમાણે પ્રમાણો આપે છે.

૧ શબ્દકલ્પદ્રુમ અને વાચસ્પત્યબૃહદભિધાન નામના સસ્કૃત કોષોમાં **नागर** શબ્દ અર્થ **नागरदेशीयाक्षर** કરેલો છે ( પૃ. ૧૧૫ )

૨ વડનગર અને તેની આસપાસનો પ્રદેશ નાગરદેશ કહેવાતો હતો તેમજ ધારવ જિલ્લામા નાગરખડ નામનો પ્રદેશ હતો, એમ પાછળ કહેવામા આવ્યુ છે.[૧] વિજયન અને આનગુંડીની પડોશમા રહેનારા નાગરબ્રાહ્મણોના સબંધમા વિવેચન કરતા મી. હડ સ્ટોન કહે છે કે–" એ નાગરબ્રાહ્મણો નાગરદેશની ઇશાન કોણમાથી આવીને ત્યા વ હતા. તેઓની ભાષા કેનેડી છે, છતા તેઓના ધર્મગ્રંથો નાગરી અને બાળબોધ લિપિ

૧ જુઓ, પાછળ ઉતારો, પૃ ૫૦–૫૧

લખેલા છે. ( પૃ. ૧૨૪ ). આ હકીકત ઉપરથી પણ વિજયનગર અને આનગુંડીની પડોશમાં નાગરબ્રાહ્મણો ધારવાડ જિલ્લાના નાગરખંડપ્રદેશમાથી ગયાનું સાબીત થાય છે

૩ હજુપણ દક્ષિણના ઘણા ભાગોમા આજે પણ ઘણા નાગરબ્રાહ્મણો વસેલા જોવામા આવે છે. આ નાગરબ્રાહ્મણો હજુ પણ તેઓના શાસ્ત્રના ગ્રંથો નાગરીલિપિમાજ લખે છે. દ્રવિડ અને કર્ણાટક જેવા દૂર દેશોમા પણ સૈકાના સૈકાથી આવી વસેલા આ નાગર બ્રાહ્મણો પોતાની મૂળ ભાષા ભૂલી ગયા છતા અને તે તે સ્થળોની પ્રચલિત ભાષાઓનો વ્યવહાર કરતાં છતાં પણ લેખનમા તો તેઓ હજુ પણ નાગરીલિપિને વળગી રહ્યા છે.[૨] ( પૃ. ૧૨૪ ).

મહીસૂરના રાજ્યમા આવેલ બાલિગી નામના ગામમાથી મળેલ એક લેખ ઉપરથી મી. રાઇસ લખે છે કે–તે ગામમાં ઇ સ. ૧૨૯૦મા નાગરો, કન્નત, તિગુલ અને આર્ય જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે પાઠશાળા સ્થાપવામા આવી હતી.[૩] આ ઉપરથી મહીસુર અને કૂર્ગ જેવા દૂર પ્રદેશોમા નાગરબ્રાહ્મણો મોડામા મોડા ઇ. સ. ના ૧૩ મા સૈકામા જઇને વસ્યાનું અને તેઓની લિપિ નાગરી હોવાનું સાબીત થાય છે

૪ ઇ. સ. ના ૧૨ મા સૈકામા થઇ ગયેલ પંડિત શેષકૃષ્ણે પોતાની પ્રાકૃતચન્દ્રિકામા **નાગર, उपनागर** અને **ब्रेव** ભાષાઓનો ઉલ્લેખ કર્યાનુ પાછળ કહી ગયા છીએ. જૈનકલ્પસૂત્રની પેહેલા રચાયેલા નંદીસૂત્રના કર્તા જૈનાચાર્ય લક્ષ્મીવલ્લભગણીએ સ્વત્રિરચિત કલ્પસૂત્રકલ્પદ્રુમકલિકા નામના ગ્રંથમા નાગરીલિપિની ગણના કરી છે, તે પણ પાછળ કહેવામા આવ્યુ છે. કલ્પસૂત્રની કથા વલભીરાજા ધ્રુવસેને ઇ. સ. ના છઠ્ઠા સૈકામા વડનગરમા કરાવી હતી, અને તેથી નંદીસૂત્રનો રચ્યાકાળ ઇ. સ. નો પાચમો સૈકો હોવાનું અનુમાન થાય છે. તે ઉપરથી પણ ઇ. સ. ના પાચમા સૈકામા નાગરી લિપિનુ અસ્તિત્વ હતું, એમ સિદ્ધ થાય છે.

૫ પરંતુ નાગરી લિપિવાળા જે જે શિલાલેખો અને તામ્રપત્રો અદ્યાવધિ પ્રાપ્ત થયા છે, તે ઉપરથી પ્રત્નતત્ત્વવેત્તાઓ નાગરીલિપિનો દક્ષિણમા પ્રથમ આવિષ્કાર ઇ. સ. ના આઠમા સૈકામા, ગુજરાતમાં નવમા સૈકામા અને ઉત્તર હિંદુસ્થાન અને રજપૂતાનામાં દશમા સૈકામા માને છે.[૪] છતા બગુરામાથી ગુર્જ્જર રાજા દદ્દપ્રશાંતના શાકે ૪૧૫ ઇ સ. ૪૯૩ મા પ્રાપ્ત થયેલા તામ્રપત્રના લેખને છેડે તે રાજાની સહીના અક્ષરો છે. આ અક્ષરો પ્રાચીન નાગરીલિપિને મળતા આવે છે, એમ શ્રીયુત નગેન્દ્રનાથ વસુએ અનેક પ્રમાણોથી દર્શાવી આપ્યું છે. એટલે તેઓની માન્યતા પ્રમાણે ગુજરાતમા ઇ. સ. ના પાચમા સૈકાથી લેખોમાં પણ નાગરીલિપિના ઉપયોગનો આરંભ થયો હતો. ( પૃ. ૧૨૮ ).

૬ ગુજરાતના ચાલુક્યરાજા વિસલદેવના પુરોહિત અને કાર્યભારીઓ બનાવનાર નાગરબ્રાહ્મણ સોમેશ્વરે પોતાના સુરથોત્સવ કાવ્યમા લખ્યુ છે કે–તેના વંશના મૂલ પુરુષ શોલશર્માને ગુજરાતના રાજા મૂલદેવે પુરોહિતપણું આપ્યુ હતું. આગળ ચાલતા એમ પણ

---

૨ Indian Antiquary, 1874 p 230

૩ Public Religious Endowments and National Education, by Sir Subramaniya Aiyar K C. S I, LL. D p 7 f

૪ ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત ભારતીય પ્રાચીન લિપિમાળા, સ ૨, સ. ૧૯૭૫ પૃ. ૬૭–૭૦

કર્યું છે કે–તેમના પૂર્વજો જેમ ગુજરાતના ચાલુક્યરાજાઓના પુરોહિત હતા, તેમ તેઓ રાષ્ટ્રકૂટ રાજાઓનું તેમજ ગુર્જરરાજાઓનું પણ પુરોહિતપણું કરતા હતા. ( પૃ. ૧૩૩ ).

૭ ગુર્જર અને રાષ્ટ્રકૂટ રાજાઓનાં તામ્રપત્રોમા દાનલેનારા બ્રાહ્મણો કાન્યકુબ્જ, પાટલી પુત્ર અને પુંડ્રવર્ધનના બ્રાહ્મણો હતા, એમ લખ્યું છે. તેજ મુજબ વડનગરમાં પણ પ્રભાવદત્ત અથવા ભર્તૃયજ્ઞના સમયમા પણ ઉત્તર હિંદુસ્તાનમાંથી અનેક બ્રાહ્મણો આવીને વસ્યા હતા એમ, નાગરખંડથી જણાઇ આવે છે. અને તે કારણથી પણ વડનગરના બ્રાહ્મણોનુ રાષ્ટ્રકૂટરાજાઓના દરબારમા પ્રાધાન્ય હોવાનું અનુમાન થાય છે ( પૃ. ૧૩૪ ).

૮ રાષ્ટ્રકૂટરાજ કર્કસુવર્ણવર્ષના શાકે ૭૩૪ ઇ. સ. ૮૩૩ ના તામ્રપત્ર ઉપરથી જણાય છે કે–તે રાજાએ ગૌડ દેશ, બંગ દેશ, ગુર્જર દેશ, માલવ દેશ અને બીજા રાજાઓનો યુધ્ધોમા પરાભવ કર્યો હતો અને તેઓના રાજ્યો જીતી લીધાં હતા. ( પૃ. ૧૩૪ ).

એ સર્વ હકીકતો ઉપરથી શ્રીયુત નગેન્દ્રનાથ વસુ એવા નિર્ણય ઉપર આવે છે કે–"ઇ. સ. ના પાચમા સૈકાની પૂર્વે એટલે પ્રાયશઃ ત્રીજા અથવા ચોથા સૈકામા ઉત્તરભારતમાથી આવેલા નાગરબ્રાહ્મણોએ નાગરાક્ષરોનો ઉદ્ભવ અને પ્રચાર કર્યો હતો. તેમજ ઇ. સ ના આઠમા સૈકાથી દશમા સૈકા સુધીમા ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજાઓના કુળગુરૂ નાગર બ્રાહ્મણોએ પ્રસરાવેલા અથવા વાપરેલા નાગરાક્ષરો નાગરીલિપિના નામથી સમસ્ત આર્યાવર્ત્તમા ફેલાઇ ગયા હતા. ( પૃ ૧૩૨ ). નગેન્દ્રનાથના આ લેખ વિષે ઇસારો કરતા ભાષાતત્ત્વવિદ્ ડાકતર ગ્રીયર્સન લખે છે કે–" શ્રીયુત નગેન્દ્રનાથ વસુએ બંગાળાની એશિયાટિક સોસાઇટિના ઇ. સ. ૧૮૫૬ ના જરનલમા નાગરોત્પત્તિ અને નાગરીલિપિ વિષે જે લેખ લખ્યો છે, તેમા તેઓએ નાગરીલિપિ વિષે જે નિર્ણય સ્થાપિત કર્યો છે, તે મને વજનદાર લાગે છે "[૫] અર્થાત્ ડાકતર ગ્રિયર્સન પણ નગેન્દ્રનાથ વસુના નિર્ણયને ઘણે અંશે મળતા આવે છે.

તે ઉપરથી ઇ. સ. ના ચોથા અથવા પાચમા સૈકામાં નાગરીલિપિનો આવિષ્કાર કરનાર નાગરબ્રાહ્મણો મોડામા મોડા તેજ અરસામા વડનગરમા આવેલા હોવા જોઇએ, એમ સ્પષ્ટ અનુમાન થાય છે.

### ૭ બીજાં બાહ્ય પ્રમાણો.

વડનગરનું નગર નામ તથા ત્યાની નાગર જ્ઞાતિનો સ્પષ્ટ ઉલ્લેખ તો વડનગરની ઇ. સ. ૧૧૫૨ મા લખાયેલી કુમારપાળપ્રશસ્તિમાથી પેહેલવેહેલો પ્રાપ્ત થાય છે. પરંતુ દક્ષિણના ચાલુક્યરાજા છઠ્ઠા વિક્રમાદિત્યના ઇ. સ. ૧૦૫૪, ઇ. સ. ૧૧૦૧ તથા ઇ. સ. ૧૧૫૨ ના લેખોમાથી નાગરખંડ પ્રગણાના તથા નાગરેશ્વર મહાદેવના ઉલ્લેખો પણ પ્રાપ્ત થાય છે. દેવગિરિના યાદવરાજા સિંઘણના જ્યોતિઃશાસ્ત્રી અનંતદેવના ઇ સ. ૧૨૧૨ ના લેખમાથી નાગરબ્રાહ્મણનું નામ પણ મળી આવે છે.[૧] તે ઉપરથી દક્ષિણના ચાલુક્યરાજા અને દેવગિરિના યાદવરાજાઓના દરબારોમા નાગરોનું સારી પેઠે પ્રાધાન્ય હશે, એમ અનુમાન થઇ શકે છે ધારવાડ જિલ્લામા તેઓ અહમદનગરમાથી ગયા હતા.[૨] ધારવાડ જિલ્લામાંથી

૫. Indian Antiquary, January 1911, p 152

૧ આ પ્રકરણમા જે જે લેખોના પ્રમાણો આપવામા આવ્યા છે, તે લેખોની વિગત આ શાકે જોઆ પરિશિષ્ટમા આપવામા આવી છે

૨ જુઓ, પાછળ ( ઉત્તરાર્ધ ) પૃ. ૧૫૦.

તેઓ મહીસૂરમા જઇને વસ્યા હતા, અને ત્યાંથી મદ્રાસ ઇલાકામાં જઇ પોહોચ્યાનું જણાય છે.

ગુજરાતના ચાલુક્યરાજા બીજા ભીમદેવના મંત્રી શ્રીધરના સોમનાથપાટણના ઇ. સ. ૧૨૧૬ વિ. સં. ૧૨૭૨ ના શિલાલેખ ઉપરથી તેમજ વિસલદેવરાજાના રાજકવિ નાનાક પંડિતના શિલાલેખ ઉપરથી જણાય છે કે—ગુજરાતના પ્રથમ ચાલુક્યરાજા મૂળરાજથી આરંભીને વિસલદેવ સુધી પ્રત્યેક રાજાના સમયમા નાગરોનું મંત્રી રૂપે, પુરોહિત રૂપે અથવા રાજકવિ રૂપે પ્રાધાન્ય હતું. તેમાના ઘણા ખરા રાજાઓએ નાગરોને મોટી મોટી જાગીરો આપી છે, અને તેઓ નાગરોનું પૂજ્યબુદ્ધિથી સન્માન કરતા હતા. વિસલદેવરાજાનો મંત્રી નાગદ અથવા વાગ્ભટ્ટ જ્ઞાતિએ નાગર હતો,[3] અને તેના વંશજ કરણઘેલાનો પ્રધાન માધવ અને સેનાપતિ તેનો ભાઇ કેશવ હતો, તેઓ પણ નાગર જ્ઞાતિના હતા. અર્થાત્ ગુજરાતના ચાલુક્યરાજાના સમયમા ઇ. સ. ૯૬૧ થી ઇ. સ. ૧૩૦૪ સુધી નાગરોની રાજદ્વારમાં અવિચ્છિન્ન સત્તા હતી. ગુજરાતના રાજા વીરધવલ અને વિસલદેવના પુરોહિત સોમેશ્વરે પોતાના સુરથોત્સવ કાવ્યમા કહ્યું છે તેમ નાગરબ્રાહ્મણો ગુજરાતના ગુર્જર રાજાઓ તથા રાષ્ટ્રકૂટ રાજાઓનું પણ પુરોહિતપણું કરતા હતા.[4] એટલે તે રાજાઓના સમયમા પણ તેઓનુ ઓછુ મહત્ત્વ ન હતું. શ્રીયુત નગેન્દ્રનાથ વસુની માન્યતા પ્રમાણે ગુજરાતમા નાગરી લિપિનો પ્રથમ આવિષ્કાર અને પ્રચાર નાગરોએ કર્યો હતો, તેજ રીતે દક્ષિણના ચાલુક્ય રાજાઓના દરબારમા પણ તેઓની સત્તા હોવાથી દક્ષિણમાં નન્દિનાગરીલિપિનો પ્રચાર પણ તેઓએ જ કર્યો હોવો જોઇએ, એમ સહજ અનુમાન થાય છે. અર્થાત્ ઇ. સ. ના આઠમા સૈકામા તેઓનું ગૌરવ ગુજરાતના ઉત્તર છેડાથી દક્ષિણના કોંકણ દેશ સુધી ઝળકી રહ્યું હતું.

વલભીપુરના રાજાઓના ઇ સ. ૫૨૭ થી ઇ. સ ૭૬૭ સુધીના તામ્રપત્રો ઉપરથી પણ તેવી જ હકીકત પ્રાપ્ત થાય છે. પ્રાયશઃ વલભીપુરના ઘણાખરા રાજાઓએ નાગર બ્રાહ્મણોને ગુજરાતમા અને કાઠિયાવાડમાં ગામો અને જમીન દાનમા આપી છે. કેટલાક નાગરો વડનગરમાથી આવીને વલભીપુરમા વસ્યા છે. વલભીસંવત્ ૨૦૭ ઇ સ ૫૨૭ના તામ્રપત્રમા વલભીરાજા ધ્રુવસેન પહેલાએ ભાવનગરની પાસે આવેલા હાથપ પાસેના કુક્કડ ગામમા અથર્વવેદી બ્રાહ્મણ સચ્ચિતિશર્માને કુવા સહિત ૧૦૦ પાદાવર્ત્ત જમીન દાનમા આપ્યાનું લખ્યુ છે હાથપ ગામમા નીલકંઠ મહાદેવનું મંદિર હજુ પણ સારી સ્થિતિમાં છે. તે મંદિરનું સ્વામિત્વ અસલ ગોઘાભાવનગરના નાગરોનું હતું. હજુ સુધી તેના પૂજારીને જ્ઞાતિમા હરકોઇ ગૃહસ્થને ત્યા શુભ કે અશુભ પ્રસંગ પ્રાપ્ત થતો, ત્યારે નિયમિત દક્ષિણા આપવાનો અવિચ્છિન્ન રીવાજ હતો. વલભીરાજાએ સચ્ચિતિશર્માને જે ગ્રાસ આપ્યો, તે કદાચ આ નીલકંઠ મહાદેવની પૂજાના ખર્ચ માટે હશે. ઉક્ત તામ્રપત્રનો લેખ ડા. બ્યુલરે ઇંડિયન અન્ટિક્વેરીના ઇ. સ. ૧૮૭૬ ના જુલાઇ માસના અંકમા પ્રસિદ્ધ કર્યો છે તે લેખમા આવતા અથર્વવેદી શબ્દ ઉપર ટીકા કરતા તેઓ લખે છે કે—પશ્ચિમ હિંદુસ્થાનમા અથર્વવેદી બ્રાહ્મણોનો આટલો બધો વેહેલો દેખાવ થાય છે, તે નોંધી રાખવા યોગ્ય છે. નાગરોમા ચારે વેદોના અધ્યાયીઓના સમવાયો છે. પરંતુ વડનગરનું નગર નામ અને ત્યાની બ્રાહ્મણ-

૩ ગોવિંદભાઇ હાથીભાઇ કૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પૃ ૨૫૪

૪ જુઓ, પાછળ ( ઉત્તરાર્ધ ) પૃ. ૬૦

જ્ઞાતિનું નાગરજ્ઞાતિ નામ રાખ્યા પછી ભર્તૃયજ્ઞે જ જ્ઞાતિની સુવ્યવસ્થા કરવા માટે બંધારણ બાંધ્યુ છે. તેમા અથર્વવેદીઓને મુખ્ય પદ આપ્યુ છે.[5] તે ઉપરથી જણાય છે કે વલભી-રાજાઓના સમયમા વડનગરથી વલભીપુરમા આવીને વસેલા નાગરોમાથી કેટલાક અથર્વ-વેદી કુટુંબો હાથપ કે જે તે વખ્તે એક પ્રગણાનું મુખ્ય શેહેર હતું અને વ્યાપારનું મોટુ બંદર હતું, ત્યા જઇને વસ્યા હશે. અર્થાત્ ઇ. સ. ના છઠ્ઠા સૈકામા નાગરો કાઠયાવાડના પૂર્વભાગમા ચારે તરફ વસી ગયા હતા.

વલભીતામ્રપત્રો સિવાય તે પહેલાના કાળનો નાગરજ્ઞાતિ સંબંધી લૈખિક પુરાવો પ્રાપ્ત થતો નથી. છતા વલભી રાજાઓએ જ્યારે વડનગરના બ્રાહ્મણો તરફ આટલું બધું વલણ બતાવ્યું છે, ત્યારે તેઓના સમયમા તેઓ બહુ ઉન્નત સ્થિતિમા હોવા જોઇએ. તે ઉપરથી પણ વલભી રાજાઓનું ગુજરાત કાઠયાવાડમા રાજ્ય થયું, તે પેહેલા ત્યા નાગરબ્રાહ્મણો આવીને વસેલા હોવા જોઇએ, એમ માની શકાય છે

લૈખિક પુરાવા સિવાય ખાસ કરીને નાગરોએ રચેલા ગ્રથો ઉપરથી પણ નાગરોના સંબધમા સારો પ્રકાશ પડે છે લક્ષ્મીધર નામના એક નાગરગૃહસ્થે વિરૂદ્ધવિધિવિધ્વસ નામનો ગ્રથ લખ્યો છે. તે ગ્રથમા તેણે પોતાના પૂર્વજોનો ઇતિહાસ આપતા લખ્યું છે કે- પોતાના કુળનો મૂળ પુરૂષ સ્થાનેશ્વર નામનો વડનગરનો નાગર હતો, તેણે કાશીમાં નિવાસ કર્યો હતો, જ્યા તેણે સતાવીશ બ્રાહ્મણોને સતાવીશ ઘરો દાનમા આપ્યા હતા તેનો વશજ સોઢ અજમેરના ચુહાણરાજા પૃથ્વીરાજના પિતા સોમેશ્વરનો મત્રી હતો. તે સોઢનો એક પુત્ર વામન પૃથ્વીરાજનો મત્રી અને બીજો પુત્ર સ્કંદ તેનો સેનાધિપતિ હતો. પૃથ્વીરાજને શાહાબુદ્દન ગોરીએ હરાવીને તેનુ રાજ્ય લઇ લીધુ, ત્યાર પછી સ્કદે ચુહાણોની સેના એકઠી કરી પૃથ્વીરાજના ભાઇ હરિરાજને તેનો અધિપતિ બનાવી, અજમેરના મુસલમાન સુબા સાથે યુદ્ધ કર્યું, તેને હરાવી ત્યાથી કાઢી મુકયો અને હરિરાજને અજમેરની ગાદીએ બેસાડયો. લક્ષ્મીધર વામનના પુત્ર મહાદેવનો પુત્ર હતો.[1] પૃથ્વીરાજને શાહાબુદ્દિન ગોરીએ ઇ. સ. ૧૧૯૨ મા હરાવ્યો હતો, ત્યારપછી લક્ષ્મીધરે વિરૂદ્ધવિધિવિધ્વંસ નામનો ગ્રથ લખ્યો છે, એટલે ઇ. સ. ૧૨૨૫ ની સાલની આસપાસ લખ્યાનું અનુમાન થાય છે અજમેર નામનુ પુસ્તક લખનાર હરવિલાસ શારદાએ અજમેરના ઇતિહાસમા લખ્યુ છે કે—સોમેશ્વરના મૃત્યુ પછી પૃથ્વીરાજની કિશોરાવસ્થામા પૃથ્વીરાજની માતા કર્પૂરદેવી રાજ્ય ચલાવતી હતી અને તે સમયે તેનો મત્રી કદબવામ હતો.[2] હરવિલાસ શારદાએ કદબવામની હકીકત કયા

---

૫ નાગરખડ અ ૨૦૩ શ્લો. ૧૩-૧૯

ऋग्यजुःसामसंज्ञाख्या अग्निष्टोमादिका मखाः ।
पारत्रिकाः प्रवर्त्तन्ते नैहिकाश्चाभिचारिकाः ॥
अथर्ववेदे तच्चोक्तं सर्वं चैवाभिचारिकम् ।
हिताय सर्वलोकानां ब्रह्मणा लोककारिणा ॥
अथर्ववेदं प्रथमं द्रष्टव्यं कार्यसिद्धये ।
एतस्मात्कारणादाद्यः स चतुर्थोऽपि सस्थितः ॥ વગેરે.

૧ ત્રિમાસિક પુ ૯ અ ૩ પૃ ૯૦-૧૦૨.

૨ Ajmere by Har Bilas Sarda, B. A., F. R. S. T. p. 154.

ગ્રંથ ઉપરથી લીધી છે, તે તેઓએ દર્શાવ્યું નથી. પરતુ ખરી રીતે કદબવામ નહિ પણ સ્કંદ અને વામન–એ નામો જ હોવા જોઇએ. શાહાબુદ્દિને પૃથ્વીરાજને હરાવીને મારી નાખ્યા પછી અજમેરની ગાદીએ તેના પુત્રને બેસાડયો હતો અને એક મુસલમાન સુબાને તેના રક્ષણ કરનાર તરીકે નીમ્યો હતો. હરિરાજે અજમેર ઉપર હુમલો કરી મુસલમાન સુબાને કાઢી મુકયો અને પોતાના ભત્રીજાને ગાદીએથી ઉઠાડી મુકી, પોતે ધણી થયો હતો, તે હકીકત તો સુપ્રસિદ્ધ છે.[3] અર્થાત્ લક્ષ્મીધરનો પ્રપિતામહ સોઢ સોમેશ્વરનો મત્રી હતો અને સોમેશ્વરનો રાજ્યકાળ ઇ. સ ૧૧૬૯ થી ઇ. સ. ૧૧૭૯ સુધીનો હતો.[4] તે સોઢના પિતા રુદ્રને સ્થાનેશ્વરના વશમા ઉત્પન્ન થયાનું કહેવામા આવ્યું છે. તે ઉપરથી સ્થાનેશ્વર રુદ્રથી પાચ સાત પેઢીએ પ્રથમ થઇ ગયો હશે, એમ અનુમાન થાય છે. જો એમ હોય તો ઇ. સ. ના ૧૧ મા સૈકામા સ્થાનેશ્વર વડનગરથી કાશીએ જઇને વસ્યાનુ અનુમાન થાય છે. લક્ષ્મીધરના પુત્ર અનતાચાર્યે લક્ષ્મીધરવિરચિત ભગવન્નામકૌમુદી ઉપર પ્રકાશ નામની ટીકા અને યજુર્વેદ ઉપર વેદાર્થદીપિકા નામનુ ભાષ્ય તથા વેદાર્થચદ્ર નામનો મીમાંસા ગ્રથ લખ્યો છે.[5] તે સિવાય આનન્દપુરનિવાસી ધાદ્વિવેદી નામના નાગરબ્રાહ્મણે ઇ. સ. ૧૧ મા સૈકામા નીતિમજરી નામનો ગ્રંથ લખ્યો છે.[6] તે ઉપરથી પણ ઇ. સ. ના ૧૧ મા સૈકામા વડનગરના નાગરગૃહસ્થો અને નાગરબ્રાહ્મણો કેવા પ્રતાપી અને પ્રતિભાશાલી હતા, તેનું સહજ અનુમાન થાય છે

તે સિવાય ઇ. સ. ૮૭૫ વિ. સં. ૯૩૨ ના ગોપગિરિ (ગ્વાલીયર)ના વિષ્ણુમંદિરની પ્રશસ્તિમા આનન્દપુરના વર્જર અવટકવાળા નાગરભટ્ટનો પુત્ર વાઇલભટ્ટ કનોજના રાજા રામદેવનો મત્રી હતો અને વાઇલભટ્ટના પુત્ર અલ્લને રામદેવના પુત્ર આદિવરાહ રાજાએ ગોપગિરિનો સુબો નીમ્યો હતો, એમ લખ્યું છે. કનોજના ઇતિહાસ ઉપરથી જણાય છે કે– ભિન્નમાલના ગુર્જરરાજા નાગભટ્ટે ઇ. સ. ૮૧૬ મા કનોજના રાજા ચક્રાયુધને હરાવીને કનોજ જીતી લીધુ હતું અને ભિન્નમાલમાથી રાજધાની ખસેડીને કનોજમા રાખી હતી. નાગભટ્ટના પુત્ર રામભદ્રે ત્યાર પછી ઇ સ. ૮૨૫ થી ૮૪૦ સુધી કનોજમા રાજ્ય કર્યું હતું. તેનો પુત્ર મિહિરભોજ બહુ પરાક્રમી થઈ ગયો છે, જેણે પોતાનું નામ આદિવરાહ રાખ્યું હતુ. તેણે પોતાના રાજ્યની મર્યાદા પશ્ચિમમાં સતલજનદીસુધી અને દક્ષિણમા ગ્વાલીયર સુધી લબાવી હતી. તેણે ઇ. સ. ૮૪૦ થી ઇ. સ ૮૯૦ સુધી રાજ્ય કર્યું હતું.[7] ગોપગિરિના લેખમા નાગરભટ્ટ ( अतिललितलाटमंडलविलकानन्दपुरविनिर्गतः ) આનંદપુરમાથી નીકળીને બીજે સ્થળે રહેવા ગયો હતો, એમ લખ્યુ છે. તે ઉપરથી તે ઇ. સ. ના નવમા સૈકાના આરભમા અથવા આઠમા સૈકાના અંતે ભિન્નમાલમા રહેવા ગયો હશે, તેમજ ભિન્નમાલના ગુર્જરરાજા નાગભટ્ટે તેને આશ્રય આપ્યો હશે, એમ અનુમાન થાય છે. ત્યાથી નાગભટ્ટની સાથે નાગરભટ્ટ કનોજ ગયો હતો અને તેણે કનોજમાજ નિવાસ કર્યો હતો, એમ તો તે લેખ ઉપરથી સ્પષ્ટ જણાય છે.

---

૩ તેજ પૃ. ૧૫૬.

૪ તેજ પૃ. ૧૫૪

૫ જુઓ, હિંદી વિશ્વકોષ, ભાગ ૧, અનત શબ્દ

૬. વસત, વર્ષ ૮ અક ૧ પૃ. ૪૪૮

૭. Early History of India by Vincent Smith, 3rd ed. pp 378–80.

વળી ઉપરાંત અણહિલવાડ પાટણના વનરાજ ચાવડાના ઇ. સ. ૭૪૬ વિ. સં. ૮૦૨ લેખમાં તે સમયે અણહિલવાડ પાટણમા પણ નાગરો જઇને વસ્યાનું લખ્યુ છે.[૮]

એ રીતે નાગરજ્ઞાતિના સંબંધમા પ્રાપ્ત થયેલ પ્રત્યક્ષ અને આનુમાનિક પુરાવ ઉપરાંત અન્ય સ્થળોએથી પુષ્ટિકારક પુરાવાઓ પણ મળી આવે છે. પ્રોફેસર દેવદત્ત ભા કરે બંગાળાની એશિઆટિક સોસાઇટીના જરનલમા ગુહિલોત વિષે એક લેખ પ્રસિદ્ધ છે. તેમા તેઓએ મેવાડના રાણાઓનો મૂળ પુરૂષ બપ્પ આનન્દપુરના નાગરબ્રાહ્મણ ગુહદ વંશજ હતો[૯] એમ સિદ્ધ કર્યું છે.[૧૦] બાપ્પે ચિતોડના મોરીવંશના રાજા પાસેથી ચિ રાજ્ય ઇ. સ. ૭૨૮ મા જીતી લીધુ હતું અને ગુહદત્ત જેના ઉપરથી મેવાડના રાણ ગુહિલોત કેહેવાય છે, તે ઇ. સ. ના ૬૦૦ ના અરસામા આનંદપુરમા થઇ ગયો હતો તે ઉપરથી ઇ સ. ના છઠ્ઠા સૈકામા વડનગરના નાગરબ્રાહ્મણો અનેક સાહસિક પર કરવા તરફ દોરાયા હતા, એમ સિદ્ધ થાય છે.

ઇ. સ. ૫૦૫ ના અરસામા થઇ ગયેલા[૧૧] વરાહમિહિરની બૃહત્સંહિતા નામના તિષના ગ્રંથમાથી નાગર જ્ઞાતિનો ઉલ્લેખ મળી આવે છે વરાહમિહિરે જુદાજુદા દેશો તિઓ અને ધંધા કરનારાઓના સમવાયો ઉપર ક્યાક્યા ગ્રહનું સ્વામિત્વ છે, તેનું સ્ કરણ કરતા નાગર, કૃષિકર, પારત, હુતાશનજીવીઓ શસ્ત્ર બનાવનારાઓ ઇત્યાદિ સ યોનો સ્વામી મંગળ છે, એમ તે ગ્રંથમાં કહ્યું છે.[૧૨] તે ગ્રંથ ઉપર ટીકા લખનાર ઉ ભટ્ટે તે સ્થળે નાગરશબ્દનો અર્થ નગરવાસી કર્યો છે. પરંતુ વરાહમિહિરે કશ્યપ સંહિ જે વચનના આધારે ઉપરની હકીકત લખી છે, તે વચન ટીકામા ઉદ્ધૃત કર્યું છે. તેમા ભાસાપર, કુંતલ, કેરલ, દંડક, નાગર, પૌરવ, કાર્શક અને શસ્ત્રવૃત્તિ કરનારાઓનો સ્ મંગળ છે, એમ કહ્યું છે.[૧૩] હવે જો નાગર શબ્દનો અર્થ નગરવાસી કરવામા આવે તેથી બૃહત્સંહિતામા તેજ અધ્યાયના શ્લોક ૨૪ માં આવતો પૌર શબ્દ નિરર્થક થઇ છે; અને તેથી નાગર શબ્દનો અર્થ નાગરદેશ અથવા નાગરજ્ઞાતિ—એવોજ કરવાની પડે છે. આ ઉપરથી વરાહમિહિર અને કશ્યપના સમયમા નાગરદેશ અને તેમા વ નાગરજ્ઞાતિ સારી પેઠે પ્રસિદ્ધિમા આવી હશે, એવુ અનુમાન થઇ શકે છે. બૃહત્સંહિ અધ્યાય ૨૧ શ્લોક ૨ ઉપરથી જણાય છે કે—કશ્યપસંહિતાનો રચનાર કશ્યપ વત્સ વરાહમિહિરની પૂર્વે અને પરાશર તથા ગર્ગની પછી થઇ ગયો હતો[૧૪] તે ઉપરથી ક મોડામા મોડો ઇ સ. ના ચોથા સૈકાના પૂર્વાર્દ્ધમા થયાનું અનુમાન થાય છે.

---

૮ બુદ્ધિપ્રકાશ, નવેબર, ઈ સ. ૧૮૮૧. પ્રત્નતત્ત્વવેત્તાઓ આ લેખ બનાવટી છે, ધારે છે, પરંતુ શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદી, તેમનાથી જુદા પડે છે જુઓ, તેઓનુ 'વાયડા જ્ઞાતિનો પ્રાચીન વૃત્તાંત' પૃ ૭.

૯ Journal & Proccedings of the Asiatic Society of Bengal Vol V. ı

૧૦ The Great Mugal Akbar by Vincent Smith, pp 84–5.

૧૧ ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત ભારતીય પ્રાચીન લિપિમાળા, સ ૨, સ ૧૯૭૫, પૃ

१२ नागरकृषिकरपारतहुताशनजीविशस्त्रवार्त्तानाम् ॥ અ. ૧૬. શ્લો ૧

१३ भासापराः कुंतलाश्च केरला दंडकास्तथा ॥
नागराः पौरवाश्चैव कार्शका शस्त्रवृत्तय ॥

१४ तल्लक्षणानि मुनिभिर्यानि निबद्धानि तानि दृष्ट्वेदम् ।
क्रियते गर्गपराशरकाश्यप वात्स्यादिरचितानि ॥

વિશ્વેશ્વરવિરચિત યતિધર્મસંગ્રહ નામના ગ્રંથમા શૌનકસ્મૃતિમાંથી જુદી જુદી જ્ઞાતિઓનાં બ્રાહ્મણોના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ ભેદો દર્શાવનારાં વચનો ઉદ્ધૃત કર્યાં છે. તેમા ઉદિચ્યો, કાન્યકુબ્જો, નાગરો, ચિત્તપાવનો અને ગૌતમી તીરવાસીઓને ઉત્તમ વર્ગમા મુક્યા છે.[૧૫] પારાશરસ્મૃતિ ઉપર ટીકા લખનાર માધવાચાર્યે સ્મૃતિઓની સંખ્યાનો નિર્ણય કરવાના હેતુથી વિષ્ણુ ધર્મોત્તર સ્મૃતિમાથી કેટલાક શ્લોકો ઉદ્ધૃત કર્યા છે. તેમા જુદી જુદી ૩૬ સ્મૃતિઓના નામો ગણાવતા શૌનકસ્મૃતિનું નામ પણ ગણાવ્યું છે.[૧૬] તેમજ માધ્યંદિનશાખાની આન્હિકસૂત્રાવલીમા પણ તેજ હેતુથી બૃહન્મનુસ્મૃતિમાથી વચનો ટાંક્યા છે, જેમા મુખ્ય સ્મૃતિઓની સંખ્યા ૧૮ ની કહી છે અને તેમા પણ શૌનકસ્મૃતિનો સમાવેશ કરવામા આવ્યો છે.[૧૭] મુખ્ય સ્મૃતિઓ મોડામાં મોડી ઇ. સ. ના ચોથા અથવા પાંચમા સૈકા સુધીમા રચાયેલી છે. તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે ઇ. સ. ના ચોથા અથવા પાંચમા સૈકા સુધીમા નાગરોએ સ્મૃતિમા ગણના કરવાયોગ્ય પ્રસિદ્ધિ મેળવી હતી.

## ૮ નગર અને ચમત્કારપુર.

### નગર.

મકર્ણ નામના પુરૂષે વડનગરના બ્રાહ્મણોને નાગલોકોના ત્રાસમાથી મુક્ત કર્યા પછી, તેના સ્મરણાર્થે વડનગરનું આનન્દપુર નામ ઇ. સ ના બીજા સૈકાના અંતમા પડ્યુ હતું[૧] પરંતુ નાગરસંજ્ઞા તો નગર ઉપરથી જ ઉદ્ભવી હતી, એ તો નિર્વિવાદ છે નાગરખંડમા તે વિષે એમ કહેવામા આવ્યું છે કે—વડનગરનો વિધ્વંસ કરનારા નાગ લોકોનો પરાજય કરવાને માટે શિવજીએ **નગર** નામનો સિદ્ધમંત્ર પ્રભાવદત્ત અથવા ભર્તૃયજ્ઞ દ્વારાએ વડનગરના બ્રાહ્મણોને આપ્યો હતો, તે મંત્રના પ્રભાવથી તેઓએ વડનગરને નાગોથી નિર્વિષ ( न-गर=ગર રહિત ) એટલે નિષ્કંટક કર્યું હતું. તેના સ્મરણાર્થે વિજેતા બ્રાહ્મણોએ વડનગરનું નામ નગર પાડ્યું અને પોતાને માટે નાગર સંજ્ઞા ધારણ કરી.[૨] પરંતુ નાગોને નિર્વિષ કરવાને માટે કોઈ પણ મંત્રનું નામ નગર હોવાનું કોઇ પણ મંત્રશાસ્ત્રના ગ્રંથથી જાણવામા આવતું નથી નાગરખંડમા સર્પવિષનો પ્રતિકાર કરવા માટે ઋગ્વેદના પ્રથમ મંડળના ૪૦ મા સૂક્તનો જપ કરવાનુ કહ્યું છે.[૩] તે સૂક્તમા શત્રુઓનો પરાજય કરવા માટે બૃહસ્પતિ દેવની સાહાય્ય માગવામા આવી છે, પરંતુ તે સૂક્તને સર્પ સાથે કંઇ સંબંધ હોવાનું જણાતું નથી. કાશ્મીરના રાજતરંગિણી નામના ઇતિહાસમા રણાદિત્ય રાજાને નાગલોકોનો પરાજય કરવા માટે તેની રાણીએ **हाटकेश्वर** નામનો સિદ્ધમંત્ર આપ્યાનું લખ્યું છે.[૪] તે મંત્રના પ્રભાવથી રણાદિત્યે ચંદ્રભાગા ( ચિનાબ ) નદી ઉતરી, પાતાળમાં જઇને નાગલોકોનુ રાજ્ય જીતી લીધુ હતું. કદાચ તે **हाटकेश्वर**મંત્ર અને આ **नगर**

---

૧૫. જુઓ, પાછળ (પૂર્વાર્ધ), પૃ ૧૩

૧૬. પારાશરસ્મૃતિ, માધવટીકા, પુ. ૧, પૃ ૧૧૦ તથા વિષ્ણુધર્મોત્તરસ્મૃતિ, પુ.૧, પૃ. ૧૪૬.

૧૭. શ્રી શુક્લયજુર્વેદીય માધ્યન્દિનવાજસનેયીઓની આન્હિકસૂત્રાવલિ, આવૃત્તિ ૬, પૃ. ૫

૧ જુઓ પાછળ, ઉત્તરાર્ધ, પૃ ૫૪

૨ જુઓ, પાછળ ઉત્તરાર્ધ, પૃ. ૫૫–૫૭

૩ નાગરખંડમા અ ૩૬ શ્લો. ૨૩–૨૪

૪ राज्ञै देव्यनुरक्ताय सानुक्रोशाय सैकदा

पातालसिद्धिदं मन्त्रं प्रददौ हाटकेश्वरम् ॥ તરંગ શ્લો. ૪૬૫.

મંત્ર એક હોય. છતા તેવો હાટકેશ્વરમંત્ર કે નગરમંત્ર હાલમા કંઇ પ્રસિદ્ધ નથી. વેદમા એક યંત્ર સૂત્રનું નામ नागरयंत्रसूत्र કહેલું છે.[5] તેમજ આગમશાસ્ત્રોમા મંદિરની ગર્ભરચનાના ત્રણ પ્રકારમા એક પ્રકારને નાગરપ્રકાર અને પીઠાકૃતિ એક પ્રકારને નાગરપીઠાકૃતિ કહી છે.[6] તે મુજબ કહાય કોઇ મંત્રનુ નામ નગર નાગર હોવાનો સંભવ પણ છે. પ્રાચીન કાળમા અતિરથીઓ અને મહારથીઓ સા ધનુર્બાણથી યુદ્ધ કરતા હતા, છતા મંત્રશક્તિથી તેમા અતિ સંહારક શક્તિનુ આ કરી શકતા હતા. તે મુજબ કહાય એવો કોઇ મંત્ર હોય કે જે મંત્રના બળથી નાગલોકોનો સંપૂર્ણ સહાર થઇ શકે. છતાં ઐતિહાસિક દૃષ્ટિથી એ કથાનો કંઇ પણ થતો હોય તો એટલો જ થાય છે કે—વડનગરના બ્રાહ્મણોને કોઇ શિવસંપ્રદાયી રાજાએ આપી હતી, અને તે રાજાની રાજધાનીના શેહેરનું નામ નગર હતું. વડનગરની આવેલા નાગલોકોનો સંપૂર્ણ વિનાશ તો ઉત્તરભારતના સમ્રાટ્ સમુદ્રગુપ્તે કર્યો એમ તેના અલ્હાબાદના શિલાલેખ ઉપરથી જણાય છે. સમુદ્રગુપ્તે દિગ્વિજયનો ઇ. સ. ૩૪૯ મા કર્યો હતો અને ઇ. સ. ૩૫૦મા તેની સમાપ્તિ કરી હતી.[7] તેણે છે નાગરાજ ગણપતિને હરાવ્યા પછી નાગોનુ સ્વતંત્ર રાજ્ય કોઇ સ્થળે હોવાનુ હિંદુસ્ પ્રાચીન ઇતિહાસમા જણાયુ નથી. તે ઉપરથી એટલુ તો નિશ્ચયપૂર્વક કહી શકાય કે લોકોનો વડનગરના બ્રાહ્મણો સાથેનો વિગ્રહ ઇ. સ. ૩૫૦ પેહેલા થવો જોઇએ તે નાગરખંડ પ્રમાણે આનર્તદેશનો રાજા પ્રભંજન હતો, અને તે પ્રભંજન અને ગુજ ક્ષત્રપરાજા રૂદ્રદામ ૨ જો એક જ હતા, એમ પાછળ કહેવામા આવ્યુ છે.[8] ગુજરાતના હાસ પ્રમાણે પણ રૂદ્રદામ ૨ જાનો રાજ્યકાળ ઇ. સ. ૩૩૨ થી ઈ. સ. ૩૪૮ સુધીનો નાગરખંડમાં આપેલા વૃત્તાંત ઉપરથી જણાય છે કે તે રાજા સરહદના શત્રુઓથી ગયો હતો, તેથી વડનગરના બ્રાહ્મણોને મદદ આપે તેવી સ્થિતિમા રહ્યો ન હતો. સમુદ્રગુપ્તે મદદ આપી હોત તો તે હકીકત તેની દિગ્વિજયપ્રશસ્તિમા દાખલ હોત. પરંતુ જ્યારે તે હકીકત તેમા લખેલી નથી ત્યારે સિદ્ધ થાય છે કે સમુદ્રગુપ્તે આપી ન હતી,એટલુંજ નહિ પણ નાગવિગ્રહ દિગ્વિજયના આરંભ પેહેલાજ થયેલો હોવો જોઇ ઉપરથી નાગલોકોનો વડનગર ઉપર આક્રમણનો કાળ મોડામા મોડો ઇ. સ. ૩૪૭ નો વડનગરની પુનઃપ્રાપ્તિનો કાળ ઇ. સ ૩૪૮ નો જ કલ્પી શકાય છે. તે સમયે વડન પડોશમા ગુજરાતના રાજ્ય સિવાય માત્ર માલવલોકોનું જ રાજ્ય હતું માલવોના રા મર્યાદા પૂર્વરજપૂતાના અને માલવા સુધી લંબાયેલી હતી.[10] જયપુર પાસે આવેલ અથવા અર્વાચીન નાગર શેહેર આ માલવલોકોની રાજધાની હતી, એમ તે જા રાજાઓના ઇ. સ. પૂર્વે બીજા સૈકાથી ઇ. સ. ચોથા સૈકા સુધીના અસંખ્ય સિક્કાએ

---

૫ धनुर्वेदस्य सूत्रं वै यन्त्रसूत्रञ्च नागरम् । મહાભારત, સંશપ્તકપર્વ, અ. ૧

૬ Elements of Hindu Iconography, by T A Gopinath Rao, Vo pp 91 and 99

૭. Early History of India, 3rd ed, p. 284.

૮ જુઓ, પાછળ ( ઉત્તરાર્દ્ધ ) પૃ. ૬૩–૬૪

૯. British Musuem Catalogue of Indian Coins by Rapson, p 178

૧૦ Early History of India, 3rd ed p 286

સ્થળેથી મળી આવ્યા છે, તે ઉપરથી અનુમાન થઇ શકે છે. તે શિક્કાઓમાથી કેટલાક શિક્કાઓ ઉપર વૃષભની મૂર્તિ કોતરેલી હોવાથી,[૧૧] તે શિક્કાઓ પડાવનાર રાજા શિવધર્મી હશે, એમ માની શકાય છે. તેવા કોઇ શિવધર્મી રાજાએ પ્રભાવદત્તની વખતી વડનગરના બ્રાહ્મણોને મદદ કરી હશે, અને તે બનાવનુ સ્મરણ રાખવાને વડનગરના બ્રાહ્મણોએ તેનુ આનંદપુર નામ બદલીને મદદ આપનાર રાજાની ઇચ્છાને અનુસરીને તેની રાજધાનીના નામ મુજબ નગર નામ રાખ્યુ હશે, અને આખી જ્ઞાતિએ નાગરસંજ્ઞા ધારણ કરી હશે. પરંતુ તે બનાવ બન્યા પછી સમ્રાટ્ સમુદ્રગુપ્તે પોતાના દિગ્વિજયની યાત્રામા માલવોને તાબે કર્યા હતા અને તેઓના રાજ્યને ખંડીયુ રાજ્ય બનાવી દીધુ હતું તે કારણથી વડનગરનું જનપ્રસિદ્ધ આનન્દપુર નામ કાયમ રહેલું જોવામા આવે છે, અને તેજ કારણથી બ્રાહ્મણોએ પાડેલું નગર નામ વ્યવહારમા પ્રચલિત થયુ નથી

આ અનુમાનને એક બાહ્ય પ્રમાણથી પણ પુષ્ટિ મળે છે વડનગરા નાગરોમા લગ્નની સમાપ્તિએ ઉકટામણિ (ઉક્તિમણિ ?) એટલે સાક્ષીપત્ર વાચવાનો રીવાજ છે આ સાક્ષીપત્રમાં વરકન્યાના માતાપિતાના કુટુંબીઓ ઉપરાત જ્ઞાતિના અગ્રણી પુરૂષોના નામો પણ લખવામા આવે છે. આ ઉકટામણિમા તે રીવાજના ઉત્પત્તિ કાળનું વર્ષ એટલે "चारसें चिलोत्तरा"—એમ લખવાનો અને બોલવાનો રીવાજ અદ્યાપિપર્યંત ચાલ્યો આવે છે[૧૨] ચારસે ચિલોત્તર એટલે ચારસે અને ચાર અધિક (૪૦૪)—એમ સહજ સમજી શકાય છે. આજ પણ તેર આઠ ચિલોત્તરસો (૧૦૪) મા ચિલોત્તરનો અર્થ ચતુરૂત્તર—ચાર અધિક, એવો જ કરવામા આવે છે. આ વર્ષ ક્યા શકનુ હોવુ જોઇએ, તેનો નિર્ણય પણ સહજ થઇ શકે છે. તે સમયમા ગુજરાતના રાજાઓ સાલિવાહનનો શક વાપરતા હતા અને ગુપ્તવંશી રાજાઓ ગુપ્તશક વાપરતા હતા પરંતુ માલવરાજાઓ તો માલવગણશક જે વિક્રમસંવત્થી ઓળખાય છે, તેજ વાપરતા હતા. વડનગરના બ્રાહ્મણોને માલવરાજાએ મદદ આપી હતી, તેથી તે સમયમા બનેલી હકીકત સાથે માલવગણશક એટલે વિક્રમસંવત્ જોડે, તેમા કઇ આશ્ચર્ય જેવુ નથી. વડનગર ફરીથી હસ્તગત કર્યા પછી પ્રભાવદત્ત અથવા ભર્તૃયજ્ઞે નાગરજ્ઞાતિની સુવ્યવસ્થા કરવાને માટે અનેક પ્રબંધો કર્યા હતા[૧૩] તે પ્રબંધો હજુ પણ નાગરો આદરપૂર્વક પાળે છે. નાગરખંડના અધ્યાય ૧૯૯–૨૦૦ ઉપરથી જણાય છે કે તે સમયમા વર્ધમાન શહેરના કોઇ અતિશૂદ્ર પુરૂષે કપટથી નાગરવેષ ધારણ કરી, વડનગરમા આવીને કોઇ નાગરકન્યા સાથે લગ્ન કર્યું હતું. પાછળથી તે પુરૂષની જાતિ જણાઈ આવતાં, તે પુરૂષ નાસી ગયો હતો અને નાગરકન્યાને બળી મરવુ પડ્યું હતું. તેમજ તેના સંબંધીઓને દુષ્કર પ્રાયશ્ચિત્ત કરાવવામા આવ્યુ હતું. તે ઉપરથી ભર્તૃયજ્ઞે નિયમ કર્યો કે–' હે ભૂદેવો ! આજથી જે કોઇ પણ નાગરબ્રાહ્મણ વરની જ્ઞાતિ અને કુળની ખાત્રી કર્યા વિના પોતાની કન્યા આપશે, તો તે બહિષ્કૃત થવાને યોગ્ય થશે[૧૪] આ નિયમાનુસારે વિક્રમસંવત્ ૪૦૪ ઇ. સ ૩૪૮ થી ઉકટામણિ એટલે સાક્ષીપત્ર વાચવાનો રીવાજ શરૂ થયો હોય, એમ

૧૧ Coins of Medieaval India, Vol. I, pp. 162-172-3

૧૨ ઉકટામણિમા भो भो ! श्रूयताम् । वरंपातु बेटो...प्रत्यक्षमडपे चारसें चिलोत्तरा વગેરે લખવાનો રીવાજ છે.

૧૩ નાગરખંડ અ ૧૯૮ થી ૨૦૧

૧૪ અ ૨૦૦, શ્લો. ૩૦

સિદ્ધ થાય છે. તે ઉપરથી પણ વડનગરનું નગર નામ અને ત્યાના બ્રાહ્મણોની નાગરસંજ્ઞા તેજ અરસામા પડયાનું સબળ અનુમાન થાય છે.

કવિવલ્લભકૃત નાગરોત્પત્તિના કાવ્યમા, નર્મગદ્યમા, નાગરોની હકીકત નામના લેખમા તેમજ પંડિત ગગાશંકર પંચોલીકૃત નાગરોત્પત્તિ નામના , પુસ્તકમા વડનગર પેહેલ વેહેલું વિ. સં. ૪૨૪ મા બાન્ધ્યું હતું, એમ લખ્યુ છે. તે સઘળા ગ્રથો પ્રસ્તુત્ત હકીકત બન્યા પછી ઘણે કાળે લખાયેલા છે. તેમા એટલા લાબા કાળ ઉપર બનેલી હકીકતો માટે ચાલતી આવેલી દતકથાનો આધાર લેવાની જરૂર પડી હોય છે. તેથી તેવી ઘણી બાબતોમા ફેરફાર થવાનો સંભવ રહે છે. વસ્તુતઃ વિ. સ. ૪૨૪ ઇ. સ ૩૬૮ મા ગુજરાતમા મહા-ક્ષત્રપઉપાધિધારી રૂદ્રસેન ૩ જાનુ રાજ્ય હતું ત્યાર પછી ઇ. સ. ૪૧૦ મા જ્યારે ચંદ્રગુપ્ત રાજાએ ગુજરાત જીતી લીધું ત્યા સુધી ત્યા ક્ષત્રપરાજાઓનુ અવિચ્છિન્ન રાજ્ય ચાલતું હતું.[૧૫] સમુદ્રગુપ્તે દિગ્વિજય કર્યા પછી એવો કોઇ રાજા ન હતો કે જે વડનગરનો નાશ કરી શકે. તે ઉપરથી વિ. સં. ૪૨૪ ( ઇ. સ. ૩૬૮ ) મા વડનગરના સંબંધમા કઇ પણ જાણવા યોગ્ય બનાવ બનવાનો સંભવ જણાતો નથી. તેથી સહજ અનુમાન થાય છે કે–ઉપર્યુક્ત પુસ્તકોમા લખાયેલી વિ. સં. ૪૨૪ ની સાલ તે ખરી રીતે વિ સં ૪૦૪ ની સાલજ હોવી જોઇએ

### ચમત્કારપુર.

હવે છેવટે ચમત્કારપુર કયા રાજાએ બધાવીને વડનગરના બ્રાહ્મણોને દાનમા આપ્યુ અને તે સ્થળે તેઓ કયાથી આવ્યા હતા, તેનો નિર્ણય કરવાનુ બાકી રહે છે. હાલમા વડનગર જે સ્થળે છે, તે સ્થળે પૂર્વે એક તપોવન હતું. બ્રહ્મદેવે તે સ્થળેથી પાતાલમા જઇને હાટકેશ્વરમહાદેવની સ્થાપના કરી, તે ઉપરથી તે તપોવનનું નામ હાટકેશ્વરક્ષેત્ર પડયું હતું. તે સ્થળે શખતીર્થ નામનું અતિ મહિમાવાન્ સરોવર હતું. વિશ્વામિત્રઋષિ તે સ્થળે કુરૂક્ષેત્રમાથી આવીને આશ્રમ બાધીને રહ્યા હતા. યાત્રાર્થે આવેલા ૭૨ ગોત્રોના બ્રાહ્મણો સાથે આનર્તદેશના રાજા ચમત્કારનો આ આશ્રમમા મેળાપ થયો હતો.[૧૬] તે બ્રાહ્મણોએ તે રાજાને શખતીર્થમા સ્નાન કરાવીને તેનો કુષ્ટરોગ મટાડયો હતો. તે ઉપકારના બદલામા રાજાએ તેઓને દાનદક્ષિણા આપવાનો અત્યાગ્રહ કર્યા છતા, તેનો સ્વીકાર કરવાની તેઓએ ના કહી હતી, અને ત્યાથી તેઓ પુષ્કર તીર્થમા ચાલ્યા ગયા[૧૭] તે પ્રસંગનો લાભ લઇને ચમત્કારરાજાની રાણીએ તે બ્રાહ્મણોની સ્ત્રીઓને ભારે મૂલ્યવાન વસ્ત્રાલંકારો આપ્યા અને છેવટે તેઓ પૈકી ૬૮ ગોત્રોના બ્રાહ્મણોએ ગામનુ દાન લીધું. ચાર ગોત્રોના બ્રાહ્મણો પ્રતિગ્રહ લેવાને ખુશી નહિ હોવાથી કુરૂક્ષેત્રમા ચાલ્યા ગયા.[૧૮] તે ઉપરથી જણાય છે કે–તે બ્રાહ્મણો કુરૂક્ષેત્રમાથી પુષ્કરને માર્ગે થઇને હાટકેશ્વરક્ષેત્રમા આવ્યા હતા. અને તેથી જ ચાર ગોત્રોના બ્રાહ્મણો પોતાના મૂળ નિવાસસ્થાન કુરૂક્ષેત્રમા ચાલ્યા ગયા હતા.

વડનગરનુ આનન્દપુર નામ ઇ. સ ના બીજા સૈકાના અંતમા પડયુ હતું ચમત્કારપુર નામ તે પેહેલાનુ હતું પરતુ તે નામ લોકવ્યવહારમા પ્રચલિત થયુ નથી, તેથી ચમત્કારપુર નામ

---

૧૫. રખાલદાસ બેનરજી કૃત પ્રાચીન મુદ્રા ( બગાળી ) પૃ ૧૬૬

૧૬ નાગરખડ અ ૧૦ શ્લોક ૧૦

૧૭, તેજ, અ ૧૧૨ શ્લો ૨૫

૧૮ તેજ. અ ૧૧૨ શ્લોક ૮૧–૮૩,

પડ્યા પછી થોડાજ સમયમા આનન્દપુર નામ પડ્યું હશે, એવુ અનુમાન થઇ શકે છે. અર્થાત્ ચમત્કારપુર નામ વેહેલામા વેહેલું ઇ. સ. બીજા સૈકાના પૂર્વાર્દ્ધમા પડ્યાનું સંભાવત લાગે છે. તે અરસામા ગુજરાતમા ક્ષત્રપરાજાઓનો પ્રથમ રાજા ચષ્ટન રાજ્ય કરતો હતો. ચષ્ટનની સાથે ચમત્કાર નામ મળતું આવે છે, તેથી ચષ્ટન અને ચમત્કાર એક હશે, એવુ પ્રથમ દર્શને અનુમાન થઇ શકે. ક્ષત્રપોનો ઇતિહાસ જોતા જણાય છે કે—ચષ્ટનરાજા ગુજરાતમા આવ્યો ત્યારે એટલે ઇ. સ. ૧૨૬ મા દક્ષિણના આંધ્રરાજા ગોતમીપુત્ર શાતકર્ણીએ મહાક્ષત્રપ નહપાન અને તેના જમાઇ ઉષવદાતને યુધ્ધમા હરાવીને ગુજરાતદેશ જીતી લીધો હતો. ચષ્ટને ત્યાર પછી ઇ. સ. ૧૩૦ ના અરસામા ગોતમીપુત્ર શાતકર્ણીનો પરાજય કરીને તેના કબજામાથી તે મુલક જીતી લીધો હતો. છતા પાછળથી તે ગોતમીપુત્ર શાતકર્ણી અને તેના પુત્ર વાસીષ્ઠીપુત્ર પુલુમાયીએ ચષ્ટન અને તેના પૌત્ર રૂદ્રદામા સાથે ફરી રણસંગ્રામ મચાવી આખો ગુજરાત દેશ ફરી પોતાના સ્વાધીનમા લીધો હતો.[૧૮] આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે—ચષ્ટન જ્યારથી ઉતરમાથી ગુજરાતમા આવ્યો, ત્યારથી તે જીવ્યો ત્યા સુધી તેનો સઘળો રાજ્યકાળ આંધ્રરાજાઓ સાથે વિગ્રહ કરવામાજ ગયો હતો. વળી તે રાજાના ઇ. સ. ૧૩૦ ની મિતિના છ શિલાલેખો કચ્છમાથી મળી આવ્યા છે.[૨૦] તે શિલા લેખોમા તેણે કઇ પણ ગામ કે ગામો બ્રાહ્મણોને દાનમા આપ્યાની હકીકત મળી આવતી નથી. તે સઘળા કારણોને લીધે હાલના વડનગરને સ્થળે ચમત્કારપુર બંધાવીને બ્રાહ્મણોને દાનમા આપનાર ચષ્ટન હોય, એવુ અનુમાન થઇ શકતું નથી. ચષ્ટન પછી તેનો પૌત્ર રૂદ્રદામ ૧ લો બહુ પરાક્રમી થઇ ગયો છે. જુનાગઢમા સુદર્શન તળાવનો ઇ. સ. ૧૫૦ ની સાલનો તેના સમયનો શિલાલેખ પ્રાપ્ત થયો છે,[૨૧] તે લેખમા તે રાજાના પરાક્રમોની અને ઉદારતાની ઘણી પ્રશંસા કરી છે. પરંતુ તેમા પણ તે રૂદ્રદામે અથવા તેના પિતામહ ચષ્ટને કોઇ ગામનું દાન કર્યાની હકીકત લખી નથી. તે લેખમા જ્યારે તેણે કરો માફ કર્યાનું અને જકાતો કાઢી નાખ્યાનું લખ્યુ છે, ત્યારે જો તેણે ગામનું દાન કર્યું હોત તો તે હકીકત લખાયા વિના રહી હોત નહિ તે કારણથી રૂદ્રદામ ૧ લો અને ચમત્કાર એક હતા, એમ માની શકાતું નથી. ચષ્ટનની પૂર્વે ગુજરાત, કાઠિયાવાડ, માળવા વગેરે પ્રદેશો ઉપર ક્ષત્રપરાજા નહપાન રાજ્ય કરતો હતો. નહપાન પોતે રાજા છતા સઘળા પરાક્રમો તેના જમાઇ ઉષવદાતે જ કર્યા હતાં, એમ ઉષવદાતના નાસિક, જુન્નર અને કાર્લીના લેખો ઉપરથી સાબીત થાય છે. તેના વિષે એક લેખમાં નીચે પ્રમાણે લખ્યું છે.

सिद्धम् । राज्ञः क्षहरातस्य क्षत्रपस्य नहपानस्य जामात्रा दीनीकपुत्रेण उषवदातेन त्रिगोशतसहस्रदेन नद्यां बार्णासायां सुवर्णदानतीर्थकरेण देवताभ्यो ब्राह्मणेभ्यश्च षोडशग्रामदेन अनुवर्षं ब्राह्मणशतसहस्रीभोजापयित्रा प्रभासे पुण्यतीर्थे ब्राह्मणेभ्यः अष्टभार्या प्रदेन . इत्यादि[२२]

"ક્ષહરાતવંશના ક્ષત્રપરાજા નહપાનના જમાઇ ઉષવદાતે ત્રણ લાખ ગાયોનું દાન કર્યું હતું, વાર્ણાસા નદી ઉપર પગથીયાનો ઘાટ બંધાવ્યો હતો, દેવાર્ચનાર્થે અને બ્રાહ્મણોને ૧૬

---

૧૯ Indian Antiquary, June 1918, p 154

૨૦ તેજ.

૨૧ Epigraphia Indica Vol. VIII, p. 43.

૨૨ તેજ, પૃ. ૭૮–૮૫

ગામો દાનમાં આપ્યાં હતા, પ્રતિવર્ષ એક લાખ બ્રાહ્મણોનું ભોજન કરાવતો હતો, પુષ્કરતીર્થ પ્રભાસક્ષેત્રમાં જઈને આઠ બ્રાહ્મણોને કન્યાદાન આપ્યા હતાં.........વગેરે."

આ ઉપરથી સિદ્ધ થાય છે કે–ઉષવદાત ગમે તે જાતિનો હોય છતાં બ્રાહ્મણધર્મ ઉપર તેની અપૂર્વ શ્રદ્ધા હતી. તેણે એક નહિ પણ જુદે જુદે સ્થળોએ એક નહિ પણ સોળ ગામો દાનમા આપ્યા છે. તેના પરાક્રમ વિષે તેજ લેખમા કેહેવામા આવ્યુ છે કે–રજપુતાના ઉત્તમભદ્ર નામના ક્ષત્રિયો જેઓને માલવલોકો સતાવતા હતા, તેઓની મદદે ગયો કે તુરત તેનું નામ સાભળી માલવ લોકો રણભૂમિ છોડી પલાયન કરી ગયા હતા. એ રીતે તેનું રણશૌર્ય અને દાનશૌર્ય એક સરખુ ચમત્કારિક હોવાથી અને તે વિદેશીય જાતિનો હોવાથી પુરાણ જેવા પવિત્ર ગ્રંથમા તેનું ખરૂં નામ દાખલ કરવાનુ યોગ્ય નહિ લાગવાથી નાગરખડના કર્તાએ તેનું ખરૂં નામ બદલી નાખી ચમત્કાર નામ રાખ્યાનું જણાય છે. ઉષવદાતે અજમેર પાસે ત્રિપુષ્કરમા સ્નાન કરીને એક ગામ બ્રાહ્મણોને આપ્યાનું પણ તેજ લેખમા લખ્યુ છે. તેજ પ્રમાણે હાટકેશ્વરક્ષેત્રમા બ્રાહ્મણોની આજ્ઞાને અનુસરીને શખતીર્થમા સ્નાન કરીને તેણે તે સ્થળે નવીન ગામ બંધાવીને તે બ્રાહ્મણોને આપ્યાનું સબળ અનુમાન થાય છે તેની સ્ત્રીનું નામ દક્ષમિત્રા હતું, તેણે પણ બ્રાહ્મણને ગૃહદાન કર્યાનો લેખ મળી આવ્યો છે.[૨૩] નાગરખડમા દક્ષમિત્રાનું નામ બદલીને દમયતી રાખ્યુ છે. દક્ષમિત્રા જેમ દાનશીલ હતી, તેમ દમયતીને પણ નાગરખડમાં દાનશીલ રૂપે વર્ણવી છે. એ હકીકત પણ ઉપરના અનુમાનને પુષ્ટિકારક થઈ પડે છે. નહપાન સંબંધીનો છેવટમા છેવટ લેખ શાકે ૪૬ ઇ. સ. ૧૨૪ નો છે; ઉષવદાતનો વેહેલામા વેહેલો લેખ શાકે ૪૦ ઇ. સ. ૧૧૮ નો છે. તે ઉપરથી ચમત્કારપુરની ઉત્પત્તિ ઇ. સ, ૧૧૮ થી ઇ. સ. ૧૨૪ સુધીમા થયાનું ઘણે અંશે સંભવિત લાગે છે.

## ૯ ઉપસંહાર

આ લેખના ગત પ્રકરણોમા નાગરોત્પત્તિના સંબધમા સીધા પુરાવાથી તથા અવાન્તર પુષ્ટિકારક પ્રમાણોથી જે જે અનુમાનો ઉપજાવવામા આવ્યા છે અથવા જે જે કલ્પનાઓ કરવામા આવી છે, તે સર્વનુ ઉપસંહારમા સિહાવલોકન કરી જવાનુ આવશ્યક છે.

કેટલાક દેશીય તેમજ વિદેશીય વિદ્વાનોએ નાગરજ્ઞાતિનુ મૂળ વિદેશીય જાતિઓ છે, એવી કલ્પનાઓ કરી છે તે કલ્પનાઓનું આ લેખના પૂર્વાર્દ્ધમા ખડન કરવામા આવ્યું છે. ઉત્તરાર્દ્ધમા મળી શકયા તેટલા પ્રમાણોનો સંગ્રહ કરી, તે પ્રમાણોને આધારે વડનગરની તેમ જ ત્યા આવીને વસેલા બ્રાહ્મણોની નાગરજ્ઞાતિ તરીકેની ઉત્પત્તિ વિષે યથાસંભવ પ્રકાશ પાડવામા આવ્યો છે.

૧. વિદેશીય વિદ્વાનોમા People of India "હિંદુસ્થાનની જાતિઓ" નામનો ગ્રંથ લખનાર સર હર્બર્ટ રિઝલીએ માનવતત્ત્વવિદ્યાનુસાર એવો સિદ્ધાન્ત પ્રકટ કર્યો છે કે–નાગરજ્ઞાતિના કેટલાક પુરૂષોના માથા વિશાલ હોવાથી તેઓ શક અને દ્રાવિડ જાતિઓની સંકર જાતિના છે માનવતત્ત્વવિદ્યાના સિદ્ધાન્તો વિકાસક્રમવાદના સિદ્ધાન્તો ઉપર આધાર રાખે છે વિકાસવાદના સઘળા સિદ્ધાન્તો ઉપર હજુ પશ્ચિમના પ્રખર પંડિતો પણ એકમત થઈ શકયા નથી. જર્મન પડિત વાઇસમેન અને તેના અનુયાયીઓ બીજતત્ત્વના અખડિતપણા ઉપર આધાર રાખી ઉત્તરોત્તર સતતિમા પૂર્વપૂર્વ પૂર્વજોના શારીરિક અને માનસિક

૨૩ Epigraphia Indica, Vol VIII, p 82

લક્ષણો અવિચ્છિન્નપણે સંક્રાન્ત થાય છે, તે સિદ્ધાન્તને મુખ્ય માને છે. ત્યારે રિપલર અને પ્રોફેસર બોઆઝ જેવા સમર્થ વિદ્વાનો પરિસ્થિતિ, નિવાસસ્થાનના હવા પાણી અને કેળવણીકરણીથી પૂર્વજોનાં શારીરિક અને માનસિક લક્ષણોમા તેઓની સતતિમા અપૂર્વ પરિવર્તન થાય છે, એમ નિશ્ચયપૂર્વક માને છે. અર્થાત્ માનવતત્ત્વવિદ્યાના સિદ્ધાન્તો ઉપર જાતિવિભાગનો આધાર રાખવો, તે નિતાન્ત અવિશ્વસનીય જ છે. બીજી હાથ તરફ ગુજરાતમા આવીને વસેલા શક લોકોના શારીરિક લક્ષણો કેવા હતા, તેઓનું દ્રાવિડોની સાથે સાકર્ય થયુ હતું કે નહિ, થયુ હોય તો તે સકરજાતિનો બ્રાહ્મણ જેવી ઉત્તમ જ્ઞાતિમા ઇતર પ્રજાએ સ્વીકાર શી રીતે કર્યો, ઇત્યાદિ પ્રશ્નોનું સમાધાન કરવાને કઇ પણ ઐતિહાસિક પુરાવો મળી શકતો નથી. એ સઘળા કારણોને લીધે શક—દ્રાવિડની કલ્પના અસિદ્ધ થાય છે

૨ પ્રોફેસર દેવદત્ત ભાડારકરે નાગરજ્ઞાતિમા મિત્રદત્તાદિ અવટંકો જોઇને નાગરજ્ઞાતિની ઉત્પત્તિ વલભીરાજાઓની મૈત્રકજાતિ તથા ગુર્જરજાતિમાથી થઇ છે, એવો સિદ્ધાન્ત પ્રકટ કર્યો છે. મિત્રદત્તાદિ અવટકો પાચાલદેશના મધ્યકાલીન રાજાઓમા સૌથી પ્રથમ જોવામા આવે છે. ત્યાર પછી બગાળાના બ્રાહ્મણો, કાયસ્થો, મારવાડ અને ગુજરાતના શ્રીમાળી બ્રાહ્મણો તેમજ ગુજરાતની ઉદીચ્ય બ્રાહ્મણોની જ્ઞાતિઓમા હજુ પણ વિદ્યમાન છે પ્રાચીન દાનપત્રોમા પ્રતિગ્રહિતા બ્રાહ્મણોમાથી ઘણા બ્રાહ્મણોના નામો, દત્ત, ગુહ, મિત્ર, ઘોષાદિ હતા, એમ પણ માલુમ પડે છે. વલભીરાજાઓ મૈત્રકજાતિના હતા, તે અનુમાન પણ વિવાદગ્રસ્ત છે વલભીરાજાઓના તામ્રપત્રોમા જ્યારે દાન આપનાર રાજાઓને મૈત્રક કહ્યા છે ત્યારે દાન લેનારા આનન્દપુરના બ્રાહ્મણોને માત્ર બ્રાહ્મણજ કહ્યા છે. મૈત્રકો અને ગુર્જરોનું ગુજરાતમા આગમન થયા પહેલા ઘણા વર્ષો અગાઉથી વડનગરની ઉત્પત્તિ થઇ હતી એ સઘળા કારણોને લીધે પ્રોફેસર દેવદત્તની કલ્પના તે કેવળ કલ્પના જ ઠરે છે.

૩ રમાપ્રસાદ ચદ નામના બગાળી પ્રત્નતત્ત્વવેત્તાએ સ્વવિરચિત ઇન્ડોઆર્યન-જાતિ નામના પુસ્તકમા (૧) મધ્ય દેશના ક્ષત્રિયો તથા વૈશ્યો એશિયામૈનરથી આવેલા આર્યોના વશજો છે, અને (૨) મધ્ય દેશની આસપાસના પ્રદેશોમા વસનારી જાતિઓ પામીર અને તકલમકાન ( પ્રાચીન ગોબી ) ના રણમા વસનારી હોમોઆલ્પાઇન નામની જાતિના છે, એવો સિદ્ધાન્ત પ્રકટ કર્યો છે. ઇજિપ્તનો પ્રાચીન ઇતિહાસ અને હરિવશમા આપેલ સૌરાષ્ટ્રના રાજા હર્યશ્વના પુત્ર યદુનો ઇતિહાસ એક સાથે મેળવતા સ્પષ્ટ જણાઇ આવે છે કે—યદુના પુત્રને મિસર દેશનું રાજ્ય મળ્યુ હતું. ત્યા જઇને વસેલા ક્ષત્રિયો તેમજ બીજી તરફથી અફગાનીસ્થાન અને ઇરાનને માર્ગે ગયેલા પણિઓ જેમાથી વણિક્ શબ્દ વ્યુત્પન્ન થયો છે, તેઓ એશિયામૈનરમા જઇને વસ્યા હતા. પરંતુ એશિયામૈનર-માથી ક્ષત્રિયો અને વૈશ્યો હિદુસ્થાનમા આવ્યા હતા, તેવુ એક પણ ઐતિહાસિક પ્રમાણ તેઓ બતાવી શકતા નથી, નાગરો હોમોઆલ્પાઇન જાતિના છે, તે બાબતમા તેઓએ પ્રોફેસર દેવદત્ત ભાડારકરની કલ્પનાનોજ આધાર લીધો છે તેથી તે વિષે અત્ર વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી નથી

ઉત્તરાર્દ્ધમા નીચે પ્રમાણે વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે

૧ નાગરખડના વિષયો નારદપુરાણની અનુક્રમણિકામા જોવામા આવે છે. નારદપુરાણની અનુક્રમણિકા મોડામા મોડી પુરાણોનો સારોદ્ધાર થયો હતો, ત્યારે રચાયેલી હોવી

જોઇએ. પુરાણોનો સારોદ્ધાર ગુપ્તરાજા સ્કંદગુપ્તના સમયમા એટલે ઇ. સ. ૪૮૦ આસપાસ થયો હતો. તેથી નાગરખંડની રચના મોડામા મોડી ઇ. સ. ના પાચમા સૈકા પ્રારંભમા થવી જોઇએ.

૨ વડનગરમા હાટકેશ્વરની પ્રથમ સ્થાપના મોડામા મોડી ઇ. સ ના ત્રીજા સૈકા થઇ હતી નાગરોએ હાટકેશ્વરની ઉપાસના તેજ સમયથી ગ્રહણ કરી હતી અને દત્તમિત્રા આમુષ્યાયણો પણ તેજ સમયમા તેઓમા દાખલ થયા હતા.

૩ નાગરખંડમા કહ્યા પ્રમાણે વડનગરનું આનન્દપુર નામ પાડનાર મંકણઋષિ અ મહીસૂર અને કુતલ દેશોમા અહિચ્છત્રથી બ્રાહ્મણોને લાવીને વસાવનાર જે મયુરશ હતો, તેઓ એકજ હતા. મયુરશર્મા ઇ. સ. ના ત્રીજા સૈકાના અંતમા થઇ ગયો હતો. તે વડનગરનુ આનન્દપુર નામ ઇ સ. ના બીજા સૈકાના અંતમા પડ્યુ હતું.

૪ નાગરખંડોક્ત આનર્ત્તદેશના રાજાઓ અને ગુજરાતના ક્ષત્રપરાજાઓ એક હતા, એમ તેઓમાના કેટલાક રાજાઓના સદૃશ વૃત્તાતોથી તેમજ ઇતર સમકાલ રાજાઓના નામોના તાદાત્મ્યથી સિદ્ધ કરવામા આવ્યુ છે

૫ ઇ. સ. ૩૪૮ ના અરસામા નાગલોકોએ વડનગર ઉપર હુમલો કરીને ત્યાના બ્રા ણોનો સંહાર કર્યો અને વડનગરનો નાશ કર્યો બચી ગયેલા બ્રાહ્મણોએ પ્રભાવદત્ત નામ બ્રાહ્મણના આધિપત્ય નીચે એકઠા થઇને માલવરાજાની સહાય્ય મેળવી ફરીથી નાગલો સાથે યુદ્ધ કર્યું, તેઓનો સંપૂર્ણ પરાજય કર્યો અને તેઓને વડનગરમાથી હાકી કાઢી પુ તેનો કબજો લીધો. તે વિજયના સ્મારક તરીકે માલવરાજાના રાજધાનીના શહેરના ન ઉપરથી તેઓએ આનન્દપુરનું નામ નગર પાડ્યુ અને તેઓએ ઇતર બ્રાહ્મણોનો સંસ છોડી દઇ નાગરસંજ્ઞા ધારણ કરી.

૬ ઇ. સ ના બીજા સૈકાના પૂર્વાર્દ્ધમાં ગુજરાતના ક્ષત્રપરાજા નહપાનના જા ઉષવદાતે હાટકેશ્વરક્ષેત્રમા આવેલા બ્રાહ્મણોને તે સ્થળે એક ગામ બંધાવી દાનમા આ તે ગામનું નામ બ્રાહ્મણોએ ચમત્કારપુર પાડ્યુ પણ પાછળથી તુરત આનન્દપુર નામ વાથી ચમત્કારપુર નામ પ્રસિદ્ધિમા આવ્યુ નથી

ઐતિહાસિક સાધનોના અભાવે તેમજ શિલાલેખો, તામ્રપત્રો અને શિક્કાઓમાથી પ્રા થતી હકીકત વિશેષતઃ પરસ્પર વિરૂદ્ધ અનુમાનો ઉપજાવી શકે તેવી હોવાથી, તે સ પુરાણોમા પ્રક્ષિપ્ત અને પરિવર્તિત વૃત્તાતો દાખલ થઇ જવાથી હાલમા પુનામા ભરાયે ઓરિયન્ટલ કોંગ્રેસના પ્રમુખ સમર્થ સાક્ષરવર્ય રામકૃષ્ણ ભાડારકરે પોતાના ભાષણમા ક છે, તેમ હિંદુસ્થાનના પ્રાચીન ઐતિહાસિક તથ્યોની બાબતમા સઘળા વિદ્વાનો એકમત શકતા નથી. જ્યા સુધી ઐતિહાસિક તથ્યોનું અન્વેષણ કરવાની દૃષ્ટિથીજ પ્રાપ્ત સાધનો ઉપ જે જે કલ્પનાઓ કરવામા આવે, ત્યાંસુધી તે તે કલ્પનાઓ ગમે તેટલી અનિશ્ચિત અથવા અ ભવિત હોય છતા નિર્દોષજ છે. પરંતુ જનસમાજની પ્રચલિત પ્રથાઓ અરૂચિકર હોવાથી સામા વિપ્લવ કરવાના ઉદ્દેશથી કલ્પાયેલી કલ્પનાઓ તો જનસમૂહમા બુદ્ધિભેદજ કરી શકે શ્રીયુત દત્ત ભાડારકરના 'હિંદુઓમા વિદેશીય તત્ત્વો' નામના લેખથી યદ્યપિ જનસમૂહને કઇ અ થઇ હોય, તેમ જણાતું નથી, તથાપિ વર્ણવ્યવસ્થાના ઉચ્છેદકોના હાથમાં તે એક બળ શસ્ત્રરૂપ થઇ પડ્યુ છે તેઓએ કરેલી નાગરજ્ઞાતિની ઉત્પત્તિ સંબંધીની કલ્પના બિલ

નિર્ભ્રાન્ત અને પ્રમાણસિદ્ધ તો નથી જ છતા ઉત્તરોત્તર વિદ્વાનોના લેખોમા તેનો સ્વીકાર થતો જોવામા આવે છે. આવી અનિશ્ચિત કલ્પનાઓ જનસમાજને પરિણામે લાભપ્રદ થવાને બદલે હાનિકારક જ થઇ પડે છે નાગરજ્ઞાતિની ઉત્પત્તિના સંબધમા આ લેખમા જે જે કલ્પનાઓ કરવામા આવી છે, તે કલ્પનાઓ માટે પણ નિર્ણયકારક પ્રમાણો મળી શક્યા નથી. તોપણ નાગરખડમા લખાયેલી હકીકતોની બની શક્યા પ્રમાણે ઉપલબ્ધ ઐતિહાસિક હકીકતો સાથે સુસંગતિ કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે મુખ્ય કલ્પનાની પરિપુષ્ટિ માટે નાગરોત્પત્તિના કાળથી અદ્યાવધિ નાગરજ્ઞાતિનો જે કઇ ઇતિહાસ પ્રકાશમા આવ્યો છે, તેનું દિગ્દર્શન કરી જવાની પણ આવશ્યકતા રહે છે.

નાગરજ્ઞાતિનો ઇતિહાસ વાસ્તવિક રીતે ઇ. સ. ના બીજા સૈકાથી આરંભાય છે. ઇ સ ના બીજા સૈકાથી ચોથા સૈકા સુધીના ઇતિહાસ માટે તો કેવળ નાગરખડ ઉપરજ આધાર રાખવો પડે છે તે સમયાન્તરમાં ગુજરાતમા ક્ષત્રપરાજાઓનું રાજ્ય હતું. ક્ષત્રપ રાજા નહપાનના સમયમા તેઓ કુરૂક્ષેત્રમા આવ્યા હતા, અને નહપાનના જમાઇ ઉષવદાતે ત્યા એક ગામ બધાવી તેઓને દાનમા આપ્યુ હતું. તેઓ ચુસ્ત વૈદિક ધર્મી હતા અને તેઓ વૈદિક કર્મોનુ સતત અનુષ્ઠાન કરતા હતા. વડનગરનુ દાન સ્વીકાર્યા છતા પ્રતિગ્રહ કરવો, તે તેઓ મોટામા મોટું પાતક સમજતા હતા. અને પ્રતિગ્રહ કરનારાઓનો અથવા બ્રાહ્મણેતર જ્ઞાતિજનોને શ્રૌતસ્માર્ત કર્મ કરાવનારનો બહિષ્કાર કરતા હતા ઉષવદાત પછી બીજા કેટલાક રાજાઓએ તેઓને કેટલાક વધારે ગામો દાનમા આપ્યા હતા. એ રીતે ગ્રાસ-દાર થવાથી તેઓમા ક્ષાત્રવૃત્તિનો પણ પ્રવેશ થવા માડયો હતો. સરહદ ઉપરના નાગલોકો સાથે તેઓને વારવાર કલહો થયા કરતા હતા અને તેથી તેઓએ યુદ્ધકળામા પણ પ્રાવીણ્ય મેળવ્યુ હતું. તેઓની સ્ત્રીઓ તપસ્વિની છતા લલિત કળામા—વિશેષતઃ સગીતમાં બહુ કુશળ હતી. પ્રતિગ્રહ કરવાનો સખ્ત પ્રતિબંધ કરવા છતા ગગાતીર્થના નાગરબ્રાહ્મણોને આજી વિકાનું બીજુ કાઇ સાધન નહિ હોવાથી તેઓ આનર્ત્તદેશના રાજાઓનું પુરોહિતપણું પણ કરતા હતા એ રીતે નાગરગૃહસ્થો અને નાગર પુરોહિતો ( નાગર બ્રાહ્મણો )—એવા બે વિભાગો જૂના કાળથી જ પડી ગયા હતા આભ્યન્તર, અધિવાસી અને બાહ્યનાગરોના ભેદો પણ આ સમયમા પડયા હતા. તેઓ હાટકેશ્વરના ઉપાસકો હોવાથી શૈવ માર્ગી હતા, છતા પચદેવોનું નિત્ય પૂજન કરતા હતા ક્ષત્રપરાજાઓના સમયમા વડનગરમા તેઓએ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, દેવી, ગણપતિ અને સૂર્યના ભવ્ય મદિરો બંધાવ્યા હતાં. એક કાળ એવો હતો કે—વડનગર કાશી જેવુ યાત્રાનું ધામ થઇ પડ્યું હતું. દૂર દેશોથી રાજાઓ પણ યાત્રાર્થે ત્યા આવતા હતા અને કોઇ પણ દેવની પ્રતિષ્ઠા કરી કૃતાર્થ થયા માનતા હતા. નાગર જ્ઞાતિ તરીકે ઇતર બ્રાહ્મણોથી જુદા પડ્યા પહેલા તેઓ હરકોઇ બ્રાહ્મણો સાથે લગ્નવ્યવ-હાર રાખતા હતા ભર્તૃયજ્ઞે જ્ઞાતિવ્યવસ્થાને માટે પ્રબંધો બાધ્યા પછી જ તેવો લગ્નવ્ય-વહાર બધ પડયો હતો ભર્તૃયજ્ઞે કાત્યાયનકલ્પસૂત્ર ઉપર અને પારસ્કરગૃહ્યસૂત્ર ઉપર ભાષ્યો લખ્યા છે. નિર્ણયદીપકકાર, નિર્ણયસિંધુકાર અને પારસ્કરગૃહ્યસૂત્ર ઉપર ટીકા લખનાર ગદાધર દીક્ષિતે પોતપોતાના ગ્રથોમા ભર્તૃયજ્ઞના પારસ્કરગૃહ્યસૂત્ર ભાષ્યમાથી કેટલાક વચનો ઉદ્ધૃત કર્યા છે. તે ઉપરથી ઇ સ. ૧૫૧૨ સુધી તે ભાષ્ય વિદ્વાનોમા પ્રસિદ્ધ હતું, એમ સિદ્ધ થાય છે.

ઇ. સ ના પાચમા સૈકામા તેઓ દક્ષિણ ગુજરાતના ગુર્જરરાજાઓના આશ્રયી હોવાનું જણાય છે. તે સિવાય વિશેષ હકીકત પ્રાપ્ત થતી નથી. આ સમયમા વડનગરના બાહ્યનાગરો

અહમદનગરમાં જઇને વસ્યા હશે, એમ અનુમાન થાય છે.

ઇ. સ. ના છઠ્ઠા સૈકાથી આઠમા સૈકા સુધીમાં વલભીરાજાઓના દરબારમા તેઓનું બહુ પ્રાધાન્ય થયુ હતું ઘણા નાગરગૃહસ્થો વલભીપુર અને તેની આસપાસના ગામોમા આવીને વસ્યા હતા. વલભીરાજાઓએ અનેક નાગરબ્રાહ્મણોને ગામો અને જમીન દાનમા આપ્યા હતા ભાવનગરની પાસે હાથપ કે જે તે સમયે એક મોટું બંદર હતું, ત્યા તેજ સમયમા વડનગરના નાગરો આવીને રહ્યા હતા. તે સમયે તેઓએ ત્યા નીલકંઠ મહાદેવનું મંદિર બંધાવ્યુ હતું, જેની વ્યવસ્થા હજુ પણ ભાવનગરના નાગરો તરફથી થાય છે. વડનગરમા તે સમયે જૈન લોકો આવીને રહ્યા હતા અને નાગર બ્રાહ્મણોએ તેઓના કલ્પસૂત્રનો સારોદ્ધાર કર્યો હતો. આ સમયમા જ વડનગરમા મોટા મોટા જૈનમંદિરો પણ બંધાયા હતા. ઇ. સ ના સાતમા સૈકામા ચીનાઇ પ્રવાસી હ્યુએનસંગે ત્યા જે બૌદ્ધ મંદિર જોયુ હતું, તે આ સમયે બંધાયુ હશે વામનાચાર્ય મેરૂકીર્તિવિરચિત જૈનશાશ્વતતીર્થમાલા નામના ગ્રંથમાં જૈન તીર્થોનો મહિમા વર્ણવ્યો છે, તેમા વડનગરને જૈનોનું એક મહિમાવાન્ યાત્રાનુ ધામ કહ્યું છે.[1] મેરૂકીર્તિ વિ. સ. ૧૪૯૭ ઇ. સ. ૧૪૪૦ મા થઇ ગયો છે. તે ઉપરથી ઇ. સ. ના ૧૫ મા સૈકા સુધી વડનગર જૈનોનું યાત્રાનુ પ્રસિદ્ધ સ્થળ હતું, એમ જણાય છે.

વિ સં. ૬૪૫ ઇ સ. ૫૮૮ મા વડનગર બીજી વાર ભાગ્યુ હતું એવી દંતકથા ચાલી આવે છે[2] તે સમયે ભિન્નમાલના ગુર્જર લોકોએ વલભીપુરના રાજા ધરસેન પેહેલાના રાજ્યકાલમા ગુજરાત ઉપર આક્રમણ કરી કેટલોક પ્રદેશ જીતી લીધો હતો અને નાંદોદ ગામમા પોતાની રાજધાની કરી હતી.[3] તેજ અરસામા તેજ ગુર્જર લોકોથી વડનગરનો નાશ થયેલો જણાય છે. તેમ થવાથી ત્યાના નાગરો ત્યાથી નાશી જઇને રજપુતાનામા તેમજ કાઠિયાવાડમા જઇને વસ્યા હતા. આ સમયમા રજપુતાના અને ઉત્તરપ્રદેશમા છુટા છવાયા થઇ ગયેલા નાગરોની જુદી જુદી ઉપજ્ઞાતિઓ થઇ ગઈ હતી ભટ્ટ અથવા રણમત્ત, અભટ્ટ, ચિત્રકૂટા, પિષ્પા અને ચિત્રગુપ્તા નામની ઉપજ્ઞાતિઓ આ સમયાન્તરમા થઇ હોય એમ અનુમાન થાય છે.[4]

ઇ. સ. ના ૮ મા અને ૯ મા સૈકાઓમા તેઓને ગુજરાતના રાષ્ટ્રકૂટરાજાઓનો આશ્રય મળ્યો હતો. નાગરબ્રાહ્મણો તેઓનું પુરોહિતપણું કરતા હતા તેઓના શિલાલેખોમા તથા તામ્રપત્રોમા નાગરીલિપિ તેઓએ દાખલ કરી હતી. બીજી તરફ તેઓ રજપુતાનાના ભિન્નમાળના રાજા નાગભટ્ટના આશ્રય નીચે જઇને રહ્યા હતા અને ત્યાથી તેઓ તેની સાથે કનોજમા જઈને વસ્યા હતા. કનોજના ઉત્તરોત્તર ગુર્જર રાજાઓના સમયમા તેઓએ રણસંગ્રામમા તેમજ રાજ્યકાર્યભારમા ઘણું સામર્થ્ય બતાવ્યુ હતું તેજ અરસામા આનન્દપુરના નાગરબ્રાહ્મણ બાપા રાવળે મોરીવંશના રાજા પાસેથી ચિતોડ જીતી લીધુ અને મેવાડના રાજ્યની સ્થાપના કરી, જેના વંશજોએ અદ્યાવધિ પોતાની કીર્તિને કઇ પણ કલંક લાગવા નહિ દેતા અવિચ્છિન્ન જાળવી રાખી છે. ઇ સ ના નવમા સૈકામા ત્રીજીવાર વડ

---

૧ " અહિપુર, ઢીલી, સરસું, મથુરા, જિણુવર જનમ કિયા વરનગરા,
નગર વડઉ પુણુ લીજે " — જૈનશાશ્વત તીર્થમાળા

૨ કવિ વલ્લભકૃત સામળદાસનો વિવાહ તથા પંડિત ગગાશંકર પંચોળીકૃત નાગરોત્પત્તિ, પૃ ૬૩

૩ ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇકૃત ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ, પૃ ૧૨૭

૪ પંડિત ગંગાશંકર પંચોળીકૃત નાગરોત્પત્તિ પૃ ૫૯

ાગર•ભાગ્યાની પણ દંતકથા છે.[૫] તે કદાચ વલભીપુરનો નાશ કરનાર આરબોનું કૃત્ય હશે. તે સમયે ત્યાંથી નાગરો નાશીને ધંદરમા વસ્યા, તેઓ ધંદરીઆ કહેવાય છે.[૬] અણ-હિલવાડ પાટણમાં જઇને વસ્યા, તેઓ પટ્ટણી કહેવાય છે.

ઈ સ. ૧૧ અને ૧૨ મા સૈકાઓમાં દક્ષિણના ચાલુક્ય રાજાઓના શિલાલેખો તથા તામ્રપત્રોથી તેઓએ ત્યા કેટલી બધી મહત્તા પ્રાપ્ત કરી હતી, તે જણાઇ આવે છે. ધારવાડ જિલ્લાના એક પ્રગણાનુ નામ નાગરખંડ પડયું હતું, તે ઉપરથી તે પ્રગણાના ગામો તેઓના મોકદ્દમા હોવાનું અનુમાન થાય છે.

ઇ. સ. ના ૧૩ મા સૈકામાં તેઓને દેવગિરિના યાદવ રાજાઓનો પણ આશ્રય હોવાનુ જણાય છે. ત્યાથી તેઓ મહીસૂર અને કર્ણાટકમા જઇને વસ્યા હતા. આજે ત્યાના વૈશ્યોમા નાગર નામની ઉપજાતિઓ છે, તે ઉપરથી ત્યાં ગયેલા નાગરો વૈશ્ય જાતિમા ભળી ગયાનુ અનુમાન થાય છે

ઉત્તર હિંદુસ્થાનમા પણ તેઓ છેક કાશી સુધી ઈ. સ. ના ૧૧ મા સૈકામા જઇને વસ્યાનુ જણાય છે. ત્યા જઇને વસેલાં કુટુંબોમાથી સ્થાનેશ્વર નામના નાગર ગૃહસ્થનો એક વંશજ સોઢ અને તેના પુત્રો વામન અને સ્કંદ ઇ. સ. ના ૧૨ મા સૈકામા અજમેરના ચુહાણ રાજા સોમેશ્વર અને પૃથ્વીરાજના મત્રી તથા સેનાપતિનુ કામ કરતા હતા. સ્કંદે તો શાહાબુદ્દિન ગોરીના અજમેરના મુસલમાન સુબાને હરાવીને હાંકી કાઢયો હતો અને અજ-મેરનું રાજ્ય પૃથ્વીરાજના ભાઇ હરિરાયને અપાવ્યુ હતું.

ઇ. સ. ૯૬૧ થી ઇ. સ. ૧૨૪૨ સુધીમા ગુજરાતના સોળંકી રાજાઓના દરબારમાં તેમજ ઇ. સ. ૧૧૭૦ થી ઇ. સ. ૧૩૦૦ સુધી ધોળકાના તથા ગુજરાતના વાઘેલાવંશના રાજાઓના દરબારમા તો નાગરોએ પોતાનો અખંડિત અને અવિચ્છિન્ન પ્રતાપ દાખવ્યો છે. વાસ્તવિક રીતે ઇ. સ. ના ૧૦ મા સૈકાથી ૧૩ મા સૈકા સુધીનો કાળ વડનગરના નાગ-રોન્નતિનો કેન્દ્રકાળ હતો, એમ કહીએ તો ચાલે. નાગરબ્રાહ્મણો જ્યારે તે રાજાઓનું પુરો-હિતપણું કરતા હતા ત્યારે નાગરગૃહસ્થો ગુજરાત અને સૌરાષ્ટ્રનો રાજ્યકાર્યભાર ચલાવવામા તેમજ શત્રુઓ સામે રણક્ષેત્રમા ઘુમવામા એકે એક રાજાને બહુ ઉપયોગી થઇ પડયા હતા તેના બદલામા તે રાજાઓએ નાગરોને ગુજરાત તથા સૌરાષ્ટ્રમા ગામોના ગામો દાનમા તથા ઇનામમા આપ્યા છે; રાજ્યના મોટા મોટા અધિકારો નાગરગૃહસ્થોને આપીને તેઓનું યથો-ચિત સન્માન કર્યું છે. નાગર મુત્સદીઓનું એક ખાસ લક્ષણ છે કે–રાજા અને પ્રજા, ઉભ-યને એકરૂપ ગણી ઉભયના હિતો પરસ્પર બાધક ન થાય, તેવી રીતે સાચવવા. શૈલશર્મા નામના નાગરબ્રાહ્મણે ગુજરાતમા મૂળરાજના સમયમા એક ભારે દુષ્કાળ પડયો, ત્યારે તે રાજાને સમજાવીને રૈયતનો કર માફ કરાવ્યો હતો.[૭] ભીમદેવ ૧ લાના વખતમા મહમદ-ગીઝનીએ સોમનાથ ઉપર ચઢાઇ કરી ત્યારે નાગરોએ તેની સેનામા રહીને પરાક્રમ કર્યું હતું. ભીમદેવની સાથે ગયેલા નાગરોમાથી કેટલાક નાગરો સૌરાષ્ટ્રમા રહ્યા હતા, જેઓના વંશમા

---

૫-૬ તેજ, પૃ ૬૩-૬૪.

૭ विलोक्य दुष्कालवशेन लोकमकालदोषं सविशेषशोक ।
श्रीमूलराज दलितारिराजमजीकरत्तत्करमोचनं यः ॥
સોમેશ્વર વિરચિત સુરથોત્સવ કાવ્ય.

શ્રીધર અને મહીધર જૂનાગઢના રાજાઓના મંત્રીઓ થઇ ગયાનું નોંધાયુ છે.[૮] જૂનાગઢના ઇતિહાસ ઉપરથી જણાય છે કે–વિ. સ. ૧૨૫૩ ના અરસામા જૂનાગઢના રાજા રા.ખેંગારના માલન મહેતા અને તેનો પુત્ર મહીધર મંત્રીઓ હતા[૯] તે મહીધર તેજ શ્રીધરનો સમકાલીન મંત્રી હશે. સિદ્ધરાજ જયસિંહને પુત્ર નહિ હોવાથી તેના મૃત્યુ પછી તેની ગાદી માટે ઘણી ખટપટ જાગી હતી. સિદ્ધરાજ જયસિંહના કાર્યભારી શોભના પુત્ર વલ્લે કુમારપાળનો પક્ષ લીધો હતો અને તેને ગાદી અપાવી હતી.[૧૦] કુમારપાળે પ્રત્યુપકારમા વડનગરના રક્ષણ માટે તેની ફરતો મજબૂત કોટ બધાવ્યો હતો તેમજ એક ભવ્ય શિવમંદિર પણ બધાવ્યું હતું.

આજ અરસામા એટલે વિ. સ ૧૧ મા સૈકામા અજમેરના ચુહાણ રાજા વિશલદેવ ૩ જા એ વિશલનગર વસાવી વડનગરના નાગરબ્રાહ્મણોને દાનમા આપ્યુ હતું. ત્યારથી તેઓમા વડનગરા, વિશલનગરા, પ્રશ્નોરા, સાઠોદરા, ચિત્રોડા અને કૃષ્ણોરા–એવા છ વિભાગો પડી ગયા છે[૧૧]

---

૮ કવિ નર્મદાશંકર કૃત નર્મગદ્ય, નાગરોની હકીકત.

૯ કાઠિયાવાડ સર્વસંગ્રહ પુ. ૪૦૦.

૧૦ तस्याभवद् भुवनमंडलमंडनाय।
शोभाभिधः प्रियसुहृज्जयसिंहनाम्नः॥
यस्यात्मजः सचिवतामधिगम्य वल्लः।
सम्राजयां सुचिरमास कुमारपालम्॥

ભાવનગર ઇન્સક્રીપશન્સ, પુ ૧૯૫૦

૧૧ વિશલનગર નાગરબ્રાહ્મણોને કયા વિશલદેવે આપ્યુ હતું, તે બહુ વિવાદગ્રસ્ત વિષય છે. કવિ વલ્લભ કહે છે કે–" પછે વિશળદેવ રાજા વડો થયો, અતિ ધર્મસુધીર; કપોતવિધિનો યત્ન કરતે, ગયા બે જણ વીર. " ( કડવુ ૪ ટુંક ૮ ) અર્થાત્ ગુજરાતના વાઘેલા રાજા વિશલદેવ જેનો રાજ્યકાળ વિ સ. ૧૨૪૩ થી વિ. સ ૧૨૬૧ સુધી હતો, તેણે તે ગામ વસાવીને નાગરબ્રાહ્મણોને આપ્યુ હતું. પરતુ તે બાબતમા કવિ વલ્લભ સિવાય બીજો કંઇ આધાર નથી. ફાર્બસ રાસમાળા ( ભાગ ૨, આ. ૧, પૃ, ૨૭૪) મા નાગરો સંબંધી હકીકતમા ઉપરની હકીકતનો ઉલ્લેખ છે. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે નાગરસંકીર્તનમા તેજ મતનું સમર્થન કર્યું છે. રાસમાળાના કર્તાએ ઉપર્યુક્ત હકીકતના સંબધમા કંઇ આધાર આપ્યો નથી. તેથી ઉલટુ, ગુજરાતના રાજા પેહેલા ભીમદેવનો ઇતિહાસ લખતા, પૃથ્વીરાજરાસા ઉપરથી અજમેરના ચુહાણ રાજા વિશલદેવ ભીમદેવને હરાવી વિજયસ્મારક તરીકે વિશલનગર વસાવ્યાનું સ્પષ્ટ લખ્યુ છે ( ભા ૧ આ. ૨. પૃ ૧૩૨–૧૪૦ ). એટલુંજ નહિ પણ તેજ પુસ્તકમા ગુજરાતના વાઘેલા વંશના રાજા વિશલદેવના ઇતિહાસમા ભાટોના ચોપડા ઉપરથી લખ્યુ છે કે–તે વિશલદેવે વિશલનગરનો તથા ડભોઇનો કિલ્લો વસાવ્યો અથવા સમરાવ્યો ( ભા. ૧, આ ૨, પૃ ૪ ૮ ). જો તેણે વિશલનગર વસાવી બ્રાહ્મણોને આપ્યુ હોત, તો તે હકીકતની નોંધ ભાટોએ અવશ્ય કરી હોત વિશલદેવનો પરમગુરૂ સોમેશ્વર નામનો નાગરબ્રાહ્મણ હતો તેણે કીર્તિકૌમુદી નામનો ગ્રંથ લખ્યો છે. તેમા મૂળરાજથી વિશલદેવ સુધીના રાજાઓનો ઇતિહાસ આપ્યો છે નાગરબ્રાહ્મણોને વિશલદેવે એ ગામ આપ્યુ હોત, તો તે હકીકત સોમેશ્વર તેમા લખ્યા વિના રહ્યો હોત નહિ.

ઇ. સ. ૧૧૯૬ મા દિલ્હીના બાદશાહ કુતબુદ્દિને વડનગર લુટ્યું અને તેનો નાશ કર્યો, તે સમયે કેટલાક નાગરો અને નાગરબ્રાહ્મણો જૂનાગઢ, માંગરોળ, તળાજા, વથળી વગેરે

---

એટલુંજ નહિ પણ તે રાજાનો રાજકવિ અને પરમભક્ત નાનાક પંડિત નાગરબ્રાહ્મણ હતો. તે નાનાકે સોમનાથ પાટણમા સરસ્વતીનું મંદિર બંધાવ્યું હતું. તેના બે લેખો ઇ. સ. ૧૨૭૨ ના પ્રાપ્ત થયા છે (ત્રિમાસિક પુ. ૪, અં. ૪. પૃ. ૮૪–૮૮). તે લેખોમાં નાના કના પૂર્વજોને ચાલુક્ય રાજાએ ગુંજા ગામ આપ્યાનું, નાનકને વિશલદેવે બગસરા ગામ તથા માંગરોળનો ચોથહક આપ્યાનું. તેના પ્રત્યુપકારમા તે નાનાક વિશલદેવનુ દર અમાવાસ્યાને દિવસે શ્રાદ્ધ કરતો હતો તે વિષેનુ તથા સોમનાથપાટણમા તેણે એક મંદિર બંધાવીને વિશલદેવની મૂર્તિ પધરાવ્યાનું લખ્યુ છે. આ લેખોમા પણ વિશલદેવે નાગરબ્રાહ્મણોને વિશલનગર આપ્યાનું લખ્યુ નથી, કોઇ જૈન ગ્રંથોમાથી પણ તેવુ વચન નીકળતું નથી. તે સઘળાં કારણોથી ગુજરાતના રાજા વિશલદેવે નાગરબ્રાહ્મણોને વિશલનગર ગામ આપ્યાની હકીકત ખોટી ઠરે છે. નાગરીપ્રચારિણીપત્રિકા (ભા. ૧૫, સંખ્યા ૪–૫, પૃ. ૯૮) માં પૃથ્વીરાજ ચૌહાન નામના વિષયમા લખ્યુ છે કે–સંવત્ ૫૮૬ (ઇ. સ. ૫૩૦) મા અજમેરના ચૌહાન વિશલદેવે ગુજરાતના રાજાને હરાવ્યો અને ત્યા વિશલનગર વસાવ્યું. હરવિલાસ શારદાએ અજમેર નામના ગ્રંથ (પૃ. ૧૫૨) મા લખ્યુ છે કે–ઇ સ. ૧૦૫૩ ની આસપાસમા અજમેરના ચુહાણ રાજા વિશલદેવ ૩ જા એ ગુજરાતના રાજાને હરાવી, ત્યા વિશલનગર વસાવ્યું

ઇ. સ. ૫૩૦ મા ગુજરાતમા ચાવડા વંશનો રાજા ધામડ અથવા રાહડ રાજ્ય કરતો હતો, અને ઇ. સ. ૧૦૫૩ મા સિદ્ધરાજ જયસિંહ રાજા હતો. તે રાજાઓના સમયમા અજમેરના ચુહાણ રાજાઓ સાથે વિગ્રહો થયાનું કઇપણ ઐતિહાસિક પ્રમાણ પ્રાપ્ત થતું નથી. ફેરીસ્તા નામના મુસલમાન ઇતિહાસકારે પોતાના ઇતિહાસમા લખ્યુ છે કે અજમેરના ચુહાણ રાજાએ હિંદુસ્તાનના બીજા રાજાઓની મદદ લઇને મહમુદ ગિઝનીના લાહોરના મુસલમાન સુબાની સાથે યુદ્ધ કરીને તેને ત્યાથી કાઢી કાઢ્યો હતો. તે કાર્યમા ગુજરાતનો રાજા નહિ જોડાયાથી તે ચુહાણ રાજાએ ગુજરાત ઉપર ચઢાઇ કરી તેને હરાવ્યો હતો. આ હકીકત ઇ. સ. ૧૦૪૩ મા બની હતી, એમ ફાર્બસ સાહેબે રાસમાળામા લખ્યુ છે, જ્યારે હરવિલાસ શારદાએ, ઇ. સ. ૧૦૫૩ ની સાલ આપી છે. એ રીતે સાલોની ગડબડ છતા, તે હકીકત પૃથ્વીરાજ રાસાની ફાર્બસ રાસમાળામા આપેલી હકીકતને પુષ્ટિ આપે છે. નાગરીપ્રચારિણીપત્રિકામા જે વિશલદેવે ગુજરાતના રાજાને હરાવ્યાનું લખ્યુ છે, તે વિશલદેવ ૩ જો નહિ પણ વિગ્રહરાજ ૨ જો અથવા વિશલદેવ ૨ જો હતો, એમ હમીર કાવ્ય અને પ્રબંધચિંતામણિ ઉપરથી નક્કી થાય છે. તે ગ્રંથો ઉપરથી જણાય છે કે વિગ્રહરાજ ૨ જા અથવા વિશલદેવ ૨ જાએ ગુજરાતના રાજા મૂળરાજને હરાવ્યો હતો (ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ કૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, પૃ. ૧૬૬) પરંતુ તે વિશલદેવે વિશલનગર તો વસાવ્યુ ન હતું. વિશલનગર વસાવનાર તો લાહોરમાથી મહમદ ગીઝનીના સુબાને કાઢી મુકનાર વિશલદેવ ૩ જોજ હતો. તે વિશલદેવ ૩ જાએ જ વિશલનગર વસાવીને વડનગરના નાગરબ્રાહ્મણોને આપ્યાનું સિદ્ધ થાય છે. વિશલદેવ ૩ જા અને પહેલા ભીમદેવ વચ્ચે તે સમયે સંધિ થઇ હતી. તે સંધિની રૂઇએ ચુહાણ રાજાઓને ત્યાર પછી ગુજરાતના રાજ્યના કોઇપણ ભાગનો કબજો ભોગવટો ન હોવા છતાં, ગુજરાતના

ગામોમા જઇને વસ્યા હતા.[12] ઇ. સ. ના ૧૩ મા સકામા કેટલાક નાગરબ્રાહ્મણો સોમનાથ પાટણમા જઇને વસ્યા હતા. તે સમયે વંથળી, પોરબંદર અને વઢવાણ વગેરે નાના નાનાં

રાજાઓએ વિશલનગર ગામ બ્રાહ્મણોના ભોગવટામાં નિર્વિઘ્ને રેહેવા દીધાનું જણાય છે. ભાટોના ચોપડાઓમા ગુજરાતના વાઘેલા રાજા વિશલદેવે વિશલનગરનો કિલ્લો સમરાવ્યાનું લખ્યું છે, તે હકીકત પણ ખોટી માનવાનું કારણ નથી. તેણે વિશલનગરનો કિલ્લો સમરાવ્યો હશે અને તેમ કરીને ત્યાંના નાગરબ્રાહ્મણોને અભય આપ્યું હશે. કાલાન્તરે અજમેરનો ચુહાણ વિશલદેવ જનસમૂહના સ્મરણપટ ઉપરથી ખશી જઇને આ વાઘેલા વંશનો વિશલદેવ સ્થાપિત થયો હોય, એમ જણાય છે. અને તેજ કારણથી વાઘેલા વંશના રાજા વિશલદેવ પછી લગભગ પાચસેં વર્ષો પછી થઇ ગયેલ વલ્લભ કવિએ અજમેરના ચુહાણ વિશલદેવનો તે વૃત્તાત ગુજરાતના વિશલદેવમા આરોપિત કર્યાનું જણાય છે.

શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે નાગરસંકીર્ત્તન નામના ગ્રથમા લખ્યું છે કે તેજ રાજાએ કેટલાક નાગરબ્રાહ્મણોને ચિત્રકૂટપટી ગામ આપ્યું, તેઓ ચિત્રોડા, પ્રશ્નિપુર આપ્યુ, તેઓ પ્રશ્નોરા, કૃષ્ણોર આપ્યું, તે કૃષ્ણોરા અને રૈવાતટ ઉપર ષટ્પદ્ આપ્યું, તેઓ સાઠોદરા કેહેવાયા. ( ગુજરાતના બ્રાહ્મણો, પૃ. ૮ ) પરંતુ તે હકીકતને પણ ઐતિહાસિક પ્રમાણ નથી. ચિત્રકૂટ ઉપરથી ચિતોડ નામ પડ્યું હોય તો ચિત્રકૂટા નામની ઉપજાતિ તે પૂર્વે ઘણા વર્ષો અગાઉથી અસ્તિત્વમા આવી હતી. પ્રશ્નોરાઓને પ્રશ્નિપુર ગામ આપ્યાનું કહેવામા આવે છે, તો તે નામના કોઇપણ ગામનો પત્તો મળતો નથી. પ્રશ્નોરાની ઉત્પત્તિના સંબંધમા એક દતકથા ચાલે છે, તે નોધી રાખવા યોગ્ય છે. પૂર્વે અહિચ્છત્રથી એક બ્રાહ્મણ પ્રવાસાર્થે નીકળતા માર્ગમા એક બ્રાહ્મણને ઘેર ઉતર્યો. રાત્રીએ એક રાક્ષસ તે બ્રાહ્મણના ઘરમા આવીને તેના એક બાળકને ઉપાડી ગયો. અહિચ્છત્રથી આવેલા બ્રાહ્મણે પોતાના મંત્રબળથી તે પિશુન ( દુષ્ટ ) ને બાળક સહિત પોતની પાસે ખડો કર્યો. તે ઉપરથી ત્યાર પછી તે બ્રાહ્મણ અને તેના વંશજો પિશુનહર કેહેવાયા. પિશુનહર ઉપરથી કાલાન્તરે પ્રશ્નોરા કેહેવાયા. ( પંડિત હરિકૃષ્ણશાસ્ત્રીપ્રણીત બ્રાહ્મણોત્પત્તિમાર્તંડ, પૃ. ૨૬૦ ). આ દતકથા ઉપરથી પણ પ્રશ્નોરાની ઉત્પત્તિ સંબંધમા કંઈ પ્રકાશ પડતો નથી. વડનગરાદિ છ ભેદો પડ્યા પેહેલા જે વિભાગો થઇ ગયા હતા, તેમા એક વિભાગનું નામ પિષ્ટયા હતું. કદાચ તે પિષ્ટયા તેજ પિશુનહર અને તેજ જ્યોતિ શાસ્ત્રનો અભ્યાસ કરવાથી પ્રશ્નોરા કેહેવાયા હશે.

૧૨ વલ્લભ કવિએ નૃસિંહ મહેતાના પુત્ર શામળદાસનો વિવાહ રચ્યો છે, તેમા વડનગર સંવત્ ૧૨૭૨ ( ઇ. સ. ૧૨૧૬ ) મા ભાગ્યુ અને તે સમયે ત્યાથી નાગરો નાશીને કાઠિયાવાડમા ગયા, એમ લખ્યું છે ( ત્રિમાસિક પુ. ૮, અં. ૪, પૃ. ૧૩૯ ). પંડિત ગગાશકર પચોલીકૃત નાગરોત્પત્તિમા સવત્ ૧૨૯૨ ( ઇ સ. ૧૨૩૬ ) ની સાલ આપી છે. ( પૃ ૬૪ ) પરતુ ઇ. સ ૧૨૧૬ મા અથવા ૧૨૩૬ મા ગુજરાતમા સોળકી રાજા બીજો ભીમદેવ રાજ્ય કરતો હતો. તેના સમયમા કુતબુદ્દિને ઇ સ. ૧૧૯૬ મા આબુથી પાટણ સુધીનો ગુજરાતનો મુલક લુટી ઉજડ કર્યો હતો. ( ગોવિદભાઇ હાથીભાઇ દેશાઇકૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, પૃ ૨૩૯ ) ત્યાર પછી ઇ. સ, ૧૨૯૭ મા અલ્લાઉદ્દિન ખીલજીએ ગુજરાત ઉપર ચઢાઈ કરી ત્યાં સુધી કોઇએ કઇ હરકત કરી નથી. તેથી ઇ. સ, ૧૧૯૬ મા કુતબુદ્દિને જ વડનગરનો નાશ કર્યાનુ સિદ્ધ થાય છે.

રાજ્યો અસ્તિત્વમા આવ્યા હતા. તત્કાલીન શિલાલેખો અને બીજા લેખો ઉપરથી જણાય છે કે–તેવા નાનાં રાજ્યોમા પણ તેઓનું પ્રાધાન્ય સારી પેઠે હતું. આ અરસામા નાગરોને મેવાડના રાણાઓનો પણ આશ્રય મળ્યાનું જણાય છે.[૧૩]

આ સમયાન્તરમા નાગરોએ માત્ર રાજ્યકાર્યમા તથા રણસંગ્રામમા જ પોતાની કીર્ત્તિપ્રભા ઝળકાવી છે, એટલુ જ નહિ, પણ સંસ્કૃતવાઙ્મયની શ્રીવૃદ્ધિ કરવામા પણ બહુ ઉપયોગી ભાગ લીધો છે. નાગરીલિપિનો પ્રકાશ અને પ્રચાર કરનારા જેમ નાગરો હતા, તેમ વૈદિક સાહિત્યનો પણ ભાષ્ય અને ટીકા રચીને પ્રથમ પ્રચાર કરનારા નાગરો જ હતા. ઇ. સ. ના ૧૧ મા સૈકામા આનંદપુરના બ્રાહ્મણ ઉવ્વટે માળવાના રાજા ભોજના આશ્રય નીચે રહીને વેદ અને વેદાંગો ઉપર પ્રથમ ભાષ્યો કર્યાં હતા. તેજ અરસામાં દ્યાદ્વિવેદીએ પણ ઋગ્વેદ ઉપર નીતિમંજરી નામનું વાર્તિ અને નીતિમંજરી નામનો નીતિશાસ્ત્રનો સ્વતંત્ર ગ્રંથ રચ્યો હતો. તે સિવાય મહાદેવ, લક્ષ્મીધર, માધવભટ્ટ, વિનાયકભટ્ટ, અનંતદેવ વગેરેએ વેદવેદાંગના ભાષ્યો રચવા ઉપરાંત સંસ્કૃત સાહિત્યના અને જ્યોતિષ્‌ના ગ્રંથો રચ્યા હતા. ઋગ્વેદની શાખાયનશાખા તો નાગરોમા જ પ્રચલિત છે. શાખાયનબ્રાહ્મણ ઉપર વિનાયકભટ્ટે જે ભાષ્ય રચ્યુ છે, તે હજુ પણ વિદ્વાનોમા પ્રમાણિક ગણાય છે. ઇ. સ. ના ૧૩ મા સૈકામા સોમેશ્વર અને નાનક નામના રાજકવિઓએ ગુજરાતના રાજા વીરધવલ અને વિશલદેવની રાજસભા ગજાવી મુકી હતી. તે સમયમા એટલે ધોળકાના તેમજ ગુજરાતના રાજા સારંગદેવના સમયમા ધોળકાનિવાસી નાગરબ્રાહ્મણ ચંડુપંડિતે નૈષધકાવ્ય ઉપર વર્તમાન પ્રસિદ્ધ ટીકાઓમા સૌથી પ્રથમ ટીકા લખી હતી. તેજ ચંડુપંડિતે ઋગ્વેદ ઉપર પણ સ્વતંત્ર ટીકા લખી છે.[૧૩]

ચૌદમા સૈકાથી મુસલમાનોનું ગુજરાતમા રાજ્ય થયું, ત્યારથી મુસલમાન સુબાઓએ તથા સુલતાનોએ નાગરો ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખી, તેઓને રાજ્યના મોટા મોટા હુદ્દાઓ આપ્યા છે ઇ. સ. ૧૩૪૭ મા મહમદ તઘલખ જ્યારે કાઠિયાવાડની જીત કરવા નીકળ્યો, ત્યારે વડનગરથી નાગરગૃહસ્થ હરિશંકર ઇશ્વર જે ભાવનગરના સુપ્રસિદ્ધ દાસ અને દેસાઈ કુટુંબનો પુર્વજ હતો, તે તેની સેનામા હતો. મહમદ તઘલખે મોખડાજી ગોહેલ પાસેથી ગોઘા અને પીરમ જીતી લીધા, ત્યારે તે હરિશંકરે બહુ પરાક્રમ કર્યું હતું. તેના બદલામા બાદશાહે તેને ગોઘામા દેશાઇગિરિ અને જાગીર તથા ગુંદીબંદરનો હક ઇનામમા આપ્યો હતો.[૧૪] ઇ. સ. ૧૩૮૪ મા જૂનાગઢની દક્ષિણે કોડીનાર પાસેના પ્રદેશ ઉપર વાળા જાતિનો રાજા રાજ્ય કરતો હતો. તેના મંત્રીઓ માધવ અને તેનો પુત્ર ધાધ કરીને હતા. તે સમયે નાગરસ્ત્રીઓ સંગીતવિદ્યામા કેટલી બધી કુશલ તેમજ ઇશ્વરભક્તિમાં કેટલી બધી પરાયણ હતી, તે બાબતમા તે ધાધની હાંસુ અને જસુ નામની બે પુત્રીઓના સંબંધમા લખાયેલી પ્રશસ્તિ ઉપરથી માલુમ પડે છે.[૧૫] ઇ. સ. ૧૪૧૭ મા જૂનાગઢના રાજા રાજ્યસિંહનો મંત્રી સિંહ નામનો હતો.[૧૬]

---

૧૩ ઇ સ ૧૨૮૬ ના મેવાડના રાણા અમરસિંહનો આબુપર્વત ઉપર અચળેશ્વર મહાદેવની પ્રશસ્તિનો રચનાર ચિત્રકૂટ ( ચિતોડ ) નો રહેવાસી નાગરબ્રાહ્મણ પ્રિયપટુનો પુત્ર વેદશર્મા હતો ( ભાવનગર ઇન્સ્ક્રીપ્શન્સ, પૃ. ૮૪ )

૧૪ બુદ્ધિપ્રકાશ પૃ. ૬૨, અ ૧૫ પૃ. ૩૫૧,

૧૬ मन्त्रिबांधमकरध्वजमिश्राकेलतीव किक किलहणदेवी ॥

ઇ. સ. ના ૧૫ સૈકાએ દિગન્તરપ્રસિદ્ધ જૂનાગઢના પરમ ભક્ત અને ગુજરાતિ ભાષાના આદિ કવિ નરસિંહ મેહેતા અને નાગરોળના પરમ ભક્ત પર્વતદાસ જેવાને જન્મ આપી સૌરાષ્ટ્ર દેશને બહુ પવિત્ર કર્યો હતો. આ બન્ને કાકા ભત્રીજાઓએ સૌરાષ્ટ્રમા શુદ્ધ વૈષ્ણવ ધર્મનો પ્રકાશ અને પ્રચાર કર્યો હતો. ઇ. સ. ૧૪૪૦ મા વડનગરમા નાગરોની સ્થિતિ બહુ વિભવશાલી હતી નરસિંહ મેહેતાના પુત્ર શામળદાસનો સસરો મદન મેહેતો ગુજરાતના સુલતાન પેહેલા અહમદશાહ તરફથી વડનગરનો મુખ્ય અમલદાર હતો[૧૭]

તેજ સમયમા એટલે ઇ. સ. ના ૧૪ મા અને ૧૫ મા સૈકામા ધરણીધરે પાણિનિ શિક્ષા નામનો સ્વતંત્ર ગ્રંથ રચ્યો, અને તે કામશાસ્ત્ર અને શ્રીકંઠે યોગસિદ્ધિ નામના વૈદક ગ્રંથ ઉપર ટીકા લખી. પરંતુ પંદરમા સૈકામા નાગરોની કીર્તિને અમર કરનાર મહાદેવનો પુત્ર દેવયાજ્ઞિક થઇ ગયો છે. દેવયાજ્ઞિકે કાત્યાયનકલ્પસૂત્ર ઉપર જે ભાષ્ય રચ્યુ છે, તે ભાષ્ય તે ગ્રંથ ઉપર રચાયેલા બીજાં સઘળા ભાષ્યો કરતા આજે પણ વિદ્વાનોમા વધારે પ્રમાણિક ગણાય છે. તેણે તે ભાષ્ય સિવાય શ્રૌતસ્માર્તકર્મના અન્ય અનેક સ્વતંત્ર ગ્રંથો રચ્યા છે

નરસિંહ મેહેતાના શામળદાસનો વિવાહ નામના કાવ્ય ઉપરથી જણાય છે કે ઇ. સ. ના ૧૫ મા સૈકામાં વડનગર જેનું મૂળ નામ આનંદપુર અથવા નગર હતું, તે બદલાઇને વડનગર નામ પડ્યુ હતું અરસામા નાગરો ગુજરાતના નાના રાજયોમા જઇને રહ્યા હતા. છતા વડનગરની જાહોજલાલી જરાપણ ઓછી થઇ ન હતી. ઇ. સ ના ૧૫ અને ૧૬ મા સૈકામા થઈ ગયેલા અચલદ્વિવેદી અને નારાયણના ગ્રંથો ઉપરથી જણાય છે કે વડનગરના નાગરો વેદવિદ્યામા કુશલ હતા, એટલુજ નહિ પણ શ્રૌતાસ્માર્તકર્મના અનુષ્ઠાનમા એટલા બધા ચુસ્ત હતા કે આખુ વડનગર યજ્ઞના ધુમ્રથી જ છવાયેલુ રેહેતું હતું, કેટલાક નાગરો તો યોગના પણ સંપૂર્ણ અભ્યાસી હતા અને યોગદ્વારાએ અપૂર્વ સિદ્ધિઓ મેળવતા હતા. ઈ.સ. ૧૫૨૦ મા ચિતોડના રાણા સંગે વડનગરના નાગરોની સમૃદ્ધિથી લોભાઇને તે શેહેર લુટવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ નાગરોના બ્રહ્મતેજથી અંજાઇ જઈ વડનગરને ન લુટતા વિશલ નગર લુટયુ હતું[૧૮] ઇ. સ. ૧૫૨૬ મા જૂનાગઢના મુસલમાન સુબાના મંત્રીઓ કૃષ્ણદાસ અને તેનો પુત્ર સોમનાથ હતા.[૧૯] ઇ. સ. ૧૫૪૪ મા રાજપીપળાના ગોહિલ રાજા પૃથુ-રાજનો મંત્રી વચ્છત્રવાડી હતો. ઈ. સ. ૧૫૭૨–૭૩ મા અકબર બાદશાહ જયારે ગુજરાત જીતવા આવ્યો હતો ત્યારે ગોઘાના નાગરગૃહસ્થ શિવદાસના પુત્ર સોમજી દેશાઇએ શીહો-રના ગોહીલ રાજા અને બાદશાહ વચ્ચે સમાધાની કરાવી, ગોઘાબંદર બાદશાહને અપાવ્યું હતું. તેના બદલામા બાદશાહે સોમજી દેશાઇની દેશાઇગિરિ વધારી આપી કેટલાક ગામો ઇના મમા આપ્યા હતા પરંતુ તે અરસામા નાગરોનો ખરો પ્રભાવ તો ક્ષાત્રતેજમાં નહિ પણ

गीतवाद्यरतिनर्त्तनदक्षे द्वे सुते जनयति स्म सुरूपे ॥ ३ ॥
हांसूजासूसंज्ञिते द्वे भगिन्यौ वापीमेतां कारयामासतुस्ते ॥
जाने रंभा मेनका नाकलोकात् श्रीसोमेशं सेवितुं भूमिमास्ते ॥

૧૭ મદન મેહેતો વડનગરમા રેહે, અધિપતિ રાયનો કહાવે નામી નૃસિંહ મેહેતા કૃત કાવ્યસંગ્રહ પૃ ૭૮

૧૮ મીરાતે સીકંદરીનું અંગ્રેજી ભાષાન્તર, પૃ ૧૧૦

૧૯ ઉનાના મોટા તલાવનો શિલાલેખ, ત્રિમાસિક, પુ. ૫ અ. ૩, પૃ. ૫૪

બ્રહ્મચર્યસમા જ ઝળકી રહ્યો હતો સ્માર્તકર્મના નિબંધો રચનાર અચલાદ્વિવેદી, કાત્યાયન, શુલ્વસૂત્ર ઉપર ટીકા લખનાર રામચંદ્ર યાજ્ઞિક, શ્રૌતસ્માર્ત કર્મોના ગ્રંથો ઉપર ભાષ્યો લખનાર વિશ્વનાથ, શાંખાયન ગૃહ્યસૂત્રની ટીકા લખનાર નારાયણ, વેદ વેદાંગો ઉપર ભાષ્યો લખનાર તથા મંત્રશાસ્ત્રના ગ્રંથો લખનાર મહીધર અને વૈદ્યક ગ્રંથ લખનાર તે મહીધરનો પુત્ર કલ્યાણજી વગેરે થઈ ગયા છે. નારાયણે ગૃહ્યદીપક નામના ગ્રંથમા પોતાના વંશનો ઇતિહાસ લખતા લખ્યું છે કે–તેના પૂર્વજો ગુજરાતમા શ્રીપાલક્ષા ગામમા રહેતા હતા. મૂળ પુરૂષ ચંડાશુના પુત્ર વામનના આખા કુટુંબનો મુસલમાનોએ નાશ કરવાથી તે ( આશરે ઇ. સ. ૧૪૬૦ મા ) નાગપુર રહેવા ગયો હતો, અને ત્યા કોઇ નાગર કન્યા સાથે તેણે લગ્ન કર્યાં હતા. વામનનો પ્રપૌત્ર નીલકંઠ મદ્રાસ ઇલાકામા રવિપુર ગામમા રહેવા ગયો હતો અને ત્યાના તૈલિંગ બ્રાહ્મણો પાસેથી વેદાભ્યાસ કર્યો હતો. આ ઉપરથી તે અરસામા નાગરો મધ્ય પ્રાંતમા અને મદ્રાસ ઇલાકામા જઇને વસ્યા હતા, એમ સાબીત થાય છે. તે સમયમા રજપુતાના ગામ જાલોરના નિવાસી પદ્મનાભે ગુજરાતિ ભાષામા કહાનડે પ્રબંધ નામનું કાવ્ય લખ્યું છે

ઇ. સ ના ૧૭ મા સૈકામા નાગરોને મુગલ બાદશાહ જહાંગીરનો અને ઉદેપુરના રાણાનો આશ્રય મળ્યો હતો. ઇ સ. ૧૬૨૭ મા ત્રવાડી શ્રીરામ નામનો નાગરગૃહસ્થ સુરતના નવાબનો મહા મંત્રી હતો. પરંતુ નાગરોનો ખરો ઇતિહાસ તો ઈ સ. ૧૮ મા સૈકાથી પ્રકાશમા આવ્યો છે. ઇશ્વરદાસ નામના પાટણના નાગર ગૃહસ્થે દિલ્હીના બાદશાહ ઔરંગઝેબનો સંપૂર્ણ વિશ્વાસ મેળવ્યો હતો. ઔરંગઝેબે જોધપુર ખાલસે કર્યા પછી તે પ્રગણાનો તેને મુલ્કી અધિકારી બનાવ્યો હતો. છતા બાદશાહના કટ્ટા શત્રુ દુર્ગાદાસ રાઠોડની પણ તેના ઉપર તેટલી જ મમતા હતી. ઇશ્વરદાસે દુર્ગાદાસ રાઠોડની બાદશાહ સાથે સુલેહ કરાવી હતી તેની સેવાથી પ્રસન્ન થઇને બાદશાહે તેને ૨૫૦ સ્વારોનો મનસબ બનાવ્યો હતો. વૃદ્ધાવસ્થામા વાનપ્રસ્થાશ્રમ ગાળતા ઇશ્વરદાસે ઔરંગઝેબ બાદશાહની કારકીર્દિનો ફારસી ભાષામા એક અત્યુત્તમ ઇતિહાસ બનાવ્યો છે.

ઔરંગઝેબ બાદશાહના મૃત્યુ પછી મુગલાઇ છિન્નભિન્ન થવા લાગી હતી. એક પછી એક દિલ્હીના બાદશાહો નિર્બળ આવતા જવાથી તેઓના સરદારો સ્વતંત્ર થઇ જતા હતા. તેવામા નાગરોએ પડી ભાગતી બાદશાહીને પોતાથી બનતો ટેકો દઇને એટલી બધી નિમકહલાલી બતાવી હતી કે મુસલમાન ઇતિહાસકારોએ તેઓની મુક્ત કંઠે સ્તુતિ કરી છે. ઇ. સ. ૧૭૧૪ મા ફરૂખશીયર બાદશાહે કાશીનિવાસી ભવાનીશંકરને આગ્રાનો ફોજદાર નીમ્યો હતો. આ સમયે ગુજરાતમા પણ બાદશાહ તરફના સુબાઓ અંદર અંદર કલહ કરતા હતા. મરેઠાઓ તે સંધિનો લાભ લઇને ગુજરાત પચાવી પડવાને પ્રયત્ન કરવા લાગ્યા. તે કારણથી નાગરોને બુદ્ધિબળ અને શરીરબળ બતાવવાની ભારે તક મળી ગઇ. તે સમયમા કેટલાક નાગરો મુસલમાન સુબાઓની નોકરીમા અને કેટલાક નાગરો મરેઠાઓની નોકરીમા જોડાયા. ઇ સ. ૧૭૧૫ મા દીલ્હીના બાદશાહના મોટા અધિકારી મીર ઇસ્માલના ખાનગી કાર્યભારી ભવાનીદાસને પિલાજી ગાયકવાડે મંત્રી અને સેનાપતિ નીમ્યો હતો. મુસલમાન સુબાઓ સામે લડવામા તેમજ કાઠિયાવાડમા ગાયકવાડની સત્તા સુસ્થાપિત કરવામા તેણે જે રણશૌર્ય અને રાજનીતિ કુશલતા દર્શાવી હતી, તેના

બદલામાં ગાયકવાડે તેને રૂ. ૬૦૦૦૦ ) ની વતનદારી કાઠિયાવાડમા અમરેલી વગેરે ગામોમા આપી હતી. પરંતુ ઇ. સ. ના ૧૮ મા સૈકામા નાગરજ્ઞાતિનો હિંદુસ્થાનના ઇતિહાસમા ઉજ્જવળ યશ અમર કરી જનારા તો માગરોળના નાગરો છબીલારામ, તેના ભાઇ ગિરધર બહાદૂર અને છબીલારામના પુત્ર દયાબહાદૂરજ હતા. ઇ.સ. ૧૭૧૦–૧૧ મા છબીલારામનો ભાઇ દયાળ બહાદૂર દિલ્હીના બાદશાહ બીજા બાહાદૂરશાહના અમીર અઝીમ ખુરાશાનનો મુલ્કી અધિકારી નીમાયો હતો. બહાદૂરશાહના પુત્ર ફરૂખશીયરને દિલ્હીની ગાદી લેવામા દયાળબહાદૂરના ભાઇ છબીલારામે મદદ કરવાથી તેણે તેને પાચ હજારી સેનાનો મનસબ બનાવી આગ્રા અને અયોધ્યાની સુબાગિરિ આપી હતી મહમદશાહ બાદશાહના વખતમા નિઝામ–ઉલમુલ્ક બાદશાહની સામે બંડ ઉઠાવીને દિલ્હી લેવાને આવતો હતો, ત્યારે રજપૂતાનાના રાજાઓની એકત્ર સેનાઓની સરદારી લઇને છબીલારામ તેની સામે થયો હતો. બાદશાહ મહમશાહે તેને તે ઉપરથી રાજાબહાદૂરનો ઇલ્કાબ આપ્યો હતો, અને તેની સલાહથી હિંદુઓ ઉપરથી ઝઝીયા વેરો કાઢી નાખ્યો હતો. ( ઇ. સ. ૧૭૧૯ ). માળવાના મુસલમાન સુબાએ ત્યા ગેરવ્યવસ્થા કરી નાખવાથી બાદશાહે છબીલારામના ભાઇ ગિરિધર બહાદૂરને માળવાનો સુબો બનાવી મોકલ્યો હતો. તે પ્રસંગે તેણે ઉજ્જયિનીની ફરતો મજબૂત કિલ્લો બંધાવ્યો અને મરેઠા સરદારો ચિમનાજી પંડિત અને ઉદાજી પરમારનો પરાભવ કર્યો. ફરીથી હોલ્કરની સામે લડતા તેણે પોતાના સ્વામી માટે રણસંગ્રામમા પ્રાણાર્પણ કર્યું હતું. તેની જગોએ બાદશાહે છબીલારામના પુત્ર દયાબહાદૂરને મોકલ્યો. નિઝામ–ઉલ–મુલ્કની ઉશ્કેરણીથી મરેઠાઓએ માળવા જીતી લેવાને પુનઃ ભગીરથ પ્રયત્ન કર્યો; માળવાના સઘળા તાલુકદારોને લાલચ આપી પોતાના પક્ષમા લીધા, અને રાજા દયાબહાદૂર ઉપર પણ તે યુક્તિનો પ્રયોગ કરતા જ્યારે ફાવ્યા નહિ ત્યારે બાજીરાવ પેશ્વા અને હોલ્કર પોતે પ્રચંડ સેના લઇને માળવા ઉપર ચડી આવ્યા. માળવાના તાલુકદારો ફરી બેઠા હતા, અને રાજા દયાબહાદૂરે દિલ્હીથી વધારે લશ્કરની મદદ મગાવ્યા છતા, તે મદદ તેને આવી ન હતી, છતા માત્ર ૨૦૦૦ સૈનિકો સાથે તે મરેઠાઓની ભારે સેના સામે ધાર અને અંજાર વચ્ચે તર્લા ગામ પાસે પર્વતોની તળાટીનો માર્ગ રોકીને અડગ ઉભો રહ્યો, અને મરેઠાઓ સામે થર્મોપલીના જેવુ ઉગ્ર યુદ્ધ કર્યું. મરેઠાઓ અસંખ્ય સેના છતા જ્યારે ફાવ્યા નહિ, ત્યારે કોઇ નિમકહરામ તાલુકદારે પર્વતની પાછળથી જવાનો માર્ગ બતાવતા મરેઠાઓનું ૧૨૦૦૦ યોદ્ધાઓનું સૈન્ય દયાબહાદૂરની પછવાડે મેદાનમા આવી, તેને ઘેરી લીધો. છતા પણ પોતાના સઘળા માણસો કપાઇ જતા સુધી આ શુરવીર નાગરવીરે સ્પાર્ટનવીર લીયોનીડાસની પેઠે રણસંગ્રામમા ઝઝુમીને છેવટે પોતાના રાજાને માટે પોતાના કાકાની માફક તેજ સ્થળે પોતાના પ્રાણની આહુતિ આપી

મરેઠાઓ આ વિજયથી ઉત્તેજિત થઇને ગુજરાતના ગામો લુટવા લાગ્યા. ઈ. સ. ૧૭૨૫ મા મરેઠા સરદાર અંતાજી ભાસ્કરે ઇડર તરફથી આવીને વડનગરને ઘેરો ઘાલ્યો. ત્યાના શ્રીમંત નાગરોએ ગુજરાતના સુબા સરબુલંદખાનની મદદ માગવા છતા, તેણે મદદ નહિ આપ્યાથી મરેઠા સરદારને ચાર લાખ રૂપીઆ આપી પાછો કાઢયો. તે સમયે સુરતના નવાબ રૂસ્તમઅલી પાસે કૃપાશંકર નામનો સેનાપતિ હતો તેણે મરેઠા સરદાર કંતાજી કદમબાંડેને સુરત આગળ હરાવ્યો હતો. કંતાજી કદમબાંડેએ તેનું વેર લેવાના ઇરાદાથી ઇ સ. ૧૭૨૬ મા વડનગરને ફરી ઘેરો ઘાલ્યો, નાગરોનો પરાજય કર્યો, વડનગર લુટયુ અને બાળી નાખ્યું.

નાગરી મરેઠાઓના ત્રાસથી નાશીને કાઠિયાવાડ અને ગુજપૂતાનામાં ગયા. થોડા ઘણા ત્યાં રહ્યા, તેઓને પણ મરેઠાઓએ જંપીને બેસવા દીધા નહિ. ઇ સ. ૧૭૩૫ મા તેજ કુતાજી અને હોલ્કરે મળીને દાતા ગામ લુંટ્યું. દાતામાં વડનગરા નાગરો રહેતા હતા, તેઓ ડુંગરોમા નાશી જતા હતા, તેઓને પણ મરેઠાઓએ માર્ગમા પકડી પાડી લુટી લીધા. આ બનાવથી વડનગર નાગરોથી ખાલી થઇ ગયું, અને ફરીથી તેમા તેઓનો જમાવ થવા પામ્યો નથી.

એક તરફ પેશવાના સરદારે અને હોલ્કરે નાગરોની પાયમાલી કરી નાખી, ત્યારે બીજી તરફ ગાયકવાડે તેઓની ખરી કિમ્મત પીછાની હતી. ઇ સ. ૧૭૪૦ ના અરસામા જૂના ગઢના નાગરગૃહસ્થ ભાણજીભાઇ દામાજી ગાયકવાડના મ ત્રી અને મુખ્ય સલાહકાર હતા. ભાણજીભાઇએ સન્યસ્ત ધારણ કરી નોકરીનુ રાજીનામું આપ્યાથી તેની જગ્યાએ ગાયકવાડ સરકારે ગોઘાભાવનગરના દાસકુટુંબના મૂળ પુરૂષ રણછોડદાસને નીમ્યા. ઈ સ ૧૭૬૮ મા દામાજી ગાયકવાડનું મૃત્યુ થયા બાદ ગાદીને માટે ઉઠેલી ખટપટમા રણછોડદાસ દામાજીના ખરા વારસ ફતેહસિંહજીના પક્ષમા રહ્યા અને તેઓને ગાદી અપાવવામા સફળ થયા. ફતેહ સિંહ ગાયકવાડને અંગ્રેજ સરકાર સાથે પણ વૈમનસ્ય થયુ હતું, તેનું પણ તેઓએ ઉભયપક્ષના વિશ્વાસથી સમાધાન કર્યું હતું. તેજ અરસામા જૂનાગઢમા જગન્નાથ ઝાલા દીવાનપદે હતા, જેઓની સેવાના બદલામા નવાબ સાહેબે તેઓને એક ગામ ઇનામમા આપ્યુ હતું.

અરાઢમા સૈકામા હિંદુસ્થાનના ઇતિહાસમા નામ અમર કરી જનારા જેમ રાજા છબીલરામ અને તેઓના ભાઇ તથા પુત્ર થઇ ગયા, તેમ તેજ સમયાન્તરમા જૂનાગઢના રાજ્યમા અમરજી દીવાન અને તેઓના પુત્ર રણછોડજી દીવાન તથા ભાવનગરના રાજ્યમા રૂપજી દેસાઇ અને સોમજી દેસાઇ થઈ ગયા છે. અમરજી દીવાને બાખીકુળનો પ્રતાપ આખા કાઠિયાવાડ ઉપર વિસ્તાર્યો, ત્યારે રૂપજી દેસાઈ અને સોમજી દેસાઇએ ભાવનગરના રાજા વખ્તસિંહજીની સેવામા રહીને ભાવનગરના રાજ્યનો પૂરેપૂરો વિસ્તાર કર્યો હતો.

ઇ. સ. ના ૧૮ મા સૈકાના ઉત્તરાર્દ્ધમા ખંભાતના નવાબ મોમીનખાનનો દીવાન અને સેનાપતિ શંભુરામ કરીને હતો. શંભુરામની સ્વામીભક્તિ, વીરતા અને રાજકાર્યદક્ષતા રાજા દયાબહાદૂરથી ઉતરે તેવા ન હતાં. મોમીનખાનને એક તરફથી મુસલમાન સરદારો સામે અને બીજી તરફથી મરેઠાઓ સામે ટક્કર ઝીલવાની હતી. સ્થાયી રાજસત્તાના અભાવે કોળીઓ અને ભીલોનો ઉપદ્રવ પણ અસહ્ય થઇ પડયો હતો. મોમીનખાને શંભુરામની મદદથી જ અમદાવાદ સર કર્યું અને ત્યાના વસંદા લોકોને મેહેવાસીઓના ત્રાસથી મુક્ત કર્યા તેવામા બાલાજીરાવ પેશવાએ સદાશિવ રામચંદ્રને અને દામાજી તથા ખંડેરાવ ગાયકવાડને અમદાવાદ તાબે કરવા મોટી સેના સાથે મોકલ્યા, તેઓએ અમદાવાદને ઘેરો ઘાલ્યો અને આખા વર્ષ સુધી છુટક છુટક યુદ્ધો કર્યા છતા જ્યારે તેઓના સઘળા પ્રયત્નો નિષ્ફળ થયા, ત્યારે શંભુરામને ફોડવાનો પ્રયત્ન પણ અજમાવી જોયો. શંભુરામમા ખરૂં નાગરત્વ હતું. તે જાણતો હતો કે મોમીનખાનના લશ્કરનો મોટો ભાગ નાશ પામ્યો છે, ભુખમરાથી અવશિષ્ટ સેનામા તેમજ શેહેરની વસ્તિમા સપૂર્ણ અસતોષ ફેલાયો છે, છતા તે સ્વામીભક્તિમાથી અને કર્તવ્યપણામાંથી જરા પણ વિચલિત થયો નહિ. મરેઠાઓની અધમ માગણીના પ્રત્યુત્તરમાં તે કિલ્લામા રહેલા લશ્કરને લઇને એકદમ બહારનીકળી પડયો અને મરેઠાઓ ઉપર અકસ્માત્ ધસારો કર્યો. તેની આવી શુદ્ધ નિષ્ઠાથી ઇશ્વરે તેને તે સમયે તો વિજય આપ્યો ખરો.

પરંતુ અંતે મરેઠાઓની પ્રચંડ સેના સામે તેનાથી વધારે વખત ટકી શકાયું નહિ. મોમીંખાન પણ નિરાશ થઇ ગયો અને અમદાવાદ તેમજ શંભુરામને મરેઠાઓને સોંપી દેવાની શરતે સંધિ કરી. મરેઠાઓ શંભુરામને તથા તેના આખા કુટુંબને કેદી બનાવી વડોદરે લઇ ગયા, ત્યાંથી તેઓને પુને મોકલાવી દીધાં. પુનામાં શંભુરામને પેશવાની મોટી સેનાનો અધિપતિ બનાવી નિઝામની સેના સામે લડવા મોકલ્યો. તેણે તે પ્રસંગે નિઝામની સેના સાથે અનેક યુધ્ધો કર્યાં અને નિઝામે પેશવાના જેટલા કિલ્લા લીધા હતા, તે સઘળા પાછા હસ્તગત કર્યા. આથી પ્રસન્ન થઇને પેશવા સરકારે શંભુરામને મોટા માન સાથે ગાયકવાડના મંત્રી અને સેનાપતિ તરીકે વડોદરે મોકલ્યા. શંભુરામના મૃત્યુ પછી તેના પુત્ર નણુલાલે પણ ગાયકવાડ સરકારના સેનાપતિ તરીકે પોતાના પિતાના જેવા પરાક્રમોથી અક્ષય્ય કીર્તિ સંપાદન કરી છે. અદ્યાપિ પર્યન્ત શંભુરામના વંશજો ઉત્તરોત્તર ગાયકવાડ સરકારની સેવા કરે છે અને ગાયકવાડ સરકારે પણ તેઓના પૂર્વજોએ કરેલી પીછાન કરવામાં કદિપણ વિસ્મરણ કર્યું નથી.

કેટલાક હસ્તલિખિત પુસ્તકો ઉપરથી જણાય છે કે તેજ અરસામાં નાગરોને જયપુરના મહારાજા સવાઈ માધવસિંહનો આશ્રય મળ્યો હતો, અને નાગરો જયપુર તથા અંબરમાં જઇને વસ્યા હતા.[૨૦]

ઈ. સ. ના ૧૭ મા સૈકાથી હિંદુસ્થાનના સાક્ષરોએ સંસ્કૃત ભાષાને વળગી ન રહેતા, માતૃભાષામાં પોતપોતાની કલમનો ઉપયોગ કરવા માંડ્યો હતો. છતા સત્તરમા સૈકામા કાશી નિવાસી દેવભદ્ર પાઠકે તો શ્રૌતસ્માર્ત ગ્રંથો ઉપર અનેક ભાષ્યો અને ટીકાઓ તેમજ વેદાન્તના સુપ્રસિદ્ધ ગ્રંથ, વેદાન્તસાર ઉપર સુબોધિની નામની ટીકા સંસ્કૃતમાં લખી છે. તે સમયે ગુજરાતમાં ખંભાતના નિવાસી શિવદાસ અને વિષ્ણુદાસ, પાટણના નિવાસી વિશ્વનાથ જાની અને સુરતના શિવાનંદ તેમજ કાઠિયાવાડમા દેવીદાસ અને તેના પુત્ર હરિભદ્ર, કાલીદાસ અને ત્રિકમદાસ તથા મનોહર સ્વામી ગુજરાતી ભાષામાં જ્ઞાન, ભક્તિ અને સાહિત્યના રસિક અને લોકપ્રિય કાવ્યો રચીને સંસ્કૃત વિદ્વાનો સાથે સ્પર્ધા કરવા લાગ્યા હતા. જૂનાગઢના રણછોડજી દીવાને તો ફારસી ભાષામાં ઇતિહાસના અને બીજા ઉત્તમ ગ્રંથો રચ્યા છે. પરંતુ અઢારમા સૈકાને કીર્તિપ્રભાવથી જ્યોતિર્મય કરનાર તો સાઠોદરા નાગર દયારામભાઇ જ છે, જેનો વાણીમય અક્ષરદેહ ગુજરાતી ભાષાના અસ્તિત્વ સુધી કદિ પણ નિસ્તેજ થઈ શકે તેમ નથી. તે સમયમા શંભુરામના પુત્ર નણુલાલના પરાક્રમોનો ઝંકાર કરનાર શોભારામ કવિએ અને તેના પૂર્વજ આદિતરામ કવિએ વ્રજભાષામા પ્રતિભાશાલી કાવ્યો રચ્યા છે.

ઇ. સ. ૧૯ મા સૈકામા બ્રિટિશ સરકારની સામ્રાજ્યસત્તા સર્વત્ર સુસ્થાપિત થવા લાગી હતી. જેઓ શસ્ત્રની સાહાય્યથી રણક્ષેત્ર ઉપર આત્મબળની કસોટી કઢાવતા હતા, તેઓને શસ્ત્રો ફેંકી દઇ કલમ ધારણ કરવાની આવશ્યકતા પડી હતી. નાગરો તો પ્રકૃતિએ જ કલમના વિલાસી હતા, એટલે આ શાંતિનો સમય તેઓને પોતાનું ખરૂં સ્વરૂપ-ખરૂં નાગરત્વ દર્શાવવાને માટે બહુ અનુકૂળ થઈ પડ્યો. હિંદુ રાજ્યકાળમા પ્રજા અને રાજા વચ્ચે તથા મુસલમાન અને મરેઠાઓના સંક્ષોભસમયમા નાના નાના દેશી રાજ્યો અને સામ્રાજ્ય વચ્ચે

૨૦ ત્રિમાસિક પુ ૧૦, અં. ૩, પૃ. ૯૩-૯૪.

મધ્યસ્થ રહી, ઉભય પક્ષોનો વિશ્વાસ સંપાદન કરી, ઉભયના હિતો સાચવવામા જેમ તેઓએ પોતાનું બુદ્ધિચાતુર્ય વાપર્યું હતું, અને તેમ છતા પણ પોતાના ગજા માટે-પછી તે સર્વોપરિ સમ્રાટ્ હોય કે નાનામા નાનો તાલુકદાર હોય, તેઓને માટે પણ પ્રાણાર્પણ કર્યું હતું, તેમ કરે અધિક બુદ્ધિશાળી બ્રિટિશ મુત્સદીઓ સાથે નાના મોટા રાજાઓના હિતોનું રક્ષણ કરવામા તેઓને બુદ્ધિયુધ્ધો કરવાના અનેક પ્રસંગો પ્રાપ્ત થયા હતા. ઇ. સ. ૧૮૨૪ ના અરસામાં સિંધિયા સરકારના મંત્રી બળવંતરાય મુનશીએ તેવી જ રીતે તેઓની અમૂલ્ય સેવા કરી હતી, જેના બદલામા તેઓને સાત ગામો ઇનામમા મળ્યા છે, જે હજુ પણ તેઓના વંશજોના કબજા ભોગવટામા છે. ગુજરાત અને વિશેષતઃ કાઠિયાવાડનો તે સમયનો ઇતિહાસ તો નાગરજ્ઞાતિનો જ ઇતિહાસ છે. કાઠિયાવાડના જુદાજુદા દેશીરાજ્યોની જે સ્વતંત્રતા સચવાઇ રહી છે, છિન્નભિન્ન છુટાછુટા રજકણોમાથી જેઓ સંઘરૂપો પ્રાપ્ત કરી જાહોજલાલી ભોગવવાને સમર્થ થયા છે, તે સર્વનું નિમિત્તકારણ નાગરજ્ઞાતિ હતી, એમ કહીએ તો બિલકુલ અતિશયોક્તિ નથી. દેશી રાજ્યોનાં હિતો સાથે નીડરતાથી ચીવટપણે વળગી રહ્યા છતા, તેઓએ બ્રિટિશ સરકારની મમતા અથવા વિશ્વાસમા ખામી આવવા દીધી નથી. કાઠિયાવાડના સંપૂર્ણ અનુભવી પોલીટીકલ એજંટ કર્નલ હંટર સાહેબે એક પ્રસંગે કહ્યું છે કે-"નાગર બ્રાહ્મણો બ્રિટિશ સરકારના એટલા બધા નિકટના સબંધમા આવેલા છે કે તેને લીધે તેઓની બ્રિટિશ રાજ્ય તરફની રાજ્યભક્તિ તદન અડગ જ રહી છે. અને બ્રિટિશ સરકારના આશ્રય નીચે હિંદુસ્થાનની અભિવૃદ્ધિ અને ઉન્નતિ કરવામા તેઓ પોતાથી બનતુ કર્યા વિના રહેશે નહિ."[૨૧]

આ સમયાન્તરમાં જુદા જુદા દેશી રાજ્યોમા અને ખુદ બ્રિટિશ રાજ્યમા એટલા બધા નાગરગૃહસ્થોએ પોતાની પ્રતિભા દર્શાવી છે કે તે સઘળાઓનું દિગ્દર્શન આ સ્થળે કરાવવું, તે અશક્ય જ છે. તેમ છતા કચ્છના રાવને બ્રિટિશ સરકાર સાથે કાયમની મૈત્રી કરાવી આપનાર લક્ષ્મીદાસ દીવાન, જૂનાગઢના અનંતજી દીવાન તથા ગોકુળજી ઝાલા, ભાવનગરના પરમાનંદદાસ તથા આખા હિંદુસ્તાનમા અને હિંદુસ્થાનની બહાર પણ જેઓની અપ્રતિમ કીર્તિ ઝળકી રહી છે તેમજ જેઓને પ્રોફેસર મેક્ષમ્યુલર જેવાએ કાઠિયાવાડના 'મહાન્ વૃદ્ધાત્માનું' ઉપનામ આપ્યું છે, તેવા ગૌરીશંકર ઉદયશંકર ઓઝા, જામનગરના લાલાબુચ તથા મોતીબુચ, ગોંડળ અને વઢવાણનો એકસાથે કાર્યભાર કરનાર દુર્લભજી મૂળશંકર-એઓના નામો તો કચ્છ કાઠિયાવાડના ઇતિહાસમાંથી કદિપણ ભુસાઈ જાય તેવા નથી. ગુજરાતમા દેશીરાજ્યો અને બ્રિટિશ સરકારના વાધાઓનું ઉભયના સંતોષપૂર્વક સમાધાન કરવામા નાગરોએ ઓછો ભાગ લીધો નથી. તે સઘળાઓમા અમદાવાદના સુપ્રસિદ્ધ ભોળાનાથભાઇના પિતા સારાભાઇ અને તેઓના પૂર્વજોએ ગાયકવાડ સરકારની જે અમૂલ્ય સેવા બજાવી હતી, તેનો યોગ્ય બદલો તે સરકાર તરફથી તેઓને મળ્યા વિના રહ્યો નથી. છેવટ ઘણા કટાકટીના મામલામાં ગાયકવાડના રાજ્યહિતનું યથાર્થ સંરક્ષણ કરનાર દીવાન મણિભાઇ જશભાઇની સર ટી. માધવરાવ જેવાએ પણ મુક્ત કંઠે પ્રશંસા કરી છે.[૨૨]

---

૨૧. Journal of the Society of Arts, No 3145, Vol LXI, February 1913, p 402

૨૨ ત્રિમાસિક, પુ ૧૦ અં ૨, પૃ. ૪૦

બ્રિટિશ સામ્રાજ્યનો પાયો દૃઢ થતાની સાથે જ આખા દેશમા શાંતિ પથરાઇ ગઇ હતી. હિંદુઓ અને મુસલમાનો પરસ્પર સ્પર્ધાનો ત્યાગ કરી પ્રાપ્ત સ્થિતિના કારણોનું નિરીક્ષણ કરવા લાગ્યા, અને તેને પરિણામે પ્રવૃત્તિના એકેએક ક્ષેત્રમા જાગૃતિ વ્યાપી ગઇ. બગાળામા રાજા રામમોહનરાયે નવીન યુગની સ્થાપના કરી જે અગ્નિ પ્રકટ કર્યો, તેની જ્વાળા દક્ષિણમા થઇને ગુજરાતમા પણ આવી પોહોચી. ગુજરાતમા સસારસુધારાનો પ્રથમ ઝુંડો ઉઠાવનારાઓમા સુરતના નાગરબ્રાહ્મણ મહેતા દુર્ગારામ મછારામ, કવિ નર્મદાશકર અને મહીપતરામ રૂપરામ હતા. મહીપતરામ રૂપરામે તો જ્ઞાતિભોગ આપીને પણ ગુજરાતિઓને માટે પરદેશના દ્વારો ઉઘાડી નાખ્યા, ભોળાનાથ સારાભાઇએ ઉપનિષદ્ધર્મનો સ્વીકાર કરી સમયને અનુકૂળ વિશુદ્ધ ધર્મનો પ્રચાર કરવા સંપૂર્ણ પ્રયત્ન કર્યો સામાજિક રીવાજોની વિશુદ્ધિ કરવામા રાવ બહાદુર લાલશકર ઉમિયાશકરે પોતાનું નિખિલ જીવન સમર્પણ કર્યું હતું. પરંતુ તે સમયમા બુદ્ધિક્ષેત્રમા પણ નાગરોએ ઓછો ભાગ લીધો નથી ઇંગ્લાડ સાથે નિકટ સંબંધમા આવતા ઇગ્રેજી સાહિત્યનો અભ્યાસ થવા માડયો. તેને પરિણામે દેશીય સાહિત્યમા પણ સસ્કૃતિ થવા લાગી. ગુજરાતિ ભાષામા નવી પદ્ધતિ પ્રમાણે શિષ્ટ ગદ્ય લખવાનો પાયો નાખનાર કવિ નર્મદ જ છે; પ્રથમ કોષકાર તરીકે, પ્રથમ પૌરાણિક કોષ રચનાર તરીકે અને સ્વદેશના પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ સાથે જગતના ઇતિહાસનો પ્રથમ સ્વાદ ચખાડનાર તરીકે કવિ નર્મદાશકરે પોતાનું નામ ગુજરાતિ ભાષામા અમર કરી મુકયું છે. જેમજેમ વખત જતો ગયો, તેમતેમ ધર્મવિચારમા અનેક સંક્ષોભો અને વિપ્લવો થવા લાગ્યા. તેવા સમયમા વેદાન્તનું ખરૂં રહસ્ય ગુજરાતિ ભાષામા ઉતારનાર અને તેને જનપ્રિય કરનાર સાક્ષરવર્ય મનઃસુખરામ સૂર્યરામ અને મણિભાઇ નભુભાઇના નામોમાં હજુ પણ ઉમેરો થવા પામ્યો નથી. તે સાથે સાક્ષરજીવનનું રહસ્ય પ્રકટ કરનાર, તેનુ વિશુદ્ધ સ્વરૂપ પોતાના જીવનથીજ પ્રત્યક્ષ કરી બતાવનાર અને આદર્શનવલગ્રંથાવલીથી આખા હિંદુસ્થાનમા પોતાના કીર્તિકિરણો પ્રકટાવનાર સાક્ષરોત્તમ ગોવર્દ્ધનભાઇનુ નામ પણ ગુજરાતિ ભાષાના અસ્તિત્વ સુધી અમર જ રેહેશે, એમા કઇ શકા નથી નાગરોએ એ પ્રમાણે ગુજરાતિ વાઙ્મયની સેવા કરી છે, તેમ સંસ્કૃત વાઙ્મયનો કેવળ ત્યાગ કર્યો નથી. મોરબીના શીઘ્રકવિ શકરલાલ મહેશ્વરે મહા મહોપાધ્યાયની પદવી સસ્કૃત વાઙ્મયની સેવાથીજ મેળવી છે

અલબત, સમય વિદ્યતના વેગે બદલાતો જાય છે, જૂનો ક્રમ બદલાઇ તેનું સ્થળ નવો ક્રમ લે છે. છતા જે નાગરજ્ઞાતિની નસોમા બ્રહ્મત્વનું રક્ત હજાર પદરસે વર્ષોથી વહેતુ રહ્યું છે, તે નાગરજ્ઞાતિ ગમે તેવી પરિસ્થિતિમા પણ પોતાના પરપરાગત વારસાનો ત્યાગ કરે તેમ નથી, એમ પ્રજાના જ હિતમા સકળ જીવન વ્યતીત કરનાર ઝવેરીલાલ ઉમિયાશકર યાજ્ઞિક, સરદારબહાદૂર ચિનુભાઇ તથા અલ્હાબાદના પડિત સુંદરલાલે સિદ્ધ કરી આપ્યું છે. આજે પણ બનારસના રાજા માધવલાલ મુનશી, ગુજરાતકાઠિયાવાડમા સર. પ્રભાશકર દલપતરામ પટ્ટણી, ઓનરેબલ લલુભાઇ સામળદાસ તથા વડોદરાના દીવાન મનુભાઇ નદશકર તેમજ સાહિત્યના ક્ષેત્રમા અપ્રતિમ કીર્તિ પ્રાપ્ત કરનાર અને હિંદુયુનિવર્સિટિના પ્રિન્સીપાલ આનદશકર બાપુભાઇ—ઇત્યાદિ નરરત્નોને જે જ્ઞાતિએ ઉત્પન્ન કર્યા છે, તે જ્ઞાતિનું અતઃસત્ત્વ લેશ પણ ઓછુ થયુ છે, એમ માનવાને કારણ નથી.

એ પ્રમાણે નાગરજ્ઞાતિનું લગભગ ૧૮૦૦ વર્ષના દીર્ઘકાળનું દિગ્દર્શન છે. નાગર જ્ઞાતિનો તેટલા સમયમા આખા હિંદુસ્થાનમા એક છેડેથી બીજા છેડા સુધી વિસ્તાર થઈ જવાથી તેમજ સાધનનો કેવળ અભાવ હોવાથી, તેની ઝાખી રૂપરેખા આલેખવાનું પણ અશક્ય જ છે. છતા પણ આ સ્થળે આટલું લાબુ દિગ્દર્શન કરાવવામા નાગરજ્ઞાતિનું યશોગાન કરવુ, તેવો ઉદ્દેશ નથી હિંદુસ્થાનમા એવી અનેક જ્ઞાતિઓ થઇ ગઇ છે, અને હજુપણ હયાત છે કે જે જ્ઞાતિઓએ નાગરજ્ઞાતિ કરતા હિંદુસ્થાનના ઇતિહાસનું નિરૂપણ કરવામાં બહુ અમૂલ્ય ભાગ લીધો છે, તે લક્ષ્યબહાર નથી. ઉદ્દેશ માત્ર એટલો જ છે કે જે નાગરજ્ઞાતિની આરંભથી અદ્યાવધિપર્યન્ત દિનપરદિન વૃદ્ધિ, ઉન્નતિ અને વિસ્તૃતિ થતી આવી છે, તે જ્ઞાતિનું મૂળ વિદેશીય હોઇ શકે નહિ, તે બતાવવાનો જ છે પ્રોફેસર રીજવે અને ફ્રેન્ક સ્ટરાદિ વિકાસક્રમવાદીઓએ સિદ્ધ કર્યું છે કે હરકોઇ એક જાતિ વિદેશમા જઇને તે દેશની જાતિ સાથે લગ્નસંબંધથી સંતતિ પેદા કરે તો તે સંતતિનો વંશ વૃદ્ધિ પામતો નથી, અને કદાચ પામે તો બહુ નિકૃષ્ટ અવસ્થા ભોગવે છે.[૨૩] મધ્ય કાળમા હિંદુસ્થાનમા ધસી આવેલી લગભગ સઘળી જાતિઓના તેવા જ હાલ થયા છે. જે શક લોકો કાશ્મીરથી આરંભી નાસિક સુધી પશ્ચિમ હિંદુસ્થાનના એક વખ્ત સ્વામી હતા, તેઓનુ નામ માત્ર શિલાલેખો અને શિક્કાઓમા જ રહ્યું છે. એક વખત આખા કાઠિયાવાડ અને ગુજરાતને ઉન્નતિને શિખરે પહોચાડનાર મૈત્રિકો આજે કાઠિયાવાડના એક ખુણામા મેહેરના નામથી સાધારણ ખેડુઓની દશા ભોગવે છે. લગભગ અર્ધ હિંદુસ્થાનને જીતી લેનારા ગુર્જરો હાલમા પંજાબ, રજપુતાના અને ગુજરાતમાં નિકૃષ્ટ જ્ઞાતિઓમા વેહેચાઇ ગયા છે. ત્યારે નાગરખંડમા લખ્યા પ્રમાણે શિવજીએ ઉત્તરોત્તર વૃદ્ધિ પામવાનુ વરદાન આપેલી[૨૪] નાગર-જ્ઞાતિની તો ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જ આવી છે. સમયને અનુસરીને તેઓને ક્ષાત્રતેજનો સ્વીકાર કરવો પડ્યો હતો, સમયને અનુસરીને હજુપણ બ્રહ્મવર્ચસ્‌ને બાધક ઇતર અનેક વેષો તેઓને ભજવવા પડશે. પરંતુ વસિષ્ઠ વિશ્વામિત્રાદિ આર્ય ઋષિઓથી ઉતરી આવેલું બ્રહ્મવર્ચસ્ તેઓએ ખોઇ નાંખ્યુ નથી, ઋષિગત બીજતત્ત્વ અખંડિત અને અવિચ્છિન્ન તેઓમા ચાલ્યુ આવ્યુ છે. છતા પણ તેજ નાગરજ્ઞાતિનું વિદેશીય મૂળ માનનારાઓ કુદર-તના કાયદાનુ જાણી જોઇને અજ્ઞાન બતાવે છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. હજુ પણ તેજ નાગરજ્ઞાતિ સમયને અનુસરવા છતાં ઇષ્ટદેવ હાટકેશ્વરને પોતાના હૃદયાકાશમા સતત રાખ્યા કરશે અને ગમે તેવી સ્થિતિમા, ગમે તેવા સ્થળોમા, તેમજ ગમે તેવા સંયોગોમાં પોતાના નાગરત્વનુ રક્ષણ કર્યા કરશે, તો તેજ હાટકેશ્વર તેઓનો કદિ પણ ત્યાગ કરશે નહિ, તે નિ:શસય છે.

ઉત્તરાર્દ્ધ સમાપ્ત.

---

૨૩ જુઓ પાછળ પૂર્વાર્દ્ધ પૃ. ૧૨

૨૪ નાગર ખંડ અ૦ ૧૧૬

तततस्तेषां सुतैः पौत्रैः नृत्भिृभिश्च सहस्रशः ॥
तत्पुर वृद्धिमापन्नै दुंर्वाङ्कुरैरिव द्विजाः ॥

# ૧૦ પરિશિષ્ટ.

## નાગરોત્પત્તિ સાથે સંબંધ ધરાવનારા શિલાલેખો તથા તામ્રપત્રો.

### ( ક્ષત્રપરાજા નહપાનના જામાતા ઉષવદાતનો લેખ )

( ૧ ) નાસિકની ગુફાનો નહપાનના જમાઇ ઉષવદાતનો લેખ આ લેખ ક્ષહરાત ક્ષત્રપ નહપાનના જમાઇ દીનીકપુત્ર ઉષવદાતે કોતરાવેલો છે. તેમા લખ્યું છે કે-તેણે ( ઉષવદાતે ) નાસિક જિલ્લામા ત્રિરશ્મિપર્વત ઉપર એક ગુફા બંધાવી; ત્રણ લાખ ગાયોનુ દાન કર્યું; વર્ણુશાયા નદી ઉપર પગથીયાનો ઘાટ બંધાવ્યો. દેવસ્થાનોને અંગે તથા બ્રાહ્મણોને સોળ ગામો દાનમા આપ્યા, પ્રતિવર્ષ એક લાખ બ્રાહ્મણો જમાડતો; પોતાને ખર્ચે સોમનાથ અથવા પ્રભાસપાટણમા આઠ કન્યાદાનો આપ્યા, ભરૂકચ્છ ( ભરૂચ )મા, માળવામાં આવેલ દશપુરમા, ગોવર્ધનમા, સોપારિગ એટલે વસાઇ પાસે આવેલા હાલના સુપારા ગામમાં, ચત્વરો ( ચોતરાઓ ), ઘરો તથા ઉતરવાના સ્થાનો બંધાવ્યા, વાડીઓ બંધાવી તથા કુવા અને તળાવો ખોદાવ્યા.................એક વર્ષાઋતુમા પોતાના ઉપરિ રાજાની આજ્ઞાથી ઉત્તમ ભદ્ર જાતિના ક્ષત્રિયો જેઓના ઉપર માલવલોકોએ ચઢાઇ કરી હતી, તેઓને મદદ કરી અને માલવલોકોને હાકી કાઢ્યા, ત્યાંથી તે પુષ્કરોમા ગયો અને ત્યા સ્નાન કરી ત્રણ હજાર ગાયો તથા એક ગામ દાનમા આપ્યુ.

( Epigraphia Indica, Vol. VIII pp. 78-85, તથા દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, ( ગુજરાતિ ભાષાતર, પૃ. ૨૭ )

### વલભીપુરના રાજાઓનાં તામ્રપત્રો.

( ૨ ) ઈ. સ. ૫૨૭ વલભીસવત્ ૨૦૭નું તામ્રપત્ર. આ તામ્રપત્રમા હસ્તકવપ્ર (હાથપ) પ્રગણામા આવેલા કુક્કુટ (કુકડ) ગામમા મહારાજશ્રી ધ્રુવસેન ૧ લાએ અથર્વગોત્રના સચિતિશર્મા નામના બ્રાહ્મણને ૧૦૦ પાદાવર્ત્ત જમીન કુવા સહિત દાનમા આપ્યાનુ લખ્યું છે.

સચિતિશર્મા અથર્વવેદી હતો. તેથી કાઠિયાવાડમા અથર્વવેદી બ્રાહ્મણો આટલા બધા વેહેલા આવીને વસ્યા જણાય છે.

હાથપમા નાગરબ્રાહ્મણોનુ અતિ પ્રાચીન નીલકંઠમહાદેવનુ મંદિર છે. ( Indian Antiquary, 1876 pp. 204-6 તથા પ્રાચીન લેખમાળા ભા. ૧, પૃ. ૧૩ ).

( ૩ ) ઇ. સ. ૫૪૧ વ. સ. ૨૨૧નુ તામ્રપત્ર. આ તામ્રપત્રમા મહારાજશ્રી ધ્રુવસેન ૧ લાએ આનંદપુરનિવાસી બ્રાહ્મણ સ્કંદત્રાત અને ગુહત્રાતને ક્ષમીહબર ગામમા...વાવ ૬ ઇત્યાદિ દાનમા આપ્યાનુ લખ્યું છે.

( ત્રિમાસિક, પુ. ૪, અં. ૧ પૃ. ૧૯ )

( ૪ ) ઇ. સ. ૫૭૨ વ. સં. ૨૫૨ નાં તામ્રપત્રો. આ તામ્રપત્રોમા મહારાજ શ્રી. ધરસેન રાજાએ આનર્ત્તપુરનિવાસી રૂદ્રઘોષપુત્ર રૂદ્રગોપને અંબરેણુપ્રગણામાં ઇષિકાનક ગામ દાનમા આપ્યાનું લખ્યું છે. ( ત્રિમાસિક, ઉપર મુજબ. આ તામ્રપત્રનું રબિંગ રાજકોટ મ્યુઝીઅમમા છે. )

( ૫ ) ઇ સ. ૫૯૦ વ. સં ૨૭૦ નું તામ્રપત્ર.—આ તામ્રપત્રમા મહારાજ શ્રીધરસેન ૨ જાએ આનર્ત્તપુરથી નીકળી ખેટક ( ખેડા ) મા રહેવા આવનારા બ્રાહ્મણ ..મિત્રના

પુત્ર વિષ્ણુમિત્રને ખેટક જિલ્લામા અક્ષિલાપલ્લિકા નામનું ગામ દાનમા આપ્યાનું લખ્યું છે. ( Indian Antiquary Vol. VII, pp. 71–3 તથા પ્રાચીન લેખમાળા ભા. ૩ પૃ. ૧૭૭ તથા ત્રિમાસિક, ઉપર મુજબ. )

( ૬ ) ઇ. સ. ૬૦૭ વ. સં. ૨૮૭ નું તામ્રપત્ર. આ તામ્રપત્રમા મહારાજ શ્રીધરસેન ૩ જા એ આનર્ત્તપુરથી નીકળી વલભીપુરમા રહેવા આવનારા બ્રાહ્મણ ભટ્ટારકના પુત્ર ભટ્ટિને કાલાનક ગામમા ૧૬ પાદાવર્ત્ત જમીન વાવ સહિત આપ્યાનું લખ્યું છે. ( ત્રિમાસિક, ઉપર મુજબ )

( ૭ ) ઇ. સ. ૬૫૦ વ. સં. ૩૩૦ નું તામ્રપત્ર. આ તામ્રપત્રમા ચક્રવર્તી મહારાજ શ્રી ધરસેન ૪ થાએ આનર્ત્તપુરથી કાસાર ગામમા રહેવા આવનાર બ્રાહ્મણ કેશવમિત્રના પુત્ર નારાયણમિત્રને ખેટક ( ખેડા ) જિલ્લામા દેસુરક્ષિતિજ ગામ દાનમા આપ્યાનું લખ્યું છે. ( Indian Antiqunry Vol. VII pp, 73–5 તથા પ્રાચીન લેખમાળા ભા. ૩, પૃ. ૧૭૮ તથા ત્રિમાસિક. ઉપર મુજબ )

( ૮ ) ઇ. સ ૬૫૭ વ. સં. ૩૩૭નું તામ્રપત્ર. આ તામ્રપત્રમા આનન્દપુરથી નીકળીને ખેટક ( ખેડા ) મા રહેવા આવનાર કેશવપુત્ર નારાયણને શિવભાગપુર પ્રાતમા પત્રુલપલ્લિકા નામનું ગામ દાનમા આપ્યાનુ લખ્યું છે.

( Indian Antiquary, Vol, VII pp. 76–9 તથા પ્રાચીન લેખમાળા ભા. ૩, પૃ. ૧૮૧ તથા ત્રિમાસિક ઉપર મુજબ ).

( ૯ ) ઇ. સ. ૬૭૨ વ. સં. ૩૫૨ નું તામ્રપત્ર. આ તામ્રપત્રમા મહારાજ શ્રી શીલાદિત્ય ૩ જાએ આનન્દપુરથી નીકળી વલભીપુરમા રેહેવા આવનાર બ્રાહ્મણ ફિક્કકના પુત્ર મગોપદત્તને લૂપા ( મહુવા પાસેનું લુસડી ) ગામમા એક ખેતર દાનમા આપ્યાનું લખ્યું છે. ( Bhavnagar Inscriptions, pp. 45–42; ત્રિમાસિક, ઉપર મુજબ ).

( ૧૦ ) ઇ. સ. ૭૬૭ વ. સં. ૪૪૭ નુ તામ્રપત્ર. આ તામ્રપત્રમા વલભીપુરના છેલ્લા રાજા શીલાદિત્ય ૪ થા એ આનંદપુરથી નીકળીને ખેટક (ખેડામા)માં રહેવા આવનારા બ્રાહ્મણ વિષ્ણુભટ્ટના પુત્ર અખંડલમિત્રને ખેટકજિલ્લામા મહિલાબલી ગામ દાનમા આપ્યાનુ લખ્યુ છે. ( બુદ્ધિપ્રકાશ પૃ ૨૯૪–૩૦૪. )

## કનોજના રાજા ભોજદેવ તથા દક્ષિણના ચાલુક્ય અને યાદવ-રાજાઓના સમયના લેખો.

( ૧૧ ) ઇ. સ. ૮૭૫ વિ. સં. ૯૩૨ નો ગોપગિરિ ( ગ્વાલિયર ) ના વિષ્ણુમંદિરની પ્રશસ્તિનો લેખ. લાટદેશાન્તર્ગત આનન્દપુરથી નીકળીને કનોજમા રહેવા ગયેલા વર્જર અવટંક વાળા નાગરભટ્ટના પુત્ર કનોજના રાજા રામદેવના સેનાપતિ વાઇલભટ્ટના પુત્ર અલ્લ જેને રામદેવના પુત્ર આદિવરાહે ( = ભોજદેવે ) ગ્વાલિયરનો સુબો નીમ્યો હતો, તેણે આ વિષ્ણુમંદિર બંધાવી, તેમાં આ લેખ કોતરાવ્યો છે.

નાગરજ્ઞાતિમા વર્જર નહિ પણ અજ્જર નામની અવટંક છે. કદાચ લેખ કોતરનારે ભૂલથી અજ્જરને બદલે વર્જર કોતરેલ હશે. વળી નાગરભટ્ટ પ્રથમ આનન્દપુર ( વડનગર ) નો રહીશ હતો, તેથી તે નાગરજ્ઞાતિનો હશે, એમ અનુમાન થાય છે.

( Epigraphia Indica Vol I pp. 156–7 તથા પ્રાચીન લેખમાળા ભા. ૨, પૃ. ૧૧૩ )

(૧૨-૧૩-૧૪) ઇ. સ. ૧૧૦૧ તથા ઇ. સ. ૧૦૫૪ તથા ૧૧૧૨ ના દક્ષિણ ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાના સમયના લેખો.

ઇ. સ. ૧૧૦૧ ના લેખમા દંડનાયક ગોવિંદરસે વનવાસી બારહજારજિલ્લા નાગરખંડસપ્તતિ પ્રગણામા આવેલા અબ્બુર ગામમા બ્રહ્મેશ્વર મહાદેવના પૂજારીને ગામ દાનમાં આપ્યાનુ લખ્યું છે,

ઇ. સ. ૧૦૫૪ તથા ઇ. ૧૧૧૨ ના દાનપત્રોમા બલિગામના દક્ષિણકેદારેશ્વરમંદિર પાસે નાગેશ્વરમહાદેવનું મંદિર હોવાનુ લખ્યુ છે.

(Epigraphia Indica Vol V, pp. 214-221)

(૧૫) ઇ. સ. ૧૨૨૨ શાકે ૧૧૪૪ નો દેવગિરિના યાદવરાજા સંઘણના જ્યોતિ શાસ્ત્રી અનંતદેવે ખાનદેશના ચાલીસગામપ્રગણામા આવેલા બહાલ ગામના સાર (દ્વારજા) દેવીના મંદિરમા કોતરાવેલો શિલા લેખ. આ લેખમા लिखितेयं नागरज्ञा गंगाधरेण એમ છેવટે લખ્યુ છે.

(Epigraphia Indica Vol. III, p. 113)

અંકણ કંદબને સંબંધ ધરાવતા લેખો.

(૧૬) મહીસુરમા આવેલા તાલગુંદનો શિલાલેખ. આ લેખમા કહ્યું છે કે માન ગોત્રના ત્રણવેદો ભણનારા હારિતપુત્રો કદંબવૃક્ષને ઘર આગળ વાવવાથી કદંબ બ્રાહ્મ કેહેવાતા હતા. તે કુળમા મયુરશર્મા નામે બ્રાહ્મણ થયો તેણે બ્રાહ્મણો ઉપર જુલમ ક નાર પલ્લવ રાજા સાથે યુદ્ધ કર્યું, તેને હરાવ્યો અને તેનો કેટલોક મુલક જીતી લીધ (Epigraphia Indica Vol. VIII p. 31 ff)

(૧૭) ધારવાડ જિલ્લામા હેંગાલ પ્રગણામા આવેલા કરગુદરી ગામનો લેખ. લેખમા મયુરશર્માને મયુરવર્મા કહ્યો છે. તે મયુરવર્મા ત્રણ ચક્ષુઓ વાળો, ચાર હાથો વા અને શિવ અને પૃથ્વીનો પુત્ર હતો. તેણે પોતાના મદોન્મત્ત હાથીઓ હિમાલયના શિખર બાંધ્યા હતા. તે મયુરવર્માએ અહિચ્છત્રમાથી ૧૮ બ્રાહ્મણોને લાવીને કુંતલદેશમા વસાવ

(Indian Antiquary Vol X, pp 251-3)

(૧૮) તાલગુંદનો બીજો લેખ આ લેખમા કહ્યું છે કે-ત્રણ ચક્ષુવાળો કદંબ મ (= મયુરશર્મા) અહિચ્છત્રના અગ્રહારમાંથી ૩૨ ગોત્રના ૧૨૦૦૦ બ્રાહ્મણો દક્ષિણ લાવ્યો અને તેઓને સ્થાણુગૂઢપુર (તાલગુંદ) મા વસાવ્યા

(Epigraphia Carnataka Vol VII, P I p 121)

ગુજરાત કાઠિયાવાડ અને બીજાં સ્થળોના લેખો.

(૧૯) ઇ, સ. ૭૪૬ વિ. સં. ૮૦૨ નુ ગુજરાતના રાજા વનરાજ ચાવડાનું તા પત્ર. આ તામ્રપત્રમા શ્રીમાળી, ઉસવાલ, પૌરવાલ, નાગર, દિસાવાલ, ગુર્જર અને મે જ્ઞાતિઓના નામો લખ્યા છે. (બુદ્ધિપ્રકાશ, ઇ સ. ૧૮૮૧, નવેંબર)

(૨૦) ઇ, સ. ૧૧૫૨ વિ. સં. ૧૨૦૮ નો વડનગરપ્રશસ્તિનો લેખ. આ લે વડનગરમા તોરણદરવાજાના સ્તંભો ઉપર કોતરેલો છે. તેમા કહ્યું છે કે-ગુજરાતના રા કુમારપાળે ચાલુક્યરાજાઓની ધર્મક્રિયાઓ કરનારા નાગરો અથવા આનંદપુરના ના

બ્રાહ્મણોના રક્ષણ માટે તે શેહેરને ફરતો કિલ્લો બંધાવ્યો. આ પ્રશસ્તિ શ્રીપાળ નામના ચક્રવર્તી કવિએ રચી છે અને નાગરબ્રાહ્મણ પંડિત બાલગણે લખી છે તે લેખની નીચે એક બીજો લેખ છે. તેમા લખ્યું છે કે–અર્જુનબારી પાસે તોરણ દરવાજો કોઈ મુસલમાન સરદારે સમરાવ્યો. અને ઇ. સ. ૧૬૩૨ વિ. સં. ૧૬૮૯ મા નાગરબ્રાહ્મણ જોષી વેણીના પુત્ર વિષ્ણુજીએ આ પ્રશસ્તિ ફરીથી લખી ( પ્રાચીન લેખમાળા, ભા. ૧, પૃ ૧૮૧–૫ )

જેમ્સ ફરગ્યુસન પોતાના પ્રાચીન શિલ્પકળા નામના પુસ્તકમા લખે છે કે–ગુજરાતની શિલ્પકળા કેવી સુદર હતી, તેનો પુરાવો વડનગરમા આવેલા કમાનસહિત બે કીર્તિસ્તંભોથી મળી આવે છે. આ કીર્તિસ્તભો કોઇ મોટા મંદિરના તોરણદરવાજાના હશે, એમ અનુમાન થાય છે.

( History of Indian and Eastern Architecture by James Fergusson Vol II, p 136 )

( ૨૧ ) ઇ. સ. ૧૧૬૯ વ સ. ૮૫૦, સિહ સંવત્ ૬૦ નો જૂનાગઢમા આવેલા ભૂતનાથ મહાદેવના મંદિરમા સાચવી રાખેલો શિલાલેખ. આ લેખમા ગુજરાતના રાજા કુમારપાળે આનદપુર ( વડનગર ) મા શિવાલય બધાવ્યાનું લખ્યુ છે. જેમ્સ ફરગ્યુસન તોરણસ્તભોના સંબધમાં જે મદિર હોવાનુ અનુમાન કરે છે, તે કદાચ આ લેખનુ મંદિર હશે.

( Bhavnagar Inscriptions, p 184. )

( ૨૨ ) ગુજરાતના રાજાઓના પુરોહિત, મહાકવિ, નાગરબ્રાહ્મણ સોમેશ્વર સંબધીના લેખો

( ૧ ) ઇ. સ. ૧૨૧૧ વિ. સ. ૧૨૬૭ નો ગુજરાતના રાજા વીરધવલનો આબુ પર્વત ઉપર દેલવાડાનો શિલાલેખ. ( Bhavnagar Inscriptions pp 174-77

( ૨ ) ઇ. સ. ૧૨૩૨ વિ. સ. ૧૨૮૮નો ગુજરાતના રાજા વીરધવલના કાર્યભારીઓ વસ્તુપાળ અને તેજપાલનો ગિરનાર પર્વત ઉપર આવેલા જૈનમદિરનો શિલાલેખ. ( પ્રાચીન લેખમાળા, ભા. ૩ પૃ. ૧૮૫ )

( ૩ ) ઇ. સ. ૧૨૩૨ વિ. સ. ૧૨૮૮ નો ઉપરનો એક બીજો લેખ. ( તેજ )

( ૨૩ ) ઇ. સ. ૧૨૦૬ વિ. સં. ૧૨૬૨ નો પોરબંદર તાબે વીસાવાડા ગામમા આવેલા રણછોડરાયના મદિરનો શિલાલેખ. આ લેખમા **नागरज्ञातीयब्राह्मणवेजाकेन लिखितम्** લખ્યુ છે ત્રિમાસિક પુ ૪ અં. ૩ પૃ ૫૧–૨ )

( ૨૪ ) ઇ. સ. ૧૨૧૬ વિ. સં. ૧૨૭૨ નો પ્રભાસપાટણનો શિલા લેખ. આ લેખમા વડનગરનુ નામ નગર કહ્યું છે. તે નગરના રેહેવાસી વત્સકુલ અવટંકવાળા નાગરબ્રાહ્મણ દેવયુની વંશાવલી તથા ગુજરાતના રાજા મૂલરાજથી માંડીને ભીમદેવરાજા સુધીનો તેમનો સંબધ વર્ણવ્યો છે. દેવયુથી સાતમી પેઢીએ થઇ ગયેલ શ્રીધરે પ્રભાસપાટણમા બે શિવમદિરો અને એક વિષ્ણુમદિર બધાવ્યાનું તથા તે શ્રીધરને ભીમદેવ રાજાએ ત્યાનો સુબો બનાવી મોકલ્યાનું લખ્યું છે. વશાવલી નીચે પ્રમાણે છે.




( ત્રિમાસિક પુ. ૪ અં. ૩ પૃ. ૫૩–૫૫ તથા Bhavnagar Inscriptions p. 195)

( ૨૫ ) ઇ. સ. ૧૨૭૨ વિ. સં. ૧૩૨૮ નો કોડીનારનો કોટેશ્વરમહાદેવનો લેખ. આ લેખ પ્રભાસપાટણમાં સરસ્વતીમંદિર બધાવ્યાનો છે. તેનો પથ્થર ત્યાથી કોડીનારના કોટેશ્વરમહાદેવમા કોઇએ નંખાવ્યો છે. આખા લેખના બે ભાગ છે. એક કુવલયાશ્વચરિત્રના કર્તા કૃષ્ણના પિતામહ, નાનાકે ૩૩ શ્લોકનો રચ્યો છે. બીજો ભાગ ૨૦ શ્લોકનો ધારાધ્વંસપ્રબંધના કર્તા ગણપતિવ્યાસે રચ્યો છે. બન્ને ભાગોની મતલબ સમાન જ છે. તે લેખમા લખ્યું છે કે–જેમા અગ્નિહોત્રી બ્રાહ્મણો રહેતા હતા, તેવા નગર ( વડનગર ) નામના શહેરની પાસે ગુંજા ગામ ગુજરાતના ચાલુક્ય રાજાઓએ વૈજવાપગોત્રના નાગરોને શ્રીકરણઅધિકારને પેટે આપ્યું હતું. તે વૈજવાપગોત્રમાં સોમેશ્વર બ્રાહ્મણ થયો. તેના વંશમા નાનાક પંડિત થયો. તે નાનક નાગરજ્ઞાતિનો હતો અને તે ગુજરાતના રાજા વિસળદેવની સભામા પરીક્ષામા પસાર થયો હતો. તે કવિ, ન્યાયવેત્તા અને વિદ્વાન્ હતો. સોમનાથ પાટણ ( પ્રભાસપાટણ) મા તે નાનાકને વિસલદેવે ઘર બંધાવી આપ્યુ હતુ અને બગસરા ગામ દાનમા આપ્યું હતું. તે નાનાકને માગરોળ ગામમાંથી સાતમો ભાગ મળતો હતો. તેણે સમુદ્રને કાંઠે સરસ્વતીનું મંદિર બંધાવી, તેમા વિસળદેવની મૂર્ત્તિ બેસારી છે. તેની વંશાવલી.–



( ત્રિમાસિક પુ. ૪ અં. ૪ પૃ. ૮૪-૮૮ )

( ૨૬ ) ઈ. સ. ૧૨૮૨ વિ. સં. ૧૩૩૮ નો જૂનાગઢપાસે આવેલા વંથળી અથવા વામનસ્થળીનો શિલાલેખ. તે લેખનો પથ્થર હાલમા રાજકોટ મ્યુઝીયમમા છે. તે લેખમા કહ્યું છે કે-રાજા જગતસિંહે પોતાની સ્ત્રી વીંઝલદેવીના શ્રેય સારૂ વંથળીમાં વીંઝલેશ્વર મહાદેવની પ્રતિષ્ઠા કરી, જગતસિંહના ભત્રીજા વિજ્યાનંદે વંથળીમાં બ્રહ્મપુરી કરી બ્રાહ્મણોને આપી. તે વિજ્યાનંદનો પુરોહિત બ્રાહ્મણ લાવણ્યશર્મા હતો, તેને નારાયણ અને ધંધ-એ બે પુત્રો હતા અને ધંધનો પુત્ર શ્રીધર હતો. પ્રશસ્તિ લખનાર નાગરબ્રાહ્મણ આનંદપુરના રહેવાશી ગોવિંદનો પુત્ર હતો. ( ત્રિમાસિક, પુ. ૪ અં. ૪ પૃ. ૮૮-૯ )

( ૨૭ ) ઈ. સ. ૧૨૮૬ વિ. સં. ૧૩૪૨ નો આબુ પર્વત આવેલા અચલેશ્વર મહાદેવનો લેખ. તે લેખમા ગોહિલવંશના રાજા અમરસિંહે અચલેશ્વરમહાદેવનું મંદિર બંધાવ્યાનુ કહ્યુ છે. પ્રશસ્તિ રચનાર ચિત્રકુટના નાગરબ્રાહ્મણ પ્રિયપટુનો પુત્ર વેદશર્મા છે, એમ કહેવામા આવ્યું છે

( ત્રિમાસિક, પુ. ૪, અં ૪ પૃ. ૮૯-૯૦ તથા Bhavnagar Inscriptions, pp. 84-96. )

( ૨૮ ) ઈ. સ, ૧૨૯૦ વિ. સ, ૧૨૪૬ નો વિજ્યાનંદના મરણસ્મારક સ્તંભનો લેખ. આ લેખનો પથ્થર રાજકોટ મ્યુઝીયમમા છે. તે લેખનો રચનાર ચમત્કારપુર ( વડનગર ) ના બ્રાહ્મણ મુંજિગનો પુત્ર માધવ હતો, એમ લખ્યુ છે. ( ત્રિમાસિક, પુ. ૫, અંક ૧, પૃ. ૮ )

( ૨૯ ) ઈ. સ ૧૨૯૪ વિ. સં. ૧૩૫૦ નો વઢવાણની માધવવાવનો શિલાલેખ. આ લેખમા ગુજરાતના છેલા રાજા કરણના પ્રધાન નાગરબ્રાહ્મણ માધવનું અને તેની બે સ્ત્રીઓના નામો છે. ( ત્રિમાસિક, ઉપર મુજબ )

( ૩૦ ) ઈ. સ. ૧૩૮૧ વિ. સ ૧૪૩૭ નો જૂનાગઢના ગામ ધામળેજના કુંડનો શિલાલેખ. આ લેખનો રચનાર આનંદપુરના નાગરબ્રાહ્મણ ભાનુનો પુત્ર માધવ હતો, એમ લખ્યું છે ( તેજ ).

( ૩૧ ) ઇ. સ. ૧૩૮૪ વિ. સ. ૧૪૪૦ નો જૂનાગઢ તાબાના ગામ બડુલાની વાવનો શિલાલેખ. તે લેખમા કહ્યું છે કે-નાગરબ્રાહ્મણ સોમના પૌત્ર મંત્રી ધાધની દીકરીઓ હાસુ અને જસુએ પોતાના માતામહ જશકર્ણના શ્રેય સારૂ તે વાવ બંધાવી. વંશાવલી નીચે પ્રમાણે.—

નાગર સોમ×ગંગા
|
મંત્રી આધવ×મદનિકા જશકર્ણ×લક્ષ્મી.
| |
મંત્રી ધાધ × ક્ષ્હિલ્હા દેવી
|
હાસુ અને જસુ ગાયનકળામા બહુ કુશળ હતા.

( ત્રિમાસિક પુ. ૫, અં. ૧ પૃ. ૯-૧૦ )

( ૩૨ ) ઇ. સ. ૧૪૬૭ વિ. સં. ૧૫૨૩ નો જૂનાગઢના રેવતીકુંડનો શિલાલેખ લેખનો રચનાર વડનગરાજ્ય વરજ્ઞાતિના ધાધલના પુત્ર મંત્રી સિંહનો પુત્ર શ્યામલ હતો એમ લખ્યું છે. ( તેજ )

( ૩૩ ) ઇ. સ. ૧૪૫૧ વિ. સં. ૧૫૦૭ ની સાલમાં જૂનાગઢના વેદમૂર્તિ નાગ બ્રાહ્મણ વ્હોરા જટાશંકર હરજીવન હસ્તક શાખાયનસૂત્ર નામના પુસ્તકની હસ્તલિખિત પ્રતમા લખેલો મજકુર. સ. ૧૫૦૭ મા વૃદ્ધનગર ( વડનગર ) મા આ પુસ્તક લખાયુ છે. ( તેજ, પૃ. ૧૧ )

( ૩૪ ) ઇ સ. ૧૪૮૦ વિ. સ. ૧૫૩૬ નો પોરબંદર તાબાના ગામ ગોસાના અવેડાનો શિલાલેખ તેમા લખ્યું છે કે પાદશાહ મહમદના રાજ્યમા જેઠવા વિક્રમાદિત્યના વખતમા ગોસા ગામમા નાગરવાણીયા સુરાના પુત્ર મુંજાલીએ અવેડો કરાવ્યો. ( તેજ, પૃ. ૧૨ )

( ૩૫ ) ઇ. સ. ૧૬૨૬ વિ. સ ૧૬૮૨ નો ઉજ્જયિની પાસે આવેલા રામપુરા ગામની નજદીકમા ચંબલ નદીને કીનારે આવેલ કેદારેશ્વર મહાદેવના મંદિરનો શિલાલેખ. આ મંદિર અમદાવાદના નાગરગૃહસ્થ નીલકંઠ મદનજી મહેતાએ બંધાવ્યુ છે.

( ત્રિમાસિક, પુ. ૬ અં ૩ પૃ. ૧૦૫-૧૧૧ )

( ૩૬ ) ઇ. સ. ૧૮૨૦ વિ. સં. ૧૮૭૬ નો ભાવનગરના રાજ્યમા આવેલ ગોપનાથ મહાદેવનો શિલાલેખ. આ લેખમા ગોપનાથના બ્રહ્મચારી નાનજીભાઇએ ભાવનગરના રાજા વિજયસિંહજી અને તેઓના દીવાન જીભાઇના વખતમા મેડી બધાવ્યાનું લખ્યુ છે. મહુવાના નાગરગૃહસ્થ જીભાઇ રાઘવજી ઇ. સ. ૧૮૧૬ થી ઇ. સ. ૧૮૨૧ સુધી ભાવનગરના રાજ્યના મુખ્ય દીવાન હતા.

( Bhavnagar Inscriptions pp. 170–તથા ત્રિમાસિક પુ. ૧૨ અ. ૪ પૃ ૧૫૬ )

# સિહોરની પ્રાચીનતા.

લેખક —ભાઇશંકર ગૌરીશંકર સિહોરી.

## હાલનું સિહોર:—

સિહોર કાઠિયાવાડના પૂર્વ છેડા પર આવેલા ભાવનગરથી ૧૪ માઇલ પર ડુંગરોની ખીણમાં વસેલું છે. હાલમા તે ભાવનગરના નામદાર મહારાજા સાહેબને તાબે વિદ્યા–કળામા આગળ વધેલું શહેર છે ખાસ કરીને વેદાંતની ચર્ચા અને કસારા તથા ખત્રીની ( છાયલ વગેરે રંગવા છાપવાની ) કારીગરી માણસોનું ધ્યાન ખેંચે તેવા છે. તે સિવાય કુદરતની કૃતિ ઇશ્વર તરફ પૂજ્યભાવ ઉત્પન્ન કરાવવાને સર્વત્ર પથરાઇ રહી છે. ઉત્તર, પૂર્વ અને દક્ષિણ દિશાએ ઉંચા અને સીધા પહાડો મૃત્યુનું સ્મરણ કરાવી સન્માર્ગે પ્રેરવાને શહેર ઉપર ઝઝુમી રહ્યા છે. આંખોને ઠંડક આપતી તે પરની વનસ્પતિ ગુંદર, ઔષધિ અને ફળો આપી મનુષ્યોને પરોપકારનો પાઠ શીખવે છે. શહેરના પશ્ચિમ ભાગમા નિર્મળ વહેતી ગૌતમી નદી અને તે પર આવેલા આંબાના વનમાની કોયલો પોતાના મધુર સ્વરથી પાણી-યારીઓને પણ પ્રણયના મોઘા મંત્રો શીખવે છે, અને ડુંગર પરની વનસ્પતિ પોતાના ફળોથી બાળકોને લોભાવી તંદુરસ્ત અને મજબુત બનાવે છે. પત્થર કે ઇંટોના ચુનાબંધ મકાનો ઉંચા છતા પહાડની તળેટીમા હોઇ ઉંચી નીચી જમીનમા છે. બજારો સાંકડા અને વાંકા પણ લાંબા અને દેખાવડા છે. દુશ્મનોથી બચવાને પશ્ચિમ તરફના ખુલ્લા ભાગ પર તથા ડુંગરની ગાળીના ભાગ પર બાંધેલા કોટમા ઉંચી ટેકરી પર બાંધેલા કોઠાઓ અને તેમાની કોઇ યુરોપિયનથી નકામી થયેલી જબરજસ્ત તોપો પૂર્વના વીરત્વના કાળની અને અત્યારના હિંસક અને ભયંકર વાઘને અને ગરીબ ઘેટાંને સાથે પાણી પીવાડનાર ન્યાયી બ્રિટન રાજ્યના સમયની સરખામણી કરાવે છે

## જુના કાળમાં સિહોર.

આ ( સિહોર ) સ્થળ જુના કાળથી ( પુરાણના કાળથી ) જુદા જુદા નામથી પ્રસિદ્ધ છે. ઇ. સ પૂર્વે ૫૦૦૦ વર્ષ પર આ સ્થળ સારસ્વત પુરના નામથી પ્રસિદ્ધ હતું. સારસ્વતપુરના આસપાસના પ્રદેશને સારસ્વતદેશ કહેતા એમ જયમુનિકૃત પાદવાશ્વ-મેધથી તથા શ્રીમદ્ભાગવતથી સાબીત થાય છે. તે વખત પછીનો ઇતિહાસ અંધારામા હોવા છતા છઠો સૈકો શરૂ થતા એટલે વલભી રાજ્ય શરૂ થતા પહેલા વિજયસેન ઉર્ફે સેનાપતિ ભટ્ટાર્કે આ સ્થળ પર ( હાલ સિહોર છે ત્યા ) વિદરભે નામે શહેર વસાવ્યું હતું. એમ રાસમાળાના કર્તા પણ સ્વીકારે છે. પરંતુ ચારસો વર્ષ પછી વિદરભેને સ્થળે સિંહપુર નજરે પડે છે.

## સિંહપુરની સામાન્ય હકીકત.

સિંહપુર હાલના સિહોરથી દક્ષિણ બાજુએ હતું. હાલના સિહોરનો દક્ષિણ ભાગ તે સિંહપુરનો ઉત્તરનો ભાગ હતો સિંહપુરનો દક્ષિણ ભાગ રાણીયા ડુંગરની તળેટીના ભાગમા ઘણે દૂર સુધી ગયેલો હતો. અને તેનાથી આગળ ખેતરો માટેની ખેડવા લાયક જમીન હતી. પૂર્વમા ઉંચા અને સીધા ગ્રાનાઇટ પત્થરના ડુંગરાની તળેટીમા રામનાથ મહાદેવ

પાસે રામનાથપરૂ હતું અને પશ્ચિમ તરફ ગૌતમી નદીના તીર લગભગ સિંહપુરની સીમાન્ અંત આવતો હતો.

આ શહેર મૂળરાજે ૧૦ બ્રાહ્મણોને દાનમા આપેલું હતું તેથી ત્રાસ આપનાર લુટારૂઓ અને રાજ્યની સીમા વધારવા ઇચ્છતા રાજાઓ આ શહેરને બ્રાહ્મણનું ધારી છેડતા નહિ છતા વાઘ અને સિંહોથી ડુંગર ભરપુર હોઇ તેનાથી બચવા સિંહપુરની આ બાજુએ કોટ બાંધેલો હતો. આ કોટનો પડી ગયેલો ભાગ અત્યારે પણ પાયામા સ્પષ્ટ દેખાય છે. સિધ્ધરાજે આ શહેર માટે લેખ કરી આપી બ્રાહ્મણોનો સત્કાર કર્યો અ તેમાના કેટલાકે વાઘવરૂના ભયથી કંટાળી સિંહપુર છોડી ગુજરાતમા વસવા જવાની આજ્ઞા માગી હતી, તેથી સિધ્ધરાજે તેઓને આશાવળ ગામ આપ્યુ હતું

આ શહેર નાશ પામ્યુ તે વખતે તેનો ઘેરાવો લગભગ ત્રણ માઇલનો હતો, અને ' 'જાની' તથા 'રણા' અવટંકના ઉદિચ્યબ્રાહ્મણોના કબજામા એ ભાગે વહેંચાએલું હતું રણાનો હતો ( પાટી ) સાતશેરીની ટેકરીની આસપાસનો ભાગ હતો. અને જાનીનો હતો તેનાથી પશ્ચિમ દિશામા હતો. જાની લોકો નબળા તથા ઓછા શ્રીમંત હતા ત્યા રણા પૈસાદાર અને બળમાં ચઢીયાતા હતા શહેરમા સાત મોટા બજારો હતા મકાનો પત્થર, પાકી ઇંટો કે ઘડેલા સફેત પત્થરો વડે બાંધેલાં હતા ગૃહસ્થોના મકાનો ઇંટો અ ઘડેલ પત્થરથી બાંધેલા હતા અત્યારે ભીંતડું સગ્ગુ પણ ઉભુ નથી, તેથી તે મકાનોની ઉંચાઇ ચોક્કસ કહી શકાય તેમ નથી. તો પણ તેમના પાયા ઉપરથી સામાન્ય એક કે ' માળના મકાનો તેમા હોય એમ લાગે છે.

બજારો ક્યા ક્યા ભાગ પર હતા તે ચોક્કસ કહી શકાય તેમ નથી. તો પણ કોટન થોડા ઝાઝા ઉભા રહેલ ભાગ પરથી અનુમાનો બાંધી શકાય તેમ છે રામનાથની આસપ સની જગ્યા રામનાથપરાને નામે ઓળખાતી હતી અને તેની પાસે એક મોટુ બજાર હ બ્રહ્મકુંડના ન્હેરાને નામે અત્યારે જે ભાગ પ્રસિધ્ધ છે, તે સિંહપુરનુ એક સારૂ બજા હશે અને તે ડુંગરના પાણીથી ઘસાતા ઘસાતા અત્યારે ન્હેરાના રૂપમા આવેલ મા શકાય છે. ( અત્યારના શિહોરમા ગામ વચ્ચે બે ન્હેરા છે એટલુ જ નહિ પણ પરસીવ સાહેબે સિહોરની શેરીઓ અને બજારો પત્થરથી બાંધી લેવાની શરૂઆત ન કરી હોત ત ડુંગરમાંથી ધસી આવતું પાણી અત્યારની બજારો પરની દુકાનોને પાયમાલ કરી બજારો ન્હેરાના રૂપમા ફેરવી નાખત. ) આ બજારના પશ્ચિમ તરફના પાછળના ભાગમા સુખના મહાદેવ નજદીક લુહારોની દુકાનો હતી. તેઓ લોઢું ગાળવા વગેરેના કામમા સારા કારીગ હશે એમ ત્યાંથી મળી આવતા લોઢાના કાટોડાના જથ્થા પરથી તેમજ સાત શેરી મંડપના પત્થરો લોઢાથી જોડેલા છે તે પરથી કહી શકાય છે.

સિંહપુરમા મુખ્ય ધર્મ શૈવ હશે, કારણ કે ત્યા શિવના દેરાં ઘણા છે, પરંતુ શિ સાથે શક્તિની પણ ઉપાસના હોવી જોઇએ, એમ સાતશેરીના મંડપના પત્થર પરના કો કહાડેલા ત્રિશુળ પરથી કહેવુ પડે છે.

અત્રેથી નીકળતા સિક્કાઓ મહમદ ગાડાના વખતના અને વલભીવંશના વખતન છે. જુના સિહોરના ખંડેરોની માટી નવા ચણતરના ઉપયોગમા લેવાતી હોવાથી જુ શહેરના પાયાઓ પણ ખોદાઈ ગયા છે અને તેમાંથી સિક્કા વગેરે નીકળ્યા છે; પર

રણુાના દરવાજાનો ભાગ એક ન્હાની ટેકરી પર હતો તે હજી સુધી ખોદાયો હોય, કે વધારે પ્રસિધ્ધમાં આવ્યો હોય, એમ લાગતું નથી. વળી તે મજબુત જમીન પર હોઇ વરસાદથી ધોવાઈ જઇ પોતાના પેટમા રહેલી સમૃદ્ધિ બતાવી દે તે પણ અશક્ય છે; તેથી તે ભાગ ખોદાયાથી કંઇક નવીન હાથ લાગશે, એમ આશા રહે છે.

## સુખનાથ મહાદેવ અને સાત શેરીનો મંડપ.

સિંહપુરના ઉત્તર દરવાજાની સામે અને રણુાના લતાની મધ્યમા જવાળામુખીને મળતી તળીયાથી ૮૦૦ ફુટ ઉંચાઇની એક શિખાકૃતિની ટેકરી છે આ ટેકરીના શિખર પર પત્થરથી બાંધેલ મંડપ છે. આ મંડપને અત્યારે સાતશેરીનો ચોરો કહેવામા આવે છે. તેની લંબાઈ ૧૭ાા ફુટની અને પહોળાઇ પણ તેટલીજ છે. મંડપની દરેક બાજુ પર ચાર ચાર થાભલા છે; એટલે ચાર ખુણા પર ચાર અને તેની વચ્ચે દરેક બાજુએ બે થાભલા છે ખુણા પરના થાભલાઓથી ૩ ફુટ ૫ ઈંચ દૂર કોર ઉપર બીજા થાભલાઓ મુકવામા આવ્યા છે, પરંતુ વચેના બે થાભલા વચ્ચેનું અંતર ૬ ફુટ ૧૦ ઈંચનુ છે. મંડપના વચ્ચેના ભાગમા ચાર સ્તંભો છે અને તે મંડપની કોર પરના વચલા થાભલાને સમાન્તર છે. બેઠક જમીનથી ત્રણેક ફુટની ઊંચાઇએ છે, અને તેના પાણા લોઢાની મજબુત જાડી પાટી વડે જોડેલા અને કારીગરીવાળા છે. મંડપની અને થાભલાની ઉંચાઈ ૬ ફુટની છે થાંભલા મારેની નીચેની કુંભી ૧ ફુટની ચોરસ અને કારીગરીવાળી છે. ઉપરની કુંભી એક ફુટની હોવા છતા ચાર પાખડીવાળી અને કારીગરીથી ભરપુર છે. ઉપર નીચેની કુંભીનો ભાગ બાદ કરતા થાભલાનો વચ્ચેનો ભાગ ચાર ફુટ લંબાઇના એકજ પત્થર પર ચોરસ અષ્ટકોણુ અને ગોળ એવા ત્રણ ભાગોવાળો છે. થાભલા ઉપર પત્થરની પાટડીઓ છે પાટડીના ઉપરના ભાગમા ખુણાઓ ઉપર ચાર અને વચ્ચે એક એમ પાચ પત્થરથી દરેક ચોરસ ઢાંકેલો છે.

આ મંડપ કયા સમયમા બંધાયો હશે તે કહી શકાય તેમ નથી. તો પણ સિંહોરી માતાના જીર્ણોદ્ધાર વખતે મળેલા પત્થરની કારીગરી પરથી તથા તે વખતના અક્ષરોના મરોડ પરથી અનુમાન થાય છે કે સિંહોરી માતાનું મૂળ દેરૂં અને સાતશેરીનો મંડપ લગભગ એકજ સૈકામા બંધાયા હશે, અને તે કદાચ વલભી વખતના પણુ હોય.

"રાસમાળા" વગેરેમા આ મંડપને ચોરો કહી ત્યા ન્યાય ચુકાવતા અને સભાઓ ભરતા એમ કહેવામા આવ્યું છે. તે નીચેના કારણો વિચારતા અસંભવિત દેખાય છે.

૧ ન્યાય આપવામા તથા સભાઓ ભરવામા વૃધ્ધ પુરૂષોની અગત્ય ગણુાતી હતી. પરંતુ આવી ૮૦૦ ફુટ ઉંચાઇની દિવાની શિખાના જેવી સીધા ઢોળાવવાળી ઉંચી ટેકરી પર વૃધ્ધો જઇ ન્યાય આપે, સભાઓ ભરે કે નવરાશનો વખત ગાળે એ અસંભવિત છે; માટે તે ચોરો નહિ હોય.

૨ ન્યાય આપવાનું સ્થાન કે સભાઓ ભરવાનું સ્થાન વિસ્તારવાળુ હોવુ જોઇએ કે જેમા ઘણા માણુસો સહેલાઇથી બેસી શકે પરંતુ આ ભાગમા તો વીશ માણુસો પણુ છુટથી બેસી શકે તેમ નથી.

૩ સભાનું મકાન એવુ હોવુ જોઇએ કે મંડપમા બેઠેલા માણુસો એક બીજાને દેખી શકે; પરંતુ આ મંડપ મધ્યેના જાડા ચોરસ થાભલાઓ આ મુશ્કેલી ઊભી કરે છે.

૪ સાતશેરીના મંડપ જેવી ઊંચી જગ્યે પર ચોરો રાખ્યો હોય તો સિંહપુર તમામ ઘરો અમર્યાદિત બને

૫ સાતશેરીના ચોરામા શિયાળા, ઊનાળા કે ચોમાસાથી બચવાને કઇ સાધન નથ

ઉપરના કારણોથી અનુમાન થાય છે કે સાતસેરીનો મંડપ સભા ભરવાને કે ન્ય આપવાને માટે હશે નહિ, પરંતુ કોઇ બીજા ઉદ્દેશથી આવી ઊંચી ટેકરી પર બાધવા આવ્યો હશે

જુના વખતમાં ગામની સભાળ રાખવાને ગામની ચોતરફ નજર પડે એવી ઊ ટેકરી પર માણસ રાખવામા આવતું હતું. આ માણસ ચોતરફ ધ્યાન રાખતો હતો ચ કોઇ ધાડપાડુ વગેરેનું ટોળુ આવતું દેખતો કે પોતાનો ભયસૂચક ઢોલ વગાડી ગા જાહેર કરતો હતો. તેથી અનુમાન થાય છે કે આવા માણસને માટે ગામની સભાળ ખવાનું સ્થળ હોય તો તે સભવિત છે. ઉપરાત જુવાનીઆઓ કે અન્ય ફરવા જ નિમિત્તે કે સૃષ્ટિસૌદર્ય જોવાને સાત શેરીની ટેકરી પર ચઢતા હોય એમ આ શહેર નાશના કારણથી સિધ્ધ થાય છે. પરંતુ ન્યાય આપવાનું કાર્ય તો બન્ને દરબારોના સ મંડપમાજ થતું હશે એમ મારૂ ધારવુ છે.

આ ટેકરીના તળેટીના ભાગમા સુખનાથ નામના મહાદેવ છે પરંતુ તેનું અસલ સિંહપુરના નાશ સાથેજ નાશ પામ્યુ લાગે છે. દેરાનો જીર્ણોધ્ધાર થયેલો છે, પરંતુ શ રનું લિગ અને હનુમાનની મૂર્તિ પ્રાચીન છે અને તે કદમા મોટા છે. આ દેરા પાસેના ભાગમા પાળીઆઓ છે, તે દેવનાગરી લિપિથી અંકિત છે, પરંતુ ઘસાએલ હોવા તેના અક્ષરો વાચી શકાય તેમ નથી.

## રણાનો અને જાનીનો દરબારગઢ.

સાતશેરીના મંડપથી દક્ષિણે રાણીયા ડુગર અને સાતશેરીની ટેકરી વચ્ચે સી લીટીમા એક ન્હાની ટેકરી પર રણાનો દરબારગઢ હતો. હાલ તેનું એક ભીતડું ઉભુ ન પરંતુ પાયામા આખા મકાનનુ પ્લાન જેવુ ને તેવુ તૈયાર છે. આ દરબારગઢમા વીશ તેથી વધારે ખડો હતા અને તે પાકી ઈંટોથી અને સફેદ ઘડાઉ પત્થરના ચોસલાથી ઘેલા હતા. મકાનની ઉંચાઈ કેટલી હશે તેનું ચોક્કસ માપ તો કહી શકાય તેમ નથી પણ પાયા તરફ અને તેના ખંડો તરફ દષ્ટિ કરતા તે એક કે બે માળનુ હશે એમ અ માન થાય છે. આ દરબાર-વાસની ફરતો ગઢ હતો, અને તેમા દરવાજા પાસે રક્ષક રહેવાનો એક ન્હાનો ખડ ગઢને લાગેલો હતો. રણાનો દરબારગઢ રણાની પાટીની મ મા હતો; અને અંદરના એક વિશાળ ખડમા તેઓ સભાઓ ભરતા અને ન્યાય ચુકાવ પરંતુ હાલના જેવા ન્યાય આપવાના પ્રસગો તે વખતે હમેશા લાગુ રહેતા નહિ.

રણાના દરબાર-ગઢથી વાયવ્ય કોણમા બ્રહ્મકુડ પાસેની ઉંચી ટેકરી પર જાનીનો બારગઢ હતો, આ દરબારનો વિસ્તાર રણાના દરબારગઢ જેટલોજ હતો, પરંતુ રણા દરબારગઢ જેટલો ભવ્ય અને મજબુત ન હતો. (આ પરથી અને સિંહપુરના નાશ કારણ પરથી રણા બ્રાહ્મણો કરતા જાની બ્રાહ્મણો નબળા હતા એમ અનુમાન થાય છે. રણાનો દરબાર મજબુત ટેકરી પર હોઇ તેના પાયા જેવા ને તેવા છે, ત્યારે જાનીનો બાર પોચી જમીનમા હોઇ તેના પાયાનો કેટલોક ભાગ વિખરાઇ ગયો છે, અને કેટલ ભાગ છે; પરંતુ જાનીના દરબારનો પ્લાન દોરવો એ મુશ્કેલીનું કામ છે. રણાનો દરબ

તેની પાટીના મધ્યમાં હતો, ત્યારે જાનીનો દરબાર જાનીની અને રણુની પાટીના સીમાડા પર હતો. હાલ જે ભાગ બ્રહ્મકુંડના ન્હેરાને નામે ઓળખાય છે, તે જાનીની પાટીમા એક મોટું બજાર હતું.

## જોડનાથ મહાદેવ.

આ દેરાનો જીર્ણોધ્ધાર હમણાજ થયો છે તે પહેલાનું દેરૂં સિંહપુરના નાશ સાથે નાશ થયેલ લાગે છે. અને તેથી તે મહાદેવની સ્થાપનાનો લેખ મળી શક્યો નથી. તેમનું મૂળ નામ શું—એ હશે ! પરંતુ એકજ થાળામા મહાદેવના બે લિંગ સાથે હોઇ તેને હાલમા તો જોડનાથ મહાદેવ કહેવામા આવે છે. અહિંના તમામ જુના શિવલિંગો મોટા કદના જોવામા આવે છે. આ મહાદેવની નજદીકમા એક ઘણો પહોળો અને ઉંડો બાંધેલો કુવો હાથ લાગ્યો છે. કદાચ આ જગો વલભી વખતની હોય એમ પણ અનુમાન થાય છે.

## બ્રહ્મકુંડ.

આ કુંડ નવા સિહોરની દક્ષિણ બાજુપર અને જાનીના દરબારગઢથી પશ્ચિમમા આવેલો છે. તેના પર કેટલાએક ફેરફારો થવા છતા તે કુંડ પુરાણના સમયનો છે, એમ સાબીત થયું છે. કવીશ્વર નર્મદાશંકરભાઇ કે જેની સાહિત્યસેવા માટે ગુજરાત ઋણીએલું છે, તે પોતે "કાઠીઆવાડ સર્વ સંગ્રહ" મા આ કુંડના સબંધમા લખે છે કેઃ—"સ્કંદપુરાણમા લખેલ છે કે જે બ્રાહ્મણ એમા ( બ્રહ્મકુંડમા ) નાહી નીલકંઠેશ્વરની શ્રધ્ધાથી પૂજા કરે છે તે વાકચતુર ને વિદ્વાન્ બને, ને તેનો કૈલાસમા વાસો થાય." આ કુંડ સિધ્ધરાજના વખતમા એક ન્હાના સરખા તળાવડાના રૂપમા આવી ગયો હતો. આ તળાવડાના રૂપમા આવી ગયેલા કુંડના પાણીથી હાથ પગ ધોતા સિધ્ધરાજના કોઢમા ફાયદો થયો. તેથી સિધ્ધરાજે તે કુંડ સમરાવવો શરૂ કર્યો; પરંતુ તેમના મરણ પછી તે કામ બાકી રહ્યું. કેટલાક વર્ષો ચાલ્યા જતા ભાવનગરના ઠાકોર સાહેબની આજ્ઞાથી તે કુંડ પૂરો થયો. પરંતુ સિધ્ધરાજે કરાવેલ કામ અને ત્યાર પછીનું કામ દેખાવમા એક સરખું હોવા છતા સિધ્ધરાજે કરાવેલ થોડુ પણ મજબુત કામ તરી નીકળે તેવુ છે.

આ કુંડનો આકાર ચોરસ છે. અને તેની આસપાસ ચારે બાજુએ બુરજો અને ઉપર અગાશીઓ છે. આ બુરજોથી વસ્ત્રો અને ન્હાવા આવનારનું ટાઢ તાપ કે વરસાદથી રક્ષણ થાય છે, એટલુજ નહિ પણ કુંડની શોભામા વધારો થાય છે. કુંડની લંબાઇ ૮૪ ફુટની અને પહોળાઇ પણ તેટલીજ છે કુંડની ચારે બાજુએ પગથીયા છે અને વચ્ચે વચ્ચે પસ્તાર ( પાટ ) છે પસ્તારની પહોળાઇ અને ઉંચાઇ ૬॥ ફુટની છે આવી છ પટોને અંતે ૨૨॥ ફુટ ચોરસનો એક ભાગ આવે છે અને તેની મધ્યમા ૧૩॥ ફુટ ચોરસનો એક કુવો છે; પરંતુ દુષ્કાળના પ્રતાપેજ આ કુવાનુ દર્શન થાય છે કુવાના પથ્થર મજબુત અને સફેત છે, અને તેના ઉપર સિધ્ધરાજ જયસિંહનું નામ અને દોરડાના વાઢ નજરે પડે છે, તેથી અનુમાન લેવાય છે કે સિધ્ધરાજના અધુરા રહેલા કામ પછી સિંહપુરના લોકોએ આ કુવાના પાણીનો દુષ્કાળના વખતમા ઉપયોગ કર્યો હોય તો તે સંભવિત છે. આ કુંડના દરેક પગથીઆ નીચે ગોખલામા હિંદુ કારીગરના હાથથી બનેલા પૂતળા મુકવામાં આવ્યા છે જુનાગઢનો રેવતીકુંડ આ કુંડથી ન્હાનો, દેખાવમા ઉતરતો અને અસ્વચ્છ પાણીવાળો હોવા છતા લગભગ મળતો આવે છે આ કુંડનુ પાણી સ્વચ્છ રહે છે

અને તેમાં ન્હાવા સારૂ બહારગામથી ઘણા લોકો આવે છે, પરંતુ ખરી ઠઠ તો ભાદરવી અમાસના મેળા પરજ હોય છે.

## ગૌતમકુંડ અને ગૌતમેશ્વર મહાદેવ.

સિંહપુરની તેમજ સિહોરની પશ્ચિમ દિશાએ ગૌતમી નામની નદી છે. આ નદીનું મૂળ દશબાર માઇલ હોવા છતા દુષ્કાળના વરસ સિવાય તેમા હંમેશા પાણી વહે છે. સિંહપુરના નૈઋત્ય કોણ પર નદીના મધ્ય ભાગમા ગૌતમકુંડ નામનો એક વહેતો કુંડ છે. આ કુંડ પ્રથમ પત્થરોમા કોરી કહાડેલો કે કુદરતથી બનેલો હશે, પરંતુ પાછળથી માણસોએ ન્હાવાધોવાની સગવડ ખાતર થોડો ભાગ બાંધ્યો દેખાય છે અગ્નિ ખુણાથી વાયવ્ય ખુણામા આ કુંડની લંબાઇ છે, અને નૈઋત્યથી ઇશાનમા તેની પહોળાઇ છે. દક્ષિણ તરફથી કુંડમા પાણી આવે છે અને પશ્ચિમ તરફથી નદીમા ચાલ્યુ જાય છે અહિંથી થોડે દૂર ડુંગરમા કોરી કહાડેલુ એક મહાદેવનું દેરૂ છે તેને ગૌતમેશ્વરમહાદેવ કહે છે. આ દેરાની લંબાઇ અને પહોળાઇ ૧૮ ફુટની છે અને તેના ઉપર હાલમા અગાશી બાંધવામા આવી છે. તથા આસપાસ ચોકીદારોને અને બાવાજીને રહેવા તથા સાધુબ્રાહ્મણને ઉતરવા ઓરડાઓ બનાવવામા આવ્યા છે ઘણા ખરા શ્રધ્ધાળુ લોકો ન્હાવા અને મહાદેવના દર્શન કરવા અહીં હમેશા આવે છે. પરંતુ શ્રાવણમાસમા ઘણીજ ભીડ થાય છે. જન્માષ્ટમીનો અહિં મેળો ભરાય છે અને તે વખતે આસપાસના દશપંદર ગાઉ ઉપરના માણસો પણ આવે છે.

આ કુંડની ઉત્પત્તિ વિષે લોકકહેણી એવી છે કે—અહિં ગૌતમઋષિનો આશ્રમ હતો. આ મહાદેવની અને કુંડની સ્થાપના ગૌતમઋષિએ પોતે કરેલી છે. એક વખત ઉપરાઉપર સાત દુકાળો પડયા હતા, તે વખતે આસપાસના લોકોનુ દુઃખ મટાડવા ખાતર ગૌતમે એક ખાડો બનાવી, તેમા વરૂણનુ આવાહન કર્યું હતું. તેથી આ કુંડ બન્યો છે, અને તેમાનુ પાણી સુકાતું નથી. ગમે તેમ હો પરંતુ કુંડ વિષેના જે ત્રણ સત્યો લોકો બતાવે છે, તે વિચારવા જેવા છે.

૧ દુષ્કાળના વખતમા કુંડના ઉપરના ભાગમા તથા નીચેના ભાગમા પાણી સુકાઇ જાય છે ત્યારે કુંડનુ તળીયું ઉંડુ નહિ હોવા છતા તેમા કેડ સુધી કે તેથી વધારે પાણી રહે છે.

૨ નદીમા પાણી આવે છે ત્યારે દક્ષિણ દિશામાથી રેતી અને પાણા તણાઇ આવે છે, તે કુંડના ઉત્તરના કાંઠા ઉપર આવેલી ન્હાની ટેકરી સાથે અથડાઇ કુંડ પુરાઇ જવો જોઇએ; કારણ કે કુંડનો ઉત્તરનો કાંઠો તે ટેકરીજ છે, તથા પાણીને જવાનો માર્ગ પશ્ચિમમા છે.

૩ કુંડની ઉંડાઇ હમેશા પાંચથી છ ફુટનીજ રહે છે,

## દયાનંદ યોગેંદ્રની ગુફા.

ગૌતમકુંડની ઉત્તર બાજુ પર આવેલી ન્હાની ટેકરી પર અત્રેના સન્યસ્ત ગ્રહણ કરેલ બ્રાહ્મણ દયાનંદયોગેંદ્રે આ ગુફાઓ બંધાવી છે. આ ગુફા ડુંગરમા તથા નદીના તટ પર હોઈ બહુ રમણીય અને મહાત્માઓને રહેવા યોગ્ય છે ગુફા ઉપર ઓરડો અને અગાસીઓ બનાવી છે, તે તથા ગુફાઓના જુદા જુદા ખંડો અને મહાદેવની કોરી કહાડેલી ન્હાની ગુફા જોવા યોગ્ય છે.

## ધારનાથ મહાદેવ.

ગૌતમકુંડથી નદીના પ્રવાહ સાથે આગળ વધતા નદીના પશ્ચિમ તટપર ધારનાથ મહાદેવ આવેલ છે આ મહાદેવ પુરાતની છે અને તે એક ન્હાની ધાર પર હોવાથી હાલ તેને ધારનાથ મહાદેવને નામે ઓળખવામા આવે છે.

ધારનાથમહાદેવનો જીર્ણોધ્ધાર એક મુંબઇ વસતા ગૃહસ્થે કર્યો છે. તેમણે નદી વચ્ચે એક કુંડ બંધાવ્યો છે, પરંતુ આ ઠેકાણે નદીનું પાણી દક્ષિણથી ઉત્તરમા સીધું જવા છતા નદીના પુરથી આ કુંડ પુરાઇ જાય છે.

## ભુતનાથ મહાદેવ અને પંદરસો વર્ષથી શરૂ રહેલું સ્મશાન

ધારનાથમહાદેવથી નદીના પ્રવાહ સાથે આગળ વધતા નદીના પૂર્વ કિનારા પર ભૂતનાથમહાદેવનું દેરૂ અને સ્મશાન આવે છે મહાદેવનુ લિંગ જુનું છે તેથી, મહાદેવના નામ પરથી, સિંહપુરને આ ભાગ લગતો હોવાથી, અને કેટલીક કહેણી ઉપરથી અનુમાન થાય છે કે કે જુના સિહોરના વખતમા પણ આ ભાગજ સ્મશાન તરીકે ઉપયોગમા લેવાતો હશે. હાલ આ સ્મશાનમા અત્રેના કપોળ ગૃહસ્થ મહેતા કામજી ભીમજીએ છપર બનાવડાવી આપ્યુ છે તે મોજુદ છે, અને અત્યારના હિંદુ લોકો તેજ ભાગને સ્મશાન તરીકે ઉપયોગમા લે છે.

## સિહોરનો કિલ્લો અને સુરકાનો દરવાજો.

ભૂતનાથ મહાદેવથી નદીના પ્રવાહ સાથે આગળ વધતા નદીના પૂર્વ કાંઠા પર કિલ્લો અને દરવાજો આવે છે. આ કિલ્લો નવું સિહોર વસ્યા પછી પશ્ચિમના ખુલ્લા ભાગ પર અને ડુંગરના ભાગની થાળીમા જ્યા જરૂર લાગી ત્યા કરવામા આવ્યો છે આ કિલ્લાને લગતી ઉંચી ટેકરીઓ પર કોઠાઓ બાંધવામા આવ્યા છે. સિહોરના નૈઋત્ય છેડા પર એક દરવાજો છે, તેને સુરકાનો દરવાજો કહેવામા આવે છે. આ દરવાજાની બેઉ બાજુએ ઉંચી ટેકરી પર કોઠાઓ છે, અને તેમા અત્યારે પણ નકામી કરી મૂકેલી તોપો પડી છે. હિંદુસ્તાન પર આવવાને જેમ વાયવ્યકોણ એકજ નાકુ છે, તેમ સિહોર પર પરદેશીઓને ચઢી આવવા આ એકજ દિશા ખાલી છે, અને તેથી દરવાજાની અને નદીની સામેના મોટા મેદાનમા પરદેશીઓ પડાવ નાખી સિહોર સર કરવાનો પ્રયત્ન કરતા હતા

## પરદેશીઓના હુમલા અને સિહોરના સિંહો.—સંગ્રામ પહેલો.

શિવાજીનો પુત્ર શાહુ સતારામા રાજ્ય કરતો હતો ત્યારે તેણે કંતાજી કદમ બાંડે અને પિલાજી ગાયકવાડને મોટી મોટી જાગીર ઇનામમા આપવાનું ચોક્કસ વચન આપી સૌરાષ્ટ્ર જીતવાને મોકલ્યા હતા. તેઓએ સિહોરથી બે ગાઉ દુર સુરકાના દરવાજા સામે પડાવ નાખી ભાવનગરના પહેલા ભાવસિંહજીને લડાઇનું કહેણ કહાવ્યુ પરંતુ સિંહપુરના સિંહો સાથે લડતા કંથાજી અને પિલાજી નાસી છુટયા.

## સંગ્રામ બીજો.

પેશ્વાના સુબા શિવારામ ગાર્દીએ ૧૭૮૫ મા સિહોર પાસે પડાવ નાખી મહારાજા વખતસિંહજી પાસે ૧૦ ગણી ખંડણી માગી, તેથી ક્રોધે ભરાઇ ઠાકોર વખતસિંહજીએ લશ્કરની ભારે તૈયારી કરવા માંડી. આથી તથા ડુંગરી કિલ્લામા રહેલા માણસોને મેદાનમા હેલ પોતે નહિ પહોંચે એમ ધારી તે લોલીયાણે ગયો; પણ ઠાકોર વખતસિંહજીએ તેની

પાછળ પડી ત્યાથી પણ નસાડયો હતો. શિવરામ ગાર્દીને માટે કહેવાતી કહેવત ( "શિવારામ ગાર્દીને જ્યા પડયો ત્યાં એ માસને બાર દિ." ) મહારાજા વખતસિંહજીએ ખોટી પાડી તે ગોહિલોની અમર કીર્તિ ગણાય

## સંગ્રામ ત્રીજો.

પેશ્વાની નબળાઇમા સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા ત્યારે ગાયકવાડે પોતાના અજિત્ય સરદાર બાબાજીને ( જેના નામ પરથી બાબાશાહી રૂપિયો કહેવાય છે તે. ) ખંડણી ઉઘરાવવા મોકલ્યો હતો. તેણે આખા સોરઠને ફરી વખતસિંહજી મહારાજાને કહ્યું કે તમે ઘણો મુલક જીત્યો છે માટે તેના પ્રમાણમા ખંડણી મોકલો, નહિતો તમારો મુલક પાયમાલ કરી ખંડણી કઢાવીશ. આથી, ઇ. સ. ૧૮૦૪ મા ઠાકોર વખતસિંહજીએ પોતાનું લશ્કર લઇને સિહોર આવ્યા અને દરવાજા બંધ કર્યા ( કારણ કે બાબાનું સૈન્ય ઘણું હતું એટલુ જ નહિ પણ અજિત્ય હતું, ) બંદૂકો વાગાને ગઢની રાંગ પર ગોઠવી દીધા અને કોઠાઓમાથી તોપો શરૂ કરાવી. બાબો પણ કાચો પોચો ન હતો. તેણે વખતસિંહજીના આવા મારાની દરકાર ન કરતા કિલ્લો તોડવાની પેરવીઓ કરવા માડી, પણ તેની પેરવી અમલમા આવતા પહેલા મહારાજા વખતસિંહજીએ કોઠાઓમા ન્હાની તોપોને બદલે મોટી તોપો ચઢાવી અને તે બાબાજીના લશ્કર ઉપર શરૂ કરી બાબાજીએ ગોલંદાજને મારવા ખાતર તોપનું મો કોઠા માહેની તોપ તરફ કર્યું, આ તોપ તેના પાસેની બધી તોપોમા જબરી હતી અને તે એકજ તોપથી પોતાનું ધાર્યું સિદ્ધ થયેલુ જોવા ઉત્સુક હતો. પરંતુ મહારાજા વખતસિંહજીના હોંશિયાર ગોલંદાજે પોતાની તોપ પેશ્વાની તોપના નાળચામા છોડી તેથી પેશ્વાની તોપ ફાટી અને તેનુ લશ્કર ગભરાયુ ઠાકોર વખતસિંહજીએ સમય વરતી બીજે રસ્તે બાબાના લશ્કરને ઘેર્યું તેથી તેને પાચ માસ સુધીની મોટી ખુવારી પછી પુરેપુરી ખંડણી મળ્યાની પહોંચ લખી આપવી પડી. આ સમંત્રમા એક દોહો કહેવાય છે કેઃ—

"બાબા તારી બકરીનો કોય ન ઝાલે કાન, ખરી સોતો ખાઇ ગયો ભડલી વાળો ભાણ."

આ પરથી જણાય છે કે ભડલી નામના ગામનો ભાણ ખાચર કોઇ બહાદુર માણસ હશે; અને તે ઠાકોરના લશ્કરમા આગળ પડતો ભાગ લેતો હશે.

## સિહોરી માતાનું દેરૂં.

નવા સિહોરની ઉત્તર તરફના ઉંચા ડુંગરના એક શિખર પર આ દેરૂં આવેલુ છે આ સ્થળ પણ જુનુ હોય એમ લાગે છે. સિહોરી માતાનો જીર્ણોધ્ધાર કરતા ત્યાથી જે પત્થર મળી આવ્યો છે તે સાત શેરીના મંડપને મળતો પત્થર છે, અને તે પાણા પર 'મારૂ દેવી' એમ દેવનાગરી લિપિમા નામ લખેલું છે. આથી જૈનો જૈનનું દેરૂં માની હાથ કરવા માગતા હતા, પરંતુ તેમ બન્યુ નથી. હાલ તો તે સિહોરીમાતાના નામથી ઓળખાય છે. અને તેનો જીર્ણોધ્ધાર ભાવનગરના મહારાજા તખ્તસિંહજીએ કરાવ્યો છે. સિહોરનું બાળક હોય તે પરણ્યા પછી તુરત ત્યા દર્શન કરવાને સજોડ જાય છે; અને પતિ પત્નીમાથી જે પ્રથમ ઉતરે તેનુ ઘરમા વિશેષ ચલણ થવાનો વહેમ મનાતો હોવાથી ઉતરવામા ઉતાવળ કરી કેટલાક તો નવીન ગૃહસંસારમા પ્રવેશ કરતાજ ઉંચા અને પગથીઆ વગરના ડુંગર પરથી દડી શ્વસુરપક્ષની સેવા માગે છે, આ દેવીની સ્થાપના ક્યારે થઇ હશે તે કહેવાય તેમ નથી. તો પણ મારૂદેવીનુ નામ ચમકાવે છે કે તે જગો કદાચ "વલ્લભી" વખતની પણ હોય.

## ઠાકરદ્વાર.

સિહોરની મધ્યમાના ઠાકરદ્વાર માહેની મોરલીધરની મૂર્ત્તિ પ્રાચીન છે. એ મૂર્ત્તિના સબંધમા કહેવાય છે કે ભાવનગરના મહારાજાના પૂર્વજ સેજકજીને ખેરગઢમાંથી નીકળવું પડ્યુ ત્યારે તેમણે પોતાના ઇષ્ટદેવ મોરલીધરજીનું સિહાસન રથમા ગોઠવી પોતાની સાથે લીધુ હતું. એક રાત્રે ઇષ્ટદેવ મોરલીધરજીએ મહારાજા સેજકજીના સ્વપ્નામા આવીને કહ્યું કે જ્યા આગળ મારા રથનું પૈડુ અટકે ત્યા તુ અટકી જજે. તેથી મહારાજા સેજકજી જે ઠેકાણે રથ અટક્યો હતો, ત્યા સેજકપુર વસાવીને રહ્યા હતા. પરંતુ તે વંશની ગાદી સિહોરમા થતા સિહોરના ઠાકરદ્વારમા તે મોરલીધરજીની મૂર્ત્તિની સ્થાપના કરવામા આવી હતી, એમ ત્યાંના બાવાજી કહેતા હતા.

## જુનું તોપખાનું.

ઠાકરદ્વારથી આગળ ચાલતા (સિહોર રાજધાનીનું નગર હતું તે વખતના) જુના તોપખાનાની જગો આવે છે. આ સ્થળે પહેલા તોપો અને દારૂ ગોળો રાખવામાં આવતો હતો, પરંતુ અત્યારે તે નીચેના ભાગમા શાકમાર્કિટ છે, અને ઉપરના ભાગમા ગુજરાતી બાળનિશાળ બેસે છે. "સાપ ગયા અને લીસોટા રહ્યા" તે કહેવત પ્રમાણે અત્યારે પણ તે નિશાળને તોપખાનાની નિશાળ કહી લોકો ભૂતકાળનુ સ્મરણ કરાવે છે. અત્યારે ત્યા ગંગા અને જમના નામની ભયંકર પણ નકામી કરાયેલી તોપો એક ખૂણામા પડી છે.

## રાજનાથ મહાદેવ.

જુના તોપખાના પાસેથી આગળ ચાલતા થોડે દૂર રાજનાથ મહાદેવ આવે છે. આ મહાદેવ ઘણા પ્રાચીન છે, જે વખતે સિહોરનો જન્મ પણ નહોતો. તે વખતે સિંહપુર (જુના સિહોર) ના ઉત્તર છેડા પર ખુલ્લા મેદાનમા આ મહાદેવનુ દેરૂં અને તેની પાસે એક જબર-જસ્ત વાવ હતી કે જે વાવના પગથીઆ ૫૦ ફૂટથી દૂર ગયેલ છે. આ વાવ રાજનાથ મહાદેવના દેરાનો જીર્ણોદ્ધાર થતા હાથ લાગી છે. અને અત્યારે તેને કુવાના રૂપમા રાખવામા આવી છે

## સિંહપુરના નાશનું કારણ.

"રાસમાળા" ના કર્ત્તા વગેરે સિંહપુરના નાશનુ કારણ કહેતા લખે છે કેઃ—જાનો બ્રાહ્મણની રૂપાળી કન્યા સ્થુળને આપી હતી. તે એક સમયે પોતાના ધણીના ઘરમાં વલોણું કરતી હતી, તે વેળા તેણીએ માથે નહિ ઓઢના ચોટલો છૂટો મૂક્યો હતો આ વખતે કેટલાક બ્રાહ્મણો સાતશેરીના ચોરામા ચોમેર દેખાય એવી જગો પર બેઠા હતા. તેમાં પેલી સ્ત્રીનો ધણી પણ હતો. પણ એક બ્રાહ્મણના જેવામા તે આવ્યો નહિ, એટલે બોલી ઉઠયો કે આપણે પેલી બાયડીને દેખીએ છીએ, તોએ તે માથે ઓઢતી નથી. જેનો ધણી હીજડો હોય તેની બાયડી આવી નિર્લજ હોય. આ સાભળી પેલી સ્ત્રીના ધણીને હાડોહાડ લાગી ગઇ અને ઘેર જઇ તેનો ચોટલો અને નાક કાપી નાખ્યા; આથી કરી જાની અને સ્થુળ વચ્ચે લડાઇ થઇ સિહોરનો નાશ થયો. પરંતુ આ વાતમા સંદેહ ઉત્પન્ન કરનાર કેટલાક કારણો નીચે પ્રમાણે ઉપસ્થિત થાય છે.

૧ વલોણાનો વખત ઘણે ભાગે પ્રાતઃકાળમા હોય છે. પરંતુ તે વખતે બ્રાહ્મણ નિત્યકર્મથી પરવારી ચોરામા બેસવાને નવરા હોય એ અશક્ય.

૨ વીશ માણસો પણ સહેલાઇથી ન બેસી શકે તેવા ન્હાના ભાગમા સાથે બેઠેલા માનો કોઇ માણસ ન દેખાય એ બનવુ અશક્ય છે

૩ "આપણે દેખીએ છીએ તો પણ માથે ઓઢતી નથી" આ કઇ સ્ત્રીનો ગુન્હો કહેવાય નહિ તેથી આવો આક્ષેપ કોઇ પણ માણસ કરે નહિ. તેમજ આવી ક્ષુદ્ર બાબત માટે તેના ભાઇડાને હીજડો પણ કહે નહિ. ઉપરના કારણોથી સ્પષ્ટ માલુમ પડે છે કે મૂળવાતમા કઇ ફેરફાર થઇ ઉપરની વાત ઘડાઇ છે. મૂળ વાત નીચે પ્રમાણે હોવી જોઇએ.

કોઇ નવીન પરોણાને પ્રાત કાળનું રમણીય દશ્ય અને ડુંગરની ખીણમા પથરાયેલ શહેરનો દેખાવ દેખાડવાને કેટલાએક યુવકો સાતશેરીના મડપ ઉપર લઇ ગયા ત્યાથી જોતાં જોતા છાશ કરતી પેલી બાઇને જોઇ પેલા નવીન યુવક પરોણાએ તેના શરીરના કેટલાક ભાગની અયોગ્ય ટીકા કરી; પરતુ તેમને ખબર નહોતી કે તે સ્ત્રીનો પતિ પોતાના ઓળખીતા મિત્રની સાથેજ છે. પેલી સ્ત્રીના પતિને તુરતજ લાગી આવ્યુ કે—**भार्या रूपवती शत्रु**. અને તેથી પોતાની સ્ત્રીનુ નાક અને ચોટલો કાપી નાખ્યા. બાઇ તેને પીયર ગઇ અને આવા ભયકર વેષમા પોતાની દીકરીને જોઇ જાનીને ક્રોધ ચડી આવવાથી રણા સાથે લડવા ગયા. "કજીયાનુ મો કાળુ." તે કહેવત પ્રમાણે કજીઓ વધી પડયો, હથીઆરો ચમકવા લાગ્યા અને લોહીની નદીઓ ચાલવા લાગી. કહેવાય છે કે આ વખતે સવામણ જનોઇઓ ઉતરી હતી.

આમ અદાવત થવાથી અને જાનીઓ નબળા હોવાથી ઉમરાળાના ઠાકોર વિસાજી ગોહેલની મદદ માગવા ગયા. પરતુ રણાને ખબર પડતાજ તે ગભરાયા અને ગારીયાધારના ઠાકોરને સિહોર વગેરે બાર ગામ આપી દેવા ઠરાવી એકદમ પોતાની મદદે બોલાવી લાવ્યા, અને લડાઇ શરૂ થઇ. પરતુ ગારીયાધારના ઠાકોરના માણસો રસોઇમા રોકાએલા ભૂખ્યા હોવાથી લડી શકયા નહિ, તેથી રાંધેલ ખીચડીના ચરૂમા ધૂળ નાખી નાસી ગયા ઠાકોર વિસાજીએ સિહપુર હાથ કરી બ્રાહ્મણોના ઝગડાનો અંત આણ્યો

આ રીતે રણા બ્રાહ્મણોને નાસી જતા બચેલા જાનીઓને અને બીજા બ્રાહ્મણોએ પોતાને ઉપયોગ પુરતી જમીન ખેડવા રાખી બાકીના સિહપુર વગેરે બાર ગામ ઉમરાળાના ઠાકોર વિસાજીને આપ્યા તેથી વિસાજીએ સિહપુરથી ઉત્તરમા નવુ શહેર સિહોર વસાવી સિહપુરની પ્રજાને સુખી કરી થોડા વખત પછી ગોહેલોએ ઉમરાળેથી ગાદી બદલી સિહોરમા કરી તે વખતનો બધાવેલ રાજમહેલ જોવા જેવો છે, તેના એક ઓરડાની ભીંતો ઉપર ચિત્રમય લિપિથી ગોહેલોનો ઇતિહાસ ચિતરવામાં આવ્યો છે. તે જોવા લાયક છે.

# હિન્દુઓના તરેહવાર રીતિરિવાજો.

[ હિંદના પ્રાચીન ઇતિહાસના સાધનો એકઠા કરી તે ઉપરથી દેશનો ઇતિહાસ ઉપજાવી કાઢવામા અજબ સામર્થ્ય બતાવનાર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીના નામથી હિંદનો ઇતિહાસ જાણનાર દરેક જણ પરિચિત છે. એમના જૂના પત્રો, લેખો વગેરેનો એક નાનો સમૂહ હમણા મળી આવ્યો છે જેમા તેમણે ઇ. સ. ૧૮૭૦–૭૧ ની સાલમા હિંદના જુદા જુદા ભાગોમા મુસાફરી કરતા લોકાચારના જુદાજુદા રિવાજો નોંધેલા તેનુ એક ટિપ્પણ તૈયાર કર્યું જણાય છે. આચારની રૂઢીઓ દેશના જુદાજુદા ભાગમા કેવી રીતે પ્રવર્તે છે, તેનુ એમા સારૂં વર્ણન આપવામા આવ્યું છે. હમણા હમણા સમાજ શાસ્ત્ર (Sociology) ના વિષય ઉપર ઘણું ધ્યાન ખેંચાયુ છે, તેવે વખતે આ નિબંધના ટિપ્પણો એ વિષયના અભ્યાસકોને ઉપયોગી થઇ પડશે એવી આશાથી આ પરિષદ આગળ રજૂ કરવામા આવે છે.]

હરિલાલ મા. ભટ્ટ. ]

## હિન્દુઓના તરેહવાર જ્ઞાતિ રીવાજો.

૧ નેપાલમાના લોકો માંસ આદિ ખાય છે. મદ્ય પીએ છે પણ જો મુસલમાને જનાવર માર્યું હોય તો તે નહી ખાય. તેમજ મુસલમાને મદ્ય કાઢેલું હોય તો, તે નહીં ખાય અને મુસલમાને મધ કાઢેલુ હોય તો તેને અડકશે પણ નહીં. કોઈ મુસલમાનને અડકી જશે તો હાથમા ચુનો લગાડેલુ પાન હશે તો તેને નાખી દેશે. કોઈ મુસલમાન વેશ્યા સાથે અથવા કોઈ મુસલમાનડી સાથે સંગ કરે તો તેને તુરત મુસલમાનની જાતમા ભેળવી નાખે છે. આ સઘળાનું કારણ શું છે? તેઓને મુસલમાનની સાથે વાસ કરવો પડનો જ નથી.

૨ કાશ્મીરમા મુસલમાની વેશ્યાઓને ત્યા સૌ હિંદુ જાય છે ઘરમા ચાકર મુસલમાન હોય છે. બ્રાહ્મણો પણ જ્યારે બાગમા જમવુ હોય ત્યારે રસોઇ કરી એક ડોલ જેવા વાસણમા મુકી તેપર કપડુ વીટી ઘરના મુસલમાન નોકરને માથે મુકે ને કહેશે કે તેને અડકીશ નહી, તે માત્ર એ વાસણને માથે લઇને લઇ જાય. એવે પંડીતજી અને તેના દોસ્તો બીછાનું બીછાવી વાડીમા બેશી એ વાસણ માહેનુ સઘળુ ખાવાનું બાહેર કાઢી દોસ્તોની સાથે બેશી ખાય. એનું કારણ કે ત્યાહા મુસલમાન સાથે ઘણો સબંધ હતો.

૩ ગુજરાતના નાગર બ્રાહ્મણ અને બીજા બ્રાહ્મણોનો ચાલુ આચાર એવો છે કે આટામા જરા પાણી પડી ગયુ તો તે સાવ એંઠો થઇ ગયો. તેને નાહ્યા વગર અડકે તો તે ખાવામા કામ નહીં આવે, તે કોઇ ચીજને અડકે તો તે ધોઇ નાખવી પડે અને જો કોઇ બીજી જાતનો અથવા ઉતરતી જાતનો માણસ તેને અડકે તો તે સાવજ અપવીત્ર થઇ ગઇ (ગણાય) તેને સાવજ નાખી દેવી જોઇએ. અને તે જો કોઇએ કામમા લીવો તો તે પણ મહા અધર્મી ને જાતી બાહેર કરવા લાયક ગણાય કારણ કે તેણે ધર્મ શાસ્ત્રથી ઉલટુ કીધું ગણાય.

૪ એજ ધર્મશાસ્ત્રને માનનારા કાન્યકુબ્જ, મૈથીલ અને બીજા બ્રાહ્મણો તથા બીજા ઉંચ વર્ણના લોકો તેમ બીજી ઉંચ જાતના લોકોનો એવો ચાલ છે કે ઘરમા કહાર હજામ જે કોઇ નોકર હોય તે રસોઇનો ચોકો સાફ કરી વાસણો સાફ કરી સર્વ ચીજ રસોઇને માટે તૈયાર કરી આપે, તે વખત આટો પણ પાણીમા ગુંદી આપે ને નાઇ (હજામ)

અથવા કહાર તેની રોટલી પણ વણી આપે પણ તેણે ચોકામા આવવું ન જોઇએ અને બહારથી ચોકાની બહાર રાખતો જાય, ને અહરથ અંદર ચોડવતો જાય, એ રીતે ત્યારે જો કહાર અડે તો નાંખી દેવું પડે. તે વખતે જો કોઈ ચોકામા આવે તો મહા અધર્મ થાય.

૫ મારવાડ (મેવાડ) માળવા અને મથુરા જીલ્લામા કોઇપણ શાક ભાજી વધાર્યા પછી જો તે ચુલાપર હોય ત્યા તેમા મીઠું નાખ્યું તો તે ચોકાની બહાર નીકળે તો છોવાઇ જાય પણ તેને ચુલેથી ઉતાર્યા પછી મીઠું મેળવ્યુ તો તે અપવીત્ર નહી થાય. અને ત્યાના કેટલાક લોકો એમ માને છે કે મીઠું નાખ્યું એટલે અપવીત્ર થઇ ગયું

૬ ગુજરાતની બ્રાહ્મણની જાતના સર્વ લોકો પોતાની જાતના વિના બીજી જાતના લોકોએ કીધેલી અથવા અડકેલી પુરી અથવા જેમા ઘઉ, ચોખા, મગ, ચણા ઇત્યાદિનો આટો પડતો હોય તેવી મીઠાઇ ખાય તો તેણે અધર્મ કીધો (ગણાય) અને નાત બાહેર થાય; પણ ઉત્તર, પૂર્વ અને મધ્ય હિંદુસ્તાનના સર્વ લોકો ઘીમા તળેલી સૌ વસ્તુને પવિત્ર માને છે. ને બજારમાથી દુકાનેથી તે કહાર અથવા હજામ લઇ આવે તોપણ ખાવાને કાંઈ હરકત ગણતા નથી.

૭ દક્ષિણના સર્વ બ્રાહ્મણો શુદ્રનુ અડકેલુ પાણી પીએ નહીં. પેશ્વા બાજીરાવના વખતમા ઝાડે જવાનું પાણી પણ મહારાષ્ટ્ર બ્રાહ્મણનુ ભરેલું વાપરવુ પડતું પણ બાકીના સર્વ પ્રાંતોના શુદ્ધ બ્રાહ્મણોના નોકરો શુદ્ર જ હોય છે. અને કાશી અને બીજી જગાએ વસેલા મહારાષ્ટ જાતના બ્રાહ્મણોનું પાણી ભરનાર પણ શુદ્ર જ હોય છે. તેઓની સાથે તેઓ વ્યવહાર પણ રાખે છે. પરંતુ પોતાના દેશમા તેમ કરે તો ત્યા તેને મોટું પાપ લાગે.

૮ કાઠીઆવાડના શ્રાવક અને વૈષ્ણવ વાણીઆઓની સર્વ જાત સાથે જમે છે; પણ બીજી જગાએ તેમ કીધું તો તે ધર્મ ચૂકેલો કહેવાય.

૯ કાઠીઆવાડના વાણીઆની નાત જમવા બેસે ત્યારે તેઓ બાજોઠો અને થાળી, એટલે કાસાની થાળીઓ પોતાને ઘેરથી લઇ જાય જેને ઘેર જમવાનુ હોય ત્યાહા રસ્તામા પાઘડી, અંગરખા, ધોતીયાં સોત ખાવા બેસે છે, માત્ર અંગરખાની કસો છોડી નાખે છે. બાજોઠ ઉપર મોટી થાળી મુકે છે, અને તેમા છોકરા, બાપ, ભાઇ, સર્વ સાથે જમે છે પણ તેજ વાણીઆ મુંબઇ અને બીજા દેશાવરમા સઘળા કપડા ઉતારી રેશમી પીતાંબરો પેહેરી પત્રાવળીમા નોખાનોખા જમે છે ત્યારે જ તેઓનો ધર્મ રહે ગમે તો શ્રાવક કે વૈષ્ણવ હોય તો પણ તેમ જો નહી કીધુ તો તે નાતમાં જમવા લાયક રહે નહી.

૧૦ જંગબાર, મસ્કત અને મોખામા કાઠીઆવાડના શ્રાવક અને વૈષ્ણવ સર્વ વાણીઆ ઘણા વર્શોથી જાય છે અને ત્યા તેઓ દુકાન રાખે છે, સર્વ મુસલમાનનું લાવેલુ પાણી પીએ છે, ઘરમાં મુસલમાનડીઓને રાખે છે, માત્ર તેની બનાવેલી રસોઇ જમતા નથી. આ લોકો યાત્રા કરવા આવે ત્યારે સંગ વાત્સલ્ય કરી ઘણા ભાવથી બનારસ લખનોર, મુર્શિદાબાદ અને બીજી જગાના સર્વ શ્રાવકો [ તેઓ સાથે ] ભાવથી જમે છે. પણ તેઓ પોતાના દેશમા કદી મુસલમાન પાન બીડુ આપે તે ખાય તો મહા પાતકી થઇ જાય.

૧૧ જો કે કાઠીઆવાડી વાણીઆ અને ભાટીઆ જંગબાર મસ્કત ને બીજી જગાએ જ્યાં ધર્મ ઘેલા મુસલમાનો તેઓ ઉપર ખરાબ નજર રાખે છે, ત્યા જવાથી કદી ધર્મ ભ્રષ્ટ થતા નથી. પણ કોઇ વખતે ત્યા મુસલમાનો તેઓને જુલમથી વટલાવે પણ છે તો

ો કાંઇ ધર્મ ભ્રષ્ટ થતા નથી. પણ તેમાનો એક પણ યુરોપની મુસાફરી કરે તો
ંદગીપર્યંત નાતમાં ન લેવાને ખટપટ કર્યા વગર રહેજ નહીં.

ાળ નામનો વાણીયો માગરોળનો શ્રીમાળી અરબસ્તાનમા મુસલમાનના કરજથી
તરીકે રાખ્યો હતો. તેના મોસાળ તરફના સારા ધનીક હોવાથી માગરોળ
ુરત નાતમા દાખલ થઇ ગયો.

૧૨ કાઠીઆવાડ અને ગુજરાતના શુદ્ધ વડનગરા નાગર બે વખત નાયા વિના કદી
ાહી. તેઓ નાયા પછી કપડા આદિ ચીજને અડકે નહીં. જો સુતરના તાનણા ઉપર
ડી જાય, તો તુરત પાછુ નાયા વિના જમાય નહી પણ મુસલમાનના હાથના પાન
ંસુઓ પતાસા ઇત્યાદિ ખાવાને તેઓને કશી હરકત નથી. પણ કાશી ને બીજી જગા-
તેથી મોટો વટલવાડો થાય. તો પણ એક બીજા સાથે વ્યવહાર રાખવાને કાંઇ
નહી.

૧૩ મરજાદી વૈષ્ણવો નાયા પછી કદી કોઇ સુતરના તાતણા જેવી કે કપડા જેવી
ાસ્તુને અડી જાય તો તેઓને તુરત વટાળ લાગી જાય. અને નાયા વિના કદી તે
કામ નહી આવે પણ વિલાયતી ખળવાળા કપડાં કદી અભડાય નહી.

૧૪ ચોખાનો અથવા ઘઉનો આટો પાણીમા નાખી ગરમ કીધો તે અજીઠું અથવા
થાય તે કોઇ પણ ચીજને અડે તો તેને કદી ધોયા વીના ચાલે નહી. આ વાત
ારા હિંદુસ્તાનના ઉચી જાતના સર્વ લોકોમા સાધારણ છે પણ મુસલમાન કીતાબ
ે તેમા ઘઉનો આટો અને પાણીથી ખળ બનાવે તો તેની જીલદવાળો ગીતાજીનો
ંચરત્નનો ગુટકો અથવા પત્રપોથીનો ઘણી પવીત્ર હાલતમા પાઠ કરવાને કાંઇ હરકત
ધોબી એ કપડાને ધોઇ કાજી લગાડેલી હોય અથવા વીલાયતી કપડા હોય તે પાક.

૧૫ સર્વ મરજાદી ભાટીઆ અને વાણીઆઓમા ભાત અથવા દાળ અથવા કદી
કઇ કંઇ ચીજ જે કપડાને અડકેલી હોય તેવુ કપડુ જે ચીજને અડકેલું હોય તે
પણ ધોઇ નાંખ્યા વિના ચાલે નહી અને તેનો સંસર્ગ જો ઘરની એવી કોઇ જગે
ો તે સઘળુ નાખી દેવુ પડે પણ મુસલમાન વોરાજીએ બનાવેલી ઘઉના આટાની
એ ભીંતોપર કાગળ ચોટાડેલા હોય તે તો મહારાજોને પણ ચાલે.

૧૬ હજારો કીડા મારી થએલું રેશમ તેનો મુગટો મહીનાઓ સુધી ન ધોએલો હોય
મે તે જાતના લોકોનો અડકેલો હોય તો પણ પવિત્ર કહેવાય છે. તે પેહરીને
ા તો ઘણું શુદ્ધ પણ બીચારૂં જગલના ઝાડ ઉપર થનારૂ રૂ તેના કપડાને જો
સુકવીએ ને તેને કોઇનું કપડુ અથવા કોઇ અડકી ગયું તો તેને ફરી ધોયા વીના
નહી. જો તેને કોઈ પેહરે તો ઘણો ધર્મ ભ્રષ્ટ ગણાય. પણ તેવુજ સણ તે
ગણાય કારણ કે રેશમ મોઘુ, સુતર ઘણું સોઘુ ને સણ જીજ મળે તેજ.

૧૭ કાઠીઆવાડના નહાના ગામડાના સર્વ વાણીઆની ઓઓ રજસ્વળા હોય
રમા સર્વ જગાએ અડકે છે, માત્ર તે દેવ દરસને જતી નથી. કેટલાકના ઘરમા
કરતી નથી, તે ઘરમા કોઇ રસોઈ કરનારૂ ન હોય તો તે પણ કરે છે. પણ તેજ
ો શેહેરમા આવી રહો તો તેનાથી તેમ થતું નથી. ત્માહા કરે તો તે નાત બહાર
ને મોહોટુ પાપ થઇ જાય.

૧૮ એક જાતનું માણસ બીજી જાતનું પાણી પીએ જેમ કરવાથી હિંદુ ધર્મની રાહે કોઈ તરેહનો ધર્મ બાધ નથી થતો એમ છે તો પણ તે ઘણું પાપ કીધું કહેવાય. અને આખી નાતના લોકો જગે જગે તેની નિંદા કરે અને નાત બહાર મુકવાને જોગ થાય. પણ સોનું ચોરનારો હિંદુ ધર્મ શાસ્ત્રના હુકમ પ્રમાણે એટલુંજ નહી, પણ આખી દુનીઆના ધર્મથી ઉલટું કરેલા માત્ર જુજ નિંદાપાત્ર થાય પણ તેને કોઈથી નાત બહાર થાય નહી.

૧૯ પંજાબમા એક રાંડને ઘેર સર્વ જાતના લોકો આવે; જેવા કે બ્રાહ્મણ, ક્ષત્રી વાણીઆ અને મુસલમાન. તે સર્વ જાતના લોકો માટે રાંડ જુદા જુદા હુકા ઘરમા રાખે, તેની ઉપર કાંઇ નિશાની કરી મૂકે, હવે બ્રાહ્મણ આવે ત્યારે રાંડ બ્રાહ્મણનો હુકો તેને આપે તે પોતે પણ તેજ રીતે સર્વ નાતના લોકોની સાથે એક હુકો પીએ. એનો રાંડનુ મોઢુ અપવિત્ર ગણાય નહી, પણ બીજી જાતના લોકો પીએ તો તે અપવિત્ર ગણાય.

૨૦ બ્રાહ્મણ વીના ક્ષત્રી વૈશ્ય અને શુદ્ર એ જાતનો ( મૃત્યુ પ્રસંગ ) તેને બાળવા જનારાઓની સાથે જો બ્રાહ્મણ જાય તો તેને ઉત્તરોત્તર હલકી જાતનુ ઘણુ સૂતક અને કષ્ટ ભોગવવુ પડે છે. આ હિંદુ શાસ્ત્ર કહે છે. પણ નાહ્યા પછી કપડાના ધાગાને અડકીને તરત અભડાઈ જનારા નાગરોને મુસલમાનના મુડદાને દાટવા જતા નાહ્યા શિવાય કાંઈ પણ કરવુ પડતુ નથી.

૨૧ ઢેડાની જાતનાએ કોઈ પણ કપડાને અડકેલું હોય તો તેને કોઇ પણ માણસ અડકી જાય; તે માણસને બીજો માણસ અડકી જાય; તેને ત્રીજો એમ કરતા જો ૧૦ થાય તો પણ આપણા મરજાદીઓ અભડાયા વીના કદી નહી રહે. તેઓ પોતાની પાઘડી અને કપડા સઘળા પાણીમા બોળશે અને નાહાશે. એ નહાતી વખતે તેના પાણીનો છાંટો કોઇને પડી ગયો તો પાછો તેનો પણ તેજ હાલ, એવી રીતે હડકાયા કુતરાની લાળની પેઠે અભડાએલું એક બીજા પર ચાલ્યાજ કરશે. પણ તેજ ઢેડાનું વણેલું ને આટાની રાબ લગાડેલું પાણ કોઇ ( ખાદીનુ કપડુ ) અભડાશે નહી.

૨૨ ઉપર લખ્યા પ્રમાણે ઢેડાની તેઓ અતી પરહેજી કરશે બીજી જાતના શુદ્ર લોકોને અડકવાથી નાહશે. ઈત્યાદી અયોગ્ય ને ધર્મ શાસ્ત્રથી વિરૂદ્ધ ને ઉલટા પાપના કારણો તેવો આચાર ન કરવાથી પાપી અને ભ્રષ્ટ ગણાય. પણ માહોમાહે વ્યભિચાર, શુદ્ર, બ્રાહ્મણની સ્ત્રી સાથે વ્યભિચાર અને વીધવા ગમન ઈત્યાદિ કરનારો મરજાદી પવિત્ર અને સૌનો શીરોમણી ગણાય.

૨૩ આખા હિંદુસ્તાનના ગરમ દેશના સર્વે ઉંચી જાતના હિંદુઓમા એવો ચાલ છે કે કોઇ માણસ મરી ગયુ તેને બાળવા જનારની સાથે જેટલા લોકો જાય તે સૌ તેને બાળી રહ્યા પછી પાછા ફરે તે વખતે સર્વ કપડાં બોળી નાહીને ઘેર આવે. પણ નેપાળના બ્રાહ્મણ તેમ કરતા નથી. તેઓ સ્મશાને જાય પણ જેઓ તે મડદાને બાળતા હોય તે અને જેઓ તેના નજીકના સંબંધી હોય તેજ માત્ર નહાય ને બાકીના સર્વે મોઢું ધોઇને ચાલ્યા આવે.

૨૪ ગુજરાત કચ્છ કાઠીઆવાડ મહારાષ્ટ્ર ઈત્યાદી પ્રાંતના લોકોની સ્ત્રીઓ જેનો ધણી જીવે છે, તે ચૂડી કદી હાથમાથી કાઢતી નથી. તેઓ સમજે છે કે ચૂડી કહાડવાથી તેના ધણીના આયુષ્યમા અપશુકન થાય. સુજે તેવુ નજદીકનુ અને જુવાન મરી જશે તો તેના શોકમા સઘળા ઘરેણા કાઢી નાખશે પણ ચુડી કાઢવાને મોઢુ ખુરૂ કામ અને અપશુકન સમજશે. માત્ર પોતાનો ધણી મરે તેનીજ પછવાડે ( ચુડી ) ફોડી નાખશે. પણ

પંજાબ, દીલ્લી, આગ્રા વગેરે જગોના બ્રાહ્મણ અને ક્ષત્રીઓની સ્ત્રીઓ પોતાના ભાઇ કાકા અને બાપની પછવાડે પણ ચુડી ફોડી નાખે છે. પણ નેપાળ અને કાસ્મીરની કેટલીક જાતની સ્ત્રી મુદલ ચુડી પેહેરતીજ નથી. તેઓના ભરથારોને કાંઈ અપશુકન થતું નથી.

૨૫ હીંદુસ્થાનના ઘણા ખરા પ્રાંતના લોકોમા કોઇ બુઢો માણસ મરે તો પણ તેની પછવાડે ઘણો તો નહી પણ યોગ્ય શોક કરે છે. તેઓના સંબંધી અને બીજા ઓળખીતા મળતીયા પણ તેનો શોક કરે છે. પણ પંજાબી ક્ષત્રી, બ્રાહ્મણ, કચ્છી અને હાલાઇ ભાટીઆ ઇત્યાદિ લોકોમા જેનુ બુઢ્ઢુ માણસ મરી ગયું હોય, તેની સૌ મશ્કરી કરે, હજામત કરાવી હોય તે ઉપર ગુલાલ નાખે, સ્ત્રીઓ રોતી હોય તો તેની વેવાણો તેની સામી બેશી ગીતડા ગાવા લાગે અને મશ્કરીના વચનો બોલે, તેઓને મીઠાઇની ટોપલીઓ ભરીને આપે અને કપડાના પુતળા બનાવી 'લીઓ તમારૂ મરેલું એને પુજી ખુશી થાઓ' ઇત્યાદિ ઠઠ્ઠા કરે; એ પણ તેઓનો ચાલ હોવાથી નર્યું સારૂં અને જરૂરનું કામ ગણાય છે.

૨૬ ગૂજરાતના બ્રાહ્મણો માને છે કે કોઇ પણ જાતના લોટમા પાણી મેળવ્યું હોય તો તેની બનાવેલી ચીજ નાયા વીના ખવાય નહી. અને તેને નાયા વીના અડકે તો અપવીત્ર થઇ જાય. માટે પાપડ કરવા હોય તો અડદની દાળના આટાને ગાયના મુત્રમા અથવા કેળના પાણીમા લોટ બાંધીને તેના પાપડ કરવાથી તેને આભટછેટ લાગે નહી. પણ એ ગાયના મુત્રનો પાપડ એક બ્રાહ્મણે એક મુસલમાન શીપાઇને ખાવાને આપ્યો, તેણે તેની બનાવટ માટે પુછ્યુ, ત્યારે તેણે ગાયના મુત્રમા બનાવાની વાત કહી. તેથી મુસલમાને તેને ઘણોજ ધીઃકારી કેટલીક ગાળો દીધી ને બોલ્યો કે પાણી જે ખરેખર પવિત્ર ચીજ છે, તેને છોડીને આખી દુનિયા જેને નાપાક ગણે એવા પેશાબમા આટો મેળવી તેને પાક માની ખાનારા હિંદુઓ ખરેખર કાફરજ છે

૨૭ દક્ષિણના શેણવી બ્રાહ્મણો અને ઉડીસા તથા બંગાળના કેટલીક જાતના બ્રાહ્મણો માસ ખાતા નથી, પરંતુ મસ્ત્ય ખાવાને તેઓ કાંઇ પાપ માનતા નથી પણ પંજાબના બ્રાહ્મણો મત્સ્ય ખાવામાં ઘણુ પાપ ને અપવિત્રતા માને છે. પણ માસ તેમા પણ બકરૂં હરણ અને જંગલી ડુકરનું માસ ઘણુંજ પવિત્ર માને છે.

૨૮ કાઠીઆવાડના બ્રાહ્મણો અને ઉંચ વર્ણના લોકો કાંદા ખાતા નથી પણ ગાજરનુ અથાણુ તેઓના ઘરમા સાધારણ છે, પણ સુરતના બ્રાહ્મણો કાંદા ખાવાને તેટલું ખરાબ માનતા નથી પણ ગાજર જો કોઇ બ્રાહ્મણને લેતો જુવે તો તેની જાત પુછ્યા વિના રહેજ નહી.

૨૯ ગુજરાત મારવાડ મહારાષ્ટ્ર અને બીજા કેટલાક દેશના લોકો કાંદા ખાવાને ઘણું અપવીત્ર ગણતા નથી. પરંતુ માસ કોઇ માણસ લઇ જતો હોય તેને અડકશે તો પણ નાહી નાખશે; પણ મઇથીલ, કાન્યકુબ્જ અને કેટલીક જાતના સારસ્વતો માસ ખાવાને કાંઇ અપવીત્ર ગણતા નથી પણ કાંદા ખાવાથી તેઓ મહાભ્રષ્ટ થઇ જાય છે.

૩૦ મરજાદી વૈષ્ણવો અને ગુજરાતના અને દક્ષિણના બ્રાહ્મણો જો રસ્તામા કોઇ પણ જનાવરના હાડકાના ઝીણા કડકાને અડકશે તો તે પોતાના પહેરેલા સર્વે કપડા બોળીને નહાશે પણ ઘરમા હાડકાની હાથા વાળી છરીઓથી શાક મોળશે અને તેઓની સ્ત્રીઓ મોટા મોટા હાથી દાંતની ચુડીઓ પહેરશે તો પણ તે કાંઇ અપવીત્ર ગણાશે નહી વળી તે ચુડીઓ કર્ણાટકના દીગંબર જૈનોની સ્ત્રીઓ ઘણીજ અપવીત્ર ગણશે.

૩૧ ગુજરાત મહારાષ્ટ્રને બીજા કેટલાક પ્રાંતમા ઢેઢના ઓછાયાથી પણ અપવિત્ર થઇ જાય છે. પણ તેઓ મુસલમાનની સાથે તેઓ ઘણા હળીમળી ગયા છે. જો કોઈ જગે ગાડી હાંકનારો ઢેઢની જાતનો હશે તો તેઓ તેમા કદી બેસશે નહી. પણ જો મુસલમાન હોય તો તે તેના ખાવા પીવાના સામાનને પણ ગાડીમા ચડાવવા ઉતારવાને હરકત ગણશે નહી પણ મદ્રાસના પ્રેસીડેન્સીના સિવાય બીજી જાતના સર્વ લોકોની ગાડી હાંકનારા ઢેડાજ હોય છે તેઓ તેને અડકવાને ઘણી છીટ રાખતા નથી પણ આવતા મુસલમાનને અડકતા જરા છીટ રાખે છે. તેઓ કહે છે કે મુસલમાનો હિંદુ ધર્મના ખાસ દેશી છે. અને ઢેડ એ હિંદુ છે. અને અમારો હિંદુ છે. તે દેવળને નમે છે અને અમારા દેવને માને છે ખરેખર અમારા દેશીઓ જોડે મારે તેના દોસ્ત થાય, તેને ભાઈ ભાઇ કહે તેને પણ જોડા મળે

૩૨ ગુજરાતમા ઘણા ખરા બ્રાહ્મણો સાથે જમે છે પણ તેજ જાતના બ્રાહ્મણો કાઠીઆવાડમા એક બીજાનું પાણી પીએ તો વટલી ગએલો કહેવાય.

૩૩ કોઇ પણ જાતની ગરમ ખાવાની ચીજ હોય જો તેને ફુંકીને ખાય તો તે અપવિત્ર ગણાય. તે આપણા હિંદુઓના ધર્મશાસ્ત્ર પ્રમાણે તેને ચાંદ્રાયણ વ્રત કરવુ પડે. ચાહા, કઢી અને ઓસામણ એવી ગરમ ચીજ સર્વ જાતના હિંદુઓને ફુંકીને પીતા જોઇએ છીએ તે શાસ્ત્ર ઉલ્લંઘન કરતા પણ કોઇ પ્રાયશ્ચિત ન થાય પણ શાસ્ત્રમા જેનું કાંઇ પ્રાયશ્ચિત નહી, તેવુ વાણીયાનું પાણી કોઇ બ્રાહ્મણ પીએ તો તરત વટલાય

૩૪ વીધવા સ્ત્રી કેશ રાખે, પાન ખાય, ખાટ પર સુવે તો તેનો પતિ નરકે જાય, એ ધર્મશાસ્ત્રને ઉલ્લંઘવાનું કાંઇ નહી, અનેક પુરૂશો સાથે વ્યભીચાર કરે તેમ જાણીએ તો પણ કોણ સાબીત કરે છે એમ કહીએ, છોકરા પાડે તો પણ નથી જાણતા કહીએ, પણ જો ધણી મર્યા પછી ઉપર લખ્યા કુકર્મથી બચવાને એકજ પુરૂષ સાથે જોડાવાને ( કોઇ સ્ત્રી ) ચાહે તો તે તરત જ નાત બાહેર થાય.

૩૫ કસ્તુરીને હરણને મારી તેનો ડુંટો કાપી લઇ તેમાથી કાઢે છે તેમા મૃતનું લોહી પણ મળેલું હોય છે, તે તો મરજાદી લોકોના દેવને ભાવે અને તારીફ કરે કે શ્રીનાથજીના નેમમા ૨૦ શેર કસ્તુરી જોઇએ છીએ. માછલાનું પેટ ફાડી તેમાથી અંબર એ પુષ્ટીને માટે તેઓના ગુરૂ ખાય અને ગાયનું પીત્ત ગોરોચ જે ગાય મરી ગયા પછી તેનો પીત્તો ફાડીને ઢેડા કાઢે છે તે તો અષ્ટગંધમા નાખીને તેથી નારાયણ કવચ લખી સોનાના માદળીઆમા રક્ષા માટે હાથે બાંધીએ એ પાનમા મંત્ર લખાવીને અમે ખાઇએ પણ કોઈ શુદ્ધ બ્રાહ્મણો કાષ્ટ ઔષધની પાણીમા ગોળી કીધી હોય તો તે ખાતા માહા ભ્રષ્ટ થઇ જઇએ.

૩૬ દહિં અને છાશ ગૌલીના ઘરની લેવામા ઉત્તર પૂર્વને દક્ષિણના બ્રાહ્મણોને કાંઇ હરકત ગણાતી નથી, પણ ગુજરાત ને કાઠીઆવાડના બ્રાહ્મણો તો નહી જ પણ વાણીઆ કે કણબી પણ વાપરે તો નાત બહાર થાય

૩૭ નર્મદાની ઉત્તર તરફના રહેવાથી હિંદુની સ્ત્રીઓ માને છે કે કચ્છ વાળીને ચાલીએ તો ઘણ પાપ લાગે પણ દક્ષિણ તરફના લોકોની સ્ત્રીઓ કહે છે કે જો કચ્છ ન વાળીને ચાલીએ તો પગલે પગલે બ્રહ્મહત્યાનું પાપ લાગે.

૩૮ ગુજરાત મહારાષ્ટ્ર ને બીજા દેશોમા સ્ત્રી લોકો કદી જોડા પહેરે નહી. અને

પહેરે તો તેને શડોના જેવી હલકી ગણે પણ મારવાડની સારા ઘરની સ્ત્રીઓ સોનેરી ભરત વાળી મોજડી પહેર્યાં વીના બાહાર જાય તો તેની મોટાઇમા ઓછી ( ખામી ) ગણાય.

૩૯ હિંદુસ્તાનના ઘણાખરા ભાગની સ્ત્રીઓ કાંચળી પહેરવી એ ( ઓછુ ) શરમ ભરેલું સમજે છે પણ મલબાર દ્રવીડ બંગાળ અને ઉડીસાના લોકોની સ્ત્રીઓ કાચળી એ વેશ્યાનો પોશાક ગણે છે. માટે તે પહેરે તે ઘણુ નીચ માલુમ ગણાય

૪૦ હિંદુસ્તાનના ઘણા ખરા દેશની સ્ત્રીઓ પોતાની છાતી પોતાના બાપના તરફના સંબંધીને દેખીને જેમ બને તેમ ઢાકવાનો યત્ન કરે છે પણ મારવાડમા ઘરની દીકરી અને વહુ ઓળખવાની એજ નિશાની કે દીકરી બાપને ઘેર કદી કાચળી પેહેરશેજ નહી ને પેહરે તો અયુક્ત કહેવાય

૪૧ પંજાબની સ્ત્રીઓ ઘણા વસ્ત્ર પહેરે છે તે પોતાના અંગનો કાઇ ભાગ ખુલ્લો દેખાડવો એ ખરેખર શરમ ભરેલું માને છે તો પણ નદી તલાવ કુવા એ નાહાતી વખતે સેંકડો પુરૂષના સમુદાય વચ્ચે સઘળા કપડા ફેંકી દઇ બેધડક નાગી નહાય છે.

૪૨ ગુજરાત, મહારાષ્ટ, માળવા એ આદી ઘણા ખરા ભાગની સ્ત્રીઓ સફેત કપડુ પહેરવુ વિધવાપણાનુ ચિન્હ ગણે છે. પણ પંજાબ બનારસ ને બંગાળાની સોભાગ્યવતી સ્ત્રીઓ બારીક સફેત કપડા પહેરવાથી વધારે શોભા માને છે.

૪૩ નેપાળને બીજા કેટલાક ભાગમા પંડિત શાસ્ત્ર વાચવા બેસે, ત્યારે પાઘડી જામા વગેરે ખુબ કપડા પહેરીને વાચે છે પણ તેલંગને દ્રવીડને મલબારના બ્રાહ્મણો પાઘડી અથવા અંગરખુ કીંવા શીવેલું કાંઈ પણ પહેરનારને શુદ્ર ગણે છે.

૪૪ બે દશકા વર્ષ પહેલા બટેટા ખાનારો ભ્રષ્ટ થઈ જતો હતો તેજ બટેટાં આજ વ્રતમા પવિત્ર ફરાળની મુખ્ય ચીજ થઇ ગઇ છે. તેમજ કોબી મુંબઇના લોકોને પવિત્ર થઇ ગઇ છે. પણ બનારસમા ઘણા ખરા બ્રાહ્મણો અદ્યાપિ તેને ખાવાથી ધર્મ ભ્રષ્ટ થઇ જાય છે.

૪૫ નેપાળના લોકો માસ ખાવાને પાપ માનતા નથી. પણ પર્યુશિત એટલે એકદી રહેલો ભાત ઘણોજ અપવિત્ર માને છે. ગુજરાતના લોકો માસને અડવાથી પણ નહાશે પણ ટાઢો ભાત તેલની સાથે ખાવાને ઘણી હોંશ માનશે તેમજ બંગાળાના લોકો માંસ અને ટાઢો ભાત ખાવામા પાપ માનતા નથી.

૪૬ બંગાળાના લોકો બીજી જાતના કસાઇના હાથના મારેલા જનાવરનું માસ ખાતા નથી. તેથી જગે જગે કાળીની મુરતી બેસાડી બકરા મારીને તેનુ માસ બ્રાહ્મણો વેચે છે. આ વાત સંભળતાજ ગુજરાત, મહારાષ્ટ ને મધ્યદેશના લોકોનાં રૂવાડા ઉભા થયા વિના રહેશે નહી.

૪૭ મારવાડ ને તેલંગના લોકોને ત્રાબાના પાત્રથી દિશા જઈ આવી હાથ ધોવાથી પાણુ તે શુદ્ધ થતુ નથી માટે લોકો તે કામમા પીત્તળનો લોટો વાપરે છે. ગુજરાતના લોકો અને મરજાદી વૈષ્ણવો તો તેથી ઉલટાજ ચાલે છે. તેઓ ત્રાબાનાં વાસણને પવીત્ર માને છે અને પીતળને મહા અપવીત્ર માને છે.

૪૮ નાળીએર અને ખજુર એ ખવાય ( ફરાળમા ) પણ તેલ ગોળ ખાય તો વટલાઇ જાય તેનું કારણ પુછીએ કે શુ ? તો જવાબ મળશે કે ત્રણેમાથી નીકળેલા કેરીરસને તાડી કહે છે. તેથી તે અપવીત્ર કહેવાય તે તો નામમોધ ચોરજ મારીં જાય. તે

નામચીંધ શાહુકાર ચોરી ખાય એ કહેવતને ખરેખર વળગી રહ્યા છે તો પણ તેઓ બિચારા જાણતા નથી કે ગોળ આરો સાકર વગેરેની મદીરા બને છે.

૪૯ ગુજરાત કાઠીઆવાડ અને બીજી જગે "સામો" એ ફરાળ ચીજ ગણાય છે. તે રાધવાથી એઠવાડ ગણાતો નથી. પણ બીતીઆ અને ગોરખપુર જીલ્લામા જ્યા તે વધારે વાવવામાં આવે છે ત્યાહા તેને રાધેલા ચોખાથી વધારે શુદ્ધ નથી કહેતા અને ફરાળમા તેને કોઈ વાપરતું નથી તેમજ કુટુ જેને નેપાળના ફાફા કેહે છે, એ ધાન્ય નેપાળમા ફરાળમા વપરાતું નથી પણ બનારસ અને બીજી જગે તે ફરાળમા ગણાય છે.

૫૦ વેદ અને શાસ્ત્ર તો એકે કોર રહ્યા પણ ગાયત્રી પણ ન આવડે તેનુ કાંઇ નહી. જેથી બ્રાહ્મણો કહેવાય. તેવા યમ નિયમ આદિ શુદ્ધાચાર તો એકે કોર રહ્યા પણ રડીબાજી અને ઠગાઇને ચોરી કરે તેનુ કાંઇ નહી. યજમાનનુ કલ્યાણ ઇચ્છવુ તો એક કોર રાખ્યુ પણ ઉંધુચતું સમજાવી ફસાવીને પૈસા કઢાવે. તેવુ કાંઈ નહી પોતાના યજમાનની સ્ત્રી પુત્રી આદિને પોત પોતાની પુત્રીઓની પેઠે જાણવાનુ તો એક કોર રહ્યુ પણ તેની સાથે વ્યભિચાર ને ઉધાચતા સમજાવી તેના ઘરમા કજીઓ કરાવવો એનુ પણ કાંઇ નહી પણ કોઇ જાતના બ્રાહ્મણ કે વાણીઆનુ પાણી ન પીએ, પાણીનો છાંટો પડે તો પણ તુરત નહાય અને નહાયા વિના કદિ ન ખાય તો તે ઉંચામા ઉંચી જાતનો બ્રાહ્મણ કહેવાય

૫૧ વેપારની ઠગાઇનુ કાંઇ નહી. ખોટા સોગન ખાવાનુ કાંઇ નહી, પર સ્ત્રી સાથ વ્યભિચારનુ કાંઇ નહી. સોનું ચોરવાનું કાંઇ નહી. થાપણ ઓળવવાનુ કાંઇ નહી. વેદ નિંદાનું કાંઇ નહી. પણ એક પોતાની જાત સાથેજ ખાય. ગાય બ્રાહ્મણના પાણીનો છાંટો ઉડે તો પણ નહાય તો પેહેલા દરજાના મરજાદી કહેવાય.

૫૨ પૂર્વના બ્રાહ્મણોમા બીજી જાતના લોકોના રસોઇ કરવાના ચોકામા જે કાંઇ ચીજ આવી તે સઘળી પાછી કામમા ન આવે, કારણ કે ચોકામા આવેલી ચીજ એઠી મનાય છે, માટે પાછી વાપરે તો ભ્રષ્ટ થાય પણ ગુજરાતના લોકમા તેમ નથી મનાતું ચોકામા હોય પણ રાધેલી વસ્તુને અડકવુ ન હોય ત્યાહા સુધી તે પાછુ કામ આવે છે. અને તેને પાછી વાપરવાથી તેઓનો ધર્મ નાશ નથી પામતો.

૫૩ નેપાળના લોકો ગાડીએ જોડવામાં, હળ ખેડવામા કે બોજો ઉપાડવામા બળદને લગાડવો એ ઘણું મોટુ પાપ સમજે છે. કારણ કે ઉંચા નીચા દેશને લીધે એ જનાવર ત્યાં આવી શકતું નથી પણ આખા હિંદુસ્તાનમા એજ જનાવર હળ ખેડે છે,

એજ જનાવર ગાડી ખેચે છે. તે બોજો પણ ઉપાડે છે તેથી કોઈ પણ પાપ ગણતું નથી અને મોટા મોટા ધર્માચાર્યોનો ડોળ ઘાલનાર પણ તેની ગાડીમા બેસે છે. કારણ કે તે વીના જરા પણ ચાલે તેમ નથી. તેમજ ગુજરાત અને બીજા ઘણા ખરા પ્રાંતના લોકો બેલની પીઠ ઉપર સવારી કરવી એ ઘણુ પાપ સમજે છે પણ કર્ણાટકમા બેલની પીઠની સવારી સાધારણ છે. ત્યાના લોકો તેમા પાપ માનતા નથી

૫૪ થોડા વર્ષો પહેલા ( હિંદુઓ ) જ્યારે મુસલમાનો પાસેથી જલેબી અને ઢાકળા ( નાનખટાઇ ) શીખ્યા ત્યારે તે ખાવુ ઘણુ અપવીત્ર અને ભ્રષ્ટાચાર ગણાતું હતું, પણ આસ્તે આસ્તે મીઠું લાગવાથી હવે તો દેવતાના ભોગમા મુખ્ય વસ્તુ જલેબીને ઢાકળા થઇ પડયા છે તેમજ હાલના પાંઉ બિસ્કુટ ખાનારા વટલેલ ગણાય છે (તે) સાથે બેસશે.

૫૫ ગુજરાતની સ્ત્રીઓ માત્ર સોના એકલાના કડા પહેરે તો તે વીધવામા ગણાય.

માટે સૌભાગ્યવતી ચુડી અથવા બંગડી તે સાથે રાખે છે. પણ બનારસ અને પંજાબના ખત્રીની સ્ત્રીઓ ઘણું કરી સોનાના કડાંજ હાથમા પહેરે છે.

૫૬ કેટલીક જાતના બ્રાહ્મણો અને વૈષ્ણવ મરજાદીને વાલ પાપડીનું શાક નાહયા વિના પણ પુરીની સાથે ખવાય; પણ જો વાલની નરમ દાળ કીધી તો તે અજીઠું થાય.

૫૭ હિંદુસ્તાનના સર્વ જાતના લોકો જો ભાત રાંધેલો હોય અને બીજી જાતનું માણસ અડકી જાય તો તુરત નાખી દે છે. પણ સુજે તે જાતના માણસ પહુવા, કુરમુરા બનાવે તો તે ખાવાને બ્રાહ્મણને પણ કાંઇ હરકત નહી.

૫૮ સોનાનું વાસણ સૌથી પવિત્ર, તેથી ઉતરતું રૂપાનું, તેથી ઉતરતું ત્રાંબુ, તેથી ઉતરતું પીતળનુ, તે કરતા કાંસુ તેથી જસત તેથી કલાઇ ને તે સર્વે કરતા બીચારૂં મટોડીનું તો સાવજ કીમત વગરનુ જરા વાપર્યું કે તરત અપવિત્ર, આનુ કારણ શુ? તેનો ઉત્તર એકે ગરીબને માન અપાય નહી ને પૈસા જેમા બચે તે વધારે ધરમ.

૫૯ દક્ષિણના બ્રાહ્મણોને વૈષ્ણવો દેવ માટે પાણી લાવતા જોડાને અડકી ગયા અથવા ચામડાનો સ્પર્શ થયો તો અપવિત્ર થઇ ગયુ માને છે. પણ મરજાદી વૈષ્ણવો જોડા પહેરી પાણી ભરે તોજ તેનુ પાણી દેવતાને કામ લાગે છે.

૬૦ ગુજરાત અને બીજા ઘણા ખરા પ્રાંતમા લોકો દુધ અને ઘી મુસલમાનના ઘરનુ હશે તો પણ લેશે પણ મારવાડના લોકો ભીલના ઘરનું પણ ઘી દુધ અપવિત્ર માને છે.

૬૧ ગુજરાત અને કાઠીઆવાડના લોકો વીધવા કાળા રંગના લુગડા પહેરવા એ તેમનો યોગ્ય પોશાક ગણે છે, પણ મહારાષ્ટના લોકો તેથી ઉલટુંજ માને છે, કાળો પોશાક એ તેઓ સૌભાગ્યવતીનુ ચિન્હ માને છે. બીજો રંગ તેઓની વીધવા પહેરશે પણ કાળો કદી પહેરશે નહી.

૬૩ ખાતા કે પીતા બચેલું અપવીત્ર મહારાષ્ટ બ્રાહ્મણો જમવા બેસે છે, તે વખતે ડુબીને અને ઉચ્છીષ્ટ હાથે પાણી પીએ છે. અને તે પાત્ર પાછુ પાણીના લોટા ઉપર મુકે છે. પાછા જમીને તેજ લોટાની અંદરના પાણીથી હાથ મોઢુ ધોવે છે, પણ તેઓનો ધર્મ નથી જતો, પણ ગૂજરાતના બ્રાહ્મણો તેમ કરે તો મહા અપવિત્ર થાય. તેઓનો તો ઉચ્છીષ્ટ તો એકે કોર રહ્યુ પણ રાંધેલા અન્નને અડેલો હાથ પાણીના લોટાને લાગી જાય તો પણ તે પાણી કામ ન આવે ને તે કામમા લીધું તો મોટુ પાપનું કામ થયુ (ગણાય).

૬૪ કરણાટક, દ્રવીડ, કોકણ, મલબાર દક્ષિણ આદીના લોકોના મુડદાને સ્મશાને લઇ જતા તેનું મોઢુ ખુલ્લુ રાખવાનો ચાલ છે. પણ ઉત્તર તરફના સઘળા પ્રાતના લોકો મુડદાને સ્મશાને લઇ જતા તેના અંગના સઘળા ભાગ ઢાંકી દે છે. તેઓ માને છે કે મુડદુ ખુલ્લું દેખાય છે તો અપવિત્ર થાય છે

૬૫ ગુજરાત અને મારવાડના કેટલાક શુદ્ધ બ્રાહ્મણોમા એવો ચાલ છે કે મુડદાને એક લાકડા સાથે બાંધીને જોનારને પણ કમકમી છુટે એવી રીતે લઇ જવુ એ પુણ્યનું કામ છે. પણ જો એ લાકડાં ઠાઠડીથી લઇ જાય તો તેની અસદ્‌ગતિ થાય-પણ તે શિવાય બધી જાતના લોકો તેમ કરતા નથી. મુસલમાન તેનાં મડદાને જનાજામા મૂકી તે પર અત્તર તથા ઉંચા લૂગડા ઓઢાડી લઇ જાય છે.

૬૬ શુદ્ધ બ્રાહ્મણ અને મરજાદી વૈષ્ણવોમા એવો ચાલ છે કે ધોએલુ અને સફેદ ચંદન જેવા વસ્ત્રને નાક્ષા વિનાનો કોઇ લોક અડકી જાય તો તેને નાહીને દેવસેવા વખતે

અથવા જમવા વખતે પહેરે તો તેનો ધર્મ સાવ નાશી જાય. પણ કપડાની જાડાઇ જેઠ લોજ તે ઉપર મેલ હોય, તે મેલ કાઢયા વિના પાણીમા બોળી દરરોજ સુકવવાથી ચામડા જેવુ કઠણુ થએલું હોય અને ગધથી પાસે પણ ન લેવાય તેવુ હોય, તે બોળીને સુકવેલું પહેરવાથી ધર્મ જરા પણ દુર થાય નહી. એમ હશે કે મેલથી તે દોરા વચ્ચેનાં છિદ્રો પુરાઇ જવાથી ધર્મ તેમાથી નીકળી નહી શકતો હોય.

૬૭ (અસલ) તાલપત્ર, ભોજપત્ર કે કોઇ જાતના વૃક્ષની છાલ ઉપર પુસ્તકો લખવાનો ચાલ હતો પણ જ્યારે મુસલમાનોએ તેઓમા કાગળ દાખલ કીધા ત્યારે ખરાબ અને અપવિત્ર કપડામાથી મુસલમાનોએ પાણીમા સોડવીને બનાવેલા કાગળો ઘણાજ અપવિત્ર ગણાતા હતા. તેમા પવિત્ર પુસ્તકો લખાતા નહી હતા પણ આસ્તે આસ્તે લખવા લાગ્યા હાલના વખતમા તો મુરગાના ઇડાની સફેતી લગાડેલા કાગળો અત્યુતમ ને પવિત્ર ગણાય છે.

૬૮ સિધ અને મારવાડના બ્રાહ્મણો ઉંટ ઉપર બેસવાથી ધર્મ ભ્રષ્ટ અથવા નાત બહાર થતા નથી પણ બીજા પ્રાતના લોકોએ તેમ કીધુ તો ધર્મ છોડયો કહેવાય. પણ સીધમા એ ઘણા ખરા હિદુઓ ગધેડાની સવારી કરે છે પણ બીજા પ્રાતના લોકોને ગધેડે બેસવાનુ કહ્યુ તો તેને ગાળ દીધા જેટલુ અપમાન થાય.

૬૯ કાઠીઆવાડના શુદ્ધ બ્રાહ્મણને નાહાના દેશી વહાણમા બેશી મુંબઇ જતા ૧૫ દિવસ લાગે ત્યાહા સુધી પણ નાહાયા વિના ઝાઝની અંદર લાડુઓ અને બીજી ચીજો ખાવાની કાંઇ હરકત નહી તેમ મુસલમાન ખારવાનું અડેલું પાણી પીવાને પણ કાઇ નહી. ખારવાના રસોડામા માછલા રધાતા હોય તેની ગધમા બેશીને પણ ખાવામા કાઇ હરકત નહી પણ આગબોટમા બેશીને અડકયા વિના ખાધુ તો તેણે ધર્મ છોડયો કહેવાય.

૭૦ રામાનુંજ, રામાનદી જે સ્વામી નારાયણ આદિ ધર્મ પાળનારા લોકો પોતાના ચેલાઓ પુજાઓમા ન ભળી જાય માટે તેને પોતાના છાપની ડામ દે છે. જાણે તેમ ન કીધું તો તો તે પાસ વિના ભુલ ભુલાઇ જમના દુત પામે પકડાઇ જાય છે. પણ મધ્ય અને બીજા વૈષ્ણવોને તેની છાપ માટીના ( ચરણામૃત ) ની હોય તે પણ ચાલે. પણ શંકરના ધર્મને તેવી છાપોની કાંઇ જરૂર નહી તેમને છાપ વીના પણ સ્વર્ગે જવાય.

૭૧ ગુજરાતી લોકો કોઇ દુરનો પણ પિત્રાઇ મરી જાય, ને બાપ જીવતો હોય તો મુછો ન ઉતરાવે તો નાત બહાર થાય પણ મહારાષ્ટ્રને બીજા દક્ષિણના બ્રાહ્મણો તેમ કરતા નથી. તેઓ બાપ કે કાકા વિના બીજાની પછવાડે મુછ ઉતરાવતા નથી અને બાપ જીવતો હોય તો કાકાની પછવાડે પણ મુછ ઉતરાવતા નથી તો પણ તેનો ધર્મ જતો રેતો નથી.

૭૨ ગાય, બળદ અને બીજા જનાવરના ચામડાને અડકીએ તો તે હાલના વખતમા અપવિત્ર થઇ જઇએ પણ ધર્મ શાસ્ત્રમા મધુપર્ક કરતી વખતે તો તાજુ બળધનું ચામડુ પાથરીને તે ઉપર વરને બેસાડવો. ( એમ વિધિ છે ) હાલ તેમ કીધુ તો ઘણુ અપવીત્ર કામ કીધુ કહેવાય, તથાપિ હાલ પણ મૃગચર્મ અપવિત્ર ન ગણાય.

તા. ક—આ લેખમા ભાષા મૂળનીજ કાયમ રાખી છે. માત્ર કયાક કયાક શબ્દો પડી ગયા લાગ્યા છે ત્યા ઉમેરવામા આવ્યા છે અને એ ઉમેરા પણ ચોખડા કૌસ [ ] મા મૂકવામા આવ્યા છે.

હ. આ. ભટ.

# ગુજરાતનાં જૈન મંદિરો.

## સ્થાપત્ય અને ઇતિહાસ.

કવિ સાહેબ ન્હાનાલાલ દલપતરામના શબ્દોમા કહીએ તો જૈનોએ ગુજરાતને મદિરો વડે શણગાર્યો છે મનુષ્ય શાતિ એટલે મોક્ષ માટે પ્રભુ ભક્તિ, પ્રાર્થના, વગેરે કરે છે શાતિની પ્રાપ્તિ માટેના સાધનોમા સૌંદર્ય અપૂર્વ સાધન છે. પહાડ એ સૌંદર્યની પરિસીમા છે, પહાડમાએ શિરોભાગ અનુપમ ગણાય છે શિરોભાગેથી પહાડનુ અવલોકન કરવાથી આખા પહાડનુ સૌદર્ય મન ઉપર નિર્દોષ છાપ પાડી પરમ શાતિ પામેલુ મન પ્રભુ ભક્તિમા જોડાય છે ત્યારે અલૌકિક–શબ્દાતીત–શાતિ અનુભવે છે આ અચળ નિયમ ધ્યાનમા રાખીને જૈન લોકોએ ગિરનાર, શત્રુજય, આબુ, તારગાહીલ, ઓસમ, તલાજા, વગેરે પહાડો કે ટેકરીઓ ઉપર ભવ્ય દેરાસરો બધાવેલા છે દેવલના અદરના ભાગમા દેવ હોય છે અને ઘુમટની નીચેના ભાગમા પ્રભુ સન્મુખ બેસીને પ્રાર્થના કરાય છે. દેવલના ઘુમટની આકૃતિ છત્રાકારે–ગોળ હોય છે ગોળ ઘુમટ ઉપર પડતા સૂર્યના કિરણો ત્રાસા થઇને અદર પ્રવેશતા હોવાથી, એ ત્રાંસા કિરણો શીતલતાને પામતા હોવાથી દેવલમા બેશીને પ્રાર્થના કરનાર શિતલતાનો એટલે શાતિનો અનુભવ કરે છે, દેવલના ઘુમટમા બેસનાર કાળા ધગધગતા ઉનાળામા પણ ઠડક મેળવ્યા કરે છે તેનુ એજ કારણ છે. એ મહાન્ કુદરતના નિયમને અનુસરીને જૈનના દરેક દેવલના ગોળ ઘુમટો બનાવેલા આપણે અનુભવીએ છીએ કઇક શિતલતા કે ઠડક રહેવાથી પ્રાર્થના કરનાર મુમુક્ષુનુ મગજ વગેરે ઠડા રહે છે અને બંદગીમા તે ઠડક બહુ ઉપકારક નીવડે છે, ગોલ ઘુમટવાલા દેવલો અને તે ગિરનાર જેવા સૌદર્યપૂર્ણ પહાડ ઉપર, એટલે ત્યાની તો વાતજ શી કરવી!!! શહેરમા વસનારી અને પ્રવૃત્તિમય જીવન ગાળનારી વ્યક્તિઓને ખારા સમુદ્રમા મીઠી વીરડીની પેઠે દેવાલયો દરેક રીતે શાતિદાતા છે. ગુજરાતમા જૈનોથી પ્રાચીન દેવાલયો જૈનેતરોના નથી. આખા હિદમા એ દેવાલયો બાધવાની પ્રણાલિકા હજારો વર્ષ પૂર્વેની જૈનોથી શરૂ થઈ છે જૈનોનુ જોઇને બૌદ્ધોએ અને ત્યાર પછી તે પ્રણાલિકા શાકર, શાક્ત, વૈશ્નવ, વગેરે સંપ્રદાયોમા અનુકરણરૂપે દાખલ થઇ છે વેદવિદ્યા વારિધિ શ્રી દયાનદ સરસ્વતિનુ પણ એમજ માનવુ છે કે હિદમા મૂર્તિપૂજા અને દેવલો જૈનોએ ચલાવ્યા છે બૌદ્ધ ધર્મમા મૂર્તિપૂજા બુદ્ધદેવના નિર્વાણ પછી દાખલ થઇ પણ જૈનોમા તો ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીની પહેલાથી મૂર્તિપૂજા ચાલી આવે છે. જૈન સૂત્રો કે જેને તમામ જૈનો શ્રી મહાવીર પ્રભુની વાણીરૂપ માને છે તેમાના જીવાભિગમ, રાયપસેણી, ઠાણાગ, ભગવતી, વગેરે અગ્રગણ્ય ગણાતા સૂત્રોમા તો દેવલોકમા હજારો જીનપ્રાસાદો અને જીનપ્રતિમાઓ કહેલ છે. સૂત્રોમા એટલે સુધી વાચવામા આવે છે કે ઘણા દેવતાઓ જૈન ધર્મ પાળે છે અને જૈનેતર દેવતાઓને પણ શુભ પ્રસગે માગલિક અર્થે તથા આલોક પરલોકના કલ્યાણને માટે ફરજીઆત જીનપ્રતિમાજીનુ પૂજન કરવુ પડે છે.

દેવલોકના જીનપ્રતિમાજી શાશ્વત છે. ભરતખંડ તો જેના એક ભાગ રૂપ છે એવા જંબુ- દ્વીપના ચારે દરવાજે જીનપ્રાસાદો અને જીનપ્રતિમાઓ છે અને વિજયાદિ પોળીઆઓ તેમની પૂજા કરે છે જંબુવૃક્ષ કે જેના ઉપરથી જંબુદ્વીપ કહેવાય છે તે જંબુવૃક્ષની ઉપર પણ જીનપ્રાસાદ તથા જીનપ્રતિમાજી કહેલ છે. આ ઉપરાંત ઉવવાઇ વગેરે સૂત્રોમાં યક્ષના દેવાલયો સંખ્યાબંધ કહેલા છે હજીયે જૈનો યક્ષો અને દેવદેવીઓને માને પૂજે છે, આ ઉપરથી એટલું તો સમજી શકાય છે કે જૈનધર્મમાં ઘણાજ જૂના કાળથી દેવાલયો બાંધવાનો શોખ છે, અને તે ધર્મ સબંધી અંગત સિદ્ધાંતમાં સંકળાયલો છે દેવાલય અને પ્રતિમાજીને સૌંદર્યપૂર્ણ શણગારવાથી લોકો ઉપર તેની જાદુઇ અસર થાય છે, લોકો સૌંદર્યપૂર્ણ દર્શનથી રસિક બને છે રસિલા મનુષ્યોનું જીવન સુખરૂપે ગુજરે છે નીરસ મનુષ્યોનું જીવન કેવલ બોજારૂપ વ્યતીત થાય છે, બોજારૂપ જીવનમાંથી રસિક જીવન બનાવવા એ દેવાલયો અને પ્રતિમાજીના સૌંદર્યની ખુબી છે

ઘરમાં પડી રહેનારા અને હાય નાણું કુટનારા લોકો યાત્રા નિમિત્તે ગિરનાર, શત્રુંજય, આબુ, તારંગાહિલ, વગેરે પવિત્ર સ્થળોએ જાય અને ત્યાંના પહાડ, દેવલ, અને દેવનું પવિત્ર સૌંદર્ય નીરખી રસબોળ બને એથી અધિક બીજો કયો લાભ હોઇ શકે!!! સૌંદર્યના કારણથી જીનદેવળ અને જીનપ્રતિમાજી જેટલોજ પહાડને પણ પવિત્ર કહેલ છે આટલી પ્રસ્તાવના કરી હવે મુખ્ય વિષય ઉપર આવું છું

જૈન સૂત્રોમાં ગણાવેલી જૈનપુરીઓમાં દ્વારિકાને પણ એક જૈનપુરી તરીકે ગણેલ છે દ્વારિકાનું દેવલ કે જેને નિજ મંદિર કે જગત્ દેવળ કહેવામાં આવે છે, તે તથા દ્વારિકાની બહાર આવેલું રૂક્ષ્મણિજીનું દેવળ એ બને જૈન લોકોએ અઢીહજાર વર્ષ પૂર્વે બંધાવેલા છે ડૉક્ટર ભાઉદાજીનો એવો મત છે કે એ દેવળ આશરે પંદરસો વર્ષનું હશે ઈંગ્લિશમાં કાઠિઆવાડનો ઇતિહાસ લખનાર મી બેલ સાહેબનો એવો અભિપ્રાય છે કે એ દેવલ ક્ષત્રપ વંશના કોઈ રાજાએ–જૈનરાજાએ–બંધાવેલ છે વધુમાં મી બેલ સાહેબ ઉમેરે છે કે જગત્ દેવળની કારિગરિ જૈન કારીગિરિનો નમુનો છે દેવળનો ઇતિહાસ તપાસતા એ દેવળ જૈન લોકોએ બંધાવેલું સાબિત થાય છે દેવળની કારીગિરિ–કોતર કામમાં જૈન દેવતા દેવીઓના ચિત્રો કોતરેલા છે આદિશંકરાચાર્યજી દ્વારિકાક્ષેત્રમાં પધાર્યા ત્યારે ત્યાં જૈનલોકો હતા અને જૈનધર્મ ચાલતો હતો એમ 'વિમર્શ' નામક સંસ્કૃત લેખમાં પોતેજ લખ્યું છે શ્રી આદિશંકરાચાર્યજીએ જૈનધર્મનું ખંડન કર્યું અને દ્વારિકાના દેવળોનો કબજો મેળવી તેમાંથી જીનપ્રતિમાઓ ખસેડીને શ્રીકૃષ્ણ ભગવાનની પ્રતિમા પધરાવી આ દેવળો હજીયે ગાદીધર શંકરાચાર્યના કબજામાં છે છેલ્લી શોધ પ્રમાણે નક્કી થઈ ચૂક્યું છે કે આદિશંકરાચાર્યજીને થયે આજે ૨૩૫૦ વર્ષ થયા છે શંકરાચાર્યજી સંવત ૨૩૫૦ ચાલે છે ૩૨ વર્ષ શંકરાચાર્યજી જીવ્યા ૨૩૫૦+૩૨=૨૪૨૨ આજથી ૨૪૨૨ વર્ષે પહેલા દ્વારિકાનું દેવળ જૈનોએ બંધાવેલું છે શ્રી શંકરાચાર્યજીના જન્મ પહેલા આસરે ૫૦ વર્ષે દ્વારિકામાં જૈનધર્મ ચાલતો હતો એ માટે જૈનસૂત્રો સાક્ષી પુરે છે તેથી ૨૪૨૨+૫૦=૨૪૭૨ આજથી ૨૪૭૨ વર્ષ સુધી જગત્ દેવળનો ઇતિહાસ લબાય છે, એ હિસાબે જૈનોના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીના સમયમાં જગત્ દેવળની હયાતી હતી. શ્રી મહાવીર સ્વામીને નિર્વાણ પધાર્યા આજે ૨૪૪૬ વર્ષ

**દ્વારિકાનું જગત્ દેવળ.**

થયું છે આ સર્વ શ્રી આદિશંકરાચાર્યજીના વિમર્શાદિ ગ્રંથો તથા ઇતિહાસ અને પરંપરા પ્રમાણથી સાબિત થઈ શકે છે. ગુજરાત પ્રસિદ્ધ લોકપ્રિય 'ગુજરાતી' પત્રમા ઈ.સ. ૧૯૧૮-૧૯ ની સાલમા તથા "જૈન" પત્રમા આ દેવળની ચર્ચા શરૂ થયા પછી છેવટે એટલી વાત તો શ્રી શંકરાચાર્યજીના કાર્યભારી રા રા કેશવલાલભાઇએ પણ કબુલ કીધી છે કે "શ્રી આદિશંકરાચાર્યજીને આજે ૨૩૫૦ વર્ષ થયા છે શ્રી આદિશંકરાચાર્યજી દ્વારિકામા પધાર્યા ત્યારે ત્યા તેમણે જૈનધર્મ અને જૈનોના મંદિરો જોયા પણ બ્રાહ્મણ ધર્મનું કશુયે જોયુ નહિ વિદ્યમાન દેવળો ઘણા જૂના છે અને તેમા જૈનોના દેવદેવતાના ચિત્રોનુ કોતરણી કામ છે ઇતિહાસ પણ કંઇક એવુ કહે છે કે આ દેવળો જૈનોએ ચણાવ્યા છે" આટલુ ઇતિહાસની નવીનતા ખાતર જણાવી હવે દેવળની રચના વિષે વિચાર કરીએ

જૈન લોકોમા દેવલ ઉપર એ ત્રણ એમ માળ ચડાવવાનો રિવાજ છે જગત્ દેવલને ઉપરાઉપર આઠમાળ ચડાવેલા છે આટલી આઠ માળની ઉચાઇ વાળુ દેવલ ગુજરાતમા તો અન્ય સ્થળે જોવામા આવતુ નથી પરથારે ઘણો વિશાળ અને ઉચો છે પરથારના પગથીઆ ઠેઠ ગોમતીજીના જલ કિનારા સાથે મળી જાય છે, ગોમતીજીથી દેવલમા આવતા વૃદ્ધ પુરૂષ અને આધેડ માણસને થાક ચડે તેટલા પગથીઆ છે પરથારના મધ્યેથી જગત્ દેવલ શરૂ થાય છે જેમ દેવલની ઉચાઇ વિશેષ છે તેમજ ઘુમટ પણ માળબંધ ત્રણો ઉચો છે પરથારથી તે ઇંડા સુધી દેવલ અને ઘુમટ કારીગિરિથી પૂર્ણ છે દેવલની પહેલી ભો પુરી થાય ત્યા સુધી તો જૈન ધર્મને લગતા જુદા જુદા પુતળાઓ કોતરેલા છે પછી જેમ જેમ ઉપર જવાય છે તેમ તેમ સામાન્ય કોતરણી આવે છે ઘુમટના થાભલાઓ ઉપર માળો પૂર્ણ થતા સુધી જે તાક વાળેલા છે તથા કમાનો અને સ્તંભો છે તેના પત્થરોમા તથા વચ્ચે ગોઠવેલી ગેલેરીઓમા અને બહાર સુંદર કોતરણી જોવામા આવે છે ઘુમટ ઉપરનો બાંધણીનો દેખાવ તો શત્રુંજય તથા ગીરનારના જૈન દેવલોને આબેહુબ મળતો આવે છે. દેવલમા પત્થર એવો મજબુત વાપર્યો છે કે અઢીહજાર વર્ષ પૂર્વે બંધાયલા દેવલને હજીયે લુણો લાગ્યો નથી જૈન ધર્મનો એક સાપેક્ષ એવો અભિપ્રાય છે કે પૃથ્વીકાય ૨૧૦૦૦ વર્ષ સુધી ટકી શકે છે. અવારનવાર જોઇએ તેવુ રિપેર કામ નથી થયુ તેથી આપણે પ્રાચીન કારીગિરિના દર્શન કરી શકીએ છીએ એ દેવલ શ્રી શંકરાચાર્યજીના કબજામા આવ્યા પછી કદાચ ચારેક વખત રિપેર થયુ હશે. છેલ્લા રિપેર કામને આશરે બસ વર્ષ થઈ ગયા છે દેવલમા એક પછી એક માળ ઉપર ચડવાને પત્થરની સીડીઓ બનાવેલી છે. હવા અને પ્રકાશ માટે સગવડતા કરેલી છે દેવલના ઉપરના માળો ખાલી છે અને તે બહુ સાફ રખાતા નથી નીચલો માળ કે જેમા ઠાકોરજી વિરાજે છે તે ભાગ સાધારણ રીતે સ્વચ્છ રહે છે. હાલના શ્રીકૃષ્ણ પરમાત્માના પ્રતિમાજી આશરે ૧૫૦ વર્ષના જૂના છે, તે પહેલાના પ્રતિમાજી અને લોકવાણીના ઇતિહાસોમા કશો મેળ મળતો નથી. છેલ્લી શોધ પ્રમાણે એ તો નક્કી ઠર્યું છે કે ૧૨૦૦ વર્ષ અગાઉ દ્વારિકામાથી રણછોડજી બોડાણો ભગત સાથે ડાકોરમા પધાર્યાની વાત બની નથી તેમ કોઇ બોડાણો ભગતે દ્વારિકામા આવેલ નથી નિજ મંદિરને ફરતા નાના નાના પટ્ટરાણીઓના દેવલો પાછળથી બંધાયલા છે તે જોવામા આવે છે, શ્રીરણછોડજીની મૂર્તિ એકંદર આકર્ષક છે દ્વારિકાથી બહાર નજીકમા શ્રીરૂક્ષ્મણિજીનુ દેવલ જગત્ દેવલના સમયનુ ઉભુ છે. તેની કારીગિરિ જગત્ દેવલને મલતી

છે પણ આ દેવલ ઉપર માળ ચડાવેલ નથી તેમ ભવ્યતામા ન્હાનકડુ છે જ્યારે વાઘેર લોકો અને નામદાર ગાયકવાડ સરકારને યુદ્ધ થયુ ત્યારે સમુદ્રમાથી ફેંકાયલા તોપોના ગોળા વડે શ્રી રૂક્ષ્મણિજીના દેવલનો શિખર ભાગ તૂટી પડયો હતો તે પાછો સમરાવી લીધો છે આ બે દેવલો ઉપરાત કોઇ અન્ય કાર્યં એક હજાર વર્ષનુ યે પ્રાચીન દેખાતું નથી. એટમાયે કોઇ હજાર વર્ષ ઉપરની પ્રાચીન ભાવનાનુ મકાન નથી એટમા કહો કે દ્વારિકામા કહો પણ ઉપરના બે દેવલો ઉપરાત બાકીનુ તમામ નવિન છે, મુસલમાની રાજ્યની અદર બનેલુ એટમા દેખાય છે

જૈન સૂત્રોમા દ્વારકાનગરીના તથા નેમનાથ, શ્રીકૃષ્ણ, પટ્ટરાણીઓ, વગેરે યાદવકુલની ઘણી પ્રશસા લખી છે દેવલના સબધમા એટલુ તો કહી શકાય કે અશોકના પૌત્ર સપ્રતિ અને ત્યાર પછી મહાક્ષત્રપ વશના જૈન મહારાજા રૂદ્રદામાએ જગત્‌દેવલનો જીર્ણોદ્ધાર કીધો હતો.

**પ્રભાસ તીર્થ અને સોમનાથ વગેરેનાં દેવાલયો.**

જૈન ધર્મના પવિત્ર સૂત્રોમા પ્રભાસ તીર્થનો મહિમા બહુ ગાએલો છે તીર્થંકરના જન્માભિષેક વખતે દેવો પ્રભાસ વગેરે તીર્થના જલવડે સ્નાન કરાવે છે એમ કલ્પસૂત્ર તથા બીજા સૂત્રોમા કથન છે, દેવલોકનિવાસી દેવતાઓ જીનપ્રતિમાજીનુ પૂજન કરતી વખતે પ્રભાસ, વગેરે તીર્થમાથી જલ લાવે છે એમ ગયપસેણી સૂત્રમા વચાય છે જૈન પટ્ટાવલીઓમા પ્રભાસ પાટણને દેવ પાટણ કે દેવકી પાટણ કહેલુ છે. પુરાણોમા યે પ્રભાસ માટે ઘણુ લખેલુ છે યાદવાસ્થળી થઇ તેજ આ પ્રભાસ પાટણ એ મજબુત કિલ્લેબદીવાળુ શહેર છે કિલ્લાનો ઘેરાવો આશરે સવા બે માઇલનો ગણાય છે શહેરની અદર ગુજરાત સાર્વભૌમ કુમારપાલ મહારાજાના બધાવેલા જીનાલયો હજીયે જેમના તેમ આબાદ ઉભા છે અને હજારો યાત્રાળુઓ એની યાત્રાએ જાય છે. આ જીનાલયોની બાધણી સુદર છે કુમારપાલે ભરાવેલ જીનબિબો તેમા પૂજાય છે સ્ફટિકની મૂર્તિયે ત્યા છે

હાલ જે પિડ સોમનાથ મહાદેવના નામથી પૂજાય છે તે પિડ, દેવલ વગેરે અહલ્યા બાઇએ બનાવેલા કહેવાય છે નાનુ દેવલ છે દેવલ નીચે ભોયરામા શ્રીસોમનાથ મહાદેવ છે અને ઉપરના ભાગમા શ્રી અહલ્યેશ્વર મહાદેવ છે મુસલમાનોના ભયથી પિંડને બચાવવા માટે આ રચના કરેલી છે. કદાચ મુસલમાની હુમલા આવે તો ઉપરના અહલ્યેશ્વર મહાદેવને નુકસાન થાય પણ ભોયરામા વિરાજીત થએલા સોમનાથ મહાદેવને કશી ઇજા થઈ શકે નહિ

મહમદ ગીઝનીએ તોડી પાડેલા સોમનાથના મહાન્ દેવલનુ ખંડેર અત્યારે આપણને પ્રાચીન જાહોજલાલીનુ સ્મરણ કરાવે છે કિલ્લાની નૈઋત્ય કોણમા સમુદ્ર કિનારે બરાબર આ દેવલનુ ખડેર દર્શન થાય છે. સમુદ્ર તેની દિવાલો સાથે અફળાઇને ઘોર અવાજ કરે છે દેવલનો થોડો ભાગ ઉભો છે બાકી થાભલાની હારો અને સૂક્ષ્મ નકશીવાળા પત્થરો ઢેર ઢગ પડેલા જોવામા આવે છે ઘુમટની વિશાળતા આશ્ચર્ય ઉત્પન્ન કરે છે ચોક વિશાળ છે કેટલાક પત્થરો ઉપર તો અદ્‌ભુત કારીગિરિ જોવામા આવે છે થાભલાઓનુ નકશીકામ મુગ્ધનાપૂર્ણ છે તમામ નકશી–કારીગિરિ જૈન દેવલના જેવીજ છે, જાણે કે

આએવુંજ જૈનદેવલજ હોય નહિ ! ! ! આ દેવલની પ્રાચીનતા દ્વારિકાના જગત્ દેવલ જેટલીજ જણાય છે કારીગિરિમાયે જગત્ દેવલને મળતું કામ છે જૈનસૂત્રોમા પ્રભાસતીર્થનો મહિમા લખેલો હોવાથી કદાચ મહાવીર સ્વામીના સમયમા આ દેવલ ચણાયુ હોવુ જોઇએ અશોકના પૌત્ર સપ્રતિ રાજાએ પ્રભાસપાટણમા જીનાલય બધાવ્યાનુ પટ્ટાવલીઓમા વાચવામા આવે છે તેથી આ દેવલ સપ્રતિરાજાએ સુધરાવીને બધાવ્યુ હોય એમ માની શકાય છે સમ્રાટ્ રૂદ્રદામા મહાક્ષત્રપે જગત્ દેવલની સાથે આ દેવલનો જીર્ણોદ્ધાર કીધો હોવો જોઇએ એ તો અનુમાન છે પણ સપ્રતિ રાજાએ પ્રભાસતીર્થમા જીનાલય બધાવ્યુ હતું એને માટે જૈન ઇતિહાસામાથી સાબિતિ મળી આવે છે. ગુજરાતમા જૈનોનુ જોર વિશેષ હોવાથી તથા તે સમયમા આખા હિદમા જૈનધર્મ પ્રવર્તતો હતો તેથી મોટા મોટા રાજા મહારાજાઓ પ્રભાસની યાત્રાએ આવતા હતા આ દેવલને મહમદ ગીઝનીએ ઈ. સ ૧૦૨૪ મા તોડયુ ત્યા સુધી તે જૈનોના કબજામા હતું મુસલમાન ઇતિહાસકારો લખે છે કે જ્યારે મહમદ ગીઝનીએ દેવલ તોડયુ ત્યારે પલાઠીવાળીને હાથ પગવાળી મૂર્તિ બેઠી હતી અને તેને હીરાની આખો હતી આ જૈનોની નિશાની માટે પૂરતુ છે જૈનોના પ્રાચીન સૂત્રોમા પ્રભાસતીર્થનો મહિમા, દેવલની કારીગિરિ, ગુજરાતમા જૈનોનુ પ્રાબલ્ય, મુસલમાનોનો ઉલ્લેખ, એ સર્વ જોતા એ તો નક્કી છે કે ઇ સ. ૧૦૨૪ સુધી ત્યા જૈનોનુ પ્રાબલ્ય હતુ દેવલનુ સ્થાપત્ય અને કલા જૈનોના છે, એ દેવલ તૂટયા પછી પ્રભાસ તીર્થમાની જૈનધારા કાયમ રાખવા માટે સાર્વભૌમ ગુર્જરપતિ કુમારપાલે, કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચદ્રાચાર્યજીની આજ્ઞાથી ત્યા નવા જીનાલયો બધાવ્યા. હાલ જ્યા અહલ્યેશ્વર મહાદેવ અને સોમનાથ મહાદેવ છે ત્યા અગર આસપાસમા ભવ્ય શિવાલય પણ હોવુ જોઇએ કે જેને માટે નવા પુરાણોમાથી આપણે કઇ વાચી શકીએ છીએ. એ શિવાલયના પત્થરાઓ મુસલમાનોએ અમદાવાદમા મગાવીને જુમામસ્જીદમા કામે લગાડયાની દતકથા શ્રવણગોચર થાય છે આમ શિવાલય અને જીનાલયની કથા છે જિનાલયના ખડેરને સિદ્ધરાજ જયસિહે સુધરાવીને તેમા સોમનાથ મહાદેવ પધરાવ્યા હતા આ દતકથા છે પણ શિવાલય સુધરાવીને તેમા પધારાવ્યા હતા કે જીનાલય સુધરાવીને તેમા પધારાવ્યા હતા તે વિવાદાસ્પદ છે. અલાઉદ્દીન ખુનીના સમયમા નાગર ગૃહસ્થ માધવ પ્રધાનના આમત્રણથી મુસલમાનોની મોટી રેલ ગુજરાત ઉપર આવી ત્યારે એ રેલમા પ્રભાસનુ દેવળ તૂટયુ અને નાગર ગૃહસ્થ માધવનુ પણ ત્યાજ પ્રભાસના પુજારીઓના હાથે મૃત્યુ થયુ. આ હકીકત આપણને કહાન્ડદે પ્રબધમાથી જૈનોના સતસગી નાગર કવિ પદ્મનાભ પુરી પાડે છે એ પછી સોમનાથના દેવળ ઉપર મહમદ બેગડે સસ્કાર કર્યા હતા અને મુસલમાનો સોમનાથના પત્થરા અમદાવાદમા લાવ્યા અને જુમામસ્જીદમા કામે લગાડયા એ આપણે ઉપર વાચ્યુ

અહલ્યેશ્વર મહાદેવ એ જુના વખતની બ્રાહ્મણ ભાવનાનુ જૈનકાળ પછીનુ સ્થળ છે વિક્રમની પાચમી સદીમા જૈનોમા દેવાનદ પ્રભુ થયા તેમણે પાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠા કીધી હતી એમ જન ઇતિહાસમાથી મળી આવે છે એ દેવળ તે કયુ ? એ, સવાલ રહે છે કદાચ મોટા દેવળના પ્રતિમાજી ખડિત થયા હોય તેથી તે દેવળ સમરાવીને તેમા પાર્શ્વનાથ પ્રભુના પ્રતિમાજી પધરાવેલ હોય અને એજ પ્રતિમાનો મહમદ ગઝવનીએ

ખુરદો કીધો હોય તો ના નહિ. વસ્તુપાળ તેજપાળે પ્રભાસપાટણમા કુમારપાળની પેઠે નવ પુસ્તક ભડાર લખાવીને સ્થાપ્યા હતા આ કિંમતિ ભડારોનો કદાચ અલાઉદ્દીન ખુનીના સમયમા અત આવ્યો હશે

**તારંગા હીલ ઉપરના જૈન મંદિરો**

મેસાણાથી ખેરાળુ જતી રેલ્વેના તારગા સ્ટેશનથી તારગાહીલ દોઢેક માઈલ દૂર રહે છે તારગાનો પહાડ હજારો વર્ષથી બૌદ્ધ અને જૈન ઇતિહાસમા સાક્ષિભૂત છે તારગા હીલ ઉપર મૌર્ય અને ક્ષત્રપ રાજ્યમા એટલે બૌદ્ધકાળમા તારાનગર હતું તેની સાક્ષી તેજ પહાડની એક ખીણમા રહેલ ધારણ અને તારણ –તારા દેવી–નો શિલાલેખ સાક્ષી પુરે છે તારાદેવીએ બૌદ્ધધર્મની શાસનદેવી કહેવાય છે તારાદેવીની સુદર પ્રતિમાની નીચે પાલી લિપિમા શિલાલેખ કોતરાયલો છે તે સ્પષ્ટ વાચી શકાય છે ધારણ અને તારણ દેવીઓને હાલમા જૈન લોકો શાસનદેવી તરીકે માને છે પણ ખરૂ જોતા તે બૌદ્ધની દેવી છે તારાદેવીના શિર ઉપર પદ્માસને બેઠેલી બુદ્ધ ભગવાનની મૂર્તિ છે અને દેવીને પડખે બે છોકરા કોતરેલા છે તે બાળકોના ભાવ પાશ્ચાત્ય પ્રાચીન નકશી કામને વધારે મળતો છે જોગીડાની ગુફામા એક પત્થરમા ચાર નાની નાની બુદ્ધની પ્રતિમાઓ કોતરેલી જોવામા આવે છે આ સિવાય બૌદ્ધકાળના બીજા નિશાનો આમા જોવામા આવ્યા નથી જૈનયાત્રાળુઓ એ ચારે પ્રતિમાને જૈનની ધારીને વખતે વખતે કેશરના ચાદલા કરી આવે છે આસપાસના ગામડીઆ–ભોળા લોકો તો જોગીડાની પ્રતિમાઓ ચમત્કારી પ્રતિમાઓ તરીકે માને પૂજે છે જેને સતાન ન થતા હોય એવા લોકો સતાનોત્પત્તિ માટે એ પ્રતિમાની માનતા માને છે એ પહાડના એક શિખર ઉપર થોડા પરથાર અને લોખડના કડા છે એ સ્થળે કોઇ રીસામણે આવેલી રાણીનો મહેલ હતો એમ દતકથા ચાલે છે તારગા પહાડ ઉપર પ્રાચીનકાળમા તારાનગર બૌદ્ધોએ વસાવ્યુ હતુ અને શહેર તથા તીર્થ રક્ષક દેવી તરીકે તારાદેવીની સ્થાપના કીધી હતી. બૌદ્ધકાળમા યે જૈનો ત્યા રહેતા હતા અને તેઓમા કેટલીક બાબતનુ સામ્ય હતુ કાલાતરે એ શહેર ઉજડ થયુ પદ્મનાભે કહાન્ડદે પ્રબધમા તારગાને યાદ કરેલ છે, તેથી અલાઉદ્દીનના સમયમા તારાનગરના અવશેષો તારાજ થઇ ગયા હોય એમ અનુમાન થઇ શકે છે, અલાઉદ્દીનનુ લશ્કર રૂદ્રમાલને પાયમાલ કરીને નાગર ગૃહસ્થ માધવ પ્રધાનના આમંત્રણથી તારગા હીલ ઉપર દોડી આવ્યુ હતુ પણ પહાડની રચના અને દેવોના ચમત્કારને લીધે જૈનોનુ મહાન્ દેવળ બચવા પામ્યુ છે, એમ ત્યાના લોકોનુ કહેવુ થાય છે. એટલુ તો ખરૂ છે કે ચારે બાજુએ તારગાના શિખરો છે અને પહાડના મધ્યે વચ્ચ નીચાણવાળા પ્રદેશમા જૈન દેવાલય હોવાથી તદ્દન નજીકમા પહોચ્યા સિવાય દેવળ ભવ્ય છતા નજરે આવી શકે તેમ નથી નહિ દેખાયાના કારણથી પણ એ જૈનદેવળ બચવા પામેલ હોય. તળેટીથી ઉપર ચડતા એક મોટો કિલ્લો આવે છે એ કિલ્લાની વચ્ચે જૈનોનુ મહાન્ દેવાલય ઉભુ છે, આ જીનાલય મહારાજા કુમારપાળે કલિકાળ સર્વજ્ઞ હેમચદ્રાચાર્યજીના ઉપદેશથી પોતાના મોઢાથી બધાવેલ છ પરથાર ઉપર આ દેવળ એવી તો સુદર રીતે બાધ્યુ છે કે એની વિશાળતા અને કારીગિરિ જોઇને આનદ આનંદ થઇ રહે. દેવળની શરૂઆતથી તે ટોચ સુધી નકશી કામ કરેલુ છે આઠસો વર્ષમા યે

કોઈ સ્થળે લુણો લાગ્યો નથી ઘુમટનો અંદરનો ભાગ ઘણોજ વિશાળ છે ઘુમટના થાંભલાઓ ઘણા ઘેરાવદાર અને મજબૂત છે ઘુમટની વિશાળતા, શિખરની ઉંચાઈ તથા કારીગિરિ ખરેખર જોવાલાયક છે દેવળની અંદરના ભાગમાંથી ઉપરના માળો ઉપર ચઢાય છે ઉપર ચડતા દેવળના વપરાયલા મહાન્ પત્થરોનુ દર્શન થાય છે અંદરના ભાગમાં મોટી મોટી પત્થરની ગદાઓ મૂકીને આ દેવળ ચણેલુ છે દેવળની ઉપર ચડતા એક પત્થર બીજા પત્થર સાથે મળતા વચ્ચે ખુણા પડે છે એ ખુણામા એકેક ચોરસ લાબુ લાકડુ મૂકેલુ છે એવા મેકડો ખુણામા લાકડાના કકડા વપરાયલા છે એ લાકડાના કકડાઓ બિલકુલ સડયા વગર આઠમે વર્ષથી હયાતી ધરાવે છે એ લાકડાના કકડામાથી કટકી કાપીને દેવના ઉપર મૂકવાથી એ લાકડામાથી પાણી જેવો પ્રવાહી પદાર્થ નીકળે છે એવી ત્યાના લોકોની માન્યતા છે સોમનાથના દેવળથી આ દેવળ કોઈ પણ રીતે ઉતરે તેવુ નથી દેવળના ગર્ભ મંદિરમા જૈનોના પરમ પૂજ્ય શ્રી અજીતનાથ પ્રભુના પદ્માસને બેઠેલા શ્વેતપ્રતિમાજી છે એ પ્રતિમાજી ઘણા વિશાળ હોવાથી બને બાજુએ ન્હાની ન્હાની નિસરણીઓ મૂકેલી છે, કે જે નિસરણીઓ ઉપર ચડીને યાત્રાળુઓ પૂજા કરી શકે છે. જૈનોના અન્ય મંદિરોમા આવા વિશાળ પ્રતિમાજી ગુજરાતમા તો નથી આ પ્રતિમાજી સમ્રાટ અશોકના પૌત્ર સંપ્રતિના ભરાવેલા છે. દેવળનો છેલ્લો જીર્ણોદ્ધાર ચારસે વર્ષ ઉપર થએલો છે એમ શિલાલેખ ઉપરથી સમજાય છે મંદિરની અંદરની સુઘડતા, પ્રતિમાજીનુ તેજ, દેવળની વિશાળતા, અંદર ટાગેલા મોટા ઘંટનો રણકો, અગરબત્તીનો ધૂપ, ચંદનની સુગંધ, વિશાળ ચોક, પહાડની સુંદરતા અને જૈનોની યાત્રાળુઓ માટેની ગોઠવણ એ બધાથી એટલો બધો સતોષ થાય છે કે જનારને ત્યાથી ખસવાનુ મન થતુ નથી દેવળના ચોકમાથી પહાડ તરફ દૃષ્ટિ કરતા ત્રિકોણાકારે ત્રણ દિશામા ત્રણ શિખરો માલુમ પડે છે એ શિખરોમાથી એક શિખરને સિદ્ધશિલા, બીજાને પુન્યની શિલા અને ત્રીજાને પાપ પુણ્યની બારી કહેવામા આવે છે. એ ત્રણે સ્થળે જૈનોની નાની નાની દેરીઓ, પ્રતિમાઓ અને પગલા છે, જેનોએ બનાવેલુ એક નાનુ તળાવ દેવળની બાજુમાંજ છે યાત્રાળુ માટે મોટી ધર્મશાળાઓ છે, આ બધુ જૈનશ્વેતામ્બરોનુ સ્થાપત્ય છે પાછળથી દિગંબરો પણ આવીને વસ્યા છે દંતકથા એવી પણ છે કે ગુજરાત સાર્વભૌમ કુમારપાળ મહારાજાના દેવળ ચણાતું હતુ ત્યારે તેમા એક દિગંબર જૈન કામદાર હતો તેણે તેજ અરસામા નભવનાથનુ દિગંબર દેવળ ચણાવેલ છે. દિગંબરોના દેવળોમા કળા તરીકે ખાસ જાણવા જેવુ કશુ યે નથી તારંગા હીલનો કબજો સેંકડો વર્ષથી શ્વેતાંબર જૈનોના કબજામા છે, જૈનોમા કહેવત છે કે "રાણકપુરની બાધણી, તારંગાની ઉંચાઇ, આબુની કારીગરિ અને શત્રુંજયનો મહિમા ન ભૂતો ન ભવિષ્યતિ "

**પાટણનાં મંદિરો.**

ગુજરાતનુ પ્રાચીન પાટનગર પાટણ કે જે જૈનપુરી તરીકે પ્રસિદ્ધ હતું અને જ્યા વનરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, વગેરેના સમયમા જૈનધર્મ ફાલ્યો ફુલ્યો હતો અને શ્રીમાન્ કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યજીએ ગુજરાતના એક છેડાથી તે બીજા છેડા સુધી જૈનધર્મનો દિગ્વિજય કર્યો હતો તથા કુમારપાળ મહારાજા પાસે અમારિ પડહ વગડાવ્યો હતો તેજ આ પાટણ પાટણની પ્રાચીન જાહોજલાલીનો સૂર્ય, કરણઘેલાના સમયમા અલાઉદ્દીન ખુનીવડે આથમ્યો અને મુસલમાનોની રાક્ષસી રેલમા પાટણ

પત્થરા સહિત ઘસડાઇ ગયુ. એ પાટણમાથી માત્ર કિલ્લાનો એક બૂરજ, મિનળ-દેવીની બધાવેલી વાવનુ ખંડેર, એક દેવી, ગણપતિ તથા જૈનદેવળના થોડા થાભલા અને જીનપ્રતિમાજી અવશેષ રહેલ છે એ પ્રાચીન ભાવના બાજૂ પર મૂકીને વર્તમાન પાટણ સબધી વિચાર કરીએ. પાટણમા હાલ સવામો જૈન દેવળો છે જૂના દેવળોમા પચાસરા પાર્શ્વનાથનુ અને શામળાપાર્શ્વનાથનુ દેવળ ખાસ જોવા લાયક છે, એ બને દેવળ ઘણા મોટા નથી પણ શોભામા સારા છે. શામળાપાર્શ્વનાથજીનુ દેવળ ઘણુ સુઘડ અને એહા ઘાટનુ છે પ્રતિમાજીનુ તેજ પણ ખેચાણકારક છે પચાસરા પાર્શ્વનાથનુ દેવળ સાધારણ રીતે મોટુ છે પ્રતિમાજી વિશાળ અને સુદર છે ભમતિ-પક્રિમા માર્ગમા વનરાજની મૂર્તિ છે એ મૂર્તિ નીચે લેખ અહમદશાહ બાદશાહના નામનો છે તેથી એ મૂર્તિનો અને લેખનો મેળ મળતો નથી પચાસરા પાર્શ્વનાથની પ્રતિમા પચાસરથી વનરાજ ચાવડો અણહિલપુર પાટણમા લાવ્યો હતો એથી એ પ્રતિમાનો ઇતિહાસ આજથી હજાર વર્ષ સુધી લંબાય છે, પાટણમા જૈનોની પદ્માવતી દેવીની પ્રતિમા ઘણી સુદર છે અને તમામ પટણી લોકો એમની માનતા પૂજા કરે છે ચિહ્નો વગેરેની તપાસ કરતા એ પ્રતિમાજીને પદ્માવતી દેવી કહેવા કરતા વૈરૂધ્યા દેવી કહેવા વધારે યોગ્ય લાગે છે પદ્માવતી દેવીના ભાવ કરતા વૈરૂધ્યા દેવીના ભાવો વધારે સ્પષ્ટ દેખાઇ આવે છે કલિકાલ સર્વજ્ઞ હેમચન્દ્રાચાર્યજીના સદુપદેશથી મહારાજા કુમારપાળે સગ્રહિત કરાવેલ અમૂલ્ય પુસ્તક ભંડારો હજી યે પ્રત્યક્ષ દર્શન દે છે, એ ભડોરમાથી જૈન તેમજ જૈનેતરોના પુસ્તકરત્નો હાથ આવતાજ જાય છે, પાટણમા જૈનોનુ આ કાર્ય આખા ગુજરાતમા સર્વોત્કૃષ્ટ છે આ ભડારોએ જૈનેતરો ઉપર પોતાનો હાથ રાખેલો છે

**સંખેશ્વરા પાર્શ્વનાથ**

ઝીંઝુવાડાથી દશેક ગાઉ છેટે સખેશ્વર નામક ગામ છે ત્યા જૈનોનુ બાવન જંજાળી દેવળ છે. જે જૈન દેવળને રસ્તા પર ) નાના દેવળો આવેલા હોય છે, તે દેવળને બાવન જજાળી દેવળ કહેવામા આવે છે શ્રી સખેશ્વરા પાર્શ્વનાથનુ દેવળ વચ્ચે આવેલુ છે ફરતો ચોક મૂકીને ચારે બાજુ કિલ્લાની ગરજ સારે તેમ નાના દેવળો આવેલા છે, દેવાલયોની શોભા કરતા યે શ્રી સખેશ્વરા પાર્શ્વનાથ ઉફ ડોહવા ડોસલા-પાર્શ્વનાથના પ્રતિમાજીનો ઘાટ અને તેજ અસાધારણ છે, પ્રતિમાજી એટલા સઘા આકર્ષક છે કે ત્યા જનાર અને જોનારને ઘેત્રડી સુધી ખસવાનુ મનજ ન થાય, એવી શાતિ મળે છે. શત્રુજય મહાતીર્થના આદીશ્વર પ્રભુને બાદ કરીએ તો ગુજરાતમા આવા આકર્ષક પ્રતિમાજી બીજે સ્થળે જોવામા આવતા નથી બાવન જજાળી દેવળથી થોડે દૂર મુસલમાની બાદશાહીના સમયમા તોડી પાડવામા આવેલા બાવન જજાળી દેવળોનો સમુહ ખડેર રૂપે અડધ ઉભેલો અડધ તૂટેલો દૃષ્ટિગોચર થાય છે અલાઉદ્દીન ખુનીના સમયમા માધવ પ્રધાનના પ્રતાપ ફરી વળ્યાનુ આ પરિણામ છે ઘણા પ્રાચીન સમયના બાવન જજાલી દેવલના પાયાઓ ત્રીજે સ્થળે જમીન ખોદતા માલુમ પડે છે આ પ્રમાણે એકજ ગામમા સખેશ્વરા પાર્શ્વનાથજીએ ત્રણ સ્થળ બદલ્યા છે આથી એ તીર્થ અને એ પ્રતિમાજીની પ્રાચીનતા સિદ્ધ થાય છે જૈન ધર્મના પવિત્ર ગ્રયોમાથી એવો ઇતિહાસ નીકળે છે કે શ્રી સખેશ્વરા પાર્શ્વનાથજીના પ્રતિમાજી ઘણાજ જૂના કાળના છે એ પ્રતિમાજીની એક વખતે રાવણ પૂજા કરતો હતો, એક વખતે એ પ્રતિમાજી

ષ્ઠિમા હતા. શ્રીકૃષ્ણ પરમાત્મા અને જરાસંધને એ સ્થળે યુદ્ધ થયુ હતું ત્યારે એ પ્રતિ-
ષ્ઠ પ્રગટ થયા અને શ્રીકૃષ્ણ ભગવાનનો વિજય થયો એવી પણ પુરાણી કથા છે,
મતલબ કે એ પ્રતિમાજી ઘણાજ પ્રાચીન કાળના છે. શત્રુંજય પહા-

**ાાજાનાં દેહરાં અને ગુફાઓ.**

ડથી ઘણે દૂર નહિ અને શેત્રુંજી નદીની સમીપમા આવેલા તલાજા
ગામ સમીપ એક સુદર ટેકરી છે એ ટેકરી પર જૈન દેગસરો છે
એને જૈન લોકો નાનો શત્રુંજય કહે છે કારણ કે એ દેવલોના સ્થા
પત્ય અને કલા લગભગ શત્રુંજયને મળતા છે. દેવળો શોભામા સારા
પહાડની પૂર્વ પશ્ચિમ બાજૂએ પહાડમા કોતરી કાઢેલી ગુફાઓ છે. આ ગુફાઓ એ
૧૨ વર્ષની લગભગ કોતરાયલી છે. એ ગુફાઓમા એક ગુફા સારી છે જેમ હાલમા
ાન ઉપર લોખંડના પાટડાઓ નાખવામા આવે છે તેમ ગુફામા પાટડાના આકારનો
૫ર કોતરીને ચોકડીઓ ચોરસના આકારમા પાડેલ છે અને તે ઉપર કમાનો મૂકેલી છે,
ામા પ્રાચીન કાળમા થાભલાઓ હશે પણ હાલ નથી માત્ર ચિહ્ન ઉપરથી સમજી શકાય
કે થાભલાઓ અવશ્ય હોવા જોઈએ. આવાજ પ્રકારના પાટડાઓ નિઝામના રાજ્યમા
જટા ગુફાઓમા બૌદ્ધ લોકોએ વધારે ચતુરાઈથી મૂકેલા છે અજટાની ગુફાઓ તથા
ારા-વેલુર-ની ગુફાઓ મોટા પાયા ઉપર છે અને આ કામ પહાડના પ્રમાણમા નાના
ા ઉપર છે, એ ગુફાઓનો ઉપયોગ પ્રાચીનકાલમા જૈન મુનિઓ કરતા હોવા જોઇએ
ળથી એભિલ અને ઉભય રાજાઓ થયા, તેમણે પણ ઉપયોગ કરેલો તેથી લોકો તેને
લ ઉભયની ગુફાઓ કહે છે ગુફામા પાછળથી કોઇએ દેવી બેસાડી દીધેલ છે. તાલ-
જ ઉપરથી તલાજા કહેવાયુ છે જૈન દેવલો, જૈન ગુફાઓ, ટેકરીનુ સૌદર્ય, શેત્રુંજી
ી, એ સર્વથી તલાજા બહુ રમણિક લાગે છે

મહાભારતમા હિડબા વનથી પ્રસિદ્ધ થએલ ઓસમ પહાડ ઉપર મહારાજા કુમાર-

**ોસમ પહાડ.**

પાલે પાત્રીસ દેવળ ચણાવ્યા હતા મુસલમાની રાજ્યમા અલાઉદ્દીનના
સમયમા નાગર માધવને લીધે એ તમામ દેવળો ધૂળધાણી થઈ ગયા
છે. તલમા વીશેક પરથારો અને પત્થરના ઢગલા મોજુદ છે. ભીમ-
ંમા ખડિત જીનપ્રતિમાજી હજીએ નજરે પડે છે માત્ર માતા કે જેને ઓસમ પહાડની
ટીમા આવેલા પાટણવાવ ગામના લોકો છતરેસરી માતા કહે છે તે ખરૂ જોતા જૈનની
કેશ્વરી માતા છે હાલમા છાયા નાગરો અને ખત્રી લોકો એ દેવળને માને છે ભીમ-
ંમાથી મળી આવેલ અખડિત પ્રતિમાજી ધોરાજી તથા જૂનાગઢના દેવલોમા બિરાજે છે.
નકાલમા કોતરાયલી ગુફાઓ પણ પડીને પાધર ગઇ છે, માત્ર આંબલીવાળી ગુફા નામ-
જ દેખાય છે

જૂનાગઢ સ્ટેટમા વથળી-વણથળી-કે વામનસ્થળી સ્ટેશન પ્રસિદ્ધ જૈન ગ્રથોમા એને

**ામન સ્થળી.**

દેવસ્થળી કહેલી છે, ત્યા પુરાતન જૈનોના ઘણા દેવલોના નિશાનો
તથા જીનપ્રતિમાજી મળી આવે છે થોડા વખત ઉપર એક પ્રચંડ
મૂર્તિ મળી આવેલ છે તેને શેઠ દેવકરણ મૂળજીએ પોણો લાખ રૂપિઆ
ર્ચીને એક સુદર દેવાલય બધાવીને તેમા પધરાવેલ છે વથળીમા જૂના દેવળો છે તે
તુપાલ તેજપાલના બધાવેલા કહેવાય છે વામનજી અને બલિના સંબધમા જૈન ગ્રથોમા
ની કથા છે કે નમુચિબલ પ્રધાન હતો તેને વિષ્ણુકુમાર નામક જૈન લબ્ધિવંતા મુનિએ
રી નાખ્યા હતા

**ગિરનાર ઉપરનાં જૈન દેવલો અને ઉપરકોટની ગુફાઓ.**

સૌરાષ્ટ્રમા ગિરનારનુ સૌંદર્ય સર્વને વિદિત છે કોઈએ જોયુ હશે તો કોઈએ સાંભળ્યું હશે અશોક અને રૂદ્રદામણના લેખોએ ગિરનારની કિંમતમા વૃદ્ધિ કરી છે પણ જૈન લોકોએ તો ગિરનારનો શાશ્વત જીવનવાળો બનાવ્યો છે, ગિરનાર ઉપર ૩૦૦૦ ફીટ ઉંચાઈએ જતા શ્રી નેમનાથ પ્રભુની ટ્રક આવે છે એ ટ્રક એક મોટા કિલ્લાથી રક્ષાયલી છે કિલ્લાના દરવાજામા થઈ દેવલમા પ્રવેશાય છે દેવલ મજબૂત પથરોએ બંધાયલુ છે. દેવલને ફરતો વિશાળ ચોક અને ભમતી છે દેવલમા શ્રી નેમનાથ પ્રભુની ઘનસ્યામ ભવ્ય પ્રતિમા છે. સુવર્ણનો મુકુટ, દાગીના, વગેરેથી પ્રતિમાની શોભામા વૃદ્ધિ થાય છે. દેવલની અંદરની પરિક્રમાના માર્ગમા ઘણી પ્રતિમાઓ વિરાજે છે તેમા જમણી સૂંઢના ગણપતિ જોવાલાયક છે ઘૂમટ વિશાળ છે ઘૂમટની બહાર લગોલગ મહામંડપ અને અર્ધ મંડપ છે ત્યા તીર્થંકરોના પગલા વગેરે છે આ દેવળ ઘણુ પ્રાચીન છે સિદ્ધરાજ જયસિંહના પ્રધાને આ દેવલનો જીર્ણોદ્ધાર કીધો હતો, તે શિલાલેખ ઉપરથી નીકળી શકે છે. એ જીર્ણોદ્ધારને યે સાતમે વર્ષ વીતી ગયા છે હજીયે એ પવિત્ર દેવલ આબાદ ઉભુ છે. પ્રાચીન દેવલોનો જીર્ણોદ્ધાર કરીને હજારો વર્ષ સુધી એમને ટકાવી રાખવા એ જૈનોની ખાસીયત છે શ્રી નેમનાથનુ મુખ્ય દેવલ ક્યારે બંધાયુ તેની ચોકસ તારીખ મળી શકતી નથી પણ જૈન સૂત્રોમા ગિરનારનો મહિમા વિશેષ છે તેથી અનુમાન થાય છે કે એ સ્થળે જૈન સૂત્રકાળથી એટલે પાર્શ્વનાથાદિ તીર્થંકરોના સમયથી દેવાલયો ચાલ્યા આવે છે જૂનાગઢમા રાખેંગાર વગેરે રાજાઓ જૈનધર્મ પાળતા હતા તેથી એ લોકોએ ઘણો કાળ દેવલો સાચવેલા હોવા જોઈએ, જેમ જેમ જીર્ણોદ્ધાર થતો ગયો તેમ તેમ દેવલ ઉપર ચૂનાના થર એટલા ચડી ગયા છે કે દેવલની આસપાસની જૂની કારીગિરિના દર્શન થઈ શકતા નથી દેવલની બહારની ભમતીમા નાની નાની દેરીઓ જેવા આકારવાળા મકાનમા—કે નાની દેરીઓમા ઘણા જીનપ્રતિમાજી છે એ દેવલમાથી આગળ જતા સગરામ સોનીનુ જોવા લાયક દેવલ આવે છે. એ પછી કુમારપાલ મહારાજાનુ બંધાવેલ દેવલ અને સૂર્યકુંડ આવે છે. એ પછી સાર્વભૌમ શહેનશાહ અશોકના પૌત્ર સંપ્રતિ રાજાનુ બંધાવેલુ દેવલ આવે છે આ દેવલ ઘણુ પ્રાચીન છે તેમા પણ શ્રી નેમનાથ પ્રભુના પ્રતિમાજી વિરાજે છે આ પ્રતિમાજી ૨૨૦૦ વર્ષ જેટલા પ્રાચીન છે ત્યાથી વસ્તુપાલ તેજપાલના દેહરા તરફ જવાય છે વસ્તુપાલ તેજપાલે આ દેવલો બાંધવામા અઢળક દ્રવ્ય ખરચેલુ છે ત્રણ દેવલનુ એક દેવળ દેખાય તેવી ગોઠવણ ત્યા કરેલી છે અંદર શ્રી જીનપ્રતિમા ઉપરાત સમવસરણ, મેરૂ—સુમેરૂ તથા સમેદ શિખરજીની રચના કરેલી છે, સમવસરણની આસપાસ ઘુમટને જે થાંભલા ટેકાવેલા છે તે કિંમતી સલી—પત્થરના છે દેવળની બહાર તેમજ અંદરની કારીગિરિ અદ્ભુત છે દેવળનુ કામ એટલુ તો મજબૂત કરાયલુ છે કે હજીયે હજાર વર્ષ સુધી તેમાથી કાંકરી યે ખસે તેમ નથી એ પછી દિગંબર જૈનોની ટ્રક આવે છે, એ દેવળ છેલ્લા સો વર્ષની અંદર શ્વેતાંબરોની પરવાનગીથી બાંધવામા આવેલ છે દિગંબર દેવળની નજીકમા રાજુલ ગુફા આવે છે ત્યા રાજેમતિની મૂર્તિ છે ત્યાથી આગળ જતા ગૌમુખી ગંગા આવે છે ત્યાના દેવળોનુ સ્થાપત્ય અને કામ જૈનોના છે ઉપરાત સાળશે તીર્થંકરના પગલા પણ ત્યા છે પરંતુ દેવળોની અંદર મહાદેવ બેસાડી દીધેલ છે આગળ જતા અંબાજીનુ દેવળ આવે છે એ દેવળ વસ્તુપાળ તેજપાળે બંધાવ્યુ હતું.

અંબાજી એ વસ્તુપાળ તેજપાલની દેવી હતી. સં ૧૬૪૭ ની સાલમા જૂનાગઢના નાગર વગેરે લોકોએ એ દેવળનો જીર્ણોદ્ધાર કીધો હતો. દરેક જૈનદેવળના બારસાખમા અમુક પ્રકારની નકશી કામ હોય છે અંબાજીના દેવળના બારસાખના પત્થરોને કાઢી નાખવામા આવેલ છે અને લાકડાના નવા બારસાખો મૂકેલ છે. ઘુમટની અંદરની ઉપરના ભાગમાં રહેલી પૂતળીઓને ભાગી નાખવામા આવી છે તેથી માત્ર દેવળની બીજી રચના અને જૈનોના ગ્રંથોની સાક્ષીથી આપણે જાણી શકીએ છીએ કે તે દેવળ જૈનોનુ છે, એથી આગળ જતા ગોરખનાથની ટૂંક આવે છે. ત્યાથી નેમનાથ પ્રભુને કેવળજ્ઞાન થયુ હતું તેથી તેમના પગલા છે, પાચમી ટૂંક દત્તાત્રયની છે તે જગોએ શ્રી નેમનાથજીનું નિર્વાણ થયુ તેથી ત્યા પણ પગલા અને છત્રી છે, પગલા નીચેના પત્થરમા કોતરેલી જીનપ્રતિમાના દર્શન થાય છે શ્રી ઋષભદેવ ભગવાનના વરદત્ત નામના ગણધરે એ સ્થળે તપ કીધુ હતુ ત્યારથી તે દત્ત ટેકરી કહેવાય છે આખા ગિરનાર પહાડનો કબજો હજારો વર્ષથી જૈનોનો છે અને સમ્રાટ જહાગીર તથા અકબરે "યાવત્ ચંદ્ર દિવાકરૌ" લેખ કરી આપીને ગિરનાર વગેરે પહાડો જૈનોને સદાને માટે હવાલે કર્યાં હતા ગિરનારથી નીચે ઉતરી તળેટીની જૈનધર્મશાળાઓ જોઇને શ્રી દામોદરજીનુ જૈનસ્થાપત્ય અને કળાયુક્ત દેવળ જોઇ શ્રી રેવતીકુંડમા જૈન લિપિનો લેખ વાચીને શહેરમા થઈ ઉપર કોટનો કિલ્લો જોવા જતા **ખાપરા કોઠીઆની ગુફાઓ** દેખા દે છે, એ ગુફાઓ ઘણી જૂની છે. એનો અંદરનો દેખાવ જૈન અને બૌદ્ધ ગુફાઓને મળતો છે અંદરના એક પત્થરમા જીનપ્રતિમા અને કાઉસગીઆ કોઇએ પાછળથી કોતરી કાઢેલા જોવામા આવે છે એથી એ સ્થળે પાછળથી જૈનોના સાધુઓએ પ્રવેશ કરેલો જણાય છે. આ ગુફાઓ મહાક્ષત્રપ જૈન સમ્રાટ રુદ્રદામાએ કોતરાવેલી હોવી જોઇએ બીજી ગુફાઓ જૂનાગઢથી દક્ષિણ બાજૂએ આવેલી છે તે પણ ખાપરા કોઠીઆ જેટલીજ જૂની જણાય છે. ખાપરા કોઠીઆની ગુફામા લેખ છે

ઉપર કોટના કિલ્લામા સંવત ૧૫૦૭ નો રા માંડલિકનો જૈન લિપિમા લેખ છે તેમા પાચમ, આઠમ અને ચૌદશે શિકાર ન કરવો વગેરે લખેલુ છે તેથી તે પણ જૈનધર્મ પાળતો હોય એમ સમજાય છે એ વાતનો ટેકો એટલા ઉપરથી મળી શકે છે કે રાખેંગારનુ રાજ્ય સિદ્ધરાજે ખાલસા કીધા પછી મ્હારાજા કુમારપાળે જૈનધર્મ પાળવાની શરતે જૂનાગઢનુ રાજ્ય રા પહેલા માંડલીકને પુનઃ સ્થાપવાની પરવાનગી આપી હતી.

અત્રે ઉલ્લેખ કરવો જરૂરનો છે કે ગિરનાર ઉપર શ્રી નેમનાથ પ્રભુની ટૂંકથી નજીકમા પત્થરમા કોતરી કાઢેલી ઋષભદેવ ભગવાનની એક ભવ્ય પ્રતિમા છે ભોળા લોકો એને ધડી ધટુકાની મૂર્તિ કહે છે, એવી બીજી મોટી ભૂલ, વસ્તુપાળ તેજપાળના દેવાલયોને જોઇને તે રાણકદેવી ગખેગારના મહેલ છે એમ કહી કરે છે

**આબુ ઉપરનાં દેવાલયો.**

આ દેવળોમા દેલવાડા, અચળગઢ, કુંભારીઆ તથા અંબાજીના દેવળનો સમાવેશ થાય છે એ ચારે સ્થળના દેવળો જૈન મંત્રીશ્વર વિમલશાહ તથા વસ્તુપાળ તેજપાળના બધાવેલા છે. એ દેવાલયો બહારથી જોનારને એકદમ સાધારણ, નાની બાંધણીના અને ભભકા વગરના દેખાય છે પણ પ્રેક્ષક જ્યા અંદર પ્રવેશે અને દર્શન કરે ત્યા તો એકદમ અંજાઈ ગયા વગર રહી શકે નહિ, ચકચકતો સફેદ કિંમતી આરસ, અદ્ભુત કારીગિરિ, નિયમિતતા, વગેરે જોતાજ જોનારનો ગર્વ ગળી જાય છે

પ્રથમ મંત્રીશ્વર વિમળશાહે દેવળ બંધાવવા માટે આબુ પર્વતમાં ઘણે દૂર બહારથી જોનારને નજરે ન પડે અને ઉપર ચડનાર પણ દેવળ પાસે જાય ત્યારેજ દેખી શકે એવી સુરક્ષિત અને વનસ્પતિથી નવ પલ્લવિત, જલાશય વાળી જગ્યા પસંદ કરીને નખી તળાવ નજીક સાડા અઢાર કરોડ રૂપીઆ ખરચીને આરસનું કિંમતી દેવળ ચણાવ્યું છે; દેવળનો નિજમંદિર ભાગ–ગર્ભ મંદિર ભાગ એકદમ સાદો છે, દેવળ તદ્દન બેઠા ઘાટનું છે, તેને નાનો સાદો ઘુમટ છે અને પછી બહાર આરસનો મહાઘુમટ બનાવેલો છે દેવળની ચારે બાજુએ કિલ્લાની પેઠે નાની નાની આરસની દેરીઓ જીન પ્રતિમાજીઓ સહિત આવેલી છે. એ નાની દેરીઓને આરસના સળંગ નાના ઘુમટો છે આ મંદિરના મુખ્ય દેવ એટલે મૂળ નાયક શ્રી ઋષભદેવ ભગવાન છે, દેવળના ઘુમટના થાંભલાની અને ગોળ ઘુમટમાં કરેલ નકશી કામ, થાંભલા સાથે સંબંધ રાખનાર આરસની કુંભીઓ, આરસના પાટડા, આરસના ટેકા, ઘુમટની શરૂઆતમાં ગોળાકાર હાથીઓનું મંડળ, હંસોનું ગોળાકાર મંડળ, સુંદર કારીગિરિ વાળી ઢળતી સોળ પુતળીઓ અને ઘુમટની વચ્ચેનું આરસનું અલૌકિક કારીગિરિ વાળું ઝુંમર લોલક એ સર્વે જોયા સિવાય મનુષ્યની બુદ્ધિમાં ન ઉતરે એવી સૂક્ષ્મ અને નિયમિત કારીગિરિથી શણગારેલ છે આ સર્વે સફેદ કિંમતી આરસનું છે સાકરના શ્રીફળની પેઠે આમાં ત્યાગ ભાગ તો નથીજ. દર્શન કરવા માટે આવનાર માણસે ઘુમટમાં નીચે ચત્તા સુઈ જોવું જોઈએ. ચત્તા સુઈને જોવાથી ઘણો રસિક અને બારીક અભ્યાસ થઈ શકે છે. ઘુમટ સન્મુખ દૃષ્ટિ પહોંચી કે ત્યાંથી દૂર ખસેડવાની મરજીજ ન થાય. આ એક એવું ચિત્ર કાવ્ય છે કે તેના રસના ઘુંટડા પીતા પીતા પ્રેક્ષકો ધરાતાજ નથી ઘુમટ વચ્ચે લટકી રહેલા આરસના અનુપમ કારીગિરિવાળા ઝુમરની શોભાની તો વાતજ શી કરવી. યોગીઓએ વર્ણવેલા અજરામર ચક્રની ઉપમાને આ ઝુમર લાયક છે બીજા નાના નાના અલૌકિક ઝુમરો પણ તે દેવળમાં છે સ્તંભો સહિત ઘુમટની પેઠે ભમતીની કારીગિરિ પણ ઘણીજ બારીક છે આવી સૂક્ષ્મ, નિયમિત અને સુંદર કારીગિરિ દુનિયામાં અન્ય સ્થળે ભાગ્યેજ હશે આ કારીગિરિમાં ધાર્મિક અને કુદરતી ચિત્રો ઉપરાંત સમળીવિહાર, વગેરે ઐતિહાસિક, વ્યાવહારિકને લગતા ચિત્રો કોતરેલા છે શ્રી વિમલશાહના દહેરાના દરવાજામાં પગ મૂકતા માણસ ઉપર એવી જાદૂઈ અસર થાય છે કે અહો, અહા,!!! એવા સ્વભાવિક શબ્દોચ્ચાર થયા વગર રહેતો નથી દેવળના મુખ ભાગ ઉપર એક મોટા ઘોડા ઉપર વિમળશાહ મંત્રીશ્વર બેઠેલા છે એના દર્શન થાય છે હાથીશાળામાં હારબંધ આરસના સુંદર ભવ્ય હાથીઓ ઉભેલા દેખાય છે જે હાથીઓની કારીગિરિ પણ અનુપમ છે, એકંદર આ સર્વે દેવતાઈ કામ છે

મંત્રીશ્વર વિમલશાહના દેવાલય પછી મંત્રીશ્વર વસ્તુપાળ તેજપાળનું આરસનું દેવાલય દર્શન દે છે આ દેવળમાં સાડા અગ્યાર કરોડ રૂપીઆનું ખર્ચ થએલું છે આ દેવળના મૂળ નાયક એટલે મુખ્ય દેવ શ્રીનેમનાથ ભગવાન છે નેમનાથની મૂર્તિ શ્યામ છે. આખું દેવળ ભમતીના દેવળો સહિત તદ્દન સફેદ આરસનું છે વિમળશાહ અને વસ્તુપાળના દેવાલયની કૃતિઓ લગભગ મળતી આવે છે દેવળની બંને બાજુએ આરસના ગોખલા છે તેને દેરાણી જેઠાણીના ગોખલા કહેવામાં આવે છે, એ ગોખલાની કારીગિરિ અતિ સૂક્ષ્મ છે આ ગોખલાઓમાં નવ લાખ રૂપીઆનું ખર્ચ થયું હતું, થાંભલા, કુંભીઓ, પાટડા, ટેકા, ઘુમટ અને ભમતીની કારીગિરિ તથા ઘુમટનું ઝુંમર એ સર્વે અલૌકિક છે. હાથીશાળામાં હાથીઓ હારબંધ ઝુલતા ઉભા છે વળી હાથીશાળામાં

વસ્તુપાળ તેજપાળ તથા તેમની સ્ત્રીઓની મૂર્તિઓ દર્શન દેછે આ મંદિર દેવળો જોનાર સ્વભાવિક રીતેજ બોલી જાય છે કે ભલે એમને પૈસો મળ્યો અને ભલે એમણે ખરચ્યો!!! આ મંદિરો બંધાવનારને તથા તેમની એકોતેર પેઢીને ધન્ય છે, ધન્ય છે!!! આવા ઉદ્દગારો નીકળવાનું કારણ એ છે કે સૌંદર્ય કુદરતને પ્રિય છે અને આ દેવળો સૌંદર્યની સાક્ષાત્ પ્રતિમા છે

શિલ્પ કારીગરોની કિંમત જાણીને મંત્રીશ્વરો હમેશા કોતર કામમાથી જેટલો ભૂકો ઝરે તેની ભારોભાર રૂપુ આપતા હતા શબ્દ કાવ્ય માટે જેમ કુદરતી બક્ષીસની જરૂર છે તેમ ચિત્ર કે શિલ્પ માટે પણ કુદરતી બક્ષીસની અગત્ય છે કારીગરોએ મળેલ અઢળક દ્રવ્યમાથી કારીગરોને પણ એક આરસનુ સુંદર જીનાલય બંધાવેલ છે બીજું એક સુંદર દેવલ અપૂર્ણ સ્થિતિમા છે આ સર્વ સમૂહનુ નામ દેવલવાડા કે દેલવાડા છે દેલવાડાથી છ માઇલ દૂર અચળગઢ છે ત્યા મંત્રીશ્વર વિમલશાહે બંધાવેલ દેવલ છે એ દેવલમા મંત્રીશ્વરે ૧૪૪૪ મણ સૂવર્ણના ચૌદ પ્રતિમાજી પધરાવ્યા હતા એ પ્રતિમાજી ઉપર પાછળથી કોઇએ લેખ કોતરાવ્યા છે. ત્યા ગુપ્તેશ્વર મહાદેવનુ એક દેવલ છે તથા ચારેક નાની નાની દેરીઓ છે. આ સર્વની કારીગિરિ જૈનોની છે બારસાખમા જૈન પ્રતિમાઓ કોતરેલી છે પણ જૈનોના અંધેરનો લાભ લઇને બ્રાહ્મણોએ અંદર મહાદેવ પધરાવી દીધા છે સુભાગ્યે બારસાખ વગેરેમાથી કારીગિરિ ખોદી નથી નાખી. એક મોટો ધાતુનો પોઠીઓ છે તે પ્રતિમાઓ ગળાવીને બનાવ્યા હોય એવુ અનુમાન થાય છે ગુપ્તેશ્વરની સામે કુમારપાળે બંધાવેલુ એક ભવ્ય જીનાલય છે. આ પ્રદેશમા કોઇ કોઈ ઠેકાણે જૈનોની પ્રતિમાના ખંડિત ભાગો મળી આવે છે અચળગઢની નજીકમા જૈનોની બનાવેલી બે ગુફાઓ છે તેમા હાલ કોઇ રહેતું નથી એ ગુફાઓને ભોળા લોકો ભરથરીની તથા ગોપીચંદની ગુફા કહે છે ગુરૂશિખર અને અધર-દેવી જૈનોના સ્થાપત્ય છે અંબાજી અને કુંભારીઆના દેવાલયો પણ મંત્રીશ્વર વિમળ-શાહના બંધાવેલા છે કુંભારીઆના દેહરાની કારીગરી મજાની છે કુંભારીઆની આસપાસ ઠેકાણે ઠેકાણે છૂટાછવાયા પત્થરો જોવામા આવે છે. એ સ્થળે ચંદ્રાવતી નગરી હતી એમ લોકો માને છે અલાઉદીન ખુનીની રેલમાથી તારંગાના દેવલોની પેઠે આબુના કિમતી દેવલો બચી જવા પામ્યા છે એ નવાઇ જેવુ છે.

**શત્રુંજય ગિરીના જીનાલયો.**

શત્રુંજય પર્વત અને શેત્રુંજી નદીથી સર્વ ગુજરાત જાણીતો છે. એ પર્વત ઉપર જમીનથી ૨૦૦૦ ફીટ ઉંચાઇએ જૈનોના સેંકડો કિમતી દેવાલયો છે આ દેવાલયો, દરેક શતકમા બાંધણીની કલામા કેવો કેવો તફાવત થતો ગયો તેના અભ્યાસીઓનેજ આનંદ આપનારા સ્થાપત્યરૂપ છે આ પહાડનુ મહાત્મ્ય જૈન સૂત્રોમા ભગવાન ઋષભદેવજીના સમયથી ચાલ્યુ આવેલુ વાચવામા આવે છે '**जाव सत्तुंजे सिध्धा**' આ શબ્દો સૂત્રોમા વપરાયા છે. પાચ પાડવો, શ્રીકૃષ્ણ ભગવાનની આઠ પટ્ટરાણીઓ, વગેરે શત્રુંજય ઉપર નિર્વાણ પદને પામ્યાની વાત પણ જૈન સૂત્રોમા પ્રસિદ્ધ છે જૈનોમા શત્રુંજય ગિરિનો મહિમા એટલો બધો છે કે નાના મોટા ગામોના દેરાસરમા પણ પૂજા કરતી વખતે જૈન લોકો બોલે છે કે—

સિદ્ધાચલ સમરૂ સદા, સોરઠ દેશ મોજાર, મનુષ્ય જન્મ પામી કરી, વંદુ વાર હજાર
જગમા તીરથ દો વડા, શત્રુંજય ગિરનાર, એક ગઢ રિખભ સમોસર્યા, એક ગઢ નેમકુમાર.. વગેરે.

દેવળ સહિત આખા પહાડને પૂજવાની રીતિ શત્રુંજયમા છે. શત્રુંજયના ઘણા નામો જૈન ગ્રંથોમાથી વંચાય છે તેમા શત્રુંજય, સિદ્ધગિરિ, સિદ્ધાચળ, વિમળાચળ, પુંડરિક-ગિરિ, વગેરે મુખ્ય છે, જૈનધર્મના પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવજીના ગણધર શ્રી પુંડરિકજી

શત્રુજય ઉપર નિર્વાણ પદને પામ્યા ત્યારથી પુડરિકગિરિ કહેવાય છે. સૂત્રકાળ પહેલ
ગે શત્રુજય ઉપર જૈન લોકોનુ સ્થાપત્ય હતુ બૌદ્ધ લોકોએ શત્રુજયનો કબજો મેળ
ત્યા વસવાટ કીધો હતો, વલ્લભીપુરના મહારાજા શિલાદિત્યના વખતમા શત્રુજયનો પ
કબજો મેળવ્યો અને છિન્ન ભિન્ન થઇ ગએલુ તીર્થ જૈનોએ પુન જીર્ણોદ્ધાર કરી સુધ
આ વખતે આદિનાથ ઋષભદેવજીનુ વિશાળ દેવળ તથા સંપ્રતિ રાજા વગેરેના ચ
દેવળોનો જીર્ણોદ્ધાર કીધો ત્યાર પછી મહારાજા કુમારપાળે, વિમળશાહે, વસ્તુપાળ તે
પાળે, દેહરા બધાવ્યા. એ પછી ક્રમે ક્રમે ધનાઢ્ય શ્રાવકોએ દેવાલયો બધા યા, છેલ્લ
છેલ્લુ દેવળ શ્રી શત્રુજયની તળેટીમા રાય ધનપતસિહજી બાબુનુ બધાવેલુ છે. એ દેવાલ
એક વીશીથી વધારે વરસ થયા નથી, જૈનેતરો જ્યારે શત્રુજય ગિરિની મુલાકાતે
છે ત્યારે તળેટીમા આવેલા બાબુના દેવાલયના દર્શન કરીનેજ અજાઇ જાય છે, દરેક જૈ
ધર્મી બાબુના દેરાસર પાસે શત્રુજય ગિરિને વાદે પૂજે છે, અને ત્યા પગરખા ઉતા
ત્યાથી ઉઘાડે પગે ઉપર ચડે છે, ઉપર ચડતા કોઇ કોઇ સ્થળે બાધેલા અને બાકી ર
પગથીઆ આવે છે બને બાજુએ થોડે થોડે અતરે પાણીના કુડ, તીર્થકરોના પગ
વૃક્ષો અને વીસામા આવે છે, વીસામો આવે ત્યા વીસામો ખાઇ, પાણી પી, યા
ઉપર ચડતો ચડતો ઠેઠ હીંગળાજને હડે પહોચે છે ત્યા હીંગળાજ દેવીનો પુજારી એ
કરે છે કે " આવ્યો હીંગળાજનો હડો અને ફૂટયો પાપનો ઘડો " ત્યાથી આગળ
દશ કરોડ મુનિ મોક્ષે પધાર્યાનું થાવચ્ચા મુનિનુ સ્થાન આવે છે ત્યાથી દર્શન કરી
તીર્થને કિલ્લે જઇ પહોચે છે, કિલ્લાના મુખ્ય ભાગ ઉપર અંગારશાહ પીરની જગો
ત્યા શ્રાવકો દર્શન કરે છે અને મરવો, બદામ, પાઇ પૈસો, ચોખા, વગેરે ચડાવે
કોઇ ધનાઢ્ય સંઘ લઇને આવે તો પહેલુ શ્રીફળ શ્રી ઋષભદેવ પ્રભુની પેઠે પીરને
મૂકે છે કિલ્લાની અદર પ્રથમ સર્વ યાત્રાળુ મૂળ નાયક શ્રી આદિનાથ પ્ર
ભેટવા જાય છે, શ્રી આદિનાથ એટલે ઋષભદેવજી પ્રભુ કે દાદાના દેરાસ
વિશાળતા, ઉચાઇ, બાધણી, વગેરે સર્વ, દેવતાઇ છે. એ જગોનુ દેવળ હ
વર્ષથી ચાલ્યું આવે છે વચ્ચે વચ્ચે જીર્ણોદ્ધાર તથા સુધારા વધારા થતા જાય છે,
વાજાના મુખ પૃષ્ટ ઉપર હાથીઓના ચિત્રો જોઇને પગથીઆ ચડી જતા દેરાસરનો વિર
ચોક આવે છે દેરીઓ વાળી ત્રણ ભમતી પુનઃ પ્રતિમા સહિત દર્શન દે છે એજ ટૂં
પડખે નવા આદીશ્વર, ચૌમુખજી, સ્હામે પુડરિકજી ગણધર અને પાછળના ભાગમા રા
અને પગલા ઉપરાત તમામ ચોકમા અને દેરાસરોમા પાથરેલો સફેદ આરસ પત્થર
મૂળ નાયકના દેવળનો ચમકાર એ સર્વથી જૈનો તેમજ જૈનેતરો અજાયા વગર ર
નથી, યાત્રાળુ જ્યારે મુખ્ય દ્વારમા થઇને શ્રી આદિનાથ પ્રભુના દેરાસરમા પ્રવેશ કરે
ત્યારે પૂરા પવિત્ર વાતાવરણ અને ભાવનાના યોગે ગદ્‌ગદ્ કઠ થયા વગર રહી શ
નથી પ્રભુજીના દર્શન થતાની સાથે પ્રેક્ષકના રોમાચ ખડા થઇ જાય છે અને સમાધિ
પેઠે જીન પ્રતિમાજીની સામે એકતાર-એકતાન-ત'લીન થઇ જાય છે, પ્રતિમામા એ
બધી દિવ્ય આકર્ષક શક્તિ છે કે જૈન વા જૈનેતર પ્રથમ મુલાકાતમાજ પરમ શાતિ
અપૂર્વ અનુભવ મેળવે છે આ અનુભવ ઉપરથી જૈન કવિઓએ ગ્રથોમા ગુથ્યુ છે
હજી સુધી એવો કોઇ અભવિ-હૃદય વગરનો પ્રાણી શત્રુજય ગિરિ ઉપર આવ્યો નથ
જેને શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમાના પ્રભાવથી અલૌકિક શાતિ ન મળી હોય '
આદિનાથ પ્રભુના પદ્માસને બેઠેલા પ્રતિમાજી સફેદ આરસના અને વિશાળ છે, અને
પ્રતિમાનો પત્થર આરસને મળતી કોઇ બીજી જાતનો લાગે છે એ પ્રતિમાને દરરે

ચડાવવાની સોનાની આગી અઢીમણુ વજનની છે, અને દરરોજ જે મુકુટ મસ્તકે ચડાવવામા આવે છે તેની કિંમત એક લાખની અકાય છે. જડાઉ દાગીનાઓ તો જુદાજ એ વર્ષ પહેલા હીરા, પન્ના, લીલમ, વગેરે કિમતી ઝવેરાતવાળા જડાઉ કુડળ અને તેર કલગી સહિત લાખોની કિમતનો મુકુટ અમદાવાદમા વીશ વરસે તૈયાર થયો છે એ મુકુટની અદર સફેદ પાચ મોટા કિમતિ હીરા જડેલા છે તેર કલગીઓ અને કાનના કુડલો પણ ઝવેરાતથી પૂર્ણ છે લોકો એને લાખોની કિમતનો મુકુટ કહે છે. આ મુકુટ હજી શત્રુજય ગિરિમા લાવવામા આવ્યો નથી પણ અમદાવાદમા ગએલ છે શ્રી આદિનાથના દેરાસરનુ રક્ષણ કરવાની ખાતર મુસલમાની રાજ્યમા નાની સરખી પણ સ્પષ્ટ દેખાય એવી મસ્જીદ ચણવામા આવી છે, હાલના પ્રતિમાજી આશરે સાતસે વર્ષના જૂના કહેવાય છે શ્રી ચોમુખજીના ચાર પ્રતિમાજી બારસે વર્ષના જૂના છે અને ઘણાજ આકર્ષક છે શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમા જ્યારે જરા પણ ખડિત થાય ત્યારે તે સ્થળે નવા પ્રતિમાજી પધરાવીને પુનરૂદ્ધાર કરવાનો વહીવટ ચાલ્યો આવે છે, શ્રી આદિશ્વરના પ્રતિમાજી બદલાય તેની સાથે કાઉ-સગ્ગીઆ, પુડરિકજી ગણધર, રાયણ તળેના પગલા, ચક્રેશ્વરી અને કપર્દીયક્ષ એ સર્વ બદલવા જોઇએ. એ નિયમ ચાલ્યો આવે છે, હાલના આદીશ્વર પ્રભુના પ્રતિમાજીનો કોઇ ભાગ ખડિત થએલો હોવાથી તે જગોએ સ્થાપન કરવા માટે નવા આદીશ્વર, પગલા, કાઉસગ્ગીઆ, વગેરે તૈયાર કરાવ્યા હતા પણ કેટલાક સયોગો વચ્ચે શ્રી આદીશ્વરના પ્રતિમાજી કાયમ રહ્યા તેથી પડખેના એક દેરાસરમા નવા આદીશ્વરને પધરાવવામા આવ્યા છે. શત્રુજય ગિરિ, જૈનોની અઢળક જાહોજલાલી, શ્રી આદીનાથના દેહરાની વિશાળતા, અને સૌંદર્ય, શ્રાવકોનો ભાવ, જૈનેતરોનો સ્નેહ, એ બધુ જોતા તો શ્રી આદીશ્વરની વિદ્યમાન પ્રતિમાજીજ શત્રુંજયના મૂળ નાયકને યોગ્ય છે બાકી તો શ્રી સઘના ધારા ધોરણ પ્રમાણે થયા કરે છે શ્રી આદીશ્વરની ટૂકને પડખે કિલ્લેબધીવાળી મોતીશાહની ગયા સૈકામા બનેલી ટૂક છે. બાધણી, કારીગિરિ, શોભા, આરસપત્થર, વગેરેથી એ ટૂક ઝલકી રહી છે આવી નવ ટૂકો શત્રુજય ઉપર છે દરેક ટૂકને નાના મોટા કિલ્લા છે ચોમુખજીની ટૂકમા ચારે દિશા સન્મુખ બેઠેલા ચાર સફેદ વિશાળ જીનપ્રતિમાજી છે એકદર જોતા શત્રુજય ગિરિ ઉપર જૈન લોકોએ પોતાના પવિત્ર ભાવથી કરોડો રૂપીઆ ખરચેલા છે હજારો વર્ષમા દરેક સૈકામા દેવાલયોના સ્થાપત્ય અને કળામા કેવા ક્રમથી ફેરફાર થયો છે તેનો અભ્યાસ કરનારને ગુજરાતમા તો શુ પણ આખા હિદમા શત્રુંજય ગિરિ સમાન બીજુ કોઈ ઉત્તમ સ્થાન નથી દરેક સૈકામા રચાયલા પ્રતિમાજીના અભ્યાસ કરવા માટે પણ શત્રુજય ગિરિ અનુપમ સ્થાન છે ટૂંકામા કહીએ તો સ્થાપત્ય અને કળાના અભ્યાસની એક મહાન્ શાળા તે શત્રુજય છે મનુષ્ય જાતિ સૃષ્ટિ સૌંદર્યમા કેવી રીતે ખીલવટ કરતી આગળ વધી છે એ જૈન તેમજ જૈનેતરોને શત્રુજય ગિરિ શિખવે છે સુવર્ણના રથ, સુવર્ણ તેમજ ચાદીના પાણી ભરવાના મોટા મોટા કળશો, સુવર્ણના ઝવેરાત જડીત દાગીના, દેવની કિમતી ચક્ષુઓ અને હીરાઓ, અગરબત્તીનો ધૂપ, ઉંચુ કેશર ચદન, ગુલાબ વગેરેના પુષ્પો, મરવો ( ડમરો ) એ સર્વ શત્રુજયની શોભામા અત્યત વૃદ્ધિ કરે છે. શત્રુજય ગિરિ ઉપર કોઇ પણ યાત્રાળુ રાતવાસો રહી શકતો નથી, તેથી શત્રુજયનું વાતાવરણ સર્વ તીર્થો કરતા વિશેષ પવિત્ર રહેવા પામ્યુ છે

એક પ્રચડ મૂર્તિ પહાડના પત્થરમા કોતરી કાઢેલી છે તેની નીચે વૃષભનુ ચિહ્ન હોવાથી જૈન લોકો એને શ્રી આદીશ્વર કે ઋષભદેવજીની મૂર્તિ કહે છે અજ્ઞાની લોકો

એને અદબદજીની મૂર્તિ કહે છે. અદબદજી એટલે અદ્ભુતજી કે નવાઈ ઉપજાવે તેવી મૂર્તિ. અદ્બદ એટલે અર્ધબુદ્ધ એવો અર્થ કરતા એ મૂર્તિ બૌદ્ધ કાળમા કોતરાઇ હોય અને શત્રુંજય ગિરિ પુનઃ જૈનોના કબજામા આવ્યો ત્યારે એ પ્રતિમા નીચે વૃષભનુ ચિહ્‌ન બનાવીને તથા બીજો થોડો ફેરફાર કરીને એ જીન પ્રતિમાના રૂપમા બદલાવી નાખી હોય એમ પણ અનુમાન કરી શકાય શત્રુંજય ગિરિમા બે નાની ગુફાઓ છે પણ તેમા ખાસ જાણવા જેવુ કશુ નથી. શત્રુંજય ઉપરથી શેત્રુંજી નદી અને સમુદ્રનુ સૌદર્ય જોવા જેવુ છે

પાલીતાણા એ જૈનના પાદલિપ્તાચાર્યે વસાવેલુ શહેર છે પાલીતાણાની શોભા જૈન ધનાઢ્યોએ બધાવેલી અનેક વિશાળ ધર્મશાળાને આભારી છે શ્રી શત્રુંજય ગિરિનો પહેલો ઉદ્ધાર શ્રી ઋષભદેવના પુત્ર ભરત રાજાએ કરાવ્યો હતો એમ જૈન ગ્રથોમા લખ્યુ છે. ત્યાર પછી સપ્રતિ, જાવડશાહ, કુમારપાળ, વગેરેએ જીર્ણોદ્ધાર કરાવ્યા હતા. એકંદર શત્રુંજય ગિરિ ઉપર મોટામા મોટા સોળ વખત જીર્ણોદ્ધાર થએલા છે એવુ જૈન ઇતિહાસમાથી મળી આવે છે

**અમદાવાદનાં મંદિરો.**

વીસમી સદીમા અમદાવાદ જૈનપુરી તરીકે ગણાય છે. અમદાવાદમા અનેક જૈનમદિરો છે અને તે કારીગિરિના નમુના રૂપ છે હમણાજ ત્રણ દેવળો તો તદ્દન આરસના બધાયલા છે રીચીરોડને છેડે આવેલુ શ્રી મહાવીર સ્વામીનુ દેવાલય તથા ઝવેરીવાડાના મહાવીર સ્વામી, નેમનાથ, વગેરેના દેવાલયો અને ભોયરાવાળા ભવ્ય દેરાસરો અને જીનપ્રતિમાઓ ખાસ જોવા લાયક છે. શહેરની બહાર શેઠ હેમાભાઈ હઠીસગનુ ભવ્ય દેરાસર છેલ્લી સદીના નમુના રૂપ છે હેમાભાઈ શેઠના દેવળ પછી જે જીનાલયો બંધાય છે તે તદ્દન જુદી ઢબથી બધાય છે, નવા બધાયલા આરસના જીનાલયો તથા ભોયણીજી અને પાનસરના ભવ્ય દેવાલયો નવી ઢબના નમુનાના છે

**પરચુરણ સ્થાપત્યો.**

ઇડરના જૈન દેવળો અને દિગબર મુનિયોની સમાધો, પાવાગઢનુ દેવળ, શિહોરના ગૌતમેશ્વર મહાદેવનું દેવળ અને કુડો, વઢવાણની વાઘેશ્વરી તથા ભૈરવ, મહુવાના જીવિત મહાવીર સ્વામી, ઘોઘાના નવખડા પાર્શ્વનાથ, બરેચનુ દેવળ, ગિઆણીનુ બાવન જનાળી દેવળ, મુળીના માડવરાયની મૂર્તિઓ, મ્હેસાણાના દેવળો, કુતીઆણાનુ વસ્તુપાળ તેજપાળનુ દેવળ, વડનગર તથા વીશનગરના દેવળો, વગેરે જૈનોના સ્થાપત્ય છે કચ્છમા આવેલુ ભદ્રેશ્વરનુ જગડુશાહનુ બધાવેલુ વિશાળ દેવાલય તો સર્વત્ર પ્રસિદ્ધ છે

**જૈન સ્થાપત્યનું અનુકરણ.**

સિદ્ધરાજ જયસિહની મા મીનળદેવી જૈન હોવાથી તથા પ્રધાનો જૈન હોવાથી સિદ્ધરાજ જયસિહની બધાવેલી વાવો, મકાનો, કિલ્લાઓ અને તળાવોમા જૈન સ્થાપત્ય પ્રત્યક્ષ દર્શન દે છે રૂદ્રમાળમા પણ જૈન કારીગિરિ ઉપરના કારણોથી દેખાઈ આવે છે મુસલમાનોએ બાધેલ જુમામસ્જીદ વગેરેમા પણ જૈન સ્થાપત્યની સપૂર્ણ અસર થઇ છે. વૈષ્ણવો, શૈવો, સ્વામીનારાયણીયો વગેરે એ પાછળથી બધાવેલા દેવાલયોમા જૈન સ્થાપત્ય અને કળાનુજ અનુકરણ જોવામા આવે છે

**इत्यलम् ॐ शान्तिः शान्तिः शान્તિઃ**

ડુવા-કાઠિઆવાડ
કાર્તિક વદિ ૧૩ ગુરૂવાર ૧૯૭૬

ગોકુળદાસ નાનજીભાઇ ગાંધી.



પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ
અધ્યક્ષ "વિજ્ઞાનવિભાગ"

ફિનીક્ષ પ્રી વર્ક્સ

# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્—અમદાવાદ.

## વિજ્ઞાન વિભાગના અધ્યક્ષનું ભાષણ.

—— ॰ ——

( તા. ૩—૪—૧૯૨૦ )

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આપ સર્વેએ મારી વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે નીમણુક કરી તેને માટે આપનો હું અંતઃકરણપૂર્વક આભાર માનુ છુ હું સારી રીતે સમજું છુ કે મારે મોટી જવાબદારી ઉઠાવવાની છે અને તે હું આપની સહાયથી યથાશક્તિ ઉઠાવવા પ્રયત્ન કરીશ. મારા કરતાં આપણા ગૂજરાતીઓમાં ઘણા લાયક ગૃહસ્થો હતા. એક તો મારા પૂજ્ય ગુરૂ પ્રોફેસર ત્રિ-ભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર જેમનો આ પદવીને માટે પહેલો હક છે, કારણકે વિજ્ઞાનનુ સાહિત્ય આપણી ભાષામા વધારવા એમણે જે પ્રયત્ન આદર્યો હતો અને જે ભગીરથ પ્રયાસ કર્યો હતો તેટલો હજી કોઇએ ગૂજરાતી સાહિત્યમાં કર્યો નથી. પોતે હાલ ઘણો વખત થયાં માંદગી ભોગવે છે એટલે તેઓ આ પરિષદ્‌મા ભાગ લેઇ શકે તેમ નથી. જો તેમની તબીઅત સારી હોત તો આપણને તેમના બહોળા જ્ઞાન અને અનુભવનો જરૂર સારો લાભ મળત અને આપણને તેમની કિમતી મદદ મળત. ઇશ્વર તેમને દીર્ઘાયુ કરે અને તેઓ આપણા સાહિત્યને કોઇ પણ રીતે ઉપયોગી થાય બીજા ગૃહસ્થ પ્રોફેસર આદરજી મસાણી છે, જેમની નિમણુક કમિટિએ કરી હતી, પણ પોતાના અનેક વ્યવસાયને લીધે એમણે પોતાની જવાબદારી સમજી પ્રમુખપણાનો અસ્વીકાર કર્યો હતો. બીજા પણ લાયક આપણામાં છે. આપે મને પ્રમુખ નીમ્યો તેથી હું લેશમાત્ર પણ એમ નથી માનતો કે મારીજ લાયકી સૌથી વધારે છે, મારા કરતા વધારે ડાહ્યા અને હોશિયાર ગૃહસ્થો જેમણે વિજ્ઞાનના સા-હિત્યમાં સારી સેવા બજાવી છે તેમનુ મારા મનમાથી જરા પણ વિસ્મરણ થતું નથી તેમ તેમના પ્રત્યેનો મારો આદર જરા પણ ઓછો થયો નથી.

**વિજ્ઞાન વિભાગ.** સાહિત્ય પરિષદ્‌માં આજ વર્ષે વિજ્ઞાન વિભાગ પાડવામા આવ્યો છે. વિજ્ઞાન વિભાગ પાડવાથી ગૂજરાતીઓની કામ કરનારની સંખ્યામા કાંઇ પણ વધારો થતો નથી, પણ જેઓનો ખાસ વિષય વિજ્ઞાનજ છે અને જેઓ ગૂજરાતી વિજ્ઞાનના સાહિત્યમાં મદદ કરી શકે તેવા છે તેમને તેમના પો-તાના ધર્મનું ભાન કરાવવા આ વિભાગ પાડવામાં આવ્યો હોય તો તે કોઇ પણ રીતે અ-જુગતું નથી મનુષ્યનો ઇશ્વર પ્રત્યે ધર્મ છે. માતાપિતા પ્રત્યે ધર્મ છે. દેશ પ્રત્યે ધર્મ છે. તેવોજ પોતાની ભાષા પ્રત્યે ધર્મ છે પ્રથમ પોતાના દેશ પ્રત્યેનો ધર્મ બજાવવાનુ ભાન થાય ત્યારેજ પોતાની ભાષા પ્રત્યેના ધર્મનુ તેને ભાન થાય. દેશ પ્રત્યેના ધર્મનુ ભાન મહાત્મા

ગાંધીજીએ આપણને પુરેપુરૂ કરાવ્યુ છે. આપણે એક વાત એ ધ્યાનમા રાખવાની છે કે જે જ્ઞાન આપણને અંગ્રેજી ભાષા દ્વારા મળ્યુ છે તેમાંનું વિજ્ઞાનનુ જ્ઞાન ઉપયોગી છે કે કેમ અને જીવનને આનન્દમય બનાવે તેવુ છે કે નહી. આ બન્ને પ્રશ્નોનો જવાબ જો આપણે હકારમાં આપી શકતા હોઇએ તો વિજ્ઞાનનુ જ્ઞાન આપણી ભાષા મારફતે જનસમાજને મળે તેવી આપણે તજવીજ કરવી જોઇએ વિજ્ઞાન વિભાગ કરવાનો આ મુખ્ય હેતુ હોવો જોઇએ. જેમ સાહિત્ય એ બહોળા અર્થમાં વપરાય છે તેમ વિજ્ઞાન પણ બહોળા અર્થમાં વપરાય છે. વિજ્ઞાનના વિષયો ઘણા છે—સૃષ્ટિ વિજ્ઞાન, રસાયન, ભૂસ્તર વિદ્યા, પ્રાણી વિદ્યા, વનસ્પતિ વિદ્યા વગેરે. હાલ આપણને વિજ્ઞાન વિભાગ પાડવા વિચાર થાય છે, તેનું કારણ એ છે કે આપણી ભાષા જોઇએ તેટલી ખેડાઈ નથી અને ગૂજરાતીઓમા વિજ્ઞાનના જ્ઞાનનો એટલો બહોળો પ્રચાર થયો નથી કે તેના ભકતોની સંખ્યા મોટી હોય. સંખ્યા હાલ નાની છે એટલે દરેક વિષય જાણનાર વધારે માણસો તો કયાંથી જ હોય આજે નાનું લશ્કર છે તે પોતાની ફરજ બરાબર અદા કરશે અને બીજા નવા માણસોની ભરતી કરશે તો લશ્કર મોટું થશે અને વિજ્ઞાનના અજ્ઞાન રૂપી અંધકારનો પોતાના શસ્ત્ર વડે નાશ કરવા સમર્થ થશે, અને વિજ્ઞાન વિભાગ જે ગૃહસ્થોએ પાડયો હતો તે નિષ્કારણ નહોતો પણ સાર્થ હતો એવુ સિદ્ધ થશે.

**સાહિત્યમાં વિજ્ઞાનનુ સ્થાન.**

જેવી રીતે દરેક પ્રજાનો પોતાનો ધર્મ હોય છે, તેમ તેનું પોતાનું સાહિત્ય હોય છે. આપણે ગૂજરાતી પ્રજા છીએ. આપણે બધા હિન્દુ મુસલમાન અથવા જરથોસ્તી ધર્મ પાળીએ છીએ. જેવી રીતે આપણી કેટલીક હકીકત આપણા ધર્મના પંથપરથી જાણી શકાય છે તેમ કોઇપણ પ્રજાના સાહિત્યપરથી તેની મનોવૃત્તિ તથા અભિરૂચિનો ખ્યાલ આપણે બાંધી શકીએ છીએ દરેક શતકમાં ભાષાના સાહિત્યમાં કાંઇ કાંઇ ફેરફાર થાય છે અને તે ભાષાના સાહિત્યના ઇતિહાસપરથી આપણને માલૂમ પડે છે. સાહિત્ય એ સ્થિર વસ્તુ નથી, તેને વૃદ્ધિ અને ક્ષય બન્ને છે. આપણી ભાષાનુ સાહિત્ય વધે છે કે ક્ષીણ થાય છે તે આપણે જોવાનું છે. સાહિત્યનુ કયું અંગ હાલના જમાનામા પુષ્ટ કરવાનુ છે, કયુ અંગ જમાના થયા ક્ષીણ થઇ ગયુ છે અથવા કયા અંગમા સુધારો કરવાનો છે તે આપણે શોધી કાઢવાનું છે હાલ જમાનો વિજ્ઞાનનો છે એ દરેક મનુષ્ય કબૂલ કરશે વિજ્ઞાન એ ઘણોજ જરૂરનો વિષય છે એટલુંજ નહી પણ સૃષ્ટિના નિયમો જાણવાનુ મોટુ સાધન છે જે ગૃહસ્થો ઇશ્વરને માને છે તેમણે ઇશ્વરના નિયમ જાણવાજ જોઇએ અને સૃષ્ટિના નિયમો તે ઇશ્વરીજ નિયમો છે અને તે નિયમોનુ ભાન વિજ્ઞાન જાણવાથી થાય છે જ્યારે વિજ્ઞાનની શક્તિ આટલી ભારે છે ત્યારે સાહિત્યમાં વિજ્ઞાનનુ સ્થાન કેમ નીચુ હોઇ શકે ? સાહિત્યમા કાવ્યનું જેવું સ્થાન તેવુ જ વિજ્ઞાનનુ હોવું જોઇએ. કોઈ કવિ વિજ્ઞાનવેત્તા થાય અને ઇશ્વરી (સૃષ્ટિના) નિયમો છંદબદ્ધ કાવ્યમા ઘડી કાઢે તો વિજ્ઞાનનુ સ્થાન ઉંચું છે એ સિદ્ધ કરવા આપણે તરતજ ભાગ્યશાળી થઇએ. અત્યાર સુધી આપણે વિજ્ઞાન તરફ દૃષ્ટિ કરી નથી, આપણું ધ્યાન તે તરફ જોઇએ તેવું ખેંચાયુ નથી, કારણ કે તેનો પંથ ઘણો વિકટ છે; મુશ્કેલીઓ ઘણી છે, કાંટા વાગે તેમ છે એટલે વિજ્ઞાનના ભકતો ઘણા ઓછા છે, પરંતુ દેવના ભક્ત ઓછા હોય, પણ સાચા હોય તો તે દેવની દૈવિ શક્તિની અદ્ભુતતા તેઓ જગતને બતાવવામા સમર્થ થયા વગર રહે નહી.

વિજ્ઞાનની કીમત

હાલના જમાનામાં મનુષ્યના જ્ઞાનની કીંમત કરતાં તેની આર્થિક સંપત્તિની કિંમત સાધારણ રીતે વધારે અંકાય છે. જ્ઞાન અને આર્થિક સંપત્તિ બન્ને શક્તિ છે એ વિસરી જવાય છે. જ્ઞાન આટલું બધું જપાટા બંધ વધે છે અને તેને સારૂ યુરોપમા ઘણા પ્રયાસો થાય છે છતા યુરોપમા નીચે બનેલા એક દાખલાનુ વર્ણન વાંચતા સ્હેજ અજાયબી ઉત્પન્ન થશે તે દાખલા પર ટીકા કરતાં સર રે. લેન્કેસ્ટર જે કહે છે તે વિચારવા જેવું છે અને ખાસ કરીને ગુજરાતીઓએ.

" The practical value of Science in securing the happiness of human communities is not, however, the reason which operates most strongly in exciting men and women to give themselves to the cultivation and improvement of this or that branch of it. A rich banker one day was looking round the Natural History Museum with me. It was his first visit. After a time he said, 'It's very fine! Wonderful! But what is it all for! Where does the money come in? That's what I can't understand. Why does the Government spend money on this if it does not lead to making money?" I tried to convince him that there exists in us all a divine "Curiosity", a desire to know regardless of profit or loss, a thirst which we may cultivate and satisfy, in the full assurance that whilst its satisfaction is a delight in itself, we are all the while fulfilling the destiny of men, helping in the conquest of nature. My friend had apparently lost that instinctive thirst which is the primary impulse to the pursuit of Science, that capacity for pleasure which Robert Louis Stevenson truly notes in the words of the child of his " Garland of Verses. "

" The world is so full of a number of things,
I am suré we shou'd all be as happy as Kings! "

વિજ્ઞાનના જ્ઞાનના સંબંધમા એક અંગ્રેજ ગ્રંથકાર લખે છે તે મનન કરવા જેવું છે.

"Ignorance, the "Curse of Hell", is the cause of all suffering. Knowledge is the wing which takes us heavenward, and frees us from misery.

માતૃભાષા દ્વારા કેળવણી.

કોઈ પણ પ્રજાએ પોતાની ભાષાના સાહિત્યને સમૃદ્ધ કરવું હોય તો પોતાની ભાષા મારફતે પોતાના બાળકોને કેળવણી આપવાનો પ્રબંધ કરવો જોઇએ. આ સત્ર સ્વીકારવાની હાલ વધારે અગત્ય છે અને મુખ્યત્વે કરીને વિજ્ઞાનના સાહિત્યને સારૂ. યુરોપની પ્રજાઓએ વિજ્ઞાનના પ્રદેશમાં જે પદ્ધતિસર શોધખોળ કરી છે અને જે જ્ઞાનનો ભંડાર વધારી

દીધા છે તેનો લાભ આપણા જનસમાજને કેવી રીતે મળે એ મોટો પ્રશ્ન છે. હાલ વિજ્ઞાનનો જમાનો છે એ મહાન્ વિગ્રહે આપણને બતાવી આપ્યુ છે. આપણે જોઇ શક્યા કે યુરોપની દરેક પ્રજાએ પોતાની પ્રજામા વિજ્ઞાનનું જ્ઞાન કેટલું ઉતાર્યું છે અને તેનો ઉપયોગ હાલ દરેક પ્રજાની હયાતીને સારૂ કેટલો જરૂરનો છે.

આપણે પ્રશ્ન માત્ર એ વિચારવાનો છે કે આપણે અંગ્રેજી મારફતે વિજ્ઞાનનુ જ્ઞાન આપણા જનસમાજને આપવા માગીએ તો આપણે આપણો ઉદ્દેશ પાર પાડી શકીએ ? આપણે આપણો અર્થ સિદ્ધ કરવા મુખ્ય સાધન કયુ વાપરવુ જોઇએ ? અંગ્રેજી મારફતે વિજ્ઞાનનું જ્ઞાન પહોચાડવુ હોય તો આપણે દરેકે દરેક ગામમા અંગ્રેજી શાળા ખોલવી જોઇએ. હાલ જ્યારે આપણે આપણી દેશી ભાષામા જનસમાજને કેળવણી આપવા પહોચી શકતા નથી તો અંગ્રેજી મારફતે તો શી રીતે પહોંચી શકવાના હતા ! આપણે ખસુસ ધ્યાનમાં રાખવાનું એ છે કે દેશની માતાઓની ભાષા કોઇ દિવસ અંગ્રેજી થઇ શકવાની નથી ભલે પિતાઓની ભાષા અંગ્રેજી થાય; માતા જે જ્ઞાન પોતાના બાળકને ખોળામા બેસાડી આપી શકશે તે પિતા અથવા શાળાનો શિક્ષક આપી શકવાનો નથી. વળી વિચારવાનુ એ છે કે આપણું કાયમનું સાહિત્ય તો ગુજરાતીનુ જ કહેવાય અને જો આપણે હાલ આપણી પોતાની મહેનત બચાવવા સારૂ અંગ્રેજી મારફતે આપણી ઉછરતી પ્રજાને વિજ્ઞાનનું જ્ઞાન આપવા આગ્રહ કરીએ તો જ્યારે અંગ્રેજીનો મહિમા આપણા મનથી ઘટી જશે અને વિજ્ઞાનનો ભંડાર અતિશય વધી જશે ત્યારે આપણે આપણા બાળકોને કેવી સ્થિતિમા મૂકીશુ તેનો વિચાર કરવાનો છે. આપણને અંગ્રેજી મારફતે વિજ્ઞાનનુ જ્ઞાન મળ્યુ છે અને વિજ્ઞાનનું સાહિત્ય આપણને અંગ્રેજી ભાષા મારફતેજ મળે એમ છે એથી લલચાઇને આપણને એમજ લાગે છે કે અંગ્રેજી મારફતેજ વિજ્ઞાનનુ જ્ઞાન અપાય તો શુ ખોટુ છે, પણ તેજ વખતે એક વાતનુ આપણને વિસ્મરણ થાય છે, તે એજ કે આખા જનસમાજને તે રીતે આપણે જ્ઞાન આપી શકીએ નહીં. આપણું પોતાનુ સાહિત્ય આપણે સમૃદ્ધ કરી શકીએ નહી, તેમજ આપણી પછીની પ્રજાને આપણે મોટી કફોડી સ્થિતિમાં મૂકીએ.

માતૃભાષાદ્વારા વિજ્ઞાનનું જ્ઞાન આપવાના પ્રયાસો જો કોઇએ પણ ખરા અંતઃકરણથી આદર્યા હોય તો તે વડોદરાના નામદાર મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે આદર્યા હતા અને હજુ પણ તે દિશા તરફના તેમના પ્રયાસો ચાલુ છે. વડોદરામા ગૂજરાતી મારફતે વૈદક–અંગ્રેજી તથા દેશી–શીખવવાનો પ્રયાસ પ્રથમ થયો હતો. ગૂજરાતી મારફતે વિજ્ઞાનના વિષયો શીખવવાનો પ્રથમ પ્રયાસ કલાભવનમા પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરની મારફતે થયો હતો, કારણકે તે વખતના દિવાન મણિભાઇ જસભાઇ તથા નાયબદિવાન આયરો તથા દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેશી ભાષાનુ ગૌરવ વધારવા માટે આતુર હતા તેમ તેની શક્તિનો તેમને પૂરેપૂરો ખ્યાલ હતો અને દેશી ભાષા મારફતે બધા વિષયોની કેળવણી અપાશે તોજ તે જનસમાજને પહોચી વળશે એવા દૃઢ અભિપ્રાયના હતા.

કલાભવનમાં વિવિધ પ્રકારના વિજ્ઞાનના વિષયો શીખવવાના હતા અને પુસ્તકો તૈયાર નહોતા તેથી પ્રો. ગજ્જરે ગૂજરાતી તેમ દક્ષિણી વિદ્વાન ગૃહસ્થોની મદદ લેઇ શ્રી સયાજીજ્ઞાનમંજુષા પુસ્તકમાળા પ્રગટ કરવાની શરૂઆત શ્રીમંત મહારાજા સાહેબની

ઉકાર અક્ષરથી શરૂ કરી. શિક્ષકો પાસે દરરોજ પાઠની નોંધો તૈયાર કરાવી અને નિત્યના પાઠ તે પ્રમાણે શરૂ કર્યા. જ્ઞાનમંજૂષામાં નીચેનાં પુસ્તકો તેમણે તૈયાર કરાવી છપાવ્યાં હતાં.

(1) Modern Geometry અર્વાચીન ભૂમિતિ.

(2) Psychology ચેતન શાસ્ત્ર.

(3) History of Pedagogy. શિક્ષણ શાસ્ત્રનો ઇતિહાસ.

(4) Arithmetic. અંકગણિત.

(5) Machine Construction and Drawing.

(6) A graduated Course of Science.

(7) Practical Geometry

(8) A Junior Course of Practical Chemistry.

ગૂજરાતી મારફતે રસાયન શાસ્ત્રનુ જ્ઞાન યુનિવર્સિટીના બી. એસસી. ના જેટલું આપવામાં આવતું હતું

**માતૃભાષાદ્વારા વિજ્ઞાનની કેળવણી.**

માતૃભાષા કેળવણીના વાહન તરીકે ચાલે કે કેમ તે પ્રશ્નપર કલકતા યુનિવર્સિટી કમિશનના રીપોર્ટ વોલ્યુમ ૫ ભાગ બીજામા ઉલ્લેખ કર્યો છે. તેમાં નીચે પ્રમાણે કમિશને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે.

" We are disposed to think that the educated classes in the various provinces of India, will, like those of some other countries, both in British Dominions and elsewhere, wish to be bi-lingual, to use their mother tongues for those dear and intimate things which form part of life from infancy upwards, and which are the very breath and substance of poetry and of national being, to use English as a means of inter-communication necessary for the maintenance of the unity of India, and of touch with other countries, for the mutual interchange and stimulation of ideas in the sphere of Scholarship and Science, and for the promotion of that inter-provincial and inter-national commerce and industry on which the economical future of India will largely depend

આટલું લખીને અંતમાં તેઓએ એક ભલામણ એવી કરી છે કે " Reduction of the use of English as a medium of instruction upto the present matriculation stage." વળી તેઓ લખે છે કે "Our general aim is

to make the educated classes of Bengal bi-lingual But, like o predecessors, we lay stress on the continued necessity of i proving the vernaculars, through which the results of western well as of eastern knowledge can alone be conveyed to t masses of the people.

કલકત્તા યુનિવર્સિટી કમિશનને એટલું તો કબુલ કરવું પડે છે કે દેશી ભાષા મ ફતેજ જનસમાજને પૂર્વના સાહિત્યનો તેમ પાશ્ચાત્ય સાહિત્યનો લાભ આપી શકાશે ત તે અર્થે દેશી ભાષાઓની સતત ખીલવણીની ખાસ જરૂર છે. યુનિવર્સિટીના ધ્યાને આગ હમેશાં અંગ્રેજી ભાષાની મહત્તા હોય છે અને ઉચ્ચ કેળવણી દેશી ભાષા મારફતે અ શકાય નહિ, તેમ પરદેશી પ્રજાઓના વ્યવહારને સારૂ તેમ કેળવાએલા લોકોની ભાષા તરે અંગ્રેજીનેજ સ્થાન છે, એટલે જનસમાજની દેશીભાષા છે અને તે ભાષા મારફતે તેમને સ પ કેળવણી આપવી એ આપણી ફરજ છે તેની ઉપેક્ષા થાય છે. આ ઉપેક્ષા ન થાય તે સ ળવાનું કામ આપણા દેશીઓનુ છે અને તેને સારૂ પ્રયત્નો યોજવાનુ કામ પણ દેશીઓ ઉપાડી લેવું જોઇએ.

મુખ્ય પ્રશ્ન એ થાય છે કે વિજ્ઞાનનુ સાહિત્ય ઉભું કરીશું પણ તેના ગ્રાહક ક્યાં છે ગ્રાહક તૈયાર કરવા એ પ્રજાનું કર્તવ્ય છે. દેશી ભાષા મારફતે નાનપણથી હાલના ગ્રેજ્યુએ જેટલી કેળવણી આપવાની સંસ્થાઓ થાય તો પુસ્તક વાંચનારની સંખ્યા વધે અને જ સમાજમાં દેશી ભાષા મારફતે પાશ્ચાત્ય વિજ્ઞાન તથા હુન્નરના જ્ઞાનનો પ્રસાર થાય. આ સંસ્થાઓ સરકારે કાઢવી જોઇએ એવુ મારૂં માનવુ છે, કારણ કે જનસમાજને દેશી ભા મારફતે સસ્તી સંપૂર્ણ કેળવણી આપવી એ તેમનો ધર્મ છે. લોકોએ તેમાં સરકારને મ આપવી જોઇએ. વિદ્યાર્થીઓને અંગ્રેજી ભાષાનુ જ્ઞાન મરજીઆત મેળવવુ હોય તો પોત ખર્ચ પડતું મેળવે. દેશી ભાષા મારફતે બધો અભ્યાસક્રમ પૂરો કરવાથી જનસમાજને ઘણા વર્ષનો અને મોટા ખર્ચનો બચાવ થાય અને કેળવણી આ રાજ્યમાં મોંઘી છે તે સસ્ત થઈ જાય. પ્રો. ગજ્જરનો વિચાર વડોદરામા દેશીભાષાની યુનિવર્સિટીના યોજના શ્રીમ સરકાર ગાયકવાડની મદદથી અમલમાં લાવવાનો હતો પણ તેમનો સંબંધ તૂટ્યો એટલે યોજના બંધ પડી. અંગ્રેજી રાજ્યમા આ પ્રયોગ ન થાય તો ગૂજરાત અને કાઠીઆવાડ દેશી રાજ્યો આ સ્હેલથી કરી શકે તેમ છે, કારણ કે રાજ્યભાષા ગૂજરાતી અને ગૂજરા મારફતે કેળવણી આપતી સંસ્થાઓ પણ ખરી અને કેટલુંક સાહિત્ય પણ તૈયાર થઈ. દેશ ભાષાઓનુ ગૌરવ વધારવું હોય, પ્રજાને માટે સર્વદેશી સાહિત્ય ઉભુ કરવુ હોય તો આ સંસ્થાની જરૂર છે.

અર્વાચીન સમયમા સાહિત્યનો પ્રચાર કરવાને તેમ આપણું ગૂજરાતી સાહિત્ય ખી વવાને સારૂ શિક્ષકોએ ઘણો સારો પ્રયાસ કર્યો છે. જ્યારથી નં કેળવણીની શરૂઆત થઇ ત્યારથી આપણા સાહિત્યમાં શિક્ષકોએ મહેનત ઉઠાવી છે તે પ્રશંસાપાત્ર છે. દરેક વિષયમાં જે જે ઉત્ત પુસ્તકો તૈયાર કર્યાં છે તે શિક્ષકોએજ. રા. બા. હરગોવિંદદાસ, ર

શિક્ષકો અને સાહિત્ય

ભા. શાસ્ત્રીશંકર, દિવાન બહાદુર અંબાલાલ, રા. બ. કમળાશંકર, રા. કેશવલાલ ધ્રુવ. આ-માંના કેટલાકે છેવટ સુધી શિક્ષકનું જ કામ કર્યું છે અને તેમણે મોટા વિદ્વાન તરીકે પોતાની સેવા ગૂજરાતી સાહિત્યને અર્પણ કરી છે. વિજ્ઞાનના સાહિત્યમાં ખાસ કરીને પણ શિક્ષકોએ પુસ્તક લખ્યાં છે. આ વાત ધ્યાનમાં રાખવાની છે કે વિજ્ઞાન એ પ્રયોગનો વિષય છે, એટલે અનુભવનો વિષય છે ફક્ત પુસ્તકો વાંચી ભાષાન્તર કરી આપણી પોતાની ભાષામા વિજ્ઞાનનું સાહિત્ય ઉતારવું મુશ્કેલ થઇ પડે. પણ જે શિક્ષકો પોતે વિજ્ઞાનનો વિષય શીખ-વતા હોય, ઘણા વર્ષનો અનુભવ હોય, પોતે પોતાના વિષય સંબંધી નોંધ તૈયાર કરી હોય, સ્થાનિક સ્થિતિનો વિચાર કરી પ્રયોગોમાં જરૂર જેટલા ફેરફાર કર્યા હોય, તે શિક્ષકો જ વિજ્ઞાનનું સાહિત્ય આપણી ભાષામાં ઉતારવા સારી રીતે સમર્થ થાય. કોઇપણ વિષય લોક-પ્રિય કરવાનું કામ બાહોશ શિક્ષક કુશળતાથી કરી શકે, કારણકે ગ્રહણ કરનારની શક્તિ પ્રમાણે ક્રમ ઘડતાં તેને સારી રીતે આવડે, તેમજ જનસમાજનો અધિકાર સમજી તેમને અનુરૂપ ક્રમ ઘડવાનું કામ શિક્ષક સારૂં કરી શકે છે. યુરોપના દેશોમાં પણ વિજ્ઞાનનું સાહિ-ત્ય શિક્ષકોએ જ વધાર્યું છે અને આપણા દેશમાં પણ તેમની મારફતે જ આ કામ થશે.

કોલેજના પ્રોફેસરોને ઉદ્દેશી મારે કહેવાનું છે કે વિજ્ઞાનના વિષયો અંગ્રેજીમાં શીખવી પોતાની ભાષાની તેઓ સેવા કરી શકવાના નથી, પણ જ્યારે પોતે મેળવેલું જ્ઞાન સામાન્ય લોકોને દેશી ભાષા મારફતે આપે ત્યારે જ તેઓએ દેશની અને ભાષાની ખરી સેવા બજાવી એમ કહેવાશે. જ્યારે અંગ્રેજ સરકારે હિંદુસ્તાનમાં અંગ્રેજી કેળવણી દાખલ કરી ત્યારે તેમણે સને ૧૮૫૪ના પોતાના ખરીતામાં લખ્યું છે કે પશ્ચિમના સાહિત્યનું, વિજ્ઞાનનું, હુન્નરનું, જે જ્ઞાન દેશી લોકો લેશે તે તેઓ પોતાની દેશી ભાષામાં ઉતારશે અને પોતાના દેશી લોકોને તેનો લાભ આપશે. આ ઉદ્દેશ કેટલે દરજ્જે સફળ થયો છે તે કહેવાનું કામ મારૂં નથી. પણ આપણને એટલું તો માલૂમ પડે છે કે આપણે આપણી ફરજ પૂરેપૂરી હજી સમજ્યા નથી. આપણે અંગ્રેજી ભાષામા સારા લેખો લખી કૃતકૃત્ય માનીએ છીએ, કારણ કે તે લેખો વધારે લોકો વાંચે છે અને આપણી કીર્તિ વધે છે. આપણું જ્ઞાન કીર્તિ વધા-રવાને માટે આપણે લીધું હોય તેના કરતા સેવા કરવાને—આપણો ધર્મ બજાવવાને—લીધું હોય અને તેજ આપણો ઉદ્દેશ રાખ્યો હોય તો આપણો જનસમાજ કેટલા અજ્ઞાન રૂપી અંધકારમાંથી નીકળી પ્રકાશની ઝાંખી કરે! વિજ્ઞાનના કેટલાક પ્રયોગો એવા છે કે જેથી આપણા લોકોના ઘણા વહેમો ટળી જાય છે. સાંભળવાથી અથવા વાંચવાથી આપણને જેટલું જ્ઞાન મળે છે અને આપણને તેની સત્યતાની ખાત્રી થાય છે તેના કરતાં પ્રયોગ સિદ્ધ જ્ઞાનથી વિશેષ થાય છે.

આપણે હજી આપણી છોકરીઓ અને સ્ત્રીઓને કેળવવાની છે અને એ કેળવણીમાં વિજ્ઞાન ઓછું જરૂરનું નથી. શિક્ષકો જેટલું સારૂં સાહિત્ય પૂરૂં પાડશે તેટલું છોકરીઓ અને સ્ત્રીઓ રસથી ઝીલશે. આપણને કેવળ Literary Education જોઇએ તેટલું મળે છે. સરકારે તેને માટે સારી સગવડ કરી છે અને કરે છે. વાંચનમાળામાં વિજ્ઞાનના પાઠ દાખલ કર્યા, પણ તેનો ઉપયોગ બરાબર થતો નથી. કારણકે શિક્ષકો પાસે પ્રયોગનું સાધન હોતું નથી. વિજ્ઞાનનું જેટલું જ્ઞાન પ્રયોગ સિવાય આપવામાં આવે તે બધું નકામું છે. આપણા બાળકોની અવલોકન શક્તિ ખીલવવી હોય, તેમનો કુદરત તરફ પ્રેમ ઉત્પન્ન કરવો હોય

તો જે શિક્ષકોને વિજ્ઞાન શીખવવાનુ હોય તેમણે પદાર્થ લેઇને શીખવવુ જોઇએ અને પછી પોતે તે પાઠ લખવા જોઇએ. આપણી છોકરીઓને તો ઘરકામ કરવાનું હોય છે, તેમને રસોઈ કરવાની હોય છે અને બીજું અનેક પ્રકારનું ઘરકામ કરવાનું હોય છે તેમાં .વિજ્ઞાનના સિદ્ધાન્તો તેઓ શિખ્યાં હોય તો તેમને કેટલા ઉપયોગમાં આવે ! પોતાની સ્વતંત્ર બુદ્ધિ કેટલી બધી ખીલે ! આ બધુ શિક્ષક કરી શકે એમ છે, પોતે રસોઇની બાબતનો વિચાર કરી વિજ્ઞાનના નિયમ લગાડી તેમને રસોઇના પાઠ આપે તો તે વિષય કેવો રસમય થઈ પડે. દાખલા તરીકે વિશિષ્ટ ગુરૂત્વના દાખલા તરીકે પૂરીનો દાખલો આપે તો તે કેટલો બોધદાયક થઇ પડે ! પૂરી વણીને પેણીમાં નાખે છે ત્યારે તે ઘી અથવા તેલમા નીચે બેસી જાય છે, જ્યારે ફુલે છે ત્યારે ઘી અથવા તેલના ઉપર તરે છે. આવા પાઠ પોતે છપાવે અને તેમા ઘરગથ્થુ સાદા પ્રયોગો આપે તો તે શીખવવામાં નાની છોકરીઓને તેમ મોટી સ્ત્રીઓને પણ બહુ આનંદ પડે.

**વિજ્ઞાનનું સાહિત્ય.**

અંગ્રેજ લોકો આ દેશમા આવ્યા તે પહેલાં વિજ્ઞાનનું જે કાંઈ સાહિત્ય આપણા જાણવામાં હતું તે બધુ સંસ્કૃત અને ફારસી અથવા અરબી ભાષામા હતું, હાલ આપણને દરેક ધંધાને લગતાં અંગ્રેજી પુસ્તકો મળી શકે છે કારણકે જે માણસ જે ધંધામા અનુભવ લે છે તે પોતાના અનુભવનો પુસ્તકદ્વારા બીજા લોકોને લાભ આપે છે આપણા લોકો પોતાનો ધંધો ગુપ્ત રાખવામા ધંધાની મોટાઇ માનતા હતા. તેથી આપણામાં ધંધાને લગતુ સાહિત્ય મળતુ નથી. તે ઉપરાંત હાલ જેવી રીતે ગમે તે માણસ ગમે તે ધંધો કરે તેમ અસલના વખતમાં હતુ નહી; લુહારનો છોકરો લુહારનો, સુતારનો છોકરો સુતારનો, એમ સઉ પોતપોતાની જ્ઞાતિ પ્રમાણે ધંધો કરતા હતા, હવે વખત બદલાયો છે. દરેક માણસ કોઈપણ ધંધો હાલ કરવા શરમાતો નથી, આવા સમયમા જે ધંધો પોતાને કરવાનો હોય તે ધંધાના પુસ્તકની પોતાને જરૂર પડે અને તે પુસ્તક અંગ્રેજીમાજ મળે એટલે અંગ્રેજી જાણ્યા વગર છૂટકો થાય નહી, પણ જો આપણી પોતાની ભાષામા દરેક ધંધાને લગતા પુસ્તકો તૈયાર કરાવવામાં આવે તો આ જરૂર કાંઇક દરજ્જે ઓછી થાય. બીજુ પુસ્તકો નહી હોવાનું કારણ એ હતું કે છોકરાઓને જે ધંધો શીખવવામા આવતો તે ( Apprenticeship ) ઉમેદવારી કરાવીને શીખવવામા આવતો. અનુભવથી ક્રિયાત્મક ( Practical ) ભાગ શીખવવામાં આવતો. શાસ્ત્રીય ( Theoretical ) જ્ઞાન પોતાની મેળે ઉમેદવાર સમજી લેતો યુરોપની ઘણી ખરી ભાષામા દરેક ધંધાને લગતા તેમ વિજ્ઞાનની દરેક શાખાને લગતાં પુસ્તકો છપાય છે. આપણી ભાષામાં વિજ્ઞાનની દરેક શાખાને લગતા પુસ્તકો નથી અને તે પુસ્તકો થવા માંડે તો જે લોકો ગુજરાતી જ જાણે છે તેમને ઘણો લાભ થાય. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આ દિશામા પ્રયત્ન કર્યો છે અને કર્યે જાય છે.

વિજ્ઞાનનું સાહિત્ય કેવી રીતે વધ્યુ તે તપાસીએ તો આપણને માલુમ પડશે કે સાહિત્યને અને કેળવણીને ગાઢ સંબંધ છે. પહેલાના અભ્યાસક્રમમા ભૂગોળ વિદ્યાને સારૂં સ્થાન હતુ એટલે તે વિષયનાં પુસ્તકો અંગ્રેજીમા છપાતા તથા ગુજરાતીમાં છપાતાં, યંત્રશાસ્ત્ર ( mechanics ) નો વિષય મેટ્રીક્યુલેશન પરીક્ષામાં હતો એટલે તેનું અંગ્રેજી સાહિત્ય

ૈયાર થયું. રસાયનશાસ્ત્રનું પણ એક પુસ્તક તૈયાર થયુ. ટ્રેનિંગ કોલેજમાં કેટલાક વિજ્ઞા-
ાના વિષયો ફરજીઆત રાખવામાં આવ્યા એટલે તે તે વિષયોનાં પુસ્તકો ખાતા તરફથી
યાર કરવામાં આવ્યા

મેટ્રીક્યુલેશનમા ગૂજરાતીના વિષયને સ્થાન મળ્યુ કે તરતજ તેને લગતાં પુસ્તકો
ૈયાર થયા. પુસ્તકો નથી એટલે કેવી રીતે શીખવાય એ ફર્યાદ ખોટી છે, કારણકે
આપણે જોઈએ છીએ કે જ્યારે વિષય દાખલ થાય છે કે તરત તે વિષયને લગતાં પુસ્તકો
ૈયાર થાય છે.

પ્રો. ગજ્જરે જ્યારે કલાભવનની સ્થાપના કરી ત્યારે તેમનો ઉદ્દેશ ગૂજરાતી મારફતે
ધા વિષયો શીખવવાનો હતો અને વિજ્ઞાનના વિષયો શીખવવા સારૂ સાહિત્ય બીલકુલ ન
તું તેમ છતા પોતે મહેનત કરી શિક્ષકો પાસે મહેનત કરાવી અંગ્રેજી પુસ્તકોના તરજુમા
રાવ્યા, પારિભાષિક શબ્દોની યોજના કરી અને જૂદા જૂદા વિષયોપર પુસ્તકો તૈયાર
રાવ્યા એમણે શ્રી સયાજી જ્ઞાન મંજૂષા અને શ્રી સયાજી લઘુ જ્ઞાન મંજૂષા એવી બે
ાળાઓનાં પુસ્તકો તૈયાર કરાવ્યાં બધાં પુસ્તકો છપાઈને બહાર પડી શક્યા નહીં. એમણે
લાભવનનો સંબંધ છોડયો ત્યાર પછી જે જે પુસ્તકોના હસ્તલેખ એમણે તૈયાર કરાવ્યા
તા તે બધા પડી રહ્યા તેમણે વિજ્ઞાનનું સાહિત્ય વધારવા કેવો ભગીરથ પ્રયત્ન કર્યો હતો
ા કલાભવનના સને ૧૯૯૧-૯૨ ના રીપોર્ટની ( એપેન્ડીક્સ-સી ) પરિશિષ્ટ ક માં આ-
લી યાદી પરથી માલૂમ પડશે. તેમની યોજના કેટલી વિશાળ હતી અને તે વખતમાં અમ-
ામાં મૂકાઈ હોત તો ગૂજરાતી ભાષામા વિજ્ઞાનનુ સાહિત્ય કેટલું બધું વધી ગયુ હોત અને
ૂજરાતીમાં વિજ્ઞાન જાણનારાઓની સંખ્યા ઘણી વધી ગઈ હોત થોડા વખત થયા એમનો
ો પ્રયત્ન સજીવન થયો છે અને શ્રી સયાજી સાહિત્યમાળા નામે જે ભાષાંતરો અથવા
નુવાદ બહાર પડે છે તેનો ઉદ્દેશ પણ તેમના જેવોજ છે.

કલાભવન જેવી સંસ્થા જેની અંદર ગૂજરાતી મારફતે બધા વિષયોમા કેળવણી
ાપવાનો ઉદ્દેશ હતો તે ઉદ્દેશ હાલ કાયમ રહ્યો નથી. મારા જાણવામા આવ્યુ છે કે તે
ંસ્થામાં ગૂજરાતી વિદ્યાર્થીઓ કરતા સિન્ધી, બંગાળી, મદ્રાસી અને ઇતર ભાષા બોલનારા
ાદ્યાર્થીઓની સંખ્યા વધારે છે એટલે તેમની સગવડને સારૂ બધુ શિક્ષણ અંગ્રેજી ભાષા
ારફતે આપવામા આવે છે. ગૂજરાતી ભાષા મારફતે વિજ્ઞાનનુ અથવા બીજા વિષયોનું જ્ઞાન
ાપી શકાય કે કેમ તે પ્રયોગ પ્રો ગજ્જરે સાંગોપાગ સફળ કરી બતાવ્યો, પણ ઉપર
ણાવેલા સંજોગો લેઇ હવે મૂળ ઉદ્દેશ ફરી ગયો અને પ્રયોગની સ્થિતિ બદલાઈ તેનુ અ-
કાર સ્વરૂપ આવ્યું નહીં ( જે ઉદ્દેશથી શ્રી સયાજી સાહિત્યમાં વિજ્ઞાનનાં પુસ્તકો
પાવવામાં આવે છે તે ઉદ્દેશ પાર પડશે કે કેમ તે શંકાસ્પદ છે. ) શ્રી સયાજી સાહિત્ય
ાળાની પાચસોજ નકલો છપાય છે. પુસ્તકોના ભાષાંતરો ઘણી વખતે શબ્દે શબ્દ થાય છે
ી જે અંગ્રેજી જાણે છે તેમને ગૂજરાતી સમજવું મુશ્કેલ થઇ પડે, તો જે ફક્ત ગૂજરાતી
ાણતા હોય તેમને તો કેટલી મુશ્કેલી પડે ! કોઇ પણ પુસ્તકમાં પારિભાષિક શબ્દોના અંગ્રેજી
બ્દો આપવાની પ્રથા નથી, પણ તે શબ્દો આપવાજ જોઇએ. જેઓ પ્રથમ વિજ્ઞાનના
ાષયનું જ્ઞાન બીજાઓને આપશે તેમને તેમની જરૂર પડશે, પણ જ્યારે બધા પારિભાષિક

શબ્દો પ્રચલિત થઈ જશે ત્યારે અંગ્રેજી શબ્દો આપવાની જરૂર રહેશે નહીં. ભાષાન્તરોનો બીજો દોષ એ છે કે વિજ્ઞાનના પુસ્તકોનું અક્ષરે અક્ષર ભાષાન્તર કરવાથી ભાવાર્થ સમજાવાતો નથી અને વાક્યરચના ઘણી ક્લિષ્ટ થઇ જાય છે દરેક વાક્યનો ભાવાર્થ પોતાના શબ્દોમાં ઉતારવાથી વિષયમાં રસ ઉપજાવી શકીએ છીએ અને જનસમાજમાં તે વિષય તરફ પ્રીતિ ઉત્પન્ન કરી શકીએ છીએ.

વિજ્ઞાનનું લોકપ્રિય સાહિત્ય ઉભુ કરવુ હોય તો પૂર્વાત્ય અને પાશ્ચાત્ય વિજ્ઞાનીનાં જીવનચરિત્રની માળા ગૂજરાતીમાં પ્રસિદ્ધ થવી જોઇએ. જેથી વિજ્ઞાનમા નિ.સ્વાર્થપણે કામ કરનારાઓની આપણે ઓળખાણ કરાવી શકીશુ અને વૈજ્ઞાનિક વિષયનું જ્ઞાન સહેલી ભાષામા સરળતાથી આપી શકીશુ આપણા જનસમાજ પર એવા જીવનચરિત્રની સારી અસર થશે અને લોકો તે રસથી વાચશે, અને તેવા શોધકોનો જુસ્સો, કાર્ય કરવાની પદ્ધતિ અને નિઃસ્વાર્થપણું આપણી ઉછરતી પ્રજાની દૃષ્ટિ આગળ હમેશાં તર્યા કરશે અને તેમનું જીવન ઉન્નત કરશે અને તેમનામા ઉત્સાહ પ્રેરશે.

મુંબઇની જ્ઞાન પ્રસારક મંડળીએ તથા વસન્ત, સમાલોચક, શાળાપત્ર અને બુદ્ધિપ્રકાશ વગેરે માસિકોએ પણ વિજ્ઞાનનુ સાહિત્ય ખીલવવા સારો પ્રયાસ કર્યો છે, પણ આ સાહિત્ય છૂટું છવાયુ છે. જેને સળગ પુસ્તક આકારમા સાહિત્ય કહીએ તેવુ ઘણું ઓછુ છે.

**પારિભાષિક કોષ**

વૈજ્ઞાનિક કોષ સબંધી કોઇ પણ દેશી ભાષામા વ્યવસ્થિત પ્રયત્ન થયો હોય તો તે હિન્દી ભાષામા થયો છે. હિન્દી નાગરી પ્રચારિણી સભાએ આ કામ ખાસ માથે ઉપાડી લીધુ અને હિન્દુસ્તાનના મોટા વિદ્વાનોની મદદથી તે પાર ઉતાર્યું. મરાઠીમા સદ્ગત પ્રોફેસર એન. બી. રાનડેએ જે કોષ પ્રસિદ્ધ કર્યો છે તેમા વિજ્ઞાનના પારિભાષિક શબ્દો આપ્યા છે. આપણી ગૂજરાતી ભાષામાં વિજ્ઞાનના પારિભાષિક શબ્દો આપનાર એકે કોષ નથી. ઘણા વર્ષો પર મેસર્સ સંઘવી અને પાઠકની કંપનીએ એક મોટો સારો કોષ છપાવવાની જાહેર ખબર છપાવી હતી અને તેના નમૂનાનાં થોડાં પૃષ્ઠો બહાર પાડયાં હતા, તેમાં પારિભાષિક શબ્દો ઘણી કાળજીથી કરવામાં આવ્યા હતા, પણ તે કોષ બહાર પડી શકયો નહી.

જ્યા સુધી પારિભાષિક કોષ તૈયાર થશે નહીં ત્યાં સુધી વિજ્ઞાનના પુસ્તકોનું ભાષાન્તર કરવાનું અથવા અનુવાદ કરવાનુ કામ તથા સ્વતંત્ર પુસ્તકો લખવાનુ કામ ઘણા માણસને મુશ્કેલ થઇ પડશે. આપણી ભાષામા આપણે આપણા વિચાર સારી રીતે દર્શાવી શકીએ પણ Technical શબ્દોની આપણને ખોટ લાગે તે ખોટ આપણે પૂરી પાડીએ તો આપણે વિજ્ઞાનનુ સાહિત્ય વધારવાનુ મુખ્ય પાયો નાખવાનુ કામ કર્યું ગણાશે. પ્રો. ગજ્જરે શ્રી સયાજી જ્ઞાન મંજૂષા પુસ્તકમાળાને સારૂ ઘણા પારિભાષિક શબ્દો ઘણી મહેનતથી અને સારા વિદ્વાનોની મદદથી યોજ્યા છે અને તેમણે તેવા જે પુસ્તકો પ્રકટ કર્યા તેને છેડે શબ્દકોષ આપેલો છે તેમા ગૂજરાતી અને અંગ્રેજી બન્ને ભાષાના શબ્દો આપેલા છે. તેમનો પ્રયાસ તો ઘણો મોટો હતો વેબ્સ્ટરના કોષમાથી વિજ્ઞાનના બધા શબ્દો જૂદા કઢાવી તેના પારિભાષિક શબ્દો ત્રણ ભાષામાં ગૂજરાતી, મરાઠી અને હિન્દુસ્થાનીમાં તૈયાર કરાવતા હતા. તે વખતે

તૈયાર કરેલા શબ્દો હાલની શ્રી સયાજી સાહિત્ય માળાને ઉપયોગી થતા હશે અને જો તે વખતે છપાએલા પુસ્તકો અથવા તેને છેડે આપેલો કોષ જૂદો છાપવામાં આવે તો સાહિત્યને ઘણી મદદ થાય.

પારિભાષિક શબ્દો સંબંધી અત્રે એટલુ જણાવવુ અપ્રાસંગિક નહીં થાય કે જે અંગ્રેજી અથવા પરભાષાના શબ્દો આપણી ભાષામાં રૂઢ થઈ ગયા છે તેને માટે નવા સંસ્કૃત અથવા ફારસી શબ્દો યોજવા એ તદ્દન નિરર્થક છે ( જેમકે, હોસ્પિતાલને બદલે ઉપચારશાળા, ટીકીટને બદલે મૂલ્યપત્રિકા, સ્ટેશનને બદલે આગગાડીનુ મથક. )

બીજી બાબત એ લક્ષમા રાખવાની છે કે કેટલાક પદાર્થો અથવા વસ્તુઓ આપણામાં ન હોય અને નવીન બની હોય તેનાં ભાષાન્તર થઇ શકે નહી પણ જો આપણે બીજી કોઇ રીતે તે પદાર્થ ઓળખાવી શકતા હોઇએ તો તેવા શબ્દો આપણે દાખલ કરવા. જેમકે ઉંટડો=Crane, ચકલી–Stop-cook. ત્રીજી બાબત એ લક્ષમા રાખવાની કે આપણે પારિભાષિક શબ્દોની પસંદગી કરવામા સસ્કૃત શબ્દોજ મૂકવાનો આગ્રહ કરવો નહી, કારણ કે ગૂજરાતી ભાષા કઇ સંસ્કૃતમાથી નીકળી માટે તેને સંસ્કૃતમયજ કરવી એવો ઉદ્દેશ રહેવો જોઇએ નહીં. ભાષાનો વિકાસ કરવામાં જે જે પ્રજાઓ જોડે આપણું ભવિષ્ય સંકળાએલું હોય તેમની ભાષાની છાયા આપણા પર પડવાની. તેમનામાં જે જે સારા શબ્દો અથવા સારા વિચારો હશે તે દાખલ થવાના. તે આપણે રોકી શકવાના નથી. આપણી ભાષામાં કંઈ ફારસી શબ્દો ઓછા નથી અને જો આપણને અંગ્રેજી શબ્દોને સારૂ ફારસી પારિભાષિક અનુકૂળ અને યોગ્ય શબ્દો મળે તો તે સ્વીકારવા અને તેનો પ્રચાર કરવો. સંસ્કૃત કરતાં ફારસી ટુંકા શબ્દો મળે તો જે જનસમાજને આપણે કેળવવા માગીએ છીએ તેને તેવા ટુંકા અને સરળ શબ્દો ઘણાજ સહાયભૂત થઇ પડે. ધર્મનુ સાહિત્ય સંસ્કૃતમા હતું તેથી જનસમાજને તેનો લાભ ફક્ત બ્રાહ્મણો મારફતે મળતો તેવુ આપણા વિજ્ઞાનના સાહિત્યને સારૂં થવું ન જોઇએ. સૃષ્ટિના નિયમોનું જ્ઞાન દરેક મનુષ્યને સહેલાઈથી મળવુ જોઇએ, કારણ કે નિયમો જાણ્યે અજાણ્યે આપણે તોડીએ તો પણ શિક્ષા તો થવાનીજ આ લક્ષ આપણી આગળ રાખવાનુ છે કવિઓ અને સાક્ષરો નીતિના નિયમોનુ મનુષ્યને ભાન કરાવે છે, તેમ વિજ્ઞાનીઓ જડ સૃષ્ટિના તેમજ જીવવિદ્યાના નિયમોનું જ્ઞાન આપે છે અને બાહ્ય સૃષ્ટિના સૂક્ષ્મ સુંદર નિયમોનુ ભાન કરાવી ઇશ્વરના અગાધ મહિમા ડહાપણ અને તેની કૃપાનું ભાન કરાવે છે. જ્યાં આવું કાર્ય કરવાનું હોય ત્યા સરળતા અને સુગમતા એ ઉદ્દેશ રહેવો જોઇએ.

વળી જેવી રીતે જુદા જુદા શતકના fossils મૃતશેષની શોધ કરવા અને તેનું સંરક્ષણ કરવા સરકાર તેમ વિજ્ઞાનીઓ પ્રયત્ન કરે છે તેમ આપણી ભાષાના ભંડાર રૂપી શબ્દો મૃતપ્રાય ન થઇ જાય તેની કાળજી આપણા સાક્ષરોએ રાખવી જોઇએ. આપણી ભાષામાં દરેક ધંધાને લગતા શબ્દો જાળવી રાખવા જોઇએ. આપણી ભાષામાં હાલ નૌકાશાસ્ત્ર સંબંધી શબ્દોની આપણને ખોટ માલૂમ પડે છે અને તેથી આપણી ભાષાના પુસ્તકોમાં આ વિષયનું સાહિત્ય ઘણુંજ થોડુ છે. આપણા લોકો પરદેશ સાથે વેપાર ચલાવતા, વહાણો ચલાવતા, એટલે આપણામાં નૌકાશાસ્ત્ર સંબંધી શબ્દો હોવા જોઇએ અને તે શબ્દો આપણે જાળવી રાખવા જોઇએ અને વપરાશમાં લાવવા જોઇએ. જો આપણે જાળવી નહીં

શખ્ખીઓ તો હાલ આપણાપર અંગ્રેજી ભાષાની જે છાપ પડતી જાય છે તે વિશેષ જશે અને આપણે આપણી ભાષામાં શબ્દો છતાં અંગ્રેજી શબ્દો વાપરતા થઇ અર્થાત્ આપણે ધનવાળા છતાં ગરીબ સ્થિતિમાં રહીશુ અને આપણને સંસાર ઉછીનું લેવાની ટેવ પડી જશે.

જેમ યુરોપની ભાષાઓમાં વિજ્ઞાનનો પ્રદેશ વધતો જાય છે, નવી શોધખોળો જૂદાં શાસ્રોમાં થતી જાય છે, તેમ તેમ શોધકો અનુકૂળ શબ્દો યોજી કહાડે છે અને જનો તે શબ્દો વધાવી લે છે. આપણે હાલ તેવી સ્થિતિમાં નથી આપણે તો હજી પનું વિજ્ઞાન આપણી ભાષામાં ઉતારવાનુ છે એટલે નવા પારિભાષિક શબ્દો યોજ બાબત ટીકાઓ થશે, ચર્ચા થશે અને મતભેદ પણ થશે. જ્યારે આપણી પ્રજામાં ત તી જાણનારાઓ સ્વતંત્ર શોધકો થશે ત્યારે નવા શબ્દો યોજશે તેનો કોઇપણ કાર કરશે નહીં.

પારિભાષિક શબ્દો બાબત કોઇ પણ સંસ્થાએ પોતે યોજેલા શબ્દો સઘળાએ જોઇએ એવો આગ્રહ કરવો નહીં. જો લેખકે વધારે સારા શબ્દો યોજ્યા હોય તો તે પોતે યોજેલા શબ્દને બદલે દાખલ કરવા. શબ્દો યોજવાની ટંકશાળનો ઇજારો આપણને આપ્યો નથી. Survival of the fittestના નિયમ પ્રમાણે જે લાયા તે ટકશે અને બાકીનું આપોઆપ નષ્ટ થશે.

પારિભાષિક શબ્દો બાબત કલકત્તા યુનિવર્સિટી કમિશન નીચે પ્રમાણે ભલામણ ક

"We endorse the suggestion of Sir Guroodas Banerjee technical terms should be transported as nearly as possible English to the Vernaculars. We feel sure that the questi the declension of nouns and adjectives, and of the conjug of verbs so introduced, and of the formation from those v the necessary derivatives and compounds, will not present perable difficulties, and that with the assistance of a body the Bangiya Sahitya Parisad the difficulties could be sc Our proposal applies only to books used in school by boys will later on have to use the English technical terms in University and for whom double set of technical terms w be an unnecessary burden."

આપણું દૃષ્ટિબિન્દુ તેમનાથી ભિન્ન છે એટલે તેમણે આવી ભલામણ કરી છે શિક્ષણનો પક્ષ તેમને મહત્વનો લાગ્યો નથી, એટલે પારિભાષિક શબ્દોની તેમણે કરી છે. આ ભલામણથી આપણે દોરવાઇ જવાનુ નથી અંગ્રેજી શબ્દો જેમ ને તેમ ભાષામા દાખલ કરવાની મુશ્કેલીઓ ઘણી છે, આપણે આપણો પોતાનો માર્ગ ઘણી અને ખતથી કાઢવો પડશે. તે સિવાય વિજ્ઞાનનું જ્ઞાન આપણે જન સમાજને શકીશુ નહી. સ્રીઓને અને સામાન્ય જનસમાજને વિજ્ઞાનની કેળવણી આપવી પારિભાષિક શબ્દો તૈયાર કર્યા વગર આપણો છુટકો નથી.

**આપણું કર્તવ્ય.**

વિજ્ઞાનનું સાહિત્ય ખીલવવા સારૂ જે પ્રથમ પ્રયાસ કરવાનો છે તે પારિભાષિક કોષ તૈયાર કરવાનો છે. તેને સારૂ જેવી રીતે હીંદી નાગરી પ્રચારિણી સભામાં પ્રયાસ કર્યો છે તેવો વ્યવસ્થિત પ્રયત્ન આપણે કરવો જોઇએ. વિજ્ઞાનના સાહિત્યનુ આ પ્રથમ પાયો નાંખવાનુ કામ આપણે જો સંગીન રીતે કરીશુ તો તેનાપર ભવ્ય સુશોભિત ઇમારત તૈયાર કરવાને વાંધો આવશે નહી.. કોષનું કામ જો એક નિષ્ઠાથી અને અંતઃકરણપૂર્વક કરવામાં આવે તો બે વર્ષમા તે પૂરૂં થઇ શકે. મોટો કોષ ન થઇ શકે તો હિન્દી નાગરી પ્રચારિણી સભાએ કર્યો છે તેવા કદનો પણ આપણે કરી શકીએ તો આપણુ વિજ્ઞાનનુ સાહિત્ય ખીલવવા ઘણી સફળતા થશે.

બીજું જે કામ આપણે ઉપાડવાનુ છે તે જે જે સંસ્થાઓ ગુજરાતી મારફતે વિજ્ઞાન શીખવવાનો પ્રયાસ કરે છે તેને આપણે મદદ કરવાનું એટલે તેમની પુસ્તકો સબંધી મુંઝવણ દૂર કરવાનું છે. આ કામ જો વિજ્ઞાન જાણનારાઓ પોતે નહી ઉપાડી લે તો બીજું કોણ ઉપાડશે ? અને વિજ્ઞાન વિભાગનો જે ઉદ્દેશ છે તે આપણે કેવી રીતે સિદ્ધ કરી શકીશુ ? મને ખબર છે કે રાષ્ટ્રીય ગુજરાતી શાળાને તેમ વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયને આ મુશ્કેલીઓ છે.

ત્રીજી નમ્ર સૂચના મારે વડોદરામાં જે શ્રી સયાજી સાહિત્યમાળામાં વિજ્ઞાનના પુસ્તકો છે તે સબંધમાં કરવાની છે. જે અંગ્રેજી માળાના પુસ્તકોના ભાષાન્તર કરવાનુ કામ તેમણે આદર્યું છે તે ભાષાન્તરો અથવા અનુવાદો આપણી ગુજરાતી પ્રજાને કોઇ રીતે અનુકૂળ થવાના નથી. આપણી પ્રજા ગ્રેટબ્રીટનની પ્રજા જેટલી કેળવણીમા આગળ વધી નથી. આપણામા સામાન્ય કેળવણી હજી ઘણી જૂજ પ્રમાણમા ફેલાઇ છે. ત્યા લોકશિક્ષણને સારૂ શાળા ઉપરાત બીજાં ઘણા સ્થાન હોય છે એટલે જે પ્રયોગ ત્યાં સફળ થયો તે અહીંઆના ભિન્ન સંજોગોમા સફળ થવાનો નથી ગાયકવાડ સરકારના અધિકારીઓને મારી ખાસ નમ્ર વિનતી છે કે તેમણે પોતાનો કાર્યક્રમ બદલવો જોઇએ હાલના કાર્યક્રમથી વિજ્ઞાન લોકપ્રિય કરવાનું કામ થવાનું નથી અને નાણાંનો વ્યય નકામો થશે. જો લેખકો જે તે વિષયના સારા પુસ્તકો વાંચી સ્વતંત્ર પુસ્તકો પોતાના અનુભવ પરથી આપણા વાચકોનો અધિકાર સમજી તૈયાર કરશે તોજ સામાન્ય લોકોને તે રમુજી, રસિક અને બોધપ્રદ થશે. જે અધિકારીઓના હાથમા આ ખાતુ હોય તેમણે આ બાબતપર શાન્તિથી વિચાર કરવો ઘટે છે અને ઘટતો ફેરફાર કરી પુસ્તકો બહાર પાડશે તો તે ગૂજરાતી ભાષાનુ સાહિત્ય કહેવાશે અને ભાષાના કાયમના સાહિત્ય તરીકે ટકશે

અન્તમા મારી આપ સર્વેને વિનતિ છે કે આપણા સાહિત્યનું વિજ્ઞાનનું અંગ પુષ્ટ કરવા સારૂ આપણે કટિબદ્ધ થવુ જોઇએ અને વિજ્ઞાનના શિક્ષણને સારૂ પણ આપણે યોગ્ય ગોઠવણ કરવી જોઇએ. આ ઉદ્દેશો પાર પાડવામા અને માતૃભાષાનુ ગૌરવ વધારવા અને વિજ્ઞાનના જ્ઞાનનો પ્રસાર કરવામા તવંગર ગૃહસ્થો પોતાની મદદ કરશે એવી મને સમ્પૂર્ણ આશા છે, ગૂજરાતના તવંગર ગૃહસ્થો વિદ્યાવિલાસી થશે અને વિજ્ઞાનના સાહિત્યને મદદ કરશે એવી ઇશ્વર પ્રત્યે મારી પ્રાર્થના છે, તેમજ વિદ્વાન ગૃહસ્થો પોતાનું વિજ્ઞાનનું જ્ઞાન પોતાની માતૃભાષાના વિકાસને સારૂ વાપરશે એવી તેમને મારી વિનતી છે.

સાંકળચંદ જેઠાલાલ શાહ.

૬૪

# વિજ્ઞાન અને કલા.

## ઉપોદ્ઘાત.

પ્રસ્તુત.

વિજ્ઞાન-શુદ્ધ વિજ્ઞાન-અને રસિક કલાથી જાગ્રત થતી દિવ્ય ભાવનાઓ ખરા ઉચ્ચતમ સાહિત્યનુ પોષણ કેવી રીતે કરે છે અને મનુષ્યની આધ્યાત્મિક દૃષ્ટિ કેમ ઉઘાડે છે એ આજના નિબંધનુ વસ્તુ છે.

જડવિજ્ઞાનની ક્રૂરતા અને શુદ્ધ વિજ્ઞાનની રસિકતા.

આ વિષયપર વિવેચન કરતાં પહેલાં આ પરિષદ્‌ના પૂજ્ય અતિથિ કવિવર મહાત્મા ડૉ. રવિન્દ્રનાથ ઠાકુરે પરમ લ્હાડે આપણને સંબોધી મનુષ્ય જીવનના ઉચ્ચ આદેશ સંબંધી દૈવી સંદેશ, શુદ્ધ મધુર શબ્દોમા કથન કર્યો છે તેના રણકારા હજી આપણા મસ્તિષ્કમા રમી રહ્યા છે અને આ સંબંધમાં તેમણે હાલના પાશ્ચાત્ય સુધારાના યુગમા પ્રવર્તી રહેલા જડ વિજ્ઞાનનું ક્રૂર સ્વરૂપ આપણી દૃષ્ટિ સામે ખડુ કર્યું છે તે હજી જરા પણ દૂર ખસ્યુ નથી, એટલામા તો આજના સાહિત્યોત્સવ સમયે વિજ્ઞાનદેવતાની પૂજા કરવા આપણે આપણા શુદ્ધ સાહિત્યપ્રેમી સાક્ષર મિત્રોથી છુટા પડી અહીં જુદા વિભાગમાં એકત્ર થયા છીયે, તો આપણે વિષે કદાચ આપણા ભાઇઓ જડવાદનો દોષ મુકી આપણે માટે હલકો અભિપ્રાય બાંધવાને લલચાય એવો સભવ છે. તો તે સંબંધી આપણું પવિત્ર કાર્ય કંઇ તેવી અધમ દિશામાં નથી એમ સ્પષ્ટ દર્શાવવાની ગભીર ફરજ આપણે માથે આજે આવી પડી છે.

શુદ્ધ વિજ્ઞાન અને જડ વિજ્ઞાનનો ભેદ આલેખવા માટે ખાસ એક જુદો જ વિષય નિર્ણીત કરી શકે, પરતુ શુદ્ધ વિજ્ઞાનની દિવ્ય ભાવનાઓ કેટલી બધી ઉચ્ચ છે અને આ ભાવનાઓ વડે આપણું આધ્યાત્મિક જીવન કેટલુ તો રસમય બને છે તે વિષે કંઇ દિગ્દર્શન આજના નિબંધમાં કરવા ધારણા છે. મારા સાહિત્યપ્રેમી મિત્રો આ વિષયનું જરા મનન કરશો તો શુદ્ધ વિજ્ઞાન આપણા સાહિત્યને વધારે રસિક અને દૈવી ( આધ્યાત્મિક ) બનાવશે એવી પ્રતીતિ છે.

## વિજ્ઞાન અને કલા.

વિજ્ઞાન અને કલાને પરસ્પર જો કે ઘણો જ નિકટ સંબંધ છે તો પણ એક જ કુટુંબમાં ઉછરેલા બે ભાઇઓ મોટપણે જુદા ક્ષેત્રમા ધંધાર્થે છુટા પડી જવાથી તેમની પ્રકૃતિ વિષે જે વિરોધાભાસ જગતની દૃષ્ટિએ આગળ જણાય છે તેવા જ પ્રકારનો કંઇક વિરોધ મનુષ્ય જ્ઞાનની આ બે શાખાઓ પરત્વે આપણને જણાય છે.

વિજ્ઞાનની કલાપર અસર.

' કલાનુ રહસ્ય ' આ માનસશાસ્ત્રનો ખાસ વિષય છે. અને વિજ્ઞાનનો અભ્યાસ કલા-માટે એટલા તો નવાં નવા સાધનો પુરાં પાડે છે કે આ સાધનોને સુન્દરતાનુ સ્વરૂપ આપી કલાનું ક્ષેત્ર વિજ્ઞાનની દિનપ્રતિદિન વધતી જતી અદ્ભુત પ્રગતિથી વિશાળ થતુ જાય છે.

*'સાહિત્ય' એ કળાનું અંગ છે.*

આ પ્રમાણે વિજ્ઞાનની ગુપ્ત વિશાળ ગુફાઓમાં કળાના રત્નોની ઝાંખી થાય છે અને વિજ્ઞાનના આ ફળદ્રુપ પ્રદેશનું સંશોધન કળાના અભ્યાસકને ખાસ જરૂરનું છે. "સાહિત્ય" કળાનું એક અંગ છે. મનુષ્યના વિચારો અરસપરસ દર્શાવવાનું સાધન ભાષા છે. અને ભાષાને સંસ્કૃત કરી મનના વિચારો અને હૃદયની લાગણીઓનું પ્રતિબિંબ બેસાડી બતાવે તે સાહિત્ય છે.

*'વિજ્ઞાન અને કળા' એ પિતૃદેવનું આ સાહિત્યપરિષદમાં થયેલું આહ્વાહન.*

આ પ્રમાણે આપણી ગુર્જર ભાષાના આ સાહિત્યસંમેલન વખતે "વિજ્ઞાન અને કળા" માટે એક જુદો જ વિભાગ પાડી આ વિષય માટે સાહિત્યસેવકોએ એક પ્રકારની પિતૃભક્તિ દર્શાવી છે તે અત્યંત પ્રશંસનીય છે. હિન્દુ સમાજનું " પિતૃભક્તિ " એક ખાસ લક્ષણ હોઇ ભાવિક હિન્દુ પોતાને ત્યાં પ્રત્યેક શુભપ્રસંગે "પિતૃદેવ" ને આહ્વાહન કરે છે અને તે પ્રમાણે આજ ગુજરાતની છઠ્ઠી સાહિત્યપરિષદમાં " વિજ્ઞાન અને કળા " ને ખાસ આહ્વાહન થયું છે તે આ સંસ્થાના ભવિષ્યનું શુભસૂચક ચિન્હ છે

*આ પિતૃદેવની પૂજા-અર્ચનથી આપણા સાહિત્યની વૃદ્ધિનો સંભવ*

મનુષ્યના આ બે મુખ્ય " પિતૃદેવ " નું જેટલું પૂજાર્ચન આપણા સાહિત્યમાં થશે તેથી અનેક ગણી વૃદ્ધિ આપણા સાહિત્યની આ દેવોની શુભ આશિષથી સંભવશે જ, એ આપણી ભાવિક ગુર્જરપ્રજાને ખાસ જણાવવાની જરૂર હોય જ નહિ

## પ્રકૃતિ ( કુદરત ) પરત્વે મનુષ્યનો ભાવિક સમ્બન્ધ.

*મનુષ્ય ભાવનાશીલ પ્રકૃતિનું દર્શન કરવાને ઉત્સુક હોય છે.*

મનુષ્યની બુદ્ધિ, સૃષ્ટિની પ્રકૃતિનું રહસ્ય જાણવા માટે જીજ્ઞાસુ છે, એટલું જ નહિ પણ આ પ્રકૃતિમાંથી આનંદ મેળવવા માટે તે હમેશાં ઉત્સુક રહે છે. આપણું જીવન ભાવનામય છે, અને પ્રકૃતિ હૃદયમાં ભાવના જાગ્રત કરે છે. કવિત્વશક્તિના અભાવે આપણે આ ભાવના ભાષાદ્વારે પ્રકટ ન કરી શકતા હોઇએ તો પણ પ્રકૃતિનું એટલે કુદરતનું, કોઈ વખત ઉલ્લાસથી, કોઈ વખત પૂજ્યભાવથી, કોઇ વખત ભયથી, અને ઘણી વખત તો આશ્ચર્યથી, આપણે દર્શન કરીએ છીએ.

*સૃષ્ટિક્રિયાના અનેક દર્શનથી ઉદ્ભવતી અલૌકિક ભાવના.*

ચમકતા તારાઓથી ઝળકી રહેલા આકાશ તરફ, ભવ્ય પર્વતોની વિકરાળતા પ્રત્યે, ઘુઘવતા સમુદ્રના અગાધ જલસંચય તરફ, હવામાં ઉડતા પ્રચંડ પક્ષિ તરફ, અને કુદરતના બગીચામાં ઉગી નીકળેલા પ્રત્યેક સુંદર પુષ્પ તરફ, આપણે ઘણીએ વાર અલૌકિક ભાવનાથી પ્રેરાઇને હૃદયની કંઇક નવનવી લાગણીઓ અનુભવીએ છીએ, અને જ્યારે આ ઉપરથી સૃષ્ટિની અગાધ શક્તિ વિષે પ્રત્યેક અનુભવમાં રહેલી ગહનતા

વિશાળતા અને ચેતનાનું દર્શન કરીએ છીએ, અને જ્યારે નિરંતર થતા ફેરફારોમાં કંઇક નિયમબદ્ધ ક્રમ હોય અગણિત ચિત્રવિચિત્ર ભેદોમા કંઇક ઉત્ક્રાન્ત થતો વિકાસ જણાઇ આવેછે ત્યારે આ સર્વ જુદી જુદી સૃષ્ટિક્રિયામા સુંદરતાની અલૌકિક છાયા દેખાઈ કંઇક ગૂઢ ઐક્યની આશ્ચર્યતાયુક્ત ભાવના આપણામા જાગૃત થાય છે.

**પ્રકૃતિની મનુષ્યની ભાવનાપર થતી મોટી અસર.**

પ્રકૃતિમાં આ પ્રમાણે જેવા આપણે તલ્લીન થવા માંડીએ છીએ કે તરત જ આપણા આશ્ચર્યમાથી અલૌકિક આનન્દ ઉત્પન્ન થાય છે. આ આનન્દ ભાવના જ તે પ્રેમ છે. આ પ્રમાણે ભાવનાના વિકાસમા પ્રકૃતિ ઘણોજ મોટો ભાગ ભજવે છે અલબત્ આ ભાવનાસૃષ્ટિની ઉત્પત્તિ જો કે તદ્દન માનુષિક હોઈ મનુષ્યના જીવનક્રમમા તેના સુખ દુ ખ અને આશા નિરાશામાથી થયેલી છે તો પણ પ્રકૃતિની છાપ આ સૃષ્ટિમાં ઓત પ્રોત એટલી બધી તો થયેલી છે કે મનુષ્યનુ ભાવનામય જીવન પ્રકૃતિનું પ્રતિબિંબ હોય એમ ઘણી વખત મહાન્ કવિઓનો પણ ઉદ્ગાર નીકળી ગયો છે એટલે કે મનુષ્યના ભાવનામય જીવનના ઉત્કર્ષ માટે પ્રકૃતિના અભ્યાસની ખાસ આવશ્યકતા છે. કુદરતના ખોળામા જ્યારે મનુષ્યે પોતાનું બાલજીવન શરૂ કર્યું, ત્યારથી અત્યાર સુધી મનુષ્યના ફળદ્રુપ પ્રદેશમાથી જે જે કલા અને કવિતા ઉત્પન્ન થઇ છે તે સર્વનુ મૂળ વસ્તુ પ્રકૃતિએ આપેલું છે

## પ્રકૃતિની મનુષ્યજીવનમાં મૂળ છાપ.

પ્રકૃતિએ આ પ્રમાણે મનુષ્યજીવનમા જે મૂળ છાપ પાડેલી છે તેનુ તત્વ સદાસર્વદા એક જ રહેલું છે કુદરતના પ્રથમ દર્શનથી જે લાગણી આપણા મૂળ પૂર્વજોને થઈ છે, તેવાજ પ્રકારની લાગણી અત્યારે પણ વિજ્ઞાનના ઉંડા અભ્યાસથી કુદરતના રહસ્ય જોવાથી ઉત્પન્ન થઇ છે આ પૈકી એક ભાવના તો આપણને પ્રકૃતિની અગાધ ગતિમાન શક્તિમાટે ઉત્પન્ન થાય છે

**પ્રકૃતિની અગાધ ગતિમાન શક્તિ**

આ અનન્ત વિશ્વમા આપણા સર્વ ગ્રહો સહિત સૂર્યમંડળ આકાશના કોઈ અજાણ્યા માર્ગમા આગળ ને આગળ પ્રયાણ કરી રહ્યુ છે જે શક્તિથી આપણી પૃથ્વી સૂર્યની આસપાસ પ્રદક્ષિણા ફર્યા કરે છે, જે શક્તિ વડે સમુદ્રમાં ભરતી ઓટ ઉત્પન્ન થાય છે, પ્રચંડ વાયુ થાય છે, વરસાદના બિન્દુ જામે છે, સ્ફટિકના કણ બંધાય છે, જેના વડે અનેક પુષ્પ ફલ વૃદ્ધિ પામે છે અને પ્રાણિઓને ગતિમાન્ જે શક્તિ કરે છે અને જેનાથી આપણા મગજમા વિચારશક્તિ પ્રગટ થાય છે, ટુંકામાં આ સૃષ્ટિનો યંત્ર જેને વડે ગતિમાન થાય છે, તે અગાધ શક્તિ વિષે જે ભાવના આપણા ઋષિમુનિઓએ ગાયત્રીમંત્રમા જણાવી છે, તે જ ભાવના અત્યારે પણ આપણે આપણા પ્રત્યેક નવનવા વૈજ્ઞાનિક દર્શનમાં પણ જોઇએ છીએ.

**પ્રકૃતિની વિશાળતા વિષે ભાવના**

બીજી ભાવના પ્રકૃતિની વિશાળતા માટે ઉપજે છે. બાલ્યાવસ્થામાં જ્યારે એક નાની ડુંગરીપર ચડી આસપાસની સૃષ્ટિનુ દર્શન કરવાથી જે વિશાળતાની ભાવના આપણા નાના મગજમા થાય છે તેની જ ભાવના જેમ જેમ આપણે વિજ્ઞાનના અભ્યાસમા ઉંડા ઉતરીએ છીએ તેમ તેમ વધારે ને વધારે પ્રદિપ્ત થતી જાય છે જ્યારે આપણે એક ગગન ચુમ્બિત પર્વતની ટોચપરથી કે વિશાળ સમુદ્રના મધ્યભાગેથી આ સૃષ્ટિનું દર્શન કરીએ

છીએ ત્યારે જે વિશાળતાની અલૌકિક છાપ આપણા હૃદયમા પડે છે તેનાથી અનેક ગણી ઉંડી છાપ આપણને આ વિશ્વની અગાધતા વિષે ખગોળવિદ્યાના અભ્યાસથી એવી તો ઉત્પન્ન થાય છે કે આ વિશ્વના કોઇપણ પ્રદેશમા જેમ જેમ આપણે ઉંડા ઉતારતા જઇએ છીએ તેમ તેમ તેની વિશાળતા વધતી જ જાય છે.

**નિયમિત સંકલના-ની ભાવના**

ત્રીજી ભાવના નિયમિત સકલનાની. પ્રથમ જ્યારે વર્ષની ઋતુઓ નિયમિત રીતે એક પછી એક ક્રમવાર આવતી મનુષ્યને માલૂમ પડી હશે ત્યારથી આ ભાવના પ્રદિપ્ત થઇ છે અને જેમ જેમ સૃષ્ટિનો ઉંડો વૈજ્ઞાનિક અભ્યાસ કરતા જઇએ છીએ તેમ તેમ આ ભાવના વિશેષ તીવ્ર થતી જાય છે ચદ્રની ગતિ અને ભરતીઓટનો વ્યવસ્થિત સબધ જોવાથી, જે નિયમિત સકલનાની ભાવના જાગૃત થાય છે તેના કરતા કેટલી તીવ્ર ભાવના વિજ્ઞાનના ઘણા નિયમો ઉત્પન્ન કરી શકયા છે. જેમકે–ગ્રહોના અતર અને ગતિ સંબધી "બોડના નિયમ" અને પદાર્થના પરમાણુઓના વજન સંબધીનો ક્રમિક નિયમ જે મેન્ડેલીફે શોધી કાઢયો છે, તેમ જ બીજા આવા અનેક વૈજ્ઞાનિક નિયમોથી નિયમિત સકલના પ્રત્યેક દિશામા જણાઈ આવી છે. આ વિશે વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ કરવાથી કેટલી ઉડી લાગણી થતી હશે તેનો સહજ ખ્યાલ આ શાસ્ત્રના પ્રવીણ શાસ્ત્રીઓ સારી રીતે આપી શકે છે, અને આ ભાવનાની ઉચ્ચતા જેમ જેમ આપણે પ્રત્યેક જગત્‌ની કૃતિનુ વિજ્ઞાનથી દર્શન કરીશુ તેમ તેમ વિશેષ ને વિશેષ આપણને જણાતી જશે.

**વિશ્વવ્યાપી સઘાત (flux) સબન્ધી ભાવના**

ચોથી ભાવના વિશ્વવ્યાપી સઘાત વિષેની છે બધી વસ્તુઓ એક બીજા સાથે એવા તો સપૂર્ણ સમાગમમા આવી ગઇ છે કે પ્રથમ દષ્ટિએ જોતા આ સંઘાતથી આપણા મગજમા ગુચવાડો જણાય છે, પણ જ્યારે આ ગુચવાડામા વ્યવસ્થા માલૂમ પડે છે ત્યારે જે અદ્દ્ભુત લાગણી થાય છે તે આ ભાવનાની છે દાખલા તરીકે વરસાદ પડયો, નાળા ઉભરાયા, નદીઓ રેલાઇ અને બધુ પાણી સમુદ્રમા ગયુ. સમુદ્રમાથી સૂર્યના તાપથી વરાળ ઉચે ચઢી વાદળા બધાયા અને તે જ સૂર્યના તાપથી ઉત્પન્ન થયેલા પ્રચડ વાયુવડે આ વાદળા પર્વતો તરફ ધસડાઇ જઇ વરસાદ પડયો અને પર્વતોની ખીણો જલમય થઇ ગઇ. આ અનન્ત ક્રમ નિરતર ચાલુ જ રહે છે. વનસ્પતિ સૂર્યના તાપવડે હવામાથી કારબન, જમીનમાથી પાણી અને ક્ષાર શોષી લઇ પુષ્ટિ પામે છે અને તે જ વનસ્પતિને પ્રાણી ખાય છે અને તે જ પ્રાણી હવામા કારબોનીક વાયુ પાછો આપે છે અને મળમૂત્ર વાટે જમીનમાં વનસ્પતિને ઉપયોગી ક્ષાર પુરા પાડે છે. આ પ્રમાણે વનસ્પતિ અને પ્રાણીઓના સમૂહના સંઘાતમાં પ્રથમ દ્રષ્ટિએ જણાતા ગુચવાડામાથી જ્યારે આવી સુવ્યવસ્થા માલૂમ પડે છે ત્યારે જે અદ્દ્ભુત ભાવના ઉત્પન્ન થાય છે, તે શુ ઓછી ચમત્કૃતિની છે ?

**કુદરતની બીજી અનેક ભાવનાઓ.**

આ મનુષ્યભાવનાઓ ઉપરાંત બીજી અનેક ભાવનાઓ કુદરતની સમૃદ્ધિ, વિવિધતા અને અતિશયતા વિગેરેની છે પ્રત્યેક તારો એક બીજાથી તેજમા જુદો દેખાય છે અને તેમની સખ્યા તો અગણિત જ છે. પ્રત્યેક ડુગરી, પ્રત્યેક વહેળો, પ્રત્યેક નદી અને પ્રત્યેક પ્રાણી તેમ જ વનસ્પતિમા વિવિધતા હોઈ વ્યક્તિત્વ માલૂમ પડે છે. પશુ, પક્ષી અને

વનસ્પતિના અનેક ગણુના ગણુ હોય છે, જેનું સપૂર્ણું વર્ગીકરણુ કરવાને મહાન્ વિદ્વાનો પણુ સમર્થ થઈ શક્યા નથી વળી પ્રત્યેક પદાર્થની રચનામા એટલી તો ગહનતા સમાયેલી છે, કે એક નાનામા નાના પ્રાણીની અંતર વ્યવસ્થાનું બધારણુ એક મોટામા મોટા પ્રજાસત્તાક રાજ્યના બધારણુ કરતા પણુ ગૂઢ હોય છે. એક કીડાના અવયવોની રચના મોટામા મોટા "એન્જીન" કરતાં પણુ વિશેષ ગહન છે અને કીડીનું નાનામા નાનુ મસ્તિષ્ક કણુ વિશ્વની ગૂઢમા ગૂઢ શક્તિથી પ્રેરિત થયેલું હોય છે. હાયડ્રોજન વાયુના પરમાણુની રચના એક મોટામાં મોટા તારા નક્ષત્રના સમૂહ કરતા પણુ વિશેષ વિચિત્ર છે વિદ્યુતશાસ્ત્રના અભ્યાસથી અવિચ્છિન્ન મનાતાં પરમાણુઓની વ્યવસ્થા સમજવાનુ કામ ગ્રહોના જ્યોતિષશાસ્ત્ર કરેતા પણુ વિશેષ ગહન થઇ પડ્યુ છે.

**કુદરતના પરસ્પર સંબધની ભાવના**

આ ઉપરાન વળી એક ભાવના કુદરતના પરસ્પર સંબંધની ગુથણી વિષેની છે મનુષ્યના ઇતિહાસનો સબધ તેમના હમેશના રહેવાના પ્રદેશપર અને આસપાસના વાતાવરણુપર આધાર રાખે છે. મનુષ્યના ઘણા રોગોનો સબંધ તેમના હમેશના સાથી પ્રાણીઓ ઉપર રહેલો છે ઉદરડાને પ્લેગ સાથે, મચ્છરને મેલેરીઆ સાથે અને માખીઓને કોલેરા સાથે સંબંધ છે તિરસ્કારને પાત્ર થયેલા કીડાઓ અને જતુઓ જમીન વળી વિશેષ ફળદ્રુપ બનાવી આપણા સહાયક થયેલા છે આ પ્રમાણે પ્રકૃતિના અભ્યાસથી ઉદ્ભવતી આ અનેક ભાવનાઓ

**આ ભાવનાઓ કલાઓનુ મૂળ છે**

મનુષ્યમા કવિત્વની શક્તિ અને બીજી કેટલીએક રસિક કલાઓની પ્રકૃતિ જાગૃત કરે છે આ ભાવનાઓનુ મૂળ ઉપર જોઇ ગયા તેમ વૈજ્ઞાનિક પાયા ઉપર રચાયેલુ છે, અને તે મનુષ્યજાતના આજ પર્યંતના અનેક અનુભવોનો એકત્ર થયેલો સમૂહ હોઈ તેનુ સ્વરૂપ યુગે યુગે નવુ સ્વરૂપ ધારણુ કરે છે, અને પ્રત્યેક યુગની રસિક કળાનું મૂળ ખનિજ બને છે.

**ખગોળથી ઉત્પન્ન થતી વિશ્વની અનન્તતા વિષેની કલ્પના**

આ પ્રમાણે જેમ જેમ વિજ્ઞાનની વૃદ્ધિ થતી ગઇ તેમ તેમ સૃષ્ટિ તંત્ર વિષેની પુરાણુ કથાનું સ્વરૂપ બદલાતુ ચાલ્યુ છે ખગોળવિદ્યાનુ રહસ્ય આ ભાવનાઓના શબ્દમા મૂકીએ તો વિશ્વની અનન્તતા વિષે નીચે પ્રમાણે કલ્પના ઉત્પન્ન કરી શકે છે જો સૂર્યને આપણે એક નાના રેતીના કણુ સાથે સરખાવીએ તો પૃથ્વી તેની પાસે એક તસુના અતરે દેખી પણુ ન શકાય એવા બારીક અણુની કલ્પી શકાય આ પ્રમાણુમા આપણા સૂર્યમંડળની પાસેમા પાસેનો તારો આશરે ચાર માઇલના અતરે બીજો રેતીનો કણુ હોય, એમ કલ્પવુ જોઇએ આવા અતરે બીજા બધા તારાઓ ગોઠવાએલા છે અને આપણું સૂર્યમંડળ આકાશમા એવી તો આ પ્રમાણુમા મદગતિથી ચાલે છે કે તેની પાસેમા પાસેના ઉપરના માપપ્રમાણે ચાર માઇલના અતરે આવેલા તારા સુધી પહોચતા આશરે સીતેર હજાર વર્ષ લાગે છે આ રીતે જોતાં આકાશ જો કે આપણી દૃષ્ટિએ તારાઓથી ઉભરાતુ જણાય છે, તોપણુ વિશ્વની જગ્યાનો મોટામા મોટો ભાગ સાવ શૂન્ય છે એટલે ખાલી છે, અને વિશ્વની આ પ્રમાણે શૂન્યતાની કલ્પના ઘણી અગાધ છે

ભૌતિકશાસ્ત્રમા વળી ગુરૂત્વાકર્ષણુની કલ્પના, વિશ્વમા સર્વવ્યાપક તેજોવહ આકાશ

**વૈજ્ઞાનિક નિયમોથી ઉત્પન્ન થતી ભાવનાઓ**

( Lumiferous Ether ) ની કલ્પના, અને શક્તિની અક્ષયતા ( Conservation of Energy ) ની કલ્પના આપણામાં નવી નવી ભાવનાઓ જાગૃત કરે છે આ કલ્પનાઓથી આપણા અનુભવની પાર આપણી વિશ્વવિષેની દૃષ્ટિ ખેંચાઇ જાય છે. હાલની વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિશ્વની કલ્પનામા સૂર્ય અને બીજી અનેક તારાસૃષ્ટિઓ, તેજોવહ આકાશમા, ગુરૂત્વાકર્ષણના નિયમને આધીન રહી, જે પદાર્થ અને શક્તિ અનાદિ કાળથી વિશ્વમા સમાયેલાં છે તેમાં રમમાણ થઇ, એક પછી એક નવનવી સજીવ અને નિર્જીવ સૃષ્ટિઓ નિપજાવી, ગતિના અનેક રૂપ રૂપાંતરમા લોટયા કરે છે. કેટલીક વાર સુધી વિશ્વનો પદાર્થ એક ઠેકાણે એકત્ર થઇ તેની શક્તિ ભાવી સંભવનીય ગતિ માટે ગૂઢ રહે છે અને પછી બીજા સયોગોમા તે શક્તિ પદાર્થના મોટા મોટા સમૂહને ગતિમાં મૂકી બહાર પડે છે અને આ પ્રમાણે શક્તિનુ નિરંતર આંદોલન ચાલુ રહી અક્ષય શક્તિ અને પદાર્થ, વિશ્વનુ અનન્ત અનાદિ વિરાટ સ્વરૂપ આપની દૃષ્ટિ આગળ ખડુ કરે છે. આ કલ્પના કેટલી બધી ભાવનામય છે તેનો રસિક શ્રોતાજન સહજ ખ્યાલ કરશે.

**વિશ્વની આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ ઉત્ક્રાન્ત રચના**

આ પ્રમાણે આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિએ તમામ વ્યૂહ જે અત્યાર સુધી સ્થિર દેખાતો હતો તે હવે ગતિમાન માલૂમ પડે છે. જે ભાવના ખગોળ શાસ્ત્રવડે જાગૃત થઇ તે જ ભાવના, ભુસ્તર અને જીવનશાસ્ત્રમા પણ દેખાઇ આવે છે, અને દરેક શાસ્ત્રમાં ગતિમાન ઉત્ક્રાન્તિ નજરે આવે છે. આજ સુધી જેને આપણે નિર્જીવ મૃત પદાર્થ માનતા હતા એવા જડ ( Crystals ) અને રત્નો ( Jewels ) ના પરમાણુઓની વૃદ્ધિ એક જીવન્ત વૃક્ષ કે પ્રાણીના જેવી ઉત્ક્રાન્ત થયેલી છે અને આપણા ભારતવર્ષના પ્રતિષ્ઠિત અર્વાચીન વૈજ્ઞાની પ્રોફેસર જગદીશચંદ્ર બોઝની શોધ પ્રમાણે આ વૃક્ષો તેમજ નિર્જીવ મનાતા પત્થરોમા પણ મજ્જાદપ્ત કણ જેવી રચના છે સજીવ સૃષ્ટિ તરફ દૃષ્ટિ કરતા આપણને જણાઇ આવે છે કે ગમે તેટલી પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ જીવઘટના ગમે તે પ્રકારે બહાર પડી આવે છે હીમાલયના બરફથી ઢંકાઇ ગયેલા શીખરો પર વનસ્પતિના અનેક સ્વરૂપો પ્રકટ થયેલાં છે, એટલું જ નહિ પણ અનેક પ્રકારના પક્ષિઓ અને પ્રાણિઓનુ આ અખડ નિવાસસ્થાન હોય એમ જણાય છે. જ્યારે આપણે સમુદ્રમા અનેક પ્રકારના મત્સ્યો ઉભરાઇ જતા જોઈએ છીએ, આકાશમા કોઇ વખત તીડના ઢગના ઢગ ઉડતા જોઇએ છીએ, કોઇ અંધારી રાતે ચમકતા અનેક આગીઆઓને દોડાદોડ કરતા જોઇએ છીએ, કોઇ વખતે ઉભગાઇ જતા મંકોડા અને કીડીઓના થરના થર જોઇએ છીએ, ત્યારે સજીવ સૃષ્ટિની વિપુલતા વિષે ઘણી અદ્ભૂત ભાવના પેદા થાય છે વળી ભૂસ્તરના થરોમાં પ્રાચીન જીવોના ચિન્હો ( Fossils ) ઉપરથી જીવનમાત્રનો પૂર્વ ઇતિહાસ તપાસીએ છીએ ત્યારે સાવ સાદી જીવસૃષ્ટિ કેવી રીતે અતિ પ્રાચીન કાળથી માંડીને ધીમે ધીમે અનેક પરિસ્થિતિમા જુદા જુદા સયોગને અનુકૂળ થઇ પોતાનું અસ્તિત્વ વિશેષ ને વિશેષ સ્વતંત્રતાથી સ્થાપિત કરી હાલની મનોબળવાળી સંકીર્ણ અવયવોયુક્ત જીવોની પરિસ્થિતિમાં ઉત્ક્રાન્ત થઇ છે, તેનો અદ્ભુત ખ્યાલ આપણી દૃષ્ટિ આગળ ખડો થાય છે.

**વિજ્ઞાન અને કલાનો પરસ્પર સંબંધ છતાં વિરોધ.**

આ પ્રમાણે જીવનસૃષ્ટિનું દર્શન પણ આપણી આગળ અનેક ભાવનાઓ રજુ કરી, રસિક કલા માટે મોટુ ક્ષેત્ર ઉઘાડે છે. કળાનુ મૂળ વસ્તુ આ પ્રમાણે વિજ્ઞાનના પ્રદેશમાથી મળી આવે છે, અને વિજ્ઞાનની રસિકતા કલાને લઇને, તોપણ આ બન્ને પરસ્પરાવલમ્બી ભાંડુમાં સામાન્ય દૃષ્ટિએ મોટો વિરોધ લાગે છે કેમકે વિજ્ઞાન જો કે અનેક ચિત્ર વિચિત્ર મનોભાવના પ્રકટ કરે છે, તોપણ તે હમેશા તેથી દૂર રહેવા માગે છે અને કલા હમેશા માનસિક ભાવનાના પ્રદેશમા રમ્યા કરે છે. કુદરતના વૈજ્ઞાનિક અભ્યાસથી મનુષ્યને કેટલો આનદ થાય છે તે આપણે ઉપર જોઇ ગયા, તો પણ વિજ્ઞાનશાસ્ત્રી હમેશાં આવી માનસિક ભાવનાથી દૂર રહેવા માગે છે, અને આ વૈજ્ઞાનિક ચિત્તવૃત્તિ તેની આ ભાવનાદૃષ્ટિ ઘટાડવાને બદલે તેને વિશેષને વિશેષ વિસ્તૃત કરતી જાય છે ન્યુટનના સ્ફટિકથી થતા રગ-પરિચ્છેદનના શોધથી આકાશના સુદર મેઘધનુષ્યની પૂજ્ય ભાવના થોડેક અશે કમી થઇ હશે, તો પણ આ રગોના પૃથક્કરણથી કેટલાએક અદ્ભુત ચમત્કારો વિજ્ઞાનદૃષ્ટિ આગળ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે વિજ્ઞાન આપણી અદ્ભુત ભાવનાને દૂર કરતું નથી પણ તેને વધારે ને વધારે વિશાળ અને વિશુદ્ધ બનાવે છે

**વિજ્ઞાનથી થતી વિશુદ્ધ ભાવના**

એક કલ્પનાસૃષ્ટિ આપણા મગજમાથી વિજ્ઞાન દૂર કરે છે કે તરત જ તેને બદલે બીજી અનેક અદ્ભુત કલ્પનાઓ આપણા મગજમા ઉભી થાય છે, અને આ પ્રત્યેક કલ્પના પ્રથમની વિષમ કલ્પના કરતા વિશેષ વિશુદ્ધ હોઇ રસિક કલા માટે મોટું વિશાળ ક્ષેત્ર ઉઘાડુ કરે છે અને જેમ જેમ વિજ્ઞાનના અભ્યાસપર તે પ્રજા વિશેષને વિશેષ આકર્ષાય છે તેમ તેમ આ વિશુદ્ધતર રસિક કલ્પના સમજવાને વિશુદ્ધ પાત્ર થઇ આ પ્રજાનુ સાહિત્યક્ષેત્ર સ્વાભાવિક રીતે વિસ્તૃત થાય છે

**વિજ્ઞાનથી રસિક કલા વિશુદ્ધ થાય છે**

**વિજ્ઞાનદ્વા આવ્હાહનથી ભવિષ્યનું શુભસુચન.**

ગુર્જર ભાષામા જેમ જેમ આ વિજ્ઞાનનુ સ્થૂલ મનાતું સાહિત્ય વધવા માડશે તેમ તેમ તેની વૈજ્ઞાનિક ભાવનાથી રસિક થતી જતી કલ્પનાસૃષ્ટિ અનેક આપણા સાહિત્યમા નવનવા સાહિત્યના ક્ષેત્રો ઉત્પન્ન કરશે, કે જેની અલૌકિક અસર સાહિત્યના તમામ પ્રદેશપર એક સુંદર સ્વરૂપ ફેલાવી આપણું સાહિત્ય જગતના ઇતિહાસમાં એક નમુનારૂપ થઇ પડશે, અને તેટલા માટે વિજ્ઞાનનુ આવ્હાહન સાહિત્યમંદિરમા થયેલું છે તે એક અતિ સુંદર ભવિષ્યનુ સૂચક છે અને આ વૈજ્ઞાનિક ભાવના સામાન્ય પ્રજામા વિશેષને વિશેષ પ્રસાર કરવા અનેક ગ્રન્થો છપાઇ સાહિત્ય પ્રદેશને વિસ્તૃત કરશે એવી શુભ આશા છે.

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

# વિજ્ઞાનની પરિભાષા.

કલ્યાણરાય નથુરાય જોશી



વિજ્ઞાનનુ સાહિત્ય ગુજરાતી ભાષામા જોઇએ તેવુ વિકસતુ નથી તેના કારણો અનેક કલ્પવામા આવે છે; તે કારણોમા વિજ્ઞાનની પરિભાષાની અપૂર્ણતા અને અસ્થિરતા ખાસ કરીને આગળ ધરવામા આવે છે. વિજ્ઞાનની પરિભાષા ગુજરાતમાં સ્થિરતા ધારણ કરે અને ધીરે ધીરે સંપૂર્ણતા પર પહોચે એ ઇષ્ટ છે, પરતુ પરિભાષા સપૂર્ણતાએ પહોંચ્યા વિના વિજ્ઞાનનુ સાહિત્ય તૈયાર થઇ શકે નહિ એ સમજ ગુજરાતમા ટકી રહેવી જોઇતી નથી. એવી સમજથી ગુજરાતમા જે વ્યક્તિ કે સંસ્થા ગુજરાતી સાહિત્યના વિકાસ માટે વિજ્ઞાનની પરિભાષા તૈયાર કરી આપવાનો શ્રમ ઉઠાવે તે વ્યક્તિ કે સસ્થાની સેવા ગુજરાતને બહુ ફળદાયક બની શકે નહિ. વિજ્ઞાનનું સાહિત્ય લખનાર જે અભ્યાસી હોય તેની કલ્પનામાંથી અને તેના શબ્દ-શક્તિના પરિચયમાથી જ વિજ્ઞાનની પરિભાષા ઘડાવી જોઇએ વિજ્ઞાનનુ સાહિત્ય સારી રીતે ખેડવાની અભિલાષાવાળા વિદ્વાન સજ્જનો એમ કરે કે પહેલાં કોષ બનાવી કાઢે અને પછી પુસ્તકો લખવા બેસે તો તેમના પ્રયાસો કદિ પણ જોઇએ તેટલા કાર્યસાધક બને નહિ જેમ સામાન્ય ભાષાના કોષ માટે છે તેમ વિજ્ઞાનના કોષ માટે પણ હોવુ જોઇએ પહેલા સાહિત્ય અને પછી કોષ પહેલા કોષ બનાવી લઇ પછી નીરાતે સાહિત્ય તૈયાર કરવાની પદ્ધતિ જે સ્વીકારે છે તે એક વાત ભૂલી જાય છે, કે ભાષાના ઘાળ અને વળોટ એ જે તે સમયના પ્રજા-જીવનનાં સૂક્ષ્મ સ્વરૂપના સ્થૂળ નકશા છે. આ દૃષ્ટિથી જોનારને એમ તો લાગશે કે પરિભાષાના અભાવની બૂમ પાડનારા વિજ્ઞાનના સાહિત્યની સેવા કરવા ઉત્સુક બનેલા સજ્જનો એક પ્રકારની ગેરસમજુતના અધારામાં વિચરી રહ્યા છે

અત્યારે ગુજરાતની ભાષામા પ્રગટ થયેલા વિજ્ઞાનના જુદા જુદા પુસ્તકો તરફ નજર નાખવામાં આવે અને તે બધા પુસ્તકોમા વપરાયેલા શબ્દોની તારવણી કરવામા આવે, તો જે લોકો પારિભાષિક શબ્દો માટે બૂમ પાડી રહ્યા છે તેમને તો ખાતરી થાય કે ગુજરાતમાં ખરી જરૂર તે વિજ્ઞાનનુ સાહિત્ય ઉભુ કરવાના વૃત્તિવાળા માણસોની જ વધારે છે. નહિ કે ચોક્કસ પરિભાષાની જેમ જોડણીના વિષયમા અનધિકારી વર્ગ ગમે તેવી સૂચનાઓ અને ગમે તેવી ટીકા કરીને પોતાનુ અજ્ઞાન બહાર પાડે તેમ વિજ્ઞાનના વિષયમા જે અનાધિકારી હોય છે તેવા ઘણા માણસો વિજ્ઞાનની પરિભાષાની અપૂર્ણતા સબધી અને અસ્થિરતા સબધી ફાવે તેવી ટીકા કરી પોતાનુ અજ્ઞાન ઘણીવાર ઉઘાડુ પાડે છે. વિજ્ઞાનની પરિભાષાનો વિષય કઇ ભાષાતરની કળાથી સાધી શકાતો નથી. કારણ કે વિજ્ઞાન એ કાઇ કેવળ પશ્ચિમની જ્ઞાનસમૃદ્ધિ નથી જ્યા સુધી વિજ્ઞાનને પશ્ચિમની વિદ્યા તરીકે જ ગણવામા આવશે, ત્યા સુધી વિજ્ઞાનની પરિભાષા કેવળ ભાષાન્તર જેવી જ રહેશે. ભાષાન્તરીઆ શબ્દોમા લોકવાણીનો પાસ નથી હોતો, તેથી તે શબ્દોની શક્તિ તદ્દન મોળી હોય છે, એટલું જ નહિ પરતુ તેવા શબ્દોમા એક પ્રકારનુ ભૂત ભણકારા કર્યાં કરતું હોય તેમ લાગે છે. ભાષાન્તરીઆ શબ્દોથી લોકશિક્ષણનુ કામ બીલકુલ સાધી શકાતું નથી. એક દૃષ્ટાંત લઇએ'—

**લોકવાણી**—જ્યારે પાણી ઊનુ ખળખળતું થાય ત્યારે તેમાં ખોબો ભરીને ઓસડની ભૂકી નાખવી—તેને વખતો વખત હલાવતા રહેવુ જ્યારે તે ચીકાસ પકડે ત્યારે દેવતા પરથી તે નીચે ઉતારી લેવુ. જ્યારે તે ઠંડુ થઇને નવસેકુ થાય ત્યારે તેની ટીકડીઓ પાડી લેવી

**ભાષાન્તરીઆ શબ્દો**—જ્યારે પાણીની ઉષ્ણતા ઉત્કલત બિન્દુએ પહોચે ત્યારે તેમા આઠ ઔસ ઔષધિનું ચૂર્ણ પધરાવવુ—તેમા નિરન્તર ચલનવલન કરતા રહેવુ, જ્યારે તે ચીકાસ ધારણ કરે ત્યારે તેનો અગ્નિ સાથેનો સપર્ક અટકાવવો. પછી તેનું ઉષ્ણતામાન ધીરે ધીરે નીચુ ઉતારી ૩૦ કે ૩૨ અશ ઉપર આવે તેટલે તેની શુદ્ધ ગુટિકા કરી લેવી.

આ બે પેરેગ્રાફમાં એક જ મતલબનાં વાક્યો છે, છતા બન્ને પેરા એક સરખી રીતે સમજાય તેમ નથી. લોકોની વાણીમા જે પરિચિતતાની સગવડ રહેલી છે તે ઓ પ્રકારની છે. ભાષાન્તરી ભાષાપર પશ્ચિમના ઢાળ ટપ કઇને આવી બેસે છે, અને વિશેષમ સસ્કૃત શબ્દોના અપરિચિત ઉચ્ચાર અને અર્થમુશ્કેલીનો વધારો કરે છે

આટલું લખવાનો ઉપદેશ એવો નથી કે ગુજરાતને વિજ્ઞાનની પરિભાષાની જરૂર નથી. સ્પષ્ટ હેતુ તો એ છે કે પરિભાષા બનાવવા પાછળ ગાંડાતુર થવાની જરૂર નથી જ્યારે પ્રજાજીવનમાં વિજ્ઞાન અગત્યનો ભાગ ભજવશે, ત્યારે વિજ્ઞાનના પારિભાષિક શબ્દો ખરા અને કાર્ય સાધી આપે તેવા ઘડાતા જશે જ્યારે વિજ્ઞાનની પરિભાષા અસ્થિર અને અપૂર્ણ સ્થિતિમા ખુશીથી પડી રહે એવી આપણા વિજ્ઞાનના સાહિત્યની દશા છે, ત્યારે વિજ્ઞાનની પરિભાષાનું ધોરણ ચોક્કસ કરી આપવા મથવુ એ વ્યાજબી ગણાય નહિ. આવ પ્રકારે આપણી મરજી પ્રમાણે વિચાર દર્શાવનારા શબ્દો અત્યારે ઘડી આપવામા આવે અને તે શબ્દો ભવિષ્યની વધારે ખીલેલી પ્રજાએ સ્વીકારી લેવા પડે એ ઠીક કહેવાય નહિ માટે વિજ્ઞાનના કોષ તૈયાર કરવા જે ઇચ્છા રાખતા હોય તેમણે પહેલાં તો અત્યાર સુધ વપરાયેલા પારિભાષિક શબ્દોનો સગ્રહ કરવો ઘટે છે, આવો શિષ્ટ સગ્રહ બે ચાર વરસે સુધારાવધારા સહિત મોટો બનતો જાય અને પ્રજાજીવન યોગ્ય વિકાસ પર પહોચે ત્ય સુધી આપોઆપ વિજ્ઞાન કોષ ઘડાઇ જાય એ બહુ સ્વાભાવિક છે

હિદી ભાષામાં વિજ્ઞાન કોષ પ્રકટ કરવામા આવ્યો છે તેનો સ્વીકાર હિન્દી લોકોએ જોઇએ તેવી રીતે કર્યો નથી હિંદી સાહિત્યમા જે વિજ્ઞાન પુસ્તકો પ્રકટ થય છે તેના ઉપર નજર નાખતા ઝટ જણાઈ આવે છે કે એ બધા પુસ્તકોમા પારિભાષિ શબ્દોનુ ધોરણ એકસરખુ હોતું નથી હિન્દી ભાષામાં લેખ લખનાર વિદ્વાન પારકાન શબ્દો પસદ કરતા કે સ્વીકારતા ખમચાય છે, તો ગુજરાતમાં તેમ નહિ બને એમ કેમ કહેવાય? માટે વિજ્ઞાનના શબ્દોને અમુક ધોરણસર જ ઘડી મૂકવાનો વિચાર બહુ માન્ય કરવા જેવો લાગતો નથી

છતા વિજ્ઞાનની પરિભાષા ઘડાવાની આવશ્યકતા છે. એ પરિભાષા બને ત્યાં સુધ ગુજરાતી ભાષાના વ્યાકરણના અને રૂઢીના ધોરણને અનુસરતી અને નવા જમાનાના નવ નવા વિચારોની સગવડ કરી આપે તેવી મોકળાણવાળી હોવી જોઇએ

આવી પરિભાષા બનાવતાં થોડાક મુદ્દાનો વિચાર કરવો ઘટે છે

## ૨૩

## ઇંગ્રેજી ભાષાના શબ્દોનો ઉપયોગ ઇષ્ટ છે?

માતૃભાષાનો પ્રચાર વિશેષ પ્રમાણમા થયેલો જોવાની ઇચ્છાને લીધે જ કે અંગ્રેજી ભાષાની આભડછેટથી દૂર રહેવાની વૃત્તિને લીધે જે માણસો વિજ્ઞાનના પારિભાષિક શબ્દો-માથી ઇંગ્રેજી શબ્દોને બાતલ કરવા ધારે છે, તે માણસો વિજ્ઞાનના પ્રચારને મોટો ધોકો પહોચાડે છે. પરિભાષા સુન્દર બનાવવાનો હેતુ વિજ્ઞાનના પ્રચારનુ કામ સુતર કરવાનો છે, નહિ કે માતૃભાષાના પ્રચારનો પ્રશ્ન સુદૃઢ કરવાનો અત્યારના સજોગ જોતા, અને જગતના અન્ય સુધરેલા દેશોના વિજ્ઞાનના સાહિત્યના વિકાસની રીત તરફ નજર નાંખતા સ્પષ્ટ જણાય છે કે ઇંગ્રેજી ભાષાના શબ્દોને વિજ્ઞાનના ગુજરાતી સાહિત્યમાથી બાતલ રાખવાનો વિચાર બહુ નુકશાનકારક અને કઇક અશે દુરાગ્રહ ગણાય. વિજ્ઞાન એ કોઇ કોઈ એક પ્રજાની અગત માલિકીનો વિષય નથી, કોઈ એક યુગને પ્રવર્તાવનાર વિષય નથી; વિજ્ઞાન તો જગત આખાની દોલત છે વિજ્ઞાન એ રાષ્ટ્રીય વિષય બની શકે તેમ નથી; ગુજરાતનું રાષ્ટ્રીય સાહિત્ય અને ફ્રાન્સનુ રાષ્ટ્રીય સાહિત્ય જુદુ જુદું હોઈ શકે; પણ એ બે દેશનું વિજ્ઞાન જુદુ જુદુ ન હોય. પ્રજા પ્રજાની ફિલસુફી જુદી હોય પણ વિજ્ઞાન તો એ‌ેજ હોય તેટલા માટે વિજ્ઞાનની પરિભાષા ઘડતા ઇંગ્રેજી ભાષાનો અણગમો રાખવો એ વ્યાજબી નથી, તેમજ કોઇ પણ હેતુસાધક પણ નથી

વિજ્ઞાનના શબ્દોનો ત્રણ પ્રકાર કરી શકાય, ( ૧ ) કેવળ પદાર્થવાચક શબ્દો ( ૨ ) ગુણવાચક શબ્દો અને ( ૩ ) ક્રિયાવાચક શબ્દો આ ત્રણ પ્રકારમાથી છેલ્લા બે પ્રકારના ઇંગ્રેજી શબ્દો જો એમને એમ ગુજરાતી ભાષામા લખાય તો બહુ હસવા જેવા શબ્દપ્રયોગો ગુજરાતી ભાષામા દાખલ થઇ જાય evaporation, affinity, reflection, અને level—જેવા ગુણવાચક અને ક્રિયાવાચક શબ્દો માટે ગુજરાતી શબ્દો અવશ્ય યોજવા જોઈએ પરંતુ કેવળ પદાર્થવાચક શબ્દો રસાયનમા અને ભૂગર્ભશાસ્ત્રમા પુષ્કળ આવે છે. તે બધા કઇ અર્થવાચક હોતા નથી. રૂઢિથી તે શબ્દોના અર્થ પ્રજા સમજતી હોય છે એવા શબ્દો આપણે ગુજરાતી ભાષામા નવા બનાવવા બેસીએ ત્યારે બહુ વિચાર કરવાની જરૂર છે એવા શબ્દો જો બહુજ જુદા પ્રકારના ઘડાઇ જાય તો આપણા દેશનુ વિજ્ઞાનનું સાહિત્ય ભણીને પડિત બનેલો માણસ યુરોપના વિજ્ઞાનના સાહિત્યના પ્રવાહમાથી જરા પણ પ્રસાદી ચાખી શકે નહિ અત્રે એ વાત લક્ષમા રાખવાની છે કે જે શબ્દો બહુ અટપટા હોય છે અને જેને માટે યોગ્ય પારિભાષિક શબ્દ ખોળતા અકળામણ થાય છે, તે શબ્દોવાળુ સાહિત્ય સમજનાર માણસ વિજ્ઞાનની ઉચી ભૂમિકાપર જઇ પહોચ્યો હોય છે, તેને ઇંગ્રેજી શબ્દો આપ્યા હોય તો તેને કશી અડચણ પડતી નથી અને વળી તેને જગતના વિજ્ઞાન ભંડારથી અતડા રહેવાનો વિષમ પ્રસગ આવતો નથી. માટે વિજ્ઞાનની પરિભાષા રચનારે ઇંગ્રેજી શબ્દોનો ઉપયોગ કેટલેક સ્થળે સંપૂર્ણ રીતે અને કેટલીકવાર વિકલ્પે કરવાની ભલામણ કરતા રહેવુ ઘટે છે. કેટલાક મિત્રો અમુક ઇંગ્રેજી શબ્દમા જરા ફેરફાર કરી સમાન ઉચ્ચારવાળો બીજો ગુજરાતી શબ્દ ઉપજાવી કાઢે છે. દાખલા તરીકે "નાઇટ્રોજન" ને બદલે નત્ર કે નત્રજ "ફોસ્ફરસ" ને બદલે પ્રસ્ફુર "ઑક્સિજન" ને બદલે ઓષજ શબ્દો ઘડવામાં

આવ્યા છે. આ રીત કોઈ રીતે લાભદાયક નથી. ઇંગ્રેજી શબ્દોથી અભડાઇ જવાની વૃત્તિ આ શબ્દોની બનાવટમાં દેખાય છે.

## હિન્દુસ્તાનની જુની સંસ્કૃતિના વિજ્ઞાનના શબ્દો વાપરવા કે ?

આપણી ભાષાની ખીલવણી ઇંગ્રેજી સાહિત્યના સહવાસથી થાય છે, તેમજ જૂના સંસ્કૃત સાહિત્યમાંથી નીકળતા ઝરામાથી પણ આપણા સાહિત્યનું પોષણ થાય છે વિજ્ઞાનના ઘણા શબ્દો એવા છે કે તેને માટે સંસ્કૃત ભાષામા યોગ્ય શબ્દો બનેલા હોય, પરંતુ એ શબ્દોની સાથે બંધ બેસે તેવા બીજા શબ્દો ન હોવાથી સંસ્કૃત શબ્દો સ્વીકારી લેનારને દૂધમા અને દહિંમા પગ રાખવો પડે છે, દાખલા તરીકે—Oxide માટે "કુસુમ," Calamime માટે "ખર્પર તુલ્ય," Sulphide માટે "પર્પટી" Pyrites માટે "માક્ષિક"—જો વાપર્યા હોય તો ચાલે ખરૂ, પણ કેટલીક વાર એવા શબ્દો આવીને ઉભા રહે કે પર્પટીને બદલે સલ્ફાઇડ જ વાપરવો પડે છે તોપણ આપણા દેશના જુના સાહિત્યમાથી મળતા વિજ્ઞાનના શબ્દોનો સારો સંગ્રહ જરૂર થવો ઘટે છે એવા શબ્દોનો કોષ બહુ ઉપયોગી થઈ પડે તેમ છે. એ શબ્દોને સાચવવામાં વિજ્ઞાનના અભ્યાસીઓની દેશભક્તિ રહેલી છે. જે સંસ્થા અને વ્યક્તિ વિજ્ઞાનનો નવો કોષ રચવાની તજવીજમા હશે તેમની ઉત્તમ પ્રવૃત્તિ આ દિશામા વળવી જોઇએ. બંગાળાના સુપ્રસિદ્ધ પ્રો પી. સી. રાયને ત્યા આવા પ્રકારનુ સાહિત્ય પુષ્કળ હોવા સંભવ છે. ગુજરાતી સાહિત્ય પરિષદ્ અથવા ગુજરાત વ્હર્નાક્યુલર સોસાયટી કે વડોદરાના નરેશ શ્રીમંત સર સયાજીરાવ મહારાજ—કોઇ એક ગુજરાતી વિદ્વાનને પ્રો પી. સી. રાય પાસે અમુક સમય માટે રહેવાની સવડ આપે તો આ દિશામા જરૂર સારૂ કામ થઈ શકે.

## વિજ્ઞાનની પરિભાષા માટે કેટલીક ત્રૂટક સૂચના

( ૧ ) જેમ બને તેમ પારિભાષિક શબ્દોને અલગ રાખીને વિજ્ઞાનનુ ઉપયોગી સાહિત્ય તૈયાર કરવા તરફ લેખકોનુ વલણ રહેવુ જોઇએ, જર્મનીમા એવા ઘણા ખાતા છે કે જે પારિભાષિક શબ્દો વિનાની વિજ્ઞાનની ચોપડીઓ તૈયાર કરાવે છે.

( ૨ ) રંગવાની, વણવાની, સાબુ બનાવવાની અને અત્તર બનાવવાની કળા જેવી પ્રચલિત કળાના અને ખગોળવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, વૈદકવિજ્ઞાન, જેવા પ્રચલિત વિજ્ઞાનના પારિભાષિક શબ્દો નવા બનાવતા પહેલા તે દિશામા કામ કરતા દેશી વિદ્વાનો અને કારીગરોની સલાહ લેવી જોઇએ. જે શબ્દો પ્રચલિત હોય તેનો પ્રચાર છુટથી કરતા રહેવું જોઇએ

( ૩ ) અત્યાર સુધી વિજ્ઞાનના પુસ્તકોમા—ખાસ કરીને જેનો બહુ પ્રચાર થયો હોય તેવા પુસ્તકોમાં—જે શબ્દો વપરાયા હોય તેને ખસેડીને નવા શબ્દો યોજવાની રીત પસંદ કરવા જેવી નથી. જૂના શબ્દોમા કંઇ દોષ જણાતો હોય તો પણ તેની સ્થિર પદવી પરથી તેને ચળિત કરવા જોઇએ નહિ બહુ જરૂર લાગે તો નવો શબ્દ વિકલ્પે યોજવો ઠીક ગણાય.

( ૪ ) ઇંગ્રેજી શબ્દના ઉચ્ચારને મળતો આવતો, અર્થવગરનો અને વ્યુત્પત્તિના નિયમનુ ઉલ્લંઘન કરીને ઘડાયેલો શબ્દ સાહિત્યને ભૂષણરૂપ થતો નથી

( ૫ ) સંસ્કૃત શબ્દોના અટપટા સમાસવાળા શબ્દો જેમ બને તેમ ઓછા લેવાય તે તરફ પારિભાષિક શબ્દો બનાવનારે લક્ષ આપવું જોઇએ,

( ૬ ) બનતા સુધી એક અર્થમા વપરાતા બે ત્રણ શબ્દો પ્રચલિત હોય તો તેમાથી કોઇને મરવા દેવા નહિ. ગુજરાતમા વિજ્ઞાનના શબ્દોમા પણ વિકલ્પ શબ્દોનુ ધોરણ રહેવુ ઘટે છે

ગુજરાતમાં વિજ્ઞાનનુ સાહિત્ય ખીલે તેટલા સારૂ ઘણું કામ હજુ થવા જેવું છે, સરકારી શાળામા ચાલતી વાચનમાળામા જે વિજ્ઞાનના પાઠો મૂકયા છે તેને લીધે એ દિશામા સારૂં કામ થયુ છે, ઇંગ્રેજી શાળામા વિજ્ઞાનનો અભ્યાસ દાખલ થયો છે, તે બધો ક્રમ જો ગુજરાતી ભાષાદ્વારા શીખવાય તો વિજ્ઞાનની પરિભાષા સારી રીતે સમાજમાં પ્રચલિત થઈ જાય એટલે અને જ્યારે વિજ્ઞાનના વિચારો ગુજરાત ઝીલતું થશે, ત્યારે જ વિજ્ઞાનમાં મોટા પુસ્તકોની ભૂખ ગુજરાતી વાચક વર્ગને લાગશે. જો અંગ્રેજી શાળાનો અભ્યાસક્રમ ગુજરાતી ભાષાદ્વારા શીખવાય, તો ગુજરાતી ભાષાના માસિક પત્રોમા વિજ્ઞાન વિષય ઉપર વધારે લેખો પ્રકટ થતા રહે, અને દિવસે દિવસે વિજ્ઞાનની પરિભાષા સપૂર્ણ નહિ તો વધારે ચોક્કસ તો બને વિજ્ઞાનના વ્યાખ્યાનકારો શેરીએ શેરીએ પોતાનુ કામ કરે એ દિવસ તો હજુ દૂર છે, પણ તેવા દિવસો આવ્યા વિના વિજ્ઞાનની અપૂર્ણ પરિભાષા ગુજરાતને શોભા આપે તેવી રીતની સપૂર્ણતા તો ધારણ કરી ન શકે ભવિષ્ય ઉજળુ છે વિજ્ઞાનનો યુગ જગતમા બેસી ચુક્યો છે તો ગુજરાત વિજ્ઞાનના સાહિત્ય વિનાનુ રહે એ પાલવે કેમ ?

# પરિશિષ્ટો.





* પ્રસ્તુત જાહેર વ્યાખ્યાન પરિષદના દિવસોમાં સમયના અભાવે અપાવવાનું બની શક્યું નહોતું

# જનસમાજની દૃષ્ટિએ સાહિત્યનો વિચાર.

જનસમાજને કાઇ શીખવવુ હોય તો કેવુ લખવુ જોઇએ એ આપણે જોઇએ આજે આપણને આનું દ્રષ્ટિબિંદુ કવિશ્રીએ આપ્યુ છે એમણે કલકત્તાનો દાખલો લેવામા ચાતુરી વાપરી છે, એઓશ્રીએ જોયુ કે જેવુ કલકત્તા એવુ જ અમદાવાદ છે અને તેમણે કરેલા શબ્દપ્રહારો કેવળ આપણે માટે જ છે સિડની સ્મિથમા શબ્દપ્રહારની કળા બહુ હતી તે 'આપણે' કહી તેના ઘા હળવા કરતો, પરંતુ આપણા કવિશ્રી તો 'અમે' શબ્દ વાપરે છે આપણે તો આથી સમજી જ જવુ જોઇએ કે એ આપણે માટે જ છે કલકત્તાને વિષે એઓશ્રીએ ચિતાર આપ્યો કે પવિત્ર ગંગા નદીને તીરે મહાન ઇમારતો વસી છે તેથી ત્યાંનો કુદરતી રળિયામણો હોવો જોઇતો દેખાવ અળખામણો થઈ પડ્યો છે એવા સ્થળે તો આપણને કુદરતી વિચારો આવવા જોઇએ જ્યારે તેઓ કલકત્તાનો વિચાર કરે છે ત્યારે તેમની આંખમાથી આંસુ વહે છે

આપણુ કામ પ્રભુને ઓળખવાનુ છે, એ માગ જેવા મજૂરનો વિચાર પ્રભુને ઓળખવાનુ ભૂલી જઇને આપણે પૈસાની પૂજા કરતા થયા, સ્વાર્થ સાધતા થયા

સાહિત્યના રસિકોને હુ પૂછુ છુ કે તમે તમારી કૃતિ મારફત મને પ્રભુની પાસે જલદી મૂકશો કે કેમ? જો મને તેઓ 'હા' મા જવાબ આપશે તો તેઓની કૃતિમાં હુ ગિરફતાર થઈ જઇશ સાહિત્ય સેવકના પુસ્તકમા મને કંટાળો ઉપજે તો મારી જડતાનો દોષ નથી દોષ છે તેની કળાનો શક્તિવાન સાહિત્યસેવકે કળાને એવી તો ખીલવવી જોઇએ કે વાચનાર તેના વાચનમા લીન થાય મને દિલગીરી થાય છે કે આપણા સાહિત્યમાં આવુ ઓછુ છે આપણુ સાહિત્ય અત્યારે એવુ છે કે જનસમાજ તેમાથી એકાદ વસ્તુ પણ લઈ શકે એમ નથી આપણા સાહિત્યમા એક પણ એવી વસ્તુ નથી કે જે એક અઠવાડિયને સારુ એક વરસને સારુ, કે એક જમાનાને સારુ નભી શકે

આપણે ત્યારે જોઇશુ કે અનાદિ કાળથી આપણી પાસે જે પુસ્તકો છે તેમાં શુ સાહિત્ય છે? આપણા ધર્મપુસ્તકો આપણને જેટલો રસ આપે છે તે અત્યારનું સાહિત્ય આપણને નથી આપતું એ સાહિત્યના નમાલા તરજૂમામા જે રસ આવી શકે છે એ રસ અત્યારના સાહિત્યમા નથી આવી શકતો. કોઇ કહેશે કે અત્યારના સાહિત્યમા ઘણુ છે ઘણું ભલે હોય પરંતુ તે ઘણાની શોધમા માણસ થાકી જાય છે તુલસીદાસ જેવુ, કબીર જેવુ આપણને કોણે આપ્યુ છે?

સુનર આવે ત્યમ તું રહે,
જેમ તેમ કરીને હરિને લહે

આવુ તો આપણે અત્યારે નથી જ જોઇ શકતા. અખાના જમાનામાં આપણને જે કાંઈ મળ્યુ છે એ હવે ક્યા છે?

વીશ વરસ દક્ષિણ આફ્રિકામા રહ્યા પછી હુ હિંદુસ્તાન આવ્યો અને મ્હેં જોયુ

*છઠ્ઠી ગુજરાત સાહિત્ય પરિષદ તરફથી રા આનંદશંકરભાઇના પ્રમુખપણા નીચે મહાત્મા ગાંધીજીએ તા, ૨-૪-૨૦ ના રોજ આપેલા ભાષણનો સાર

તો મને જણાયું કે આપણી દશા ભયભીત છે. પ્રજાની જ્યારે આવી દશા હોય છે ત્યારે એ પ્રજાનાં ઉદ્‌ગારો નિર્ભયતાથી નથી નીકળી શકતા. દાબની નીચે આપણે લખવાનું હોય તો આપણા કવિત્વની ધારા પણ નહિ છૂટે, સત્ય પણ નહિ તરે. વર્તમાનપત્રોને માટે પણ આમ જ છે, જ્યાં પોતાની ઉપર પ્રેસનો કાયદો ઝુકી રહ્યો હોય ત્યા સંપાદક વિચાર્યા વિના નથી લખી શકતો. સાહિત્ય રસિકો ઉપર પ્રેસનો કાયદો ઝુકી રહેલો છે ત્યાં એક લીટી પણ છૂટથી નથી લખાતી અને એથી જ જોઇએ તેવી રીતે સત્ય નથી મૂકાતું

હિંદુસ્તાનમાં અત્યારે સંધ્યાનો સમય છે. કરોડો માણસોને એમ થઈ રહ્યું છે કે આપણામાં મોટા મોટા ફેરફારો થવાના છે આપણું ભિખારીપણું મટી હવે આપણી ઉજ્જવળ દશા આવશે સત્યયુગની આપણને હવે ઝાંખી થશે આવા ઉદ્‌ગારો હું સ્થળે સ્થળે સાંભળી રહ્યો છું ઘણા અત્યારે એમ સમજી રહ્યા છે કે હિંદુસ્તાન હવે એક નવું પાનું ફેરવશે. જો હિંદુસ્તાન નવું પાનું ફેરવશે તો તેમાં ક્યા લેખો સમાયલા હશે? સુધારા આપણને જે મળ્યા હશે તો હાંસડી રૂપે જ થવાના છે, અને આપણે આજે જેમ બળદની માફક હંકાયા જઇએ છીએ એમ હંકાયા જઇશું આ સમયે સાહિત્યની સેવાવાળા પાસેથી તો હું ઇશ્વરનો મેળાપ અને સત્યનું દર્શન જ માગીશ આપણા સાહિત્ય સેવકોએ બતાવી જ આપવું જોઇએ કે હિંદુસ્થાન પાપી નથી, છેતરનાર નથી

પોપે–ઇલિયડવાળો નહિ–દક્ષિણ પ્રાંતની જે સેવા કરી છે તેવી સેવા કોઇ પણ મદ્રાસીએ નથી કરી હું રંગી રહ્યો એટલે દરેકના હૃદય ચોરવાને ખાસ ઇચ્છું દક્ષિણ પ્રાંતના ભાઇઓના હૃદય ચોરવા માટે તેની ભાષા શીખવી પડી રેવ પોપે જે લખાણો લખ્યાં છે તેમાંથી તો હું અત્યારે કાંઇ નથી આપી શકતો, પરંતુ એટલું તો કહું છું કે તામિલ ભાષામાં કોસ હાંકનારાઓ માટે પણ જે કાવ્યો છે, તેમાં કવિત્વ છે, એ અલૌકિક છે સૂર્ય ઉગ્યો પણ ન હોય ત્યારે કોસ હંકાય છે બાજરી, ઘઉં સર્વપર ઝાકળના મોતીઓ છે ઝાડનાં પાંદડાં પર બાઝી રહેલું પાણી મોતીના દાણા જેવું છે આ માણસો, આ કોસ હાંકનારાઓ કાંઈ આવું આવું ગાય છે હું જ્યારે કોચરબમાં રહેતો હતો ત્યારે કોસ હાંકનારને જોતો, સાંભળતો પરંતુ તેના મ્હોંમાં તો બિભત્સ શબ્દો હતા આનું કારણ શું? આનો જવાબ હું અહીં બેઠેલા રા નરસિંહરાવ પાસે તેમ જ આપણા પ્રમુખ સાહેબ પાસે માગું છું

સાહિત્ય પરિષદને હું કહું છું કે આપણા કોસ હાંકનાર જેવાના મ્હોંમાંથી અપશબ્દો કઢાવો અને નહિ તો આપણી અવનતિનું પાપ તમારે શિરે રહેશે સાહિત્યના સેવકોને હું એમ પૂછું છું કે પ્રજાનો મોટો ભાગ કેવો છે અને તેવાને માટે તમે શું લખશો? સાહિત્ય પરિષદને હું એમ જ કહીશ કે તમારામાં જે ન્યુનતા છે તે કાઢો, કાઢો, કાઢો

લુઇને પુસ્તક લખવાનો વિચાર થયો અને વિચાર થયા પછી તેણે પુસ્તક પોતાના છોકરાઓ માટે લખ્યું તેના છોકરાઓએ તો એ વાંચીને લાભ લીધો અને અત્યારના આપણા પુરુષો, સ્ત્રીઓ અને બાળકો પણ આ વાંચી તેનો લાભ લઇ શકે છે હું આપણા સાહિત્ય સેવકો પાસે આવું સાહિત્ય માગું છું હું બાણભટની કાદંબરી નથી માગતો પરંતુ તુલસીદાસનું રામાયણ માગું છું કાદંબરી હંમેશા રહેશે કે કેમ એ વિષે મને

શકો છે, પરંતુ તુલસીદાસનુ આપેલુ તો હમેશને માટે રહેવાનુ છે અત્યારે તો સાહિત્યમાં આપણુને રોટલી, ઘી અને દુધ મળવા દો, પછીથી આપણે તેમા બદામ, પીસ્તાં વગેરે મેળવીશુ અને કાદમ્બરી જેવુ કાઈક બનાવીશુ.

ગુજરાતની રાકડી પ્રજા, માધુર્યવાળી પ્રજા અને જેની સજ્જનતાનો પાર નથી, જે આટલી બધી ભોળી છે, જે પ્રજાને ઇશ્વરમા અખડ વિશ્વાસ છે એ પ્રજાને જો આગળ વધવું હોય તો સાહિત્ય સેવકોએ મજૂરો, કોસ હાકનારાઓ અને એવા બીજા માટે પોતાના કાવ્યો રચવાં જોઇએ, એવા માટે લખવુ જોઇએ

આપણી પ્રજા સત્ય લખતી, સત્ય બોલતી અને સત્ય આચરતી થાય એ મારી અતઃકરણની પ્રાર્થના છે.



# વસંતની વધામણી.×



જે માયાળુ શબ્દોથી તમે મને આવકાર આપ્યો છે એથી મારૂ અતઃકરણ અત્યારે ઉડી લાગણીથી છવાઇ ગયુ છે, કારણ કે હુ જાણુ છુ કે તમે મને એક કવિ અથવા લેખક તરીકે પૂરેપૂરી રીતે નથી પિછાનતા તમે મને ખરા હૃદયથી ચાહો છો, મારામાં અનહદ વિશ્વાસ મુકો છો કારણ કે તમે એમ ધારો છો કે અન્ય દેશોમા આપણા દેશની કીર્તિ ફેલાવવાને કાઇક પણ કરવા હુ સમર્થ થયો છુ સ્થિતિ એવી છે કે તમારામાના ઘણાખરાને હુ મારા જીવનમા અગાઉ કદિ મળ્યો પણ નથી અને ફરી એકાદવાર મળવાનો સભવ સરખોયે અત્યારે તો નથી આટલા માટે આ સમયે તમારી સર્વની મારા મિત્રો તરીકે ગણના કરતા મને અત્યત આનદ થાય છે જે સ્થળે મારે આવવાનો સંભવ પણ ન હોય એ સ્થળે આવી આટલો બધો સ્નેહ સપાદન કરવો એ તો એક અણમૂલો લાભ છે કાળના વહન સાથે મારી શક્તિનો તમને સાચો પરિચય થાય અને એક વેળા કદાચ એવુ પણ જણાઇ આવે કે તમે તમારા પ્રેમભાવનુ અને અતિથિસત્કારનુ અપાત્રે દાન કર્યુ છે (નહિ, નહિ ના અવાજો.) હુ હવે વૃદ્ધ થયો છુ એટલે માની લઉં છુ કે આવો અવસર હુ કદાચ જોવા નહિ પામુ

નવો યુગ અત્યારે શરૂ થએલો દિસે છે. આપણા અતરમા અત્યારે ઉન્નતિની ઉર્મિઓ ઉછળી રહી છે આ ઉર્મિઓને આપણા વ્યવહારમા પ્રત્યક્ષ જોવા આપણે અત્યારે ઇચ્છીએ છીએ અને આ ઇચ્છામા જ આપણી અનેક આશાઓ વસી રહી છે

આપણને આપણી પોતાની જાત પ્રત્યે અવિશ્વાસ ઉત્પન્ન થાય એ ઇચ્છવા યોગ્ય નથી અત્યારે હજુ આપણામા આપણી શક્તિ પારખવાની ઉણપ છે અને આપણામાના કેટલાક મહાપુરૂષોની મહત્તા વિષે આપણામા માન અને વિશ્વાસની ખામી છે.

---

× અમદાવાદમા દીલ્લી દરવાજા પાસે ખુલ્લા મેદાનમાં તા. ૩ જી એપ્રિલે કવિવર રવીન્દ્રનાથ ટાગોરે સાહિત્ય પરિષદ તરફથી આપેલા ભાષણનો સાર

અત્યારે તમે મને જે માન આપો છો તેનો સ્વીકાર કરતા હું નના યુગના ભાવને ઝીલુ છુ અને આપણા ભવિષ્ય માટે અનેક ઉજ્વળ આશાઓ સેવુ છુ .

શિશિર ઋતુની સમાપ્તિ પછી દક્ષિણ દિશાના પવનની લહરીઓ વસંત ઋતુની વધામણી આપે છે ત્યારે આગાની ડાળો અસખ્ય મોરથી લચી રહે છે અને તેમાનો ઘણો મોર ખરીને ધૂળમા જ રુળી જાય છે, તો પણ ખરૂ રહસ્ય તો એ છે કે વસત ઋતુ આવે છે અને જીવનતત્વની રસરેલ જામે તે વખતે કુદરત આટલી ઉડાઉ તો રહેજે જ થઈ શકે છે

મારે વિષે મત બાધવામા અને મને માન આપવામા તમે અવિચારી બન્યા હશો અને મારા ભાવના ઘણાખરા આવિર્ભાવ તો ભુસાઈ પણ જશે અને કાળ સાગરમા ગુમ થઇ જશે પણ ખરૂ રહસ્ય તો એ જ છે કે આપણા પ્રજા જીવનમા અત્યારે વસત ઋતુનો અવતાર થયો છે અને આપણે પણ અત્યારે તેનો જ ઉત્સવ ઉજવી રહ્યા છીએ.

---

# આધુનિક સમયનું ગુજરાતી સાહિત્ય

અને

# તે ઉપરથી ઉપજતા વિચાર.

( ભાષણ કર્તા,—કેખશરૂ અરદેશર બાલા. )

આજનો વિષય 'આધુનિક સમયનુ ગુજરાતી સાહિત્ય અને તે ઉપરથી ઉપજતા વિચાર' એ છે મારે આરભમા જ કહેવુ જોઇએ કે હું સાક્ષર હોવાનો દાવો કરતો નથી, કે ગુજરાતી સાહિત્યમા મે કોઈ નવી શોધખોળ કરી નથી, કે મહાકવિ પ્રેમાનંદનાં ગુમ થયલા નાટકો મને હાથ લાગ્યા છે એમ કહેવાને હું અધિકારી થયો નથી આગલી સાહિત્ય પરિષદોમા ઘણા વિદ્વાન સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થોએ ગુજરાતી સાહિત્યના જુદા જુદા અગો પર બહુ સરી રીતે માનનીય વિચારો દર્શાવ્યા છે તેનાથી આપ સર્વ અજ્ઞાત હો એમ માની લેતો પણ નથી પરતુ આ વિષય પરત્વે એક પારસીના દૃષ્ટિબિન્દુથી જે જે વિચારો મારા મનમા ઉદ્‌ભવે છે, તે આપની સમક્ષ મૂકવાની હુ રજા લઉં છુ

સાહિત્યને પ્રજાજીવન સાથે નિકટ સબધ છે કોઈ દેશની પ્રજાની જેવી સ્થિતિ તેવુ તેનુ સાહિત્ય હોય છે, અને જેવુ સમાજનુ સાહિત્ય તેવી તેની સ્થિતિ હોય છે એ તો નિર્વિવાદ છે લોકોના આચારવિચારો, લાગણીઓ, અભિલાષાઓ સાહિત્ય મારફતે પ્રગટ થાય છે સાહિત્યને આમ જમાનાની આરસીનુ રૂપક આપીએ તો તે અવાસ્તવિક નહિ મનાય યુરોપમા અમુક અમુક શતકમા દેશના ઉત્સાહી, બળવાન તથા પ્રતિભાશીલ લેખકોએ દેશની સ્થિતિ કેવી રીતે ફેરવી નાખી હતી, તે યુરોપના ઇતિહાસ પ થી આપણને સ્પષ્ટ માલમ પડે છે

• સાહિત્યના મુખ્ય અગ પદ્ય, અને ગદ્યપદ્ય કે નાટક છે

ગુજરાતી ભાષાના પદ્ય સાહિત્યના કેટલાક યુગ પાડી શકાય તેમ છે

પ્રાચીન કવિઓમા પ્રથમ યુગમા ગુજરાતના આદિ કવિ નરસિહ મહેતો, મીરાબાઈ, ને ભાલણનો સમાવેશ કરી શકાય લગભગ ૫૦૦ વર્ષ ઉપર થઈ ગયલા પ્રેમભક્તિમાં લીન ભક્તકવિ નરસિહ મહેતાના પ્રભાતીઆ અને પદ આજે પણ હિદુ ભાઇઓમા ઘેર ગવાય છે એજ સમયમા થઇ ગએલા મીરાબાઇના પદ પણ ઠેરઠેર ગવાય છે, અને ગાર આશ્ચર્ય જેવુ એ છે કે ત્યારપછી અદ્યાપિ પર્યંત એટલે પાચસો વર્ષ સુધીમાં એક યુ ગુજરાતી સ્ત્રીએ મીરાબાઇની પેઠે કવિ તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરી નથી અર્થાત્ કોઇ ીએ એવાં કાવ્યો રચ્યા નથી કે તેને ઉત્તમ કવિની ઉપમા આપી શકાય આનુ કારણ શુ શે? સ્ત્રીઓમા કવિતા સાહિત્યની ખીલવટ બહુ ઓછી થતી ગઇ હશે, અને તેમ હોય ા શા કારણથી એનો ઉત્તર ખોળી કાઢવા જેવો છે કદાચ સસાર રિવાજોનો પ્રવાહ બીજી દશામા ફર્યો એ પણ એક કારણ હોઇ શકે

આરભની કવિતાનો પ્રધાન સૂર ભક્તિ હતો ધર્મના વિષયો લઈ તેના પર ભક્તિ-સ્વરૂપની કવિતા રચાતી

## બીજો યુગ.

મહાકવિ પ્રેમાનદ, અખો અને શામળને બીજા યુગમા મૂકી શકાય ગુજરાતી ભાષાને દીપાવુ નહિ ત્યાસુધી પાઘડી ન પહેરવી કે એવા સ્વરૂપની બીજી કોઇ પ્રતિજ્ઞા લેનાર મા વીસમી સદીમા ગુજરાતમા કોઈ ગુજરાતી ભાષાભિમાની હશે કે કેમ એ શકાસ્પદ જ છે

પ્રેમાનદના વખતથી ગુજરાતી સાહિત્યમાં ઉજ્જવળ પાનાની શરૂઆત થઇ છે નળાખ્યાન જેવુ ઉચ્ચ પ્રતિનુ લાબુ કાવ્ય લખનાર આજે ગુજરાતમા કેટલા સભવે છે, અને હોય તો કીર્તિ, દ્રવ્યલોભ અને સત્તા લોભના મોહમા આજે આપણે એટલા બધા તલ્લીન થઈ ગયા છીએ કે તેવા કાવ્ય રચવાની જોઇતી નિવૃતિ પણ ન મળે પ્રેમાનંદે એક મોટુ શિષ્યમડળ જમાવ્યુ હતું, તેમા કેટલીક સ્ત્રીઓ પણ હતી વળી તેમા કેટલાક પારસીઓ પણ હતા એમ માલમ પડે છે એમના વખતમા એક પારસી કવિ મોબેદ રૂસ્તમ પેશુતન નામનો થઈ ગયો છે તેણે તે વેળાની શુદ્ધ ગુજરાતીમા કવિવર પ્રેમાનદે વાપરેલા ઢાળમા ઇરાની તવારીખમાથી એક આખ્યાન લખ્યુ છે સાપ્રત સમયના સાક્ષરોએ એમની પેઠે શિષ્યમડળ જમાવી ગુજરાતી ભાષાની ઉન્નતિ કરવી જોઇએ હાલ આગળીના વેઢા પર ગણી શકાય એટલાજ ખરેખરા સાહિત્યપ્રેમી સાક્ષરો છે તેમની પછી એમનુ કામ ઉપાડી લેવાને બીજા તેવા ઉત્પન્ન થઈ શકશે કે કેમ તે એક સવાલ છે પરતુ અત્યારથી તેમનુ એક શિષ્યમડળ હોય તો તેમનુ કામ આગળ ચલાવી શકાય

## ત્રીજો યુગ.

આ યુગનો અધિષ્ઠાતા કવિ દયારામ છે તે કવિ પ્રેમાનદ કરતા એક પદ આગળ છે એણે સગીત કાવ્યો રચ્યા છે, અને તેથીજ એના યુગનો એ નેતા છે જો કે એણે બહુ ગ્રથો ગુજરાતીમા અને હિદુસ્તાનીમા લખ્યા છે, તોપણ આજે એની કેટલીક ગરબીઓ અને કેટલાક પદો અતિ લોકપ્રિય છે, પરતુ સતોષની વાત એ છે કે હમણા હમણા એ પ્રતિના સગીત કાવ્યો ઠીક રચાય છે

હવે આપણે મધ્યકાલીન કવિઓ ઉપર આવીએ. જુના અને આધુનિક સમયના કવિઓને જોડનારી કડીઓ તરીકે દલપતરામ, નર્મદાશંકર અને પારસીઓમા બહેરામજી મલબારી મૂકી શકાય. દલપતરામ અને નર્મદાશંકરના વખતમા ગુજરાતી ભાષાનો વિકાસ ઝડપથી થવા માંડ્યો દલપતરામ પ્રાચીનનોને વધારે મળતા આવે છે, એમના ઉપર હિંદી સાહિત્યની વધારે અસર છે, અને આ બીના રાજેશ્રી દેરાસરીએ થોડા વખત ઉપર જ પ્રેમાભાઇ હોલમા દલપતરામ ઉપર એક સુભાષિત વ્યાખ્યાન આપ્યુ હતું, ત્યારે સ્પષ્ટ રીતે દર્શાવી આપી હતી પરંતુ ખેદ સાથે કહેવુ પડે છે કે દલપતરામની શૈલી હાલ બંધ પડી ગઇ છે. એ શૈલી સહેલી અને સભારંજની છે સામાન્ય લોકસમૂહ પર અસર કરવાને, તેમનો કવિતા પર પ્રેમ ઉત્પન્ન કરવાને એવી કવિતાની બહુ જરૂર છે હમણાં જે ઊંચા પ્રકારની થોડી કવિતાઓ રચાય છે, અને જેના ઉપર પાશ્ચાત્ય કવિઓની ઘણી અસર માલમ પડે છે, તે વાંચવાનો શોખ ઉત્પન્ન કરવાને આ શૈલી પ્રથમ પગથીઉં ગણી શકાય

નર્મદાશંકરે સ્વદેશભક્તિને માટે ગુજરાતમા નવુ જ ચેતન આણ્યું ત્યારપછી દેશમા રાજદ્વારી બાબતોમા બહુ ચળવળ વ્યાપી ત્યારથી સ્વદેશ પ્રીતિના કાવ્યોનો જમાવ સારો થતો જાય છે. નર્મદાશંકરની પ્રવૃત્તિ બહુ વિશાળ હતી એમણે જે જે નવુ જોયુ, અને બીજી ભાષાઓમા વાચ્યુ તે ગુજરાતીમા ઉતાર્યું છે આજના સમયમા બીજાઓ એના કરતાએ વધારે જોતા હશે અને વાચતા પણ હશે, પણ તેમના વાચનનો લાભ ગુજરાતીઓને ઝાઝો મળતો નથી.

મલબારીની પ્રવૃત્તિ પણ અનેક દિશામા હતી સુરતના વતની હોવાથી કવિ નર્મદાશંકરની છાયા એમના ઉપર સારી રીતે પડી હતી લેખક, સંસારસુધારક, રાજનીતિજ્ઞ, અને કવિ તરીકે એમણે સારૂ નામ કાઢ્યુ છે સ્વદેશભક્તિના એમના કાવ્યોમા ‘ આપ મરે બિન સ્વર્ગ ન જાય ’ અને ‘ ગુજરાતનું ભાવી ગૌરવ ’ મુખ્ય છે સંસાર સુધારાના કાવ્યોમા ‘ પ્રાચીન અને અર્વાચીન હિંદુ સ્ત્રીઓની સ્થિતિ, ’ ‘ બાળલગ્નથી પડતા દુઃખ ’ વગેરે વાચવા યોગ્ય તેમજ બોધક છે

## આધુનિક કવિઓ.

આધુનિક સમયમાં કાવ્યો તો બહુ રચાય છે, પણ કવિઓ થોડાજ છે લાંબા કાવ્યોનો સમય હવે સમૂળગો ગયો હોય એમ લાગે છે કેટલીક છૂટક કવિતા ઘણી સારી નજરે પડે છે, પરંતુ એક સાક્ષર મહાશયે થોડાક વખત પર કહ્યું હતું તેમ “ કેટલીક અમોળ મોતીના દાણા જેવી છે, પણ છુટા દાણા ગુમ થઇ જવાનો અર્થાત કચરા તળે દબાઇ રહેવાનો સંભવ છે ”

આધુનિક સમયના કવિઓ પર પશ્ચિમના કવિઓની અસર માલમ પડે છે આજના કવિઓમાં રાજેશ્રી નરસિંહરાવને શિરોમણી તરીકે ગણી શકાય એમના કાવ્યોની ગ્રન્થાવળીમા ‘ સ્મરણ સંહિતા ’ અને ‘ નૂપુર ઝંકાર ’ ને વાજબી રીતે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયેલુ છે આધુનિક અન્ય કવિઓમા કલાપી તથા બાલાશંકર છે, જેમણે ગુજરાતીમા ગઝલનુ સાહિત્ય દાખલ કર્યું છે બીજા રા કાન્ત, રા નાનાલાલ, રા લલિત અને પારસીઓમા મિ ખબરદાર છે, આ સઘળાનાં કાવ્યો પ્રશંસા પામ્યા છે, અને હોંસથી ગુજરાતીઓમા

થાય છે ખબરદારના કાવ્યોમા હિદુભાઇઓના જેવી જ ઝડઝમક ઠામઠામ નજરે પડે છે,
ના કાવ્યો વિશેષ કરીને સ્વદેશ પ્રીતિના પ્રશસા પામ્યા છે

કવિ નાનાલાલે એક નવીન શૈલી ઉત્પન્ન કરી છે જેને Blank Verse કહે છે.
ને માટે બાજા સાક્ષરો જેવા કે પ્રો બળવતરાય, ર તનસુખરામ અને બીજાઓએ
ણી મીમાસા કરી છે એ શૈલીમા લખનારાઓ ફળીભૂત થયા છે કે કેમ તે અત્યારે
ડી શકાય તેમ નથી પરતુ એટલુ તો નિર્વિવાદ છે કે પદ્ય અને ગદ્યને સાધનારી એક
ડી ઉભી થઇ છે, અને તેની જરૂર પણ છે આપણા ખીલતા ગુજરાતી સાહિત્યની ઉન્નતિને
 પ્રયોગ હાનિકર્ત્તા છે કે કેમ, આધુનિક સમયના ઉછરતા લેખકો આવા પ્રયોગો કરશે તો
સાહિત્યને ધોકો પહોચશે કે કેમ, એ તો કેટલોક સમય વીત્યા બાદ જ જાણી શકાશે

હાલ હિદુઓમા અને કેટલીક વખત પારસીઓ અને મુસલમાનોમા ગુજરાતી કવિતા
ચવના ઘણા પ્રયત્નો થાય છે પારસીઓ બહુધા એક જ ફારસી છદ-તકારૂબ-મા કવિતા
ચે છે કેટલાકના પ્રયત્ન સફળ થયા છે, પરતુ મોટે ભાગે તો અફળ જ છે

સા ત સમયમા મોટે ભાગે કવિતા તરફ અભાવ જોવામા આવે છે લોર્ડ મેકાલે
હે છે કે જેમ જેમ કોઈ દેશ સુધારા-વધારામા આગળ વધે છે, જેમ જેમ વિજ્ઞાનની
ધો થતી જાય છે, તેમ તેમ જનસમાજ કવિતા તરફ બેલક્ષ થતો જાય છે હમણા
ગ્લાડ, ફ્રાન્સ અને અમેરિકામા તેવી જ સ્થિતિ દૃષ્ટિગોચર થાય છે તેવી જ પરિસ્થિતિ
ુજરાતમા પણ છે એમ કહી શકાય ગુજરાતના મોટા ભાગને દરિયા કાંઠો લાગેલો હોવાથી
આપણા લોકનુ લક્ષ વેપાર તરફ અને દ્રવ્ય પ્રાપ્ત કરવા તરફ લાગેલુ છે, તેથી કવિતા
રફનો પ્રેમ ઓછો થતો જાય છે, અને જશે ત્યારે આને માટે શુ કરવુ ? એક ઉપાય
, અને તે એ કે પ્રાચીન કવિઓનો, પ્રાચીન સાહિત્યનો સારો અભ્યાસ કરવો અને
ગાવવો જે પ્રમાણે રા કેશવલાલ ધ્રુવે બાલણની કાદમ્બરીનુ સશોધન કરી વિદ્વત્તાભરી
ુત્પત્તિ, વ્યાકરણ વગેરેના પ્રશ્નો ઉપર ઉત્તમ પ્રકાશ પાડ્યો છે, તેજ પ્રકારના પુસ્તકો
ત્પન્ન થવા જોઇએ, અને તેનો અભ્યાસ થવો જોઇએ પ્રાચીન સાહિત્યના અભ્યાસમા
ેક વિક્ષેપ નડે છે અમારી પ્રેમચદ રાયચદ ટ્રેનિંગ કોલેજમા ૫ વર્ષ ઉપર પાઠ્ય પુસ્તક
રીકે પ્રાચીન કવિઓના ગ્રથોનો અમુક ભાગ ચાલતો હતો તે પુસ્તકો છુટા છાપેલા
હિ મળવાથી વિદ્યાર્થીઓ હાથે આખુ પુસ્તક ઉતારી લેતા હતા અને પછી
નો અભ્યાસ કરતા હતા આ રીત ઇચ્છવાજોગ ન હોવાથી બધ કરવામા
આવી હતી, અને બીજા છાપેલા પુસ્તકો દાખલ કર્યાં હતાં અમારી સસ્થામા ચાલુ
ાલ માટે નર્મગદ્ય અને નવલરામનુ નર્મદચરિત્ર પાઠ્ય પુસ્તકો તરીકે ચલાવવાનો અમે
વિચાર કર્યો, પરતુ નર્મગદ્ય કે આખી નવલ ગ્રથાવલિ પણ બજારમા ન મળી શકવાથી તે
ંને પડતા મૂકવા પડ્યા. આને માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને એક વિનતિ કરી
ાકાય પ્રાચીન સુપ્રસિદ્ધ કવિઓના કાવ્યો છૂટક છૂટક છપાવવા, અને જેમ અગ્રેજી છૂટક
ાવ્યો અને ગદ્યસાહિત્ય એ ત્રણ પેનિની કિંમતે મળે છે તેમ ત્રણચાર આનાની કિંમતે વેચવા

ગદ્ય.

આટલુ પદ્ય વિષે બોલ્યા પછી હવે આપણે ગદ્ય જે સાહિત્યનુ બીજુ અગ છે તેના
ઉપર આવીશુ ગદ્ય સાહિત્યના ઘણા વિભાગ પડી શકે છે.

૧ નિબંધ શૈલીનુ સાહિત્યઃ—

(अ) નર્મગદ્ય

(ब) નવલરામનાં અવલોકનો અને ઇતિહાસ

નવલરામની શૈલી અત્યુત્તમ છે. આધુનિક સમયમા દરેક ધધામા કામનો બોજો અને બીજી ઉપાધિઓ ઘણી હોય છે, તેથી સમય-સકોચને લીધે ઝટ સમજી શકાય અને શિષ્ટ વર્ગને પણ રૂચિકર થાય એવી સરળ સસ્કારી ભાષા અને શૈલી તો ગુજરાતના ત્રણ નામીચા સાક્ષરોની જ માલમ પડે છે'—નર્મદાશકર, નવલરામ, અને નદશકર તુલજાશકર એ શૈલીનુ અનુકરણ કરવાની ઘણી જરૂર છે અવલોકનને માટે કોઈ પણ પુસ્તકના પહેલા ગુણ અને પછી દોષ વિનયથી દર્શાવવા, અને દોષ દૂર કરવાના ઉપાયો સૂચવવા તેના અધિષ્ઠાતા તો નવલરામ જ છે એમના પછી અવલોકનનુ સાહિત્ય તો લગભગ બધ પડયુ છે હાલના સમયમા આવા અવલોકનકારો હોય તો નવલકથા અને બીજુ જે હલકુ સાહિત્ય ઢગલાબધ બજારમા જોવામા આવે છે તેમાથી કયાને તિલાજલી આપવી અને કયુ સ્વીકારવુ, તે માટે તેઓ માર્ગદર્શક થઇ પડે આવા અવલોકનોથી કચરો દબાઇ રહે છે અને ખરા મોતી તરી આવે છે

(क) મનસુખરામના લખાણો સારા છે, પરતુ પારસીઓ એની સસ્કૃતમય શૈલીને લીધે તે તરફ ઝાખી નજર પણ નાખતા નથી હિંદુભાઇઓમા બધાજે સસ્કૃત જાણતા નથી, એટલે ગુજરાતી હિદુઓના મોટા ભાગને, વિશેષ કરીને સ્ત્રીઓને તો અરુચિકર જ હશે એમ મારૂ માનવુ છે.

(ख) મણિલાલ નભુભાઇના જેવી જુસ્સાભરી તર્કસિદ્ધિ શૈલી બહુજ થોડામા જોવામા આવે છે

(ग) તર્કસિદ્ધિ શૈલીમા સ્વર્ગસ્થ મણિલાલ પછી હમણા રા અતિસુખશકર કમળાશકરને મૂકી શકાય એમનુ 'નિવૃતિ વિનોદ' વાજબી રીતે પ્રશસા પામ્યુ છે

(च) પ્રો આનદશકર ધ્રુવની શૈલી મધુર અને ભાષા ગભીર અને બહુધા સરળ છે.

૨ નવલકથાનુ સાહિત્ય'—

આ સાહિત્ય હમણા ઠીક ખેડાયુ છે નવલકથાકારોમા સ્વર્ગસ્થ ગોવર્ધનરામ અને ગ કનૈયાલાલ મુનશી પ્રથમ પદ ભોગવે છે. વર્તમાન પત્રોમા પણ નવલકથાને સ્થાન મળ્યુ છે. નવલકથાઓ બહુધા અગ્રેજી કે બગાળીમાથી ભાષાન્તરો કે અનુવાદો જ હોય છે સરસ્વતી ચદ્રમા જેમ સ્વ ગોવર્ધનરામે, ઉષામા જેમ રા નાનાલાલે, અને ગ કનૈયાલાલ મુનશીએ એમની કથાઓમા નૂતન સૃષ્ટિઓ પેદા કરી છે તેવી સ્વતત્ર સ્વરૂપની નવલકથાઓ દૃષ્ટિગોચર થતી નથી હાલની નવલકથાઓમા નવન સૃષ્ટિઓની ન્યુનતા છે તે બહુધા પાશ્ચાત્ય દેશોની રહેણીકરણીને અનુસરતી, અનુવાદ રૂપે જ હોય છે

સ્વર્ગસ્થ મહીપતરામની 'સિદ્ધરાજ જેસંગ' અને 'વનરાજ ચાવડો' તેમજ રા બ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાની 'બે બહેનો' અને 'અધેર નગરીનુ ગર્ધવસેન' જેવી સાધારણ લોકભોગ્ય નવલકથાનુ સાહિત્ય તો ધીમે ધીમે નાશ પામતુ જાય છે હાલ બજારમાં હલકા પ્રકારની નવલકથાઓ ઉનાળાની માખીઓની પેઠે ઢગલાબધ માલમ પડે છે,

અને તેનુ વેચાણુ બહુ થાય છે આથી કરીને લોકના આચારવિચાર બગડે તેમા નવાઈ નથી આનો એકજ ઇલાજ મે ઉપર સૂચવ્યો છે તે છે નવલરામ જેવા ઉત્તમ પ્રતિના અવલોકનાર હોય તો આવા હલકા પ્રકારના સાહિત્ય તરફ જે જનસમાજનો પ્રેમ અત્યારે પુષ્કળ છે, તે ખરી દિશામા વાળી શકાય.

## પારસી ગદ્ય સાહિત્ય

પારસીઓએ આ સાહિત્યના અગમા સારો પ્રવેશ કર્યો છે તેમણે પણ ભાષાતરો તેમજ પારસી સસારને અનુસરતા અનુવાદો જ કરેલા છે આ પ્રસગે પારસીઓની ભાષા અને તેમના સાહિત્ય વિષે બે બોલ બોલવા અસ્થાને નહિ ગણાશે પારસીઓ ગુજરાતમાં આવી વસ્યાને લગભગ એક હજાર અને બસે વરસ થયા છે અને પોતાના સાહસ, હિમત, અને ઉદ્યોગ વગેરે ગુણોને લીધે આ દેશના સુધારા વધારામા અગ્ર ભાગ લઇ હિદુસ્થાનની અનેક સેવા બજાવી છે. પરતુ આ બાબત ખેદ સાથે કબુલ કરવી પડશે કે તેઓએ ભાષાશુદ્ધિમા જોઇએ તેવો સુધારો કર્યો નથી આમા કેટલીક સ્વાભાવિક મુશ્કેલીઓ છે, તે આપની સમક્ષ ટુકામા રજુ કરીશ

પ્રથમ પારસીઓ ગુજરાતમા ગામડાઓમાં ખેતી અને નાના વેપાર ના ઉદ્યોગમા પડેલા હોવાથી સ્વાભાવિક રીતે હિદુઓના નીચલા વર્ગોના સમાગમમા આવ્યા, અને અશિક્ષિત વર્ગોમા બોલાતી ભાષા પારસીઓએ ગ્રહણ કરી આજે પણ ગુજરાતી ભાષામા ઝાઝો ભેદ જેવામા આવતો નથી નામદાર અગ્રેજ સરકારનો અમલ શરૂ થતાં પારસીઓએ ફારસી કવિતાઓના શિરોમણિ ફીરદુસીના શાહનામામાથી પોતાના પૂર્વજોની કીર્તિનાં ગાન ગુજરાતીમા કરવા માડયા, સ્વાભાવિક રીતે ફારસી ભાષાના શબ્દોનો છૂટથી એ લેખકોએ ઉપયોગ કર્યો, અને ગુજરાતી બોલી તો વશપરપરાથી ચાલતી આવેલી તેજ રહી. ગુજરાતી ભાષામા પારસીઓએ જે આ અનિષ્ટ પરિણામ આણ્યુ છે, તે અનિવાર્ય સજોગોને લીધે જ છે પારસીઓમાં વાચનનો શોખ સારો હોવાને લીધે આ જાતના સાહિત્યને ઉત્તેજન મળ્યુ આજે પણ પારસી ઘરોમા બોલાતી ભાષા બહુધા અશુદ્ધ જ હોય છે નિશાળે ભણતા પારસી છોકરા જેટલા કલાક વર્ગમા ભણે છે, તેટલો વખત જ તેમના પર શુદ્ધ ભાષાના સસ્કાર પડે છે, અને પાછા ઘેર જાય છે કે તરત તે સસ્કાર ભુસાઇ જાય છે,

આધુનિક સમયમા વર્તમાનપત્રો, ભાષાશુદ્ધિ અને સાહિત્યની અભિવૃદ્ધિના સબળ ગ્ર કારણુ છે, પરતુ દૈનિક વર્તમાનપત્રોની પહેલ પણ પારસીઓએ જ કરી અને આ ધધો સાધારણ કેળવણી પામેલા પારસીઓએ સ્વીકાર્યો તેઓએ પોતાના લેખોમા પોતાની ઘરગથ્થુ ભાષાનો જ ઉપયોગ કર્યો તેની સાથે પારસીઓનો વાચનનો શોખ તૃપ્ત કરવાના હેતુથી અગ્રેજી પરથી ઘણી વાતાઓ, નવલકથાઓ, અને બીજુ સાહિત્ય ઉદ્ભવ્યુ તે પણ પારસી ગુજરાતીમા જ થયુ

હિદુભાઇઓના મૂળ ગ્રથો, ધર્મના પુસ્તકો સસ્કૃતમા લખાએલા હોવાથી તેના ભાષાન્તરો ગુજરાતી સાક્ષરોએ કરેલા છે, અને ઘરમા નાનપણથીજ શુદ્ધ ગુજરાતીના સસ્કાર હિદુ બાળકો ઉપર પડે છે, એટલુજ નહિ પણ નાનપણથીજ શુદ્ધ ગુજરાતીમાં લખાએલા ગ્રંથો વાચવાની તેમને ટેવ પડે છે તેવીજ રીતે ધર્મના અને બીજા ઉપદેશો અને આખ્યાનો

શુદ્ધ ગુજરાતીમાજ તેમના કાન પર પડે છે. આજે હિંદુ સ્ત્રીઓ ને કુમારિકાઓ મળસ્કામા નરસિંહ મહેતાના પ્રભાતીઆ ગાય છે, તે તેમને મન રમત અને રમુજ થઈ પડી છે. તેમજ સીમંત વખતે પ્રેમાનંદનુ મામેરૂ હોસથી ગવાય છે ચૈત્ર મહીનામા પ્રેમાનંદનુ ઓખાહરણ ગવાય છે આ સઘળામા કાંઇક ધાર્મિક વૃત્તિનો અંશ ભળેલો હોય છે, એટલે તેના સસ્કાર ઉછરતા બાળકો પર સચોટ પડે છે પારસીઓની સ્થિતિ એથી ઉલટીજ છે અમારા ધર્મપુસ્તકો ગુજરાતીમા લખાએલા નથી તેમજ અમારા ધર્મગુરુઓ જેમ એક બ્રાહ્મણ શુદ્ધ ગુજરાતીમાં પોતાના વિચારો દર્શાવી શકે છે, તેમ તેઓ કરી શકતા નથી

જાણીતા પારસી કવિ મિ ખબરદાર એક ઠેકાણે લખે છે કે 'મુમબઈમા હિંદુ વિદ્વાનોને હાથે લખાતા બે ચાર રોજીંદા વર્તમાનપત્રો ચાલુ થાય અને શુદ્ધ પણ સાદી ગુજરાતીમા તેમના લેખો લખાય તો પારસી ગુજરાતીનો જે અનિષ્ટ વર્ગ પડયો છે તે ધીરે ધીરે નિર્મળ થતો જશે, અને કાળક્રમે મિષ્ટતા અને પ્રૌઢતાના તમામ અંશ ધારણ કરતી એકજ શુદ્ધ અને સુંદર ગુજરાતી ભાષા ઝળકી રહેશે, અને હિંદુઓ અને પારસીઓ એ એકજ અમૃતઝરામાથી પાન કરી કરાવીને કૃતાર્થ થશે '

## આજની સ્થિતિ.

આગળ પારસીઓ જે ગુજરાતી લખતા હતા, અને આજે જે લખે છે, તેમા ઘણો ફેર પડયો છે ઈ૦ સ૦ ૧૮૧૨ મા ગુજરાતીમા બલકે કોઇપણ દેશી ભાષામા પહેલ વહેલુ છાપખાનુ મુમબઇમા કાઢનાર ફરદુનજી મર્ઝબાન હતા તેમા પ્રથમ તો ફક્ત ચોપડીઓજ છપાતી હતી તેમણે ઈ સ ૧૮૧૪ મા સવત ૧૮૭૧ ની સાલનુ ગુજરાતી પચાગ કાઢ્યુ, તેની કિંમત રૂા ૨-૦-૦ હતી આજે તેવા પચાગ બે આને વેચાય છે સને ૧૮૧૮ મા એક અગ્રેજી મિશનરીએ બગાળી છાપુ પ્રકટ કરવુ શરૂ કર્યું, અને ૧૮૨૨ મા ફરદુનજીએ અઠવાડિક 'મુમબઈ સમાચાર' પહેલવહેલુ કાઢ્યુ તે વખતે પારસીઓ જે ભાષા વાપરતા હતા તેની અને આજની ભાષા વચ્ચે મુકાબલો કર્યાથી આપણને સહેજ સમજાશે કે હમણા પારસીઓ ભાષાશુદ્ધિ, વાક્યરચના તથા વ્યાકરણને માટે ઘણી કાળજી રાખે છે તારીખ ૮ મી જુલાઇ ૧૮૨૨ ને રોજ 'મમઇ સમાચાર' મા એક લખાણ છે, તે અહીંઆ આપની સમક્ષ વાચી સભળાવીશ —

"શરવે ગુજરાતી વાચનારા શેઠ શેઠાની શેવામા શેવક ફરેદુનજી મોબેદ મરજબાનજી અરજ અને જાહેર અને જાણીતુ કરે છે જે એ શેવકે ગુજરાતી ભાષા મધે એક અઠવાડીઆનુ (નીઉજ પેપર) એટલે અઠવાડીઆના શમાચાર છાપવા ઠેરવેઉ છે તે તારીખ ૧ લી આવતા જુલાઇ મહીનાની, શવત ૧૮૭૮ ના આખાડ શુદી ૧૨ ને શોમવારને દનથી પહેલુ શ્રી મુમબઇના શમાચારનુ પતર પરેશ મધેથી એટલે જે છાપાનાં ઇઅતર મધેથી બાહેર પડશે

* * * * *

"અને તેહવાર પછે ચોખુણ પરથીના દેશાવરોના શમાચારો તથા શધેશાવો તથા હોણીઓ જે કાઈ અગરેજ બાહદોરની વેલાએતની તથા શ્રી હીનદોશતાનનાં દેશો જેહવા કે કલકતુ તથા મધરાજ તથા શેલાન તથા મુમબઇના અગરેજી શમાચાર મધે છપાએલુ હશે તે મધેથી જે કાઇ આપણા લોકોને કામ એવી તેહવી વારતાવો હશે તે ગુજરાતી ભાષામો છપાશે અને વલી તે શાથે શાગ ચાલચલગની અને શુધે મારગે ચાલવાની લોકોનુ મનપતી

જે તેહવી શારી મહાભાગ્ત શીખામણો જે કાઇ વીદ્દઆવાન પડીત લોકોર્ન. કારશી તથા અગરેજી પુશતકોમા કેહલી છે તે તથા મોહોટા વાહાણોને લામા દેશાવરોથી આવવા તથા જવાની ખમર તથા અગરેજ બાહાદોરના રાજદોઆગ્ને તાએઓના અગરેજ અમલદારો તથા કારકુનો તથા લશકરી કમેનડરો તથા બીજા મોટાં આદમીઓ શ્રી મુમબઈ મધે આવશે તથા શ્રી મુમબઈથી હરેક દેશાવર જાશે તેહની ખમર તથા તે લોકોના મરણના શધેશાવો તથા જે કાઇ દેશાવરથી આડતીઆવો તથા શ્રી (મુમબઈના શમાચાર) પતરના લેનારાવો જે કાંઇ દેશાવરોના શધેશાવો તથા વરતમાંનો ગુજગતી મધે લખશે તે મધેથી જે કાંઈ છાપવા જોગ હશે તે તથા જે કાંઈ નવી નવાઇ તથા અચરત ભરેલી તથા ભેદ ભરેલી વારતાઓ તથા દોહેરા, ચોપાઇ તથા કવેતો જે કાઇ પુશતકોમો કવેશરોના લખેલા હશે તે તથા જે કાંઈ કોઇ કવેશર નવા ગુજરાતીમો બનાવીને મોકલશે તે મધેથી જે કાંઈ છાપવા જોગ હશે તે તથા મન વેહેવારની ચુટી કાડેલી વારતાવો તથા ગનેઆંન ભરેલી વારતાવો તથા વીદ્દઆનુ અભુશણ તથા ઘણીખરી અગત કરીને વેપારીઓને કામ લાગે તેહવી વણજ વેપારની બાબતો તથા બજારની જીનશોનો ચાલતો ભાવ અને એ વગેરે બીજી કેટલીએક બાબતો એ શ્રી મુમબઇના શમાચાર મધે છપાએઆ કરશે તે શરવેનુ માન છપાએઆથી જણાશે અને વલી કોઇ વેલા અગરેજી તથા ફારશી તથા અરબી ભાષા મધે પણ કાઇ થોડુ એક છાપવા જોગ હશે તે પણ છાપશે "

૧૮૩૨ મા આ અઠવાડિક પત્રને દૈનિકમા ફેરવી નાખ્યુ હતું, અને તે આજે પણ હયાત છે

આજના દૈનિક વર્તમાનપત્રો અને ચોપાનીઆઓની ભાષા જોશો તો તેને ઘણું ખરૂ શુદ્ધ અને સસ્કારી કરવાને ઘણા પ્રયત્નો થયા છે અને થાય છે આજ પ્રમાણે સતત પ્રયત્ન ચાલુ રહેશે તો આપણને આશા રહે છે કે ભવિષ્યમા સર્વ ગુજરાતીઓ-હિંદુ અને પારસીઓ-એકજ શિષ્ટ ગુજરાતી ભાષા વાપરતા થશે

## ૩ સવાદનુ સાહિત્ય.

(અ) કલાપીના કેટલાક સવાદો છે, પરતુ તેમા નૂતન સૃષ્ટિઓનો અભાવ જોવામા આવે છે

(બ) બીજુ લેન્ડોરના કાલ્પનિક સવાદોનુ ભાષાન્તર છે એથી ગુજરાતી સાહિત્યમા સારો ઉમેરો થયો છે એમ કહી શકાય, પરતુ આ પ્રકારનુ સાહિત્ય વધુ ખેડાવાની જરૂર છે

## ૪ જીવનચરિતનું સાહિત્ય

આ વિભાગ પરત્વે બહુ પ્રયાસોની જરૂર છે આપણા દેશના મહા પુરુષોના જીવન-ચરિત લખાય અને વચાય તો ઉગતી ઓલાદ ઉપર બહુ સારી અસર થાય જોન મોર-લીએ ગ્લેડસ્ટનનુ જીવનવૃતાંત લખ્યુ છે તેમજ બોસવેલે ડા જોનસનનુ લખ્યુ છે એ ઢબ અને ગેલીએ સ્વતત્ર રીતે લખાયલુ ગુજરાતીમા એક પણ જીવનચરિત નથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ અને સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયને આ બાબત માટે વિજ્ઞપ્તિ કરી શકાય

## ૫ બાળ સાહિત્ય.

નાના બાળકો વાચી અને સમજી શકે એવા નાના જીવચરિત્રો, ટુકી બોધદાયક વાર્તાઓ, કવિતાઓ વગેરેને માટે આજકાલ ઠીક પ્રયત્નો થાય છે, છતાં એ સાહિત્યમા વધુ વિસ્તારની જરૂર છે પુસ્તકો સચિત્ર પણ હોવા જોઇએ, જેથી વધારે રસ પડે

## ૬ શિક્ષણનું સાહિત્ય.

આ ક્ષેત્રમા રા. સા. મહીપતરામ, રા બ કાટાવાળા, રા બ કમળાશકર અને કાન્તના સુદર પ્રયત્નો થાય છે કાન્તનો 'શિક્ષણનો ઇતિહાસ' અત્યારે મળતો જ નથી તેની નવી આવૃત્તિ થાય એ ઇચ્છિવાજોગ છે પરતુ એકદર સ્થિતિ શોચનીય જ છે હમણાં કેળવણી ખાતા તરફથી એક પુસ્તક લખવાનો પ્રયત્ન થાય છે

## ગદ્યપદ્ય–નાટ્ય સાહિત્ય.

પ્રેમાનદના નાટકો પછી ઘણે સમયે આ ક્ષેત્ર ખેડવામા નામીચા પુરુષોએ ભાગ લીધેલો છે દી બા રણછોડભાઈ ઉદયરામ, નર્મદાશકર, નવલરામ, મણિલાલ અને દલપતરામ–આ ગુજરાતના દીપકોએ સારા નાટકો રચ્યા છે સઘળા નાટકો ભજવી બતાવાય એવાંજ જોઇએ, પરતુ ઉપલા સાક્ષરોના ઘણા ખરા નાટકો હાલ માત્ર સાહિત્યની દૃષ્ટિથીજ વચાય છે

મહાકવિ પ્રેમાનદના ત્રણ નાટકો વિષે અત્રે કઈક હુ બોલીશ એ નાટકો ખુદ પ્રેમાનદનાજ છે કે બીજા કોઇના એ વિષે હિંદુ સાક્ષરોમા મતભેદ છે ભવિષ્યની પ્રજા કેટલાક લાબા સમય પછી એ પ્રેમાનદના નથી એમ કદાચ સાબીત કરે તો હાલના સાક્ષરોની સમજશક્તિને માટે ઉંચુ મત તો તેઓ નહિજ બાધે ઇગ્લાડમા એક વાર એવોજ બનાવ બન્યો હતો તે હું કહી સભળાવીશ અઢારમા સૈકાને અતે એક આયર્લાંડ નામના યુવકે શેક્સપીઆરના વખતના જુના કાગળો મેળવ્યા, તેવીજ શાહી પણ તૈયાર કરી તેમા કેટલાક નાટકો, પ્રેમ પત્રો, નાના પદો, ( Sonnets ) વગેરે લખ્યા, અને જાહેર કર્યું કે શેક્સપીઅરના આ બીજા લખાણો મને હાથ લાગ્યા છે આ શોધથી આખુ ઇગ્લાડ ખળભળી રહ્યુ ને સમયના નામીચા સાક્ષરોએ અભિપ્રાયો દર્શાવ્યા કે શેક્સપીઅર સિવાય બીજો કોઈ એવુ લખેજ નહિ, તે શેક્સપીઅરની જ કલમથી લખાયલા હોવા જોઇએ એ લખાણો છપાયા, અને બહુ મોઘા મૂલ્યે વેચાયા નાટ્યભૂમિ ઉપર પણ નાટકો ભજવાયા આખરે આયર્લાંડનુ ભોપાળુ માલમ પડી ગયુ અને જે જે સાક્ષરોએ એને માટે અભિપ્રાયો આપ્યા હતા, તેમણે અને બીજાઓએ એ ઠગારાનો નાશ કરવાને બનતુ કર્યું

પ્રેમાનદના નાટકોનો નિર્ણય કરવાને નિષ્પક્ષપાત ત્રણ કે ચાર સાક્ષરોની એક કમિટી નિમાય, વિરુદ્ધ અને તરફેણના બને પક્ષને જે કહેવુ હોય તે તેઓ સાભળે અને એક અનુમાન પર આવે એ ઇચ્છવાયોગ્ય છે

પારસીઓમા કેખુશરૂ અને બમનજી કાબ્રાજી જોવામા આવે છે, પરતુ તેમના નાટકો પારસી સસારને અનુસરતા હોવાથી આજે તે બહુ લોકમાન્ય નથી

## આધુનિક પ્રયત્નો

હમણા રા બ રમણભાઇ અને કવિ નાનાલાલે સારા પ્રયત્નો કીધા છે હાલમા લખાતા નાટકો કેટલાક અપવાદો સિવાય લોકની અધમ વૃત્તિને પોષે એવા હોય છે, ઘણી ખરી નાટક કપનીઓ પણ એટલી જ દોષિત છે સારા લેખકોએ કચરાને ખસેડી શકાય એવા નાટકો લખવા જોઇએ તેમ થશે તોજ આપણી રગભૂમિને આજની અધોગતિમાથી બચાવી શકાશે

## ગુજરાતી ભાષાનું વ્યાકરણ.

વ્યાકરણ વગર કોઇ પણ ભાષાનો બરાબર અભ્યાસ થઇ શકે નહિ ગુજરાતીમાં એક સંપૂર્ણ વ્યાકરણ બનાવવાને માટે અત્યાર સુધીમા જે જે પ્રયત્નો થયા હતા તે બહુધા ક્ષુદ્ર જ હતા હમણા આપણને જાણીને સંતોષ ઉપજ્યો છે કે રા બ કમળાશંકરે ભગીરથ પ્રયત્ન કરીને કેન્દ્રાનુસાર રીતિએ વ્યાકરણની એક હારમાળા કાઢી છે એમનો પ્રયત્ન સફળ થયો છે અને એમણે ગુજરાતી સાહિત્યની એક મહત્વની સેવા બજાવી છે

## જોડણી.

ગુજરાતી જોડણીનો મહાભારત પ્રશ્ન હજી સંતોષકારક રીતે ઉકેલાયો નથી આજે જુદા જુદા પુસ્તકોમા જોડણીના જુદા જુદા પ્રકાર દૃષ્ટિએ પડે છે લખનારાઓની જોડણી ભિન્ન ભિન્ન છે એટલુ જ નહિ, પણ એકજ પુસ્તકમા એકજ શબ્દની જોડણી જુદી જુદી હોય છે પરિણામ એ આવ્યુ છે કે શાળાઓમા ભણતા વિદ્યાર્થીઓ ગુંચવાય છે, અને તેમના મનથી જોડણી એક ઉખાનુ થઇ પડ્યુ છે આને માટે સરકારી કેળવણી ખાતાએ ચોક્કસ નિયમો ઘડ્યા છે, અને તે નિયમાનુસાર શાળાઓમા અને કોલેજોમા ચાલતા પાઠ્ય પુસ્તકો લખાય છે આ નિયમોમા મતભેદને માટે ઝાઝો અવકાશ નથી તેથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ કે ગુ સાહિત્ય પરિષદ જોડણીના ચોક્કસ નિયમો ઘડી કાઢે ત્યા સુધી ખાતાએ ઘડેલા નિયમો સામાન્ય રીતે સર્વ માન્ય રાખી જાહેર લખનારાઓ અને ગ્રંથકારો લખે તો હાલ જે અંગાજકતા જોવામા આવે છે તે દૂર થાય

## વિરામચિહ્નો.

જેવી રીતે જોડણીમા અંગાજકતા છે તેવી રીતે થોડે કે ઘણે અંશે વિરામચિહ્નોમા પણ ભિન્નતા જોવામા આવે છે આરંભના અભ્યાસકોએ પાળવાના નિયમો પણ કેટલાક લેખકો પાળતા નથી એ શોચનીય છે આ બાબતમા પણ મતભેદ દૂર થવાની જરૂર છે.

## શબ્દ કોષ.

કવિવર નર્મદાશંકરે કોષ રચ્યા પછી એના ધોરણ પર એક પણ સારો કોષ રચાયો નથી અત્યારે (Standard) સત્તાસમાન લેખાતો એકે કોષ નથી આજથી વીસેક વર્ષ ઉપર એક Standard કોષ રચવાને પ્રયત્ન થયો હતો, પણ તે નિષ્ફળ ઉતર્યો હતો

ગુ વ સોસાઇટિએ આને માટે પ્રયત્ન આદર્યો છે તે ક્યારે પુરો થશે એ તો ભવિષ્યવેત્તાજ કહી શકે આ કોષ પણ સાહિત્યના અભ્યાસકોને મદદગાર થઇ પડે એવો લાગતો નથી વિદ્યાર્થીઓને માટે તે ચાલે એવો છે

## શું કરવુ !

અંગ્રેજી (International) ઇંટરનેશનલ કોષની પ્રસ્તાવના વાચવાથી માલમ પડે છે કે એ પાછળ લાખો રૂપિયા ખર્ચાયા છે, અને સેંકડો ખરેખરા વિદ્વાનોની તેમા મદદ લીધી છે. કાઇક એવાજ ધોરણે આ કામ હાથમા લેવામા આવે તો કામ પાર પડે, અને ગુજરાતી સાહિત્યમા જે મોટી ન્યુનતા છે તે પુરી પડે

## વિશ્વકોષ.

આ બાબતમા પારસીઓએ રચેલા 'જ્ઞાન ચક્ર' સિવાય બીજો પ્રયાસ થયા નથી

અંગ્રેજીમા અનેક જાતના 'સાઇક્લોપેડીઆઝ' ચાર પાચ વર્ષે બહાર પડે છે, આજે પચીસ કે ત્રીસ રૂપીઆમા આખો 'સાઇક્લોપેડીઆ' નાના પુસ્તકના આકારમા મળી શકે તેમ હોય છે My Magazine ના અધિપતિ તરફથી નીકળેલુ Children's Cyclopaedia છે, તેમાથી કેટલીક બાબતો બાદ કરીને તેનુ ભાષાતર સરળ ભાષામા કરવામા આવે તો ગુજરાતી વર્ગને આધુનિક સમયની ઘણી બાબતોનુ સારૂ જ્ઞાન મળે.

## ગુજરાતી વર્નાક્યુલર સોસાઇટિને કેટલીક સૂચના.

૧ ગુજરાતી ભાષાની આરભની સ્થિતિ પર અને એ ભાષાના ઇતિહાસ પર વધુ પ્રકાશ પાડવા સારૂ જૈનોના રાસા અને બીજા અપ્રસિદ્ધ પુસ્તકો શોધખોળ કરીને ટીકા સાથે બહાર પાડવા

૨ પ્રાચીન કવિઓના ચુટી કાઢેલા કાવ્યોનો સગ્રહ દિશાદર્શક ટીકા સાથે નાના પુસ્તકોના આકારમા બહાર પાડવો

૩ અગ્રેજીમા Men of Letters series છે તે ઢબે પુસ્તકો કાઢવાનો પ્રયત્ન હાલ જુજ જેવોજ થયો છે તેનો વિસ્તાર કરવો

૪ સ્વ મણીલાલ નભુભાઇની 'સુદર્શન ગદ્યાવલિ' છે, પરતુ તે રૂા ૫ ની મોઘી કિંમતે મળે છે, માટે જેમ અગ્રેજીમા એડિસનના નિબધોની શાળોપયોગી આવૃત્તિ છે તેવીજ જુદી જુદી આવૃત્તિઓ ટીકા સાથે સ્વ મણિલાલના લખાણોમાથી કરવી.

## ગુ૦ સાહિત્ય પરિષદને વિજ્ઞપ્તિ

આ પરિષદ્ ત્રણ ચાર વર્ષે ગુજરાતના જુદા જુદા સ્થળોએ ભરાય છે, તેથી ગુ સાહિત્યને માટે લોકમા જાગૃતિ ઉત્પન થાય છે, અને સાહિત્યના જુદા જુદા અગો ઉપર સારો પ્રકાશ પડે છે, એ ના પાડી શકાય એમ નથી પરતુ જેટલો વખત આ યાત્રા ભરાય છે તેટલા વખતને માટેજ તે ઉલટ બહુધા રહે છે મારૂ માનવુ એવુ છે કે થોડાક વર્ષ સુધી આ યાત્રા ન ભરાય અને તેટલા વખતમા આ પરિષદ નીચલા કામો પર મડીને તે પાર ઉતારે તો અત્યત લાભ થાય એમ છે — (૧) 'ઇન્ટરનેશનલ'ના ધોરણે એક પૂર્ણ શબ્દ કોષ તયાર કરવો (૨) જોડણીના નિયમો ઘડીને તેને એક સ્થાયી રૂપ આપવુ

(૩) એક નાના પ્રકારનો વિશ્વકોષ ઘડવો

(૪) કવિવર પ્રેમાનદના નાટકોનો એક નિર્ણય કરવો

(૫) Children's Cyclopaedia નુ સાદી સરળ ગુજરાતીમા ભાષાન્તર કરવુ

આટલુ કર્યા પછી આ પરિષદ મળશે તો ગુજરાતીઓને આ અમુલ્ય ભેટો આપી શકશે, અને આપણે ગર્વ સાથે કહી શકીશુ કે આપણે કાર્યસિદ્ધિમા પણ પુરા છીએ પ્રેમાનદે એકલાએ પ્રતિજ્ઞા લઇને પોતાનુ કામ પાર પાડ્યુ હતુ, આપણે તો અનેક છીએ, અને આપણે પણ આવીજ કોઇ પ્રતિજ્ઞા લઇને પાર ઉતારીએ તો પ્રેમાનદનો દાખલો લેવા જેમ આપણે ઇચ્છીએ છીએ તેમ આપણી પછીની પ્રજા પણ આપણો દાખલો લેશે તથાસ્તુ'

(એપ્રિલ ૧૯૨૦)

કેખુશરૂ અરદેશર બાલા.

# કેટલાંક મહાસત્યો.



**या देवी सर्वभूतेषु मातृरूपेण संस्थिता ।**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥**

( જે દેવી સર્વ પ્રાણીઓ વિષે માતારૂપે રહેલા છે તેમને વારવાર નમસ્કાર )

માનનીય પ્રમુખ મહાશય, વિદ્યાનુરાગી સજ્જનો અને સુશીલ સન્નારીઓ '

સુરતમા મળેલી ગઈ સાહિત્ય પરિષદ્‌ને પ્રસગે કેળવણીના એક મુખ્ય અગની ઉપેક્ષા કરવાથી ઉપજતા અનર્થનુ વર્ણન કરતાં મે માતાનુ રૂપક વાપર્યું હતુ અને **માતૃદેવો ભવ** એ મહાવાક્યનો મહિમા શિક્ષણશાસ્ત્રને અગે ઘટાવવાનો પ્રયત્ન કર્યો હતો આજે પણ એ જ મહાવાક્ય મારા મનમાં રમી રહેલુ હોવાથી પ્રકારાતરે તેના મહિમાનુ ઉદ્ઘાટન કરવા હું પ્રેરાયો છુ વનસ્પતિસૃષ્ટિમા, પશુસૃષ્ટિમા અને માનવસૃષ્ટિમા માતારૂપે રહેલા એક ચમત્કારિક તત્ત્વના સંસેવનથી વ્યક્તિને તેમજ સમાજને અનેક સંગીન લાભ થવાનો સભવ છે તે બતાવવાનો આજ મારો હેતુ છે

## શરીર અને મિથ્યાવેદાંત

શરીર વિષે ભિન્નભિન્ન દૃષ્ટિ આપણામા પ્રવર્તે છે 'પેટ કરાવે વેઠ' એ દૃષ્ટિથી જોતા શરીર આરામ, નિવૃત્તિ અને ઉચી આધ્યાત્મિક શાતિનુ વિઘાતક જણાય છે, તથા જીવાત્માને અનેક પ્રકારની મહેનત મજુરીની ધૂસરીએ જોડનાર ઉપાધિરૂપ સમજાય છે. વેદાતશાસ્ત્રની દૃષ્ટિથી શરીર એક મિથ્યા તુચ્છ પદાર્થ છે અને જો કોઈ સ્થિતિને સસારની અલાબલાની આચ ન લાગતી હોય તો તે અશરીર સ્થિતિ જ છે એમ એ શાસ્ત્રની ઘોષણા છે અનતકોટિ બ્રહ્માડોને જ જ્યારે વેદાતશાસ્ત્ર તત્ત્વજ્ઞાન રૂપ તોપને ગોળે ઉડાવી દે છે ત્યારે બિચારી સાડાત્રણ મણ કાયાની શી વિસાત ? મૂળ આપણો ધર્મપ્રધાન દેશ, તેમા થઇ પુસ્તકોની સુલભતા અને મટી ગઇ અધિકાર અધિકારીની બધી ખટપટ, એટલે જામ્યુ સામ્રાજ્ય સત્ત્વગુણને વેષે તમોગુણનું ' આવી સ્થિતિમા પ્રવૃત્તિ નિવૃત્તિનો મર્મ સમજવામા સ્થળે સ્થળે મતિની મદતા જોવામા આવે, શરીરનો મહિમા પૂરી રીતે સમજાય નહિ અને દેહ પ્રતિ અલક્ષ ઠર ઠેર નજરે પડે એમા આશ્ચર્ય નથી

## શરીર વિષે કાલિદાસ

કવિકુલમડન કાલિદાસે ઉપર કહેલી મિથ્યા વેદાતની દૃષ્ટિને અનુમોદન આપ્યુ નથી. લોકપ્રિય સુભાષિતની ઉચ્ચ પદવીએ પહોચેલુ **શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્** એ તેમનુ વાક્ય તો શરીરને ધર્મ સાધનોને મોખરે સ્થાપે છે કવિ કાલિદાસ મનુષ્ય શરીરની મહત્તા તો શુ પણ દિવ્યતા બરાબર સમજતા હતા ને ધર્મ અધર્મને હણી જીવને આ લોકનાં ઉત્તમ સુખ અપાવે છે, સ્વર્ગના દર્શન કરાવે છે અને અતે મુક્તિની અમૂલ્ય સપત્તિ પ્રાપ્ત કરાવી તેને કૃતાર્થ કરે છે તે તેમનુ અનુષ્ટાન શરીરસંપત્તિ વિના બનતું નથી જેમ અનેક પાત્રોની સહકાર ભરેલી પ્રવૃત્તિથી નાટય પ્રયોગ સિદ્ધ થાય છે તેમ બાહ્ય આંતર અનેક

તત્ત્વોના સંવાદમય વ્યપારથી ધર્મનો ઉદ્ભવ થાય છે નીરોગી દૃઢ શરીર એ ત
અગ્રગણ્ય છે એમ કાલિદાસ કહે છે તપશ્ચર્યાથી શરીરનુ દમન કરવુ એ પણ શરીરને
વિહિત ઉપયોગ છે, પરતુ તે તપશ્ચર્યા પણ એવી ન હોવી જોઇએ અને એવે પ્ર
કરાવી જોઇએ કે શુભ પ્રયત્નનુ અતિમ પરિણામ બળવૃદ્ધિને બદલે બળના હ્રાસમા
અર્થાત્ ધર્મની અને ધર્મદ્વારા સુખની સપત્તિની અને જયની સિદ્ધિ કરવા ઇચ્છનાર
કાલિદાસનો સ્પષ્ટ ઉપદેશ છે કે તેમણે શરીરની બાબતમાં પ્રમાદી થવુ નહિ

## શરીર વિષે ભર્તૃહરિ

રાજર્ષિના પદને પામેલા અન્ય કવિ પણ કાલિદાસના વચનનુ સમર્થન ક
**वैराग्यशतक**ના એક અતિ સુદર અને હૃદયદ્રાવક શ્લોકમા ભર્તૃહરિ કહે છે —

मातर्मेदिनि तात मारुत सखे तेजः सुबन्धो जल-
भ्रातर्व्योम निबद्ध एव भवतामेष प्रणामाञ्जलि ।
युष्मत्सङ्गवशोपजातसुकृतोद्रेकस्फुरन्निर्मल-
ज्ञानापास्तसमस्तमोहमहिमा लीये परब्रह्मणि ॥

( માતારૂપ હે પૃથ્વી ! પિતારૂપ હે વાયુ ! મિત્રરૂપ હે તેજ ! સહૃદ્બધુરૂપ હે જ
ભ્રાતરૂપ હે આકાશ ! તમારા સમાગમના પ્રભાવથી હું પુણ્ય કર્મ કરી શક્યો અને
સચય જ્યારે મોટા પ્રમાણને પામ્યો ત્યારે મારા અત કરણમા નિર્મળ તત્ત્વજ્ઞાનનુ સ્ફુરણ
અને મારો સમગ્ર મોહ દૂર થઈ ગયો આવી સ્થિતિમા હું પરમાત્મપદમા લીન થ
તૈયારીમા છુ, અને તમને છેલ્લા પ્રણામરૂપે આ હાથ જોડું છુ )

સસ્કૃત સાહિત્યમા—આગળ વધીને કહીએ તો સર્વ ભાષાઓના સાહિત્યમા—આ
એક વિરલ રત્નરૂપ છે 'ગરજ સરી અને વૈદ વેરી' એ દૃષ્ટિનો અગીકાર ભર્તૃહરિ
નથી પણ અતિ કોમલ વાણીથી કહે છે કે—ઉપકાર કરનાર વ્યક્તિનુ કદાપિ વિસ્મરણ
જોઇએ નહિ, પરતુ મારો તો હવે એવી સ્થિતિમા પ્રવેશ થાય છે કે જેમા સ્મરણ ક
સાધન જે ચિત્ત તેનો જ લોપ થનાર છે તો તે લોપ થયા પૂર્વે, હે પરોપકારી પચનર
હું આપને છેલ્લા પ્રણામ કરી લઉ છુ અર્ચનીય સદ્ગત વ્યક્તિની કેટલીક વસ્તુઓ પૂ
ભાવથી સ્મારકરૂપે સબધી સજ્જનો સાચવી રાખે છે, અને નિસરણીવડે ઉચ્ચ ભૂમિકા
તે જ પ્રમાણે શરીરના સાહાય્યથી મહા પુણ્યસપત્તિ કમાયલા રાજર્ષિ કવિને શરીર ત
પ્રતિ તિરસ્કારભાવ સ્ફુરતા વધભાવ સ્ફુરે એ યોગ્ય જ છે

## શરીર વિષે રસાયનશાસ્ત્ર

પરતુ શરીરના મહામહિમાનુ ભાન તો રસાયનશાસ્ત્ર, જે આયુર્વેદની અંતરગ શ
છે, તેથી થાય છે રસાયન તત્ત્રનો હેતુ મનુષ્ય શરીરમાથી કાકરી ન ખરે એવુ તેને
કરવાનો છે, પરતુ એવી શરીરની સ્થિરતા પણ કયા અતિમ પ્રયોજન માટે છે તેનો
શાસ્ત્રના પ્રવર્તકોએ પક્વ વિચાર કર્યો છે શરીરની સુદૃઢતા સસારના ક્ષણિક ભોગો ભ
વવા માટે નથી. દશ હજાર રૂપિયાની મોટરમાં બેસવુ, એક લાખ રૂપિયાનો ચેક લખવ

શક્તિ હોવી, સોનાની થાળીમાં જમવા સરખી સંપત્તિ હોવી ઇત્યાદિ વૈભવનો ખ્યાલ કરી રસાયનશાસ્ત્રના પ્રવર્તકોએ પોતાના પ્રયોગો પ્રસિદ્ધિમાં મુક્યા નથી, પરંતુ તેમનો આશય અતિ ઉચ્ચ અને પવિત્ર હતો.

नहि देहेन कथंचिद् व्याधि जरामरणदुःखविधुरेण ।
क्षणभङ्गुरेणं सूक्ष्मं तद् ब्रह्मोपासितुं शक्यम् ॥

× × × ×

आयतनं विद्यानां मूलं धर्मार्थ काममोक्षणाम् ।
श्रेय परं किमन्यच्छरीरमजरामरं विहायैकम् ॥

× × × ×

यज्जरया जर्जरितं कासश्वासादि दुःखविवशां च ।
योग्यं तन्न समाधौ प्रतिहतबुद्धीन्द्रिय प्रसरम् ॥

× × × ×

अस्मिन्नेव शरीरे येषां परमात्मनो न संवेदः ।
देहत्यागादूर्ध्वं तं तद् ब्रह्म दूरतरम् ॥

× × × ×

तस्माज्जीवन्मुक्तिसमीहमानेन योगिनी प्रथमम् ।
दिव्या तनुर्विधेया हरगौरी सृष्टिसंयोगात् ॥ रसरत्नसमुच्चयः ॥

(વ્યાધી વૃદ્ધાવસ્થા અને મરણના દુઃખથી પીડાતા ક્ષણભંગુર દેહથી બ્રહ્મોપાસના સિદ્ધ થતી નથી એક અજર અને અમર શરીર વિના વિદ્યાઓનું મંદિર શું હોઇ શકે? ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર પુરુષાર્થનું મૂળ શું હોઇ શકે? અરે! પરમ કલ્યાણકર સાધન શું હોઈ શકે? પરંતુ વૃદ્ધાવસ્થાથી જીર્ણ થઇ ગએલું, ખાસી દમ આદિ દુઃખને વશ થઈ રહેલું, અને બુદ્ધિ તથા ઇંદ્રિયની કુંઠિત ગતિવાળું શરીર સમાધિને માટે યોગ્ય નથી. આ જે શરીર । જેમને પરમાત્માનો સાક્ષાતકાર થતો નથી તેમનો દેહ પડતાં તો પરમાત્મા ઉલટા તેમનાથી વિશેષ દૂર થઇ જાય છે માટે જીવન્મુક્તિ ઇચ્છનાર યોગીએ પ્રથમ શિવતત્ત્વ અને પાર્વતીતત્ત્વના સંયોગથી શરીરને દિવ્ય બનાવવું જોઇએ) સંક્ષેપમાં રસાયન પ્રવર્તક મહાત્માઓનો સિદ્ધાંત છે કે શરીર બ્રહ્મજ્ઞાન માટે છે, જે મનુષ્ય શરીરને સુદૃઢ રાખી પુણ્ય સંચય કરે છે તે પોતાનો ભવ પ્રવાસ ટુંકવે છે, કારણકે તેને માતાના ગર્ભમાં શયન કરવાના પ્રસંગ ઓછા આવે છે, અને જે વિરલ સાધક હરગૌરીતત્ત્વના પ્રભાવથી પોતાની કાયાને દિવ્ય બનાવે છે તે તો તેજ જન્મમાં બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ભાગ્યશાળી થાય છે, સારાંશ કે શુદ્ધ વેદાંત શરીરનો તિરસ્કાર કરતું નથી શરીર તુચ્છ છે, મિથ્યા છે એમ કહેવાનો એનો આશય એવો નથી કે શરીર વિના ધર્મ સિદ્ધ થઇ શકે છે; પરંતુ એવો છે કે શરીરપાસ કામ લઈ કૃતાર્થ થયા પછી મનુષ્યને શરીરનું પ્રયોજન રહેતું નથી શરીર એ જ ભવસાગરને તરવાનું સાધન છે, તેથી એ સાધનને સુસ્થિર રાખવું એ જીવનું કર્તવ્ય છે.

जन्तूनां नरजन्मदुर्लभमिदं એ શંકરભગવાનનું વચન જેટલું યથાર્થ છે તેટ઼ યથાર્થ બીજુ વચન છે કે—

**महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया ।**
**पारं दु:खोदधेर्गन्तुं तर यावन्न भिद्यते ॥**

( પુણ્યરૂપી મોટુ મૂલ્ય આપીને હે જીવ ! તે આ શરીરરૂપ વહાણુ દુ ખસમુદ્રને પામવા ખરીદ્યુ છે એ વહાણુ ભાંગી જાય તે પહેલાં સમુદ્ર તરી જા )

જીવન્મુક્તો પણુ આત્મજ્ઞાનની સિદ્ધિ થયા પછી શરીરને એકદમ ફેંકી ન દેતા પકારના સાધનરૂપે તેનો આદર કરે છે, એટલું જ નહિ પણુ ગીતામા સ્પષ્ટ કહ્યું મોટા મોટા પ્રસંગોએ ધર્મ સંસ્થાપન કરવા અર્થે સાક્ષાત્ નિત્યમુક્ત પરમેશ્વર પણુ લીલા આશ્રય કરે છે. કવિહૃદયે આ સત્યને એક અતિ રમણીય સુભાષિતનુ રૂપ આપ્યુ છે

**परोपकृतिकैवल्ये तोलयित्वा जनार्दन: ॥**
**गर्वीमुपकृतिं मत्वा ह्यवतान् दशाग्रहीत् ॥**

( પરોપકાર અને મોક્ષને ભગવાને તોળી જોયા તો પરોપકારનુ વજન તેમને [ માલમ પડ્યુ તેથી તેમણે દશ અવતાર ગ્રહણુ કર્યા )

## શરીર અને ત્રિદોષ.

શરીરનો મહિમા સ્પષ્ટ કરવા માટે આટલુ કથન બસ છે હવે શરીર વિકાર થઈ રોગની ઉત્પત્તિ કેવી રીતે થાય છે એ વિચારવાનુ, અને તદંગે આયુર્વેદનું એક સત્ય શોધી કાઢવાનુ બાકી રહે છે આયુર્વેદનો સિદ્ધાત છે કે પિત્ત, કફ અને વા઼ નામના ત્રણુ દોષો છે. એ તત્વો જ્યાસુધી નિયમિત પ્રવૃત્તિ કરે છે ત્યાસુધી શરીરમા થવા પામતો નથી, પરતુ જ્યારે તે અસ્તવ્યસ્ત થાય છે, અર્થાત્ જ્યારે તેવુ પ્રમાણુ નાધિક થાય છે ત્યારે રોગ ઉદ્ભવે છે એ ત્રણુ તત્વો દેહધારક હોવા છતા દોષ કહેવ કારણુ કે જ્યારે તે દૂષિત થાય છે ત્યારે રુધિરાદિ ધાતુઓને દૂષિત કરી શરીરને ઼ ગ્રસ્ત કરે છે વાયુનુ સ્થાન હૃદય અને નાભિની નીચે છે, પિત્તનુ ક્ષેત્ર હૃદય ના઼ વચમાં છે, અને કફનો પ્રદેશ નાભિ અને હૃદયની ઉપર છે આ સ્થાનવિભાગ પ્રત્યક્ષ લોકનમા આવતો નથી એમ કહી કેટલાક ટીકાકારો શકીત થઈ આયુર્વેદને કપોલક માને છે અને મનાવવાને મથન કરે છે, પરતુ એ તેમનુ બુદ્ધિસાહસ માત્ર છે વ઼ સ્પષ્ટ કહે છે કે—

**ते व्यापिनोऽपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रया ।**

ત્રણે દોષો આખા શરીરમા વ્યાપીને રહેલા છે અને જ્યારે તે પ્રકોપને પામે છે તે પોતપોતાના નિર્દિષ્ટ સ્થાનમાં વિશેષ દેખાવ દે છે જે તપાવે છે ( **तापयति** પિત્ત છે એમ વર્ણવ્યત્યયથી સિદ્ધ થાય છે; જે વાય છે ( **वाति** ) અને શીતાદિકને સ્થાનથી બીજા સ્થાનમા પ્રેરે છે તે વાયુ, અને જે ચોટે છે, સાધે છે અથવા ઼ ( **श्लिष्यति** ) તે શ્લેષ્મા અથવા કફ, શરીરમા જે ઉષ્ણુત્વ, તીક્ષ્ણુત્વ, દ્રવત્વ વ઼ તે કફના લક્ષણુ છે; અને જે ગતિ, રૂક્ષતા, લઘુતા વગેરે છે તે વાયુના લક્ષણુ છે (

પિત્તહર, કફહર અને વાતહર ઔષધોથી તે તે દોષો મટતા સ્પષ્ટ અનુભવવામા આવે છે, તથા પિત્તકર, કફકર અને વાતકર ઔષધોથી વૃદ્ધિ પામતા સ્ફુટ માલમ પડે છે, એટલે વ્યાવહારિક દૃષ્ટિથી પણ એ તત્વોના અસ્તિત્વ વિષે શકા કરવી એ યુક્ત નથી રોગ કોઇ વાર એક દોષના પ્રકોપથી, કોઇ વાર બે દોષના પ્રકોપથી અને કોઈ વાર ત્રણે દોષના પ્રકોપથી થાય છે, એ સર્વેનુ આયુર્વેદમા સવિસ્તર પ્રતિપાદન છે

## પ્રથમ મહાસત્ય—ઋતુચર્યા.

ત્રણે દોષની સમતોલ સ્થિતિમા શરીરનુ આરોગ્ય રહેલું છે, પરતુ એવી સ્થિતિ લાબા સમય સુધી રહેવી અતિદુર્ઘટ છે એમ સાર્વજનિક અનુભવ સાક્ષી પૂરે છે પચાશ વર્ષમાં એક વખત પણ જેમનુ માથુ સરખુ દુખ્યુ ન હોય એવા મનુષ્ય કોઇ કોઇ વાર નજરે પડે છે, પરતુ આ વિકૃતિવશ વિશ્વમા એવા સૂભાગી પુરુષો અતિવિરલ અપવાદરૂપ હોવાથી તેઓ નિયમના બાધક નથી એ દોષોની પ્રવૃત્તિનિવૃત્તિ ઘટમાળની પેઠે નિરતર બની જ રહી છે, વાગ્ભટાચાર્યે એક અનુપમ અર્ધશ્લોકથી તેનુ વર્ણન કર્યુ છે.

**वयोऽहोरात्रि भुक्तानां तेऽन्तमध्यादिगाः क्रमात् ।**

આયુષના આરભમા, દિવસના આરભમા, રાત્રિના આરભમાં અને આહારના આરભમા કફની પ્રવૃત્તિ હોય છે, દાખલા તરીકે બાલ્યાવસ્થામાં મનુષ્યનુ શરીર જેટલા વેગથી વધે છે તેટલા વેગથી બીજી કોઈ અવસ્થામાં વધતું નથી, અને બાલ્યાવસ્થામા પણ શરૂઆતના મહિનામા જેટલી ઝડપથી વધે છે તેટલી ઝડપથી પાછળના મહિનામા વધતું નથી આયુષના મધ્યમા, દિવસના મધ્યમાં, રાત્રિના મધ્યમા અને આહારના મધ્યમાં પિત્તનુ જોર હોય છે, જેમકે યુવકના તનમન, જઠરાગ્નિ અને અનગાગ્નિની જ્વાલાથી ધિકતાં રહે છે આયુષના અંતમા, દિવસના અતમા, રાત્રિના અતમા અને આહારના અતમા વાયુનુ પ્રાબલ્ય હોય છે, જેમકે વૃદ્ધાવસ્થામા વાયુપ્રકોપથી શરીર રૂક્ષ અને જર્જર થઇ જાય છે

ઉપર પ્રમાણે પ્રતિદિન થતુ પિત્તાદિનુ તારતમ્ય તેના અતિ પરિચયને લીધે આપણુ ધ્યાન ખેચતું નથી, તેમ જ તેના અલ્પ પ્રમાણને લીધે ઉત્પાતજનક થતું નથી, પરતુ અહોરાત્રને બદલે આપણે જ્યારે આખુ વર્ષ લઇએ છીએ ત્યારે વસ્તુસ્થિતિ બદલાઈ જાય છે ભિન્ન ભિન્ન ઋતુઓના લક્ષણને લીધે પિત્તાદિના સચય પ્રકોપઉપશમ કેવી રીતે થાય છે, અને આરોગ્ય નિર્વાહ અર્થે તો તે ઋતુઓમા શા શા નિયમ પાળવા એ પ્રકરણને આયુર્વેદમાં ઋતુચર્યાના નામથી ઓળખાવવામા આવ્યુ છે અને તદગે કેટલાક સૂક્ષ્મ ભવ્ય સિદ્ધાંતોનુ પ્રતિપાદન જોવામા આવે છે એ પ્રકરણનો સાર એ છે કે વર્ષાઋતુમાં જે આહારના પદાર્થો ( ખાસ કરીને શાક વગેરે તાજી ચીજ ) અને જળ લેવામા આવે છે તેને અસ્વચ્છ પૃથ્વીતત્ત્વનો સસર્ગ હોય છે. એ ઋતુમા શીતને લીધે જઠરાગ્નિ મદ પડે છે. એવી સ્થિતિમાં અસ્વચ્છતાના અશવાળા આહારના પદાર્થો અને જળ જઠરમા ખટાશરૂપ પરિણામ પામે છે આ પ્રકારે ચોમાસામા પિત્તનો સંચય થતો રહે છે પછી જ્યારે ઋતુ બદલાઈ શરદ બેસે છે ત્યારે પરિસ્થિતિને લઇને એ સંચિત પિત્ત પ્રકોપને પામે છે, અને અનેક પ્રકારના પિત્તવ્યાધિઓ ખાસ કરીને ચોમાસાનો પિત્તજ્વર પ્રકટ થાય છે. પછી પ્રકોપને પામેલુ પિત્તતત્ત્વ પોતાનો ભાવ ભજવી સ્વાભાવિક રીતે પછીની વસંતઋતુમા શાત

થાય છે શિયાળાની વીર્યવર્ધક શીતતાથી જઠરાગ્નિનુ તેજ વૃદ્ધિને પામતા ઘી દૂધ વ ભારે ચીકણા આહારના પદાર્થો વિષે સ્વાભાવિક રીતે અભિરુચિ પ્રકટે છે, અને એ ર કફનો સચય થતો રહે છે. વસતઋતુમા અર્ક કિરણોએ પાછા મેળવેલા પોતાના અમલ પ્રાથમિક અજમાયશ શિયાળાના એ સંચિત દોષ ઉપર થતા એ કફ પિગળી શરીરમા ગ કરવા માડે છે, અને કફ પ્રકોપજન્ય અનેક વ્યાધિઓ ઉદ્‌ભવે છે વસતમા જેમ વનસ્પ નવપલ્લવિત થાય છે તેમ રોગને પણ નવીન અકુર ફુટે છે. એક વખતે એક ડૉક્ટ દવાખાનામા મારે જવાનો પ્રસગ આવ્યો હતો સમય વસતનો હતો અનેક દરદીઓ ડૉ સાહેબને જે અરજ કરી રહ્યા હતા તે ઉપરથી મને સમજાયુ કે તેઓ સર્વ ઉધરસ પીડાતા હતા તેમના ખોખોંના અવાજના પ્રવાહમા પછી જ્યારે ડૉક્ટર સાહેબના ગળ સજાતીય ધ્વનિ ભળવા લાગ્યો ત્યારે અરજ કરનાર રૂપ ઉપાસક અને અરજ સુણનાર ઉપાસ્ય એ ઉભયની અદ્વૈત સ્થિતિનુ મને ભાન થયુ, અને આયુર્વેદનો ઋતુચર્યાનો સિદ્ધ તાદશ સમજાયો આ પ્રમાણે કુપિત થયેલુ કફતત્ત્વ કૃતાર્થ થઇ સ્વાભાવિક રીતે ઉનાળ ઉપશમને પામે છે ઉનાળામા ઉગ્ર સૂર્યકિરણો પદાર્થ માત્રના રસને આકર્ષી લે છે, ત તેના રૂક્ષ, શુષ્ક અને લઘુ આહારને સેવનાર મનુષ્યના શરીરમા તેવા જ ગુણવાળુ વ તત્ત્વ એકઠુ થવા માડે છે અને પછીની ઋતુમા એટલે વર્ષામા ક્ષોભ પામેલુ એ વાયુ પોતાના અનેક ઉત્પાતોને પ્રવર્તાવે છે, તે પછીની ઋતુમા એટલે શરદ્‌માં એ વાયુક વ્યાધિઓનુ સ્વાભાવિક રીતે શમન થાય છે આ રીતે સવત્સરના હિસાબથી રોગોના સ પ્રકોપઉપશમનો ક્રમ નીચે પ્રમાણે છે —

**પિત્તનો**—વર્ષામાં સચય, શરદ્‌માં પ્રકોપ, હેમતમાં ઉપશમ

**કફનો**—શિશિરમા સચય, વસતમા પ્રકોપ, ગ્રીષ્મમા ઉપશમ

**વાયુનો**—ગ્રીષ્મમા સચય, વર્ષામા પ્રકોપ, શરદ્‌મા ઉપશમ

આ ઋતુચર્યાનો સિદ્ધાન્ત આયુર્વેદનો અલકાર છે એટલુ જ નહિ પરતુ આ આર્યભૂમિનુ નાક છે એ સિદ્ધાન્તની મહત્તા એ છે કે એ સરલતાથી સમજી શકાય ત છે, અને એને સમજી તદનુસાર પ્રવૃત્તિ કરવાથી તથા ઉપાય લેવાથી આબાલવૃદ્ધ પ્રજાને અસખ્ય નાના મોટા લાભ થવાનો સભવ છે બીજી મોટી ચમત્કૃતિ એ છે આયુર્વેદ અને આપણા ધર્મશાસ્ત્ર ગાઢ મૈત્રી સબધથી જોડાયલા છે અને હારોહાર ચાલે ધર્મશાસ્ત્રમા જે વિસ્તીર્ણ વ્રતયોજના જોવામા આવે છે તેમા આયુર્વેદની ઋતુચર્યાનું ઉ અને હિતકર તત્ત્વ અતર્ગત છે, એમા વિવાદને અવકાશ જ નથી તેના સવિસ્તર વ માટે એક સ્વતત્ર નિબધની અપેક્ષા છે

## વનસ્પતિ સૃષ્ટિની માતા.

આપણા પૂર્વજો કેવા સૂક્ષ્મબુદ્ધિવાળા હતા અને તેમની અપૂર્વ પ્રજ્ઞાનો ઉન્મેષ કે મોટા પ્રમાણમા જનતાનુ કલ્યાણ કરવાને સમર્થ હતો તે સિદ્ધ કરવા અર્થ ઋતુચ સિદ્ધાન્ત પૂરતો છે એવા અમલ્ય વારસો જેમને સાપડયો છે એવા આપણે જો આ પૂર્વજોને લઇને શરમાઇએ તો તે આપણુ એક પરમ દુર્ભાગ્ય છે. આપણા દેશની બ સૂક્ષ્મદર્શી અને ગુણગ્રાહી ગુણી પડિતો પણ આપણા પૂર્વ પુરુષોની બુદ્ધિના વૈભવને વ ગણે છે ડૉ કલાર્ક નામના સમર્થ અમેરિકન ચિકિત્સક કહે છે કે —

"આપણા હાલના ચિકિત્સકે જો ઔષધકોશમાથી સર્વ અર્વાચીન ઓસડિયાં અને રસાયનો બાતલ કરી [આયુર્વેદના પ્રસિદ્ધ આચાર્ય] ચરકની ચિકિત્સા પદ્ધતિ પ્રમાણે પોતાના દરદીઓ ઉપર ઉપચાર કરશે તો દુનિયામા મસાણના ઇજારદારોનુ કામ ઓછુ થઇ જશે અને અનેક જીર્ણ વ્યાધિથી પીડાતા દરદીઓની સખ્યા કમી થઇ જશે"×

ઉપર કહેલી ત્રિદોષની પ્રક્રિયા જેવી સુદર અને સરલ છે તેવાજ સુદર અને સરલ ઉપચારોનો બોધ આયુર્વેદ કરે છે એ ઉપરાત એક ઉપાય સર્વોપરિ પદ ભોગવે છે આપણા વિશ્વવિખ્યાત બંધુવર્ય મહાપ્રતિભાશાલી કવિરત્ન શ્રી રવીન્દ્રનાથના અનેક કાવ્યોમાથી એ રહસ્ય નિકળે છે કે અનેક પ્રસગે પ્રભુની વિભૂતિ ચીથરેહાલ સ્થિતિમા રખડતી હોય છે અને ત્યા તેનું દર્શન કરવુ તથા પરિચર્યા કરવી એમા મનુષ્યનુ માહાત્મ્ય રહેલુ હોય છે. પ્રભુભક્તની કસોટી પણ એથી થાય છે તેજ પ્રમાણે વનસ્પતિ સૃષ્ટિમાં જગત્રયહિતૈષિણી જગદબાએ પોતાની વિભૂતિ એક પદાર્થમા વિશેષ અશમા સ્થાપી છે, પરતુ એ પદાર્થ નથી ગળ્યો કે ખાટો કે ખારો કે તીખો એ વસ્તુમા તુરાશ રહેલી છે, અને તે તુરાશ પણ સામાન્ય નહિ પરતુ અસાધારણ. એ વસ્તુમા નથી કોમલતા કે કોઇ જાતનુ બાહ્યઆકર્ષણ, પરતુ સહૃદય પ્રેક્ષકને જેમ વલ્કલધારી શકુતલાની તનુલતા વિશેષ મનોહર જણાઈ હતી તેમ વિવેકશાળી ભક્ષકને એ કક્ષરૂપધારી વસ્તુની તુરાશ પણ વિશેષ મોહક લાગે છે, એ વસ્તુ બીજા કોઈ નથી પરતુ સર્વવિદિત સર્વહિતકર માતા હરીતકી (હરડે) છે

આયુર્વેદમા હરીતકીની જે પ્રશસા કરી છે તેનો પાર રહ્યો નથી

**भुक्ते पथ्याऽभुक्ते पथ्या भुक्तात्के पथ्या पथ्या ।**
**जीर्णे पथ्याजीर्णे ऽपथ्या पथ्याजीर्णे पथ्या पथ्या ॥**

(જમ્યા પછી, જમવા પહેલાં અને જમવા સાથે હરીતકી હિતકર છે; ખાધેલુ પચ્યુ હોય અથવા અપૂર્ણુ પચ્યુ હોય એ સર્વ પ્રસગોમા હરીતકી હિતકર છે)

એટલુ જ નહિ પણ તે માતાની ગરજ સારે છે

**यस्य माता गृहे नास्ति तस्य माता हरीतकी ।**

(જેના ઘરમા મા ન હોય તેની મા હરીતકી છે)

આથી સતોષ ન પામતા વૈદ્યકવિ હૃદય આગળ વધે છે

**हरीतकी मनुष्याणां मातेव हितकारिणी ।**
**कदाचित्कुप्यते माता नोदरस्था हरीतकी ॥**

(હરીતકી માતાની પેઠે મનુષ્યનુ હિત કરનારી છે, એથી પણ અધિક, કારણ કે મા તો કોઇ વાર ગુસ્સે થાય છે, પરતુ પેટમા રહેલી હરીતકી કદાપિ પ્રકોપ પામતી નથી)

---

× "If the physicians of the present day would drop from the pharmacopea all the modern drugs and chemicals, and treat their patients according to the method of Charaka, there would be less work for the undertakers, and fewer chronic invalids in the world" —G. H. Clark, M. A., M. D.

એ સર્વ માહાત્મ્યને પવિત્રતાનો રમણીય પુર આપતું બીજુ વૈદ્યકવિહૃદય બોલે છે—

**हरि हरीतकी चैव गायत्री च दिने दिने ।**
**मोक्षारोग्यतपःकामः चिंतयेद्भक्षयेज्जपेत् ॥**

( મોક્ષ, આરોગ્ય અને તપની ઇચ્છાવાળાએ પ્રતિદિન અનુક્રમે હરિચિંતન, હરીતકી ભક્ષણ અને ગાયત્રીરટન કરવુ )

આ પ્રમાણે જો હરીતકીનુ સેવન પ્રતિદિન કરવામા આવે છે તો તે રસાયનની ગરજ સારે છે, અને તે પ્રતિદિન સેવન ઋતુચર્યાના નિયમોને અનુસરતુ હોવુ જોઇએ એ કહેવા આવશ્યકતા નથી

વિક્રમ, ભોજ જેવા પૂર્વના દાનવીર રાજાઓએ એકેક શ્લોકને માટે લાખ રૂપિ આપી દીધાની દંતકથા આપણામા પ્રચલિત છે હવે ઋતુચર્યારૂપ આયુર્વેદના મહાસત્ય સ અને વનસ્પતિ સૃષ્ટિની માતા હરીતકીના મહિમા સાથે સબંધ ધરાવનાર જો કોઇ અ ચમત્કૃતિવાળો શ્લોક હોય તો તે નીચેનો છે, એ વિષે મતભેદ થશે નહિ—

**ग्रीष्मे तुल्यगुडां सुसैन्धवयुतां मेघाम्बुनाद्धाम्बरे**
**तुल्यां शर्करया शरद्यमलया शुंठया तुषाराङ्गणे ।**
**पिप्पल्या शिशिरे वसन्तसमये क्षौद्रेण संमिश्रितां**
**राजन्प्राप्य हरीतकीमिव यदा नश्यन्तु ते शत्रवः ॥**

( જે રાજન ! ઉનાળામા સરખા પ્રમાણના જુના ગોળસાથે લેવાયલી, સજળ વાદળ ઘેરાયલા આકાશવાળા વર્ષાઋતુમા સ્વચ્છ સાકર સાથે લેવાયલી, હેમન્તઋતુમા સુંઠ સ લેવાયલી, શિશિરઋતુમા પીપર સાથે લેવાયલી અને વસંત સમયે મધ સાથે લેવાયલી હ તકીના પ્રભાવથી રોગો જેમ નાશ પામે છે તેમ તારા શત્રુઓ નાશ પામો ! )

ગ્રીષ્મથી માંડી છએ ઋતુઓના અનુપાનરૂપે આ શ્લોકમા જુનો ગોળ, સૈંધવ, સા સુંઠ અને મધ એ વસ્તુઓને અનુક્રમે બતાવી છે. એ સર્વ વસ્તુઓ સોંઘી છે એમાં શંકા જ નથી. એ પ્રયોગો ગુણકાર છે કે નહિ એ શંકા દૂર કરવાનો ઉત્તમ ઉપાય એ કે મનુષ્યે પોતાની પ્રકૃતિનો અભ્યાસ કરી પોતા ઉપર જ એ પ્રયોગોનો ઉપચાર કરી જો

સહજ માથુ દુખે કે દાકટર, વૈદ્યને ત્યા દોડી જવાની 'ફેશન' ના અનુયાયીએ ઋતુચર્યાના સિદ્ધાન્તનુ તથા હરીતકીમહિમાનુ મનન કરવાની ભલામણ અયોગ્ય ગણ નહિ. તે સાથે નાનામોટા ક્ષેત્રમા પરોપકાર કરનાર પુણ્ય વ્યક્તિઓને સમજાયા વિના ર નહિ કે હરીતકીના મહિમાનો પ્રસાર કરવો એ પણ એક મોટા પુણ્યનુ કાર્ય છે, અને પ કરીને નિર્ધન, નિરાધાર, નિરક્ષર લોકોની બહોળી વસ્તીવાળા આપણા દેશમા હારીતર યથાર્થ જ કહે છે કે,—

**हरीतकी दरिद्राणामनपायरसायनम् ।**

હરીતકી બિચારા ગરીબોનું રસાયન છે, અને વળી તે એવું કે તેનાથી નુકસાન નહિ. સુવર્ણ અને સુવર્ણભસ્મનુ દાન કોઇકથી જ બને છે—આરોગ્ય પરત્વે એ ઉ આપી જનાર હરીતકી કોને સુલભ નથી ? કોને સુલભ નથી ?

## બીજું મહાસત્ય—પશુસૃષ્ટિની માતા.

વનસ્પતિસૃષ્ટિમા જ્યારે જગન્માતાએ પોતાની વિભૂતિરૂપે હરીનકીને સ્થાપી છે ત્યારે પશુસૃષ્ટિમા એ ઉચ્ચ અધિકાર ગાયને આપવામા આવ્યો છે, આપણી પુણ્ય ભૂમિમાં ગાયને ગાયમાતા એ પવિત્ર સજ્ઞાથી ઓળખવામા આવે છે એ ઓછુ સૂચક નથી ગાયના મુખ ઉપર જે કોમલ ભાવો ભરતભૂમિ વિષે જોવામા આવે છે તે વિલાયતમા જોવામા આવતા નથી એમ વિદુષી બેઝન્ટ પોતાના એક પુસ્તકમા લખે છે સ્રીને જો ઉપમેય લેવામા આવે, અને શાક સ્વભાવને સમાન ગુણ લેવામા આવે તો ઉપમાન ગાયનુ જ હોવાનુ આધ્યાત્મિક દૃષ્ટિથી જોતા ગાયના દૂધની, વગેરે પદાર્થો પૂજન યજનની આવશ્યક સામગ્રીરૂપે ધર્મમા ઉપકારક છે, પ્રાયશ્ચિત વિધિમા પચગવ્યનુ પ્રાશન ઉંડા ઉતરી ગયલા પાપ સસ્કારોનુ પ્રક્ષાલન કરવામા ઉપકારક છે, શારીર દૃષ્ટિથી ગાયની દૂધ વગેરે પ્રસાદી પચવામા હલકી, જડતા હરનારી તથા મેધાશક્તિ વધારનારી છે, અને આર્થિક દૃષ્ટિથી જોતા તો આપણા જીવનનુ એક મુખ્ય અગ ગાય અને તેના સતાન છે એવી એક દતકથા છે કે અકબર બાદશાહની સભામા એક વાર એવો પ્રશ્ન પુછવામા આવ્યો હતો કે કોનો બેટો સર્વથી વિશેષ પરાક્રમી પછી એ પ્રશ્ન પર ચર્ચા ચાલતા છેવટે બિરબલનુ ઉત્તર સર્વમાન્ય થયુ બીરબલે સર્વોતમ પદવી ગાયના બેટાની જણાવી હતી હળ ખેચનાર, કોસ ખેચનાર, ખેતીનો વિપુલ ભાર વહન કરનાર—ટુકામા ખેતીના પ્રાણરૂપ—બળદની પદવી વિષે જેમ જેમ આપણે વિશેષ વિચાર કરીએ છીએ તેમ તેમ આપણને વિશેષ સ્પષ્ટ થાય છે કે બળદની સમૃદ્ધિ એટલે ખેતીની પુષ્ટિ અને ખેતીની પુષ્ટિ એટલે દેશની સપત્તિ એક પ્રાશ્ચાત્ય વિદ્વાન કહે છે કે એક દાણાને ઠેકાણે બે દાણા ઉત્પન્ન કરનાર વ્યક્તિ વિશ્વના સમગ્ર રાજનીતિજ્ઞોની સમિતિ કરતા દેશને વિશેષ ઉપકારક છે હષ્ટપુષ્ટ એક દાણાને ઠેકાણે બે દાણા ઉપજાવવામાં મદદગાર થઇ પડે છે તેથી હષ્ટપુષ્ટ બળદવાળો ખેડુત સમાજનો મોટો હિતકર્તા સિદ્ધ થાય છે આ સર્વ કારણોને લીધે આર્ય સસારમા ગાયમાતાને એક અતિ ઉત્કૃષ્ટ વદનીય પદવી મળેલી છે રાજાઓ ગોપાલન પહેલુ કરી બ્રાહ્મણપાલન પછી કરતા, અને તેથી ગોબ્રાહ્મણપ્રતિપાલન કહેવાતા દિલીપ જેવા સમર્થ પૃથ્વીપતિઓ પોતાના રાજાપણાના અભિમાનને ઉપાધિરૂપ માની ગોસેવામા તત્પર રહેતા, અને ગાયમાતાનો આશીર્વાદ પ્રાપ્ત કરવા ભારે કષ્ટ ઉઠાવતા વસિષ્ઠ મુનિની કામધેનુ સરખી ગાયને સ્વાયત્ત કરવાના હેતુથી વિશ્વામિત્ર રાજાએ તેમની સામા મહા વિગ્રહ ઉપસ્થિત કર્યો હતો, પરતુ એક રીતે જોતા પ્રત્યેક સુલક્ષણવાળી ગાય કામધેનુ રૂપ છે, કારણ કે એવી ગાયનુ દૂધ અને ઘી ખાનારની માનસિક શક્તિઓને પુષ્ટ તીવ્ર અને સૂક્ષ્મ બનાવે છે અને એવી સુદક્ષ પ્રેરક મનોયત્રથી જ કામની એટલે ઇચ્છાઓની સિદ્ધિ થાય છે આ સત્યને એક સુદર અલકારનુ રૂપ આપતા એક પડિત કહે છે કે રામચદ્રને વસિષ્ઠઋષિએ અનેક વાર તત્વજ્ઞાનનો બોધ આપ્યો પરતુ તે યશસ્વી શિષ્યને આત્મસ્વરૂપ વિષે શકા થતી તેનુ કારણ શુ ? કારણ એ કે તેમણે ગાયમાતાની સેવા કરી ન હતી પરતુ શ્રીકૃષ્ણનો દૃષ્ટાત લો ગાયની ખરીની રજને શ્રીકૃષ્ણ એવી પવિત્ર અને ચમત્કારિક માનતા કે તેને હૈયે ચાપી તેઓ વૈકુઠના વૈભવને પણ વિસરી જતા તે ગોસેવાનુ ભવ્ય પરિણામ એ આવ્યુ કે તેમને નિર્ભ્રાત આત્મજ્ઞાન હતું, અને તે જ્ઞાન તેમણે નિશકપણે ગીતાદ્વારા અર્જુનને આપ્યુ

ગાયમાતા જ્યારે પશુ સૃષ્ટિમા જગન્માતાની પ્રતિનિધિરૂપ છે ત્યારે સમાજ કલ્યા અર્થે એક મહત્વની બાબત વિચારવાની રહે છે આપણા જનસમાજના આપણે બે સ્થુ વિભાગ પાડીશુ, એક વર્ગ મગજમારીથી પોતાનો નિર્વાહ કરનાર, અને બીજો વર્ગ મજુરીથ પોતાનો નિર્વાહ કરનાર હવે ઘોડાએ ગાડીની પાછળ નહિ પણ આગળ ચાલવું જોઇ એમાં જેટલુ સત્ય છે તેટલુ જ આમા પણ છે કે સમાજમા મગજમારી કરનારા મજુ કરનારાના નેતા છે એ નેતાની પદવી સાચવી રાખવા અર્થે તેમ જ તેને વિશેષ દીપાવ અર્થે એ વર્ગનુ કર્તવ્ય છે કે તેમણે મગજરૂપ પોતાના શસ્ત્રપર કાટ ન ચઢવા દેતા તે ચકચકિત રાખવુ જોઇએ હવે સવાલ બહુ સાદો છે મગજમારી કરનારાઓનુ, અને તેમ દ્વારા સમાજનુ શ્રેય ગાયનુ દૂધ વાપરવાથી છે કે ભેસનુ દૂધ વાપરવાથી છે ? " ગા માતા પારવતી, ભેસ રાડ ડોબુ " એ કહેવત તે, ભેસની વિરુદ્ધ ફેસલો આપે છે, પર આ સબરગી દુનિયામા ભેસની વકીલાત કરનાર વ્યક્તિઓનો તોટો નથી તેમના સતે માટે સબળ પૂરવાની જરૂર છે રાજાધિરાજ શ્રીમાન્ પચમ જૉર્જ અભિષેક માટે અહિ પધાર્યા હતા, ત્યારે તેમની સાથે તેમના પ્રવાસમા તેમની પોતાની દૂધ વગેરેની હાજતો પૂ પાડવા અર્થે નામીચી ગાયોનુ જૂથ હતુ પેલા કાળા રગવાળુ એકે ઢોર હતું નહિ, આપ ત્યા જ્યારે ગાય માતાની કહેવતના શબ્દ રહ્યા છે ત્યારે વિલાયતમા તેનો અમલ થાય શ્રીમાન્ સમ્રાટનો અનુપમ દૃષ્ટાત આપણા પ્રતિ હિતકર ઉપદેશનો પોકાર કરે છે કે-ભેસ દુધ ન વાપરતા ગાયનુ દુધ વાપરો, અસખ્ય ગાયની વસતિમા તમારા પ્રિય દેશને ઉભરા બનાવી દો, બાળકને ગાયનુ દુધ આપી તેની નસેનસમા સ્ફૂર્તિ વ્યાપી રહેલી જુઓ; વિદ્ય ર્થીઓને અને વિદ્વાનોને ગાયનુ દુધ પાઈ તેમના મગજ માટે ચમત્કારિક પરાક્રમના દ ખુલ્લાં મુકો; ટુકામા ભેસનુ દુધ પી મહિષી સતલમા ખપવાને બદલે ગાયનુ દુધ પી ગોસ તલમા ખપવાની લાલસા રાખો આ ઉપદેશ આપણા સમાજની રગેરગમા ક્યારે ઉતરશે

## ત્રીજુ' મહા સત્ય-મનુષ્ય સૃષ્ટિની માતા.

મનુષ્ય પોતાની જાતિની જ માતાને ભૂલી જાય તો તેના જેવુ કોઈ કૃતઘ્ની પ્રાણ કહેવાય નહિ ત્રીજુ મહાસત્ય આપણી પોતાની માતા છે આપણો હાલનો જમાનો બાળ ઉપર અને માતા ઉપર વિશેષ લક્ષ આપવા લાગ્યો છે એ એક સુચિન્હ છે એનુ ઐતિ હાસિક કારણ જાણવા જેવુ છે આજથી આસરે ૨૦ વર્ષ પૂર્વે ચાલેલા બોયર વિગ્ર દરમ્યાન બ્રિટિશ લશ્કરમા ભરતી કરવા માટે જે મનુષ્યોને પસદ કરવામા આવ્યા હત તેનો એવડો મોટો ભાગ શારીરિક તપાસને પરિણામે અયોગ્ય નિકળી આવ્યો કે કેટલા દીર્ઘદર્શીઓનુ ધ્યાન એ ખામી તરફ ખેચાયુ તેઓએ વિચાર્યુ કે આ પુખ્ત ઉમરના પુરુષ પૂર્વે યુવક હતા, માટે ચાલો આપણા યુવકોની શારીરિક તપાસ ઉચ્ચ શાળાઓમા અ કૉલેજોમા જઇ કરીએ ત્યા પણ તેવી જ ખામી તેમને જણાઇ' પછી એ કોવિદોએ વિચા કે આ યુવકો પૂર્વે બટુક હતા માટે ચાલો આપણે આપણા બટુકોની તેમને ઘરે જઇ શારી રિક તપાસ કરીએ ત્યા પણ એ જ બનેડા' પછી એ કોવિદોએ વિચાર્યુ કે એ બટુકો પૂ માતૃગર્ભવાસી હતા, માટે ચાલો આપણે આપણા દેશની માતાઓ સબધી તપાસ ચલાવીએ ત્યા પણ પરિણામ અસતોષજનક નિવડયુ છેવટે તેઓ નિર્ણયપર આવ્યા કે સમાજના શ્રેય માટે માતાઓનુ રક્ષણ પ્રથમ આવશ્યક છે યુરોપના મહાભારત વિગ્રહ સમયે ઇગ્લ

ડમાં દશ લાખ મનુષ્યો શારીરિક તપાસણીને પરિણામે નાલાયક સિદ્ધ ન થયા હોત તો જર્મનીનો પક્ષ શરૂઆતમા જ પરાસ્ત થઈ ગયો હોત

માતાની મહત્તા વિષે વિશેષ કહેવાની જરૂર નથી ગોબ્રાહ્મણમા જેમ ગાય પહેલી અને બ્રાહ્મણ પછી તેમ માબાપમા મા પહેલી અને બાપ પછી, પ્રથમ **માતૃદેવો ભવ પિતૃદેવો ભવ** આપણે સર્વ સ્વાનુભવથી જાણીએ છીએ કે અનેક પ્રોફેસરોના લાંબાલચરક ભાષણોથી ન મળી શકે એવુ જ્ઞાન આપણે આપણી માતાના મૂકબોધથી મેળવ્યુ છે શિક્ષક તરીકે માતાનો દરજ્જો પહેલો છે એ આપણે સ્વીકારીએ છીએ, પરંતુ એથી પણ વિશેષ આગ્રહથી આપણે ધ્યાનમા રાખવુ જોઇએ કે બાળકનુ સર્વ શ્રેષ્ઠ પોષણ કરનાર સાધન પણ માતા જ છે બાળક માતાના ખોળામા સુઇ તેના કલશમાથી અમૃતપાન કરી રહ્યુ હોય, ધાવતા ધાવતા ખોળામા લાત મારી રહ્યુ હોય, માતાના વાત્સલ્યમય નેત્ર બાળક મુખપાન કરી રહ્યાં હોય, માતાનો કોમળ હાથ બાળકના સુકુમાર મસ્તકપર ફરી અવર્ણનીય આશિષની પ્રસાદી પાથરી રહ્યો હોય, અને નિદ્રાને વશ થઈ જાય—આના જેવુ દશ્ય મનુષ્ય સંસારમા બીજુ કોઇક જ હશે

અનેક પ્રયોગોથી હવે સિદ્ધ થઇ ચુકયુ છે કે બાળકને પોષણ આપનાર તેની પોતાની માતાના દુધ જેવુ જગતમા કશુ નથી રશિયામા આવેલો મૉસ્કો શહેરમા એક જબરી બાલ સંસ્થા છે હજારો બાળકોને એ સંસ્થા પોષે છે, અને દુનિયામા એવી મોટી કોઇ સંસ્થા નથી. દુરાચારમા ફસાયલી અથવા પારકા વિશ્વાસઘાતને લીધે દુર્દશામા આવી પડેલી અનેક અબળાઓ એ સંસ્થામા એક દ્વારે પોતાના બાળકને ગુપ્ત રીતે મુકી દે છે, અને પછી બીજે દ્વારે પ્રકટ રીતે એ જ સંસ્થામા ધાવની નોકરી માટે ઉમેદવારી કરે છે અદ્ભુત પ્રેરણા બુદ્ધિથી એવી માતાઓ હજારો બાળકમાથી પોતાના બાળકને આખરે શોધી કાઢે છે, અને એવી રીતે પોતાની માને ધાવેલા બાળકો ત્રાહિત ધાવને ધાવેલા બાળકો કરતા ઓછા પ્રમાણમા મરે છે એ સિદ્ધ થઇ ચુકયુ છે

બાળકનો પહેલો અને ન છીનવી શકાય એવો હક એવા કોઈ ક્ષુદ્ર વિચારથી માતા જે દિવસે પોતાના દુધનો બાળકને વિયોગ કરાવશે તે દિવસ તેની અધોગતિનો અને સમાજની અધોગતિનો છે ફૅશનમા ફસાઇ જેટલુ દૂર પોતાના સ્તનથી પોતાના બાળકને તે રાખશે તેટલો દૂર સ્વર્ગલોકથી આ લોક રહેશે ફૅશનમા ફસાઇ જેટલી બનાવટી નાજુકાઈ માતા કેળવશે તેટલી મરદાની તેના પુત્ર જીવનમાંથી કમી થશે આપણામા કહેવત છે કે ‘ તારી માએ લિપ્પટનના પીળા ડબ્બાની ચાહના પાંચ પ્યાલા રોજના પીધા હોય તો. ” એ કહેવતમા થઈ ગયુ તો છેવટે આપણા બાળકોનુ અતિ અમગલ રૂપાતર થયા વિના રહેશે નહિ તેમ જ જો આપણા સમાજમા માતાઓને કમાવાની ફિકર રહેતા બાળકને પોતાના સ્તનથી તરછોડવાનો પ્રસગ આવશે તો સામાજિક વિનિપાતનુ મુહૂર્ત જ મડાશે

આપણા દેશની સ્ત્રીઓને પણ બીજા દેશની સ્ત્રીઓની પેઠે રાજ્યતત્રમા મત મેળવવાનો અભિલાષ ક્રમે તૃપ્ત પણ થશે, પરતુ મોહમય મતની મારામારીના એ સમયમા પણ કુલાગનાઓ કદાપિ ભૂલશે નહિ કે બાળકને તો **न मातुः परदैवतम्** ॥

# હિન્દી સાહિત્ય સમ્મેલનોનાં કાર્યોની સમાલોચના.

( સમાલોચક —ડાહ્યાભાઈ મનોરદાસ પટેલ. )

## હેતુ.

જેમ આપણે સાહિત્ય સમ્મેલનો ભરીને સાહિત્ય વિષયક ચર્ચાઓ ચર્ચી આપણા સાહિત્યને અધિકાધિક પુષ્ટિ કેમ મળે તેના એકત્ર થઈ વિચારો કરીએ છીએ અને સહમત બની યતકિંચિત બની આવતી સેવાઓ કરીએ છીએ તેજ પ્રમાણે કેટલેક અંશે આપણાથી વધુ સેવા હિન્દી સાહિત્ય સમ્મેલન છેલ્લા દશ વર્ષથી નિયમિત કરી રહ્યું છે તે કેવા અને કેવી રીતના કાર્યો કરી રહેલ છે તે આપણને પણ કેટલીક રીતે માર્ગદર્શક થઈ પડે તે હેતુથી તથા હિન્દી સાહિત્યનો કાંઇક ખ્યાલ બંધાઇ તે તરફ આપણી રૂચિ પેદા થઈ તેમાથી આપણા સાહિત્યને ઉપયોગી તત્ત્વો ગ્રહણ કરવામા આવે એ હેતુથી આ લેખ યોજાયો છે

## પહેલી પરિષદ્-શરૂઆત

હિન્દી સાહિત્ય સમ્મેલનની શરૂઆત એટલે પહેલી બેઠક જે સાલમા આપણા શહેનશાહ પાચમા જ્યોર્જ તખ્તનશીન થયા તે સાલમા આપણાથી બહુ મોડી સને ૧૯૧૦ | સવત ૧૯૭૬ માં પવિત્ર ક્ષેત્ર કાશીથી દેશભક્ત ધન્યનામ પંડિત મદનમોહન માલવીઆના પ્રમુખપણા નીચે ૧૫ મી અકટોબરના દિવસે થઇ આવી રીતનો હિન્દી પરિષદનો જન્મ મુખ્યત્વે યુરોપમા ભરાતી "સર્વદેશી પ્રાચ્ય પરિષદ" (International Congress of Orientalists) ના આદર્શને આભારી હતો બંગાલી, ગુજરાતી, મરાઠા અને ઉર્દૂ સાહિત્ય સમ્મેલનો ભરાયા હતા તે ઉપરથી હિન્દી સાહિત્ય સમ્મેલન ભરાય તો ઠીક એ પણ આ સમ્મેલનને જન્મ આપવાનુ એક કારણ હતું તે વખતે કાશીમા 'નાગરી પ્રચારિણી સભા' હયાત હતી અને તેણે સ્વાગત કમિટી બનાવી આ પ્રથમ પરિષદનુ કાર્ય સાગોપાગ ઉતાર્યું હતું

મિશ્રબંધુ (પં શ્યામવિહારી મિશ્ર, પં શુકદેવવિહારી મિશ્ર અને પં ગણેશવિહારી મિશ્ર), પં અયોધ્યા સિંહ ઉપાધ્યાય, પં ગૌરીશંકર હીરાચંદ ઓઝા, મુન્શી દેવિપ્રસાદજી આદિના સુંદર લેખો અને નિબંધો રજુ થયા હતા ઇતિહાસ અને પ્રાચીન વસ્તુઓની શોધ કરનાર વિખ્યાત પંડીત ગૌરીશંકર હીરાચંદ ઓઝાનો 'વર્તમાન નાગરી અક્ષરોની ઉત્પત્તિ'નો લેખ સુંદર હતો તે લેખ સાથે તેમણે તે ઉત્પત્તિ કેવી રીતે ખોળી કાઢી છે

+ હિન્દી જગત્ હજુ પ્રાચીનતા જાળવી રાખવા મથે છે તેમના કાર્ય-દિવસોની નોંધ મ. ગાંધીજીએ તેમના આશ્રમમા ચલાવેલ શિષ્ટાચાર પ્રમાણે, તારીખ અને ઇંગ્રેજી સન પ્રમાણે નહિ, પણ મિતિ અને વિક્રમ સંવત પ્રમાણે કરે છે

તેવું એક ચિત્ર રજુ કર્યું હતુ, કે જે ચિત્ર આપણી ગુજરાતી લિપિની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે શોધ કરવાનો હવે વિશેષ પ્રયત્ન આદરાય તે માટે પ્રદર્શનમા રજુ કર્યુ છે.

જે લિપિથી નાગરી લિપિની ઉત્પત્તિ ક્રમશ જમાનાના ફેરફાર પ્રમાણે બતાવી છે તે લિપિ અશોકના કાળની છે આ આખો લેખ સાહિત્ય શોધકે વાચવા વિચારવા જેવો છે. મુન્શી દેવીપ્રસાદજીનો 'મુસલમાની રાજત્વમે હિન્દી' વાળા લેખમાથી મોગલ સમ્રાટ અકબરના વખતમા પ્રચલિત સિક્કાઓ તથા બીજી વસ્તુઓના સાકેતિક નામો ખાસ જાણવા યોગ્ય છે

હવે આપણે ચાલુ નોધ ઉપર આવીએ આ પ્રથમ સમ્મેલનમા સમ્મેલનને સ્થાયી રૂપ આપવાનો વિચાર કરવામા આવ્યો અને તે ઉપરથી એક સ્થાયી કમિટી બનાવવામા આવી આ સ્થાયી કમિટીનુ કાર્યસ્થળ પ્રયાગ રાખવામા આવ્યુ અને તાત્કાળિક તેને સમ્મેલનના નિયમો બનાવવાનુ કામ તથા સયુક્ત પ્રદેશમા ઉપદેશક વગેરે દ્વારા નાગરીનો પ્રચાર કરવાનુ કાર્ય સોપવામા આવ્યુ

## બીજી પરિષદ્.

બીજુ સમ્મેલન ૧૯૧૧ મા પ્રયાગમા પં ગોવિંદ નારાયણ મિશ્રના પ્રમુખપણા નીચે ભરાયુ

આ વખતે સ્થાયી કમિટીએ સમ્મેલન માટે જે નિયમાવલી બનાવી હતી તે રજુ કરવામા આવી.

સમ્મેલનની નિયમાવલી આપણે જાણવા યોગ્ય હોવાથી આ લેખ સાથે પરિશિષ્ટ વિભાગમા આપવામા આવી છે તે વિચારવા યોગ્ય છે પહેલા વર્ષમાં બધાએલી સ્થાયી કમિટીના પ્રયાસથી સયુક્ત પ્રાન્તોની અદાલતોમા અરજીના કાગળ હિન્દી ભાષામા અને નાગરી લિપિમા અગાઉ દશ વર્ષમા કદી નહિ દાખલ થયેલા તેટલા બધા દાખલ થયા હતા અને આ સમ્મેલન વખતે આઠ નાગરી પ્રચારિણી સભાઓનો સમ્મેલનથી સબંધ જોડાયો હતો સમ્મેલન પુસ્તકાલયમાં ૪૮૧ પુસ્તક આવ્યા તથા ૧૭ પત્ર–પત્રિકાઓ આવતા રહ્યા. આ સમ્મેલનમા પણ ઉત્તમ લેખો અને નિબધો આવ્યા હતા

## ત્રીજી પરિષદ્

ત્રીજુ સમ્મેલન કલકત્તામા સને ૧૯૧૨ મા વૃદ્ધ પુરૂષ અને કવિ પં બદરી-નારાયણજી ચોધરીના પ્રમુખપદ નીચે ભરાયુ હતું આ સમ્મેલનના છેલ્લા દિવસોમા આપણા ભલા અને દિલસોજ વાઇસરોય લોર્ડ હાર્ડિંજ ઉપર દિલ્હીમા બોમ્બ પડયો હતો અને તે માટેનો દિલગીરીનો ઠરાવ આ સમ્મેલને છેલ્લે દિવસે તરતજ પસાર કરવાનુ ડહાપણ વાપર્યું હતુ બધા સમ્મેલનના પ્રમુખોના ભાષણોમા આ વખતના પ્રમુખનુ ભાષણ અતિશય લાબુ ( ૪૭ પાનાનુ ) અને દરેક રીતે સાહિત્યની દૃષ્ટિએ ઉત્તમ હતું આ ભાષણ ઘણું સુંદર હોવાથી તે સમ્મેલન તરફથી લેવાતી પરીક્ષાઓમાની પ્રથમ પરીક્ષામા એક પાઠ્ય પુસ્તક તરીકે વચાય છે આ સમ્મેલનમા 'સગીત અને સાહિત્ય' વિષે પંડિત વિષ્ણુ દિગમ્બરે વિવેચન કર્યુ હતુ અને છેલ્લી રાત્રે સગીતથી જલસો કરી તેની અડધી રકમ સમ્મેલનને આપી હતી, એ એક નોંધવા જેવી ઘટના બની હતી

આ સમ્મેલનમા ઠરાવો પણુ વિશેષ સંખ્યામા થયા હતા અને દર વખતની માફક ‘ પૈસાફંડ ’ પણુ ઉઘરાવવામા આવ્યુ હતું

આ સમ્મેલન કલકત્તામા ભરાયુ હતું એટલે, બગાળાની રાજ્યધાની કલકત્તામા બગાલવાસીઓની માતૃભાષા બગાલાની સાહિત્ય પરિષદ્ જે સ્થાયીરૂપે બીરાજતી હતી તે બગીય સાહિત્ય પરિષદે હિન્દી સાહિત્ય સમ્મેલનના પ્રતિનિધિઓને પોતાના મુકામે નોતર્યા હતા આવો હિન્દી સાહિત્ય અને બગ સાહિત્યનો સમાગમ પરલોકવાસી બાબુ શારદાચરણુ મિત્રના ઉદ્યોગથી થયો હતો આ વર્ષમા સમ્મેલન તરફથી ‘ સમ્મેલન પત્રિકા ’ નામથી સમ્મેલનની એક માસિક (મુખ) પત્રિકા ચાલુ થઇ જે અત્યાર સુધી પ્રયાગથી નિયમિત રીતે પ્રગટ થયા કરે છે આ સમ્મેલનનુ એક મહત્ત્વનું કાર્ય એ થયુ કે તેણે હિન્દીમાં સાહિત્યની પરીક્ષા લેવાનો પાકો વિચાર કર્યો, અને તેના માટે આવતા સમ્મેલન વખતે નિયમો તૈયાર કરવાનુ હાથમા લીધુ સાહિત્યની પરીક્ષાથી આ લોકોએ નીચેના જે સર્વ—સામાન્ય ફાયદાઓ સ્વીકાર્યાં છે તે અત્રે જણાવવા ઉપયોગી છે તે નીચે પ્રમાણે છે —

(૧) ભાષા—પ્રચારનુ કાર્ય સુગમતાથી થાય

(૨) ભાષા—સાહિત્યના પરિપૂર્ણ પ્રાચીન ભણ્ડારથી લોકોને પરિચય થાય

(૩) વિદ્યાની નવીન નવીન શાખાઓથી ભાષા વૃક્ષ ફાલે

(૪) યોગ્ય લેખક, અધ્યાપક, સપાદક આદિ સાહિત્ય પ્રેમીઓ વિશેષ પ્રમાણુમા તૈયાર થાય,

(૫) પુસ્તકોના વેચાણુથી પ્રાચીન ગ્રન્થોનો પુનરોદ્ધાર થાય તથા નવીન ગ્રન્થો શીઘ્ર પ્રકાશીત થવાનો સભવ રહે

આ સમ્મેલનના કાર્ય-વિભાગે તેજસ્વી સ્વરૂપ ધારણ કર્યું હતું પણુ લેખ-વિભાગ કાઇક મદ હતો ત્રીજા સમ્મેલનની લેખમાળા થોડી હતી અને બહુ વિચારશીલ નિબધો-વાળી નહોતી ફક્ત દેવનાગરી લિપિ કેમ જલદી લખાય તે માટેનો નિબધ ઠીક હતો અને તે ઉપરથી આપણે આપણી ગુજરાતી લિપિ કેમ જલદીથી લખાય તે માટેની શોધો તથા પ્રયત્નો માટે ચર્ચાઓ કરવી ઘટે છે.

## ચોથી પરિષદ્

ચોથુ સમ્મેલન સને ૧૯૧૩ મા કાંગડી ગુરૂકુલના પ્રાણ મહાત્મા મુન્શીરામજી (સ્વામી શ્રદ્ધાનદજી) ના પ્રમુખપણા નીચે ભરાયુ હતું

આ સમ્મેલને ‘ સાહિત્ય પ્રદર્શન ’ ભરવાની શરૂઆત કરી હતી અને ત્યારથી દર પરિષદ્ વખતે સાહિત્ય પ્રદર્શનો ભરાતા રહ્યા છે

આ સમ્મેલન બાબુ શ્યામસુન્દરદાસ બી એ ના પ્રસ્તાવથી ‘ વર્ણવિચાર સમિતિ ’ યોજાઇ હતી પણુ તે કમિટીનો હજુ સુધી એકમતે કાઇ નિર્ણય આવ્યો નથી

આ વર્ષમા સ્થાયી કમિટીએ પોતાના ઉદ્દેશોની પૂર્તિ માટે એક નવી સૂચના કરી તે સૂચના અગ્રેજીમા નીકળતી ‘ લિટરરી ઇયર બુક ’ ના ધોરણે ‘ સાહિત્યિક વિવરણ

પત્રિકા ' તૈયાર કરવી તે હતી આ કાર્ય હજુ પૂર્ણ થયુ નથી, છતા તેના છૂટક છૂટક વિભાગ રૂપે કેટલીક વિવરણપત્રિકાઓ કે જેમાં ફક્ત પુસ્તકોની નોધ વગેરેજ સમાયેલ છે તે પ્રસિદ્ધ થઇ લાગે છે; અને સાતમા સમ્મેલને આ સૂચનાને અમલમા જાણે ના મૂકી હોય તેમ તેના પ્રદર્શનમા આવેલા પુસ્તકોનુ એક અલગ સૂચીપત્ર ગુ૦ વ૦ સોસાઇટીના સૂચીપત્રની માફક તૈયાર કરેલુ છે જે ત્રણ આનાની કિંમતે વેચાય છે પરતુ આ સૂચનાનો મુખ્ય મુદ્દો કેવળ પુસ્તકોની સૂચીથી અટકતો નથી તેમાં તો લેખકો, પ્રકાશકો, પુસ્તકાલયો, પત્રસપાદકો, છાપખાનાઓ વગેરેની પૂર્ણ માહિતી આવવી જોઇએ, એટલે દેખીતી રીતે તે એક કઠિણ કાર્ય છે અને તે કાર્ય હજુ હિન્દી સાહિત્ય સમ્મેલને પૂરૂં કર્યું લાગતું નથી

આ વર્ષમા નોધવા જેવી બીના એ હતી કે પરીક્ષાઓ લેવાનુ કાર્ય ચાલુ કરવામા આવ્યુ હતું.

## પાંચમી પરિચ્છેદ.

પાચમુ સમ્મેલન લખનૌમા સને ૧૯૧૪ મા સુપ્રસિદ્ધ કવિ પં૦ શ્રીધર પાઠકના પ્રમુખપણા નીચે ભરાયુ હતું

આ સમ્મેલનમા ઉલ્લેખયોગ્ય એક કાર્ય એ થયુ કે હિન્દીના લિઙ્ગભેદ ઉપર વિચાર કરવાને એક કમિટી નિમવામા આવી

બીજી ઉલ્લેખયોગ્ય બાબત એ હતી કે ગયા વર્ષમા સાહિત્યની પરીક્ષા લઇને વિદ્યાર્થીઓને ફક્ત પાસ કે નાપાસ ઠરાવવામા આવ્યા હતા, પણ તેઓને કોઈ પ્રમાણપત્ર કે પદવીદાન આપવામા નહોતાં આવ્યા, તે આ વર્ષથી ચાલુ કરવામાં આવ્યા કે જેથી વિદ્યાર્થીઓ ઉત્સાહિત બને

આ સમ્મેલન ભરાયુ તે વખતે સમ્મેલનની સ્વાગતકારિણી કમિટીની આજ્ઞાથી સમ્મેલનની બેઠક પહેલા લેખવિભાગનુ પુસ્તક તૈયાર થઇ ગયુ હતું આ લેખોમા 'હિન્દી કવિતા કિસ ઢગકી હો?' એ પં ગગાપ્રસાદ અગ્નિહોત્રીના લેખમા હિન્દી કવિઓ અને તેમના કાવ્યગ્રથોની અનતા પ્રમાણમા સૂચી આપેલી છે, અને તે હિન્દી સાહિત્યના અભ્યાસી માટે ઠીક છે

## છઠ્ઠી પરિચ્છેદ.

છઠ્ઠુ સમ્મેલન સને ૧૯૧૫ ની સાલમા લાહોરમા ભરાવાનુ હતુ મહાત્મા મુન્શીરામજી ( સ્વામી શ્રદ્ધાનદજી ) ના પુત્ર શ્રી હરિશ્ચન્દ્રજીએ પોતાના પિતાની આજ્ઞાથી લાહોર માટે સમ્મેલનને નોતરૂ આપ્યુ હતુ. પણ તેઓ ૧૯૧૫ ની સાલમા વિલાયત ગયા અને પાછળના માણસોથી ઝડપે કામ ના થયુ છેવટની વખતે લાહોરવાસીઓનો આગ્રહ પડીત મદનમોહન માલવીયાજીને પ્રમુખ નીમવાનો હતો અને તેઓ પોતે સમ્મેલનની બેઠક જે મહોરમના વખતમા નક્કી કરી હતી તે વખતે આવી શકે તેમ નહોતુ તેથી સ્થાયી કમિટીની આજ્ઞા મેળવી તારીખો બદલાઇ; છતાં તે તારીખોમા પણ પં. માલવીયાજીને લાહોર આવવામા બે દિવસનો ફેર પડતો હતો તેથી લાહોરવાળાઓએ વળી તારીખો બદલવા સ્થાયી કમિટીની આજ્ઞા માગી. પણ તે આજ્ઞા મળી નહિ

અને સ્થાયી કમિટીએ પોતાની મેળે પ્રયાગમા પરિષદ્ ભરવાનો પ્રબન્ધ કરી લીધો આ પ્રકારની ઘટના અત્રે જણાવવાનુ કારણ ફક્ત તે લોકોનુ કેવુ બધારણ છે તે જ છે

આ રીતે લાહોરમા સમ્મેલન નહિ ભરાતા પ્રયાગમા સમ્મેલન ભરાયુ. તેના પ્રમુખ બાબુ શ્યામસુન્દરજી બી એ હતા તેઓ એક સેનાની નહિ પણ નવયુવક અને સિપાઈ હોવા છતા સાહિત્યની દષ્ટિએ તથા કાર્યદષ્ટિએ યોગ્ય પુરૂષ જ હતા.

આ સમ્મેલનના નિબધોમાં ગુજરાતી કા હિન્દી સે સંબધ' નામનો પડીત ગણપતિ જાનકીરામ દુબેનો નિબધ આપણા સાહિત્યને કેટલેક અશે ઉપકારક તેમજ ઉપકારી ગણાય. પણ તે નિબધ જોઇએ તેવો ખ્યાલ આપી શકનારો નહોતો આ ભાઇએ 'ગુજરાતી સાહિત્ય કા વિકાસ' નામનો એક લેખ '**नागरी प्रचारिणी पत्रीका**'મા આપી ગુજરાતી ઉપર ઉપકાર કર્યો છે

આ સમ્મેલનમા શ્રીયુત ચૌબે ગોવિન્દપ્રસાદ જૂદેવ યુવરાજે સમ્મેલનને વિસ્તૃત અને વધુ ઉપયોગી કેમ અને કેવી રીતે બનાવવુ તે માટેની કેટલીક સૂચનાઓ કરી હતી તેમાની બે ત્રણ નીચે મુજબની હતી

(૧) સમ્મેલનના ઉત્સવના દિવસો આખા ભારતમા છુટ્ટીના દિવસો હોવા જોઇએ તે દિવસો સર્વને માટે એક સરખા તહેવારના દિન હોવા જોઇએ

(૨) સમ્મેલનની તિથિઓ ધાર્મિકતહેવારની તિથિઓ રૂપે મનાવી અને ગણાવી જોઇએ, તે દિવસો તહેવાર તરીકે સમસ્ત પ્રજા ઉજવતી થઇ જવી જોઇએ, અને માતૃ-ભાષાની પૂજાનો પ્રચાર કરી દેવો જોઇએ

(૩) સમ્મેલનની તિથિઓ નક્કી થયથી, મોટા મોટા નગરોમા મોટા અક્ષરો વાળી જાહેરખબરો જાહેર રસ્તાઓ ઉપર અને ખાસ કરીને તીર્થસ્થાનોમા ચોટડાવી જોઇએ

## સાતમી પરિષદ્.

સાતમુ સમ્મેલન સને ૧૯૧૬ મા સાહિત્યાચાર્ય પં' રામાવતાર શર્મા, એમ એ ના પ્રમુખપદ નીચે જબલપુરમા ભરાયુ હતું આ સમ્મેલન બહુ જ ઉત્તમ નમુનેદાર હતુ એમ કહી શકાય જબલપુરવાસીઓએ બહુ જેહમન ઉઠાવી હતી અને તેમને માથે પડેલો કાર્યભાર લગભગ બે વર્ષ સુધી ઉપાડવો પડયો હતો આ સમ્મેલનમા ૬૦૮ પ્રતિનિધિઓ આવ્યા હતા પરચુરણ નાણાની ટીપ લગભગ રૂ ૮૦૦૦ ની રકમની સાધારણ જનસમાજ પાસેથી થઇ હતી અને તેથી સાધારણ હિન્દી જનસમાજનો ભાષા–સાહિત્ય પ્રત્યેનો પ્રેમ ઠીક દર્શાવ્યો હતો

પ્રદર્શન પણ સુદર નીવડયુ હતું તેમા છાપેલા ગ્રથો લગભગ ૧૩૦૦, વગર છાપેલા હિન્દી ૩૦૦ અને સસ્કૃત સાથે લઇએ તો ૧૦૦૦ આવ્યા હતા આ પ્રદર્શનમા આવેલા છાપેલા પુસ્તકો આ સમ્મેલનને ભેટ મળ્યા હતા અને તેનુ એક જૂદુ (જબલપુર) સમ્મેલન પુસ્તકાલય ' ઠરાવ પ્રમાણે હવે ખોલાયુ પણ હશે

આ સમ્મેલને ભરેલા પ્રદર્શનમા અત્યારના આપણા મોઘા મહેમાન શ્રીયુત ટાગોરનો

એક હિન્દી પત્ર – જેના પર તેમના હસ્તાક્ષર અંગ્રેજીમા હતા તે મૂકવામા આવ્યો હતો, તે શ્રીમાન ટાગોરની અત્રેની પધરામણી લક્ષમા લેતા સહજ જણાવવુ ઘટે છે

આ સ્થળે પ્રસગ મળતા કહેવુ પડશે કે દર વર્ષે પ્રયાગની સ્થાયી કમિટી પાસેના સમ્મેલન—પુસ્તકાલયમા નવા ગ્રથકારો, લેખકો, પ્રકાશકો વગેરે તરફથી પુસ્તકો—પત્રો—પત્રિકાઓ ભેટ દાખલ વિશેષ આવતા ગયા હતા

આ સમ્મેલનમા કેળવણી, દેશી ભાષા મારફત આપવી તે માટેનો સહમત ઉભો કરવાના પ્રયત્ન થયા હતા એક ખાસ ઘટના આ સમ્મેલનમા બની તે એ હતી કે રાયપુર કન્યા—પાઠશાળાની અધ્યાપિકા શ્રીમતી ગોદાવરી બાઇએ વ્યાખ્યાન દીધુ હતુ, અને સ્ત્રીઓનો પક્ષ ખેચી જણાવ્યુ હતું કે આવી સાહિત્ય પરિષદોમા તો સ્ત્રીઓને ખાસ નોતરવી જોઇએ

આ સમ્મેલનની લેખાવલીમા 'જૈન લેખકો ઔર કવિયો દ્વારા હિન્દી કી સેવા' નો શ્રીયુત નાથુરામ પ્રેમીનો ૫૦ પાનાનો એક વિસ્તૃત લેખ હતો ભાવવ્યજકતાના લેખમા મિશ્રબન્ધુઓએ જણાવ્યુ હતું કે ભાવવ્યજકતાની વૃદ્ધિમા વ્યાકરણ—માહાત્મ્ય—હ્રાસ આવશ્યક છે

આ સમ્મેલનમા જે છાપેલા પુસ્તકો પ્રદર્શિત થયા હતા તેનુ પાછળથી એક જુદુ સૂચીપત્ર કાઢવામા આવ્યુ હતુ, જેનો ઉલ્લેખ મે એક સ્થળે આ લેખમા કર્યો છે

## આઠમી પરિષદ્

આઠમુ હિન્દી સાહિત્ય સમ્મેલન ઇદોરમા ભરાયુ હતુ આ સમ્મેલન એક ગુજરાતી-ના પ્રમુખપણા નીચે ભરાયુ તેથી એક રીતે જાણે હિન્દી ઉપર ગુજરાતીનુ આધિપત્ય સ્વીકારાયુ ? હિન્દીનો ઉદ્ધાર એક ગુજરાતીએ કર્યો એ બીના આ સમ્મેલનના ઇતિહાસ રૂપે સુવર્ણાક્ષરથી કોતરાઈ રહેશે પૂજ્ય મહાત્મા ગાંધીજીને હાથે આ એક ભાષાબેનનો ઉદ્ધાર થાય છે તેથી આપણે ગુજરાતીઓએ પણ મ ગાધીજીનો પૂર્ણ ઉપકાર માનવાનો છે

પણ હિન્દી સાહિત્ય સમ્મેલનના પ્રમુખ તરીકે મ. ગાંધીજીના ચૂટાવાથી એક પ્રશ્ન સહજ ઉભો થાય છે તે પ્રશ્ન એ છે કે સાહિત્ય પરિષદનો પ્રમુખ કેવળ સાહિત્યની દૃષ્ટિથી ચૂટાવો જોઇએ કે વ્યવહારિક અને કાર્યદૃષ્ટિથી આપણને વિશેષ લાભકર્તા થઇ પડે તેવો કર્મવીર ચૂટાવો જોઇએ ? આ પ્રશ્ન પૂરતી રીતે છણવા જેવો છે

આ સમ્મેલન ઇદોરમા ચાલતા પ્લેગના કારણને લીધે સને ૧૯૧૭ના છેલ્લા માસોમા ભરાવાને બદલે ૧૯૧૮ મા માર્ચના છેલ્લા દિવસોએ ભરાયુ હતુ અને હાલ બે વર્ષ થયા તે ઇસ્ટરના તહેવારો કે તે તહેવારોની આસપાસના દિવસોએ ભરાય છે

આ સમ્મેલનમા હિન્દી ભાષાપ્રચાર અને હિન્દી સાહિત્યવૃદ્ધિ માટે ઉઘરાણુ થતા રૂા ૩૦,૦૦૦ નો ખરડો થયો હતો અને દર વર્ષ લગભગ રૂા ૧૫૦૦ ની ચાલુ મદદ પાચ વર્ષ સુધી આપવાના વચન અપાયાં હતા આ સમ્મેલન પ્રત્યે હોલકર સરકારની પૂર્ણ સહાનુભૂતિ હતી તેથી ઘણે અશે તે એક સફળ પરિષદ નીવડી હતી

ગયા સમ્મેલનમા એક બાઇએ વ્યાખ્યાન આપીને સ્ત્રીઓનો પ્રશ્ન છેડયો હતો અને સ્ત્રીઓએ સાહિત્યપરિષદમા ભાગ લેવો તથા તેમને તેવા ભાગ લેવા નોતરવી એવી તેણે સૂચના કરી હતી તેણીની સૂચના આ સમ્મેલનમા અમલમા આવી હતી આ સમ્મેલનના

માચ ઉપરથી મહિલાઓના વ્યાખ્યાનો થયા હતા અને તે એક અપૂર્વ પ્રસંગ જ હતો શ્રીમતી ગંગાસ્વરૂપા આનંદીબાઇ, શ્રીમતી હેમંતકુમારી ચૌધરાની, પંડિતા મનોરમાબાઇ, શ્રીમતી મગનબાઈ, શ્રીમતી વેણુબાઈ વગેરએ સ્ત્રી-સુધારો અને સ્ત્રીકેળવણી વિષે ટીકાઓ કરી હતી

આ વર્ષમા સ્થાયી કમિટીએ સમ્મેલન તરફથી 'સુલભ સાહિત્યમાલા' પ્રકાશિત થાય એવો એક ઠરાવ કરેલો છે જે વિષે સમ્મેલનના રિપોર્ટમા જણાવ્યુ છે, તે પણ આપણે માટે એક ખાસ ધ્યાન આપવા યોગ્ય હકીકત હતી

પાછલાં સમ્મેલનોની માફક આ સમ્મેલનની લેખમાલામા પણ ઉત્તમ નિબંધો દાખલ થયા હતા. તેમા 'રાષ્ટ્રભાષા હિન્દી મે ઉચ્ચ શિક્ષણ' નામનો કાગડી ગુરૂકુલવાળા શ્રીયુત બ્રહ્મચારી સત્યવ્રતજીનો લેખ સર્વોત્કૃષ્ટ છે જો કે રા નરસિંહરાવના રાજકોટ પરિષદવાળા 'ભારતખંડ માટે એક ભાષા'વાળા લેખ જેવો અતિ સૂક્ષ્મ દલીલો અને આકડાઓવાળો આ લેખ નથી, છતા વિદ્વતામા તે કોઇ રીતે ઉતરતો ન ગણી શકાય, વળી આ લેખ રા નરસિંહરાવના પ્રાતકૂળ મતને એક રીતે જવાબરૂપ છે તેમા લેખકે પ્રથમ ભાગમા મેકોલે-ની મિનિટની (ટિપ્પણ, નોધ) સમાલોચના કરીને હિન્દી એ માધ્યમિક ન બની શકે તેની વિરૂદ્ધ યુક્તિઓની પરીક્ષા કરી છે અને બીજા ભાગમા અગ્રેજી ભાષા માધ્યમિક હોવાથી થયેલી હાનીઓનુ સક્ષેપમા વર્ણન કયુ છે

બીજા લેખોમા 'ભારતીય ઇતિહાસ સબધી ખોજ આર ઉસકા ફલ, એ નામના લેખો ખાસ ધ્યાન ખેચે છે અને તે દરેક ઇતિહાસ રસિક પુરૂષ વાચવા જોઇએ છે 'હિન્દી મે વિશ્વવિદ્યાલયો કી આવશ્યકતા' વાળો શ્રીયુત રાવબહાદુર ચિન્તામણી વિનાયક વૈદ્યના લેખ પણ મનનીય છે બીજો એક લેખ જેમ ગ. હીરાલાલ ત્રી પારેખે સને ૧૯૧૯ નુ આપણા સાહિત્યનુ દિગ્દર્શન કયુ હતુ તેમ 'સાહિત્યસસાર કા અવલોકન' નામનો છે તેમા નિબંધ લખવા કાળ પહેલાના છેલ્લા આઠ વર્ષોનુ અવલોકન છે અને કેટલેક દરજ્જે હિન્દી સાહિત્ય ઉપર તે ઠીક અજવાળુ નાખી શકે તેમ છે

આ સમ્મેલને ભરેલ સાહિત્ય પ્રદર્શન પણ સૌ કરતા શ્રેષ્ઠ નિવડયુ હતુ સાહિત્ય પ્રદર્શનમા લગભગ ૫૦૦૦ પુસ્તકો એકત્રિત થયા હતા સમાચાર પત્રોનુ પણ પ્રદર્શન ભર-વામા આવ્યુ હતુ તેના ચાર વિભાગ પાડવામા આવ્યા હતા (૧) મૃત પત્ર (૨) જીવિત પત્ર (૩) વિશેષ અંક અને (૪) અન્ય ભાષાના પત્ર આની ગીતના કુલે ૧૫૦ પત્ર આવ્યા હતા તામ્રપત્ર, શિલાલેખ, ભાષા—વર્ણ સબધી ચિત્રો, માનચિત્રો, ગણ્યમાન્ય નેતાઓના ચિત્ર વગેરે ઠીક પ્રકાશ પાડના ૨ હતા એક 'માત્રાફલક' નુ ચિત્ર કે જેમા માત્રાઓ અક્ષરની ઉપર નીચે નહિ લગાવતા એક પક્તિમા અક્ષરોની માફેજ લગાડી શકાય અને જેથી છાપવાની તથા ટાઇપ કરવાની સુગમતા પડે એવી યોજના હતી, તે ચિત્રનુ ફોટો ચિત્ર આપણા પ્રદર્શનમા આ વખતે મૂકવામા આવ્યુ છે તે ઉપરથી તેનો આપણને કાઇક ખ્યાલ આવી શકે એમ છે

## નવમી તથા દશમી પરિષદ.

નવમુ સમ્મેલન સન ૧૯૧૯મા મુબઇમા પડીત મદન મોહન માલવીયાજીના પ્રમુખપદ નીચે ભરાયુ હતુ અને દસમુ સમ્મેલન આપણા આ સમ્મેલનના દિવસોએ જ એટલે તા ૨-૩-૪ એપ્રિલ ૧૯૨૦ ના રોજ પટનામા પં નિર્ભુદત્તજી શુકલના પ્રમુખપદ નીચે ભરાતું હશે.

## વિચાર નિવેદન.

આ પ્રમાણે ઉપર જે મે આઠ સમ્મેલનોનો ટુક ઇતિહાસ આપ્યા તે સમ્મેલનના પ્રસિદ્ધ થયેલા રિપોર્ટો ઉપરથી આપ્યો છે પણ આ ઇતિહાસ આપતા અને સમાલોચના કરતા મને મારૂ એક દુર્ભાગ્ય જણાયુ છે તે એ છે કે જ્યારે આ સેવા કરવાનો મને લાભ મળ્યો છે ત્યારે મે પોતે જાતે આ હિન્દી સમ્મેલનોમા ભાગ લીધો નથી અને તેમના પ્રદર્શનો જોયા નથી કે જેથી હુ અત્યારે 'ગુજરાતી સાહિત્ય' ની સેવામા વિશેષ ઉપયોગી થઇ પડુ આથી મારા અતરમા આ પરિષદ્ સબધ જણાવવાનો એક વિચાર ઉદ્ભવ્યો છે તે અત્રે જણાવવાની રજા લઉ છુ તે વિચાર એ છે કે આપણી પરિષદ તરફથી હિન્દી, મરાઠી, બગાળી આદિ સાહિત્ય પરિષદો તથા કેળવણી પરિષદો કે તેને લગતી સાહિત્યના પ્રદેશમા આવતી બીજી પરિષદો ભારતમાં જ્યા જ્યા ભરાતી હોય ત્યા ત્યા તે તે ભાષા કે વિષયમા રસ લેનારા અને જ્ઞાતા પુરૂષ કે પુરૂષોને ચૂટી કાઢી પ્રતિનિધિ તરીકે મોકલવા જોઇએ, અને તેમની પાસેથી સર્વ હકીકતો એકઠી કરી તે ઉપર વિચારોની લેવ—દેવ કરી યોગ્ય દિશામા આગળ વધવાના પ્રયત્નો થવા જોઇએ તેણી સાથે તે તે પરિષદોના મુખ-પત્રો કે મુખપત્રિકાઓ આપણે મગાવતા રહેવુ જોઇએ અગર આપણા પત્ર—પત્રિકાઓ બદલામા મોકલવા જોઇએ અને તેજ પ્રમાણે સારા સારાં પુસ્તકોની પણ લેવડદેવડ વધારી તેમના નિરતર સમાગમમા આપણે રહેવુ અને તેમને આપણા સમાગમમા રાખવા જોઇએ કેટલીક પ્રદર્શનીય વસ્તુઓ આપણે તેમની પાસેથી માગી લઇ આપણા પ્રદર્શનોમા મૂકવી જોઇએ અને આપણી ઉત્તમ શોધખોળથી મેળવેલી પ્રાચીન અને ઉત્તમ વસ્તુઓ બીજા સાહિત્ય—પ્રદર્શનોમા મોકલવી જોઇએ આવો સુમેળ કાઇક રીતે કુદરત યોજી રહી છે એમ જણાય છે તેથી અત્યારે તે દિશાએ પ્રયાણ કરતા થઈ જવુ સુગમ છે હિન્દી પરિષદના પ્રમુખ એક ગુજરાતી તરીકે મ ગાંધીજી થઇ આવ્યા છે અને શ્રીયુત ટાગોર પોતે બગાળી હોઈ અત્રે પધારી આપણી પરિષદનુ ગૌરવ વધારવાની સાથે આપણને કેટલોક લાભ આપી રહ્યા છે અને આપણાથી તેઓ કેટલીક રીતે જ્ઞાત થયા છે અને થશે

## આપણા સાહિત્યને ઉપયોગી થઇ પડતા લેખો.

ઉપર જણાવ્યા પ્રમાણે હિન્દી સાહિત્ય સમ્મેલનોના કાર્યનો જે કાઇ ટુક ઇતિહાસ અને સમાલોચના થઇ તેની નોધ તારવી કાઢતા આપણા સાહિત્યને ભરતીરૂપ થઇ પડે તેવા કેટલાક લેખો ભાષાતર કરવા જેવા જે મને જણાયા છે તે અત્રે આપવા હુ યોગ્ય ધારૂ છુ. તે લેખો નીચે પ્રમાણે છે.—

( ૧ ) 'નાટ્યશાસ્ત્રાચાર્ય ભરતમુનિ' લેખક રા. ગણપતિ જાનકીરામ દુબે ( ૨ ) 'ચન્દબરદાઇ' લેખક બાબુ શ્યામસુન્દરદાસ આ બન્ને લેખ દ્વિતીય સમ્મેલનની લેખાવલીમા જે 'ચન્દબરદાઇ'ના લેખમા બાબુ શ્યામસુદરદાસે તેના ૬૯ અધ્યાયોની ટુક ટુક હકીકત જણાવી છે, તે ગુજરાતી સમાજે જાણવી ઘટે છે

'સમાલોચના સે સાહિત્ય કા લાભ' નામનો પડિત ગિરધર શર્માનો લેખ જે ત્રીજા સમ્મેલનની લેખાવલીમા છે તે ભાષાતરરૂપે આપણને ઉપયોગી થઈ પડે તેમ છે આજ લેખાવલીમા આજ વિષય ઉપર બીજા બે નાના લેખો પણ છે

ચોથા સમ્મેલનની લેખાવલીમા 'હિન્દી મે નાટક'વાળા લેખના (૧) નાટક કયા હૈ, (૨) નાટક કી ઉત્પત્તિ ઔર ઉસકા સક્ષિપ્ત ઇતિહાસ, (૩) નાટકો સે લાભ અને (૪) નાટક કી રચના ઔર ઉસ કે સાધન, એ ચાર મુદ્દા કોઇ પણ ભાષામા ઉતારી શકાય તેવા સર્વસામાન્ય છે તેના લેખક શ્રીયુત્ ગોવિંદ શાસ્ત્રી દુગવેકર છે

પાચમા સમ્મેલનની લેખાવલીમા આવેલા (૧) 'હિન્દી મે કવિતા કિસ ઢગ કી હો?' વાળા બાબુ મૈથિલિશરણ ગુપ્તના લેખમા સમાવેલા મુદ્દાઓ સર્વસામાન્ય છે, અને (૨) 'રાષ્ટ્રનિર્માણ મે સાહિત્ય કા સ્થાન'વાળો પંડિત મહાવીરપ્રસાદ શુકલનો આખો લેખ ઉતારી શકાય તેવો છે

આઠમા સમ્મેલનની લેખાવલીમા આવેલા (૧) 'બાલકોપયોગી સાહિત્ય', (૨) 'હિન્દી સાહિત્યસેવિયો કી ત્રૂટિયા' (૩) 'ભારતીય ઇતિહાસ સબધી ખોજ'ના લેખો સર્વસામાન્ય ગણી શકાય તેવા છે

## ઇતિહાસરસિકો માટેના ઉત્તમ લેખો.

ઇતિહાસરસિક લોકો માટે નીચેના લેખો ખાસ વાચવા વિચારવા જેવા છે

(૧) મુસલમાની રાજ્ય મે હિંદી'-લેખક મુંશી દેવીપ્રસાદજી પહેલી પરિષદની લેખમાળામા આ લેખમાથી અકબર બાદશાહના વખતમા વપરાતા સીક્કા વગેરેના નામો ખાસ જાણવા યોગ્ય છે

(૨) 'રાજપૂતાનામે હિન્દી પુસ્તકો કી ખોજ' આ લેખ પણ મુંશી દેવીપ્રસાદજીનો લખેલો છે શોધખોળ માટે ઠીક સામગ્રી છે અને તે ઉત્તેજના આપે તેમ છે તેમા જોધપુરના મહારાજાઓએ લખેલા વેદાન્ત, ભક્તિ વગેરેના ઘણા ગ્રથો છે મહારાજા જસવતસિહજીએ '**પ્રબોધ ચંદ્રોદય**'નુ નાટક હિન્દી ભાષામા ગદ્ય તથા પદ્યમા રચેલુ છે મહારાજા માનસિહ, મહારાજા અજીતસિહજીના ભક્તિમાર્ગના ગ્રથો છે જયપુરના મહારાજા પ્રતાપસિહના રચેલા ગ્રથો પણ છે મહારાજા કિશનગઢનો 'દેહદશા' નામનો ગ્રથ છે મહારાજાઓ સિવાય રાણીજીઓ, કુવરીઓ વગેરેના લખેલા ગ્રથો પણ છે આ ઉપરથી એમ સાબિત થાય છે કે એક વખતે મધ્યકાળમા મેવાડના ગજામહારાજાઓ વિદ્યારસિક અને કાવ્યોના શોખીન હતા એટલુજ નહિ પણ તેમનામા ભક્તિ, જ્ઞાન અને નીતિનો વાસો હતો તેના વગર 'મીરાબાઇ' જેવુ સ્ત્રીરત્ન તે પ્રદેશમાથી, રાજવાડાના ઘરમાથી પેદા ન થાય આ લેખમા બતાવેલા પુસ્તકોમા મીરાબાઇના પણ રચેલા બે પુસ્તકો છે (૧) વગર સવતનુ 'ગીત ગોવિંદ કી ટીકા' અને (૨) 'નરસીજી કા માહરા' એટલે 'નરસિહ મહેતાનુ મામેરુ' આ ગ્રથોમા એક જૈની સાધુ નામે કેશવમુનિએ સવત્ ૧૬૯૭ મા લખેલી 'સદેવછ સાવલગા' નામે 'સદેવત સાવલગી'ની વાર્તા છે અને ૧૭૮૯ સુધીનો હિન્દુસ્તાનના બાદશાહોનો ઇતિહાસ જણાવતો 'હફ્ત ગુલશન' નામનો ગ્રથ પણ છે

(૩) પ્રથમ જણાવ્યા પ્રમાણે બાબુ શ્યામસુન્દરદાસનો 'ચંદ બરદાઇનો લેખ

(૪) ગ ગૌરીશકર હીરાચદ ઓઝાના તથા મુંશી દેવીપ્રસાદજીના આઠમા સમ્મેલનવાળા 'ભારતીય ઇતિહાસ સબધી ખોજ ઔર ઉસકા ફલ' નામના બન્ને લેખ

## કેટલાક ઉત્તમ લેખો.

આ શિવાય સાહિત્ય સમ્મેલનમા કેટલાક ઉત્તમ લેખો પણ છે પ્રથમ સમ્મેલનની લેખાવલીમાંનો મહામહોપાધ્યાય પંડિત સુધાકર દ્વિવેદીનો 'હિન્દી સાહિત્ય'નો તથા મિશ્રબન્ધુઓનો લખેલો 'હિન્દી સાહિત્ય કા ઇતિહાસ' નો,—આ બન્ને લેખ ઉત્તમ છે હિન્દીમા ક્યાં પ્રધાન પુસ્તકો છે તે માટેનો લેખ 'હિન્દી મે પ્રધાન પુસ્તકે તથા ભાષા ઔર ઉનકા દેશ પર પ્રભાવ' નામનો પાચમા સમ્મેલનની લેખાવલીમા છે આ લેખ પણ મિશ્રબન્ધુઓનો છે આ મિશ્રબન્ધુઓએ હિંદી સાહિત્યની ઉત્તમ શોધખોળ કરીને સાચી સેવા કરી છે તેમણે લગભગ ૩૨૦૦ હસ્તલિખિત ગ્રંથોની શોધખોળ કરેલી છે તેમણે રચેલો 'મિશ્રબન્ધુ વિનોદ' નામનો ગ્રંથ હિંદી સાહિત્યના કયા ક્યાં પુસ્તકો પ્રાચીન તેમ જ અર્વાચીન છે તે જાણવા માટે ખરીદવા યોગ્ય છે તે ગ્રંથને દરેક સાહિત્ય ભંડારમા સ્થાન મળવુ ઘટે છે

હિન્દી જૈન સાહિત્યના ઇતિહાસ માટે પ્રથમ જણાવવામા આવ્યુ છે તે પ્રમાણે તે એક ઉત્તમ લેખ છે પણ તે લેખમા શ્રીયુત્ નાથુરામજી પ્રેમીએ કેટલાક ગ્રંથો જેવા કે ગૌતમરાસો, દેવરાજ—વચ્છરાજ ચઉપઈ, પુરંદર—કુમર ચઉપઇ અને જમ્બૂસ્વામી રાસો વિગેરે હિંદી ઠરાવવાના પ્રયત્નો કર્યા છે અને તેથી સ્વ ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલને અન્યાય થાય છે કે નહિ તે તપાસી યોગ્ય જવાબ આપવો ઘટે તો આપવો જ જોઇએ છે; અને તે ગ્રંથો ગુજરાતી ગણી શકાય કે કેમ તે પણ નક્કી કરવુ જોઇએ છે આ લેખ સાતમા સમ્મેલનની લેખાવલીમા છે. આજ લેખાવલીમા 'હિંદી ભાષા મે ઉપન્યાસ' અને હિંદી ભાષા મે 'નાટકગ્રંથ ઔર વર્તમાન નાટક કમ્પનિયા' ના લેખો હિન્દી સાહિત્ય વિષે કાંઇક જાણવાની ઇચ્છા ધરાવનારાઓ માટે ઠીક છે

આ શિવાય પાચમા સમ્મેલનની લેખાવલીમાંનો પં. ગંગાપ્રસાદ અગ્નિહોત્રીનો 'હિન્દી કવિતા કિસ ઢંગ કી હો' વાળો લેખ કાવ્યવિષયક ઉચ્ચ શિક્ષા હિન્દીમા પ્રાપ્ત થવી એ શક્ય છે એમ સાબિત કરી તે માટે કયુ સાહિત્ય હિંદીમા છે તેની નોધ આપે છે કાવ્યપ્રદેશમા વિચરનારાઓ માટે આ લેખ મનનીય છે

## ઉપસંહાર.

હવે આ લાબો લેખ સમાપ્ત કરતા કેટલાક મુદ્દા તારવી કાઢી શકાય તેવા છે તે એ છે કે.—

( ૧ ) આ સમ્મેલન દર વર્ષ નિયમિત ભરાતુ રહે છે.

( ૨ ) સમ્મેલનની સ્થાયી કમિટીનો કારભાર જીવંત છે

( ૩ ) સમ્મેલનને મદદરૂપ થઇ પડતી અનેક સભાઓ અનેક નગરોમા કાર્ય કરી રહેલી હોય છે

( ૪ ) 'સમ્મેલન પત્રિકા' દર માસે પ્રગટ થાય છે

( ૫ ) નાગરી પ્રચાર સભાઓ ઠેર ઠેર ભરાય છે અને નાગરી—પ્રચારિણી—પત્રિકાઓ દર માસે પ્રગટ થાય છે.

( ૬ ) વારવાર જીલ્લા સમ્મેલનો થયા કરે છે અને તે દ્વારા હિન્દી સાહિત્ય સમ્મે વિશેષ પુષ્ટિ આપવામા આવે છે

( ૭ ) હિન્દી ભાષાનો બીજી ભાષાઓ સાથે કેવો સબધ છે તેની ઘણી શોધખોળ હિદીની ઉન્નતિ માટેના પ્રયાસો થાય છે

( ૮ ) પ્રાચીનતાને હિદીઓ જાળવી રાખવા મથી રહ્યા છે

( ૯ ) દર વખતે ફૈસાદ્દ ઠ ઠરાવવામા આવે છે, અને ફૈસાદ્દ ઠ ઠરાવનારી સભાઓ નગરો અને શહેરોમા પણ મળે છે

( ૧૦ ) કેળવણી પરિષદ્દ તેમનામા ભરાતી લાગતી નથી

( ૧૧ ) પરીક્ષાના ધોરણ ઉત્તમ છે અને તેમા તેમણે આશયજનવીસી એટલે કા જ્ઞાનની–વકીલાતની તથા મુનીમી એટલે નામાના અભ્યાસની પરીક્ષાઓ કરી છે સ્ત્રી-પુરૂષો બન્ને માટે સામાન્ય પરીક્ષા છે

( ૧૨ ) પ્રાચ્ય પરિષદોમા સ્થાન પામે તેવા લેખો તેઓની લેખાવલીમાથી બહુ આવતા નથી, છતા તે પ્રદર્શન ઉત્તમ બનાવવાની કોશિશો કરી રહ્યા છે તેમા દિનપરદિન સફળતા પ્રાપ્ત થતી જાય છે

( ૧૩ ) ગુજરાતીનો પ્રચાર એક કરોડ સાત લાખ મનુષ્યોમા અને હિન્દીનો પ્રચાર ભગ સાઢા તેર કરોડ મનુષ્યોમા છે આ પ્રમાણ જોતા તેઓ ગુજરાતી સાહિત્યની દિશામા વિશેષ વધી ગયા હોય એમ નથી લાગતું

( ૧૪ ) છતા તેમણે એક વિશ્વકોષ બનાવવાનો પ્રયત્ન આદર્યો છે

( ૧૫ ) તેમણે લેખકો તથા ગ્રથકારોની જયતિઓ ઉજવી છે

( ૧૬ ) તેમની પાસે ઐતિહાસિક શોધખોળ કરનારા પડિતો છે અને તેઓ હિ ઉત્તમ પ્રકારે સતત સેવા કરી રહ્યા છે

( ૧૭ ) પણ, તેમણે ગુજરાતી કવિઓએ તથા ગ્રથકારોએ કરેલી હિન્દીની ' પ્રવીણસાગર ની પ્રતિષ્ઠા સ્વીકારી નથી કવિ દલપતરામના ' શ્રવણાખ્ય ની નોધ પણ લેવાઇ લાગતી નથી તેજ પ્રમાણે રણછોડજી દિવાનના હિન્દી ગ્રથોની નોધ લેવાઇ લાગતી નથી સ્વામીનારાયણ સપ્રદાયની પણ સેવાની નોધ લેવાઇ નથી

( ૧૮ ) હિન્દીઓમા પદ્ય-પ્રચાર અતિશય છે તેનુ કારણ પુરાતનકાળથી કાવ્યનો ર તેમને ત્યા વિશેષ મનાતો આવ્યો છે

( ૧૯ ) હિન્દી સમ્મેલનોના રિપોર્ટો જલદીથી બહાર પડે છે

( ૨૦ ) પ્રદર્શન વિભાગમા તેઓ બીજી ભાષાના ગ્રથો પણ રાખે છે

વિગેરે અનેક મુદ્દા તારવી કઢાય તેવા છે ટુકમા તેઓ કાર્યપરાયણ છે

હવે આ લાબી સમાલોચના પુરી કરતા પહેલા એક શકાત્મક બાબત રહી ગ તે જણાવવાનુ બાકી રહે છે હિન્દી સમ્મેલનમા રજુ થયેલા વૈષ્ણવ ધર્મોની હિદી સ પર શુ અસર થઈ છે તે લેખો જોતા એક સ્થળે જણાવવામા આવ્યુ છે કે દ્વૈતાદ્વૈત

સ્થાપક આચાર્ય શ્રી મધ્વાચાર્યે ગુજરાતી હતા, અને તેમનો જન્મ ગુર્જર દેશમા સ ૧૧૯૯ ના કાર્તિક સુદ ૧૦ મીએ થયો હતો આ એક શકા પડતી હકીકત લાગે છે* તેનો નિર્ણય થાય તો ગુજરાતીઓને અભિમાન લેવાનો પ્રસગ પ્રાપ્ત થાય તેમ છે

આટલુ જણાવી આ લાબી સમાલોચના હુ બધ કરૂ છુ તેથી ગુજરાતી સાહિત્યની તથા ગુજરાતી બાધઓની કાઇક અશે પણ સેવા થઇ રહી હોય તો હુ મને પોતાને તે માટે ભાગ્યશાળી માનતો અને આ સમાલોચના કરી સવાનો હુ અધિકારી નથી તેથી, તથા બહુજ કાર્યભાર માથે હોવાથી ઉતાવળમા આ લેખ ઘડી કાઢ્યો છે તેથી, અનેક ભૂલો, દોષો, ત્રુટિઓ મળી આવશે એમ ભય રહે છે, તે માટ ક્ષમા માગુ છુ

‘ સેવક ઓફિસ ’ લી સેવક,

અમદાવાદ. તા ૩૦-૩-૨૦ ડાહ્યાભાઇ મનોરદાસ પટેલ.

---

# પરિશિષ્ટ (ક)

## હિન્દી સાહિત્ય સમ્મેલનની નિયમાવલી.

### ઉદ્દેશ

હિન્દી સાહિત્યના સર્વ અગોની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરવા

દેવનાગરી લિપિ એ રાષ્ટ્ર લિપિ અને હિન્દી ભાષા એ રાષ્ટ્ર ભાષા બને તેવા પ્રયત્ન કરવા

ઉપલો હેતુ પાર પાડવા માટ હિન્દીને સુગમ, મનોરમ અને લાભદાયક બનાવવા સમય ઉપર હિન્દીની શૈલીનુ સશોધન કરવુ તથા તેની ત્રુટિઓ અને અભાવોને દૂર કરવાના પ્રયત્ન કરવા.

સરકાર, દેશી રાજ્યો, પાઠશાળાઓ, કાલેજ, વિશ્વવિદ્યાલયો કચેરીઓ વગેરે સ્થળે દેવનાગરી લિપિ અને હિન્દી ભાષાના પ્રચારનો ઉદ્યોગ કરતા રહેવુ

હિન્દીના ગ્રન્થકારો, લેખકો, પત્રસપાદકો, પ્રચારકો અને સહાયકોને વખતાવખત ઉત્સાહિત કરવા ઇનામ, બક્ષિસ, પ્રશસાપાત્ર, ચાદ તથા પદવી વગેરેથી સન્માનવા

---

* ‘ શ્રી મધ્વાચાર્ય ’ નામના ઇગ્રેજી પુસ્તકમા તેમનો જન્મ મલબારના ઉદિપિ નગરની નજીક બેલે ( Bello ) મા થયેલો જણાવવામા આવ્યો છે ને પુસ્તકમા સાલ ૧૧૯૯ બતાવી છે પણુ તે વિષે હજુ એકમત નથી કારણ, કટલાક સને ૧૨૩૮ મા તેમનો જન્મ થયાનુ જણાવે છે તિથિ માટ કોઇ મતભેદ નથી. કાર્તિક સુદ ૧૦ ત આપણા ગુજરાતી મહિના પ્રમાણે આસો સુદ ૧૦ એટલે દશરા ( વિજયાદશમી ) એ

જ્યાં યોગ્ય લાગે ત્યાં પાઠશાળાઓ, સભાઓ, પુસ્તકાલયો વગેરે સ્થાપિત કરવાં અને કરાવવાનો પ્રયત્ન કરવો તથા તેવી ચાલુ સંસ્થાઓને સહાયતા કરવી

હિન્દી સાહિત્યના વિદ્વાનો તૈયાર કરવા હિન્દીની ઉચ્ચ પરીક્ષાઓ લેવાનો પ્રબંધ કરવો

હિન્દી ભાષાના સાહિત્યની વૃદ્ધિ માટે ઉપયોગી પુસ્તકો તૈયાર કરવા વિગેરે

## સમ્મેલનથી સંબંધ રાખનાર કમિટીઓ અને સભાઓના ધોરણમાંની મુખ્ય બાબતો.

કમિટી તથા સભાઓના નીચે પ્રમાણે ત્રણ વિભાગ પાડી શકાય છે

૧ સમ્મેલનની સ્થાયી પ્રબંધકારિણી કમિટી

૨ હિન્દી પૈસાફંડ કમિટી

૩ હિન્દી અને નાગરી પ્રચારના ઉદ્દેશ રાખનારી સભાઓ

સ્થાયી કમિટીનું મુખ્ય કાર્યસ્થાન પ્રયાગમાં છે અને સમ્મેલનની આર્થિક સહાયતા માટે જે ફંડ ઊભું કરવામાં આવે છે તેનું નામ 'હિન્દી પૈસાફંડ' રાખ્યું છે

આ પૈસાફંડ દરેક સમ્મેલનમાં ઉઘરાવવામાં આવે છે. તેના નામ પ્રમાણે પૈસો પણ ભરી શકાય છે અને તેની અનેક સ્થળે શાખાઓ પણ હોય છે

સમ્મેલનનો એક સ્થાયી ભંડાર હોય છે તે ભંડારની મુડીનો વ્યય સમ્મેલનની આજ્ઞા વિના થઈ નથી શકતો. ફક્ત તેના વ્યાજના નાણાં જ ખરચવાનો અધિકાર સ્થાયી કમિટીને હોય છે

સાહિત્ય સમ્મેલનની બેઠકનું જે સ્થળ અને જે વખત નક્કી થયા હોય તે સ્થળ તથા વખતમાં ફેરફાર કરવાનો અધિકાર સ્થાયી કમિટીને આપવામાં આવેલો હોય છે આ અધિકાર આપણે છઠ્ઠી પરિષદ લાહોરને બદલે પ્રયાગમાં કરેલા દિવસોએ ભરાઈ હતી તે ઉપરથી જોઈ શકીએ છીએ

જે સ્થળે સમ્મેલન ભરાય તે સ્થળની સ્વાગત કમિટીને પ્રતિનિધિઓની ફીમાંથી જે ધન પ્રાપ્ત થાય તેનો અર્ધો હિસ્સો સમ્મેલનની સ્થાયી કમિટીને આપવો જોઈએ છે

પ્રત્યેક સ્થળની સમ્મેલનની બેઠક બાદ વ્યય કરતાં જે કાંઈ આવક બચે તે આવકમાંની અર્ધી રકમ આવતી પરિષદની બેઠક ભરાવવની હોય તે પહેલાં સ્થાયી કમિટીને આપવી, અને બાકીની અડધી રકમ તે સ્થળમાંના સમ્મેલન સાથે સંબંધ રાખનારા કોઈ ખાતાને આપવી એવા નિયમો હોય છે આવું કોઈ ખાતું ન હોય તો બધી રકમ સ્થાયી કમિટીને સોંપી દેવી જોઈએ છે

સમ્મેલનની સર્વ સમ્પત્તિ સ્થાયી કમિટીના તાબામાં રહે છે

---

# પરિશિષ્ટ (ખ)

## પરીક્ષા વિશેના નિયમો.

(૧) દરેક વર્ષ ત્રણ પરીક્ષાઓ લેવાય છે, પ્રથમા, મધ્યમા અને ઉત્તમા.

(૨) આ પરીક્ષામા સર્વ દેશ, જાતિ અને અવસ્થાવાળા બેસી શકે છે સ્ત્રીઓ પણ આ પરીક્ષામા બેસી શકે છે પ્રથમામા પાસ થયેલ જ મધ્યમામા બેસી શકે છે પણ, અપવાદ રૂપ કોઇને એકદમ મધ્યમામા બેસવાની અનુમતિ મળી શકે છે. મધ્યમામા જે પાસ થયો હોય તેજ ઉત્તમામા બેસી શકે અને તેણે પરીક્ષામા બેસવાની ફી ભરવાની મુદતની બે માસ પહેલા જે વિષયમા પરીક્ષા આપવી હોય તે વિષયનો ડબલ ક્રાઉન ૧૬ પેજી ૨૦૦ પાનાનો નિબધ મોકલવો જોઇએ છે તે પરથી તેને પરીક્ષામા બેસવાની પરવાનગી મળે છે મધ્યમાવાળાને વિશારદની અને ઉત્તમામા પાસ થનારને જે વિષય તેણે ખાસ લીધો હોય તે વિષયના રત્નની ઉપાધિ મળે છે *

પરીક્ષામા બેસવાની ફી પ્રથમાની રૂ ૨, મધ્યમાની રૂ ૫, અને ઉત્તમાની રૂા ૧૦ લેવાય છે સ્ત્રીઓની પાસેથી ફી લેવામા આવતી નથી

આરાયજનવીસી એટલે વકીલ-મુખ્ત્યારની પરીક્ષા અને મુનીમી એટલે નામાની પરીક્ષાઓ પણ હિન્દી સમ્મેલનની સ્થાયી સમિતિ તરફથી લેવાય છે તેમા બેસવાની ફી રૂા ૨-૦-૦ છે

મુબાઈ ઇલાકાના મુબઈ, વડોદરા અને બીજા પ્રાતોના નાના મોટા શહેરોમા કુલે ૫૩ સ્થળે હાલ પરીક્ષા લેવાય છે

પ્રથમા માટેના વિષયોમા,

સાહિત્ય, ભારતનો ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન અને સ્વાસ્થ્યરક્ષા, એટલા છે મધ્યમા પરીક્ષા ૩૭ સ્થળે લેવાય છે વડોદરામા પણ તે લેવાય છે મુબઇનુ નામ જણાતુ નથી

મધ્યમા પરીક્ષા માટના વિષયમા, સાહિત્યના ચાર પત્ર, ઇતિહાસના બે પત્ર, અને ગણિત, દર્શન, વિજ્ઞાન, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, જ્યોતિષ, વૈદક, શરીર વિજ્ઞાન, કૃષિશાસ્ત્ર, સસ્કૃત અનુવાદ, ઇગ્લીશ અનુવાદ એટલા છે. આમા જે વૈદક લે તેણે શરીર વિજ્ઞાન લેવુ જ જોઇએ છે

---

* હિન્દી સાહિત્ય, સંસ્કૃત સાહિત્ય, દર્શન, અગ્રેજી સાહિત્ય, ઇતિહાસ અને અર્થશાસ્ત્રમા પાસ થનારને 'સાહિત્યરત્ન' અને ગણિત, વિજ્ઞાન, જ્યોતિષ, પુરાતત્વ અને વૈદકવાળાને 'વિજ્ઞાનરત્ન' ની ઉપાધિ મળે છે

ઉત્તમા પરીક્ષા ફક્ત પ્રયાગમાજ લેવાય છે અને તે હિન્દી સાહિત્ય, સસ્કૃત સાહિત્ય, જ્યોતિષ, ગણિત, દર્શન, વિજ્ઞાન, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, અગ્રેજી સાહિત્ય, પુરાતત્ત્વ, વૈદક અને કૃષિશાસ્ત્ર એ ૧૨ વિષયોમાથી કોઇ પણ એક વિષયની લેવાય છે

આરાયજનવીસી અને મુનીમીની પરીક્ષામા જેણે હિન્દી લઇને મેટ્રિક કે સ્કૂલ લીવીંગની પરીક્ષા પાસ કરી હોય તે અથવા તો પ્રથમા કે મધ્યમામા પાસ થયેલ હોય તે બેસી શકે છે આરાયજનનીસી માટેના વિષયોમા

( ૧ ) સાહિત્ય ( ૨ ) કાયદા અને અદાલત ( કોર્ટ ) તથા જમીનદારોનો કારોબાર વિગેરે છે

મુનીમી પરીક્ષામા ( ૧ ) સાહિત્ય, ( ૨ ) નામુ અને ગણિત એટલા વિષયો છે

જેટલે સ્થળે મધ્યમા પરીક્ષા લેવાય છે તેટલા સ્થળે આ પરીક્ષા લેવાય છે

આ સાલમા પરીક્ષા તા ૧૫ ઓગસ્ટ ૧૯૨૦ થી શરૂ થશે આ પરીક્ષાઓ મેટ્રિક વગેરેની પરીક્ષાઓ માફકની હોય છે તેમા આપણી સાહિત્યની પરીક્ષાની પેઠે એક બે પુસ્તકજ વાચવાના નથી હોતા જાણે આખુ વર્ષ અભ્યાસ કરી પરીક્ષા આપવાના હોય તેવી પરીક્ષા હોય છે, અને આવી પરીક્ષામા પાસ થએલાઓનુ હિદી જગત્ યુનિવર્સિટિની પદવી ધરાવનારાની માફક સન્માન પણ કરે છે જાણે એક નવીન રાષ્ટ્ર મહા વિદ્યાલય !

સને ૧૯૨૦ ની સાલ માટે કયા પુસ્તકો હિન્દી સમ્મેલને પસદ કયા છે ત સ્થળ સંકોચને લીધે આપી શકાય તેમ નથી

# ભારત ઇતિહાસ સંશોધક મંડળ.

( લેખક આચાર્ય કાલેલકર. )

कुछ कालमें ये जीर्ण पहले चिन्ह भी मिट जायँगे
फिर खोजनेसे भी न हम सब मार्ग अपना पायँगे
जातीय जीवन-दीप अबभी स्नेह पावेगा नहीं
तो फिर अँधेरेमें हमे कुछ हाथ आवेगा नहीं ॥

મહારાષ્ટ્રની રાજધાની પૂનામા જે અનેક સંસ્થાઓ કાંઈ પણ ધાંધલ કર્યા વગર ગુપ્ત રીતે ઉપયુક્ત કામ કરી રહી છે તેમા ભારત ઇતિહાસસંશોધક-મંડળ પ્રમુખ ગણાય સંસ્થા દસ વર્ષમા જેટલુ કામ પુરી શકી છે તેટલુ કામ આ દેશમા બીજી સંસ્થાના ૫મા ભાગ્યેજ હશે આ મંડળનો ઉદ્દેશ વ્યાપક છે

૧) ભારત-વર્ષ વિષેના ઐતિહાસિક સાધનો એટલે કે કાગળ પત્રો, દસ્તાવેજ, બખરો, કેફીયતો, જૂના શિલાલેખો, હસ્તલેખો, સર્વ પ્રકારના સાહિત્ય ગ્રંથો, કલા કૌશલ્યના કામો, શિક્કાઓ, તામ્રપત્રો, મૂર્તિઓ, શિલ્પ કામો, ચિત્રો; અને બીજી ઐતિહાસિક વસ્તુઓ ભેગી કરીને સુરક્ષિત રાખવી

૨) આવા સાધનો સંઘરવા માટે અને પ્રદર્શાવવા માટે યોગ્ય ઇમારતો બાંધવી.

૩) આવા સાધનો પ્રસિદ્ધ કરવા તેમજ ઐતિહાસિક સંશોધનના કાર્યમા મદદરૂપ થાય એવા ગ્રંથો પ્રસિદ્ધ કરવા ભારતવર્ષ વિષેના ઐતિહાસિક ગ્રંથો અને લેખો પ્રસિદ્ધ કરવા.

૪) હિંદુસ્થાનના ઇતિહાસ સંબંધે સંશોધન અને ચિકિત્સાપૂર્વક તેનુ અધ્યયન વધે અને તેને ઉત્તેજન મળે એટલા માટે મંડળને આવશ્યક તથા યોગ્ય લાગે એવા બીજા ઉપાયો યોજવા

આવા અથવા આથી પણ વ્યાપક ઉદ્દેશથી સ્થાપેલ સંસ્થાઓ અંગ્રેજનુ રાજ્ય સ્થા- ‌।। પછી આ દેશમા ઓછી નિર્માણ થઈ નથી પણ પ્રમુખ, મંત્રી અને ખજાનચીની નિમણુક કરવા કરતા વધારે કામ જેણે કર્યું હોય એવી થોડી છે, કેટલીક સંસ્થાઓ થોડા ‌સ કામ કરીને કુંભકર્ણી નિદ્રા લે છે.

આ સંસ્થાનુ તેમ બન્યુ નથી દશ વર્ષમા ઇતિહાસ ચર્ચા કરવા માટે આ મંડળ ‌ંતે લગભગ બસો સભાઓ મળી હતી અને તેમા ઇતિહાસ સંશોધકોએ લખેલા એક ૧૨ ઉપરાંત લેખો ચર્ચાયા હતા

મહારાષ્ટ્રના ઇતિહાસ પર પ્રકાશ પાડે એવા વીશ ગ્રંથો એટલે પાંચ છ હજાર જેટલાં પૃષ્ઠો આ સંસ્થાએ પ્રસિદ્ધ કર્યાં છે જાતજાતના અમૂલ્ય શિક્કાઓ ભેગા કરેલા છે પેશ્વાના સમયની સુંદર સુંદર છબીઓ તેમજ સુંદર સુંદર ચિત્રોથી સુશોભિત ગીતાજી જેવા ગ્રંથો આ સંસ્થાના તાબામાં છે આ સંસ્થાએ ઇતિહાસ વિષે જેટલું કાર્ય કર્યું છે તેટલુંજ સાહિત્ય વિષે પણ કર્યું છે

અનેક અજ્ઞાત કવિઓનો ગ્રંથસાગર આ લોકોએ શોધી કાઢ્યો છે પૂર્વકાલીન સામાજીક, ધાર્મિક, આર્થિક અને રાજકીય સ્થિતિનું નિરીક્ષણ કરવાને ઉપયોગી થાય એવી બીનાઓ ભેગી કરી છે મરાઠી સાહિત્યનો એક વિસ્તૃત ઇતિહાસ 'મહારાષ્ટ્ર સારસ્વત' નામથી હમણાજ પ્રસિદ્ધ કર્યો છે

પ્રસિદ્ધ ઇતિહાસ સંશોધક રા રાજવાડેએ પ્રસિદ્ધ કરેલા "**मराठयाच्या इतिहासाची साधनें**" નામના ગ્રંથના મોટા મોટા વીશ પુસ્તકોની ખંડસ્થળ સૂચિ મહા પ્રયાસે તૈયાર કરી છે મંડળના એક સભાસદ રા રા. ચાંદોરકર એમણે ઘણા વર્ષના પરિશ્રમથી એક '**संतकवि काव्य सूचि**' નામનો ગ્રંથ તૈયાર કર્યો છે જેની અંદર મહારાષ્ટ્રના ન્હાના મોટા બધા સંત અને કવિઓ વિષે ઉપલબ્ધ થાય તેટલી માહિતી ઉપરાંત મરાઠી ભાષામાં લખેલા બધા પ્રકાશિત અને અપ્રકાશિત કાવ્યોની સૂચિ છે આ મંડળે નીચલા વિષયો ઉપર જુના ગદ્ય ગ્રંથો શોધી કાઢીને જુની મરાઠીમાં "જુની મરાઠીમાં ગદ્ય ગ્રંથ નથી" એ આક્ષેપનું મૂક નિરાકરણ કર્યું છે

વૈદક, વેદાંત, ભૂગોળ, ધર્મશાસ્ત્ર, યાત્રા પ્રવાસ, નામુ, રાજકીય કાગળો, ગણિત, જ્યોતિષ, ફલ જ્યોતિષ, ખાનગી કાગળો, આત્મજીવન, તામ્રપટ, સામુદ્રિક, અશ્વ ચિકિત્સા, શિલાલેખ વગેરે રાષ્ટ્રીય જીવનનું એક પણ અંગ આ મંડળે છોડયું નથી, ગ્રામણ્ય એટલે કે ન્યાતજાતના ઝગડાઓ અને તેમાં ધર્માચાર્યોએ આપેલો ચુકાદો, ન્યાય સભાના ફેસલા, સેનાપતિઓ, રાજકારણી પુરુષો, તથા સંત કવિઓના કુટુંબનો ઇતિહાસ, રાજ્યવ્યવસ્થા, સામાજીક વ્હેમો, પ્રખ્યાત પુરુષોની કુંડલીઓ, લોકગીતો, વ્રતો અને છંદો, જુનું વ્યાકરણ, રાજકારણી લોકોની અને વ્હેપારીઓની કૂટ નીતિ, મરાઠાઓની સેના, નૌકા સૈન્ય (આરમાર) જંતરમંતર, ગુરુ વંશાવળિ, અટકો, કેટલાક શબ્દોની વ્યુત્પત્તિઓ, મરાઠી દેશમાં ચાલતી જુદી જુદી બોલી અને તેનું વ્યાકરણ ઇત્યાદિ વિષયોમાંથી એક પણ એમની નજર બહાર નથી ગયો કિલ્લાઓ બાંધવા માટે કેટલો ખર્ચ થયો, કેટલા કારીગરને રોકવા પડયા વિગેરે વિગત પણ આ લોકો મેળવી શકયા છે આમ શોધ કરતા કરતા આ સંશોધકો ઉત્તરમાં ઇંદોર, ગ્વાલીયર અને પાણિપત સુધી ગયા છે અને દક્ષિણમાં તંજાઓર સુધી જઇને ત્યાંથી મહત્વની ઐતિહાસિક માહિતી તેમણે મેળવી છે ઇતિહાસ મુખ્યત્વે મહારાષ્ટ્રનો જ મેળવ્યો છે એ સ્વાભાવિક છે પણ બહારના વિષયો છોડયા છે એમ નથી વલભિના સેંદ્રક વંશનો ઇતિહાસ, ગૂજરાત શબ્દની વ્યુત્પત્તિ, પાણિનીનો કાળ, ભારતીય યુદ્ધનો અને મહાભારતનો કાળ, ભાગવતાદિ પુરાણોની સમીક્ષા વિગેરે વિષયો પણ હાથમાં લીધા છે ભેગું થતું બધું સાહિત્ય સંઘરવા માટે પચાસ હજારની એક સુંદર ઇમારત બંધાય છે આ ઇમારતનો જેટલો ભાગ તૈયાર થયો છે તેની અંદર પૂનામાં રહેતા સંશોધકો

લગભગ રોજ સાંજે મળે છે અને નિયમિત રીતે કામ કરે છે. મંડળના સભાસદોની સંખ્યા ૬૦૦ ઉપરાંત છે, સરદાર ચંદ્રચૂડ એમણે પોતાનું અત્યંત મહત્ત્વનું દફતર અને પુસ્તકસંગ્રહ મંડળને આપી દીધો છે જેની અંદર દશહજાર ઐતિહાસિક દસ્તાવેજો અને પાંચ હજાર સંસ્કૃત અને પ્રાકૃત હસ્ત-લિખિત ગ્રંથો છે

એક ન્હાનકડી સંસ્થા આટલું કામ કેમ કરી શકી એ તપાસવા જેવું છે ઝાડ કંઇ એક દિવસમાં ઉગતું નથી સ્થાપીને તેને નામ આપ્યાથી તેમાં પ્રાણ નથી આવતો એની પાછળ તપશ્ચર્યા જોઇએ છે જેમ શિવાજીએ રાજ્ય સ્થાપ્યું ત્યાર પહેલાં અનેક સાધુ સંતોએ પ્રવાળ-કીટકની માફક સ્વરાજ્ય સ્થાપનાનું કામ કર્યું હતું, તેજ પ્રમાણે આ સંસ્થા સ્થપાઈ તે પહેલાં ઘણાં વર્ષ સુધી અનેક સંશોધકો-વ્યક્તિયો સંશોધનનું કાર્ય કરતા હતા ડૉ ભાંડારકર, ન્યાયમૂર્તિ તેલંગ, રાવબહાદુર કીર્તને, લોકહિતવાદી, શંકર પાંડુરંગ પંડિત-દાક્તર ભાઉ દાજી, મહામતિ રાનડે, રા બા સાને, વાડ, વગેરે લોકોએ ઇતિહાસ સંશોધનનો પાયો નાખ્યો હતો પણ પેશ્વાના ઇતિહાસનું અશેષ સંશોધન કરનાર વાસુદેવ શાસ્ત્રી ખરે, માસિક 'ઇતિહાસ સંગ્રહ' ચલાવનાર અને ઐતિહાસિક ગ્રંથો લખનાર રાવબહાદુર પારસનીસ, કલકત્તામાં રહીને સંશોધનનું કાર્ય કરનાર ભાઇ સાહેબ ગુપ્તે, ધૂળીઆમાં રહી મહત્ત્વનું સંશોધન કરનાર રા ચાંદોરકર અને રામદાસી સાંપ્રદાયના શ્રદ્ધાવાન ઇતિહાસકાર રાજેશ્રી દેવ, એમનું કામ લાંબા વખત સુધી ચાલેલું હોવાથી અત્યંત મહત્વનું છે, આ યાદીમાં રા વિશ્વનાથ કાશીનાથ રાજવાડેનું નામ નહિ જોવાથી ઘણાને આશ્ચર્ય લાગશે પણ રાજવાડેની ઇતિહાસસેવા એટલી બધી ઉત્કટ અને અનન્ય છે કે એમનું નામનિર્દેશ સ્વતંત્ર રીતેજ કરવું યોગ્ય છે એમની અલૌકિક બુદ્ધિ અને અદમ્ય ઉત્સાહ એમણે ઇતિહાસને અર્પણ કર્યો છે ઇતિહાસની સેવા માટે એ પરણ્યા પણ નથી અથવા એમ કહીએ તો ચાલે કે ઇતિહાસ સંશોધન સાથેજ એઓ પરણેલા છે

એમનાજ પ્રયાસથી અને સરદાર મેહેન્દળેના પુરુષાર્થથી આ '**भारत इतिहास संशोधक मंडळ**' સ્થપાયું છે હાલ આ સંસ્થામાં રાજવાડે, ચાંદોરકર, સાને, ખરે, મહેન્દળે, દેવ, પારસનીસ ઉપરાંત પોતદાર, મુડવે, આપટે, શિકંદરલાલ આનાર પટવર્ધન મજુમદાર, આચાર્ય શિવરામ મહાદેવ પરાંજપે વગેરે ઘણા સંશોધકો કામ કરે છે

રાષ્ટ્રના ગત ઇતિહાસ વિષેનો આદર એ ભાવી ઉત્કર્ષનું સૂચન છે પોતાના પૂર્વજોના ઇતિહાસથી ભવિષ્યને માટે દિશા નક્કી કરવામાં મદદ થાય છે, એટલુંજ નહિ પણ પૂર્વજોનું યથાર્થ ગૌરવ જાણવાથી સમાજની ચારિત્ર્યશક્તિ અથવા સત્ત્વ વધે છે માટે ઇતિહાસ સંશોધનનો પ્રયત્ન જેમ મહારાષ્ટ્રમાં, બંગાળમાં તથા ઇતરત્ર ચાલે છે તેજ પ્રમાણે ગૂજરાત તથા ભારતના બીજા બધા પ્રાન્તોમાં ચાલે તો હિન્દુસ્થાનનો સાચો ઇતિહાસ આપણને મળી આવશે એટલુંજ નહિ પણ હિંદી-સંસ્કૃતિનું રહસ્ય આપણે જાણતા થઇશું અને તેથી દેશમાં ઐક્ય અને ચૈતન્ય વધશે

# ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નું બંધારણ.*

क ઉદ્દેશ—

૧ ગુજરાતી ભાષા અને સાહિત્યની અભિવૃદ્ધિ કરવા આ પરિષદ યોજવામા આવે છે તે ફળીભૂત કરવા અમુક અમુક વખતે વિદ્વાન્ અને વિદ્યારસિક ગુજરાતીઓ અન્ય જનો એકઠા થઇ ગુજરાતી વાડમયની ઉન્નતિ અને પ્રસાર માટે પ્રયાસ

૨ આ ઉદ્દેશની વિશેષ સિદ્ધિ અર્થે ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ એ એક સસ્થા નિમવામા આવે છે જેઓ લવાજમ બદલ એક સામટા રૂપિયા અથવા વધારે રકમ આપશે અથવા જેઓ દર વર્ષે રૂ ૩) આપશે તેઓ આ ળના આજીવન્ત અથવા સામાન્ય સભાસદ ગણાશે પરિષદ ભંડોળ કમિટીમા રૂ ૧૦૦) અથવા વધારે રકમ આપી તહાહયાત સભાસદ થએલા છે તેઓ કાંઈ વધારે લવાજમ આપ્યા વગર આ મંડળના સભાસદ ગણાશે

ग સામાન્ય મંત્રીઓ—

૧ પરિષદની દરેક બેઠક વખતે પરિષદ ત્રણ સામાન્ય મત્રીઓ નિમશે

૨ પરિષદના સામાન્ય મત્રીઓ પોતાના કાર્ય વ્યવહારનુ દફતર પરિષદના અહેવ અગર બીજી રીતે પ્રગટ કરશે

૩ પરિષદ ભરવાનો અવસર આવે ત્યારે સામાન્ય મત્રીઓ બેઠકના સ્થળના સ્‍ ગૃહસ્થો સાથે મળીને જોઇતી તૈયારી તથા વ્યવસ્થા કરવામા સલાહ અને મદદ ચ

૪ સામાન્ય મત્રીઓ જાણીતા વિદ્વાનોને પરિષદ માટે લેખ લખી મોકલવા વિન લખી મોકલશે, અને એ રીતે સારા લેખો મેળવવા બનતી તજવીજ કરશે પ્રમાણે મળેલા નિબંધોની જુદી પ્રતો કઢાવવા લેખકની ઇચ્છા હશે તો પરિષદ તેની ૫૦ નકલ પરિષદનો હેવાલ છપાતી વખતે કઢાવી આપશે

घ કારોબારી સભા—

૧ જે સ્થળમા પરિષદ ભરવાનુ નક્કી કરવામા આવશે ત્યા વખત થયે પરિષદના સ મત્રીઓ જાતે જઇ અથવા કાગળ લખી સ્થાનિક વિદ્વાનો અને વિદ્યારસિકો આગામી બેઠકને માટે કારોબારી સભા, સત્કાર મંડળ, સ્થાનિક મત્રીઓ, નિમવામા ભાગ લેશે સામાન્ય મત્રીઓ ને પાછલી પરિષદના પ્રમુખો આ કારો સભાના સભાસદ ગણાશે

૨ આ કારોબારી સભા પોતાના પ્રમુખ, ખજાનચી, મત્રીઓ વગેરે નિમશે, અને પદના બંધારણને અનુસરી પોતાના કાર્ય વહેવારની યોજના કરી તેનો નિર્વાહ ક

૩ પરિષદમા વાચવાયોગ્ય લેખો મેળવવા અને અગત્યની ચર્ચા કરાવવા વિ માર્ગદર્શક યાદી પરિષદના ઉદ્દેશન અનુસરીને પ્રકટ કરશે અને લેખો બેઠકની ત પૂર્વે પુરતા સમય પહેલા એકઠા કરશે

* છઠ્ઠી સાહિત્ય પરિષદે મજૂર કરેલ સુધારેલુ બંધારણ

૪ પરિષદની બેઠક કયી તારીખો પર કરવી, તે આ કારોબારી સભા નક્કી કરશે

૫ પરિષદની બેઠકની તારીખ આગમચ કારોબારી સભા સત્કાર મંડળ નિમશે.

૬ ગુજરાતી સાહિત્ય પરિષદના ઉદ્દેશની સિદ્ધિ અર્થે કોઈ પણ પ્રકારનું પ્રદર્શન ભરવું કારોબારી સભાને શક્ય લાગે તો તે માટે આ બંધારણને અનુસરી તેની વ્યવસ્થા, રચના, ખર્ચ, હિસાબ, હેવાલ, છપામણ, નિબંધ છપામણ વગેરે માટે કારોબારી સભા તે ગોઠવણ કરશે

૭ પરિષદના ખર્ચ માટે કારોબારી સભાએ એકઠા કરેલા નાણામાંથી તે પરિષદનો ખર્ચ જતા જે રકમ ફાજલ રહે તેના ઓછામાં ઓછા પચાસ ટકા 'ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ' માં કારોબારી સભા જમે કરાવશે

૮ પરિષદમાં વંચાવા આવેલા લેખોની યોગ્યાયોગ્યતા તપાસવા કારોબારી સભા વિદ્વાનોની એક નિરીક્ષક મંડળી નિમશે કયા નિબંધો સ્વીકારવા અને તેમાંના કયા વાંચવા અને કયા છપાવવા તેનો નિર્ણય નિરીક્ષક મંડળી કરશે

૯ પરિષદ અને તેને અંગે યોજાયલી સંસ્થાઓના કાર્યક્રમનો હેવાલ કારોબારી સભા પ્રકટ કરશે, અને નિરીક્ષક મંડળીએ પરિષદને નામે છાપવા યોગ્ય ઠરાવેલા નિબંધોનો સંગ્રહ પણ કારોબારી સભા પ્રકટ કરશે

૧૦ પરગામથી આવતા પરિષદના સભાસદો માટે તેમની પાસેથી અમુક રકમ લઈ તેમને માટે રહેવા જમવાની ગોઠવણ કારોબારી સભા કરશે

**ખ સત્કાર મંડળ—**

૧ પરિષદની બેઠકની વ્યવસ્થા કરવા નિમાયલી કારોબારી સભા જે સ્થળમાં પરિષદ મળવાની હોય ત્યાંના વિદ્વાનોનું અને વિદ્યારસિકોનું સત્કારમંડળ બેઠકની તારીખ પહેલા નિમશે.

૨ સત્કારમંડળના સભાસદોની ઉમ્મર એકવીસથી ઓછી હોવી ન જોઈએ

૩ **(અ)** સ્થાનિક સત્કારમંડળના એલ ઓફિસિઓ સિવાયના સભાસદો પાસેથી શી ફી લેવી તે કારોબારી સભા નક્કી કરશે

**(આ)** સાહિત્યક્ષેત્રમાં લેખનથી સાક્ષરતા પ્રાપ્ત કરી હોય, પણ જેમના પાસે ફી લેવી કારોબારી સભાને યોગ્ય ન લાગે એવા વિદ્વાનોને સત્કારમંડળના સંમાનિત સભાસદો નિમવામાં આવશે. તેમની સંખ્યા દસથી વધારે નહિ ગણવામાં આવે

૪ સત્કારમંડળ પોતાના પ્રમુખ, ઉપપ્રમુખો નિમશે કારોબારી સભાના મંત્રીઓ સત્કારમંડળના મંત્રીઓ થશે

૫ **(અ)** પરિષદના પ્રમુખની નિમણૂક સત્કારમંડળ ચુંટણી (election) થી કરશે

**(આ)** પરિષદના એક - વધારે ઉપપ્રમુખની નિમણૂક પણ એ જ રીતે સત્કારમંડળ કરશે

**(ઇ)** પરિષદનો કાર્યવહેવાર વિભાગથી કરવાનું યોગ્ય લાગે તો જે જે વિષયોને લક્ષ્યને

વિભાગ પાડવામા આવ્યા હોય તે ત વિષયાના વિદ્વાનોનો વિભાગના અધ્યક્ષ-પદે સત્કારમંડળ નિમણૂક કરશે

ऋ નિરીક્ષક મંડળી—

૧ લેખોની નિરીક્ષા કરી તેના વાચન માટે ક્રમ તથા કાળ નિરીક્ષક મંડળી નક્કી કરશે

ग સભાસદો—

૧ પરિષદની બેઠક વખતે જેઓ ૨ ૩) આપશે તેઓ પરિષદના સભાસદ ગણાશે

૨ સભાસદોની ઉમ્મર એકવીસ વર્ષથી ઓછી હોવી ન જોઇએ

૩ સભાના નિયમ ऋ માતને અનુસરીને ચર્ચામા ભાગ લઈ શકશે.

ऋ વિષય કમિટી—(Subjects Committee)

૧ પરિષદ નીચે પ્રમાણે વિષય કમિટીના સભાસદ નિમશે

(अ) સત્કારમંડળના પ્રમુખ અને ઉપપ્રમુખ

(आ) પરિષદના પ્રમુખ અને ઉપપ્રમુખ

(इ) આગલી પરિષદે અમુક અમુક કામ કરવા નિમેલી કમિટીના સભાસદો

(ई) સ્થાનિક નહિ હોય એવા સભાસદોમાથી એમની કુલ સખ્યાના વીસાંશ સભાસદો

(उ) સત્કારમંડળની કુલ સખ્યામાથી વીસાંશ સભાસદો

(ऊ) સામાન્ય મંત્રીઓ, આગલી બેઠકોના પ્રમુખો, આગલા સત્કારમંડળના પ્રમુખો અને કારોબારી સભાના પ્રમુખ, ઉપપ્રમુખ અને મંત્રીઓ

(ऋ) પરિષદના પ્રમુખને જરૂર લાગે તો પાચથી વધારે નહિ એવા પ્રતિષ્ઠિત વિદ્વાનો

(ऌ) વિભાગવાર કામ લેવાનુ નક્કી થયુ હોય તો વિભાગોના અધ્યક્ષો

(ટીપ) વિષય કમિટીના કુલ સભાસદોમા ગુજરાત સાહિત્ય પરિષદ મંડળના સભાસદોની સખ્યા ઓછામા ઓછી અરધી હોવી જોઇએ અને વિષય કમિટીના સભાસદોમા એ મંડળના સભાસદોની સખ્યા અર્ધાથી ઓછી હોય તો ખૂટતી સખ્યાના પ્રતિનિધિઓ એ મંડળના હાજર સભાસદો સદ્ મતે નિમશે

૨ પરિષદના બેઠકના પ્રમુખ તે વિષય કમિટીના પ્રમુખ રહેશે

૩ આ કમિટીની બેઠક ખાનગી રહેશે

૪ ફક્ત આ કમિટીએ નિર્ણીત કરેલા ઠરાવો પરિષદમા રજુ કરવામા આવશે સામાન્ય મંત્રીઓના અને બીજા ઠરાવો આ કમિટી નક્કી કરી પરિષદમાં રજુ કરાવશે

૫ પરિષદના વહેવારના કાર્યક્રમ નિયમ छ ૧ને અનુસરીને આ કમિટી નક્કી કરશે.

૬ પરિષદ આગળ કયા વિષયાની ચર્ચા કરવી તે વિષય કમિટી નક્કી કરશે, પરિષદમ વચાતા લેખ વિગેની ચર્ચા કરવા દેવી કે કેમ, અને કોણે કરવી તે પરિષદના પ્રમુખ (અથવા વિભાગમા લેખ વચાતો હોય તો વિભાગના અધ્યક્ષ) નક્કી કરશે

**ટ ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ—**

૧ પરિષદના ઉદ્દેશના નિર્વાહ માટે તેમજ, સામાન્ય મંત્રીઓને અને કમિટીઓને સોંપેલા કામો કરવા માટે આ 'ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ' નિમવામાં આવે છે.

૨ સાહિત્યના અભ્યાસ માટે નિર્ણીત કરેલા પુસ્તકોમાંથી વખતોવખત પરીક્ષાઓ લેવી.

૩ ગુજરાતીમાં લખાયલા પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ પુસ્તકોનો સંગ્રહ કરી પુસ્તકાલય કરવું, અને ઇતિહાસ અને કલાઓની ચીજોનું સંગ્રહસ્થાન રાખવું, મંડળ માટે મકાન કરવા

૪ ગુજરાતીમાં જ્ઞાન પ્રસાર માટે લાઇબ્રેરીઓ અને વ્યાખ્યાનમાળાની યોજના કરવી.

૫ જ્ઞાન અને વિદ્યાની શોધખોળને આવશ્યક અને સહાયભૂત થાય એવા ગ્રંથો છપાવવા, સામાન્ય સાહિત્યના ઉપયોગી ગ્રંથો છપાવવા, ત્રિમાસિક કે અન્ય પ્રસિદ્ધિઓ કરવી, એ સિવાય સાહિત્યની અભિવૃદ્ધિને અર્થે જે ઉપાયો યોગ્ય લાગે તે અને વહેવારિક જણાય તે અમલમાં મૂકવા તજવીજ કરવી

૬ સાહિત્યના પ્રસાર માટે પ્રયાસ કરવામાં બીજા મંડળો સાથે બને ત્યાં એ પ્રયાસમાં સહકાર કરવો

૭ 'ગુજરાત સાહિત્ય પરિષદ મંડળની પ્રથમ કારોબારી સભાની નિમણૂંક ગુજરાતી સાહિત્ય પરિષદ કરશે, તેમાંથી ત્રીજા ભાગના સભાસદો પરિષદ ભંડોળ કમિટીમાં નાણાં ભરનારાઓ તરફના નિમાશે અને બીજા ૨/૩ ગુજરાતી સાહિત્ય પરિષદ નિમશે આ પ્રમાણે નિમાયલી કારોબારી સભા પોતામાંથી સેક્રેટરીઓ અને તિજોરર નિમી લેશે તે પછીના વર્ષોમાં પ્રતિવર્ષે ' ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ ' પોતાની કારોબારી સભા ચુંટી કાઢશે અને તે દર વર્ષે પોતાના કામકાજના રીપોર્ટ પ્રસિદ્ધ કરશે અને તેમાં પરિષદના સામાન્ય મંત્રીઓએ ઓડીટ કરેલો અગર કરાવેલો ઉપજ ખર્ચનો હિસાબ પૂરેપુરી વિગત સાથે છાપશે

ગુજરાત સાહિત્ય પરિષદ મંડળના ઉદ્દેશો કાર્યપદ્ધતિ વગેરેમાં ફેરફાર કે સુધારા સૂચવવા ગુજરાતી સાહિત્ય પરિષદ સર્વોપરિ રહેશે

**ઠ ગુજરાતી સાહિત્ય પરિષદ પુસ્તકાલય.**

૧ આ પુસ્તકાલયની વ્યવસ્થા ગુજરાત સાહિત્ય પરિષદ મંડળ પોતાની કારોબારી સભા દ્વારા કરશે

**ડ કાર્યક્રમ—**

૧ સત્કારમંડળના પ્રમુખ અને પરિષદના પ્રમુખના ભાષણ થયા પછી વિષય કમિટી નિમાશે.

૨ પરિષદના પ્રમુખના ભાષણ પછી નિરીક્ષક મંડળીના ઠરાવ પ્રમાણે લેખોનુ વાચન વિષય કમિટીના મળ્યા અગાઉ પણ શરૂ થઈ શકશે

ઢ ૧ આ નિયમો પ્રમાણે મળનારી પરિષદમાં અગર સભામાં પ્રમુખની ગેરહાજરી દરમિયાન જ્યાં ઉપપ્રમુખ હશે ત્યાં તે પ્રમુખસ્થાને બેસશે, અને ઉપપ્રમુખ નહિ હોય અથવા ગેરહાજર હશે ત્યારે સભા પોતામાંથી એકને પ્રમુખ નિમશે.

૨ દરેક સભામાં બહુમતે નિર્ણય થશે અને સરખા મત હશે ત્યાં પ્રમુખનો એક મત વધુ ગણાશે

૩ વર્ષની ગણતરી જાન્યુઆરીથી ડિસેમ્બર લગી ગણાશે

૪ દરેક હેવાલની શરૂઆતમાં પરિષદનું બંધારણ છપાશે

# બાળસાહિત્ય સબ કમિટીનો અહેવાલ.

---

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના કારોબારી મંડળ તરફથી નીમાયલી આ કમિટી તા ૧૩-૯-૧૯ ને રોજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના મકાનમા મળી હતી તે પ્રસંગે નીચેના ગૃહસ્થો હાજર હતા

**મિ. કેખશરૂ અરદેશર બાલા, (અધ્યક્ષ.)** **રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ.**
**રા. રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ.** **રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ.**
**રા. રા. રામમોહનરાય જશવતરાય દેસાઇ.** **રા. રા. માણેકલાલ કાળીદાસ ભટ્ટ.**
**રા. રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુવ.** **રા. રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇ.**

કમિટી સમક્ષ રા. રા **કેશવપ્રસાદ દેસાઇએ** પોતાના લિખિત વિચાર લખાણથી દર્શાવ્યા હતા તેમનો લેખ આ સાથે રજુ કરવામા આવ્યો છે આ લેખમા ગુજરાતી ભાષામા બાળકો માટે પુસ્તકો નથી, તે ફરિયાદ કરી, બાળ સાહિત્યની જરૂરનો ઉલ્લેખ કરી, કેટલીક વ્યવહારૂ સૂચનાઓ કરવામા આવી છે મોંટેસરી પદ્ધતિ ઉપર નિશાળો તથા બાળ પુસ્તકાલયો સાહિત્ય પરિષદ્ તરફથી અથવા તો ગુજરાત કેળવણી મંડળ સાથે મળીને સ્થાપવા આગ્રહ કરવામા આવ્યો છે આ પછી આઠથી દશ વર્ષના અને અગીયારથી તેર વર્ષના બાળકો માટે, ધોરણવાર સમજી શકાય તેવી ઢબ ઉપર ઇંગ્રેજી બ્રાઇટ સીરીઝ જેવા બાળ પુસ્તકો લખાવવાની જરૂર છે તે સાથે આ લેખમા, બાળકોને ઉપયોગી થઇ પડે તેવુ બાળ માસિક ચાલુ કરવાની પણ સૂચના કરવામા આવી છે જૂદા જૂદા વિભાગો કરી, જૂદા જૂદા વિદ્વાનો પાસે બાળકને ઉપયોગમા આવે તેવા લેખ લખાવવાનો અને પૈસા પણ આપવાનો આગ્રહ કરવામા આવ્યો છે. લેખના અતમા માસિક તથા બાળસાહિત્યના પુસ્તકો માટે ખર્ચનો અદાજ આપ્યો છે

પ્રસ્તુત લેખ ઉપર કમિટીમા સામાન્ય ચર્ચા કરવામા આવી હતી **મિ. બાલાએ** પુસ્તકોની ભાષા સરળ હોવાની તથા પુસ્તકો બ્રાઇટ સીરીઝની માફક ધોરણવાર સરણીમા લખાવવાની જરૂર દર્શાવી હતી **રા ગટુલાલે** જણાવ્યુ હતુ કે હાલ લખાતા બાળ પુસ્તકોની ભાષા અઘરી હોય છે તથા આ વિષય ઉપર વારવાર ટીકા થતી રહેવાની જરૂર છે **રા રામમોહનરાયે** એવો વિચાર દર્શાવ્યો હતો કે બાળકો માટે માસિક હાલ ગુજરાતમા છે તેમ સુન્દરી સુબોધ જેવા પત્રોમા પણ બાળોપયોગી લેખો વખતોવખત આવે છે માટે હાલ તરત જૂદા માસિકની તાકીદ નથી જો કે ઉપયોગી તો દરેક વસ્તુ છે પણ બાળ પુસ્તકો માટે આપણા સાધનોનો પહેલો ઉપયોગ થવો જોઇએ તેમણે એમ જાહેર કર્યું હતુ કે તેમની પાસે બાળ સાહિત્ય તૈયાર કરાવવા માટે એક નાનુ ફડ પણ છે, તેમ એક હસ્તલિખિત પુસ્તક પણ આવેલુ છે જો પરિષદ્ તરફથી સતોષકારક યોજના થશે તથા તે સબધે કામ કરવા એક કમિટી નીમવામા આવશે તો તેઓ આ ફડ તથા પુસ્તક તેને સોપી દેશે **રા ડાહ્યાભાઇએ** જણાવ્યુ હતુ કે ગુજરાતી ભાષામા બાળકો માટે એકાદ માસિક નીકળે છે પણ આર્થર મીના ' માઇ મેગેઝીન ' જેવુ એક ઉચ્ચ પ્રતિનુ માસિક નીકળવાની જરૂર છે બાળકો માટે વર્તમાનપત્ર પણ નીકળવુ જોઇએ બાળકો માટેનુ દરેક પ્રકારનુ

સાહિત્ય સરળ ભાષામાં અને બને ત્યા સુધી સક્ષેપમા (લામુ ટાંચલુ નહિ તેવુ) લખાવુ જાઇએ રા. હીરાલાલે જણાવ્યુ હતુ કે માસિકની ઘણી જરૂર છે રા કેશવપ્રસાદે જણાવેલા દ્રષ્ટિબિંદુથી વિચારતા એક સારા બાળ-માસિકની તાણ છે માસિકથી દર માસે બાળકની જીજ્ઞાસા તીવ્ર થાય છે અધિપતિ અને ગ્રાહક વચ્ચે સબધ જોડાય છે વળી માસિકમા યોજનાનુસાર આવેલા નિબન્ધ, વાતા કે કાવ્યમાથી પુસ્તક સાહિત્ય પણ ઉભુ થઈ શકે

ત્યાર બાદ બીજુ પણ કેટલુક વિવેચન થયુ હતું એકદરે રા કેશવપ્રસાદના લેખ સાથે સર્વ મળતા થયા હતા અને છેવટે નીચેની સૂચનાએ સાહિત્ય પરિષદ્ તરફ મોકલવાનો ઠરાવ સર્વાનુમતે કરવામા આવ્યો હતો

### સૂચનાઓ.

૧ બાળસાહિત્ય વિભાગ પ્રદર્શનમા રજુ કરવો અને તેને કાયમનુ સ્થાન આપી શકાય એવી તજવીજ કરવી

૨ બાળકો માટે એક બાળ ગ્રથમાળા કાઢવી અને નાણાની વધુ સવડ થયે બાળ માસિક કાઢવા તજવીજ કરવી

૩ આ બાબત વ્યવહારૂ પગલા લેવા એક પેટા કમિટી નીમવી

(સહી) કેખશરૂ અરદેસર બાલા — ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલ
હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ — કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ
રામમોહનરાય જશવંતરાય દેસાઇ — માણેકલાલ કાળીદાસ ભટ્ટ
હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ — પ્રીતમરાય વ્રજરાય દેસાઇ
ગટુલાલ ગોપીલાલ ધ્રુવ — કમિટીના સભાસદો

---

## બાળસાહિત્ય.

(બાળકો માટેના સાહિત્ય સબધી ચર્ચા અને સૂચનાઓ)

### (રા કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ.)

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના કારોબારી મડળે બાળસાહિત્ય સબધી વિચાર કરવા એક કમિટી નીમી છે તે યોગ્ય થયુ છે ઘણા લાબા ગાળા પછી સાહિત્ય પરિષદ્ મળે છે, તેથી તે સમયે કાઇક વ્યવહારૂ અને સ્થાયી કાર્ય કરવા માટે વિચાર અવશ્ય કરવો જોઇયે, અને આવા કાર્યોમા બાળસાહિત્યની ખીલવણી કરવાનુ કાર્ય કાઇ ઓછી અગત્યનુ નથી આ સબધી જે મડળી નિમાઇ છે તેની સમક્ષ હુ આ અગત્યના વિષય સંબધી થોડા વિચાર દર્શાવું છુ અને આશા રાખુ છુ કે તે બાબત યોગ્ય ચર્ચા કર્યા પછી કાઇક વ્યવહારૂ ઉપાયો યોજવામા આવશે

આપણું બાળસાહિત્ય અત્યારે બહુજ નિર્ધન અવસ્થામા છે આખાયે પુસ્તક ભંડોળ તરફ નજર નાખતાં બાળકોને માટે ઉપયોગમા આવે તેવા પુરા પેણોસો પુસ્તકો પણ દેખાતા નથી અને તેમા પણ ખાસ બાળ માનસશાસ્ત્રનો અભ્યાસ કરીને કે બાળકો સમજી શકે તેવાજ વિચારો લક્ષમા રાખીને લખાયલાં પુસ્તકો તો બહુજ ઓછા છે આ રીતે આપણી ભાષામા ગરીબ બિચારા બાળકોને બહુજ અન્યાય કરવામાં આવ્યો છે આ અન્યાય ટાળવા તરફ આપણુ વિદ્વાન સમાજે ઉતાવળે લક્ષ આપવાની જરૂર છે કદાચ કલ્પનાના ઉચા ઉચા ઉડ્ડયનમાથી, કે ફરીથી એકવાર સસ્કૃત ભાષાને હિંદની સામાન્ય માતૃ ભાષા બનાવવા માટે તત્સમ શબ્દોનોજ ઉપયોગ કરવાના સ્વપ્નમાથી, " એક હતો ચકલો " એ બાબત ઉપર આવવુ ઘણા સાક્ષર રત્નોને ગમશે નહિ, પરતુ આ બાબત, બીજી ગમે તે બાબત કરતા ઓછી મહત્વની તો નથી જ, તે સહેજ વિચાર કરતા જણાઈ આવશે બાળકને વાર્તાનો તેમજ નવુ નવુ જાણવાનો શોખ ઘણોજ હોય છે નવુ વાચતા શીખેલા બાળકો જે હાથમાં આવે તે લઇને વાચતા ઘણાએ જોયા હશે પરતુ તેમની સર્વ જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે, તેમનો વાચનનો શોખ પુરો કરવા માટે આપણી ભાષામા સાધન જ નથી એ કાઇ ઓછા શોકની બાબત નથી વળી કુમળી વયથીજ જો આકર્ષક પુસ્તકોદ્વારા બાળકોના મનમાં વાચનનો શોખ આપણે ઉત્પન કરીયે, અથવા તો તેમનામા જે શોખ હોય છે તેને ઉત્તેજન આપીએ તો તે શોખ તેમનામા જીવનભર કાયમ રહેવા સભવ છે પણ બાળવયથીજ યોગ્ય વાચનને અભાવે જો તેમનામા વાચન પ્રત્યે અરૂચિ કે તિરસ્કાર થઈ જાય તો તે મોટી વયે પણ ટકી રહે અને તેથી તેને બહુજ હાનિ થવા સભવ છે બાળકના વિકાસ કાળમાજ જો તેની બુદ્ધિના વિકાસ અર્થે જાત જાતની વાનીઓ પીરસવામા આવે તો ભવિષ્યના જમાનામાં સર્વદેશીય વિકસિતપણું અસ્તિત્વમા આવ્યા વિના રહેજ નહિ, અને પરિણામે સમાજને અનન્ય લાભ થાય નાનપણમાજ કલ્પનાને ઉત્તેજક કાલ્પનિક કથાઓ, પરીઓની વાર્તાઓ, કે સ્વર્ગ પાતાળના વૃત્તાતો સાભળ્યા હોય તો ભવિષ્યમા વિવિધ ક્ષેત્રોમા વિકસેલી કલ્પનાઓ તે દોડાવી શકે, નાનપણમાંજ ઝાડ, પક્ષી, પશુ, પતગીયા તરફ પ્રેમ બધાયો હોય તો મોટપણે જીવજતુ અને વનસ્પતિશાસ્ત્ર તરફ તે દોરાઈ શકે, નાનપણમા જોડકણાના રાગડા ખેચ્યા હોય અને કવિતાઓ ગાવાનો શોખ બધાયો હોય તો મોટપણે સગીત તરફ તેની વૃત્તિઓ વળી શકે આવા તો અનેક લાભ નજીવા, નાના, અત્યાર સુધી અવગણાયલા બાળોપયોગી પુસ્તકોથી થવાનો સભવ છે તે તરફ બેદરકારી રાખીને આપણે સમાજને અત્યાર સુધી બહુજ નુકશાન કર્યું છે, અને આ ઉપયોગી વિષય તરફથી લક્ષ દોરાયા છતા જો તે માટે આપણે પ્રવૃત્તિ આરભીયે નહિ તો માફ ના થઇ શકે તેવા પાપના આપણે ગુન્હેગાર ગણાઇયે

આ વિષયની ઉપયોગિતાનો તેમજ આ કાર્ય આરભ કરવાની આવશ્યકતાનો આટલો ઉલ્લેખ કર્યા પછી તે સબધી થોડી વ્યવહારૂ સૂચનાઓ કરવાનુ હું યોગ્ય ધારૂ છુ બાળસાહિત્યના ઉમેદવાર તો છેક ત્રણ વર્ષથી શરૂ કરીને તે બાર તેર વરસના બાળકો છે ત્રણ વર્ષના બાળકો માટે ચિત્ર સાહિત્ય કે મકડા બુદ્ધિપૂર્વક અને તેમની યોગ્ય ખીલવણી થાય તેનો વિચાર કરીને રચાયલા હોવા જોઇયે વડોદરા અને વમોગા કિન્ડરગાર્ટન શાળાઓ છે અને ત્યા આ સબધી બધી ગોઠવણ થતી જાય છે અમદાવાદ જેવા મોટા શહેરમાં આવી

શાળા નથી તે બહુજ શોચનીય છે, અને ટુંક સમયમા તેવી શાળાનો આરંભ થશે એમ હુ આશા રાખુ છુ

આ ઉપરાંત સામાન્ય બાળકોને બાળ સાહિત્યનો લાભ આપવા માટે પુસ્તકાલયોમા બાળ વિભાગ, યાતો જુદા બાળ પુસ્તકાલય સ્થાપવાની બહુજ જરૂર છે વડોદરામાં મધ્ય પુસ્તકાલયમા બાળકો માટે ખાસ જુદો વિભાગ છે અને તે ઉપર દેખરેખ રાખનાર એક નિષ્ણાત બાઈ નિમવામાં આવી છે આ વિભાગમા નાની નાની ખુરશીઓ અને ટેબલો છે. કબાટો પણ નાના, અને બાળકોથી પહોંચાય તેવાં છે તેમાં બાળકોને ઉપયોગી પુસ્તકો, ચિત્રપોથીઓ, તથા બુદ્ધિનો વિકાશ થાય તેવી રમતના સાધનો પણ છે ત્યા બાળકો કોઈપણ લવાજમ આપ્યા શીવાય જઈ શકે છે જે વસ્તુ જોઈયે તે લઈ શકે છે અને કોઈ રમત રમતા ના આવડતી હોય અને રમવાની પણ ઈચ્છા હોય તો ત્યાના બાઈ તેમને તે શીખવે પણ છે વળી આ સંસ્થાને ખાતે એક નાનો સીનેમા છે તે પણ બાળકોને બતાવવામા આવે છે, અને વખતોવખત જ્ઞાન કે ગમ્મતદાયી વાર્તા કહેવાની પણ યોજના કરવામા આવે છે. ત્યાના રમકડામાના ઘણા તો વૈજ્ઞાનિક હોય છે, અને તે રમવાથી અનાયાસે બાળકને ઘણુ જ્ઞાન મળી જાય છે આવા બાળવિભાગ ગુજરાતમા સ્થળે સ્થળે હોવા જોઇએ સાહિત્ય પરિષદના સુકાનીઓ પોતે અથવા તો કેલવણી મંડળના કાર્યવાહકોની સાથે મળીને આ પ્રશ્ન ઉકેલી ના શકે? કોઈ પણ પરિષદ જે ગામમા મળે, તે ગામમા એકાદ પણ સ્થાયી સંસ્થાની સ્થાપના કરી કે કરાવી ના શકે તો મંતવ્ય અને કર્તવ્ય વચ્ચે સંબંધ થઈ શકશે નહિ આવો સંબંધ કરવા હવે યત્ન થવા જ જોઇયે.

આ પછી આઠ વર્ષ અને તેથી ઉપરનાં બાળકો સબંધી હુ કાંઈક સૂચનાઓ કરીશ આઠ વર્ષનો બાળક સાધારણ રીતે ગુજરાતી ત્રીજી ચોપડીમા ભણવાની યોગ્યતા ધરાવતો હોઇ શકે. હાલ તરત બાળ સાહિત્ય સબંધી વ્યવહારૂ કાર્યનો આરંભ, આ બાળકોની જરૂરીયાત ધ્યાનમા રાખીને કરવો જોઇયે, તથા બાર તેર વર્ષની ઉમર સુધીનાં બાળકો માટે સાહિત્ય પૂરૂ પાડવાનાં પ્રયત્ન કરવા જોઇયે આ માટે સામાન્ય રીતે બે વિભાગ પાડીને કામ કરીયે તો ચાલી શકે, દસ વર્ષની અંદરના અને તેથી ઉપરના બાળકો માટે બે જુદા દૃષ્ટિબિંદુથી પુસ્તકો તૈયાર કરાવવામા આવે તો લાભ થાય એમ મારૂ માનવુ છે દસની અંદરના બાળકો માટેના પુસ્તકોમા ભાષા તેમજ વિચાર બહુજ સાદા જોઇયે લાંબી નવલકથાઓ વાચવા જેટલી ધીરજ તેમનામા હોય નહિ સાદી વાર્તાઓમા પણ તેમને માટે ચિત્રો જોઇયે પણ દસ વર્ષની ઉપરનાં બાળકો માટે લાંબી વાર્તાઓ, નિશાળ જીવનની વાર્તાઓ, વૈજ્ઞાનિક વાતો, ઐતિહાસિક વાતો વગેરે લખાવી શકાય ટુકી કે સારી વાર્તાઓમાં ચિત્રો ના હોય તો પણ તેમને ચાલી શકે, નીતિનો બોધ આપતી કે જરા ઉચ્ચ વિચારવાળી વાતો પણ તેઓ પચાવી શકે તેમ હોય છે આ બધી હકીકત ધ્યાનમા રાખીને અત્યારે કામની શરૂઆત બે વિભાગે કરવી જોઇયે. એકમા દસ વર્ષની અંદરના બાળકો માટે સાહિત્ય તૈયાર કરાવવુ અને બીજામા દસ વર્ષની ઉપરના માટે પુસ્તકો લખાવવા.

દસ વર્ષની અંદરના બાળકો માટે ખાસ કરીને તો ટુકી વાતો લખાવવી જોઇયે. આ વાર્તામા કલ્પનાને ઉત્તેજક પરીયોની વાર્તાઓ (Fairy Tales) તરફ ખાસ ધ્યાન આપવુ જોઇયે. આ વાર્તાઓમા બહુ વર્ણન તરફ કે નીતિના સીધા પાઠો ભણાવવા તરફ

જરાયે લક્ષ આપવું જોઇયે નહિ બાળકોનાં પરાક્રમો, અથવા વાઘ સિંહ કે ઉંદર બિલાડી કુતરા વગેરે પ્રાણીઓની વાર્તાઓમા પણ બાળકો બહુ રસ લેશે આ ઉપગત રમતો, ભાઈબંધો, બહેનપણીયો, ઢીંગલા ઢીંગલીની અને એવીજ બીજી વાતો તેમને બહુજ ગમે તો કાઢ નવાઇ જેવુ નથી વળી જોડકણા જેવી કવિતાઓના રાગડા પણ આ બાળકો આનદથી કાઢે

દશ વર્ષની અંદરના બાળકો માટેના પુસ્તકોમા ભાષાની બહુ જ સાવચેતી રાખવાની જરૂર છે ખોટી જોડણી કે ખોટી વાક્ય રચનાનો ખ્યાલ જો આ ઉમરમા તેમના મનમા ચોટશે તો તે ભૂસી શકવો મુસ્કેલ છે માટે તે સબધી સાવધાન રહેવુ તે સાથે તદ્દન ઘરગતુ, સરળ અને આડબર રહિત ભાષા વાપરવી જોઇયે આ બધુ કહેવુ સહેલુ છે પણ કરવુ ઘણુંજ અઘરૂ છે છતાયે જો બાળકોને વાચતા કરવાજ હોય તો સરળ ભાષામા સરળ વિચારોજ તેઓ ગ્રહણ કરી શકશે નહિ તો એ પુસ્તક લેશે, જોશે, ખુશ થશે અને પછી તે દૂર મૂકી દેશે આ માટે વાચનમાળાની ભાષા સામાન્ય રીતે ધ્યાનમા રાખીને કામ લેવાય તો ચાલી શકે ત્રીજી ચોપડી જેવી ભાષાથી શરૂ કરાય તો બાળકો તેનો લાભ સારો લઈ શકે જો ધોરણવાર ઉપયોગી થઇ પડે તેવા પુસ્તકો લખાવી શકાય તો તો લાભ ઘણોજ થાય બીજા ધોરણના છોકરાને માટે, એમ વર્ગવાર પુસ્તકો હોય તો બહુ જ સગવડભર્યું થઇ પડે પ્રાથમિક નિશાળો તરફથી પણ તે સબધી ભલામણ છોકરાને સહેલાઈથી કરી શકાય, અને નિશાળો તરફથી પુસ્તકો ખરીદવામા પણ આવે

દસ વર્ષની ઉપરના બાળકો માટે વિષયો ઘણા વધારે મળી શકે ભાષા અને વિચારો સબધી પણ આમા વધારે છુટ લઇ શકાય અલબત્ત આમાયે ભાષા તો એકદરે સરળ જ જોઇયે, તેમ વિચારોમા પણ તેમની ઉમર ધ્યાનમા લઇને જ આગળ વધવુ જોઇયે પરંતુ આમા લાબી વાર્તાઓ, નિશાળ જીવનની વાર્તાઓ, ઇતિહાસના જાણીતા પુરૂષોના સક્ષિપ્ત ચરિત્રો વિગેરે આલેખી શકાય નીતિના સબધમા પણ આ ઉમરમા બોધ આપવામા વાંધો નથી વળી સદ્‌ગુણો ખીલવવા માટે તેમજ દુર્ગુણોની હાનિ બતાવવા માટે લાંબી ટુંકી વાર્તાઓ લખી શકાય આ ઉપરાત આપણા સાહિત્યમાથી પણ ઉત્તમ પુસ્તકો લઈને સરળ ભાષામા તેની વાર્તા કહી શકાય પ્રેમાનદ કે શામળ ભટના કાવ્યોમાથી સરળ ગદ્યમા બધા આખ્યાનોનો સાર તેમને આપી શકાય કવિ ચરિત્રો પણ ટુકાણમા, તેમની લખાણ તુલના કે ટીકા કર્યા વિના બાળકો માટે આલેખી શકાય સસ્કૃત સાહિત્યમાથી પણ યોગ્ય અને સુદર વાર્તાઓ સરળ ભાષામા તેમને માટે લખી શકાય આ ઉપરાત વિજ્ઞાનમાંથી પણ અમુક સિદ્ધાતો લઇ તેનુ વાર્તારૂપે વર્ણન કરી શકાય, આમા દલીલોમા ઉતરવાની કાઇ જરૂર નથી, પણ ઘણી ઘણી શોધોના પરિણામથી બાળકોને વાકેફ કરી શકાય વળી અવલોકન શક્તિ ખીલે તેવા હેતુથી પક્ષીઓના, પતગીયાના, કે ફળ ફુલ તથા ઝાડના રસમય વર્ણન પણ કરી શકાય આ ઉમરમા સરળ ભાષામા લખાયલા વાર્તા–કાવ્યો ઘણુ રસથી વચાવા સભવ છે તે પણ લખાવી શકાય તો તેનો લાભ જરૂર લેવાય

આગળ લખ્યુ છે તે મુજબ અત્યારની યોજનાઓ બધી આઠથી બાર સુધીના બાળકો માટેજ કરવાનુ વ્યાવહારિક દ્રષ્ટિયે મે યોગ્ય ધાર્યું છે આ સબધમા શુ શુ કરી શકાય તેમ છે તેની રેખા કાઇક અત્રે દોરી છે, તે ઉપરથી જોઇ શકાય છે કે આમા પણ કાર્યક્ષેત્ર કાઈ નાનુ નથી આ રીતે આપણે જોઇયે છીયે કે આ કાર્ય ઉપયોગી છે, અને તે સબધી

કરી શકાય તેવુ પણ ઘણુ છે તો આ સર્વ સાધ્ય શી રીતે થઈ શકે તે સબધી વિચાર પણુ આપણે કરવો જોઇયે

મારા ધારવા મુજબ આ કાર્ય વ્યવસ્થિતરીતે અને નિયમિતપણે પૂર્વે ઉત્સાહથી કરવાની ઘણીજ જરૂર છે તે માટે પ્રથમ તો બાળકો માટેના એક સારી વ્યવસ્થાવાળા માસિકની જરૂર છે આ માસિકની અદર વાર્તા, ઇતિહાસ, વિજ્ઞાન, સાહિત્ય, કવિતા વગેરે વિભાગો રાખવા અને તે દરેકને માટે પૈસા આપીને લેખ લખાવવા આ સબધીની ગોઠવણુ તત્રીએ એવી રાખવી કે આ વિભાગોમાથી ઘણા ખરા પુસ્તક તરીકે જુદા છપાવી શકાય આ માસિક સચિત્ર હોવાની ખાસ આવશ્યકતા છે માસિકને લીધે બાળકોમા નવીનતાનો મોહ રહેશે, તેમજ યોગ્ય તત્રી હોય તો તે પોતાના બાળ ગ્રાહકો સાથે પત્ર મારફતે બહુ જ ખુલ્લા દિલથી વાતચીત કરીને તેમનુ દિલ જીતી લઇ તેમને ધારેલે માર્ગે વાળી શકે વળી માસિકમા વિવિધ વાનિયો આવે અને બાળકોની દરેક જાતની વૃત્તિઓ ખીલવી શકાય વાર્તા સાથે કવિતા હોય અને તે સાથે ઐતિહાસિક કે વૈજ્ઞાનિક લેખ હોય, એટલે એકના મોહના લીધે બીજુ પણુ તેઓ વાચે પરતુ આ માસિકનુ પુઠુ, તેની છપાઇ અને ચિત્રો બહુજ આકર્ષક હોવુ જોઇએ તેના અક્ષર મોટા અને ચોખ્ખા છપાયલા હોવા જોઇએ, તથા તે બહુજ નિર્યમિત હોવુ જોઇએ આ માટે સારા ભડોળ સાથે એક પગારદાર તત્રીની જરૂર છે તત્રી પોતે આ બાબતમા ઉત્સાહ ધરાવતો તથા યોગ્ય માણસ જોઇએ તેનો આખા પગાર તો આપી શકવા જેવી સ્થિતિ ભડોળની હોય તેવો સભવ નથી પણ અમુક રકમ આપીને તે બાબતના રસીયા મનુષ્યને રોકયો હોય તો લાભ થવા સભવ છે તત્રીએ, પોતાના લખાણુ ઉપરાત, આખાયે પત્રમા કેવા લેખ જોઇએ, તે કેવી રીતના લખાયલા હોવા જોઇએ અને કોની પાસે લખાવવા જોઇએ, તે સર્વ નક્કી કરવુ જોઇએ. લેખકોને પણ પૈસા આપ્યા વિના ધાર્યુ લખાણુ મેળવી શકાય નહી તત્રી અને લેખકોને આપવા માટે તથા તે ઉપરાત છપાઈ ચિત્રો તથા કાગળ વગેરેના થઇને વાર્ષિક અઢી હજાર રૂપિયા થાય એટલે વાર્ષિક આટલી રકમના ખર્ચની જોગવાઇ થવી જોઇએ ધીમે ધીમે તો આ રકમ ગ્રાહકોમાથી, જાહેર ખબરોમાથી તેમજ તેને પરિણામે ઉત્પન્ન થનાર પુસ્તકોમાથી મેળવી લેવામા વાધો ના આવે એવી મારી ખાત્રી છે પણુ તેમ થતા વર્ષ બે ત્રણુ વર્ષ નીકળી જાય અને તે ખોટ પૂરી કરવા માટે ભડોળની જરૂર પડે આ બાળ-પત્રનુ લવાજમ ટપાલ ખર્ચ સાહિત વધારેમા વધારે દોઢ રૂપિયો રાખવુ પણુ જો આર્થિક સહાય આપનાર કોઈ હોય તો તે એક રૂપિયો કરી નાખવુ

આટલી તે માસિક સબધી વાત કરી પરતુ તે ઉપરાત પુસ્તકોની પણુ જરૂર પડશે જ માસિકમાથી પણુ પુસ્તકો થશે પરતુ તે પહેલા અને તે સાથે સ્વતત્ર રીતે પુસ્તકો બાળકોને માટે લખાવવાની જરૂર છે માસિકના પાનાની હદ છે તેમા વિવિધતા જાળવવાની છે અને બીજી રીતે પણુ તેના ગુણુ સાથે દોષ પણુ કાઇક છે એટલે પુસ્તકો માટે પણુ વિચાર થવો જોઇએ આ માટે પણુ પુસ્તક-માળાની યોજના ઠીક થઈ પડે એમ હુ ધારૂ છુ, સામટુ ખર્ચ કરવા કેટલાએક માણસો તૈયાર હોય નહિ પણુ પોતાને મન ગમતા વિષય ઉપરનુ એકાદ પુસ્તક તે લઈ લે આ પુસ્તકમાળામા લવાજમ વાર્ષિક રાખવુ, પણુ

તે સાથે છુટક પુસ્તક વેચવાની ગોઠવણ પણ કરવી પુસ્તકમાળામા દર વર્ષ આપવાના પાના નક્કી કરવા પણ તે દરેક મહિને કે બારેજ ભાગમા આપવાનુ બંધન રાખવુ નહિ આથી લેખકને પાનાનુ બંધન રહેશે નહિ છતાયે બાળકો, ઉમરના પ્રમાણમા, જીરવી શકે એટલુજ લખાણ આપવા તરફ ધ્યાન રાખવુ આમા પણ તત્રીની જરૂર છે અને એકદર પાના, માસિક જેટલાજ કે તેથી કાઈક ઓછા રાખવા ખર્ચ પણ તેટલુજ ધારી શકાય, પુસ્તકો વર્ષમા છએકને આશરે નીકળી શકશે એટલે એકની છુટક કીંમત પણ બેથી ચાર આનાની અંદર રહી શકશે પુસ્તકોના પુઠા ટકાઉ હોવા જોઇએ અને બીજી રીતે પણ તે આકર્ષક થવા જોઇએ

હુ ધારૂ છુ કે હાલ તુરત આટલી ચર્ચા બસ છે વળી તેરથી ઉપરની ઉમરના બાળકો માટે પણ ખાસ સાહિત્યની જરૂર છે, પણ તે વાત હમણા આપણે વિચારી શકતા નથી હાલ તુરત આટલુજ કાર્ય જો હાથમા લેવાય તો બસ છે મને ખાત્રી છે કે ગુજરાત-ધનાઢ્ય ગુજરાત ફક્ત પાચ હજાર જેટલી રકમ આ માટે આપતા અચકાશે નહિ આશા છે કે પ્રજાના ઉગતા નમુનાઓનો યોગ્ય વિકાસ કરવાના આ સાધનો હવે તો વિના વિલબે ખીલવવામા આવશે જ

---

# બાળ સાહિત્ય.

## ખર્ચનો અંદાજ.

### બાળકો માટે માસિક

| | |
|---|---|
| ડેમી આઠના બત્રીસ પાના | |
| ( ચાર ફૉર્મ ) | નકલ ૧૦૦૦) |
| પ્રીન્ટીગ, ફોલ્ડીંગ, | ૨૫-૦-૦ |
| કાગળ, પુઠું, બધામણ | ૩૫-૦-૦ |
| ચાર બ્લૉક | ૨૦-૦-૦ |
| પકીંગ પોસ્ટજ | ૮૦-૦-૦ |
| Office-Payment | ૨૫-૦-૦ |
| માસિક ખર્ચ | ૧૨૫-૦-૦ |
| લાઇબ્રેરી માટે અધિપતિને. } વાર્ષિક | ૩૦૦-૦-૦ |

**આવક**

| | |
|---|---|
| લવાજમ (બે રૂપીયા રાખીએ તો) ૩ | ૧૮૦૦ |
| જાહેર ખબર | |

### બાળકો માટે પુસ્તકો.

| | |
|---|---|
| છ ફૉર્મ | |
| પ્રીન્ટીગ | ૩૦ |
| કાગળ વગામણી | ૩૫ |
| બ્લૉક | ૨૫ |
| પુઠું, બધામણી | ૪૦ |
| લખક | ૨૫ |
| | ૧૧૫ |
| પોસ્ટજ | ૮૦ |
| | ૧૨૫ |

**આવક.**

| | |
|---|---|
| કીંમત ચાર આના<br>૫- ૦-૧-૦ કમીશન ૦-૩-૦ } | ૧૮૫ |

---

# સાંપ્રદાયિક ધર્મો.

**સંપ્રદાય ધર્મો સંબંધમા વિદ્વાનોના મતભેદ**

હિંદુધર્મના પરિવર્તનોમા હાલના પ્રચલિત સપ્રદાય ધર્મો શી રીતે અને કેવા હેતુથી આવિર્ભાવને પામ્યા તે બાબત વિદ્વાનોના અભિપ્રાય જૂદા જૂદા પ્રકારના છે કેટલાકનુ એમ માનવુ છે કે વિદ્યાની અવનતિના પરિણામમા પ્રાચીન વેદધર્મની પરપરામા ઉત્પન્ન થયેલા પૌરાણિક ધર્મના તે સાપ્રદાયિક ધર્મો બાળકો છે, અને તે પણ કંઇક વિકારવાળા બાળકો છે, કેટલાકનુ એમ માનવુ છે કે "ભક્તિરૂપ ધર્મને તત્ત્વદૃષ્ટિદ્વારા સ્થિર કરવાના પ્રયત્નમાથી સપ્રદાયોનો ઉદ્ભવ છે" તત્ત્વનિષ્ઠ મણિલાલભાઇના અભિપ્રાય પ્રમાણે મૂલધર્મરહસ્યની પ્રથમાવૃત્તિ ઉપનિષદ્ છે, દ્વિતીયાવૃત્તિ વેદ છે, તૃતીયાવૃત્તિ પુરાણ છે, અને ચતુર્થાવૃત્તિ સપ્રદાયો છે આર્યધર્મની ખરી ભ્રષ્ટતા આ સમયથી થવા માડી છે; અમે એમ કહેવા ઇચ્છતા નથી કે સપ્રદાયાદિમા જે કહેલુ છે તે કેવલ ખોટુ છે, પણ તેમા જે મતાતર વધારી દીધો છે તે મૂલરહસ્ય સમજાયા વિના વધાર્યો છે એટલી અનિષ્ટતા છે, માટે એ સપ્રદાયાદિને અમે સપ્રમાણ માનીશુ નહિ."

**સંપ્રદાય ધર્મો મૂલરહસ્યધર્મની ચતુર્થાવૃત્તિ છતા શું અપધર્મ અથવા વિધર્મ છે?**

સપ્રદાય ધર્મોને સપ્રમાણ માનવા અથવા ન માનવા તે તો ધર્મવિવેકનો પ્રશ્ન છે. પરતુ સંપ્રદાય ધર્મો એટલી અવનતિવાળા નથી કે જેને આપણે અપધર્મ અથવા વિધર્મ કહી શકીએ સનાતન વૈદિક ધર્મના રહસ્યની જે ચાર આવૃત્તિઓ થઇ છે તે આવૃત્તિઓમા ઉપનિષદ્‌ને પ્રથમાવૃત્તિ ગણવામા વેદવિકાસના કાલક્રમમા આપણે વ્યુત્ક્રમ કરીએ છીએ હાલ સર્વ કોઈ શ્રૌતવાઙ્મયના અભ્યાસીઓ જાણે છે કે ઉપનિષદો ઘણેભાગે વેદના અતભૂત હોવાથી, તથા તેમા તાત્પર્ય રહ્યુ છે એમ મનાવાય વેદાન્ત કહેવાય છે જે રૂપમા ઉપનિષદો હાલ વિદ્યમાન છે તે રૂપમાતો મૂલરહસ્યધર્મની તે પ્રથમાવૃત્તિ નથી, પરતુ વેદના કર્મકાડ પછીના ઉપાસનાકાડનું જ્ઞાનકાડરૂપ પરિણામ છે. ઉપનિષદોની ભાષા, તેની પ્રતિપાદનશૈલિ, તેનો તત્ત્વવિવેક એ સર્વ પ્રાચીન કર્મમાર્ગની અને ઉપાસના માર્ગની પદ્ધતિઓની સાખ પૂરે છે. તેથી કાલક્રમથી જોતા તો ઉપનિષદો દ્વિતીયાવૃત્તિ ગણાય, અને વેદનો કર્મમાર્ગ પ્રથમાવૃત્તિ મનાવી જોઈએ.

**ધર્મનો કાલક્રમથી ઇતિહાસ જોવા કરતા તાત્પર્યક્રમથી જોવાની પદ્ધતિ અને તે પ્રમાણે એકજ સમયમા ચાર આવૃત્તિને અવકાશ**

ધર્મનો કાલક્રમથી ઇતિહાસ તપાસવો, અને ધર્મનો તાત્પર્યક્રમથી ઇતિહાસ તપાસવો એ ભિન્ન પદ્ધતિઓ છે ધર્મ એ મોટુ સચેતન વટવૃક્ષ છે તેના અગ પ્રત્યગો—શાખા પ્રશાખાઓ—એકજ કાલમા ભિન્ન ભિન્ન રૂપવાળા અને ભિન ભિન્ન બળવાળા હોઇ શકે છે પાનખર ઋતુમા આખુ વટવૃક્ષ પાદડાવિનાનુ જણાય, પરતુ તેના ભીતરમા જીવનબલ હોય છે, અને ઋતુના ફેરફારોથી તેના અગ પ્રત્યગો પોતપોતાના વિકાસક્રમને અનુસાર ક્રિયા કરતા અને સમગ્રવૃક્ષને શોભા આપતા જણાય છે. આ નિયમથી ધર્મવૃક્ષને આપણે તપાસીએ તો જે ચાર આવૃત્તિઓ

તત્ત્વવિદ્ મણિલાલભાઈએ જણાવી છે તે સર્વકાલમા પણ આપણે જોઇ શકીએ છીએ

ઋગ્વેદની સંહિતામા ઇન્દ્રાદિ ભિન્ન ભિન્ન દેવોની સ્તુતિઓના સૂક્તો સાથે તત્ત્વદર્શનથી ભરચક **નાસદીય** જેવા સૂક્તો પથરાયલા અપણે જોઇએ છીએ; શુક્લયજુર્વેદની ચાળીસ અધ્યાય વાળી સંહિતામા શુદ્ધ કર્મકાડના અવધિએ **ઈશાવાસ્ય**-ઉપનિષદ્મા પ્રભુ વડે જગદ્ને આચ્છાદિત કરવાના રહસ્યના રસમય મત્રો આપણે સાભળીએ છીએ—એ શુ દર્શાવે છે? ક્રિયાપ્રધાન ધર્મસમયે પણ વિચારપ્રધાન ધર્મની શાખાઓ હોય છે

**ક્રિયાપ્રધાન વેદકાલમા પણ વિચાર પ્રધાન ધર્મનો સદ્ભાવ સંહિતા બતાવી આપે છે**

બ્રાહ્મણોમા તથા આરણ્યકોમા અને ખાસ ઉપનિષદ્ શબ્દથી ઓળખાતા શ્રૌતવાઙ્મયમા પણ ગર્ભાધાનાદિ સસ્કારો, સકામ કર્માનુષ્ઠાનની વિધિઓ, અને મારણ મોહન અને અભિચારાદિ કર્મોની પદ્ધતિઓ પણ જોવામા આવે છે. જેમને આ બાબત શકા હોય તેમને બૃહદારણ્યકના છેવટનો ભાગ અવલોકી જોવા વિનતિ છે એટલે કે વિચારપ્રધાન ધર્મના સમયે પણ કર્મજાલમા સમાજનો કેટલોક ભાગ ગુથાયેલો હોય છે.

**વિચારપ્રધાન વેદકાલમા પણ સકામ અને હલકી ક્રિયાનો સદ્ભાવ બ્રાહ્મણ અને ઉપનિષદ્ ગ્રંથો દર્શાવે છે.**

તેવીજ રીતે શ્રૌત સમયમા પણ **મૃદબ્રવીત્**–"માટી બોલી"–ઇત્યાદિ પૌરાણિક ધર્મની આવૃત્તિ પણ ચાલતી હોય છે, અને ગુરુસપ્રદાયની આવૃત્તિ તો વેદના શાખાભેદથી, અને વેદોના વ્રતભેદથી આપણે સારી રીતે સમજી શકીએ છીએ વેદધર્મના સોમપાનમા, તેના પશુવધમા, તેના અભિચારાદિ શ્યેનયાગોમા, મહાવ્રતના મૈથુન વિધિમા અને અશ્લીલ અશ્વમેધાદિ પ્રકરણોમા હાલના સપ્રદાય ધર્મો કરતા શુ ઓછુ વિચારદૃષ્ટિથી નિંદ્ય છે કે બીચારા સપ્રદાય ધર્મને આપણે વગોવીએ? જેઓ પૌરાણિક ધર્મનો અભ્યાસ કરનારા છે તેમને તો સ્પષ્ટ જણાશે કે સંપ્રદાય ધર્મમા તો ઘણી વિશુદ્ધિ છે સંપ્રદાયો જો અપધર્મ અથવા વિધર્મરૂપ હોય તો પ્રાચીન વેદધર્મ તથા ઉપનિષદો પણ અને પુરાણધર્મ તે દોષથી મુક્ત નથી.

**વેદકાલમા પૌરાણિક ધર્મની છાયા પ્રસરેલી જણાય છે તથા સપ્રદાય ધર્મો પણ છે.**

મારા અભિપ્રાય પ્રમાણે ધર્મની કિંમત કાલક્રમના ઇતિહાસથી કરવાની નથી, પરતુ તેની સામાજિક વિશુદ્ધિવડે કરવાની છે, પછી તે કાલક્રમમા પહેલો ઉદ્ભવ્યો કે પછી ઉદ્ભવ્યો તે ગૌણ પ્રશ્ન છે ધર્મચિતકો અને ધર્મસુધારકો તેના શોધક બલ ઉપર વધારે ભાર મૂકે છે. જો આ પદ્ધતિ આપણે ન સ્વીકારીએ તો મહાત્મા જીસસની ક્રીશ્ચીઆનીટીમા પરધર્મ છતા આપણને આકર્ષક ગુણો ન જણાય પરતુ ખ્રીસ્તીધર્મમા કેટલાક પ્રભુપરાયણતાના ઉત્તમ લક્ષણો છે તેથી તે ધર્મના અનુયાયીઓ ઘણા દોષોથી ભરેલા છતા આપણે તે ધર્મને સદ્ધર્મ કહીએ છીએ, કઇ અપધર્મ કહેતા નથી

ધર્મ એક શરીરી છે. તેનુ એક અગ સારૂ અથવા ઉપયોગી અને બીજું ખોટુ અથવા નિરુપયોગી એમ ગણવુ એ માથાને પાઘડી આપી પગને કોવાડી

ધર્મ એક શરીરી છે અને તેના જીવનમા દર્શન,ભાવના,અને કૃતિ પરસ્પર ઉપકારક છે.

મારવા જેવુ છે તે તે અગ વિકૃત થાય ત્યારે શોધન કરવુ એ ઇષ્ટ છે, પણ એકનો મહિમા ગાવો અને બીજાની અવગણના કરવી એ સમગ્ર શરીરને વિકારી બનાવી બિચારા શરીરીને દુઃખી કરવા જેવુ છે મગજ પાસે પગનું કામ ન થાય અને પગવડે મગજનુ ન થાય તેથી પ્રત્યેક અંગ પાસે નિયત કામ કરાવી સમગ્ર શરીરનું આરોગ્ય અને સ્ફૂર્તિ જાળવવી જેવી જરૂરની છે, તેવી રીતે એકજ ધર્મમર્યાદામા રહેલા ધર્મશીલ મનુષ્યો તત્વદર્શન કરે, અને બીજાઓ કર્માનુષ્ઠાન કરે, તો અન્ય માનસ ઉપાસના કરે, અને તે તે દર્શન, કર્માનુષ્ઠાન, અને ઉપાસનાની અવિચ્છિન્ન ધારા સપ્રદાયાનુસાર ચાલે:–તેમા ધર્મની અવનતિ નથી પરતુ ધર્મનો જીવનવેગ સમાજની નાડીમા ચાલતો છે.

ધર્મ ત્રણ શાખામા પ્રસરે છે–દર્શન, ભાવના અને કર્મ

સમાજમા ધર્મની ત્રણ શાખાઓ અધિકારને અનુસાર પ્રવર્તે, તેમ વ્યક્તિમા પણ ત્રણ શાખાઓ પ્રવત છતા શરીરી એક હોઇ શકે જેમ આપણા જીવનમા સ્થૂલ શરીર, સૂક્ષ્મ મન–ઇન્દ્રિયો અને પ્રાણ અને કારણરૂપ આત્મશક્તિ હોય છે, અને ત્રણેના પરસ્પર યોગથી આપણે જીવન ભોગવીએ છીએ, તેમ ધર્મમા પણ કર્માનુષ્ઠાન, સેવા, તપ ઇત્યાદિ સ્થૂલ શરીર, ભાવના અથવા ઉપાસનારૂપ સૂક્ષ્મ શરીર અને તત્વદર્શન રૂપ આત્મશક્તિ હોવા જોઈએ જ્યારે જ્યારે ધર્મના આ ત્રણ વિભાગો–જેને પ્રાચીનો કર્મકાડ, ઉપાસનાકાડ, અને જ્ઞાનકાડ એવુ નામ આપે છે, અને અર્વાચીનો કર્મયોગ, ભક્તિયોગ, અને જ્ઞાનયોગ એવુ નામ આપે છે, તે સાગોપાગ પ્રવૃત્તિવાળા હોય છે ત્યારે ધર્મ શરીરી જાગતો ગણાય છે, જ્યારે એક બે વિભાગો પ્રવત્ત હોય ત્યારે તે સ્વપ્નાવસ્થાવાળો હોય છે, અને જ્યારે ત્રણે સુઇ જાય છતા જીવન ગુહામા પડી રહે ત્યારે સુષુપ્તિ અવસ્થા હોય છે

ધર્મનુ જેવુ દર્શન તેવી ભાવના અને તેવી ક્રિયા આ ત્રણનો યોગ સિદ્ધ કરવો એ સપ્રદાયધર્મનુ સરળરૂપ

ધર્મના આ પ્રમાણે દર્શન, ભાવના અને ક્રિયા એવા ત્રણ ખડો હોય છે જેવુ દર્શન અથવા સિદ્ધાન્ત તેવી ભાવના અથવા ઉપાસના અને જેવી ભાવના તેવુ અનુષ્ઠાન અથવા કૃતિ થાય છે દર્શન, ભાવના અને કૃતિ–એ ત્રણેની પદ્ધતિ ગુરુપરપરાથી ઘડાય અને તે અનુસાર શિષ્યવર્ગ–પછી તે વિરક્ત હોય કે સસારી હોય–પ્રવર્તે એ સપ્રદાયધર્મનું સરલ સ્વરૂપ છે શાસ્તા બગડે અને શિષ્યો તેથી શાસનનો દોષ નથી. દર્શન, ભાવના, અને કૃતિનો ત્રિયોગ બરાબર જામે તો સંપ્રદાયધર્મ જેટલી વિશુદ્ધિ સમાજની અને વ્યક્તિની કરી શકે તેટલી વિશુદ્ધિ સર્વધર્મીઓ સમાજની અથવા વ્યક્તિની કરી શકતા નથી આ જમાનામા ધર્મ સબધમા અધિકારની અવગણના, જ્યાત્યાથી જે જે સારૂ લાગ્યુ તેને ભેગુ કરી ધર્મઘટના કરવી, અને કોઈપણ શાસનના નિયમને વશ વર્તવુ નહિ, અને યથેચ્છ ધર્માચરણ કરવુ–એને ધર્મસુધારણા કહેવામા આવે છે પરતુ આ ધર્મસુધારણાનુ લક્ષણ નથી. તે તો ધર્મની ઉચ્છૃંખલતા છે જે જે ધર્મમા મનુષ્ય હોય તે તે ધર્મના સ્વરૂપને સમજી તેની સાપ્રદાયિક શિષ્ટનીતિને વશ વર્તવુ, અને તે ધર્મપાલન વડે ધર્મસિદ્ધિ કર્યા પછી ચઢીઆતી ધર્મપદ્ધતિનો સ્વીકાર કરવો એમા જેટલો ધર્મનો મહિમા છે તેટલો યથેષ્ટ ધર્મપાલનમા નથી. જેઓ સ્વ–તત્રમા નથી તેઓ સર્વતત્રસ્વતત્ર બની શકતા નથી. સર્વમા સર્વ છે એ ખરૂ–બ્રહ્

સર્વમા છે—ગોત્વ પ્રત્યેક ગાયમા છે, વાઝણીમા પણ છે અને દુધાળમા પણ છે—પરતુ એ સર્વ, બ્રહ્મ—એક વ્યક્તિમા અવતરે છે વ્યક્તિમા સર્વ—બ્રહ્મને ઓળખવુ, અધિકારને અનુસાર આચરણ કરવુ, અને શિષ્ટજનોનુ સમાન કરવુ, રાગદ્વેષથી વિરહિત થવુ—એ ધર્મશીલ જીવનનુ લક્ષણ છે પ્રત્યેક મનુષ્ય ધર્મ નિર્ણય કરવા સમર્થ નથી, સર્વને તે અધિકાર પ્રાપ્ત નથી, તો જેને જે અધિકાર પ્રાપ્ત છે તે નિર્ણય કરી પદ્ધતિ રચે તેને અનુસાર તે તે ધર્માનુયાયીઓએ વર્તવુ જોઇએ, અથવા તે ધર્મની છત્રમર્યાદામાથી નીકળી પરધર્મની છત્રમર્યાદામા જવુ એ નીતિ છે. પરતુ હિદુધર્મના ગણાવુ અને તેની કોઈપણ શાખાના સપ્રદાયના દર્શન, ભાવના અને કૃતિના શાસનને તાબે ન રહેવુ એના કરતા હિંદુ નથી એમ કહેવુ, અને પરધર્મનો ખુલ્લા હૃદયથી સ્વીકાર કરવો, અથવા ધર્મ એક ધતિગ છે એવો નિશ્ચય કરી નાસ્તિકમર્યાદામા બેસવુ એ વધારે ન્યાયશીલ ગણાય.

**સંપ્રદાય ધર્મોમા વેદ ધર્મ વડવાઇ રૂપે જણાય છે.**

આપણા પ્રાચીન વેદ ધર્મની યજ્ઞાદિ ક્રિયાઓ, પ્રતીક અથવા અહગ્રહ વિગેરે રહસ્ય ઉપાસનાઓ, અને બ્રહ્મનુ દર્શન એ ત્રણ કાડ વાળા ધર્મવૃક્ષની કોઇ કોઇ ડાળીમાથી સપ્રદાય ધર્મો વડવાઇઓ તરીકે ઉતરી આવ્યા છે, અને તેમા જો કે મૂલ વૃક્ષના થડનુ, અથવા ત્રણ કાડની મોટી ડાળીઓનુ બલ નથી, પરતુ તે ડાળીઓ અને થડ સાથે તે વડવાઇઓ જોડાયેલી હોવાથી, તથા તેમા નવજીવન રસનો પ્રવાહ વહેતો હોવાથી તે નવા વૃક્ષોને ઉત્પન્ન કરવાને સમર્થ છે, અને તેને યોગ્ય ભૂમિ તળે તો નવા વૃક્ષ રૂપે પરિણામ પામે છે

**વેદ ધર્મનુ અધ્યાત્મ દર્શન અને તેના ભેદવાદ ભેદાભેદવાદ અને અભેદવાદ**

વેદ ધર્મનો સાર તેના અધ્યાત્મ દર્શનમા છે, અને સ્માર્ત સમયમા **अयंहि परमो धर्मो यद् योगेनं आत्मदर्शनम्** યોગ વડે આત્મ દર્શન કરવુ એ પરમ ધર્મ છે એમ યોગિ યાજ્ઞવલ્ક્ય કહે છે આ આત્માનુ દર્શન—જીવાત્મા અને પરમાત્માના ભેદ ઉપર ઘડાયલુ છે, કે તેના ભેદાભેદ ઉપર ઘડાયેલુ છે, કે તેના અભેદ ઉપર ઘડાયેલુ છે—આ મુદ્દાના મતભેદ ઉપર સપ્રદાય ધર્મોના મતભેદ પડેલા જણાય છે વેદાર્થના નિર્ણયમાથી ભેદદર્શન અથવા દ્વૈતવાદ, ભેદાભેદદર્શન અથવા સમુચ્ચય વાદ, અભેદદર્શન અથવા અદ્વૈતવાદ—એ ત્રણ વિચારની શાખાઓ મૂલ થડમાથી નીકળેલી હોવાથી તે જ્ઞાનસિદ્ધાન્તને અનુસાર યોગ, ક્રિયા અને ચર્યાઓ સપ્રદાયધર્મોમા ઘડાવા પામી છે.

**અધ્યાત્મ દર્શનના અદ્વૈત વાદ ઉપર રચાયેલા ચાર સપ્રદાયો સ્માર્ત, શ્રી, પુષ્ટિ અને અવિભાગ.**

અભેદદર્શન અથવા અદ્વૈતવાદ ઉપર ઘડાયેલા સપ્રદાય ધર્મોમા ચાર અવાન્તર શાખાઓ થયેલી જણાય છે—( ૧ ) કેવલ અદ્વૈત શાખા, ( ૨ ) વિશિષ્ટ અદ્વૈત શાખા, ( ૩ ) શુદ્ધ અદ્વૈત શાખા, અને ( ૪ ) અવિભાગ અદ્વૈત શાખા પ્રથમ શાખાના પ્રતાપી આચાર્ય શ્રી શકરાચાર્ય છે ( સને ૭૮૮ ) અને તેમના સપ્રદાયને સ્માર્ત સપ્રદાયની સંજ્ઞા મળી છે, બીજીના સંસ્થાપક આચાર્ય શ્રી રામાનુજ છે ( સને ૧૧૨૭ ) અને તેમના સપ્રદાયને શ્રી સપ્રદાય કહે છે, ત્રીજીના સંસ્થાપક મહાપુરૂષ શ્રી વલ્લભાચાર્ય છે ( ૧૬ મા શતકમા અને તેમના

ાપ્રદાયને પુષ્ટિસપ્રદાય એવુ નામ મળ્યુ છે, અને ચોથા સપ્રદાયના પ્રવર્તક વિજ્ઞાન ભિક્ષુ છે, પણ તે સપ્રદાયનો હાલ લોપ થયો લાગે છે

શાંકરમતાનુયાયીઓની એક શાખા શિષ્ટ સ્માર્ત સપ્રદાયની છે, ત્યારે બીજી શાખા

અવધૂત ગોરક્ષ મત્સ્યેન્દ્રાદિ યોગિજનોની છે ક્રિયા અને ચર્યામા

માર્ત સપ્રદાયની શિષ્ટ ભેદ વડે તથા મૂલ દર્શનની વિસ્મૃતિને લઇ કાનફટા જોગીઓ,

અને અવધૂત એવી નાગડા, ખાખી તથા વીરશૈવો અથવા લિગાયતો ઇત્યાદિ મતા-

અવાન્તર શાખાઓ ન્તરો પ્રકટયા છે કેવલ અદ્વૈતદર્શનમા જીવ બ્રહ્મનો વાસ્તવ અભેદ સ્વીકારાયેલો હોવાથી, અને વ્યાવહારિક ભેદ ઇષ્ટ મનાયેલો હોવાથી તેની ઉપાસના, ક્રિયા અને ચર્યાઓ તે અદ્વૈત અનુભવ જાગે તેવા હેતુ પુરઃસર ઘડાયેલી હોય છે. તે દર્શનમા વાસ્તવ દેવ ખરી રીતે બ્રહ્માત્મ રૂપ તત્વ છે, અને અતત્વ રૂપ માયા વડે યુક્ત થાય છે ત્યારે સગુણ ઇશ્વરનુ સ્વરૂપ રચાય છે અને તેના આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક નામ રૂપ વાળા પ્રાણી પદાર્થોમા ભિન્ન ભિન્ન રૂપોમા તે ઇશ્વરને બાહ્ય પૂજાથી અથવા આંતર યોગથી યજી જીવે પોતાનુ ઉભુ થયેલુ ભેદ વાળુ રૂપ પલટાવી ઇશ્વરાત્મા રૂપે પોતાનુ સાચુ સ્વરૂપ ઓળખી, અને તે ઇશ્વરાત્માનુ વાસ્તવ નિર્ગુણ સ્વરૂપે અનુભૂતિમા લાવી સસારમાથી મુક્ત થવુ આની સક્ષેપમા સમજુતી છે આ સપ્રદાયની સાધનશ્રેણી પીઠમા અદ્વૈતવાદ હોવાથી ગૌણ ભક્તિ વાળી અને જ્ઞાનના પ્રાધાન્ય વાળી હોય છે તેમા વર્ણાશ્રમ ધર્મનુ પાલન, કર્માનુષ્ઠાન તપ ઈત્યાદિ સર્વ સાધનો વિવિદિષાને અર્થાત્ તત્વ જ્ઞાનની તીવ્ર વાસનાને ઉત્પન્ન કરે તેટલા અર્થે ઇષ્ટ મનાઇ છે, અને જ્ઞાન ઉત્પન્ન થયા પછી કર્મને કોઇ રીતે મોક્ષમા સહકારિ કારણ માન્યુ નથી. ભક્તિ કરતા જ્ઞાન વૈરાગ્ય ઉપર આ સપ્રદાયમા સવિશેષ ભાર મૂકવામા આવે છે, સસારનો ક્લેશના વિપાક પૂર્વે ત્યાગ કરવાનુ જો કે ઇષ્ટ માન્યુ નથી, તો પણ વિપાક થયા પછી અથવા ચિત્ત-શુદ્ધિ થયા પછી સન્યાસ અથવા ત્યાગને શ્રવણ મનન અને નિદિધ્યાસનાદિ અંતરંગ સાધનોને, ઉપરતિને આવશ્યક માન્યા છે તેથી આ સપ્રદાય મૂલમા પ્રવૃત્તિપ્રધાન ધર્મ વાળો છતા નિવૃત્તિના લક્ષ્ય ઉપર ખેચનાર છે

શ્રી શકરાચાર્યને સમર્થ તત્વદર્શી મહા પુરુષ તરીકે હિંદુસમાજ એક અવાજે સ્વીકારે છે, પરતુ તેમની કિમત ધર્મ સુધારક તરીકે જેવી જોઇએ

શકરાચાર્યમા જ્ઞાન

તેવી અકાઈ નથી કોઇ પણ મહા પુરુષને આચાર્યની પ્રતિષ્ઠા કેવલ

રાગ્ય ઉપરાત ધર્મનુ

તેના તત્વ દર્શનને લીધે મળતી નથી, પરતુ તેમનુ પોતાનુ ધર્મબલ

લોકોત્તરબલ

આચારબલ, અને અન્યને પોતાના સદ્દવર્તન અને ધર્માચરણ વડે સન્માર્ગગામી કરવાના નૈતિક બલને લીધે તે પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે.

શ્રી શકરાચાર્યના જીવનમા ધર્મ વૈરાગ્યનુ લોકોત્તર બલ ન હોત તો તેમના માત્ર જ્ઞાન બલથી આજસુધી તે પ્રતિષ્ઠા ટકી શકી ન હોત તેમના સદ્દગુરુ ગોવિંદ ભગવાનમા વૈરાગ્ય બલ હતું, પણ ધર્માચરણ અને ધર્મપ્રસારણનો આવેશ નહતો, તેમના પરમગુરુ ગૌડપાદમા જ્ઞાનબલ ઓછુ નહતું, વૈરાગ્ય પણ હતો, પણ ધર્મપ્રસારણ બલ નહતું આથી જે ગુરુ ન કરી શકયા, જે પરમ ગુરુ ન કરી શકયા તે શ્રી શકરાચાર્ય રૂપ શિષ્ય કરી શકયા; અને તેનુ મુખ્ય કારણ એટલુજ કે જ્ઞાન તથા વૈરાગ્ય ઉપરાત ધર્માચરણ સમાજની સુધા-

સ્થામાં ઘણું ચઢીઆતું સાધન છે સમજણ વિનાનો, જ્ઞાન વિનાનો ધર્મ અપધર્મ થાય તે ખરૂં છે, પરંતુ સમાજ અને વ્યક્તિના જીવનનું સુશ્લિષ્ટ બંધારણ ધર્મજ ઘડે છે. ધર્મજ્ઞ જ્ઞાન વૈરાગ્યની ઈંટોને જોડનાર "સીમેન્ટ" છે તે વિનાની ઇમારત જેમ બૌદ્ધોમાં સિદ્ધાન્ત સંબંધમાં શ્રી શંકરાચાર્ય કહે છે તેમ **सिकता कूपवद् विदीर्यते** વેળુના કુવા જેવી બેસી જાય છે

સ્માર્ત સંપ્રદાયના અદ્વૈતદર્શનમાં વસ્તુતઃ બ્રહ્મતત્વ વિના અન્ય કોઇ દેવ નથી; અને તે તત્વને આત્મરૂપે અનુભવવો એજ પુરુષાર્થ છે તેથી આ સંપ્રદાયનું ધર્માચરણ દેવને અથવા ઇશ્વરને આત્મરૂપે ઓળખવો એ લક્ષ્ય ઉપર ઘડાય છે તે સંપ્રદાયની દેવભાવના આત્મ પક્ષપાતી હોવાથી તે સંપ્રદાયના અનુયાયીઓમાં દેવતાભેદને લઇ ધર્મ ઝઘડો ઉભો થવો સંભવતો નથી, અને જો થતો જણાય છે તો સિદ્ધાન્તની વિસ્મૃતિથી, અને શૈવાગમ સાથેના તે સંપ્રદાયના અભેદ ભ્રમથી ઉભો થાય છે સ્માર્ત સંપ્રદાયની પૂજન પદ્ધતિમાં એવો ક્રમ પ્રવર્તતો જણાય છે કે ઉપાસક પોતાની ચિત્તવૃત્તિને અનુકૂલ દેવ ભાવનાને સ્વીકારે, અને પ્રધાનદેવતાને કેન્દ્રમાં રાખે, અને ઇતર દેવતાને પરિવાર દેવતા ચક્રમાં ગોઠવે છે સ્માર્તો ઘણે ભાગે પંચાયતન દેવની પૂજા કરે છે, તે ઉપરથી સમજાય છે કે શ્રી શંકરાચાર્યે જો તે પ્રણાલિકા સ્થાપી હોય તો તે સમયના શૈવો, શાક્તો, વૈષ્ણવો, ગાણપત્યો અને સૌરોનો ઝઘડો શમાવી સર્વને બ્રહ્માદ્વૈત દર્શન પ્રતિ ખેંચવાની ભક્તિ માર્ગની યોજના કરી લાગે છે તેમના સમયમાં આ પાંચે દેવોના ભક્તોમાં તત્વદષ્ટિનો લોપ થવાથી ધર્મવિગ્રહ ચાલતો હશે, અને તેનું ધર્મતત્વના વિવેકપૂર્વક તેમણે નિરાકરણ કરેલું જણાય છે, સ્માર્તોમાં તત્ત્વનો આગ્રહ છે, અતત્વ અથવા દેવના નામ રૂપ સંબંધમાં આગ્રહ નથી, જો કે તત્વ ગ્રહણ પહેલાં નામરૂપાત્મક પ્રતીકોમાં બ્રહ્મ બુદ્ધિ અથવા તત્વબુદ્ધિ બાંધવાની ભાવના અથવા ઉપાસનાને આવશ્યક માની છે શાંકર સિદ્ધાન્તમાં જે ઉપાસ્ય છે અર્થાત્ જે નામ રૂપથી વિશિષ્ટ છે તેજ જ્ઞેય છે અર્થાત્ નામ રૂપથી વિરહિત કેવલ તત્વ છે આથી નામ રૂપ ઉપાધિ અથવા સર્વજ્ઞત્વાદિ ધર્મો અથવા વિશેષણો ઉપહિત અથવા વિશિષ્ટનું ભાન કરાવી પરિણામે નિરુપાધિ અથવા નિર્વિશેષ તત્વનો સ્ફોટ કરે છે વસ્તુસ્થિતિ આ પ્રકારની છતાં ગુજરાતના સ્માર્તો ઘણે ભાગે શિવભક્ત હોય છે ભર્તૃહરિના શ્લોકાનુસાર શિવ વિષ્ણુમાં વાસ્તવ ભેદ નહિ છતાં તેઓ **तथापि भक्तिस्तरुणेन्दुशेखरे**—ચંદ્ર મૌલિ શિવમાં ભક્તિવાળા હોય છે, અને તેમનો આચાર તથા પૂજાસંભાર શૈવમતાનુસારી જેવોજ હોય છે

સ્માર્ત સંપ્રદાયની દેવ ભાવના

સ્માર્ત સંપ્રદાય સાથે સગાઇ સંબંધ ધરાવતા, પરંતુ કેવલ અદ્વૈત દર્શનની પીઠ વિનાના અને દ્વૈત દર્શનની પીઠ ઉપર ઘડાયેલા બે મતો શિવમાર્ગમાં ચાલે છે—(૧) પાશુપત માર્ગ, અને (૨) શૈવમાર્ગ આ માર્ગના અનુયાયીઓ ગુજરાતમાં નથી પણ દક્ષિણમાં છે તટસ્થ ઇશ્વર કારણવાદ બ્રહ્મસૂત્ર પહેલાનો છે કમકે **पत्युरसामंजस्यात्**—એ બ્રહ્મસૂત્ર તે મતનું ખંડન કરે છે તેથી તે મતનું મંડન પ્રાચીન હોવું જોઇએ. જીવને પશુ સંજ્ઞા, ઇશ્વર અથવા શિવને પતિ સંજ્ઞા, પશુનો મોક્ષ કરવામાં

સ્માર્ત સંપ્રદાયના શૈવો અને પાશુપત સંપ્રદાયના અને શૈવાગમના શૈવો અને તેમના દર્શનનો ભેદ.

ઇષ્ટક્રિયા તે યોગ, અને વ્રતચર્યા–જેવા કે સ્નાન, પૂજા, ભસ્મલિંગધારણું તે વિધિ, અને દુઃખાન્ત એટલે મોક્ષ–એ પાચ પદાર્થોનું નિરૂપણ કરનાર શાસ્ત્રને પાશુપત દર્શન કહે છે, અને તેના પ્રણેતા નકુલીશ આચાર્ય થઇ ગયા જણાય છે. આ માર્ગની જ્ઞાનપદ્ધતિ સ્માર્તોના કેવલ અદ્વૈત કરતા જૂદી છે તો પણ યોગ અને ચર્યા સરખી છે તેથી બાહ્યાચારમા સ્માર્તો અને પાશુપતો સરખા હોય છે

પાશુપત શૈવમાર્ગના અર્વાચીન અનુયાયીઓ.

પરંતુ બાખી, લિંગાયત, નાગડા, કાનફટા જોગીઓ પાશુપત મતના અનુયાયીઓ જણાય છે, તેમના મહંતો સાથે વાતચિત કરતા મને સમજાયું છે કે તેઓ કેવલ અદ્વૈતને ઇષ્ટ માનતા નથી, પરંતુ જીવ ઇશ્વર વચ્ચે–પશુ તથા પતિને, કાર્ય કારણનો–પરતંત્ર તથા સ્વતંત્રતાનો ભેદ માને છે અગીઆરમા સૈકામા વીરશૈવો અથવા લિંગાયતના મતનો બલવાન્ પ્રસાર થયો જણાય છે, પરંતુ તે મતનો વેગ ગુજરાત દેશમા પહોચ્યો જણાતો નથી.

શૈવાગમનુ વાઙ્મય લોકભાષામા દ્રાવિડ દેશમા

દક્ષિણમા વેદધર્મના જેટલો પ્રાચીન શૈવઆગમ સંપ્રદાય ચાલે છે. તપાસ કરતા સમજાય છે આગમ ગ્રંથો તેલગુ–દ્રાવિડ દેશમા દેશભાષામા લખાયેલા એટલા બધા છે કે તે ધર્મનું સ્વતંત્ર વાઙ્મય કહીએ તો ચાલે. આ ગ્રંથો સર્વવિદ્યાકર જેવા છે તેમા સર્વશાસ્ત્રોના પ્રતિપાદ્યો લોકભાષામા પ્રબોધવામા આવ્યા છે, અને શૈવમાર્ગનું સંસ્કૃત વાઙ્મય–શિવરહસ્યાદિ ઇતિહાસ ગ્રંથો પાછળથી ઉત્પન્ન થયું છે. દ્રાવિડોમા દેશભાષાનું વાઙ્મય એટલુ બધુ વિશાલ છે કે સંસ્કૃત વાઙ્મય તો તેની છાયામાત્ર છે. શ્રીકંઠાચાર્યે અને તેમનુ બ્રહ્મસૂત્ર ઉપરનુ ભાષ્ય શિવસંપ્રદાયના પ્રાચીન અસ્તિત્વનું ભાન કરાવે છે આગમો આર્યોના ન હોય તો પણ દ્રાવિડોના ખરા, અને રામાયણના ઇતિહાસથી અને રાવણના શિવભક્તપણાથી એટલુ તો સાબીત થાય છે કે શિવભક્તિ ઘણી પ્રાચીન છે.

પાશુપત અને શૈવાગમી શૈવોમા સંપ્રદાય ભેદ

ઇશ્વરને કર્મ સાપેક્ષ માની પતિ, પશુ અને પાશ–એ ત્રણ પદાર્થો માની વિદ્યા, ક્રિયા, યોગ અને ચર્યા એ ચાર પાદ વડે શિવનો પ્રસાદ અથવા અનુગ્રહ સંપાદન કરી પરતંત્રતાની બેડી તોડી સ્વતંત્ર થવુ એ આ સંપ્રદાયનું રહસ્ય છે. આ સંપ્રદાયના ખાસ અનુયાયીઓ ગુજરાતમા નથી, જો કે સ્માર્ત શૈવો પોતાના આચાર વિચારમા પાશુપતો અને દક્ષિણ શૈવો જેવા હોય છે જ્યારે સ્માર્ત શૈવો શિવ સંબંધમા દુરાગ્રહી હોતા નથી, અને ઇતર દેવની નિંદા કરતા નથી, ત્યારે પાશુપતો શિવના આગ્રહી હોય છે. અને વૈષ્ણવોની નિંદા કરવા તત્પર હોય છે, અને આગમાનુસારી શૈવો ઇતર દેવની નિંદા નથી કરતા પણ શિવની લીલા વિના અન્ય કોઇ દેવના મહિમાને માનતા નથી, અને મનુષ્યોનો અથવા જીવોનો ઇતિહાસ ગાવા કરતા શિવની આગમમા જણાવેલી લીલાઓને સત્ય માની તેનુંજ ગાન માત્ર કરે છે પુરાણોમા સ્તુતિ નિંદા દેવોની આવે છે, પણ શૈવાગમ ગ્રંથોમા અને મુખ્યત્વે કરીને શિવરહસ્યાદિ મહાભારત જેવા ગ્રંથોમા અન્ય દેવની નિંદાનો અભાવ અને શિવની સ્તુતિ જ આવે છે. આ અંશમા શૈવાગમીઓ પાશુપતો કરતા ધર્મવિવેકમા ચઢીઆતા છે.

જેમ કેવલ અદ્વૈત માર્ગનો સ્માર્ત સંપ્રદાયનો શિવમાર્ગ છે જેમ દ્વૈતદર્શનવાળો પાશુપતો અને આગમવાદીઓનો શિવમાર્ગ છે, તેમ શુદ્ધ અદ્વૈત માર્ગનો કાશ્મીરકોનો એક શિવમાર્ગ છે આ મતને માહેશ્વર મત કહે છે, અને તેમના દર્શનને ત્રિકદર્શન કહે છે, કારણ કે તે વિશ્વ, જીવ અને ઈશ્વરનો શુદ્ધ અદ્વૈતવાદ–માયાની છાટ વિનાનો માને છે ઈશ્વર ચેતન પોતેજ જગત્ તથા જીવરૂપે સ્વેચ્છાથી ભાસે છે ચિતિશક્તિ પોતેજ પોતાની પીઠમા જગચ્ચિત્ર આલેખે છે પોતે પોતાને ઢાકે છે અને ઢાકવાના પ્રભાવથી તે વ્યાપક ચિતિશક્તિ અણુભાવને પામે છે, અને તેને અણુતાનો, માયાનો અને કર્મનો પાશ લાગતા તે માયાપ્રમાતા બને છે. આ પ્રમાણે પતિરૂપ ઈશ્વર સ્વશક્તિના આવરણબલથી પશુરૂપ અણુજીવ થાય છે અને આ પદ્ધતિને અવરોહક્રમ કહે છે, શક્તિના અને ગુરુના અનુગ્રહથી જ્યારે દીક્ષાના ક્રમમા તેને આરોહક્રમનો વેગ મળે છે ત્યારે સ્વશક્તિના મોહ-માથી છૂટે છે, અને પોતાની સાચી ઓળખ અથવા પ્રત્યભિજ્ઞા કરે છે આ પ્રત્યભિજ્ઞા દર્શન કાશ્મીરમા ઉદય થયેલુ ગણાય છે, અને તેના હાલ પ્રસિદ્ધ થયેલા ગ્રથોનું અવલોકન કરતા સમજાય છે કે તે દર્શનમા અને સ્માર્ત સંપ્રદાયના અદ્વૈતદર્શનમા સૂક્ષ્મ ભેદ છે. જ્યારે શાકર અદ્વૈતદર્શન બ્રહ્મને નિર્વિકલ્પ અથવા શાત પ્રતિપાદન કરે છે, અને તેના વિકલ્પના હેતુરૂપે તત્ત્વ, અતત્ત્વથી અનિર્વચનીય માયાનો સ્વીકાર કરી વિશ્વતત્રની વ્યવસ્થા કરે છે; ત્યારે આ કાશ્મીરકોનુ શિવાદ્વૈતદર્શન માયાનો સ્વીકાર કર્યા વિના શિવ–શક્તિનું યામલરૂપ માને છે, અને તેને સ્પદવાળુ સ્વીકારે છે, અને પ્રત્યભિજ્ઞાના ઉદયમા અણુ-ઉપાય, શાક્ત ઉપાય અને શાભવ ઉપાય એમ ત્રણ પ્રકારનો કનિષ્ઠ, મધ્યમ, અને ઉત્તમ યોગનુ વિધાન કરે છે. આ દર્શનમા આત્મવ્યૂહ, વિદ્યાવ્યૂહ અને શિવવ્યૂહ એવા ત્રણ વ્યૂહમા સાખ્યોના પચ્ચિસ તત્વો, માયા, કલા, વિદ્યા, રાગ, કાલ અને નિયતિ, તથા શુદ્ધ વિદ્યા, ઈશ્વર, સદાશિવ, શક્તિ અને શિવ મળી છત્રીસ તત્વો સ્વીકારે છે. અને પચ્ચીસને અશુદ્ધ અધ્વાના. માયાદિ છ કચુકોને મિશ્ર અધ્વાના, અને શુદ્ધવિદ્યાદિ પાચ તત્વોને શુદ્ધ અધ્વાના માને છે, અને અધ્વશુદ્ધિ કરવામા તેઓ મત્રને અમોઘ સાધન માને છે મત્રશાસ્ત્રની અને તેના ભીતરમા રહેલા ઉપાસના કાડની મીમાસા આ દર્શન જેવી રીતે સ્પષ્ટ કરી શકે છે તેવુ ઈતર દર્શન કરતું નથી આ સપ્રદાયનો મુખ્ય આધાર ગ્રથ શિવસૂત્રો તથા શક્તિસૂત્રો છે અને સ્પદ કારિકાદિ ગ્રથો તેનુ ઉપબૃહણ છે

કાશ્મીરકોનુ ત્રિકદર્શન અને માહેશ્વર સિદ્ધાન્ત.

વેદ ધર્મના યજ્ઞકાડમા જે અગ્નિરહસ્યની પ્રક્રિયા છે તેમાથી બ્રાહ્મણ અને ઉપનિ-ષદોદ્વારા શૈવસપ્રદાયોનો પ્રસાર થયો જણાય છે પ્રાચીન ઉપનિષદોમા શિરોવ્રત, વિરજા દીક્ષા, પ્રણવની ઉપાસના ઈત્યાદિ જાબાલ શાખામા પ્રચલિત હતી આ શાખાના મહર્ષિઓ કઈક અધિક ત્યાગ અથવા સન્યાસ પરાયણ વૃત્તિવાળા જણાય છે, કારણ કે ક્રમશ આશ્રમમાથી આશ્રમમા ચઢવાનો સામાન્ય નિયમ તેનો અપવાદ જાબાલોપનિષદ્મા **યદિવેતરથા બ્રહ્મચર્યાદેવ પ્રવ્રજેત્** એ શ્રુતિમા પ્રતિપાદન કરેલો જણાય છે અને તેને શ્રી શકરાચાર્ય પ્રમાણ વાક્ય માની સંન્યાસાશ્રમની ઉપપત્તિ કરે છે સઘળા શૈવ સપ્રદાયો, પછી તે સ્માર્તમતને અનુસરતા હોય કે પાશુપત મતને અનુસરતા હોય,

શૈવ ધર્મનો વેદના યજ્ઞકાડ અને અગ્નિ રહસ્ય સાથે કાર્યકારણ સબધ

કે શૈવાગમને અનુસરતા હોય કે કાશ્મીરના પ્રત્યભિજ્ઞાદર્શનને અનુસરતા હોય—તે સર્વમાં તપ, વૈરાગ્ય અને ત્યાગનું પ્રાધાન્ય હોય છે; લીલા, અનુરક્તિ, અને સંસારનું ગૌણપણું હોય છે. તપ, વૈરાગ્ય અને ત્યાગના આવેશથી જો જ્ઞાન નથી હોતું તો આ સંપ્રદાયના અનુયાયીઓ અવધૂત બની સંસારિ જનોના સુખદુખની સાચી કિંમત આંકી શકતા નથી, અને કોમલભાવ વિનાના થઇ જાય છે. તત્ત્વજ્ઞાન સાથે તપ, વૈરાગ્ય અને ત્યાગ હોય છે તો આ સંપ્રદાયના અનુયાયીઓ ઘણા પ્રતાપી, શાંત અને નિડર હોય છે.

શૈવ માર્ગના અપધર્મીઓ અને વિધર્મીઓ.

યોગજન્ય ઐશ્વર્યની વાસનાથી પ્રેરાયેલા અને જ્ઞાન વૈરાગ્ય વિનાના શૈવો આ માર્ગના અપધર્મવાળા હોય છે, અને ભૈરવ, જગમ અઘોરી ઇત્યાદિ વિધર્મી હોય છે.

રસેશ્વરવાદ અને રસહૃદયતંત્ર શ્રી ગોવિન્દ ભગવાનનું

ઐશ્વર્યની વાસનાને વશ વર્તી કેટલાક રસેશ્વરવાદીઓ પણ થાય છે, કીમીઆના અને અજરામરતાના છદમા કેટલાક પડેલા હોય છે રસદર્શન શૈવદર્શન સાથે મળતું છે, પરંતુ તેની પરિભાષા ગોપ્યમાર્ગની અને ભ્રાંતિ ઉપજાવનાર હોવાથી તે રસદર્શનના સાચા ભાવિકો અથવા ઉપાસકો અને પ્રયોગશીલ મનુષ્યો નહિવત્ હોય છે. રસદર્શનના છૂટા છવાયા વિચારો આજ સુધી માધવાચાર્યના સર્વદર્શન સંગ્રહમાથી જાણવામા આવ્યા છે. પરંતુ હાલ પ્રસિદ્ધ થએલી આયુર્વેદીય ગ્રંથમાલામા શ્રી શંકરાચાર્યના ગુરુ ગોવિન્દ ભગવાનનો રસહૃદયતંત્ર નામનો ગ્રંથ અવલોકતા જણાય છે કે તે રસદર્શનનો પણ પ્રાચીન સંપ્રદાય હતો, અને તે સંપ્રદાયના પતંજલિ, વ્યાડિ, નાગાર્જુન વિગેરે ગુરુઓ થઇ ગયા છે. આ દર્શનના અનુયાયિઓ ચિદાત્માને રસરૂપ માને છે અને પ્રતિજ્ઞા કરે છે કે "જો સિદ્ધરસ પ્રાપ્ત થાય તો પૃથ્વીને જરા મરણ વિના કરી શકું." આ અસાધ્ય સિદ્ધિમા તણાઈ ઘણાઓ કાદંબરીમા વર્ણવેલા જરદ્ દ્રવિડ ધાર્મિક જેવા થઇ ગયેલા જણાય છે. પરંતુ આ સિદ્ધાન્તમાં એક મોટો ગુણ એ છે કે દેહની અવગણના કરવાનો જે ધર્મસિદ્ધાન્ત છે તે ખોટો છે. મોક્ષરૂપ મોટો પુરુષાર્થ જ્ઞાન વિના સિદ્ધ થતો નથી, જ્ઞાન અભ્યાસ વિના સિદ્ધ થતુ નથી, અને અભ્યાસ દેહની સ્થિરતા વિના બનતો નથી સિદ્ધરસવડે દેહની સ્થિરતા જેઓ પ્રાપ્ત કરી શકે છે, અને આરોગ્યાદિ સંપત્તિ મેળવી શકે છે તેઓજ પરમેશ્વરની સાચી ઉપાસના કરી શકે છે. ગોવિંદાચાર્ય એક સ્થલે લખે છે કે.—

દેહની સ્થિરતા પરમાત્માની ઉપાસનામા જરૂરની છે

नहि देहेन कथंचिद् व्याधि जरामरणदुःखविधुरेण
क्षणभंगुरेण सूक्ष्मं तद्ब्रह्मोपासितुं शक्यम् ॥
यज्जरया जर्जरितं कासश्वासादि दुःखवशमाप्तम्
योग्यं तन्न समाधौ प्रतिहतबुद्धीन्द्रियप्रसरम् ॥

* * *

अस्मिन्नेव शरीरे येषां परमात्मनो न संवेदः
देहत्यागादूर्ध्वं तेषां तद्ब्रह्म दूरतरम् ॥
ब्रह्मादयो यजन्ते यस्मिन् दिव्यां तनुं समाश्रित्य
जीवन्मुक्ताश्चान्ये कल्पान्तस्थायिनो मुनयः ॥
तस्माज्जीवन्मुक्तिं समीहमानेन योगिना प्रथमम्
दिव्या तनुर्विधेया हरगौरीसृष्टिसंयोगात् ॥

" વ્યાધિ જરા મરણના દુખોથી સપડાયેલા ક્ષણભગુર દેહ વડે સૂક્ષ્મ બ્રહ્મની શી રીતે ઉપાસના થાય ? જે દેહ જરાથી જર્જરિત હોય, શ્વાસ હિક્કાદિ દુઃખોથી પરવશ પડયો હોય તે દેહ સમાધિને લાયક નથી, કારણુ કે તેમા બુદ્ધિ તથા ઇન્દ્રિયોની ગ્રહણુ ધારણુ શક્તિઓ હણાઈ ગયેલી હોય છે. જેઓ વર્તમાન દેહમા પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકતા નથી તેમને મરણુ પછી બ્રહ્મનુ છેટુ ઘણું રહે છે દિવ્ય તનુને ધારણુ કરી બ્રહ્માદિ પરમાત્માનું યજન કરે છે; તેવી રીતે જીવન્મુક્તો અને કલ્પાન્ત સ્થાયિ મુનિઓ પરમાત્માને યજે છે. જે યોગિ જીવન્મુક્તિની ઇચ્છા રાખે છે તેણે પ્રથમ હરગૌરીના યોગ વડે દિવ્ય તનુને સંપાદન કરવુ જોઈએ "

ઉપરના વાક્યોથી સ્પષ્ટ થાય છે રસેશ્વર દર્શનનો મર્મ દેહને સ્થિર બનાવી પરમાત્મ સાક્ષાત્કાર કરવાનો છે, કાઈ ભોગ ભોગવવાનો નથી. અને આ દર્શનની પીઠમા ઇશ્વિરપરાયણુતા રહેલી છે.

## વૈષ્ણવ સંપ્રદાયો.

વિશિષ્ટ અદ્વૈત દર્શનની ભૂમિકા ઉપર રચાયેલા શ્રી રામાનુજ આચાર્યના શ્રી સંપ્રદાયના ( સને ૧૧૨૭ ) અનુયાયીઓ ગુજરાતમા બહુ નથી, તેમ પૂર્ણપ્રજ્ઞ સપ્રદાય અથવા બ્રહ્મ સંપ્રદાય પણુ ગુજરાતમા પ્રવર્તતો નથી પરતુ શ્રી રામાનુજ આચાર્યના સંપ્રદાયમાથી પૃથક પડેલા રામાનદી પથના સાધુઓ ગુજરાતમા છે આ પથમા સુરદાસ, તુલસીદાસ આદિ મહા ભક્તજનો થઈ ગયા છે; અને જ્યારે વાસુદેવ, સંકર્ષણુ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ આ ચાર વ્યૂહમા મૂલ શ્રી સપ્રદાયના અર્ચનનુ પ્રાધાન્ય હતુ ત્યારે આ પથમા અવતારવાળા શ્રી રામચદ્રની ભક્તિનુ પ્રાધાન્ય છે. આ પરપરામા થએલા કબીર વિશિષ્ટ અદ્વૈત કરતા કઇક કેવલ અદ્વૈત પક્ષપાતી થયા છે, નાનકે તે પથમાથી પજાબમા સીખ ધર્મની અવાન્તર શાખા સ્થાપી છે, અને સતનામી, સાધનાપંથી અને ખાસ અમદાવાદમા દાદુપથી ( સને ૧૬૦૦ ) આ શાખાની પરપરામા થયા છે પ્રખ્યાત નિશ્ચલદાસ, સુદરદાસ વિગેરે મહાત્માઓ આ પથમા થયા છતા કેવલ અદ્વૈતનો મહિમા ગાનારા થયા છે.

વિશિષ્ટ અદ્વૈત દર્શનનો શ્રી સપ્રદાય અને તેની શાખા-પ્રશાખાઓ.

પ્રાચીન ભાગવત ધર્મની પ્રણાલિકામા ઉતરી આવેલા વિશિષ્ટ અદ્વૈત સપ્રદાય અને તેની અવાન્તર શાખાઓમા ચિદ્ અને અચિત્-જીવ જગદ્થી વિશિષ્ટ બ્રહ્મ-જેને નારાયણુ સજ્ઞા આપવામાં આવે છે તેની ભક્તિ અને પ્રપત્તિ મોક્ષમા મુખ્ય સાધન માનવામા આવેછે.

૧ શ્રી સંપ્રદાયના પૂજ્ય પદાર્થો

વિશિષ્ટ પરબ્રહ્મનુ યજન શ્રી સંપ્રદાયવાળા પ્રતિમાઓમા (અર્ચામાં રામાદિ અવતારી શરીરોમા ( વિભવમા ), વાસુદેવ, સંકર્ષણ પ્રદ્યુમ્ન, અને અનિરુદ્ધ એ ચાર ચાર વ્યૂહમા, અને સર્વ જીવોમા અધિવાસ કરી રહેલા અંતર્યામી ઇશ્વરમા કરવાનુ વિધાન છે આ સંપ્રદાય જો કે ભક્તિ પ્રધાન છે, અને વિષ્ણુ દેવતાના જ મહત્વને માનાર છે તોપણ તેની તત્ત્વદૃષ્ટિ ઘણી ઉંડી છે. કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના મુખ્ય મતવ્યોમા કેવા પ્રકારનો ભેદ છે તે નીચેના કોષ્ટકથી સમજાશેઃ-

## કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના દર્શનનાં મંતવ્યોમાં ભેદ.

| કેવલ અદ્વૈત દર્શન પ્રમાણે. | વિશિષ્ટ અદ્વૈત પ્રમાણે. |
|---|---|
| ૧ આત્મતત્વ એકજ છે, અને અન્ય કોઈ પણ પરમાર્થે સત્ પદાર્થ નથી | ૧ ચિદ્ અને અચિદ્‌થી વિશિષ્ટ આત્મા એક છે, અને તેના શરીરથી પૃથક્ કોઇ પદાર્થ સત્ નથી |
| ૨ આત્મા સજાતીય, વિજાતિય, અને સ્વગત ભેદવિનાનો અખંડૈક રસ છે | ૨ આત્મા સ્વજાતીય જીવોથી, અને વિજાતીય જડ પદાર્થોથી, અને સ્વગત કલ્યાણકારક ગુણોથી ભિન્ન છે; અર્થાત્ અંતર્ગત ભેદવાળો છે. |
| ૩ આત્મા નિર્વિશેષ છે આવો છે, તેવો છે ઇત્યાદિ પ્રકારે વર્ણવવાને અશક્ય છે. | ૩ આત્મા સવિશેષ છે, સર્વજ્ઞત્વ, નિત્યત્વ, વ્યાપિત્વ ઇત્યાદિ વિશેષયુક્ત, અને તે તે ગુણોદ્વારા વર્ણવી શકાય તેવો છે. |
| ૪ નિર્વિશેષ છે માટે નિર્ગુણ છે તેમાં કલ્યાણકારક ગુણોનો પણ વાસ્તવ સદ્‌ભાવ નથી. | ૪ આત્મા સ્વભાવથીજ નિષ્પાપ, અને કલ્યાણ ગુણોથી ભરચક છે. તેમા અશુભ ગુણોનો સદ્‌ભાવ નથી. |
| ૫ જ્ઞાનરૂપ ગુણ પણ તેમા નથી, પરંતુ પોતે જ્ઞાનસ્વરૂપ છે. | ૫ જ્ઞાનસ્વરૂપ થતા જ્ઞાનગુણના આશ્રયરૂપ છે. ગુણજ્ઞાન સ્વરૂપ જ્ઞાનથી જૂદુ છે. |
| ૬ આથી આત્મા ખરી રીતે જ્ઞાતા નથી, અને જ્ઞાતા તરીકે માત્ર ઉપચાર થાય છે | ૬ આથી વસ્તુત તે જ્ઞાતા છે. અને તેથી વિજ્ઞાતા છે—જાણનાર છે—એવો વ્યવહાર થાય છે. |
| ૭ પરમાત્મા પોતાના રૂપે કૂટસ્થ નિત્ય છે, અને સ્વભાવથીજ અદ્વિતીય છે | ૭ પરમાત્મા સ્વભાવે કૂટસ્થનિત્ય છે, અને અને વિશિષ્ટરૂપે પારણામિનિત્ય છે. વિશિષ્ટરૂપે અદ્વિતીય છે |
| ૮ ખરી રીતે જ્ઞેયત્વ પણ તેનામા નથી, પોતે પોતાનો આશ્રય અને વિષય બને એ અસંભવ છે | ૮ જ્ઞેયત્વ તેનામા છે. ગુણજ્ઞાન સ્વરૂપ જ્ઞાન કરતા જૂદુ હોવાથી આત્મા જ્ઞાનનો આશ્રય અને જ્ઞાનનો વિષય થઈ શકે છે. |
| ૯ ઉપરના કારણોથી બ્રહ્મ અદ્વૈત છે | ૯ બ્રહ્મ અદ્વૈત ખરૂ, પણ તે પ્રકારનુ અ- |

| | |
|---|---|
| | દ્વૈત નહિ, પરતુ પ્રકારિનુ અદ્વૈત. બ્રહ્મના જીવ અને જડ પદાર્થો પ્રકારો છે, તે અનત છે, પરતુ તે જેનો પ્રકાર છે એવુ પ્રકારિ બ્રહ્મ એક છે |
| ૧૦ પરમાત્મા સન્માત્ર હોવાથી જ્ઞાન પણ સત્તારૂપ છે, સદ્વસ્તુને વિષય કરતું નથી. | ૧૦ ગુણજ્ઞાન સન્માત્ર નથી, પરતુ સત્તાને વિષય કરનારૂ છે. |
| ૧૧ માયાના ઉપાધિને લઈ પરમાત્માનુ ઈશ્વરત્વ છે અવિદ્યાના ઉપાધિને લઈ તેજ આત્માનુ જીવત્વ છે. જડ વિશ્વ પ્રાતિભાસિક હોવાથી મિથ્યા છે આ રીતે એકજ તત્વ છે | ૧૧ પરમાત્મા સ્વય ઇશ્વર છે તેના શરીર ભૂત જીવવર્ગ, અને જડવર્ગ તેનાથી ભિન્ન છે તેથી ચિદ્, અચિદ્, અને ઇશ્વર એવા ત્રણ તત્વો છે. |
| ૧૨ પરમાત્માથી અભિન્ન છતા ભિન્નવત્ દેખાતી ત્રિગુણાત્મિકા પરમાત્મશક્તિને અજ્ઞાન, માયા ઇત્યાદિ શબ્દથી ઓળખવામા આવે છે તે ઉપાધિથી યુક્ત પરમાત્મા જગતની મૂલપ્રકૃતિ છે | ૧૨ પરમાત્માથી વાસ્તવ જૂદુ ત્રિગુણવાળુ પ્રધાન જગતની મૂલ પ્રકૃતિ છે. |
| ૧૩ અજ્ઞાન વડે પરમાત્મામા જગદ્ ભાસે છે આને વિવર્તવાદ કહે છે | ૧૩ પ્રધાન પોતેજ અતર્યામી ઇશ્વરના સાન્નિધ્યને લઈ જગદાકાર પરિણામ પામે છે, આને પરિણામવાદ કહે છે |
| ૧૪ પરમાત્માના વિવર્તરૂપ આ પ્રાતિભાસિક જગત્ મિથ્યા છે, સત્ય નથી. | ૧૪ પ્રધાનના પરિણામરૂપ જગત્ સત્ય છે, મિથ્યા નથી |
| ૧૫ અનિર્વચનીય જગત્ અજ્ઞાન દોષથી ભાસે છે તેથી જ્ઞાનપ્રક્રિયામા અનિર્વચનીય ખ્યાતિનો સ્વીકાર છે. | ૧૫ વસ્તુત. સાચુ જગત્ દેખાય છે તેથી જ્ઞાનપ્રક્રિયામા સત્ખ્યાતિનો સ્વીકાર છે. |
| ૧૬ શુક્તિરજત સ્થલે છીપમા રૂપાનો ભાસ થવાના ભ્રમ સ્થાને-તથા સ્વપ્નમા અનિર્વચનીય પદાર્થો માત્ર ભાસે છે | ૧૬ શુક્તિરજતમા, અને સ્વપ્નમા સત્ય પદાર્થોજ ભાસે છે એટલે કે જે હોય છે તેજ ભાસે છે |
| ૧૭ શાસ્ત્ર પણ જગતમા પડતું હોવાથી અસત્ય છે, તોપણ સ્વપ્ન પદાર્થવત્ તત્વજ્ઞાનના સાધનરૂપ થાય છે | ૧૭ શાસ્ત્ર સત્ય હોવાથી તે તત્વજ્ઞાનનુ સાધન છે. અસત્યમા સત્યની ઉત્પતિ થાય નહિ |
| ૧૮ અર્થ જ્ઞાનના સાધનરૂપ પ્રમાણો છ છે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ. | ૧૮ અર્થ જ્ઞાનના સાધનભૂત પ્રમાણો પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ—એ ત્રણ છે |
| ૧૯ પ્રમાણ વડે જે જ્ઞાન થાય છે તેમા અંત કરણ જ્ઞાનનુ અભિવ્યજક છે. | ૧૯ પ્રમાણોવડે ઉત્પન્ન થતું જ્ઞાન જીવમા હોય છે |
| ૨૦ પરમાત્માથી અભિન્ન જીવો પણ પરમાત્માની પેઠે જ્ઞાનરૂપ છે, અને જ્ઞાનના આશ્રયરૂપ નથી તેમનું જ્ઞાતૃત્વ કહેવાય | ૨૦ પરમાત્માથી ભિન્ન જીવો પરમાત્માના શરીરભૂત છે છતા જ્ઞાનસ્વરૂપ તથા જ્ઞાન ગુણવાળા છે, અને તેમનું જ્ઞાતૃત્વ ખરૂ |

છે તે અંતઃકરણરૂપ ઉપાધિને લઇને કહેવાય છે.

૨૧ જ્ઞાનના આશ્રય રૂપે જણાતો અહં શબ્દનો અર્થ અંતઃકરણનું રૂપવિશેષ છે એટલે અહંકાર છે. જીવાત્મા અહં શબ્દનો ખરો અર્થ નથી

૨૨ જીવ વિભુ છે.

૨૩ સ્વરૂપે કરીને સર્વ શરીરના અવયવોમા તે ફેલાયલો છે.

૨૪ જીવ બ્રહ્મ રૂપ હોવાથી ખરી રીતે એક છે, જીવનું અનેકપણું ઉપાધિને લીધે છે.

૨૫ વિવેક, વૈરાગ્ય, શમાદિ છ દૈવી સંપત્તિ અને મુમુક્ષુતા પછી બ્રહ્મવિચારરૂપ મીમાંસા શાસ્ત્રનો આરંભ છે

૨૬ પ્રત્યક્ષ સામગ્રી ઉભી હોય તો શબ્દ પણ પ્રત્યક્ષ જ્ઞાનનો જનક થાય છે

૨૭ મહાવાક્યો વડે આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતાજ અવિદ્યા નિવૃત્ત થાય છે

૨૮ સુખ દુઃખથી પર આત્માનો સાક્ષાત્કાર થયા પછી જીવતાજ મોક્ષ સિદ્ધ થાય છે

૨૯ પ્રારબ્ધ કર્મનો ક્ષય થતા શરીર છૂટયા પછી સ્વરૂપાવસ્થિતિરૂપ મોક્ષ થાય છે

૩૦ સ્વરૂપાવસ્થિતિ મરણ પછીની થાય તેને વિદેહમુક્તિ કહે છે

૩૧ મુક્તિમા અહંભાવ હોતો નથી

૩૨ મુક્તિ સમયે જીવ બ્રહ્મનો ભેદ હોતો નથી

૩૩ આ અવસ્થામા લેશ પણ દુઃખ નથી, તેમ સુખ પણ નથી.

છે; ઔપચારિક નથી.

૨૧ જ્ઞાનના આશ્રયરૂપ અહં પદાર્થ જીવજ છે; તેનાથી પૃથક અહંકાર નામનો પદાર્થ નથી.

૨૨ જીવ અણુ છે.

૨૩ જ્ઞાનદ્વારા સર્વ શરીરના અવયવોમા તે પ્રસરેલો છે

૨૪ જીવો વસ્તુતઃ અનેક છે. જીવનું અદ્વૈતપણુ તે પ્રકારનુ અદ્વૈતપણું છે. એટલે કે જીવજાતિ એક છે.

૨૫ કર્મ સ્વરૂપના જ્ઞાન પછી બ્રહ્મવિચારનો આરંભ છે

૨૬ શબ્દથી ઉત્પન્ન થતું જ્ઞાન પરોક્ષ હોય છે, કદી અપરોક્ષ હોતું નથી.

૨૭ મહાવાક્યો વડે ઉત્પન્ન થતી ભાવના અથવા ઉપાસનાની દૃઢતાવડે પરમાત્મા પ્રસન્ન થાય છે

૨૮ લૌકિક શરીરની વિદ્યમાનતા સમયે સુખ દુઃખનો અનુભવ આવશ્યક હોવાથી જીવતા કદી મોક્ષ થતો નથી,

૨૯ પ્રારબ્ધ કર્મનો ક્ષય થયા પછી લૌકિકદેહ પડયા પછી દિવ્ય દેહની પ્રાપ્તિ થાય છે, અને પરમાત્મા સાથે પરમ સામ્ય થાય છે.

૩૦ મરણ પછી દિવ્ય તનુ મળ્યા પછીનું પરમેશ્વરનુ સામ્ય મેળવવુ એજ મુક્તિ છે.

૩૧ મુક્તિ અવસ્થામા પણ અહંભાવ હોયછે.

૩૨ મુક્તિ સમયે પણ જીવ-બ્રહ્મનો ભેદ હોય છે.

૩૩ આ અવસ્થામા દુઃખલેશ વિનાનું સુખનું આધિક્ય અનુભવાય છે

શ્રીરામાનુજ આચાર્યના સંપ્રદાય અને તેની અવાન્તર શાખાઓના સાધુ અનુયાયીઓમાં અનુકંપા, મૃદુતા, પવિત્રતા ઇત્યાદિ ઘણા આકર્ષક ગુણો ઝળકે છે જ્યારે કેવલ અદ્વૈત સન્યાસ પરાયણ છે ત્યારે વિશિષ્ટ અદ્વૈત કલ્યાણ પરાયણ આ સંપ્રદાયના સાધુ પુરૂષો જનતાના હિતના કાર્યો કરવામાં ઘણી સારી સહાનુભૂતિ આપે છે જગતને તૃણવત્ ગણવાની ખુમારી, અને જગતમાં કલ્યાણ ગુણોની વૃદ્ધિ કરવી–આ બે ભાવનાઓ કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના દર્શન ભેદથી પ્રકટેલી છે દર્શનભેદ હોવાથી, તથા ભાવનાભેદ હોવાથી કૃતિમાં પણ ભેદ હોય છે જગત્ તુચ્છ છે, માયિક છે–એ મંતવ્યના પ્રભાવથી જનકલ્યાણનાં કાર્યોમાં કેવલ અદ્વૈતીને આવેશ આવતો નથી, જ્યારે જગત્ સાચું છે, પ્રભુનું શરીર છે–એ મંતવ્યના પ્રભાવથી વિશિષ્ટ અદ્વૈત વિશ્વહિતનો આવેશ પ્રકટાવે છે

શુદ્ધ અદ્વૈતનો પુષ્ટિ સંપ્રદાય

કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના મધ્યમાં શુદ્ધ અદ્વૈતનો જેવો કાશ્મીરકોનો શૈવ સંપ્રદાય છે તેવો વૈષ્ણવોનો પુષ્ટિ સંપ્રદાય છે. આ સંપ્રદાયનું મૂલ ખરી રીતે શ્રીશંકરાચાર્યના પહેલા થઈ ગયેલા વિષ્ણુ સ્વામીના સિદ્ધાન્તમાં રહેલું છે, પરંતુ તે સંપ્રદાયનો પુનઃ ઉદ્ધાર સોળમા સૈકામાં શ્રી વલ્લભાચાર્યે કર્યો છે આ સંપ્રદાયમાં માયાના સ્પર્શ વિના બ્રહ્મતત્ત્વ જેને વિષ્ણુ, કૃષ્ણ ઇત્યાદિ દેવભાવથી ઓળખવામાં આવે છે તે જીવ તથા જગત્ રૂપે પરિણમે છે, અને પરિણામ પામતા છતાં તે અવિકૃત ભાવવાળું રહે છે જેમ સુવર્ણ ઘરેણાના રૂપમાં પલટાય તો પણ સુવર્ણરૂપે ઓળખાય છે, તેમ બ્રહ્મ જીવ જગત્ રૂપે જે પરિણમે છે તે માત્ર લીલા રૂપેજ પરિણમે છે–આ સ્થિતિને અવિકૃત પરિણામ કહે છે. જેમ પ્રત્યભિજ્ઞા દર્શનમાં જીવને શિવ તરીકે ઓળખવાનું છે તેમ પુષ્ટિસંપ્રદાયમાં જીવ, વિષ્ણુ ભગવાનનો પ્રસાદ મેળવી મર્યાદાભાવથી છૂટે છે.

ભક્તિનું પ્રાધાન્ય અને જ્ઞાન વૈરાગ્ય ગૌણ

શ્રવણ કીર્તનાદિ નવ પ્રકારની સાધન ભક્તિવડે સાધ્ય પરાભક્તિ સિદ્ધ થવાથી મોક્ષ થાય છે. નારદ તથા શાંડિલ્યાદિ મહર્ષિઓના ભક્તિસૂત્રોમાં પરમેશ્વરમાં નૈસર્ગિક પ્રેમને પ્રકટાવવાનું જે વિધાન છે, તેનું બીજ છાન્દોગ્યની શાંડિલ્યવિદ્યામાં, અને નારદસનત્કુમાર સંવાદમાં છે, અને તેની પરંપરામાં તત્ત્વજ્ઞાન ગૌણ અને ભક્તિનું પ્રાધાન્ય સ્વીકારી જીવાત્મા અને પરમાત્મામાં અંશાંશિભાવ, અથવા કાર્યકારણભાવ પ્રમાણભૂત મનાતા ભક્તિદ્વારા ભેદવિલાપન કરવાનું ઉપસ્થિત થએલું જણાય છે

શ્રીમદ્ વલ્લભાચાર્યની ગુરુપરંપરા વિષ્ણુ સ્વામીથી જ્ઞાનદેવ, તેમનાથી નામદેવ, તેમનાથી ત્રિલોચન અને તેમનાથી શ્રી વલ્લભ–એમ ઉતરી આવેલી જણાય છે શ્રીમદ્ વલ્લભાચાર્યના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીના સાત પુત્રોની સાત ગાદીઓના આચાર્યો વડે આ સંપ્રદાય પ્રસારને પામેલો છે. અને ગુજરાતમાં આ સંપ્રદાયના મનુષ્યો ઘણા છે

ભક્તિનું નિર્દોષ સ્વરૂપ ન સમજાય તો અપધર્મતા શુદ્ધ અદ્વૈતમાં ઉભી થાય.

ઉપર કહી ગયા તેમ, જેમ કેવલ અદ્વૈત સંપ્રદાયના ધર્મમાં તત્ત્વજ્ઞાનના અભાવે ત્યાગના આડંબર વડે અપધર્મતા ઉભી થવા સંભવ છે; જેમ વિશિષ્ટ અદ્વૈત સંપ્રદાયમાં પણ સાચી પ્રપત્તિના અભાવે આહાર શુદ્ધિની ભાંજગડવડે અપધર્મતા ઉભી થવા સંભવ છે, તેમ શુદ્ધ અદ્વૈતશાખામાં ભક્તિનું નિર્દોષ સ્વરૂપ ન સમજાય તો મનુષ્ય શરીર માત્રના સતર્પણવડે અપધર્મ જામે છે. આ દોષો સંપ્રદાયના દર્શન, ભાવના અને કૃતિ એ

ણ્ણેનો સમન્વય ન થવાથી ઉભા થાય છે જેઓ શુદ્ધ નિશ્ચયવાળા હોય છે તેઓ સંપ્રદાયના લક્ષ્યની સિદ્ધિ કરી શકે છે,

પુષ્ટિસંપ્રદાયના સાચા અનુયાયીઓના આકર્ષક ગુણો.

આ સંપ્રદાયના સાચા ભક્તજનો જનજલ્પનિર્ભય હોય છે, ભગવાનના પ્રેમથી રંગાયેલા હોવાથી હૃદયના કોમલ હોય છે અને સંસારના સઘળા ક્રૂર ભાવોને સમજવાની કુશળતાવાળા હોય છે.

આ સંપ્રદાયના આચાર્યશ્રીએ પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો રચ્યાં છે, અને તેમના દર્શનના ગ્રંથોની સર્વાંશ શોધ ખોળ થવાથી સંપ્રદાય વિશુદ્ધિની સારી સમજણ ઉછરતી પ્રજામા થવા સંભવ રહે છે.

વિશિષ્ટ અદ્વૈત દર્શનવાળો શ્રી સહજાનંદસ્વામીનો ઉદ્ધવસંપ્રદાય

ગુજરાતમા સદાચારની સારી છાપ આપનાર અને જડ મનુષ્યોને સુનીતિનાં માર્ગે ચઢાવવામા સરલ ઉપદેશ આપનાર શ્રી સહજાનંદ સ્વામીના છેવટના શતકના સ્તુત્ય પ્રયત્ન પ્રતિ ધ્યાન ખેંચવાની જરૂર છે, તેમના સંપ્રદાયને ઉદ્ધવસંપ્રદાય નામ આપવામા આવે છે

શ્રી સહજાનંદ સ્વામીના ધર્મ સિદ્ધાન્તનો મર્મ

શ્રી સહજાનંદ સ્વામીએ ધર્મ પ્રસારણ સંસ્કૃત ભાષા દ્વારા કરવા કરતા લોકભાષામા કર્યું તે; અને તેમના અશમા તથા તેમના જીવનની સાદાઇને લીધે અને પારકા સિદ્ધાન્તો સાથે દ્વેષ બુદ્ધિના અભાવને લીધે ગુજરાતના તેમને અર્વાચીન કાળના ગૌતમ બુદ્ધ કહીએ તો તેમા અતિશયોક્તિ નથી તેમના સંપ્રદાયનુ દર્શન વિશિષ્ટ અદ્વૈત છે, અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ઉપરાંત શૈવો ઐશ્વર્યની કિંમત આંકે છે, ત્યારે આ સંપ્રદાય વાળા "સ્વધર્મ, આત્મ જ્ઞાન, વૈરાગ્ય પોતાના સ્વરૂપનુ જ્ઞાન અને પોતાની માહાત્મ્યે સહિત ભક્તિ"—એ પાંચ મુદ્દાને મહત્વના માને છે શ્રી સહજાનંદના ઉપદેશ વાક્યોનો સંગ્રહ જે વચનામૃતમા થયો છે તેમાં આ પાંચ મુદ્દાનો વિસ્તાર લોક ભાષામા સરલતાથી કર્યો છે પોતાના સિદ્ધાન્તનો મર્મ તેમણે સ્પષ્ટ રીતે નીચે પ્રમાણે લોયાના વચનામૃતમાં કહ્યો છે —

"અમારો અભિપ્રાય તે થોડાકમા કહ્યો કહીએ જે જેવી રીતે શંકર સ્વામીએ અદ્વૈત બ્રહ્મનુ પ્રતિપાદન કર્યું છે તેને વિષે તો અમારે રુચિ નથી, તથા રામાનુજ સ્વામીએ જેવી રીતે ક્ષર અક્ષર થકી પર જે પુરુષોત્તમ ભગવાન્ તેનુ નિરૂપણ કર્યું છે તે પુરુષોત્તમ ભગવાન્ વિષે તો અમારે ઉપાસના છે, તથા ગોપીઓના જેવી તો એ પુરુષોત્તમ ભગવાન્ વિષે અમારે ભક્તિ છે તથા શુકજીના જેવો તથા જડ ભરતના જેવો અમારે વૈરાગ્ય છે અને આત્મનિષ્ઠા છે. એવી રીતે અમારો અભિપ્રાય તથા રુચિ છે તે અમારી વાર્તાએ કરીને તથા અમે માન્યા જે અમારા સંપ્રદાયના ગ્રંથ તેણે કરીને જો પૂર્વાપર વિચારીને જુએ તો જે બુદ્ધિમાન્ હોય તેના જાણવામા આવે છે."

આથી શ્રી સહજાનંદના અભિપ્રાય પ્રમાણે તેમનુ દર્શન વિશિષ્ટ અદ્વૈત છે, તેમની ભાવના પુરુષોત્તમ એટલે ક્ષર અને અક્ષરથી પર વસ્તુ વિષયક છે, તેની બાહ્ય પૂજા શ્રીજી મહારાજના અવતારી શરીરમા સ્વીકારી છે, અને જ્ઞાન વૈરાગ્ય સાધનો ભક્તિના પરિપોષક તરીકે સ્વીકાર્યા છે.

નવા જમાનાના કેળવાયેલા સ્ત્રી પુરુષોને સંપ્રદાયધર્મોના આચાર વિચાર ન રૂચે તે સ્વાભાવિક છે, પરંતુ ધર્મતત્વનો નિર્ણય તેઓ સ્વતંત્ર બુદ્ધિથી કરી શકતા હોય, અથવા તો દ્વૈત, દ્વૈતાદ્વૈત, અથવા અદ્વૈત દર્શનના કોઇ પણ દર્શન ઉપર પ્રાચીન સમયમા જે મીમાંસા થઇ છે તે મીમાંસાનો ન્યાયાનુસાર સ્વીકાર થતો હોય તો તે દર્શનને અનુસાર તેમણે ઇશ્વર વિષયક ભાવના ઘડવી જરૂરની છે, અને તે ભાવનાનુસાર તેમના જીવનની સઘળી પ્રવૃત્તિઓ રચવી જરૂરની છે જો દર્શનાનુ સારી ભાવના અને કૃતિની યોજના કરે તોજ તેઓ ધાર્મિક જીવન ગાળતા ગણાય, અને તેમ થાય તોજ ધર્મપાલન જન્ય શાંતિ મળવા સંભવ છે પરંતુ કેવલ ધર્મનો વિચાર કરવા માત્રથી, અને આચારને સગવડીઓ પદાર્થ માનવાથી તો ધર્મશૈથિલ્ય વિના બીજું કઇ પરિણામ પ્રકટે નહિ, અને ધર્મની શિથિલ ભાવના વાળા મનુષ્યો સમાજનુ નાવ ઇષ્ટ ભૂમિ તરફ લઇ જવાને બદલે હાલ ડોલ કરે, અને સમાજના બંધારણમા ધર્મને ગૌણ કરી અર્થ તથા કામને પ્રાધાન્ય આપવાના જે માઠા પરિણામો પ્રકટે તેમા તેઓ નિમિત્ત થવાનો સંભવ ઉભો કરે છે એ પ્રત્યેક વિચારશીલને સમજાય તેમ છે.

ધર્મ શૈથિલ્ય કરતા સાંપ્રદાયિક ધર્મ બંધન વિશ્વવ્યવસ્થામા ઉપયોગી છે.

સંપ્રદાય ધર્મોની કાળી બાજુ છે તે કોઇ ના પાડતું નથી, પરંતુ તેની ઉજળી બાજુ અલક્ષ્ય કરવા જેવી નથી, અને કેવલ અસાંપ્રદાયિક સ્વૈર ધર્માચરણ કરવા કરતા સાંપ્રદાયિક ધર્મનુ વિવેકથી પાલન કરનાર વિશ્વવ્યવસ્થામા વધારે ઉપકારક છે એજ આ વિષયચર્ચાનું તાત્પર્ય છે. ધર્મ વસ્તુનો નિર્ણય થયા પછી અને ભાવના તથા કૃતિનો બરાબર યોગ સિદ્ધ થયા પછી "સર્વતંત્રસ્વતંત્ર" રહેવાને કોઇ ના પાડતુ નથી, પ્રાચીન મહર્ષિઓ તે પદવીને તે તે તંત્રની શિષ્ટમર્યાદાના પાલન વડે મેળવી શક્યા હતા પરંતુ ધર્મ કઇ સ્વૈર બુદ્ધિથી ઉભો થયેલો પદાર્થ નથી, પરંતુ આત્માના વિકાસનુ આત્માએ ઉભુ કરેલુ સંયમનુ બંધન છે, જેઓ યથાર્થ સંયમી થાય તેઓજ ધર્મ રહસ્યને સમજે છે, અને તેઓજ ધર્મનુ વિધાન કરી શકે છે. સ્વયંપ્રકાશ પરમાત્મા પણ તેનેજ आविरासीमेधि એ શ્રુતિ અનુસાર હૃદય તથા નેત્ર આગળ પ્રકટ રહ્યા કરે છે

ઉપસંહાર

તા ૩૧-૩-૧૯૨૦ નર્મદ.



અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમા પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ૧૯૨૦